આલેમે અમાંન, ફ઼ૅસહાએ દૌરાંન, ફ઼ીલસુફ઼ે આવાંન
રાજ્ય રક્ષક અને પ્રજા પક્ષક,
પ્રો. શેઠ દાદાભાઈ નવરોજી ઍમ. પી.
જી. ઓ. ઍમ. ઑફ઼ ઇન્ડીયા.
આપ નામદાર બ્રિટિશ રાજ્યના એક ચુસ્ત વફ઼ાદાર,
ઉત્કૃષ્ટ ઉત્સુક, સુજ્ઞ શુભેચ્છક,
અને
રસજ્ઞ રાજ્ય ભક્ત હોઈ,
હિંદની ગરીબાઈ ઉભયપક્ષને પ્રદર્શિત કરવા,
તથા
હિંદના કેળવાયલા કસાયલાઓનો
સરકાર ચાકરીમાં આખો પગ પેસાડવા,
આપની અમુલ્ય જીંદગી
તન મન ધનથી અર્પણ કરી,
પારસી ટોળાને એક નોશાકરા અથોરનાન લેખે,
જગમાં જય જશ ને જેબ આપોછો,
તેની એક નિર્જિવ નિશાની દાખલ,
આપની કૃપાળુ આજ્ઞાનુસાર
આ તવારીખ
આપને
હું અર્પણ કરૂં છું.

TO

THE GRAND OLD MAN OF INDIA

# PROF. DADABHAI NAOROJI M. P.,

THE MOST LOYAL REPRESENTATIVE

OF

## LOYAL HINDUSTAN,

*Whose Herculean task was to prove*

*The Poverty of India,*



Whose sole object was to appeal to the throne for

The Employment of Indians in

The Government Services;

*THIS WORK IS,*

*WITH HIS KIND PERMISSION,*

**Dedicated by the author.**

સાહિત્યની રંગભૂમિના ભાવિક ભક્ત

# મરહુમ શેઠ સોરાબજી મનચેરજી દેશાઈ.



જન્મ
તા. ૧૫-૮-૧૮૬૫.

મરણ
તા. ૨૭-૧૨-૧૯૩૭.

# PREFACE.

This is a short but general History of the ancient city of Navsari, which is mainly inhabited by Hindoos, Mahomedans, and Parsees & which is under the rule of H. H. The Gaikwar of Baroda under the British rule in India. In this History are collected all the incidents that happened in the city from the time of the Kings of the Chalukya Dynasty who reigned on this land a thousand years ago, up to the present date.

The Iranian Parsees, the faithful followers of their prophet Zoroaster and the true believers in his religion, after having been defeated by the Arab Chiefs, left Persia for India for the protection of their own religion, and shortly after, this city of Navsari became the principal seat of the Iranian Zoroastrians and their faith. This city is again well-known as the " Home, Sweet Home, " of great personages like Sir Jamsedji Jeejibhai Kt. Bart, and Mr. Dadabhai Navroji M. P., and as the birth-place of the great priests, Dastoors Meherji Rana, Jamasp Asha, Darab Pahlan, Minocher Homji &c, and also as the native country of the Parsee Kings Changashaw Mangashaw, and Desais Cursetji Temoolji, Mancherji Cursetji &c. The chief things of note in this city are the first proprietary fire-temple or Atash-beheram, that was erected by Cursetji Temoolji Desai, (2) the Wadi Darehmeher or Agiary of Desai Mancherji Cursetji, which is the chief ecclesiastical seat of the Parsees, and which is the University of Navsari like that of Oxford, where all the young Mobeds from Bombay and elsewhere are sent for confirmation or to receive the apostolic succession of their order, and (3) the mosque of the first and great Mahomedan saint Noor Satagar, the great propagator of Islamism in India.

Navsari can be called, without any exaggeration, the best school of education in comparision with all the educated cities of the world. The Pope of the Zoroastrians

is the high priest of the city The first Baronet in the whole of India, the first Member of the British Parliament for India, the first Indian Professor of the Forest Department, the first Parsee King in India, the first Parsee Navigator, the first Parsee Dewan, the first Parsee Suba, the first Parsee Desai-all these have their names connected with Navsari. The threshold of the Gaikwar's Dominions is Navsari, ( Songad being the cradle of the Gaikwar family ) and the man who made the Gaikwar cross this threshold was also a Parsee Desai ( Temulji Rustamji ) of this city. The Parsees that have made great advances towards education, trade and commerce and other great enterprises, and have prospered through them all, are mainly the inhabitants of this town.

This is a small city situated between Bombay and Surat in Gujarat in India, but it is more ancient than both of these cities. The fine workmanship of centuries ago of this city was very well known even in Europe. Many European travellers had visited this place of importance in ancient times.

The name of this city is differently derived by different nations inhabiting it. According to the Parsees when they left Sanjan in 1142 A. D., and came to settle in this place, they found the good climate of this city exactly similar to that of their ancient city of " Saari " in Persia, and called it in Persian " Nao Saari " or New Saari which is now called Navsari. On the other hand, according to the Hindoos, there were nine tanks in this city ( which can be seen and verified numerically this day also ) and they called it the नवसर (नव=Nine; सर=Ponds ) or the place where nine ponds are situated, and afterwards corrupted that " Navsar " into Navsari. Again, according to the Mahomedans, when their Saint Noor Satagar married Palande, the daughter of the then King Raja Surchund 828 years ago,* and was adorned (Araee) as a bride-groom

* as counted from 1897 the year of Publication of the first edition.

( Naosa ) they called this city Naosa-Ara-ee, which is hence corrupted into Navsari. Here are said to have happened numerous astonishing and wonderful stories in connection with Mahomadan Saints and Hindoo Priests.

The climate here is *salubrious and the ancient* inhabitants of this city have proved themselves valiant. They were well-versed in arts and sciences, and according to the author of the Aine-e-Akbari, Zoroastrians from this place had gone to Delhi in the religious council of the Great Mogal Emperor Akbar, and Dastoor Meherji Rana, an inhabitant of Navsari, it is said, was successful in explaining his Zoroastrain religion to the Emperor. This is the only place to learn Zoroastiianism in the ancient fashion and as it was learnt in the ancient times, and hence it is that it is also called the centre of Zoroastrianism, just as the see at Rome. After the incessant and gross misery and annihilation brought on by the destructive invasions of Shivaji 235 years before * and even after the commencement of the present century, by the injurious plunders of the Maratha freebooters, Rajput Girasias Bhils, and Pindaras, this city is making a very rapid progress The Parsee Desais of Navsari have received the British Guarantee on account of rendering valuable services to the British, and the Gaikwar Government have presented them with an Inam Village ( Kolasna ) and other gratuitous Nemnuks and rewards.

In this manner a city which was once exposed to the constant plunders of merciless freebooters and to the inhabitants of which city to take good food, to wear good clothes, and to keep something in cash with them were a sin and trouble, and the inhabitants whereof had not the necessary means of *imparting education in the ancient* times, and where there was nothing like justice,-the people of such a city under the best and most auspicious present rule of the kind, popular, well-educated, and just prince H. H. The Maharaja Sayaji Rao Gaikwar G C. S. I., have

* as counted from 1897 the year of publication of the first edition.

now grown up to be a body of happy and learned people exacting their rights and demanding justice whenever required; and now a days if any one were to walk on, even at midnight, with gold tossing in his hand, none can dare challenge him; nor one can dare cross the threshold if a man were to sleep with his doors open. And thus this city has come on a levėl with other enlightened cities in point of education, justice, and independence.

This work, I have the honour to dedicate with feelings of profound admiration and respect to a man who has, in a spirit of loyalty both to India and to the British Empire, devoted his life to strengthening the connection between the two countries, and who takes the deepest interest in all that concerns the moral and material condition of the people of Bharatkhand, and I am highly obliged to him for allowing me to dedicate this book to him.

I have sought this opportunity of publishing this small History of an ancient city, exactly corresponding to the history of the city of Cordova in Spain, in consequence of the inestimable help and invaluable suggestions of my respected father Mancherji Burjorji Desai Esquire. I must thank heartily Mr. R B Ranji for his unceasing assistance. I will think my labours completely rewarded if this small history of a small ancient city of Navsari can but serve as an addition to the Science of History.

Sorabji Mancherji Desai.

# પ્રસ્તાવના.

'Breathes there the man, with soul so dead,
Who never to himself hath said
This is my own, my native land!
Whose heart hath ne'er within him burn'd,
As home his footsteps he hath turn'd,
Form wandering on a foreign strand!"

—*Sir. W. Scott.*

ખુદરતનો ખેલાડી, ખાવિંદ ખુદાતાના ખુદ પોતાની તવારીખ ધરાવેછે. પવિત્રાઇના પેશ્વા પાક પેગંબરો પોતાનો ઇતિહાસ રાખી ગયાછે. દોરંગી દુનિયા પોતાની પ્રાચીન હકીકત કહેતી આવીછે. નામાંકિત નરો અને સુશોભિત શહેરો પોતાની પૂર્વ કાળની નોંધો સાચવતી આવીછે. ત્યારે નવસારી જેવી નવાઇભરેલી નવરંગ નગરી, પોતાની તવારીખ જાળવી રાખવાને શા માટે હક્કદાર નથી ? હક્કદાર નથી એમ નથી, માટેજ તેની તવારીખ પણ નથી એમ નથી. તેથીજ આ "તવારીખે નવસારી" આગમચની જન્મવી જોઇતી હતી તે આજે જન્મી છે. તારીખ એટલે મીતિ અથવા રોજ.–તારીખ એ ઍરેબ્બીક શબ્દ છે, જેના બીજા અર્થ ઇતિહાસ, કાળક્રમનું વૃત્તાંત, પંચાગ, સને, દિવસ, વગ્સ એવા થાયછે. વળી લખેલા પત્રનો દહાડો વાર, તથા બનેલા બનાવની મીતિ પણ તારીખ કહેવાયછે. તે તારીખનું બહુવચન તે તવારીખછે. તે ઉપરથી રોજની નોંધ અથવા રોજનીશીને તવારીખ કહેવી બન્મેલછે. ત્યારે તો જે રૂપે આજે તવારીખો લખાયછે, તે વાસ્તવિક રીતે તો તવારીખ નથી. જો એ શબ્દ સજુક્ષો છતાં અજુક્ષો ગણાતો હોય, તો પછી આ પુસ્તક નવસારીની રોજે રોજની નોંધનું નહીં છતા, તેનું "તવારીખ" એ નામ, રૂઢીને અવલંબીને આપેલું ગણાય. ત્યારે તારીખ વગર તવારીખ હોતી નથી આજનો " કેમ શું ? અને કેવી રીતે ? "નો જમાનો તેજ ઇતિહાસનો જમાનોછે. એરેબ્બીક "તવારીખ" શબ્દનો સંસ્કૃત શબ્દ इतिहास છે; અને તે શબ્દની બાધણીજ તેનું સિદ્ધ કહી આપેછે. इति=આ+ह=અરે ! +आस=હતું ( अस=હોવું ઉપરથી ) એટલે " અરે ! આ હતું. " " અરે ! ફલાણું હતું." એવો એ શબ્દ મૂળ અર્થજ તેનો ગુહ્યાર્થ કે ગુપ્તાર્થ સમજાવી દેછે. "તવારીખ" નો વળી અંગ્રેજી શબ્દ History છે, તેપણ "કેમ? શું? અને કયારે?"ના જમાનાનો ખ્યાલ ખુલ્લો પાડેછે ગ્રીક શબ્દ Historia યાને પુછપાછ કરીને જ્ઞાન સંપાદન કરવું, તે ઉપરથી લેટીનમાં Historia શબ્દ આવ્યો, અને તે ઉપરથી ફ્રેન્ચમાં Histoire થયો, અને તે ઉપરથી અંગ્રેજીમાં History થયો. અર્થાત્ એવોજ ભાવાર્થ નિકળ્યો કે, "કેમ ? શું ? કેવી રીતે ? શા માટે ? ક્યારે ? " એવાં પ્રશ્નાર્થ રૂપોનો જવાબ તે "તવારીખ" છે. અને શેકસપીઅર કહેછે કે,

For aught that I could ever read,
Could ever hear by tale or history.

ઍથેન્સ, કાર્થેજ, તથા ગ્રીસ જેવી ભૂમીઓ; પેકીન, તેહરાન તથા બૅબીલૉન જેવાં પાયતખ્તો; અને નાઇલ, અદિશુર, તથા ગંગા જેવી નદિઓ, આજે નાહનપમાં આવતાં જાય, તોપણ તેમની તવારીખ તો મોટીજ રહી જશે. કેટલાંક મોટાં માનવીઓ કે મથકો એવાં હોયછે, કે જેમની મોટાઈના ઝુંડા અર્વાચીન કાળે અણહદ મોટાઈમાં ઉડેછે તો પણ, તેઓની પ્રાચીન તવારીખ નિર્મુલ્ય હોયછે; તેમ વળી કેટલાંક નાહનાં મરો કે નગરો એવાં હોયછે, કે જેમની નોંક નવીન કાળે નીચી પડી ગઇછે તો પણ, તેઓની જુની કારકિર્દિ અમુલ્ય હોયછે. મુંબઈ શહેર લ્યો, કે જાપાન દેશ લ્યો. ત્રણસો વર્ષ ઉપર માછીમારોનું મથક તે મુંબઈ! અને તેજ દરમ્યાનમાં નગ્નાવસ્થામાં અમર્યાદ અને અવિવેકી રાજા પ્રજાનું સ્થાન તે જાપાન! આજના તેજ મુંબઈ શહેર અને તેજ જાપાન દેશ જુઓ, ત્યારે એ બેની જુની તવારીખ નકુચછે. નવસારી નગરી જુઓ, કે ચીનનો મુલક નિહાળો એક હજાર વરસ ઉપર મોટા રાજાના રાજના ઠાઠમાઠનો ડંકો વાગી રહેલો એવી નવસારી! અને તેજ અરસામાં કળા કૌશલ્યતા અને કારસાજી ભરેલી કારીગિરિના કામોથી છળકાઈ રહેલો એવો અર્વાચીન મહાચીનનો પ્રાચીન મુલક! અએ નવસારી! અએ નવચીન! ક્યાં ગઇ તમારી નામદારી ને નોંક? ક્યાં સુતાં તમારાં નામદાર નારીઓ અને નરો? ક્યાં ગયું તમારૂં અસલ નસલ? અરે! તે સુતાંછે, પડયાંછે, નાબુદ થયાંછે, નાશ પામ્યાંછે. હમોને વધુને વધુ ન સંતાપો! હવે હમોને છેવટની ઉંઘમાં ઉંઘવા દયો! અરે! ઘણાં બિચારાં એવડાં મોતે ("Doubly dead") મરી ગયલાં સુતાંછે. એકતો તેઓનો જીવ જવાથી તેમની એક જીંદગી જતી રહીછે, અને તેમના-નામ કામ નાશ પામ્યાથી તેમની બીજી જીંદગી જતી રહીછે, અને બચારાં એવડે મારે મરાયાંછે! પણ નહીં. તમારી જુની તવારીખો સુઈ ગઈ નથી! તમારી આગળી જાહોજલાલીના પાના પડી ગયાં નથી! તમારા નવ બહાર નામ કામ નાબુદ થયાં નથી! તમારા નામવર બેટા બેટીઓનાં નામ કામ નાશ પામ્યાં નથી! કાળે કાળે તમો નવસારી અને ચીનના ઇતિહાસનો પુનઃસંભાર થયા કીધોછે; કેમકે History repeats itself. જુઓ કે અરબસ્તાન અને ઇજીપ્ત પછી સુધારાં વધારાની વારી હિન્દની આવી, તેની પાછળ ચીન તથા ફ્રાન્સ દેશની, અને તેની પાછળ ઇગ્લાંડની ચઢિયાતીનું કાળચક્ર ( Cycle ) અનુક્રમે ફરી જઇ આજે અમેરીકાનો જુગ આવ્યોછે, અને હવે પછી કેટલાક સૈકા બાદ આફ્રિકાનો યુગ આવશે, અને તે બાદ કેટલાક હજારો કે લાખો પછી પાછા પહેલાં જેવા ક્રમનો અનુક્રમ આવશે, એ સૌ તવારીખજ આપણને શિખવેછે. ત્યારે આપણને તો કવિ કહેછે તેમ જીંદગીનાં ટુંકાપણાં માટે જો કોઈ પણ ચીજ સધ્યારો કે બદલો આંપતી હોય, તો તે તવારીખજ છે; કેમકે એ કવિ કહેછે તેમ Her ample page Rich with the spoils of time તવારીખ એ એક એવું દુરબીનછે, કે જેમાંથી હજારો વરસનાં હજારો માઇલ દુરના શહેરો અસલ હાલતમાં આપણે જોઇ શકયેછે. તવારીખના પાના, એ એવી જાતના પડદાછે, કે જેને ઉચકીને ડોકું બહાર કાઢતાંજ આપણા જુના જમાનાના વડવાઓને પોતાના સાહસિક પરાક્રમો કરતા નિહાળયે છીએ. એટલે કે મુએલાં માણસોને જીવતાં કરવાનું આબે હૈયાત તે તવારીખજછે.

ફુલર કહેછે તેમ, એક જુવાનને વગર કરચલી આવવે, કે તેના બાળ વગર ભુરા થવે, તવારીખ ઘરડો બનાવે છે, અને વગર નાતવાની કે વગર અગવડે તેને જમાનાઓના અનુભવોનો અધિકારી બનાવેછે. કાર્લાઇલ પ્રમાણે વિચારશો કે આપણા મૂળાક્ષરો ક્યાંથી આવ્યા ? આપણી ભાષા ક્યાંથી આવી ? જે આવરચીગીરીથી આપણું ઉદર પોષણ કરીએ છીએ તેનું, અને જે કડિયા કામથી આપણું રહેઠાણ બન્યુંછે તેનું મૂળ શું ? તો, આજના દહાડાના બનાવોના તંતુમય મૂળો, સપ્પર પહેલા ગ્રીક ઇતિહાસ કર્તા કૅડમસની અને ટ્રીસ્મેજીસ્ટસની ખાકમાં, જાલેજેર શામ કે શામ નરીમાન અને હરકયુલીસની ગિર્દમાં, અને રામ કે રાવણની મટ્ટીમાં તમો તેના બીજ જોશો. તેઓના બીજ ખાવા આદમ સાથે સંબંધ ધરાવેછે, અને તેઓના વરતેલની ચિંગારી ઇવે માતાના પ્રથમ અગ્નિમાંથી ઉત્પન્ન થયલી તેજ આજ સુધી ચાલેછે; અને તેના રહેઠાણમાં કોઈ પણ સિદ્ધ ઇતિહાસ જણાતો નથી. આગળા ભૂતકાળના જુગો નાબુદ થયા, અને સમજી બુજીને મુંગે મોંઢે શાંતિથી ચાલ્યા ગયા, અને હાલની આપણી પ્રિય ૧૯ મી સદીબાઈ પણ નાસીને નાબુદ થવાની ધમકી આપ્યા કરેછે.

જ્યારે ઇતિહાસ કર્તાની સ્મૃતિ યા વિસ્મૃતિ બન્ને વિવેકી હોય, જ્યારે મનુષ્ય માત્રનો સામાન્યાત્મા સ્વચ્છ હોય, મધુર હોય, અને સાચો હોય, ત્યારે આધુનિક ઇલિયડ કે રામાયણ પુરાતન જમાનાના સ્મરણ સ્મારક લેખે રજુ થાય, પરંતુ જ્યારે સરતભુલ અને સ્મરણ શક્તિ એઉ મૂર્ખ હોય, જ્યારે જાતિ સ્વભાવ ગભરાટ ગોંધળથી કિંવા અસાચવટ અને વૈમનસ્યથી અર્ધભ્રમિત થઈ ગયો હોય, ત્યારે તમારી આગળ અખંડ અંધકાર સુનકાર પ્રગટી રહે. તો પણ ઇતિહાસના ખરાપણા માટે ઇતિહાસ વાંચનારા કરતાં ઇતિહાસ કર્તાઓજ પહેલાં તો સંશયુક્ત રહે, અને ખરી વાત છુપાવી સહરાગાતને સહરાવે, એટલે જુના ઇતિહાસ ઉપર કોઇને એકદમ યકીન બેસતું નથી. કેમકે ફ્રૅાડ કહેછે તે પ્રમાણે, પાછલા યુગો વિષેની આપણી અટકળો અને અડસટા કેવળ વાસ્તવિકજ હોય એ બનવું માત્ર મુશ્કેલજ નથી, પણ અશક્ય છે. હીરૉડૉટસ તો તવારીખનવેશ ગણાઈ ગયો, અને તેના અનુમાનો તો ખાત્રિપુર્વક ગણાયાં, પણ આજે તો મેકૉલે જેવાની ખાત્રિ, તે અનુમાનો ગણાવાનો જમાનોછે. પણ વળી સૌથી જુના તવારીખ નવેશો, ફુલ્ક એડી ( ૯૯૨-૭૩૫ ), પોલસ્વર્સનો વીલ્યમ ( ૧૦૨૦-૧૦૮૮ ), ઇંગલફ્સ (૧૦૩૦-૧૧૦૯), અને સરજૉન મૅન્ડેવીલે ( ૧૩૫૬ ), એઓના કથાઓ જેવાં વૃત્તાંતો ગ્રીક તવારીખના પેદર હીરૉડૉટસ (ઇ. સ. પુ ૪૮૪-૪૦૮) અને ફ્રેન્ચ ઇતિહાસના પિતા ઍન્ડ્રે ડયુકેન (૧૫૮૪-૧૬૪૦), એઓને અકેકના ખ્યાન જુદાંજ રૂપ સ્વરૂપમાં દેખાયાં. અરે, આપણી આગળ આજે જે બનાવો હાલ બનેછે તે પણ આપણે એક આંધળા કાચમાંથી જોઇ શકીએ છીએ. ઉઘડ દેખાતી વસ્તુ વિષે પણ તેનો ખરો ચિતાર ચિત્રાય તે પહેલાં તો આપણું મન અને આપણી આંખ તેમાં કાંઇક ઉમેરવા મંડી જાયછે, અને પછી ઇતિહાસિક શોધોમાં સર્વોત્તમ સાક્ષરો કરતાં અવિદ્ય અજ્ઞાનો વિશેષ લાભ મેળવી જાય તેમાં નવાઇ શી ? જેઓ સર્વોત્કૃષ્ટ માહિતી ધરાવનારાછે, તેઓ સર્વોકનિષ્ટ અનુકૂળતા ધરાવે છે. રાજા ભર્તહરિને જ્યારે માત્ર વ્યવહારિક જ્ઞાન હતું ત્યારે પાનિનીના વ્યાકરણ ઉપર ઉત્તમ ટીકા લખ્યા, પરંતુ ફીલસુફીની રૂએનો પરિપક્વ અભિયાસ કરવા માંડયો, ત્યારથી તેને તે કંઈજ જાણતો

નથી એમ જણાયું. જેમ જેમ આપણે ઉંડો અભ્યાસ કર્યો તેમ તેમ આપણે કંઈજ જાણતા નથી એવા નિશ્ચય ઉપર નિર્ણય કરીએ છીએ. આજે પણ આપણે બધા લખીએ છીએ તે પારકાઓનું લખાયલું, બોલાયલું, અને સમજાયલુ લખીએ છીએ, આપણું પોતાનું તો એક વાક્યએ લખી શકતા નથી. " I am but a gatherer, and a disposer of other men's stuff. " કાળજી પૂર્વક સંશોધન કરનારા ઉત્તમ શોધકો રસ્તાએ ચુકેછે. તેમની પછાડી ચાલનાગ તેજ રસ્તે મુસાફરી કરેછે. સૅક્સન રાજાઓના વૃત્તાંત્ત, દેવીડ હ્યુમ જેવાની આંખમાં કાગડા સૅારીની ઝપાઝપી કે ઝટાઝટિ જેવાં લાગ્યાં ! પુન્ય મહાત્માના ટિપણાં માટે ઇગ્લંડના પાદશાહી મહેલોમાં શિખવેલા સાઠ સાધુઓ અને સૌ શ્રવણ ગુરૂઓ વિષે વર્ણન કરીને ફાધર ન્યુમન જેવો પાદરી અધમ ઇગ્લંડના અભિમાનનું માન ખંડણ કરે ! એકજ સૈકાના વિચાર મતમાં આ કેવો તફાવત ? હવે ત્યારે તવારીખ શિક્ષકોના સંશય, શિષ્યો માટે કેવી ભારી ભુલભુલામણી થઈ પડે, તેનો વિચાર કરો ! અરે તેના કરતાં પણ વિશેષ વિચિત્ર દ્રષ્ટાંત લ્યો, કે ૧૭મી સદીની ઉથલ પાથલ ( Revolution ) પહેલાંની ઈગ્લાંડની તવારીખ, મેકૉલે જેવા ઇતિહાસ કર્તાને મનોરંજક લાગતી નથી ! લૉર્ડ જૉન રસલ જેવાને જગત પ્રસિદ્ધ સુધારો (Reformation) મૂર્ખાઈ અને ક્રૂરતાની સદીઓમાંથી જન્મેલી પહેલ વહેલીજ પેદાશ લાગી હતી ! અને મી. હેત્મના વિચારો તેજ પ્રકારે ઉતર્યા ! તો જોકે, જે વાત વિષે તેઓ આવાં મત જણાવેછે, તે બાબતોનો પુર્ણ અભ્યાસ તેમણે કર્યોછે, તેટલીજ કાળજીથી તેજ બાબતોનો કાર્લાઇલે અભ્યાસ કર્યોછે. અને તેને તો અંગ્રેજી આચરણનું મોટપ અંગ્રેજી સાહિત્યના ઉદય સાથેજ નિસ્તેજ થતું જતુ, શુરવિરોના વંશ કેવળ નિષ્ફળ થતાં જતાં, અને પરાક્રમ કરવાના જમાનાઓ, ઠાલી ભાષણ અને વાઅજો કરવાના કળજુગોની આગળ તાબે થતા જતા, જણાયા ! કેમકે બધાજ ઉપદેશ કરનારા નિકળ્યા, એટલે ઉપદેશ લેનારા કોઇ પણ રહ્યા નહીં. ત્યારે તવારીખનવેશોની શી ફરજ રહી ?

એક લેખક કહેછે તેમ, ઇતિહાસ કર્તાઓએ ખુશામદ તરફ ઢળી જવું એના જેવો મોટો દોષ કાંઈ નથી. એક સંપૂર્ણ અને સ્વતંત્ર ઇતિહાસને તો કોઈ એક પણ ડર હોવો જોઇએ નહીં. દોસ્તીને માટે કે દુસ્મનીને સારૂ સચ્ચાઇ શિવાય કંઈ પણ લખતાં પોતાની કલમને ત્રાજવાંની દાંડી માફક સમતોલ રાખવી જોઇએ. તેના કારણમાં પીટરબરોવાલો પીલસફ પૅલી, અનુમોદન કરતાં કહેછે કે, જાહેર તવારીખછે તે સરસાઇને માટે ઝોંકાવનારાઓ વચ્ચેના ટંટા ફેસાદ, મૂર્ખાઇઓ, દુર્ગુણો, નાસિપાસીઓ અને ફત્તેહોની નોંધછે. એટલા માટે વિર્લ્મોટ કહે છે કે, ઇતિહાસનું અધ્યયન તે સાહિત્યનો અભ્યાસછે. એક પ્રજાનું વૃત્તાંત તે તેના સઘળાં કામોને અંગિકાર કરનારૂંછે. નજીવી વાત પણ છોડી દેવામાં આવતી નથી. કુગ ચઢી રહેલો એક પદક, તે વિસ સદીઓનો એક પત્રછે. ઘસાઈ પીસાઈ રહેલા તમરરૂક, તે કદીમ તવારીખના ચુમી લેવા લાયક પુતળાંછે. જે મુદ્રાઓને, વખત પોતાના તુફાંનોમાં ઘસડી લઈ ગયોછે, તેના તરફ એક અભ્યાસિ એક ખજાનો મેળવવા જેટલી દ્રઢતાથી જૂએછે. એક વાસણની આસપાસના જુનાં ચિત્રામણ, એક દિવાલ ઉપરનાં પૂર્વ કાળના ચિતારો, એક ફિતુરી આગેવાનનો રોપ, એક ઢોંગ સોંગની ટકોર, એક જુની ગઝલનો એક જુનો કાફિયો, એ પ્રત્યેક

પોતાનું મહત્વ અને મુલ્ય ધરાવેછે. કોરાનનું ફરમાનછે કે, "હુબ્બે વતન અઝ ઇમાન" પોતાના વતનનો પ્યાર, એ દીનનો એક કલમોછે. વતન ઉપર પ્યાર રાખવો એ એક વાતછે, અને તેની તવારીખ જાણવી એ બીજી વાતછે. એક વતનની તવારીખ વખાયા પછી, તેની માહિતી માંગનારાને, ફલાણું તો કોણ જાણે જોઇને કહું, ઓળું તો યાદ નથી વાંચીને કહું, એવા જવાબ આપવાનો ત્યાંના વતનીઓને હક્ક નથી. "એલ્મ દર પોશ્તે એશ બાયદ ને દર પોસ્તે ગેશ." સર્વ માહિતી આપણ આદમીની પીઠમાં હોવી જોઇએ, નહીં કે ગોંદાંની પીઠમાં કેતાબમાં) ભરેલી હોવી જોઇએ ! એક વક્તાના વેણમાંથી એક કાયદાની કૉર્ટ ખોદી કાઢવામાં આવીછે. ઍરીસ્ટોફૅનીસની હસાહસમાંથી ગ્રીસના પૉમ્પીઆઇની શોધ થઇછે, અને એક ભરવાડની વાતો ઉપરથી ઇજીપ્તના પીરેમીડોની સુક્ષ્મીક હિસાબ ગણત્રિની બાંધણી જણાઇછે. ત્યારે તવારીખનો ઉપયોગ અને કિમ્મત કેવાં હોય ? બૅરો કહેછે તેમ, જતા રહેલા જુગોની તવારીખો, અથવા પરદેશો સાથનો સંબંધ કે સગાઇ, જેમાં આદમ જાતના વિચાર આચારો દર્શાવેલા હોયછે, તથા તેઓના ક્રમ પરાક્રમોના અનુક્રમો વર્ણવેલાં હોયછે, તે બધું આપણને મનોરંજક અને રમણિય લાગેછે, અને તે પ્રત્યે, હાલના વખતના માનવીઓમાંથી કરવાની શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ શોધો કરતાં પણ વધારે જ્ઞાન આપણે સંપાદન કરીએ, તથા દોરંગી દુનિયાને સમજી તેમાંથી આપણે અવલોકન કરીએ, દુરબીન વિના બારીક બીન થઇએ, અને આપણે ઇચ્છિએ તે શખ્સના કૃત્યો મહાકૃત્યો ઉપર વિના ડરે કે વિના અપરાધે છાપો બેસાડીએ. પુસ્તકોની સંખ્યાની સીમાનોતો સુમાર નથી, જેમાં સરસ અને સુધા ઓલમાઓ અને પંડીત કિંવા શાસ્ત્રીઓએ પોતાના અંતઃકરણોનો પડદો ઉઘાડયો મૂકયોછે, અને પોતાના ગુપ્ત વિચારો ઉઘાડા પાડેલાછે, તેઓની પૂઠે ચાલવામાં પૂર્ણપણે આપણે સ્વતંત્ર ઉદ્યોગી બનીએ, અને આપણો આળસુ ઍયાંમ વફાદારી અને પરોપકારમાં ખર્ચીએ, આપણે પોતામાંજ માથું ઘાલીએ, આપણી પોતાનીજ પ્રકૃતિઓનો અભ્યાસ કરીએ, આપણા વિચારો, વાણી, અને વર્તણુકનો વિચાર કરી પોતાના પ્રયોજનો અને ઉદ્દેશોની પરિક્ષા લઇએ, આપણે પોતાનેજ પીછાનવાના પ્રયત્નો પૂર્ણ કરીએ જેમ કરવાને આપણને પ્રશ્નરહિત હક્કછે, જેથી કરીને આપણે મોટો લાભ મેળવીએ. કેમકે ડૉ. જૉનશન કહેછે તેમ મનુષ્યની મનશક્તિના વધારાને લગતી, તથા વિવેક બુદ્ધિના પેહરપે સુધારાના સંબધની, વિદ્યાકળાની વધતી જતી વૃદ્ધિ, કેળવણી અને અજ્ઞાનપણાના વિવિધ ફેરફારો, જે વિચારવંત પેદાશનો ઉજાશ કે અંધકારછે તે, કારિગીરીની પાયમાલી કે જીર્ણોદ્ધાર, તથા સુધરેલી દુનિયાના મહા ફેરફારને અવલંબેલી બાબતોને લગતી તવારીખના ભાગ જેવો બીજો કોઇપણ ભાગ વધારે મહત્વનો નથી. ત્યારે તવારીખ આપણને કેવા બનાવેછે ?

બેકન તો કહેછે કે, તવારીખો આપણને ડાહ્યા બનાવેછે, અને જેટલાં પરિમાણમાં આપણા દેશ તરફ આપણી સ્વાભાવિક પ્રીતિ ખેંચાયછે, તેટલાં પ્રમાણનાં આપણા વતનની ઘણીજ સપ્રમાણ હકીકતોના મુળો, સુધારા તરફ થતો વધારો; તથા પ્રજાપક્ષમાં આપણા વતનની સ્થિતિનું નીચે જવું કે ઉંચે જવું, એ સર્વ બીનાઓથી વધારેને વધારે વાકેફ થવાની આપણી જીજ્ઞાસા ઉશ્કેરાયછે. પ્રથમના જંગલીપણા, અંધકાર, અને મુર્તિપૂજનમાંથી વિદ્યાકળા, કેળવણી, અને ધર્માસ્થામાં સુધરેલી સ્થિતિએ આવી

જવું, એ એક દેશના ધીમે ધીમે થયલા વધારા વિષે ચોક્કસાઈથી પત્તો લગાડવાનું પરમાર્થિ કામ તવારીખનવેશોનુંછે; પરંતુ તે બજાવવું બહુ બિકટછે, અને ઘણાજ થોડાઓ આવા પ્રયત્નમાં ફત્તેહ પામ્યાછે. તો પણ એક કેતાબમાં શું હોય ?

ઉત્તર એજ કે કોરાન અને વેદ માનવી કૃતી છતાં, અનાદિ અને ઐશ્વરિ કલામો કહેવાયછે ! અંજીલે ઈસા અને તંજીલે મહમંદ, આદમીની કલમનું કામ છતાં તેને માનનારાઓ પુંજે છે ! ગીતા એ પણ પુરાણોક્ત ઇતિહાસછે તો પણ તેને પુંજનારાઓ, તેને સંસાર સાગર તરી જવાની નાવ કહેછે. અવસ્તા એ પણ પુરૂષ-હસ્ત-કૃત છતાં માનનારા તે ઉપર મરી ફીટેછે. એટલુંજ નહીં પણ " પંદીઆદ જવાં મર્દી "ને માનનારા પંથીઓ તેની અલ્લાતાલા લેખે પરસતેશ કરેછે, અને ગુરૂ નાનકના ચેલાઓ, શીખ લોકો તો નાનકના બનાવેલા " ગ્રંથ "ને ઇશ્વર માની અમૃતસરના સુવર્ણ દેવળના હીરા હડીત ને જર જડીત તખ્તો તાજમાં રાખી ભગવાન રૂપે ભજેછે ! ત્યારે એક પુસ્તકમાં શું હોય ? ખોદા પણ હોય, અને ખુદાની ખુદરત પણ હોય.

પ્રિય વાંચકો ! નવસારી નાનીછે, પણ તેની તવારીખ મોટીછે. નામે નવી કહેવાયછે, પણ કામે તે જુનીછે. જે સપુત પુત્રોને એણે જન્મ આપ્યોછે, તેઓ પૃથ્વિમાં નામવર બેટાઓ નિવડયાછે. પૂર પ્રકાશથી પોતાની પ્રસિદ્ધિ પાથરતી પારસી કોમ આજે પોતાનાં જે નામીચાં નંગોથી મોટાઈ અને કીર્તિમાં ઝળકી ને ઝમકી રહીછે, તે નામદાર નબીરાઓનો નામચીન નાળિયો નવરંગ નવસારી નગરીનીજ પાક ભુમીમાં દટાયલો છે. આખા હિંદુસ્તાનનો પહેલો બેરોનેટ, પહેલો પાર્લામેન્ટનો મેમ્બર, પહેલો નૌકાશાસ્ત્રી, પહેલો પારસી દિવાન, પહેલો જંગલખાતાનો પૂર્વિણ પ્રોફેસર, હિંદમાં પહેલો પારસી રાજા, પહેલો પારસી સુબા, પહેલો પારસી દેસાઈ, વગેરે વગેરે પહેલો કહેતો તે નવસારી ભૂમીનો નોશાકરો થયોછે ! નવસારીનો વડો દસ્તુર તે આખા હિંદમાં પારસીઓનો પોપ જેવો કહેવાયછે ! પારસીઓનું પહેલું અને વડું ધાર્મિક ધામ ( Ecclesiastical Seat ) આ નવસારીજ ! આખા હિંદમાં જરથોસ્તી ધર્મની સર્વથી ચડતી પદ્દિની પરિક્ષાનું વડું ઠામ ( Oxford University જેવી વડી દરેસગેહ ) તે નવસારી ! ગાયકવાડ રાજ્યના ઘરનો ઉંબર તે આ ને શારીજ ! આઝાદીપણાના હક્કનું પહેલવહેલું જુનું આતસબહેરામ, તો કે' નવસારીનું ! પારસીઓનું પહેલવહેલું દર પડવાનું મુખ્ય ઠામ તો કે' નવસારીનું ! આખી દુનિયામાં કેળવણીમાં સર્વોત્તમ સ્થાન તો કે' નવસારીનું ! આખા હિંદના પીરોમાં સર્વથી શ્રેષ્ઠ અને સર્વ પીરોના મુળ પુરૂષનું રહેઠાણ તો કે' નવસારીનું ! અલી, અબુબકર, ઉસ્માન, અને ઉમરના વંશજોના વતનનું મુકામ તો કે' નવસારીનું !

આહા ! ત્યારે એની તવારીખ કેવી સુંદર હોવી જોઇએ ! તેની નોંધ કેવી નવાઇ જેવી હોવી જોઇએ ? તેની કથાઓ કેવી રમણ્ય રહેવી જોઇએ ? તે તવારીખ સંપૂર્ણ તો કેમ, ક્યારે, અને કોણથી થશે ? આ નાચીજ કમતર કલમમાં તો તેટલી તાકાતજ નથી. આટલું એક શહેર, તેની આવડી મોટી તવારીખ ! એ ઉદ્દગાર કદાપિ થાય પણ ખરો, તો એ આગળ વધી હું તો કહું છું કે, આટલી તવારીખ પણ અપુર્ણછે. તવારીખ લખનારાઓને તો જમાનાઓની હકીકત અને બનાવો, જાણે આજેજ થયા કે બન્યા હોય એમ તેની આંખ આગળ રમ્યા ને ભમ્યા કરેછે, અને

તે ઉપરથી તેઓ ચકભમ અને ચકચુર થઇ જઈ, હાથ મારેછે કે, " તવારીખ તારૂં મંડાણ કે છેડો નથી. " No beginning no end !

ત્યારે આવી તવારીખની આવશ્યક્તા અત્યાર આગમચની હતી, પણ તે બહાર પાડવાનું આ નિર્જીવ અને નબળી કલમના કિસ્મતમાં લખેલું હશે, તેથીજ આટલું મોડું થયું હશે. આજના Young Navsari ના રંગઢંગના સોંગ જુદાજછે. નવસારીની તવારીખ, તે પારસીઓના ઇરાનથી નાસી આવ્યા પછીના પહેલાં પારસી રાજ્યની તવારીખછે, આખા પારસી ટોળાની તવારીખછે. એ સબબથી આ વૃત્તાંતમાં જેટલું જોઇએ એટલું પારસીઓનુંજ વર્ણન આવવાનું કારણછે. શહેરની હાલતમાંથી ગામડાંની સ્થિતિમાં રહેલું પણ પછી પાછી શહેરની અવસ્થામાં નવસારીને લાવવાનું કામ પારસીઓનું હતું, અને છે. હીંદુ મુસલમાન અત્રે જે વખતે છવ જેવા વધેલા નહોતા, એટલે તેઓની તવારીખ જુજ આવે એ સંભવિત છે. નવસારીમાં અસલ હતું કોણ ? હાલછે કોણ ? અને હવે પછી આગળ વધશે કોણ ? તેનો જવાબ આપવાનોજ શાનો ? તેથી તવારીખે નવસારી તે ગોયા તવારીખે પારસીઆને હીંદુસ્તાનછે. અથવા લાયકીને ખાતર બોલીએ તો નવસારીના પારસીઓની તવારીખછે. એ અહેવાલે નવસારી ઉપરથી ઇતિહાસ ચિત્રાકત પિતા થેઓસવાલા પૉલીગ્નોટસની પેરે, તેણીને જો એક દેવીના સ્વરૂપની ચિતારવામાં આવે, તો નકશે નવસારી એવો નીકળે, કે જાણે મધ્યમ કદની એક ખુબસુરત દેવીછે. તેને માથે કેળવણીના અગ્નિનું કુંડ ધગધગી રહ્યુંછે. ડાબા હાથમાં નકલ કરવાનો રાજદંડ ચમકી રહ્યોછે. જમણા હાથમાં "સૌમાં હું પહેલું" એવા નામની પવિત્ર ધર્મપોથી શોભી રહીછે. શરીરમાં જુનુ ઇરાની લોહી ફડફડી રહ્યુંછે. નાગના જેવા ચોટલાઓનો શાલજોડો ગરદન ઉપરથી છાતી સુધી ઝુલાઈ રહ્યોછે. એક પગલું આગળ ધસી આવેલી ધમકમાં ઉભી રહીછે; અને પાછળે પગે ભારી બેડીનું ઝાંજર ઝળકી રહ્યુંછે. જુબાંમાં છદની છબળડી હળીમળી રહીછે. અને છાતી ઉપર મોટા સોનેરી અક્ષરે " બધામાં મારો પણ ભાગછે " એવો લેખ કોત્રેલું કુરતું પહેરી ઠાઠમાઠના ઘાટમાં ખુલી ખીલી રહી, હસતે મુખડે, વગર ધંધે, ગંભીર ચહેરે, અને નાજ લાડને લટકે ટેકમાં ઉભી રહીછે.

આ તવારીખ ધારવા કરતાં ત્રણ ઘણી મોટી થઇ ગયાને લીધે, કેટલાક વિષયોનો શિરચ્છેદ કર્યોછે, અને ઘણીક બાબતોને તો રૂખસદજ આપીછે. આ તવારીખ વિષે મારા ખેરખાહ ખાન. બા. હીરજીભાઇ પી. વાહાડયાજી બી. એ; ઍલ. ઍલ. બી. નવસારીના જડજ સાહેબના પ્રમુખપણા હેઠળ મેં ન. જ્ઞા. પ્ર. મંડળી તરફથી લક્ષમણ હૉલમાં ભાષણ આપ્યું, તે વેળા થયેલી માંગણી ઉપરથી તેનું ચોપાન્યું છપાવા માંડતાં ચોપડી થઈ ગઇ, અને તેથી મોડું થયું. વળી મારી સરકારી નોકરીમાંથી મળતી કમ ફુરસદના વખતમાંજ મારો સાહિત્યનો શોખ પૂરો પાડવાની તક, બીજી અડચણો ભેગી મળતી હોવાથી, ઉતાવળમાં જો કોઇ બાબતનું અધુરાપણું, અંજાણપણું, અથવા ઉલટાપણું, જેબી કાંઈ જેબી કોઈ સાહેબને જ્યારે પણ જેબી કારણથી નજર આવે, તે વિષે જો કમતરીનની ખાત્રી કરવાની તસ્દી લેવામાં આવશે તો, આ તવારીખનું બીજું વાલ્યુમ કે બીજી આવૃત્તિ કાઢવાની ઇશ્વર કૃપાથી જ્યારે પણ જોગવાઇ થશે ત્યારે, મારી ભુલમા સુધારો, વધારો, કે ઘટાડો કરવામાં હું બિલકુલ લજવાઇશ નહીં.

કેમકે કોઈ પારકાંની ગીબત કરવાને, કે પોતાનાની ખોટી સ્તુતિ કરવાને આ કલમ પકડી નથી. જેટલું લખાયુંછે એટલું શુદ્ધ અંતઃકરણે લખાયુંછે, અને જસ્ટીસ સ્ટ્રેચીએ તીલક કેસમાં કહ્યું તેમ પ્રસ્તાવના મધથી ભરી અંદર ઝેર ભેળવાને નહીં, પણ અપક્ષપાતપણે નિષ્પ્રહિ રહી આ ઇતિહાસ લખ્યોછે. " આં ખતાહાએ મરા તશહી કુન-અઝ કરમ વઅલ્લાહુ આલમ બીસ્સવાબ. " મારી જે ભુલ ચુક, ખામી ખોડ રહી હોય, તે તમો સમારજો, પછી તો નેકીનો જાણનાર ખુદાછે. મારા નોશાકરા બંધુઓને માટે ગઈ ગુજરી આગલી પાછલી, અંધકારમાં પડવા લાગેલી નોંધો અને બનેલા બનાવો, પછી તે એક કોમ કે ટોળાની વિરૂદ્ધના યા પક્ષના હોય, તે જાળવી સંગ્રહ બનાવવાની નેમ સિવાય બીજો કાંઈ હેતુ નથી, એવો અંતઃકરણથી અદના એકરાર કરૂં છું. કારણ કે તારીખનવેશે નારીફનવેશ થવું એ દુષણછે. જે કેટલીક બીના એક ટોળાને નજીવી લાગે, તે બીજાને ઉપયોગી હોય તો તે દાખલ કરવાને હું કંટાળ્યો નથી. ચાલુ જમાનાના બનાવોની આજની તેવી નજીવી તારીખો કે તવારીખો જે રજુ કરીછે તે ૧૦૦ વરસની ઉમરે પુગી ઘરડી થશે; ત્યારે તે જુના જમાનાની જુની હકીકતો લેખાશે, માટે આજ સુધીનું જે મળ્યું તે સંગ્રહ કીધું છે.

ત્નાહિત તામ્રપત્રો અને ખતપત્રોનું ખાતર નાખીને, હાલ હવાલ હસ્તલેખોના હળ વડે ખેડીને, દમબદમ દસ્તાવેજોના ડાંખળાં રોપીને, અને પુષ્કળ પુસ્તકોનું પૌષ્ટિક પાણી પાઇને ઉધારેલાં આ તવારીખ રૂપી ઝાડ ઉગાડવામાં સેવકનું કામ તો એક ખેડુત કરતાંએ વધારે નથી. છુટા છુટા વિખરાયલા દાણાનો એકત્ર ઢગલો કરવા સિવાય આ કલમ રૂપી કોદાળી પાવડાથી બીજું કશું થયું નથી. તેમાં પણ ઘણીક મહત્વની માહીતીઓમાં મારા માનવંત મુરબ્બી પિતાજી **મનચેરજી બરજોરજી દેસાઇ**ની દસ્તગીરી, સલાહ, અને મદદ નહોત તો કદાચજ આ તવારીખી બાળક તન્દુરસ્ત હાલતમાં જન્મત સબબ હું એઓનો વિશેષ ઓસીંગણ થયો છું. મારા મુરબ્બી ઉપરાંત મારા કાબેલ અને માયાળુ મિત્ર ભાઇ **રૂસ્તમજી બેજનજી રાનજી**ની આ તવારીખ બાહાર પડેલી જોવાની અથાક ઉલટ, મહેનત, અને ખંતે તેમના હરહંમેશના હેશાનમાં મને હોમાવ્યો છે, અને તેમના પરમાર્થી ટેકા માટે હું તેમનો જેટલો આભાર માનું એટલો થોડો છે. હું એમનો ઉપકૃત રહ્યો છું. વળી આર્યવિજય પ્રેસના માલેક **ઍચ. પી. પારેખની** કંપનીએ પોતાના છાપાકળાના કાબેલ અનુભવે, અને તેમની ચોક્કસ ન ભુલાય એવી ખાસ મદદે મને શાંતપણે આ કામ પાર પાડવા દીધું. એ સર્વ ભલા શુભેચ્છક સુજનોનો હું ફરી ફરીને ઉપકાર માનું છું. એ સિવાય દેશ પ્રદેશના જે કદરદાનોએ આ કામમાં મને મદદ આપીછે તેઓનો, તથા જે જે કેતાબોની મદદ મેં લીધીછે તે તેના કર્તાઓનો, તથા આગમચથી ગ્રાહક થઈ ઉત્તેજન આપનારા સાહેબોનો હું ઉપકારી છું. "નવેસ્તે બેમાનદ સીએ બર સુપીદ, નવેશંદેરા નેસ્ત ફરદા ઉમીદ, મન નવેશ્તમ, સર્ફ કર્દમ, રોઝગાર; મન નમાનમ, ઇન બેમાનદ પાએદાર." ધોળાં ઉપર કાળું થયેલું સો રહી જાયછે, અને લખનારને તો કાલની પણ ઉમેદ નથી. મેં તો લખ્યું, પણ મેં તો મારો વખત પૂરો કર્યો. મેં તો મારા વતનની થોડીક ફરજીયાત સેવા બજાવી. હું તો નથી રહેવાનો, અને એ તો કાયમ રહેવાનું.

સો૦ મ૦ દેસાઇ.

# દિબાચો

મર્હુમ સાક્ષરશ્રી મોરારજી મનચેરજી દેસાઇ હક થયા તે દિવસે તેમને જોવા મર્હુમના પરમમિત્ર રા. બા. ગોવીંદભાઇ હાથીભાઇ દેસાઈ, માજી નાયબ દિવાન સાહેબ અને હું ગયા હતા. પોતે જો કે લગભગ બેભાન હાલતમાં હતા છતાં તેમના એક ભાઇએ અમારા આવવાની ખબર કહેતાંજ ચમકારા સાથે આંખો ખોલી, પાછી પલકારામાં બંધ કરી, પરંતુ તે ઉપરથી અમને પોતે ઓળખ્યા હોય એમ લાગ્યું. તેમના ઉઠમણાની મિજલસમાં રાવબહાદુરે પોતાના તરફથી રૂ. ૧૦૧) ભરવા મોકલેલા પણ એવે પ્રસંગે બીજી કોમના પૈસા લઈ શકાય નહીં તેથી તેઓ સાહેબે એવી સુચના કરી કે એમનું જાહેર સ્મારક કરવામાં એ રકમ વાપરવી.

તે ઉપરથી મર્હુમના બીજા સાચા મિત્ર દાતાર શેઠ પેશોતન ફરામજી દાણુએ અત્રેના કેટલાક આગેવાન વકીલોને મળી વિનંતી પત્રો છપાવી એક જાહેર સભા મે. રા. રા. બાળારામ વિ. દેસાઇ સુબા સાહેબના પ્રમુખપણા નીચે લક્ષ્મણ હૉલમાં તા. ૨૦ જાનેવારી ૧૯૩૮ના રોજ બોલાવી. તેમાં જૂદાં જૂદાં ઘણાં બાનુઓ અને ગૃહસ્થોએ મર્હુમના વખાણો ગાઇ એક વગવાળી સ્મારક કમિટિ નિમી. તે વખતે રા. બ. ગોવીંદભાઇ સાહેબના રૂ. ૧૦૧) તથા મે. સુબા સાહેબના રૂ. ૩૦) ભરાયલા જાહેર કરવામાં આવ્યા, અને નીચે મુજબ ઠરાવો કરવામાં આવ્યાઃ—

૧. મર્હુમની યાદગારી કાયમ રાખવા માટે જાહેર ફંડ ઉભું કરી તેમાંથી તેઓનું એક તૈલ ચિત્ર કરાવી, લક્ષ્મણ હૉલમાં મૂકવું.

૨. મર્હુમના લખેલાં પરંતુ તેમના ગુજરવાના કારણે પ્રસિદ્ધ નહીં થઇ શકેલાં એવાં દશ પુસ્તકો છે તે પૈકી અનુકુળ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવાં.

૩. નવસારીના હાલના પુસ્તકાલયો પૈકી અનુકુળ પુસ્તકાલયના મકાનના વધારા તરીકે ન્હાનો હૉલ બાંધવો અને તેની સાથે મર્હુમનું નામ જોડી તે હૉલમાં મર્હુમના લખેલાં અને તેજ વિષયનાં બીજાં મળી શકતાં પુસ્તકોનો સંગ્રહ કરવો.

૪. ધાર્મિક, સામાજીક અને તત્વજ્ઞાનના વિષયો ઉપર જાહેર તરફથી નિબંધો લખાવવા અને તેમાં સર્વથી વધુ પસંદગી પામેલા લેખ બદલ મર્હુમના નામનાં ઇનામ આપવાં.

ફંડ ઉઘરાવવાનું તથા તે બદલ વખતોવખત વર્તમાનપત્રોમાં જાહેરાત છપાવવાનું કામ કમિટી તરફથી ઉપપ્રમુખ તરીકે મને સોંપવામાં આવ્યું તે ઉપરથી એક જાહેરાત છપાવી મરહુમના મિત્રોને મોકલવામાં આવી. તેમાં મારા ઓળખાણવાળાઓને મેં સુચના કરી કે "તવારીખે નવસારી" નામનું ઘણું ઉપયોગી પુસ્તક છપાવવાનો તેમજ નાણા ભરનારાઓને તે ભેટ આપવાનો ઈરાદો રાખવામાં આવ્યોછે. તે ઉપરથી, તેમજ મેં અને શેઠ કેકોબાદ કા. બાટલીવાલા સાથે નવસારીમાં ફરી સંભવિત બાનુઓ અને ગૃહસ્થોને મળી નાણાં ભરાવ્યાં, તેથી અત્યાર સુધી વ્યાજ સાથે એકંદર રૂ. ૩૦૮૮–૧૦–૦ થયાછે.

રૂ. ૨૫૦૦)ને સુમારે ફંડ થયા પછી કમિટિની મીટીંગ મળી તેમાં એવું ઠર્યું કે મરહુમનું "તવારીખે નવસારી" નામનું પુસ્તક છપાવવું. વડોદરાના બે છાપખાનાઓમાંથી પ્રથમથી ટૅન્ડરો મંગાવેલાં તે રજુ કરી તેમજ નવસારીના છાપખાનાવાળા-

ઓને કમિટિ રૂબરૂ બોલાવી ભાવો માંગી છેવટે ટેન્ડર લુહાણામિત્ર પ્રેસનું મંજુર કરવામાં આવ્યું, અને પુસ્તક છપાવવાનું કામ પણ કમિટિએ મનેજ સોંપ્યું.

દેસાઇજીએ તૈયાર કરેલું પુસ્તક મરહુમના ભાઇઓ પાસેથી મંગાવી જોતાં તેમાં ફક્ત ૧૯૦૮ સુધીનીજ હકીકત એકઠી કરેલી જણાઇ, માટે ચાલુ સાલ સુધીની હકીકત પૂરી કરવા સારૂ જેમ મરહુમે કર્યું હતું તેમ–પારસી પ્રકાશના અંકોમાંથી તેમજ નવસારી પ્રકાશની ફાઇલોમાંથી યોગ્ય બાબતોનું ટાંચણુ મેં તથા શેઠ નાદરશા દેબુએ ભેગું કર્યું, તથા આપણા શહેરના કેટલાક સાર્વજનીક કામ કરનારાં બાનુઓ અને ગૃહસ્થો તરફથી તેમના પોતાના બદલની લેખી હકીકત મેળવી. કેટલાક ગુજર પામેલા નામાંકિત ગૃહસ્થોની હકીકત તેમના વારસો તરફથી તેમજ Who is who in India અને Parsi Lustre on Indian Soilમાંથી મેળવી ઘણુંખરૂં મેટર એકઠું કર્યા પછી બધાને બને એવી રીતે સીલસીલાબંધ ગોઠવી પુસ્તક છાપવા માટે વડોદરે મે ૧૯૩૯માં મોકલવામાં આવ્યું.

આ પ્રસંગે મને "હવાઈ હુમલા સામે બચાવ"ના ભાષણો મુંબાઈમાં કરવા સારૂ ત્યાંની પારસી એ. આર. પી. કમિટિએ આમંત્રણ મોકલવાથી મેં પ્રુફો તપાસવાનું કામ શેઠ નાદરશા ધનજીભાઇ દેબુને સોંપ્યું, કારણ મારે ભાષણો કરવા ઉપરાંત એ બાબતનું એજ નામનું પુસ્તક લખી છપાવવાનું હતું. વળી શેઠ નાદરશાને નવસારીની હકીકત બદલ મારા કરતાં વધારે માહિતી હતી, અને તેઓ ખંતીલા અને ઉત્સાહી હતા, તથા મરહુમ દેસાઇજીના એઓ મિત્ર હતા અને તવારીખે નવસારીમાં આવેલા કેટલાક લેખો તેમણે દેસાઇજીને પૂરા પાડ્યા હતા તે સર્વે કારણોથી પ્રુફો તપાસવાનું કામ તેમને સોંપવું મને યોગ્ય લાગ્યું, એમણે તે કામ એક બોલે કબુલ કર્યું અને પાર પાડ્યું. તે માટે અને આ કામમાં મને આપેલી બીજી મદદો માટે હું એમનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે.'

પુસ્તકમાંની ઘણીખરી હકીકત મરહુમ પોતેજ લખાવી તૈયાર કરાવી ગયલા અને ઘણે ઠેકાણે કાંઇપણ ફેરફાર કર્યા વિના પહેલી આવૃત્તિના પાના બીજા સાદા કાગળો પર ચોંટાડી મૂકી ગએલા તેજ પ્રમાણે હાલ પણ છાપવામાં આવીછે.

મૂળ પુસ્તકમાં પાન ૨૧૫, ૨૧૯ અને ૨૩૨ ઉપર જે હકીકત છપાઈ છે તે વાદગ્રસ્ત છે તેથી તે બાબત તપાસ કરી ખરી હકીકત લાગે તે પ્રમાણે સુધારો કરવો, એમ કેટલાક ગૃહસ્થો તરફથી મને સુચના થઈ હતી. મરહુમ સાક્ષર સોરાબજી હૈયાત હોત તો તે બાબત તેમને યોગ્ય લાગત તેમ વિચાર કરત, પણ મારાથી તેમાં કંઇ ફેરફાર થઈ શકે નહીં એમ મને સલાહ મળવાથી મેં તે પ્રમાણે કરવું દુરસ્ત ધાર્યું નથી.

મને આવું ઉપયોગી તવારીખથી ભરપૂર પુસ્તક છપાવવાની જોગવાઈ મળી તે માટે હું પોતાને ભાગ્યશાળી માનું છું. તવારીખ uptodate બનાવવા મેં અને શેઠ નાદરશા દેબુએ બનતી કોશિશ કીધી છે. છતાં કોઈ સાહેબોને એમ લાગે કે તેમની પોતાની અગર તેમના કોઈ મરહુમ સગાવહાલાની તવારીખ લખવાની રહી ગઇ છે તો તે બદલ દરગુજર ચાહું છું, અને જે જે સાહેબોએ મને ખબર પૂરી પાડી તેમનો સર્વેનો ઉપકાર માનું છું.

તા. ૭ ડીસેમ્બર ૧૯૩૯ — ધનજીભાઇ હો. મહેતા.

# તવારીખે નવસારી.

**પ્રકરણ ૧ લું.** નવસારીનું નામ. નવસારી શાથી કહેવાયું ?

"'Twas here I spent my youth, as far removed
From the great heavings, hopes, and fears of man,
As unknown isles asleep in unknown seas.
Gone my pure heart, and with it happpy days,
No manna falls around me from on high;
Barely from off the desert of my life
I gather patience and severe content."

વતનથી વ્હાલું શું છે ? વતન વગરનું કોણ છે ? વતન શિવાય દુનિયાનો છેડો કમો છે ? વતન જેવાં અમુલ્ય રતનની જતન કરવી એ એક એવી પવિત્ર ફરજનું કરજ અદા કરવાની ગરજ આપણુ આદમીઓને માથે આવી પડીછે, કે જે કરજ ચક્રવૃધિ વ્યાજ મિસ્કે ભરી દેવાની આપણુને હોંશ આવેછે. મનુષ્યના ખુદરતી ખવાસમાં વતનની પ્રિત છેક અંદરવેગ જડ ઘાલી બેઠીછે. કવિ ગોલ્ડસ્મીથ કહેછે તેમ, પરમેશ્વરની આંગળી હમેશાં આપણું વતન બતાવ્યા કરેછે, અને આપણુને કહેછે કે, " તારી દુન્યાઇ મોજમજાહ ભોગવવાની જગા પેલી રહી ! " કોઇ પણ એવો આપણે બતાવી શકશું કે જેને પોતાના ગમે એવાં કંગાળ વતન શિવાય બીજે કેડે સુખ મ'ળું હોય ! પારકી ભૂમી ઉપર પાદશાહી કરવા કરતાં વતનની ગરીબાઇ કોણ પસંદ કરતું નથી ! આદમી આખો ભવ પરદેશો બેડી, છેવટની જીંદગી ગુજારવાથકી દુન્યાનો છેડો પોતાના વતન આગળ આવેલો ગણી ત્યાં આવવાની ખાહેશ કરેછે.

" હબ્બુલ વતન અઝ મુલ્કે સુલેમાન્ ખુશતર,
ખારે વતન અઝ સુમ્બુલો રેહાન્ ખુશતર,
યુસુફ કે બ મીસર પાદશાહી મી કર્દ,
મી ગોફત, કે ગદા બુદને કેનાન ખુશતર. "

યાનેકે, સુલેમાન પાદશાહના મુલક કરતાંબી આપણું વ્હાલું વતન ઘણું ખુશાન લાગેછે. આપણા વતનનો એક કાંટો, સુમ્બુલ અને રેહાન જેવા સુગંધીદાર ફુલપાન કરતાં વધારે ખુશનુમા લાગેછે. યુસુફ, જે મીસર દેશની પાદશાહી કરતો હતો, તે કહેતો હતો કે, "કેનાન નામનું જે પોતાનું વતન છે, ત્યાંના ફકીર થવુ ઘણું ખુશાલી ભરેલુંછે."

બર્ક જેવા વક્તાને માન અને કિર્તિનું સુખ શું ઓછું હતું ? બાયરન જેવા કવિને દુન્યાનું કયું સુખ મનવાનું બાકી હતું ? ચેસ્ટરફીલ્ડને હુદ્દો મુદ્દો, પૈસોટકો, અને વિદ્યાજ્ઞાન શું થોડાં હતાં ? તોપણ તેઓને વતનથી દુર હોવાનું દુઃખ કમી નોહોતું. એવું જે પ્યારૂં વતન તેની લુબ્બીસુકી તવારીખ લખવાનુ કામ પણ કેવું હર્ષિત લાગે છે, તેતો હું જાણું કે મારૂ હૃદય જાણે. બીજાં શહેરો કે કસબાઓએ પૃથ્વિના તખ્તા

ઉપર ગમે એવાં પરાક્રમ કરી બતાવ્યાં હશે, તે બધા કરતાં હમારી નવરંગ નવસારી નગરીએ નાના પ્રકારનાં કરેલાં નાનાં કામો અમને બહુ મોટાં લાગેછે."

માણસને માટે એટલું તો થવુંજ જોઇએ, કે જે શેહેરમાં કે જે ભૂમીમાં પોતે જન્મ લીધો હોય, અથવા જે ભૂમીને વતન ગણવાનું માન હોય ત્યાંની તવારીખ જાણવી અને આગલી પાછલી હકીકતથી વાકેફ રેહેવું. આપણે પ્રથમ આપણા પોતાના ઘરની, પછી પોતાના કુટુંબની, પછી પોતાના ટોળાની, પછી પોતાનાં નેઆગાંનોની, અને પછી પોતાના વતનની તવારીખ જાણવી જોઇએ. બાદ આપણા રાજ્યની, બાદ આપણી શાહાનશાતની, બાદ આપણાં દેશની હકીકત જાણવી જોઇએ. વલતી આપણા ખંડનો, વલતી આપણા દેશ સાથ સંબંધ રાખનારા દેશોનો, અને વલતી આખી દુન્યાનો ઇતિહાસ જાણવો જોઇએ. ઉપર બતાવેલાં અનુક્રમથી આપણા દેશમાં તવારીખ શિખવવામાં આવતી નથી. આપણાં કોમળ બચ્ચાં આજે પોતાના ગામનું પાંદર કઇ દિશાએ આવ્યું છે, પોતાના પુર્વજો કોણ થઇ ગયા છે, તેનું જ્ઞાન જેટલું ધરાવતાં નથી, તે કરતાં વેહેલું ને પેહેલું જર્સી—ગર્ન્સીના ટાપુઓનું અથવા વિલ્યમ કે હેનરી રાજાઓનું જ્ઞાન ધરાવે છે. આપણાં કુટુંબ અને નેઆગાંનોની તવારીખ શિખવાની નિશાળે તે આપણું ઘર છે, પણ વતનની તવારીખ શિખવા માટે આવાં પુસ્તકો, એજ તેમની નિશાળ છે. મારા મિત્ર પ્રો. નથુ મંછાચંદ કહેતા હતા, કે અમેરીકનો સ્વદેશભક્ત તો એટલા બધા છે, કે કોઈ પરદેશી મુસાફરને નાનાથી મોટાં પહેલો સવાલજ એ કરેછે કે, "તમોને હમારૂં શહેર પસંદ પડ્યું કે?" જો તમે હા કહો, તો તુર્તજ ખુશીમાં આવી જઇ અમેરીકાને જનરલ જ્યૉર્જ વૉશીંગટને સ્વતંત્રતા અપાવી તે અગાઉની અને તે પછીની અમેરીકાની હાલત વીશે તૈયાર કરેલાં ગાયણો તેઓ ગાઈ જઈ અમેરીકાની આખી તવારીખ બોલી જાયછે! એ તવારીખ ભરવાડ કહો, કે નાના બચ્ચાં કહો, તે સર્વે મોંહે જાણે છે। વળી મેંવકે જાતી અનુભવ સિદ્ધપુરમાં લીધોછે. ત્યાં તમે રૂદ્રમાલા જોવા જાવ, તો તુર્ત બ્રાહ્મણોના નાના મોટા છોકરા અને પુરૂષો આવીને એક પૈસાને ખાતર એક પોવાડો ગાવા મંડી જાય છે, જેમાં સિદ્ધપુરની અને રૂદ્રમાલાની તમામ પહેલેથી છેલ્લે સુધી હકીકત સાલવાર બનાવો સહ સમાયલી હોયછે. હું ધારૂછું કે આ તવારીખ ઉપરથી કોઇ મારો કવિ એવો એક ગરબો, ગાયણ, કે ગીત જોડી કાઢે તો આ તરફના નકર કરવામાં પડેલા એવા પારસી પોર્યાઓ તુર્ત મોંહે કરી ગાઇ જશે, જેથી બે અર્થ સચવાશે. ગાયણનું ગાયણ ગવાશે, ને તવારીખની તવારીખ શિખાશે.

એક શહેર કે દેશના વતનીઓ ઉપરાંત, જે શહેર કે દેશમાં જે અમલદારો હકુમત ચલાવવા જાય, તે શહેર કે દેશની માહિતી તેઓએ ત્યાંના વતનીઓને પુછીપરછી ને લોક સ્થિતિ તથા સ્થળ સ્થિતિથી વાકેફ થવું અગત્યનુંછે. અંગ્રેજ સરકારમાં તો ખાસ એક નિયમજ થયલોછે કે, કલેક્ટરે, આસીસ્ટંટ કલેક્ટરે, કે મામલતદારે સર્વ અધિકારીઓએ, જ્યાં પોતાની નિમણુંક થાય ત્યાંના પટેલ, મુજુમદાર, દેશાઇ વગેરેથી ત્યાંની હકીકતથી વાકેફ થઇ રેહેવું. આ કમીનો લખનાર નવસારીનો એક દેશાઇ હોવાથી, જે સાહેબો ત્યાંની તવારીખથી અજાણ હોય તેઓને મારી નાકેશ જાણમાં જે કાંઇ

આન્યું હોય તે જણાવવાની ફરજ મુજબ પારસીપ્રકાશ બરોડા ગૅઝેટીયર, દીન-મેહમાનદ્દયશની, વગેરે કેતાબો, તથા રાસ્તગોફતાર, સત્યમિત્ર વિગેરે પેપરો તથા ઘણાક ખતપત્રો, દસ્તાવેજો, અને તામ્રપત્રો ઉપરથી આ નાની નોંધ એકઠી કરવામાં આવી છે નવસારીનુ નામ આજે પારસીઓમા અને આખા ગુજરાતમા નરગ ગ અને મોહક થઈ પડેલુ હોવાથી, પારસીઓને તો બ્હાનુ ને પુરાણુ પારસી-વતન નવસારીજ લાગે છે બ્હાના લાગવાના કારણો પણ છે

નવસારીનું નામ

કાઇ પણ બાબત જણાવતા પ્રથમ તેનુ મૂળ તથા તેના નામનુ મૂળ જાણવાર્થ તેની અરધી હકીકતતો સમજાઇ જાય છે "**નવસારી**" એ નામ આ ભૂમીનુ પડયુ તે અગાઉ તેના નિચે પ્રમાણે ૭ નામો પડેના હતા

૧—નાગવર્ધન
|
૨—નાગશાહી.
|
૩—નાગશારક.
|
૪—નવસરેહ.
|
૫—નાગમંડળ.
|
૬—પારસીપૂરી.
|
૭—નવસારી.

**૧— ધારાનગરી** અને પાછળથી ધારગરીના મોટા રાજનો રાજા **પુલકેશી-વલ્લભ** કે જે નવસારી પાસેના **ધારગરી**મા ૧૦૦૦ વરસ ઉપર રાજ્ય ચલાવતો હતો, અને જેથી નવસારીનુ એક રાજ ગણાતુ હતુ તેના દિકરા **ધારાશ્રય**, કે જેના નામ ઉપરથી પુલકેશી વલ્લભે **ધારાનગરી** અને પાછળથી અપભ્રંશ થયનુ **ધારગરી** એવું નામ પોતાની રાજધાનીને આપ્યુ હતુ તે ધારાશ્રયના બેટા **શ્રયાશ્રય સલાદિત્ય** યુવરાજનો જે ગુરૂ તેનુ નામ નાગવર્ધન હતુ, અને તે હાલની નવસારી ખાતે પોતાનુ થાનક રાખી ઈશ્વિભજન કરતો હતો, તે ગુરૂના નામ ઉપરથી આ ભૂમિનુ પ્રથમ નામ "**નાગવર્ધન**" પડેલુ જણાયછે

**૨— નાગશાહી.** નવસારીમા સાઠકુવાને નામે ઓળખાતા તત્તા તરફ જે ઠેકાણે આજે પણ "નાગતળાવડી" ને નામે જે જગા હજુ હૈયાત છે, ત્યાં એક જબરદસ્ત નાગ વસતો હતો, અને તે પોતાના પુજારીઓ શિવાય કોઇને પણ પોતાના રહેઠાણ આગળ નજીક આવના દેતો નો'તો, તે ઉપ થી આ ભૂમીને "**નાગશાહી**" યાને નાગની હકુમતની ભૂમી એવુ હિંદુઓએ નામ આપેન જણાય છે

**૩— નાગશારક.** ઉપર જે નાગની મોટી હકુમત જણાવામા આવી છે, તે નાગને **નાગશારક**ની મોટી ઉપમા આપવામાં આવી હતી, અને તેની હકુમત આ

ભૂમી ઉપર ચાલવાથી એ નામ પડેલું જણાય છે. નાગશારક એ સંસ્કૃત **નાગસારિકાનુ** અપભ્રંશ છે; **નાગ** એટલે કાળો સર્પ, અને **સારિકા** એટલે મેના નામનું પક્ષી, જેને અંગ્રેજીમાં **Canary bird** કહે છે તે. એ વિષે મારા વિદ્વાન મિત્ર મી. ભાલચંદ્ર રવીશંકર જોશીનું કહેવું એવું છે, કે નવસારીનું અસલ નામ નાગશારિકા કહેવામાં આવેછે તે નામ શી રીતે પડ્યું, તેને માટે જુદી જુદી ધારણાઓ છે. તેમાંની એક રમુજી પણ બંધબેસ્તી વાત નીચે પ્રમાણે છેઃ—

જેમ હાલના ભારત રાજનગર કલકત્તા શહેરના નામમાંજ, તે નામ શી રીતે પડ્યું, તેનો કાંઈક વાર્તિક ગુપ્તાર્થ રહ્યો છે, તેમ આ આપણા નાગસારિકા નામમાં પણ છે. જે નાગતલાવડી વિષે કેટલુંક કહ્યું છે, તેજ નાગતલાવડીની ઉંચી પાળ ઉપર ઘણા જુના વખતમાં એક મોટું વિશાળ અને ઘણું જીર્ણ પિંપળાનું ઝાડ હતું. કહે છે કે આ ઝાડનું થડ ઘણું જાડું હતું, અને તે ત્રણ માણસની બાથમાં પણ ન આવે એવું હતું. આ થડના પોલાણમાં એક મોટો નાગ રહેતો હતો. જેમ ઝાડ ઘણું જુનું હતું, તેમ પેલો ભુજંગ પણ ઘણોજ વૃદ્ધ અને તે ઝાડમાં ઘણા લાંબા વખતનો વસનાર હતો, તો પણ આ ઝાડનો એકલો માલીક આ સર્પ ન હતો. જ્યારે તે છેક નીચેના ભાગમાં વસતો હતો ત્યારે છેક ટોચપર વસનાર એક સારિકા પક્ષિ હતું. તેણે એક ઘટાદાર શાખા ઉપર પોતાનો માળો કર્યો હતો. આ નાગ અને સારિકા એકજ ઘરમાં રહેનાર હોવાથી પરસ્પર કેવળ પરિચિત થઈ ગયાં હતાં. બલ્કે તેઓ એકમેકના મિત્ર થઈ ગયાં હતાં. મિત્ર ભાવ એટલો વધ્યો હતો કે સારિકા ક્યારે પોતાની દિન-ચર્યામાંથી પરવારે અને ઝાડના પવનથી હાલતી ડાંખળી ઉપર બેસી હિંચકા ખાય, તેની તે નાગ આતુરતાથી રાહ જોયાં કરતો હતો. આમ થવાનું કારણ તે સારિકાનો સ્વાભાવિક ગુણ હતો. સારિકા અથવા જેને સાધારણ વર્ગ મેના પંખીના નામથી ઓળખે છે, તે મધૂર કંઠનું ગાનારૂં પંખી હોય છે, એ સર્વ પ્રસિદ્ધ છે. તેજ પ્રમાણે નાગ ગાયન સાંભળવાના બહુ શોખીન હોય છે, એ પણ કોઇને અજાણ્યું નથી. એકનો ગુણ અને બીજાનો શોખ એ બન્ને વાતનો મેળાપ, નાગ અને સારિકા, એ બે વચ્ચેનું સ્વાભાવિક વૈર ભુલાવી મેળાપ કરાવવાને સાધનભૂત થાય એ કાંઇ નવાઈ ભરેલું નથી. સારાંશ કે જ્યારે આ સારિકા પક્ષી આ પિંપળાના ઝાડની ઉંચી ડાંખળીપર બેસી પોતાનું ગાયન શરૂ કરતું, કે નાગ તત્કાળ પોતાના રાફડામાંથી નિકળી તેના ગાયનની જાણે તાલ આપતો હોય, એમ પોતાની ફેણ આમ તેમ હલાવતો; તે ગાયનમાં તદન ચકચુર થઇ બેસતો; તે એટલે સુધી કે આ વિચિત્ર ખેલ જોવાને લોકના જમાવની જરા પણ દરકાર કરતો નોહોતો.

નાગસારિકાનો મેળાપ જે સ્થળે લોકોના જોવામાં નિત્ય અથવા દિવસમાં બે કે ત્રણ વાર આવતો, તે ઉપરથી તે સ્થળને તેજ પ્રસંગ ઉપરથી લોકો **નાગશારિકાને** નામે ઓળખવા લાગ્યા. આ રીતે આપણી આજની નગરીનું પ્રાચીન નામ પેલા નાગ અને પેલી સારિકા ઉપરથી પડેલું છે એમ જણાય છે.

**૪—નવસરેહ.** મુસલમાનોની જ્યારે પહેલવહેલી આ ભૂમી ઉપર પધરામણી થઇ તે વખતે નવસરેહ યાને નવું મથક અથવા નવીન સરાહ અથવા નવું રહેઠાણ

એવું નામ પાડયું. વળી કેટલાકોના કહેવા પ્રમાણે આ ભૂમી ઉપર મુસલમાન રાજ્ય વખતે જૂદી જૂદી નવ સરાહ સ્થાપવામાં આવી તે ઉપરથી **નવસરેહ** નામ પડેલું છે.

**૫.—નાગમંડળ**–આ ભૂમીપર અસલથીજ પૂજ્ય નાગો કે જેમને હિંદુલોકો માનતા હતા, તેમનું મંડળ ને મંડળ રહેતું હતું, અને જેમના દર્શનાર્થે સિદ્ધરાજ જયસીંહ વટીક આવી ગયલો છે એવી વડાઇ લેવામાં આવે છે. એ કથાને રા. સા. મહીપતરામ રૂપરામની "સધરા જેસંધ" વાલી કથારૂપી તવારીખ ઉપરથી ટેકો મળે છે. એ નાગોના રહેઠાણવાલી જગાને નાગમંડળનું નામ આપવામાં આવ્યું હતું.

મી. જોશી એ નાગમંડળ અર્થને માટે એક નવી વાત કહે છે. નવસારીનું પ્રાચીન નામ નાગમંડળ શારીતે પડયું તેનો મત્તાવાર પુરાવો નીચે મુજબ છે. એ નામ પડવાનો સંબંધ, નવસારીની અંદરના અસલના હિંદુ રહીસોમાંથી બ્રાહ્મણ કોમની ઘણા જુના કાળથી ચાલતી આવેલી એક બે સભા સાથે જોડાયલોછે: તે વિષે પ્રથમ થોડુંક જણાવવાની જરૂરછે.

નવસારીમાં અસલના હિંદુ રહીસોમાં બ્રાહ્મણો મુખ્યછે. આ બ્રાહ્મણોમાં બે વર્ગ છે. ગુજરાતી બ્રાહ્મણો તથા દક્ષિણી બ્રાહ્મણો. બીજો વર્ગ જે દક્ષિણી બ્રાહ્મણોનો કહ્યો, તે તેના નામ ઉપરથીજ જણાઇ આવેછે, કે તેઓ પ્રથમ દક્ષિણમાં એટલે મહારાષ્ટ્રમાં વસતા, તેથી તેઓ દક્ષિણી કહેવાયછે. મરાઠી રાજ્યના વખતથી તેઓનો પગપેસારો ગુજરાતમાં થવા લાગ્યો; અને જ્યારથી પેશવાનો અમલ જામ્યો, ત્યારથી તો તેઓની સંખ્યા ગુજરાતમાં ઘણી વધી ગઇ, અને એ પ્રમાણે નવસારીમાં પણ તેમની વસ્તી થઇ, અને તેઓ દેશસ્ત થઇ પડ્યા. હવે ગુજરાતી બ્રાહ્મણોના પાછા બે ભાગ થાયછે.

અનાવલા બ્રાહ્મણો, જેને ભાઠેલા કરીને પણ કહેછે, અને જેમની ઉત્પત્તિ પણ આ નવસારીજ પ્રાંતને આભારીછે, કેમકે નવસારી પ્રાંતના મહુવા તાલુકાના ગામ અનાવલમાં તેઓ પ્રથમ થયા ઉપરથીજ અનાવલાની સંજ્ઞા થઇ છે તે, અને મોઢ બ્રાહ્મણો. અનાવલા બ્રાહ્મણો ઘણું કરીને ખેતીનોજ ધંધો કરતા, પણ મોઢ બ્રાહ્મણો જેમને ચાતુર્વેદી મોઢ કહેછે, કેમકે તેમના પૂર્વજો ચારે વેદ મોંઢે રાખતા, તેઓ માત્ર વિદ્યા શીખી રાજ્યાશ્રયથી કે પ્રજાની મદદથીજ પોતાનો ગુજારો ચલાવતા. તેઓ જોતીષ, વૈદક, વ્યાકરણ કે કર્મકાંડ શીખતા, અને હજુપણ તેમાંના ઘણાકો એજ એલમ શીખી પોતાનો નિર્વાહ ચલાવેછે. આ મોઢ બ્રાહ્મણો અસલ અમદાવાદ તરફ આવેલાં મોઢેરા ગામના વતની હોવાથી મોઢ કહેવાયછે, અને ત્યાંથી જુદાં જુદાં કારણોથી આ તરફ નીકળી આવી સુરત અઠાવીશીના ઘણા ગામોમાં આજ ઘણાં લાંબા વખતથી વસ્યાછે.

**આગલા વખતની હિંદુ સભાઓ.**

આ મોઢ બ્રાહ્મણોમાં બે મોટી સભાછે. તે ઘણા જુના વખતથી હજુ ચાલેછે. નવસારીમાં પણ તેનો ભાગ હતો અને હજુછે. એમાંની એકને **"ચોલા સભા"** કહેછે, અને બીજીને **"શિષ્ટ સભા"** કહેછે. આ સભાઓ હાલની આપણી રાષ્ટ્રીય સભા ( National Congress )ને ઘણે ભાગે મળતીછે, અને તે મલવાનો ઉદ્દેશ ઘણે ભાગે એવોજછે.

સુરત અઠાવીશીના જે જે ગામોમા આ મોઢ બ્રાહ્મણોની વસ્તીછે, તે તે ગામોમા વસ્તીના પ્રમાણમા એક બે કે પચ્ચીસ વીસ આ સભાના મેમ્બરો કે સભાસદો ઠેર ઠેર નેમાછે, અને એ પ્રમાણે આખી ચોના સભાના ઘણા સભાસદો થાયછે, અને શિષ્ટ સભાના આનંદે ગમો થાયછે

આ સભાના સભાસદો પ્રથમ તો વિદ્વાન અને કુલીન ગૃહસ્થોજ થઇ શકતા, તો જોકે હાલ આ નિયમ ઝાઝો સચવાતો નથી સભાનો કારોબાર સંસ્કૃત ભાષામાજ ચાલતો, અને સભા ભરવાને માટે આમંત્રણ પત્રિકા સંસ્કૃત ભાષામાજ લખાતી, અને અદ્યાપિ લખાયછે હવે આપણા મુદ્દા પર આવીએ

સુરત અઠાવીશીના ઘણા ગામો એવા કઢંગાજ કે તે સંસ્કૃત ભાષામા લખી શકાયજ નહિ દરેક ભાષાના વ્યાકરણ જુદા હોયછે તેમ સંસ્કૃત વ્યાકરણમા અમુક છેડાવાળા નામો હોય તોજ તેના રૂપ ચાલી શકે સંસ્કૃત નામોના રૂપ ચાલવાને મોટો આધાર તે નામની જાતિ તથા તે નામના છેડા ઉપરછે ફારસીમા પણ ઇફ્નીશ ને બદલે ઇફ્નીશ્યા એવુ રૂપ કરવુ પડેછે, તેમજ ગુજરાતીમા એક ગમનો ફીકરો કરી હોય તેને માટે લખવામા "ગમનો ફીકરોને રૂપીઆ આપ્યા" એમ લખવાને બદલે "ગમના ફીકરાને રૂપીઆ આપ્યા" એમ ગમનો ફીકરો ખરૂ નામ છતા "ગમના ફીકરા" એવુ રૂપ કરવુ પડેછે તે પ્રમાણે કઢંગા છેડાવાળા ગામો સંસ્કૃતમા શી રીતે આમંત્રણ પત્રિકામા લખવા એ પહેલો સવાલ આ સભા સ્થપાઇ તે વખતે ઉભો થયો તેથી ગામે ગામના વિદ્વાનોએ મળી એ સભામા પોતપોતાના ગામના નામ સંસ્કૃત ભાષાને અનુકૂળ એવા પાડવા ઠરાવ કર્યો નવસારીને માટે તેઓએ તે વખતથી **નાગમંડળ** એવુ નામ પાડયુ છે

આ નામ પાડનારાઓ વિદ્વાન હતા તેથી તેઓએ એ નામ છેક પોતાની ઇચ્છા પ્રમાણે પાડ્યા નથી, પણ જે તે ગામની કાંઇ ખાસ વિચિત્રતા, ઉત્પત્તિ, ગુણ, સ્વભાવિક દેખાવ કે ગુજરાતી ભાષામા તે ગામનો જે અર્થ સમાયતો હોય, તે ઉપર આધાર રાખી પાડવામા આવ્યાછે દાખલા તરીકે આપણી પાડોશમાજ એ લાઇન ઉપર આવેલા આમલી ગામને માટે તેમણે **ધાત્રીપુર** એવ નામ ઠરાવ્યુછે **ધાત્રી** એ કેવળ સંસ્કૃત શબ્દછે, અને તેનો અર્થ આમલી (Tamarind) થાયછે હવે કોઇ પણ ભાષાશાસ્ત્રી એ આમલી નામ શી રીતે પાડયુ હશે તેનો તર્ક સહજ કરી શકશે, કે એ ગામમા આમલીનાં ઝાડો ઘણા હોવા જોઇએ, અને તે વાત ખરીજ છે અદ્યાપિ એ ગામમા આમલીના ઝાડો જ્યા ત્યાં નજરે પડેછે એજ પ્રમાણે બારડોલી તાલુકાનું એક ગામ "પુણી" નામે છે, તેનુ એ શબ્દના અર્થ ઉપરથી **કાર્પાસિપુર** નિયત કર્યુંછે **કાર્પાસિ** એટલે કપાસ અથવા રૂ, એ રૂની પુણીને મળતા અર્થ પરથી પાડયુ છે એજ માફક વનસાડને માટે **ન્યગ્રોધપૂર** નક્કી કર્યુ છે **ન્યગ્રોધ** એટલે વડનુ ઝાડ (Banian tree) હવે વલસાડનુ નામ પણ વડના ઝાડ સાથે સબંધ ધરાવેછે એવુ મૂળ નામ વડશોડ એટલે વડની સોડમાનુ એવુ જણાયછે અને તે ઉપરથી અપભ્રંશ થતુ થતુ હાલ વલસાડ પડયુછે, કારણકે એ ગામમા અસલ મોટા વડના ઝાડો ઘણાં હતા એજ માફક સુરતનું નામ **સુર્યપૂર**, ગણદેવીનુ **ગુણદીપિકા** આદિ ઠરાવ્યાછે આ ઉપરથી

જણાયછે કે **નાગમંડળ** ઠરાવવામાં પણ નાગ સાપની સાથે એ ગામ સંબંધ ધરાવતું હોવાથીજ એવું નામ **નાગમંડળ** પાડેલું જણાયુછે. આજે પણ માંડવા નજીકના એક આખા વસ્તાને **નાગણ્યું** કરી કહે છે.

હવે બીજી અવસ્થની વાત એ રહેછે કે, એ નામ કયારે પાડયું, આ વાતની શોધ કરવાને આપણે ઉપલી સભા કયારે સ્થપાઈ તેનો ખોળ કરવો જોઈએ. ઉપલી સભા પોતાના કારોબારનું કાંઈ દફતર રાખતી નથી, અને એમના નિયમ હાલની સભાઓની પેઠે છાપેલા નથી. જેમાં ન્યાય વિવેક અને સત્યતા રહેલા હોય, એજ તેમના કાયદા. એ સભા મળવાનું સ્થળ પણ એક ઠરાવેલું નથી. એના સભાસદોમાંથી ગમે તે પોતાને ઘેર આખી સભાને શુભ અથવા અશુભ ક્રિયાને સમયે બોલાવી શકે. સભાસદો બે આખા દિવસ, બોલાવનારને ત્યા રહેછે. ધર્મ, નીતિ, વિદ્યા, અને પોતાની જ્ઞાતિ સુધારણાને અર્થે વાદવિવાદ કે ચર્ચા થાયછે. મૂકેલા પ્રશ્નનો બહુમતે નિર્ણય થાયછે, પણ તેની નોંધ રાખવાનો રીવાજ નથી. કરેલા ઠરાવ યાદ રાખી, તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરવો એજ તેમનો હેતુછે. એકંદર ઐકય અને વિદ્યાની વૃદ્ધિને અર્થે આ સભા સ્થપાયલી માલમ પડેછે. તોપણ હાલ આ હેતુ સચવાતો નથી. કારણ કે તેમાં પોતાના ચઢતા ઉતરતા નંબરને માટે ઘણી તકરારો હાલ હાલ થયા કરેછે, અને તેના ટંટાનો નિકાલ કરવામાં સભાનો વખત પસાર થઈ જતાં જે કરવાનું તે બાકી રહી જાયછે.

એ પુરાણી સભાની એક કંકોત્રિનો નમુનો નીચે મુજબ છે.—

**श्रीगणेशायनम ः॥ संवत् ११११९ना वैशाख शुद्ध ५ पंचम्यां गुरौ नवसारीना जो भगवानने घेर मातृसुत चि. यज्ञेश्वर वगेरेना उपवितमां शिष्ट समागम कर्या तेनो हांक मारवानो पट्ट.**

नौसारी

| | | |
|---|---|---|
| १ भ. भवानीशंकर | ११ भ. मंछाराम | २१ पा. जयशंकर |
| २ शु. इच्छाराम | १२ वै. तुलजाराम | २२ शु. आदितराम |
| ३ वै. फ़कीर | १३ भ. मयाराम | २३ वै भिखारी |
| ४ भ. देवशंकर | १४ धा. नाणजी | २४ अ. नारायण |
| ५ प. भवानीशंकर | १५ जो. भगवान | २५ भ. गोविंदराम |
| ६ भ. केशवराम | १६ अ. हरिशंकर | २६ वै. जगनाथ |
| ७ भ. जदुराम | १७ भ. देवशंकर | २७ जो. गोविंदराम |
| ८ भ. राजाराम | १८ भ. हरवेद | २८ जो. नरहरि |
| ९ भ. फकीर | १९ धा. जगनाथ | २९ वै. मछाराम |
| १० भ. डाह्या | २० भ. पुरुषोत्तम | ३० शु. प्रेमानंद |

હાલ (૧૮૯૭મા) મી. જોશી પણ એ સભાના એક સભાસદ છે. તેમના પહેલાં તેમના કાકા ગણપતરામ કૃપાશંકર તેના સભાસદ હતા, જેને આજ ઘણા વરસનો સુમાર થવા આવ્યો છે, પણ તેની પહેલાં તેમના જોશી કુટુંબના મૂખી પુરૂષ શિવરામ પંડયા

તેના સભાસદ હોવાનું માન ધરાવતા હતા.* તેને આજ બસેં વર્ષનો અજમાયશ થાય છે. પણ તેનીએ પહેલાં ઘણા લાંબા વખત અગાઉ એ સભા કાયમ હતી, એટલે એ સભા સ્થપાવાનું વર્ષ આજથી પાંચેક સૈકા પહેલાંનું ગણાવા જાય છે. ત્યારે નાગમંડળ એ નામ આજથી પાંચસો વર્ષ પહેલાંનું પડેલું હોવું જોઇએ.

નવસારીમાં વસવા આવેલા વિદ્વાન પારસીભાઇઓ હમેશાં વિદ્વાન બ્રાહ્મણોની સોબત કરતા, તેમની સાથે પોતાના ધર્મની સરખામણી કરતા, ઝંદ અને સંસ્કૃત ભાષાની વચ્ચેનો નિકટ સંબંધ મેળવતા, અને યજ્ઞોમાં આતશની પૂજા થવાથી પોતાની સાથે ઘાડો સંબંધ ધારી તેમનો સમાગમ કરવા વધારે ઇચ્છતા, એ વાત જાહેર છે. આવા સંબંધથી પારસી ભાઇઓએ પોતાના જુના ગ્રંથોમા નાગમંડળ એ નામ પોતાના હિંદુ મિત્રો પાસેથી મેળવી લખેલું હોવુ જોઇએ. વળી એ એક મોટા સમાજનું સ્વિકારેલું નામ છે, તેથી તેનો પ્રચાર ઘણો બોહળો થાય એમાં શક નથી. પરંતુ નાગમંડળ એ નામ કાંઈ અસલ નથી, પણ આ રીતે ઉપલી સભાએ પોતાની સવડતાને અર્થેજ પાડેલું છે.

**૬—પારસીપૂરી.** પારસીઓના અત્રે આવ્યા પછી મહા પ્રતાપિ પારસી આંગાશાના બાવા **આશાની** હકુમત વખ્તે આ ભૂમીને પારસીપૂરીના નામથી ઓળખવામાં આવ્યું હોય એમ " દીનબેહમાજદયસ્ની " નામની કેતાબ ઉપરથી જણાય છે.

**૭—નવસારી.** છેલ્લામાં છેલ્લું નામ નવસારી પડેલું છે, અને તે આજ સુધી તેજ નામે ઓળખાય છે, અને એ નવસારી નામ કેમ પડ્યું તેને માટે જૂદા જૂદા મતો આપણે એકઠા કરેલા છે તે નિચે મુજબઃ—

**નવસારી શાથી કહેવાયું ?**

ક—ફારસી ભાષાનો **નઓ** એટલે નવી; અને એરબ્બી ભાષાનો **સારી** એટલે દાખલ થવું, એવા ફારશી એરબ્બીના મિશ્રથી એ નામ પડયું કેહવામાં આવે છે. યાને કે જ્યારે ઇ. સ. ૧૧૪૨ માં પારસીઓ પહેલવહેલા ત્યાં પ્રવેશ થયા ત્યારે તેઓએ એ નામ આ ભૂમીને આપ્યું.

ખ—નઓ+સારી એટલે નવી બનાવેલી એવો અર્થ કેટલાક ટુંક બંડોલ્યા ફારસી બાંઓ કરેછે. અને સાપ્તન શબ્દ ઉપરથી તે થયલો કહેછે, જે અર્થ ફારશીના કાયદાથી કેવળ અશકયછે. તોપણ આપણે તો જેબી ખોટું ખરૂં તેને માટે કથા કે કહાંણી જે બોલાયલું કે લખાયલું હોય, તે વાંચનારાઓના વિચારને માટે રજુ કર્યે છીયે.

ગ—એક ઘણીજ પ્રસિદ્ધ કથા અત્રે એવી ચાલેછે કે, ધારાનગરીનો એક જુલમમાર રાજા **ગધેશીંગ**, જેને એ નામ તુચ્છકારથી લોકોએ આપેલું લાગેછે, તે નવસારીમાં હાલ જે જગા મુસલમાનોના કોટની જગાને નામે ઓળખાયછે, અને જ્યાં હાલ સરકારી હૉસ્પીટલ આવેલી છે, તે જગાએ હવાખાના સારૂ અને ખરૂં કહીએ તો કથા પ્રમાણે

* એ શિવરામ પંડયા દેસાઇશ્રી ખુરશેદજી તેહમુરજીના મહેતાજી થતા હતા. અને તે વિષે દેસાઇજીએ પોતાના સ્વચરિત્ર વર્ણનમાં લખેલું છે કેઃ—" મોટા થાઆ પડવા મુકા બામણ ભ્રખાર સવજી પંડા તથા દેઆલ પંડા તાં હોંદી (યાનેકે ગુજરાતી ભાષા સમજવી) શીખા. "

અનીતિના કામો સારૂ ધારગરીથી દરરોજ આવતો હતો. તેનો એક એવો બેઅદબ અને નિર્લજરો નિયમ હતો, કે નવસારીની જેખી છોકરી પહેલવહેલી માસરે જાય તે એક દહાડો તે રાજાના જનાનખાનાની મહેમાન થઇને જાય. એવો જુલમ ચાલી રહેલો છે. એ અરસામાં મક્કાની હજથી આવેલા નવ હાજીઓ જેઓ નવ સૈયદના નામે આ તરફ ઓળખાયલા છે, તેઓ એક સરાહમાં ઉતરેલા હતા. એવામાં એક ઘરડી ડોસી પોતાની નવજ્વાન પુત્રિને રોતી રોતી સાથે લઇને મોહલ્લામાંથી સીપાઇઓ સહ જતી તેમની નજરે પડી. આ પ્રમાણે રડવાનું સૈયદોએ જાણતાંની સાથેજ પેલા સીપાઇઓને હટાવી દઇ ડોસીને અને દીકરીને તેમના પંજામાંથી છોડવી. આ ઉપરથી ગધેશીંગ ગુસ્સાનો માર્યો લશ્કર સહ લડવાને આવ્યો. નવ સૈયદો તો કથા પ્રમાણે મોટા જાણકાર હોવાથી આખા લશ્કર સાથે લડયા, અને કહેછે કે તેઓના શીર અહિંઆં પડયાં, તો પણ તેમના શીર વગરના ધડો, ગધેશીંગ સાથે લડતાં લડતાં છેક સુરત સુધી ગયાં. આ દેખાવ ચોખ્ખાર શિવાય કોઇને દેખાતો નોહતો. સુરતની એક પન્યારણે રસ્તે જતાં એવો ઉદ્‌ગાર કર્યો, કે "આહા! શીશ વગરના ધડો કેવાં લડે છે!" આ બોલતાંની સાથેજ તે નવે ધડો ભોંય ઉપર પડી ગયાં, અને ફુલના નવ ઢગલા થઇ ગયા. વળી કેટલાકો એજ કથાને માટે એમ પણ કહેછે કે, ધારગરીનો એ જુલમગાર હિંદુરાજા નવસારી મધેના મહાદેવના દહેરામાં દર્શન માટે આવતો હતો. અને ધારગરીથી છેક તે દહેરાં સુધી એક ભોંયરૂં તેણે બનાવ્યું હતું તેમાંથી તે આવજા કરતો હતો.* એ મહાદેવને તે રાજા દર માસે એક જવાન મરદનો ભોગ આપતો હતો. ઇરાનમાં જે પ્રમાણે જુલમગાર ઝોહાક પાદશાહના બદન ઉપરના દરદ માટે બે માણસના દરરોજ ભોગ આપવામાં આવતા હતા, તે પ્રકારનો આ ત્રાસ નવસારીમાં હતો. એક કુંભારના એક પૂરા બેટાનો જ્યારે ભોગ આપવાનો વખત આવ્યો ત્યારે તે જોઇને તેને બચાવવા એ નવ સૈયદો લડયાનું કહેછે. આ નવ સૈયદો તરફના ભક્તિભાવ ઉપરથી આ ભૂમીનું નામ **નવસદી** પડેલું કહેછે, અને તેનું અપભ્રંશ **નવસારી** થયલું જણાવામાં આવેછે. આ કથાનો સંબંધ હાલના મોટા બજારના હનુમાનના દેહરા આગલ રહેનારા એક માલી કુટુંબ સાથે પણ જોડાયલોછે. આ કથા ગમે તેવી હો પણ આટલી વાત સિદ્ધ છેકે, નવ સૈયદોની કબરોને નામે ઓળખાયલી એક જગા નવસારીમાં કોટ પર ી જુની પોષ્ટ ઓફીસની પછવાડેના ભાડેલાવાડ મોહલ્લામાં આવેલીછે, ત્યાં બરાબર હારબંધ જે નવ કબરો એકસરખી આજે પણ આબાદ હાલતમાં આપણને દેખાયછે, તે એ નવ

* એ ભોંયરૂં હાલ પુરી નાખેલુ હજુ પણ બજાર મધેની જુમા મસ્જીદમાંથી જણાયછે, અને મુસલમાનોએ એ દેહરા આગળ મસ્જીદના સંડાસો બાંધ્યાથી હિંદુઓએ થોડેક દુર હાલ મસ્જીદ આગળ જ્યાં દેહરૂં છે ત્યાં હનુમાનની મુર્તિ પધરાવીછે, એમ કથા ચાલેછે. અને જે પ્રમાણે ચાલતું આવ્યુંછે કે, મુસલમાનોનું રાજ થાય ત્યારે હિંદુના દેવલો તોડાવી, તેની મૂર્તિના પથ્થરો, પોતાની મસ્જીદની સીડી ઉપર ઉંધા નાખતા, કે તે ઉપર પગ મુકીને કાફરોની બુતપરસ્તીને ધિક્કારતા મુસલમાનો નિમાજ કરવા જાય; અને જ્યારે હિંદુનું રાજ ચાલે ત્યારે મસ્જીદો તોડાવી તેના રોડાં દેહરાંની જમીન નીચે પુરી નવેસર પાછી મૂર્તિઓ બેસાડવી. એ નિયમ પ્રમાણેજ નવસારીની આ મસ્જીદમાં પથ્થરો જડાયલા કહેવામાં આવેછે.

મેયદોની જણાવવામા આવેછે, અને પડેનનડેલી એક વગી ( છૂગી કમગછે, તેને માટે કડેછકે, એ કગરો આગળ જે આ છે, તે ઉપર એ મેંયદોએ પોતાના એક માનીતા પોપટને બેસાડેલો હતો, તે પોપટે જ્યારે પોતાના ધણીઓ ા શીર ઉડેલા જોયા ત્યારે આ ઉપરથી મગ્ણુતોન હેઠળ પડયો હતો તેની એ નાહડી કમર છે એ કગરો પેલા નવ શીની છે પણ વળી અજાયબીની વાત છેકે, સુરતની નવસારી ભાગળ આગળ ગોપીતળાવના ટેકરા ઉપર નવ મેંયદોના ધડોના નવ કુનનાદગના થઇ પડયાનુ જણાવવામા આવેછે, ત્યા પણ આજે "નવસારીના ૧૮ મેંયદોની કબરો'ને નામે બરાબર હારબધ નવ કબરો બાધેલીછે ગમે તેમ હો, પણ નવસારીનુ ઉત્પત્તિસ્થાન એ કથા સાથે પણ જોવામા આવેછે અને જે દહાડે આ નવસારીની નવ કબરોવાલી દગ્ધાનો ઓન્સ થાયછે, તેજ દહાડે સુરતની પેની નવ કબરોની દરઘાનો પણ ધામધુમથી હાન પણ ઓગ્મ થાયછે

ઘ—આગળ જણાવી ગયા તેમ ઘણાકો એમ પણ કહેછે કે, મુસલમાનોએ અહ ૯ મનાહ સ્થાપી અને તેમા મનેકોને નિમ્યા તે ઉપરથી નઓ એટલે નવ અને મરહ એટલે સ્થાન એ ઉપરથી નઓસરેહનુ અપભ્રશ નવસારી થઇ ગયુછે વળી નઓ એટલે હનો અર્થ નહી લેતા નઓ એટલે નવુ, અને મરેહ એટલે ધામ, યાને મુસલમાનોનુ ાનુ મથક એમ નામ પાડયુ પછી કોઇ પારસીની નઓમરેહ ગણેછે, અને કોઇ મુસલમાનોની ગણેછે એ નવ સનાર પૈકી ૨, મલેશસ્પાતે, ૧, માઢીનાક તરફ, ૧, દાઢીનન ઉપર, ૧, કાર ઉપર, ૧, સુ ગરોના ૧૨ તરફ યાને શતાપીર આગળ, ૧, ખુરશેદવાડી તરફ, ૧, મોગા મજાગને ાકે અને ૧, કુભારવા તરફ એ પ્રમાણે આવેલી હતી એમ જણાવવામા આવે છે

ચ—પરતુ એ બધા અર્થો કરતા ખરો અને પુરાવા સહિત તથા અકકલ પસદ અર્થ એવો કરવામા આવે છે ઈ સ ૧૧૪૨મા, પછી તે સને જ્યારે પારસીઓ આ ભૂમી ઉપર આવ્યા ત્યારે તેઓને અહિઆના હવાપાણી પોતાના પ્રિય દેશ મધેના એક હવાવાળા મથકને મળતા માનમ પડ્યા તે શહેર, ઇરાન દેશના અલબુર્ઝ નામના પર્વતની પાસે અને કેસ્પીઅન સમુદ્રની દક્ષિણે આવેલા માઝનદરાનના મુલકની રાજ્યધાની **સારી** નામનુ હતુ ઈરાનમા હવાપાણીમા વખણાયલ શહેર એ હતુ તેથી આ ભૂમી નકરી જાણે તે **સારી** શહેરના જેવી લાગવાથી તે પારસીઓએ, એ ભૂમીનુ પોતાને માટે વિચિત્ર અને અગત્ય, એવુ વાગમગીનુ નામ હતુ, તે યાદ લીને પોતાને માટે નાકોમાહે ઓળખવાને તેઓએ નઓસારી નામ ગ યુ, યાને નવુ **સારી** શહેર અથવા નવુ **સારી** નહેર એ નામ પ ા ા ા ટેકામા આપણે જણાવીશુ ,

A—જે પ્રમાણ **સરોક્ષ** જેવી ભૂમીમા મારીકાની ગેરેન્ત જેવી તરોતાજ ગીવાની એક જગા ત્યા પ્રથમ જ ાાન સો ાને જણાવાથી, તેઓએ તો New Haven યાને "નવુ બદર, આશ્રયની નવી જગો' એવુ નામ આપ્યુ, તથા જે પ્રમાણે યુરોપ-ત કીમા આ જમાનામા **નવીબજાર** એવુ એક નાકનુ નામ આપવામા આ યુ છે, તેમજ જે પ્રમાણે ન્યુઆ મની—ન્યુકૅરેન્ટ—ન્યુયૉર્ક—ન્યુમેદફર્ડ—ન્યુઝનમ્રીક—ન્યુઇગન—ન્યુકેનાર્ન—ન્યુઓનેરા—ન્યુમેક્ષીમ, વગેરે શહેરોના નામો પડ્યા છે, યાનેક જે પરદેશી

શેહેરો, બીજા દેશોમાં જઈ પોતાના ગામ જેવું, તે પારકા દેશનું ગામ જણાયું તેને નવું ફલાણું–નવું ચીનું, એવા New ( નવું ) વિશેષણથી ઓળખેછે, તેજ પ્રમાણે ઇરાનનું " સારી " તેઓને New Saari જણાવાથી અંગ્રેજી New નહી, પણ પોતાની તેને સ્વભાષા ફારસીનો **નઓ** વાપરી, તે નવસારીમાં આવનારા ઇરાનીઓએ તેને **સારી** ગામની ઉપમા આપેલીછે.

B—એના ટેકામાં વળી નવસારીના મેહેરજીરાણા દસ્તુરના ખાનદાનના એક વહેંચણ પત્રની ખપજોગી નકલ ઉપરથી એ નામની ઉત્પત્તિને પુષ્ટિ મળેછે. તેમાં લખેછે કેઃ—

"...........તેવાર પછે આંપરો સને ૫૧૧ મા ફરવરદીન મહીનો ને દાનરોજે આપરે નાગમંદલમેં આવી મોકામ કીધો. અને એ જગાની આંબોહવા જોઈ દશતુરે કહું જે કે જેવી આપરાં શારી ગામની ઉતી તે મીશાલેની આબોહવા એ ગામનીછે. માંથે એ જગાનું નામ **નવીસારી** રાખો તે દનથી નવસારી નાગમંદલ લખાઇજી બાકી આગોદરતો નાગમંદલ લખાતુંતું...........પહેલો નવસારીમાં આવનાર મોબેદ કામદીન જરથોશ."

એ પ્રમાણે એ પુરાણા લેખમાંછે. તેમાંથી વલી એમ પણ નીકળેછે કે, નવસારીની ભૂમીને " નવસારી નાગમંદલ " એવું સામટું નામ પણ આપવામાં આવતું હતું. પણ ઘણીક ગમ " નાગમંડલ નવસારી." એવું નામ તો વપરાયલું છે. એમાં વળી **નઓસારી** ફારશી શબ્દને ગૂજરાતી શબ્દ " નવીસારી " વાપરેલો છે. પણ **નવું** એ શબ્દનું અંગ્રેજી વિશેષણ New; ફારશી ભાષામાં **નઓ**, અને ગૂજરાતી ભાષામાં **નવી** એવું એકજ શબ્દનાં જેવું હોવાથી એ પ્રમાણે નઓ–નૉ–નવ–નવી–એવા શબ્દો લખાય છે.

C—વળી " તારીખે શાહાંને ઇરાન "માં જૂદોજ અર્થ કરવામાં આવ્યોછે કે, નવસારીનું નામ પારસીઓ આવ્યા પછી પડેલું હોય, એ બાબત ઉપર શક બતાવી Bombay Gaztteer દફ. ૧૩ માં કહેછે કે નામીચા યુનાની ભુગોળ શાસ્ત્રી ટૉલેમીના નકશામાં " નવસારી " નામ આબાદ જણાયછે. ટૉલેમીએ ઇસ્વી ૧૫૦માં ( યાને લગભગ ૧૭૪૭ વરસની વાત ઉપર ) પોતાનો ભુગોળનો ગ્રંથરચ્યો હતો, તે વખતે નવસારી કસ્બો એજ નામે જાણીતો હતો, જેને ટૉલેમીએ **નરસીપા** (Narasipa) ને નામે ઓળખાવ્યોછે. સર ડબ્લ્યુ. ડબ્લ્યુ. હંટરના " ઇમ્પીરીઅલ ગેઝેટીયર ઑફ ઇન્ડીઆ દફ. ૧૦માં જૂઓ. એ પ્રમાણે ઉપલી તવારીખમાં આપેછે. **નરસીપા** તેજ નવસારી એમ સિદ્ધ કરવામાં આવ્યું નથી ત્યાં સુધી એ દલીલને વજન આપી શકાતું નથી. કેમકે એમાં તો નામનો મોટો ફેર છે. પણ એક અજાણ્યા સ્વીડીશ લખનારે એકવાર Bombay (મુંબઇ) ને અમેરીકાનું શહેર જણાવ્યું હતું ! કેમકે અમેરીકામાં Bombay નામની જગાછે ખરી, પણ તે એક ઘણુંજ નાનું ગામડું છે, પણ કોઈ કેતાબમાંથી તેને એ નામ અમેરીકાનું માલમ પડયું તેથી મુંબઇની ખરી તવારીખ ઉપર તેના અજ્ઞાન લખાણ ઉપરથીજ કાંઈ શંકા લેવાની નથી, બલકે તેના એવાં અજ્ઞાનપણાને હસીજ કાઢવામાં આવ્યું. તેમજ **નરશીપા ને નવસારી** વિષે જાણવું. આબેહુબ એકજ નામનાં ૩–૪ કે તેથીબી વધારે શહેરો એકજ દેશમાં હોયછે. જેમકે **મહુવા** અને **સોનગઢ**

ગામો જેમ ગાયકવાડી રાજ્યમાં છે, તેમજ ભાવનગરના રાજ્યમાંછે, તેથી શું ગાયકવાડનું મહુવા ગામ તે ભાવનગરનું ખી ઠોકી બેસાડાય? માટે જે ખરી વાત પુરાવાથી ચાલતી આવી તે ઉપર એકાએક શક નાખી શકાય નહીં.

D—જે પ્રમાણે દેલેવર ડીસ્ત્રીકટનુ લેવર શેહેર ઇ. સ. ૧૬૦૭ માં સ્વીડીશ લોકોએ નવું વસાવી તેનું નામ **સ્ટાકહોમ** આપ્યું, પણ જ્યારે ડચ લોકોએ જીતી લીધું ત્યારે તેનું નામ પોતાના શહેર ઉપરથી New Amsterdam યાને નવુ આમસ્ટરડૅમ એવું આપ્યું, અને વળી તે જ્યારે અંગ્રેજના હાથમાં ગયું ત્યારે તે લોકોએ તેનું નામ New Castle યાને નવો કિલ્લો એવુ નામ આપ્યું. તેજ હાલ આપણી નવસારીના થયા છે. કેમકે એ ભૂમિ હિંદુ રાજાના હાથમા હતી ત્યારે તેનું નામ **નાગમંદળ** હતું, મુસલમાનોના હાથમાં આવ્યું તેમણે તેને **નઓસરેહ** કહ્યું, અને છેવટે પારસીઓ આવ્યા તમણે તેને **નવસારી** એ પ્રમાણે એ કસબાના નામની ઉત્પત્તિછે. જે વાંચનારને અનુકુળ લાગે તે ખરી.

---

## પ્રકરણ ૨ જું. નવસારીની આગલી સ્થિતિ.

નવસારીમાં પારસીઓ આવ્યા તેની સહેજ અગાઉની અને તે પછી પારસીઓની ચઢતી થતી ચાલી, તેની વચ્ચેના વખતની હાલતનો, આસપાસના બનાવો ઉપરથી તથા કેટલાક જુના ખતો ઉપરથી અને પુરાણા દસ્તાવેજો ઉપરથી વિચાર કરીએ તો, એ તદ્દન નાનું ગામડું હતું, જ્યાં થોડા ઘણાં કોલીઓ અને દુબળાઓના છાપરાં અને હિંદુ તપસ્વિ ગુરુનું મથક હોવા શિવાય બીજું જાણવા જોગ કાંઇ નોહોતુ, પણ એક પાદરડું જેવું હતું. હાલ મોટા દેસાઈ લોકોનો દેસાઇ મોહોલ્લો જે જગાએ છે, ત્યાં કાછ્યા તથા કણબીઓના ઘરો હતાં, તે છેક ૩૦૦ વરસની વાત ઉપર પારસીઓએ ખરીદ કરવા માંડેલાં જણાય છે. પાછલથી તે પૈકી ઘણાક ઘરો દેસાઈ શ્રી તેહમુરજી રૂસ્તમજીએ ખરીદ કર્યાં હતાં. જે જગાએ હાલ દસ્તુરવાડ છે, તે જગાએ કાંઠાપરના કોલી લોકોની વસ્તી હતી, અને તે ઘરો પાછળથી અવારયાના ખાનદાનવાલાઓએ લીધાં હતાં, જેના જુના ખતો હજુ મોજુદ છે. એ દસ્તુરવાડ તેથી કરીને અવારયાવાડ પ્રથમ ઓલખાતો હતો. સાંગાવોડ–માદનવાડ–અજાંવાડ, તે વખતે નદિ પરના મહોલ્લા ગણાતા, તો જોકે પૂર્ણા નદિ ઘણે છેટેથી પોતાના મોજા મારતી હતી. એવી કેટલીક હકીકત ચાંગાશા વિષે લખાયલા હેવાલ ઉપરથી જણાઇ છે. એ તો ૩૦૦ વરસની સ્થિતિ થઇ, પણ હાલમાં જે જગાએ લક્ષ્મણડોસવાની જગા છે, અને જે જગા આજે નવસારીના સૌથી ભરચક વસ્તીવાલા લત્તા લેખે લેખાય છે, તે જગા છેક* ૫૦–૬૦ વરસની વાત ઉપર જંગલ ઝાડી જેવું હતું, અને તેમાં વાઘ વરીક વસતા હતા, જેમાંના એકને મારતાં મરહુમ શોરાબજી શીરવઈ ઉરફે વાઘમારને ઘણા પુરષોએ જોયલા હજુ પણ હૈયાત નવસારીમાં છે. એ શીરવઇને નાનપણમાં જોવાનું આ લખનારને માન મલ્યુંછે. તેવણ એક નવાબના લેબાશમાં છુપાયલા એક પારસી સિપાઇ બચ્યા હતા. ત્યારે આજે

---

* જુની તારીખે નવસારી ૧૮૯૭ માં છપાએલી એટલે હાલ લગભગ ૧૦૦ વરસ પર સમજવાનું ॥ ॥ । ના. ધ. દે.

નવસારી કેમ આવી સ્થિતિ ઉપર આવ્યું, એ સવાલ આપોઆપ ઉભો થાયછે. એક તવંગર તુટે તો દુન્યામાં બીજો પેદા થાય, એક વેપારી ભાગે તો બીજો મંડાય, તેમ એક શહેર તુટે તો બીજું મંડાય એવો શીરસ્તો તવારીખો આપણને બતાવેછે. "વેરાવળ ભાંગીને મેંહાયું વસ્યું"–"પાવાગઢ તુટયું ને બરૂચ મંડાયું"–"રાંદેર ભાંગીને સુરત વસ્યું"–એવી કહેવતો આપણામાં બોલાયછે, તેવીજ એક કહેવત જો નવસારીની તવારીખ ઉપરથી જોડીએ તો, "ધારગરી ભાંગીને નવસારી વસ્યું," એવી કહેવત આબાદ લાગુ પડતી જણાય છે. નવસારી તો એવી આડી કે વચમાં રાખે ખાડી, એવી મતલબનો પોવાડો ઘરડાઓ બોલે છે, તે શું ? નવસારીની અસલી હાલત એવીજ હતી, કે ટેકડાટેકડીની જગા, વચમાં ભરબજારમાં પાણી જવાની ખીણ, અને લોકો હાલના બોદાલી ગામની માફક જુદા જુદા ટેકરા ઉપર પોતાના મોહલ્લાઓ બનાવી વસતાં હતા. મધોમધીવાલી ખાડીમાંથી ગાડાં અને માણસને રસ્તો કાપવો પડતો હતો, સાં થઇ સહેલાઇથી લોકોથી જવાતું અવાતું નો'તું આજની સુધારામાં આગળ વધેલી આપણી માયાળુ સરકારના ધર્મરાજની દોલતે આજે આપણે તે ખીણને પગતળે દાબી ધમધોકાર ગાડીઘોડે બેસી, વાડી બંગલે ધમી, તાડીબાડી ટાંસી, મરજી માફક ફરહર કર્યે છીએ. વસ્તી વધવા લાગી, એટલે ટેકડાઓની નીચે મોહોલ્લાઓ થવા લાગ્યા.

બાનાવાડ–કાસુશમોહોલ્લો–કોટઉપર વસતા મુસલમાનોનો મહોલ્લો–પટવારશેરી–દડગવાડ–કુતારનીખડકી–મોરામોહોલ્લો–ડામકામોહોલ્લો અથવા મેહતાવાડ (જુનો)–, લોરવાડ–વગેરે વગેરે મોહોલ્લાઓ જૂઓ તો તે ટેકડાઓ ઉપર બંધાયલાછે; જ્યારે દસ્તુરવાડ–દેશાઇવાડ–સાંગાવાડ–કાંગાવાડ–જમાંવાડ–ગોલવાડ–વગેરે નિચાણના હેઠાણમાં પડેલા મોહોલ્લાઓછે. અરે એટલુંજ નહીં પણ આપણો આખો નવસારી પ્રાંત (જેને લગતી થોડીક બાબતો ઉપયોગી અને સંબંધ કરતી હોય તેટલી આ તવારીખમાં આપવાની નેમ રાખવામાં આવીછે) ખુદ "ટેકડીયો પ્રાંત" લેખાયછે. કેમકે, સાલોતનો ટેકરો–સસલા ડુંગરી–ઘોર ડુંગરી–લાંબી ડુંગરી–શરાની ડુંગરી–રાયગઢ વાલો બલ્લા ડુંગર–દીવાણા અખાડા–રાણીઆ આંબાનો ડુંગરો–બોમણી ડુંગરી–પેટણી ડુંગરી–અછારીઆ ડુંગરી–બીલીમોરા (મોરો એટલેજ ટેકડો. બીલી, અને મોરા, એ જુદાં ગામોનું એક થઇ ગયું છે.) વગેરે ડુંગર ડુંગરી અને ટેકડા ટેકડી આપણા પ્રાંતમાં પુષ્કળ આવેલાંછે. આપણી નવસારીમાં ધર્મક્રિયા ઉપર, બીજી ગામ કરતાં વધારે આસ્થા હોવાને લીધે એ ભુમી પવિત્ર ધામ કહેવાયછે, અને તે લેખે ઓળખવાને પણ "ટેકડી" એવી સંજ્ઞા વાપરીછે, કે નવસારી તો "ધર્મની ટેકડી" છે. એ પ્રમાણે આ જગાની હકીકત છે. ગોયા દાદરની માફકના મોહોલ્લાઓ નવસારી ધરાવેછે. જેમકે:–કાછીવાડી આગળનો દેશાઇવાડ ૧ લું ફાંસ્યું, ૨ જું તેથી જરા ઉંચું પારસવારો દેસાઈ મોહોલ્લો, ૩ જું પગથ્યું "મોટું બાર" ને નામે ઓળખાતો દેસાઈવાડ, ૪ થું પાવડીવાડ વળી ઉંચું, ૫ મું તેથી ઉંચું કુતારવાડ, ૬ ઠું તેથી ઉંચું વલી મુસલમાનોનો કોટ, એ પ્રમાણે ૬ પગથ્યાંના દાદરરોકા મોહોલ્લાછે.

કાળે કાળે એ નવસારીની સ્થિતિ ત્યારે કેવી હતી તેનું એકંદર ઝાંક માત્ર ૧૦૦૦ વરસની તેની તવારીખ ઉપરથી આપણે નીચે પ્રમાણે દોરી શકયે.

## નવસારીનું ઝાડ.

**૧૦૦૦ વરસ ઉપર.**

( હિંદુરાજની ભપકા ભરેલી કારકિર્દિ

**૭૦૦ વરસ ઉપર.**

( મુસલમાનોની છુટી છવાઇ હકુમતવાળું નાનું ગામડું. )

**૫૦૦ વરસ ઉપર.**

( જરા ખીલામણું પારસી રાજ. )

**૪૦૦ વરસ ઉપર**

( સુધરતી જતી હાલતનું જુલમગાર મુગલાઈ રાજ. )

**૨૫૦ વરસ ઉપર**

( મહત્વ ધરાવતું ગાયકવાડી મથક. )

**આજ રોજ**

( સુધારાની ટોચ ઉપર ચઢવાની ઉતાવલી શરૂઆતવાળી )

|

**નવી નવસારી.**

પારસીઓ પહેલા અત્રે આવ્યા તે વેળા હિંદુઓ નવસારીમાં નહીં જેવા જણાયા હતા એટલા વાસ્તે ૭૦૦ વરસ પછીની અને ૨૫૦ વરસ પહેલાંની નવસારીની હાલત આજના જાણીતા હિંદુ, વાણીઆ, બ્રાહ્મણોના જેવા હિંદુઓ વગરની હતી. એટલા માટે નવસારીની તવારીખ તે પારસીઓની આગલી તવારીખછે. તેથી હિંદુઓની વિશેષ હકીકત નવસારીની જુની તવારીખમાં આવી શક્તિ નથી. એટલા વાસ્તે પહેલાં પારસીઓની પછી મુસલમાનોની અને પછી હિંદુઓની હકીકત એકઠી કરી તેની વચમાં જાણવા જેવી હકીકત રાજે રાજે આપી આપણે આ બાબત સમજાવીશું.

---

## પ્રકરણ ૩ જુ — નવસારી પ્રાંતનું વર્ણન.

નવસારી શહેરનો ઇતિહાસ નવસારી આખા પ્રાંતના ઇતિહાસ સાથે જોડાયેલો હોવાથી પ્રથમ નવસારી પ્રાંતનું વર્ણન રા. બા. ગોવીંદભાઇ હાથીભાઇ દેસાઇજી કૃત "નવસારી પ્રાંત સર્વ સંગ્રહ"ના આધારે જણાવવામાં આવેછે.

**ચતુર્સીમા**—નવસારી પ્રાંત ગુજરાતની અને વડોદરા રાજ્યની દક્ષિણ સરહદ પર આવેલોછે. એ દક્ષિણ પ્રાંત એ નામથી પહેલાં ઓળખાતો. એની પૂર્વે રાજપીપળા સંસ્થાનનો થોડોક ભાગ; બ્રિટિશ રાજ્યનો ખાનદેશ જીલ્લો અને ડાંગ સંસ્થાન આવેલુંછે. પશ્ચિમે અરબી સમુદ્ર અને બ્રિટિશ રાજ્યના સુરત જીલ્લાનો પ્રદેશ આવેલોછે. ઉત્તરે બ્રિટિશ રાજ્યનો ભરૂચ જીલ્લો તથા રાજપીપળા સંસ્થાનનો કેટલોક ભાગ અને દક્ષિણે ડાંગ તથા વાંસદા સંસ્થાન અને બ્રિટિશ રાજ્યના સુરત જીલ્લાનો થોડોક ભાગ આવેલોછે. આ પ્રાંતના પ્રદેશની વચ્ચે સુરત જીલ્લાના માંડવી, બારડોલી, અને જલાલપુર તાલુકાનો પ્રદેશ કુલગુંચણીઆ તરીકે આવેલોછે!

**ક્ષેત્રફળઃ**—નવસારી પ્રાંતનું ક્ષેત્રફળ ૧૯૧૪ ચોરસ માઈલ છે. તેની વધારેમાં વધારે પૂર્વ પશ્ચિમ લંબાઈ ૫૪ માઈલ અને ઉત્તર દક્ષિણ પહોળાઈ ૩૬ માઈલ છે.

**વિભાગઃ**—રાજકીય વ્યવસ્થા માટે નવસારી પ્રાંતના આઠ તાલુકા કરવામાં આવ્યા છે. તે દરેકમાં ગામ કેટલાં છે, વસ્તી કેટલી છે, અને કુલ વસુલી ઉપજ કેટલી છે, તે નીચેના કોઠામાં આપવામાં આવ્યું છે:—

| તાલુકાનું નામ. | ગામોની સંખ્યા. | | | સને ૧૯૧૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે વસ્તી | દર ચોરસ માઈલે વસ્તી. | સને ૧૯૧૮-૧૯ની સાલના આંકડા પ્રમાણે કુલ વસુલેલી ઉપજ. |
|---|---|---|---|---|---|---|
| | સરકારી. | પરભાર્યાં વહીવટનાં. | કુલ. | | | |
| નવસારી. | ૫૯ | ૨ | ૬૧ | ૫૫૨૭૦ | ૪૪૭ | ૧૧,૯૯,૮૩૫-૧૧- ૫ |
| ગણદેવી. | ૨૮ | ૨ | ૩૦ | ૩૩૦૫૮ | ૭૧૯ | ૭,૨૬,૩૬૨-૧૩-૧૦ |
| પલસાણા. | ૪૫ | ૬ | ૫૧ | ૨૪૯૦૮ | ૨૭૪ | ૩,૧૧,૮૪૧- ૨- ૬ |
| કામરેજ. | ૬૯ | ૩ | ૭૨ | ૪૧૯૬૬ | ૨૬૭ | ૫,૬૨,૭૭૧- ૦-૧૦ |
| મહુવા. | ૬૭ | ૨ | ૬૯ | ૩૯૭૪૧ | ૨૭૮ | ૩,૨૦,૭૧૧- ૭- ૬ |
| માંગરોળ | ૧૮૮ | ૧ | ૧૮૯ | ૩૮૨૪૩ | ૧૬૩ | ૫,૧૫,૯૦૧- ૫-૧૦ |
| સોનગઢ. | ૩૪૩ | ૧૫ | ૩૫૮ | ૪૪૮૦૧ | ૫૮ | ૧,૦૫,૭૮૬- ૭-૧૧ |
| વ્યારા. | ૧૪૬ | ૬ | ૧૫૨ | ૫૭૪૭૭ | ૧૭૯ | ૮,૭૪,૦૮૪- ૮-૧૧ |
| કુલ. | ૯૪૫ | ૩૭ | ૯૮૨ | ૩૩૫૪૬૭ | ૧૭૫ | ૪૧,૧૭,૨૪૪- ૬- ૦ |

**ટીપઃ**—૧. સન ૧૯૧૧ની વસ્તી ગણત્રી વખતે માંગરોળને બદલે વેલાછા તાલુકો લખાતો હતો અને વાંકળ પેટામહાલ તેનાથી જુદો હતો. તેમજ ઉમરપાડા પેટામહાલ પણ સોનગઢથી જુદો હતો. પરંતુ હાલમાં વાંકળ ને વેલાછા તાલુકા સાથે જોડી દઈ માંગરોળ તાલુકો બનાવવામાં આવ્યો છે, અને ઉમરપાડાને જંગલખાતાને તાબે સોંપી દીધો છે; તેથી વાંકળ તથા ઉમરપાડાના વસ્તીના આંકડા અનુક્રમે માંગરોળ તથા સોનગઢ તાલુકામાં ઉમેરી દીધા છે.

**ટીપઃ**—૨. સને ૧૯૧૧ની વસ્તી ગણત્રી વખતે નવસારી પ્રાંતમાં ૭૬૮ વસ્તીવાળાં ગામો હતાં. તે સિવાય બીજાં ઉજ્જડ કોળબંદી, તથા બ્રિટિશ વહીવટ નીચે આધભાગીઆં ગામ છે, તે ઉપરના આંકડામાં એકઠાં ગણી લેવામાં આવ્યાં છે. તેથી ૨૧૪ ગામ વધારે જણાય છે.

દેખાવઃ—પૂર્વ તરફનો વ્યારા તાલુકાનો કેટલોક ભાગ, આખો સોનગઢ તાલુકો, મહુવા તાલુકાનો કેટલોક ભાગ, અને માંગરોળ તાલુકાનો પૂર્વ તરફનો પ્રદેશ ડુંગરાળ તથા જંગલો, ઝાડી અને નદી નાળાંથી ભરપુરછે. એ બધો રાની પ્રદેશ ગણાયછે. સોનગઢ તાલુકામાં તો મોટા મોટા ડુંગરાઓ આવેલાછે. અને વાઘ વિગેરે હિંસક પ્રાણીઓનો ત્યાં ઘણો ભય રહે છે. બાકીનો ભાગ ઘણે ભાગે સપાટ જમીનવાળોછે. પશ્ચિમ તરફનો પ્રદેશ નીચાણમાં હોઇ કેટલોક છેક દરીઆ કિનારે આવેલો છે. દક્ષિણ તરફના નવસારી, તથા ગણદેવી તાલુકાનો પ્રદેશ બાગાયત તથા ઝાડોની ઘટાથી ભરેલો સુશોભિત છે. એમાં નાની મોટી નદીઓ પુષ્કળ આવેલીછે. એ નદીઓની ખીણોના વિશાળ જમીનના પટમાં ખેતી સારી થાય છે. કેળા, આંબા અને શેરડીના ખેતરોથી એ પ્રદેશ રળીયામણો લાગે છે. એ પ્રમાણે એ પ્રાંત કોઈ કોઇ સ્થળે બગીચા જેવો અને કોઇ કોઇ સ્થળે વેરાન જંગલ જેવો દેખાય છે. તાલુકાવાર જોતા નવસારી તાલુકાનો પૂર્વ ભાગ તદ્દન સપાટ નથી તેમ ખાડા ટેકરાવાળો નથી. પૂર્ણા નદીની બન્ને બાજુએ જમીન ઉંડી અને ફળદ્રુપ છે, અને તેમાં શેરડી, કેળ વિગેરે ઉમદા પાક થાયછે. જ્યાં ત્યાં ઉંચી પાળોવાળી કયારી જમીન નજરે પડે છે. ઝાડોમાં આંબા અને ખજુરીઓ જ્યાં ત્યાં નજરે પડેછે. પરંતુ તાલુકાનો પશ્ચિમ તરફનો ભાગ આથી જુદાજ પ્રકારનો દેખાય છે. જાણે મોટા ભાગની જમીન પરથી દરીઓ થોડો વખત થયાં જ પાછો હટયો હોય એમ લાગેછે. પૂર્વભાગ જેટલાં ઝાડ આ ભાગમાં જણાતાં નથી. ખેતીવાડી પણ નબળા પ્રકારની જણાયછે. જમીનને ખાર લાગેલોછે. કુવામાં પાણી ખારાં હોયછે, અને ખેતરોમાં પાક ગંઠાઇ ગએલા અને નબળા દેખાય છે.

ગણદેવી તાલુકાનો દેખાવ ઘણો ખુશનુમા લાગે છે. જ્યાં નજર નાખીએ ત્યાં લીલોતરી દેખાય છે. અંબિકા, કાવેરી અને તેમની શાખાઓ (વેંગણીઆ) વિગેરેથી ખેંચાઈ આવેલા કાંપને લીધે જમીન ઘણી ફળદ્રુપ બનેલી છે, અને તેમાં શેરડી, કેળ, આદુ, સુરણ, રતાળુ, વિગેરે ઉંચા પ્રકારનો બાગાયત માલ થાય છે. આંબાના ઝાડ પણ ઘણાં સારાં થાયછે. ને તેને મોટાં મોટાં ફળ લાગે છે. આંબા સિવાય ફણસ, નાળીયેર, વિગેરે પણ સારાં થાયછે. ખજુરીના ઝાડ પણ દરેક ઠેકાણે નજરે પડેછે. અને તે કોળી અને બીજી હલકી કોમને તેમનું પ્યારું પીણું (તાડી) મોટા જથામાં પૂરું પાડેછે.

આખો પલસાણા તાલુકો ઝાડ વગરનો સપાટ પ્રદેશ જેવો દેખાય છે. ખજુરી આંબા, આંબલી, અને બીજાં ગામઠાણ નજીક અગર મીંઢોળા નદીની બાજુના પ્રદેશમાં માલમ પડે છે. કામરેજ તાલુકાનો સામાન્ય દેખાવ ઝાડોવાળી અને સારી ખેતી વાળી જમીનનો છે. ઝાડોમાં મુખ્ય બાવળ હોય છે. માત્ર ગામની નજીકમાં બીજાં ઝાડો નજરે પડેછે. તાલુકાના ઉત્તર ભાગમાં તાપી નદીનો વાંકોચુંકો પ્રવાહ વહે છે. નદીની ભેખડો એટલી બધી ઉંચી છે કે બાગાયત માટે તેના પાણીનો ઉપયોગ થઇ શકતો નથી. કોઇ કોઇ ઠેકાણે નાનાં નાના બાંધાં બંધાયનાં હોયછે, તેમાં ગુજ બાગાયત પાક થાય છે. તાલુકાનો પશ્ચિમ અને દક્ષિણ તરફનો ભાગ બીજા ભાગ કરતાં સહેજ નીચો છે, અને તેથી તેમાં ચોમાસામાં પાણી કોઈ કોઇવાર ભરાઇ રહે છે. મહુવા તાલુકાની જમીનની સપાટી ઉંચી નીચી છે, અને નદીઓ નાળાથી તેમાં ઘણાં કોતર પડી ગયેલાં

જણાય છે. આ નદીઓમાં મુખ્ય પૂર્ણા, અંબિકા, વલણ અને કાવેરી છે. નાળાં અને કોતરો ચોમાસાનું પાણી વહી જવાની ગરજ સારે છે. પશ્ચિમ તરફના ગામો સિવાયનો વાંકળ ટપ્પાનો ભાગ ડુંગરાવાળો છે. જ્યાં આપણી અને રાજપીપળાની હદ મળેછે. ત્યાં ડુંગરાનો ભાગ વધારે છે. વાંકળ સિવાયનો માંગરોળનો ભાગ સપાટ છે. ઇશાન ખુણામાંથી નૈર્ઋત્ય ખુણા તરફ કીમ નદી અને તેને મળતી ભુખી અને બીજાં નાનાં નદી નાળાં વહે છે, અને ચોમાસાનું વધારાનું પાણી કાઢી નાખવાની ગરજ સારેછે.

આખા સોનગઢ તાલુકાની જમીનની સપાટી ઉંચી નીચી અને ડુંગરાવાળી છે. દક્ષિણ ભાગ કરતાં ઉત્તર ભાગમાં ડુંગરા ઓછા છે. આ ભાગમાં સોનગઢનો ડુંગર આવેલોછે, તેની ઉંચાઈ જમીનની સપાટીથી ૬૭૮ ફુટ અને દરીઆની સપાટીથી ૧૦૭૮ ફુટ છે. સોનગઢના ડુંગરા ઉપરથી ચારે બાજુ તરફ રળીયામણો દેખાવ દેખાય છે. રાજપીપળા અને સાતપુડા પર્વતના શિખરો, રૂપગઢ કિલ્લો, સાલ્હેર મુલ્હેરના કિલ્લા અને ભાંગ્યા તુટયા ડુંગરોના શિખરો પણ દેખાયછે. દક્ષિણ ભાગમાં સંહ્યાદ્રિ પર્વતના કેટલાક ઉંચાં શિખરો અને ઘાડું જંગલ આવેલુંછે. વળી દેવગઢનો કિલ્લો આ ભાગમાં આવ્યોછે. સંહ્યાદ્રિ પર્વતના ઉત્તર ભાગમાં સાલ્હેરની ઉંચાઇનો નંબર ત્રીજો આવેછે.

**ભુસ્તરરચના:**—નવસારી પ્રાંતમાં ત્રણ પ્રકારના થરછે. છેક નીચેનો તે "ટ્રૅપ"છે. વચલામાં કંકર, રેતી, પત્થર અને નૂમુલૈટનાં ખોખાં સાથે અથવા તે વિનાના ચૂનાના પત્થર હોયછે, અને છેક ઉપરનો તે કપાસની ભોંય, નદીના તળીઆંની ભોંય ને નદીમાં ઠરેલો કાંપ એનોછે. નીચેનો થર જે 'ટ્રૅપ' તે પૂર્વની ડુંગરીઓથી બ્રિટિશના તડકેશ્વર ગામ સુધી જાયછે. એ થરની રચનામાં વિવિધ મિશ્રણનાં પડછે. એ થર ઉપર બીજો થર અહીં તહીં ઉંચો નીચો થતો પ્રાંતના મોટા ભાગમાંછે ને તે ટ્રૅપવાળા મુલકની હદ કરતી ગુલ હોય તેવોછે. તેના ચોખ્ખા નમુના ઘલા ગામની પાસે અને રાજપીપળાની ડુંગરીમાંથી જે નદીઓ નર્મદાને મળેછે તેમાંછે. અકીકના પથરા પણછે. છેક ઉપલો થર જેની ટેકરીઓ તથા નદીઓની ખીણ થઈ હોયછે તેમાં ચૂનાના ભેળનાં કંકરછે, ત્રીજો થર કપાસની ભોંયથી ઢંકાયલોછે, એ ભોંય ઉંડી અને ચીરાડાવાળી હોયછે. રંગનું કારણ વનસ્પતિનું કોહવાણ કે લોઢું કે બન્ને હોય અને ખાતર જેવું કામ કરતું તેનું ભગરાપણું તે ભીની હવાથી કે છેક ગરમ હવાને લીધે હોય, તેમજ કીડી તથા બીજા જંતુઓને લીધે પણ હોય. સપાટી ઉપરના ખડક સંબંધી થોડુંક જાણવા જેવું આ છે. કીમ નદીમાં ઇલાવ તથા શાહોલ આગળ ધોળા જેવા તથા ચૂનાના ભેગવાળા રેતીના પત્થર છે, કે જેની ઘંટીઓ બનાવવામાં આવેછે, ઓભા આગળ પીળા ચૂનાના પત્થર ને નરમ પીળું મટોડું લોઢાના કાટના રંગવાળુંછે. કીમ ચોકી પાસે ચૂનાવાળાં પડ, કાંકરા, છીપ ને બરડાના હાડકાંના કકડા મળી આવેછે. તડકેશ્વર ગામથી તે દક્ષિણ તરફ તાપી લગી નાની ડુંગરીઓની હારછે તેમાં લોઢું હોય તેવાં પડછે અને વચમાં અકીકના ગોળ કાંકરા છે. મોતાની ટેકરીમાં લાલ રંગના રેતીના પત્થરનું પાતળું પડ છે. ગણદેવીની ઉત્તરે પૂર્ણા નદીના એક વાંકમાં પણ તેવુંજછે. તીથલ આગળથી તે દક્ષિણમાં કોઇ કોઇ કાંઠાની વસ્તુઓમાંથી ગોળ કાંકરા હોય છે, તેનાં ચૂનાના ભેગવાળાં નવાં પડ બંધાતાં જાયછે,

**પૂર્ણા**:—સંહ્યાદ્રિના સપાટ પશ્ચિમ પ્રદેશમાંથી નીકળી ડાંગ સંસ્થાનમાં થઇને વ્યારા, મહુવા, બારડોલી (સુરત), અને નવસારી તાલુકામાં વહી મીંઢોળાના મુખથી દક્ષિણ તરફ દસ માઇલ છેટે ખંભાતના અખાતને મળેછે. એક ફાંટો ઝાંખરી નદીને નામે ઓળખાતો સોનગઢ વ્યારા તરફથી અને બીજો ડાંગ અને વ્યારા તાલુકામાં આવી, બન્ને ફાંટા બારડોલી તાલુકામાં મળેછે, આને પૂર્ણા નદી કહેવાયછે. નવસારી નજીક પાછા તેના બે ફાંટા થાયછે અને ખાડી તરફ આગળ ચાલતાં પાછા ભેગા થાયછે. એ બે ફાટા ભેગા થાયછે તેથી જરા ઉપલા ભાગમાં બી. બી. ઍન્ડ. સી. આઇ. રેલ્વેમાં બે પૂલો છે. દક્ષિણ ફાંટા ઉપરનો પૂલ ૪૩૮ ફુટ અને ઉત્તર ફાટા ઉપરનો પૂલ ૮૧૮ ફુટ લાંબો છે. કમીમાં કમી પાણીની સપાટી કરતાં બન્ને પૂલ ૩૨ ફુટ ઉંચા છે. નદી ઉતારૂ માટે એક હોડી નવસારી આગળ અને બીજી ત્યાંથી બે માઇલ છેટે જલાલપૂર આગળ ફરેછે. નવસારીથી નીચેનો પૂર્ણા નદીનો ભાગ નૌકાખાતાના ચોપડામાં નવસારી નદી તરીકે નોંધાયલો છે અને તેમા ૧૦૦ ટન સુધીના વહાણ આવી શકે છે. માલ ચઢાવવા ઉતારવા માટે શ્રીમત ગાયકવાડ સરકારે લાકડાનો ડક્કો બંધાવેલોછે. પૂર્ણા નદીને નીચે પ્રમાણે બીજી નાની નાની નદીઓ મળેછે. ઝાંખરી ડાંગ સંસ્થાનની હદમાંથી આવી, મહુવા તાલુકામાં પૂર્ણાને મળેછે. એને કાંઠે બ્રિટિશનાં બારડોલી અને વાલોડ ગામ આવેલાં છે, અને ટીચકીઆ ગામ આગળ એક બંધારો બાંધેલો છે. વળી ઓઝર, ધન મોહલી તથા ટાપરવાડા ગામ આગળ જુના બંધારા છે. હાલમાં ઝાંખરી ગામ આગળ મોટી પાળ બાંધી આ નદીનું મોટું તળાવ કરવાનું કામ ચાલેછે. આ નદીને, મેઢાની નદી, મેઢાના ડુંગરમાંથી નીકળી આગળ ગુંડી આગળ વહીને ધાડી રૂપાળી આગળ મળેછે. એમાં બારે માસ પાણી રહેછે. એને પણ માદડવેલ નજીક એક બીજો નાનો ફાંટો મળેછે. ગીરા નામની એક બીજી નદી પણ ખાનદેશમાંથી આવી વ્યારા તાલુકામાં કેલીઆ ઉમરગામ આગળ ઝાંખરી નદીને મળેછે.

**તળાવ; કુવા.** નવસારી પ્રાંતમાં એકંદર ૧૦૧૩૦ કુવા, ૬૯૨ તળાવ અને ૧૬ વાવો છે. જેમાં ૨૮૬૬ કુવા અને ૩૨૩ તળાવ ખેતીના ઉપયોગમાં આવેછે. બીજા, ગામ લોકોને પીવાના પાણી વિગેરેના ઉપયોગમાં આવેછે. આ પ્રાંતમાં જાણવા લાયક કોઇ કુદરતી મોટું તળાવ નથી.

**ઝરા; કુંડ.** વ્યારા તાલુકાના ખંભાળીઆ ગામ નજીક ઉનાઇનો ગરમ પાણીનો કુંડ છે. આ કુંડ ત્રીસ ચોરસ ફુટ જેટલી જગ્યામાં પત્થરથી બાંધેલો છે. કુંડની બહાર થોડેક છેટે એક ખાડો ખોદેલો છે. તેમાં નીક વાટે કુંડમાંનું પાણી આવે છે. આ ખાડો અંત્યજ વર્ગના લોકોને નહાવાને માટે કરેલામાં આવેલોછે. કુંડમાં પાણી એટલું બધું ગરમ રહેછે કે ચોખાની પોટલી બાંધીને અંદર મુકી રાખી હોય તો ભાત બફાઇ જાય. પાણી જમીનમાંથી ઝરણ ફુટીને આવેછે, અને તેમાં ગંધકનો વાસ આવેછે. તેથી એમ ધારી શકાય છે કે એના તળીઆમાં ગંધકની ખાણ હશે. એમ કહેવાય છે કે રામચંદ્ર ભગવાને એ પ્રદેશના જંગલી લોકોને બ્રાહ્મણ બનાવ્યા ત્યારે

૧૮૦૦૦ બ્રાહ્મણોને ન્હાવાને પાણી પૂરું પાડવા માટે બાણ મારીને જમીનમાંથી ગરમ પાણી કાઢી આપ્યું હતું તે આ કુંડ. અહીં આગળ દેવકી ઉનાઈ માતાનું દેવળ છે. અને એ કુંડને પણ દેવકી ઉનાઇના કુંડ કહેવામાં આવેછે. કુંડ વડોદરા રાજ્યની હદમાં છે અને માતાનું દેવળ વાંસદા સંસ્થાનની હદમાં છે. અહીંથી નજીકમાંજ અંબિકા નદી વહેછે અને આસપાસ ગાઢ જંગલ આવેલું છે. તેથી આ સ્થળનો દેખાવ ઘણો રમણીય લાગે છે. દર વર્ષે ચૈત્રી પુનમે અહીં મોટો મેળો ભરાય છે, ને પુષ્કળ લોકો ભેગા થાયછે. આ મેળો ૭ દિવસ સુધી ચાલેછે અને પંદર વીસ હજાર માણસો ભેગા થાયેછે. જાત્રાળુઓ પૈકી વીસ ટકા સુરત અને તેની આજુબાજુના ભાગના લોકો હોયછે, જેમાં મુખ્યત્વે કરીને અનાવલા બ્રાહ્મણો હોયછે. વેપારને માટે ઘણા વેપારીઓ આવેછે. લગભગ હજારને આશરે વેપારીઓ અમદાવાદથી કાપડ લઇને અને દેદ નાસીક અને ખાનદેશમાંથી તાંબા પિત્તળના વાસણ લઇને વેચવા આવેછે, સુરત, નવસારી ને ગણદેવીના વેપારીઓ પણ ઘણા આવેછે, ને બધા માંડવા નાખીને દુકાનો માંડે છે. જાત્રાળુઓ પણ માંડવા નાખીને રહેછે. વિલાયતી માલ, મણીઆર ને મીઠાઇની દુકાનો ઘણી હોયછે. મેળામાં વેચવા આવેલા માલની કીમત કરીએ તો પચીસ ત્રીસ હજાર રૂપીઆની થાયછે. કોઈ કોઈ વર્ષ મેળામાં કોલેરા ફાટી નીકળેછે. વરસમાં ફક્ત એક દિવસ એ પુનમેજ કુંડનું પાણી ન્હાવા જેવું ઠંડું થઈ જાયછે. તેથી લોકો તેમાં પડી પડીને ન્હાય છે. કહેવાયછે કે માતાના સતથી એમ થઇ જાયછે. મુંબઈ સરકારના મી. જે. એસ. લોએ ઈ. સ. ૧૮૩૬ માં શીતોષ્ણમાપક યંત્રથી કુંડના પાણીની ગરમી માપેલી તે ઉપરથી માલમ પડેછે કે તે એક દિવસ એ પાણી ન્હાવા જેવું ઠંડું થઇ જાયછે, એનું કારણ શું હશે તે સમજી શકાતું નથી, તેથી દૈવી ચમત્કારની દંતકથા માનવી પડેછે. પરંતુ ખરી વાત તો એછે કે સેંકડો માણસ એક સામટાં કુંડમાં ન્હાવા પડે તેથી એ પાણીની ગરમી વહેંચાઈ જાયછે, અને અંદર પડેલા લોકો પાણીને ખુબ ડહોળી નાખેછે, તેથી પણ પાણી ઠંડું થઇ જાયછે. હાલ બીલીમોરા કાળા આંબા રેલ્વે નીકળવાથી લોકોને ત્યાં જવા આવવાને ઘણી અનુકૂળતા થઇછે.

માંગરોળ તાલુકાના સાહા ગામે પણ ઉના પાણીનું ઝરણ અને એક માતાનું મંદિર છે. ત્યાં પણ ઉનાઇની માફક દર ચૈત્રી પુનમે નાના પ્રમાણમાં મેળો ભરાયછે

હાલ શ્રીમંત સરકારે ઉનાઇ કુંડ પાસે, સંધીવા, ચામડીના દર્દો વિગેરેના રોગીઓને ન્હાવાને માટે કુંડો ( Baths ) તથા લોકોને ઉતરવા, ધર્મશાળા બાંધી આપી. જર્મની વિગેરે દેશો પ્રમાણે રોગની સારવાર કરવા માટે ડા. દસ્તુરને શીખવા મોકલ્યા હતા પરંતુ તેમનો હજી ઘટીત ઉપયોગ કરવામાં આવ્યો નથી.

---

## પ્રકરણ ૫ મું. હવા.

---

હવાના કારણથી નવસારી પ્રાંતના તાલુકાઓ બે ભાગમાં વહેંચાઇ જાયછે, રાની અને રાસ્તી. વ્યારા, સોનગઢ અને મહુવા તાલુકા તથા માંગરોળ તાલુકાનો પૂર્વ દિશાનો વાંકળ તરફનો ભાગ એ રાની ગણાયછે, કેમકે, એ પ્રદેશ જંગલ અને ડુંગરાઓથી ભરેલોછે, અને તેથી એ ભાગની હવા રોગિષ્ટ અને તંદુરસ્તીને હાનિકારકછે. એ ભાગમાં

રહેનારા લોકો ઘણે ભાગે ગની હોયછ, અને એ ભાગ બરોબર આબાદ થયેલો નથી તેથી રાની કહેવાયછે એ ગની ભાગના લોકોના હાથ પગ પાતળા ને પેટ મોટા હોયછે ખરાબ પાણીને લીધે પેટમા બરોળ વધેછે, અને ઉનાળા શિવાય બાકીના મહીનામા ઘણે ભાગે તાવનો ઉપદ્રવ જારી હોયછે બાકીના નવસારી ગણદેવી કામરેજ અને પલસાણાની હવા સારી ને તંદુરસ્તીને માફકછે એ ભાગ સારો આબાદ થએલોછે અને ત્યા કણબી અનાવલા વિગેર ઉજળીઆત લોકો રહેછે તેથી તે રાસ્તી કહેવાયછે નવસારી પ્રાતમા ગરમીનુ પ્રમાણ વધારેમા વધારે ૮૪, કમીમા કમી ૬૮ અને સાધારણ ૮૧ હોયછે ચોમાસાની આખરે હવા ઠંડકારથી ઘણુ કરીને બધા ભાગમા તાવનો ઉપદ્રવ હોયછે પણ ગની પ્રદેશમા તેનુ જોર વધારે માલમ પડેછે નવસારી પ્રાતની હવા બે પ્રકારનીછે એક દરિયાના પવનની અસરને લીધે સપ્રમાણ ગરમી ઠંડીની, અને બીજી જ્યા દરિયાના પવનની અસર નથી પહોચતી તે ભાગની ઉત્તર ગુજરાતના જેવી ગરમ સમુદ્રકાઠાથી આઠ દશ માઈલ સુધી જે પ્રદેશ નદીઓની પડોશમા આવેલોછે તેમા સમશીતોષ્ણ હવા છે, ને તે તંદુરસ્તીને માફકછે, કારણ ત્યા વરસાદ ઓછો પડેછે શીયાળામા ડીસેમ્બરથી તે ફેબ્રુઆરી સુધી પવન ફરતો રહેછે, પણ ઘણુ કરી તે ઉત્તર પૂર્વ તરફથી આવેછે ઉનાળામા માર્ચથી તે મે સુધી દિવસના પહેલે પહોરે ઉત્તર પૂર્વનો પવન આવેછે તે ઠંડો હોયછે, પણ પછી ગરમ થતો જાયછે ને પછી તે બદલાઇને પાછલે પહોરે પશ્ચિમ તરફથી દરિયાનો ઠંડો પવન આવેછે મે મહીનામા તાપ વધાર પડેછે પરંતુ કસ્બાઓ શિવાય બીજે ઠેકાણે તે તંદુરસ્તીમા બિગાડ કરતો નથી ચોમાસામા જુનથી અકટોબર સુધી પશ્ચિમનો પવન વાયછે, પણ સપ્ટેબરમા તે જોરથી ફુકેછે ઑક્ટોબરમા પવન ઓછો અને તાપ વધારે તેથી હવા રોગવાળી થાયછે નવેમ્બરમા ઉત્તર પૂર્વનો પવન શરૂ થાયછે એટલે ગરમી ઓછી જણાયછે નવસારી, બિલીમોરા, મરોલી વગેરે સ્થળોએ મે માસમા બીજા ભાગ કરતા હવા ઠંડી હોયછે અને દરિયાની હવા ચાલતી રહેછે તેથી ઘણા જણ હવા ફેરફાર માટે જાયછે નવસારીમા ગરમીનુ પ્રમાણ જાનેવારી, મે, અને સપ્ટેમ્બર માસમા નીચે પ્રમાણે હોયછે —

| | વધારેમા વધારે, | કમીમા કમી, | સાધારણ |
|---|---|---|---|
| જાન્યુઆરીમા | ૮૦ | ૫૭ | ૭૩ |
| મેમા | ૧૦૦ | ૭૮ | ૯૦ |
| સપ્ટેમ્બરમા | ૮૮ | ૭૫ | ૮૨ |

નવસારી તાલુકાના હવાપાણી એકંદરે સારાછે નવસારી કસ્બો ઉનાળામા હવા ખાવા જવાના ઠેકાણા તરીકે જાણીતોછે પૂર્ણા નદીની ખાડી તરફથી ઠંડો પવન વાયછે અને દરીઆની સપાટીથી કસ્બાની ઉંચાઈ ૧૫૦ ફુટ છે, તેથી પણ ગરમી જરા કમી રહેછે નવસારીની આસપાસ બીજા પ્રદેશમા આ લાભ નથી, તેથી ત્યાની હવા નવ-સારીના જેવી ઠંડી રહેતી નથી ચોમાસામા તાવ ને ખાસીનો રોગ થાયછે, પણ શીયાળા ઉનાળામા રોગનુ પ્રમાણ ઘણુ ઓછુ હોયછે આખા ગણદેવી તાલુકાની હવા સારીછે દરીઆ તરફથી ઠંડો પવન વાતો રહેછે, તેથી હવા ખુશનુમા અને ઠંડી લાગેછે પલસાણા તાલુકાની હવા તંદુરસ્ત ને માફકછે પણ ચોમાસામા તાવનો રોગ ચાલેછે કામરેજ

તાલુકાનાં હવાપાણી સારાંછે. તાપી નદીની બંને બાજુએ ખુશનુમા પવન વાયછે, તેથી ઉનાળામાં પણ ગરમી થોડી જણાયછે. મહુવાની હવા સામાન્ય રીતે ખરાબ છે, પણ એપ્રીલથી ઓગસ્ટ સુધીમાં સારી રહેછે. દક્ષિણ તરફના ગામોની હવા ઘણી ખરાબ છે; બાકીનાની સાધારણછે.

માંગરોળ તાલુકામાં રેલ્વે લાઇનની બાજુ પરનાં ગામનાં હવાપાણી તંદુરસ્તીને માફક આવે એવાંછે. માંગરોળની પૂર્વ તરફ ખરાબ હવા પાણી શરૂ થાયછે અને વાંકળ ટપ્પામાં તો પાણી એટલું બધું ખરાબછે કે તેને લીધે મંદવાડ ઘણો રહેછે. સોનગઢ તાલુકાની હવા ઘણી જ ખરાબછે. ચોમાસામાં ને શિયાળામાં મૅલેરીયા ઘણો ચાલેછે ઉનાળામાં હવા સારી થાયછે, ને દરિયા તરફથી આવતા પવનને લીધે ઠંડી વાયછે. જુના વખતથી તાલુકાના પરઘાટને તલઘાટ એ નામથી ઓળખાતા બે ભાગ પડેલાછે. પરઘાટ એટલે ડુંગરની ઉપર અને તલઘાટ એટલે ડુંગરની નીચે. દોઢસો વર્ષથી સોનગઢ વ્યારા તરફના પ્રદેશની દશા બેઠેલી છે, તેનું મુખ્ય કારણ જંગલના વધારાને લીધે હવા પાણીનો બગાડોછે. ખરાબ હવાને લીધે આબાદી જોઇએ તેવી થઇ શકતી નથી. રાની મહાલની ખરાબ હવામાં કોઇ અમલદાર લાંબો વખત ટકતો નથી. જે ત્યાં જાયછે તે જતાં વાર જ બદલીની વાટ જુએછે અને બને ત્યાં સુધી હેડક્વાર્ટરમાંજ રહેછે. વસ્તી ઘણી ખરી કાળી પરજનીછે અને તે ગામ બાંધીને ન રહેતાં છૂટાં છવાયાં ઘરોમાં રહેછે, તો પણ છેલ્લાં પચીસ વર્ષથી વ્યારામાં સુધારો થતો ચાલ્યોછે ને તેમાંનો ઘણો ભાગ આબાદ થયોછે. કણબી અનાવલા ને બીજા સારા ખેડુતો વ્યારાની નજીકના બુહારી અને બારડોલી તાલુકાને લગતા પ્રદેશમાં વસવા લાગ્યાછે.

---

**પ્રકરણ ૯ હું.** કિલ્લા, આસ્માની સુલતાની.

---

**સોનગઢ:**—એ એક નાના ડુંગર ઉપરછે. જેની ઉંચાઇ જમીનની સપાટીથી ૬૭૮ ફુટ અને દરીઆની સપાટીથી ૧૦૭૮ ફુટછે. આ કિલ્લો ચઢાણમાં જમીનથી ૧૧ માઇલછે. અને એનો ઘેરાવો ½ માઇલછે. એની દિવાલ ૯ ફુટ ઉંચી ને ચુના ગચ્છીની પાકી બાંધેલીછે. કિલ્લા ઉપર પાંચ બુરજછે, તેમજ પાણીની ત્રણ ટાંકીઓ છે, જેમાં એક મોટી, એક મધ્યમ, અને એક નાની છે. એમાંથી એકનું પાણી પીવાના ઉપયોગમાં લેવાયછે. એ શિવાય બીજાં ત્રણ ટાંકાછે, જેમાંના એકમાં ઘી અને એકમાં તેલ ભરવામાં આવતું એમ કહેવાયછે. કિલ્લા ઉપર એક મહેલછે. તેમાં શ્રીમંત ગાયકવાડ સરકારની ગાદીછે. બીજી અગીઆર ખોલીઓછે, જેમાંની દશ નાની અને એક મોટીછે. આ ખોલીઓ નોકર લોકોને રહેવાના કામમાં આવેછે. કિલ્લાની નીચે એક ગઢીછે, તેમાં પહેલાં જૂના રાજાનો મહેલ હતો એમ લોકો કહેછે એ ગઢી તથા મહેલ હાલ તુટી ખંડેર થઇ ગયેલાં છે. ગઢીમાં પણ પાણીનાં બે ટાંકાછે અને નજીકમાં પાણીની એક વાવ આવેલીછે. તેમજ રાજમહેલની ઉત્તરે એક ટાંકુંછે, તે ઘણું ઉંડુંછે. એ શિવાય "ભુંઇ ઘર" એ નામથી ઓળખાતાં ચાર ભોંયરાંછે જેમાંનાં બેમાં છેડે સુધી જવાયછે ને બે ઝાડીથી પૂરાઇ ગયાંછે. કિલ્લા ઉપર જવાને માટે પૂર્વ અને પશ્ચિમ તરફ એમ

બે રસ્તાછે. પશ્ચિમનો રસ્તો લાંબો પણ ઓછા ઢોળાવનો હોવાથી ઘોડે એમાંને પણ કિલ્લા ઉપર જઈ શકાયછે, "અને ચઢતાં થાક પણ વધારે લાગેછે." કિલ્લામાં દાખલ થવાનો દરવાજો દક્ષિણ દિશા તરફછે. કિલ્લા ઉપર ગાદીના રક્ષણને માટે ચાર સિપાઈ, એક ફરાસ અને એક ભેરી ફુંકનાર રહેછે. તેમજ કિલ્લા ઉપર સૈયદ શાદાત અને ચાંદશાવલી એવી બે પીરની દરગાહો છે. વળી ભૈરવનાથ, કાળકામાતા, સુંદરનાં મહાદેવ અને ભારતી એ હિંદુના દેવસ્થાનો છે, અને તેની પૂજા કરવાને માટે એક પૂજારી ઉપર રહેછે! કિલ્લાની નીચે હિંગી માતાનુ સ્થાનકછે, ત્યાં દર ચૈત્રી પૂનમે કાળી પરજના લોકોની જાત્રા ભરાયછે, ને તે વખતે કેટલાક લોકો ભૈરવનાથને નાળીએર ચઢાવવા કિલ્લા ઉપર આવેછે. અમો વરસ ઉપર ગાયકવાડ સરકાર શ્રીમંત પીલાજીરાવ મહારાજે ભીલ લોકો પાસેથી એ કિલ્લો લઈ ત્યા પોતાનું થાણું કરી ગાદી સ્થાપી હતી.

**સાલ્હેર:**—આ કિલ્લો મુલ્હેરના કિલ્લાથી ૧૪ માઇલ દૂર મંજાદ્રિ પર્વતના શિખર ઉપરની સપાટ જમીન ઉપર આવેલોછે. એની ઉંચાઈ સમુદ્રની સપાટીથી ૫૨૦૩ ફુટ છે. એને બાગલાણનો કિલ્લો પણ કહેવામા આવતો હતો અને ગુજરાતનો છેલ્લો રજપુત રાજા કરણઘેલો મુસલમાનોથી હારી નાસી જઈને ત્યાં ભરાઈ રહ્યો હતો. એ સ્થળની હવા તંદુરસ્તીને માટે ઘણી સારી જણાય છે ને તેથી શ્રીમંત ગાયકવાડ સરકાર ત્યાં એક સેનીટેરીઅમ બંધાવવાનો વિચાર રાખછે. સોનગઢ ને સાલ્હેરની વચ્ચે રૂપગઢનો કિલ્લો છે તે નાદુરસ્ત સ્થિતિમાં છે. વાજપુરમા પણ એક પાકો બાંધેલો કિલ્લો છે તે ભયંકર ગુન્હેગારોને કેદ કરવાના ઉપયોગ માટે પહેલાં વપરાતો, પણ હાલમાં કશા ઉપયોગમાં આવતો નથી. વળી પંચમાવલી નામના ઉજડ ગામની પાસે એક નાનો કિલ્લો છે ને તેથી જરા દૂર પરવાટનો કિલ્લો છે, ત્યાથી ફતેહગઢ નામનું ગામ જોવાય છે. આ કિલ્લો તુટી ગયેલો છે અનેએની આસપાસ ઘણા ડુંગર આવેલા છે. ડોસવાડા આગળ એક ગઢી છે. સોનગઢના કિલ્લામાંથી ડોસવાડાની ગઢીમાં આવવા જવાને એક ભોંયરાનો રસ્તો હતો અને તે રસ્તે થઈને કિલ્લાના માણસો સંકટને વખતે જતા આવતા એવી લોકોમાં દંતકથા ચાલે છે.

## આસમાની મુલતાની

ઈ. સ. ૧૮૧૯ મા નવસારી પ્રાંતમાં બિલીમોરામાં ધર્તીકંપનો આચકો લાગ્યો હતો. એ આચકાથી ઘણાંખરાં મકાનોને નુકશાન થયુ હતુ અને પલંગ પર સુતેલા માણસો નીચે ગબડી પડયાં હતા, તેમજ રસ્તે ચાલનારા લોકો પણ પડી ગયાં હતાં. એ ધર્તીકંપની અસર આખા ગુજરાતમાં થોડી ઘણી થઈ હતી. ઈ. સ, ૧૮૬૪ અને ૧૮૭૧ માં પણ ધર્તીકંપના સાધારણ આચકા લાગ્યા હતા પણ તે વખતે કંઇ નુકસાન થયું નહોતું. ઈ. સ. ૧૮૯૭ માં પણ સહેજ આચકો જણાયો હતો.

ઈ. સ. ૧૭૮૨ માં બિલીમોરામાં વાવાઝોડાનું ભારે તોફાન થયું હતું. કાંઠા ઉપરના બંદરોમાં ઘણી વખતે એવું તોફાન થાય છે, તેવું જ આ તોફાન હતું. પવન ઘણાજ જોરથી ફુંકાતો હતો ને ગામમાં નબળાં તથા જૂનાં મકાનો પવનના ઝપાટાથી તૂટી પડી જમીન દોસ્ત થઇ ગયાં હતાં અને ઘણાં માણસો દટાઇને મરણ પામ્યાં હતાં. ઘણાં વહાણો તથા હોડકાં પણ ઉંધાં વળી ગયાં હતાં. ધૂળના ગોટે ગોટા ઉડતા હતા.

રાજ્ય કરતો હતો. અશોક પછી સૌરાષ્ટ્રને ગુજરાત, ગ્રીક બાક્ટ્રીઅન રાજાઓના તાબામાં આવ્યાં. એ રાજાઓનું રાજ્ય સો વર્ષ રહ્યું. પછી ઇન્ડો પાર્થીઅન વંશનું રાજ્ય થયું. એ વંશના રાજાઓ ગુજરાતમાં સુબાઓ મોકલતા તે ક્ષત્રપ કહેવાતા. પાછળથી એ સુબાઓ સ્વતંત્ર રાજાઓ થયા. તેઓની રાજધાની માળવામાં હતી અને સુરત સુધી તેમણે સત્તા જમાડી હતી. ત્રીજા ક્ષત્રપ રાજા રૂદ્રદામનનો એક અમલદાર ગુજરાત અને કાઠીઆવાડનો સુબો હતો. ક્ષત્રપો પછી ગુપ્તવંશના રાજાઓ થયા, તેમની રાજધાની કનોજમાં હતી. ઈ. સ. ૨૫૭ માં એ વંશના રાજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ભરૂચ સુધી આવી ગુજરાત ને કાઠીઆવાડ સર કર્યાં હતાં. ગુપ્તવંશના સેનાપતિ ભર્યાર્કે ઇ. સ. ૩૪૦ માં વલ્લભીપુર વસાવી વલ્લભી રાજ્યની સ્થાપના કરી હતી. વલ્લભીપુરના ખંડેરો કાઠીઆવાડમાં આવેલા વળા ગામ પાસેછે. ઇ. સ. ૬૧૪ સુધી ગુજરાત ઉપર વલ્લભી વંશના રાજાઓનો અમલ રહ્યો. એ વંશના છેલ્લા રાજા વિક્રમાદિત્ય પાસેથી આરબોએ રાજ્ય લઇ લીધું. ત્યારપછી ગુજરાતમાં ચાવડા રજપુતોનું રાજ્ય થયું.

## રજપુત રાજ્ય.

સને ૭૪૬ માં વનરાજ ચાવડાએ અણહિલપુર પાટણ વસાવી ત્યાં રાજગાદી સ્થાપી. ચાવડા વંશના રાજાઓએ ઇ. સ. ૯૪૨ સુધી રાજ્ય કર્યું. એ વંશના છેલ્લા રાજા સામંતસિંહની બેન, કલ્યાણના સોલંકી રાજકુમાર રાજ સાથે પરણી હતી, તેને મૂળરાજ નામે કુમાર થયો હતો તે મામાને મારીને ગાદી પર બેઠો, ત્યારથી ગુજરાતમાં સોલંકી વંશનું રાજ્ય થયું. મૂળરાજે મોસાળ પક્ષનો નાશ કર્યો હતો તે પાપનું પ્રાયશ્ચિત કરવાને તેણે ઉત્તરમાંથી ઘણા બ્રાહ્મણોને બોલાવ્યા ને તેમને સિદ્ધપુર, શિહોર ને ખંભાત ગામ વસવા આપ્યાં, તથા પુષ્કળ દાનધર્મ કર્યાં અને સિદ્ધપુરમાં રૂદ્રમાળ એટલે મહાદેવનું મોટું દેવાલય બંધાવ્યું. કાઠીઆવાડ તથા ભરૂચ સુધીનો મુલક એના તાબામાં હતો. ઇ. સ. ૯૯૭ માં તેનો પુત્ર ચામુંડ ગાદીએ બેઠો તેના વખતમાં મહંમદ ગીઝની સોમનાથ ઉપર ચઢી આવ્યો હતો. ચામુંડનો વારસ વલ્લભસેન તથા ભીમદેવ તેની સાથે લઢયા છતાં મહંમદ સોમનાથનું દેવળ તોડી જીત મેળવી પાછો ગયો, ત્યારપછી ભીમદેવે આવી રાજ્ય સંભાળી લીધું. અજમેરના રાજા વિશલદેવ ચહુઆણે બીજા રજપુત રાજાઓની સાથે મળીને મુસલમાનોને હિંદમાંથી હાંકી કાઢવા પ્રયત્ન કર્યો, તેમાં ભીમદેવ સામેલ થયો નહિ તેથી વિશલદેવે ગુજરાત ઉપર ચઢાઇ કરી જેમાં ભીમદેવ હાર્યો અને વિશલદેવ પોતાના નામથી વિશલનગર ( હાલનું વિસનગર ) શહેર વસાવીને પાછો ગયો. ભીમદેવ પછી કરણ થયો. તેણે મોઢેરાનું દેવળ બંધાવ્યું, કરણાવતી નગરી વસાવી તથા કરણસાગર તળાવ બંધાવ્યું. એની રાણી મિનળદેવીએ ધોળકાનું મલાવ તળાવ ને વિરમગામનું મુનસર તળાવ બંધાવ્યાં. કરણનો પ્રતાપીપુત્ર સિદ્ધરાજ ગુજરાતમાં નામાંકિત રાજા થઇ ગયો. સિદ્ધપુરનું મૂળ નામ શ્રીસ્થળ હતું, પણ સિદ્ધરાજે તેનો પુનરૂદ્ધાર કર્યો ત્યારથી તે સિદ્ધપુર કહેવાયું. સિદ્ધરાજે પાટણનું સહસ્ત્રલિંગ તળાવ બંધાવ્યું તથા રૂદ્રમાળ પૂરો કરાવ્યો. આખો સોરઠ પ્રાંત એણે જીતીને તાબે કર્યો હતો. ઉત્તરે અચળગઢ અને ચંદ્રાવતી, પશ્ચિમમાં ઝીંઝુવાડા, પૂર્વમાં ચાંપાનેર, અને ડભોઇ અને દક્ષિણમાં કોલ્હાપુર સુધી એના રાજ્યની હદ હતી. દક્ષિણની સ્વારી વખતે

સિદ્ધરાજ સંજાણ ગયો, ત્યારે ત્યાંના રાજાએ તેને પારસીઓની ઓળખાણ કરાવી હતી. તેથી તે નવસારી આવ્યો હતો અને પારસીઓની રીતભાત જોઇ તથા તેમના આગેવાનોને મળી ખુશ થયો હતો. વળી તેમની ખબર અંતર પૂછી તેણે તેમને નિર્ભય રહેવાનું વચન આપ્યું હતું. સિદ્ધરાજ પછી કુમારપાળ થયો તેણે કોંકણના રાજા મલ્લિકાર્જુનને જીતી લઇ તેનું રાજ્ય લઇ લીધું હતું. સોલંકી વંશનો છેલ્લો રાજા ભોળો ભીમદેવ થયો હતો. એના વખતમાં શાહબુદ્દીન ઘોરી ગુજરાત ઉપર ચઢી આવ્યો હતો. પણ ભીમદેવે તેને હરાવીને ઇ. સ. ૧૧૭૮માં પાછો કાઢ્યો હતો. પરંતુ ત્યારપછી તેના સરદાર કુતબુદ્દીને ફરીથી સ્વારી કરી તેમાં ભીમદેવ હાર્યો ને પોતાના કંથકોટ નામના કિલ્લામાં ભરાઇ ગયો. તે જ્યારે મુસલમાનો પાછા ગયા ત્યારે પાછો આવીને ગાદી પર બેઠો. ભીમદેવ પછી ગુજરાતનું રાજ્ય વાઘેલા વંશમાં ગયું. એ વંશના રાજાઓએ પ્રથમ ધોળકામાં રહીને રાજ્ય કર્યું. પણ પછી વિશળદેવ અને તેના પછીના રાજાઓ પાટણમાં રહીને રાજ્ય કરવા લાગ્યા. વીરધવલ અને વિશળદેવના મંત્રીઓ વસ્તુપાળ તથા તેજપાળ બહુ પરાક્રમી હતા, તેમણે આબુ ઉપર ઉત્તમ કારીગરીવાળાં સુંદર દહેરા બંધાવ્યાં છે. વિશળદેવે ડભોઇનો કિલ્લો બંધાવ્યો હતો. વાઘેલા વંશનો છેલ્લો રાજા કરણઘેલો થયો. એના વખતમાં દિલ્હીના બાદશાહ અલાઉદ્દીન ખીલજીએ પોતાના સેનાપતિ અલફખાનને ઈ. સ. ૧૨૯૭માં ગુજરાત ઉપર સ્વારી કરવા મોકલ્યો. કરણ સામો થયો ને બહાદુરીથી લડ્યો, પણ છેવટે હાર્યો ને રાજપાટ છોડી પોતાની વ્હાલી છોકરી દેવળદેવીને લઇને એકલો નાઠો. તે નવસારી પ્રાંતમાં આવેલા સાલ્હેરની પાસેના બાગલાણના ડુંગરાઓમાં ભરાઇ બેઠો. એની રાણી મુસલમાનોના હાથ પકડાઇ, તેને દિલ્લી મોકલી દેવામાં આવી. ત્યાં અલાઉદ્દીને તેની સાથે લગ્ન કર્યું. મુસલમાનોએ ગુજરાત લૂંટી તારાજ કર્યું, રૈયતને પાયમાલ કરી અને મંદિરોને ઠેકાણે મસીદો ચણાવી. કરણની પાછળ પડેલા મુસલમાન લશ્કરે પાંચ છ વર્ષે તેને શોધી કાઢ્યો. તેમની સામે પોતાનો બચાવ કરવા લડતાં કરણ મરાયો, ઈ. સ. ૧૩૦૪. તેની છોકરી દેવળદેવીને મુસલમાનો દિલ્લી લઇ ગયા. તેને બાદશાહે પોતાના કુંવર સાથે પરણાવી દીધી. આ પ્રમાણે ગુજરાતમાંથી રજપુત રાજ્યની આખર આવી. મુસલમાનોના ત્રાસથી ઇરાન છોડી નાસી છૂટેલા પારસીઓ આઠમી સદીની આખરે સંજાણમાં આવીને ત્યાંના જાદવરાણાના આશ્રયે રહ્યા હતા અને ત્યાં ૩૦૦ વર્ષ સુધી સુખમાં રહ્યા પછી તેમાંના કેટલાક પારસીઓ ઈ. સ. ૧૧૪૨ ના અરસામાં નવસારીમાં આવીને રહ્યા. તેમના જ વંશજો હાલના નવસારીના પારસીઓ છે. ગુજરાત ઉપર જીત મેળવી અલફખાન દક્ષિણ તરફ વળ્યો હતો ત્યારે તેણે નવસારી થઇ સંજાણ ઉપર ચઢાઇ કરી હતી. આ વખતે સંજાણના રજપુત રાજાની મદદે ૧૪૦૦ પારસીઓ પોતાના અરદેશર નામના સરદારની આગેવાની નીચે મુસલમાનોની સામે થયા હતા. પહેલી લડાઇમાં પારસીઓની જીત થઇ પણ મુસલમાનોના બીજા ધસારા સામે તેઓ ટકી શક્યા નહિ તેમનો સરદાર મરાયો એટલે પારસીઓ પોતાનાં બૈરાં છોકરાં અને પવિત્ર ઇરાનશાહ આતશબહેરામને લઈ નાસી છૂટ્યા ને પૂર્વ તરફના બાહારોટના ડુંગરોમાં ભરાઈ ગયા. આ જગ્યાએ બાર વરસ રહી ત્યાંથી તેઓ વાંસદા ગયા ને વાંસદાના જંગલમાં ૧૪ વર્ષ રહ્યા પછી નવસારીના

થી ૧૭૫૭ સુધીનાં ૫૦ વર્ષમાં મુખ્ય રાજ્યસત્તા ઘણી નબળી પડી ગઈ હતી. રૈયતને સુખે હરી કામ બેસવાનું રહ્યું નહોતું. મરાઠા સિવાય જાટ, પિંઢારા, અને ગરાસીયા લોકો લૂંટફાટ, મારધાડ, ને જુલમ કરવામાં બાકી રાખતા નહોતા. તેઓ ગમે તે વખતે ધસી આવતા અને ગામ લૂટી ચાલ્યા જતા. એક ગામથી બીજે ગામ જતાં રસ્તામાં પણ સલામતી નહોતી એકલદોકલ કોઇથી બહાર નિકળાતુ નહિ કે સારું લુગડું ફરાતું હરાતું નહિ હમેશા સૌને પોતાની માલમીલકત છુપાવી નાખવી પડતી. સ્ત્રીઓની અને આબરૂદારોની આબરૂ રહેવી મુશ્કેલ પડતી ઠગ લોકો અનેક પ્રકારની છેતરપિંડી કરી લોકોને ફસાવતા તથા મારી નાખી તેમનો માલ લૂટી લેતા. ખાનદેશ તરફથી ૧૮૧૩મા પિંઢારા નવમારી આવી કબ્જો લૂટી ચાલ્યા ગયા હતા. તેઓ જ્યારે ગામમા ધાડ પાડતા ત્યારે અનેક પ્રકારનો જુલમ કરતા, લોકોને કાપી નાખતા, ઘરો બાળતા, સ્ત્રીઓની આબરૂ લેતા, ઘોડાઓના મોઢા આગળ અનાજની કોઠીઓનાં મોઢા ઉઘાડી નાખતા અને સાળ ઉપર વણવા ચઢાવેલુ કપડુ શુદ્ધા તોડી ફાડીને ખરાબ કરી નાખતા અને પછી માલમતા લૂટીને ચાલ્યા જતા ગરાસીયાઓનો જુલમ આથી પણ જુદા પ્રકારનો હતો તેઓ લોકોને 'ચીંકતા દડતા. એટલે કે ગમે તેવુ ખોટું બહાનુ કાઢીને લોકની પાસે પૈસા માગતા અને ગરાસ બધાવી લેતા કોઈ કોઈ વખત તો કોઈનાં આંગણામા ગમે તેવી ખરાબ ચીજ કે કચરો ગરાસીયો નાખી જાય તે જાણે અનામત મૂકી હોય તેમ સાચવવાની ઘર ધણીને ફરજ પડતી પછી જ્યારે પાછી લેવા તે આવે ત્યારે તેને તે પાછી આપવી પડતી જો પાછી ન સોંપી શકાય તો ગરાસીઓ તોફાન કરતો એટલે પછી તે જે નુકસાની માગે તે આપવી પડતી. આવી સ્થિતિમાં પ્રજા તદ્દન ત્રાસી ગયેલી હતી.

શાહુ મહારાજાના સેનાપતિ ખંડેરાવ દાભાડેએ ઉત્તર ગુજરાત અને કાઠીઆવાડ સુધી સ્વારી કરી તેમણે ૧૭૦૫માં બાબા પ્યારા અને રતનપુર આગળ મુસલમાન લશ્કરને સખત હાર આપી હતી અને પછી ત્યા થઈને નર્મદા નદી ઉતરી ગુજરાતમા આવી નાદોદમા થાણુ કર્યું હતું. ઈ. સ. ૧૭૧૨માં દિલ્હીના પાદશાહનો ખજાનો લઈને મહંમદ ઈબ્રાહીમ તબ્રેઝી સુરતથી ઔરંગાબાદ જતો હતો તેના ઉપર દાભાડેએ છાપો માર્યો અને તે બધો ખજાનો લૂટી લીધો. નિઝામ રાજ્ય સ્થાપનાર અસોફજા અને મૈસુરના સુબા આલમ અલીખાન વચ્ચે બાલાપુર આગળ ૧૭૨૦માં લડાઈ થઈ તેમા દાભાડેએ આલમ અલીખાનને મદદ કરી હતી. એ લડાઈ વખતે દાભાડેના લશ્કરમા દામાજીરાવ ગાયકવાડ હતા તેમણે સારી બહાદુરી બતાવી હતી તેથી દાભાડેએ શાહુ 'મહારાજ આગળ તેમના બહુ વખાણ કર્યાં જેથી શાહુ મહારાજે તેમને સમશેર બહાદુરનો ઈલકાબ આપ્યો અને સેનાપતિથી ઉતરતા દરજ્જાની પદવી આપી. બાલાપુરની લડાઈ પછી થોડા વખતમા ખંડેરાવ દાભાડે મરણ પામ્યા અને ત્યારપછી થોડી મુદતમાં દામાજીરાવ ગાયકવાડ ગુજરી ગયા. ખંડેરાવ પછી સેનાપતિની જગ્યા તેમના પુત્ર ત્રિંબકરાવને મળી અને દામાજીરાવની જગ્યા તેમના ભત્રીજા પિલાજીરાવને મળી. ગાયકવાડી રાજ્યના મૂળ સ્થાપક પીલાજીરાવ છે. પુના પાસે દાવડી ગામ જે ગાયકવાડ સરકારનું મૂળ સ્થાન છે તેની તથા રતનમાળ પ્રગણાના બે ગામની પટેલાઈ તેમને, સેનાપતિ

સાથે નોકરીમાં જોડાતા પહેલાં મળી હતી. પિલાજીરાવને પ્રથમ ૪૦–૫૦ ઘોડેસ્વારના ઉપરીપણાની જગ્યા મળી હતી અને ખાનદેશમાં આવેલા નવાપુરમાં પહેલાં તેમણે પોતાનું થાણું કર્યું હતું. પરંતુ એ થાણાને માટે બાંડેએ પોતાનો હક જાહેર કરવાથી પિલાજીરાવે પોતાનું થાણું ભરજંગલમાં આવેલા સોનગઢના ડુંગર ઉપર લઈ જવાની શાહુ મહારાજને વિનંતી કરી. સોનગઢ તે વખતે મહેવાસી ભીલ લોકોના તાબામાં હતું તેમની પાસેથી પિલાજીરાવે ૧૭૧૯માં તેનો ડુંગર કબજે લઈ ત્યાં કિલ્લો બંધાવ્યો, એજ ગાયકવાડ સરકારની ગાદીનું મૂળ સ્થાન છે.

---

## પ્રકરણ ૯ મું. ગાયકવાડનું રાજ્ય.

નવસારી પ્રાંતની રૈયત ઉપર આ વખતે મરાઠા તથા મુસલમાનો બન્ને ઘણો જુલમ ગુજારતા તેથી પોતાના હાથમાં કંઇક હકુમત લેવાને અને સત્તાથી એ લોકને વશ કરવાને ઇ. સ. ૧૭૦૦માં ટેમુલજી રૂસ્તમજી નામે પારસી ગૃહસ્થ દિલ્લી જઈ બાદશાહ પાસેથી દેશાઈગીરી લઈ આવ્યા, પરંતુ ત્યાર પછી પણ સુરતના નવાબ રૂસ્તમ અલીખાન તરફથી નવસારીની રૈયત ઉપર બહુ જુલમ થવા લાગ્યો, ત્યારે ૧૭૨૦ માં ટેમુલજી દેશાઈ સોનગઢ ગયા અને પિલાજીરાવ ગાયકવાડને નવસારીના રક્ષણને માટે બોલાવી લાવ્યા. દેશાઇની આ વર્તણુંકથી ગુસ્સે થઇ નવાબે તેમને કેદમાં નાખ્યા હતા પણ પછી પિલાજીરાવે છોડાવ્યા હતા. પિલાજીરાવના પુત્ર દામાજીરાવ ગાયકવાડ સોનગઢથી ૧૭૬૬માં પાટણમાં ગાદી લઇ ગયા, ત્યાંસુધી ગાયકવાડ સરકારની ગાદી ત્યાંજ રહી. સોનગઢનો કિલ્લો બંધાવ્યા પછી પિલાજીરાવે સુરત સુધી સેહ બેસાડી. સુરતના હાકેમ શેખ ઉલ ઇસ્લામે સૈયદ અકીલ અને મહંમદ પનાહને લશ્કર લઇ મરાઠાઓને કાઢી મૂકવાને મોકલ્યા ત્યારે પિલાજીરાવે તેમના ઉપર ટૂટી પડી તેમને હરાવી મહંમદ પનાહને પકડી કેદ કર્યો અને બદલામાં ભારે રકમ લીધી ત્યારે છોડયો.

ઉદાજી પવાર, કંતાજી કદમ બાંડે અને પિલાજી ગાયકવાડ એમને ગુજરાત ઉપર સ્વારીઓ કરવાનું કામ શાહુ મહારાજે સોંપ્યું હતું. કોઇ કોઈ વખત એ ત્રણેએ મળીને એ કામ કર્યું અને કોઈ કોઈ વખત છૂટા છૂટા કર્યું. તેઓ જાણતા હતા કે જે મૂલક આપણે મેળવીશું તેની સ્વતંત્ર માલિકી આપણને મળવાની નથી પણ ઉપજની ચોથ મળશે. સેનાપતિના હુકમ પ્રમાણે પિલાજીરાવે સુરત અઠ્ઠાવીશી તરફ વિશેષ લક્ષ આપ્યું તથા મોગલોના જુના શત્રુ રાજપિપળાના રાજા સાથે મિત્રતા કરી. પછી ૧૭૨૩ માં સુરત શહેર ઉપર હલ્લો કરી ત્યાંના હાકેમ મોમીનખાનનો પરાભવ કર્યો અને સુરત અઠ્ઠાવીશીમાંથી ખંડણી ભેગી કરવાનું કામ કરવા માંડયું. ત્યારપછી બાબા પ્યારાને માર્ગે ગુજરાતમાં પ્રવેશ કરી કરનાળી ગયા. ત્યાં તેમને વડોદરા પ્રગણાના પાદરા, બાયલી અને છાણીના દેશાઇઓ આવી મળ્યા. તેમની પાસેથી તેમને મહી નદિની દક્ષિણ તરફના મુલકની સારી માહિતી મળી. ગુજરાતના મોગલ સરદાર રૂસ્તમઅલ્લી સામે લઢવામાં અહમદખાનને મદદ કરવાથી અહમદખાને પિલાજીરાવને મહી નદિની દક્ષિણની વડોદરા, નાંદોદ ચાંપાનેર, ભરૂચ અને સુરત પ્રગણાંઓની ચોથ ઉઘરાવી લેવાનો હક

આપ્યો. બીજાપુરની લડાઈમાં સેનાપતિ ત્ર્યંબકરાવ દાભાડેનું મરણ થયા પછી તેના પુત્ર યશવંતરાવને સેનાપતિની જગ્યા મળી પણ તે નાની ઉમ્મરનો હોવાથી પિલાજીરાવને તેના મુતાલિક નીમવામાં આવ્યા. આ વખતે પિલાજીરાવને "સેનાખાસખેલ" એટલે બાદશાહી ટુકડીના નાયક એવો ઇલ્કાબ મળ્યો. આ તથા પ્રથમનો ઇલ્કાબ મેળવીને પ્રત્યેક ગાયકવાડ રાજ્યકર્તા "સેનાખાસખેલ સમશેર બહાદુર" ઇલ્કાબ ધારણ કરે છે. મરાઠાઓને ગુજરાતમાં લૂટફાટ કરતા અટકાવવાના મોગલ સુબાઓનો પ્રયત્ન છતાં મરાઠા તેમ કરતા બંધ થયા નહિ તેથી તે વખતના સુબા અભયસિંહે કપટથી ડાકોર મુકામે ઈ. સ. ૧૭૩૨માં પિલાજીરાવનું ખુન કરાવ્યું પરંતુ આમ કરવાથી મરાઠાઓ ત્રાસ દેતા અટક્યા નહિ.

પિલાજી ગાયકવાડના બાપદાદાઓ ભેર નામનું ગામ કે જે પવનમાવળ નામના પ્રગણામાં આવેલું છે (પુના જીલ્લો) ત્યાંના પટેલો હતા. પિલાજીના બાપ દામાજી ગાયકવાડ એ સેનાપતિ ખંડેરાવ દાભાડેની નોકરીમાં એક બાડોરા નડૈયો હતો. ઈ. સ. ૧૭૨૦માં નિઝામ ઉલમુલ્ક અને દખણના સુબા આલમ અલીખાન વચ્ચે બાલાપુર નામના બીરારના એક ગામ આગળ લડાઈ થઈ. મરાઠાઓએ આલમઅલીને મદદ આપી, તેમાં ખંડેરાવ દાભાડેનું લશ્કર પણ સામેલ હતું. એ લશ્કરની અંદર દામાજીરાવ ગાયકવાડ કે જે ગાયકવાડના વડા લેખી શકાય છે તેમણે ભાગ લીધો હતો. એ દામાજી બહુ બહાદુરીથી લડ્યા તથા ખંડેરાવ દાભાડેએ એમની ભલામણ શાહુરાજાને કરી અને શાહુએ એમને "શમશેર બહાદુર"નો ખીતાબ આપ્યો. આવી રીતે ગાયકવાડ કુટુંબ પ્રકાશમાં આવ્યું.

બાલાપુરની લડાઈ પછી દામાજીરાવ વધુવાર જીવ્યા નહિ. એમને સંતાન હતા નહિ તેથી એમના ભત્રિજા પિલાજીરાવ કે જે દામાજીના ભાઈ ઝીંગોજીરાવના પુત્ર હતા તેમણે દામાજીની જગ્યા લીધી. આ પિલાજી ભેર ગામમાં શક ૧૫૯૯ એટલે ઈ. સ. ૧૬૭૭માં જન્મ્યા હતા. એ પણ ખંડેરાવ દાભાડેની સેનામાં હતા અને ઘણાજ ચાલાક ઘોડા કેળવનાર અને ઘોડેસ્વાર હતા. એ પણ નાનપણથીજ લડાઈઓની અંદર ભાગ લેતા હતા. બાલાપુરની લડાઈ થઈ તે અરસામાં એ ખાનદેશના નવાપુર પ્રગણામાં પોતાની નાની જાગીરની ઉપર રહેતા અને વારંવાર ગુજરાતમાં આવી લૂટફાટ કરી જતા. કંથાજી બાંડે નામનો એક સરદાર ખાનદેશમાંજ રહેતો તેણે વાંધો ઉઠાવ્યો કે પિલાજીએ નવાપુરમાં રહેવું નહિ કારણકે બાપદાદેથી તે પ્રગણું બાંડેનું છે. તેથી પિલાજીએ સોનગઢના કિલ્લા ઉપર નજર દોડાવી અને મહેવાસી ભીલોના સાથ લડાઈ કરીને તે કિલ્લો જીતી લીધો. "બખર" કહે છે કે એ કિલ્લાને "સોનગઢ"નું નામ પિલાજીએજ આપ્યું. પિલાજી સોનગઢ ઉપર ઠરીઠામ થયા અને અહીંથી તેમણે સુરત અઠ્ઠાવીશી કે જે તે વખતે નાના નવાબોના હાથમાં હતી તેની ઉપર વારંવાર હુમલાઓ કરવા માંડ્યા અને લૂટફાટ કીધી.

પિલાજીએ રફતે રફતે ગુજરાતમાં પગપેસારો કીધો. ગુજરાતના મોગલ સુબાઓ સાથે એમણે ભારે લડાઈઓ કીધી અને આસ્તે આસ્તે ગુજરાતના ગામો અને કસબાઓ જીતી લીધા. દાભાડે સેનાપતિઓ કે જેઓ એમના ધણી Masters જેવા ગણાતા

તેઓની પણ સત્તા એમણે ધીરે ધીરે નાબુદ કરાવી અને ગુજરાત ઉપર હાકેમ થવાના નિશ્ચય કીધો તેમા તે ફાવ્યા અને સોનગઢ, ડભોઈ, વડોદરા વિગેરે કસ્બાઓ એમણે હાથ કર્યા

આ એની બાહોશી અને ફત્તેહ બાજીરાવ પેશ્વાથી જોઈ શકાઈ નહિ તેમજ ખંડેરાવ દાભાડેના મરણ પછી તેનો વારસ ત્રિંબકરાવ દાભાડે જે સેનાપતિ થયો તે પણ સ્વતંત્ર થાય એ બાજીરાવ પેશ્વાથી જોઈ શકાયુ નહિ તેથી તેણે એક મોટુ લશ્કર લઈ પૂનેથી ગુજરાત આવી પિલાજી અને ત્રિંબકરાવની સત્તા ગુજરાતમાથી નાબુદ કરવાનો વિચાર કીધો ડભોઈની આગળ ભીલાપુર કરીને ગામ છે ત્યા પિલાજી અને ત્રિંબકરાવ એક બાજુએ અને બાજીરાવ બીજી બાજુએ એમ એક લડાઈ થઈ તેમા બાજીરાવની જીત થઈ ત્રિંબક મરાયો અને પિલાજી નાસી ગયો આખર દાભાડે કુટુંબ અને બાજીરાવ વચ્ચે સમાધાની થઇ અને દાભાડે કુટુંબને ગુજરાતના હક્કો પાછા મળ્યા તેજ સાથે યશવંતરાવ દાભાડે નામનો દાભાડે કુટુંબનો માણસ નાનો હોવાથી પીલાજીને ગુજરાતનો મુતાલીક અથવા Deputy નીમ્યો પીલાજી ધીરે ધીરે બળવાન થતા ગયા અને આખરે બન્નેની–દાભાડેની અને પેશ્વાની–સત્તા ગુજરાતમાથી નાબુદ કરી પોતે સ્વતંત્રપણે ગુજરાતના કબજાનો અધીકાર ચલાવ્યો તે દરમ્યાનમા પણ એમને ગુજરાતના બીજા મુસલમાન અમીરો જેવાકે બાબીઓ, ઝાલોરીઓ સાથે ચાલુ લડાઈઓ થઈ હતી

દિલ્હીમા તે વખતે મોગલોની નામની સત્તા હતી તે લોકોએ ગુજરાતમા પોતાની સત્તા સ્થાપવાને માટે બહુ કર્યું પણ કાંઈ વળ્યુ નહિ, આખરે દિલ્હી દરબારે અભયસીંગ રાઠોડ કે જે જોધપુરનો રાજા હતો તેને વાઈસરોય તરીકે ગુજરાત મોકલ્યો અભયસીંગ પીલાજીની ચઢતી અને બળ જોઈ શકયો નહિ આખરે કપટથી અભયસીંગે પોતે પીલાજી સાથે સુલેહ કરવા ઈચ્છા રાખે છે એવા બહાના હેઠળ ડાકોર નજીક પોતે ભાડે રાખેલા માણસો પાસ પીલાજીને મરાવી નખાવ્યો પીલાજીના માણસોએ પેલા ખુનીને પણ પાછળથી મારી નાખ્યો પીલાજીનુ મુડદુ સાવલી ગામ આગળ ( વડોદરાથી ઉત્તરે ૧૪ માઈલ ) બાળવામા આવ્યુ કે જ્યા તેમની "છત્રી' હજુ પણ છે, ઈ સ ૧૭૩૨.

પિલાજી એક શુરા લડવૈયા હતા એક બાહોશ ઘોડા કેળવનાર અને ઘોડેસ્વાર હતા, અને જાસુસીનુ કામ બહુ સારી રીતે કરી જાણતા ગુજરાતમા ભીલ, કોળી અને બીજી લડાયક જાતના લોકો એમને ચાહતા એમનો તેમના ઉપર કાબુ હતો એમણે ગુજરાતમા પોતાનુ સ્થાન બનાવવાને માટે ભારે કાળજી લીધી બીજા મરાઠાઓ ફક્ત ગુજરાતને લુંટી મોસમમા લુટી જ જતા પિલાજીએ એને પોતાના દેશ અને ઘર બનાવવાની જ ભારે ઉલટ રાખી એ પોતાના બાહુબળથી સઘળા ગુજરાતના મોગલ અને બીજા સરદારોને પૂરા પડયા એમનામા સમય પ્રમાણે વર્તવાની બાહોશી બહુ હતી, અને ઘણા જ shrewd અને tactful હોવાને લીધે પોતાની ધારેલી ધારણા બરાબર પાર પાડતા ગુજરાતમા પોતાના પગપેસારો મજબુત કરીને પોતાના દીકરાને ગાયકવાડનુ રાજ્ય વધારવાને માટે મુકીને ઈ સ ૧૭૩૧ મા એ ૫૪ વર્ષની અકાળ વયે મરણ પામ્યા

પિલાજીના મરણ પછી તુરત જ તેમના પુત્ર દામાજીરાવે આવીને બાપની જગ્યા સાચવી લીધી, અને પાદરાના દેશાઇએ તમામ ભીલ કોળી વિગેરેને મુસલમાનો સામે ઉશ્કેરી તેમને મદદ કરી. દામાજી સાવલીમાં બાપની દહનક્રિયા કરી આવી સોનગઢ પાછા ગયા. ત્યાં સેનાપતિની સ્ત્રી ઉમાબાઇએ તેમને સારો આશ્રય આપ્યો. પછી કંતાજી કદમ બાંડેને મદદમાં લઇને તેમણે અમદાવાદ ઉપર હલ્લો કર્યો અને ૧૭૩૪ માં શેરખાન બાબી પાસેથી વડોદરૂ લઇ લીધું. ત્યારપછી થોડે વર્ષે બાપુજી નાયકે સોનગઢ ઉપર હલ્લો કરી કિલ્લો બાળી નાખ્યો. પરંતુ રંગોજી આવી પહોંચતાં તેને પાછા જતુ રહેવું પડ્યુ. ઈ. સ. ૧૭૫૧ માં તારાબાઇએ પોતાના સગીરપુત્ર ગજરામનું રક્ષણ કરવા દામાજીને પૂને બોલાવ્યા. તે ઉપરથી ૧૫૦૦ માણસનું લસ્કર લઇને ત્યાં ગયા. તેમની સામે પેશ્વાનું ૨૦૦૦૦ નું લસ્કર થયું પણ તેનો પરાભવ કરી દામાજી તારાબાઇને જઈ મળ્યા. પેશ્વાએ દામાજી પાસેથી ગુજરાતનો અડધો ભાગ માગ્યો ત્યારે તેમણે કહ્યુ કે હુ તો ફક્ત સેનાપતિનો નોકર છું તેથી મારાથી કંઈ આપી શકાય નહિ. આથી પેશ્વાએ કપટથી દામાજીને પકડીને કેદ કર્યો અને પછી ૧૫,૦૦,૦૦૦ રૂ. દંડ અને ૫૦૦૦ ઘોડેસ્વાર પેશ્વા માગે ત્યારે આપવાની શરતે છોડયા.

---

## પ્રકરણ ૧૦ મું. સુરત અઠ્ઠાવીસીની વહેંચણી

આ પછી ગાયકવાડ સરકાર અને પેશ્વા વચ્ચે ગુજરાતના મુલકની વહેંચણી થઇ તેમાં સુરત અઠ્ઠાવીશીનાં એટલે કે હાલનાં સુરત જીલ્લા અને નવસારી પ્રાંત પૈકી નીચેનાં પ્રગણાં ગાયકવાડનાં ભાગમાં આવ્યાં.

| પ્રગણાનું નામ. | ઉત્પન્ન સ્વરાજ્ય રૂ. | ઉત્પન્ન મોગલાઇ રૂ. | કુલ રૂ. |
|---|---|---|---|
| વસરાવી | ૬૪૦૦૦ | ૦ | ૬૪૦૦૦ |
| માંડવી | ૩૦૫૦૦ | ૦ | ૩૦૫૦૦ |
| તડકેશ્વર | ૬૫૦૦ | ૦ | ૬૫૦૦ |
| કામરેજ | ૩૦૦૦૦ | ૧૪૦૦૦ | ૪૪૦૦૦ |
| ચોર્યાસી | ૧૦૫૦૦૦ | ૩૨૫૦૦ | ૧૩૭૫૦૦ |
| અંક્લેશ્વર | ૬૦૦૦૦ | ૨૫૦૦૦ | ૮૫૦૦૦ |
| કડોદ | ૫૦૦ | ૦ | ૫૦૦ |
| ટીંબા | ૦ | ૫૦૦ | ૫૦૦ |
| તેલાડી | ૬૬૫૦૦ | ૬૦૦૦ | ૭૨૫૦૦ |
| મરોલી | ૪૦૦૦૦ | ૨૫૦૦ | ૪૨૫૦૦ |
| ધળા | ૫૦૦૦૦ | ૯૦૦૦ | ૫૯૦૦૦ |
| નવસારી | ૧૫૦૦૦ | ૨૦૦૦ | ૧૭૦૦૦ |
| ગણદેવી | ૪૬૫૦૦ | ૧૮૫૦૦ | ૬૫૦૦૦ |
| બિસનપુર | ૧૨૦૦૦ | ૦ | ૧૨૦૦૦ |
| મહુવા | ૩૬૦૦૦ | ૫૦૦૦ | ૪૧૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| અનાવલ | ૨૦૦૦ | ૦ | ૩૦૦૦ |
| ખંડોળ | ૩૦૦૦ | ૦ | ૩૦૦૦ |
| પેટામહાલ | ૬૦૦૦ | ૦ | ૬૦૦૦ |
| મહુઅત | ૩૦૦૦ | ૦ | ૩૦૦૦ |
| રાજપીપળા (પાંચપ્રગણાં) | ૭૦૦૦૦ | ૦ | ૭૦૦૦૦ |
| કુલ | ૬૪૭૫૦૦ | ૧૧૫૦૦૦ | ૭૬૨૫૦૦ |

એ પ્રમાણે કુલ ૭૬૨૫૦૦ નો મુલક ગાયકવાડને મળ્યો. આ ઉપરાંત ગાયકવાડ સરકારના કુટુંબના પોષણ માટે નીચે પ્રમાણે પ્રગણાં ખાસ જૂદાં કાઢી આપવામાં આવ્યાં હતાં:—

| પ્રગણાનું નામ | ઉપજ સ્વરાજ રૂ. | ઉપજ મોગલાઇ રૂ. | કુલ રૂ. |
|---|---|---|---|
| વ્યારા | ૧૧૦૦૦ | ૦ | ૧૧૦૦૦ |
| ટીંબા | ૩૧૦૦૦ | ૯૦૦૦ | ૪૦૦૦૦ |
| કડોદ | ૨૯૦૦૦ | ૧૦૦૦ | ૩૦૦૦૦ |
| મોતા | ૯૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦૦ |
| કોસ | ૩૫૦૦ | ૦ | ૩૫૦૦ |
| રાંદેર | ૧૦૦૦૦ | ૦ | ૧૦૦૦૦ |
| ચીખલી | ૫૧૫૦૦ | ૧૫૫૦૦ | ૬૭૦૦૦ |
| વેમવાર | ૧૧૦૦૦ | ૦ | ૧૧૦૦૦ |
| ધામોડી | ૧૬૫૦૦ | ૦ | ૩૦૦૦ |
| વરીઆવ | ૧૬૫૦૦ | ૮૫૦૦ | ૨૫૦૦૦ |
| કુલ | ૧૭૫૫૦૦ | ૩૫૦૦૦ | ૨૧૦૫૦૦ |

આ વહેંચણીમાં પેશ્વાને ભાગ, સુરત અઠ્ઠાવીશીમાંનાં હાંસોટ, અંકલેશ્વર, ઓરપાડ સરભોણ, સુપા, પારચોળ, બલેશ્વર, બૂતવીર, પારનેરા, વેસ્મા, બુહારી, બારડોલી, વલસાડ અને અંદરજકાત મળી એકંદરે રૂ. ૯,૦૨૭૦૦ ની ઉપજનો મુલક આવ્યો હતો. પેશ્વાને ભાગ આવેલા મુલક કરતાં ગાયકવાડને ભાગ આવેલો મુલક વધારે કિંમતનો હતો, તેનું કારણ એ કે ગાયકવાડને આ તરફના મુલકની વધારે માહિતી હતી, અને ગુજરાતના દેશાઇઓ તથા પટેલો વગેરેની તેમને દોસ્તી હતી, તેથી તેમના તરફથી મળેલી સારી સલાહ પ્રમાણે તેમણે સારો ભાગ લઇ લીધો હતો. ગાયકવાડ અને પેશ્વાએ મોગલો પાસેથી છીની લીધેલા ભાગમાંથી આ વહેંચણી થઇ હતી. પરંતુ પછીથી પાછું એમ ઠર્યું હતું કે બંનેએ મળીને બાકીના ભાગમાંથી મુસલમાનોને હાંકી કાઢવા અને પછી તે છતાએલો ભાગ બંનેએ વહેંચી લેવો. આ પ્રમાણે જબરથી કબજે લીધેલા ભાગમાંથી ગાયકવાડના હિસ્સામાં અરધું સુરત શહેર આવ્યું હતું ને બીજો ઉત્તર ગુજરાતનો મુલક આવ્યો હતો. એ પ્રમાણે વહેંચણી થયા પછી પેશ્વાને એમ લાગ્યું કે ગાયકવાડને

ભાગ બહુ સારો મુલક આ પેઠે તેથી તેણે એ બાધો કાદાને નીચેના પ્રગણા ગાયકવાડ પાસેથી પાછા લીધા

| | | | |
|---|---|---|---|
| તેનાડી | ૬૬૫૦૦ | ૬૦૦૦ | ૭૨૫૦૦ |
| મરોલી | ૪૦૦૦૦ | ૨૫૦૦ | ૪૨૫૦૦ |
| ધળા | ૫૦૦૦૦ | ૯૦૦૦ | ૫૯૦૦૦ |
| બિસનપુર | ૧૨૦૦૦ | ૦ | ૧૨૦૦૦ |
| મહુવા | ૩૬૦૦૦ | ૫૦૦૦ | ૪૧૦૦૦ |
| વાગોરી | ૨૫૦૦૦ | ૦ | ૨૫૦૦૦ |

પરંતુ પછીથી એ પ્રગણાના બદલામા ગાયકવાડે દર સાલ રૂ ૨૫૦૦૦૦ વધારે ખંડણી આપવી એમ ઠરાવી, એ પ્રગણા ગાયકવાડને પાછા આપવામા આવ્યા એ ૭ પ્રગણા ગાયકવાડને પરત આપવા ઠર્યા પછી પેશ્વાએ દરબાર ખર્ચને માટે સતાગ, ગાગ ડભોઇ અને પત્રે અથવા ઉમરા એ ત્રણ ગામ પાછા રાખી લીધા

દામાજીરાવના મરણ પછી તેમના મોટા પુત્ર સયાજીરાવ ગાદી પર બેઠા તેમનામા રાજ્ય ચલાવવાની આવડ નહોતી તેથી તેમના વતી તેમના નાનાભાઇ ફત્તેહસિંહરાવ રાજ્ય કારભાર ચલાવતા દામાજીરાવના બીજા પુત્ર ગોવિંદરાવ પુનામા હતા તેમણે પણ ગાદીનો દાવો કર્યો પરંતુ ફત્તેહસિંહરાવે પોતાનો હક્ક સાબીત કરી રઘુનાથરાવ પેશ્વા તથા અંગ્રેજોને પોતાના પક્ષમા વાળી લઇ મદદ કરવા બદલ અંગ્રેજોને ભરૂચ ચિખલી, વરીયાવ, અને કોરલ પ્રગણા આપવાના કબુલ કર્યાં ૧૭૭૯ મા પેશ્વા અને અંગ્રેજોને લડાઇ થઇ તે લડાઇમા અંગ્રેજોને મળેલો મહીની ઉત્તરનો મુલક ગાયકવાડને આપવો અને તાપીની દક્ષિણનો મુલક પોતે લેવો એવી અંગ્રેજોની ઇચ્છા હતી કેમકે ગાયકવાડ પોતાના ખરા સ્નેહીછે એમ તેઓ માનતા હતા પછી ૧૭૮૦ મા પેશ્વા અને અંગ્રેજને સલાહ થઇ ત્યારપછી તરતજ જનરલ ગોડર્ડે અમદાવાદ ઉપર હલ્લો કરી તે કબજે લઇ ગાયકવાડને સ્વાધીન કર્યું એના બદલમા સોનગઢ સિવાય સુરત અઠાવીસીનો કેટલોક ભાગ અંગ્રેજ સરકારને ગાયકવાડે આપ્યો પણ ત્યારપછી ૧૭૮૨ ની સાલબાઇની સંધિ પ્રમાણે અમદાવાદ શહેર પેશ્વાને પાછુ આપવુ પડયુ એટલે ઉપલી ગોઠવણ રદ ગઇ પરંતુ ફાયદો એ થયો કે પુરંદરની સંધિથી જે મુલક મળેલો હતો તેના ઉપર તેમની સ્વતંત્ર સાલકી થઇ અને લડાઇ વખતે જે ખંડણી આપવી પડતી તેની બાકી પેશ્વાએ માફ કરી

ગોવિંદરાવ મહારાજે ગાદી પર આવ્યા પછી આગા મેનુકરની સાથેની લડાઇમા મદદ કરવાના બદલમા અંગ્રેજ સરકારને ચોર્યાસી અને સુરતની ચોથ આપવાની કરી હતી આ પછી નવસારી પ્રાંતમા કોઇ રાજકીય ફેરફાર થયા નથી ગાયકવાડ સરકારને ભાગ નવસારી પ્રાંતનો જે મુલક છેવટે રહેલો તેના તાલુકાઓની ગોઠવણ વારવાર કરતી રહી છે જુના નવસારી, તેનાડી અને મરોલી તાલુકા ભેગા કરી હાલનો નવસારી તાલુકો બનાવવામા આવેલો છે જુના કામરેજ, ટીંબા, કડોદ અને વરીઆવ મહાલ અને વ્યારા તાલુકાના ગામ તથા ખાનગીના એ ગામ અને પલસાણા તાલુકાનુ એક ગામ એ પ્રમાણે મળીને હાલનો કામરેજ તાલુકો બનાવેલો છે પ્રથમ ૧૮૭૫મા આ

સાત ગામ અને કામરેજ તથા ટીંબા મહાલ ભેગા કરવામાં આવ્યા હતા અને વરીઆવ તથા કઠોર બન્ને ભેગા કરી ૧૮૭૭ સુધી જૂદા મહાલ તરીકે રાખવામાં આવ્યા હતા, પણ ૧૮૭૭ માં વરીઆવ અને કઠોરને વેલાછા સાથે જોડવામાં આવ્યા હતા. અને ૧૮૮૫માં વરીઆવ અને કઠોરનો ફરી જુદો મહાલ બનાવવામાં આવ્યો. આ મહાલને ૧૮૯૧માં ફરીથી તોડવામાં આવ્યો અને ઉત્તર તરફનાં ૧૨ ગામ વેલાછામાં અને બાકીનાં કામરેજમાં નાખવામાં આવ્યાં હતાં.

ગણદેવી તાલુકામાં માત્ર માસા ગામ શિવાય તાલુકાનાં બધાં ગામ એક જથ્થે છે. માસાની તેમજ તાલુકાનાં બીજાં ગામોની આસપાસ બ્રિટિશ મુલક છે. તાલુકાની ઉત્તરની હદ અંબિકા નદિથી ને દક્ષિણની કાવેરી નદીથી બનેલી છે. પલસાણા તાલુકામાં કરંડવા, છીઆવ અને ગભેણી એ શિવાયનાં બાકીનાં ગામ એક જથ્થે છે. નિયોળ બગુમરા અને પાલી જે પ્રથમ ખાનગી મહાલને તાબે હતાં તે ૧૮૭૫માં પલસાણામાં ભેળવી દેવામાં આવ્યાં હતાં. પણ પાલી ૧૮૯૦ માં પલસાણામાંથી કાઢી કામરેજ તાલુકામાં નાખવામાં આવ્યું. ૧૮૭૫ પહેલાં પલસાણા તાલુકો બલેસર પ્રગણા તરીકે ઓળખાતો હતો.

---

## પ્રકરણ ૧૧ મું. ખેતી.

---

ખેતી એ નવસારી પ્રાંતના લોકોનો મુખ્ય ઉદ્યમ છે. પ્રાંતની એકંદર વસ્તીમાંથી સેંકડે ૭૫ માણસોની આજીવિકા ખેતી ઉપર ચાલે છે.

**જમીનઃ**—પ્રાંતના જૂદા જૂદા ભાગમાં જમીન જૂદા જૂદા પ્રકારની છે પણ સામાન્ય રીતે બોલતાં એમ કહી શકાય કે પ્રાંતની જમીન મુખ્યત્વે કરીને કાળી છે અને ગોરાટ જમીન કવચિત્ માલમ પડે છે. તાલુકાવાર જોતાં વેલાછા તાલુકામાં ઘણીખરી જમીન કાળી છે અને તેની ઉંડાઇ ઘણી હોયછે. તોપણ કેટલેક ઠેકાણે કાળી જમીન માત્ર સપાટી પૂરતી છાછરી છે અને દીણોદ તથા બીજાં કેટલાંક ગામોમાં તો કાળી માટીનું પડ એવું પાતળું છે કે અંદરના પથરા બહાર દેખાય છે. મહુવા તાલુકાની જમીન ઘણેભાગે કાળી છે અને નદીનાળાંની બાજુએ ગોરાટ અને બેસર જમીન પણ કેટલેક ઠેકાણે હોયછે. કાળી જમીન હલકીપ્રતની હોયછે, અને તેમાં મરડીઆ અને કાંકરી ઘણું કરીને હોયછે. તાલુકાની ગોરાટ અને બેસર જમીન કાળી જમીન કરતાં સારી હોયછે પણ નવસારી ને ગણદેવીની એવાજ પ્રકારની જમીન કરતાં તે ઉતરતા દરજ્જાની છે. ત્રણે જાતની જમીનમાં જીરાયત, કપાસ ને બાગાયત પાક થાયછે. ગણદેવી તાલુકાની જમીન બે જાતની છે, કાળી અને કાંપવાળી કાળી જમીન કાનમની કાળી જમીન કરતાં હલકી છે ને તેમાં મરડીઆનો ભાગ વિશેષ હોયછે. કાળી જમીનમાં જીરાયત, કયારી ને બાગાયત પાક થાયછે. કાંપથી બનેલી જમીન ઉંડી અને માવાદાર હોયછે. તેનો રંગ રતાશ પડતો ભુરો હોયછે. ગણદેવી તાલુકાનાં ગામોમાંથી લગભગ અડધામાં આ જમીન માલમ પડેછે અને તેમાં ધમડાછાની જમીન તો સૌથી ઉત્તમ પ્રકારની છે. તેમાં શેરડી, આદુ, કેળ, અનેનાસ વગેરે ઉંચા બાગાયતની પાક થાયછે.

ક્યારી જમીનમા ડકા નામના વડા ચોખા તેમ કાનમ વગેરે ઉંચી જાતના ચોખા થાયછે ડાંગરનો પાક લીધા પછી દીવેલા વાલ તથા બીજા બાગાયતી પાકો લેવામા આવેછે કામરેજ તાલુકાની જમીન કાનમના જેવી કાળી છે નવસારીના જેવી બેસર જમીન અહિંઆ વિશેષ માલુમ પડતી નથી પરંતુ કેટલાક ગામોએ થોડી થોડી ગોરાટ જમીન જોવામા આવેછે આ કાળી જમીનમા ફળફળાદિ અને બાગાયત પાક વધુ ઉત્પન્ન આપતા નથી અને તેથી તે વિશેષ કરવામા આવતા નથી તાપી નદીમા જ્યા ભાઠાની જમીન હોય છે ત્યા, વેગણ, તમાકુ, દુધી, વગેરે સારા થાયછે કપાસ ડાંગર અને જુવાર એ મુખ્ય પાક છે અને તેને કામરેજની કાળી જમીન ઘણી માફક આવેછે આખા પલસાણા તાલુકામા જમીન કાળી છે પણ મીંઢોળા નદીની ઉત્તર કિનારે આવેલા ગામોમા ગોરાટ જમીન પણ મળી આવેછે અને પ્રકારની જમીન જરાયત તથા ક્યારી તરીકે વપરાય છે ને તેમા કપાસ, જુવાર અને ડાંગરનો પાક થાયછે સોનગઢ તાલુકાની જમીન કાળી, બેસર ને રાતી છે કાળી જમીન બીજી જમીન કરતા વધારે છે બધા પ્રકારની જમીન ફળદ્રુપતની છે, ને તેમા ગોળ નાના પથરા ને બીજા પથરા હોવાથી પાક સારા થઈ શકતા નથી વ્યારા તાલુકાની જમીન ઘણેભાગે સોનગઢના જેવી છે પણ રેલ્વે તથા સડકોને લીધે તે વધારે કિંમતી થઇ પડીછે નવસારી તાલુકાની જમીન મોટેભાગે બેસર છે દેખાવમા તે કાળી હોયછે પણ તેમા ગોરાટના તત્વ વધારે હોયછે આથી કરીને કાનમની ખરેખરી કાળી જમીનમા ઝાડ, શેરડી વગેરે થતા નથી તે અહીંઆ સારા થાયછે દરેક જાતના પાકને આ જમીન લાયક છે, અને ડાંગર, શેરડી જુવાર, કેળ અને દરેક જાતના કઠોરને માટે ખાસ લાયક છે

**નવસારીના કપાસની જાતો બાબત**—નવસારી પ્રાંતમા ૧૯૫૬ પહેલા શુદ્ધ દેશી કપાસ થતો હતો, પણ તે પછી એ વરસાદ અને સારા ભાવોને લીધે કપાસનુ વાવેતર વધતુ ગયુ આથી જીનો વધતા ગયા, જીનોમા કપાસ ભેળસેળથી પીલાતા માંડ્યો એટલુજ નહિ પણ જ્યારે જીનવાળા મોટમા હોય ત્યારે નાંદોદ, ભરુચ, અંકલેશ્વર, પારડી, જંબુસર વગેરે સ્થળેથી હલકી જાતનો કપાસ લાવી નવસારી કપાસ ભેગો પીલે, તેથી શુદ્ધ નવસારી કપાસ ના બીજમા બીજા બીજનો ભેગ ઘણો થઇ ગયોછે હાલમા કાનમી અને ઘોઘારી કપાસનુ મિશ્રણ મોટા પ્રમાણમા જોવામા આવેછે અને આવા મિશ્રણવાળો કપાસ માંગરોળ, કામરેજ, પલસાણા અને નવસારી મહાલે બહુ જોવામા આવેછે એટલુજ નહિ પણ કેટલાક પાંચેક વરસથી એકલા ઘોઘારી કપાસનુ વાવેતર નવસારી તાલુકાના ધામણ, ડચેલ, સરોણા, આલેક પારડી વગેરે ગામોમા કરવામા આવેછે આ ભેગ થવાનુ મુખ્ય કારણ એ છે કે એક ખાંડી ૩ માટે ઘોઘારી કપાસ મણ ૫૦, મિશ્રિત કપાસ મણ ૬૦, અને શુદ્ધ દેશી કપાસ મણ ૭૨ જોઇએછે પ્રથમ આ નફાનો લાભ જીનવાળા લેતા હતા, પણ હવે ખેડુતો પણ આ રહસ્ય સમજતા થયેલા હોવાથી ખેડુતો પોતે જાતે ઘોઘારીની કપાસ મિશ્રણ તરીકે અગર એકલો વાવવા તરફ પણ વલણ ધરાવે છે આ સ્થિતિને લીધે નવસારીના કપાસની આબરૂ ( Reputation )ને ધોકો પહોચ્યો નથી થયો છે

**જુવાર**—નવસારી પ્રાંતમા જુવાર એ ઘણુ અગત્યનુ ધાન્ય છે તે લોકોના

ખોરાકની મુખ્ય ચીજ છે. તેમ ઢોરો માટે કિંમતી ચારાની વસ્તુ છે. ખેતીની દ્રષ્ટિએ આ ધાન્યના બે વર્ગ પાડી શકાય. (૧) ખરીફ અથવા ચોમાસુ જુવાર અને (૨) રવી જુવાર. જે જમીનમાં વરસાદનું પાણી ઝટ નીકળી જાય અને વરાપ જલદીથી મળે એવી કાળી જમીનમાં સાધારણરીતે ચોમાસુ જુવાર વાવવામાં આવેછે. નવસારી પ્રાંતના ફક્ત માંગરોળ તાલુકામાં શીઆળુ જુવારનું વાવેતર થાયછે. પરંતુ જ્યારે સતત વરસાદ પડયા કરે અને વરાપ મળતાં વધુ વખત લાગે તેવા સંજોગમાં અર્ધ ચોમાસું અને અર્ધ શિઆળુ એવી ' નિઆશો ' નામની જુવાર લેવામાં આવેછે. એવા સંજોગોમાં આ જુવાર કામરેજ અને પલસાણા તાલુકામાં ખાસ કરીને વાવવામાં આવેછે. આ પ્રાંતમાં પાણી પાઇને જુવાર તૈયાર કરવામાં આવતી નથી પણ જ્યારે દુષ્કાળ જેવો પ્રસંગ આવેછે ત્યારે જે ખેડુતો પાસે કુવા વિગેરેનું સાધન હોયછે તેમાંના કેટલાક ઘાસ માટે સુંઢીયું અગર દેશી જુવાર વાવેછે. નવસારી પ્રાંતમાં નીચેની જુવારની જાતો થાયછે. (૧) પીરીઓ, તથા હલદોપીરીઓ, (૨) દેશી, (૩) ચપટી, (૪) સોલાપુરી (૫) નીઆશો અને (૬) શીઆળુ. આ ઉપરાંત "રાતી જુવાર" (રાતડીઆ)નો પાક પણ લેવામાં આવે છે. પણ તેનું સ્વતંત્ર વાવેતર થતું નથી. ઉપર જણાવેલી જાતોમાં થોડી રાતી જુવાર ભેળવીને પણ વાવેતર કરવામાં આવેછે. આ જુવાર ધાણી માટે સારી છે. વળી 'વાની' નામની જુવાર થાયછે પણ તેનું વાવેતર સ્વતંત્ર થતું નથી. આ જુવાર પોંક માટે ઘણી સારી છે જુવારના પાકને માટે તૈયાર કરવાની જમીનમાં આગલા પાકની કરાંઠી અગર ખુંપરા (Stubbles ) ખોદી કાઢવામાં આવેછે, ને ત્યારપછી એટલે બે માસમાં એક બે વાર ધરડો (કરબ) મારેછે. સારા ખેડુતો આવી જમીનમાં ઉંડા ખડનાં ટાલાં (Patches) હોય તેને ખોદી કઢાવેછે. વરસાદ આવ્યા પછી વરાપ થયે જે જમીનમાં પુષ્કળ ખડ હોય તેવી જમીન એકવાર હળથી ચાસવામાં આવે છે અને તે પછી વખત મળે તો એકવાર કરબ ફેરવવામાં આવેછે. ઓરતાં પડેલાં ખડ વધારે હોય તો મજુરો રાખી તેવા ખડને ટોચી કાઢવામાં આવે છે. આ ક્રિયાને ' કોદાળી મારી ' એમ કહેવામાં આવેછે. ત્યારપછી ફડકાવડે ઓરણીથી જુવાર ઓરવામાં આવેછે અને ખુલ્લા ચાસને કરપીથી ઢાંકવામાં આવેછે. એક ફડકો અને એક જોડી કરપીથી રોજની ૬ થી ૮ વિંઘાં સુધી વાવેતર થઇ શકેછે. જુવારના પાકને સામાન્યરીતે ખાતરની અછત અને મોંઘવારીને લીધે ખાતર નાખવામાં આવતું નથી. પરંતુ હાલમાં કોઇ કોઇ ઠેકાણે અને ખાસ કરીને નવસારી તાલુકાના પરમાણુ ગામે જુવારને વલખલની માફક વાવેછે, એટલે કે એક ચાસમાં જુવાર અને બીજા ચાસમાં શણ એ પ્રમાણે વાવી જ્યારે શણ દોઢેક ફુટ ઉંચો થાય ત્યારે તેને ઉખેડી જુવારની હાર સાથે મુકી દેછે અને પાછળથી કરપી મારતાં, શણ માટીથી ઢંકાઇ જઇ છેવટે કોહી જાયછે. એ રીતે જમીનને ખાતર આપવામાં આવેછે. જુવારના પાકને વાવ્યા પછી એકાદ માસ પછી જુવાર જાડી (thick sown) હોય તો તેને વલ્લે છે એટલે દર બે છોડ વચ્ચે ૪ થી ૬ ઇચનું અંતર રહે એવી રીતે છોડ રહેવા દઇ બાકીના ઉખેડી લે છે. બે હાર વચ્ચેનું અંતર ૧૮ થી ૨૪ ઇચ સુધીનું હોયછે. આ વલણ (વલ્લેલી જુવાર) એકાદ દિવસ વારી રાખી, ઢોરને નિરવામાં આવેછે. પ્રથમ ખડ થાય

ને હાથે રતી દાતરડીથી [illegible] કાપવામા આવેછે, ને ત્યારપછી કરબીથી નિંદામણ કાઢવામા આવેછે ઉપરાંત પણ તોડીને નાખવામા આવેછે પાક તૈયાર થાય તે પહેલા ત્રણ ચાર કરપી મારવામા આવેછે જે વરસે વરસાદ ઓછો હોય તે વરસે જુવાર ડોડાય તે પહેલા કરપી ફેરવવાને બદલે ખેડવામા આવેછે દીવાળી ઉપર જુવાર ડોડાય છે અને તે પછી દાણા ભરાવા માડેછે આ વખતે પક્ષીઓથી થતા નુકસાન માટે જુવારના મધ્યભાગે અગર અનુકૂળ સ્થળે માળો બાંધી પાક સાચવવામા આવેછે સામાન્યરીતે દર પાચ વિંઘાના ખેતરે એક માળો બાંધવો પડેછે સોનાપુરી જેવી હલકી જુવાર પાચ માસમા તૈયાર થાયછે ને બીજી ભારે જુવાર છ માસપછી તૈયાર થાયછે પાક તૈયાર થાય એટલે દાતરડાથી કાપી એક હાથમા છોડ માય એટલા બે હાથના છોડ મુક એટલે એક પુળો થાયછે આ પુળાને બે ત્રણ દિવસ સુકાવા દેછે, અને પછી સવારના વખતમા જુવારના છોડથી બાંધવામા આવેછે બંધાઇ રહ્યા પછી પાછા સુકાવા માટે ખેતરના મધ્યભાગમા ઉભા ગોઠવવામા આવેછે સુકાયા પછી ખળામા જુવારના કણસલા કાપી લઇને થોડી જુવાર હોય તો, હાથે ડફણાથી ઝુડીને અને વધુ હોય તો ગાડીનો પાડ ફેરવીને દાણા છુટા પાડવામા આવેછે છેવટે કપડાની ફરકથી દાણા સાફ કરવામા આવેછે જ્યારે જુવાર માસ દોઢ માસની થાયછે ત્યારે તેમા નારકોન—કીડા પડી આવેછે આ કીડા જુવારના રાડાને કોચી ખાઇ છોડને મારી નાખેછે બીજો રોગ આજીઆ નામનો છે તેનાથી જુવારના દાણા મેશ જેવા થઇ જાયછે આ રોગના નિવારણ અર્થે ખાસ કરીને બાગવાળા તાલુકાના કેટલાક સ્થળે મોરથુથાનો ઉપયોગ કરવા માડયોછે વળી જુવાર ડોડાવાની હોય ત્યારે જુવારમા ‘ રાતડો " કરીને રોગ લાગુ પડેછે આ રોગથી જુવારના પાતરા અને પછી રાડા લાલ થઇ જાયછે, અને કણસલામા જુવાર ભરાતી નથી અને જુવારના છોડ સુકાઈ પણ જાયછે. જે વરસે વરસાદ વધુ હોય તે વરસે આજીઆનો અને રાતડાનો રોગ ઘણો જોવામા આવેછે સામાન્ય રીતે નવસારીપ્રાંતમા જુવાર પછી કપાસ અને તે પછી પાછી જુવાર એ પ્રમાણેના ક્રમે વાવેતર થાયછે પરંતુ કેટલાક ખેતર કે જેમા “ આગીઆ ’ નામનો વનસ્પતિનો રોગ હોયછે તેમા આ ક્રમે જુવાર લેવામા આવતી નથી જુવારના પાક સાથે કઠોળ તથા વાલોળ પાપડીનુ મિશ્રણ છટકાવ તરિકે લેવામા આવેછે, કઠોળમાં મુખ્યત્વે મગ અને તુવેર હોયછે કઠોળ સારૂ થાય તો દર વિઘે ૨ થી ૩ મણ અને ગોતર પણ દોઢ બે મણ સુધી થાયછે નવસારીપ્રાંતમા ખેડુતો ખેતરમા છોડ પસંદ કરી તેનુ સારૂ બી જૂદુ કાઢતા નથી પરંતુ ખળામા કણસલા આવ્યા પછી તેમાથી ઉત્તમ કણસલા પસંદ કરી તેનુ બી જૂદુ રાખેછે આવી રીતે બી રાખનારા થોડાજ હોયછે મોટો ભાગ ખાવાની જુવારનો બી તરિકે ઉપયોગ કરેછે આ પાક માટેનો સામાન્ય ખર્ચ દર વિઘે નીચે પ્રમાણે માગત—રાગનો થાયછે

| | |
|---|---|
| આગલા પાકના ઝુપટા ખોદવાનો | ૦— ૫—૦ |
| વરડો (કરબ) ફેરવવાનો બે વાર | ૦— ૬—૦ |
| હળથી ચાસવાનો એકવાર | ૦—૧૨—૦ |
| વાવેતર પહેલા કોદાળી મારવા બે મજુર દર મજુરે ૦—૪—૦પ્રમાણે | ૦— ૮— |

| | |
|---|---|
| ઓરવાની (બળદ માણસની) મજુરી ખર્ચ. | ૦– ૮–૦ |
| બી શેર ૫ તથા કઠોળ શેર ૧॥ | ૦– ૪–૦ |
| નિંદણી બે વાર મજુર ૭ દર મજુરના ૦–૨–૦ પ્રમાણે | ૧– ૨–૦ |
| છોડ આછા કરવાની મજુરી | ૦– ૩–૦ |
| કરપી ત્રણ વાર | ૦– ૮–૦ |
| હળ મુકવાની મજુરી | ૦–૧૨–૦ |
| માળો તથા જુવાર સાચવવાની મજુરી | ૧– ૦–૦ |
| પુળા બાંધવાની, પુળા ભેગા કરવાની, પુળા ગોઠવવાની મજુરી | ૦– ૮–૦ |
| જુવારના પુળા ખળામાં લાવવાની, (Carting) લણવાની મજુરી | ૦– ૪–૦ |
| કણુસલા કાપવાની, પાળ ફેરવી દાણા કાઢવાની તથા વા દેવાની ,, | ૦– ૮–૦ |
| | ૭– ૮–૦ |
| જમીન મહેસુલ | ૪– ૦–૦ |
| કુલ ખર્ચ | ૧૧–૮–૦ |

## પ્રકરણ ૧૨ મું. જળાશયો.

**કુવા.** નવસારી પ્રાંતમાં કુવાઓની સંખ્યા કુલ ૧૦૧૩૦ છે. આ પૈકી ૨૦૦૫ કુવા કાચા અને ૮૧૨૫ પાકા છે. આ કુવાઓમાં ૮૭ કાચા કુવા અને ૨૭૭૯ પાકા કુવા ખેતી ઉપયોગી છે. અને ૧૯૧૮ કાચા તથા ૫૩૪૬ પાકા કુવા ઇતર ઉપયોગના છે.

**પાણી.** નવસારી પ્રાંતમાં પાણીની ખુટ કોઈ વખત પડી નથી. પાતાળ પાણી પુરતું છે, અને કુવા તળાવ પુરતી સંખ્યામાં છે. કુવા વધારે ઉંડા ખોદવા પડતા નથી. વધારેમાં વધારે ૪૦–૫૦ ફુટની ઉંડાઇએ પાણી નીકળે છે. નદીનાળાં પણ ઘણાં છે ને તેથી પણ પાણીની સારી અનુકુળતા છે.

**તળાવો.** ક્યારી તથા બાગાયત ખેતરને પાણી પાવા માટે તળાવો અને નહેરો બાંધવાની તજવીજ ઈરીગેશન ખાતેથી ચાલે છે. આવાં તળાવો પૈકી નવસારી તાલુકામાં મોસરા ગામે એક તળાવ થયેલું છે, તેમાં ૭,૧૦૦૦૦૦ ઘનફુટ પાણી રહે છે અને ૪૦૫૭૧૦૪ ચોરસફુટ જમીન તેમાં રોકેલી છે. એનો ઓવારો એક જુના વખતનો છે. આઉટલેટ દુરસ્ત કરવાનું છે, વેસ્ટવેઅર પાકો છે પણ કાંસ ખોદવાનો અધુરો છે, અને થએવાને દુરસ્તીની જરૂર છે. કામરેજ તાલુકામાં ઉભેળગામે એક તળાવ છે તે ૭૮ વિંઘાંને ૧૧ વસા વિસ્તારનું છે. સને ૧૯ ૯–૧૦માં એ તૈયાર થયું હતું, એ તળાવમાં પાણી આવવાનો માર્ગ ખેતરોમાંથી છે. તળાવમાં વેસ્ટવેઅર સ. નં. ૪૩૫ માં ૧૦૦ ફુટ લંબાઇનો છે અને સ. નં. ૧૦૪ માં ૧૫૦ ફુટ લંબાઇનો છે. સદર તળાવમાં બે આઉલેટ બાંધેલા છે. મહુવા તાલુકામાં ત્રણ તળાવો બંધાવેલાં છે. એક અનાવલ તળાવ, બીજું કોસ તળાવ અને ત્રીજું આંગલધરા તળાવ, ૨૨ વિંઘાંના

વિન્તારમા છે અને તેનો લાભ આશરે ૧૦૦ વિઘા જમીન લે છે. ડોસ તળાવ ૨૫ વિઘાનું અને આગનધગ તળાવ ૩૮ વિઘાનુ છે. એ બન્ને તળાવો પણ ૧૦૦-૧૦૦ વિઘા જમીનને પાણી પાઇ શકે છે આ ત્રણે તળાવો ઉપર ઇનલેટ ( પાણી દાખલ થવાનો માર્ગ તથા વેસ્ટવેઅર ( વધારાનુ પાણી નીકળી જવાનો માર્ગ ) બાંધવામા આવેલા છે કામનુ પાણી પરહદમા જતુ નથી તેમ પરહદનુ પાણી તળાવમાં આવતું નથી. આ તળાવોના પાણીથી ડાંગરના પાકને બહુ ફાયદો થાયછે સોનગઢ તાલુકામાં ડોસવાડાનુ તળાવ અને વ્યારામા ચીખલીનો બંધારોછે. ડોસવાડા તળાવમાં ૭,૯૦,૦૦૦૦૦ ઘનફુટ પાણી માય છે અને ૧ ૮૮ વિઘા જમીનને તે પાણી પુરૂ પાડેછે જે જમીન વ્યારા તાલુકાના કાનપુરા, મુસા, પાનવાડી, અધારવાડી વગેરે ગામોમા આવેલી છે તેનો બધારો મટોડુ તથા ચુનાગચ્ચીથી બાંધેલોછે પાણી આવવાના ભાગમા બાંધકામ ચુનાગચ્ચીનુ છે, અને વેસ્ટ વેઅરના ઉપયોગમા આવેછે ચુનાગચ્ચી કામની લબાઇ ૭૦૦ ફુટ છે વ્યારા તાલુકામા ૫ માઇલપર ચીખલી બધારાના નાળામા પાણી લઇ જવામા આવેછે અને ત્યાથી વ્યારા તાલુકાની જમીનને પાણી પાવાને નીક કરવામા આવેલીછે ચીખલી બધારાના આઉટલેટની સીલ્ક ૮૩-૪૭ છે અને વેસ્ટ વેઅરનો રકમ ૮૭-૧૫ R L છે બધારાનુ મથાળુ ૮૭-૭ R L છે આ તળાવના પાણીથી રવીનુ ઘઉં, શેરડી, કેળ અને શાકભાજી થાયછે કાનપુરા ગામને માટે દરવિઘે ૩. ૭-૮-૦ હિસાબત છે અને મુસા પાનવાડી અને અધારવાડીને માટે દરવિઘે ૩. ૫ ૦-૦ હિસાબત લેવામા આવેછે. વ્યારા તાલુકામા ટીચકીયા ગામ પાસે ઝાખરી નદીનો બધારો થયોછે પણ સન ૧૯૧૭-૧૮મા તેના ઉપરનો ડૅમ તુટી ગયો હતો

---

## પ્રકરણ ૧૩ મું. દુકાળ.

આપણે અહીં જુનાવખતમા જાણવાજેગ બનતી બિનાનો હેવાલ લખી રાખવાનો રિવાજ બહુધા નહોવાથી નવસારી પ્રાંતમા પાછલા વખતમા દુકાળ અને મોઘવારીના વર્ષ ક્યારે ક્યારે આવેલા તે જાણવાને ચોક્કસ સાધન નથી. આ પ્રાંતમા તેમજ નજીક સુરત જીલ્લાના ભાગમા વરસાદ હમેશ સારો થાયછે, અને નિયમિત રીતે પડેછે. તેથી દુકાળના પ્રસગ ઓછા આવેછે ઇતર ઠેકાણે દુકાળ હોય ત્યારે અહીં વધારેમા વધારે સાધારણરીતે મોઘવારીનો પ્રસગ આવેછે ગુજરાતમા અને વિશેષ કરીને નર્મદાની દક્ષિણ તરફના ભાગમા પડેલા દુકાળની અસર નવસારી તરફના પ્રદેશમા પણ કઇક દરજ્જે થયેલી હોવી જોઇએ એમ જાણી સુરત જીલ્લાના નોધાયલા દાખલા ઉપરથી દુષ્કાળ સબધી નીચેની હકીકત લેવામા આવીછે સન૧૬૩૧-૩૨ એટલે સવત ૧૬૮૭મા દુષ્કાળ પડ્યો હતો, તેને પડ્યો સત્યાશીઓ કરીને કહે છે એ વર્ષમા ગુજરાતમા તેમજ દક્ષિણમા પણ વરસાદ થયો નહિ ગરીબ લોકો કટકા રોટલા માટે પણ પોતાના છોકરાને આપી દેતા ગયા હતા, છતા કોઇ લેનાર મળતુ નહિ. આથી ઘણાએ તેમને રઝળતા મુકી દીધા હતા. "મીરાતી મહમદી' નામના મુસલમાની ઇતિહાસમા લખ્યુ છે કે જેઓ રોજ સદાવ્રત આપતા તેઓને પણ એક કાળમા મહોલ્લે મહોલ્લે ફરી અનાજ માટે ભીખ

માગલી પડતી હતી કુતરાનુ માસ ખાવા માટે વેચાયુ હતુ હાડકા ભોંયમા બેગાયા હતા અને માણસો એકબી તને મારી ખાતા હતા મડાને ઠકાણે પાજામા મહામહેનત પડતી હતી લોકોને ઘણી ધાસ્તી રહેતી કે એકના, કે વધિઆર વગર જઇશુ તો બીજા કોઇ તેઓને મારી નાખી ભખ કરી જશે ધણો ક ખાવાનુ મળે તે વાનચે ગરીબ લોકો મોગા શહેરમા જઇ ભરાયા અને ઘણાજણ ત્યા મડો નામા ભૂખે મરણ પામ્યા વણા લોકો દેશ છોડી હિન્દુસ્તાનના બીજા ભાગોમા નાસી છુટયા આ દુકાળમા આગળના દુકાળ કરતા લોકોને ભારે વિટબણા પડી હતી, અને લોકો મર્યાં પણ ઘણા હતા ઢોર તો ઘણુ કરીને બધા જ મરણ પામ્યા હતા એ વરસમા સરકારે વસુલાતમા ઘણી છુટ મૂકી હતી તોપણ લોકોને પાછા ઠેકાણે પડતા ઘણા વરસ લાગ્યા હતા, અને ૧૬૯૪ મા મોંઘવારી ઘણી થઇ હતી સુરત, ભરૂચ અને કાઠીઆવાડમા લોકોને ઘણી આપદા પડી અને તેથી ગરીબ લોકોને માટે અનાજ ઓછે ભાવે વેચાવવુ પડયુ હતુ સને ૧૭૧૮–૧૯ નો દુકાળ ઘણો ભારે હતો એ સવત ૧૭૭૫ મા પડયો હતો તે ઉપરથી પચોતરો દુકાળ કહેવાય છે એ કાળમા બાજરી અને મગ રૂપીઆના ચાર શેર પ્રમાણે વેચાયા હતા વચ્ચે વરસાદ બે વાર પડયો હતો પણ તે કવખતનો પડવાથી ખેતીને લાભકારક થઇ પડયો નહિ ગરીબ લોકોએ ઝાડના પાદડા તથા મૂળીઆ ખાવા માડયા હતા આવા રોગકારી ખોરાકને લીધે સઘળે રોગ પ્રસર્યો હતો, અને ઘણા લોક તેમા મરણ પામ્યા હતા ઘણાએ રૂપીએ અને બબ્બે રૂપીએ છોકરા વેચી દીધા હતા સને ૧૭૩૧–૩૨મા બીજો સત્યાસીઓ દુકાળ પડયો હતો પહેલો સત્યાસીઓ જે સવત ૧૬૮૭મા પડયો હતો ત્યારપછી બરાબર ૧૦૦ વર્ષે એટલે સવત ૧૭૮૭મા એ દુકાળ પડયો હતો એ ત્રીજો દુકાળ હતો ચૌદ દિવસ સુધી વરસાદ એકસરખો મૂશળધાર વરસ્યો હતો " મીરાતે અહમદી " પ્રમાણે દેશમા સઘળે રેલછેલ થઇ રહી હતી ઘાસ મળે નહિ તેથી ઢોર અને ઘોડાને ઝાડના પાદડા ખવડાવવા પડ્યા હતા અનાજ રૂપીએ શેર વેચાયુ હતુ ચોમાસુ વીતયા પછી તાવનો રોગ અને કૉલેરા ચાલ્યો હતો આ પછી સને ૧૭૯૧મા એટલે સવત ૧૮૪૭મા ફરીથી પાછો મોટો દુકાળ આખા સુરત જીલ્લામા પડ્યો જે સડતાળાના નામે પ્રસિદ્ધ છે વરસાદ સમૂળગો વરસ્યો નહિ અને ઘાસ તથા અનાજ નિપજી પામ્યુ નહિ તેથી ઘાસ ચારા વગર ઢોર અને અનાજ વગર માણસો મરવા લાગ્યા ભૂખ્યા લોકો ડુગળી ખાતા અને ઓસામણ માગી માગીને પીતા સોના રૂપાના દાગીના ને વાસણકુસણ લોકોએ વેચી ખાધુ હતુ કહે છે

આ દુકાળમા દાણા કરતા ઘી સોંઘુ હતુ તેથી ભૂખે મરતા લોકો ઝાડના તથા જમીનના પોપડાને ઘીમા તળીને ખાતા આ દુકાળ પછી સવત ૧૮૬૯મા દુકાળ પડ્યો તે અગણોતરો દુકાળ કહેવાયો એ પણ ઘણો સખત હતો એમા વરસાદ તો થયો હતો પણ બગાળા તરફથી તીડનો તીડ, મારવાડ તરફ થઇ સને ૧૮૧૨ મા ગુજરાતમા દાખલ થયા ને ખેતરમાના અનાજના છોડ તથા ઝાડ પાન ખાઇ જઇને નાશ કરી નાખ્યા આ દુકાળમા મારવાડના ભૂખે મરતા લોકો પણ ગુજરાતમા બહુ ઉતરી આવ્યા હતા તેથી પણ સકટમા વધારો થયો હતો અધુનામા પૂરૂ મરકી ચાલી અને લોકો ટપોટપ મરવા લાગ્યા ઇ સ ૧૮૩ મા પાક ઓછો ઉતરવાથી મોઘવારી

થઇ હતી. અને સને ૧૮૯૭માં પાછો ભારે દુકાળ પડયો હતો પરંતુ ઇ. સ. ૧૯૦૦ એટલે સંવત ૧૯૫૬નો દુકાળ તો બહુજ આકરો હતો. તે છપનીઓ કાળ કહેવાય છે. આ દુકાળ આખા દેશમાં પડયો હતો. વરસાદ બિલકુલ વરસ્યો નહિ ને કશું પાકયું નહિ તેથી ટુકડા રોટલાને માટે લોકો આમતેમ રખડતા થઇ ગયા હતા. કેટલાક સખી શેઠીઆઓએ આ દુકાળમાં ભૂખે મરતાં લોકોને સારી મદદ આપી હતી.

---

## પ્રકરણ ૧૪ મું — વેપાર ઉદ્યોગ.

**રેલ્વેઃ**—મુંબઇ વડોદરા રેલ્વે લાઇનના કોસંબાથી બિલીમોરા સુધીનો કેટલોક ભાગ નવસારી પ્રાંતમાં આવેલો છે. તે ઉપર કોસંબા, મરોલી, નવસારી અને બિલીમોરા સ્ટેશનો નવસારી પ્રાંતની હદમાં આવેલાં છે. આ રેલ્વે સને ૧૮૬૦ થી ૧૮૬૯ દરમ્યાન વેપારને માટે ખુલી મૂકી હતી. તેની ઉપરનાં આ હદનાં સ્ટેશનો પૈકી નવસારી અને બિલીમોરાથી માલ તથા ઉતારૂઓની ચઢઉતર ઘણી હોય છે, બી. બી. સી. આઇ. રેલ્વેની મુખ્ય લાઇન શિવાય ટાપ્ટીવેલી રેલ્વે પણ નવસારી પ્રાંતના કેટલાક ભાગમાં થઇને જાય છે, તેની ઉપરનાં ચલથાણ, ગંગાધરા, વ્યારા અને સોનગઢ સ્ટેશનો આ હદનાં છે. વ્યારા તથા સોનગઢથી જંગલનો કાટ તથા ઘાસ મોટા જથામાં દેશાવર જાય છે. કોસંબાથી ઝંખવાવ સુધી અને બિલીમોરાથી કાળા આંબા સુધી શ્રીમંત ગાયકવાડ સરકારે શાખા રેલ્વેઓ ખોલી મુખ્ય લાઇનને જોડી છે, તેથી જંગલના વેપારમાં ઘણો વધારો થયો છે અને આગળ ઉપર વેપાર વધારે ચાલશે એવી આશા રહે છે.

**બંદરોઃ**—નવસારી પ્રાંતમાં નવસારી અને બિલીમોરા એ બે બંદરો છે. બિલીમોરા અંબિકાના મુખ આગળ અને નવસારી પૂર્ણાના મુખ આગળ આવેલું છે. આ બંદરોમાં, આગળ ઘણો સારો વેપાર ચાલતો હતો અને મોટાં વહાણ માલ લઇને જતાં આવતાં, પણ છેલ્લાં પચ્ચીસેક વર્ષથી ખાડી પૂરાવા લાગી છે, તેથી હવે માત્ર નાનાં વહાણો આવી શકે છે. ઘણું કરીને કાઠીઆવાડનાં બંદરો, મુંબઇ અને હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનાં બંદરોએ માલ લઇને વહાણો જાય છે. બહાર જતા માલમાં અનાજ મહુડાં અને ઇમારતી કાટ માલ મુખ્ય હોય છે. બહારથી આવતા માલમાં ચોખા, ઇમારતી પથ્થર, તમાકુ અને નાળીએર એ મુખ્ય હોય છે. નવસારી અને બીલીમોરા બંદરોએથી છેલ્લાં ૨૦ વર્ષમાં કેટલા માલ બહારથી ગયો અને કેટલા રૂપીઆનો માલ બહારથી આવી ઉતર્યો તે નીચેના આંકડા ઉપરથી જણાશે.

| બંદરનું નામ. | આવક. | જાવક. | કુલ. |
|---|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| નવસારી | ૩૦૫૬૨૩૮–૧–૪ | ૧૯૭૫૭૫૬–૭–૦ | ૫૦૩૧૯૯૪–૮–૪ |
| બિલીમોરા | ૬૬૪૯૮૫૬–૪–૦ | ૬૪૬૨૬૧૭–૪–૧ | ૧૩૧૧૨૪૭૩–૮–૧ |
| કુલ | ૯૭૦૬૦૯૪–૫–૪ | ૮૪૩૮૩૭૩–૧૧–૧ | ૧૮૧૪૪૪૬૮–૦–૫ |

**બિલીમોરા બંદરઃ**—બિલીમોરા એ અંબિકા નદીના મુખ આગળ સમુદ્રથી

૩-૪ માઇલ દૂર આવેલું નાનું સરખું બંદર છે સુરત ઇલાકો પ્રથમ ઇંગ્રેજ સરકારના તાબામાં હતો ત્યાંથી આ બંદર ઉપર શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી જકાત લેવાય છે. સંવત ૧૯૦૧ થી ૧૯૨૨ સુધી સદર બંદરની જકાતનો વહિવટ વડોદરાના ગોપાળરાવ મૈરાળ તરફથી થતો હતો  તે વખતના ઉપજ ખર્ચના ચોક્કસ આંકડા મળી શકતા નથી તો પણ દફતરમા જે બીજા કાગળો છે તે ઉપરથી એમ જણાય છે કે તે વખતમા ઉપજ જેટલો ખર્ચ પણ થતો હતો. સંવત ૧૯૨૩ સુધીના દફતરો જોતા જણાય છે કે પ્રથમ જેવો ઈજારા વહિવટ ચાલતો હતો તેવો જ વહિવટ એ વખતે પણ ચાલતો હતો સંવત ૧૯૩૦ ની સાલમા ઉપજ વસુલ કરવા ઇજારદાર તથા કારકુન અને સિપાઇઓ ગયેલા તેમને બ્રિટિશ સરકાર તરફથી પકડવામા આવ્યા હતા  આવા બનાવ વારંવાર બનતા તેથી કોઈ ઈજારો લેનાર થયું નહિ  આથી સંવત ૧૯૩૨ ની સાલથી ઉપરના જ ધોરણે સરકાર વહીવટથી બંદર ઉપર જકાત લેવાની શરૂ થઇ એ વખતથી એટલે સંવત ૧૯૩૦ થી ૧૯૫૨ સુધી દર સાલ બંદરની ઉપજ આવેલી તે નીચેના આકડાથી જણાશે.

| સંવત | ઉપજ રૂપીઆ | સંવત | ઉપજ રૂપીઆ |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૭૧૮૬ | ૧૯૪૩ | ૯૬૦૭ |
| ૧૯૩૩ | ૧૦૩૦૨ | ૧૯૪૪ | ૯૫૬૨ |
| ૧૯૩૪ | ૧૧૮૫૯ | ૧૯૪૫ | ૧૨૦૨૨ |
| ૧૯૩૫ | ૮૧૩૪ | ૧૯૪૬ | ૧૧૦૧૦ |
| ૧૯૩૬ | ૧૦૦૪૦ | ૧૯૪૭ | ૧૧૬૯૭ |
| ૧૯૩૭ | ૯૧૬૮ | ૧૯૪૮ | ૧૦૩૪૦ |
| ૧૯૩૮ | ૧૦૭૨૫ | ૧૯૪૯ | ૧૧૪૬૫ |
| ૧૯૩૯ | ૧૦૪૭૪ | ૧૯૫૦ | ૧૧૧૨૧ |
| ૧૯૪૦ | ૧૦૮૮૦ | ૧૯૫૧ | ૧૦૦૮૮ |
| ૧૯૪૧ | ૧૦૦૩૮ | ૧૯૫૨ | ૧૦૩૩૨ |
| ૧૯૪૨ | ૯૯૨૫ | | |

ઇજારના વહિવટમા એટલે ગોપાળરાવ મૈરાળના હાથમા જ્યારે બંદરનો વહિવટ હતો ત્યાર ઉપજ વધારે હતી, અને ખર્ચ પણ વધારે હતો

**નવસારી બંદર** – નવસારી બંદરે બિલીમોરા બંદર પ્રમાણેજ હક્ક લેવામા આવતો હતો એ હક્ક લેવા સબંધી બિલીમોરા બંદરે જેમ જેમ ફેરફાર થયોછ તેમ તેમ નવસારી બંદરે પણ થયોછે નવસારી બંદરની એકંદર ઉપજ નીચે પ્રમાણે છે

| વરસ (સંવત) | વહાણોની સંખ્યા | એકંદર ફી રૂ આ પા | વળાઉ ખૂટો રૂ આ પા | કુલ રૂ આ પા |
|---|---|---|---|---|
| ૧૯૫૨ | ૨૬૩ | ૦ | ૨૦૪૭-૮-૯ | ૨૦૪૭-૮-૯ |
| ૧૯૫૩ | ૩૫૦ | ૦ | ૧૪૦૪-૧૦-૩ | ૧૪૦૪-૧૦-૩ |
| ૧૯૫૪ | ૪૦૦ | ૦ | ૧૪૮૫-૬-૦ | ૧૪૮૫-૬-૦ |
| ૧૯૫૫ | ૫૦૯ | ૦ | ૧ ૭૪૫-૮-૦ | ૧૭૪૫-૮-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૫૬ | ૬૯૦ | ૦ | ૧૯૯૯-૧૨-૦ | ૧૯૯૯-૧૨-૦ |
| ૧૯૫૭ | ૩૨૦ | ૦ | ૧૦૨૯-૮-૦ | ૧૦૨૯-૮-૦ |
| ૧૯૫૮ | ૩૨૩ | ૦ | ૧૨૨૦-૦-૦ | ૧૨૨૦-૦-૦ |
| ૧૯૫૯ | ૩૨૪ | ૦ | ૧૦૮૨-૧૨-૦ | ૧૦૮૨-૧૨-૦ |
| ૧૯૬૦ | ૩૬૧ | ૦ | ૧૨૪૧-૪-૦ | ૧૨૪૧-૪-૦ |
| ૧૯૬૧ | ૫૭૦ | ૫૭૬-૦-૦ | ૧૧૨૪-૦-૦ | ૧૭૦૦-૦-૦ |
| ૧૯૬૨ | ૬૮૮ | ૮૪૨-૮-૦ | ૧૦૪૯-૧૦-૦ | ૧૧૯૨-[illegible] |
| ૧૯૬૩ | ૫૨૦ | ૧૨૨-૦-૦ | ૭૧૯-૯-૬ | ૮૪૧-૯-૬ |
| ૧૯૬૪ | ૫૯૨ | ૧૧૪-૦-૦ | ૭૩૧-૫-૦ | ૮૪૫-૫-૦ |
| ૧૯૬૫ | ૬૦૦ | ૧૧૨-૦-૦ | ૭૫૧-૧૨-૦ | ૮૬૩-૧૨-૦ |
| ૧૯૬૬ | ૫૬૪ | ૧૩૫-૦-૦ | ૭૩૭-૧૨-૦ | ૮૭૨-૧૨-૦ |
| ૧૯૬૭ | ૫૫૩ | ૧૨૬-૦-૦ | ૭૬૬-૬-૬ | ૮૯૨-૬-૬ |
| ૧૯૬૮ | ૭૭૨ | ૧૬૫-૦-૦ | ૧૧૦૯-૬-૬ | ૧૨૭૪-૬-૬ |
| ૧૯૬૯ | ૫૩૬ | ૧૨૬-૦-૦ | ૮૭૫-૨-૦ | ૧૦૦૧-૨-૦ |
| ૧૯૭૦ | ૪૬૧ | ૧૦૪-૦-૦ | ૮૧૮-૮-૬ | ૯૨૨-૮-૬ |
| ૧૯૭૧ | ૪૫૧ | ૧૦૦-૦-૦ | ૬૦૭-૬-૦ | ૭૫૭-૬-૦ |
| ૧૯૭૨ | ૫૮૪ | ૧૧૫-૦-૦ | ૯૨૮-૭-૦ | ૧૦૪૩-૭-૦ |
| ૧૯૭૩ | ૪૮૭ | ૧૨૯-૦-૦ | ૮૭૯-૧-૦ | ૧૦૦૮-૧-૦ |
| ૧૯૭૪ | ૪૩૦ | ૭૬-૦-૦ | ૬૧૭-૭-૬ | ૬૯૩-૭-૬ |

નવસારીની પૂર્ણા નદીમા કમગા પાર સુધી અને મિંઢોળા નદીમા મરોલી સુધી નાના વહાણ આવી શકે બી બી એન્ડ સી આઈ રેલ્વે થયા પછી દરીયા ને ખાડીથી ચાલતો વેપાર ઘણો કમી થઇ ગયોછે મુખ્ય નિકાશ કપાસ ને ગોળની છે નવસારીનો ગોળ ઘણો વખણાય છે, અને એક તરફ મુબઇ સુધી ને બીજી તરફ અમદાવાદ સુધી દેશાવર જાયછે તેની કિમત પહેલા સારી આવતી, પણ રજપુતાના માળવા રેલ્વે થયા પછી ઉત્તર તરફ મધ્ય પ્રાંત તરફનો ગોળ અમદાવાદ જવા લાગ્યોછે અને નવસારીના ગોળની ખપત કમી થઇછે કપાસ અને આડ પણ રેલ્વે માર્ગે સુરત અને મુબઇ જાયછે

**વાંસીનુ બદર**—આ બે સિવાય બીજુ વાનીનુ બદર છે

**હોડી ઉતાર**—નવસારી પ્રાંતમા તાપી અને પૂર્ણા એ બે નદીમા પાણી ઘણા હોયછે અને તેથી કટલેક ઠેકાણે એક ગામથી સામે ગામ જવાને હોડી ઉતારના ઘાટ નક્કી કરેલા હોયછે એના પાર નીચે પ્રમાણે છે

| તાલુકો | કઇ નદીમા | કયા ગામથી સામે પાર કયે ગામ |
|---|---|---|
| નવસારી | પુર્ણા | તવડીથી નવસારી |
| કામરેજ | તાપી | વરીઆવથી સુરત |
| ,, | ,, | અબ્રામાથી ભાવા |
| ,, | ,, | કઠોરથી બોનાડ |
| ,, | ,, | કામરેજથી આબોલી |

| | | |
|---|---|---|
| કામરેજ | તાપી | નારણથી માનસ્થ- |
| ,, | ,, | કરંજણથી ૬ ગન |
| ,, | ,, | ધગાથી ધાતવા |

**બજાર** —નવસારી તાલુકાના આયાત માલમા તમાકુ, વઈ અને ખાડ એ મુખ્ય છે ચોખા, જુવાર, નાળીએર, કૅરોસીન અને ઈમા તી નાકડા દરીઆ માગે વણુ કરીને આવેછે તમાકુ વણે ભાગે ભરૂચ તરફથી આવેછે નમદાના ભાગમા થતી "મેટ" નામથી ઓળખાતી તમાકુ અહીંના લોકોને ઘણી પસદ પડેછે, અને બીડી બનાવવામા વપરાયછે આ ત રફના બીડી પીનારા લોક ઘણા શોખીન હોયછે ઘઉં, ભરૂચ જીલ્લાના હાસોટ પેટામહાલમાથી વણુ કરીને આવેછે ખાડ પ્રથમ બગાળામાથી વણી આવતી પણ કેટલાક વર્ષથી બગાળી ખાડને બદલે મોરીસમથી ખાડ આવવા લાગીછે નવસારી જેવા શેરડીનુ વાવેતર કરનાર તાલુકામા ખાડ, સાકર પરદેશથી લાવવી પડે એ ખરેખર દિલગીર થવા જેવુ છે જુવાર, સોનાપુર તરફથી અને ચોખા, બગાળ ને રગમાથી આવેછે નાળીએર કોકણ અને મલબાર કિનારેથી વહાણમા આવેછે દિનપ્રતિદિન દારૂતેલનો વપરાશ વધતો જાયછે, અને દિવાબત્તીના કામમા દીવેલ અને કાપરેલનો વપરાશ હવે નહિ જેવો જ રહ્યો છે હલકા પ્રકારનુ ઇમારતી લાકડુ મોલગઢ ધારા અને ડાગમાથી આવેછે, પણ ઉંચા પ્રકારનુ મલબાર અને બર્મા તરફથી દરીઆ માર્ગે આવેછે માગરોળ તાલુકાનુ મુખ્ય બજાર અકલેશ્વર છે, પણ ખેતીની પેદાશનો કેટલોક માલ બ્રિટિશ હદના કીમ અને પાનોલી સ્ટેશનોથી પરદેશ, રેલ્વેમા ચઢેછે કોસમામા એ જીન છે ત્યા કટલોક કપાસ જાયછે, અને કેટલોક કપાસ કીમ અને પાનોલી જાયછે ગણદેવી તાલુકાનુ મુખ્ય બજાર બિલીમોરા અને ગણદેવી છે એ બને સાગ ગણાય છે ગુજરાતના બધા ભાગમાથી અને કાઠીઆવાડના કેટલાક ભાગમાથી વેપારીઓ અહીંઆ આવેછે તાલુકાના બધા ગામ, બિલીમોરા અને અમલસાડ રેલ્વે સ્ટેશનોની નજીકમા છે અને હાલમા બિલીમોરા કાળાઆબા રેલ્વે ચાલુ થવાથી ગણદેવી પણ રેલ્વે સ્ટેશન થયુ છે ગોળ, ખેરી, કસુમ, અનેનાસ, આદુ, કળા વગેરે માલ ભાવનગર, સુરત, મુબાઈ વગેરે ત રફ ઘણો જાયછે અબિકા નદીના મુખ ઉપર આવેલ બિલીમોરા એક આરું બન્દર હોવાના કારણે ત્યા પરદેશથી ખરીઆણ, તમાકુ, પથ્થર, નળીઆ, વગેરે ઘણો માલ ઉતરે છે, અને ગુડ, લાકડા, કેળા, દીવેલી, ડોના વિગેરે ઘણો માલ પરદેશ જાયછે પલસાણા તાલુકાનુ મુખ્ય શહેર સુરત છે સુરત સિવાય પલસાણા તાલુકાની અદર પલસાણા અને કરેસનમા અને તાલુકા બહાર બ્રિટિશ હદમા બારડોલી અને મોતામા પણ કેટલોક પેદાશનો માલ વેચાયછે કપાસ, બરેસર, બારડોલી સામન આમ, ભીમોરા, મણીઆ અને કોઇ વાર સુરત અને ગદેર જાયછે મહુવા વેપારને માટે જાણીતુ નથી એ તાલુકાના લોકોને પોતાનો માલ વેચવાને માટે સુરત, નવસારી, બિલીમોરા, ગણદેવી અને બારડોલી જવુ પડે છે ઉત્તર ત રફના ગામના લોકોનુ બજાર સુરત છે મધ્ય ભાગના ગામોનુ બજાર નવસારી છે, અને દક્ષિણ ત રફના ગામોનુ બિલીમોરા ને ગણદેવી છે ઘરગથ્થુ અને સાધારણ વસ્તુઓને માટે દર અઠવાડીએ કકરીઆ, વડોલ, વલસાડ ચચીઆ, અને કરચી ગામે બજાર ભરાય છે તાલુકાની નિકાસ

વસ્તુઓમાં જુવાર, કપાસ, ને ડાંગર, પરદેશ જાયછે ને આયાતમાં કાપડ, કરીઆણું, લોઢું ને તાંબાપિત્તળનાં વાસણ છે. જાણવા જેવી કોઇ બનાવટની વસ્તુ બનતી નથી. હાથની શાળોથી કેટલાક મુસલમાન, ખાદી જેવું જાડું કપડું બનાવે છે, અને હલકી કોમના કેટલાક લોકો ખજુરીનાં પાંદડાંની સાદડીઓ બનાવે છે. સોનગઢ તાલુકાનું મુખ્ય બજાર સોનગઢ છે. આસપાસનાં ગામડાંના લોકો ત્યાં પોતાના ખેતરની પેદાશનો માલ વેચવા લઇ આવેછે. દર અઠવાડીએ હાટ ભરાયછે ત્યારે વાણીઆ, વહોરા અને બીજા વેપારીઓ, કાપડ, ધાતુનાં વાસણ, ગોળ, ટોપરાં વિગેરે માલ લઇ આવેછે. વેપારી લોકો માલ તોળી આપવાને કાટલાં વાપરેછે, પણ કાળી પરજના લોકો અંપુ, આડીઉ, નીથીયું, ચીપટીઉં એ વગેરે નામથી ઓળખાતાં માપ વાપરે છે. કાળીપરજના લોકો અનાજ, મહુડાં, દીવેલી, આસતરીનાં પાન, વગેરે માલ હાટમાં વેચેછે. ને તેના બદલામાં કાપડ, મરચાં, ડુંગળી, ખારેક, ઘરેણાં, મણકા વિગેરે ખરીદેછે. વ્યારા તાલુકાનું મુખ્ય બજાર બારડોલી તાલુકાનું બુહારી ગામ છે, ત્યાં તાલુકાનો ઘણોખરો માલ વેચાવા જાયછે.

**હાટઃ**—કસબા તથા મોટાં ગામનાં બજાર તથા ચૌટામાં વેપાર ચાલે છે. તે ઉપરાંત રાની મહાલોમાં હાટ ભરાયછે, તેમાં પણ ઘણો વેપાર થાયછે. અઠવાડીયામાં એક અથવા બે વખત હાટ ભરાયછે, અને તેમાં ગોળ, કોપરાં, મીઠું, મરચું, તંબાકુ, કાપડ માટી તથા ધાતુનાં વાસણ, શાકભાજી વગેરે વેચાયછે. ગામડાના લોકો શાકભાજી, ટોપલીઓ, લાકડાં, વગેરે ઘરની પેદાશ વેચવા લઈ આવેછે અને તેના ઉપજેલા પૈસાથી પોતાને જોઈતી ચીજો ખરીદી લઇ જાયછે. એવાં હાટ વ્યારા તાલુકામાં દર શુક્રવારે ખોડ તલાવ અને પંચોળીમાં, શનિવારે વ્યારામાં, સોમવારે બાલપુરમાં, મંગળવારે વાંસકૂઇમાં, અને ગુરૂવારે કપુરામાં ભરાયછે. માંગરોળ તાલુકામાં દર શુક્રવારે વાંકળમાં હાટ ભરાયછે. સોનગઢ તાલુકામાં દર રવિવારે સોનગઢમાં, સોમવારે બંધારપાડામાં તથા સીમપુરમાં, મંગળવારે ઉમરદામાં, બુધવારે સેગુપાડામાં અને ગુરૂવારે બુધામાં ભરાય છે, અને મહુવા તાલુકામાં દર રવિવારે ધોળીકુઇમાં તથા વલવાડામાં, સોમવારે મહુવામાં, મંગળવારે નલધારા અને કર્નલીઆમાં, બુધવારે અનાવલમાં, ગુરૂવારે વહેવલમાં, શુક્રવારે કાંકરાથામાં અને શનિવારે ખરવાણમાં ભરાયછે. હાટમાં વાણીઆ, સોની, વહોરા, ગોલા, ઘાંચી, માળી, છીપા, ભાવસાર, દરજી, મુસલમાન, કંદોઇ વગેરે વેપારીઓ મેદાનમાં માંડવા નાખી દુકાનો માંડેછે. માલ ખરીદવા આવનાર કાળીપરજના લોકોની સંખ્યા જૂદા જૂદા હાટમાં ઓછામાં ઓછા ૧૦૦થી ૨૦૦ સુધી હોયછે.

**તોલમાપઃ**—અનાજ, ઘી, ગોળ, તેલ, ખાંડ વગેરે મણના માપથી વેચાયછે. ૪૦ રૂપીઆભારનો શેર અને ૪૦ શેરનો મણ ગણાયછે. પણ સુરત જીલ્લામાં ૩૭૬ રૂપીઆભારનો શેર ગણાતો હોવાથી નવસારી પ્રાંતમાં પણ તેજ પ્રમાણે ગણાયછે. ખાંડ, ગોળ વગેરે કેટલોક માલ એંતાળા સુંવાળા વગેરે તોલથી વેચાયછે. એટલે તેનો ૪૨ કે ૪૪ શેરનો મણ ગણાયછે. ૭ મણનો હારો, ૧૨ મણની માણી, ૧૬ મણની કળશી, ૨૧ મણનો મોરો હારો, ૩૦ મણની ગાસલી ને ૩૬ મણનું બેડીયું કહેવાય છે. કપાસ ૪૮ શેરની ધડી અને ૨૦ ધડીનો અથવા ૨૪ મણનો ભાર એ રીતે ગણાય છે. કાળીપરજના ગામડાંમાં અનાજ વગેરે તોલને બદલે માપથી લેવાયછે, અપાયછે.

**ધાતુ કામઃ**—બળદની કોટે બાંધવાના પિત્તળના ભરતરના ઘુઘરા બ્યારામાં બહુ સારા બનાવવામાં આવેછે. નવસારી તથા ગણદેવીમાં તાંબા પિત્તળનાં વાસણ પણ સારાં બનેછે.

**વહાણ બનાવવાનો હુન્નરઃ**—બિલીમોરા વહાણ બનાવવા માટે પ્રખ્યાત છે. ત્યાંના પારસી વાણીઆ ( વાડીઆ ) વહાણ તથા હોડીઓ બાંધવાનું કામ ઘણું સારું જાણેછે. હાલ વહાણ બનાવવાના ત્યાં ૬ વાડાછે. તેમાં દર વર્ષે ૬–૭ વહાણ નવાં બંધાય છે. પહેલાં એ ધંધો સારો ચાલતો હતો પણ હવે તો છેક પડી ભાંગવા આવ્યોછે.

---

## પ્રકરણ ૧૫ મું. તાર.

રેલ્વેની સાથે તાર ઑફીસોની સવડ થઈ છે. રેલ્વે સ્ટેશનની તાર ઑફિસમાં રેલ્વેનું તેમ લોકોનું તાર સંબંધી કામ થાયછે. એ ઉપરાંત કેટલીક મોટી પોસ્ટ ઑફિસના સંબંધમાં પોસ્ટ ખાતા તરફથી પણ તાર ઑફિસો ઉઘાડવામાં આવીછે.

**ટપાલઃ**—સરકારે ટપાલ ખાતું ઉઘાડ્યું તે પહેલાં લોકો ખાસ ખેપીઆ રાખી કાગળપત્રો મોકલાવતા. સને ૧૮૫૫ પહેલાં વડોદરા અને બ્રિટીશ રાજ્ય વચ્ચે ટપાલ સંબંધી કંઇ ગોઠવણ નહોતી. એ વર્ષમાં ઉત્તરમાં ડીસા, દક્ષિણમાં મુંબઇ અને પૂર્વ તરફના ધોરી રસ્તા ઉપર ટપાલ લઇ જનાર હલકારા મૂકવાની ગોઠવણ બ્રિટીશ સરકારે કરી ત્યારે વડોદરા રાજ્યની હદમાંથી ટપાલ લઇ જવા હલકારા મૂકવાની પરવાનગી માગવામાં આવી હતી. આ પરવાનગીના બદલામાં ગાયકવાડ સરકારની જે સરકારી ટપાલ બ્રિટીશ પોસ્ટ મારફતે થઇને જાય તેનું ખર્ચ થાય તે મજરે આપવા ઠરાવ્યું હતું. આ ખર્ચ વડોદરા રેસીડન્સીમાંથી અપાતું અને સને ૧૮૬૩ સુધી તેનો વાર્ષિક આંકડો વધારેમાં વધારે રૂા. ૪૦ અને કમીમાં કમી રૂ. ૨૩ જેટલો જુજ થતો. સને ૧૮૬૩ પછી ખર્ચ વધવા માંડ્યું. ૧૮૬૩–૬૪ માં બ્રિટીશ પોસ્ટ ખાતાની ખીલવણી થઈ તેથી ગુજરાતમાં મોટાં મોટાં ગામોમાં ટપાલ ઑફીસો સ્થાપન થવા લાગી ત્યારે વડોદરા રાજ્યના ગામોમાં પણ ટપાલ ઑફિસો ઉઘાડવા પરવાનગી લેવામાં આવી અને ત્યાર પછી ધીમે ધીમે ટપાલ ઑફિસો, કાગળ નાખવાની પેટીઓ વિગેરેની સંખ્યા દિનપ્રતીદિન વધતી ચાલીછે. નવસારી પ્રાંતમાં નવસારી અને ગણદેવીની પોસ્ટ ઑફીસો જુનામાં જુની છે. સને ૧૮૭૮ માં મહુવા સિવાય પ્રાંતનાં દરેક તાલુકાના સદર સ્ટેશનમાં ટપાલ ઑફિસ સ્થાપન કરવામાં આવી હતી. ધીમે ધીમે ટપાલ ઑફીસ તથા કાગળ નાખવાની પેટીઓની સંખ્યા વધતી ગઈ છે, અને નવસારી પ્રાંતમાં એકંદર ૪૭ ટપાલ ઑફિસો અને ૧૩૨ કાગળ નાખવાની પેટીઓ છે.

**વેપારીઓઃ**—વેપારી વર્ગમાં વાણીઆ અને મારવાડી મુખ્યછે. પારસી લોકો ઘણું કરી દારૂ તાડીનો જ રોજગાર કરેછે. કેટલાક અનાવલા ગોળ ને તમાકુનો વેપાર કરેછે. વહોરા લોકો ઘણે ભાગે દુકાનદારી કરેછે. નાણાંની આપ લેનું અને શાહુકારી કામ ગુજરાતી અને મારવાડી વાણીઆના હાથમાં છે. કેટલાક વખતથી કાઠિઆવાડ તરફથી પણ લોકો વેપાર અર્થે આવવા લાગ્યાછે.

---

પ્રકરણ ૧૬ મું. મજુરીના દર અને માલના ભાવ.

છેક ૧૯ મી સદીની અધવચ સુધીમાં મજુરીના દર ઘણા ઓછા હતા અને અનાજના ભાવ પણ ઘણા સસ્તા હતા. નવસારીના પ્રખ્યાત દેશાઇજી ખુરસેદજી ટેમુલજીના રોજમેળોને આધારે સંવત ૧૮૨૧–૨૨માં મજુરીના દર અને અનાજ ભાવ નીચે પ્રમાણે હતા એમ જણાય છે.

ધંધાદારી મજુરીના રોજ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સુથાર | ૬ | આના | સોની | ૧૨ | આના |
| લુહાર | ૮ | „ | કંસારા | ૭ | „ |
| દરજી | ૩ | „ | મજુર | ૨ | „ |
| મોચી | ૨ | „ | કડીયા | ૫ | „ |

અનાજના ભાવ.

| | | | | |
|---|---|---|---|---|
| ભાત, ડાંગર | ૪।।। રૂ. એ હારો | | | તેલ ૨।। રૂ. એ ૧ મણ |
| „ બંગાલીયું | ૪।। | „ | „ | ગોળ ૧।।।ઝ રૂ. ૧ મણ |
| „ સાળીયું | ૨।। | „ | „ | મટન ૧ રૂ. ૧ મણ |
| „ કડા | ૧। | „ | „ | તાડી ૦। વાસણ ૧ |
| ઘઉંનો લોટ | ૦।।।ન।।। રૂ. એ ૧ મણ | | | ઈંડાં ૧ પૈનું ૧ |
| જુવાર બાજરી | ૦। | „ | „ | મરઘાં ૧ આનાનું ૧ |
| દાળ તુવરની | ૧ | „ | „ | મીઠું ૦)ન એક મણ |
| ચણાની દાળ | ૦।।।ન | „ | „ | દૂધ ૦।ન।। „ |
| કપાસ | ૧।।। | „ | „ | મરચાં ૦।ન „ |
| ઘી | ૮।। | „ | „ | ખાંડ ૧।। „ |
| દારૂ | ૨।૦। | „ | „ | લાકડાં ૧)ન એક ગાડી બાળવાના |
| દિવેલ | ૨।ન।। | „ | „ | |

હાલના ભાવ સાથે ઉપર જણાવેલા દર તથા ભાવ સરખાવતાં જણાશે કે પહેલાંના કરતાં હાલમાં ઘણીજ મોંઘવારી થઇ ગયેલીછે. જુના વખતમાં રેલ્વે તથા આગબોટની સવડ ન હોવાથી જે તે ઠેકાણે પેદા થતો માલ સ્થાનિક ઉપયોગમાંજ આવતો અને ભાવ તાલ સ્થાનિક જરૂરીયાત અને પેદાશ ઉપરથી બંધાતા, પણ હવે ઉપરનાં સાધનો થવાથી આખી દુનિયાનો ભાવ એકસરખો થતો આવ્યોછે. માત્ર એક ઠેકાણેથી બીજે ઠેકાણે માલ લઇ જવાનો ખર્ચ અને જોખમ પુરતોજ ફરક રહેછે. વળી પહેલાંના કરતાં હાલ નાણાંની છત પણ વિશેષ થઇછે, એટલે રૂપિયાની ખરેખરી કિંમત પણ પ્રમાણમાં ઘટીછે. અને તેથી પણ ભાવ વધે એ સ્વાભાવિક છે.

ખેડુતો કારીગરો અને ઓછી કમાણીવાળા લોકોને કરકસર કરી નાણા બચાવવાનુ અને એક બીજાને મદદ કરવાનુ શીખવવાને અને શાહુકારોથી બચાવવાને શ્રીમત સરકાર તરફથી 'આટ ધીરનારી મંડળીઓ સબધી નિબધ' સને ૧૯૦૪મા મજુર કરવામા આવ્યો હતો અને તેને અનુસરીને ૧૯૦ મા નિબધ તથા નિયમ મજુર કરવામા આવ્યા હતા આ નિબધ નિયમથી ફક્ત નાણા ધીરધાર કરનારી મડળીઓજ સ્થાપન થતી પણ સામટો માલ ખરીદવો, વેચવો, ઢોરનો વિમો ઉતારવો અને એવાજ બીજા ધધામા સહકાર્ય કરવુ એ વગેરે બાબતની મડળીઓ કાઢવાની એમા છુટ નહોતી તથી લોકોની આર્થિક, નૈતિક ને સામાજીક સ્થિતિ સુધારે એવી બધી જાતની મડળીઓ સ્થાપન થઈ શકે એવી રીતે સુધારીને ૧૯૧૪ મા નવીન નિબધ મજુર કરવામા આવ્યો હતો

**ખાતાની સ્થાપના** — પ્રથમ ખેતીવાડી ખાતાને સહકારી મડળીઓ સબધી કામ પ્રથમ સુપ્રત કરવામા આવ્યુ હતુ પરતુ ૧૯૦૭ મા વેપાર ઉદ્યોગ ખાતુ નવુ નીકળવાથી તે ખાતાને એ કામ સુપ્રત થયુ, પણ બ્રિટીશ ગવર્નમેન્ટની માફક આ રાજ્યમા પણ સહકારી મડળીઓની હિલચાલ જોરથી ચાલે એટલા માટે ૧૯૦૮–૦૯ મા એ ખાતે એક સ્વતત્ર અમલદારની નિમણુક થઈ હતી એ યોજના થોડા વખતમા બધ થઈ હતી પણ છેવટે તા ૧–૨–૧૯ થી સહકારી મડળીઓનુ સ્વતત્ર ખાતુ સ્થાપન કરવામા આવ્યુ છે અને તેના ઉપર સ્વતત્ર અધિકારીની નિમણુક થઈ છે

**પ્રાતમાં મડળીઓ** — નવસારી પ્રાતમા સહકારી મડળીઓ સ્થાપન કરવાની શરૂઆત ૧૯૦૮–૦૯ થી થઈ હતી શરૂઆતમા ખેડુતોની ત્રણ મડળીઓ નીકળી હતી તેના સભાસદોની સખ્યા ૭૬ હતી, અને રૂ ૮૧૩૦ નુ ભડોળ હતુ હાલ એટલે ૧૯૧૮–૧૯ મા ૬૪ ખેડુતોની મડળીઓ છે તેના સભાસદોની સખ્યા ૧૮૯૫ છે અને તેની પાસે રૂ ૨,૮૧,૬૦૨ નુ ભડોળ છે એ ઉપરાત નવસારી પ્રાતમા એક સરકારી નોકરોની સહકારી મડળી છે અને એક સહકારી બેકિંગ યુનિયન છે, એટલે તે સાથે મળીને કુલ ૬૬ મડળીઓ હાલ નવસારી પ્રાતમા છે એ પ્રમાણે નવસારી પ્રાતમા હાલ જે ૬૬ મડળીઓ છે તે ફક્ત નાણાની ધીરધારનુજ કામ કરેછે બીજા કામ માટે કાઢવાની મડળીઓને માટે સારા, વેપારકુશળ અને પ્રમાણિક માણસો જોઈએ તે આ પ્રાતમા મળતા નથી, અને જે છે તેમને વખત નથી એટલે એવી મડળીઓ કાઢી શકાતી નથી તોપણ કેટલીક મડળીઓ કિફાયત ભાવ સામાન લાવવાનુ કામ કરેછે નવસારી પ્રાતમા ખેડુતોની મડળીઓની પ્રગતિ શી રીતે થઈ તે નીચેના કોઠા ઉપરથી જણાશે

| સાલ | મડળીઓની સખ્યા | સભાસદોની સખ્યા | ભડોળ રૂ |
|---|---|---|---|
| ૧૯૦૮–૦૯ | ૩ | ૭૬ | ૮૧૩૦ |
| ૧૯૦૯–૧૦ | ૧૬ | ૪૭૧ | ૬૯૪૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૦-૧૧ | ૧૭ | ૫૫૯ | ૫૩૭૧૭ |
| ૧૯૧૧-૧૨ | ૨૦ | ૬૫૫ | ૭૦૬૬૫ |
| ૧૯૧૨-૧૩ | ૨૪ | ૭૯૮ | ૬૯૭૨૪ |
| ૧૯૧૩-૧૪ | ૫૦ | ૧૩૮૭ | ૧,૦૬,૮૦૦ |
| ૧૯૧૪-૧૫ | ૫૦ | ૧૪૦૭ | ૧,૧૨,૬૫૦ |
| ૧૯૧૫-૧૬ | ૪૭ | ૧૨૯૦ | ૧,૨૦,૬૦૫ |
| ૧૯૧૬-૧૭ | ૪૪ | ૧૨૫૨ | ૧,૨૮,૦૨૦ |
| ૧૯૧૭-૧૮ | ૫૧ | ૧૪૩૫ | ૧,૮૦,૨૧૩ |
| ૧૯૧૮-૧૯ | ૬૪ | ૧૮૨૫ | ૨,૮૨,૭૯૭ |

## પ્રકરણ ૧૮ મું. ભંડોળ.

શ્રીમંત ગાયકવાડ સરકારની ઘણા જુના વખતથી પોતાની ટંકશાળ હતી તેમાં રૂપા તથા ત્રાંબાના ચલણી સિક્કા પાડવામાં આવતા હતા. આ નાણું બાબાશાઈ અગર શીકાસાઇ એ નામથી ઓળખાતું. પહેલા સયાજીરાવ મહારાજના મુતાલિક ફતેહસિંહરાવ ગાયકવાડનું ઉર્ફે નામ બાબાસાહેબ હતું. તે ઉપરથી બાબાશાઇ અને એ સયાજીરાવ મહારાજના નામ ઉપરથી શીકાશાઇ નામ પડ્યું હોય એવો સંભવ છે. પહેલા સયાજીરાવ મહારાજના પહેલાંના વખતના બાબાશાઇ સિક્કા જોવામાં આવતા નથી. જો કે આ રાજ્યનું એ પ્રમાણે જુદું રૂપા નાણું હતું તો પણ નવસારી પ્રાંતમાં તેને બદલે ભરૂચી રૂપીઆ ચાલતા હતા. ભરૂચનો નવાબ દિલ્હીના બાદશાહથી સ્વતંત્ર થયો ત્યારે ઇ. સ. ૧૭૪૮ ના અરસામાં ભરૂચમાં તેણે પોતાની ટંકશાળ સ્થાપન કરી હતી. ભરૂચી નાણું પ્રથમ ચોખ્ખું હતું પણ સિંધીઆએ ભરૂચ જીતી લીધા પછી ભરૂચી નાણાંમાં તાંબાનો ભેગ વધારે દાખલ થયો તેથી ૧૦૦ ભરૂચી રૂપીઆ ૯૫ કંપની ( કલદાર ) રૂપીઆની બરોબર ગણાતા. કોઇ કોઈ વખત વટાવ કમી જાસ્તી થતો અને કોઈ કોઇ વાર બંને નાણાં સરખાં ગણાતાં. આખા નવસારી પ્રાંતમાં ભરૂચી રૂપીઆ ચાલતા હોવાથી સરકારી વસુલ ભરૂચી રૂપીઆમાં લેવામાં આવતું. પણ તીજોરીમાં જે નાણાં અદા થતાં તે બાબાશાઇમાં થતાં અને વડોદરાની તીજોરીમાં નાણાં રવાના થતાં તે પણ બાબાશાઇમાં થતાં, પરંતુ વડોદરા અને નવસારી વચ્ચે કંઈ વેપાર નહિ હોવાથી બંને સિક્કા વચ્ચે વટાવનો દર સરકારને ઠરાવી આપવો પડતો. નવસારીની આસપાસ અંગ્રેજી હદ આવેલી હોવાથી બજારની આપલે કલદારમાં થતી પણ તીજોરી સાથેનો વ્યવહાર ભરૂચી અને બાબાશાઇમાં ચાલતો હોવાથી લોકોને ઘણી અડચણ પડતી અને નુકસાન વેઠવું પડતું. સન ૧૮૬૭-૬૮ માં મુંબઈ સરકારે સુરતના કલેક્ટરને એવો હુકમ આપ્યો હતો કે ભરૂચી રૂપીઆના બદલામાં કલદાર રૂપીઆ આપીને તે ચલણમાંથી તાત્કાળ ખેંચી લેવા અને તેને ગાળી નાખી કલદાર બનાવવા ટંકશાળ તરફ મોકલી આપવા. આ સરકારનો લાભ લઈ નવી કારકીર્દીની શરૂઆતમાં એમ ઠરાવવામાં આવ્યું કે સરકારી નોકરોનો પગાર તથા તેમને તીજોરીમાંથી રોકડ રકમ

મળતી હોય તો તે બાબાશાઇને બદલે કલદાર નાણામા આપવી અને સરકાર લહેણા બદલ તીજોરીમા ભરચ્રી રૂપીઆ લેનારને બદલે પોણાસોળ કલદાર આનાનો એક ભરચ્રી રૂપીઓ એ પ્રમાણે ગણીને કલદાર નાણુ લેવું સ્ટાપ વગેરેની કિમત પણ કલદારમા ઠરાવવામા આવી આ પ્રમાણે થવાથી ભરચ્રી રૂપીઆ આપોઆપ ચલણમાથી નીકળી ગયા અને કલદાર દાખલ થયા આ પછી રાજ્યમા બીજે ઠેકાણે પણ કલદાર અને બાબાશાઈ વચ્ચે વટાવના દરમા વખતો વખત ઘણો ફેરફાર થતો હોવાથી વેપારને નુકસાન થાય છે એમ જણાવાથી બાબાશાઇ નાણુ પાછુ ખેચી લઈ તેને બદલે આ રાજ્યમા કલદાર નાણાનુ ચલણ દાખલ કરવામા આવ્યુ હતુ આ બાબત તા ૯ ઓગષ્ટ ૧૯૦૦ ના રોજ સરકાર તરફથી આજ્ઞાપત્રિકા ભા ૧ પાન ૧૯ મા એક જાહેરનામુ બહાર પાડી લોકોને જણાવવામા આવ્યુ હતુ કે " બાબાશાઈ રૂપીઆની કિમતમા કલદાર રૂપીઆની સરખામણીમા ઘટાડો થયોછે તેમજ એ બને નાણા વચ્ચેના વટાવના દરમા હમેશા વધઘટ થયા કરેછે જેથી વેપારને મોટી હરકત થાયછે અને આ રાજ્યની પ્રજાને નુકશાન થાયછે તે સર્વ બાબતનો કૃપા દ્રષ્ટિથી વિચાર કરી શ્રીમત સરકાર મહારાજા સાહેબે નામદાર હિદુસ્થાન સરકાર સાથે બદોબસ્ત કરી આ રાજ્યની તમામ હદમાથી બાબાશાઇ નાણુ પ્રચારમાથી ખેચી લઈ તેને બદલે તેની કિમત પુરતુ કલદાર નાણુ આપી પચાસ વર્ષથી ઓછી નહિ એટલી મુદત સુધી કલદાર નાણુ ચાલુ કરવાનુ ઠરાવ્યુ છે" આ પ્રમાણે બાબાશાઇ નાણુ પાછુ ખેચી લઈ તેને બદલે કલદાર નાણુ આપવાનો ભાવ બાબાશાઇ રૂા ૧૩૦) ની કિમતના રૂપા નાણાના કલદાર રૂા ૧૦૦) આપવાનો ઠરાવ્યો હતો અને તા ૧૩ ઓગષ્ટ ૧૯૦૧ થી છ માસ સુધીમા તમામ બાબાશાઈ રૂપા નાણુ ચલણમાથી પાછુ ખેચી લઈ તા ૧૩ ફેબ્રુઆરી ૧૯૦૨ થી આખા રાજ્યમા સર્વત્ર કલદાર રૂપા નાણુ ચાલુ કરવાનુ ઠરાવવામા આવ્યુ હતુ એ મુદત પછી બાબાશાઈ રૂપા નાણાની કિમત બજારભાવ રૂપા જેટલી ગણવાનુ ઠરાવ્યુ હતુ વળી તા ૯-૮-૧૯૦૦ અને તે પછી બાબાશાઈ નાણામા થએના કરારોમા પણ બાબાશાઈ રૂા ૧૩૦) ના કલદાર રૂા ૧૦૦) ના હિસાબે લેવા આપવાનુ ઠરાવવામા આવ્યુ હતુ પરતુ નટઉદ્રભ ... તા ... ફેબ્રુઆરી ૧૯૦૧ આજ્ઞાપત્રિકા ભા ૧ પાન ૪૫૧ તા ૨૮-૮-૧૯૦૧ થી એમ ઠરાવવામા આવ્યુ હતુ કે બાબાશાઈ નાણામાં ઠરેલી નિમણક પગાર, આસામી નેમનુક, ધર્માદા વગેરે કલદાર નાણામા આપવુ પડવાનુ હોવાથી તે બાબાશાઈ રૂા ૧૨૧⅔ ના રૂા ૧૦૦) કલદાર એ હિસાબે આપવુ આજ ધોરણ દેવા લેણાના સબધમા પણ લાગુ કરવામા આવ્યુ હતુ, એટલે તા ૯ ઓગષ્ટ ૧૯૦૦ પહેલાનુ લેણુ હતુ તે પણ રૂા ૧૨૧⅔ બાબાશાઇના રૂા ૧૦૦ કલદાર એ હિસાબે લેવા આપવાનુ કાયમ ઠરાવ્યુ હતુ

**થાપણવાળાઓ**—સને ૧૯૧૧ ની વસ્તી ગણતરી પ્રમાણે નવસારી પ્રાતમા જેમની પાસે થોડ઼ે ઘણે અશે જીવન ગુજારો ચલાવી શકાય એવા વેપારના ધધાથી આજીવિકા ચલાવનાર ૨૬૧૮ પુરુષો અને ૪૬ સ્ત્રીઓ મળી કુલ ૪૩૬૪ હતા આ પૈકી ૩૩૫ પુરુષો અને ૨૮ સ્ત્રીઓ નાણાની ધીરધાર વગેરે ધધા કરતા હતા અને બાકીના ઘણાખરા ઘરના ભાડા અગર પોતાની થાપણના વ્યાજમાથી નિર્વાહ કરનારા હતા.

આ એકંદર ઇસમો પાસે નાણું કેટલું હશે તે ચોક્કસ રીતે જાણવાને કંઇ સાધન નથી, પરંતુ જેઓ આયપત વેરો ભરેછે તેઓ જેટલો વેરો ભરેછે તેના પ્રમાણમાં તેમની વાર્ષિક ઉપજ હશે એમ માનીએ તો છેલ્લા ( સં. ૧૯૭૪–૭૫ )ના વર્ષના નવસારી પ્રાંતના આયપત વેરાના પત્રક પ્રમાણે નીચે પ્રમાણે માલમ પડે છે.

| | ઇસમ | | | વેરો રૂપીઆ | | |
|---|---|---|---|---|---|---|
| | સરકારી નોકર. | ઇતર. | કુલ | સરકારી નોકર પાસેથી. | ઇતર પાસેથી | કુલ |
| રૂ. ૭૫૦ થી ૧૦૦૦ અંદર | ૫૯ | ૫૮૩ | ૬૪૨ | ૩૬૮–૭–૨ | ૫૮૩૧-૧૨-૦ | ૬૨૦૦-૩-૨ |
| રૂ. ૧૦૦૦ થી ૨૫૦૦ અંદર | ૫૮ | ૩૪૬ | ૪૦૪ | ૧૧૬૯–૧૨-૬ | ૭૬૮૭–૨–૦ | ૮૮૫૬-૧૪-૬ |
| રૂ. ૨૫૦૦ થી ૫૦૦૦ અંદર | ૨૧ | ૩૭ | ૫૮ | ૬૭૭–૬–૦ | ૧૭૭૯–૦–૦ | ૨૪૫૬–૬–૦ |
| રૂ. ૫૦૦૦ થી ૧૦૦૦૦ અંદર | ૬ | ૮ | ૧૪ | ૬૦૪-૧૪-૦ | ૭૦૬–૮–૦ | ૧૩૧૧–૬–૦ |
| રૂ. ૧૦૦૦૦ થી ૧૫૦૦૦ અંદર | ૦ | ૧ | ૧ | ૦ | ૧૯૮–૦–૦ | ૧૯૮–૦–૦ |
| રૂ. ૩૦૦૦૦ થી ૪૦૦૦૦ અંદર | ૦ | ૧ | ૧ | ૦ | ૪૮૦–૦–૦ | ૪૮૦–૦–૦ |
| કુલ | ૧૪૪ | ૯૭૬ | ૧૧૨૦ | ૨૮૨૦–૭–૮ | ૧૬૬૮૨–૬–૦ | ૧૯૫૦૨-૧૩-૮ |

આ ઉપરથી જણાશે કે સેંકડે ૫૭ ટકા રૂ. ૧૦૦૦ અંદરની વાર્ષિક ઉપજવાળા, સેંકડે ૩૬ ટકા રૂ. ૧૦૦૦ થી ૨૫૦૦ અંદરની વાર્ષિક ઉપજવાળા. સેંકડે ૫ ટકા રૂ. ૨૫૦૦ થી ૫૦૦૦ અંદરની વાર્ષિક ઉપજવાળા, સેંકડે ૧ ટકો રૂ. ૫૦૦૦થી૧૦૦૦૦ અંદરની વાર્ષિક ઉપજવાળા, અને હજારે એકટકો, દશહજાર અને ૧૫૦૦૦ હજારની વચ્ચેની આવકવાળા તથા હજારે એક ટકો રૂ. ૩૦૦૦૦ અને ૪૦૦૦૦ વચ્ચેની વાર્ષિક ઉપજવાળા છે. લોકોનું વલણ અને ત્યાં સુધી કરકસર કરી બચત કરવા તરફ હોયછે. પરંતુ કરકસર કરી કરેલી બચત નવું દ્રવ્ય ઉપાર્જન થાય એવા કામમાં રોકવાને બદલે ન્યાતવરા, વરઘોડા વગેરે પ્રકારના ઉડાઉ ખર્ચોમાં ઘણે ભાગે ખર્ચાઇ જાયછે. વળી મજુર અને કારીગર વર્ગ દારૂ પીવામાં ઘણો પૈસો ઉડાવી દે છે ને તેથી તેઓ હંમેશાં કંગાળ સ્થિતિમાં રહેછે. ભંડોળવાળા ઘણું કરીને વેપારી, નાણાં ધીરનારા, સરકારી નોકરો, વકીલો, ડાકટરો અને રેલ્વે તથા કારખાનામાં રોકાયલા ઇસમો હોયછે.

**થાપણનું રોકાણઃ**—જેમની પાસે નાણું હોય તે પ્રથમ દરજ્જે તો સોના કે ચાંદીના દાગીના કરાવવામાં વાપરે છે, અને એ ઉપરાંત હોય તો પોતાના શાહુકારોને ત્યાં વ્યાજે મૂકેછે. નાણું ઘરમાં દાટી મૂકવાનો રિવાજ ઘણો કમી થઇ ગયોછે. પ્રાંતમાં પોસ્ટ ઑફિસને અંગે ૧૯ સેવિંગ બેંકો છે જેમાં આ રાજ્યનાં ૫૬૧૫ ખાતાં છે, ને રૂ. ૧૧,૯૪,૬૮૭ ની થાપણ તેમાં રોકાયલી છે; તોપણ તેનો લાભ હજુ જોઇએ.તેટલો

થોડા લેતા નથી. કળનાવના થોડા જેઓ બેંકના કાયદા સમજી શકેછે તેઓ સેવિંગ બેંકમા ખાતા ખોલાવે છે અને તેમની મારફત કેટલુ નાણુ સરકારી જામીનગીરીઓ ખરીદવામા રોકેછે. નવસારીમા વડોદરા બેંકની શાખા ૧૯૧ ની આખર ખોલવામા આવીછે તેમા પણ સેવિંગ ખાતામા અગર લાંબી મુદતથી થાપણો મૂકી વ્યાજ ઉપ જાવવામા આવેછે

**કપાસ**—કપાસની મોસમમા જીનના માલીકો તથા રૂના વેપારીઓ થોડી મુદત માટે નાણા વ્યાજે રાખેછે. તેમને ત્યા પણ પૈસાવાળાઓ નાણા વ્યાજે મુકેછે.

**જમીન**—ખેડુતો અને જમીનદારો ઘણુ કરીને ફાજલ નાણા વધારે જમીન ખરીદવામા કે ગીરો રાખવામા રોકેછે વેપારી અને બીજા વર્ગનુ વળણ પણ ફાજલ નાણા જમીન ખરીદવામા રોકવાનુ વધતુ જાયછે. આફ્રિકા અને હિંદુસ્તાન બહારના બીજા પ્રદેશોમા કમાવા માટે ગયેલા લોકો પણ પોતાની કમાઇ જમીન ખરીદવામા રોકેછે. આથી કરીને જમીનની કિંમત દિનપ્રતિદિન વધતી ચાલીછે સોનગઢ, વ્યારા, મહુવા વગેરે તરફ આથી ઘણી જમીન આબાદ થઇછે

---

## પ્રકરણ ૧૯ મુ. — શરાફી.

---

શરાફો ઘણે ભાગે વાણીઆ, શ્રાવક કે મારવાડી હોયછે ને કેટલાક પારસી પણ શરાફી કરેછે તેઓ પારેખ કે નાણાંવટી પણ કહેવાયછે ને વેપારી વર્ગમા તેમની આગળ પડતી ગણાયછે. કેટલીક વખત લોકો સલામતીને સારૂ પોતાનુ નાણુ શરાફોને ત્યા વગર વ્યાજે કે વરસે ટકા દોઢ ટકાને વ્યાજે મુકેછે પણ હવે બેંકો નીકળવાથી તેમ શેર વગેરેમા નાણા રોકવા સવડ થવાથી શરાફોને ત્યા નાણા વ્યાજે મૂકવાની રીત શિથિલ થતી જાયછે જેમનો ધંધો નાણાની ધીરધાર કરવાનોછે તેના મુખ્ય ત્રણ વર્ગ પાડી શકાય—(૧) શરાફ એટલે હુંડીપત્રી લખનાર તથા નાણા ધીરનાર (૨) જોખમાઉ સાહુકાર એટલે તારણમા દાગીના વગેરે માલ મિલકત રાખી નાણા વ્યાજે ધીરનાર અને (૩) ગામડાંમાં વ્યાજવટુ કરનાર નવસારી પ્રાંતમા શરાફી પેઢીઓની સંખ્યા બીજા પ્રાંતને મુકાબલે થોડીછે. જે છે તે ઘણુ કરીને નવસારી,ગણદેવી,બિલીમોરા, સોનગઢ અને વ્યારામાં છે રેલ્વે થતા પહેલા સુરત અને ખાનદેશ વચ્ચેનો ઘણો વેપાર વચમાં વ્યારા અને સોનગઢ થઇને ચાલતો સોનગઢ અને વ્યારામા વેપારીઓ તથા માલનાં ગાડાનો મુકામ થતો અને મોટી શરાફી પેઢીઓના આડતીઆ આ ઠેકાણાઓમા રહેતા પરંતુ રેલ્વે થયા પછી આ વ્યવહાર બંધ થઇ ગયોછે કેટલાક શરાફો વકીલાત તરીકે કામ કરેછે, અને ખેડુતને સરકારધારો ભરવાનો હોય તે તેના તરફથી ભરી સારાથી વ્યાજ સાથે તેની પાસેથી વસુલ લેછે જુના વખતમા ઘણો વહીવટ તેમની મારફતે થતો પણ હવે ખેડુતો પોતાને ભરવાનો ધારો ઘણુ કરી પોતે સરકારમાં ભરેછે તેથી સોનગઢ વ્યારા વગેરે સ્થળોએ વકીલાતનુ કરનારા શરાફોનો ધંધો પડી ભાગ્યોછે

નવસારી કસ્બાના શરાફો મોટે ભાગે ગુજરાતી વાણીઆ, શ્રાવક મારવાડી, અને પારસીઓ છે. બિલીમોરામાં તેઓ મોટે ભાગે શ્રાવક અને પારસી છે અને સોનગઢ તથા વ્યારામાં વાણીઆ છે. બેંકો વગેરે નીકળવાથી તથા પોસ્ટ ખાતે મનીઑર્ડરની મદદ થવાથી શરાફીનો ધંધો હાલ મંદીમાંછે. કેમકે પહેલાંની પેઠે હવે મુંબઇ પૂના વગેરેની હુંડીઓની કંઇ વિશેષ માગણી થતી નથી. વળી સરકાર તરફથી શરાફોને જે કામ મળતું હતું તે પણ બંધ થઇ ગયુંછે. સને ૧૮૭૪ માં શ્રીમંત મલ્હારરાવ મહારાજે નવસારીમાં પોતાના નામની શરાફી પેઢી કાઢી હતી. તે પહેલાં નવસારી પ્રાંતમાં સરકારી પેઢી નહોતી. એ પેઢી ૧૮૭૫ માં બંધ થઇછે.

**મારવાડીઃ**—નવસારી પ્રાંતના દરેક ગામડામાં ઘણું કરીને એક એક મારવાડીનું ઘર હોયછે. નર્મદાની ઉત્તરે મારવાડીઓ માલમ પડતા નથી તેથી એ મારવાડીઓ દક્ષિણના થાણા જીલ્લામાંથી આવેલા હોય એમ લાગેછે. મારવાડી ઘણા સંપીલા હોયછે. કોઈ ગામમાં મારવાડી ફક્ત દોરી લોટો લઇને આવેછે અને ત્યાંથી બેચાર રૂપીઆનો માલ લાવી નાની સરખી દુકાન કાઢેછે અને બહુ કંજુસાઈથી રહેછે. ત્યારપછી ધીમે ધીમે ભંડોળ વધારી મોટી દુકાન કાઢેછે. સાથે ગામડાંનાં લોકોને નાણાં ધીરેછે. પછી પોતાના હાથમાં આવેલા ઘરાકને તે ખમવા દેતો નથી. વ્યાજનું વ્યાજ ચઢાવી તે આંકડો વધારતો જાયછે ને ઘરાકનું ઘરબાર કે ખેતર લખાવી લેછે ને પછી દમીને નાણાં વસુલ કરેછે તોપણ ઘરાક સાથે બગાડ કરતો નથી. ચોપડામાં ફક્ત કામ ખાતાવહી રાખેછે. તેમાં ઘરાકનું સામા દસ્કતનું ખાતું પડાવી લેછે. હાલ તો કેટલાક મારવાડી મોટા પૈસાદાર થઈ પડેલાછે ને આડતનો કે શરાફનો ધંધો કરેછે.

**વ્યાજનો દર**—વ્યાજે રૂપીઆ લેનારની શાખ ઉપર અને બજારની હાલત ઉપર આધાર રાખેછે, અને તે દર માસે સેંકડે ચાર છ આનાથી માંડીને ગમે તેટલો હોયછે. વ્યાજની રકમ ઉપરાંત નાણું ધીરનારો પોતાના ઘરાક પાસેથી વટાવ, મનોતી, કોથળી છોડામણી, દીવાળી પાઘડી, વધારો વગેરે જુદે જુદે નામે જુદી જુદી રકમ લેછે. વ્યાજે રૂપીઆ ધીરવાની બે રીતછે. અંગ ઉધાર અને સાનમાં. સારી સાહુકારીવાળા ઇસમને અંગ ઉધાર એટલે કોઇ પણ રકમ કબજામાં કે સાનમાં રાખ્યા વગર રૂપીઆ ધીરવામાં આવેછે. ને તેનું વ્યાજ પણ ઓછું હોયછે. કમી સાહુકારીવાળાને રૂપીઆ ધીરતી વખત તેની જણસ, ઢોર, ઘર, ખેતર વગેરે લખી લેવામાં આવેછે, ને તે સાહુકાર પોતાને કબજે લેછે અગર ફક્ત "સાનમાં" એટલુંજ લખી લેછે. કેટલીક વખત ધીરતી વખત ઘરના બધા માણસની સહી દસ્તાવેજ ઉપર લેવામાં આવેછે અને કેટલીક વખતે બીજા માણસને જામીન પણ લેવામાં આવેછે.

**હાળી અને ધણીયામા**—બીજ, કોળી, દુબળા વગેરે ખેડુતોને ત્યાં "હાળી" રહેછે તેઓ પોતાની જાત મહેનત ગીરો મુકી ૨૦૦–૩૦૦ રૂપીઆ તેમને ત્યાંથી ઉપાડેછે. એના બદલામાં તે આખું વરસ પોતાના માલીકને ત્યાં ખેતીની મજુરી કરેછે. કેટલેક ઠેકાણે "હાળીઓ" પોતાના શેઠને ત્યાં ખેતરમાં રહેછે અને કેટલેક ઠેકાણે ગામમાં પોતાને ઘેર રહેછે. તેઓ આખો દહાડો ખેતરમાં કામ કરેછે, તેના બદલામાં સાંજે મરદને ચાર શેર, બૈરીને બશેર અને છોકરાને શેર ભાત બેહત ખાવા આપેછે. શેઠને ત્યાં કામ નાહોય

ત્યારે "હાળીઓ" બીજાને ત્યાં મજુરી કરવા જઈ શકેછે જ્યારે એમ બીજાની મજુરી કરવા જાય ત્યારે તેને શેઠને ત્યાંથી ખાવાનું મળતું નથી શેઠ હાળીને વખતે પરણાવી પણ આપેછે, ને પરણ્યા પછી બૈરીનો ધણીઆમો જો જૂદો હોય તો તે પોતાના ધણી-આમાને ત્યાં કામ કરવા જાયછે ઠોકઠોક ગને ધણીઆમાને ત્યાં વકેચી આપવામાં આવે છે "હાળી" મરી જાય તો બૈરી નાતરું કરી શકેછે, અને જ્યારે એમ કરેછે ત્યારે તેને જુના ધણીના ધણીઆમા સાથે સબંધ રહેતો નથી પણ તેનો છોકરો હોય તો તેને બાપની જગાએ કામ કરવું પડેછે શેઠ અને હાળીને કેટલીક વખત સબંધ બહુ સારો રહેછે ને તે એક કુટુંબના માણસ જેવાજ થઈ રહેછે એ સબંધ ઘણી વખત વંશપરંપરા કાયમ રહેછે

કાળીપરજ—પરંતુ આ પ્રમાણે જેઓ 'હાળી" તરિકે રહેતા હોતા નથી એવા કાળીપરજના લોકોને ખેતીના કામ માટે સરકારનું મહેસુલ ભરવા માટે, લગ્ન મરણ વગેરેના ખર્ચ સારૂ કપડાંલત્તા ને ખાવાના અનાજ માટે કે દારૂતાડી પીવા સારૂ નાણાં મેળવવા સાહુકારોને ઘેર જવું પડેછે એ લોકો એટલા બધા અજ્ઞાન છે કે તેઓ પૈસા સંઘરી જાણતા નથી, અને પાસે જે કંઈ હોય તે દારૂ પીવામાં ઉડાવેછે દાણા પાકે છે ત્યારે તેઓ ઉદારતાથી ખરચે છે ને જ્યાંસુધી પાસે ખાવાનું હોયછે ત્યાંસુધી બીજા દિવસની ફિકર રાખતા નથી ખાવાનું ખૂટે છે ત્યારે સાહુકારનું ઘર શોધેછે સાહુકાર તેમની પાસે સ્ટાંપના કાગળ ઉપર ખત લખાવી લઇ ૨૪થી ૭૫ ટકા સુધી વ્યાજે નાણાં આપેછે આગળા વ્યાજ ઉપરાંત વગાન કે સુખડીની રકમ જૂદી લેછે જે અનાજ આપવામાં આવે તે જો ખાવાને માટે લીધું હોય તો દોઢું ને બીને માટે લીધું હોય તો બમણું મોસમમાં પાછું લેવાનું ઠરાવેછે આ ઉપરથી કહેવત પડીછે કે "બીના બમણા ને ખાવાના દોઢા" અનાજ પાકેછે એટલે શાહુકાર આવીને બધુ લઇ જાયછે ને તેને ખાતે જમે કરેછે આ પછી બાકી પડે તેનું પાછું ખાતું પાડી લેછે આમ સાહુકારના પંજામાંથી તેને છુટવાનો વખત આવતો નથી સાહુકારને કેટલું આપ્યું અને શું બાકી પડયું તે તેઓ જાણતાજ નથી ફક્ત વિશ્વાસે મતુ મારી આપેછે શાહુકાર પણ જાણેછે કે ફરીયાદ કરીને તેની પાસેથી કંઇ મળવાનું નથી કેમકે તેઓ ઠરીઠામ રહેતા નથી ને તેમની પાસે કંઈ માલમત્તા હોતી નથી તેઓ સમજાવી પટાવીને તેમની સાથે કામ લેછે

---

## પ્રકરણ ૨૦ મું. વસ્તી

સને ૧૮૭૨ અને ત્યાર પછીથી દર દસ દસ વર્ષે થયેલી વસ્તી ગણત્રી પ્રમાણે નવસારી પ્રાંતની વસ્તી નીચે પ્રમાણે હતી

| ૧૮૭૨ | ૧૮૮૧ | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ |
|---|---|---|---|---|
| ૨,૪૧,૨૫૫, | ૨,૮૭,૫૪૯, | ૨,૧૮,૪૪૩, | ૩,૦૦,૪૪૧, | ૩,૩૫,૪૬૭, |

આ ઉપરથી જણાશે કે નવસારી પ્રાંતની વસ્તીમાં દરેક ગણત્રી વખતે વધારો જણાયો છે. સને ૧૮૭૨ થી ૧૮૮૧ ના દસકામાં એ પ્રાંતની વસ્તીમાં સેંકડે ૧૯.૧૯ ટકા જેટલો વધારો થયો હતો. ત્યાર પછીના સને ૧૮૮૧ થી ૧૮૯૧ ના દસકામાં સેંકડે ૧૧ ટકા ઉપરાંત સહેજ વધારો થયો હતો, સને ૧૮૯૧ થી ૧૯૦૧ ના દસકામાં સંવત્ ૧૯૫૬ નો મોટો દુકાળ જે છપનીઆના નામે ઓળખાય છે તે પડયો હતો તેથી એ દશકામાં આખા રાજ્યની વસ્તી સેંકડે ૨૦ ટકા એટલે કુલ વસ્તીના ⅕ જેટલી ઘટી ગઈ હતી. પરંતુ નવસારી પ્રાંત વરસાદના સંબંધમાં બીજા પ્રાંતો કરતાં વધારે અનુકૂળતાવાળો હોવાથી એ પ્રાંતમાં એ દસકામાં માત્ર ૬ ટકા જ વસતી ઘટી હતી. ત્યાર પછીના દસકામાં એટલે કે સને ૧૯૦૧ થી ૧૯૧૧ સુધીમાં નવસારી પ્રાંતની વસ્તી જેટલી હતી તેના કરતાં સને ૧૯૧૧ સુધીના ૪૦ વર્ષમાં તે ૩૬ ટકા જેટલી વધી હતી. સને ૧૯૧૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે નવસારી પ્રાંતમાં કસ્બા અને ગામ કેટલાં છે, વસ્તીવાળાં ઘર કેટલાં છે વસ્તી કેટલી છે અને તે તાલુકાઓમાં કેવી રીતે વહેંચાયલી છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે.

## વસ્તી

| પ્રાંત મહાલ અને પેટા મહાલ | ક્ષેત્ર ફળ ચો. મા. | કસ્બા | વસ્તીવાળાં ઘર. | કુલ. | પુરૂષ. | સ્ત્રી. | દર ચો. મા. સરાસરી વસ્તી. |
|---|---|---|---|---|---|---|---|
| નવસારી પ્રાંત | ૧૯૧૪ | ૬ | ૬૮૦૬૫ | ૩૩૫૪૬૭ | ૧૬૯૨૨૫ | ૧૬૬૨૪૨ | ૧૭૫ |
| નવસારી તાલુકો. | ૧૨૫ | ૧ | ૧૨૫૭૩ | ૫૫૨૭૦ | ૨૬૪૭૯ | ૨૮૭૯૧ | ૪૪૨ |
| ગણદેવી ,, | ૪૬ | ૨ | ૭૨૮૬ | ૩૩૦૫૮ | ૧૬૬૪૮ | ૧૬૪૧૦ | ૭૧૯ |
| પલસાણા ,, | ૯૧ | ૦ | ૫૨૨૩ | ૨૪૯૦૮ | ૧૨૬૪૯ | ૧૨૫૨૯ | ૨૭૪ |
| કામરેજ ,, | ૧૫૭ | ૧ | ૯૨૭૦ | ૪૧૯૬૯ | ૨૧૦૦૧ | ૨૦૯૬૮ | ૨૬૭ |
| મહુવા ,, | ૧૪૩ | ૦ | ૭૧૭૭ | ૩૯૭૪૧ | ૨૦૦૬૬ | ૧૯૬૭૫ | ૨૭૮ |
| વેલાછા ,, | ૧૪૯ | ૦ | ૫૮૯૦ | ૨૭૪૩૧ | ૧૩૯૮૪ | ૧૩૪૪૭ | ૧૮૪ |
| સોનગઢ ,, | ૭૮૨ | ૧ | ૮૧૦૩ | ૪૨૬૪૬ | ૨૧૯૭૪ | ૨૦૬૭૨ | ૫૪ |
| વ્યારા ,, | ૩૨૧ | ૧ | ૧૦૨૭૮ | ૫૪૪૭૭ | ૨૬૪૨૭ | ૨૮૦૫૦ | ૧૭૬ |
| વાંકળ પેટા મહાલ ,, | ૭૮ | ૦ | ૧૮૬૬ | ૧૦૮૧૨ | ૫૫૩૭ | ૫૨૭૫ | ૧૩૯ |
| ઉમર પાડા ,, | ૨૨ | ૦ | ૪૦૩ | ૨૩૫૫ | ૧૨૬૦ | ૧૦૯૫ | ૧૦૭ |

નવસારી પ્રાંતની વસ્તી મુખ્યત્વે કરીને ખેડુત વર્ગનીછે. અને એક બે અપવાદ સિવાય જેમની ગણના એ પ્રાંતમાં કસ્બા તરિકે કરવામાં આવીછે, તે પણ ગામડા જેવાંજછે. કસ્બામાં રહેનાર વસ્તીનો મોટો ભાગ ખેતીની વસ્તુઓ બનાવવા અથવા તેમનો વેપાર કરવાના ઉદ્યમમાંજ રોકાયલોછે. ઉદ્યોગનું સાહસ અને પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણેનાં કારખાનાં નવસારી અને બિલીમોરા જેવા બે ત્રણ કસ્બામાંજ જોવામાં આવેછે. એમ માનીને ચાલીએ કે કસ્બામાં ગણાતા ગામોની બધી વસ્તી વેપાર ઉદ્યોગ

| તાલુકો | વિંશોટી વહીવટનાં ગામો | બીજા વહીવટનાં ગામો | પરભાર્યાં વહીવટનાં ગામો | કુલ ગામો |
|---|---|---|---|---|
| નવસારી. | ૫૯ | ૦ | ૨ | ૬૧ |
| ગણદેવી. | ૨૮ | ૦ | ૨ | ૩૦ |
| પલસાણા. | ૪૫ | ૦ | ૬ | ૫૧ |
| કામરેજ. | ૬૯ | ૦ | ૩ | ૭૨ |
| મહુવા. | ૬૭ | ૦ | ૨ | ૬૯ |
| માંગરોળ. | ૧૮૮ | ૦ | ૧ | ૧૮૯ |
| વ્યારા. | ૧૪૬ | ૦ | ૬ | ૧૫૨ |
| સોનગઢ. | ૧૮૯ | ૧૫૪ | ૧૫ | ૩૫૮ |
| કુલ | ૭૫૧ | ૧૫૪ | ૩૭ | ૯૪૨ |

કસ્બા

નાની અગર મોટી સુધરાઇવાળા ૬ કસ્બા નવસારી પ્રાંતમાંછે. તેની કુલ વસ્તી નીચે પ્રમાણે, ૪૨૨૨૧, છે.

| | |
|---|---|
| નવસારી | ૧૭૯૮૨ |
| ગણદેવી | ૬૪૮૭ |
| બિલીમોરા | ૬૪૬૨ |
| વ્યારા | ૪૬૦૪ |
| કઠોર | ૪૩૭૦ |
| સોનગઢ | ૨૩૨૧ |

પશ્ચિમ હિંદુસ્થાનમાં આવેલા પારસીઓની મુખ્ય નિવાસભૂમિ નવસારીની વસ્તી ઇ. સ. ૧૯૦૧ માં ૨૧૪૫૨ હતી. તે ઇ. સ. ૧૯૧૧ ની વસ્તીગણત્રીમાં ૧૭૯૮૦ થઇ હતી. આ ઘટાડાનું કારણ પ્લેગછે. આ મહાન વ્યાધિના સપાટાથી છેલ્લાં દશ વર્ષમાં એક પણ વરસ નવસારી મુક્ત રહ્યું નથી. બિલીમોરા દિનપ્રતિદિન આબાદ થતું શહેરછે. તેમાં ઇંટો બનાવવાનાં ઘણાં કારખાનાંછે, અને તેથી પાસેનાં ગામડાંમાંના ઘણા લોકોને રોજી મળેછે. આ ઇંટો તૈયાર થયા પછી મુંબઇ ચઢાવવામાં આવેછે. ઇંટો સિવાય ચોકોલેટ, નળીયાં, સાબુ, મિણબત્તી વગેરે બનાવવાનાં કારખાનાં ઉઘડયાંછે, અને સુતર કાંતવાની મોટી મીલ પણ થઇછે, તેથી બિલીમોરાનું ભવિષ્ય ઝળકતું લાગેછે. આ શહેરની વસ્તી ઇ. સ. ૧૯૦૧ માં ૪૧૯૩ હતી. તે વધીને ઇ. સ. ૧૯૧૧ ની વસ્તીગણત્રી પ્રમાણે ૬૪૬૨ ની થઇ હતી. ગણદેવી, પહેલાં વેપારનું મુખ્ય મથક હતું પણ બિલીમોરા તથા અમલસાડ તરફથી દરિયાઇ ચાલતી હોવાથી મુખ્ય વ્યાપારના મથક તરીકે તેનું મહત્વ ઓછું થતું ગયુંછે. તોપણ હાલ બિલીમોરા કાળા આંબા રેલ્વે નીકળવાથી ગણદેવી એ રેલ્વે સ્ટેશન થયેલું હોવાથી હવે એની સ્થિતિ સુધરતી જશે એમ આશા રખાયછે. પ્લેગને લીધે પણ તેની વસ્તીની આબાદીને ધોકો પહોંચ્યો છે, તેથી તે લગભગ હતી તેટલીજ રહીછે. પરંતુ એકંદર ૫૯૨૭ ઉપરથી વધીને ૬૪૮૨ ઉપર ગએલી હોવાનું છેલ્લી ગણત્રી ઉપરથી જણાયુંછે. તેનું કારણ એ છે કે વસ્તી-

ગણુત્રી થઇ તે દિવસે ૪ા લૌકાનો સધ ૨ા બનાયો હતો અને તેથી પાસના ગામ ડામાથી ઘણા લોકો ત્યા આ ના હતા

આગોહવાના કારણથી નવસારી પ્રાતના ત્રણ મુખ્ય ભાગ ગણાય છે તેમાનો પહેલો ભાગ વસ્તી કહેવાયછે અને તેમા નવસારી, ગણદેવી, પલસાણા અને કામરેજ એ તાલુકાઓ આવેલાછે એમા વસ્તી ભારી અને ઉજ્જળીઆત છે આ તાલુકાઓની જમીન ફળદ્રુપ કાળી અને ગોરાડુ છે આ ભાગની વસ્તીમા અનાવલા અને કણબી જેવા કુશળ ખેડુતોનો મોટો ભાગછે ગણદેવી તાલુકામા સૌથી શ્રેષ્ઠ બાગાયત જમીન હોવાથી તમા વસ્તીનુ પ્રમાણ વધારે છ તેમા દર ચોરસ માઇલે ૭૧૮ માણસની સરેરાશ આવેછે વસ્તીના પ્રમાણમા નવસારી, ગણદેવીથી બીજે નબરેછે, અને જમીનની ફળદ્રુપતામા ત તથા કામરેજ ગણદેવીથી બીજે નબરેછે એમા અનુક્રમે ૪૪૨, ૩૬૭ માણસોની સરેરાશ દર ચોરસ માઇલે આવેછે નવસારી પ્રાતનો બીજો ભાગ અર્ધી-રાસ્તી મુલક કહેવાયછે જેમા મહુવા અને વ્યારા તાલુકા આવેછે આ અર્ધા રાસ્તી પ્રદેશમા મહુવામા દર ચોરસ માઇલે ૨૭૮ માણસોની સરેરાશ આવેછે, અને ખેતીની આબાદી થવાથી તે સપાટાબધ સુધરતો જાયછે તેમજ વસ્તીના ગાઢપણામા તે એક સાધારણ રાસ્તી મહાલની બરાબરી કરી શકે એમ છે વ્યારા તાલુકામા ૧૮૪ માણસની સરેરાશ દર ચોરસ માઇલે આવેછે, અને જો કે તે મહુવા જેટલો સપાટાબધ આબાદ થયો નથી છતા નવસારી પ્રાતના ત્રીજા ભાગમા રાની પ્રદેશમા આવેલા મહાલો કરતા વસ્તીના પ્રમાણમા ચઢીઆતો છે નવસારી પ્રાતના ત્રીજા ભાગને રાની પ્રદેશ કહેછે અને તેમા સોનગઢ તથા વાકલ મહાલ અને વાકળ તથા ઉમરપાડા પેટા મહાલ આવેલાછે આ ચાર તાલુકાઓમા વસ્તીનુ પ્રમાણ દર ચોરસ માઇલે અનુક્રમે ૫૮, ૧૭૮, ૧૮ અને ૧૦૭ માણસોની સરેરાશનુ આવેછે આ રાની પ્રદેશમા વસ્તી બહુ ઓછી છે, અને મુખ્યત્વે કરીને આબાદી પ્રજાની રહેણીકરણી વિગેરેનો દર ઓછો હોવાથી તથા જમીન આબાદ થવા સારુ કઇંક મહેનતો આપેલી હોવાથી આ તાલુકાઓમા પણ વસ્તી સપાટાબધ વધતી જાયછે તાપ્તી રેલ્વે શરૂ થયા પછી રાની પ્રદેશમાની પડતર જમીન ઘણી આબાદ થઇછે અને તેમા વસ્તીનુ પ્રમાણ ૭૭થી વધી ૮૪ સુધી ચઢ્યુ છે, અને થોડા વખતમા અર્ધી વસ્તી વિભાગ જેટલ વધી જશે ઉમરપાડા અને વાકળ પેટા મહાલોમા વસ્તી ઓછી છે પણ પહેલાના કરતા અહીં પણ જમીનની માગણી વધીછે આ પ્રદેશની હવા સારી નહિ હોવાથી તેમજ માલ લઇ જવા લાવવાના સાધન નહિ હોવાથી ગીચ વસ્તીવાળા વસ્તી મહાલના લોકો સોનગઢ તાલુકામા જઇ રહીને ખેડી જમીન આબાદ કરતા અચકાય છે આ ભાગની આબાદી કરવા સારૂ વખતો વખત અનેક ઉપાયો લેવામા આવેછે ધીમે ધીમે જગલ ઓછુ થતુ હોવાથી થોડા વખતથી હવા સુધરતી ગઇછે, અને હાલમા જે રસ્તાઓ કરવામા આવ્યા છે, અથવા જે કરવાનો વિચાર ચાલેછે, તે પૂરા થશે એટલે સોનગઢ તાલુકો પણ હાલના કરતા વસ્તીના પ્રમાણમા વધારે પિછાતો રહેશે નહિ

---

**હિંદુઓ**:—પ્રાંતની એકંદર વસ્તીના ૬૫ ટકા હિંદુ છે. અનાર્ય લોકો જે પહેલાં પોતાને અનાર્ય તરિકે લખાવતા હતા તેમનું વલણ હવે પોતાને હિંદુ લખાવવા તરફ થતું જાયછે. તેથી જે લોકોએ વસ્તી ગણત્રી વખતે હિંદુ લખાવ્યા છે, તે બધા હિંદુ જ હશે એમ લાગતું નથી. ઇ. સ. ૧૯૦૧ ની વસ્તી ગણત્રી વખતે રાજ્યની અનાર્ય વસ્તી જે જણાઇ હતી તે ત્યારપછી છેલ્લી વસ્તી ગણત્રીમાં કમી થઇછે. એ ઉપરથી એમ લાગેછે કે કેળવાયલા અનાર્યો હવે પોતાને પોતાની મૂળ જાતથી ન ઓળખાવતાં હિંદુ તરીકે ઓળખાવવા લાગ્યાછે, અને તેથી હિંદુની વસ્તી વાસ્તવિક જે છે તે કરતાં વધારે જણાયછે. હિંદુ વસ્તીમાં, બ્રાહ્મણ, વાણીઆ, કણબી વગેરે જૂદી જૂદી ન્યાતો હોયછે, અને તેમના રીતરિવાજ પણ જૂદા જૂદા હોયછે. આ વિષે કેટલીક મુખ્ય મુખ્ય હકીકત ન્યાતોનું વિવેચન કરતી વખત આગળ આપવામાં આવશે. હિંદુ ધર્મમાં ઘણા પંથછે, તેના મુખ્ય વિભાગ નીચે પ્રમાણે થઈ શકે. (૧) વૈદિક અને પૌરાણિક દેવતાઓને માન આપનારા. જેમકે શૈવ, શક્તિ અને વૈષ્ણવ. વૈષ્ણવપંથના રામાનુજી, રામાનંદી, વલ્લભાચાર્ય, સ્વામીનારાયણ વગેરે પેટા પંથછે. (૨) વૈદિક અને પૌરાણિક દેવતાઓને નહિ માનનારા. આમાં કબીરપંથી, બીજપંથી, પ્રણામી, દાદુપંથી અને એવા જ બીજા પંથોનો સમાવેશ થાયછે. હિંદુઓમાં ત્રીજો મુખ્ય પંથ મુસલમાન ઓલીઆઓને માનનારો છે. આમાં પીરાણા એ પંથ મુખ્યછે.

**મુસલમાન**—એકંદર મુસલમાનની વસ્તીના ½ ઉપરાંત, નવસારી, કામરેજ અને માંગરોળમાં છે. ગણદેવી પલસાણા અને મહુવામા પણ મુસલમાનની વસ્તી સારીછે. નવસારી પ્રાંતની મુસલમાન વસ્તીમાં ઘણેભાગે વહોરા લોક છે. તેઓ મૂળમાં હિંદુ કણબી અગર રજપુત છતાં ( ૧૪ મા ૧૫ મા સૈકામાં ) વટલાઇ મુસલમાન થએલાછે. તેઓ ગુજરાતી ભાષા બોલેછે, અને બાજરીના રોટલા, દાળ ખીચડી વગેરે ખાયછે. તેઓ માછલી અને માંસ ખાયછે ખરા પણ દારૂ પીતા નથી. કેટલાકના નામ હજુ પણ અજુભાઈ, બાઉભાઈ વગેરે ગુજરાતી હિંદુ જેવાં હોયછે. કેટલાકોને મુસલમાન નામમાં કંઈ ફેરફાર કરી નામ રાખેલાં હોયછે. જેમકે ઇબ્રાહીમને બદલે ઇબ્બુ અથવા ઇભિલો, યુસફને બદલે ઇસિક, ફાતિમાને બદલે ફાડુડી, ખતીજાને બદલે ખાગ્ન. આ લોકોનું વલણ દિનપ્રતિદિન ખેતીમાંથી વેપાર તરફ અને ગુજરાતી ભાષામાંથી ઉર્દુ ભાષા તરફ થતું જાયછે. વહોરા શિવાય મોમના, મતીઆ, અને શેખ એ નામથી ઓળખાતા પીરાણાપંથી મુસલમાનો પણ હોયછે. પીરાણાપંથનું નામ અમદાવાદથી અગ્નિકોણમાં પીરાણા નામના ગામ ઉપરથી પડેલુંછે. એવું કહેવાય છે કે ઇમામશા નામના એક શાહ ઇમલામાઆ સૈયદે ૧૬ મા સૈકામાં ગુજરાતના ઘણાક કણબીઓને ચમત્કાર બતાવી મુસલમાન ધર્મ અંગીકાર કરાવ્યો હતો. કેટલાક હિંદુ જાત્રાળુઓ કાશી જતાં, રસ્તામાં પીરાણા આગળ મુકામ નાખી પડ્યા હતા, ત્યાં ઇમામશાહ તેમને મળ્યા ને તેમને કહ્યું મારા કહ્યા પ્રમાણે કરો તો અહીંઆં બેઠાં કાશી બતાવું. કેટલાક જાત્રાળુઓ ઇમામશાહનું કહ્યું ન માનતાં આગળ ચાલ્યા ગયા, પણ કેટલાક તેનું કહેવું માની—

ત્યાં રહ્યા તેમને ત્યાં એક ઇમામનો(?) ... મંગાળામાં સ્નાન કરાવ્યું. એ ઉપરથી તેઓએ ઈમામશાહને પોતાના ગુરુ તરિકે માન્યા. જેઓએ મુસલમાન ધર્મ અંગીકાર કર્યો તેઓ મોમના કહેવાયા ને જેઓએ અડધો મુસલમાન ધર્મ ને અડધો હિંદુ ધર્મ રાખ્યો તેઓ મતીઆ કહેવાયા. એવાજ પ્રકારના બીજા કેટલાક લોકો શેખ અથવા શેખડા કહેવાયા. મોમના, મતીયા અને શેખ પીરાણાપંથી કહેવાયછે. ઇમામશાહના ગ્રંથ કે જેમા અથર્વ વેદનો આધાર બતાવેલો છે, તે પીરાણાપંથીઓ વાંચેછે. તેમના રીતરિવાજ અડધા હિંદુ અને અડધા મુસલમાન જેવાછે. મતીઆ લોકોનું વલણ દીનપ્રતિદિન પોતાનું મુસલમાની વલણ દૂર કરી હિંદુ ધર્મ તરફ આવવાનું છે. સન ૧૮૮૦ માં નિર્મળદાસ નામના એક રામાનંદી સાધુના બોધથી કેટલાક મતીઆ પીરાણાપંથ છોડી દઈ પીરાણા-મતીઆને બદલે વૈષ્ણવ-મતીઆ તરીકે પોતાને ઓળખાવવા લાગ્યાછે, વહોરા, મતીઆ વગેરે પ્રકારના મુસલમાન સિવાય સૈયદ શેખ, તાઈ તુર્કી હજામ, પઠાણ વગેરે જાતના મુસલમાનો પણ નવસારી ગણદેવી કામરેજ વગેરે તાલુકામાં છે.

જૈનઃ—જૈનોની વસ્તી નવસારી ગણદેવી, કામરેજ, મહુવા, માંગરોળ અને વ્યારા મહાલોમાં છે. હિંદુ વાણીઆઓમાં કેટલાક જૈન અને કેટલાક હિંદુ હોયછે, પણ મારવાડી વાણીઆ ઘણું કરીને જૈન હોયછે. જૈન ધર્મ બુદ્ધની પહેલાં સુમાર ૨૦૦ વર્ષ પર પાર્શ્વનાથ નામના મહાત્માએ સ્થાપન કર્યો હતો. ઇ. સ. પૂર્વે ૫૯૯ માં પટણા પાસે વન્થલી ગામમાં વર્ધમાન અથવા મહાવીર નામનો ક્ષત્રીય રાજકુમાર જન્મ્યો હતો તેણે જૈન ધર્મ સુધાર્યો અને વધાર્યો. મહાવીરે પોતાનું મન જીતી લીધું તે ઉપરથી તે જીત એટલે જીતનાર કહેવાયા; એટલે તે ઉપરથી તેમણે સ્થાપેલો ધર્મ જૈન કહેવાયછે. મહાવીર, જીનેશ્વર, અર્હંત, સર્વજ્ઞ ભગવંત એ વગેરે બીજાં નામથી પણ ઓળખાય છે, જૈન ધર્મની ખાશિયત એ છે કે એ ધર્મમાં વેદ અને બ્રાહ્મણોનું સર્વોપરીપણું માન્ય રાખવામાં આવતું નથી. જૈન ધર્મનો ઉદ્દેશ આર્ય કે અનાર્ય એ બધાને મોક્ષ આપવાનોછે. જૈન લોકો સૃષ્ટિ પેદા કરનાર તરીકે ઇશ્વરને માનતા નથી પણ ચોવીસ તીર્થંકરોને પ્રભુની ઉપમા આપીને પૂજેછે. પાર્શ્વનાથ અને મહાવીર એ બે છેલ્લા તીર્થંકરો હતા. ધર્મગુરુ એ યતિ અથવા સાધુ કહેવાયછે, અને શિષ્યો શ્રાવક કહેવાયછે. મોક્ષ મળવાના સાધન તરીકે સદ્જ્ઞાન, સદ્દર્શન અને સત્ચરિત્ર એ ત્રણ મુખ્ય માનવામાં આવેછે. જૈન લોકોમાં હિંદુધર્મની કેટલીક બાબતો ધીમે ધીમે પેસવા લાગીછે. તેઓ દિવાળી, હોળી, અખાત્રીજ વગેરે હિંદુ તહેવારો પાળેછે, અને બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ગણેશ, વગેરેને પણ પૂજેછે. કેટલીક જ્ઞાતિમાં જૈન અને હિંદુ ધર્મ પાળનારાઓ અરસપરસ લગ્ન કરેછે, ઉદાહરણ તરીકે જૈન શ્રીમાળી વાણીઆ વૈષ્ણવ શ્રીમાળી વાણીઆમાં લગ્ન કરી શકે છે. એથી ઉલટ, જૈન ધર્મની અસર હિંદુઓ ઉપર પણ થયેલીછે. હિંદુઓમાં આગળ પશુનાં બલીદાન અપાતાં, તે જૈન ધર્મની અસરથી ઘણે દરજ્જે બંધ થયાંછે. કુતરાં મારવાં, તળાવમાંથી માછલાં પકડવાં એ વગેરે જૈનોને ના પસંદ છે, તેવી જ રીતે હિંદુઓને પણ છે. જૈનોમાં મુખ્ય પંથ બે છે, શ્વેતાંબરી અને દીગંબરી. શ્વેતાંબરી જૈનોના દેવળમાં મૂર્તિઓ, કપડાં પહેરેલાં હોય

એવી કીને ચડેલી હોયછે, અને તેની આંખોમાં, સ્ફાટિક, હીરા વગેરે ઘાલેલા હોયછે. મૂર્તિનો ડાબો હાથ જમણા હાથ ઉપર ટેકવેલો હોયછે. દિગંબરીઓના દેવળોની મૂર્તિને વસ્ત્ર હોતાં નથી, તેમ આંખોમાં હીરા પણ ઘાલેલા હોતા નથી. એઓની મૂર્તિનો જમણો હાથ ડાબા હાથ ઉપર હોયછે. શ્વેતામ્બરી, બાર સ્વર્ગ હોવાનું માનેછે ત્યારે દિગમ્બરી સોળ સ્વર્ગને માનેછે, સ્ત્રીને મોક્ષ ન મળી શકે એમ શ્વેતામ્બરી માને છે પણ દિગંબરીની માન્યતા એથી ઉલટીછે. સુમારે ૪૦૦ વર્ષથી શ્વેતામ્બરીઓમાં ઢુંઢીઆ નામનો એક પેટા પંથ પડ્યોછે. ઢુંઢીઆના દેવળમાં મૂર્તિ બિલકુલ હોતી નથી.

**પારસીઃ**—પારસી લોકો ઇરાનના અગ્નિકોણમાં પાર્સ અથવા ફાર્સ નામનું પરગણું છે ત્યાંના મૂળવતની હતા. તેમના પેગંબર જરથુસ્ત્ર જે ઈ. સ. પૂર્વે ૨૫૦૦ વર્ષ ઉપર થઇ ગયા તેના નામ ઉપરથી તેમનો ધર્મ જરથોસ્તી તરીકે ઓળખાયછે. ઈરાનની છત કરનાર મુસલમાન લોકોના જુલમથી સુમારે ૧૩૦૦ વર્ષ ઉપર કેટલાક પારસીઓ ઈરાન છોડી આ દેશમાં નાશી આવ્યા, તેમના વંશજ હાલના પારસી છે. એવું કહેવાય છે કે તેઓ પ્રથમ કાઠીઆવાડના દીવ બંદરે ઉતર્યા હતા અને ત્યાંથી દમણ નજીક સંજાણ ગયા હતા. સંજાણના હિંદુરાજાએ તેમને આશ્રય આપ્યો હતો અને પોતાનો ધર્મ પાળવાની છુટ આપી હતી. તેની યાદગીરીમાં હાલ ત્યાં એક સ્તંભ ઉભો કરવામાં આવ્યોછે. પારસી લોકોનું ધર્મપુસ્તક ઝંદ અવસ્તા, એ નામથી ઓળખાયછે. દંતકથા એવી છે કે જરથુસ્ત્રના વખતમાં આ પુસ્તકમાં ૨૧ નુસ્ક (ભાગ) હતા, પણ તેમાંના હાલ થોડાજ કાયમ રહ્યાછે. આ પુસ્તક સિવાય કેટલાંક ધર્મપુસ્તક ઉપર ટીકાઓનાં પુસ્તક છે. ધર્મપુસ્તકોની ભાષા ઝંદ છે અને ટીકાઓની ભાષા પહેલવી છે. આ સિવાય કેટલાંક રવાયત અગર રિવાજનાં પુસ્તકો છે. ધર્મક્રિયાની બાબતમાં હિંદુસ્તાનમાં આવેલા પારસીઓને શક રહેતો તો તે વિષે પોતાના વતનના જરથોસ્તીઓને પૂછાવી મંગાવતા, તે ઉપરથી આ પુસ્તકો રચેલાંછે. પારસીઓ અહુરમઝદ નામના એકજ ઇશ્વરને માનેછે. અહુરમઝદ શિવાય પારસીધર્મમાં બીજું જાણીતું નામ અહિરીમનનું છે. અહુરમઝદ માણસની પ્રાર્થના સાંભળેછે, અને તેનું ભલું કરેછે; પરંતુ અહિરીમન તેને ખોટે રસ્તે દોરી જાયછે અને પાપ કરાવેછે. પારસી લોકો માનેછે કે આત્મા અમર છે અને મરણ પછી દરેક માણસ પોતાના પુણ્ય અગર પાપ પ્રમાણે બહેસ્ત ( સ્વર્ગ ) અગર દોઝખ ( નરક )માં જાયછે. પારસી લોકો અગ્નિ, પાણી, સૂર્ય, ચંદ્ર અને તારા તરફ માનની લાગણીથી જુએછે. તેઓ જરથુસ્ત્રને અહુરમઝદ એટલે ખુદાએ મોકલેલા પેગમ્બર તરીકે માને છે. પારસી ધર્મનો સાર ત્રણ ત્રણ શબ્દનાં બે વાક્યોમાં ટુંકામાં આવી જાયછે. તે આ પ્રમાણેઃ—હુમત, હુખ્ત, હુવર્સ્ત એટલે પવિત્ર મન, પવિત્ર બોલી અને પવિત્ર કૃત્યો, ઇશ્વરને પસંદ છે અને સ્વર્ગમાં લઇ જાયછે, માટે તે પ્રમાણે ચાલવું. બીજું વાક્ય દુમ્મત દુઝુક્ત, દુઝવર્સ્ત એ પ્રમાણે છે. તેનો અર્થ એવો છે કે ખરાબ મન, ખરાબ ભાષા અને ખરાબ કૃત્યો ઇશ્વરને નાપસંદ છે અને તે નરકમાં લઇ જાય છે, માટે તેથી દુર રહેવું. પારસીઓ અગ્નિ (આતશ) પૂજક હોવાથી તેમના દેવળમાં તે પૂજ્ય પવિત્ર વસ્તુ તરિકે રાખવામાં આવેછે, અને તેથી ધર્મના સ્થાનને આતશ બહેરામ અને આતશ આદરાન ( અગિ યારી ) કહેછે. ધર્મિષ્ટ પારસીઓ આતશ

બહેરામમાં દરરોજ જવાયછે અને દરેક પારસી મહિનાની ત્રીજ, નવમી, સત્તરમી અને વિસમી તારીખ આતશને માટે ખાસ પવિત્ર ગણાયછે. તેથી એ ચાર દિવસ બધા પારસીઓ આતશ બહેરામમાં જાયછે. પારસીમાં મોબેદ અને બહેદીન એવા બે મુખ્ય વર્ગ છે. જેમ હિંદુઓમાં બ્રાહ્મણ છે તેમ પારસીઓમાં મોબેદ ગણાયછે. લગ્ન મરણ વગેરે હરેક પ્રકારની ધર્મક્રિયા મોબેદ વગર બીજા કોઇથી થઇ શકે નહિ. આતશ બહેરામમાં અગર યજમાનને ત્યાં ધર્મક્રિયા કરવા બેસે તે પહેલાં તેને ૯ દિવસ સુધી કેટલીક ક્રિયાઓ કરવી પડેછે. એ મુદતમા તે કોઇને અડી શકતો નથી, તેમ જ્યારે ધર્મક્રિયા કરતો હોય ત્યારે બહેદીન સાથે અગર બેહદીનનો રાંધેલો ખોરાક ખાઇ શકતો નથી. પારસી બાળકોને ધર્મની દિક્ષા ૭ થી ૯ વર્ષની ઉમ્મર દરમ્યાન આપવામાં આવેછે, તેને નવજોત કહેછે. એ વખતે તેને સદરો(સુદરેહ)એ નામથી ઓળખાતું કુરતું પહેરાવે છે, અને કુસ્તી નામથી ઓળખાતી જનોઇ તેની કેડે બાંધેછે. કુસ્તી પારસીનાં ઘેટાં ૭૨ ઝીણા ઉનના તાંતણા ગુંથીને બનાવેછે. કેડની આસપાસ ત્રણ વખત વિંટાઇ શકે એટલી તે લાંબી હોયછે. એક વખત કુસ્તી પહેર્યા પછી પારસી ધર્મ પ્રમાણે સ્ત્રી પુરૂષોએ તે હંમેશાં પહેરવીજ જોઇએ. કુસ્તી દરરોજ ઘણીવાર છોડી ફરી બાંધવામાં આવેછે, તેમ જુની થાય ત્યારે નવી વાપરવામાં આવેછે. પારસીનું મરણ થાય ત્યારે તેને નવરાવવામાં આવેછે. ધોળાં ચોખ્ખાં કપડા પહેરાવવામાં આવેછે અને પગ ઉત્તર તરફ રાખી સુવાડવામાં આવેછે. નજીકમાં ઘીનો દીવો બળતો રાખવામા આવેછે અને મોબેદ પ્રાર્થના ભણેછે અને સુખડ બાળેછે. રવાન (લાસ) લઇ જતાં પહેલાં બારણા આગળ બે મોબેદો ઘેહસારણા નામની પ્રાર્થના ભણેછે. લાસને લોઢાની ગેહાન (ઠાઠડી)માં મૂકી લઇ જતાં પહેલાં તેનું મોં જોવાને એક કુતરૂં તેની પાસે લઇ જવામાં આવેછે. લાસ નસેસાલાર નામથી ઓળખાતા અને એજ કામ માટે ખાસ રાખેલા પારસીઓ ઉપાડેછે. લાસના પગ આગળ રાખી ચાર નસેસાલારો ઠાઠડી ઉંચકેછે અને મરનારનાં સગાં મિત્રો અને બીજા અંધ્યારૂઓ બબ્બેની હાર થઇ એકબીજાને રૂમાલથી પકડી મુડદાની સીસેર ડગલાં પાછળ, ગંભીરાઇથી ચાલેછે. દોખમા પાસે પહોંચતા તેના બારણાથી કેટલેક છેટે ગેહાન જમીન પર મૂકવામાં આવેછે અને મ્હોં પર ઓરાઢેલું કપડું ખોલવામાં આવેછે. આ વખતે હાજર મંડળી મરનારને નમન કરેછે. ત્યારબાદ ગેહાન દોખમાની અંદર લઇ જવામાં આવેછે, અને લાસને ખુલ્લી કરી અંદરના ભાગમાં મૂકવામાં આવેછે, કે તેથી ગીધ વગેરે પક્ષીઓ તેનો સહેલાઇથી ભોગ કરી લે. જો ગામની નજીકમાં દોખમું ન હોય તો લાસને દાટવામાં આવેછે. મરણ પછી ત્રીજે દહાડે પાછલે પહોરે ઉઠમણું થાયછે તે વખતે સગાં સ્નેહીઓ દિલાસા માટે આવેછે. ચોથે દિવસે મોબેદોને જમાડવામાં આવે છે. દશમે તેમજ મરણ પછી પહેલા વર્ષમાં દર મહિને મરણતિથિને દહાડે ને ત્યારપછી દર વરસે મરણતિથિને દહાડે મરનારના હિત માટે ધર્મક્રિયા કરવામાં આવેછે.

આખા રાજ્યમાં પારસીની વસ્તી ૭૯૫૫ છે. તે પૈકી લગભગ ૯૦ ટકા જેટલી નવસારી પ્રાંતમાં છે. નવસારી પ્રાંતની પારસી વસ્તી પૈકી મુખ્ય ભાગ નવસારી (૪૪૦૪) ને ગણદેવી (૧૩૩૫) તાલુકામાં છે. ઇતર ઠેકાણે પારસીઓની વસ્તી થોડી થોડી છે, તે ખેતી વેપાર અગર દારૂ તાડીની દુકાન ચલાવવામાં રોકાયલી રહેછે. નવસારી એ

પારસી લોકોનું વિલાયત ગણાયછે. હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગમાં વેપાર ધંધામા તેમજ કાયદાશાસ્ત્રી, દાકતરો વિગેરે શિક્ષિત અને જાણીતા થયેલા ઘણા પારસીઓ નવસારી સાથે સંબંધ ધરાવતા માલમ પડેછે. આખી કોમમાં પ્રખ્યાત થયેલા સર જમશેદજી જીજીભાઈ બાટલીવાળા અને જમશેદજી નસરવાનજી ટાટા તથા શ્રીયુત દાદાભાઇ નવરોજજી મૂળમાં નવસારીનાજ વતની હતા. એ શિવાય બીજા ઘણા જાણીતા નામનો સંબંધ પણ એક અગર બીજી રીતે નવસારી સાથેછે.

**અનાર્ય અથવા કાળીપરજઃ**—જે લોકોને સામાન્ય રીતે "કાળીપરજ" તરિકે ઓળખવામાં આવેછે તે લોકોની વસ્તી નવસારી પ્રાંતની એકંદર વસ્તીના એક ચતુર્થાંસ જેટલી છે. કાળીપ્રત અથવા 'કાળી પ્રજા' ઉપરથી કાળીપરજ શબ્દ થયો હશે એમ લાગેછે. તેમના શરીરના સામાન્ય રીતે કાળા રંગ ઉપરથી એ નામ આપવામાં આવ્યું હોય એમ ધારવામાં આવેછે. વળી તોછડી બોલીમાં બીજા લોકો તેમને 'નરકા' પણ કહેછે. કાળીપરજના લોકો આ દેશના અસલ વતનીઓના વંશના છે. આર્ય લોકો હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે આ દેશના અસલ વતનીઓને અનાર્ય કહેવા લાગ્યા એમ ઋગવેદમાં જણાવેલુંછે. વેદમાં અનાર્ય લોકોને કાચુ માંસ ખાનારા અને કાયદા વિનાના વર્ણવ્યાછે; અને પાછળથી કેટલાક સુધરેલા અનાર્યને ધર્મની વિધિવાળા અને પરલોક પ્રાપ્તિની ઇચ્છાવાળા જણાવ્યા છે. અનાર્ય લોકો હિંદુસ્તાનમાં ક્યારે આવ્યા તથા તેમનું મૂળ રહેઠાણ ક્યાં હતું તે અદ્યાપિ સુધી બરોબર માલમ પડ્યું નથી પણ તેઓ ટિબેટ અને બ્રહ્મદેશમાંથી હિંદુસ્તાનમાં ઉતરી આવ્યા હશે એમ ઘણાનું ધારવું છે. નવા આવેલા આર્ય લોકો જેમ આવતા ગયા તેમ તેમના ત્રાસ તથા દબાણથી અનાર્ય લોકો સપાટ ભૂમિ ઉપરથી ખસતા જઇ જંગલ અને ડુંગરવાળા પ્રદેશ તરફ ખસતા ગયા હોવા જોઇએ. અનાર્ય લોકો ગુજરાતમાં આવ્યા ત્યારે તેમાંનો લગભગ સઘળો પ્રદેશ અરણ્યમય હતો. તે પૈકી નર્મદાની દક્ષિણે ભરૂચથી માંડી વસાઇ અને સોપારા સુધી દંડકારણ્ય ગણાતું. શિકારી પશુઓને હાંકી મૂકવામાં આવેછે, ત્યારે તે વસ્તી વગરના પ્રદેશમાં જઇ રહેછે અને ડુંગર ઝાડી વગેરે તેમનાં રહેઠાણ થઇ પડેછે, તેજ પ્રમાણે આર્ય લોકો અનાર્ય લોકોના પ્રદેશમાં આવીને વસવા લાગ્યા અને જંગલો કપાતાં ગયાં તેમ તેમ અનાર્ય લોકો દબાતા ગયા અને જંગલ તથા ડુંગરોમાં રહેવા લાગ્યા. નવસારી પ્રાંત પૈકી સોનગઢ, વ્યારા મહુવા અને વાંકળ મહાલોના-કેટલોક ભાગ જંગલ અને ડુંગરાથી ભરાયેલોછે તેથી એમ લાગેછે કે જ્યારે પશ્ચિમ દિશા તરફનો સપાટ પ્રદેશ આર્ય લોકોએ કબજે લીધો હશે ત્યારે અનાર્ય લોકો આ ડુંગર અને જંગલથી ભરેલા પ્રદેશમાં વસ્તી કરી રહ્યા હશે. સરહદ ઉપર આવેલા ડાંગ, રાજપીપળા અને વાંસદાનાં જંગલના અને ડુંગરના પ્રદેશમાં પણ અનાર્ય લોકોની વસ્તી તેજ પ્રમાણે થયેલી હોવી જોઇએ. ધીમે ધીમે આર્ય લોકોની બીક જેમ જેમ ઓછી થતી ગઇ તેમ તેમ અનાર્ય લોકો તેમના સંબંધમાં આવવા લાગ્યા. અનાર્યો પ્રથમ રાની પ્રદેશમાં ખસતા જતા હતા. તે ધીમે ધીમે વસ્તી પ્રદેશમાં પણ વસ્તી કરવા લાગ્યાછે. કેટલાક તો પોતાનાં જંગલનાં ઘરબાર છોડી વસ્તી ભાગમાં સ્થાયી તરીકે રહેવા લાગ્યા છે. આર્ય લોકો સાથેના વધતા જતા સંબંધથી તથા શ્રીમંત સરકાર

જણ આયુધ ધારણ કરતો, ખેતીનું કામ કરતો અને પુરોહિતનું કામ પણ કરતો. પણ હિંદુસ્તાનમાં પેઠા પછી ધીમે ધીમે જ્યારે આ સમાજ જેમ જેમ વધારે ગુંચવાડા ભરેલી થતી ગઈ તેમ તેમ તેના જૂદા જૂદા વર્ગ પડી ગયા. આર્યો પંજાબમાં રહ્યાં ત્યાં સુધી તેમનામાં ત્રણ પંક્તિઓ અગર વર્ગ હતા. જેઓ પહેલી પંક્તિમાં હોઈ દેવની પૂજા શી રીતે કરવી તે જાણતા હતા અને જેમણે ઈશ્વિરની સ્તુતિવાળા બ્રાહ્મણ ગ્રંથો રચ્યા હતા તેઓ બ્રાહ્મણ કહેવાયા. જેઓ રાજકિય બાબતમાં આગેવાની ભર્યો ભાગ લેતા અને લઢાઈઓ લડતા તેઓ બીજી પંક્તિના એટલે ક્ષત્રીય કહેવાયા, અને બાકીનાં જે ત્રીજી પંક્તિમાં ગણાયા તે વૈશ્ય એટલે સામાન્ય લોક તરિકે ઓળખાવા લાગ્યા. આ ત્રણ વર્ગની એક સમાજ થઈ અને જે અનાર્યો આર્યોને શરણે આવ્યા હતા તેમને પણ દાસ એ નામ આપી તે સમાજમાં શુદ્ર તરિકે રાખવામાં આવ્યા. સમાજના આ પ્રમાણે ચાર વર્ગો થયા. તેમાંનો અંદર અંદરનો ભેદ લગ્ન ન્યાતોની માફક સખત નહોતો. ક્ષત્રિયોની જાતો હતી અને બ્રાહ્મણોનાં ગોત્ર હતાં પણ હાલની ન્યાત જેવું સખત બંધારણ નહોતું. ક્ષત્રિય બ્રાહ્મણ થઇ શકતો અને બ્રાહ્મણો ક્ષત્રિય થઇ શકતા. કન્યા પોતાના વર્ગમાંથી અગર બીજા વર્ગોમાંથી લઈ શકાતી.

### ખેતી કરનાર વર્ગ.

**કણબીઃ**—મતીઆ કણબીની વસ્તી માત્ર નવસારી પ્રાંતમાંજ છે. તેઓ મૂળમાં હિંદુ કણબી હતા પણ પાછળથી તેઓએ મુસલમાની ધર્મ સ્વીકાર્યો ત્યારથી તેઓ મુસલમાન ગણાયછે. પરંતુ હાલમાં તેમના મૂળ હિંદુધર્મ તરફ તેઓનું વલણ વધતું જાયછે, અને તેથી હિંદુઓના આચારવિચાર તેઓ ગ્રહણ કરતા જાયછે. કણબી લોકોની વસ્તી આ પ્રાંતમાં ઘણી છે. તેઓ રામના પુત્ર લવ કુશથી પોતાની ઉત્પત્તિ માનેછે. તેઓ અયોધ્યાથી ખસીને મથુરાના મુલકમાં ને ત્યાંથી મારવાડમાં ને પછી ગુજરાતમાં આવીને આશરે બે હજાર વરસ ઉપર વસ્યા, એમ કહેવાય છે. કણબીમાં મુખ્ય લેઉવા અને કડવા છે.

**લેઉવાઃ**—લેઉઆ કડવાને બેટી વહેવાર નથી પણ તેઓ સાથે જમેછે ને દેખાવ તથા જાતિરીતીમાં ઘણું કરીને મળતા છે. લેઉવાની સંખ્યા ઘણી મોટીછે. તેના બે વર્ગ છે (૧) ખેતી કરનાર ને (૨) કારીગર. શહેર કસ્બામાં રહેનારા લેઉવા વણકર (સુતર તથા રેશમના), રંગારા ને છાપગરનો ધંધો કરેછે. ગામડામાં રહેનારા ખેતી કરેછે. તેઓ ચરોતરમાંથી સુરત નવસારી તરફ સુમારે ત્રણસો વર્ષ ઉપર આવેલા હોય એમ લાગેછે. હજુ પણ તેમાંના કેટલાક નારીયા, સોજીતરિયા વગેરે અટકથી ઓળખાય છે. નવસારી તરફના લેઉવામાં નાતરાંનો રિવાજ છે. નાતરાંની રીત એવી છે કે પુરૂષ થોડાં સગાંસંબંધી (પુરૂષ તથા વરનાં બૈરાં સાથે) જેની સાથે નાતરૂં કરવું હોય તેને ઘેર જાયછે. ત્યાં એક ઠેકાણે અબોટ કરી તે ઉપર સાથીઆ પુર્યા હોયછે, અને બે પાટલા મૂકેલા હોયછે, તે ઉપર બે જણ છેડાછેડી ગાંઠીને બેસેછે. ભીંત ઉપર અથવા ખાવાનાં પાન ઉપર ગણપતી ચીતરેલા હોયછે. ગણપતીનો પાટલો ને વરવહુનો પાટલો એ બન્ને વચ્ચે તપેલામાં દીવો હોયછે. પછી ગોર ગણપતી પૂજન તથા દીપપૂજન કરાવીને તપેના ઉપર ચારણી ઢાંકે ને બેઉને ગોળ ખવડાવે છે. ત્યાં કોઇ મોવાસણને

હાજર રહેવા દેવામા આવતો નથી.

**કડવા**—કડવા પોતાની ઉત્પત્તિ માટે કહે છે કે ઉમાએ માટીનાં પુતળાં બનાવ્યાં અને શિવે તેને મજીવન કરી એક ગામમા વાસ આપ્યો એ લોકે ગામનું નામ ઉમીઆ આપ્યું ને ત્યાં તેનું દહેરું બંધાવ્યુ. એ ગામ હાલ ઉઝા એ નામથી ઓળખાય છે, એ કુળદેવીને માનતા ચઢાવવાને બહુ દૂરથી પણ કડવાઓ જાયછે. અગીઆર અગીઆર વર્ષે કેટલાક બ્રાહ્મણ ગોર જોષીને ઉંઝા ગામના બે પટેલ ઉમીયાને દહેરે જઈ પૂજા કરીને ચીઠ્ઠીઓ નાખે છે ને લગ્ન આ સાલ કે બીજે વર્ષે થાય તે નકકી કરવાને ચીઠ્ઠીથી જે ઉત્તર મળે તે વર્ષ આખી ન્યાતમા લગ્નનુ ઠરાવેછે. એને "કડવાની દેવી બોલી" એમ કહેછે. પછી જોષીઓ દહાડો નક્કી કરેછે એ દહાડો માર્ચથી તે જુન સુધીમા કોઈ દિવસ ઠરાવેછે. વર્ષ તથા દિવસ નકકી થયા કે બ્રાહ્મણ ગોર ગામે ગામ જઈ કડવાઓને જાણ કરેછે ને તેઓ બહુ ગજી થઈ તેઓનો સારો સત્કાર કરેછે પછી ઠરાવેલે દિવસે કડવા કણબીઓ પોતપોતાના ગામમાં પણ સૌ એક જ દિવસે છોકરીઓને પરણાવે છે. કદાપિ લાયક વર ના મળ્યો હોય ને બીજાં અગીઆર વર્ષમાં છોકરી બહુ મોટી થઇ જાય તેનું હોય તો તે છોકરીને ફુલના દડા સાથે પરણાવે છે. પછી દડાને કુવામાં નાંખી દેછે એટલે જાણે તે છોકરી રંડાઇ. એ પછી નાતરાંની રીતનાં લગ્ન ગમે ત્યારે થઈ શકેછે. બીજી રીત એવી છે કે કોઇ પરણેલો નાણાંની લાલચે છોકરી સાથે પરણે ને પરણી રહે કે તરત જ તેને તલાક આપે. લેઉવા અને કડવા કણબી જો કે જૈન નથી તો પણ જીવદયા રાખેછે. ખેતરને વણસાડનાર હરણ વાંદરાં પક્ષી જીવડાં વગેરેને તેઓ હાકી મેલેછે પણ મારતા નથી. તેઓ મહેનતુ, કરકસરથી રહેનાર, દરેક જાતની જમીનની ખાશિયત સમજેલા ને દરેક પાક સારો કરવાને જોઇતી ચીજોથી સારી પેઠે જાણીતાછે.

**આંજણાઃ**—આંજણા લોકો કેટલીક વાતમા રજપુત જેવાછે. તેઓ ઘેટાં તથા બકરાંનું માસ ખાયછે, દારૂ પીએછે, ને જેઓ ખેતી નથી કરતા તેઓ રજપુતનો પહેરવેશ રાખેછે ને સ્ત્રીઓને બહાર કાઢતા નથી તેઓ જો કે સિપાઇનો ધંધો કરનારા નથી તોપણ હંગામાના વખતમા બ્રિટીશ રાજ્યની શરૂઆતમા તેઓએ હથીઆર લઇ રજપુતની પેઠે માહમ કરીને પોતાનાં ઢોર તથા ખેતરનો બચાવ કર્યો હતો. ખેતી કામમાં તેઓ રજપુત કરતાં વધારે સારા પણ કણબી જેવા મહેનતુ કે કરકસરીઆ નથી.

**મતીઆ**—મતીઆ પીરાણાના પીરને માનનારાછે તેઓમાના ઘણા હિંદુધર્મ પાળનારાછે પરંતુ મડદાને દાટેછે. એ વિના પહેરવેશ રીતભાત વગેરેમાં તેઓ પોતાના મૂળ જાત લેઉવાની છે તેનાથી જૂદા પડતા નથી.

**બ્રાહ્મણો**—વડોદરા રાજ્યની કુલ બ્રાહ્મણ વસ્તીનો સાતમો ભાગ નવસારી પ્રાંતમા વસેછે. નીચેના કોઠકમા બતાવ્યા પ્રમાણે જૂદી જૂદી જાતના બ્રાહ્મણો નવસારી પ્રાંતમાં છે. અનાવલાની વસ્તી વડોદરા રાજ્યમા ફક્ત નવસારી પ્રાંતમાં જ માલમ પડેછે, પરંતુ નોકરી વગેરે કારણથી બીજા પ્રાંતમાં જઇ રહેલા હાલમા જણાય છે.

| | | | |
|---|---|---|---|
| અનાવલા | ૯૫૫૯ | મોઢ | ૧૬૯૬ |
| ઔદીચ્ય | ૨૦૬૧ | નાગર | ૧૮ |

| | | | |
|---|---|---|---|
| દેશસ્થ | ૧૨૩ | બીજા | ૧૪૧૪ |
| મેવાડા | ૨૩૫ | કુલ | ૧૫૭૬૭ |

**અનાવલા:**—અનાવલા આ પ્રાંતના સર્વોપરિ ખેડુત છે. તેઓનો મૂળ વાસ મહુવા તરફ અનાવલ ગામ આગળ હતો. તેઓ ભાઠેલા કે મારસ્તાન એ નામે ઓળખાય છે. સુરત પાસે કતાર ગામના ભાઠેલાનાં કેટલાંક કુટુંબની અટક કનોજીઆ છે. ઉદીચના ખેડુત બ્રાહ્મણ અને સિદ્ધપુરમાં વસેલા કેટલાક બ્રાહ્મણ પણ મારસ્તાન કહેવાય છે. આગ્રા ઇલાકાના એટવા તાલુકામાં બ્રાહ્મણોનો એક ખેડુતવર્ગ છે, તે ભાઠેલા કહેવાય છે. ભાઠેલામાં બે અટક છે. વસી એટલે જ્યાં પ્રથમ વસ્તી કરેલી ત્યાંજ રહેલા તે અને નાયક એટલે અસલ ઠેકાણેથી ખસી બીજે ઠેકાણે જઇ વસ્તી કરેલી તે. કનોજ મહાસ્થાનના, માટે મારસ્તાન, એમ એક અંગ્રેજ કહેછે પણ સમસ્ત જન ઉપરથી મારસ્તાન હોવાનો સંભવ વિશેષ છે. એનો અર્થ અમુક એક કુળના માણસોનો મોટો જથો એટલે મોટા જથાવાળા એવો થાયછે. મારસ્તાન મોની એવી એક જ્ઞાતિ પણ છે. ભાઠેલો, એ ભ્રષ્ટ દ્વિજનો અપભ્રંશ હોય એમ લાગેછે. કહેવાય છે કે ડુંગરવાસીઓને રામે બ્રાહ્મણ કીધા હતા તે અનાવલા. અનાવલાની જ્ઞાતિમાં કોઇ પણ માણસ ભિક્ષુક નથી. સઘળા અયાચક ગૃહસ્થો છે. તેઓમાં બ્રાહ્મણોનું નિત્ય કર્મ પણ કરવાવાળા થોડા છે, અને નૈમિતિક કર્મ તેઓ કુળગોર કે બીજા કોઈ પાસે કરાવેછે, તે ઔદિચ્ય કે મોઢ બ્રાહ્મણ હોયછે. વળી તેઓની ગણના યજુર્વેદી ને શૈવમાં થાયછે. જેમ ધર્મની બાબતમાં તેમ જ્ઞાતિમાં ધારાના અમલ બાબત પણ તેઓ ઝાઝી દરકાર રાખતા નથી. વેશ, વાણી અને રીતમાં તેઓ ઓછા સુઘડ છે તોપણ નિત્ય ઉદ્યમી, સંતોષી, સમયે સાહસિક અને મોટાઇને ઇચ્છનારાછે. પરોણાની ખાતર કરવામાં તેઓ સારા કહેવાયછે. પોણોસો વર્ષ ઉપર ઘણું કરીને સઘળા જમીનને ખેતીના સંબંધમાં હતા. જો કે આજે પણ મોટો ભાગ ખેતી કરેછે તોપણ કેટલાક વાંચતાં લખતાં શીખીને ગામના તલાટી તથા ગામના મહેતાજી થયાછે, કેટલાક ધંધો કરેછે, કેટલાક વકીલ છે, ને થોડાક સરકારી નોકરીમાં મોટા ભરોંસાના ને જવાબદારીના દરજ્જા ઉપર ચઢયાછે. સંસારી સ્થિતિએ અનાવલામાં દેસાઇ ને ભાઠેલા એવા બે વર્ગ છે. પેશવાઇમાં ને અંગ્રેજ રાજ્યની શરૂઆતમાં કેટલાક અનાવલાઓ મુલકની ઉપજ ઉઘરાવનારા કે તેના ઇજારા રાખનારા કે ગામોની સંભાળ રાખનારા અધિકારી હોવાથી દેસાઈ એ નામ ધરાવતા થયા. કેટલાક બહુ ધન તથા સત્તા મેળવીને જમીનદાર કે તાલુકદાર એ નામે પદવીવાળા કહેવડાવી બસો બસો ત્રણસો ત્રણસો હાળી ગુલામ રાખતા થયા. ઉપરી સરકારની બેદરકારીમાં કેટલાક આપ અખત્યારી ચલાવી કરો મૂકી ખેડુતોને પોતાના તાબેદાર કરી મૂકયા હતા. સરકારે ઇજારાનો ચાલ બંધ કરી ખાતાબંધીની રીત દાખલ કરી તેથી દેસાઇઓની સત્તા છેક ઓછી થઇ ગઈ અને તેઓ નિર્ધન થયા. ઉપર પ્રમાણે દેસાઇ કુળ બંધાઈ તે વર્ગ ઉંચો મનાયો ને આજે પણ તેમાંનાં ત્રણ ઘર ગણદેવી, પારસાણા ને મહુવામાં ઉંચાં છે, એમ સૌ અનાવલા માનેછે. દેસાઈ કુળની દીકરી દેસાઇ કુળમાંજ જાયછે. વળી ભાઠેલા વર્ગમાંના ધનવંતો પોતાની દીકરી દેસાઇને આપવામાં મોટું માન માની લે છે. દેસાઇ વર્ગ ઘણે ભાગે નિર્ધનછે. વળી દીકરી પરણાવવાનો ખરચ કુળની રીત પ્રમાણે

બહુ હોવાથી તેમને બહુ વેઠવું પડેછે. દીકરીનાં લગ્નના તે ધણીને ઘેર જાય ત્યારે સુપડાની રીતનો, તેને સીમંત આવે ત્યારે, બાળક અવતરે ત્યારે, ને એને લઇ સાસરે જાય ત્યારે સપડાંની રીતનો તેના બાપને કેટલોક ખર્ચ કરવો પડેછે, ને તે એટલો બારે હોય છે કે ઘણી છોકરીઓવાળા દેસાઇને પોતાની જમીન તથા ઘર ગીરો મકવાં પડેલાં, એવા ઘણાક દાખના બન્યાછે, ને એજ કારણથી કેટલીક છોકરીઓ ૨૦-૨૫ વર્ષની થતાં સુધી સાસરે જઇ શકી નથી. દેસાઇ કુળમાં દીકરીનો જન્મ એ મોટો સંતાપ મનાયછે. વાંકડાની રીત તરિકે લગ્ન પહેલાં રૂા. ૫૦૦ થી તે રૂા. ૨૦૦૦ સુધી રોકડા કે જણસ અને બે મણથી દશ મણ સુધી ઘી, દીકરીનો બાપ વહેવાઇને આપેછે. ભાઠેલા વર્ગની સ્થિતિ બહુ સુધરીછે. તેઓ કણબી ખેડુત જેવા મહેનતુ ને તજવીજે ખરચ ચલાવનાર નથી તોપણ પોતાના કામમા કુશળછે. તેઓ કેટલાંક ગામોમાં મોટા ખાતેદારછે. ઉંચો પાક પેદા કરેછે. ને ઢોર તથા ઘર તેઓનાંજ સારાં હોયછે.

**મોતાળા**:—મોતાળાનો એક જથો મોતા ગામમાં છે ને બીજા બે આરવાડ તથા સરસ એ બે ગામમાં છે. જો કે તેઓ ધંધા રોજગારને માટે દુર દેશાવર જાયછે, તોપણ શુભાશુભ કર્મ કરવાને તેઓ પોતપોતાને ગામ આવેછે. કહેવાયછે કે મોતાળા, જાંબુ (જંબુસરના) ને કપિત્ર (કાવીના) એ ત્રણ જાતિ પ્રથમ એકજ હતી ને દક્ષિણથી ગુજરાતમાં આવી હતી. સો વરસ ઉપર મોતાળાને જાંબુ સાથે બેટી વહેવાર હતો. તેઓની કુળદેવી કોલાપુરની મહાલક્ષ્મી છે. લગ્ન થતી વેળા ને તે પછી ચાર દિવસ સુધી કન્યા (વહુ) પોતાનું માથું ઉઘાડું રાખેછે, ને જમણો હાથ ઉગાડો રહે તેવી રીતે લુગડાનો છેડો ડાબી બાજુ ખોસેછે. વળી લગ્નનું નાડું ઉનનું હોયછે. મોતાળા દર ચોથે વરસે છોકરા છોકરી પરણાવવાને પોતપોતાના ગામમાં ભેગા થાયછે. તેઓ યજુર્વેદી છે. પણ કણ્વ શાખાના હોવાથી કંઠસ્વરે મંત્ર ભણેછે. તેઓમાંના ઘણાખરા સરકારી કે ખાનગી નોકરી કરેછે. એ વર્ગમાં કેટલાક વેદાધ્યયન કીધુંછે ને કેટલાક જોષીઓ છે. મોતાળા બુદ્ધિવંત ઉદ્યમી ને શ્રમ વેઠી કામ કરનારા બ્રાહ્મણ છે.

**મોઢ**:—મોઢ એ નામ કડી પ્રાંતના ચાણસ્મા તાલુકામાં આવેલા મોઢેરા ગામ ઉપરથી પડેલુંછે. મોઢ બ્રાહ્મણ મોઢ વાણીઆનો ગોર હોયછે. કેટલાકને યજમાન છે, થોડાક ખેડુત છે, જુજ વેદીઆ કે કર્મ કરાવનારા પણ મોટી સંખ્યા શાસ્ત્રી કે પુરાણી છે અથવા તો ભિક્ષાવૃત્તિવાળા છે. તેમના ૭ પ્રકાર છે. તેમાં ચાતુર્વેદી ને ત્રિવેદી એ બેજ ઉંચા ગણાયછે. ધીણોજા મોઢ સાથે બીજા મોઢ કે બીજા બ્રાહ્મણ જમતા નથી. ચાતુર્વેદી ને ત્રિવેદી એ બેને પણ રોટી બેટીનો વહેવાર નથી. ચાતુર્વેદી કહેછે કે બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, એમણે યજ્ઞ કર્યો ત્યાં ૧૮૦૦૦ બ્રાહ્મણ હતા. તેઓને સ્ત્રીરહિત જોઇ શક્તિઓએ દેવોની આજ્ઞા લઇ એકેક જણે છ છ હજાર કુમારિકા ઉત્પન્ન કરી તેમને પરણાવી. તેઓનાં કુટુંબ મોઢેરામાં રહેતાં માટે તે મોઢ કહેવાયા. ત્રિવેદી મોઢ કહેછે કે ચુંવાલમાં મોઢેરામાં રામચંદ્રે યજ્ઞ કર્યો ત્યાં ૧૮૦૦ બ્રાહ્મણ હોવાથી તેઓના નિર્વાહને માટે ૩૬૦૦ વાણીઆ ઉત્પન્ન કર્યા અને ઠરાવ્યું કે બબ્બે વાણીઆએ એકેક બ્રાહ્મણનો નિર્વાહ કરવો.

**મેવાડા**:—મેવાડા લોકો પ્રથમ મેવાડથી આવેલા. તેઓનો કુળદેવ મેવાડનો

એક લિંગ મહાદેવ છે. તેમનામાં ગૃહસ્થ ભિક્ષુકનો ભેદ નથી. તેમનામાં ઘણા યજુર્વેદી છે. કેટલાક ખેતી કરે છે. કેટલાકને યજમાન ( મેવાડા વાણીઆ, મેવાડા સુથાર ) હોય છે, અને ઘણાક તો ભિક્ષા વૃત્તિવાળા છે. ચોરાશી મેવાડામાં વેદશાસ્ત્રનું અધ્યયન કરવાવાળા કેટલાક છે. ને ભટ મેવાડામાં કેટલાક જોષી, પુરાણી, વૈદ્ય ને મહેતાજી છે. ત્રવાડી મેવાડા ગરીબ હાલતમાં છે. તેઓ નાતીને ભોજન આપવામાં અને મેળાઓમાં ઘી પીરસી, જમનારને તૃપ્ત કરવામાં મોટું માન સમજે છે. સાડી સત્તાવીશ એ નામે ઓળખાતાં કુલ, જેને ઘી પીરસવાનો હક છે, તેમાં ગણાવાનો તેઓ બહુ લોભ રાખે છે.

**નાગર**— નાગરની વડનગરા, વિસનગરા, સાઠોદરા, વગેરે છ પેટા જાતિ છે. તે પૈકી નવસારી પ્રાંતમાં વડનગરા નાગર વસે છે. તે ઘણું કરીને નોકરી અર્થે બહારથી આવેલા હોય છે. નાગર ખંડમાં લખેલું છે તે ઉપરથી સમજાય છે કે વડનગર મોટું તીર્થ હતું. ત્યાં હજારો બ્રાહ્મણો આવ જા કરતા પણ તેમાંથી જેઓએ પોતાનો સ્થાયીવાસ ત્યાં જ રાખ્યો તે વડનગરા કહેવાયા. નાગરમાં ગૃહસ્થ અને ભિક્ષુકનો ભેદ છે. ગૃહસ્થ અને ભિક્ષુકને જમવાનો વહેવાર હોય છે પણ કન્યા વહેવાર નથી હોતો. વડનગરા નાગરમાં ઋગવેદી ઘણા ને યજુર્વેદી થોડા છે. વડનગરામાં શુભાશુભ કર્મ કરાવી જાણે તેવા ભિક્ષુક વર્ગમાં છે. વડનગરામાં સ્ત્રીને માટે પલ્લાની રકમ ઘણી ભારે હોય છે, એમના કુલ દેવ હાટકેશ્વર મહાદેવ ને કુલ દેવી અંબા છે. પ્રતિ વર્ષે શુદ ૧૪ ને રોજ નાગર બ્રાહ્મણ ને વાણીઆ તેનું પૂજન કે સ્મરણ કરી ભોજન કરેછે. જે જે ગામમાં મોટા જથ્થા છે ત્યાં ત્યાં હાટકેશ્વરનું દહેરૂં હોયછે ને ઓચ્છવને દિવસે જ્ઞાતિ ભોજન થાયછે.

**કોળીઃ**—નીચે જણાવ્યા પ્રમાણે નવસારી પ્રાંતમાં કોળીની વસ્તી ૨૫૧૩૮ છે. તે આખા રાજ્યની કુલ કોળી વસ્તીનો ૧૫ મો ભાગછે. કોળીની ઘણી જાતોછે તે પૈકી ગોડીઆ અને મકવાણા સિવાય બીજી બધી જાતના કોળી નવસારી પ્રાંતમાં માલમ પડેછે. નવસારી પ્રાંતના કોળીઓ વહાણ ચલાવવાનો અને ખેતીનો ધંધો કરેછે.

| | | | |
|---|---|---|---|
| બારીઆ | ૧૦૨૮ | પાટણવાડીઆ | ૩૩૧ |
| ભાલીઆ | ૫૫૫ | તળપદા | ૧૭૪૧૪ |
| ચુંવાળીઆ | ૧૪૭ | ઠાકરડા | ૧૫૦ |
| હલવાડી | ૨૦૫ | નક્કી નહિ થએલી જાતના | ૪૮૨૨ |
| ખાંટ | ૧૭૧ | કુલ | ૨૫ ૮૩ |

કોળીની ઉત્પત્તિ વિષે વિવિધ પ્રકારની કલ્પનાઓ ચાલેછે. કોળી એવું કોઈ પર્વતનું નામ હતું તે ઉપરથી, કુલ—શાખા ઉપરથી, કોલ એટલે મછવો એ ઉપરથી, વિંધ્યાચળની દક્ષિણે કોલ નામનું રાજ્ય હતું તે ઉપરથી, એમ અનેક અટકળો કરવામાં આવીછે. આ લોકો સૂર્યવંશી રાજા યુવનાશ્વથી પોતાની ઉત્પત્તિ માનેછે. તેઓ સેંકડો વર્ષ સિંધુ નદીના બેટમાં હતા, પણ પછી હિંગળાજ દેવીની આજ્ઞાથી નળ તલાવનાં પ્રદેશમાં જઈ વસ્યા. તે વખતમાં તેઓ મેર પણ કહેવાતા. સોનંગ મેર તેઓનો મુખી હતો, તેને બાર દીકરા હતા. તેઓએ પોતપોતાની કુલ શાખા સ્થાપી. ગુજરાતમાં વનરાજના વખતમાં કોળી તથા ભીલ વિના બીજી જાતની વસ્તી નહોતી. હાલ કોળીની પાંચ મોટી જાત, તળપદા, ચુંવાળીઆ, વલાદીઆ, ખાંટ અને ગેડીઆ છે. આ પાંચની ઘણી

ગાખા છે, ને તે સર્વે એગની સંબધી ગાખા જેવી કે મહીઆ, રસવાલીઆ વગેરેમાં સમાયછે. તળબદા ગુજરાતમા ઘણા લાંબા વખતથી છે. વેદધર્મ પાળનારી જાતીઓના હુમલાને લીધે કોળી તથા ભીલ જંગલો તથા પહાડ તરફ ઘસડાયા. તળબદાની પેટા જાત તે જાદવ, સરવૈઆ, ચુડાસમા, ધુમે, મકવાણા, રાઠોડ, ઝાલા, ગોહિલ, માંગલીઆ, કતસરા, ચોહાણ, ચાવડા, સોલંકી, પરમાર, વાઘેલ, મેર વગેરેછે. એ નામો પરથી જણાય છે કે કાંતો રજપૂતોએ કોળીની જાતમાં સગાઇ કરેલી હોવી જોઇએ અથવા તો કોળીઓ અમુક અમુક રજપૂત કુળને વળગી રહેલા હોવા જોઇએ. સુંવાળીઆ તથા બીજી જાત કરતાં તળબદા વધારે ઉંચા કુળના મનાયછે. તેઓમાંના કેટલાક ખેતી કરેછે, કેટલાક મજુરી કરેછે, કેટલાક વહાણ ચલાવેછે, અને હાલ કેટલાક વર્ષથી ઘણા જણ આફ્રિકા તરફ કમાવા જાયછે. તેઓનો બાંધો જબરોછે. તેઓ સંભાળીને ખર્ચ કરનારા હોઇ હાલ ઠીક હાલતમા છે; અને ખેડૂત તરીકે માત્ર કણબીથી જ ઉતરતા છે.

---

## પ્રકરણ ૨૪ મું — મુસલમાનો

હિંદુસ્તાનની બહારથી આવેલા જે મુસલમાનો છે તેમા શેખ, સૈયદ, મોગલ અને પઠાણ એવી ચાર જાત છે, નીચે બતાવ્યા પ્રમાણે નવસારી પ્રાંતમાં તેમની વસ્તી ૮૧૪૦ ની છે. એમાંના ઘણા ખરા સિપાઇગીરી અને બીજી નાની મોટી સરકારી નોકરી કરનારા છે.

શેખ ૫૮૧૨ સૈયદ ૮૦૩ મોગલ ૧૭૧ પઠાણ ૧૩૫૪ કુલ ૮૧૪૦

**હિંદુમાંથી થએલા મુસલમાન વગેરેઃ**—હિંદુમાંથી મુસલમાન થએલા લોકો ઘણી ન્યાતોમાં વહેંચાઇ ગએલા છે. એમાંની નીચે બતાવેલી જાતો નવસારી પ્રાંતમાં છે. તેમની વસ્તી એ પ્રાંતમાં ૧૫૦૬૭ છે તે, આખા રાજ્યની એ જાતની વસ્તીનો લગભગ ૭મો ભાગ છે. આમાંના કેટલાક શુદ્ધ મુસલમાન ગણાવાનું વલણ ધરાવે છે. જેમાં પીંજારા પોતાને ધુનક પઠાણ અને તાઇ, પન્ની પઠાણ કહેવડાવે છે. વહોરા વેપારીઓ અને મેમણ અસલ હિંદુવેપારીઓ હતા તે મુસલમાન થયા પછી, વેપાર જ કરે છે. ખેડૂત વહોરાઓ મૂળ હિંદુ ખેડૂતો, રજપુત, કણબી વગેરે હતા તે હાલ પણ ખેતી કરે છે. પરંતુ હવે તેઓ વેપાર પણ કરવા લાગ્યા છે, અને આફ્રિકા, મોરીશીયસ, રંગુન વગેરે દેશાવર ખાતે વેપાર અર્થે જાય છે, અને સારા પૈસા કમાઈ લાવે છે, રજપુત ઠાકોરો વટલાઇને મોલેસલામ અને કસબાતી થયેલા છે. તેમનામાં આજે પણ ચુવાણ, જાધવ, એવી અટકો છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વહોરા વેપારી | ૪૩૮૮ | ફકીર | ૩૮૫ | વહોરા ખેડૂત | ૫૭૧૧ |
| કસબાતી | ૦૭૭ | ઘાચી | ૫૮૩ | મલેક | ૮૩૪ |
| મોલેસલામ | ૧૭૩ | તાઇ | ૧૦૮૪ | મોમનાં | ૨ |
| મીંધી | ૨૩ | મેમણ | ૫૦૬ | બીજા | ૮૩૧ |
| | | પીંજારા | ૩૨૦ | કુલ | ૧૫૦૬૭ |

**વહોરા વેપારીઃ**—વહોરાનો વર્ગ ગુજરાતમાં સૌથી વધારે તવંગર ને આબા-

હનીફીવાળા છે વેપારધંધાવાળા વહોરામાં સુની અને શીઆ બન્ને છે આ લોકો ધંધાને વાસ્તે ફરતા રહેછે, તો પણ તેઓ જથ્થાબંધ ઘણે ઠેકાણે છે તેઓ કચ્છમાંથી નીકળેલા છે આ લોકોમાંથી કેટલાક સિયામ, ચીન, અરબસ્તાન, આફ્રિકા ને જાપાન સાથે વેપાર કરેછે અને કેટલાક પોતાના દેશમાંજ લોઢાનો સામાન, રેશમ, ચામડાં, શીંગડાં વિગેરેનો ધંધો કરેછે તેઓ ધર્મકામ કરેછે, સીવેછે, વણેછે, ને પાઘડી તથા જોડાના ઝભ્ભા વણેછે. તેઓ ગાન, નાચ અને કેફી ચીજોથી અલગ રહેછે જે મક્કાની હજ કરી આવેલા હોયછે કે ચીન તથા બીજે મુલક જઈ આવેલા હોયછે તેમાંના થોડાક થોડાક વર્ષ થયાં આરબનો પહેરવેશ રાખવા માંડ્યોછે, પણ બીજા બધા સફેદ રેશમી કે સુતરાઉ તાલકા ટોપી, સફેદ બદન કે ઘુંટણ નીચે લગીનું પહેરણ ને સફેદ કે લીલીવાળા ઉપરથી પહોળા ને ઘુંટી આગળ સાંકડા લેંઘા પહેરેછે બહાર તેઓ સફેદ પાઘડી, અંગરખો, વગેરા જેવોજ લેંઘો ને ઉજ્જેની જોડા પહેરે છે બાયડી ગાતુ, આસમાની કે પીળું ઓઢણું, બેસતી કાચળી કે ડગલી અને રેશમી ચારણો પહેરેછે બહાર જતી વખત મોટો કાળો રેશમી બુરખો રાખેછે, જે મોઢું ઢંકાય અને છેડો પગ લગી આવે તેવો લાંબો હોયછે અને તેમાં માત્ર બે છિદ્ર આંખ આગળ હોયછે.

**વહોરા ખેડુત**—ખેડુત વહોરા સુની પંથના છે જે હિંદુઓ, બાદશાહના જુલમથી વટલ્યા તેઓ સુની થયા એમ અનુમાન કરાયછે તેઓના પોશાકમાં તાલ ઢંકાય તેવી ટોપી, લાંબો અંગરખો ને તુમાન હોયછે સ્ત્રીનો પહેરવેશ ઘણોખરો હિંદુ જેવો છે શાદી પહેલા બે દહાડા આગમ જ, તેઓ બાનું દેવની યાદગીરીમાં લાગ તથા વાન એકઠા રાંધેલાનું લહાણું કરેછે જો કે મોટે ભાગે આ રીવાજ હવે નીકળી ગયોછે હાલમાં બાનું દેવનું લહાણું નીકળી ગયુ છે તેમજ હવે તેઓ અંગ્રેજી કેળવણી પોતાના બચ્ચાઓને આપેછે તેઓનો મોટો ભાગ હાલ પરદેશગમન કરેછે જેથી માલદાર છે મોટા ખાણા ને લગ્ન મરણના મોટા ખર્ચ આ લોકોએ બંધ કર્યા છે તેઓ અંગ્રેજી ભણતરને નકામું અથવા ખોટું માનેછે અને ગામડાની મસજીદોમાં નિશાળ હોયછે ત્યાં દીનની કિતાબો શીખવા છોકરાંને મોકલેછે

**મેમણ**—મેમણ લોકો ગુજરાતના બધા ભાગમાં વસેલાછે આ લોકો ગાંધીની ચીજો, કપડાં અને બીજી પરચુરણ જણસોનો ધંધો કરેછે શહેરના મેમણ માથે ફુમતાની મોગલના જેવી પણ વધારે મોટી પાઘડી બાંધે છે હિંદુ તરેહનો અંગરખો અને ઘુંટણની નીચેથી સેમતો આવતો લેંઘો પહેરછે ગામડાના મેમણ રજપૂતના જેવો પહેરવેશ રાખેછે તેઓમાંના કેટલાક હાલમાં વેપારને અર્થે મોટા શહેરોમાં રહેછે ને ઘણી આમ નાની બરેની હાલતમાંછે મેમણો, ઘરમાં ગુજરાતી કે કચ્છી અથવા સીનાઈ ભાષા બોલેછે

**કસબાતી**—કસબાતી લોકોમાં કસ્બાતી, ગનુચી અથવા પઠાણ સિપાઈઓની ઓલાદ છે, અને કેટલાક વટલેલા રજપુતછે તેઓમાં કેટલાક અફીણના બંધાણવાળા ને કેટલાક દારૂની લતવાળાછે, ને રમતના શોખીનછે આ લોકો પોતાની છોકરીઓને મુસલમાનનેજ પરણાવે છે પણ કેટલીક પોતાના છોકરાઓની શાદી રજપુત કે કોળીની છોકરી સાથે કરાવેછે આ લોકોમાં ઘણાખરા કરજમાં ડુબી ગયલાછે ને હમેશ અફીણ વાપરવાથી શરીર અને મન નબળા પડી ગયેલાછે

**મલેક**—મલેક એટલે નટલેના હિંદુ, તેઓ ગુજરાતમા બધેજ મરદોમા કેટલાક કાઠી રજપૂતો ને બીજાઓ મુસલમાની પહેરવેશ રાખેછે તેઓ જમીનદાર, ખેડુતને સરકારી નોકરીમા સિપાઇ છે ઘણું કરીને ઘરમા કાંતે છે પણ ખેતરમા કામ કરતા નથી. આ લોકો સુઘડતાથી રહેછે ને ઇમાનદાર છે સ્ત્રીઓ શહેરમા દેખાવ દેતી નથી લગ્ન ને બીજા રીતરિવાજેમા તેઓ બીજા વરગેના રજપુતોથી જુદા પડતા નથી

**મોલેસલામ**—મહમદ બેગડાની બાદશાહીમા રજપુતમાથી કેટલાક જેઓએ મુસલમાની ધર્મ માન્યો પણ રીતભાત બાપદાદાની રાખી તેઓ તે મોલેસલામ કહેવાયા મોલેસલામ ઠાકોરો, મુસલમાન કાજી સૈયદ તથા મોલવીને માનેછે, અને વળી પરણવાની વખતના બ્રાહ્મણ પરજેને પણ પાળેછ તથા ભાટ ચારણને મદદ કરેછે આ લોકો ઘરમાં ધોતીયુ પહેરેછે, પણ બહાર નીકળે છે ત્યારે પાઘડી, અંગરખુ અને ચોરણો પહેરેછે તથા રજપુતની પેરે કમર બાધેછે, કે દુપટ્ટો નાખેછે તેઓ મુસલમાન સાથે ખાણુ ખાયછે પણ હમેશનુ ખાનપાન હિંદુ જેવુ જ છે

**ઘાચી**—ઘાચી, કેટલેક ઠેકાણે ગાચી અને કેટલેક ઠેકાણે ઘાચી વહોરા કહેવાય છે, તે હિંદુમાથી વટલેલા છે તેઓ સુની છે ને પોતાને, મનસરના મતને માનનાર કહેવડાવે છે મરદ, મુસલમાનનો પહેરવેશ રાખેછે પણ બૈરા ઘણાક હિંદુનો ને કેટલાક મુસલમાનનો પહેરવેશ રાખેછે મરદ બાગ રાખવાનો, ઘાણીથી તેલ કાઢવાનો, દુધ વેચવાનો ને ખેતીનો ધંધો કરેછે બૈરા દુધ વેચેછે ને ઘરનું કામ કરેછે તેઓ જથ્થાબંધ તેલ હિંદુ ઘાચીને વેચેછે છોકરાઓને ગુજરાતી કે અંગ્રેજી કંઈ શીખવતા નથી

**તાઇ**—તાઈ લોકો ગુજરાતના બધા ભાગમા છે તુર્કસ્તાન ને અરબસ્તાનની વચ્ચે આવેલા તાઇ નામના શહેર ઉપરથી આ લોકોનુ નામ પડયુછે પેગમ્બર ઇદ્રિસે તેઓને વણવા શીખવાડ્યુ એમ કહેવાયછે આ લોકોમા કેટલાક સુતરાઉ કપડા ને પાઘડીઓ વણેછે તેઓ ઘરમા ગુજરાતી કે ઉર્દુ બોલેછે કસબાઓમા બૈરાઓનો પહેરવેશ મુસલમાની ને ગામડામા હિંદુના જેવો છે તેઓ ભલા, ઇમાનદાર ને મહેનતુ છે તેઓ છોકરાઓને કુરાન શીખવાને મુલ્લા પાસે મોકલેછે પણ તેઓમા ઘણા અભણ છે

**સૈયદ**—સૈયદો પેગમ્બરની દીકરી ફાતમા તથા તેના ખાવિંદ અલીની ઓલાદના છે આ લોકો પોતાનુ કુળ ઉંચુ જણાવવાને નામની પાછળ શાહ જોડેછે, અને બૈરાના નામની સાથે બેગમ ઉમેરેછે આ લોકો બધા ધંધા કરેછે ગરીબ હોયછે તે નોકરી કે સિપાઇગીરી કરેછે પણ ઘણાક તો, કેટલાક કુળના ધર્મગુરૂ પીર હોયછે સૈયદે ભીખ માગવી એમા આબરૂ નથી પણ બેકારી સૈયદમાનો એક વર્ગ ભીખ માગેછે આ લોકો સુની પંથના છે

**શેખ**—શેખ એટલે વડો એ ઇલકાબ ખરેખર તો અબુબેકર, ઓમર, ને અબ્બાસની ઓલાદનો છે, પણ હાલ શેખ શબ્દ માથા ણુ માનના અર્થવાળો થએલો છે, અને પરદેશી તથા દેશી બન્નેની ઓલાદવાળાના નામ સાથે જોડાય છે મરદના નામની પહેલા શેખ કે મહમદ ને બૈરાના નામની પાછળ બીબી મુકવામા આવે છે તેઓ ધર્મચુસ્ત છે તો પણ ઘણા થોડા ઓછી લાગણીવાળા છે કેટલાક વર્ષથી આ લોકો પોતાના છોકરાઓને અંગ્રેજી કેળવણી આપવા લાગ્યા છે

**મોગલ**—મોગલ લોકોમાં બે વર્ગ છે. ઇરાનથી આવેલા અમીર તથા વેપારી ઓનાદના અને હિંદુસ્તાનની બાદશાહી સ્થાપનારા તાતર મોગલની ઓલાદના. આ લોકોમાં કેટલાક સરકારની નોકરીમાં છે. તેઓ બીજા મુસલમાનથી અળગા જ રહે છે, ને તેઓની મસજીદ પણ જુદી હોય છે. તેઓ પોતાના નામની પહેલાં, મિરઝા અને પછી, બેગ જોડે છે. જેમકે મિરઝા મહમદ બેગ અને સ્ત્રીઓના નામની જોડે ખાનમ જોડે છે જેમકે હુસેની ખાનમ.

**પઠાણ:**—પઠાણ ગુજરાતમાં બધેછે. આ લોકો અસલ અફગાનીસ્તાનના રહેવાસી કહેવાય છે. મરદ, પોતાના નામની સાથે ખાન ને ઓરત, ખાનુ જોડેછે. તેઓ લશ્કરી સિપાઇ તથા વેપારી દાખલ ગુજરાતમાં આવેલાછે. આ લોકોમાં થોડાક વેપારી તથા ઘોડાના સોદાગર સિવાય સઘળા લશ્કરમાંજ નોકરી કરેછે. ધર્મમાં બધા સુની છે.

---

## પ્રકરણ ૨૫ મું — અનાર્ય જાતો

ઉત્તરમાંથી આર્યોએ આવી સપાટ જમીનમાં વસતાં આ દેશના જે અસલ વતનીઓને જંગલ અને ડુંગરાઓમાં કાઢી મૂક્યા તે અનાર્ય કહેવાયા, એમ આગળ કહેવામાં આવ્યું છે. અનાર્ય પ્રજાની ઘણી જાતોછે, તે પૈકી નીચે લખેલી ૧૬ જાતો નવસારી પ્રાંતમાં માલમ પડેછે. તેમની વસ્તી બીજા પ્રાંતો કરતાં નવસારી પ્રાંતમાં વધારેછે. સોનગઢ, વ્યારા, મહુવા અને માંગરોળ તાલુકાના વાંકળ ટપ્પામાં તેમની વસ્તી વધારેછે. આખા રાજ્યની કુલ અનાર્ય વસ્તીના ૭૪ ટકા અનાર્યો નવસારી પ્રાંતમાં વસેછે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભીલ | ૧૩૯૯૨ | કોકણા | ૬૪૩૦ | ચોધરા | ૩૧૩૫૩ |
| કોટવાળીઆ | ૧૬૧૪ | ધાણકા | ૪ | માવચી | ૯૮૭ |
| ધોડીઆ | ૨૪૦૭૧ | નાયકડા | ૭૧૪૫ | દુબળા | ૩૩૮૩ |
| તલાવીઆ | ૧ | ગામીતગામતા | ૪૯૬૧૭ | વળવી | ૭૧૦ |
| કાથોડીઆ | ૫૨૦ | વરલી | ૫૯૮ | કોલધા | ૬૯૭ |
| વસાવા | ૯૪૬૫ | કુલ | ૧૪૬૪૦૬ | | |

**ભીલ**—દંતકથા ઉપરથી એ જાતની ઉત્પત્તિ, મહાદેવમાંથી થએલી મનાયછે. મહાદેવજી જંગલમાંની ભીલકન્યા સાથે પ્યારમાં પડ્યા હતા, ને તેનાથી તેમને ઘણી પ્રજા થઇ હતી. તેમનામાં એક બેડોળ અને દુષ્ટ છોકરાએ મહાદેવજીના પ્યારા પોઠીઆને કાપી નાખ્યો તેથી તે છોકરાને મંડળીમાંથી દૂર કર્યો હતો. આ છોકરાથી પોતાની ઉત્પત્તિ થઇછે એમ ભીલ લોકો વાત કરેછે. કાળીપરજની સઘળી જાતોમાં ભીલની જાત મુખ્ય અને વધારે અગત્યની ગણાયછે. ભીલની ઘણી જાતોછે, તેમાંની ડોંગરી, માવચી વગેરી, વસાવી, વાસવી, પાવેરા વિગેરે જાતો મુખ્ય છે. ડોંગરી ભીલ આ રાજ્યની પૂર્વ સરહદ ઉપર રહેછે. મહાભારતમાં પણ આ ભીલ જાતને મુખ્ય જાત તરીકે વર્ણવેલી છે. હિંદુસ્તાનનો ઇતિહાસ બતાવી આપે છે કે આ જાત એક વખત રાજ્ય કરતી કોમ હતી. આ જાત પૈકી હાલ તેઓમાંના કેટલાક સાધારણ ખેડુત તરીકે ગુજરાન ગુજારે છે, કેટલાક ટોપલીઓ ગુંથેછે. કેટલાક ફળફુલ અને જંગલનો ભાજીપાલો વેચેછે, અને કેટલાક ગુંદર, મધ અને મીણ એકઠું કરી તે આસપાસના લોકોને આપીને તેને બદલે

પોતાની ઉપજીવિકા માટે જરૂરી ચીજો મેળવે છે વળી આમાના કેટલાક સરકારી નોકરીમા પણ રહ્યાછે પરંતુ જે ભીલ ડોંગરની સરહદ પર રહેછે, તે અધમ સ્થિતિમા છે ને સાધારણ ખેતી કરેછે, અને મકવડા, મેરા વિગેરે ઉછેરછે જે ભીલ માગરોળ વિગેરે મદાનો તરફ રહેછે, તેમાના ઘણાખરા ઢોર ચોરી જવામા ને લુટફાટ કરવામા રોકાએલા હોયછે તોપણ તેઓ હાલના વખતમા ખેતી કરવા લાગ્યા છે આ લોકો રંગે ઘણાજ કાળા હોયછે આ જાતના લોકો સામાન્યપણે ઠીંગણા, તેમના ગાલના હાડકા ઉંચા, નસકોરા મોટા ને તેઓ ચાલાકી સાથે તથા અજાયબ જેવી રીતે થાક ખમે એવા હોયછે જે લોકો પર્વતના ભાગમા રહેછે, તે સ્વાભાવિક સ્થિતિમા ફરેછે, ને જે ખીણમા રહેછે તે લંગોટી મારેછે, ને તેમા પોતાના છરા કે દાતરડા રાખેછે તથા માથે વીંટાળવાને અને ખભે નાખવાને એક એક કકડો રાખેછે તેમની સ્ત્રીઓ પુરૂષો કરતા વધારે સભ્યતાથી કપડા પહેરેછે તોપણ તેઓ માત્ર ગુહ્ય અવયવ ઢંકાય તેટલા પુરતો જ કાછડો મારેછે ને ગળામા મણીઆની એક બે સેરો ઘાલેછે આ વિના બીજી કોઇ રીતે તેઓ પોતાનુ શરીર શોભાવવા માગતી નથી, પરંતુ સપાટ પ્રદેશમા ભીલ લોકો નાનુ સરખુ ધોતીયુ પહેરછે ને સ્ત્રીઓ અડધા લુગડાનો કાછડો વાળી બીજો છેડો માથે નાખેછે, ને ચોળી પહેરેછે, તથા પગમા પિત્તળના સખ્ત કલ્લા પહેરેછે આ જાતના પુરૂષો હમેશા તીરકામઠા વિના બહાર નીકળતા નથી તેથી તે તેમનુ એક ભૂષણ થઇ પડ્યુછે પુરૂષો માથાના અને દાઢીના વાળ કપાવતા નથી, તેથી તેઓ જંગલી દેખાય છે, અને જ્યારે તેઓ હથીઆર લઇને બહાર નીકળે છે, ત્યારે તેમના જંગલીપણામા ઘણો ઉમેરો થાયછે હાલના સમયમા કેટલાક ભીલ લોકો માથા બોડાવેછે, ને સાધારણ મુછ રાખેછે, તેથી તેમનાથી બીજાઓએ બ્હીવાને બદલે તેઓજ હવે બ્હીકણ થયા હોય એમ જણાય છે તેઓ હાલના વખતમા સાગડીઆનાને પાળી છે આ લોકો પોતાના ઝુપડા વાંસના બનાવી તેના છાપરા ઘાસથી છાયછે તે પવનના જોરની સપાટાથી ઉડી ન જાય માટે તેના ઉપર ઝાડની ડાળીઓ નાખેછે, અને બરૂના સાંઠાની ભીંતો કરી, તેના ઉપર છાણ કે માટીનુ લીંપણ કરેછે આથી ટાઢ અને પવનથી તેમનો સારો બચાવ થાયછે આ ભીલમાના કેટલાક હિંદુ અને કેટલાક મુસલમાન છે આ લોકોમા છોકરાના માબાપ કન્યા શોધી લાવેછે લગ્ન વખતે આ લોકો દારૂ તાડી પીને નાચ કુદકા નાચેછે આ લોકોમા નાતરાની રીત ચાલવામા, દારૂ તાડીનો ખર્ચ થાયછે ખવાડીઆનો રિવાજ પણ આ લોકોમા કેટલીક જગોએ છે મડદાને સાગને સેર બાંધી મસાણમા લઇ જાયછે ને ત્યા બાળેછે દહનક્રિયા થઇ રહ્યા પછી ત્રીજે દિવસે સગાવહાલા તથા ગામના માણસો ભેગા થઇ તેનો દહાડો કરેછે કૉલેરાથી મરણ થયુ હોય તેને બાળતા નથી પણ દાટેછે તેઓ ડાકણનો વહેમ બહુ રાખેછે છૈયા છોકરાને ડાકણ ખાયછે તથા ઢોર ને માણસ માંદા પડે તો તે કૃત્ય કરનાર પણ ડાકણછે, એમ તેઓ માનેછે, તેથી તેની સારવાર ન કરતા ભગતને બોલાવેછે તે આવી મંત્રબાજી ફુંક મારેછે આ લોકો ઘણાજ દારૂપીના હોયછે તેઓ મારામારી બાબતજ તોફાન કરેછે, અને કદાપી દારૂની નીશામા તોફાન કરતા તેનો અંદરઅંદર નિકાલ લાવેછે આ લોકોમા પરસ્ત્રી ગમન કરનાર ઉપર ઘણો તિરસ્કાર જોવામા આવેછે આ લોકો ઈ

અને ઘણા ઝનુનીછે, તથા દારૂડીઆ પણ નંબર એકના છે. તેથી તેઓ નિશામાં ઘણું તોફાન કરેછે. સ્ત્રીઓ પણ ઘણો દારૂ પીએછે. આ લોકોની પાસે ધીરજથી ને સમજાવીને કામ લેવામાં આવે તો તેઓ સારા કામકરંદા છે. તેઓ પોતાના ગામનું રક્ષણ કરવામાં ઘણા સાવધ જણાયછે, અને કોઈ પણ અડી ભીડીને વખતે એક સીસોટી વગાડવામાં આવે તો તેઓ ટોળાબંધ ભેગા થઇ જાયછે ને સાવધ થાયછે. તેઓ દરેક મુસાફરને આનંદી ચહેરાથી જુએછે ને તેને સુખ આપવા હંમેશાં આતુર રહેછે. તેમની મુખ્ય ખોડ એ છે કે તેઓ ઘણા અધીરા સ્વભાવનાછે. આ લોકો આખો દિવસ જંગલમાં ભટકતા ફરેછે. છતાં મહેનત કરીને ખોરાક મેળવવાને બદલે અડધા ખોરાકથી ચલાવે છે. દારૂ અને તંબાકુના તેઓ ઘણાજ શોખીનછે. એમના ઉપર જો ભરોંસો મૂકવામાં આવે તો તેઓ ઉત્તમ ભરોંસાને પાત્ર છે. આજ કારણથી ખાનદેશમાં એવા ભીલ જમીનદારોનો દર વર્ષે મોટો દરબાર ભરી તેમને સરપાવ આપવામાં આવેછે. આ ક્રિયાને ભીલ લોકો " દરબાર ફોડવો " એમ કહેછે. આ લોકોમાં ઘર ને કુટુંબ માટે વધારે પ્રીતિ, સ્ત્રી ઉપર માયાળુપણું, વડીલો માટે માન ને સત્યને માટે પ્યાર એ મુખ્ય ગુણો છે. તેઓ એવા સરળ હૃદયના છે કે જો તેમને ગુન્હેગાર તરિકે પકડવામાં આવે તો તેઓ ગુન્હો કબુલ કરી દેછે. આ લોકોનાં ઘરોમાં ઘણુંખરું સઘળી સત્તા સ્ત્રીઓની જ હોયછે. ગામડામાં ઘરડો માણસ મુખ્ય ગણાયછે, ને બીજાઓ ઉપર પિતૃભાવથી તેની સત્તા જામેલી હોયછે.

**વસાવાઃ**—ભીલ લોકોની એક જાત વસાવા કહેવાય છે. તેઓ સ્વતંત્ર ગામો વસાવી જથાબંધ વસ્તી કરી રહેવા લાગ્યા માટે તેમનું નામ વસાવા પડ્યું. તેઓ લુંટફાટ અને લડાઇ ટંટાના વખતમાં, ગામ સાચવવાનો ધંધો કરે છે. આ જાત વસાવા વહાવા, વહાવી કે વસાવડાને નામે ઓળખાય છે. પહાડવી, વેળવી ને નાયક એવા ત્રણ કુળ આ જાતમાં છે. આ જાતની સ્ત્રીઓ ગળામાં ધોળાં દરહાં, હાથે પિત્તળની છાલીઓ ને પગે પિત્તળનાં બબ્બે કલ્લાં પહેરેછે. પુરૂષો માથે ધોળી કે લાલ પાઘડી ધોતીયું કે સુરવાલ તથા બદન પહેરેછે. આ જાતમાં એક નવાઇ જેવો ચાલ એ છે કે પુરૂષો સ્ત્રીના નવા લુગડામાંથી લંગોટી જેટલો કકડો દરેક વખતે ફાડી લે છે, અને તે દહાડે કેડના કંદોરા સાથે લટકતો રાખેછે, ને રાત્રે બીજાં કપડાં કાઢી નાખી તે કકડાની લંગોટી મારી સુઇ જાયછે. આ લોકોમાં લગ્નનો દિવસ મુકરર કરી, જેટલા દહાડા બાકી હોય તેટલી ગાંઠો દોરડીમાં પાડી તે દોરડીઓ વર તથા કન્યા બન્ને પક્ષવાળાઓને ત્યાં રાખવામાં આવેછે. પછી રોજ એક એક ગાંઠ છોડતાં, જે દિવસે એક ગાંઠ બાકી રહે તે દિવસે વરવાળા જાન લઇ કન્યાને ગામ જાયછે ને ત્યાં ગામ બહાર રાત રહી આખી રાત નાચેછે. પછી સવારે તે જાન કન્યાને ઘેર જાયછે, એટલે બન્ને તરફનાં માણસો વચ્ચે આડો વાંસડો પકડવામાં આવેછે, ને પછી બન્ને બાજુએ નાચ શરૂ થાયછે. આ વખતે સ્ત્રીઓનાં કલ્લાંનો અવાજ, નાચ ગાવાના ઢોલ, તુર, દોબડા વગેરેનો અવાજ તથા નાચનો એકંદર દેખાવ જોવા જેવો થાયછે.

**વાલરીઃ**—વાલરી એ જાત કુકણાને મળતીછે અને તે વ્યારા તાલુકાના દક્ષિણ ભાગમાં કુકણા લોકોની સાથે ભેળસેળ થઇને રહેછે, અને દાસત્વના જેવો ધંધો કરેછે.

**ખંધાડીઓઃ**—ઘરમાં જ્યારે માણસોની તંગી હોય અથવા એકની એક છોકરી હોય ને માબાપ ખાધે પીધે સુખી હોય તો તેઓ કન્યાને વેચાતી ન આપતાં તેને માટે પોતાને ઘેર કોઈ છોકરાને લાવી રાખેછે. આવી રીતે આણેલા છોકરાને ખંધાડીઓ (ઘર જમાઈ) કહેછે. સારા ઘરવાળા હંમેશાં આ પ્રમાણે કરેછે, તેથી ખંધાડ લાવનારને જેટલી આબરૂછે તેટલીજ ગેરઆબરૂ ખંધાડ આવનાર છોકરાના માબાપની મનાયછે. પરંતુ જ્યારે કન્યા લાવવા ખર્ચ પૂરતા પૈસા ન હોય તેમજ ઘણા છોકરા હોય ત્યારે જ આ લોકો પોતાના છોકરાને ખંધાડીઓ મોકલેછે. ખંધાડીઓ કરવાનો રિવાજ એવો છે કે ખંધાડીઆ તરીકે જેને લાવવાનો હોય, તેનાં માબાપ સાથે પ્રથમ નક્કી કરી મુકરર દિવસે વાજતે ગાજતે કન્યાવાળા વરને ઘેર જાયછે, ને ત્યાં છોકરાના ઘરનું પીવણ પીએ છે ને રોટલા ખાઇ સ્ત્રી પુરુષો ભેગાં મળી નાચેછે. પછી એવો ઠરાવ કરવામાં આવેછે કે પાંચ વર્ષની અંદર છોકરીને ખંધાડીઓ પસંદ નહીં પડે તો તેને રજા આપવામાં આવશે. ખંધાડીઓ ઘેર આવ્યા પછી વર વહુ સાથે રહેછે. વરને ખાવાનું વગેરે વહુ આપે છે. જો છોકરીને વર પસંદ નહિ પડે તો તે તેની સાથે બોલતી નથી, ને તેને ખાવાનું આપતી નથી, એટલે માબાપ જાણે છે કે છોકરીને ખંધાડીઓ પસંદ નથી. આવે પ્રસંગે વર્ષ દિવસના પાંચ રૂપિયાને હિસાબે જેટલા રૂપિઆ થાય તેટલા વરને આપી તેને કાઢી મૂકવામાં આવેછે, ને બીજો ખંધાડીઓ શોધવામાં આવેછે. જો વરને વહુ પસંદ પડતી નથી તો તે પોતાની મેળે જતો રહેછે. વખતે એમ પણ બનેછે કે પાંચ વર્ષ દરમ્યાન કન્યાને છોકરું થયા પછી પણ, વરને રજા આપવામાં આવેછે, પણ આવા દાખલા ઘણા થોડા બનેછે. વળી પાંચ વર્ષ પછી જો તેઓને અણબનાવ થાય તો તેઓ છૂટાં થઈ શકેછે. છોકરો સાસરે રહી મહેનત મજૂરી કરે તેના બદલામાં તેને કાઢી મૂકતી વખતે વર્ષના પાંચ રૂપીઆને હિસાબે આપવામાં આવેછે. પણ જો તે બન્નેનું ગોઠતું થઈ જાય તો તે ખંધાડીઆને છોકરીના માબાપ વાવલું કાઢી આપેછે. બન્નેના નિર્વાહ પૂરતું અનાજ પાકે એટલી જમીનમાં તે છોકરીનો બાપ દાણો વાવી આપે, ને તેમાં તેઓ મહેનત મજૂરી કરી દાણો પકવે, તેને વાવલું કહેછે. આ ખંધાડીઆનો વારસામાં કશો હક પહોંચતો નથી, પણ સસરો પોતાની ખુશીથી થોડી ઘણી જમીન આપેછે, ને પછી બન્નેની મરજી થાય તો તેઓ તે જગ્યાએ, અગર બીજે ગામ જઇ જુદાં રહેછે. ખંધાડીઓ પાંચ વર્ષ સુધી સસરાના ઘરમાં રહી મહેનત કરવાને બંધાયલો હોયછે, ને તે મુદત પછી સ્વતંત્ર થવા ધારે તો તે થઇ શકેછે. બન્ને સરખી ઉમ્મરનાં હોય અથવા છોકરી કરતાં છોકરો સહેજ નાનો હોય તો તેમનો સંબંધ થાયછે, પણ છોકરી કરતાં છોકરો મોટો હોય તો તુરત કન્યા બોલી ઉઠે છે કે મારા બાપ જેવો મોટો છે માટે એને કોણ રાખે? એમ કહી તેને પરણતી નથી. કેટલાક ગામતડા પોતાનો છોકરો મરી ગયા પછી તેની વહુને ઘરમાં રાખી તેને પણ ખંધાડીઓ આણી આપે છે. લગ્નને માટે સોમવાર કે શનિવાર આ લોકો સારો માનેછે.

મરતી વખત માણસને જમીન પર ઉતારેછે ને મરી ગયા બાદ માણસ ભેગા થઇ તેને ખાટલીમાં મૂકી બાંધેછે, તથા બાંધણમાં સગાં વહાલાં એક પૈસો બાંધેછે. મરનારનાં શરીર ઉપર હલકા દાગીના રહેવા દેવામાં આવેછે. પછી મસાણમાં લઇ

જઇ તેને નવગવેછે. ઉત્તમ સ્થિતિના ગામીત, મડદાને બાળેછે ને બીજા દાટેછે. સગાં વહાલાં સારી સ્થિતિનાં હોય તો મસાણમાં તેમજ રસ્તામાં બંદુક ફોડાવેછે. પાંચ વર્ષ સુધીના બાળકને દાટવાનો રિવાજછે. આ લોકો દિવસમાં ત્રણ વખત ખાયછે. તેઓ ઘી કે તેલ ખાતા નથી, કેમ કે ઘીથી ઉલટી થાય એમ માનેછે. વળી આ લોકો માંસાહારી પણ છે. આ લોકોની સ્ત્રીઓ જ્યારે રજસ્વલા થાયછે ત્યારે આભડછેટ પાળતી નથી. સગાં વહાલાંમાં મરણ થયે તેનું સ્નાન કરેછે તેમ મડદા સાથે જનાર લોકો સ્નાન કરી ઘેર આવેછે. પુરૂષો હમેશાં પંચ કેશ રાખેછે, પણ હાલ હજામત કરાવતા થયાછે. બગલના વાળ કઢાવતા નથી, કારણ કે તે તોડવાથી તાવ આવેછે એમ માનેછે. હોળીના ગીત હોળીના દિવસો વિના ઇતર દિવસોએ ગાય તો આંખો આવે એમ તેઓ માનેછે. સ્ત્રીનું નામ તેઓ દેતા નથી તેમજ સ્ત્રીઓ પુરૂષનું નામ પણ દેતી નથી. પર ગામી માણસો ઘરના માણસો સાથે બેસીને ખાતા નથી પણ ખાવાનું વેગળે લઇ જઇ ખાયછે. છોકરાની ઝોળી ઉપર થઇને કે બીજા ઉપર ઓળંગીને દેવતા લઇ જવામાં આવે તો તેની નીચે આવેલી વસ્તુ કોહી જાય એમ માનેછે. આ લોકોમા પરોણાગત કરવાનો રિવાજ ઘણો સારો જોવામા આવેછે. પોતાની જાતનો ગમે તે માણસ આવે તો પણ તેને જમાડવાનો રિવાજ છે જો કોઇ પોતાથી ચડતી વર્ણનો માણસ આવે તો તેને સિધું આપેછે. જો વધારે માણસ આવી ચડે તો ભાગે પડતાં માણસો વહેંચી લેવામાં આવેછે. આ લોકોમાં એક બીજાની મદદથી કામ કરવાની રીત જોવામાં આવે છે.

**દુબળા:**—દુબળા એ શબ્દ " દુર્બલ " ઉપરથી બનેલો છે, અને એ નામ આપણા આર્ય લોકોએ આપેલું જણાયછે. આ પ્રાંતના મહુવા વિગેરે મહાલોમાં, રાસ્તી પ્રદેશની સરહદવાળા ભાગમાં, ફક્ત આ લોકોની વસ્તીનાં કેટલાંક ગામછે અને બાકીનાં બધા મહાલોમાં, ઉંચ વર્ણના લોકોનાં ગામોમાં પણ, દરેક જગાએ થોડી ઘણી આ લોકોની વસ્તી છે. રાસ્તી ભાગમાં આ લોકો ખેતીનો અને મજુરીનો ધંધો કરેછે. કાળીપરજની બધી જાતોમાં આ જાત વધારે સુધરેલી છે, તેમજ તેના રીતરીવાજો પણ બીજી કાળીપરજની જાતો કરતાં વધારે સુધરેલા જોવામાં આવેછે. આ જાતમાં તળાવીઆ દુબળા અને હોરીઆ દુબળા, એવા બે પ્રકાર છે. તેઓ એક બીજાનું ખાતા નથી, તેમજ કન્યાની આપલે પણ કરતા નથી. હોરીઆ દુબળા મુસલમાનનું ખાયછે. તેથી દુબળામાંથી વટલાયલાની આ હોરીઆ જાત ઉત્પન્ન થઇ હોય એમ લાગેછે. પાધર પ્રદેશની અંદર આ જાતના લોકોની જથ્થાબંધ વસ્તી છે. તેમજ ઘણાંખરાં ગામોની અંદર એમની છુટક છુટક વસ્તી પણ છે. તેઓ લાંબા વખતથી ઉજળીઆત લોકોના પરિચયમાં આવ્યા છે તેથી તેમના રીતરિવાજ વગેરેમાં ઘણો ફેરફાર થઇ તેઓ કાળીપરજમાં પહેલે નંબરે સુધરેલા ગણાયછે. આ લોકોનો ઘણોખરો પહેરવેશ હવે હીન્દુ લોકો જેવો થઇ ગયેછે. પુરૂષ વર્ગ લંગોટી મારી તે ઉપર ધોતીયું પહેરેછે, અને ભાત વિનાનુ પિત્તળનું એક એક કાતરીયું પહેરેછે તથા ગળામાં કીડીઆંની એકબે સેરોનો દાગીનો પહેરેછે, જેનું નામ તેઓ કાળી ગાંઠી કહેછે. તેઓ વળી કનઇ વગેરેનાં લોળીઆં કાને પહેરેછે. જેમ ગામતડા લોકો રસ્તામાં ચાલતાં સહજ ઓળખાઇ આવેછે. તેમ આ લોકોનો પુરૂષ વર્ગ ઓળખાઇ આવતો નથી. કારણકે તેમનો તથા નાયકા વગેરેનો

પહેરવેશ એકજ પ્રકારનો હોયછે, પણ દુબળાની સ્ત્રીઓ પગે એક એક કલ્લું પહેરે છે, અને નાયકાની સ્ત્રી બબ્બે પહેરે છે, તેથી સ્ત્રીઓ તરત ઓળખાઈ આવેછે. આ લોકો ખાવાપીવામાં એક બીજાનું એઠું ખાતા નથી. દરેક માણસનું ખાવાનું તેમજ પીવાનું વાસણ જૂદું જૂદું હોયછે. પીવાને માટે જૂદાં જૂદાં વાસણ ન હોય તો પોશ વડે પાણી પીએછે. વળી એ લોકોમાં સમરાથી તથા જેઠથી વહુના ખાટલા ઉપર બેસી શકાતું નથી. આ લોકો ઘણા વહેમીછે. ડાકણ માણસને ખાઇ જાયછે, બિલાડી આડી જાય અગર ડાબી આંખ ફરકે તો નઠારા શુકન થાય, સગર્ભા સ્ત્રી ઘુવડનો અવાજ સાંભળે તો તેના પેટમાંનું છોકરૂં સૂકાઇ જાય, બુધવારે ગામડે જવામાં અપશુકન થાય વગેરે વહેમો તેમનામાં છે. વટલાયલા ને કેદમાં જઇ આવેલાને કે વ્યભિચાર કરનારને તેઓ ન્યાતિબહાર મૂકેછે, પછી તેમની પાસેથી ન્યાતુ ( મીજબાની ) લઇ તેમને ન્યાતિમાં લેછે. પંચમાં ભેગાં થયલાં માણસોને દારૂ તાડી પાવી તથા બાફણ ખવરાવવું એને તેઓ ન્યાતું કરવું કહેછે.

**ચોધરાઃ**—ચોધરા લોકોની વસ્તી વ્યારા તાલુકામાં વધારે છે અને સોનગઢ તાલુકાનાં કેટલાંક ગામોમાં તથા મહુવા વગેરે તાલુકાઓમાં થોડી થોડી છે. કાળી-પરજની તમામ જાતોની ખુબસુરતી વિષે વિચાર કરતાં આ જાત એ બાબતમાં પહેલો નંબર ધરાવેછે. તેઓ લગ્નમાં છોકરાના હાથમાં તલવાર આપે છે અને માથાનો ચહેરો ત્રિકોણાકાર કરાવેછે. આ લોકોનો મુખ્ય ખોરાક જુવારના રોટલા, ભડકું અને ખીચડી છે. ચોધારા, છાંટાવાળા ચોધરા, અને વલાવડા ચોધરા એવા ત્રણ પ્રકાર આ જાતના છે. આ ત્રણે જાતોના રીતરીવાજ ઘણી ખરી બાબતમાં મળતાછે, પણ ચોધરા લોકો સાથે, ખાવા પીવા વગેરેનો સંબંધ, બીજી જાતવાળા રાખતા નથી. સાધારણ રીતે આ જાતના લોકો પોતાની વસ્તીના જથ્થાના બે ભાગ પાડે છે, તેમાંના એક ભાગના લોકોને તેઓ "બહાર" કહેછે અને તેમાં ઝાંખરી નદીની દક્ષિણના વ્યારા તથા મહુવા તાલુકાના ચોધરા લોકોનો સમાવેશ કરેછે. વળી બીજા ભાગને તેઓ પીનાડીઆનો ભાગ કહેછે, તેમાં ઝાંખરી નદીના ઉત્તર તરફના વ્યારા, વાલોડ, માંડવી ને સોનગઢ વગેરે ભાગના ચોધરાનો સમાવેશ કરેછે. ચોધરા જાતમાં પુરૂષો લંગોટી પહેરી તે ઉપર એક પોતડી વીંટેછે, ને માથે પાઘડી ઘાલેછે તથા એક ધોતીયું અંગે નાખેછે. કેટલાક ચોધરા કાનની બુટે કરગરી નામે દાગીનો ઘાલેછે, તથા હાથે કલઇનું કે ચાંદીનું કડું પહેરેછે. સ્ત્રીઓ એક કાબરચિત્રા લુગડાનો કાછડો મારેછે ને બીજું માથે બાંધેછે, કે ઓઢેછે. તેમનામાં લગ્ન થયા સિવાય કાપડું પહેરવાનો રિવાજ નથી. છોકરો કે છોકરી ચાર પાંચ વરસના થાય ત્યારે તેમને લંગોટી પહેરાવેછે. છોકરો બાર વરસનો થાય ત્યારે તેને પોતડી પહેરાવી પાઘડી બંધાવેછે, ને છોકરીને એક રંગીત લુગડાંનો કાછડો મરાવેછે, તથા એક લુગડું માથે બંધાવેછે. પંદર વર્ષ ઉપરાંતની છોકરીને સ્ત્રીના લુગડાં પહેરવા માટે આપેછે, પણ ચોળી કે કાંચળી તો આપતા નથી. સ્ત્રીઓ પગે કલાઇનાં કલ્લા ને હાથે પિત્તળની છાલી તથા કાતરીયું નામે દાગીનો ઘાલેછે તથા ગળે ગાંઠી, ને કાને વિંટલા વગેરે પહેરેછે. આ લોકોમાં મોટી ઉમ્મરે લગ્ન થતાં હોવાથી છોકરી રજસ્વલા થયા પછી તેનું લગ્ન થાયછે, અને તેથી તેઓમાં બાળપણામાં ઘર

માંડવાનો રીવાજ નથી. વખતે પુરૂષ મોટો હોય તો પણ તે પોતાની મરજી માફક વર્તી શકતો નથી. આ લોકોમા પણ ખંધાડીઓ રાખવાનો રીવાજ છે. તેની પાંચ વરસની બોલી કરવામાં આવેછે, તે મુદતમાં તે બન્નેની વચ્ચે બનાવ થાય તો લગ્ન કરેછે. આ લગ્ન કન્યાને ઘેર થાયછે, ને તેનો બધો ખર્ચ કન્યાનો બાપ ભોગવેછે. કેટલીક વખત લગ્ન થયા પહેલા પણ છોકરીને છોકરાં થાયછે તેમાં આ લોકો કશો બાધ ગણતા નથી વળી એક ખંધાડીઓ ના પસંદ પડેતો બીજો ત્રીજો ચોથો એમ કરવામાં આવેછે. આ બન્ને રીતમા લગ્ન થયા પછી સ્ત્રી પુરૂષ છોકરૂં થતા સુધી ઘણું ખરૂં સાથે ને સાથેજ રહેછે ને ખેતર વગેરે ઠેકાણે પણ સાથેજ જાય છે. ઘણું કરીને જેઠ માસમા લગ્ન કરવાનો રિવાજ છે. કેટલાક સુધરેલા ચોધરામાં, મરેલા માણસની ચકે આગળ એક માણસ અવળે મોંઢે ઉભો રહેછે ને બીજો તેની આંખ દાબેછે એટલે તે ઉભેલો માણસ બોલેછે કે " હુ આ તારા ઉપર નથી મૂકતો પણ મારા શત્રુ ઉપર મકું છુ " એમ કહી એક સળગતો કાકરો એ ઉપર મૂકેછે, તથા મડદા પાસે ઘડો ફોડવાની ક્રિયા પણ કરેછે. મરણ પછી પાંચ સાત દિવસે ઘરનો એક માણસ નદીએ જઈ પથ્થર લાવી ઘરમાં મુકેછે ને ભગતને બોલાવી ધુણાવેછે. પછી પેલા પત્થર પાસે દારૂના છાંટા પાડી, તેને ખાવાનું ધરે છે ને તે પત્થર ગાડીમાં મુકી પાંચ દસ માણસો વાજતે ગાજતે કોઈ મુકરર જગોએ જાયછે ત્યાં પેલો પત્થર અડધો દાટી અડધો ઉઘાડો રાખેછે; અથવા જમીન ઉપર પણ મૂકેછે ને તે ઉપર દારૂની છાક પાડી ચોખાની પૂંજ પાડેછે, તથા મરઘું મારી ઘીનો દીવો કરેછે ને પછી ઘેર આવેછે. આ પત્થરને ખત્રુ કહેછે. આ પછી દર દિવાસાએ તથા શ્રાધ વખતે આ ખત્રાની પૂજા કરેછે. આવાં ખત્રા મુકવાની જગ્યા બે ત્રણ ગામ વચ્ચે એકજ રાખવામાં આવેછે. તેમજ એક ઘરનાં ખત્રાં એકજ જગ્યાએ દાટવામાં કે મૂકવામાં આવેછે. ખત્રું મૂકયા પછી કુટુંબી માણસો મુછ કતરાવેછે તથા માથાના વાળ ઉતરાવેછે પણ નાના છોકરાનાં ખત્રામાં તેમ કરતા નથી. કોઈ સારી સ્થિતિનો મરી ગયો હોય તો તેના ખત્રા ઉપર ઘુમટ મૂકેછે. હાંડીના આકારનું એક મોટું માટીનું વાસણ બનાવેલું હોયછે તેને ઘુમટ કહેછે. વળી કેટલાક ઘુમટને બદલે માટીનો ઘોડો પણ ખત્રા આગળ મૂકેછે. આ ઘોડા તથા ઘુમટ ઉપર ખડી કે ચુનો ને અબરખનો ભુકો ચોંપડેલો હોયછે. તે વાજતે ગાજતે ખત્રા પાસે લઈ જાયછે; તેની ઉપર પ્રમાણે પુજા કરી તેના ઉપર ઢાંકેછે, પછી એકજ ઘરનાં ખત્રાં એ ઘુમટ નીચે મુકવામાં આવેછે, અને જ્યારે તે ઘુમટ નીચે જગ્યા નથી રહેતી ત્યારે બીજું મરણ થયે બીજો ઘુમટ લાવી તેની નીચે તેનાં ખત્રાં મૂકેછે. જીવતી અને મરેલી ડાકણનો વહેમ આ લોકોમાં ઘણો હોયછે તેમજ તેઓ નજર, મૂઠ વગેરેને પણ બહુ માન આપેછે. વળી આ લોકોમાં એકજ ઘરનાં માણસો પણ પાસે પાસે બેસીને ખાતાં નથી પરંતુ તાંસળામાં ખાવાનું લઇ એક બીજા ન જુએ એમ છેટે છેટે અવળે મોંઢે બેસી ખાય છે. વળી એક બીજાનું પીધેલું પાણી પણ પીતા નથી. કોઈ પણ પુરૂષ અગર સ્ત્રી વ્યભિચાર કરતાં માલમ પડે તો તેને જ્ઞાતિ બહાર મૂકેછે. વળી કોઇ કાચી કે પાકી કેદમાં થોડો વખત પણ જઇ આવ્યો હોય તો તેને પણ નાત બહાર મૂકેછે. કેદમાં જઇ આવવું એ આ લોકોમાં ઘણું જ

હલકું ગણાયછે, તેથી કેદમાં પડેલો માણસ છુટીને આવ્યા પછી તરત જ્ઞાતિ બહાર ગણાયછે ને તેના ઘરનાં માણસો તેને દૂર રાખીને ખાવાનું આપેછે. વળી વટલેલા કે વ્યભિચાર કરનારા માણસોને જ્ઞાતિ બહાર મૂકવાનો ઠરાવ કરવામાં આવે ત્યારથી તે જ્ઞાતિ બહાર ગણાયછે. મરણના દિવસમાં બાફણું લાવવાનો રિવાજ છે, તે દહાડે વટલાયલું કે છીનાળું કરનાર માણસ બાફણું લાવે તો તેને તે નાખવા દેતા નથી એટલું જ નહીં પણ તેને ઉંચે રહીને દારૂ તાડી પાયછે એટલે તે જ્ઞાતિ બહાર મૂકાએલું જાહેર થાયછે. પણ જ્યાં સુધી આ ઠરાવ થએલો હોતો નથી ત્યાં સુધી તે પોતાના ઘરમાં જ ખાયછે ને જ્યારે તેને જ્ઞાતિમાં લેવામાં આવેછે ત્યારે તેનાં ઘરનાં વાસણો કાઢી નંખાવેછે. ગુન્હેગાર માણસો ગુન્હાનો ઇન્કાર કરે તો પણ તેને જ્ઞાતિ બહાર મુકેછે. પછી તે માણસ જાણે કે આપણું કશું ચાલવાનું નથી ત્યારે તે નળધરાના ચોધરીને ત્યાં જઈ દંડ વગેરે કબુલ કરી આવી પંચ ભેગું કરવાનો દિવસ મુકરર કરેછે. પંચ ભેગું કરવાનો વખત કોઈના મરણના દહાડા પાણી વખતે જણાવવામાં આવેછે. ક્રિયા ખર્ચને દિવસે ગુન્હેગાર આવીને પોતાની હકીકત જાહેર કરેછે, એટલે તેનો દંડ ઠરાવી નળધરાના જાગીરદારે કહેલો દિવસ મુકરર કરેછે. આ ઠરાવેલે દિવસે નળધરાના જાગીરદાર વિગેરે ભેગા થાયછે. આવા કામમાં સાત ગામના સાત પટેલીઆ ભેગા થવા જોઇએ. તેથી તેવા સાત પટેલીઆ ભેગા ન થયા હોય તો સાત ફળીયાના સાત પટેલીઆ. તે પણ ભેગા ન થાય તો છેવટે એક ફળીયાના સાત પુરૂષો ભેગા થઈ ને એક હારમાં બેસે છે. જ્ઞાતિ બહાર થયેલો માણસ ન્હાઇને ત્યાં આવેછે અને ગાયના મૂત્રમાં માટી તથા તુલસીનાં પાન નાખી તે પીએછે. પછી પેલા સાત જણ તેને પુછે છે કે અમને કેમ બોલાવ્યાછે? ત્યારે તે પોતાનો ગુન્હો જણાવી પોતાને જ્ઞાતિમાં લેવા વિનંતિ કરેછે, ને પછી પેલા સાત જણના હાથમાં એકેક પાંદડું આપી તેમાં તાડી રેડેછે તથા તે સાતે જણના મોં આગળ રાંધેલાં માંસના સાત કકડા મૂકેછે. પછી પેલો ગુન્હેગાર પોતાના બન્ને હાથમાં એક એક પડીઓ લઈ દરેક જણ પાસે જાયછે, એટલે તે દરેક માણસ તેના એક પડીઆમાં થોડી તાડી રેડેછે અને બીજા પડીઆમાં માંસનો એક કટકો નાખેછે. એમ તે સાત વખત ફેરા ખાયછે, પછી તે બે પડીઆ લઈ તે ગુન્હેગાર માણસ વેગળો જાય છે ને ત્યાં તેમાંથી થોડી તાડી પી માંસનો એક કટકો ખાયછે એટલે એક ચોધરી ત્યાં આવી ખજુરીની સોટીથી તેને મારેછે. આ પ્રમાણે થયા પછી ખાખરાના પાનની એક બીડી બનાવી પંચમાનો એક માણસ ગુન્હેગારને આપેછે. તે તે સળગાવેછે અને પીએછે તથા પેલા પંચને પીવા આપેછે. પહેલો પંચ પીને ગુન્હેગારને આપેછે એટલે તે પીને પાછો બીજા પંચને આપેછે. એમ સાતે જણને વારા ફરતી આપેછે તથા સાતેના મોઢામાંની બીડી પીએછે. પછી બધાને રામ રામ કરેછે એટલે પંચવાળા બોલેછે કે હવે જે આને જ્ઞાતિબહાર કહેશે તેને જ જ્ઞાતિ બહાર મુકવામાં આવશે. પછી ગુન્હેગાર સાતે જણને વારા ફરતી રામ રામ કરેછે ને બધાની સાથે બેસી દારૂ તાડી વગેરે પીએછે તથા ખાયછે. આ રીતે તે પાવન થયો ગણાય છે.

**દોડીઆ:**—બારા અને મહુવા તાલુકાનાં કેટલાંક ગામો તદ્દન દોડીઆ લોકોની વસ્તીનાં છે, અને તેમની કેટલીક વસ્તી રાસ્તી મહાલોમાં છુટક છુટક પણ છે. તેઓ

ખેતી, મજુરી, નોકરી વગેરેનું કામ કરેછે. બીજી કાળીપરજની જાતો કરતા આ જાતના ઘણા લોકો હાલ રાસ્તી ગામોમાં વધારે પ્રમાણમાં જઇ રહેલા જણાયછે. વણઝારીઉ વાડું, સોઇઉ, બારડું, ધરાકીયું, ગરાશીઉં, કોલ્હા વાંસફોડીઉ, દરવારીઉં, વાળુ રોકો-ડીયું, મહેતીયું, દેસાઇ ને વાંકડા એવી જાતનાં આ લોકોનાં કુળનાં નામછે. આ નામ સ્થળ, ધંધો તથા ઇતર જાતોનાં નામ ઉપરથી પડયાં હોય એમ જણાયછે. આ જાતનો રંગ સહેજ ગૌર વર્ણો છે. આ લોકો વ્યાગ તાલુકાના સપાટ પ્રદેશમાં તેમજ મહુવા, કામરેજ, વગેરે તાલુકામાંનાં ઘણાંખરાં ગામે ફળીઆબંધ રહેછે. તેઓ દુબળા જેવીજ ઉજળીઆત જાત સાથે સંબંધમાં આવ્યા છે. પુરૂષો લંગોટી મારી તેના ઉપર નાની સરખી પોતડી વીંટાળે છે, અને ખભે લુગડું નાંખી માથે નાની સરખી લાલ પાઘડી પહેરેછે. કેટલાક પુરૂષો કાંડે તથા કાને પિત્તળના કે ચાંદીના દાગીના પણ ઘાલેછે. વળી સ્ત્રીઓ ઘુંટણની ઉપલી બાજૂથી કાછડો મારી એક નાનું સરખું લુગડું માથે નાખેછે, અને કાપડું પહેરેછે; તથા પગની એડીથી ઘુંટણ સુધી પિત્તળના વાળા પહેરે છે. તેનું તોલ લગભગ ૨૦ શેર હોયછે. તેમજ હાથનાં કાંડાંથી કોણી સુધી પિત્તળની કડખીઓ પહેરેછે. તેનું વજન પણ લગભગ દશ શેર સુધી હોયછે. પ્રથમ આવા વાળા ને કડખાં થોડાં પહેરેછે. પણ પછી દર સાલ તેમાં વધારો કરેછે, ને આ દાગીના જેમ વધારે તેમ વધારે ગૃહસ્થાઇનું લક્ષણ છે એમ એ લોકો માનેછે. આ જાતની સ્ત્રીઓ ગળે કાળી ગાંઠી ને કાને ભવરી, વીંડી, વગેરે દાગીના પણ ઘાલેછે. આ લોકો શરીરની ઉંચાઇમાં કુકણા ને ગામતા કરતાં કંઇક વધારે હોય એમ જણાયછે. તેમજ શરીરે પણ કંઇક વધારે મજબુત હોય એમ માલમ પાડેછે. આ જાતની સ્ત્રી બાગ્યેજ વાંઝણી રહેછે. એમનામાં જ્યારે એકાદું માણસ મરી જાયછે ત્યારે તે માણસના લુગડામાંથી એક ચીંદરડી કાઢી લેવામાં આવેછે ને તેને એક પૈસો બાંધી તે તથા કોવાડો ઘરમાં રાખી મુકવામાં આવેછે. પછી જ્યારે મરનારાનો દહાડોપાણી કરવાનો દિવસ આવેછે ત્યારે પેલો ચીંદરડીવાળો પૈસો ત્યાં લાવી જોગીને આપી દેવામાં આવેછે. આ લોકો શાહુકારને ઘેરથી રૂપીઆ વ્યાજે લાવેછે તેનો હિસાબ રાખવા ઘરમાં રૂપીઆની સંખ્યા જેટલી ગાંઠો દોરડીએ વાળેછે. જો એ આની કે પાવલી લાવવામાં આવેલી હોય તો તે કરતાં વધારે ઝીણી દોરીને ગાંઠો મારેછે. આ પ્રમાણે કરવાથી તેઓ એકંદર રૂપી-આનો આંકડો સમજી શકેછે.

**નાયકા અને કુકણા:**—"નાયક" શબ્દ ઉપરથી નાયકાની જાત થઇછે. ભીલ લોકોમાં તેમનો નાયક હોય છે ને તેના પ્રત્યે તેઓ ઘણું માન ધરાવેછે. આવો કોઇ નાયક રાસ્તી પ્રદેશમાં આવી વસ્યો હશે, તેના વંશજો નાયકા કહેવાયા હોય એ સંભ-વિતછે. આ લોકોની વસ્તી રાસ્તી ભાગમાંછે, તેમજ કવચિત્ ડુંગરાળ જંગલી પ્રદેશમાં પણ માલમ પડેછે. તેથી ભીલના નાયકમાંથી આ જાત ઉત્પન્ન થઇ હોય એમ માનવું સકારણ ગણાયછે. ઉંચા નાયકા, નીચા નાયકા ને ચોળીવાળા નાયકા એવા ત્રણ પ્રકારની જાતનાછે. ડાભડીઉં, ગરાશીઉ ને ભમરીઉ એવા ત્રણ કુળ આ લોકોનાંછે. પુરૂષો અને સ્ત્રીઓનો દેખાવ ઢોડીઆ જેવોજ છે, પણ તેમની સ્ત્રીઓ હાથે અને પગે જે કડખી અને વાળા પહેરેછે, ને પ્રમાણમાં ઢોડીઅણો કરતાં કંઇક ઓછી હોયછે. આ લોકોમાં

લગ્ન વખતે, કન્યાને ઘેર જુવાર તથા ડાંગર આપવી પડેછે ને તેની ગાંસડી વરને માથે મૂકીને લગ્ન વખતે લઇ જવાનો રિવાજ હોયછે. વળી આ લોકોમાં કસવો ખવરાવવાનો પણ રિવાજછે. આ લોકો ખેતીમંદા ઘણા થોડા હોયછે, તેથી તેમને ખોરાકની તંગી પડેછે. આ કારણથી ઘણા નાયકા હાળી, ગોવાળ, તરિકે રહેછે.

**કુકણાઃ**—કુકણા નામ કોકણ ઉપરથી પડયુંછે, કેમકે કોકણનો મુલક આ લોકોના મુલકથી દુર નથી. આ જાતના પુરૂષો એક લંગોટી મારી માથે નાની સરખી લાલ પાઘડી પહેરેછે, અને કાને કલઇ કે પિત્તળની અકેક કડી ઘાલેછે. સ્ત્રીઓ એક લુગડાનો કાછડો મારેછે, તથા ગળામાં કીડીઆંની, પેટ સુધી લટકતી એક બે લાંબી સેરો નાખે છે, તથા હાથે પિત્તળનો એક વાળો અને બંગડીઓ પહેરેછે. આ પ્હેરવેશથી આ લોકો તરત ઓળખાઇ આવેછે, તોપણ તેમનો દેખાવ ભીલ લોકોના દેખાવ સાથે લગભગ મળતો હોયછે. આ લોકોમાં મરનાર માણસનું એક રૂપાના પત્રાં ઉપર ચિત્ર પડાવી તે પત્રું ઘરમાં એક પાટીઆ ઉપર મૂકી રાખેછે, અને તેની વાર તહેવારે પુજા કરેછે. વળી આ લોકોમાં મરનારનું શ્રાદ્ધ પણ કરવામાં આવેછે. આ લોકોના દરેક ગામે તેમનો એક પટેલ અને તેને મદદ કરનાર કારભારી હોયછે, તથા એક કાડીઓ એટલે રખો પણ હોયછે. આ લોકોમાં જ્યાં સુધી છોકરાંને ઘેર છોકરાં થતાં નથી ત્યાં સુધી એક કુટુંબનાં માણસો ઘણું કરીને ભેગાં રહેછે. કુકણા લોકો નાણાંની કિંમત સમજનારા અને આવેલા પરોણા ઉપર ભાવ રાખનારા તથા હોંશીલા જણાયછે. તેઓ રોહીસો નામે ઘાસમાંથી રોહીસેલ તેલ કાઢેછે. આ તેલ બે પ્રકારનું થાયછે. એક સાધારણ લાલ રંગનું અને બીજું મોતીઆ રંગનું. આ તેલ મોસમે દોઢથી પોણાબે રૂપીએ શેર વેચાયછે. વા થયો હોય તો આ તેલ ચોપડવાના કામમાં આવેછે, તેમજ અત્તરોમાં ભેગ કરવા માટે પણ તેનો ઉપયોગ થાયછે.

**કાથુડીઆઃ**—આ લોકો સોનગઢ તાલુકાની પૂર્વ તથા દક્ષિણ બાજૂએ રહેછે. આ લોકો પોતાને લંકાના રાવણ રાજાના વંશજ જણાવેછે, અને જ્યારે દેશ ઉજ્જડ હતો ત્યારે તેઓના પૂર્વજ અહીં આવીને વસેલા એમ તેમનું કહેવુંછે. આ જાત ભટકતી છે, તેથી તેઓ પોતાનું રહેઠાણ ધંધાને માટે વારંવાર બદલેછે, પણ અત્યાર સુધી તેઓ જે ભાગમાં સ્થાયી રહેઠાણ કરીને રહ્યાછે તે ભાગ તેઓ કદી છોડતા નથી. જો કે કાથાના ધંધા માટે આ લોકોને વેપારીઓ આબુ, જોધપુર વગેરે સ્થળોએ લઇ જાયછે; તોપણ તેઓ પોતાનું સ્થાયી રહેઠાણ હંમેશને માટે બદલતા નથી. આ જાત ઘણી આળસુ ને વધતી ઓછી ગંદી જણાયછે, અને જે સ્થળમાં તેઓ રહેછે ત્યાં તેઓ ઇતર જાતો સાથે કોઇ પણ જાતના વ્યવહાર વિના લગભગ ન્યાતિ બહાર જેવા રહેછે. આ લોકો કાથાની ભઠ્ઠીમાંથી સારો પૈસો મેળવેછે, પણ તેઓ કમાવાના વખત કરતાં તે વાપરવાને ઘણો થોડો વખત લગાડેછે, તેથી તેઓ હંમેશાં કંગાલ સ્થિતિમાં નજરે પડેછે. આ લોકો ઘણાજ જંગલીછે. તેઓ બીજી જાતની કાળીપરજ જેટલો વ્યવહાર પણ સમજતા નથી. પણ માત્ર કાથાનો ઇજારદાર આપે તેટલું ખાવું, અર્ધનગ્ન સ્થિતિમાં રહેવું ને માત્ર પેટ ભરવા ખાતર વૈતરૂં કરવું એટલુંજ સમજેછે. કાથુડીઆની જાતનાં મુખ્ય ચાર પ્રકારછેઃ—(૧) હેલમ (૨) જાદુ (૩) પવાર-મે (૪) સીંધ્રી. આમાંની પહેલી જાત

ઘણી અગત્યની અને આગળ પડતી છે પરંતુ છેલ્લી સૌથી અધમ છે. આ લોકો રંગે ઘણા જ કાળા હોય છે, ને છેક નગ્ન સ્થિતિમાં રહે છે એમ કહીએ તો ચાલે. પુરુષો માત્ર લંગોટી મારી માથે લાલ રંગનો ચાર પાંચ હાથનો કકડો વીંટે છે, અને સ્ત્રીઓ છેક કેડના ભાગ આગળ કાછડો મારી શરીરનો બીજો તમામ ભાગ ઉઘાડો રાખે છે. આ જાતની સ્ત્રીઓ માત્ર લગ્ન થતીજ વખતે કપડું પહેરે છે ને તે પછી આખી જીંદગી સુધી તેમને તેની જરૂર પડતી નથી, પણ માત્ર ગળામાં કોડીઆનો હાર નાખે છે. આ લોકોનો દેખાવ અર્ધો ભૂખે મરેલા જેવો જણાય છે. વળી સ્ત્રીઓનો દેખાવ ભાગ્યેજ સારો હોય છે. નવસારી પ્રાંતમાં આ લોકોની વસ્તી ઘણી નથી, પરંતુ નંદરબાર, નવાપુર વિગેરે ભાગના ડુંગરોમાં તેમની ઘણી વસ્તી છે. આ લોકોનો મુખ્ય ધંધો કાથો બનાવવાનો છે તેથી જંગલના ઇજારદારો તેમને અગાઉથી દાણા કે રૂપીઆ ધીરે છે ને ખુલ્લી મોસમે તેમને પોતાના રાખેલાં જંગલોમાં લઇ જાય છે, ત્યાં તેઓ કાથો બનાવવાનું કામ કરે છે. વળી કાથો બનાવવાની ભઠ્ઠીમાં જ્યાં કાથાની ગોટીઓ સુકવવા નાખી હોય ત્યાં કોઇને ખાસડું પહેરી જવા દેતા નથી, તેમજ જ્યાં સુધી દેવની પૂજા ન કરે ત્યાં સુધી ઇજારદારથી તૈયાર થયલો કાથો વેચી શકાતો નથી. તેમ છતાં કોઇ ઇજારદાર વેચે ને તેની ખબર એ લોકોને પડે તો તેઓ રાતવાસો લઇને અધુરી ભઠ્ઠી મૂકી ક્યાંએ જતાં રહે છે, તેની ઇજારદારને ખબર પડતી નથી ને તેથી તેમને ઘણી અડચણ વેઠવી પડે છે.

**કોટવાલીઆ**—કોટવાલીઆ એ એક ભીલની જાત છે ને તેઓ ટોપલીઓ વગેરે ગુંથવાનો ધંધો કરે છે. આ જાતના લોકો સોનગઢ અને વ્યારા તાલુકાનાં બેચાર ગામડાંમાં થોડી થોડી વસ્તી કરીને રહ્યા છે ને તેઓ ખુલ્લી મોસમે ગામે ગામ ભટકી પોતાનો ધંધો ચલાવે છે. આ લોકોને વીટોળીઆ પણ કહેવામાં આવે છે. પુરુષો નાની પોતડી તથા માથે પાઘડી પહેરે છે ને કાનમાં રૂપાના કે પિત્તળના વીટલા ઘાલે છે. સ્ત્રીઓ પાંચ હાથના લુગડાનો કકડો પહેરે છે તથા તેટલોજ કટકો માથે નાખે છે પરંતુ કાપડું તો ક્વચીતજ મોટા ગામોમાં જવું પડે ત્યારેજ પરણેલી સ્ત્રીઓ પહેરે છે. દાગીના તરીકે સ્ત્રીઓ હાથમાં પિત્તળનાં ચાપીઆં, પગમાં કલાઇનાં કલ્લા ને ગળામાં કોડીઓની હારો ગાંઠી પહેરે છે. આ લોકોમાં છોકરા છોકરી રસ્તામાં કે બીજે ઠેકાણે ભેગાં થાય ત્યારે એક બીજાને પસંદ કરે છે ને પછી તેઓનાં માબાપ તેમનાં લગ્ન કરી આપે છે. તેમનો મુખ્ય ધંધો વાંસ ફાડવાનો છે. તેઓ સરકારમાં પુરૂપ દીઠ ફી ભરી જંગલમાંથી જોઇએ તેટલા વાંસ કાપી લાવે છે ને તેના સુપડાં, ટોપલા, ટોપલીઓ, કંડીઆ, પાલાં, ગાડીના પડદા, ગાડીમાં મૂકવાનાં તગારીઆં વગેરે ગુંથણ કામ કરે છે. તેમની સ્ત્રીઓ પણ એજ કામ કરે છે.

---

## પ્રકરણ ૨૬ મું — વિચિત્ર રિવાજો.

---

**આકાશ સાથે લગ્ન**:—કાળીપરજની કેટલીક જાતોમાં ખંધાડીઆ (ઘર જમાઇ) રાખવાનો રિવાજ હોય છે અને તેનું લગ્ન બન્નેને ગોઠતું થયા પછી કરવામાં આવે છે; પણ એ લગ્ન થયા પહેલાં ખંધાડીઓ ભગી જાય તો આ લોકો તેના બચ્ચાને પીઠી

( હળદર ) ચોળેછે ને તેના શરીર સાથે ગંડેલી છોકરીને બેસાડેછે, એટલે તે છોકરીનું લગ્ન થયું એમ એ લોકો માનેછે તથા તે પછી મરજીને પ્રમાણમાં લઇ જાયછે.

**ભગતઃ**—આપણા તરફ જેમ કેટલાંક ગામોમાં ભુવા વગેરે લોકો હોયછે તેમ આ કાળીપરજના મોટાં મોટાં ગામોમાં ચોધરા, કુકણા, નાયકા કે ઢોડીઆ જાતના એક બે માણસો ભગત હોયછે ને તેઓ ઝોડ ઝપટ કાઢવાનું, દેવપૂજા કરાવવાનું, મંત્ર નાખવાનું ને ઓસડ આપવાનું કામ કરેછે. દરેક માંદગી દેવ તરફથી આવેછે, એમ આ લોકો માનેછે, તેથી તે દૂર કરવા માટે તે દેવની પૂજા કરવી જોઇએ, એમ તેમની સમજ હોવાથી, તેઓ ભગતને બોલાવી તેને માંદા માણસની માથા ઉપર ઉતારેલા દાણા દેખાડેછે. ભગત દાણા જોયા બાદ તે માંદા ઉપર મંત્ર વગેરે અજમાવેછે ને દેવની પૂજા કરેછે તથા તે પછી ઝાડપાલાની દવા આપેછે. આ ભગત લોકો જો કે સંસારી હોયછે તો પણ તેઓ પંડોળાં તથા તુરીઆનું શાક ખાતા નથી, સાવરણી કે ખાટલો ઓળંગતા નથી, તવા ઉપર રોટલો શેકાઇ તૈયાર થયો હોય તે તવા ઉપરથી ઉતારી જમવાના વાસણમાં મૂકયો હોય તો ખાતા નથી પણ તવા ઉપરથી નીચે બીજા વાસણમાં નાખ્યા બાદ તે ખાયછે. રંધેલું અનાજ જમીન ઉપર પડયું હોય તો તે ખાતા નથી અને કોહેલું એઠું પણ ખાતા નથી. વળી તૈયાર થયેલા રોટલા પૈકી, પહેલો તેમ છેલ્લો રોટલો પણ ખાતા નથી.

---

## પ્રકરણ ૨૭ મું. જાતી અથવા સ્ત્રી પુરૂષનું પ્રમાણ.

નવસારી પ્રાંતમાં દર ૧૦૦ પુરૂષે સ્ત્રીઓનું પ્રમાણ ૯૮૨ આવેછે, બીજા પ્રાંતો સાથે સરખાવતાં સ્ત્રીની બાબતમાં નવસારીની સ્થિતિ ઉત્તમછે. વડોદરા કડી અને અમરેલી પ્રાંતમાં દર ૧૦૦ પુરૂષે સ્ત્રીની સંખ્યા અનુક્રમે ૮૭૨, ૯૪૭ અને ૯૪૦ આવેછે, જુદા જુદા ધર્મના લોકોમાં તપાસતાં, નવસારી પ્રાંતનાં હિંદુઓમાં ૯૭૩, જૈનોમાં ૭૭૮, મુસલમાનમાં ૧૦૭૧, પારસીમાં ૧૪૭૧ અને અનાર્ય પ્રજામાં ૯૬૯ એ પ્રમાણે દર ૧૦૦૦ પુરૂષે સ્ત્રીનું પ્રમાણ આવેછે. આ ઉપરથી જણાયછે કે નવસારી પ્રાંતના મુસલમાન અને પારસીઓમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા એકંદરે વધારેછે. જૈન લોકોમાં સ્ત્રીનું પ્રમાણ સૌથી કમી આવેછે તેનું કારણ કે એ લોકો પૈકી કેટલાક પરદેશી હોયછે અને પોતાની સ્ત્રીઓને પોતાને દેશ મુકી વેપાર અર્થે તેઓ નવસારી પ્રાંતમાં આવેના હોયછે. પારસીઓમાં પણ મરદો મુંબઇ આદી બહાર જવાથી સ્ત્રીની સંખ્યા વધારે જણાએ છે.

**સંસારિક સ્થિતિઃ**—સંવત ૧૯૧૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે એકંદર પુરૂષ વસ્તીમાં સેંકડે ૪૬ કુંવારા, ૪૮ પરણેલા, અને ૬ વિધુર હતા, અને સ્ત્રી વસ્તીમાં સેંકડે ૩૮ કુંવારી ૫૦ પરણેલી અને બાર વિધવા હતી. ધર્મવાર આંકડા જોતા આ આંકડામાં ઘણો તફાવત માલમ પડેછે. હિંદુ સ્ત્રી પુરૂષો લગ્ન વહેલાં કરેછે તેથી સો ૧૦૦ હિંદુ પુરૂષોમાં ૪૩ કુંવારા, ૫૭ પરણેલા, અને વિધુરો કુલ્લે ૭, એટલે સેંકડે નહિ જેવાછે, કારણ કે પુરૂષ રંડે કે તરત ફરી પરણે છે પણ સ્ત્રીને પુનર્લગ્ન કરવાની છુટ થોડી

જ નાતીઓમાં હોયછે. હિંદુ સ્ત્રીઓમાં સેંકડે ૩૩ કુંવારી, ૫૪ પરણેલી અને ૧૩ વિધવા છે. હિંદુ કરતાં જૈન સ્ત્રી પુરૂષો મોડા પરણેછે તેથી પરિણામ એ આવ્યું છે કે હિંદુઓ સાથે સરખાવતાં જૈન ધર્મમાં કુંવારાની સંખ્યા વધારે અને પરણેલાની સંખ્યા ઓછી છે. જૈન ધર્મમાં વિધવાઓનું પ્રમાણ વધારેછે, કારણ કે જૈન વર્ગનો મોટો ભાગ વાણીઆનો અનેશે હોવાથી તેઓમાં પુર્નલગ્ન થતાં નથી, માટે ૧૦૦ જૈન પુરૂષોમાં ૫૦ કુંવારા ૪૦ પરણેલા અને ૧૦ વિધુર છે, અને ૧૦૦ જૈન સ્ત્રીઓમાં ૩૬ કુંવારી ૪૧ પરણેલી અને ૨૩ વિધવા છે. મુસલમાન પુરૂષોમાં સેંકડે ૪૯ કુંવારા, ૪૫ પરણેલા અને ૬ વિધુરછે, જ્યારે મુસલમાન સ્ત્રીઓમાં સેંકડે ૩૬ કુંવારી, ૪૮ પરણેલી અને ૧૬ વિધવાછે. અનાર્ય પ્રજાની સંસારિક સ્થિતિના આંકડા જોતાં તે બીજી કોમો કરતાં ઘણા જુદા પડેછે. તેમનામાં ૧૦૦ પુરૂષોએ ૫૨ કુંવારા, ૪૪ પરણેલા, અને ૪ વિધુર હોયછે અને ૧૦૦ સ્ત્રીઓમાં ૪૭ કુંવારી, ૪૬ પરણેલી, ને ૭ વિધવા હોયછે. આ પ્રજામાં બાળ લગ્નનો રિવાજ નહિ જોવેછે. છોકરીઓ હિંદુ જૈન વગેરે કરતાં વધારે મોટી ઉમ્મરે પરણે છે. આથી કરીને તેમનામાં કુંવારા સ્ત્રી પુરૂષનું પ્રમાણ બીજી કોમો કરતાં વધારેછે. ૧૦૦ હિંદુ પુરૂષોમાં જેટલા પરણેલા, કુંવારા, અને વિધુર છે તેનાં કરતાં ૧૦૦ પારસી પુરૂષોમાં ૧૨ પરણેલા ઓછા, ૧૫ કુંવારા વધારે, અને ત્રણ વિધુર ઓછાછે. તેવીજ રીતે ૧૦૦ હિંદુ સ્ત્રીઓમાં જેટલી કુંવારી, પરણેલી, અને વિધવા છે, તેના કરતાં ૧૦૦ પારસી સ્ત્રીઓમાં પરણેલી ૧૫ ઓછી, કુંવારી ૧૮ વધારે અને વિધવા ૩ ઓછીછે. આ ધર્મના લોકોમાં વધારે સ્ત્રી, તથા પુરૂષો સમજણમાં આવ્યા પછી જ પરણે છે. વિધવા પુનર્લગ્નની જો કે એમનામાં છુટછે છતાં જે સ્ત્રીઓ પૈસાદાર હોયછે અને ઉમ્મરે પહોંચેલી તથા છોકરાંવાળી હોયછે, તે પુનર્લગ્ન કરતી નથી. અનાર્ય પ્રજામાં તો ધણી અથવા વહુ મરી જાય કે તરતજ, વિધવા સ્ત્રી અથવા 'વિધુર' ધણી, ફરીથી પરણેછે,' અને તેથી આ જંગલી પ્રજામાં વિધવાઓની તેમજ વિધુરોની સંખ્યા વિસ્મય પમાડે એટલી બધી ઓછા પ્રમાણમાં છે. દોડીઆમાં મરનાર ધણીની ઉત્તર ક્રિયા થઇ રહે અને ન્યાત જમી રહે કે તરત તેની વિધવા સ્ત્રી પરણે છે અને પ્રથમના પતિથી તેને છોકરાં હોય તો તેનાં સગા વહાલાંને સોંપવામાં આવેછે.

**બાળલગ્ન અને વૈધવ્યઃ**—એકંદરે આખા રાજ્યમાં દર ૧૦૦૦ સ્ત્રી પુરૂષોમાં, ૪ વર્ષની અંદરના છોકરાઓમાં ૩૯ પરણેલાછે, અને તેજ ઉમ્મરની છોકરીઓમાં ૮૩ પરણેલી છે. ૫ થી ૯ વર્ષની ઉમરના છોકરા તથા છોકરીઓના સંબંધના આંકડા ૧૧૧ અને ૧૮૮ છે અને ૯ થી ૧૪ વર્ષના ૧૦૦૦ છોકરાઓમાં ૨૩૬ પરણેલાછે ત્યારે તેજ ઉમરની ૧૦૦૦ છોકરીઓમાં ૫૧૫ પરણેલીછે. પ્રાંતવાર આંકડા તપાસીશું તો નવસારી પ્રાંતમાં દર ૧૦૦૦ છોકરાઓમાં ૪ વર્ષની અંદરના ૧૦ અને ૫ થી ૯ વર્ષ સુધીના ૩૮ પરણેલા છે, જ્યારે દર ૧૦૦૦ છોકરીઓમાં ૪ વર્ષની અંદરની ૧૪ અને ૫ થી ૯ વર્ષ સુધીની ૭૪ છોકરીઓ પરણેલીછે. ૧૦ વર્ષની અંદરની પરણેલી કન્યાઓનું પ્રમાણ વડોદરા અને કડી કરતાં નવસારીમાં ઓછુંછે. તેનું કારણ એ છે કે તે પ્રાંતમાં અનાર્ય પ્રજા ઘણી રહેછે, જે પોતાની કન્યાને મોટી થયા વિના પરણાવતીજ નથી.

**વૈધવ્યઃ**—આખા રાજ્યની વસ્તી એકંદરે લેતાં, ૧૦૦૦ પુરૂષોમાં ૭૬ વિધુર અને

૧૦૦૦ સ્ત્રીઓમાં ૧૭૬ વિધવાઓ છે; અર્થાત ૭ સ્ત્રીએ ૧ વિધવા અને ૧૩ પુરૂષોએ ૧ વિધુરછે. પ્રાંતવાર સ્થિતિ તપાસતાં, નવસારી પ્રાંતમાં પુરૂષો દર હજારે ૫૯ વિધુર અને દર હજારે સ્ત્રીઓ ૧૧૯ વિધવા છે. દરેક પ્રાંતમાં વિધુર કરતાં વિધવા સ્ત્રીઓનું પ્રમાણ બમણું અથવા ત્રણ ઘણા જેટલું છે; કારણ કે જે જે ઉંચી હિંદુ અને જૈન કોમોમાં વિધવાઓને ફરીથી પરણાવવાનો પ્રતિબંધ છે, તે તમામ કોમોમાં વિધુરોને ફરીથી પરણવાની છુટછે. તેમાં પણ જે સ્ત્રીને છોકરાં હોયછે, અને જે ઉમ્મરે પહોંચેલી હોયછે તે વિધવા થયે ફરીથી પરણે તે બહુ સારૂ ગણાતું નથી. નવસારી પ્રાંતની વસ્તીમાં અનાર્ય પ્રજાનો મોટો ભાગ હોવાથી એ પ્રમાણ સૌથી ઓછુંછે.

---

## પ્રકરણ ૨૮ મું. કેળવણી

---

રાજ્યના ચારે પ્રાંતોમાં કેળવણી બાબતમાં, નવસારી પ્રાંતનો નંબર ત્રીજો આવે છે. સૌથી પહેલો નંબર સ્વાભાવિક રીતે રાજનગર વડોદરાનોછે. અહી દરેક ૫ પુરૂષોમાં ૨ પુરૂષ ભણેલા હોયછે. વડોદરા પછી કેળવણીની બાબતમાં બીજો નંબર અમરેલીનો આવેછે, ત્યાં ૫ પુરૂષોમાં ૧ ભણેલો હોયછે. નવસારી પ્રાંતની વસ્તીનો ચોથો ભાગ રાની મહાલની કાળીપરજનોછે તોપણ આ પ્રાંતમાં ૭ પુરૂષોમાં ૧ ભણેલો માલમ પડે છે, કારણ કે અહીંના પારસી, વહોરા, અને અનાવલા લોકો કેળવણીમાં આગળ પડતો ભાગ લેછે. ભણેલી સ્ત્રીનું પ્રમાણ ૪૦ સ્ત્રીએ ૧ આવેછે. સ્ત્રી અને પુરૂષ બન્નેનું પ્રમાણ ભેગું કરતાં, નવસારી પ્રાંતમાં ૧૦૦ માણસે ૯ માણસ ભણેલા નીકળેછે, ત્યારે વડોદરામાં ૧૧, કડીમાં ૭ ને અમરેલીમાં ૧૨ નીકળેછે. નવસારી પ્રાંતમાં સેંકડે ૯ ટકા કેળવાયલાનું પ્રમાણ આખા પ્રાંત માટેછે. દરેક તાલુકો જૂદો લઇએ તો નવસારીમાં ૨૦, ગણદેવીમાં ૧૭, પલસાણામાં ૧૧, કામરેજમાં ૧૭, મહુવામાં ૭, માંગરોળમાં ૧૧, સોનગઢમાં ૨, વ્યારામાં ૩, વાંકળમાં ૨, ઉમરપાડામાં ૧, એ પ્રમાણે ટકા આવેછે. આ ઉપરથી નવસારી તાલુકામાં દર ૫ માણસે ભણેલા ૧ માણસનું પ્રમાણ આવેછે. સોનગઢ, વ્યારા, ઉમરપાડા અને વાંકળ તથા મહુવા તાલુકાઓમાં અનુક્રમે ૬૨, ૪૪, ૩૬, ૯૦ અને ૪૫ માણસોએ ૧ એ પ્રમાણે, ભણેલાઓનું ઘણુંજ હલકું પ્રમાણ નીકળેછે. રાની મહાલોમાં આટલા પણ ભણેલા જણાયછે, તેનું કારણ એ કે સરકારી નોકરો અને કંટ્રાકટરોનો તેમાં સમાસ થયેલોછે. રાની મહાલના લોકોની કેળવણી માટે બોર્ડિંગ વગેરે સ્થાપવામાં આવેલાંછે. આમાંનાં સોનગઢમાં ધાણકા વસ્તીગૃહ તથા ધાણકા કન્યાશાળા વસ્તીગૃહ અને વ્યારામાં ધાણકા વસ્તીગૃહ એમ ત્રણ સ્થાપન થયેલાંછે.

**ધર્મવાર કેળવણીઃ**—જૂદા જૂદા ધર્મના લોકોમાં કેળવણીનો પ્રચાર કેટલો થયોછે, એ વિષયના આંકડા તપાસતાં જણાય છે કે પારસીઓમાં કેળવણી સૌથી વધારે ફેલાયલીછે. દર સો પારસીઓમાં ૬૯ ભણેલા અને દર સો પારસી સ્ત્રીઓમાં ૫૭ ભણેલીછે. પારસી પછી જૈન લોકો આવેછે. તેમાં દર સો પુરૂષે ૬૯ ભણેલા અને દર સો સ્ત્રીએ ૮ ભણેલીછે. મુસલમાનોમાં દર ૧૦૦ પુરૂષે ૨૧ અને દર સો સ્ત્રીએ

લગભગ ૨ ભણેલી માલુમ પડેછે. હિંદુઓમાં અંત્યજ વર્ગ તેમજ કેટલીક અનાર્ય પ્રજાઓએ પોતાને હિંદુ ધર્મમાં ગણાવીછે, તેનો સમાસ થતો હોવાથી દર ૧૦૦ પુરૂષે ૧૭ ભણેલા અને દર સો સ્ત્રીએ ૨ ભણેલી માલુમ પડેછે. અનાર્ય પ્રજામાં દર ૨૦૦ પુરૂષે ૧ ભણેલાનું પ્રમાણ આવેછે. તેમની સ્ત્રીઓમાં ૬૮૧ સ્ત્રીએ ૧ સ્ત્રી ભણેલી નીકળી આવેછે એટલે તેમનામાં ભણેલી સ્ત્રીઓ નથી એમ કહીએ તો ચાલે.

ન્યાતવાર કેળવણી:—ન્યાતવાર કેળવણી જોતાં દેશસ્થ, કોકણસ્થ અને શેણવી, બ્રાહ્મણ, પ્રભુ, કપોળ, મોઢ, શ્રીમાળી અને ઓસવાળ વાણીઆમાં દર ૧૦૦૦ પુરૂષે ૭૦૦ ભણેલાછે. ત્યારપછી અનાવલા, લાડ, ખડાયતા, બ્રહ્મક્ષત્રી અને કાયસ્થ આવેછે. જેમાં દર ૧૦૦૦ પુરૂષે ૬૦૦થી૭૦૦ સુધી ભણેલાછે. કારીગર વર્ગ જેવા કે ભાવસાર, કંસારા, સોની, એમાં દરહજાર પુરૂષે ૫૦૦ થી વધારે ભણેલાછે. ત્યારપછી લેઉવા, કણબી, મરાઠા, સુથાર, સૈયદ, વહોરા, મેમણ, ખત્રી, ઘાંચી અને કાછીઆ આવેછે. જેમાં ૧૦૦૦ પુરૂષે ૩૦૦થી૪૦૦ ભણેલા હોયછે. કોળી, વાઘરી, ઢેડ, ભંગી, વગેરે હલકી ગણાતી ન્યાતોમાં ૧૦૦૦ માં ૧૦૦ કરતાં ઓછા ભણેલાછે. ભીલ, ચોધરા, ગામી, દુબળા અને બીજી અનાર્ય પ્રજાઓમાં કેળવણી બહુજ પછાતછે. તેમાં ૧૦૦૦ પુરૂષોએ ૮થી૨૦ ભણેલા નીકળેછે. ન્યાતવાર સ્ત્રી કેળવણીનો તપાસ કરતાં શેણવી, પરભુ, નાગર, કોકણસ્થ બ્રાહ્મણ વગેરે ન્યાતોમાં દર હજાર સ્ત્રીઓએ ૪૭૮, ૨૭૭, ૨૨૧, ૧૧૧ સ્ત્રીઓ ભણેલી હોયછે. એ શિવાયની બીજી કોમોમાં સ્ત્રી કેળવણી ઘણી પછાતછે, તેમાં સ્ત્રી કેળવણીનું પ્રમાણ દર ૧૦૦૦ સ્ત્રીઓમાં ૧૧થી૮૦ સુધીનું આવેછે.

અંગ્રેજી કેળવણી:—આખા રાજ્યમાં ૧૦૦૦૦ માણસની વસ્તીમાં માત્ર ૯૦ માણસો અંગ્રેજી ભણેલાછે. વડોદરા શહેરમાં અંગ્રેજી ભણેલાનું પ્રમાણ વધારે હોય એ સ્વાભાવિકછે. તેમાં દર ૧૦૦૦૦ માં ૭૧૦ પુરૂષો અને ૫૭ સ્ત્રીઓ અંગ્રેજી ભણેલાંછે. વડોદરા શહેર પછી નવસારી પ્રાંત આવેછે. તેમાં અંગ્રેજી જાણનારની સંખ્યા દર ૧૦૦૦૦ માણસોમાં ૭૫ પુરૂષો અને ૩ જેટલી સ્ત્રી છે.

ધંધા:—નવસારી પ્રાંતના લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. દર ૧૦૦૦ માણસે ૭૫૭ ખેતીમાં રોકાયલાછે. એટલી મોટી સંખ્યા બીજા કોઈ પ્રાંતમાં ખેતીના કામમાં લાગેલી નથી. એમ નીચેના આંકડા પરથી જણાયછે.

| પ્રાંત | દર હજારે ખેતરમાં રોકાયેલા. | પ્રાંત | દર હજારે ખેતરમાં રોકાયેલા. |
|---|---|---|---|
| વડોદરા | ૭૩૪ | અમરેલી | ૪૮૨ |
| નવસારી | ૭૫૩ | વડોદરા શહેર | ૩૪ |
| કડી | ૬૧૬ | | |

દર સો માણસે, ૫૪ માણસ કામ કરનાર અને ૪૭, પોતાની આજીવિકા માટે તેમના પર આધાર રાખનારાછે. કામ કરનારામાં સેંકડે ૩૪ પુરૂષો અને ૬૬ સ્ત્રીછે. સ્ત્રી કામ કરનારાનું પ્રમાણ રાજ્યના બીજા પ્રાંતો કરતાં નવસારી પ્રાંતમાં વધારેછે. આનું કારણ એ છે કે નવસારીમાં ખેતી કરનારાનું પ્રમાણ વધારેછે, અને ખેતીના ધંધામાં ઇતર ઠેકાણા કરતાં આ પ્રાંતની, અનાર્ય પ્રજામાં તથા બીજી કોમમાં ઘેરું

વધારે ભાગ લેછે. ખેતી પર આધાર રાખનારાઓ પૈકી ૪ જમીનદારો અને ૫૧૭ પ્રત્યક્ષ ખેતી કરનારા છે. દર હજારે ૩૩૬ માણસો ખેતીની મજુરી કરનારા અગર ખેડુત કે જમીનદારને ત્યાં નોકરી કરનારાછે. આ પ્રમાણ બીજા પ્રાંતોને મુકાબલે વધારેછે, તેનું કારણ એમ જણાયછે કે દુબળા વગેરે લોકોને આ પ્રાંતમાં હાળી તરિકે રાખવાનો રિવાજ પ્રચલિતછે. ઉપર પ્રમાણે ૮૫૭ ખેતીનો ધંધો કરનારા જતાં બીજા ધંધામાં દર હજારે ૭, માછીનો ધંધો કરનારા, ૭ , હુન્નર ઉદ્યોગમાં, ૩૫ વેપારમાં, ૧૨ રાજ્યની નોકરીમાં, ૬ પોલીસમાં, ૨૦ વકીલ, ધર્મ ગુરુ, શિક્ષક અને ડાકટરના ધંધામાં, ૧ ઘર કામની નોકરીમાં, ૨ જમીનદારી, વ્યાજ અને પેનશન પર નિર્વાહ કરનારા અને ૮૧ બીજા ધંધામાં રોકાયલાછે. ઉપર જણાવેલા આંકડા પ્રાંતની સરાસરી દેખાડેછે, પરંતુ તાલુકાવાર તપાસીએ તો એ આંકડાઓમાં ઘણો ફેરફાર માલમ પડેછે. ઉદાહરણ તરિકે રાની મહાલોમાં ખેતીનો ધંધો કરનારનું પ્રમાણ બીજા તાલુકાઓ કરતાં વધારેછે, અને નવસારી, ગણદેવી, વગેરે તાલુકામાં કારીગર વગેરે લોકોનું પ્રમાણ વધારે આવેછે. જુદા જુદા ધર્મના લોકો કયા કયા ધંધા કરેછે એ વિષેના આંકડા તપાસતાં માલમ પડેછે, કે દર '૦૦ હિંદુએ ૬૭ માણસો ખેતીથી, ૧૮ ઉદ્યોગથી અને બાકીના બીજા ધંધાથી નિર્વાહ ચલાવેછે. જૈન લોકોનો મુખ્ય ધંધો વેપાર કરવાનોછે. તેમની વસ્તીનો ૭૫ ટકા જેટલો ભાગ શરાફી, ઝવેરાત, દલાલી, ગાંધી વટુ, મણીઆરૂ, વગેરે જુદી જુદી જાતના વેપાર કરેછે. ખેતીના ધંધામાં જૈન લોકોની સંખ્યા નહિ જેવીછે. અનાર્ય લોકો ઘણું કરીને ખેતીના ધંધા ઉપર પોતાનો નિર્વાહ ચલાવેછે. તેમની વસ્તીનો ૯૨ ટકા ભાગ ખેતી અને ખેતીની મજુરી કરનારોછે. બાકીના ઢોર ઉછેરવાં, લાકડાં કાપવા, ટોપલી બનાવવી, ગાડાં હાંકવાં અને બીજી સામાન્ય મજુરીનો ધંધો કરેછે. સને ૧૯૧૧ ની વસ્તી ગણત્રીમાં ફક્ત ૧૯૨ અનાર્ય માણસો સરકારી નોકરી કરતા હોવાનું જણાયું હતું. તેમાં રખા, વરતણીઆ શિવાયના ૭૪ ગામ નોકરોનો સમાવેશ થાયછે. વિદ્યા કળાના ધંધામાં તેમની સંખ્યા ફક્ત ૧૪૧ ની છે. આ સંખ્યામાં ૫૧ ધર્મ ગુરૂઓ અને ૭૦ શિક્ષકો અગર કેળવણી કારકુન તરીકે કામ કરતા માણસોનો સમાવેશ થાયછે. પારસીઓ પૈકી ½ ભાગ જમીનદાર અથવા ખેડુત તરિકે જમીનની ઉપજ પર નિર્વાહ ચલાવેછે, અને બાકીના વ્યાપારી, દુકાનદારી, સરકારી અને બીજી નોકરી, અને ધર્મ ગુરૂ, તરિકે ધંધો કરી નિર્વાહ ચલાવેછે.

**પ્રાચીન વ્યવસ્થાઃ**—ઇ. સ. ૧૮૭૫ પહેલાં નવસારી પ્રાંતમાં સરકાર તરફથી રૈયતને કેળવણી આપવાને હાલ જેવી સરકારી શાળાઓની સવડ કરવામાં આવેલી નહોતી. લોકો પોતપોતાનાં બાળકોને કેળવણી આપવાની વ્યવસ્થા કરી લેતા. ગામમાં બ્રાહ્મણો ખાનગી નિશાળો માંડતા અને બાળકોને આંક, લખતાં, વાંચતાં, સાધારણ નામું, અને વ્યવહાર ઉપયોગી હિસાબ, એટલું શીખવતા. તેના બદલામાં તેમને અમૂક ઠરાવેલા દર પ્રમાણે મહેનતાણું મળતુ, જેમકે દરેક આંકે રૂા. ૧) વગેરે. એ ઉપરાંત દરેક બાળક તરફથી સીધું અગર મુઠી દાણો, વાર તહેવારે પૈસા તથા કપડાં, લગ્ન વખતે રૂપીઓ કે આઠ આના, છોકરો પહેલ વહેલો નિશાળે બેસે ત્યારે રૂપીઓ કે આઠ આના, માણસને પહેલો છોકરો આવે ત્યારે પાઘડી અગર કંઇ રોકડું વગેરે મળતું. ખેતીના પાકમાંથી

ખેડુતો થોડ અનાજ પણ આપતા જે બ્રાહ્મણો ભણાવવાનો ધધો કરતાં તેમને મહેતાજી કે પંડયા કહેવામા આવતા

**રાજ્ય તરફથી થયેલી તજવીજ**—છેલ્લા ૫૦ વર્ષ થયા કેળવણી ઉપર સારૂ ધ્યાન આપવાથી કેળવણીની બાબતમા વડોદરા રાજ્ય ઉચ્ચો દરજ્જો ભોગવેછે. ઇ. સ. ૧૮૭૫મા હાલના મહારાજા સાહેબ ગાદીપર આવ્યા તે પહેલા વડોદરાના રાજ્ય કર્તાઓએ પોતાની પ્રજાની કેળવણી ઉપર કઇજ લક્ષ આપ્યુ નહોતુ. ઇ સ. ૧૮૭૧ મા ફક્ત એક અંગ્રેજી નિશાળ હતી, અને ચાર પ્રાથમિક શાળાઓ હતી, અને કેળવણી પાછળ કુલ ખર્ચ ફક્ત રૂ ૧૩૦૦૦ થતુ હતુ એટલે કે હાલ જે ખર્ચ થાયછે તેના કરતા બાગણુ ઓછુ, અથવા તો તેથી પણ વધારે ઓછુ થતુ હતુ જે લોકો ધર્મ ગુરૂઓનો, વેપારનો, અને સરકારી નોકરીનો, ધધો કરતા હતા તેઓને તેમના ધધાને અગે લખવા અને વાચવા જેટલુ જ્ઞાન મેળવવુ પડતુ, તેથી તે લોકોજ લખતા વાચતા શીખતા, અને આ શિક્ષણ તેમના આશ્રયથી ચાલતી ખાનગી શાળાઓમા તેઓ લેતા. પોતાનુ અને પોતાના કુટુબનુ ગુજરાન ચલાવવાના વિચારો ઉપરાત અને જીવનની મુખ્ય જરૂરીઆતો ઉપરાત સામાન્ય જનસમૂહને કશુ જ જ્ઞાન નહોતુ. જ્યારે શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ વડોદરાની ગાદી ઉપર આવ્યા ત્યારેજ એટલે ઇ સ ૧૮૮૧મા કેળવણીનો પ્રશ્ન ખરી રીતે હાથ ધરવામા આવ્યો એક સુવ્યવસ્થિત કેળવણી ખાતુ સ્થાપવામા આવ્યુ અને પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓ વડોદરા રાજ્યના દરેક પ્રાંતોમા ઉઘાડવામા આવી એ શાળાઓની સખ્યા દરેક વર્ષ વધતી ચાલી, અને હવે આખા રાજ્યમા ૨૯૩૨ પ્રાથમિક શાળાઓ, ૪૧ માધ્યમિક શાળાઓ અને ૭ હાઇસ્કુલો છે. જેમા એક સ્ત્રીઓ માટેની ખાસ હાઇસ્કુલછે. એ ઉપરાત એક કોલેજ છે. યુનીવર્સીટીની "સાયન્સ"ની તેમજ આર્ટસની પદવીઓ માટે આ કોલેજમાથી વિદ્યાર્થીઓ તૈયાર થાયછે વળી બે પ્રકારની ટ્રેનીંગ કોલેજોછે, તેમાની એકમા પુરૂષ શિક્ષકો શીખીને તૈયાર થાયછે અને બીજીમા સ્ત્રી શિક્ષકોને તૈયાર કરવામા આવેછે. આ ઉપરાત કટલીક વિશિષ્ટ સસ્થાઓ છે, જેવી કે કલાભવન, સગીત શાળાઓ, અનાથ આશ્રમની શાળાઓ, સસ્કૃત પાઠશાળાઓ વગેરે. અત્યજ કોમના વિદ્યાર્થીઓને કોઇ પણ સામાન્ય શાળામા દાખલ થવાની છૂટછે, તોપણ તેમને માટે ખાસ શાળાઓ પણ સ્થાપવામા આવીછે વળી અત્યજ કોમના છોકરા માટે તેમજ અનાર્ય લોકોના છોકરા માટે વસતિગૃહો પણ ઉઘાડવામા આવ્યાછે. તેમા આ પછાત કોમના વિદ્યાર્થીઓને રાખવામા આવેછે, અને કેળવણી આપવામા આવેછે શ્રીમત મહારાજા સાહેબને પોતાની પ્રજાની કેળવણી માટે અતિઉત્કૃષ્ટ ઇચ્છાછે, અને કેળવણી પાછળ જે દુરદર્શી ઉદારતાથી પૈસાનો વ્યય થાયછે, તેવો કોઇ પણ ખાતામા થતો હોય એમ જણાતુ નથી. આ ઉદાર રાજનીતિમા પરિણામ ઘણા સારા અને સતોષકારક આવ્યા છે.

અને ૧૮૭૫ થી નવસારી પ્રાતમા સરકાર તરફથી કેળવણી આપવા તરફ લક્ષ આપવામા આવ્યુ હતુ. એ પ્રાતમા એ સાલમા સરકાર તરફથી ત્રણ શાળાઓ સ્થાપન થઇ હતી. સૌથી પહેલી શાળા તા ૧-૧-૭૫ ના રોજ પલસાણામા ઉઘાડવામા આવી હતી. ત્યાર પછી તા. ૮-૮-૭૫ ના રોજ કઠોરમા ગુજરાતી શાળા કાઢવામા આવી.

અને તા. ૨-૫ ૭૫ ના રોજ નવસારીમાં મરાઠીશાળા કાઢવામાં આવી. નવસારી પ્રાંતનું મુખ્ય સ્થળ છતાં સરકાર તરફથી કેળવણીની શરૂઆતની બાબતમાં તેનો નંબર આ પ્રમાણે ત્રીજો આવેછે. નવસારીમાં, ગુજરાતી નિશાળ તો છેક સને ૧૮૭૬ માં કાઢવામાં આવી હતી. આ પ્રમાણે શરૂઆત થયા પછી ક્રમે ક્રમે પ્રાંતમા શાળાઓની સંખ્યા વધતી ગઇ અને સને ૧૮૯૨ મા ગ્રામ્ય શાળાઓની યોજના થયા પછી તેમા સંગીન વધારો થયો, પણ સને ૧૯૦૬-૦૭ માં રાજ્યમાં ફરજીઆત કેળવણીનો કાયદો પસાર થયા પછી તો તેમાં ઘણોજ સારો વધારો થયોછે. સને ૧૯૧૮-૧૯ આખર પ્રાંતમાં બધી જાતની મળીને ૩૩૭ શાળાઓ હતી. તેનું જાતવાર વર્ગીકરણ તથા ભણના બાળકોની સંખ્યા નીચે પ્રમાણેછે.—

| શાળાની જાત. | શાળાની સંખ્યા. | વિદ્યાર્થીની સંખ્યા. |
|---|---|---|
| **સરકારી** | | |
| ગુજરાતી છોકરાઓની શાળાઓ | ૨૫૦ | ૨૦૪૧૧ |
| ગુજરાતી કન્યાશાળાઓ | ૧૧ | ૨૫૮૦ |
| મરાઠી છોકરાઓની શાળાઓ | ૩ | ૧૬૦ |
| મરાઠી કન્યા શાળાઓ, | ૧ | ૪૭ |
| ઉર્દુ છોકરાઓની શાળાઓ | ૧૩ | ૧૧૬૪ |
| ઉર્દુ કન્યા શાળાઓ | ૪ | ૩૦૧ |
| અત્યંજ છોકરાની શાળાઓ | ૧૨ | ૩૬૭ |
| કિન્ડર ગાર્ટન વર્ગ | ૧ | ૧૧૫ |
| **ખાનગી** | | |
| ગુજરાતી છોકરાની ગામઠી શાળા | ૧ | ૪૫ |
| ઉર્દુ ,, ,, | ૩ | ૩૩૦ |
| ઉર્દુ જનાના છોકરાની ગામઠીશાળા | ૧ | ૬૦ |
| **દેખરેખની** | | |
| ગુજરાતી છોકરાની શાળા | ૮ | ૪૪૭ |
| ગુજરાતી કન્યા શાળા | ૪ | ૪૯૫ |
| **ખાસ સંસ્થા** | | |
| ટ્રેનિંગ કલાસ | ૧ | ૭૪ |
| ઉદ્યોગ શાળા | ૧ | ૪૪ |
| ગાયન શાળા | ૧ | ૪૭૮ |
| વર્નાક્યુલર સ્કુલ ફાઇનલ કલાસ | ૧ | ૧૩ |
| કન્યા ગાયનવર્ગ | ૧ | ૭૨ |
| | ૩૧૭ | ૨૭૧૫૭ |

**અંગ્રેજી કેળવણી:**—આખા રાજ્યમાં અંગ્રેજી કેળવણીની શરૂઆત પહેલવહેલી નવસારીથી થઇછે. સને ૧૮૫૬માં સર કાવસજી જહાંગીર જરથોસ્તી મદ્રેસા [illegible]

નવસારીમાં સ્થાપન થઈ હતી. એ હાઇસ્કુલ ખાનગી ફંડથી ચાલેછે અને હાલમાં સરકાર તરફથી તેને મદદ મળેછે. નવસારી પ્રાંતમાં હાલમાં નીચે પ્રમાણે અંગ્રેજી શાળાઓછે.

| નામ | સ્થાપન તારીખ |
|---|---|
| ૧ સર કાવસજી જહાંગીર જરથોસ્તી મદ્રેસા હાઇસ્કુલ નવસારી | ૬-૧૦-૫૬ |
| ૨ સર રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ બાટલીવાળા સ્કુલ નવસારી | ૧૯-૩-૬૩ |
| ૩ સર કાવસજી જહાંગીરજી રેડીમની ગણદેવી હાઇસ્કુલ | ૧૮૬૪ |
| ૪ ધી દાદાભાઇ કાવસજી તાતા એ. વી. સ્કુલ નવસારી | ૧-૧-૮૧ |
| ૫ મરોલી એ. વી. સ્કુલ | ૧૬-૩-૦૭ |
| ૬ ધમડાછા અંગ્રેજી સ્કુલ | ૧૫-૧૦-૧૧ |
| ૭ કઠોર અંગ્રેજી શાળા | ૨-૮-૦૯ |
| ૮ વેસ્મા એ. વી. સ્કુલ | ૧-૭-૧૪ |
| ૯ વ્યારા અંગ્રેજી શાળા | ૧૯-૮-૧૫ |
| ૧૦ નવસારી ગુલાબદાસ હાઇસ્કુલ | ૧૯-૫-૧૫ |
| ૧૧ બીલીમોરા ટાટા હાઇસ્કુલ | ૧-૩-૧૬ |
| ૧૨ મહુવા અંગ્રેજી શાળા | ૧-૯-૧૮ |
| ૧૩ પલસાણા અંગ્રેજી શાળા | ૧-૪-૧૯ |

**કાળીપરજની કેળવણી:**—નવસારી પ્રાંતની પછાત કામોને કેળવણી આપવાને માટે સરકાર તરફથી ખાસ વ્યવસ્થાઓ કરવામાં આવેલીછે. કાળીપરજનાં બાળકોને માટે સોનગઢમાં એક ધાણકા વસતિગૃહ અને ધાણકા કન્યા વસતિગૃહ કાઢવામાં આવેલુંછે અને વ્યારામાં પણ એક એવું વસતિગૃહ ખોલવામાં આવેલુંછે; તેમજ મહુવામાં પણ આવું એક વસતિગૃહ ખોલવામાં આવેલુંછે. આ વસતિગૃહમાં રહેતાં કાળીપરજનાં બાળકોને મફત કેળવણી આપવા ઉપરાંત ખોરાકી તથા કપડાં પણ સરકાર તરફથી આપવામાં આવેછે.

**અંત્યજ કેળવણી:**—અંત્યજ લોકોની કેળવણીને માટે નવસારી પ્રાંતમાં, ૧૨ અંત્યજ શાળાઓ કાઢવામાં આવેલીછે પરંતુ એ શાળાઓને માટે જોઇએ તેટલા અને સારા શિક્ષકો મળતા નથી કેમકે ઉચ્ચ વર્ણના શિક્ષકો અંત્યજ સ્કુલોમાં નોકરી કરવા ખુશી હોતા નથી, અને અંત્યજોને ભણવાની રૂચિ પણ ઓછી હોય છે. નવસારીમાં એક અંત્યજ બોર્ડિંગ થોડા વખત ઉપર કાઢવામાં આવી હતી, પણ પૂરતા વિદ્યાર્થીઓ તેમાં દાખલ ન થવાથી પાછળથી તે બંધ કરવી પડી હતી. પરંતુ હાલ તા. ૪-૧-૧૯૧૯ થી ફરી પાછું ત્યાં અંત્યજ વસતિગૃહ નવીન ઉઘાડવામાં આવ્યુંછે. તેમાં રહેતા છોકરાઓ નવસારી અંત્યજ શાળામાં કેળવણી લેછે.

**ઉર્દુ કેળવણી:**—ગુજરાતના મુસલમાનોને વ્યવહારમાં ઘણે ભાગે ગુજરાતી ભાષાનોજ ઉપયોગ કરવો પડેછે, તેમ છતાં તેઓ ધર્મના અભિમાનથી ઉર્દુ ભાષા ઉપર પ્યાર રાખેછે અને તેથી કેટલેક ઠેકાણે મુસલમાન બાળકોને માટે ખાસ ઉર્દુ શાળાઓ કાઢવામાં આવેલીછે. એવી ઉર્દુ શાળાઓ નવસારી પ્રાંતમાં ૧૩ છે અને ઉર્દુ કન્યાશાળાઓ ૪ છે. વરીઆવમાં એક ઉર્દુ જનાના ચાલેછે.

**ટ્રેનિંગ કલાસ:**—નિશાળોને માટે શિક્ષકો તૈયાર કરવા ટ્રેનિંગ કોલેજનો એક વર્ગ તથા કચેરીઓ માટે કારકુનો તૈયાર કરવા એક વર્નાક્યુલર સ્કુલ ફાઇનલકલાસ નવસારી તળમાં ઉઘાડેલાછે અને બન્ને વર્ગોને અંગે એક એક બોર્ડિંગ પણ છે.

**વસતિગૃહો:**—નવસારી પ્રાંતમાં સરકાર મદદથી ચાલતી કોઇ ખાસ બૉર્ડીંગ અંગ્રેજી ભણનાર વિદ્યાર્થીઓ માટે નથી પણ નવસારીમાં ખાનગી સહાયથી ચાલતી એક વસતિગૃહ (બોર્ડીંગ) મરહુમશેઠ રતનજી ફરામજી દાબુના પુત્રોએ, પોતાના બહેસ્ત નશીન પિતાની યાદગીરીમાં મોટે ખર્ચે બંધાવી આપીછે અને તે દાબુ બૉર્ડિંગના નામે ઓળખાયછે. તેમાં અંગ્રેજી ધોરણ ૪ થા અને તે ઉપરાંતના સર્વ કોમનો વિદ્યાર્થીઓને રાખવામાં આવેછે. એ બોર્ડિંગ ઘણી સારી સ્થિતિમાંછે. નવસારી ગુલાબદાસ હાઇસ્કુલને અંગે એક બોર્ડિંગછે અને બિલીમોરા, ટાટા હાઇસ્કુલને અંગે એક બોર્ડિંગછે તે પણ ખાનગીછે, એ ઉપરાંત ડાભેલ તથા માંગરોળમાં મુસલમાન લોકો તરફથી બોર્ડિંગ કાઢવામાં આવેલીછે. મરોલી અંગ્રેજી શાળાને અંગે ખાનગી બોર્ડિંગ ચાલેછે, તેને સરકાર મદદ આપેછે.

**સરકારી મદદથી ચાલતી શાળાઓ:**—નીચેની શાળાઓને સરકાર તરફથી મદદ આપવામાં આવેછે. (૧) ગણદેવી હાઇસ્કુલ (૨) નવસારી હાઇસ્કુલ (૩) નવસારી ટાટા એ. વી. સ્કુલ (૪) મરોલી અંગ્રેજી શાળા (૫) ડાભેલ સીમલક ઉર્દુ ગામઠી શાળા (૬) ખંખવાડા ગામઠી શાળા (૭) કઠોર ઉર્દુ મદ્રેસા (૮) કઠોર જનાના વર્ગ (૯) ખોલવડ ઉર્દુ શાળા.

**સરકારી દેખરેખવાળી શાળાઓ:**—સરકારી અને સરકાર મદદથી ચાલતી શાળાઓ ઉપરાંત તદ્દન ખાનગી સાહસથી, પણ સરકાર દેખરેખથી ચાલતી શાળાઓ નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણેછે. (૧) નવસારી સર રૂસ્તમજી જમશેદજી એ. વી. સ્કુલ, (૨) નવસારી ટાટા કન્યાશાળા, (૩) નવસારી સર જ. જી. છોકરાની શાળા, (૪) નવસારી સર જ. જી. કન્યાશાળા, (૫) બિલીમોરા સર જ. જી. છોકરાની શાળા, (૬) બિલીમોરા સર જ. જી. કન્યાશાળા, (૭) ગણદેવી સર જ. જી. છોકરાની શાળા, (૮) ગણદેવી સર જ. જી. કન્યાશાળા, (૯) ટાટા હુન્નર શાળા, (૧૦) ધમડાછા આર્યસમાજ તરફની અંગ્રેજી શાળા, (૧૧) વ્યારા મીશનરી બોર્ડિંગ, (૧૨) વ્યારા મિશનરી કન્યાશાળા, (૧૩) સાંકળી મીશનરી શાળા, (૧૪) અગાસવણ તાલુકે મોનગઢ મિશનરી ગુજરાતી શાળા.

**વિદ્યાર્થીઓ:**—નવસારી પ્રાંતમાં કેળવણીની પ્રગતિ કેવી રીતે થઇછે તે નીચે આપેલા છેલ્લા ૧૦ વર્ષના વિદ્યાર્થીના આંકડા પરથી જણાશે.

| વર્ષ | છોકરા | છોકરીઓ | કુલ |
|---|---|---|---|
| ૧૯૦૯–૧૦ | ૧૯૭૫૩ | ૮૩૬૭ | ૨૮૧૨૦ |
| ૧૯૧૦–૧૧ | ૨૧૧૧૩ | ૧૦૨૦૫ | ૩૧૩૧૮ |
| ૧૯૧૧–૧૨ | ૨૦૪૩૨ | ૧૦૮૬૯ | ૩૧૩૦૧ |
| ૧૯૧૨–૧૩ | ૨૦૯૧૬ | ૧૨૧૮૪ | ૩૩૧૦૦ |
| ૧૯૧૩–૧૪ | ૨૨૮૭૮ | ૧૪૧૨૯ | ૩૭૦૦૭ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૪-૧૫ | ૨૪૯૬૮ | ૧૫૭૧૮ | ૪૦૧૮૬ |
| ૧૯૧૫-૧૬ | ૨૨૭૩૭ | ૧૪૧૯૭ | ૩૬૯૩૪ |
| ૧૯૧૬-૧૭ | ૨૧૪૪૩ | ૧૨૮૪૬ | ૩૪૨૮૯ |
| ૧૯૧૭-૧૮ | ૨૦૦૪૦ | ૧૧૫૪૩ | ૩૧૫૮૩ |
| ૧૯૧૮-૧૯ | ૧૭૬૫૮ | ૯૫૫૯ | ૫૭૧૮૭ |

પ્રકરણ ૨૯ મું — રાજ્ય વ્યવસ્થા. મુલકી ખાતું.

**જમીન મહેસુલઃ**—પ્રાચીન કાળમાં હિંદુ રાજાઓ પોતાના રાજ્યનું જમીન મહેસુલ જે પાક થાય તેમાંથી અમુક ભાગના રૂપમાં લેતા. આ ભાગ માનવ ધર્મ શાસ્ત્ર પ્રમાણે ૧/૬, ૧/૮ અગર ૧/૧૨ ઠરાવેલો હતો, પણ વાસ્તવિક રીતે તે કરતાં કંઇ વધારે લેવામાં આવતું.

**ઇજારા વહીવટઃ**—અકબર બાદશાહના વખતમાં, ટોડરમલે સને ૧૭૫૬ માં ગુજરાતમાં જમીનની માપણી કરાવી તથા જે પાક તેમાં થવા જોવો હોય તેનો ત્રીજો ભાગ રાજ ભાગ તરીકે ગણી તે રોકડ દરથી લેવા ઠરાવ્યું, તેથી આ પ્રાચીન વહીવટમાં ઘણો ફેરફાર થઇ ગયો. જ્યાં માપણી થઇ શકે તેવું ન હતું ત્યાં "પાહાણી" વહિવટ દાખલ કરાવ્યો એટલે પાક કાપવાને માટે તૈયાર થાય ત્યારે સરકારી અમલદાર તે જુએ અને જે પાક થવાનો અંદાજ જણાય તે ઉપરથી લેવાનો દર નક્કી કરે. મુસલમાનો પછી ગુજરાતમાં, મરેઠાનો અમલ થતાં ધીમે ધીમે પાછલો વહિવટ નાબુદ થતો ગયો ત્યાં સુધી, ટોડરમલની પદ્ધત વધારે કે થોડે અંશે કાયમ રહી હતી. મરાઠી રાજ્ય વહિવટમાં ઇજારા વહિવટ દાખલ થયો, ત્યારે જમીન મહેસુલ તરિકે કેટલું લેવું, એ ઘણે ભાગે ઇજારદારની મરજી ઉપરજ હતું. સરકારની ધારણા ઇજારદાર પાસેથી જેટલું બને તેટલું વધારે લેવાની, અને ઇજારદારની ધારણા ખેડુત પાસેથી જેટલું બને તેટલું વધારે કઢાવી, પોતાનો ફાયદો કરી લેવાની હતી. ઇજારદાર પોતાની પાસેથી શું લેશે. અને જમીન કયારે ખુંચવી લેશે, એ વિષે ખેડુતને હંમેશાં ચિંતામાં રહેવું પડતું. જુના વખતના કબજેદારને કાઢી મુકી તેના કરતાં વધારે રકમ આપનાર નવા ઇસમને જમીનનો કબજો આપવામાં આવતો. આને લીધે છેક ૧૮૭૨-૭૨ (સંવત ૧૯૨૯) સુધી નવસારી પ્રાંતની જમીનનો લગભગ ત્રીજો ભાગ પડતર રહ્યો હતો. ખેડુત પાસેથી જેટલું બને તેટલું વધારે કઢાવવામાં ઇજારદારને ગામના પટેલ મદદ કરતા, તેથી પટેલની જમીન ઉપર ઘણું કરી જુજ લેવામાં આવતું. વળી કેટલીક વખત તો ગામનો પેટા ઇજારો પટેલને આપી, ગામ તેને સોંપી દેવામાં આવતું અને તેનો લાભ લઇ તે ખેડુતોને મરજી પ્રમાણે નીચોવતો. ઇજારદાર કોઇ પ્રકારનો દફતરી દાખલો રાખતો નહિ, તેથી તેના વહિવટ સંબંધી, હાલ કંઇ માહિતી એકઠી કરવા સાધન રહેતું નથી. સરકાર અને ઇજારદાર વચ્ચે જે કરાર (કલમબંદી) થતો તેમાં સરકારને ઠગવાનાં તક મળે તો ઇજારદાર ચૂકતો નહિ. ખરો ઇજારદાર અંધારામાં

રહી. પોતાના અજ્ઞાન બાળક કે બીજા કોઈ સગાને નામે ઇજારો લેતો અને પોતે તેના જામીન તરિકે રહેતો. ઇજારા પ્રમાણે રકમ ભરી શકાય નહિ તો વસુલ લેવાને સરકારને માર્ગ રહેજ નહિ એવી પણ તદબીર રચવામાં આવતી. ઇજારદાર પ્રત્યે સરકાર પણ તેવીજ નજર રાખતા. એક ઈજારદારનો ઇજારો પૂરો થાય તે પહેલાં ઘણીવાર સરકાર બીજા ઇજારદારને રકમની લાલચે ઈજારો આપતી. આથી ઇજારદારો હંમેશ ધાસ્તીમાં રહેતા અને પોતાના વહિવટમાં જેમ બને તેમ જલદીથી, અને જેટલાં વધારે નાણાં વસુલ થઇ શકે તેટલાં વસુલ કરી લેવા ખેડુતો ઉપર તગાદો કરતા તેથી ઘણો જુલમ થતો. સંવત ૧૯૧૭ સુધી આખો નવસારી પ્રાંત એક પટે ઇજારે અપાતો પણ એ સાલમાં તેના જૂદા જૂદા તાલુકા પાડવામાં આવ્યા ત્યારથી દરેક તાલુકાનો જૂદો જૂદો ઇજારો આપવાનું શરૂ થયું. ઇજારા વહિવટમાં આખા પ્રાંતની ઉપજ સંવત ૧૯૧૨ માં ૯ લાખ રૂપીઆની હતી. પણ ઇજારદારો કમાણી કરવાની લાલચે, ચડાચડી કરતા તેથી ઉપજ વધીને ૧૯૧૫ માં ૧૫ લાખની થઇ હતી, અને ૧૯૧૮ માં ૨૦ લાખની થઇ હતી. ઇજારા વહિવટમાં ઈજારદારો વસુલાત કરતા એટલુંજ નહિ, પણ ન્યાયનું કામ પણ કરતા અને લોકોને દંડીને તેમાંથી પણ ઘણી રકમ પેદા કરતા.

**ખંડેરાવ મહારાજના સુધારા**:—ઇજારા વહિવટથી થતી રૈયતની ખરાબી ધ્યાનમાં લઈ શ્રીમંત ખંડેરાવ મહારાજાએ સંવત ૧૯૨૦માં તે કાઢી નાખી, ખાલસા વહિવટ દાખલ કરાવ્યો. તેમણે જમીનની માપણી કરાવી, ૧૦ વર્ષની મુદત માટે વિંઘોટી ઠરાવી પણ વિંઘોટીના દર એવા ભારે રાખ્યા કે ઉપજ વધીને ૩૧ લાખની થઇ. આ પૈકી માત્ર ૨૨ લાખજ વસુલ આવતી અને બાકી વધ્યા કરતી. સં. ૧૯૨૩માં તેલાડી મહાલના લોકોએ છુટ મેળવવાને કકળાણ કર્યું, તેના પરિણામે તેમને રૂપીએ બેઆની છુટ મળી. સં. ૧૯૨૫માં નવસારી, વેરાવળ, ચોવિસી અને છાપરા ગામના લોકોએ પણ એજ પ્રમાણે બૂમ પાડી, પણ સંવત ૧૯૨૮ સુધી તેમને કંઇ દાદ મળી નહીં. ત્યાર પછી ૧૯૨૮માં કમી વરસાદ થયો. ૧૯૨૯માં રેલથી પાક બગડ્યો અને લોકોએ બીલકુલ વસુલ આપ્યું નહિ. બાકી ઘણી વધી ગઈ અને છેવટે સંવત ૧૯૩૧માં રાજા સર ટી. માધવરાવે તપાસ કરાવી તેના પરિણામે જમાબંદીમાં રૂપીએ ચાર આના કમી થયા, તોપણ ભારે દર વિષે લોકોની ફરીયાદ કાયમ રહી. છેવટે તે વખતના સુબા દિ. બા. લક્ષ્મણ જગન્નાથે ફરીથી તપાસ કરી જમીનની ત્રણ વર્ગમાં પ્રત કરી, તેના પરિણામે ફરીથી દરમાં કંઇ ઘટાડો થયો. દરેક ગામે તલાટી, એક અથવા વધારે ગામોના સમુદાય માટે મહેતો અને દશ અગર તેથી વધારે ગામો માટે થાણદાર ખંડેરાવ મહારાજના વખતમાં રાખવામાં આવ્યા હતા. તલાટી અને મહેતા થાણદારના તાબામાં અને થાણદારો પ્રગણાના વહિવટદારના તાબામાં હતા. તલાટી સામેની ખેડુતોની તકરારો મહેતા આગળ અને ત્યાંથી આગળ ક્રમે ક્રમે સરસુબા સુધી અને કોઇ કોઈ પ્રસંગે ખુદ મહારાજા સુધી સંભળાતી. જ્યાં વિંઘોટી ઠરેલી હતી ત્યાં વાવણીની મોસમ શરૂ થતા પહેલાં કયો ખેડુત કેટલી કંઈ જમીન ખેડવાનો છે તે નક્કી થતું. જ્યારે પાક તૈયાર થતો ત્યારે સરકાર ધારાની રકમ મળવાની ખાત્રી તલાટી કરી લેતો અને એવી ખાત્રી થતા સુધી, પાક ઉઠાવવા દેતો નહીં. આ કામમાં મહેતો તલાટીને મદદ કરતો તથા તેના ઉપર દેખરેખ

ગખતો. ત્યારે ઉપજ એકઠી થતી ત્યારે તલાટી તે મહેતાને સોંપતા અને મહેતો હિસાબના કાગળો સાથે થાણદાર તરફ મોકલતો. થાણદાર પોતાના હિસાબના કાગળો સાથે તે વહિવટદારને મોકલતો અને વહિવટદાર ઠરાવેલી મુદતે સરસુબાને વડોદરે મોકલતો.

ખંડેરાવ મહારાજના વખતમા જમીનની મગદુર પ્રમાણે તેના અવલ, દોયમ, અને સોયમ એવા ત્રણ વિભાગ પાડવામાં આવ્યા હતા. નવસારી મહાલમાં અવલ જમીનનો વિઘે દર રૂ. ૫૦), દોયમનો ૧૫), અને સોયમનો ૫) ઠરાવ્યો હતો, આ દર ઘણા આકરા હતા, તો પણ થોડા પડાપડી કરી જમીન ઉપાડી લેતા અને એ દરે પણ ખેડુતોને પાલવતુ

**તેની ખામીઓ** —આ પ્રમાણે જુના ઇજારા વહિવટ કરતા રૈયતને કંઈ ફાયદો થયો તો પણ ખંડેરાવ મહારાજના વખતમા થયેલી માપણી ઘણી ખામીવાળી હતી. માપણી સાકળને બદલે દોરડાથી કરવામાં આવેલી હતી. સરકારી જમીનને માટે લાંબુ માપ અને બારખળી માટે ટુંકુ માપ રાખવામા આવ્યું હતું. માત્ર સરકારી ગામોની માપણીના નકશા કરવામા આવ્યા હતા અને જે કર્યાં હતા તે પૈકી કેટલાક ખોવાઈ ગયા હતા. ઇનામી અને દુમાલા ગામોની માપણી થઈ નહોતી. ગામના કાગળો બરાબર રાખવામા આવતા ન્હોતા. જમીન ધારણ કરનારનાં ખરા નામ આપવાને બદલે કેટલેક ઠેકાણે કલ્પિત ખોટા નામ દાખલ થયા હતા. જમીનની પ્રતવારી, પટેલ જેવા હિત સબંધવાળા ઇસમો પાસે પંચક્યાસ કરાવી કહેવામાં આવી હતી, અને તેથી ઘણી વખત ગેરવ્યાજબી થએલી હતી. કેટલીક વખત આખા ગામની બધી જમીન એક પ્રતમાં મુકવામાં આવતી. આનું કારણ એ હતું કે પટેલોની જમીન ગામની નજીકમાં હતી, અને એવી જમીનની પ્રતવારી સીમાડાની જમીન કરતાં ઉંચી થાય એ પટેલના હિતની વાત ન હતી. ઘાસીઆ જમીનના દર એટલા બધા હલકા મુકવામાં આવ્યા હતા કે જમીન ખેડી પાક ઉગાડવાને બદલે ઘાસીયા રાખવામાં ખેડુતને વધારે પાલવતું. ગામની જમાબંદી નક્કી કરવાને માટે પાછલી સાલની ઉપજમાં કંઈ ઉમેરવામાં આવતું અથવા કંઈ કમી કરવામાં આવતું અને એવી રીતે આખા ગામ પાસેથી લેવાની ઉપજનો આંકડો નક્કી કર્યા પછી પટેલો તે પોતાની મરજી પ્રમાણે ખાતાવાર ફાળવી નાખતા. દર, દશ વર્ષને માટે ઠરાવેલા હતા તેથી દસોટા વહિવટ કહેવાતો, પણ ઘણી વખત દસ વર્ષની મુદત પુરી થતા પહેલા દર બદલવામા આવતો. કેટલાક ગામમાં તો દસ વર્ષની મુદત અંદર બે અથવા ત્રણ વખત પણ દર બદલાતા.

**મલ્હારાવ મહારાજના વખતના ફેરફાર** — ઉપર પ્રમાણે હોવાથી ખંડેરાવ મહારાજાએ દાખલ કરેલા સુધારાથી કંઈ સારી અસર થઈ નહિ. વિઘોટી દાખલ કર્યાં પછી પણ કેટલેક ઠેકાણે ઇજારા વહિવટ જારી રહ્યો. એટલુંજ નહીં પણ અમુક જમીન માપણી થયા વગરની રહેલીછે અગર અમુક જમીન ઉપર દાખલ કરેલી વિઘોટી ઘણી કમીછે અને અમને ઇજારો આપવામા આવે તો આટલી રકમ વધારે આપીશું એમ જણાવી કેટલાક જણે ગામોના ઇજારા લેવા તજવીજ કરી. ખંડેરાવ પછી મલ્હારાવ મહારાજ ગાદીએ આવ્યા. તેમણે ઇજારાના કરતાં પણ વધારે ખરાબ પદ્ધત દાખલ કરી, મહાલોની અને સાયર ઉપજનો વહિવટ તેમણે પોતાની મંડળીના માણસોને આપ્યો.

અને તેઓ કુમાવીસદાર તરીકે વહિવટ કરવા લાગ્યા. ઉદાહરણ તરીકે મહારાજાનાં કુંવરી શ્રી. કમાસાહેબ જકાતના કુમાવીસદાર નિમાયાં હતાં અને નાનાસાહેબ ખાનવેલકર પાટણ અને નવસારીના કુમાવીસદાર પોતાની મહેરબાનીના કારકુનોને અધિકાર સોંપતા અને તેઓ તેમના ફાયદા, માટે ગમે તેમ કરી બને તેટલાં વધારે નાણાં રૈયત પાસે કઢાવતા. આનું પરિણામ ઇજારા વહિવટ કરતાં પણ ખરાબ આવ્યું. ઇજારદાર ઘણો જુલ્મી હોય તો તેને કાઢી શકાય અગર તેના સામે બીજો હરીફ ઉભો થઇ તેને કઢાવે પણ આવા રાજ્ય મહેરબાનીના કુમાવીસદારને કાઢી શકાય તેમ નહોતું. તેઓ રૈયત ઉપર જુલમ કરી બને તેટલી વધારે ઉપજ કરતા, હિસાબ ખોટા રાખતા અને સરકારને બને તેટલું કમી આપતા.

**શ્રીમંત સયાજીરાવ મહારાજની નવી કારકીર્દીમાં સુધારાઃ**—મુલકી-ખાતામાં ખરા સુધારા હાલના મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ગાદી ઉપર આવ્યા પછી થયાછે. તેમની સગીર વયમાં રાજા સર ટી માધવરાવે પાછલો ગેરવહિવટ દૂર કરવા તજવીજ શરૂ કરી હતી. જે ગામો ઉપર ભારણ વિશેષ થઇ ગયું હતું તેને માટે તપાસ કરી દાદ આપવામાં આવી હતી. ખાસ કરીને નવસારી પ્રાંતમાં વિઘોટી કમી કરવાની જરૂર જણાઇ હતી. બાગાયત દર વિંઘે રૂ. ૫૦ ઉપરથી કમી કરી ૪ થી ૨૫ સુધી ઠરાવવામાં આવ્યા હતા. જરાયત દર ૦–૮–૦ થી ૧૫ સુધી અને કયારી દર ૧૬ થી ૨૨ સુધી રાખવામાં આવ્યા. આના પરીણામે બાકીઓ ન રહેતાં વસુલ પૂરેપૂરું થવા લાગ્યું. આ શિવાય બીજાપણ કેટલાક છુટાછવાયા સુધારા કરવાની તજવીજ થઈ પણ એકજ ગામમાં, એકજ મહાલમાં, અને એકજ પ્રાંતમાં એકજ પ્રકારની જમીન બાબત, મહેસુલ લેવામાં ખુમવારી, તુલવારી, કલતાણા વગેરે જુદા જુદા વહિવટ ચાલતા હતા. તે કેરવી એકસહ ધોરણે સર્વે સેટલમેન્ટ લાગુ કરી જમીન વહિવટમાં ખરો સુધારો કરવાનું કામ તો મહારાજા સયાજીરાવ ગાયકવાડે રાજ્યની લગામ ૧૮૮૧ માં પોતાના હાથમાં લીધી તે પહેલાં થયું નહોતું.

---

## પ્રકરણ ૩૦ મું. સર્વે સેટલમેન્ટ.

સને ૧૮૮૩માં મી. ઍફ. એ. ઍચ. ઇલિયટ સાહેબ કે જેઓ લાંબા સહવાસથી રાજ્યના તમામ ભાગના વહિવટથી માહીતગાર થયા હતા, તેમના તાબામાં સર્વે સેટલમેન્ટ ખાતું ઉઘાડવામાં આવ્યું. મુંબઈ ઈલાકામાં "૧૮૪૭નો જૉઇન્ટ રિપોર્ટ" એ નામથી ઓળખાતા નિવેદન ઉપર ચાલતી, સર્વે સેટલમેન્ટની જે પદ્ધત ચાલતી હતી, તેને ધોરણે માપણી વગેરે સંબંધે નિયમો કરવામાં આવ્યા અને જમીનની નવેસર માપણી કરાવવામાં આવી. આ માપણીમાં એક માલધણી અથવા ખાતાદાર કિંવા ખેડુતની, એક જગ્યાએ, એકજ પ્રકારના વહિવટની, જે જમીન હોય તેને ખેતર ગણવામાં આવ્યું અને તેટલી જમીન એકઠી માપીને નંબર આપવામાં આવે અને નકશામાં સાફ લીટીઓથી જેની હદ બતાવવામાં આવે તેને સર્વેનંબર ગણવામાં આવ્યો. જમીનના સત્તા પ્રકાર બે છે. "સરકારી" અને "બારખળી". ગામના દફ્તરમાં ચાકરીઆત,

દેવસ્થાન, ધર્માદા, પસાયતા વગેરે જૂદી જૂદી જાતો લખેલી હોયછે, તથા તે જાતોમાં નકરી, સલામીઆ વગેરે લખાયછે. તે બારખળી જમીન એ નામથી ઓળખાયછે. જે જમીન ગામના દફતરમાં સરકારી લખાયછે તે સરકારી. સરકારી અને બારખળી જમીન ત્રણ જાતની હોયછે. જરાયત, બાગાયત, અને ક્યારી. જે જમીનમાં બાગાયત જણસનું અગર ડાંગરનું વાવેતર કોઇ વખત થતું નથી, અને જે ક્યારડામાં ગણવા લાયક નથી, તે જરાયત ગણવામાં આવી. જે જમીનમાં કુવો, પાકી, ઢેકુડી, મીલ અગર પાટસ્થળ વગેરેના પાણીથી બાગાયત કરવાનો વહિવટ હોય તે જમીન બાગાયત અને તે સિવાયની જમીન ક્યારી ગણવામાં આવી. આવી બધી જમીનની માપણી કરી નંબરો પાડવામાં આવ્યા. કેટલીએક જમીન પાકમાં બળવાન હોય છે, અને કેટલીએક નબળી હોયછે. તેથી હરેક પ્રકારનો જમીનનો મગદુર કેવો હોયછે તે સમજવા સારૂ દરેક સર્વેનંબરની પ્રતવારી કરવામાં આવી. જમીનનો રંગ, સપાટી અને ઉંડાઈ વગેરે સંબંધી ગુણો તથા તેમાં ખરડીઆ, રેતી, વગેરે હોય તે પરથી દોષ એ સર્વ લક્ષમાં લઇ જમીનની આનાવારીમાં પ્રત કરવામાં આવી. પ્રત કર્યા પછી મોક્ષદર (સ્ટાન્ડર્ડ રેટ) શો લેવો એ ઠરાવવામાં આવ્યુ. દર ઠરાવવાના કામ માટે વરસાદ, રસ્તા, બજાર એ વગેરેની સવડો ધ્યાનમાં લઇ તાલુકાના વિભાગ (ગ્રુપ) પાડવામાં આવ્યા અને અમુક ગ્રુપનો મોક્ષદર કેટલો રાખવો તે નક્કી કરી, જમીનની પ્રતવારીની આની પ્રમાણે દરેક સર્વેનંબરનો કેટલો આકાર થાય તે નક્કી કરવામાં આવ્યું. આ પ્રમાણે ઠરાવેલા દર, તાલુકાની સ્થિતિ લક્ષમાં લઇ ૧૫ થી ૩૦ વર્ષ સુધીની ઠરાવેલી મુદત માટે, ઠરાવવામાં આવ્યા. પ્રથમ ખેડુતોનો ખાતાની જમીનમાં આવેલાં ઝાડો ઉપર હક્ક નહોતો, તે આપવામાં આવ્યો. એજ પ્રમાણે ખાતાની જમીન, ગીરો, વેચાણ વગેરે પ્રકારથી વ્યવસ્થા કરવાનો હક્ક પણ બક્ષવામાં આવ્યો. પહેલાં દર, જમીનની મગદુર પ્રમાણે નહીં પણ ખેડુતોની મગદુર પર, અગર તો કરવામાં આવેલા તુક્ષ ઉપર હતા, અને એ સિવાય ઘણા પ્રકારના ત્રાસદાયક વેરાઓ જૂદા જૂદા નામથી લેવામાં આવતા હતા તેમાંના ઘણા ખરા કમી કરવામાં આવ્યા. જ્યાં સુધી ઠરેલો દર ખાતેદાર ભરે ત્યાં સુધી જમીન ધારણ કરવાનો તેનો હક્ક છે એમ ગણવામાં આવ્યુ. કુલ સેટલમેન્ટની મુદત પુરી થયા પછી રીવીઝન સેટલમેન્ટ કરવામાં આવેછે અને તેમાં છેલ્લું સેટલમેન્ટ થયા પછી જે ફેરફાર થયા હોય તે વિચારમાં લઈ ઠરેલા દરમાં ફેરફાર કરવામાં આવેછે. પરંતુ જે સુધારા ખેડુતે પોતાના ખર્ચથી કર્યા હોય તે દર વધારવામાં વિચારમાં લેવામાં આવતા નથી. રીવીઝન સેટલમેન્ટ વખતે બધી જમીનની ફરી માપણી કરવાની જરૂર રહેતી નથી. તેમ નવેસર પ્રતવારી પણ કરવાની જરૂર નથી. પરંતુ પ્રથમની માપણીમાં ભૂલ થઇ હોય તો તે દુરસ્ત કરવામાં આવેછે. મૂળ સર્વે થયા પછી જે ફેરફાર થયો હોય તે પ્રમાણે વગડામાં તથા કાગળોમાં ફેરફાર કર્યો ન હોય તો તે પણ રીવીઝન વખતે ફરી લેવામાં આવેછે, અને આખા નંબરના હિસ્સા થયા હોય તો તે પ્રમાણે મૂળ કાગળોમાં ફેરફાર કરવાની જરૂર હોય તો તે ફરી લેવામાં આવેછે. પરંતુ જરાયત જમીનના, વિંધા કરતાં અને બાગાયત અને ક્યારી જમીનના, ફે વિંઘા કરતાં નાનો વિભાગ કરવામાં આવતો નથી.

જૂદા જૂદા તાલુકામાં સર્વે સેટલમેન્ટ અને રીવીઝન સેટલમેન્ટ ક્યારે ક્યારે થયું અને કેટલી મુદતને માટે લાગુ કરવામાં આવ્યું તે નીચેના પત્રકમાં દર્શાવવામાં આવ્યું છેઃ—

| તાલુકો. | ઓરીજીનલ સેટલમેન્ટ, ક્યારે લાગુ થયું સંવત | કેટલી મુદતને માટે વર્ષ | રીવીઝન સેટલમેન્ટ ક્યારે લાગુ થયું સંવત | કેટલી મુદતને માટે વર્ષ |
|---|---|---|---|---|
| ૧ નવસારી | ૧૯૪૯ | ૧૫ | ૧૯૬૪ | ૩૦ |
| ૨ ગણદેવી | ૧૯૪૯ | ૧૫ | ૧૯૬૪ | ૩૦ |
| ૩ પલસાણા | ૧૯૪૯ | ૧૫ | ૧૯૬૬ | ૩૦ |
| ૪ કામરેજ | ૧૯૪૯ | ૧૫ | ૧૯૬૮ | ૩૦ |
| ૫ વેલાછા તથા વાંકળ હાલનો માંગરોળ | ૧૯૪૯ | ૧૫ | ૧૯૬૬ | ૩૦ |
| ૬ મહુવા | ૧૯૫૩ | ૧૫ | ૧૯૭૧ | ૬૦ |
| ૭ સોનગઢ | ૧૯૫૯ | ૩૦ | આ મહાલોમાં રીવીઝન સેટલમેન્ટ લાગુ કરવાની મુદત થઇ નથી. | |
| ૮ વ્યારા | ૧૯૬૪ | ૩૦ | | |
| ૯ વાજપુર | ૧૯૭૨ | ૧૭ | | |
| ૧૦ ઉમરપાડા | ૧૯૭૨ | ૨૦ | | |

**તાલુકા વાર જમીન મહેસુલની હકીકત**—દરેક તાલુકાની મહેસુલ સંબંધી વિશેષ હકીકત નીચે જણાવવામાં આવેછે, તે ઉપરથી જણાશે કે નવીન સેટલમેન્ટથી જુના દરમાં ઘણો ઘટાડો કરવામાં આવ્યોછે. પરંતુ નવા દરથી સરકારને જે નુકસાન થયું તેનો બદલો વધારે પડતર જમીન ઉપાડી લેવામાં આવી તેથી વળી ગયો.

**નવસારીઃ**—સંવત ૧૯૩૨ પછી નવસારી તાલુકાની સરાસરી વસુલની ઉપજ રૂ. ૨૪૯૦૦૦ થઇ હતી. સંવત ૧૯૪૯ માં ૧૫ વર્ષ માટે જમાબંદી સેટલમેન્ટ દાખલ કર્યું ત્યારે ઉપજ રૂ. ૨,૨૧૧૯૮ ની થઈ. ફરી સંવત ૧૯૬૪ માં ત્રીસ વર્ષ માટે રિવિઝન સેટલમેન્ટ દાખલ કર્યું ત્યારથી નવસારી તાલુકાની ઉપજ ૨,૩૩૪૭૫ ની નક્કી થઇછે.

---

## પ્રકરણ ૩૧ મું. ખાતેદારો.

---

સંવત ૧૯૭૫ ના આંકડા પ્રમાણે નવસારી પ્રાંતમાં ખાતેદારોની કુલ સંખ્યા ૫૬,૨૩૭ છે. આ પૈકી ૪૨૪૭૫ જાતે ખેડનાર, અને ૧૩૭૬૨ બીજાઓ પાસે ખેડાવનારા છે. જાતે ખેડનારાઓ પાસે ૮,૨૧૧૬ વિંઘાં જમીન અને બીજા ખેડાવનાર પાસે ૨,૨૯૮૭૩ વિંઘાં જમીન છે. એટલે એકંદર જમીન પૈકી ૫૧ ટકા જાતે ખેડનાર પાસે અને ૧૪ ટકા બીજા પાસે ખેડાવનારા પાસેછે.

ખાતેદારોમાં ૫ વિંઘા સુધીના ૧૭૭૩૧, ૫ વિઘા ઉપર અને ૨૫ વિંઘા સુધીના ૨૬૫૯૭, પચીસ વિંઘા ઉપર અને ૧૦૦ વિંઘા સુધીના ૧૦૫૨૪, ૧૦૦ વિંઘા ઉપર અને ૫૦૦ વિંઘા સુધીના ૧૩૨૦, અને ૫૦૦ વિંઘા ઉપરાંતના ૬૬ ખાતેદારો છે. તેમજ પાંચ રૂપીઆ સુધી સરકાર ધારો ભરનારા ૧૩૩૪૬, પાંચ ઉપરાંત અને ૨૦ રૂપીઆ સુધી ભરનારા ૧૮૧૬૦, વીસ રૂપીઆ ઉપર અને ૧૦૦ રૂ. ઉપર અને ૫૦૦ રૂપીઆ સુધી ભરનારા ૪૧૮૦ અને ૫૦૦ રૂ. ઉપરાંત ભરનારા ૧૫૯ ખાતેદારોછે. એ ખાતેદારોમાં ૩૧૪૧૯ હિંદુ, ૬૫૯૦ મુસલમાન, ૧૬૯૬ પારસી, ૧૩૦૧૧ કાળીપરજના લોકો, અને ૫૨૪ ઇતર જાતના લોકોછે. હિંદુઓમાં બ્રાહ્મણ ૬૮૫૫, વાણીઆ ૩૨૮૭, કણબી ૬૪૪૪, રજપુત ૧૭૭૩, કોળી ૪૧૫૯, અને ઢેડ ૨૦૧૭, એ પ્રમાણે મુખ્ય જાતોછે. બ્રાહ્મણોમાં મોટો ભાગ અનાવલાનોછે. મુસલમાનોમાં મુખ્ય ભાગ ખેડુત વહોરાઓનોછે.

**લોકલસેસઃ**—સ્થાનિક જરૂરીઆતનાં કામો કરવા માટે તથા શાળાઓ દવાખાનાં વગેરે સંસ્થાઓ ચલાવવા માટે બ્રિટિશ રાજ્યમાં તાલુકા તથા જીલ્લા પંચાયતો સ્થાપન કરવામાં આવી, તેના ખર્ચ સારૂ જમીનના આકારના એક રૂપીએ એક આના પ્રમાણે લોકલ ફંડ નામની રકમ મુંબઈ ઇલાકામાં સન ૧૮૬૩ થી લેવાયછે અને તેનો વહીવટ સ્થાનિક પંચાયતો કરેછે. તે આ રાજ્યમાં સરકાર ખરચે થતું હતું. પરંતુ ૧૮૯૨-૯૩ માં કામરેજ તાલુકાના રસ્તાઓની ખરાબ સ્થિતિ સુધારવા માટે એક ફંડ ઉભું કરવાની ધારણાથી તે વખતના સર્વે સેટલમેન્ટ કમિશનરે જમીનના આકાર ઉપરાંત રૂપીએ એક આના પ્રમાણે લોકલસેસ લેવાની ભલામણ કરી હતી. તે વખતે આ રાજ્યમાં સ્થાનિક પંચાયતો અસ્તિત્વમાં ન હોવાથી આ લોકલસેસની રકમ આકારમાં ભેળવી દેવામાં આવી હતી. ત્યાર પછી કેટલેક વર્ષે લોકલસેસની રકમ જૂદી રાખી તેનું ખર્ચ સ્થાનિક પંચાયતથી કરવાનું યોજવામાં આવ્યું, તેથી લોકલસેસની રકમ જૂદી પાડી તેનો વ્યય સ્થાનિક પંચાયતો મારફતે આગળ જણાવવામાં આવશે તે પ્રમાણે કરવામાં આવેછે. શરૂઆતમાં કેટલીક જગ્યાએ મોક્ષ દર ઉપર લોકલસેસનો એક આનો ચઢાવ્યો હતો અને કેટલીક જગાએ આકારની રકમના દર રૂપીએ એક આના પ્રમાણે ચઢાવ્યો હતો, પણ આ સંબંધે પાછળથી વિચાર થઈ દરેક ઠેકાણે આકારની રકમના દર રૂપીએ એક આના પ્રમાણે તે ચઢાવવામાં આવેછે. માત્ર નવસારી પ્રાંતના સોનગઢ તાલુકામાં જમીનના દર ઘણા હલકા હોવાથી તથા ત્યાં સુધારા ઘણા કરવાના હોવાથી આકારના દર રૂપીએ દોઢ આના પ્રમાણે લોકલસેસ લેવામાં આવેછે. શરૂઆતમાં લોકલસેસ એકજ વખતે અને એકસરખી રીતે બધે ચઢાવ્યો નહોતો, પણ સેટલમેન્ટ થવાના તાલુકામાં તે દાખલ કરવામાં આવ્યો હતો. અને ૧૯૦૪-૦૫ માં સ્થાનિક પંચાયતો સ્થાપન થઈ ત્યારથી આખા રાજ્યમાં બધી જમીન ઉપર લોકલસેસ દાખલ કરવામાં આવ્યોછે. બાંહેધરી વાંટાની જમીન ઉપર લોકલસેસ ચઢાવવાનું બાકી રહેલું હતું, પરંતુ લોકલસેસથી બાંહ્યધરાવાળા વાંટાવાળાઓને પણ ફાયદો થતો હોવાથી સં. ૧૯૭૦ માં તેમની ઉપર પણ લોકલસેસ લાગુ કરવામાં આવ્યોછે.

નવસારી પ્રાંતમાં તાલુકાવાર લોકલસેસની ઉપજ છેલ્લાં ૫ વર્ષમાં નીચે પ્રમાણે હતીઃ—

| તાલુકાનું નામ | ૧૯૧૪-૧૫ | ૧૯૧૫-૧૬ | ૧૯૧૬-૧૭ | ૧૯૧૭-૧૮ | ૧૯૧૮-૧૯ |
|---|---|---|---|---|---|
| કામરેજ | ૩૧૬૦૧- ૧-૦ | ૩૧૫૨૦-૧૦-૦ | ૩૧૭૨૨- ૭-૦ | ૩૨૪૭૮- ૨-૦ | ૩૧૪૪૧- ૮-૦ |
| પલસાણા | ૧૮૧૬૧-૧૩-૦ | ૧૮૮૧૪- ૨-૦ | ૧૮૪૬૭- ૭-૦ | ૧૮૪૩૭- ૬-૦ | ૧૮૪૬૧- ૦-૦ |
| ગણદેવી | ૮૮૬૯- ૦-૨ | ૮૮૩૪-૧૪-૦ | ૮૮૮૮- ૨-૦ | ૮૮૬૫-૧૫-૦ | ૯૪૯૬-૧૩-૦ |
| માંગરોળ | ૧૮૨૭૧-૧૧-૦ | ૧૮૨૧૬- ૫-૦ | ૨૦૪૧૭- ૯-૦ | ૨૦૫૮૫- ૦-૦ | ૨૦૫૭૩- ૯-૦ |
| નવસારી | ૧૬૫૦૭- ૦-૦ | ૧૭૯૪૦- ૪-૦ | ૧૭૭૪૪- ૯-૦ | ૧૭૩૮૫- ૭-૦ | ૧૭૨૩૬- ૮-૦ |
| મહુવા | ૧૬૭૫૭- ૭-૦ | ૧૬૯૪૭-૧૩-૦ | ૧૭૬૨૪- ૫-૦ | ૧૭૫૭૩- ૦-૦ | ૧૭૫૮૬-૧૫-૦ |
| વ્યારા | ૧૭૬૭૩- ૬-૦ | ૧૭૨૬૯- ૩-૦ | ૧૭૧૯૮-૧૩-૦ | ૧૭૧૦૮-૧૧-૦ | ૧૭૧૧૬- ૩-૦ |
| સોનગઢ | ૭૧૬૪-૧૫-૧૧ | ૬૯૯૨-૧૮-૮ | ૬૯૬૩- ૯-૬ | ૬૯૮૧- ૧-૬ | ૬૯૭૪-૧૧-૦ |
| વાંકળ | ૨૨૫૧ -૫-૦ | ૨૧૫૬-૪-૦ | ૦ | ૦ | ૦ |

**મુલ્કી ખાતાનું બંધારણઃ**—શ્રીમંત ખંડેરાવ મહારાજે ઇજારા વહિવટ બંધ કરી મુલ્કી ખાતાના બંધારણમાં જે સુધારા કર્યા હતા તેમાં જમીન મહેસુલ વસુલ કરવા દરેક ગામ માટે અગર ગામોનાં જથ્થા માટે તલાટી તથા મહેતા નીમ્યા હતા. ૧૦ થી ૧૫ સુધીના ગામોના જથ્થા માટે એક થાણદાર નિમવામાં આવ્યો હતો. તલાટી અને મહેતા થાણદારના તાબામાં હતા. થાણદારો મહાલના વહિવટદારના તાબામાં હતા. મહાલના વહિવટદારો ઉપર તથા એકંદર મુલ્કી કામ ઉપર નિર્બંધ રાખવા, સરસુબાઓની નિમણુક કરવામાં આવી હતી. પાક તૈયાર થાય ત્યારે ગામનો તલાટી, દરેક ખાતેદારના વસુલ માટે જામીન લેવાનો બંદોબસ્ત કરી, પાક કાપવાની પરવાનગી આપતો. દરેક ખાતેદાર પાસેથી વસુલ લઈ મહેતો તેની પહોંચ આપતો, અને એકઠા થએલા પૈસા થાણદાર તરફ મોકલતો. થાણદાર તે હિસાબ સાથે મહાલના વહિવટદાર તરફ મોકલતો અને વહિવટદાર એકંદર વસુલ સરસુબા તરફ મોકલતા. માત્ર નવસારી પ્રાંતમાં સુબાની નિમણોક કરવામાં આવી હતી, અને તેના તાબામાં વહિવટદાર હતા, તેથી એ પ્રાંતમાં થાણદાર રાખ્યા નહોતા. વહીવટદાર, થાણદાર, અને તલાટીનું દફતર તપાસવા તથા ફરિયાદો થાય તેની તપાસ કરવા રાજ્યના ઉત્તર અને દક્ષિણ પ્રાંતમાં, એક એક સરકામદાર નિમવામાં આવ્યો હતો. વળી સરસુબાના હુકમની બરાબર અમલબજાવણી થાયછે કે નહિ તે જોવા અને સરસુબાને વખતોવખત માહિતી આપવા સરસુબા તરફથી દરેક મહાલમાં એક એક કારકુન રાખવામાં આવતો હતો. તેમજ સરસુબાને મહાલની વખતોવખત ખબર મળે તે માટે તથા મહાલ બદલ કંઇ હુકમ કરવામાં આવે તેની ખબર મહાલે જલદી જાય એટલા માટે દરેક મહાલ તરફથી સરસુબા કચેરીમાં એક વકીલ રૂ. ૨૫)ના પગારનો રાખવામાં આવતો હતો. સરસુબા પોતાના તાબાના અમલદારોને નીમી શકતા અને વહીવટદાર સિવાય બીજા નોકરોને બરતરફી સુધી સજા કરી શકતા. વહીવટદારનો અધિકાર રૂ. ૧૫) સુધી દંડ કરવાનો હતો અને થાણદાર, તાબાના તલાટી વગેરેને રૂ. ૧) સુધી દંડ કરી શકતો. ખંડેરાવ મહારાજે કરેલું મુલ્કી ખાતાનું બંધારણ સન ૧૮૭૫ સુધી થોડે ઘણે અંશે કાયમ રહ્યું. ત્યારબાદ શ્રીમંત સયાજીરાવ મહારાજની સગીર વયમાં સર ટ્રુ પેલીએ, ચાર

માસ સુધી વડોદરાનો રાજ્ય કારભાર ચલાવ્યો, તેમાં બ્રિટિશ રાજ્યને ધોરણે, દરેક પ્રાંતમાં સુબાની નિમણુંક કરી તેમના તાબામાં નાયબ સુબા નિમ્યા. ત્યારબાદ સર ટી માધવરાવે બ્રિટિશ રાજ્યને ધોરણે જૂદાં જૂદાં ખાતાં સ્થાપન કર્યાં અને રાજ્યના પ્રદેશની તાલુકાવાર વહેંચણીમાં કેટલાક ફેરફાર કર્યા. જુના વખતના તાલુકા કેટલેક ઠેકાણે ઘણા મોટા અને કેટલેક ઠેકાણે ઘણા નાના હતા. ઉદાહરણ તરિકે પાટણ મહાલમાં ૫૦૦ સુધી ગામ હતા પણ પાદરા મહાલમાં ફક્ત ૭ ગામ અને કોરલ મહાલે ૨૧ ગામ હતાં. વળી કેટલેક ઠેકાણે, એક મહાલનાં ગામોની વચ્ચે, બીજા મહાલનું ગામ રાખવામાં આવેલું હતું. આવા ગેર સોઈના મહાલ તોડી, એક અમલદાર દેખરેખ રાખી શકે, લાંબા વખતથી ગામે ગામનો જોડાયેલો સંબંધ ટૂટી ન જાય, અને કુદરતી નિશાનથી હદ નિર્મિત થઈ શકે એવી રીતે ઉપજ, ગામની સંખ્યા અને, વસ્તી ધ્યાનમાં રાખી નવેસર મહાલ બાંધવામાં આવ્યા.

---

## પ્રકરણ ૩૨ મું. વેરા.

**ઉત્પત્તિ:**—ભાગ બટાઇ વહિવટમાં ઉપજ વધારવાને યુક્તિપ્રયુક્તિથી ઘણા વેરા દાખલ થયા હતા, અને તે વહિવટ બંધ થયા પછી પણ, તે જારી રહ્યા હતા. વેરા સાધારણરીતે ઇજારદાર અગર સરકારી નોકર દાખલ કરતા હતા. પરંતુ ખાસ સરકારી હુકમથી પણ કેટલાક વેરા દાખલ થતા. રાજ્યકર્ત્તાને પૈસાની જરૂર પડતી, તે વખતે તે મેળવવા તેઓ ખાસ હુકમ કરી વેરા દાખલ કરતા. શરૂઆતમાં આ વેરા ટુંક મુદત માટે તથા અમુક પ્રસ્તુત કામ પુરતા હતા, પરંતુ મુદત અને પ્રસ્તુત ગયા છતાં, પણ, તેની વસુલાત કરવાનું બંધ કરવામાં આવતું નહિ, તેથી એવા વેરા કાયમના થઇ ગયા હતા. જેમકે અંબાડીવેરો, મુલકગીરીવેરો, સ્વારીખર્ચ, હોસ્પીટલ દસ્તુરી, સડકપટી વગેરે ઇજારા વહીવટમાં ઇજારદારો પોતાની ઉપજ વધારવા જાુદી જાુદી યુક્તિઓ કરતા. તેમના ફૂલમ સામે રાજ્યકર્તા સુધી પ્રજાનો પોકાર પહોંચતો નહિ અને પહોંચે તો પણ, ઇજારદાર માનીતો હોવાથી અગર તો તેણે સરકારને નજરાણાની મોટી રકમ આપેલી હોવાથી, તેની સામે દાદ મળતી નહિ. ઇજારદારને શાક જોઇએ તો કાછીઆ પાસેથી મંગાવી જરૂર જેટલું રાખી બાકીનું વેચી પૈસા કરતો. ઘોડાં માટે દોરડાં જોઇએ તો, તે વણકર પાસેથી સુતર લઈ, તેની પણ આ પ્રમાણે વ્યવસ્થા કરતો. આવી રીતે બીજા કારીગરો અગર નાના વેપારીઓ પાસેથી ઇજારદારો પ્રથમ પોતાના ઉપયોગ માટે એનજીનસી માલ લઇ, પછી તેને બદલે રોકડ રકમ લેવાનું શરૂ કરતા. ઇજારદારની પેઠે સરકારી અમલદારો પણ વેરા ઘાલી દેતા. ઇજારદાર અગર સરકારી અમલદાર, પોતાના આશ્રિતને કંઇ રકમ એકઠી કરી આપવા માટે, તેના પાસે કથા પુરાણ વંચાવતા અને ગામડાના પટેલોને તે સાંભળવા બોલાવી તેમની પાસે તેને કંઇ રકમ દર સાલ અપાવતા. આવી રીતે પુરાણીની લાગત, અંટાળ જોશીની લાગત, એ વગેરે લાગતો દાખલ થઈ હતી. ભાગ વટાઇ વખતે, વેરા ભાગ કરતી વખતે અનાજના રૂપમાં લેવામાં આવતા હતા, અને એવી રીતે લીધેલું વેરાનું

અનાજ જે સાધુ પુરૂષ અગર પવિત્ર સંસ્થાને આપવાનું હોય તેમને ગામ ઉપરજ આપવામાં આવતું, પણ ભાગ વટાઇ વહીવટ બંધ થયા પછી અનાજનો ભાગ લેવાનો માર્ગ રહ્યો નહિ ત્યારે અનાજને બદલે જે તે નામના વેરાથી રોકડ રકમ જમીન ઉપર ફાળવી નાખી વસૂલ કરવા માંડી, અને જે તે ઇસમ અગર સંસ્થાને જૂદાં જૂદાં ગામે થતી પ્રાપ્તિ એકંદર કરી ત્રીજોરીમાંથી આપવાનું શરૂ થયું.

**વેરાના પ્રકારઃ**—વેરાના મુખ્ય બે પ્રકાર વેરો આપનારના ધંધા ઉપરથી કરી શકાય. (૧) ખેતી ઉપરના વેરા અને (૨) એ શિવાયના વેરા. ખેતી ઉપરના વેરા ખેડુત તથા ખાતેદારો પાસે લેવામાં આવતા હતા, અને તે જૂદે જૂદે ઠેકાણે જૂદા જૂદા પ્રકારના હતા. જેમકે કણબી વેરો, મોચી ખાતેદારનો વેરો, ઘાંચી ખાતેદારનો વેરો, કોળી ખાતેદારનો વેરો, વાણીઆ ખાતેદારનો વેરો, કપાસના બડધા વેરો એટલે કે કપાસના છોડને કાપતાં નીચલા ભાગમાં જે થડ, બડધો, રહે તે બીજે વરસે ફુટી તે ઉપર કપાસ થાય તે ઉપર લેવાતો વેરો. ડાંગર, બડધા, ગામોટ હક એટલે કે ગામડે જાય આવે તેને ગામ ગોર પતરાળાં પડીઆ આપતા તેથી એ બદલ લેવાતી લાગત. ઝાડ ઉપરની સલામી, ઢોર ચરાઇ, તુવેરના બડધા, પાણીવેરો, પુંછીવેરો એટલે ભેંસ, ઘેટાં અને બકરાં ઉપર જાનવર દીઠ લેવાતો વેરો, મહેતા મુઠી, હવાલદાર મુઠી વગેરે. ખેતી સિવાયના વેરાનો સંબંધ જમીન સાથે ન છતાં વેપારી ધંધા બદલ તથા મજુરીઆત તથા કારીગર વર્ગના લોકો પાસેથી ગામમાં રહી સરકારનું રક્ષણ ભોગવતા તે બદલ લેવામાં આવતા. આ વેરા ઘણી જાતના હતા, પણ તેમાંના મુખ્ય નીચે પ્રમાણે હતા. ઉટવેરો, ઉનવેરો, ઊભડ વેરો, ઉમરા વેરો, કલાલ વેરો, કાટલાં વેરો, કુંભાર વેરો, કોળી વેરો, કંદોઇ વેરો, ખંડણી વેરો, પાણી વેરો, ગાંધી વેરો, ઘાંચી વેરો, જોખામણી વેરો, ધોબી વેરો, તેવાઇ ઇજારો દરજી વેરો, ન્યાત વેરો, માળી વેરો, મહાજન વેરો, વાણીઆ વેરો, શાક વેરો, સોની વેરો, હોડી દસકરી વગેરે.

**ખેતી ઉપરના વેરા કમી થયાઃ**—શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ ગાદી ઉપર આવ્યા બાદ વેરાથી લોકો ઉપર થતો ત્રાસ તેમના લક્ષમાં આવતાં તે દૂર કરવા તેમણે તજવીજ કરી હતી. પ્રથમ તો ખેડુતો ઉપરના વેરા જમાબંદી સેટલમેન્ટ કરતી વખતે કમી કરવા ઠરાવ્યું હતું, તેથી દરેક મહાલની જમાબંદી સેટલમેંટ વખતે જમીન સાથે સંબંધ કરતા વેરા કમી કરવામાં આવ્યાછે.

**વેરામાં સુધારોઃ**—ખેતી સાથે સંબંધ કર્તા નહિ એવા વેરાની વિષમતા મટાડી એકસરખે ધોરણે વેરા કેવી રીતે લાગુ કરી શકાય એ બાબત હકીકત મેળવી, નિવેદન કરવા સર્વે સેટલમેન્ટ કમિશનર મિ. એફ્. એ. એચ. એલીયટ સાહેબને ફરમાવવામાં આવ્યું હતું. તે ઉપરથી તેમણે તપાસ કરી સને ૧૮૯૮ માં નામદાર દિવાન સાહેબ તરફ નિવેદન કર્યું હતું, તેમાં ગરીબ લોકો ઉપરથી નાના વેરા કમી કરી જેની તેની મગદુર પ્રમાણે વેરાનું ભારણ પડે એવું ધોરણ દાખલ કરવા ભલામણ કરી હતી.

આ નિવેદનમાં સંવત ૧૯૪૩ માં રાજ્યમાં ખેતી સાથે સંબંધ કર્તા નહિ એવા વેરાની એકંદર સંખ્યા ૧૮૨ હોવાનું જણાવ્યું હતું. તેમાં ૧૪૩ વેરા ફક્ત કડી પ્રાંત એકલામાંજ લાગુ હતા, ૨૬ વેરા બે પ્રાંતમાં, ૯ વેરા ત્રણ પ્રાંતમાં, અને

ફક્ત આ વેરા ચારે પ્રાંતમાં સામાન્ય રીતે લાગુ હતા મહાલ વાર વેરાની સંખ્યાનું પ્રમાણ જાણીએ તો એમના લિસ્ટમાં ૭૫ વેરા હતા ૨૫ વેરા બે મહાલમાં, ૧૫ વેરા ત્રણ મહાલમાં, ૧૨ વેરા ચાર મહાલમાં, ૧૮ વેરા પાંચ મહાલમાં, અને ૩૬ વેરા ૬ અગર વધારે મહાલે, સામાન્ય સ્વરૂપના હતા આ ઉપરથી જણાય છે કે સામાન્ય સ્વરૂપના વેરા થોડા હતા પણ ઘણા ખરા વેરા સ્થાનિક હતા વળી કેટલાક વેરાની રકમ એટલી જુજ હતી કે તે વસુલ કરવા લાયક નહોતી ઉદાહરણ તરીકે ૩૧ વેરાનું ઉત્પન્ન રૂ ૧૦ ની અંદરનું હતું, ૧૬ વેરાનું ઉત્પન્ન રૂ ૧૧ થી રૂ ૨૦ સુધી ૨૭ વેરાનું ઉત્પન્ન રૂ ૨૧ થી ૫૦ સુધી, ૧૮ વેરાનું ઉત્પન્ન રૂ ૫૧ થી રૂ ૧૦૦ સુધી, અને ૪ વેરાનું ઉત્પન્ન રૂ ૧૦૧થી રૂ ૨૧૨ સુધી હતું. ફક્ત (૧) જમીન ગામ ગભાણું, (૨) ઘુમ વેરો, (૩) કોઠ સુથાર વેરો, (૪) તકારીર વેરો, (૫) સાન વેરો, (૬) મોમન વેરો, (૭) વાણીયાની બેઠક વેરો, (૮) ઉભડ વેરો, (૯) ભોમ વેરો એ નવ વેરાનું ઉત્પન્ન રૂ ૭૭૫૭૮ અને બીજા ૧૭૩ વેરાનું ઉત્પન્ન રૂ ૫૬૪૮૮ થતું હતું આખા રાજ્યનું વેરાનું ઉત્પન્ન રૂ ૧,૩૪૦૬૬ હતું તે પૈકી નવસારી પ્રાંતનું માન રૂ ૭૦૮૪ એટલે કે એકંદર ઉત્પન્નના માન પાંચ ટકા હતા આ ઉપરથી જણાશે કે વેરાની બાબતમાં બીજા પ્રાંતને મુકાબલે નવસારી પ્રાંત નસીબદાર હતો કડી પ્રાંતનું રૂ ૯૩૪૯૩, વડોદરા પ્રાંતનું રૂ ૧૭૫૨૫, અમરેલી પ્રાંતનું રૂ ૧૬૦૭૨ અને નવસારી પ્રાંતનું વેરાનું એકંદર ઉત્પન્ન રૂ ૭૦૮૪ હતું.

**આયપતવેરો** – ત્યારબાદ વડોદરા પ્રાંતના સુબા દિ. બા સમર્થ એમણે વેરા બદલનો સવાલ હાથ પર લઈ હજુર હુકમથી પ્રથમ ફક્ત પાદરા તાલુકા માટે યોજના રજુ કરી હતી, તેમાં પાદરા કસ્બા માટે ધંધા સબંધી જૂદા જૂદા વેરા કમી કરી તેને બદલે એક ધંધાવેરો લાગુ કરવા અને તેના ચાર વર્ગ પાડી, ૧લા, ૨જા, ૩જા, અને ચોથા વર્ગ માટે અનુક્રમે રૂ ૪, ૩, ૨, અને એક એ પ્રમાણે લેવા અને વાર્ષિક રૂ ૧૦૦)ની અંદરની પ્રાપ્તિવાળાને વેરામાંથી માતર કરવા એવી સિફારસ કરી હતી

આ યોજના ફક્ત પાદરા કસ્બા માટે મંજુર થઈ હતી પરંતુ ગામડા માટેના દર પાદરા કસ્બાના આયપત વેરાના એક વર્ષના પરિણામ ઉપરથી અનુભવ અંતે દાખલ કરવા ફરમાન થયું આ હજુર હુકમ ઉપરથી પાદરા કસ્બામાં ચાલતા ચાલના પટ્ટી, કાંટના છપાત, ઝાપની જમાત, સુતારવેરો, મોતિસરી, મધમીણની લાગત, મહાજન જોર, વગેરે વેરા કમી કરવા અને મંજુર થએલા નવા દરથી આયપત વેરો લેવા પ્રાંત સુબા કચેરીથી જાહેરનામું નંબર ૨૩૩ તા ૮ ૪ ૧૮૯૬નું આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થયું હતું પાદરા કસ્બામાં દાખલ કરેલા આયપત વેરાનું પરિણામ સંતોષકારક જણાયાથી તે વડોદરા પ્રાંતના બીજા કેટલાક મહાલોમાં અને ૧૮૯૮ની સાલમાં દાખલ કરવામાં આવ્યો હતો ત્યારબાદ કડી પ્રાંતમાં કલોલ તાલુકે અને વિસનગર, વડનગર, અને બીજા કેટલાક કસ્બામાં આયપત વેરાનું ધોરણ લાગુ કરવામાં આવ્યું હતું સને ૧૯૦૪ માં આયપત વેરાનું એકસરખું ધોરણ આખા રાજ્યમાં લાગુ થયું હતું. આયપત વેરો દાખલ કરવામાં આવ્યો ત્યારપછી તે વસુલ કરવાના સબંધમાં અને બીજી કેટલીએક બાબતોમાં પ્રશ્નો ઉપસ્થિત થયા હતા, તે બદલ એકસરખ વિચાર કરી બનામણો કર-

વાને ખા. બા. જમશેદજી દલાલ એમના અધ્યક્ષપણા નીચે એક કમીટી નીમવામાં આવી હતી. આ કમીટીએ બ્રિટિશ રાજ્યમાં ચાલતું ધોરણ અને સ્થાનિક સ્થિતિ એ વગેરે બદલ વિચાર કરી નિવેદન કર્યું હતું, તે વિચારમાં લઇ હુ. હુ. નં. ૬૫ તા. ૨૮-૪-૧૯૦૪નો કરવામાં આવ્યો. તેમાં આયપત વેરાનું નવીન ધોરણ કડી, વડોદરા અને નવસારી પ્રાંતના કસ્બા અને ગામોને લાગુ કરવા અને અમરેલી પ્રાંતમાં જૂના વેરા જારી રાખવા ફરમાન થયું હતું. આયપત વેરો લાગુ કરવાના સંબંધમાં બે ધોરણો મંજુર થયાં હતાં. એક કસ્બા માટે અને બીજું ગામડા માટે. દરેક પ્રાંતોમાં કયાં ગામોને કસ્બા ગણવા એ ઠરાવવામાં આવ્યું હતું, અને કસ્બાને ગામડાં માટે જૂદાં જૂદાં ધોરણ ઠરાવ્યાં હતાં. તેમાં કસ્બામાં રૂા. ૩૦૦) અંદરની પ્રાપ્તિને આયપત વેરામાંથી બાતલ કરી આયપત વેરાની વધારેમાં વધારે રકમ રૂા. ૧૦ ઠરાવી હતી. ગામડામાં કમીમાં કમી વેરો આપવાને માત્ર રકમ રૂા. ૧૫૦) ઠરાવી હતી. ત્યારબાદ નામદાર દત્ત સાહેબે કરેલી. ભલામણ ઉપરથી આયપત વેરાને માત્ર પ્રાપ્તિની કમીમાં કમી રકમ ગામડાને માટે રૂા. ૧૫૦) હતી તેમાં ફેરફાર કરી તે કસ્બા જેટલી એટલે રૂા. ૩૦૦)ની રાખવા, અને એ પ્રમાણે કરવાથી જે ખોટ આવે તે રૂા. ૭૫૦ અને તે ઉપરાંતની પ્રાપ્તિવાળા પાસેથી રૂા. ૧૦) કરતાં વધારે દર લઇને પૂરી પાડવા હુકમ થયો. આથી કસ્બા અને ગામડાં વચ્ચેનો ભેદ નીકળી ગયો, અને ગામડા અને કસ્બા માટે એકજ દર રાખવામાં આવ્યા. વળી બ્રીટીશ રાજ્યના સને ૧૮૭૨ના બીજા કાયદા ( નોન એગ્રીકલચર ડયુટીઝ )ને ધોરણે જૂના વેરાને બદલે આયપત વેરો લેવાનું અને કમીમાં કમી રકમ ( રૂા. ૧૦ સુધી ) નાની રાખવાનું જે ધોરણ હતું તે બદલાઇ ગયું અને સન ૧૮૮૬ના બીજા ઇન્કમ ટેકસના સ્વરૂપનું ધોરણ દાખલ થયું. આનો અમલ સં. ૧૯૬૧થી એટલે તા. ૧-૮-૧૯૦૪થી થયો. અમરેલી પ્રાંત કે જ્યાં અત્યાર સુધી જુના વેરા ચાલુ હતા ત્યાં પણ જાહેરનામા નંબર ૬૩ તા. ૨૮ ૧૧-૦૪થી આયપતવેરાનું નવું ધોરણ દાખલ કરવામાં આવ્યું. આ પ્રમાણે લગભગ નવ વરસના પ્રયાસ અને અનુભવથી આખા રાજ્યમાં જૂના ધંધા વેરા કમી કરી તેને બદલે એકસરખે ધોરણે આયપત વેરો દાખલ કરવામાં આવ્યો છે.

આયપત વેરાની માફી રૂા. ૩૦૦) સુધીની પ્રાપ્તિવાળાને હતી તેને બદલે રૂા. ૫૦૦) સુધીની પ્રાપ્તિવાળાને આપવા ૧૯૦૬ની સાલમાં ઠર્યું અને તે બાબત જાહેરનામું નં. ૭૧ તા. ૨૩-૪-૦૬નું પ્રસિદ્ધ થયું. ત્યાર બાદ સને ૧૯૦૭માં શ્રીમંત મહારાજા સાહેબે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધાને ૨૫ વર્ષ થયાં તે નિમિત્તે પ્રજા તરફથી સિલ્વર જ્યુબિલીનો મહોત્સવ કરવામાં આવ્યો. તે શુભ પ્રસંગે શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇ પ્રજાને કેટલાક હક્ક તથા લાભ આપ્યા. તેમાં આયપત વેરાને માત્ર કમીમાં કમી રકમનો વધારો કરી રૂા. ૭૫૦) અંદરની પ્રાપ્તિવાળાને આયપત વેરામાંથી બાતલ કરવાનો હુકમ કર્યો. આવી રીતે ક્રમે ક્રમે હલકી આસામીવાળા ઘણા ગરીબ લોકોને વેરા ભારણમાંથી બાતલ કરી તવંગર અને સારી સ્થિતિના લોકો પર તે નાખવામાં આવ્યોછે. નવસારી પ્રાંતમાં સંવત ૧૯૬૫થી ૯૭૫ સુધી આયપત વેરાની ઉપજ તથા તે ભરનારની સંખ્યા કેટલી હતી તે નીચેના પત્રક ઉપરથી જણાશે.

| સાલ, સંવત | વેરો ભરનાર ઇસમ | વેરાની રકમ રૂ. |
|---|---|---|
| ૧૯૬૫ | ૭૦૩ | ૧૨૭૫૯- ૬-૦ |
| ૧૯૬૬ | ૬૪૫ | ૧૨૩૮૨- ૪-૦ |
| ૧૯૬૭ | ૬૮૪ | ૧૨૨૩૧- ૪-૦ |
| ૧૯૬૮ | ૯૧૪ | ૧૫૯૭૯- ૮-૦ |
| ૧૯૬૯ | ૮૧૯ | ૧૪૩૯૫- ૮-૦ |
| ૧૯૭૦ | ૮૩૬ | ૧૫૦૨૪- ૬-૦ |
| ૧૯૭૧ | ૯૫૮ | ૧૬૮૬૭-૧૦-૦ |
| ૧૯૭૨ | --- | ૧૯૫૧૫- ૦-૦ |
| ૧૯૭૩ | ૯૩૬ | ૧૯૧૧૭- ૩ ૯ |
| ૧૯૭૪ | ૧૦૮૨ | ૧૮૦૫૦-૧૦-૮ |
| ૧૯૭૫ | ૧૦૧૬ | ૧૫૮૪૮- ૫-૨ |

## પ્રકરણ ૩૩ મું. જંગલખાતું.

વહીવટઃ—૧૮૭૩ પહેલાં જમીન મહેસુલના ઇજારા અપાયેલા હોવાથી પોતાના ઇજારાના તાલુકામાં આવેલા જંગલોની વ્યવસ્થા ઇજારદાર પોતાની મરજી પ્રમાણે કરતો. જંગલની પેદાશ લઇ જવા માટેનો લેવાનો દર તે ઠરાવતો અને પોતાના ઇજારાની મુદતમાં જેટલા પૈસા પેદા થાય તેટલા કરી લેવાની દાનત રાખતો. ઇજારા વહીવટ બંધ થયા પછી જંગલનો વહીવટ સરકાર તરફથી થવા લાગ્યો, તેમાં કેટલેક ઠેકાણે નાકાં બેસાડી ત્યાંથી પસાર થતા માલ ઉપર સરકાર હક લેવામાં આવતો. આ પ્રમાણે વ્યવસ્થા ૧૮૭૭ સુધી ચાલી. ત્યાર પછી સ્વતંત્ર જંગલખાતું સ્થાપન કરવામાં આવ્યું. ૧૮૭૭ થી ૧૮૮૪ સુધી એ ખાતું મુંબઇ ઇલાકાના જંગલ ખાતામાંથી બોલાવેલા બે અમલદારોના તાબામાં હતું. ૧૮૮૪ થી ૧૮૯૦ સુધી જંગલખાતુ મુલ્કી ખાતાના નાયબ સુબાઓના તાબામાં મુકવામાં આવ્યું હતું. આ વખતે ખાંડી માટે ઠરાવેલા દર આપવાને જે ઇજારદાર કબુલ થાય તેને તેની મરજીમાં આવે તેવો અને તેટલો કાટ લઇ જવાની પરવાનગી આપવામાં આવી હતી. આથી કરીને જંગલની ઘણી ખરાબી થઇ. ૧૮૯૧ માં મિ. ઈ. ઇ. ફરનાન્ડીઝ નામના બ્રિટિશ જંગલ ખાતાના અમલદારની નોકરી ઉછીની મેળવી, જંગલખાતું તેમના હાથ નીચે મૂકવામાં આવ્યું હતું. તે ૧૮૯૪ સુધી રાજ્યની નોકરીમાં રહ્યા ત્યાં સુધી જૂની પદ્દત બંધ કરી કેટલોક સુધારો કર્યો. તેમના પછી મી. ગુસ્તાદજી મેઢીવાળા જેમને યુરોપ મોકલી જંગલખાતાના કામ સંબંધી ખાસ કેળવણી આપવામાં આવી હતી તેમના હાથ નીચે ખાતું મુકવામાં આવ્યું હતું અને ત્યાર પછી વખતો વખત પ્રવિણ પુરૂષોના તાબામાં મુકવામાં આવેછે. હાલ (સુમારે વિસ વર્ષ ઉપર) તે મે. રૂસ્તમજી હોરમસજી બાદન કે જેઓ બ્રિટિશ રાજ્યના જંગલ ખાતાના વહિવટનો બહોળો અનુભવ ધરાવેછે તેમના તાબામાંછે, અને

તેમાં તેમને હાથે ઘણા સુધારા થઈ ઉપજ ઘણી વધવા લાગીછે. ૧૮૯૪ થી ૧૯૦૩ સુધીમાં જંગલ પાછું તૈયાર થાય એટલા માટે, રીઝર્વ્ડ જંગલમાંથી કાપવાનું બંધ કરવામાં આવ્યું, એટલે સુકાઈને પડી ગયેલાં લાકડાં તથા વાંસ સિવાય બીજું કંઇ વેચવામાં આવતું નહિ. જંગલના બે પ્રકારછેઃ-રિઝર્વ્ડ અને અનરિઝર્વ્ડ. જે ભાગ હંમેશને માટે જંગલ તરીકે રાખવાને ઠરાવ્યો હોય તે રિઝર્વ્ડ જંગલ ગણાયછે, અને એ શિવાયનું જંગલ અનરીઝર્વ્ડ ગણાયછે.

જંગલઃ—વડોદરા રાજ્યમાં મોટામાં મોટાં જંગલનો પ્રદેશ નવસારી પ્રાંતમાં છે. આ જંગલ પ્રદેશમાં સોનગઢ, મહુવા, વ્યારા, માંગરોળ તાલુકાનો વાકળ ટપ્પો, અને ઉમરપાડા પેટા મહાલની હદ આવેલીછે. તેનું ક્ષેત્રફળ ૬૦૧૫૭૧ વિંઘાં એટલે ૫૫૨.૪ ચોરસ માઈલછે કે જે આખા પ્રાંતનાં ક્ષેત્રફળનો ૨૮.૮ જેટલો ભાગછે. વહીવટ કરવાને માટે આ જંગલના નીચે પ્રમાણે ભાગ (રેઈન્જ) પાડવામાં આવેલાછે.

વિભાગ

| રેઈન્જનું નામ | કયા તાલુકાની હદમાં છે | ક્ષેત્રફળ વિંઘા |
|---|---|---|
| સોનગઢ રેઈન્જ | સોનગઢ | ૧,૩૩૩૮૦ |
| વાજપુર રેઈન્જ | ,, | ૧,૬૬૯૮૬ |
| સાદડવેલ રેઈન્જ | સોનગઢ તથા વ્યારા | ૭૮૧૮૦ |
| વ્યારા રેઈન્જ | વ્યારા તથા મહુવા | ૭૨૮૬૪ |
| મહુવા રેઈન્જ | ,, | ૩૪૯૧૯ |
| વાકળ રેઈન્જ | માંગરોળ | ૧૧૫૯૨૨ |

**સ્થળઃ**—જંગલો ઘણાં ખરાં તાપી નદીની દક્ષિણે આવેલા, સંહ્યાદ્રિ પર્વત તથા ઉતરે આવેલા સાતપુડા પર્વત ઉપર આવેલાંછે. સૌથી ઉંચા ડુંગરા સાધારણ રીતે દરીઆની સપાટીથી ૧૫૦૦ ફીટ ઉંચા ગયેલા હોયછે. તો પણ સાદડવેલ રેંજમાં મલંગદેવ તરફના ડુંગરો એથી એ વધારે ઉંચા છે, અને બ્રિટિશ તથા ડાંગ સરહદ ઉપર ઝુકી રહેલો માલ્હેરનો ડુંગરી કિલ્લો તો દરીઆની સપાટીથી ૫૨૦૩ ફુટ જેટલો ઉંચોછે. એ ડુંગરા પર ઝાડી નથી. પણ એ સિવાયના ડુંગરાઓ ઘીચ ઝાડીથી ભરેલા છે. ખીણોમાં અને ડુંગરાઓની વચ્ચે આવેલા સપાટ ભાગમાં સાધારણ ઉંડાઈની ઘણી કાળી જમીન આવેલીછે. પણ બીજે બધે સ્થળે ભૂરી સુરમની, અથવા થોડા સફેદ રંગની સુરમની માટીવાળી જમીન સાધારણ રીતે ઘણી આવેલી છે. જંગલ પ્રદેશમાં તાપી, મિંઢોળા, પુર્ણા, અંબિકા વગેરે નદિઓ આવેલીછે.

---

## પ્રકરણ ૩૪ મું — નોંધણી ખાતું.

---

દસ્તાવેજ નંધાવવાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે જે મિતિએ તે થયેલો હોવાનું કહેવામાં આવતું હોય, તે મિતિએ તે થયેલો હોવા વિષે કાંઇ શક રહે નહિ, તેમજ પાછળથી ખોટા દસ્તાવેજ ઉભો થઇ શકે નહિ. બાદશાહી વખતમાં દસ્તાવેજ નોંધવાનું

કામ, ન્યાયનું કામ કરનાર કાઝીઓ કરતા. દસ્તાવેજ નોંધીને તે ઉપર કાઝીઓ પોતાનો સિક્કો મારતા. પાછળથી મરાઠી રાજ્ય થયું ત્યારે પણ દસ્તાવેજ નોંધવાનું કામ કાઝીઓ તરફ જારી રહ્યું હતું. કાઝીઓએ ગીરો વેચાણના દસ્તાવેજ ઉપર કેટલી લાગત લેવી, એની ૧૯૫૮ માં કલમબંદી પણ થઈ હતી. પરંતુ ધીમે ધીમે તેમનું મહત્વ ઘટતું ગયું, તેથી લોકોમાં પણ દસ્તાવેજ નોંધાવવાનું કમી થતું ગયું, અને દસ્તાવેજ નોંધાવવા માટે સરકારે માન્ય કરેલી કોઇ પણ સંસ્થા રહી નહિ તેથ. લોકોને અડચણ પડવા લાગી. તે દૂર કરવા બ્રિટિશ રાજ્યમાં સને ૧૮૬૪ માં નોંધણીનો કાયદો કરવામાં આવ્યો હતો. તેને અનુસરી સંવત ૧૯૨૫ ની સાલથી શ્રીમંત ખંડેરાવ મહારાજની કારકીર્દીમાં એક નિબંધ અમલમા આવ્યો હતો, તે આધારે વડોદરા શહેરમાં એક દસ્તાવેજ નોંધણી કામદાર નિમવામાં આવ્યો હતો, અને દરેક તાલુકામાં વહીવટદાર તે કામ કરતા હતા. આ કાયદાથી સરકારથી મળેલા દસ્તાવેજ શિવાયના તમામ દસ્તાવેજ નોંધવાનું અને તે બદલ દર સેંકડે રૂ. ૧૭ લેવાનું ઠરાવવામાં આવ્યું હતું. નોંધણી ખાતાની ખરેખરી સ્થાપના તા. ૧ માહે ઓગષ્ટ સને ૧૮૮૫ થી હાલના મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની કારકીર્દીમાં કરવામાં આવીછે, અને તેમાં ખાતાની એકંદર દેખરેખ રાખવા, નોંધણી ખાતાના મુખ્ય અધિકારીની, કામની તપાસણી કરવા નોંધણી તપાસણી કામદારની, પ્રાંતમાં ચાલતું નોંધણીનું કામ તપાસવા, નોંધણી સરકામદારની અને દસ્તાવેજો નોંધવા, દરેક મહાલે નોંધણી કામદારની નિમણુંક કરવામાં આવીછે. સને ૧૮૯૭ સુધી ન્યાયખાતા તરફ નોંધણીખાતાની દેખરેખ હતી, તેથી વરિષ્ટ ન્યાયાધીશીના ન્યાયાધીશ, નોંધણી મુખ્ય અધિકારી અને પ્રાંત ન્યાયાધીશીના ન્યાયાધીશ, સર કામદારના અધિકાર ભોગવતા હતા. પરંતુ જ્યારથી મુલકીખાતાને આ ખાતું સોંપવામાં આવ્યું ત્યારથી વખતો વખત સરસુબા અગર જૉઇન્ટ સરસુબાને, મુખ્ય અધિકારીના અધિકાર આપવામાં આવ્યાછે. પ્રાંતના સુબા સરકામદાર ગણાયછે, અને તેમના પરસનલ નાયબસુબાને અધિકાર આપ્યો હોય તો તેઓ સરકામદારનું કામ કરેછે. ખાતાના મુખ્ય અધિકારીના પર્સનલ આસિસ્ટંટ નોંધણી કચેરીના કામની બારીકાઇથી તપાસણી કરેછે, અને મુખ્ય અધિકારી પ્રગણામાં ફરતી વખત નોંધણી કામદારની કામ કરવાની રીત તથા તેની લોકો સાથે વર્તણુંક કેવીછે, કામ કરવામાં અયોગ્ય વિલંબ કરવામાં આવેછે કે કેમ, અને દસ્તાવેજ જલદી પાછા અપાયછે કે કેમ, એ બાબત તપાસ કરેછે. પ્રાંતના સરકામદાર તથા વિભાગના નાયબસુબા નોંધણી કચેરીની મુલાકાત લઈ કામ ઉપર દેખરેખ રાખેછે અને મહાલના વહીવટદાર નોંધણી કામદારની લોકો સાથેની વર્તણુક કેવીછે, તથા કામ કેટલું બાકીછે, તે અચાનક નોંધણી કચેરીમાં જઈ જોવાનું કામ કરેછે, ને સર કામદારને તે બાબત નિવેદન કરેછે, નોંધણી કામદાર નોંધણી કચેરીમાં દસ્તાવેજો નોંધવાનું કામ કરેછે. નોંધણી કામદારના હાથ નીચે કેટલાક કારકુનો તથા નકલ કરનારા હોયછે, તે દસ્તાવેજની નકલો સરકારી ચોપડામાં ઉતારી લેછે. દસ્તાવેજ નોંધાવવા લોકોએ નોંધણી કચેરીમાં આવવું પડેછે, પણ આબરૂદાર ગૃહસ્થો અશક્ત, રોગી, કે કેદીઓ જેમનાથી કચેરીમાં આવી ન શકાય તેમના મુકામપર યોગ્ય ફી લઇને નોંધણી કામદાર જાયછે ને દસ્તાવેજ નોંધી લેછે.

ગાંમીક પાસેથી અસલ દસ્તાવેજ ખોવાઈ જાય તો નોંધણી કચેરીમાંથી નકલ મેળવી તે પુરાવામાં રજુ કરી શકાયછે. બીલબંધ મૃત્યુ પત્રો, પ્રાંતના સર કામદારની કચેરીમાં અનામત મુકી શકાયછે. દસ્તાવેજ લખી આપનાર દસ્તાવેજ નોંધી આપવા કચેરીમાં હાજર ન થતો હોય તો બીજા પૂરાવા લઈને સર કામદાર તે દસ્તાવેજ નોંધવાનો હુકમ કરી શકેછે, અને પછી તે દસ્તાવેજ ખરો ગણાયછે. દસ્તાવેજ નંધાવવાની ઉપયોગીતા વિષે શરૂઆતમાં લોકોને પૂરતી માહીતિ નહોતી લાગતી, પરંતુ ત્યાર પછી ધીમે ધીમે તેની કિંમત સમજવા લાગીછે. સંવત ૧૯૪૧ માં એટલે નોંધણી નિયમ અમલમાં આવ્યો તે સાલમાં આખા રાજ્યમાં ૨૬૦૦૧ દસ્તાવેજો નોંધાવવા આવ્યા હતા. તેની ઉપજ રૂા. ૬૮૩૧૧ થઈ હતી, અને ખર્ચ રૂા. ૩૯૬૯૮ થયો હતો. પરંતુ ત્યાર પછી આ સંખ્યાઓમાં ઘટાડો થયા કર્યો હતો. એવી સ્થિતિ સંવત ૧૯૫૮ સુધી ચાલી હતી. એ સાલમાં ૧૬૧૪૪ દસ્તાવેજ નોંધાવવા આવ્યા હતા. તેની ઉપજ રૂા. ૩૯૪૪૬ થઈ હતી, અને ખર્ચ રૂા. ૨૨૯૮૨ થયો હતો. પણ જ્યારથી સંવત ૧૯૫૮ નો ૧૧ મો નિબંધ અમલમાં આવ્યો ત્યારથી આ સ્થિતિમાં ફેરફાર થઇ દર સાલ દસ્તાવેજ નંધાવવા આવવાની સંખ્યા વધવા લાગીછે. એ ઉપરથી જણાયછે કે લોકો નોંધણી નિબંધનો હેતુ સમજવા લાગ્યાછે તથા દસ્તાવેજ ગેરવલ્લે પડવાથી નિર્ભય રહેવાને અને પોતાનો દસ્તાવેજ ખરોછે એમ બતાવી આપવાને એ એક પ્રમાણિક સાધનછે, એમ લોકોની ખાત્રી થઇછે. ઇ. સ. ૧૯૧૮–૧૯ ની સાલમાં આખા રાજ્યમાં કુલ ૪૯૦૩૮ દસ્તાવેજ નોંધાયા હતા. તેની ઉપજ રૂા. ૧૮૪૦૭૩ આવી હતી અને ખર્ચ રૂા. ૪૬૩૧૦ થયો હતો. નવસારી પ્રાંતના સુબા, પ્રાંતના નોંધણી સર કામદાર ગણાયછે. દરેક મહાલે એક એક નોંધણી કચેરી છે ને તેમાં નોંધણી કામદાર નોંધણીનું કામ કરેછે. ઇ. સ. ૧૯૧૮–૧૯ની સાલમાં તાલુકાવાર નીચે પ્રમાણે નોંધણી સંબંધી હકીકત હતી.

| નંબર | તાલુકો | નંધાયેલા દસ્તાવેજ | ઉપજ રૂા. | ખર્ચ રૂા. |
|---|---|---|---|---|
| ૧ | નવસારી | ૧૯૬૭ | ૫૬૭૫ | ૧૨૮૯ |
| ૨ | કામરેજ | ૧૦૨૬ | ૫૬૪૧ | ૭૩૧ |
| ૩ | પલસાણા | ૬૫૫ | ૩૨૮૧ | ૮૧૬ |
| ૪ | ગણદેવી | ૫૭૦ | ૨૫૨૪ | ૫૦૯ |
| ૫ | માંગરોળ | ૧૦૦૬ | ૩૫૪૨ | ૮૪૯ |
| ૬ | વ્યારા | ૧૦૧૮ | ૨૬૮૬ | ૯૫૫ |
| ૭ | મહુવા | ૬૪૫ | ૨૬૦૫ | ૫૪૪ |
| ૮ | સોનગઢ | ૪૪૯ | ૧૧૭૪ | [illegible]૩ |
| | કુલ | ૬૪૪૭ | ૨૭૧૧૮ | ૬૨૫૬ |

ઉપર પ્રમાણે નોંધાયલા દસ્તાવેજો પૈકી ૬૩૩૦ સ્થાવર મિલકત સંબંધીના, ૪૯ મૃત્યુપત્રના, અને ૬૮ જંગમ મિલકત સંબંધીના હતા.

**સ્ટાંપ લાગત સંબંધી પ્રથમનો વહીવટ અને ચાલુ વહીવટઃ—**સંવત ૧૮૮૩ (સન ૧૮૨૭) સુધી આ રાજ્યની ઉપજના સાધનમાં સ્ટાંપની ઉપજ નહોતી. માત્ર દિવાની દાવામાં સરકાર કમિશન તરીકે, રોકડ રકમ લેવાતી. મુંબઇના રેગ્યુલેશન નંબર ૧૮ સને ૧૮૨૭ ને ધોરણે સને ૧૮૨૭માં સ્ટાંપ સંબંધે કલમબંધી પહેલવહેલી કરવામાં આવી, જેમાં વેચાણ ગીરો અરજીઓ, અને વકીલાતનામાં વિગેરે માટે સ્ટાંપ લાગત દાખલ કરવામાં આવી, પરંતુ સંવત ૧૯૨૫નો સ્ટાંપ નિબંધ થયો ત્યાંસુધી દીવાની દાવામાં તો સરકાર કમિશન તરીકે રોકડ રકમ લેવાનું ચાલતું હતું. સંવત ૧૯૧૧ (સન ૧૮૫૫)માં એવું જાહેરનામું કાઢવામાં આવ્યું હતું કે વારસાઈ, બક્ષીસ તથા વ્યવસ્થા પત્રના લેખ કરતાં પહેલાં, પક્ષકારોએ સરકારને ખબર આપવી અને સરકાર પરવાનગી મળ્યા પછી યોગ્ય સ્ટાંપ ઉપર લેખ કરવા. તોપણ લોકો સ્ટાંપની બાબતમાં અપરિચિત હોવાથી સાદા કાગળ ઉપરજ લેખો કરતા રહ્યા. આનો અટકાવ થવા માટે હજુર દીવાની કોર્ટ તરફથી એવો હુકમ કરવામાં આવ્યો કે સ્ટાંપ ઉપર થવાના લેખ સાદા કાગળ ઉપર થયા હોયતો લાગતનો દસપટ દંડ લીધા સિવાય એવા લેખ ઉપરથી દાવો ચાલશે નહિ. ખરેખર પદ્ધતસર સ્ટાંપ નિબંધ કૈ. શ્રીમંત ખંડેરાવ મહારાજની કારકીર્દીમાં સંવત ૧૯૨૫માં અમલમાં મૂકાયો. આ નિબંધથી સ્ટાંપ નિબંધ સંબંધે પાછલા બધા હુકમ રદ કરી દસ્તાવેજી તથા ન્યાયાધિશી લાગતના સ્ટાંપની લાગતો તથા તેના વાપરની બાબતો નક્કી કરવામાં આવી. સં. ૧૮૮૩ પહેલાંના સઘળા લેખોને સ્ટાંપની માફી આપવામાં આવી અને એ સાલ પછી જે લેખો સ્ટાંપ ઉપર થવા જેવા છતાં સાદા કાગળ ઉપરજ થયા હોય તેમને તેની એન લાગત તથા ત્રિપટ દંડ લીધા વગર પૂરાવામાં લેવા નહિ એવું ઠરાવ્યું. સંવત ૧૯૨૫ પછી લોકસ્થિતિ, રાજ્યકારભાર અને વેપાર ઉદ્યમ વગેરેને લઇને થયેલો ફેરફારો લક્ષમાં લેતાં, નવો સ્ટાંપ નિબંધ કરવાની જરૂર જણાઇ, તેથી સંવત ૧૯૪૨ સને ૧૮૮૬માં નવો સ્ટાંપ નિબંધ રચવામાં આવ્યો અને તે મંજૂર થઇ તા. ૧ માહે ઓગષ્ટ સને ૧૮૮૯ના રોજ અમલમાં આવ્યો. આ નવો સ્ટાંપ નિબંધ સં. ૧૯૬૪ અને ૧૯૦૮માં સુધારવામાં આવી, બ્રિટિશના સને ૧૮૯૯ના રજીસ્ટર નિબંધને ધોરણે સં. ૧૯૬૪નો ૭મો રચવામાં આવ્યોછે.

ન્યાયાધિશી લાગત સંબંધી વ્યવસ્થા સને ૧૮૯૫ સુધી સં. ૧૯૨૫ના સ્ટાંપ નિબંધ પ્રમાણે હતી. તે સને ૧૮૯૬ સં. ૧૯૫૨ના ન્યા. લાગતના નિબંધથી જૂદી કરવામાં આવી. ન્યાયાધિશીની લાગતનો સમાવેશ એક જુદા નિબંધમાં કરવામાં આવ્યો છે. આ નિબંધ સને ૧૯૦૯માં સુધારી સં. ૧૯૬૫નો ૧૧મો નવો ઘડવામાં આવ્યો છે અને તે હજુ અમલમાં છે.

સં. ૧૮૮૩ સુધી રાજ્યમાં સ્ટાંપ સંબંધી ઉપજ નહોતી. સં. ૧૯૨૧ માં આખા રાજ્યની સ્ટાંપની ઉપજ રૂા. ૧૦૮૦૯૦ હતી. સંવત ૧૯૨૫ નો નિબંધ થયા સ્ટાંપની ઉપજ વધતી ચાલી. સંવત ૧૯૩૧ (સને ૧૮૭૫) માં રૂા. ૧૧૪૧૧૪૯ ઉપજ

થઇ, અને ૧૮૭૮ માં બે લાખ થઈ હતી. ન્યાયાધીશોની લાગતની તથા દસ્તાવેજી સ્ટાંપની ઉપજ કેટલીછે તથા ખર્ચ કેટલુંછે એ વિગેરે માહીતિ નીચેના પત્રક ઉપરથી સન ૧૯૦૮-૯ ની સાલથી સન ૧૯૧૮-૧૯ આખર સુધીની જણાઇ આવશે.

| સાલ. | દસ્તાવેજી. | કોર્ટ ફી. | કુલ. | ખર્ચ. |
|---|---|---|---|---|
| ૧૯૦૮-૦૯ | ૪૧૧૬૭-૧૧-૧૧ | ૪૦૬૦૫- ૯- ૦ | ૮૧૭૭૩- ૪-૧૧ | ૨૧૬૬- ૦- ૭ |
| ૧૯૦૯-૧૦ | ૩૬૧૨૬-૧૩- ૬ | ૩૪૮૬૬-૧૫- ૦ | ૭૦૯૯૩-૧૨- ૬ | ૨૭૨૬-૧૧-૧૦ |
| ૧૯૧૦-૧૧ | ૪૪૩૦૪- ૮-૧૧ | ૩૬૫૯૧-૧૫-૧૦ | ૮૦૯૦૩- ૮- ૯ | ૩૦૫૭- ૫- ૨ |
| ૧૯૧૧-૧૨ | ૬૨૫૯૯- ૩- ૩ | ૩૯૨૭૮-૧૪- ૦ | ૮૧૮૭૮- ૧- ૩ | ૩૩૩૮- ૬- ૯ |
| ૧૯૧૨-૧૩ | ૪૬૪૫૬- ૮- ૦ | ૪૦૨૦૬-૧૫- ૦ | ૮૬૭૬૩- ૭- ૦ | ૩૪૮૭- ૨- ૯ |
| ૧૯૧૩-૧૪ | ૫૪૧૯૫-૧૩- ૮ | ૪૬૧૧૭-૧૪- ૦ | ૧૦૪૩૧૩-૧૧- ૮ | ૫૩૬૨-૧૩- ૨ |
| ૧૯૧૪-૧૫ | ૪૫૮૪૮-૧૫- ૩ | ૪૨૫૯૧- ૩- ૦ | ૮૮૪૩૯- ૨- ૩ | ૩૯૨૯-૧૦- ૮ |
| ૧૯૧૫-૧૬ | ૪૭૨૦૧- ૮- ૦ | ૪૦૬૧૮- ૭- ૦ | ૮૭૮૧૯-૧૫- ૦ | ૩૮૪૦-૧૨- ૪ |
| ૧૯૧૬-૧૭ | ૫૪૬૨૩- ૮- ૬ | ૪૭૯૩૩- ૮- ૦ | ૧૦૨૫૫૬- ૮- ૬ | ૪૨૭૯- ૮- ૬ |
| ૧૯૧૭-૧૮ | ૬૧૧૮૩- ૬- ૮ | ૪૩૧૨૧- ૨- ૦ | ૧૦૪૩૦૪- ૯- ૮ | ૫૭૮૨- ૦-૧૦ |
| ૧૯૧૮-૧૯ | ૭૦૨૩૮- ૨-૧૧ | ૪૦૩૫૯- ૨- ૦ | ૧૨૭૫૯૭- ૪-૧૧ | ૬૫૨૫- ૩- ૦ |

---

## પ્રકરણ ૩૬ મું. આબકારી.

ગુજરાતમાં બ્રિટિશ રાજ્ય થતાં પહેલાં ધાર્મિક નિષેધ હોવાને લીધે હિંદુ અને મુસલમાન દેશી રાજ્યકર્તાઓ દારૂ તાડીમાંથી કશું ઉત્પન્ન કરી શકતા નહોતા, પરંતુ અંગ્રેજ સરકારની હદમાં દારૂ તાડીની ઉત્પન્ન કરવાની પદ્ધત અમલમા આવતી ગઇ તેમ તેમ દેશી રાજાઓ પણ તે ધોરણ સ્વીકારતા ગયા. શરૂઆતમાં નવસારી પ્રાંતમાં કલાલ ભઠ્ઠીની ઇજારા પદ્ધત દાખલ થઈ હતી. એ રીતમાં મહાલવાર કલાલ ભઠ્ઠીના ઇજારા અને મહાલવાળાઓ ગામ વાર પેટા ઇજારા આપતા. એ પેટા ઇજારદારો પોતે મહુડાં ખરીદી લાવી, ભઠ્ઠીમાં હાથે દારૂ ગાળી દુકાનમાં દારૂ વેચતા. તેમજ કોઈ ખાનગી ઇસમ મહુડાં લઈ આવે તો તેને પણ દર મણ મહુડે ત્રણથી ચાર આના મજુરીના લઇ તેનાં લાકડાં તથા જાત મહેનતથી પોતાની ભઠ્ઠીમાં દારૂ ગાળી લેવા દેતા. કાળીપરજના લોકો પણ આ રીતે ભઠ્ઠીમાં મહુડાં લાવીને દારૂ ગળાવી લેતા, પણ જેમ જેમ તેમનામાં દારૂનું વ્યસન વધતું ગયું તેમ તેમ તેઓ ચોરી છુપીથી દારૂ ગાળી લઈ પીવા લાગ્યા. આ કલાલ ભઠ્ઠીની પદ્ધત વ્યારા, સોનગઢ તથા વાંકળ મહાલોમાં સન ૧૮૮૮ સુધી ચાલુ હતી પણ બીજા તાલુકાઓમાં સન ૧૮૮૧ થી બંધ થઈ હતી.

**સદર ફંડ પદ્ધતઃ**—કલાલ ભઠ્ઠી બંધ થયા પછી સદર ફંડ પદ્ધત ચાલુ કરવામાં આવી. આ પદ્ધત દાખલ કરતી વખતે જે ઇજારદારો પાસે કલાલની ભઠ્ઠીનો દારૂ સિલક હતો તે સરકાર તરફથી ખરીદી લઇ સદર ફંડમાં ટકુટી લઈ આપી દેવામાં આવ્યો. સદર ફંડ પદ્ધતથી આખા પ્રાંતનો ઇજારો સરકાર ઠરાવે તે ઠેકાણે દારૂ ગાળી,

સરકાર ઠરાવે તે પ્રમાણે દર ગ્યાલનને ડ્યુટી ભરી, સદર ફડની બહાર નઈ જઈ ઠરાવેલી દુકાનોએ વેચવા સદરનો ઈજારો તા ૧-૧-૮૮ ને રોજ આપવામા આવ્યો હતો આ પદ્ધત પ્રમાણે સરકાર ઠરાવેલા સદર ફડોમા પોતાને ખર્ચે સરકારની દેખરેખમા દારૂ ગાળી ઠરાવેલા ગામોમા દુકાન માડી વેચવાનો પરવાનો વર્ષે અમુક રકમ ઠરાવી ઈજારદારને આપવામા આવતા આવા સદર ફડો નવસારી, કઠોર, વ્યારા, વાકળ ખાચ, ડીસ્ટીલરી તથા વાલ્પુર ખાચ ડીસ્ટીલરી એ પ્રમાણે હતા દારૂની ડ્યુટી દર ગ્યાલનને કેટલી લેવી તે ઠરાવેલુ હતુ, અને જેટલો દારૂ સદર ફડ બહાર કાઢે તેની જે ડ્યુટી થાય તે ઈજારાની રકમના હપ્તામા મજરે લેવામા આવતી ઈજારદાર ઈજારાની રકમ કરતા ઓછી રકમનો દારૂ ઉપાડે તો પણ વર્ષ આખરે ઈજારાની પૂરે પૂરી રકમ વસૂલ લેવામા આવતી અને વધારે દારૂનો ઉપાડ કરે તો ઈજારાની રકમ કરતા જેટલી ડ્યુટી વધારે થાય તેટલી વધારાની રકમ લેવામા આવતી આ પ્રમાણે ઈજારદાર મહુડા ગાળી દારૂ બનાવી દરેક દુકાનદારને વેચતા અગર વેચાવતા, અને તેમાથી ઈજારાની રકમ ભરતા જે બચત થાય તે તે તેમને નફા તરીકે મળતી આ રીતે દર વર્ષે લગભગ બેત્રણ લાખ રૂપીઆનો નફો ઈજારદાર લઈ જતા આ સદર ફડ સીસ્ટમ તા ૩૧-૩-૧૦ સુધી ચાલી

**મદ્રાસ સીસ્ટમ**—દારૂ ગાળવાનો અને દુકાને દારૂ લાવી વેચવાનો ઈજારો જૂદો જૂદો આપવામા આવે તો, જે નફો સદર ફડ પદ્ધતમા એકલો ઈજારદાર લઈ જતો હતો, તે સરકારને મળે, એ પદ્ધતને મદ્રાસ સીસ્ટમ કહેછે સદર ફડ પદ્ધત બધ કરી તા ૧-૪-૧૦ થી આ રાજ્યમા મદ્રાસ સીસ્ટમ દાખલ કરવામા આવીછે, તેની રૂએ શરૂઆતમા વડોદરા, કડી અને નવસારી પ્રાતની દારૂની દુકાનો માટે ફક્ત દારૂ ગાળી પૂરો પાડવાનો ઈજારો વડોદરાના મેસર્સ ઍલેમ્બીક કેમીકલ વર્ક્સ કપનીને આપવામા આવ્યો હતો અને દારૂ વેચવાનો ઈજારો જૂદો કરવામા આવી, જૂદા જૂદા દુકાનદારોને આપવામા આવ્યો હતો દારૂ ગાળનાર ફક્ત દારૂ ગાળી અમુક ભાવે સરકારને પૂરો પાડે, અને તેના ઉપર સરકાર વધારો (ડ્યુટી) ચઢાવી વેચનારને આપે એ ઉપરાત દુકાનદાર પાસેથી દારૂ વેચવાના હક્કની હરરાજી કરવામા આવેછે ને તેનુ પણ સરકારને ઘણુ ઉત્પન્ન થાયછે આને બેઠક ફી કહેવામા આવેછે મદ્રાસ સીસ્ટમથી ડ્યુટી તથા બેઠક ફી પ્રમાણે બેવડી ઉપજ સરકારને થાયછે મદ્રાસ સીસ્ટમ દાખલ કરતા પહેલાની સાલે, સરકારને દારૂના ઈજારાની ઉપજ રૂા ૬૪૦૧૯૧-૭-૧૧ હતી, તેને બદલે આ નવી પદ્ધત દાખલ કરવાથી રૂા ૧૦૨ ૬૭૮ની થઈ હતી

**ગ્યારન્ટી ગ્યાલનનો વહીવટ**—મદ્રાસ સીસ્ટમ શરૂ કરતી વખતે જૂના ઈજારદારો પાસેથી વેચાણના ભરોસાપાત્ર આકડા મળી શકયા નહિ તેથી ઘણીખરી દુકાનો અમુક ગ્યાલન દારૂ વેચવાની ગેરન્ટી ( શરત )થી હરાજ કરવામા આવી હતી એ શરત પ્રમાણે દુકાનદારે દારૂનો ઉપાડ કરવો જોઈએ જો ઓછો કરે તોપણ તેની પાસેથી પૂરેપૂરી ડ્યુટી શરત પ્રમાણે લેવામા આવતી

**દુકાન આપવાની રીત**—તા ૧-૪-૧૬થી ગ્યાલન ગ્યારન્ટીની રૂઢી બધ કરી વેચાણના પ્રમાણમા બેઠક ફીના આકડા ઠરાવી પસદ કરેલા જૂના દુકાનદારોને

વગર હરરાજીએ દુકાનો આપવાનું ઠરાવવામાં આવ્યું. આ રૂઢી તા. ૩૧-૩-૧૯ સુધી ચાલી અને તા. ૧-૪-૧૯થી દેશી રાજ્યની સરહદની દુકાનો માટે એ ધોરણ રાખી, બાકીની દુકાનો હરરાજીથી આપવાનું ઠરાવ્યું. જો કે દુકાનો આપવાની પદ્ધતમાં તથા ડયુટીના દરમાં અને વેચાણ ભાવમાં વારંવાર ફેરફાર કરવામાં આવ્યોછે, તોપણ મદ્રાસ સીસ્ટમનો મૂળ ઉદ્દેશ જે દારૂ ગાળનાર તથા વેચાણ કરનાર જૂદા હોવા જોઇએ તેમાં કંઈ ફેરફાર કરવામાં આવ્યો નથી.

સરકારનો હેતુ જેમ બને તેમ દારૂની ખપત ઓછી કરવાનો છે એટલા માટે જ્યાં જરૂર ન હોય ત્યાં વખતો વખત દુકાનો કમી કરવામાં આવેછે. પ્રથમ નવસારી પ્રાંતમાં એકંદર દુકાનો ૪૫૭ હતી તેને બદલે હાલ નીચે પ્રમાણે ૩૪૦ છે.

| તાલુકો | દારૂની દુકાનો | તાલુકો | દારૂની દુકાનો |
|---|---|---|---|
| નવસારી | ૨૮ | મહુવા | ૩૨ |
| ગણદેવી | ૧૯ | માંગરોળ | ૪૫ |
| પલસાણા | ૨૬ | વ્યારા | ૭૫ |
| કામરેજ | ૩૧ | સોનગઢ | ૮૪ |
| | | | કુલ ૩૪૦ |

**દેગડા સીસ્ટમઃ**—આવી હાથભઠ્ઠીઓ સને ૧૮૮૮માં બંધ થઇ અને આખા પ્રાંતમાં સદર ફડની સીસ્ટમ દાખલ થઇ. આમાં સરકારે ઠરાવેલા ફડોમાં સરકારી માણસની દેખરેખ નીચે દારૂ તો ઉપરની રીતેજ ગાળવામાં આવતો પણ પછી ગળાયેલો દારૂ દેગડામાં ઝીલી લઇ વખારમાંની ટાંકીઓમાં દેગડા ભરીને નાખવામાં આવતો તેથી એ પદ્ધતને દેગડા સિસ્ટમ કહેવામાં આવતી. આ દેગડા સિસ્ટમ તા. ૩૧-૩-૧૦ સુધી ચાલુ રહી. ત્યારબાદ તા. ૧-૪-૧૦થી આખા પ્રાંતનો દારૂ ગાળવાનો ઇજારો ઍલેમ્બીક કંપનીને આપવામાં આવ્યો. સદર કંપનીએ સુધરેલી પદ્ધતિથી પેટન્ટ સીસ્ટીમથી દારૂ ગાળવાનું શરૂ કર્યું. આ રીતમાં ઇસ્ટ (yeast) નામના પદાર્થથી મહુડાં જલદી કહોવડાવી નાખવામાં આવેછે. અને ત્રણ ચાર દિવસમાં દારૂ તૈયાર થઇ જાયછે. એમાં બધું કામ સંચાથી અને પંપથી થાયછે. સને ૧૯૧૩માં ઍલેમ્બીક કંપનીનો ઇજારો પૂરો થવાથી વ્યારા કંપનીએ ઇજારો રાખ્યો છે. આ કંપની તરફથી નવસારી તથા વ્યારાના જૂના સદર ફડોમાં દારૂ ગાળવાનું કામ ચાલેછે.

**તાડીઃ**—નવસારી પ્રાંતમાં પ્રથમ તાડીની દુકાનો નહોતી. તેમ કોઇ માણસ પોતાની માલકીનાં ઝાડોમાંથી તાડી કાઢી પોતાને ખપ પુરતો તેનો ઉપયોગ કરે તો તે ઉપર કોઇ જાતનો અંકુશ પણ નહોતો, પણ સન ૧૮૮૧થી નવસારી, ગણદેવી, મહુવા, પલસાણા,કામરેજ,વેલાછા અને વાંકળ સિવાયના મહાલોને માટે એવું ઠરાવવામાં આવ્યું કે સરકારના પટા સિવાય કે સરકારના ઇજારાની પરવાનગી સિવાય કોઇપણ ખાલસા અથવા ઇનામી ( પરભાર્યાં ) ગામ કે કસ્બાની હદમાં કોઇએ તાડી વેચવાની દુકાન ઉઘાડવી નહિ કે તાડી વેચવી નહિ. આથી ઇનામદાર વગેરેને નુકસાન થયું હશે તો તે ભરી આપવાનું ઠરાવ્યું. આ નિયમ ૧૮૮૩થી બીજા મહાલોને માટે પણ લાગુ કરવામાં આવ્યો, એટલે ત્યારથી આખા પ્રાંતમાં એકસરખો એ વહિવટ શરૂ થયો અને ૧૮૮૫ સુધી એ અમલમાં રહ્યો. પ્રથમ આખા પ્રાંતનો તાડીનો ઇજારો આપવામાં

આવતો. ઇજારદારને સરકારી ખજૂરીનાં ઝાડો છેદવાની પરવાનગી હતી તેમાંથી તે તાડી કાઢી વેચતો, તોપણ કોઇને પોતાની માનકીનાં ઝાડોમાંથી પોતાના અને પોતાના મહેમાનોના ઉપયોગને માટે તાડી કાઢી વાપરવાને પ્રતિબંધ નહોતો. પરંતુ તા.૧-૮-૮૫ થી એવું ઠરાવવામાં આવ્યું કે સરકારની અથવા સરકારી ઇજારદારની લેખી પરવાનગી સિવાય કોઇએ તાડી વેચવા પરહદમાંથી લાવવી નહિ અને માલકીનાં અથવા વણુછો આપી છેદવા રાખેલાં ખજૂરાની તાડી ઇજારદાર સિવાય બીજા કોઇને વેચવી નહિ. એ તાડીની વ્યાજબી કિંમત પ્રાંતના સુબા વખતો વખત ઠરાવશે તે પ્રમાણે ઇજારદારને કિંમત આપવી, અથવા ઇજારદાર અને તાડીના માલીકે ખાનગી રીતે કિંમત ઠરાવી લેવી. આવી મવડ આપવાથી ખાનગી માલીકોનો લાભ સચવાતો, કેમકે ખાનગી માલીકો પોતાની માલિકીનાં અગર પોતાની જમીનમાનાં ઝાડો પોતે છેદી, યા, છેદાવી ઇજારદારને તાડી વેચી શકતા, અગર ઝાડ દીઠ અમુક રકમ લઇ પોતાનાં ઝાડો તરવાડાને વેચી દેતા. તેમજ પોતાના અગર પોતાના મહેમાનના ઉપયોગ માટે તાજી તાડી મેળવી શકતા. લોકોને તાજી તાડી મળે એટલા માટે સને ૧૮૯૦માં એવું ઠરાવવામાં આવ્યું હતું કે ઠરાવેલો ટ્રી ટૅક્સ ભરે તેને ઝાડ છેદવાની પરવાનગી આપવી. આવી રીતે ટ્રી ટૅક્સ ભરી કાઢેલી તાજી તાડી માંડવાની એકક ભરે તે માડવામાં વેચી શકે, પણ આથી પ્રાંતના ઇજારદારને નુકસાન ન જાય માટે, ટ્રી ટૅક્સ તથા માંડવાની એકક ફીની ઉપજ આવતી તે તેને મજરે આપવામાં આવતી. સને ૧૯૦૬થી આખા પ્રાંતનો ઇજારો આપવાનું બંધ કરી ગામવાર, દુકાનવાર અથવા બ્લૉકવાર હરરાજીથી ઇજારો આપવાનું ઠરાવ્યું. પરવાના ત્રણ પ્રકારના આપવામાં આવતાઃ-(૧) ઝાડના માલીકને તેના ખાસ કુટુંબના માણસોના ઉપયોગ સારૂ તાડી કાઢવા યા કઢાવવા આ પરવાના રાસ્તી મહાલમાં ત્રણ માણસ વચ્ચે એક ખજુરી અથવા છ માણસ વચ્ચે એક તાડ અને રાની મહાલમાં બે માણસ વચ્ચે એક ખજુરી અથવા છ માણસ વચ્ચે એક ખજુરી અને ચાર માણસ વચ્ચે એક તાડ એ ધોરણથી આપવામાં આવતા. (૨) તાડીની દુકાન માટે તાડી કઢાવવા દુકાનદારને ટ્રી ટૅક્સ ભરેથી પરવાના આપવામાં આવતા અને (૩) ઝાડના માલીકને ઝાડ નીચે માંડવામાં તાડી વેચવા ટ્રી ટૅક્સ તથા માંડવાની એકક ફી ભરવાથી પરવાના આપવામાં આવતા. આવા માંડવા નવસારી પ્રાંતમાં ૭૫ રાખવામાં આવતા પણ હવે સત્તા રાખી નથી. માંડવાની એકક ફી રાસ્તી મહાલમાં રૂ. ૨૦) અને રાની મહાલમાં રૂ. ૮ લેવાતી, તે હવે એક સરખી રૂ. ૫૦) થઇછે, પરંતુ હવે માંડવા માટે જેટલાં ઝાડો લેવામાં આવે તે દરેક ખજૂરી બદલ રાસ્તી મહાલમાં રૂ. ૧) અને રાની મહાલમાં રૂ. ૦ ૧૨-૦ લેવામાં આવેછે, અને એક માંડવા માટે ૧૦ થી ૫૦ કરતાં વધારે ઝાડ આપવામાં આવેતાં નથી. નવસારી પ્રાંતમાં તાડીની દુકાનો નીચે પ્રમાણેછે.

| તાલુકો | તાડીની દુકાન | તાલુકો | તાડીની દુકાન |
|---|---|---|---|
| નવસારી | ૪૨ | મહુવા | ૩૮ |
| ગણદેવી | ૩૧ | માંગરોળ | ૧૮ |
| પલસાણા | ૨૫ | વ્યારા | ૭૯ |
| કામરેજ | ૨૬ | સોનગઢ | ૩૮ |
| | | | કુલ ૨૯૭ |

સન ૧૮૯૯ ૧૯૦૦થી ૧૯૧૮–૧૯ સુધીનાં છેલ્લાં ૨૦ વર્ષમાં નવસારી પ્રાંતમાં આબકારી ખાતા માર્ફત સરકારને કેટલું ઉપજ ખર્ચ થયું તે નીચેના આંકડા ઉપરથી જણાશે.

| વર્ષ | ઉપજ રૂ. | ખર્ચ રૂ. |
|---|---|---|
| ૧૮૯૯–૧૯૦૦ | ૫૨૪૯૫૦– ૩– ૭ | ૧૫૦૬૮– ૯–૧૦ |
| ૧૯૦૦–૧૯૦૧ | ૩૧૯૧૪૯– ૪–૧૧ | ૧૭૫૪૮– ૫–૧૧ |
| ૧૯૦૧–૧૯૦૨ | ૩૮૩૯૩૧–૧૩– ૮ | ૧૨૦૬૨– ૮– ૫ |
| ૧૯૦૨–૧૯૦૩ | ૪૭૧૬૧૮–૧૫– ૪ | ૧૧૮૩૯– ૭– ૪ |
| ૧૯૦૩–૧૯૦૪ | ૪૬૭૬૦૯– ૭– ૩ | ૧૧૧૯૪– ૮– ૮ |
| ૧૯૦૪–૧૯૦૫ | ૪૬૭૫૭૯–૧૩– ૫ | ૧૨૭૭૫–૧૦– ૧ |
| ૧૯૦૫–૧૯૦૬ | ૫૬૦૬૫૯–૧૫– ૦ | ૧૪૯૧૧– ૨– ૦ |
| ૧૯૦૬–૧૯૦૭ | ૪૪૬૧૬૮– ૦ ૭ | ૧૫૭૭૬– ૨– ૪ |
| ૧૯૦૭–૧૯૦૮ | ૬૪૩૪૩૨–૧૧– ૦ | ૧૫૭૩૪– ૫– ૮ |
| ૧૯૦૮–૧૯૦૯ | ૬૪૦૧૯૧– ૭–૧૧ | ૧૫૪૧૩–૧૧– ૯ |
| ૧૯૦૯–૧૯૧૦ | ૭૬૭૪૩૬– ૨– ૭ | ૧૭૪૯૧– ૫– ૦ |
| ૧૯૧૦–૧૯૧૧ | ૧૦૨૦૬૭૮ ૦– ૩ | ૩૩૫૨૫–૧૦– ૫ |
| ૧૯૧૧–૧૯૧૨ | ૧૦૩૦૨૭૭– ૩– ૪ | ૩૬૩૯૩ ૨– ૧ |
| ૧૯૧૨–૧૯૧૩ | ૧૨૦૧૭૧૭– ૦–૧૦ | ૩૯૫૧૪– ૪–૧૦ |
| ૧૯૧૩–૧૯૧૪ | ૧૩૨૬૩૫૨– ૨– ૪ | ૪૯૫૪– ૯– ૨ |
| ૧૯૧૪–૧૯૧૫ | ૧૨૫૧૪૯૮–૧૨– ૪ | ૪૭૪૧૬ ૯– ૨ |
| ૧૯૧૫–૧૯૧૬ | ૧૩૩૪૦૭૭–૧૨– ૨ | ૫૩૪૧૭– ૧– ૧ |
| ૧૯૧૬–૧૯૧૭ | ૧૩૨૯૫૩૨–૧૨– ૨ | ૬૭૪૮૩– ૯– ૬ |
| ૧૯૧૭–૧૯૧૮ | ૧૫૫૯૦૮૬–૧૪– ૪ | ૫૪૧૩૭– ૭– ૨ |
| ૧૯૧૮–૧૯૧૯ | ૧૫૦૦૮૩૧– ૧– ૧ | ૫૧૩૬૮– ૨– ૩ |

---

## પ્રકરણ ૨૭ મું — દુમાલા અને ખાનગી મહાલ.

જુના વખતમાં લશ્કરી નોકરી કરવા માટે ઇનામી ગામો આપવામાં આવતાં તે દુમાલા નામથી ઓળખાતાં. સંવત ૧૯૨૪–૨૫ માં દુમાલા ગામ ખાલસા કરી તેને બદલે રોકડ નિમણોક બાંધી આપવામાં આવી, અને આવાં ગામોનો વહીવટ જૂદો થવા લાગ્યો. વળી જે ગામોની ઉપજમાંથી રાજ્યકર્તા પોતાનું ખર્ચ કરતા, અને જે જે ગામો રાજ્ય કુટુંબનાં માણસોના ભરણપોષણ માટે આપવામાં આવતાં, તે ખાનગી ગામો ગણાતાં. આવાં ગામોનો વહીવટ પણ રાજ્યનાં બીજા ગામોથી જૂદો થતો. દુમાલા ગામોના જથ્થાને ખાનગી મહાલ કહેવામાં આવતો. આવાં દુમાલા અને ખાનગી ગામો છુટક છુટક, કડી, વડોદરા, અને નવસારી પ્રાંતમાં આવેલાં હતાં.

તેનો વહીવટ કરવા ખાસ જૂદા વહીવટદારો નિમાતા અને તે વડોદરામા રહેતા સન ૧૮૭૫-૭૬ મા નવીન મહાલ બાંધ્યા, તે વખતે ખાનગી, અને દુમાલા તોડી નાખી આવા ગામો જે મહાલના ગામો નજીક આવેલા હોય તે મહાલમા દાખલ કરવામા આવ્યા

મહાલોમા વહીવટદારના તાબામા એક અવલ કારકુન રાખવામા આવ્યો અને તે ઉપરાંત જરૂર પુરતા કારકુન સિપાઈ તથા સ્વારો આપવામા આવ્યા વહીવટદારને બીજા વર્ગનો અને અવલ કારકુનને ત્રીજા વર્ગનો ફોજદારી અધિકાર આપવામા આવ્યો. સાધારણ રીતે ત્રણ મહાલ ઉપર દેખરેખ રાખવા નાયબસુબા નિમવામા આવ્યા, અને તેમને પહેલા વર્ગનો ફોજદારી અધિકાર આપવામા આવ્યો સુબાઓને ડિસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટના અધિકાર આપવામા આવ્યા આખા મુલકી ખાતા ઉપર નિર્બંધ રાખવા બ્રિટિશ રાજ્યના કમિશનરની પેઠે સરસુબાને અધિકાર આપવામા આવ્યા કોઇ કોઇ વખત કારણ પરત્વે મહાલના ગામોની સંખ્યા કમી જાસ્તી કરવામા આવતી. ઉદાહરણ તરીકે કડોદ મહાલ નવી કારકીર્દી વખતે સ્વતંત્ર થયો હતો, તે ઠેક નાનો હોવાથી તેમા ૨૦ ગામ કામરેજના અને ૧૨ ગામ વેલાછા તાલુકાના તા ૧-૮-૯૧ થી ભેળવી દેવામા આવ્યા હતા વળી સોનગઢ, વાજપુરના, રાની પ્રદેશની આબાદી કરવા માટે વાજપુર પેટામહાલના વાજપુર અને નાનછળ એ રીતે બે પેટામહાલ બનાવ્યા હતા, અને સોનગઢમાથી વરધાટ પેટામહાલ જૂદો કર્યો હતો સારદેર થાણુ ગણાતું હતુ તેને બદલે તેનો પેટા મહાલ બનાવી, ત્યા મહાલકારી નિમવામા આવ્યો હતો વાજપુર, વરધાટ અને સાલ્હેર, સોનગઢ મહાલના તાબામા રાખવામા આવ્યા હતા, અને નાનછળ પેટામહાલ, વેલાછા મહાલના તાબામા રાખવા ઠરાવ્યુ હતુ વળી લોકોને સગવડ કરી આપવા તથા આબાદી વધારવા, આ પેટા મહાલના મહાલકારીઓને મુલકી ફોજદારી તથા દિવાની સત્તા ખાસ રીતે આપવામા આવી હતી પાછળથી સને ૧૯૧૦ મા સાલ્હેર શિવાયના આ પેટામહાલો કમી કરી સોનગઢ તાલુકામા ભેળવી દેવામા આવેલાછે

નવસારી પ્રાંતમા પ્રથમ ત્રણ વિભાગ હતા તે પૈકી નવસારી વિભાગ તા ૭-૯-૧૯૦૧ થી કમી કરી હવે કામરેજ અને વ્યારા એ પ્રમાણે બે વિભાગ રાખવામા આવ્યાછે

**ગામ નોકર**—ગામનો કારભાર સરકાર તરફે નિમેલા તલાટી તથા પટેલ ચલાવેછે, તેમને મદદ કરવા ગામ નોકરો નિમવામા આવેલાછે તલાટી ગામના જમાબંદી તથા વસુલના હિસાબ રાખેછે, પટેલ ગામની સુલેહ અને આબાદી સાચવવાનુ તથા વસુલનુ કામ કરેછે, અને ગામ નોકરો ઉપર નિર્બંધ રાખી નિયમ પ્રમાણે તેમની પાસે કામ લેછે ગામ નોકરોમા રખા, વરતણીયા, ભંગી વગેરે હલકા નોકરોનો સમાવેશ થાયછે ગામ નોકરોના બે વિભાગ પડી શકે—

(૧) પટેલ તલાટી અને હવાલદાર અને (૨) રખા વરતણીઆ, ઢેડ, ભંગી, હજામ, કુંભાર વગેરે જુના વખતમા આ લોકોને ચાકરી કરવા પેટે પસાયતા જમીન આપેલી હતી, પણ કંઈ પગાર આપવામા આવતો નહોતો ધીમે ધીમે એવુ બન્યુ કે ચાકરી માટે આપેલી ઘણી ખરી જમીન ગીરો વેચાણ વગેરે પ્રકારથી બીજાઓના

હાથમાં ગઇ, અને ચાકરી કરનાર પાસે કંઇ રહ્યું નહિ. આ સ્થિતિ સુધારવા સર્વે સૅટલમેન્ટ ખાતેથી તા. ૨૮-૭-૯૧ ને રોજ કેટલાક નિયમ કરવામાં આવ્યા. તેની રૂઇએ ગામ નોકરોને આપેલી જમીન ખાલસા કરી તેમને રોકડ પગાર આપવાનું ઠરાવવામાં આવ્યું. ગામ નોકરો ઉપર દેખરેખ રાખવા, પ્રથમ, મહાલમાં, દરોગા રાખવામાં આવ્યા હતા, અને થોડા વર્ષ પછી તેમને બદલે ચાકરીયાત કારકુનો નિમવામાં આવ્યા હતા. ત્યાર બાદ ચાકરીયાત કારકુનો કમી કરી તેમનું કામ હાલ છે તે પ્રમાણે તજવીજદારોને સોંપવામાં આવ્યું હતું. સન ૧૯૦૫ માં ગામ નોકરો સંબંધી નિયમ સુધારી, નવો નિયમ કરવામાં આવ્યોછે તે હાલ ચાલુ છે. રાજ્યના બીજા પ્રાંતોની પેઠે, નવસારી પ્રાંતમાં મતાદારો નથી, તેથી ત્યાં બીજા પ્રાન્તોની પેઠે મતાદારો વારાફરતી પટલાઈ કરતા નથી, પણ જે ઇસમ, ગામ નોકરો સંબંધી નિયમ પ્રમાણે લાયક હોય, તેને પટલાઇ માટે સરકાર તરફથી પસંદ કરી નીમવામાં આવેછે. પટેલો ઘણાખરા 'અનાવલા' કોમના હોયછે, પણ કણબી, રજપુત, મુસલમાન, અને પારસી પટેલો પણ કેટલેક ઠેકાણેછે.

---

## પ્રકરણ ૩૮ મું. શ્રીમંત મહારાજા સાહેબે કરેલા સુધારા.

શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ એમણે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધા પછી મુલકીખાતાના વહિવટમાં ઘણા ફેરફાર કરી પ્રજાની આબાદી માટે ઘણી તજવીજ કરાવીછે. ખેતીના કામના સુધારા થવા માટે ખેડુતોને હલકા દરના વ્યાજથી અગર વગર વ્યાજે તગાવી આપવાનો નિયમ કર્યોછે. પ્રથમ એક સરક્યુલર ખાતું સરસુબા કચેરીના અંગે સ્થાપન કરી, પાછળથી સરક્યુલરો એકત્ર કરાવી, મુલકીખાતાના કામને લગતી દરેક બાબતો ઉપર નિયમ કરાવ્યાછે. આ નિયમો પ્રમાણે ચોકકસ ધોરણે કામ ચાલેછે. જમીન મહેસુલને લગતા, વખતો વખત જૂદા જૂદા નિયમો પ્રથમ કરાવેલા હતા તે એકત્ર કરી બ્રિટિશ લૅન્ડ રેવન્યુ કોડની માફક જમીન મહેસુલ સંબંધી નિબંધ તથા નિયમ સન ૧૯૧૫ થી અમલમાં આણેલાછે. ખેતીવાડીની પેઢીઓ બીજની વખારો ઉઘડાવવા, ઢોરની ઓલાદ સુધારવાને વાલી જાનવરો રખાવવા અને સુધરેલી ઢબની ખેતી સંબંધી પ્રયોગો કરી બતાવવા તજવીજ થઇછે. ખેડુતો તથા ઇતર રૈયત ઉપર લેવામાં આવતા ત્રાસદાયક વેરા બંધ કરાવ્યાછે. કપાસ, સરસવ, એરંડા વગેરે ઉપર રવાનગી જકાત લેવાથી, ખેડુતો ઉપર જે બોજો પડતો અને કનડગત થતી તે દુર કરાવીછે. ખેતી ઉપયોગી કુવા ખોદવાને વખતોવખત તગાવી છુટથી આપવામાં આવેછે, અને દુષ્કાળ કે કમી પાકને વખતે ખેડુતોને મહેસુલની તહકુબી આપવામાં આવેછે, તથા યોગ્ય પ્રસંગે છુટ પણ આપવામાં આવેછે. જમીન ખાતે દાખલ કરવા અને ખાતાની જમીનનાં રાજીનામાં મોબદલા અને નામ ફેર કરવાને જુના વખતમાં ચોકકસ ધોરણ નહોતું તે ઠરાવી, એ બાબતમાં પણ ખાતેદારોને સગવડ કરી આપીછે.

**કાળીપરજને માટે ખાસ સુધારોઃ**—સોનગઢ અને વ્યારા તાલુકાના કાળી પરજના લોકો જે ઘણા અજ્ઞાન, અભણ અને ગરીબ સ્થિતિના છે તેમની સ્થિતિમાં સુધારો થતો જાય અને તેમનુ અજ્ઞાનપણુ ધીમે ધીમે કમી થતું જઇ તેમની આબાદીમાં દીનપ્રતિદિન વધારો થતો જાય એવા સ્તુત્ય હેતુથી શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે બીજી ઉજળીયાત વર્ણના ખાતેદારોને લાગુ થતા ધોરણો તેમને બંધબેસતા નહિ હોવાથી, તેમની ખાતાની જમીનના મોંબદલા વગેરે સંબંધમા વિશેષ નિયમ કર્યોછે. કાળીપરજના લોકો અજ્ઞાન હોવાથી તેમની અજ્ઞાનતાનો લાભ લઈ ઉજળીયાત લોકો તેમની ખાનગી જમીનના મોંબદલા કરાવી લઇ તેનો કબજો મેળવેછે. આ ઉજળીયાત લોકો એ જમીન પોતે ન ખેડતાં કાળીપરજનાજ લોકોને ગણોત અગર ભાગથી ખેડવા આપેછે, અને વાવેતર કરવા બીજ આપે તેના બમણા તથા ખાવાને આપે તેના દોઢા એ રીતે પૈસા લેછે. આથી આ લોકો ઉજળીયાતના પંજામાંથી કોઇ દિવસ મુક્ત થતા નથી અને ગુલામગીરીની સ્થિતિ ભોગવેછે. આવી અધમ સ્થિતિમાથી આ અજ્ઞાન પછાત વર્ગના લોકોને બચાવવા ખાતર આ વિશેષ કાયદો કરવામા આવ્યોછે. આ વિશેષ નિયમથી કાળીપરજના લોકોની જમીનના મોબદલા, નામફેર, તથા ગજીનામા થવામાં કેટલાક અંકુશો મૂકયાછે. આ નિયમથી કાળીપરજના ખાતાની જમીનનો મોબદલો ઇતર વર્ગના લોકોને નામે વેંચાણ, બક્ષિસ કિંવા બીજા હરકોઇ પ્રકારથી થઈ શકતો નથી. પરંતુ એજ વર્ગના લોકો સાથે તેનો મોંબદલો થઇ શકેછે. આ લોકોની જમીનનો મોંબદલો કરતી વખત મોંબદલો કરી આપનારના કુટુંબના નિર્વાહ માટે મોંબદલો કરી આપવાથી કાંઇ જમીન રહેછે કે નહિ તેનો ચોકસાઇથી કાળજીપૂર્વક તપાસ મોગદલો કરનાર અમલદારે કરવાનું ઠરાવ્યું છે. કાળીપરજનો કોઇ પણ ખાતેદાર મૈયત થાય ત્યારે તેના વારસને બોલાવી, કંઇ પણ ઢીલ વગર નામ ફેરવી, અરજી લખી આપવાની પટેલ તલાટી ઉપર ફરજ રાખીછે. વળી એ લોકો ઘણા અજ્ઞાન હોવાથી પોતાના ખાતાની જમીન રાજીનામું આપ્યા સિવાય છોડી દેછે, તેથી એવી રીતે જમીન છોડી દેછે એવી પટેલ તલાટીને ખબર પડે કે તુરત તે ખાતેદારને બોલાવી, તે જમીનનું રાજીનામું લખી લઇ, તે મંજુર થવા માટે વહિવટદાર તરફ મોકલવાનું ઠરાવ્યું છે. વહિવટદાર તે રાજીનામામાં કોઇ પણ પ્રકારની ઠગાઇ કે લુચ્ચાઈ થઇ નથી એવી ખાત્રી કરી રાજીનામું મંજુર કરેછે. કાળીપરજના કોઇ પણ ઇસમે સરકારી પડતર જમીન ખેડીછે એમ પટેલ તલાટીને જણાય તો તે ઇસમને બોલાવી, તે જમીન વગર હરાજીથી તેને ખાતે ચઢાવવા જમીનની માગણીની અરજ લખી તુરત વહિવટદાર તરફ મોકલેછે. તે ઉપરથી વહિવટદાર એ માગણીના સંબધમાં કોઇ પણ પ્રકારની ઠગાઈ કે લુચ્ચાઈ થઈ નથી, એવી ખાત્રી કરી કાઇ પણ ઉઘડ રકમ લીધા સિવાય તે ઇસમને ખાતે તે જમીન ચઢાવેછે. બીન પરવાનગીથી કબ્જે કરેલી જમીન આ પ્રમાણે ખાતે ચઢાવવાનો હુકમ થાય તો બિન પરવાનગીનો દંડ લેવામાં આવશે નહિ એવું ઠરાવવામાં આવ્યુ છે. આ છેક પછાત પડેલા, કાળીપરજના લોકોની ઉન્નતિ માટે સરકારે આટલી બધી સવલતો આપીછે. તેને પરિણામે એ લોકો હવે પોતાની જમીન અજ્ઞાનતાને લીધે ખોતા અટકયાછે, અને ગુલામગીરીની સ્થિતિમા આવતા બચી ગયાછે.

---

શ્રીમંત ગાયકવાડ સરકારનો અમલ ગુજરાતમાં શરૂ થયો તે અરસામાં આ નવીન છતેલા પ્રદેશની આબાદી વધારવી, તેમજ તેમાં શાંતતા પ્રસારવી, એ તરફ વિશેષ લક્ષ આપવાનું હોવાથી તેમજ આસપાસના પ્રબળ શત્રુઓ અને લુંટફાટ કરનારા લોકો સામે વખતો વખત યુદ્ધમાં ઉતરવું પડતું હોવાથી રાજ્યકારભાર ઉપર જોઇએ તેવી દેખરેખ રાખવી અશકય હતી. વળી શ્રીમંત ગોવિંદરાવ મહારાજના સમયથી કુટુંબ કલહમાં ઘણો ખરો વખત પસાર થતો હતો, તેથી રાજ્ય સત્તાનો અમલ આસપાસના પ્રદેશો પર જોઇએ તેવો રહી શકયો નહિ. તેમ દેશની મુલકી કારોબારી વ્યવસ્થામાં સુધારો કરવા તરફ લક્ષ આપવા પ્રસંગ આવ્યો નહિ. મુલકી કારોબાર ઇજારદારોને સોંપવામાં આવતો હોવાથી અને ઇજારદારો પણ ખેડુતો સાથે સીધો સંબંધ ન રાખતાં મુખ્ય કરીને પટેલો, મતાદારો તથા પેટા ઇજારદારો ઉપરજ મહેસુલના વસુલ માટે આધાર રાખતા હોવાથી, ઇજારા વહિવટમાં માત્ર સરકાર મહેસુલ પુરૂં કરવા અને પોતાને માટે બને તેટલો નફો મેળવવા તરફજ તેમનું ધ્યાન રહેતું. આનું પરિણામ એ આવ્યું કે પટેલો, મતાદારો, પેટાઇજારદારો અને ઇજારદારો મનસ્વીપણે વર્તતા ગયા અને સરકારનો જમીનો ઉપર મહેસુલ લેવાનો હક વગર સત્તાએ માફ કરતા ગયા. આવી રીતે હજારો વિઘાં જમીન પસાયતા, ખએડીયા, વેચાણ, ઘરાણીયા વિગેરે અનેક પ્રકારે આપી, સરકારના મહેસુલનું ઘણું નુકશાન કરવામાં આવ્યું. મધ્યવર્તિ રાજ્ય સત્તાની બરોબર દેખરેખ હોત તો મહેસુલ ભરનારી સામાન્ય પ્રજાને ભોગે આવી ગેર વ્યવસ્થા બનવા પામત નહિ. શ્રીમંત ગાયકવાડ સરકારની આસપાસ આવેલા બ્રિટિશ સરકારના તાબાના પ્રદેશમાં રાજ્ય સત્તાની દેખરેખ વધુ હોવાથી ત્યાં આટલે દરજ્જે થવા પામ્યું નહિ. ત્યાં પણ બારખળી જમીનો આપવામાં આવી ખરી પરંતુ ચાંપતી દેખરેખ હોવાથી આટલા મોટા પ્રમાણમાં તેમ થયું નહિ.

**બારખળીનો શબ્દાર્થઃ**—પૂર્વે ભાગ બટાઇનો વહિવટ હતો ત્યારે લોકો જે માલ થાય તે ખળામાં લાવતા અને ત્યાંથી તેની વહેંચણી થઇ સરકારનો ભાગ આપવામાં આવતો. જે જમીનોના ઉપર સરકારનો ભાગ આવી રીતે આપવાનો નહોતો તે ખળામાં લાવવામાં આવતી નહિ. આથી એવી જમીન ખળા બહાર એટલે કે બારખળી એ નામથી ઓળખાવા લાગી.

**બારખળી જમીનના પ્રકારઃ**—જૂદાં જૂદાં કારણોથી આવી જમીનો આપવામાં આવતી હતી તેથી બારખળી જમીનોના જૂદા જૂદા પ્રકાર પ્રચારમાં આવ્યા હતા. હાલમાં તે પ્રકાર નીચે પ્રમાણેછે.

(૧) વાંટા તથા (૨) ગિરાસ; એટલે જે જમીન રજપુત, કોળી વગેરે લુંટફાટ કરનારી અગર પોતાનો અમલ બીજા ઉપર બેસાડનારી જાતોને આપવામાં આવેલી, તે જમીન વાંટા એટલે ભાગ, અર્થાત જે જમીન વહેંચવામાં આવી તે. રાજકર્તાના ભાયાતોને જે જમીન આપવામાં આવતી, તે પણ વાંટા કહેવાતો, અગર તો એકાદ

ગામમા રજપુતોની વસ્તી વધારે હોય તો તે લોકો મહેસુલ આપવા આનાકાની કરતા, ત્યારે છેવટે તેની જમીન જુદી કાઢી આપવામાં આવતી, તેને પણ વાંટો કહેવામાં આવતો. આગળ ગિરાસના વિષયમાં જણાવવામાં આવ્યુંછે તેમ ગિરાસ એ શબ્દ સંસ્કૃત ગ્રાસ એટલે કોળીઓ એ શબ્દ ઉપરથી નીકળ્યોછે. અને તેનો અર્થ પોષણ માટે આપેલી જમીન એવો થાયછે. જે જમીનની માત્ર જુજ્જનજ સલામી આવતી તેને (૩) સલામીયા કહેછે. (૪) ઇનામ એ બારખળી જમીનનો એક સામાન્ય પ્રકાર છે. બારોટ, ભાટચારણ, બ્રાહ્મણ, વગેરે દાનપાત્ર લોકોને આપવામાં આવેલી જમીનો, (૫) જાતધર્માદાયની ગણવામા આવેછે, અને જે જમીનો દેવસ્થાન વગેરે ધાર્મિક સંસ્થામાં નોકરી કરવા માટે કોઇ વ્યક્તિને આપવામાં આવેલી હોય તેને (૬) ધર્માદાય આકરીની જમીન કહેવામાં આવેછે. (૭) જે જમીનો દેવસ્થાન વગેરે ધાર્મિક સંસ્થાઓનેજ આપેલીછે, તેને દેવસ્થાન, પીરસ્થાનની જમીન કહેવામાં આવેછે. જે લોકો ગામ ઉપર ધાડ પડતી તે વખતે અગર ઇતર પ્રસંગે ગામના સંરક્ષણ માટે લડાઇમાં મરણ પામતા, તેમને આપેલી જમીનને રણવટી, યા,એવી સંજ્ઞા આપવામાં આવીછે. એજ પ્રમાણે કોઇને મારી નાખવાથી અગર ઘાયલ કરવાથી તેને અગર તેના સંબંધીને જે જમીન આપવામાં આવી હોય તે જમીન (૯) હાડીઆર્ય નામથી ઓળખાયછે. જે જમીનો કેવી રીતે મળી તેનો પુરાવો નથી તે (૧૦) બખામણીયા કહેવાયછે. આ સિવાય ગામના ઇજારાનો આંકડો પૂરો કરવા જમીનો ઉપર લેવાનો સરકારનો હક્ક. પટેલો વગેરે ધરાણે મૂકતા અગર વેચાણ કરતા તેને (૧૧) ધરાણીયા અગર (૧૨) વેચાણીઆ જમીન કહેવામાં આવેછે. પૂર્વે સરકારનું મહેસુલ ઉઘરાવવામાં, સંભાળવામાં અને તેનો હિસાબ આપવામાં મદદ કરનાર વંશપરંપરાના નોકરો, દેશાઇ તથા મુજુમદારો હતા તેમને આપેલી બારખળી જમીનોને (૧૩) વતન કહેવામાં આવેછે. દેશાઇઓ દેશની આબાદીની લાવણી કરતા અને મુજુમદારો જમાબંદીના હિસાબો રાખતા.

**વખતો વખત લેવામાં આવેલા ઉપાયઃ**—જે લોકોને સત્તા નથી એવા પટેલો વગેરે સરકારના મહેસુલને નુકસાન કરી જમીનો બારખળી તરિકે આપતા જાયછે એવું સરકારની નજર નીચે જ્યારે જ્યારે લાવવામાં આવ્યું હતું, ત્યારે ત્યારે સરકારે આવાં કૃત્યો માન્ય રાખવામાં આવશે નહિ, અને આવી રીતે જમીનો ઇજારદારો પટેલો વગેરે એ આપવી નહિ, અને કોઇએ તે લેવી નહિ, એવાં જાહેરનામાં વખતો વખત કાઢ્યાં હતાં તથા હુકમો કર્યા હતા. સં. ૧૮૫૭ માં શ્રીમંત ગોવિંદરાવ મહારાજનું આ તરફ પ્રથમ લક્ષ ગયું હતું, તેથી તે પ્રમાણે કરવું બરોબર નથી એમ તેમણે હુકમ કર્યો હતો. સંવત ૧૮૬૧ માં શ્રીમંત આણંદરાવે મહારાજે ઇજારદારો ઉપર જાહેરનામું કાઢ્યું હતું કે તેઓએ નવી જમીનો બારખળી તરિકે આપતાં લોકોને અટકાવવા. સં. ૧૮૮૩માં શ્રીમંત સયાજીરાવ મહારાજે આ તરફ વધારે લક્ષ આપ્યું, અને તેઓશ્રીનો વિચાર આનો તપાસ કરી કંઇ પગલાં લેવાનો હતો. આ ઉદ્દેશથી બારખળી જમીન અધિકાર વગર આપવી નહિ, એવું જાહેરનામું તેમના વખતમાં ફરીથી કાઢવામાં આવ્યું હતું એટલુંજ નહિ પણ આવી જમીનો કેટલીછે, તેની હકીકત ભેગી કરવામાં આવી હતી. આવી રીતે તુટક તુટક પ્રયત્નો થયા હતા, પરંતુ

હજી વડોદરા રાજ્યકર્તાઓની સ્થિતિ એવી નહોતી કે આ પ્રશ્ન ઉપર ખાસ લક્ષ તેઓ આપી શકે, બીજી ઘણી મહત્વની બાબતો ઉપર તેઓનું મન ગુંથાએલું હતું. તેથી એ પ્રશ્ન તેમને પડતો મૂકવો પડયો હતો. ઇંગ્રેજી સરકારના રાજ્યમાં સને ૧૮૨૭ નો કાયદો થયો હતો તે ઉપરથી શ્રીમંત સયાજીરાવ મહારાજનું લક્ષ આ તરફ તે વખતે ગયું હોય એમ લાગેછે. પરંતુ જ્યારે ઇંગ્રેજ સરકારે આ કાયદો કર્યો ત્યારે તેનો અમલ ચાંપતા ઇનાજે કરવા તેમને વખત મળ્યો હતો, પણ શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં બીજા વ્યવસાયોને લીધે તેમ કરવું તે વખતે બન્યું નહિ, તેથી તેના પરિણામે આવી જમીનોમાં વધારો થતો ગયો. ઇ. સ. ૧૯૧૯ ના અરસામાં શ્રીમંત ખંડેરાવ મહારાજે ઇજારા વહિવટ બંધ કર્યો અને માપણી કરવાનું શરૂ કર્યું, તે વખતે બારખળી જમીનો એટલી બધી વધી ગઇ હતી કે સરકાર મહેસુલની ખોટ શી રીતે પૂરી પાડવી એ એક ગંભીર પ્રશ્ન થઈ પડયો હતો. સરકારી જમીનના ખેડુતો ઉપર મહેસુલનું ભારણ ઘણું વધી ગએલું હોવાથી, માફક દર દાખલ કરવા માટે બારખળી જમીનના પ્રશ્નનો નિકાલ કર્યા શિવાય બીજો માર્ગ નહોતો. કેટલાંક ગામોમાં અડધો અડધ જમીનો બારખળી થઇ ગયેલી હતી. આવી જમીનોનો જે સરકાર ધારો થાય તે બાકીની જમીનોને સોસવો પડતો. આ સ્થિતિ દૂર કરવા શ્રીમંત ખંડેરાવ મહારાજે પ્રયત્ન કર્યા, પણ તે સર્વ અંશે યશસ્વી નિવડયા નહિ. સં. ૧૯૨૦ માં તેઓશ્રીએ બારખળી જમીનો ઉપર કેવી રીતે હક બેસાડવો એ સંબંધમા એક નિબંધ કર્યો, અને તેની રૂએ સરકાર હક બેસાડવામાં આવ્યો. તેને ઇનામ કમીટી એવી સંજ્ઞા આપવામાં આવી હતી. આજ સમયમાં મુંબઇ સરકારે નીમેલા ઇનામ કમીશન ઉપરથી આ સંજ્ઞા આપવામાં આવી હોય એમ લાગેછે. આ વખતે રૂપીએ બે આના લેવા ઠરાવવામાં આવ્યું હતું. આથી કંઇક અંશે બારખળી જમીનનો નિકાલ કરવાનો માર્ગ થયો, પરંતુ કમનસીબે શ્રીમંત મલ્હારાવ મહારાજે બ્રાહ્મણ, ભાટ વિગેરે દાનપાત્ર લોકો ઉપરનો આ હક માફ કર્યો. બારખળી જમીનોનો મોટો ભાગ આ લોકોને આપવામાં આવેલો હોવાથી આ પગલાનું પરિણામ એ આવ્યું કે શ્રીમંત ખંડેરાવ મહારાજે મહામુશ્કેલીતે બારખળીના ગંભીર પ્રશ્નનો કંઇક અંશે નિકાલ કરવામાં ફતેહમંદી મેળવી હતી, તેના ઉપર પાણી ફર્યું.

**બારખળી નિયમઃ**—હાલના મહારાજ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના અમલમાં આ પ્રશ્ન હાથમાં લેવાની સ્વાભાવિક રીતે ફરજ પડી, કારણ કે જમીન ઉપરના દર માફક અને આધુનિક સુધરેલી રાજ્યનીતિને અનુસરીને નાખવાનો પ્રશ્ન વધુ વખત મુલતવી રખાય તેમ નહોતું, અને તેમ કરવું એ બારખળી જમીનોના પ્રશ્નનો નિકાલ કર્યા શિવાય અશકય હતું. તેથી સને ૧૮૮૯ માં બારખળી જમીનો કેવી રીતે ચલાવવી એ સંબંધમાં નિયમો કરવામાં આવ્યા. બારખળી જમીનો નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણેછે.

**નવસારી પ્રાંતની બારખળી જમીન.**

| તાલુકો | વિંધા | આકાર | સરકાર હક | નુકસાન |
|---|---|---|---|---|
| નવસારી | ૬૯૭૮-૩-૬ | ૩૩૪૧૧-૪-૦ | ૧૦૦૧૩-૯-૧ | ૨૩૩૦૭-૧૧-૦ |
| ગણદેવી | ૩૧૭૪-૧૧-૦ | ૧૪૮૦૯-૧૪-૦ | ૫૧૭૮-૬-૨ | ૯૬૩૧-૭-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| પનમાણા | ૯૦૭૭-૧૦-૦ | ૩૨૮૫૯-૧૧-૦ | ૧૧૭૬૫- ૨-૧ | ૨૧૦૯૪- ૮-૧૧ |
| કામરેજ | ૧૫૦૫૨-૧૯-૦ | ૫૪૧૫૮-૧૫ ૦ | ૧૮૨૬૨-૧૩-૯ | ૩૫૮૯૬- ૧- ૩ |
| મહુવા | ૬૨૫૫- ૦-૦ | ૧૬૨૫૭- ૬-૦ | ૭૨૧૦- ૩-૪ | ૯૦૪૭- ૨- ૮ |
| માગરોળ | ૨૭૭૬૬- ૯-૦ | ૫૧૧૮૯- ૨-૦ | ૨૬૬૧૭- ૦-૭ | ૨૪૫૭૨- ૧- ૫ |
| વ્યારા | ૧૫૫૩- ૭-૦ | ૩૧૨૯-૧૪-૦ | ૮૧૧- ૬-૯ | ૨૩૧૮- ૭- ૩ |
| સોનગઢ | ૨૭૯૦- ૯-૦ | ૫૨૯- ૫-૦ | ૨૨૫-૧૪-૮ | ૩૦૦- ૬- ૪ |
| વાલ્હોડ | ૧૧૯૮- ૦-૦ | ૩૮-૧૩ ૦ | ૮-૧૧-૦ | ૧૦- ૨- ૦ |
| કુલ | ૬૯૦૪૫-૧૩-૬ | ૨૦૬૬૮૪- ૪-૦ | ૮૦૧૧૩ ૩-૪ | ૧૨૬૨૭૧- ૦- ૮ |

## પ્રકરણ ૪૦ મું — રોકડ નિમણોક, ઇનામી ગામો, ગિરાસ.

ગામખાળી જમીનો સિવાય વડોદરા રાજ્યના સામાન્ય કર ભરનારાઓને ભોગે બીજા ઘણા હકો ઉત્પન્ન કરવામાં આવ્યા હતા. આ હકો પણ જૂના વખતમાં ઘણા ભાગ ઇજારદારો અગર પટેલોએ ઉત્પન્ન કર્યા હતા, અને તે રોકડ નિમણોકની સ્વરૂપના હતા હકો મુખ્યત્વે કરીને નીચે પ્રમાણેછે.

(૧) આસામી વિશેષ પ્રકારની નોકરી કરવા માટે આપેલી નિમણોકો. (૨) વર્ષાસનો, દાનપાત્ર લોકોને અભિષ્ટ ચિંતન માટે આપેલી નિમણોકો (૩) દેવસ્થાન, પીરસ્થાન વગેરેને નિભાવ માટે આપેલી નિમણોકો. (૪) ગિરાસ જે રકમો ગામ લોકો પાસેથી જોરજુલમથી લેતા તે અને (૫) વતનદારોને મળતો રોકડ હક. આ રકમો પ્રથમ ગામ ઉપરથી પરભારે આપવામાં આવતી પણ હાલ તે સરકાર ત્રીજોરીમાંથી આપવામાં આવેછે. આ રકમો માટે પણ મધ્યવર્તિ રાજ્યસત્તાની શ્રીમંત મલ્હારરાવ મહારાજના પૂર્વેના રાજ્યકર્તાઓની સનદો ભાગ્યેજ મળેછે. ઘણીખરી સનદો માત્ર વગર સત્તાએ પટેલો તથા ઇજારદારોએ આપેલીછે જેને સનદ નહોતી તેને પણ શ્રીમંત મલ્હારરાવ મહારાજે કરી આપી હતી આવી રકમો નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણેછે.

| બાબત | સંખ્યા | વાર્ષિક ખર્ચ પડતી રકમ |
|---|---|---|
| દેવસ્થાન | ૧૨૨ | ૫૯૨૬- ૨-૦ |
| વર્ષાસન | ૬૫ | ૨૬૬૮- ૩-૦ |
| આસામી | ૬ | ૧૫૭૫- ૮-૦ |
| ક્રોથળીસાથ | ૯ | ૬૬૬- ૯-૦ |
| પેન્શન | ૧ | ૩૬૦- ૦-૦ |
| સોગનાઇ હક | ૭ | ૩૩૮૫- ૦-૦ |
| મોતેસરી હક | ૧ | ૧૩- ૨-૦ |
| કનાનબરી હક | ૫ | ૬૫૩- ૧-૦ |
| આગકારી હક | ૧ | ૫૨-૧૦-૦ |
| સરેશમુખી હક | ૧ | ૧૫૦૦- ૦-૦ |
| મહુડા હક | ૧ | ૧૦- ૮-૦ |
| [illegible] | ૨૧૮ [illegible] | ૧૬૮૧૦-૧૧-૦ |

**ઇનામી ગામોઃ**—ઈનામી ગામોનો હક ઘણો મોટો માનવામાં આવેછે. આવાં ગામો ઘણાએ ચિન સત્તાએ ધારણ કર્યાંના દાખલા મળી આવ્યાછે, અને કેટલાકમાં સનદો, તાકીદ પગો વગેરે સરકારી લેખોછે. આવાં ગામો નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણેછે.

| પ્રકાર | ગામની સંખ્યા | કુલ ઉપજ રૂ. |
|---|---|---|
| ઈનામી | ૧૧ | ૭૨૨૯૨- ૧-૪ |
| આહેધરી | ૨ | ૩૬૦૪- ૧-૦ |
| વતન, નોકરીયાત | ૩ | ૯૩૬૯-૧૫-૪ |
| ખેરાત | ૧ | ૫૬૧૪-૧૪-૧ |
| ધર્માદાય | ૫ | ૨૨૫૦૫-૧૬-૬ |
| વાંટા | ૧ | ૧૦૦૨- ૨-૦ |
| જાગીરી | ૧૨ | ૬૩૨૯- ૨ ૭ |
| દેવસ્થાન | ૧ | ૧૦૮૬-૧૪-૦ |
| ઇનામી ચાકરીયાત | ૧ | ૫૮૭-૧૨-૦ |
| કુલ | ૩૭ | ૧૨૨૫૯૨-૮-૧૦ |

**આંકડીઆં ગામોઃ**—આંકડીઆં ગામો એ એક વિશેષ પ્રકારના ગામો છે. આ ગામો સરકારીજ છે, માત્ર પૂર્ણ જમાબંદી લોકો પાસેથી સરકાર પરભારે ન લેતા, કેટલાક મધ્યસ્થ લોકો પાસેથી ઉચક આંકડો લેછે અને તે લોકો ગામના ખેડુતો પાસેથી પોતાની જમાબંદી લેછે. આવાં ગામોમાં એક આંકડી, ફરતા આંકડી, મતાદારી, હકગતી એવા પ્રકારોછે, અને તેનો આંકડો ઠરેલી મુદતે ફરીથી ઠરાવવામાં આવેછે. આવા ગામો નવસારી પ્રાંતમાં નથી.

**વાંટા અને તલપદઃ**—અણહિલવાડના હિંદુ રાજાઓના વખતમાં મોટા મોટા સરદારોને લશકરી નોકરી કરવાની શરતે કેટલાંક ગામોની જમીન વંશપરંપરા આપવામાં આવતી, અને તેઓ પોતાના તરફના ખેડુતોને તે જમીન ખેડવા આપી તેમાંથી ઉપજ કરી લેતા. આવી રીતે સરદારોને આપતાં જે જમીન બાકી રહેતી, તેટલીજ રાજકર્તા તરફથી પરભારે ખેડુતોને ખેડવા આપવામાં આવતી. આવી રીતે જમીન મળેલા જાગીરદારો, માંડલિક, પેટાવત, વગેરે નામથી ઓળખાતા. તેરમા સૈકામાં મુસલમાનોએ ગુજરાત છત્યું ત્યારે તેમણે જોયું કે ઘણી ખરી જમીન આવી રીતે અપાઈ ગયેલીછે, અને તેનાથી સરદારો બળવાન થઇ પડેલાછે. આથી તેઓનું બળ ઓછું કરવાના તથા જેમ બને તેમ રાજ્યની ઉપજ વધારવાના ઇરાદાથી મુસલમાની રાજ્ય કર્તાઓએ એવી રાજ્ય નીતિ ધારણ કરી કે સરદારો પાસે થોડીક જમીન રાખી બાકીની તેમની પાસેથી લઈ લેવી અને તેમને લશ્કરી નોકરી કરવાની ફરજમાંથી મુક્ત કરવા. આવી જમીન ઉપર જમાબંદી પેસકસી વગેરે નામથી ઉપજમાંથી અંશ લેવામાં આવતા. પોતાની જાગીરો ખાલસા થવાથી ૧૪૨૪ માં હિંદુ જાગીરદારોએ બળવો ઉઠાવ્યો અને લુંટફાટ કરી મુસલમાન રાજ્યકર્તાઓને ત્રાસ આપવા માંડ્યો. તેઓ સપાટ પ્રદેશમાં લુંટફાટ કરતા અને જંગલો અને પહાડી મુલકોમાં ભરાઇ રેહતા. આથી બંગાળી સુલતાન મહંમદશાહે તેમની સાથે સમાધાન કર્યું તેમાં જ

તે પોતાની મરજી પ્રમાણે જમા આપવાનું કબુલ કરાવી શકતો.

ગરતી ભાગોનો વહિવટ સરકાર તરફથી પ્રત્યક્ષ રીતે કરવામાં આવતો. મેવાસી પ્રદેશ કંગાલીયત વસ્તીને લીધે બરોબર આબાદ થએલો ન હોવાથી ઉચક આંકડો લઇ વહિવટ કરવામાં આવતો. ગામના આગેવાન મતાદારો અથવા જમીનદારો સરકારી કમાવીસદાર સાથે ગામની જમાબંદીનો આંકડો નક્કી કરતા અને તે વખતસર ભરવા બદલ બારોટ અથવા શાહુકાર લોકોની હામીઓ આપતા. જમાબંદીનો આંકડો ફાળ-વવાનું તથા ઉઘરાવવાનું કામ મતાદારો અગર જમીનદારો પોતે કરતા, અને ગામના પ્રત્યક્ષ વહિવટમાં સરકારની દરમિયાનગીરી ઘણીજ કમી રહેતી.

**મુલકગીરીઃ**—પોતાના રાજ્ય પ્રદેશની સીમા વધારવી અને નવા પ્રદેશ જીતી તાબે કરવા એ પરાપૂર્વથી રાજાનું કર્તવ્ય ગણાતું. ચોમાસાની મોસમ પૂરી થતાં ગુજરાતના મુસલમાન રાજ્યકર્તાઓ પોતાના રાજ્યની સરહદ નજીકનો મુલક સર કરવા લશ્કર મોકલતા, તે મુલકગીરી લશ્કર કહેવાતું. એ લશ્કરનું કર્તવ્ય મુલક જીતવો, તેમજ જે જમીનદારો નિયમિત રીતે જમાબંદી, પેશકશી વગેરે ભરતા ન હોય, તેમની પાસેથી તે વસુલ કરવી એ હતું. મુસલમાની રાજ્યની પડતીના વખતમાં માત્ર પેશકશી ઉઘરાવવામાં આવતી. મરેઠાનું રાજ્ય સ્થપાયા પછી તેઓ પણ મુલકગીરી લશ્કર રાખતા અને દશેરા ઉપર સીમોલ્લંઘનની ક્રિયા થયા પછી સારો દિવસ જોઇ સુબાઓ અને મોટા લશ્કરી અમલદારોને મુલકગીરી પર મોકલવામાં આવતા. ગાયકવાડ સર-કારનું મુલકગીરી લશ્કર કાઠીયાવાડ અને મહીકાંઠામાં મુલકગીરીએ મોકલવામાં આવતું. કવચિત રેવાકાંઠાના મેવાસી પ્રદેશમાં પણ તે તંટો ફિસાદ થયે મોકલવાની જરૂર પડતી. મુલકગીરી લશ્કરથી દેશની આબાદીમાં ખલેલ પહોંચતી. સને ૧૮૦૫ના અરસામાં રેસીડન્ટ કર્નલ વૉકરે કાઠીયાવાડના રાજાઓ અને જમીનદારોને બ્રિટીશ સરકારની દરમિયાનગીરીથી ગાયકવાડ સરકારને આપવામાં આવતી જમાબંદી વગેરે નક્કી કરવાને પત્રો લખ્યા. સને ૧૮૦૭માં કાઠીયાવાડના મુલકગીરી હક્ક વગેરે નક્કી કરવા, વિઠ્ઠલરાવ દિવાનજી સાથે કર્નલ વોકર કાઠીયાવાડમાં ગયા અને ગાયકવાડ સરકારની સંમતિથી કાઠીયાવાડના રાજાઓ અને જમીનદારો પાસેથી લેવાના હક્કની રકમ દશ વર્ષને માટે નક્કી કરી તે નિયમિત ભરવાના જામીન લઇ બંદોબસ્ત કર્યો, અને તે ઉઘરાવવા મુલકગીરી લશ્કર મોકલવાનું બંધ કર્યું.

રોકડ ગીરાસ ગીરાસીઆઓ પ્રથમ પરબાર્યા ગામ લોકો પાસેથી લેતા, આથી તેમનો અને ગામ લોકો વચ્ચે હરહંમેશ તકરારો થતી. આ ગીરાસ તપાસ કરી અંગ્રેજ સરકારની માફક સરકાર તીજોરીમાંથી આપવાની શ્રીમંત ખંડેરાવ મહારાજાએ સને ૧૮૬૨ માં તજવીજ કરી, તેમજ રાજ્યની કુલ જમીનની માપણી કરાવી, બારખળી જમીનની તપાસ કરવાનું ઠરાવ્યું. તપાસ દરમીયાન રોકડ ગીરાસ આપવાનું તહકુબ રાખવામાં આવ્યું, અને રોકડ ગીરાસની તેમજ વાંટા અને ગીરાસની જમીન બદલ તપાસ અંતે રૂપીએ એ આની પ્રમાણે સમરી સેટલમેન્ટ તથા હવાલદારી હક્ક લાગુ કર્યો. આથી તેમજ વડોદરા પ્રાન્તના જે તાલુકાઓમાં કુંભારમાં જમીનનું માપ નક્કી કરવામાં આવતું, ત્યાં બારખળી જમીન સરકારી જમીન કરતાં કમી માપથી ભરી

જે પ્રદેશ પર તેઓ હુમલો કરના તે તે પ્રદેશમાંથી ચોથો ભાગ કાઢી આપી તેમને શાંત કર્યા. આવી રીતે ચોથા ભાગમાં આપેલી જમીન વાંટા તરિકે ઓળખાવા લાગી અને બાકીનો ¾ ભાગ બાદશાહે રાખ્યો. તે તલપદ એટલે બાકી રહેલી અસીલ જમીન તરિકે ઓળખવા લાગ્યો. વાંટાની જમીન ઉપર રાજ્ય સત્તાનાં ચિન્હ તરિકે જે જે જુજ રકમ સરકારમાં લેવા ઠરાવ્યું હતું તે સલામી એ નામથી ઓળખાતી. સલામીના અર્થ આશ્રિત તરફથી રક્ષકને માનાર્થે આપવાની ભેટ એવો થાયછે. સલામીએ કંઇ વિંઘોટી નથી, તેથી તેનો દર એકસરખો હોતો નથી.

**ગીરાસ અને ગીરાસીઆઃ**—જ્યારે મરાઠાઓના હુમલા ગુજરાત ઉપર શરૂ થયા ત્યારે મોગલાઈ સત્તા નબળી પડવા લાગી હતી, અને મૂળના સરદારો એટલે ઉપર જણાવેલા જમીનદારો અને વતનદારોની સત્તા તથા સ્વાતંત્ર્ય વધતું જતું હતું. વળી આ અંધાધુંધીના સમયમાં એક નવા પ્રકારના ગીરાસીઆ અસ્તિત્વમાં આવ્યા. આ નવા ગીરાસીઆ ગુજરાતની સપાટ ભૂમિની પૂર્વ તરફ આવેલા ડુંગરી પ્રદેશમાં રહેતા અને નજીકના કસ્બા તથા ગામોમાં લુંટફાટ કરી ત્યાંની રૈયતને ઉપદ્રવ કરતા. આ ગીરાસીઆઓને લુંટફાટ કરતા અટકાવવાને માટે જે કંઈ આપવામાં આવતું તેને કેટલેક ઠેકાણે તોડા ગરાસ અને કેટલેક ઠેકાણે વોળ કહેતા. જે પ્રદેશમાં લુંટારા અને ગીરાસીઆ રહેતા તે મહેવાસ કહેવાતો, અને તે ગીરાસીઆઓ મહેવાસી કહેવાતા. તેમજ જે શાંત પ્રદેશને તેઓ ઉપદ્રવ કરતા તે રાસ્તી પ્રદેશ કહેવાતો. ગરાસ એ શબ્દ સંસ્કૃત ગ્રાસ શબ્દનો અપભ્રંશછે, અને તેનો અર્થ કોળીઓ થાયછે, એ ઉપરથી ગરાસનો અર્થ નિર્વાહ માટે જે કંઈ આપવામાં આવેલું તે એવો થાયછે. તોડા ગરાસમાં "તોડા" શબ્દ બંદુકના તોડાના અર્થમાં વપરાતો હતો, એટલે કે મારવાને માટે બંદુક દેખાડીને જે ગરાસ લેવામાં આવતો તે તોડા ગરાસ કહેવાતો. "તોડા" શબ્દનો બીજો અર્થ એવો પણ થાયછે કે ગામને તોડે-ભાગોળે આપવામાં આવતો દફક. ગીરાસીઆ ગામમાં પેસી નુકસાન ન કરે તેટલા માટે તેમને ભાગોળેથી પાછા કાઢવા, ત્યાં જઈ આપવામાં આવતી તે રકમ. લુટારા ગરાસીઆઓને તોડા ગરાસ રોકડ રકમમાં અપાતો અગર રોકડને બદલે જમીન આપવામાં આવતી. કોઇ કોઇ વખત તેમને અમુક વસ્તુઓ આપવામાં આવતી, જેમ કે શેરડીના ખેતરમાંથી અમુક સાંઠા, વણકર લોકો પાસેથી સુતરની અમુક ગુંછળી, ચામડીઆ પાસેથી જોડા, હજામ કે અને મોચી પાસેથી વેઠ, ગીરાસીઆ, તેના નોકર અને ઘોડાને માટે ઉતારા ખર્ચ વગેરે.

**જમાનો આંકડોઃ**—મુળના જમીનદારો મુસલમાન કે મરાઠા પૈકી જે કોઇ સત્તાવાન થતું તેને ઠરેલી જમા આપી દેતા, એટલે તેઓ કોઇ તેમના અંદરના કારભારમાં હાથ ઘાલતા નહિ. આ જમાની રકમ એક પ્રકારની પેશકસ જેવી હતી. જે મુલક ઉપર જમા બેસાડવામાં આવતી તે મુલકની આવક ઉપરજ તેનો કંઇ આધાર નહોતો. મુસલમાન અથવા મરેઠા પૈકી જે કોઇ ચઢાઇ લઇને આવતું તેની સાથે સલાહ કરવામાં જે સરતો થતી તે શરતો ઉપર જમાના આંકડાનો આધાર રહેતો. જમા વધતી તે ગીરાસીઆની ઉપજના કારણથી નહિ પણ ચઢાઇ લઇ આવનાર કમાવીસદારની સત્તા ઉપર તેનો આધાર રહેતો. જો તેની પાસે પૂરતું લશ્કર હોય તો

તે પોતાની મરજી પ્રમાણે જમા આપવાનું કબુલ કરાવી શકતો.

રાસ્તી ભાગોનો વહિવટ સરકાર તરફથી પ્રત્યક્ષ રીતે કરવામાં આવતો. મેવાસી પ્રદેશ કંગાલીયત વસ્તીને લીધે બરોબર આબાદ થએલો ન હોવાથી ઉચક આંકડો લઇ વહિવટ કરવામાં આવતો. ગામના આગેવાન મતાદારો અથવા જમીનદારો સરકારી કમાવીસદાર સાથે ગામની જમાબંદીનો આંકડો નક્કી કરતા અને તે વખતસર ભરવા બદલ બારોટ અથવા શાહુકાર લોકોની હામીઓ આપતા. જમાબંદીનો આંકડો ઠરાવવાનું તથા ઉઘરાવવાનું કામ મતાદારો અગર જમીનદારો પોતે કરતા, અને ગામના પ્રત્યક્ષ વહિવટમાં સરકારની દરમિયાનગીરી ઘણીજ કમી રહેતી.

**મુલકગીરીઃ**—પોતાના રાજ્ય પ્રદેશની સીમા વધારવી અને નવા પ્રદેશ જીતી તાબે કરવા એ પરાપૂર્વથી રાજાનું કર્તવ્ય ગણાતું. ચોમાસાની મોસમ પૂરી થતાં ગુજરાતના મુસલમાન રાજ્યકર્તાઓ પોતાના રાજ્યની સરહદ નજીકનો મુલક સર કરવા લશ્કર મોકલતા, તે મુલકગીરી લશ્કર કહેવાતું. એ લશ્કરનું કર્તવ્ય મુલક જીતવો, તેમજ જે જમીનદારો નિયમિત રીતે જમાબંદી, પેશકસી વગેરે ભરતા ન હોય, તેમની પાસેથી તે વસુલ કરવી એ હતું. મુસલમાની રાજ્યની પડતીના વખતમાં માત્ર પેશકસી ઉઘરાવવામાં આવતી. મરેઠાનું રાજ્ય સ્થપાયા પછી તેઓ પણ મુલકગીરી લશ્કર રાખતા અને દશેરા ઉપર શીમોલ્લંઘનની ક્રિયા થયા પછી સારો દિવસ જોઇ સુબાઓ અને મોટા લશ્કરી અમલદારોને મુલકગીરી પર મોકલવામાં આવતા. ગાયકવાડ સરકારનું મુલકગીરી લશ્કર કાઠીયાવાડ અને મહીકાંઠામાં મુલકગીરીએ મોકલવામાં આવતું. ક્વચિત રેવાકાંઠાના મેવાસી પ્રદેશમાં પણ તે તંટા ફિસાદ થયે મોકલવાની જરૂર પડતી. મુલકગીરી લશ્કરથી દેશની આબાદીમાં ખલેલ પહોંચતી. સને ૧૮૦૫ના અરસામાં રેસીડન્ટ કર્નલ વૉકરે કાઠીયાવાડના રાજાઓ અને જમીનદારોને બ્રિટીશ સરકારની દરમિયાનગીરીથી ગાયકવાડ સરકારને આપવામાં આવતી જમાબંદી વગેરે નક્કી કરવાને પત્રો લખ્યા. સને ૧૮૦૭માં કાઠીયાવાડના મુલકગીરી હક્ક વગેરે નક્કી કરવા, વિઠ્ઠલરાવ દિવાનજી સાથે કર્નલ વોકર કાઠીયાવાડમાં ગયા અને ગાયકવાડ સરકારની *સંમતિથી કાઠીયાવાડના રાજાઓ અને જમીનદારો પાસેથી લેવાના હક્કની રકમ દશ* વર્ષને માટે નક્કી કરી તે નિયમિત ભરવાના જામીન લઇ બંદોબસ્ત કર્યો, અને તે ઉઘરાવવા મુલકગીરી લશ્કર મોકલવાનું બંધ કર્યું.

રોકડ ગીરાસ ગીરાસીઆઓ પ્રથમ પરભાર્યા ગામ લોકો પાસેથી લેતા, આથી તેમની અને ગામ લોકો વચ્ચે હરહંમેશ તકરારો થતી. આ ગીરાસ તપાસ કરી અંગ્રેજ સરકારની માફક સરકાર તીજોરીમાંથી આપવાની શ્રીમંત ખંડેરાવ મહારાજાએ સને ૧૮૬૨ માં તજવીજ કરી, તેમજ રાજ્યની કુલ જમીનની માપણી કરાવી, બારખળી જમીનની તપાસ કરવાનું ઠરાવ્યું. તપાસ દરમીયાન રોકડ ગીરાસ આપવાનું તહકુબ રાખવામાં આવ્યું, અને રોકડ ગીરાસની તેમજ વાંટા અને ગીરાસની જમીન બદલ તપાસ અંતે રૂપીએ બે આની પ્રમાણે સમરી સેટલમેન્ટ તથા હવાલદારી હક્ક લાગુ કર્યો. આથી તેમજ વડોદરા પ્રાન્તના જે તાલુકાઓમાં કુંભામાં જમીનનું માપ નક્કી કરવામાં આવતું, ત્યાં બારખળી જમીન સરકારી જમીન કરતાં કમી માપથી ભરી

વધારો કાઢવાથી ગીરાસીઆઓએ ખુમાટ મચાવી મુકયો અને પોલીટીકલ એજંટોએ રેવાકાંઠાના કેટલાક જમીનદારોના વાંટાઓ, રેવાકાંઠાનો ભાગછે એમ જણાવી, કલમ બંદીની પહેલી કલમ વિરૂદ્ધ તે વાંટાઓ ઉપર હકુમત ચલાવવાનો દાવો કર્યો. આથી તકરાર વધી પડી. તેમણે રેવાકાંઠાના તથા ગજાપીપળા વગેરેના લોકોના ગીરાસ હકને અંગ્રેજ સરકારની બાંહ્યધરી હોવાનો દાવો ઉપસ્થિત કર્યો. જમાબંદી તથા ખંડણી તેમની મારફતે વસુલ આવતી હોવાથી તેમણે તે અટકાવવાનું શરૂ કર્યું. મહીકાંઠાના પોલીટીકલ એજંટોએ પણ ત્યાંના જમીનદારોના હકને બાંહ્યધરીછે એમ માની પોતાના કહેવા પ્રમાણે વર્તવામાં ન આવે તો જમાબંદી તથા ખંડણી અટકાવવાની શરૂઆત કરી. સને ૧૮૨૫ ની કલમબંદી અન્વયે રેવાકાંઠાના ગીરાસીઆઓના હક સંબંધી સને ૧૮૬૬-૬૭ના અરસામાં રેવાકાંઠાના પોલીટીકલ એજંટે ગાયકવાડ સરકાર તરફના અમલદારની રજુઆતે તપાસ કરવાનું શરૂ કર્યું. આ કામ સને ૧૮૭૧-૭૨ સુધી ચાલ્યું. દરમિયાન ઘણાખરા હક સંબંધી ઠરાવ થઇ નક્કીપણું થઇ ગયું. આ ઠરાવ ફારમર સેટલમેન્ટ ઓફિસર સાહેબના ઠરાવ એ નામે ઓળખાયછે. ઠરાવ થયા છતાં કેટલીક બાબતો સંબંધી તકરારો થઇ રહી હતી અને કેટલાક ઠરાવોના સંબંધમાં વડોદરા રાજ્ય તરફથી વાંધો ઉઠાવવામાં આવ્યો હતો.

ઇનામ કમિટીની તપાસ પુરી થતા અવલ શ્રીમંત કૈલાસવાસી ખંડેરાવ મહારાજ દેવલોક પામ્યા અને શ્રીમંત કૈલાસવાસી મલ્હારરાવ મહારાજા ગાદી ઉપર આવ્યા, તેમણે તપાસ બંધ કરાવી તોપણ ગીરાસીઆઓની તકરારો જારી રહી.

હાલની કારકીર્દીની શરૂઆતમાં ગીરાસનો પ્રશ્ન હાથ પર લેવામાં આવ્યો. સન ૧૮૭૮માં રેવાકાંઠા, મહીકાંઠા, પાલનપુર તથા ગજાપીપળાના ગીરાસીઆઓના ગીરાસ હક સંબંધે તપાસ કરવાને સ્પેશીઅલ સેટલમેન્ટ ઑફિસર એ હોદ્દાથી એક અમલદારની નિમણોક કરવામાં આવી. મહીકાંઠા અને પાલનપુરના જે જમીનદારો ૧૮૨૦ માં અને રેવાકાંઠાના જે જમીનદારો ૧૮૨૫માં, ખંડણીદાર હતા તેમના હકને બાંહ્યધરીછે, એમ ઠરાવવામાં આવ્યું. બાંહ્યધરી શબ્દનો અર્થ બાંહ્ય ઝાલવી અથવા અભય વચન આપવું એવો થાયછે. અત્યાર સુધીમાં ગીરાસ સંબંધી ઘણીખરી તકરારોનો નિકાલ થઈ ગયોછે.

**નવસારી પ્રાંતમાં ગીરાસઃ**—નવસારી પ્રાંતમાં બાંહ્યધરીવાળા વાંટાગીરાસની જમીન ઘણી જુજછે. ફક્ત રેવાકાંઠાના કેટલાક પરચુરણ ગીરાસીઆની નવસારી તાલુકાના બીનાર, કામરેજ તાલુકાના ધોરણા, અને પારડી તથા માંગરોળ તાલુકાના કંટવા, લુવાર, તથા વાસોલી, ગામોમાં થોડી થોડી જમીનછે. નવસારી પ્રાંતમાં બાંહ્યધરી ગીરાસની જમીનનો કુલ રકબો વિંઘા ૪૧૯-૧૦-૫, છે. આ જમીન ઉપર રૂપીઆ ૪૦૪-૩-૦ કતદાર સલામીના આવેછે. બાંહ્યધરીવાળો રોકડ ગીરાસ પણ ૭ જણાને મળેછે. એ રોકડ ગીરાસ એકંદર રૂ. ૧૩૩૬-૪-૮ નોછે આ સિવાય રૂ. ૯-૦-૦ કાયમી બાંધણાછે.

આ પ્રાંતના ગામોમાં પ્રથમ માંડવીના રાજાનો રોકડ ગીરાસ રૂ.૪૩૮૫૮-૧૨-૧૦ હતો. માંડવીનું રાજ્ય ખાલસા થયા પછી આ ગીરાસ બંધ પડવો જોઇએ, પરંતુ આ

આ ગીગાસની રકમ નામદાર ઇગ્રેજ સરકાર લેછે. આ સિવાય નાંદોદ સંસ્થાનના નામદાર રાજાજીનો આ પ્રાંતમાં રૂ. ૧૩૦૭-૬-૬નો રોકડ ગીરાસછે. વાંસદાના રાજાજી સાહેબનો પણ કેટલોક ગીગાસછે, તેમજ રાજપીપળાના ગામના ભીલ, વસાવા ને ખુંટીના રૂ. ૧૬૪૬-૧-૫ મળેછે. આ સઘળા હક્ક બિન બાંહ્યધરીમાં ચાલેછે. આ સિવાય બીજા પણ કેટલાક બિન બાંહ્યધરીવાળા રોકડ ગીગાસ અને વાંટાઓ આ પ્રાંતના તાલુકાઓમાં છે.

**અફીણઃ**—પહેલાં આ રાજ્યમાં અફીણનું વાવેતર કરવા કંઇ પ્રતિબંધ નહોતો. ખેડુતો પોતાની જમીનની અનુકૂળતા પ્રમાણે બીજા પાકોની પેઠે અફીણનું વાવેતર કરતા. જે અફીણ તૈયાર થતું તેનો રસ વ્યાપારીઓ ખરીદી રાજ્ય બહાર વેચાણ થવા મોકલતા, પરંતુ ૧૮૨૦માં બ્રિટિશ સરકાર સાથે કોલકરાર થયા. તેમાં રાજ્યમાં થતું સર્વ અફીણ સરકારે ખરીદ કરી લેવા બ્રિટીશ રાજ્યમાં જે દરથી વેચાય તે દરથી વેચવા અને ચુપકીદીથી આવતું અફીણ બંધ કરવા ઠરાવવામાં આવ્યું.

નવસારી પ્રાંતમાં નવસારી કસ્બામાં, અને મહાલોમાં મહાલ કચેરીમાં, અફીણની વખાર રાખવામાં આવેલીછે, તેમાંથી ઠરેલા ભાવે રોકડ કિંમત આપી ઇજારદાર અફીણ ખરીદ કરે છે. છેલ્લા ૧૦ વર્ષમાં અફીણ ઇજાગથી સરકારને નીચે પ્રમાણે ઉપજ આવેલી હતી.

| સન | ઉત્પન્ન રકમ | સન | ઉત્પન્ન રકમ |
|---|---|---|---|
| ૧૯૦૯-૧૦ | ૨૨૭૮૩ | ૧૯૧૪-૧૫ | ૨૧૦૮૫ |
| ૧૯૧૦-૧૧ | ૨૬૦૪૦ | ૧૯૧૫-૧૬ | ૨૨૬૬૭ |
| ૧૯૧૧-૧૨ | ૨૬૨૧૭ | ૧૯૧૬-૧૭ | ૨૬૦૩૩ |
| ૧૯૧૨-૧૩ | ૨૪૩૭૨ | ૧૯૧૭-૧૮ | ૨૯૫૮૩ |
| ૧૯૧૩-૧૪ | ૨૭૦૯૦ | ૧૯૧૮-૧૯ | ૩૪૦૭૨ |

નવસારી પ્રાંતમાં અફીણની દુકાનો મહાલવાર નીચે પ્રમાણેછે.

| તાલુકો | અફીણની દુકાનો | તાલુકો | અફીણની દુકાનો |
|---|---|---|---|
| નવસારી | ૪ | મહુવા | ૧ |
| ગણદેવી | ૨ | માંગરોળ | ૧૧ |
| પલસાણા | ૧ | વ્યાગ | ૬ |
| કામરેજ | ૫ | સોનગઢ | ૧ |
| | | કુલ | ૩૧ |

સરકારનો હેતુ જેમ બને તેમ અફીણની ખપત ઓછી કરવાનોછે. સને ૧૯૦૯-૧૦ની સાલમાં અફીણનું વેચાણ નવસારી પ્રાંતમાં ૨૩૦૭ રતલ થયું હતું, તે ઘટીને સને ૧૯૧૮-૧૯માં ૧૬૨૩ રતલ થયુંછે, એટલે કેટલેક અંશે સરકારનો ઉદ્દેશ પાર પડેછે.

## પ્રકરણ ૪૧ મું. જકાત.

વડોદરા રાજ્યમાં પ્રથમ જકાતથી સારી ઉપજ કરવામાં આવતી હતી. ઠેકઠેકાણે નાકાં બેસાડવામાં આવ્યાં હતાં. ત્યાં માલનાં જતાં આવતાં ગાડાં અટકાવી તપાસવામાં આવતાં અને ઠરેલા દર પ્રમાણે જકાત લેવામાં આવતી. જકાતને માટે દર ઠરાવેલા હતા, પરન્તુ ઇજારો અપાતો હોવાથી અને ઇજારદાર ઉપર પુરતી દેખરેખ ન હોવાથી ઠરેલા દર કરતાં વધારે જકાત ઘણી વખત લેવામાં આવતી. જકાતના ત્રાસથી વેપારની, વૃદ્ધિ થતી નહોતી, અને લોકોને ઘણો ત્રાસ થતો, તોપણ બીજો ઉપાય ન હોવાથી લોકો તે સહન કરી રહેતા. નવી કારકીર્દીમાં જકાતની સુધારણા કરવાનું તુર્ત હાથમાં લેવામાં આવ્યું. પ્રથમ તો ઇજારા વહિવટ બંધ કરી વાસ્તવિક રીતે ઉપજ કેટલી થાય છે અને તેનું ભારણ કેવી રીતે પડેછે, એ વિષે માહિતી થવા અર્થે જકાતનો કચ્ચો વહિવટ પ્રાંતના સુબાની દેખરેખ નીચે કરવામાં આવ્યો. આ પ્રમાણે સરકાર તરફથી વહિવટ કરતાં ૧૮૭૬-૭૭માં આખા નવસારી પ્રાંતની જકાતની ઉપજ રૂા. ૧,૪૮૯૨૫ આવી હતી.

આ પ્રમાણે અનુભવ થયા પછી નવસારી પ્રાન્તની જકાતનો સુધારો તા. ૧ ઓગષ્ટ ૧૮૭૮ થી હાથ પર લેવામાં આવ્યો. હાલના નવસારી અને ગણદેવી તાલુકા, જુના ગણદેવી, નવસારી, તેલાડી અને મરોલી મહાલોના બનેલાછે. એ વિભાગની જકાતનો હક પેશ્વા તરફથી બ્રિટીશ સરકારને મળેલો હોવાથી બ્રિટીશે ૧૮૪૬ માં ત્યાંથી જકાત કાઢી નાખી હતી. આ પ્રમાણે હોવાથી, નવસારી અને ગણદેવી તાલુકામાં નાકાં નહોતાં, પરંતુ એ શિવાયના પ્રાંતના બીજા ભાગમાં ચોતરફ નાકાં બેસાડેલાં હતાં. લગભગ દરેક નાકા માટે જૂદા જૂદા દર ઠરાવેલા હતા. કેટલાક દર તો એવા ભારે હતા કે તે ભરીને વેપાર કરવો પરવડેજ નહિ. નવસારી પ્રાંતના પૂર્વ ભાગમાંથી, પશ્ચિમ ભાગમાં માલ લઈ જવાનો હોય તો કમીમાં કમી ત્રણ નાકાં ચૂકવવાં પડતાં અને તે નાકાંએ ૧૯ પ્રકારની જકાત લેવામાં આવતી. નવી કારકીર્દીમાં પહેલો સુધારો એ કરવામાં આવ્યો કે નવસારી પ્રાંતમાં, વચમાં બ્રિટીશ મુલક આવેલો હોવાથી પ્રાંતમાં બે વિભાગ થએલાછે, તેથી દરેક આખા વિભાગ માટે આયાત અને નીકાસ જકાતનો એકંદર દર ઠરાવવામાં આવ્યો અને સરહદ પર નાકાં રાખી, બાકીનાં ઉઠાવી લેવામાં આવ્યા. પૂર્વ વિભાગમાં વેલાછા, કામરેજ અને પલસાણા મહાલે મૂકવામાં આવ્યાં હતાં, અને પશ્ચિમ વિભાગમાં મહુવા, વ્યારા અને સોનગઢ મૂકવામાં આવ્યાં હતાં. નાકાની સંખ્યા કમી કરવામાં આવી એટલુંજ નહિ પણ જકાતના દર પણ કમી કરવામાં આવ્યા. અને જકાત માટે થોડી ચીજો કાયમ રાખી, બાકીની કમી કરવામાં આવી. આ સુધારાથી ૧૮૭૭-૭૮ માં ઉપજ ઘટીને રૂા. ૧,૨૫૬૪૩ અને ૧૮૭૮-૭૯ માં રૂા. ૭૪૫૭૭ થઈ. ઉપર જણાવવામાં આવ્યુંછે તેમ નવસારી અને ગણદેવી મહાલોમાંથી બ્રીટીશ સરકારે જકાત કાઢી નાખી હતી તો પણ નવસારીમાં સ્થાનિક ઉપયોગને માટે આવતો કાટ, તેલી બીયાં, મસાલા વગેરે ઉપર સપારા નામથી-જકાત

લેવામાં આવતી, અને કપાસ પરદેશ જતો તેની ઉપર સેંકડે ૧½ ટકો જકાત, એ નામથી લેવામાં આવતી. ૧૮૯૦ માં જકાતના વહીવટમા વિશેષ સુધારો કરવામાં આવ્યો અને કઠોર, બલેસર, સોનગઢ અને વ્યારા એ ચાર કસ્બા સિવાય પ્રાંતના બીજા ભાગમાંથી આમદાની જકાત કાઢી નાખવામાં આવી. આથી ઉપજ ને રૂ. ૩૫૦૪૦ જેટલું નુકસાન થયું હતું. સોનગઢ અને વ્યારામાંથી આમદાની જકાત ૧૯૦૫ માં કાઢી નાખવામાં આવી. કઠોરમાં માત્ર ૭ ચીજો ઉપર અને નવસારીમાં માત્ર ત્રણ ચીજો ઉપર કાયમ રાખવામાં આવી, બાકીની કમી કરવામાં આવી. ગણદેવી અને બીલીમોરા કસ્બામાંથી આમદાની જકાત કાઢી નાખી ટોલ લેવાનું ઠરાવ્યું. આ બધા સુધારા ચાલતા હતા, તે દરમ્યાન જકાત તદ્દન કાઢી નાખવાનો વિચાર પણ ચાલતો હતો, અને છેવટે ૧૯૦૯ માં તે બદલ છેવટ ઠરાવ થઈ સર્વ પ્રકારની જકાત રાજ્યમાંથી તદ્દન કાઢી નાખવાને માટે હુકમ થયો. માત્ર સુધરાઇઓ અને વિશિષ્ટ પંચાયતો પોતાના ખર્ચની નિભાવણી માટે જકાત બેસાડે તે સિવાય, બીજી કોઇ પણ પ્રકારની જકાત નવસારી પ્રાંતમાં લેવામાં આવતી નથી. વળી સુધરાઇઓ અને વિશિષ્ટ પંચાયતો જે જકાત બેસાડે તે કાચા માલ ઉપર તથા વ્યાપારને નુકસાન કરે એવા પદાર્થ ઉપર ન હોવી જોઇએ, અને બનતા સુધી દરેક ઠેકાણે જકાતને બદલે ઘરવેરો બેસાડવાની તજવીજ થવી જોઇએ એમ પણ ઠરેલું છે.

---

## પ્રકરણ ૪૨ મું. મીઠું.

જુના વખતમાં મીઠું બનાવવાનો હક સરકારે પોતાને સ્વાધીન રાખ્યો નહોતો, પણ ઇતર વસ્તુઓની પેઠે મીઠા ઉપર જકાત લેવામાં આવતી. મીઠાના અગર ઉપર નાકાં રાખી ત્યાંથી પસાર થતા મીઠા ઉપર જકાત લેવામાં આવતી. ૧૮૦૨ માં ઇસ્ટ ઇંડિયા કંપનીને કેટલાક પ્રદેશ તથા ગુજરાતનો જકાત લેવાનો હક આપ્યો હતો. પેશ્વા અને ગાયકવાડ વચ્ચે થયેલા કોલકરાર પ્રમાણે ગુજરાતનો મુલક સરખે ભાગે વહેંચી લેવા ઠરાવ્યું હતું, તેથી એ પ્રદેશમાં પેશ્વા અને ગાયકવાડના સરખા હક હતા. ત્યાર બાદ પેશ્વાના બધા હક ઇસ્ટ ઇંડિયા કંપનીને પ્રાપ્ત થયા હતા. ગાયકવાડ અને પેશ્વા વચ્ચે ગુજરાતની વહેંચણી થઇ તેમાં એક બીજાના મુલકમાં જકાતની બાબતના અરસ-પરસના હક આપ્યા હતા. તેથી જ્યારે પેશ્વાની જગોએ ઇસ્ટઇંડિયા કંપની આવી ત્યારે કંપનીની હદમાં ગાયકવાડ સરકારનાં કેટલાંક જકાતનાં નાકાં અને તેવીજ રીતે કંપનીની જકાતનાં નાકાં ગાયકવાડ સરકારના મુલકમાં આવ્યાં હતાં. કંપનીએ જકાતનાં નાકા સને ૧૮૩૮ માં કાઢી નાખ્યાં, તે વખતે ગાયકવાડ સરકારનાં નવસારી મહાલનાં તેમનાં નાકાં ઉઠી ગયાં હતાં. વળી ૧૮૬૨ થી ૧૮૬૩ સુધીમાં જકાત લેવાના હકનો અરસપરસ અદલો બદલો કરવામાં આવ્યો હતો. બ્રિટિશ સરકારે દેશની અંદરના ભાગની જકાતની ઉપજ પૂરી પાડવા, મીઠા ઉપર ખાસ કર નાખવાનું ઠરાવ્યું. નવસારી પ્રાંતમાં (૧) દેલવાડા, (૨) મામા, (૩) ભાકા (૪) છીઆવ, (૫) વાડી, (૬) મોટું ફળીયું, (૭)

ટેછી એ રીતે સાત જગોએ મીઠું બનાવવામાં આવતું હતું. જુની વહેંચણી પ્રમાણે નવસારી પ્રાંતના મહાલોમાં મીઠું બનાવવાનો, અગર જકાત લેવાનો હક, ઇસ્ટઇંડિયા કંપનીને પેશ્વા તરફથી મળ્યો હતો તે અન્વયે, આ અગરો ૧૮૫૦ થી ૧૮૭૫ સુધીમાં એક પછી એક બંધ કરવામાં આવ્યા હતા. વડોદરા પ્રાંત પૈકી ડબકા ગામે ગાયકવાડ સરકારનો અગર હતો અને તેમાં પકવેલું મીઠું વડોદરા પ્રાંતને પૂરૂં પાડવામાં આવતું હતું, પરંતુ ઇંગ્રેજ સરકારની મિત્ર દાવાની માગણી ઉપરથી ડબકામાં મીઠું બનાવવાનું કામ ૧૮૪૨ માં બંધ કરવામાં આવ્યું હતું. અમરેલી પ્રાંતના ઓખામંડળ તાલુકામાં કુદરતી મીઠું થાયછે તે કાઠીઆવાડના ગાયકવાડ સરકારના પ્રદેશમાં વપરાયછે. ૧૮૫૭ ના અરસામાં શ્રીમંત ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં મીઠાના અગર ઉઘાડવાની ઇચ્છા, મુંબઇ સરકારને બતાવી હતી. પરંતુ ગુજરાતમાં મીઠાના અગર પેશ્વા નિર્બંધમાં હતા અને પેશ્વાનો હક બ્રિટિશ સરકારને મળ્યોછે, તેથી મીઠું બનાવવાનો ગાયકવાડ સરકારનો હક માન્ય રહી શકે નહિ, એમ દલીલ કરવામાં આવી હતી. આ સંબંધે કેટલીક લખાપડી ચાલ્યા પછી, ૧૮૬૨ માં મુંબઇ સરકારે વડોદરા રાજ્યમાં મીઠું બનાવવાને છૂટ આપી હતી. પરંતુ હિંદુસ્થાન સરકારે તે પાછી ખેંચી લીધી હતી. અંગ્રેજ સરકારની મીઠાની ઉપજ ના ઘુખે તે માટે ઉપાયો યોજવા લખાઈ આવવાથી ૧૮૮૦ માં આ રાજ્યમાં મીઠાનો નિયમ કરી, અમરેલી પ્રાંત સિવાય બીજા પ્રાંતોમાં મીઠું બનાવવા અગર એકઠું કરવા તથા શુદ્ધ કરવા સામે પ્રતિબંધ કરવામાં આવ્યોછે, અને આવાં કૃત્યોને ગુન્હાઇત માની ફોજદારી રાહે શિક્ષા કરવાનું ધોરણ ઠરાવ્યુંછે.

---

## પ્રકરણ ૪૩ મું. દેવસ્થાન.

વડોદરા રાજ્યમાં દેવસ્થાન, પીરસ્તાન, સદાવ્રત, અન્નછત્ર વગેરે પ્રકારની ધર્માદાય તથા ધર્મ સંબંધી સંસ્થાઓ આવેલીછે, તેના નીચે પ્રમાણે ત્રણ વિભાગ કરી શકાય:—

૧. જે સંસ્થા સરકારની વ્યવસ્થા નીચે છે તે.
૨. જે સાર્વજનિક સંસ્થાઓની વ્યવસ્થા ખાનગી ગૃહસ્થો તરફથી થાયછે અને જેને રોકડ નિમણોક, બારખલી જમીન અગર ઇનામી ગામના સ્વરૂપમાં સરકાર તરફથી મદદ મળે છે તે.
૩. જે ધર્માદાય અગર ધર્મ સંબંધી સંસ્થાઓ સાર્વજનિક સ્વરૂપનીછે, પરંતુ જેને સરકાર તરફથી મદદ મળતી નથી તે.

ઉપર જણાવેલા પ્રકાર પૈકી પહેલામાં, મુખ્યત: ખાનગી ખાતાનાં દેવસ્થાનો તથા કારખાનાનો સમાવેશ થાયછે. આ પૈકી ઘણીખરી સંસ્થાઓ વડોદરા શહેરમાંછે. એવી કોઇ સંસ્થા નવસારી પ્રાંતમાં નથી. બીજા વિભાગમાં આવી શકે એવી એકંદર સંસ્થાઓ નવસારી પ્રાંતમાં ૬૯૫ છે. તે બધી મળીને સરકારમાંથી દર સાલ રોકડ રૂા. ૫૮૬૧-૧૩-૯ અને રૂા. ૧૯૮૧૪-૧૪-૪ આકારની જમીન ધર્માદા તરીકે વખતો વખત અપાએલીછે. આ સંસ્થાઓ પૈકી મુખ્ય નીચે પ્રમાણેછે:—

| ૧ નવસારી તાલુકો. | ૩ કામરેજ તાલુકો. |
|---|---|
| ૧ શ્રી. વિઠ્ઠલ મંદિર-નવસારી | ૬ શ્રી. લાલજી મહારાજ સેગવા |
| ૨ શ્રી. મુરલીધર મંદિર-વેસ્મા | ૭ શ્રી. લક્ષ્મી નારાયણ કામરેજ |
| ૩ જુમા મસીદ નવસારી | ૪ મહુવા તાલુકો. |
| ૪ શ્રી. ઠાકોર મંદિર-સીસોદરા | ૮ શ્રી. રામજી મંદિર-મહુવા |
| ૨ સોનગઢ તાલુકો. | ૫ માંગરોળ તાલુકો. |
| ૫ શ્રી. રામજી મંદિર-સોનગઢ | ૯ ગંજપીર વમરાવી |

આ સંસ્થાનોના હસ્તેવાળાના નામ મોબદલા બારખળી ખાતેથી થાયછે અને તેની વિગતવાર વ્યવસ્થા ઉપર દેખરેખ દેવસ્થાન ખાતેથી રહેછે. હિંદુ ધર્મની સાર્વજનીક સંસ્થાઓ પૈકી ઘણીખરી શિવ, વિષ્ણુ ઇત્યાદી દેવોનાં મંદિરોછે અને મહંમદી ધર્મની સંસ્થાઓ પૈકી ઘણીખરી મસીદો તથા પીરની દરગાઓછે. ૧૯૦૪-૦૫ સુધી આ સંસ્થાની વ્યવસ્થાઓ ઉપર બારખળી ખાતાની દેખરેખ રહેતી. ૧૮૯૧ મજકુર અને સૅટલમેન્ટ કમિશ્નર મહેરબાન ઍલીયટ સાહેબે, આ સંસ્થાઓના વહિવટ કરનારાઓએ મીલકતની યાદીઓ તથા હિસાબ કેવી રીતે તૈયાર કરવા, તેમજ તેની તપાસણી સરકારી અમલદારોએ કેવી રીતે કરવી, એ બદલ નીયમ કર્યાં હતા. તેમાં એવું ઠરાવ્યું હતું કે આ સંસ્થાઓના વહિવટ કરનારાઓએ પોતાના ઉત્પન્ન ખર્ચના હિસાબ લખી રાખવા અને ગામપંચ, વહિવટદાર, તથા નાયબ સુબા આગળ, અધિકાર પરત્વે તપાસણી માટે રજુ કરવા. વળી જે સંસ્થાનું ઉત્પન્ન દર સાલ રૂ. ૫૦૦) કરતાં વધારે હોય તેના વહિવટ કરનારાઓએ જમીન, દરદાગીના, કપડાંલત્તાં વગેરે સ્થાવર જંગમ મિલકતની નોંધો તૈયાર કરી રાખવી. ૧૮૯૫માં જે સંસ્થાઓનો વાર્ષિક ખર્ચ સરકારથી મળતી મદદ કરતાં ત્રણ ગણો અગર તે કરતાં વધારે હોય તે સંસ્થાઓને, ઉપર જણાવેલી શરતમાંથી બાતલ કરવામાં આવી હતી. વળી જે સંસ્થાની વાર્ષિક ઉપજ રૂ. ૫) હોય તેમને પણ એ ફરજમાંથી બાતલ કરવામાં આવી. માત્ર તેમને વિઝીટ બુક રાખવા ઠરાવવામાં આવ્યું હતું. પંચ દરોગા અને બીજા અમલદારો તપાસણી કરી, પૂજાસેવા બાબત દાખલો આપે તે તીજોરી અમલદાર પાસે રજુ કર્યેથી, જે તે સંસ્થાને નામે ચાલતી રોકડ નિમણોક, તેના હસ્તેદારને અદા કરવામાં આવતી હતી.

આ પ્રમાણે જે સંસ્થાઓને સરકારમાંથી મદદ મળતી હોય તેમની દેખરેખ તથા તપાસણી માટે તજવીજ થઈ હતી. જેમને સરકારમાંથી મદદ મળતી ન હોય એવી એટલે કે ઉપર જણાવેલી ત્રીજા પ્રકારની સંસ્થાઓ ઉપર બિલકુલ દેખરેખ નહોતી. પરંતુ સાર્વજનિક સંસ્થા સ્થાપન કરનારના ઉદ્દેશને અનુસરીને તે ચાલેછે કે નહિ, એ જોવાનું પણ સરકારનું કર્તવ્ય હોવાથી, ૧૯૦૪-૦૫ માં સાર્વજનિક સંસ્થાનો નિબંધ તથા ધર્માદા સાર્વજનિક મિલકત બાબતનો નિબંધ (સંવત ૧૯૬૧ નો ૬ઠ્ઠો તથા ૮મો) તેમજ તે અન્વયે નિયમ પસાર કરવામાં આવ્યા. આ નિબંધ અન્વયે ત્રીજા વિભાગવાળી સંસ્થાઓ સાથે હિત સંબંધ ધરાવનાર સખસો પૈકી એક અગર તે કરતાં વધારે સખસોની અરજ ઉપરથી, અગર તો કોઈ સાર્વજનિક સંસ્થામાં ઘણી ગેરવ્યવસ્થા ચાલેછે એવી પ્રાંતના સુબાની ખાત્રી થયા ઉપરથી, તે સંસ્થા સરકાર દેખરેખ

નીચે લઈ શકાયછે. બીજા વિભાગમાં આવતી એટલે કે સરકારમાંથી જેને રોકડ યા જમીનની મદદ મળતી હોય એવી સંસ્થાઓ પૈકી, જે સંસ્થાની ઉપજ દરસાલ રૂા. ૨૦૦) થી વધારે હોય, તે સંસ્થાના વહિવટ કરનારે ઉત્પન્ન તથા ખર્ચનું બજેટ રજુ કરી, મંજુર કરાવી લેવા તેમજ મિલકતની નોંધ કરી તે યોગ્ય અધિકારી તરફ રજુ કરવા, સાર્વજનિક સંસ્થાના નિયમથી ઠરેલુંછે, તે અન્વયે નવસારી પ્રાંતમાં બજેટ આપવાને પાત્ર એવી સંસ્થાઓ ૧૯૧૮-૧૯ આખરે ૯ હતી. આ પૈકી મુખ્ય નીચે પ્રમાણેછેઃ-

| (૧) નવસારી તાલુકો. | (૨) સોનગઢ તાલુકો. |
|---|---|
| ૧ શ્રી. વિઠ્ઠલ મંદિર-નવસારી. | ૩ શ્રી રામજી મંદિર-સોનગઢ. |
| ૨ શ્રી. ઠાકોર મંદિર-સીસોદરા. | |

**પાલ્ય પાલકઃ**—નાની ઉમ્મર, શરીરની અશક્તિ, મનની નબળાઇ વગેરે કારણથી પોતાના શરીર અગર મીલ્કતની વ્યવસ્થા કરવાને નાલાયક હોય, તેમના શરીરનું રક્ષણ તથા વ્યવસ્થા તેઓ લાયક થાય ત્યાં સુધી કરવાની સરકારની પ્રજાના પિતા તરીકે ફરજછે. આ ફરજ અદા કરવાનું કામ પહેલાં એક ખાતા તરફ ન છતાં જે ખાતા સાથે પાલ્યોનો સંબંધ હોય તે ખાતા મારફતે થતું હતું, જેમ કે ફોજખાતાનાં તાબાનાં ઘરાણાંના પાલ્યોની મિલકતની વ્યવસ્થા ફોજ ખાતેથી, ખાનગી ખાતા સાથે સંબંધ કરતા પાલ્યોની ખાનગી ખાતેથી, આસામદાર વતનદાર વગેરે પાલ્યોની સેટલમેન્ટ ખાતા તરફથી અને બાકીના રૈયત વર્ગના પાલ્યોની મુલ્કી ખાતેથી, વગેરે આ પ્રમાણે જૂદા જૂદા ખાતા તરફથી કામ થતું હોવાથી ધોરણસર કામ ચાલતું નહિ, તેથી તે મુલ્કીખાતાના એક ભાગ તરીકે રાખી બધા પાલ્યોની વ્યવસ્થા મુલ્કીખાતેથી રહેવા, નામદાર રોમેશચંદ્ર દત્ત એમની સૂચના ઉપરથી હુજુર હુકમ થયોછે, તે પ્રમાણે હવે બધી વ્યવસ્થા મુલ્કી-ખાતેથી રહેછે. પાલ્ય પાલક નિબંધ સન ૧૮૯૮ માં થયો હતો અને એ નિબંધ અન્વયે નિયમ સન ૧૯૦૬ માં થયો હતો.

નવસારી પ્રાંતમાં સન ૧૯૧૮-૧૯ આખરે પાલ્યોની સંખ્યા ૧૨ હતી, અને તેમની એકંદર મિલકત રૂા. ૬૮૩૦૧-૧૧-૯ ની હતી.

---

## પ્રકરણ ૪૪ સું. ન્યાય અને પોલીસ.

---

**જુની ન્યાય પદ્ધતઃ**—શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડની કારકીર્દી સન ૧૭૨૧ માં શરૂ થઇ, ત્યાર પછી લગભગ ૮૦-૮૨ વર્ષ સુધી શ્રીમંત ગાયકવાડ સરકારના મુલકમાં શાંતિ નહોતી. દેશમાં વારંવાર ટંટાફિસાદ, અને તોફાનો થયા કરતાં, તેથી એ સમયમાં દિવાની, ફોજદારી, ન્યાયાધિશીઓની રીતસરની સંસ્થાઓ હતી કે કેમ તે બાબત હકીકત મળી શકતી નથી. કૈલાસવાસી શ્રીમંત ગોવિંદરાવ મહારાજની કાર-કીર્દીમાં સન ૧૮૦૨ પછી, દેશમાં કંઇક શાંતિ થવા માંડી તે વખતે આખો મુલક ઇજારે અપાતો, અને ઇજારદારો જેમને કુમાવીસદારો પણ કહેવામાં આવતા, તે સંપૂર્ણ દિવાની અધિકાર ચલાવતા. સંવત ૧૮૭૦ પહેલાના હજુર ચોત્રાના કાગળ પત્રો ઉપરથી જણાય છે કે, તે સમયમાં ચોથાઈ બાબતની રકમો સરકારમાં જમે થતી હતી. તે ઉપરથી એમ

માલુમ પડેછે કે દિવાની કામોનો ન્યાય, ચોથાઈ રકમ લઈ ચોત્રા ઉપર કરવામાં આવતો હતો. એ ચોત્રા ઉપરના અમલદારને કોટવાળ અથવા ચોત્રા કામદાર કહેવામાં આવતો. એવા ચોત્રા, વડોદરા શહેર અને મહાલોમાં હતા. સંવત ૧૮૩૦ પહેલાં ફોજદારી કામ ચલાવવાની ન્યાયાધીશીઓ સંબંધે પણ એમ જણાય છે કે તે વખતના ઇજારદાર જે તે મહાલના સ્વતંત્ર માલીક હતા, અને મહાલનો વહિવટ ચલાવવાને તેમને કેટલીક કલમબંદીઓ ઠરાવી આપવામાં આવતી, તેથી ફોજદારી કામો પણ તેજ ચલાવતા હતા. આ ઇજારદારોની સત્તાના સમયમાં લોકને વ્યાજબી ઇનસાફ મળવા માર્ગ નહોતો તેથી રૈયત ઉપર ઘણો જુલમ થતો, કેમકે ઇજારદારો તથા ચોત્રા કામદારો સ્વાર્થપરાયણ હતા, અને ગમે તેમ કરીને લોકોને દંડી પૈસા કઢાવવા તરફજ તેમની નજર રહેતી. કરેજ વસુલ કરવાના દાવા શિવાય બીજા દાવા કરવાને તથા હલકા એટલે દંડની મઝે થઈ શકે એવા ગુન્હા સિવાયના બીજા ભારે ગુન્હાને માટે અરજદારને હજુરમાં જવું પડતું. સંવત ૧૮૫૮ થી ૧૮૭૫ સુધીમાં વડોદરા રાજ્યનો કારભાર કમીશનના હાથમાં હતો અને તેમાં પ્રમુખ રેસિડંટ હતા. તે સમયમાં પણ ન્યાય સંબંધી નવીન સંસ્થા સ્થાપવા કંઈ તજવીજ ન થતાં જુની રીત પ્રમાણે પંચાયતથી ગુન્હાના નિકાલ થતા, પરંતુ પાછળથી બીજા રેસિડન્ટ આવ્યા તેમને ન્યાય કરવાની આ રીત બરોબર લાગી નહિ, તેથી સ્પષ્ટ અધિકાર આપી એક ન્યાયાધીશી સ્થાપન કરવાની તેમણે ઇચ્છા દર્શાવી અને ઠરાવ્યું કે એ ન્યાયાધીશીના ફેંસલા લેખી થવા જોઇએ કે જેથી ચાલેલા કામનો રીતસર દાખલો રહે અને ઉપરી અમલદાર તે જોઈ ઇન્સાફ આપવામાં ચૂક થઈ હોય તો સુધારી શકે. આ કારણથી સંવત ૧૮૭૦ની સાલમાં, ન્યાય કચેરી સંબંધી પહેલવહેલી ગોઠવણ થઈ ત્યારે, ન્યાયખાતા સંબંધી કલમબંદીઓ પસાર કરવામાં આવી, અને ન્યાયની કચેરીઓ સ્થાપન કરવામાં આવી. આ કચેરીને " ન્યાયાધીશી " એવું નામ આપવામાં આવ્યું હતું. એ ન્યાયાધીશીને શરૂઆતમાં દિવાની તથા ફોજદારી કામો ચલાવવાનો અધિકાર આપવામાં આવ્યો હતો. સંવત ૧૮૮૯ની સાલમાં ન્યાયાધીશીમાં જે રીતથી કામ ચાલતું હતું તે બંધ કરી તે વખતના દિવાન વેણીરામભાઈ, ભાઉ પુરાણિક શિરસ્તેદારની મદદથી એ કામ કરતા હતા, પણ વેણીરામભાઈ પાસેથી દિવાનગીરી ગયા પછી ફરીથી ન્યાયાધીશીની સ્થાપના થઈ તેમાં શાસ્ત્રી અને કાજીની મદદથી કામ ચાલવા લાગ્યું. આ ન્યાયાધીશીને "હજુર ન્યાયાધીશી" અથવા "અવ્વલ" એટલે પહેલી ન્યાયાધીશી એવું નામ પણ આપવામાં આવ્યું હતું. આ ન્યાયાધીશી સંવત ૧૯૩૧ આખર સુધી કાયમ હતી એમ જણાયછે. વડોદરા શહેરમાં " દેવધર ન્યાયાધીશી " એ નામની ન્યાયાધીશી સંવત ૧૮૯૭ની સાલમાં સ્થાપવામાં આવી હતી. તેને " બીજી ન્યાયાધીશી " કહેતા. એમાં બે ન્યાયાધિશોની નિમણૂક હતી. " અવ્વલ ન્યાયાધીશીના " ઠરાવ ઉપર વિવાદ સાંભળવાનો એ ન્યાયાધીશીને અધિકાર હતો. વસ્તુતઃ મહારાજ આગળ એ વિવાદ સંભળાતો અને તેનો ચુકાદો નજરાણો લઇને નજરાણો આપનારના લાભમાં થતો હતો. પદ્ધતસર ન્યાય આપવાની શરૂઆત શ્રીમંત ખંડેરાવ મહારાજના વખતમાં થઈ.

તેમના વખતમાં સંવત ૧૯૨૧ માં દિવાની નિબંધ પસાર થયો, તેમાં વડોદરા

શહેર માટે પહેલી ન્યાયાધીશી, બીજી ન્યાયાધીશી અને ત્રીજી ન્યાયાધીશી એમ ત્રણ ન્યાયાધીશીઓ સ્થાપન કરવામાં આવી. પહેલી ન્યાયાધીશી આગળ સ્થાવર જંગમ સંબંધી ગમે તેટલી રકમની ફરીયાદ ચાલતી. બીજી ન્યાયાધીશી આગળ એવા દશ હજાર રૂપીઆ સુધીના દાવાની ફરીયાદ ચાલતી, અને ત્રીજી ન્યાયાધીશી આગળ પાંચ હજાર સુધીના દાવાની ફરીયાદ ચાલતી. સંવત ૧૯૨૭ ૨૮ ની સાલમાં શ્રી કૈલાસવાસી મલ્હારાવ મહારાજાની કારકીર્દીમાં વરિષ્ટ કોર્ટની સ્થાપના થઇ, તેમાં એક સ્વતંત્ર ન્યાયાધીશની નિમણુંક કરવામા આવી હતી. મહાલોની રૈયતને સંવત ૧૮૯૦ સુધી વડોદરા શહેરમાં દાવા કરવા આવવું પડતું. તે અડચણ દુર કરવા એ સાલમાં વહીવટદાર, કમાવિસદારને દિવાની લેણદેણની ફરીઆદો મહાલમાં ને મહાલમાં લેવાનો અધિકાર આપવામાં આવ્યો હતો, અને સંવત ૧૯૨૪ ની સાલમાં નવસારી પ્રાંત, ઉત્તર પ્રાંત તથા પશ્ચિમ પ્રાંતના સુબા તથા વહિવટદારો અને મહાલકારીઓને દિવાની અધિકાર આપવામાં આવ્યો હતો. સંવત ૧૯૨૬ માં દિવાની નિબંધ પસાર કરવામાં આવ્યો તેમાં પણ વહિવટદાર તથા મહાલકારીઓની કચેરીઓને ન્યાયાધીશીઓ ગણવામાં આવી હતી. સંવત ૧૯૧૭ ના ફાગણ વદી ૯ ના રોજ કૈ. ખંડેરાવ મહારાજે એક કલમબંદી કરી ફોજદારી ખાતાની સ્થાપના કરી, અને તેજ મિતીના રોજ ફોજદારી નિબંધ ૧ તથા ૨ પસાર થયા. એ ઉપરથી ફોજદારી ખાતાની રચના નીચે પ્રમાણે કરવામાં આવી હતીઃ—

(૧) "ફોજદારી ખાતાના મુખ્ય અધિકારી" એ નામથી એક મુખ્ય અમલદારની નિમણુંક કરવામા આવી, અને તેના હાથ તળે વડોદરા શહેરમાં ૬ ચણુત્રા કામદાર નિમવામાં આવ્યા, અને મહાલોમાં વહિવટદાર અને તેમના હાથ નીચેના કારકુનોને ફોજદારી કામ કરવાનું સોંપવામાં આવ્યું.

(૨) થાણદારને ફોજદારી હલકા ગુન્હા ચુકવવાનો અધિકાર આપવામાં આવ્યો.

(૩) પટેલને હલકી મારામારી, ગાળાગાળી, વગેરેના કામમાં ફોજદારી કામ ચલાવવાનો અધિકાર આપવામાં આવ્યો.

(૪) જમીનદાર તથા દુમાલદારને સનદ આપી તેઓને તેમના તાબાના ગામનો બંદોબસ્ત રાખી ફોજદારી હલકા ગુન્હાની ચોકસી કરવાનો અધિકાર આપવામાં આવ્યો.

આ પછી સં. ૧૯૧૯ની સાલમાં ફાગણ સુદી ૧ના રોજ ફોજદારી નિબંધ ૩જો પસાર થયો તે ઉપરથી ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ એ ચારે પ્રાંતમાં ફોજદારી ખાતામાં કામદારોની નિમણોકો કરીને તેમને " સર ફોજદાર " એવા હોદ્દા આપવામાં આવ્યા. હજુર ફોજદારી સ્થાપન થવાથી " ન્યાયાધીશી " કોર્ટનો ફોજદારી અધિકાર નીકળી ગયો અને ઈજારા વહિવટ આ વખતથી બંધ પડયો. સંવત ૧૯૨૮ ની સાલમાં વડોદરા તળમાં તથા પ્રાંતોમાં ફોજદારી ન્યાયાધીશીઓ કેટલી રાખવી તથા તેમને કેવા અધિકાર આપવા એ બાબત નિયમ ઠરાવવામાં આવ્યા હતા. એ નિયમ ઉપરથી જણાય છે કે વહિવટદાર, ફોજદાર, થાણદાર તથા પોલીસ પટેલને ફોજદારી ઈન્સાફ કરવાનો અધિકાર હતો. સરદાર, માનકરી વગેરે મોટા લોકો ઉપર ફોજદારી ફરીયાદ દાખલ કરવાને કોઈ પણ કોર્ટ પ્રથમ નહોતી, તેથી તેવી ફરીઆદ સરકાર

હજુર કરવી પડતી. પરંતુ સંવત ૧૯૧૯ પછી એવી ફરિયાદો સેનાપતિ ખાતામાં થવા માંડી, અને તેના ઉપર હજુરમાં વિવાદ કરવાનું હતું. પાગા અને સીબંદી શીલેદાર વગેરે લોકોએ રૈયતનો ગુન્હો કર્યો હોય તો તે બાબત તેના ઉપરી તરફ ફરીઆદ થતી, અને તે લોકો અંદર અંદર ગુન્હો કરે તો તેનો ઇન્સાફ પણ તેમના ઉપરી અધિકારી પાસે થતો. એ પ્રમાણે સંવત ૧૮૭૦ થી ૧૯૩૧ એટલે સન ૧૮૭૫ સુધી ન્યાયસંબંધી વ્યવસ્થા હતી.

**નવીન કારકીર્દીમાં ન્યાય પદ્ધતઃ**—ન્યાયની કચેરીઓનું સુધરેલી ઢબ પ્રમાણેનું હાલનું બંધારણ શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજ ગાયકવાડ ઈ. સ. ૧૮૭૫ માં ગાદીએ બેઠા ત્યાર પછી થયું. તેમાં વહિવટદારો પાસેથી દિવાની અધિકાર લઇ લેવામાં આવ્યા, અને ન્યાયખાતાની દેખરેખ નીચે ૫ પ્રાંત ન્યાયાધીશીઓ અને ૧૬ મહાલ ન્યાયાધીશીઓ મળી, ૨૧ સ્વતંત્ર ન્યાયાધીશીઓ સ્થાપન કરવામાં આવી. જ્યાં જ્યાં કામોનો બોજો વધારે જણાતો ત્યાં ત્યાં જોડીદાર તથા મદદ ન્યાયાધીશ નીમવાની પણ યોજના થઇ. તેમજ સરદાર દરકદાર લોકો માટે "સરદાર ન્યાયાધીશી" સ્થાપવામાં આવી. ફોજદારી કામો માટે પ્રાંત ન્યાયાધીશ અને સીટી જડજ એમને સેશન કોર્ટનો હોદ્દો આપવામાં આવ્યો. આમ થવાથી પ્રથમ સુબા તરફ કામ કમિટ થઇ, પછી સેશન કોર્ટમાં જતું હતું. પાછળથી એ વહિવટ બંધ થઇ બારોબાર સેશન કોર્ટમાં જતું હતું. નાયબ સુબાને પહેલા વર્ગનો, વહીવટદારને બીજા વર્ગનો અને અવલકારકુન મહાલ કરીને, ત્રીજા વર્ગનો ફોજદારી અધિકાર આપી, પહેલા, બીજા અને ત્રીજા વર્ગની ન્યાયાધીશીઓ સ્થાપન કરવામાં આવી. એ શિવાય શહેરમાં એક પહેલા વર્ગની ને એક બીજા વર્ગની ફોજદારી ન્યાયાધીશી સ્થાપવામાં આવી. આ વ્યવસ્થાથી લોકોને ન્યાય પોતાના ઘરને આંગણે અને જલદી મળવા લાગ્યો, તેમ ખર્ચનો પણ બચાવ થયો. સન ૧૮૮૧ થી ૧૮૮૯ દરમ્યાન જ્યાં જરૂર જણાઇ ત્યાં નવીન ફોજદારી અગર દિવાની કોર્ટ સ્થાપવામાં આવી, તેમજ લોકોની સગવડ સાચવવા માટે કે ઇતર કારણોને લીધે કોર્ટની હુકુમતના પ્રદેશની સીમામાં વધઘટ કરવામાં આવી. ત્યાર પછી કારોબારી અને ન્યાય ખાતાં જૂદાં પાડવાના હેતુથી સને ૧૮૯૦ ની સાલમાં ચોરંદા, પાદરા, ડભોઈ, સીનોર, કલોલ, મહેસાણા, સાવલી, બીલીમોરા, નવસારી, સોજીત્રા અને પેટલાદમાં સ્પેશીયલ મેજીસ્ટ્રેટ કોર્ટો ઉઘાડવામાં આવી, અને દહેગામ, કામરેજ અને ઓખામંડળ મુનસફને તેમની દિવાની હકુમતના પ્રદેશમાં ફોજદારી અધિકાર આપવામાં આવ્યો. છ મહિનાનો અનુભવ જોયા પછી હજુર હુકમ અન્વયે જે જગાએ મુલકી અમલદારને ઓછું કામ હોય, અને અમલદાર લાયક હોય, તે જગાએ સ્પેશીઅલ કોર્ટ બંધ કરવામાં આવી, અને વળી એમ પણ કરવામાં આવ્યું કે જે મુનસફને કામ ઓછું હોય તેની પાસેથી ફોજદારી કામ પણ લેવું. વળી જ્યાં મુનસફ અગર વહીવટદાર પાસેથી ફોજદારી કામ લેવાનું અનુકુળ ન હોય ત્યાં નવીન સ્પેશીઅલ કોર્ટ પણ ઉઘાડવામાં આવી. ત્યાર પછી વળી કેટલોક ફેરફાર કરી છેવટે વરિષ્ટ કોર્ટના નિવેદન ઉપર હુજુર હુકમ નં. ૫૧ તા. ૩-૨-૧૮૯૨ નો થયો, તેમાં એવું ફરમાન થયું કે જ્યાં બની શકે ત્યાં તાલુકાના મુનસફ પાસેથી તાલુકાનું ફોજદારી-કામ લેવું અને ના બને ત્યાં ખાસ ગોઠવણ કરવી.

વરિષ્ટ કોર્ટ પોતાની જવાબદારી ઉપર મુનસફોને નવીન અધિકાર આપવા અથવા લાયક હોય તેમને વધારી આપવા,' અને મુલકી અમલદારોને ફોજદારી કામનો અનુભવ રહે એ માટે યોગ્ય તજવીજ કરવી, તથા બનતા સુધી ફરતા માજીસ્ટ્રેટો રાખવા નહિ. પણ લોકોની સગવડ જોઇને કામનો બંદોબસ્ત કરવો. આ પ્રમાણે હુકમ થવાથી વરિષ્ટ કોર્ટ યોગ્ય ફેરફાર કરી કોર્ટોની નવી રચના તથા હકુમત બાબત વટહુકમ નં. ૨૩ સને ૧૮૯૧-૯૨ નો આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ કર્યો હતો. સને ૧૮૯૨-૯૩ માં મી. જે. આર. નેલરને સ્પેસીયલ જ્યુડીશીયલ કમિશનર તરિકે નીમવામાં આવ્યા હતા. તેમણે ન્યાયખાતાના બંધારણમાં કરવા જોઇતા ફેરફાર સંબંધી કરેલાં નિવેદન ઉપરથી હુજુર હુકમ થયો કે,

(૧) બની શકે ત્યાં સુધી દરેક મહાલે એક મુનસફ માજીસ્ટ્રેટ નીમવો.

(૨) આ મુનસફ માજીસ્ટ્રેટની કોર્ટ એક નક્કી કરેલે ઠેકાણે રહેવી જોઇએ.

(૩) આ કોર્ટ એવે ઠેકાણે રહેવી જોઇએ કે તે હકુમત નીચે રહેનાર લોકોને જેમ બને તેમ નજીક પડે.

(૪) દરેક મુનસફ માજીસ્ટ્રેટ હુશીઆરી અને ખંતથી કરી શકે તે કરતાં વધારે કામ તેને હોવું જોઇએ નહિ.

આ ઉપરથી ન્યાયખાતાના બંધારણમાં કેટલોક ફેરફાર થયો હતો. આ પ્રમાણે ૧૯૦૪-૦૫ માં હુજુર હુકમથી ન્યાય અને કારોબારી ખાતાં તદ્દન જૂદાં પડી ગયાં અને લોકોને ન્યાય જલદી, સોંઘો, અને નિર્મળ મળવાની વ્યવસ્થા થઈ.

**ન્યાયાધીશીઓ:**—સને ૧૮૭૫માં નવીન રાજ્યકારભાર શરૂ થયો ત્યારે રાજા સર ટી. માધવરાવની કારકીર્દીમાં વહીવટદારો પાસેથી અધિકારો લઇ નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણે ચાર ન્યાયાધીશીઓ સ્થાપવામાં આવી હતી.

(૧) નવસારી પ્રાંત ન્યાયાધીશી.
(૨) નવસારી મહાલ ન્યાયાધીશી.
(૩) કઠોર મહાલ ન્યાયાધીશી.
(૪) વ્યારા મહાલ ન્યાયાધીશી.

આમાં નવસારી પ્રાંત ન્યાયાધીશીને ફક્ત વિવાદ સાંભળવાનો અધિકાર હતો. સને ૧૮૯૦-૯૧માં નવસારી મહાલ ન્યાયાધીશી, વધારે કામ ન હોવાથી કમી કરી, તેની હકુમતમાં આવતાં કામો નવસારી પ્રાંત ન્યાયાધીશીએ ચલાવવાનું કર્યું. ત્યાર બાદ સ્પેશીઅલ જ્યુડીશિઅલ કમિશનર મી. જે. આર. નેલરના રિપોર્ટ ઉપરથી સને ૧૮૯૪ માં એમ ઠર્યું કે નવસારીમાં દિવાની દાવાનો નિકાલ કરી શકે એવો પહેલા વર્ગનો ફોજદારી ન્યાયાધીશ રાખવો અને તેણે પ્રાંત ન્યાયાધીશી મોકલે તે દિવાની દાવા ચલાવવા. આ પ્રમાણે સને ૧૯૧૧-૧૨ સુધી ચાલ્યું. અને ૧૯૧૧-૧૨માં ફરીથી નવસારી પ્રાંત ન્યાયાધીશીમાંથી દિવાની કામ નીકળી ગયું, અને નવસારીમાં સ્વતંત્ર મહાલ ન્યાયાધીશી થઇ. તાલુકાની વ્હેંચણીમાં નવસારી મહાલ ન્યાયાધીશીને નવસારી, ગણદેવી અને મુલસાણા, વ્યારા મહાલ ન્યાયાધીશીને સોનગઢ, વ્યારા, મહુવા, વાલોડ અને સાલેર, અને કઠોર મહાલ ન્યાયાધીશીને કામરેજ, વેલાછા અને માંકળ મહાલનાં દિવાની

દાવા ચુકવવાનો અધિકાર હતો. આ વ્યવસ્થા કંઇ કંઇ ફેરફાર સાથે સને ૧૯૧૯ સુધી કાયમ રહી. સને ૧૯૧૯માં પલસાણા મહાલ ન્યાયાધીશી નવી નીકળી એટલે હવે નવસારી, પલસાણા, કઠોર અને વ્યારા એ પ્રમાણે ૪ ન્યાયાધીશીઓ નવસારી પ્રાંતમાં થઇછે. એના અધિકારની સ્થળ, સીમા નીચે પ્રમાણેછેઃ—

(૧) નવસારી મહાલ ન્યાયાધીશીના તાબામાં, નવસારી ને ગણદેવી તાલુકા ઉપરાંત મહુવા તાલુકાના અનાવલ ટપ્પાનાં ૧૧ ગામ.

(૨) પલસાણા મહાલ ન્યાયાધીશીના તાબામાં, પલસાણા અને મહુવા તાલુકા પૈકી અનાવલ ટપ્પા સિવાયનો બાકીનો ભાગ.

(૩) કઠોર મહાલ ન્યાયાધીશીના તાબામાં, કામરેજ અને માંગરોળ તાલુકા.

(૪) વ્યારા મહાલ ન્યાયાધીશીના તાબામાં, સોનગઢ, વ્યારા ને સાલ્હેર તાલુકા.

**ટીપઃ**—પખવાડીયામાં ત્રણ દિવસ નવસારી મહાલ ફો. ન્યાયાધીશે ગણદેવી મહાલનું બીજા અને ત્રીજા વર્ગનું ફોજદારી કામ ગણદેવી જઇને, વ્યારા મહાલ ફો. ન્યાયાધીશે સોનગઢનું કામ સોનગઢ જઇને, કઠોર મહાલ ન્યાયાધીશે માંગરોળનું કામ માંગરોળ જઇને, અને સાલ્હેરનું ત્રીજા વર્ગનું કામ હંમેશાં સાલ્હેર થાણદારે જ કરવા ઠરેલું છે.

**દિવાની અધિકારઃ**—મહાલ ન્યાયાધીશીઓને પ્રથમ રૂા. ૩૦૦૦) સુધીના દાવા ચૂકવવાનો અધિકાર હતો તે વધારીને ૧૮૯૧માં રૂપીઆ ૫૦૦૦) થી ૬૦૦૦) સુધીના દાવા ચૂકવવાનો અધિકાર આપવામાં આવ્યો હતો. વળી ૧૮૯૬માં પાછો રૂા. ૭૦૦૦ સુધીનો અધિકાર આપ્યો ને પછી ૧૯૦૧માં રૂા. ૧૦૦૦૦) સુધીના દાવા ચૂકવવાનો અધિકાર મળ્યો, જે હજુ સુધી કાયમછે. નાયબ પ્રાંત ન્યાયાધીશીને રૂા. ૧૦૦૦૦) સુધીના દાવા ચૂકવવાનો અધિકાર આપવામાં આવ્યો ને હાલ તે ગમે તેટલી રકમના દાવા સાંભળી શકેછે. પ્રાંત ન્યાયાધીશોને રૂા. ૫૦૦) સુધીના નાના દાવા સાંભળવાનો અધિકારછે. મહાલ ન્યાયાધિશને અધિકાર મળ્યો હોય તો એકલાને રૂા. ૧૦૦) સુધીના અને યુગલમાં રૂા. ૩૦૦ સુધીના નાના દાવા ચૂકવવાનો અધિકારછે.

**ફોજદારી અધિકારઃ**—સને ૧૮૭૫ માં નવીન કારકીર્દી શરૂ થઇ તે વખતે હાલની માફક સ્વતંત્ર ફોજદારી કોર્ટો નહોતી, પણ વિભાગના નાયબ સુબાને પહેલા વર્ગનો, વહીવટદારને બીજા વર્ગનો અને અવલ કારકુન તથા મહાલકારીને ત્રીજા વર્ગનો અધિકાર હતો. તેઓ પોતાની હકુમતની સ્થળ સીમામાં અધિકાર ચલાવતા. શ્રીમંત મહારાજા સાહેબે રાજ્ય સત્તા પોતાના હાથમાં લીધા પછી કારોબારી કામ અને ફોજદારી કામ જેમ બને તેમ જૂદું પાડવાની તેમની ઇચ્છા થઇ, તેથી જ્યાં બની શકે ત્યાં સ્પેશીઅલ માજીસ્ટ્રેટની કોર્ટો ઉઘાડવામાં આવી, અને જ્યાં શકય હોય ત્યાં મહાલ ન્યાયાધિશોને ફોજદારી અધિકાર આપવામાં આવતા. આ ધોરણે ૧૮૮૫-૮૭માં કઠોર અને વ્યારા મુનસફને બીજા વર્ગના ફોજદારી અધિકારો આપવામાં આવ્યા હતા, અને ૧૮૯૦-૯૧માં નવસારી અને બિલીમોરામાં સ્પેશીઅલ માજીસ્ટ્રેટ વર્ગની કોર્ટો ઉઘાડવામાં આવી હતી, પણ તે પછી બીલીમોરાની કોર્ટ બંધ કરવામાં આવી હતી. સને ૧૮૯૨ ૯૩માં સોનગઢ તથા માંગરોળમાં સ્પેશીયલ માજીસ્ટ્રેટ વર્ગ ૨ એમણે જઇને

કામ કરવાનું હતું. સને ૧૮૯૩-૯૪માં વાઝપુર પેટામહાલમાં ત્રીજા વર્ગનો અધિકાર વધારી આપી ત્રીજા વર્ગનાં કામો ત્યાંજ ચલાવવાનું ઠરાવ્યું. ત્યારબાદ તા. ૨૭-૨ ૯૨ નાં રોજ પ્રસિદ્ધ થયેલા નં. ૨૨ના જાહેરનામાથી નવસારીમાં સ્પેશીઅલ માજીસ્ટ્રેટ વર્ગ ૧ની નવી કોર્ટ ઉઘાડવામાં આવી, અને તેણે નવસારી, ગણદેવી અને પલસાણા તાલુકાનાં ફોજદારી કામો ચલાવવાનું ઠરાવ્યું. તેમાં એવું ઠરાવ્યું હતું કે નવસારી તાલુકાનાં તમામ ફોજદારી કામ તથા ગણદેવી અને પલસાણા તાલુકાનાં પહેલા વર્ગના અધિકારનાં કામ નવસારીમાં, અને ગણદેવી તથા પલસાણા તાલુકાનાં બીજા અને ત્રીજા વર્ગનાં, ગણદેવી તથા પલસાણે અનુક્રમે જઇને, એ સ્પેશીયલ માજીસ્ટ્રેટે ચલાવવાં. કડોર અને વ્યારા મુનસફને પહેલા વર્ગના ફોજદારી અધિકાર આપવામાં આવ્યા, તેમાં એવું ઠરાવ્યું હતું કે કડોર, કામરેજ અને વેળાછા તાલુકાનાં સર્વ પ્રકારનાં ફોજદારી કામો, કડોર મુનસફ સ્પેશીયલ માજીસ્ટ્રેટે કડોરમાં, વ્યારા, મહુવા અને સોનગઢ તાલુકાનાં તમામ ફોજદારી કામ વ્યારા મુનસફ માજીસ્ટ્રેટે વ્યારામાં, અને વાંકળનાં કામ મહાલકારી માજીસ્ટ્રેટે ચલાવવાં. મુલકી અમલદારોનું ફોજદારી કામ કરવાનું જ્ઞાન તાજું રહે તેટલા માટે સને ૧૮૯૨માં એવો હુકમ કરવામાં આવ્યો હતો કે પહેલા વર્ગનાં અધિકારનાં ૫ અને બીજા વર્ગના અધિકારના ૫ મળી ૧૦ કામ દર સાલ વિભાગ ફોજદારી ન્યાયાધીશ તરફ મોકલવાં. સને ૧૮૯૫-૯૬માં એવો હુકમ કરવામાં આવ્યો હતો કે મુનસફ માજીસ્ટ્રેટોએ પોતાની ફાઇલ ઉપરનાં કામો પૈકી ૧૦ ટકા વહિવટદારો તરફ નિકાલ થવા મોકલવાં. ત્યાર પછી વળી એવો હુકમ થયો હતો કે મુનસફ માજીસ્ટ્રેટોએ ૨૫ ટકા ફોજદારી કામો નાયબ સુબા, વહીવટદાર, અને અવલકારકુન એમના તરફ એકંદર મોકલવાં, પરંતુ હાલમાં બારેક વર્ષથી એવી રીતે કામો મોકલવાનું ધોરણ બંધ કરવામાં આવ્યું છે. સને ૧૯૦૯ની સાલમાં આખા રાજ્યની કોર્ટોની હકુમત નવેસરથી નક્કી કરવામાં આવી, અને તે બદલ વરિષ્ટ ન્યાયાધીશથી જાહેરાત નં. ૨૨ તા. ૧૮-૪-૦૯ ની કાઢવામાં આવી હતી. પછી સને ૧૯૧૧માં હકુમતમાં પાછો કેટલોક ફેરફાર કરવામાં આવ્યો, અને પછી પાછો વરિષ્ટ ન્યાયાધીશની જાહેરાત નં. ૮૫ સને ૧૮-૧૯ અન્વયે કોર્ટોની હકુમતમાં કેટલોક ફેરફાર કરવામાં આવ્યો હતો.

---

## પ્રકરણ ૪૫ મું. પોલીસ અને તુરંગ.

**પૂર્વ વ્યવસ્થાઃ** -વડોદરા રાજ્યની પોલીસના ઇતિહાસના મુખ્ય ચાર ભાગ નીચે પ્રમાણે થઇ શકેઃ-(૧) ૧૮૬૦-૬૧ (સંવત ૧૯૧૭) પહેલાંનો વખત, (૨) ૧૮૬૦-૬૧ થી ૧૮૭૦-૭૧ (સંવત ૧૯૧૭ થી ૧૯૨૭), (૩) ૧૮૭૦ થી ૧૮૭૧ થી નવી કારકીર્દી સુધીનો સમય, અને (૪) નવી કારકીર્દી. આ પૈકી પહેલા સમયમાં ઇજારા વહિવટ ચાલતો. ઇજારદારો ફોજદારી તથા પોલીસ હકુમત ભોગવતા. દરેક ગામે વર્તણીઆ (રખા) રાખવામાં આવતા. તેઓ મુખીના તાબામાં રહી પોલિસ સંબંધી કામ કરતા. તેઓ ગામની સલામતી માટે તેમજ ધોરી રસ્તે જનાર મુસાફરોની સહીસલામતી

માટે પણ જવાબદાર ગણાતા. કેટલાંક ગામોના સમુદાય માટે થાણદાર રાખવામાં આવતા. તેમના તાબામાં મુખીઓ કામ કરતા. થાણદારનું મુખ્ય કામ પોલીસ અને ફોજદારી ન્યાયાધીશીને લાગતું હતું. તે ગુન્હાની તપાસ કરતો એટલુંજ નહિ પણ પોતાના અધિકારમાં આવે એવા ગુન્હાનાં કામ ચલાવી શિક્ષા કરતો અને અધિકાર બહારના ગુન્હા વહિવટદાર તરફ મોકલી આપતો. થાણદાર અને વહિવટદારના અધિકાર, હાલબંધી અગર હુજુરના પટાથી નિર્માણ થતા, પણ વાસ્તવિક રીતે તેઓ ફોજદારી કામમાં અધિકાર ઉપરાંત સત્તા વાપરતા. બીજા સમયમાં એટલે સને ૧૮૬૦ માં શ્રી ખંડેરાવ મહારાજે હજુર ફોજદારી ખાતું સ્થાપન કર્યું. મહાલના વહિવટદારના અધિકાર ઉપરાંતના ગુન્હાની ચોકસી વડોદરામાં આ ખાતું કરતું. ખુન અને એવા મહત્ત્વના ગુન્હાની ચોકસી હજુર ફોજદારી ખાતું કરતું, પણ છેવટનો હુકમ, દિવાન અગર ખુદ મહારાજ કરતા. હજુર ફોજદારીથી પોલિસ પટેલ સુધીના બધા અમલદારો પોલીસ તથા ફોજદારી બન્ને અધિકાર વાપરતા. તેઓ ગુન્હેગારોને શિક્ષા કરતા, એટલુંજ નહિ પણ પગલાં કાઢતા, અને ગુન્હેગાર તથા પૂરાવાનો તપાસ પણ કરતા. આ સમયમાં એક ફેરફાર એ થયો કે વહિવટદારના હાથ નીચે ફોજદાર અથવા ફોજદારી અવલકારકુન નીમવામાં આવ્યા. તે વખતના વહિવટદારોના હાથ નીચે ફોજદારી અવલકારકુન, મુલકી અવલકારકુન, દિવાની અવલકારકુન અને સેનાપતિ અવલકારકુન એ પ્રમાણે ચાર અવલકારકુનો હતા. દરેક અવલકારકુનો પાસે જૂદાં જૂદાં ખાતાનું કામ રહેતું. જે ખાતાનું કામ કરવા અવલકારકુન નિમ્યો હોય તે ખાતા તરફથી તેની નિમણોક થતી. ફોજદારી અવલકારકુનની નિમણોક હજુર ફોજદારી ખાતા તરફથી થતી. તેનું મુખ્ય કામ ગુન્હાની ચોકસી કરવાનું અને કાગળો તૈયાર કરી હજુર ફોજદારીમાં મોકલવાનું હતું. આવી રીતે તૈયાર કરેલાં કેટલાંક કામોમાં વહિવટદારની સહી થતી પણ જ્યાં તેનો મત, વહિવટદારથી જૂદો પડતો ત્યાં અવલકારકુન જૂદો રિપોર્ટ પણ કરી શકતો. પોલીસ અને ફોજદારી અધિકારીઓમાં સૌથી હલકા દરજ્જાના, એટલે મુખી અગર, પોલીસ પટેલનો અધિકાર, સવા રૂ. દંડ કરવાનો અને ચોવીસ કલાક સુધી કેદ કરવાનો હતો. મુખીથી ઉપલા દરજ્જાનો અમલદાર થાણદાર કે જેના તાબામાં કેટલાંક ગામોનો સમુદાય રહેતો તે પાંચ અને કેટલેક પ્રસંગે દસ રૂપીઆ સુધી દંડ અને આઠ દિવસની કેદની શિક્ષા કરી શકતો. થાણદારથી ઉંચા દરજ્જાનો અમલદાર વહિવટદાર ગણાતો અને તેનો અધિકાર સો રૂપિયા સુધી દંડ અને ત્રણ માસ સુધી કેદ કરવા જેટલો હતો. જે કામમાં પોતાના અધિકાર ઉપરાંત પણ છ માસની કેદ અને ૫૦ રૂ. દંડ કરતાં વધારે થઈ શકે એમ હોય તે કામમાં વહિવટદાર ગુન્હાની તપાસ કરી કાગળો સર ફોજદાર તરફ મોકલતા. સર ફોજદારોને શિક્ષાનો કંઇ અધિકાર નહોતો પણ પોતાના અભિપ્રાય સાથે તેઓ કામ હજુર ફોજદારીમાં મોકલી આપતા. હજુર ફોજદારી આગળ હાજર થવાની ફરજમાંથી, દૂર પલ્લાનાં લોકોને મદદ કરવાને, સર ફોજદારની નિમણોક કરવામાં આવતી. હજુર ફોજદારીનો અધિકાર એક વર્ષની કેદ, અને રૂ. ૧૦૦) રૂ. દંડ સુધી હતો. પોતાના અધિકારનાં કામમાં હજુર ફોજદારી છેવટ હુકમ કરી શકતી. પણ વાસ્તવિક રીતે અધિકાર બહારનાં કામમાં દિવાનને કાને હકીકત નાખી, હુકમ

સેવાનું પરિણામ એ થતું કે, અધિકાર બહારના કામમાં પણ, દિવાનના નામથી હજુર ફોજદારી શિક્ષા કરતી. હજુર ફોજદારી ઉપર અપીલ દિવાનને થતી, ઈજારા વહિવટ-શ્રી. ખંડેરાવ મહારાજાએ કાઢી નાખ્યો હતો તે સન ૧૮૭૦ થી ૭૫ સુધીના ત્રીજા સમયમાં પાછો દાખલ થયો. તેથી પોલીસ અને ફોજદારી સંબંધી પણ ૧૮૩૦ માં પહેલાં જે વ્યવસ્થા હતી, તે પાછી ફરી શરૂ થઇ. પરંતુ શ્રી મલ્હારરાવ મહારાજની કારકીર્દી પૂરી થવાના અરસામાં કેટલાક ફેરફાર કરવામાં આવ્યા, તેની રૂએ ફોજદારી ન્યાયાધીશોની ફરજ ઠરાવી, મહાલના મહત્વ પ્રમાણે તેમને અધિકાર આપવામાં આવ્યા. તેમાં વહિવટદારને ૭ માસની કેદ અને રૂા. ૧૦૦) દંડની શિક્ષા કરવાનો અધિકાર મળ્યો. ચોથા એટલે સન ૧૮૭૫ ૮૫ ના સમયમાં આધુનિક સુધારા દાખલ થઈ પોલીસ અને ફોજદારી વ્યવસ્થા જૂદી પાડવામાં આવી. દરેક પ્રાંતમાં પોલીસ કામ માટે પોલીસ નાયબ સુબા, વિભાગ માટે સર ફોજદારો, તાલુકા માટે સર ફોજદારો અને ટપ્પા અગર થાણા માટે નાયબ ફોજદારો નિમવામાં આવ્યા અને કેટલેક ઠેકાણે પોલીસ સિપાઈ તરીકે સીબંદીના લોકો કામ કરતા હતા, તેમને બદલે રીતસર ફ્રેસી-પોલીસ નિમવામાં આવી.

**જુની વ્યવસ્થા:**—સંવત ૧૯૧૪ ( સને ૧૮૫૭ ૫૮ )માં કેદીઓને રાખવા માટે વડોદરા શહેરમાં ચોતરા અને મહાલોમાં નાની તુરંગ હતી. ચોતરા તથા તુરંગોની સ્થિતિ પહેલાં હાલના જેવી સારી નહોતી. તેમાં સ્વચ્છતા માટે કંઇ તજવીજ રહેતી નહિ. તેમ કેદીના ખોરાક, અનુશાસન વગેરે માટે પણ કંઇ સંતોષકારક વ્યવસ્થા ન હતી. હલકા અને ભારે ગુન્હા કરનાર તેમ દિવાની અને રાજકીય કેદીઓ એ બધાને ભેગા પૂરવામાં આવતા. કેદીઓને ભારે બેડીઓ, લઠ્ઠા વગેરે ઘાલવામાં આવતા. અને કેટલીક વખતે તો ઢોરની પેઠે એક સાંકળે ઘણા કેદીઓને બાંધી મુકવામાં આવતા. કેદીઓ પાસે વ્યવસ્થિત રીતે મજુરી કરાવવાને કંઇ સવડ ન હતી. તેમને ખોરાકી માટે ખર્ચ થાય તે કેદીઓની મીલ્કતમાંથી અગર તેમના સગાવહાલા પાસેથી વસુલ કરવામાં આવતું.

**નવી વ્યવસ્થા:**—મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના વખતમાં સુધારા થયા ત્યાં સુધી ઘણેખરે ઠેકાણે તુરંગોની સ્થિતિ અસંતોષકારક હતી. નવી કારકીર્દીમાં તુરંગને લાયક મકાનો બંધાયાં, એટલુંજ નહિ પણ કેદીઓની તંદુરસ્તી પાછળ પણ લક્ષ આપવાનું શરૂ થઇ, તેમની ખોરાકી, મજુરી વગેરે બદલ પણ નિયમન થયું. પ્રાંતના તળ ઠેકાણે નવસારીમાં સન ૧૮૮૦માં રૂા. ૪૭૭૮૮ને ખરચે પ્રાંત તુરંગ બાંધવામાં આવી હતી. દરેક મહાલે મહાલ કચેરીને અંગે તાલુકા તુરંગ ( લૉકપ ) બાંધવામાં આવીછે. એક માસની સજા સુધીના કેદીઓને મહાલ તુરંગમાં અને તે ઉપરાંત પણ બે વર્ષની અંદરની સજાના કેદીઓને નવસારી પ્રાંત તુરંગમાં રાખવામાં આવેછે; અને તે ઉપરની સજાના કેદીઓને વડોદરા સેન્ટ્રલ જેલમાં મોકલવામાં આવે છે. પ્રાંત તુરંગમાં કેદીઓ પાસે વણાટકામ, નેતરકામ, બાગકામ વગેરે નિયમિત રીતે લેવામાં આવેછે.

વર્ગો જે કેદીઓ સારી વર્તણુંકના હોઈ પોતાનું કામ સારી રીતે કરતા હોય

તમને માર્ક સીસ્ટમનો લાભ મળે એના અર્થે માર્ક સીસ્ટમ, પ્રાંત તુરંગમાં દાખલ કરવામાં આવેલીછે તેને લીધે તેમણે મેળવેલા માર્કના પ્રમાણમાં તેમની સજાના કંઇ ભાગની માફી મળી, તેમને જલદી છોડવામાં આવેછે તુરંગનું મકાન સુરક્ષિત છે કે તેમાં કંઇ ફાગફુગી અગર સુધારા વધારાની જરૂરછે તે તપાસી જાહેર કરવા મદદ એક કમિટી કાયમની નિમવામાં આવેલીછે તે પ્રત્યેક વર્ષે એકવાર મળી, તુરંગનું મકાન બારીકાઇથી તપાસી યોગ્ય લાગે તેવી સૂચનાઓ કરેછે અને તે પછી બને તેટલો તેનો અમલ કરવામાં આવેછે

નવસારી પ્રાંત જેલમાં છેલ્લા દશ વર્ષની સરેરાશ ઉપરથી વાર્ષિક કેદીની સંખ્યા ૩૪ આવેછે અને તાલુકાની બધી લૉકઅપોમાં મળીને સરેરાશ ૧૩ આવેછે

## પ્રકરણ ૪૬ મું. (૧) સ્થાનિક સ્વરાજ્ય

**ગામપંચાયત** —જુના વખતમાં ગામની અંતર વ્યવસ્થા મુખી તથા બીજા આગેવાનો જોતા. તે વખતની સરકાર, ઘણું કરીને મહેસુલની રકમ એક આંકડે આગેવાનો પાસેથી વસુલ કરી લેતા ઉપરાંત, ગામની અંતર વ્યવસ્થામાં કંઇ હાથ ઘાલતી નહિ. ગામના આગેવાનો પોતાનામાં ઉઘરાણું કરી અગર બધાની પાસે વારા ફરતી મજૂરી લઇ ગામની હાજતો પૂરી પાડતા ગામની તકરારોનો ઇનસાફ પણ ગામમાંજ ચૂકવાતો ટુંકામાં દરેક ગામ એક નાના સરખા રાજ્યની પેઠે સ્વરાજ્ય ભોગવતું પણ જ્યારથી રિયોટી વહિવટ દાખલ કરી, સરકારે દરેક ખાતેદાર પાસેથી તેના મહેસુલની રકમ પરભારે ઉઘરાવી લેવાનું શરૂ કર્યું, ત્યારથી ગામની અંદરના સ્વરાજની આ પ્રાચીન વ્યવસ્થા ધીમે ધીમે શિથિલ થતી ચાલી, અને હવે ઘણે ખરે ઠેકાણે નહિ જેવી થઇછે વડોદરાના હાલના પ્રજાપ્રિય અને દીર્ઘ દ્રષ્ટિવાળા મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે હિંદુસ્તાનમાં ઇતર ઠેકાણે થયેલી સ્થાનિક સ્વરાજ્યની ખરાબી ધ્યાનમાં રાખી, પોતાના રાજ્યમાં સર્વે સૅટલમેન્ટ વખતે એવો પ્રકાર ન બને એટલા માટે ગ્રામ્ય વ્યવસ્થાની પ્રાચીન રીત બને તેટલે દરજ્જે કાયમ રાખવા ખાસ આજ્ઞા કરી હતી આના પરિણામે ગામ નોકરોની જુની પદ્ધત કાયમ રહી, એટલુંજ નહિ પણ ગામના લોકોની કેળવણી માટે ગ્રામ્ય શાળાઓ સ્થાપન કરી, શિક્ષકો નિમવામાં આવ્યા તે પણ ગામ નોકરોમાં ગણવામાં આવ્યા વળી ગામ કામ કરનાર પટેલ, તલાટી તથા શાળાના શિક્ષક સિવાયના બીજા સભાસદો ચુંટણીથી નિમાય તો પક્ષપાતને માટે જગો ન રહેતા, લાયક માણસો આગળ આવી શકે, અને ગામ પંચાયતથી ચઢતા દરજ્જાની બીજી સંસ્થાઓ માટે સભાસદો ચુંટવાના કામમાં લોકોને સારી કેળવણી મળે, તેમ પોતાને કયું કામ કરવાનું છે, એ વિષેની પંચાયતના સભાસદોને સ્પષ્ટ રીતે બોધ થાય એ હેતુથી, સને ૧૯૦૪માં કરેલા ગામ પંચાયત સબંધી નિયમ પ્રમાણે દરેક ગામે પંચાયત નીમી શકાય છે જ્યાં ગામની વસ્તી ઘણીજ થોડી હોય, ત્યાં એમ કરતા વધારે ગામનો જથ્થો બાંધી તેમને માટે મજીઆરી પંચાયત નીમી શકાયછે ગામ પંચાયતના સભાસદો કમીમાં કમી ૫ અને વધારેમાં વધારે ૯ હોઇ શકેછે તેમાંના અડધા, વિભાગના નાયબ સુબા તરફથી

નીમવામાં આવેછે, અને બાકીના, ગામ લોકો ચુંટી કાઢેછે. ગામપંચાયતનો અધ્યક્ષ ગામનો પટેલ ગણાયછે, અને તલાટી અને મહેતાજી હોદ્દાની રૂએ સભાસદો ગણાયછે. એક વખત નિમાયેલી પંચાયત ત્રણ વર્ષ સુધી કાયમ રહેછે, અને દર ત્રીજે વરસે નવી પંચાયત નિમાય છે. ગામ પંચાયતનું મુખ્ય કર્તવ્ય ગામની સ્વચ્છતા તથા આરોગ્ય સંરક્ષણું સંબંધી કામ જોવાનું છે. દિવાની દાવા તથા ફોજદારી ફરિયાદો ચુકવવાનું કામ પણ તે કરી શકેછે અને ચોગ, દેવસ્થાન, કુવા, તળાવ, શાળા, ડબ્બા, ગામ નોકર વગેરે ઉપર દેખરેખ રાખી શકે છે. પંચાયત દર મહીને ભરાય છે. નવસારી પ્રાંતમાં સંવત ૧૯૬૨માં ૪૫૫ ગામ પંચાયતો હતી તે વધીને સંવત ૧૯૭૫માં નીચે પ્રમાણે ૪૭૬ થઇ હતી:—

| તાલુકો | ગામપંચાયતની સંખ્યા | તાલુકો | ગામપંચાયતની સંખ્યા |
|---|---|---|---|
| નવસારી | ૫૯ | મહુવા | ૫૫ |
| ગણદેવી | ૨૮ | માંગરોળ | ૬૯ |
| પલસાણા | ૪૫ | વ્યારા | ૯૧ |
| કામરેજ | ૬૧ | સોનગઢ | ૬૮ |

ગામ પંચાયતને ફળ હરરાજી, ઘાસ હરરાજી, ડબા ફી, ફરજીઆત દંડ, ફિરાયું વગેરે ઉત્પન્નની બાબતો સરકારે સોંપેલી છે. એ ઉપરાંત ખર્ચ માટે વિશેષ રકમ જોઇએ તો સરકાર મંજુરીથી કર નાખીને ગામ પંચાયત ઉત્પન્ન કરી શકે છે. જે કામો મહાલ પંચાયત, ગામ પંચાયત મારફત કરાવે છે, તેની રકમ મહાલ પંચાયત, ગામપંચાયતને આપેછે.

**મહાલ પંચાયતઃ**—પ્રથમ ગામ પંચાયતો સ્થાપન થયા પછી દરેક મહાલે મહાલ પંચાયત અને આખા પ્રાંત માટે પ્રાંત પંચાયત સ્થાપન કરવા તજવીજ થઇ હતી. એ બાબત ૧૯૦૪ માં પંચાયત સંબંધી નિબંધ તથા નિયમ કરવામાં આવ્યા હતા. તાલુકા પંચાયતમાં અડધા સભાસદો ચુંટણીથી પસંદ થાયછે, અને અડધા સરકાર તરફથી નિમાયછે. પંચો ચુંટવા માટે તાલુકાનાં ગામોના જથ્થા પાડવામાં આવેછે, અને દરેક જથ્થામાંથી એક સભાસદ ચૂંટી કાઢવામાં આવેછે, આ ચુંટણી ગામ-પંચાયતોના મતાધિકારીઓ કરેછે. વળી તાલુકામાં સુધરાઈ અથવા વિશિષ્ટ પંચાયત હોય તો તેના તરફથી પણ એક સભાસદ ચુંટાઇ આવેછે. સરકારે નિમવાના સભાસદો પૈકી, અડધા સરકારી નોકરો અને અડધા રૈયત પૈકીના, હોયછે. વિભાગના સંદર સ્ટેશન-માં નાયબ સુબા, અને બીજે ઠેકાણે મહાલના વહિવટદાર, તાલુકાના પંચાયતના પ્રમુખ તરીકે કામ કરેછે. નવસારી પ્રાંતના દરેક તાલુકામાં ચુંટાયેલા તથા નિમાયેલા સભા-સદો કેટલાછે તે નીચેનું પત્રક બતાવેછેઃ—

| તાલુકો | ચુંટેલા | નિમેલા | કુલ. |
|---|---|---|---|
| કામરેજ | ૯ | ૯ | ૧૮ |
| નવસારી | ૯ | ૯ | ૧૮ |
| ગણદેવી | ૬ | ૬ | ૧૨ |
| પલસાણા | ૭ | ૭ | ૧૪ |

| | | | |
|---|---|---|---|
| મહુવા | ૭ | ૭ | ૧૪ |
| માંગરોળ | ૮ | ૮ | ૧૬ |
| વ્યારા | ૮ | ૮ | ૧૬ |
| સોનગઢ | ૮ | ૮ | ૧૬ |

**પ્રાંતપંચાયત**:—પ્રાંતપંચાયત માટે દરેક મહાલ પંચાયત એક એક સભાસદ ચુંટી કાઢેછે તેમ દશ હજાર અને તે ઉપરાંતની વસ્તીવાળા ગામની સુધરાઇઓ પણ એક એક પંચ ચુંટી કાઢેછે. પ્રાંતમાં ઈનામી ગામ ધારણ કરનારા હોયતો તેમના તરફથી પણ એક પંચ ચુંટાઈ આવેછે. આ પ્રમાણે એકંદર દશ પંચો નવસારી પ્રાંતે ચુંટાય છે અને બાકીના દશ સરકાર તરફથી નિમાયછે. સરકારથી નિમવાના પંચો પૈકી નિમે સરકારી નોકરો અને નિમે ખાનગી ગૃહસ્થો હોયછે. પ્રાંતના સુબા પ્રાંતપંચાયતના અધ્યક્ષ હોયછે, પ્રાંતપંચાયત દર સાલ બજેટ મંજુર કરી મહાલ પંચાયતોને જોઇતી રકમો ફાળવી આપેછે. દરેક તાલુકામાં મહાલ પંચાયતના તાબામાં ઓવરસીયરો રાખેલા હોયછે, તેઓ મહાલ પંચાયતે મંજુર કરેલાં કામનાં ઍસ્ટીમેટ પ્લેન તૈયાર કરી, પ્રાંત પંચાયત તરફ મંજુર થવા મોકલેછે.

**પચાયતનાં કર્તવ્યઃ**— પંચાયતોને ગામની સ્વચ્છતા સંબંધી, પ્લેગ, કૉલેરા વગેરે રોગોના અટકાવ સંબંધી, આરોગ્યતા સંબંધી, ઢોરોમાં ફેલાતા ચેપી રોગ સંબંધી, શીતળા ટંકાવવા સંબંધી, સાર્વજનિક બગીચા સંબંધી, દેવસ્થાન ધર્માદાની વ્યવસ્થા સંબંધી, સરકારી કે સાર્વજનિક રસ્તા કરાવવા સંબંધી, કુવા તળાવ ખોદાવવા કે દુરસ્તી સંબંધી, ચોરા ધર્મશાળા વગેરે બંધાવવા કે દુરસ્ત કરાવવા સંબંધી, બીજ, પેઢી, મોડલફાર્મ, અનાજનો સંગ્રહ વગેરે ખેતીવાડી સંબંધી, યોજનાઓ ચનાવવા કે તે ઉપર દેખરેખ રાખવા સંબંધી વગેરે કામો કરવાનું સોંપવામાં આવેલુંછે. તેમજ એ કામોને અંગે થતા, પંચાયતોને મળવાની લોકલસેસ વગેરે ઉત્પન્નનો હિસાબ પણ પંચાયતો રાખેછે. નવસારી પ્રાંતમાં સંવત ૧૯૬૨ ની સાલમાં ૮ મુખ્ય મહાલે અને બે પેટામહાલે મળી, ૧૦ મહાલ પંચાયતો હતી. પરંતુ પેટા મહાલો કમી થવાથી હાલ ૮ મુખ્ય મહાલોએ ૮ મહાલ પંચાયતો છે. એ મહાલ પંચાયતો બે ભાગમાં વહેંચી નાખવામાં આવેલીછે, વ્યારા વિભાગ અને કામરેજ વિભાગ. વ્યારા વિભાગમાં નવસારી, વ્યારા, સોનગઢ અને મહુવા અને કામરેજ વિભાગમાં કામરેજ, માંગરોળ, ગણદેવી, અને પલસાણા આવેછે.

**પંચાયતે કરેલાં કામઃ**—નવસારી પ્રાંતમાં પંચાયતે સંવત ૧૯૭૫ આખર સુધીમાં, રૂા. ૧,૦૬૩૦૬ નું ખરચ કરીને ૬૯ મોટા રસ્તા નવા કર્યાંછે, અને રૂા. ૫૩૫૧૦ નું ખર્ચ કરીને ૫૬ મોટા રસ્તાની દુરસ્તી કરીછે. છેલ્લાં ૧૩ વરસમાં નાના મોટા મળીને ૨૯૭ નવા રસ્તા કરવામાં આવ્યાછે તથા ૫૮૩ રસ્તાની દુરસ્તી કરવામાં આવીછે, અને તે પાછળ કુલ ખર્ચ રૂા. ૩,૨૮૯૯૮ કરવામાં આવ્યુંછે. ઈંટ ચૂનાના પાકા મોટા ચોરા છેલ્લાં ૧૩ વર્ષમાં ૨૬ નવા કરવામાં આવ્યાછે અને તેની પાછળ રૂા. ૨૮૪૪૯ ખરચ કરવામાં આવ્યોછે, વળી ૨૫ મોટા ચોરાની દુરસ્તી કરીછે તેની પાછળ રૂા. ૨૧૦૭૬ ખરચ્યાછે. કામડાના નાના, અને ઈંટ ચુનાના મોટા, મળી કુલ

૭૬ નવીન ચોરાઓ કર્યાછે, અને ૨૧૦ ચોરાની દુરસ્તી કરીછે. જેની પાછળ કુલ ખર્ચ રૂ. ૧,૪૭૦૬૧ થયોછે. ૧૪૮૮ ચોરા ઉપર નળીયાં ચળાઇ રૂ. ૯૬૮૯ ખરચ કરવામાં આવ્યાછે. રૂ. ૪૯૦૭૦ ના ખરચે ૫૯ મોટા કુવાઓ નવીન કરવામાં આવ્યાછે, અને ૬૧૦ કુવા દુરસ્ત કરાવ્યાછે, તેની પાછળ એકંદર ખર્ચ રૂા. ૧,૬૬૨૫૫ થયુંછે. આ બધું ખર્ચ લોકલસેસની રકમમાંથી કરવામાં આવ્યુંછે. વળી શ્રીમંત સરકાર મહારાજા સાહેબની સીલ્વર જ્યુબીલી પ્રસંગે મળેલી ગ્રાંટમાંથી રૂા. ૧,૨૧૮૭૬ ના ખરચે ૧૪૯ કુવા નવીન કરાવવામાં આવ્યાછે. નાના મોટા મળીને ૭ હવાડા બાંધવામાં આવ્યાછે અને તેની પાછળ કુલ ખર્ચ રૂા. ૧૬૨૮ થયુંછે, તેમજ ૮ હવાડા દુરસ્ત કરાવ્યાછે, જેનું ખર્ચ રૂા ૧૧૩૮ થયુંછે. રૂા. ૩૮૦૪ ના ખરચે ૧૬ નવીન તળાવ કરાવ્યાંછે, અને રૂા. ૧૯૩૦૦ ના ખર્ચથી ૪૫ તળાવોની દુરસ્તી કરાવીછે. વળી જ્યુબીલી ગ્રાંટની રકમમાંથી રૂા. ૧૩૮૦૦ ના ખર્ચથી એક તળાવ નવીન કરાવ્યુંછે. આ ઉપરાંત ઈજનેર ખાતાનાં જે કામો પંચાયત સંસ્થાને સોંપવામાં આવ્યા હતાં અને જે પંચાયતે કરાવ્યાં હતાં તે નીચે પ્રમાણે હતાં:—

(૧) બે નવીન રસ્તા કરાવ્યા, અને ૫૦ રસ્તાની દુરસ્તી કરાવી તેની પાછળ રૂા. ૪૩૫૮૬ ખર્ચ થયું.

(૨) ૧૩ નિશાળોની દુરસ્તી રૂા. ૨૧૦૯ ના ખરચે કરાવી.

(૩) એક નવીન પોલીસ ચોકી કરાવી અને ૯ ની દુરસ્તી કરાવી, તેની પાછળ રૂા. ૪૭૫૦ ખર્ચ થયું.

(૪) એક આબકારી ચોકીની દુરસ્તી રૂા. ૪૭ ના ખરચે કરી.

(૫) એક કાંસની દુરસ્તી રૂા. ૪૭ ના ખરચે કરાવી.

**ઉત્પન્ન ખર્ચ**:—સંવત ૧૯૬૨ માં નવસારી પ્રાંતની પંચાયત સંસ્થાઓનું કુલ ઉત્પન્ન રૂા. ૭૭૦૧૯ થયું હતું તે વધીને સંવત ૧૯૬૫ માં રૂા. ૪,૭૩૦૧૫ થયું હતું. પછી સંવત ૧૯૬૬ માં તે એકદમ ઘટી જઈને રૂા. ૧,૭૭૧૬૯ થયું હતું, પરંતુ ત્યારપછી દરસાલ વધઘટ થતાં છેવટે સંવત ૧૯૭૪ ની સાલમાં રૂા. ૩,૮૯૫૩૬ નું ખર્ચ થયું હતું. સંવત ૧૯૬૨ માં રૂા. ૬૦૭૩૫ નું ખર્ચ થયું હતું અને તે બીજી સાલ ૧,૫૦૦૦૯ જેટલું થયું હતું અને પછી તેની પછીની સાલે વધીને રૂા. ૨૦૦૭૮૧ જેટલું થયું, પછી દરસાલ વધઘટ થઈ. સંવત ૧૯૭૩ ની સાલમાં ફક્ત ૬૬૩૨૦ રૂપીઆ ખર્ચ થયું હતું પણ પછી સંવત ૧૯૭૪ ની સાલમાં એકદમ વધીને રૂા. ૨,૨૭૯૦૮ જેટલું થયું હતું.

**સુધરાઈ અને વિશિષ્ટ પંચાયતો**:—નવસારી સુધરાઈ—નવી કારકીર્દી પહેલાં રાજ્યમાં વડોદરા શહેર અને નવસારી કસ્બા સિવાય બીજે કોઈ ઠેકાણે સુધરાઈ જેવી કંઇ વ્યવસ્થા હોવાનું જણાતું નથી. નવસારીમાં આગેવાન પારસી વગેરે સુખાકારી સાથે સંબંધ ધરાવતા લોકોને, ખાડા પડેના, તથા ધુળવાળા રસ્તા અને રાતે અંધારૂ પસંદ નહિ પડવાથી તેમણે સં. ૧૯૧૯ ( સન ૧૮૬૩ )ના અરસામાં સુધરાઈ માટે હીલચાલ શરૂ કરેલી જણાયછે. ખર્ચને માટે કેટલીક જણસો ઉપર હક લેવાનો ઠરાવી, કેટલાક સભાસદો રૈયત તરફથી અને કેટલાક સરકાર તરફથી નીમી સુધરાઈની વ્યવસ્થા

ચલાવવાનું એ સાલથી નક્કી થયું હતું અને તે વખતના સર ફોજદારી કામદાર મુંળચંદ મકનદાસને સભાના અધ્યક્ષ નિમવામાં આવ્યા હતા. આ પ્રમાણે નવસારી પ્રાંતમાં જૂનામાં જૂની સુધરાઇ હોવાનું માન નવસારી કસ્બાએ લીધેલું છે.

**બીજી સુધરાઇઓ**:—૧૮૭૫ પછીની નવી કારકીર્દીમાં કસ્બાની સ્વચ્છતા તરફ વધારે લક્ષ અપાવા લાગ્યું, ત્યારે તેને માટે જોઇતાં નાણાં માટે સરકાર તરફથી કેટલાક કસ્બાઓને તેમની વસ્તીના દર શખ્સ દીઠ ૦-૪-૦ પ્રમાણે રકમ આપવાનું શરૂ થયું. આ ઉપરાંત વિશેષ કામો માટે ખાસ વધારાની રકમ પણ મદદ તરીકે અપાતી. આ પ્રમાણે નવસારી કસ્બાને સને ૧૮૮૦-૮૧માં હરેલ ધોરણે આપવાના રૂા. ૩૭૫૦ ઉપરાંત વિશેષ મદદ તરીકે રૂા. ૯૮૨૯ અપાયા હતા. પ્રથમ દર માણસે ૦-૪-૦, આપવા ઠર્યા હતા, પણ ૧૮૯૨માં એવો હુકમ થયો હતો કે જ્યાં ૦૦૦ કરતાં વધારે વસ્તી હોય ત્યાં દર માણસે ૦-૮-૦ પ્રમાણે ગ્રાન્ટ આપવી. આવી રીતે મળેલી રકમ સ્વચ્છતા, રોશનઇ વગેરે સુધરાઇના કામમાં સરકારે નિમેલી કમિટીને હસ્તક ખરચાતી. નવસારી પ્રાંતમાં નવસારી, બીલીમોરા, ગણદેવી, કઠોર, વ્યારા અને સોનગઢમાં આ પ્રમાણે સુધરાઇઓ ચાલતી હતી. નવસારી સિવાય ઇતર ઠેકાણે લોકોને સુધરાઇ સંબંધે ખાસ કંઇ કર આપવા પડતા નહોતા, તેમ કંઇ ખાસ હક પણ નહોતા. સરકાર સુધરાઇનું ખર્ચ આપતી અને વ્યવસ્થા પણ સરકાર ચલાવતી.

**સ્વરાજ્યનો હક**: રાજ્યમાં પંચાયત સંસ્થા દાખલ કરવા ૧૯૦૩-૦૪ માં ઠરાવ્યું, તેજ વખતે સુધરાઇઓમાં પણ ચુંટણીથી સભાસદો નિમવાનું તત્વ દાખલ કરી સુધરાઇઓને પણ સ્વરાજ્યનો કંઇક હક આપવા શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમણે નિશ્ચય કર્યો હતો. જે સુધરાઇઓને સ્વરાજ્યનો હક આપવામાં આવ્યો તે, "બ" વર્ગ સુધરાઇ એવી સંજ્ઞાથી અને જે પ્રથમ પ્રમાણે સરકારથી ચાલુ રાખવામાં આવી તે "અ" વર્ગ સુધરાઇ એવી સંજ્ઞાથી ઓળખાવા લાગી. 'બ' વર્ગ માટે વડોદરા શહેર અને બીજી આઠ સુધરાઇઓ પસંદ કરવામાં આવી હતી. તેમાં નવસારી પ્રાંતમાંથી નવસારી અને ગણદેવી એ બે પસંદ થઇ હતી. પહેલાં વસ્તીના દર પ્રમાણે ૦-૪-૦ અગર ૦-૮-૦ પ્રમાણે જે રકમ અપાતી હતી તે બંધ કરી તેને બદલે તેટલીજ ઉપજ આવે એવાં ઉત્પન્નનાં સાધન બ વર્ગ સુધરાઇઓને આપવામાં આવ્યાં, પણ ત્યાં ખરચ કરતાં ઉપજ કમી થતી હોવાથી સરકાર તરફથી દર સાલ રૂા. ૧૩૦૦૦૦ ની રકમ મદદ તરીકે પાંચ વર્ષ માટે આપવા ઠરાવવામાં આવ્યું. પાંચ વર્ષની અંદર ખર્ચ જેટલી ઉપજ સુધરાઇઓ કરી શકશે એમ ધારવામાં આવ્યું હતું, પણ તે પ્રમાણે ન થઇ શકવાથી થોડી થોડી મુદત વધારી હજી સુધી વડોદરા સુધરાઇને દર સાલ સવા લાખ રૂપીઆ મદદ તરીકે અપાય છે.

---

## પ્રકરણ ૪૭ મું — પુસ્તકાલયો, છાપખાનાં તથા વર્તમાનપત્રો.

**પુસ્તકાલય ખાતુ**. રાજ્યમાં ઠેકઠેકાણે પુસ્તકાલયો સ્થાપન થઇ તે દ્વારા પ્રજામાં વાંચનનો શોખ વધે અને પુસ્તકો તથા વર્તમાનપત્રોના વાંચનથી લોકોમાં જ્ઞાનની વૃદ્ધિ

થાય એ શુભ ઉદ્દેશથી શ્રીમંત સરકાર મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડે સન ૧૯૧૧ મા બીજા ખાતાની પેઠે રાજ્યમા પુસ્તકાલય ખાતાની પણ સ્થાપના કરી હતી એ ખાતા મારફતે રાજ્યના તમામ પુસ્તકાલયોને દરેક પ્રકારની ઉદાર મદદ આપવામા આવેછે અને તેને માટે નિયમો કરવામા આવ્યાછે પુસ્તકાલયોને મકાન માટે તથા તેના નિભાવ ખર્ચ માટે લોકો તરફથી જેટલી રકમ એકઠી કરવામા આવે તેટલીજ રકમ સરકાર તરફથી અને તેટલીજ પ્રાતપંચાયત તરફથી આપવામા આવેછે પુસ્તકાલયખાતુ સ્થાપન થયુ ત્યારે રાજ્યમા કેટલાક પુસ્તકાલયો ના ચાલકો શરૂઆતમા પોતાની સ્વતંત્રતા ઉપર અંકુશ આવવા ના અથવા ખાનગી સંસ્થાઓ સરકારી થઇ જવાના ડરથી પુસ્તકાલય ખાતા તરફથી મળતી મદદ સ્વીકારવા રાજી નહોતા, પણ પાછળથી સરકારનો શુભ ઉદ્દેશ સમજાવાથી અને ખાતા તરફથી સમજુતી અને દિલસોજીથી કામ લેવાથી લોકો તરફથી હવે મદદ માટે ઉપરાઉપરી માગણીઓ થાયછે

**ખાતાની પ્રવૃત્તિ:**– ખાતાના નિયમ પ્રમાણે દરેક પુસ્તકાલય સાર્વજનિક ગણાયછે, અને કોઇ પણ માણસ વગર લવાજમે તેનો લાભ લઇ શકેછે સ્ત્રીઓને વાચવા ઘેર બેઠા પુસ્તકો પહોચાડવામા આવેછે બાળકોને માટે ચિત્રો તથા રમતોની પુસ્તકાલયમા સવડ કરેલી હોયછે અને ફરતા પુસ્તકાલય તરિકે પુસ્તકોની નાની નાની પેટીઓ તૈયાર કરીછે તે શહેરમા કે ગામ બહાર જે મગાવે તેને સરકાર ખર્ચે મોકલવામા આવે છે. આ પ્રમાણે વાચનની સરળતા કરી આપવા ખાતાએ સારી સારી ગોઠવણો કરેલી છે

**કસ્બા પુસ્તકાલયો** —નવસારી પ્રાંત મુંબઇની નજીક હોવાથી અને તેમા કેળવણીમા આગળ પડતી પારસી કોમની વસ્તી વિશેષ હોવાથી, એ પ્રાંતમા કેળવણીની શરૂઆત બહુ વહેલી થઈ હતી અને તેથી પુસ્તકાલયોની સ્થાપના પણ ઘણા વખતથી થઈ હતી રાજ્યમા પુસ્તકાલય ખાતાની સ્થાપના થવા પૂર્વે નવસારી પ્રાંતના સઘળા કસ્બાઓમા ખાનગી આશ્રયથી નીચે પ્રમાણે પુસ્તકાલયો ચાલુ થઇ ચૂકયા હતા —

(૧) રાજ્યમા જૂનામા જૂનુ પુસ્તકાલય હોવાનુ માન નવસારી પ્રાંતના ગણદેવી કસ્બાને છે ત્યા સ. ૧૮૬૪મા એક રીડીંગ રૂમ અને લાયબ્રેરી સ્થપાઇ હતી તેની સ્થાપનાને ૫૦ વર્ષ થવાથી ૧૯૧૪મા તેનો સુવર્ણ મહોત્સવ ઉજવવામા આવ્યો હતો આ જૂના પુસ્તકાલયને પોતાનુ મકાન નહિ હોવાથી માણેકબાઇ પેસ્તનજી ગભીર નામના એક સખી વસુદબાઈ તરફથી રૂ. ૬૦૦૦)ની મદદ મળવાથી તેમ સરકાર તથા પંચાયતની પણ સારી મદદ મળવાથી આ પુસ્તકાલયને માટે મકાન હાલમા તૈયાર થયુછે, અને તેનુ નામ ધી કાવસજી ધનજીભાઈ રીડીંગ રૂમ અને લાયબ્રેરી એવુ આપવામા આવુછે

(૨) નવસારીમા શેઠ નસરવાનજી બમનજી પદમે રૂ. ૫૦૦૦) ના ખર્ચે સન ૧૮૭૨ મા પહેલા દસ્તુર મહેરજી રાણા લાયબ્રેરીનુ મકાન બધાવી આપ્યુ હતુ એ મકાન નાનુ પડયુ ત્યારે એજ કુટુબના શેઠ જમશેદજી કાવસજી દસ્તુરે સન ૧૯૦૬ મા રૂ. ૩૦૦૦૦ ખર્ચી જેઇના સન્માન સાથે સર્વ કોમના ઉપયોગ માટે હાલનુ સુદર મકાન બધાવી આપ્યુ હતુ અને ટ્રસ્ટડીડ કરી વ્યવસ્થા ટ્રસ્ટીઓને સોપી હતી

સને ૧૮૭૮ માં "સાર્વજનિક રીડિંગ રૂમ" એ નામથી એક બીજું પુસ્તકાલય નવસારીમાં સ્થાપવામાં આવ્યું હતું. સને ૧૮૯૮ માં "શ્રી સયાજી વૈભવ લાયબ્રેરી" નવી સ્થપાઇ ત્યારે તેની સાથે તેને જોડી દઈ તે બન્નેને લક્ષ્મણ હૉલમાં લઇ જવામાં આવ્યાં હતાં. પરંતુ આ હૉલમાં મેળાવડા વગેરે ભરાય ત્યારે પુસ્તકાલયનો સામાન ખસેડવાની તકલીફ ઘેરી પડતી હોવાથી ૧૯૧૦ માં નવસારી પ્રાંતના તે વખતના સુબા રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ તરફથી શ્રીમંત મહારાજા સાહેબની સીલ્વર જ્યુબીલી વખતની વધેલી રકમ આ પુસ્તકાલયને અર્પણ કરાવી તેને માટે એક સ્વતંત્ર ભવ્ય મકાન બંધાવવા તજવીજ કરવામાં આવી, ત્યારથી તે તેમાં લઈ જવામાં આવ્યું છે. આ પુસ્તકાલય મલેસર તથા દણુંગવાડની નજીક હોવાથી તેનો લાભ ઘણા લોકો લેછે. ૧૯૧૬ માં તેમાં કેટલાક રૂમ વધારવાની જરૂર જણાયાથી એજ સુબાના વખતમાં અને તેમની પ્રેરણાથી બાઇ સાહેબ રતનબાઇ એદલજી બામજીની સખાવતથી તે બાબત તજવીજ કરવામાં આવી હતી.

(૩) સન ૧૮૮૦ માં કઠોરમાં સાર્વજનિક પુસ્તકાલય સ્થપાયું હતું સને ૧૯૦૮ માં લોકોએ રૂ. ૧૨૦૦૦) ખરચી એ પુસ્તકાલય માટે સુંદર મકાન બંધાવ્યું હતું.

(૪) સન ૧૮૮૨ માં બીલીમોરામાં લાયબ્રેરી અને રિડીંગ રૂમ સ્થપાઈ હતી, અને તેને માટે મુંબઈના શેઠ જહાંગીરજી બમનજી પીટીટે ૧૯૦૮ માં રૂ. ૯૨૫૦ ખરચી મકાન બંધાવી આપ્યું હતું.

(૫) સોનગઢમાં ૧૮૮૪ માં પુસ્તકાલયની સ્થાપના થઈ હતી, અને રૂ. ૨૪૦૦) ના ખર્ચે તેને માટે મકાન બંધાવવામાં આવ્યુંછે.

(૬) વ્યારામાં સને ૧૮૯૮ માં પુસ્તકાલય સ્થાપન કરવામાં આવ્યું હતું તેને માટે રૂ. ૬૫૦૦) ના ખર્ચે મકાન બંધાવેલુંછે.

(૭) પલસાણા કસ્બામાં પણ પુસ્તકાલય સ્થાપન થયુંછે અને રૂ. ૫૬૦૦ ના ખર્ચે તેને માટે મકાન બંધાવેલુંછે.

**ગ્રામ્ય પુસ્તકાલયોઃ**—કસ્બાઓ સિવાયનાં નાના નાના ગામોમાં સાર્વજનિક પુસ્તકાલયોની શરૂઆત થઈ નહોતી. ફક્ત ૩૨ ગામોમાં મફત રીડીંગ લાયબ્રેરીઓ હતી, તેનાથી લોકોને કંઇક વાંચનનો લાભ મળતો. હાલ નવસારી પ્રાંતમાં એકંદર ૫૦૦ ઉપરાંત વસ્તીવાળાં ૧૯૪ ગામો પૈકી ૮૦ ગામમાં, શાળા અથવા ભાડાના મકાનમાં ગામપુસ્તકાલયો ખોલી આપવામાં આવ્યાંછે. તે પૈકી વેળાછામાં રૂ. ૩૬૦૦ના ખર્ચે, માંગરોળમાં રૂ. ૧૫૦૦)ના ખર્ચે, મહુવામાં રૂ. ૩૩૦૦ના ખર્ચે, વેરમામાં રૂ. ૩૦૦૦ ના ખર્ચે અને વાંકળમાં રૂ. ૧૮૮૪ના ખર્ચે મકાનો બંધાવેલાંછે. નવસારી પ્રાંતની કુલ વસ્તી ૨,૩૫૪૬૭ માણસોની છે, તે પૈકી ૧,૨૩૬૨૨ માણસોને પુસ્તકાલયોનો લાભ મળે છે.

**છાપખાનાં તથા વર્તમાનપત્રોઃ**–નવસારી પ્રાંતમાં ૭ છાપખાનાં, ૨ અઠવાડિક વર્તમાનપત્રો અને ચાર માસિકપત્રો હાલ ચાલુછે. એ પૈકી ૫ છાપખાનાં નવસારીમાં અને એક બીલીમોરામાં છે. જૂનામાં જૂનું છાપખાનું આર્ય વિજય છે અને તે નવસારીમાં પહેલવહેલું નીકળ્યું હતું. ત્યારપછી નવસારીમાં શાંતિ ભુવન છાપખાનું

૧૯૧૩મા, આનંદમાગર ૧૯૧૪મા, મુમતીમ પ્રિન્ટીંગ ૯૧૫મા અને હસમુખ પ્રિન્ટીગ ૧૯૨૦મા નિકળ્યા હતા બીલીમોરામા આનદ સાગર પ્રેસ નવસારીના મુખ્ય પ્રેસની શાખા તરિકે ૧૯૧૪મા કાઢવામા આવેલુ હતુ.

**અઠવાડિક પત્રો**—અઠવાડિક વર્તમાનપત્રોમા નવસારી પત્રિકા જૂનામા જૂનુ છે. વફાદાર નામનુ બીજુ અઠવાડિક પત્ર તા ૮-૯-૧૭થી નીકળવાનુ શરૂ થયુ છે

**માસિક પત્રો** નવસારીમાથી પારસી પ્રકાશ, ચેરાગ, કોળી સુબોધ અને અનાવિલ સમાજ સુધારક એ પ્રમાણે ચાર માસિક પત્રો નીકળે છે, અને તે બધા પોતપોતાની જાતીના સામાજિક સુધારા માટે પ્રસિદ્ધ થાયછે

---

## પ્રકરણ ૯૮ મું. જાહેર બાંધકામ

**ખાતાનો ઇતિહાસ**—જુની કારકીર્દીમા હાલના જેવુ સ્વતંત્ર ઇજનેર ખાતુ નહોતુ શ્રીમત ગણપતરાવ મહારાજાના વખતમા વડોદરા શહેરમા થનારા બાંધકામ માટે "કારખાનુ" એ સજ્ઞાથી ખાનગી ખાતાના તાબામા એક સસ્થા સ્થાપન કરવામા આવી હતી તે કારખાના મારફતે મોતીબાગ અને ડગકાના બગના તૈયાર કરવામા આવ્યા હતા જુના સરકારવાડાનુ કામ એક નિરાળા કારખાના મારફતે કરાવવામા આવ્યુ હતુ. આગળ જતા આ બન્ને કારખાના એકત્ર કરી નરસુ જમાદારની દેખરેખ નીચે મુકવામા આવ્યા હતા આ નવી સસ્થાને "ઇમારતી કારખાનુ" એવુ નામ આપવામા આવ્યુ હતુ આ કારખાના મારફતે જે કામ થતા તેના રીતસર પ્લાન એસ્ટીમેટ થતા નહિ જે તે કામના કારીગર કાગળ ઉપર ડોળીયુ કરતા અને તે ઉપરથી જરૂર પ્રમાણે ઉપરથી હુકમ આવે તે પ્રમાણે ફેરફાર કરી કામ કરતા કામ કરનારને તીજોરી ઉપર એવો હુકમ મળતો કે અમુક રકમ આપવી, અને તે રકમમાથી તે કામ થતુ. આધુનિક પ્રકારનુ ઇજનેર ખાતુ સન ૧૮૭૬ મા સ્થાપન કરવામા આવ્યુ હતુ. ખાતાના મુખ્ય તરિકે ચીફ ઍન્જીનીયર એ નામથી એક અમલદાર નીમવામા આવ્યો હતો અને મકાનો બાધવાના ઇજારા આપવાનો અધિકાર શરૂઆતમા તેમનાજ હાથમા રાખવામા આવ્યો હતો દરેક પ્રાતમા સર ઍન્જીનીયર એ હુદ્દાનો મુખ્ય અમલદાર નીમવામા આવ્યો હતો, તેનુ મુખ્ય કામ ચીફ ઍન્જીનીયરના હુકમ પ્રમાણે ચાલતા કામો ઉપર દેખરેખ રાખવાનુ હતુ. આવી ગોઠવણથી કામો પુરા થવામા વિલબ થવા લાગ્યો કોન્ટ્રાકટરોને કરેલા કામના પૈસા લેવા વડોદરે આવવું પડતુ અને તેથી ઘણેક્ષા કામ બદલ અદા થવાના પૈસા ઘણા બાકી રહેતા તે ઉપરથી સન ૧૮૯૨ મા ખાતાની રચનામા સુધારો કરવામા આવ્યો લેમા દરેક પ્રાતમા સર ઍન્જીનીયરને બદલે ઍક્ઝીક્યુટીવ ઍન્જીનીયર નીમવામા આવ્યો, અને તેમને કામ લેવાના તેમજ નાણા અદા કરવાના જરૂરી અધિકાર આપવામા આવ્યા આથી કરીને કામમા પહોંચવાના એવો વિલંબ થતો અટક્યો તેમ કટ્રાકટરોને જે તે વખતે નાણા મળવાની સવડ થઈ અને ૧૮૯૮-૯૯ મા બીજો વિશેષ સુધારો કરવામા આવ્યો આ વર્ષ પદ્ધતિ મેજર, મ ફી રોડીમ વગેરે ખાતા ઇજનેર ખાતાથી સ્વતંત્ર રીતે રૂ ૩૦૦૦) સુધીના ન્હાના કામ

---

* નવસારી પત્રિકા હાલ કેટલાક વખતથી બંધ થઈ છે

ખાતાની રૂએ કરાવી શકતાં હતાં. આવાં કામો અને તેને લગતુ મહેકમ હવે ઈજનેર ખાતે વર્ગ ફેર કરવામાં આવ્યાં, અને દરેક તાલુકે ચાલતા કામો ઉપર દેખરેખ રાખવા તથા નવાં કામો સુચવવા જરૂર પ્રમાણે ઓવરસીયરો રાખવામાં આવ્યા. ત્યારબાદ જેમ મુલકી ખાતામાં ત્રણ ચાર તાલુકા ઉપર નાયબસુબા હોયછે તેમ ઇજનેર ખાતા માટે ત્રણ ચાર તાલુકા ઉપર સુપરવાઇઝર અગર આસિસ્ટન્ટ ઍન્જીનીયર નિમવામા આવ્યા, અને તેમના હાથમાં તાલુકાના ઓવરસીયર રાખવામાં આવ્યા. આ પ્રમાણે હાલ દરેક પ્રાંતમાં ઍકઝીકયુટીવ ઍન્જીનીયર અને જરૂર પ્રમાણે આસીસ્ટન્ટ ઍન્જીનીયર સુપરવાઇઝર તથા ઓવરસીયરોની નિમણુંક હોયછે.

---

## પ્રકરણ ૪૯ મું. આરોગ્ય રક્ષણ.

**હવાઃ**—હવાના સંબંધમા નવસારી પ્રાંતમા રાનીપ્રદેશ પૈકી સોનગઢ અને વ્યારાની હવા સૌથી ખરાબ અને મહુવા તથા વેલાછાની તેથી કંઇ દરજ્જે સારી ગણાય છે. રાસ્તી મહાલોમાં નવસારી, પલસાણા, ગણદેવી અને કામરેજની હવા વધારે સારી ગણાયછે. અકટોબરથી જાનેવારી સુધી આખા પ્રાંતમાં મૅલેરીયા તાવ સખત ફેલાઇ રહે છે. રાનીમહાલોની હવા સાધારણરીતે ખરાબ હોયછે, તો પણ ઉનાળામાં ઠીક થાયછે. ઉનાળો ફેબ્રુઆરીથી જુન સુધી ચાલેછે અને ગરમી વધારેમાં વધારે ૧૦૪ અને કમીમાં કમી ૭૪ ડીગ્રી સુધી રહેછે. જુનથી અકટોબર સુધી ચોમાસું ગણાયછે, તેમા વરસાદ સરેરાશ ૫૦ ઇંચ જેટલો પડેછે અને ગરમી વધારેમાં વધારે ૯૪ અને કમીમા કમી ૭૪ ડીગ્રી સુધી રહેછે. નવેમ્બરથી જાનેવારી સુધી શિયાળો ગણાયછે, અને તેમા મૅલેરીયા તાવ લગભગ બધા મહાલોમા ચાલેછે. આ રૂતુમાં ગરમી વધારેમા વધારે ૯૦ અને કમીમાં કમી ૬૦ ડીગ્રી સુધી રહેછે. રાસ્તી મહાલોમાં નવસારી, ગણદેવી અને બીલીમોરામાં દરીયા તરફથી આવતી પવનની લહેરોને લીધે ઉનાળામા ઠંડક રહેછે, અને તેથી કરીને ગરમીની મોસમમાં લોકો હવાખાવાને ત્યાં આવેછે. સોનગઢ તાલુકાની દક્ષિણમાં માલ્હેરનો ડુંગર છે. ત્યાંનાં હવાપાણી ઉત્તમ હોવાને લીધે ત્યાં હવાફેર માટે જવાની સારી સવડ થવા જેવુંછે, જુઓ (પૃષ્ટ ૨૧). પણ દુર પલ્લો તથા રસ્તો સારો નહી હોવાથી તેનો ઉપયોગ થતો નથી. ત્યા દર્દીઓ માટે સૅનીટેરીયમ બાંધવા તથા બીજી સવડો કરવા સરકાર વિચાર કરેછે. એજ પ્રમાણે વ્યારા તાલુકાની દક્ષિણે ઉન્હાઈના ઉન્હા પાણીના ઝરા આવેલાછે, જુઓ ( પૃ. ૧૮ ). તેના પાણીની તપાસ અને પૃથ્થકરણ કરતાં તે ઘણાંજ કિમતી જણાયાં છે, અને દરેક રોગોને ફાયદો થાય તેવા છે. તેનો હાલ થાયછે તે કરતાં વધારે ઉપયોગ થાય તેને માટે યોજના થાયછે.

**મુખ્ય રોગ**—રોગમાં મૅલેરીયા તાવ મુખ્યછે. વધારે વરસાદને લીધે ગામેગામ અને વિશેષે કરીને રાની મહાલોમાં, જંગલોમાં તથા ખાડા ખાબોચીઆમાં પાણી ભરાઈ રહેછે, તેમાં મચ્છરો પેદા થઈ રોગ ફેલાવે છે. તાવને લીધે પેટમાં બરોળ થઈ વધેછે. સોનગઢ, વ્યારા તરફ ઘણું કરીને દરેક ઈસમને બરોળ વધેલી હોયછે કેટલાક જણના પેટ મોટાં અને હાથ, પગ પાતળા દેખાય છે તેનું કારણ આ છે. તાવ પછી

મદલવનો રોગ ખાંમીનો છે. તેનું મુખ્ય કારણ હવામાં થતા વારંવારના ફેરફાર તથા તેમાંથી રક્ષણ કરવાને પહેરેલાં કપડાંની અપુર્ણતા છે. તે પછી ચામડીને લગતા રોગ આવેછે, અને તેનું કારણ લોકોની ગરીબ રહેણીકરણી છે. વધારે વરસાદ અને દરીયો નજદીક હોવાના કારણથી આખો પ્રાંત ભેજવાળો રહેછે, તેથી લોકોને સંધીવાનો રોગ ઘણા પ્રમાણમાં થાયછે. સુરત જીલ્લાની પેઠે હાથીપગાનો રોગ ( **Elephantiasis** ) પણ લાગુ પડેછે, તે મેલેરીયાના જેવા જંતુ ફાઇલેરીયાને લીધે થાયછે. આખા પ્રાંતમાં દારૂ પીવાનું વ્યસન ઘણુંછે, તેને લીધે પણ શારીરિક સ્થિતિ નબળી જોવામાં આવેછે. હવામાં ભેજ વધારે હોવાને કારણે ક્ષયરોગ પણ વધારે પ્રમાણમાં જોવામાં આવેછે, અને તે નાની ઉમ્મરની સ્ત્રીઓમાં વિશેષ માલમ પડેછે.

**કૉગળીયું:**—જુના વખતમાં હકીકત લખી રાખવાનો રિવાજ ન હોવાથી નવસારી પ્રાંતમાં કયે કયે પ્રસંગે કેવાં પ્રકારનાં કૉગળીયાં ચાલ્યાં હતાં એ વિષે માહીતી મેળવવાને ચોક્સ સાધન નથી. સને ૧૮૬૩ ના ડીસેમ્બરમાં શ્રીમંત ખંડેરાવ મહારાજની સ્વારી પુને પધારી હતી ત્યાંથી પરત આવતાં સોનગઢમાં મુકામ થયો હતો. તે વખતે ત્યાં કૉલેરા ચાલતો હતો તેથી રાણી અંબાબાઇનો સ્વર્ગવાસ થયો હતો અને સ્વારી સાથે રોગ વડોદરા સુધી ફેલાયો હતો ઈ. સ ૧૮૮૪ માં નવસારી પ્રાંતમાં કૉલેરાનો રોગ ફાટી નીકળ્યો હતો, તેમાં તળ નવસારીમાં ૩૧૩ ઇસમોને તે રોગ લાગુ થઇ, ૧૪૨ મરણ પામ્યા. બીલીમોરામાં ૧૭૫ ને લાગુ પડયો તેમાંથી ૮૦ નાં મરણ થયાં, પલસાણામાં ૧૦૫ ને લાગુ થઈ ૫૧ ના મરણ થયાં અને સોનગઢમાં ૧૩૭ ને લાગુ થઈ ૮૭ મરણ થયાં અને એજ પ્રમાણે બીજા મહાલોમાં પણ મરણ સંખ્યા થઇ હતી.

**પ્લેગ:**—ઇ. સ. ૧૮૯૬-૯૭માં મુંબઇમાં પ્લેગનો રોગ ફાટી નીકળી નવસારી વગેરે તરફ પ્રસર્યો હતો અને તેથી વડોદરા રાજ્યમાં પહેલવહેલો પ્લેગ કેસ નવસારીમાં થયો હતો. તા. ૧-૧૦-૯૬ને રોજ મુંબઇથી કોઈ માંદો ઇસમ આવવાથી નવસારીમાં તે દાખલ થયો હતો. ત્યાર પછી બીજા ૨૯ કેસ બહારથી આવ્યા હતા, અને ધીમે ધીમે રોગ પ્રસર્યો હતો. બીલીમોરા, ગણદેવી, ધમડાછા અને નવસારી, પલસાણા ને કામરેજ તાલુકાનાં કેટલાંક ગામોમાં પણ પ્લેગ કેસ થયા હતા. ઈ. સ. ૧૯૦૧માં નવસારી, ગણદેવી, કામરેજ, વેળાંછા અને પલસાણામાં પ્લેગ ચાલ્યો હતો અને સેંકડો માણસો મરણ પામ્યાં હતાં. એકલા નવસારી કસ્બામાં ૫૭૩ કેસ થયા હતા, અને તે પૈકી ૪૦૬ મરણ થયાં હતાં. રોગ થતો અને વધતો અટકાવવા સુબા સાહેબ ખાસેરાવ જાદવની દેખરેખ નીચે સેંકડો માણસોને નવસારીમાં ડા. ધનજીભાઈ હો. મહેતાએ બજારની પોલીસ ચોકી ઉપર તથા ઈતર ઠેકાણે રસી મૂકી હતી.

**બળીઆ:**—ઈ. સ. ૧૯૦૭ તથા ૯૦૮માં નવસારી પ્રાંતમાં કૉલેરા તથા બળીઆનો રોગ ચાલ્યો હતો. ૧૯૦૪થી ૧૯૧૭-૧૮ સુધી દર સાલ કૉલેરા તથા બળીઆના થોડા ઘણા કેસ થયા હતા.

**ઇન્ફ્લ્યુએન્ઝા:**—ઈન્ફ્લ્યુએન્ઝા તાવનો રોગ ૯૧૯માં ફાટી નીકળ્યો હતો. આમાં શરૂઆતમાં સળેખમ તથા તાવ આવી પાછળથી ન્યુમોનીયા થતો અને ઘણે ભાગે દર્દીનું, ત્રણ ચાર દહાડાનો મંદવાડ ભોગવી, મરણ થતું.

**સૅનીટરી ખાતું**—વડોદરા રાજ્યમાં સૅનીટરી ખાતું ૧૮૯૨ ની સાલમાં શરૂ થયું. પ્રથમ એ ખાતું મેડીકલ ખાતાને જોડેલું હતું, ત્યાર બાદ ૧૮૯૭ ની સાલમાં મુલકી ખાતા સાથે જોડવામાં આવ્યું, ત્યારબાદ ૧૯૦૨ની સાલમાં પંચાયત અધિકારીની દેખરેખ નીચે મૂકવામાં આવ્યું, ૧૯૦૯માં ફરી મુલકીખાતાને સોંપવામાં આવ્યું અને હાલમાં ૧૯૧૯ ના ફેરફારથી પ્રગતિ અધિકારીની સુપ્રતમાછે. સૅનીટરી કમિશનર તરીકે આરોગ્ય રક્ષણનો ખાસ અભ્યાસ કરેલા એક સારા ડૉક્ટરની નિમણુક કરવામાં આવેછે.

**શીતળા**—સૅનીટેશન તથા વૅકસીનેશનનું કામ જોવાને માટે એક ઇન્સ્પેક્ટર પ્રાંતમાં ફરતો રહેછે, અને વૅકસીનેટરો કામ કેમ કરેછે, તે ઉપર દેખરેખ રાખેછે તથા ગામે ગામ આરોગ્યતા સંબંધી કેવી તજવીજ રાખવી એ વિષે સુચના આપેછે. વૅકસીનેશન માટે નવસારી પ્રાંતના (૧) નવસારી, (૨) કામરેજ, (૩) પલસાણા, (૪) મહુવા, (૫) સોનગઢ, (૬) વ્યારા અને (૭) માંગરોળ એ પ્રમાણે ભાગ કરેલાછે અને તે દરેક ભાગમાં વૅકસીનેટરો નીમવામાં આવ્યાછે. વૅકસીનેટરો પોતાના તાબાના ગામોમાં ફરી શીતળા ટાકવાનું કામ કરેછે. પ્રથમ શીતળા ટાકવાના કામમાં શીતળા ટાંકેલા છોકરાનો ચેપ લઈ બીજા છોકરાને શીતળા ટાકવાની પદ્ધત હતી. પણ ૧૯૦૯–૧૦ થી બેલગામથી વૅકસીનેટેડ લીમ્ફ મંગાવી તેનાથી શીતળા ટાકવામાં આવેછે. બેલગામથી વૅકસીનેટેડ લીમ્ફ દર સોમવારે જે તે વૅકસીનેટર તરફ લીમ્ફ પરભારે મોકલવામાં આવેછે.

**જન્મ મરણ**—૧૯૦૧–૦૨ થી વસ્તીના દર ૧૦૦૦ માણસે જન્મ મરણનું પ્રમાણ કેટલું આવેછે તે નીચેના પત્રક ઉપરથી જણાશે.

| સાલ | જન્મ પ્રમાણ | મરણ પ્રમાણ |
|---|---|---|
| ૧૯૦૧–૦૨ | ૨૯.૨ | ૨૭.૫ |
| ૧૯૦૨–૦૩ | ૨૫.૫ | ૩૧.૫ |
| ૧૯૦૩–૦૪ | ૨૮.૪ | ૩૧.૮ |
| ૧૯૦૪–૦૫ | ૩૧.૭ | ૩૦.૬ |
| ૧૯૦૫–૦૬ | ૩૨.૦ | ૨૫.૨ |
| ૧૯૦૬–૦૭ | ૨૯.૫ | ૨૬.૪ |
| ૧૯૦૭–૦૮ | ૩૦.૦ | ૨૪.૫ |
| ૧૯૦૮–૦૯ | ૩૦.૦ | ૨૨.૭ |
| ૧૯૦૯–૧૦ | ૨૯.૭ | ૨૪.૬ |
| ૧૯૧૦–૧૧ | ૩૦.૨ | ૨૧.૧ |
| ૧૯૧૧–૧૨ | ૩૪.૭ | ૨૬.૧ |
| ૧૯૧૨–૧૩ | ૨૯.૯ | ૨૨.૮ |
| ૧૯૧૩–૧૪ | ૩૨.૦ | ૨૫.૮ |
| ૧૯૧૪–૧૫ | ૩૧.૪ | ૨૫.૦ |
| ૧૯૧૫–૧૬ | ૩૩.૧ | ૨૨.૭ |
| ૧૯૧૬–૧૭ | ૩૪.૦ | ૨૨.૧ |

| | | |
|---|---|---|
| ૧૯૧૭ ૧૮ | ૩૧.૮ | ૩૦.૭ |
| ૧૯૧૮–૧૯ | ૨૩.૧ | ૬૩.૬ |

## પ્રકરણ ૫૦ મું — ઢોરના રોગ.

નવમારી પ્રાંતમાં ઢોરોમાં ઓદરો, શીતળા, ગળસૂંઢું, ખરવામો, અથવા મોવાસો શીકરી, ગૌશીતળા, ગાઠીઓ વા, કતરડીઓથી આવતો તાવ, ખુજલી, આફરો, તાવ, ખાગી, ઝાડો, મરડો, ખરમોડો વગેરે રોગો જૂદી જૂદી ઋતુમા માલમ પડેછે. શીતળાનો રોગ ડુંગરી પ્રદેશમા વિશેષ જોવામા આવેછે, અને ગૌશીતળા ફક્તજ ગાયોને જ લાગુ પડેછે. તેવીજ રીતે ઘેટાને અને ઉંટને પણ શીતળા થાયછે. ભેજવાળા પ્રદેશમા અને ખાસ કરીને ચોમાસામાં ઘેટા, બકરા અને ઉંટને સડો થાયછે. ચોમાસુ અને ત્યાર પછીના બેમાસ સુધીમા તાવનો વાવર આવેછે. તેની સાથે ઝાડો અને મરડો પણ થઇ જાયછે, તેમ ઉધરસ પણ હોયછે. ખરમોડો ખાસ કરીને જુવાન બળદોને થાયછે. ચોમાસા પછી તુરત પરિપક્વ નહિં એવું ઘાસ ખાધાથી ઘણાં ઢોરોને આફરો ચઢેછે.

## પ્રકરણ ૫૧ મું. — દવાખાનું.

શ્રીમંત પહેલા સયાજીરાવ ગાયકવાડ એમના વખત પહેલાં વડોદરા રાજ્યમાં સરકાર તરફથી પ્રજાને માટે દવા દારૂ સંબંધી કંઇ તજવીજ નહોતી. તેમના વખતમાં વૈદો અને હકીમોને તેમની હોંશિયારીને માટે પસંદ કરી દરબારને અંગે પહેલવહેલા રાખવામાં આવ્યા હતા. આ વૈદો અને હકીમો રાજ્યધરાણાની મંડળીની દવા કરવા માટે રાખવામાં આવતા હતા, તોપણ ખાનગી ગૃહસ્થોનું કામ કરવાને તેમને છુટ હતી, તેથી ફી લઇને અગર ફી વગર તે ખાનગી ઇસમોની દવા કરી શકતા. વડોદરા શહેરની બહાર તો સરકાર તરફથી આટલી મદદ પણ નહોતી. ત્યાં તો ખાનગી ધંધા તરીકે વૈદ કે હકીમનું કામ જેઓ કરતા હોય તેમની ઉપરજ લોકોને આધાર રાખવો પડતો અને ૧૮૭૨ ની વસ્તી ગણત્રી પ્રમાણે નવસારી પ્રાંતમાં ૮૩ વૈદ્ય અને હકીમો હતા. વૈદ, હિંદુ જાતના અને હકીમો પૈકી, મોટો ભાગ મુસલમાન અને થોડાક પારસી હતા વૈદ લોકો આયુર્વેદ પ્રમાણે દવાઓ કરેછે. વડોદરા શહેરમા પાશ્ચિમાત્ય ઢબનું દવાખાનું પહેલ વહેલું સને ૧૮૫૫માં ઉઘાડવામા આવ્યુ હતું. એ દવાખાનું રેસીડન્સીના ડાક્ટરની દેખરેખ નીચે મુકવામા આવ્યું હતું, અને તે સર્જન તેને રૂ. ૨૦૦) નો દરમાયો આપવામાં આવતો હતો. શ્રીમંત ખંડેરાવ મહારાજે વરકરી લોકોની દવા માટે કંઇ વિશેષ તજવીજ કરી હતી, પણ છતર પ્રજાજનો માટે કંઇ કર્યું નહોતું. શ્રીમંત મલ્હારરાવ મહારાજે અમરેલીમા મલ્હારરાવ ડીસપેન્સરી સ્થાપન કરી હતી, પરંતુ બધે ઠેકાણે પ્રજાજનોને મંદવાડ પ્રસંગે દવાનો લાભ મળે એવા શુભ ઉદ્દેશથી

ત્યારે તેના ખર્ચના રૂપીઆ ૫ લાખ મળ્યા હતા હરિભક્તિને ત્યા દત્તક લેવાનો પ્રસગ આવતા તે બાબત પરવાનગી આપ્યા બદલ રૂા ૫ લાખનો નજરાણો લેવામા આવેલો આ પ્રમાણે મળેલી રકમો આ પેઢીમા તેમજ મૌનાઅની નામની બીજી પેઢી કાઢવામા આવી તેમા મૂકવામા આવ્યા કડી પ્રાતમા શ્રીમતની સ્વારી ગયેલી તેના ખર્ચ માટે નવસારી શિવાયના બધા મહાલો ઉપર પાસવેરા નાખેલો, તેની ઉપજમાથી ખર્ચ જતા સવાપાચ લાખનો વધારો થયો તે પણ આ પેઢીમા મૂકવામા આવ્યો આ કરમાથી, નવસારી મહાલ પાછળથી બાકી રહેવા પામ્યો નહિ ખડેરાવ મહારાજની સ્વારી ના ડ્યુક ઑફ એડીનબરો એમને મળવાને માટે મુબઇ પધારી ત્યાર નવસારી મહાલ પાસેથી પણ ભારી નજરાણો લેવામા આવ્યો આ પેઢીની પોતદારીની ઉપજ પહેલે વર્ષે રૂા ૨૪ લાખ થઇ હતી, અને ધીમે ધીમે પેઢીનુ કામ એટલુ વધી ગયુ હતુ કે વ્યાજની વાર્ષિક ઉપજ ૭–૮ લાખ રૂપીઆ થતી હતી મૌનાઅની પેઢી, ખડેરાવ મહારાજે સને ૧૮૫૯–૬૦મા કાઢી હતી તેનુ શરૂઆતનુ ભડોળ રૂા ૨૭ લાખનુ હતુ, અને પાછળથી વધારીને રૂા ૪૫ લાખનુ કર્યુ હતુ આ પેઢી જામતા તેની ઉપજ પણ દર વરસે ૭ ૮ લાખ રૂપીઆ થવા લાગી ગણેશ ઇશ્વરની સાદી પેઢીમાથી, સરકારી પોતદારી ભાગ શરૂઆતમા ૧૧ લાખ અને પછી ૧૪ લાખ થયો હતો, અને સને ૧૮૬૯–૭૦મા એથી પણ વધી ગયો હતો મલ્હારરાવ મહારાજ ગાદીએ આવ્યા ત્યારે તે આ પેઢીના એકના પોતદાર થયા, એટલે કે પેઢીને માટે જે નાણા જોઇએ તે પોતે જ ધીરતા આ ત્રણ પેઢીઓ ઉપરાત ખડેરાવ મહારાજે ૧૮૬૯–૭૦ મા મહેસુલ સુભાની, એ નામની ચોથી પેઢી કાઢી હતી આ પેઢી કાઢવાનુ મુખ્ય કારણ એ હતુ કે મહાલોમાથી જે ઉપજ આવે તે કઇ પેઢીઓમા કેટલી મૂકવી તે નક્કી થતા સુધી એક ઠેકાણે નાણા રહે આ પેઢી સરસુબાની દેખરેખ નીચે રાખવામા આવી હતી. મલ્હારરાવ મહારાજના વખતમા વડોદરામા લક્ષ્મીદાસ નરસીદાસ અને મલ્હારશ્વર એ નામની પેઢીઓ અને મુબઇમા નરસીદાસ લક્ષ્મીદાસ એ નામની એ પ્રમાણ ચાર નવી પેઢીઓ સને ૧૮૭૦–૭૧મા કાઢવામા આવી હતી અને ૧૮૭૧–૭૨મા તમણે મ ૧ન માકાની નામની પેઢી વડોદરામા અને લક્ષ્મીદાસ નરશીદાસ નામની પેઢી સુરતમા સ્થાપન કરી હતી, અને છેવટે એવી બીજી પેઢી મુબઇમા કાઢવામા આવી હતી પોતદારનું કામ સરકારી પેઢીઓ કરવા લાગી, તેથી રાજ્યની હિસાબી પદ્ધતમા કઇ ફેરફાર થયો નહોતો પહેલા જેમ પોતદારી પેઢીઓ મારફતે નાણા અપાતા હતા તેમ હવે સરકારી પેઢીઓ મારફતે નાણા અદા થવા લાગ્યા સરકારી પેઢીઓ, ખાનગી પેઢીઓની પેરે રૈયત સાથે પણ નાણા સબધી વ્યવહાર કરતી સાહુકાર, સિલેદાર, આસામદાર વગેરેને પણ નાણા ધીરવામા આવતા, તેમ હુડી આપવાનુ કામ પણ કરવામા આવતુ નવી કારકીર્દીમા રાજા સર ટી માધવરાવે બધી પેઢીઓ બધ કરી વડોદરામા એક હજુર તીજોરીની સ્થાપના કરી તેમજ હિસાબી કામના બીજા પણ સુધારા કર્યા

**પ્રથમ મહાલોમાંથી**, સાર મહિ ત્રિમાસ આવતા, તે માસિક મંગાવવાની શરૂઆત કરવામા આવી માસિક હિસાબ જે તે માસ ૧ના મહાનાં ...ના અને

રોજમેળ, ખાતાવહી, તથા તેના માસિક કાગળો ઉપરથી મહાલેથી તૈયાર થઇ આવત તે ઉપરથી નજરના માસિક તથા વારમાહી હિસાબ હજુર તીજોરીમા થતા ખર્ચની ગણનાની તપાસણી કરી ઑડિટ આપવાની શરૂઆત પણ આ વખતથી થઇ હતી તે પછી પ્રાંત ઍકાઉન્ટ ખાતા સ્થાપવાની યોજના થઇ તેમા નવસારી પ્રાંતમા પ્રથમથીજ (સવત ૧૯૩૨ ની સાલમા) ઍકાઉન્ટ ખાતુ દાખલ કરેલુ હતુ તે પ્રમાણે વડોદરા, કડી અને અમરેલી એ ત્રણે પ્રાંતોમા પણ ઍકાઉન્ટ ખાતા સ્થાપન થયા તેમા મહાલના હિસાબ પ્રાંતમા આવી, એકદર થઇને પ્રાંતનો એકદર તાળેબધ હજુર ઑડિટ ખાતામા આપવાની ગોઠવણ થઇ વળી ખર્ચના દસ્ત પ્રાંતમા કેટલી હદ સુધીના તપાસી મજુર કરવા તથા હજુરમા કયા મોકલવા તેની પત્તા ઠરાવવામા આવી, તથા તેના પ્રીઑડીટ (પ્રથમ મજુર થઇને ખર્ચ પાડવાનુ) તથા પોસ્ટ ઑડિટ (ખર્ચ પડયા પછી દસ્ત તપાસીને મજુર કરવા)ની રીત દાખલ કરવામા આવી આ પ્રમાણે સવત ૧૯૪૦ સને ૧૮૮૩-૮૪ સુધી–આડિટ ખાતુ મુતફી ખાતાના તાબામા રહ્યુ ત્યારપછી તેને સ્વતત્ર ખાતુ કરવામા આવ્યુ આ પ્રમાણે ઑડિટ ખાતુ સ્વતત્ર થયા પછી, બ્રિટિશ રાજ્યના ધોરણે ગામના તથા મહાલના જમાબદી નમુના અને તે સિવાય હિસાબી કામના માટે જોઇતા બીજા નમુના ઠરાવવામા આવ્યા અત્યાર સુધી મહાલેથી પ્રાંત મારફત માસિક હિસાબ આવતા તેને બદલે ના બ્રિટિશ સરકારના રાજ્યની માફક રોજ ઉતારા (ડેઇલીશીટ)ની રીત પ્રથમ વડોદરા મહાલે અનુભવ માટે દાખલ કરવામા આવી, અને પછીથી સને ૧૮૯ થી રાજ્યના બધા મહાલોમા તે દાખલ કરવામા આવી. આ વખતે પ્રાંત ઍકાઉન્ટ ખાતુ રાખવાની જરૂર છે કે કેમ એ સદર પ્રશ્ન ઉત્પન્ન થયો હતો, અને અનુભવ દાખલ નવસારી પ્રાંત ઍકાઉન્ટ ખાતાને હજુરમા બોલાવી તે ખાતાએ નવસારીમા રહીને જે કામ કરવાનુ તે વડોદરામા રહીને કરવાનુ શરૂ થયુ આ અરસામા બાબુ રજનીનાથ રાય એમને હિસાબી પદ્ધતિના પ્રવિણ પુરૂષ તરીકે સલાહ આપવાને માટે બોલાવવામા આવ્યા હતા તેમણે એકદર તપાસ કરી નિવેદન કર્યુ તે ઉપરથી રોજ ઉતારાની પદ્ધત બધ કરી, માસિક તાળેબદો મગાવવાનો વહિવટ શરૂ કરવા તથા પ્રાંત ઍકાઉન્ટ ખાતા કમી કરી મહાલનો, હજુ હિસાબી ખાતા સાથે પ્રત્યક્ષ સબધ જોડવાનુ ઠરાવવામા આવ્યુ અને તેનો અમલ તા ૧-૪-૯૨ થી શરૂ કરવામા આવ્યો માત્ર વડોદરા હજુર ટ્રેઝરીમા રોજ ઉતારાની પદ્ધત ચાલુ રાખવામા આવી હતી સને ૧૯૦૭-૦૮ મા વડોદરા બેંક લીમીટેડ સ્થાપન થયા પછી વડોદરા શહેરમા જે રકમો હજુર તીજોરીમાથી રોકડ અદા થતી હતી તે તા ૧૫-૬-૧૯૧૦ થી વડોદરા હજુર તીજોરીમાથી બેંક ઉપર હુકમ આપી બેંક મારફત અદા કરવાની રીત દાખલ થઇ છે અને હજુર તીજોરીનો રોકડ ખજાનો કમી કરવામા આવ્યો છે. આ પછી સને ૧૯૧૭ ના અકટોબરથી હજુર તીજોરીમા હિસાબ હતો તે બધ કરી તથા કેટલાક નમુનાઓમા ફેરફાર કરી હજુર હિસાબી ખાતાની ખાસ દેખરેખ નીચે પ્રીઑડીટ શાખા સ્થાપન કરવામા આવીછે તેની મારફત દસ્તોની પ્રથમ તપાસણી કરાવી બાદ બેંક ઉપર હુકમ આપી નાણા અદા કરવાની તજવીજ થાયછે વડોદરા શહેર સિવાય ઇતર ઠેકાણે તીજોરી સાથે આપ લે કરવાનો તથા મહાલેથી હિસાબ મોકલવાનો વહીવટ ચાલુ છે

નવી કારકીર્દી પહેલાં રાજ્યનું હિસાબી વર્ષ મૃગ નક્ષત્રથી શરૂ થતુ, અને રોહીણી નક્ષત્રથી પુરૂં થતું. આ પ્રમાણે હોવાથી વર્ષ અમુક મહીનામાં અથવા અમુક તારીખે શરૂ થાય એ ચોક્સ નહોતું. આથી હિસાબના કામમાં અગવડ થવાથી એકસરખી પદ્ધત કાયમ રહેવા અર્થે નવી કારકીર્દીમાં એવું ઠરાવ્યું છે કે હિસાબી વર્ષ તા ૧ આગષ્ટથી જુલાઇ આખર સુધીનું ગણવું.

નવી કારકીર્દી પહેલાં રાજ્યના ઉપજ ખર્ચમાં ઘણી ગેરવ્યવસ્થા થતી રાજ્યની ઉપજ તથા ખર્ચ એક ઠેકાણે જણાઇ આવે એવી રીતે હિસાબ રાખવામાં આવતા નહિ એટલુંજ નહીં પણ એક વર્ષનું ઉપજ ખર્ચ, બીજા વર્ષ સાથે સરખાવી શકાય એવો કંઈ દાખલો રહેતો નહિ, તેમ તે બાબત આંકડા કઢાવી જોવામા આવતા પણ નહિ. ઇજારદારો રૈયત ઉપર જુલમ કરી જેટલું અને તેટલું વધારે વસુલ લેતા એટલુંજ નહિ પણ તે વખતના સરકારી નોકરો પણ તેમની ઉપર દાબ રાખવાને બદલે પોતાના અંગત ફાયદાને માટે તેમની ગેરરીતમા મદદ કરતા. ખુદ રાજ્યકર્તા પોતે પણ ઇજારદારો તથા બીજાઓ પાસેથી નજરાણો લેતા અને જેમણે નજરાણો આપ્યો હોય તેમનુ કામ કરી દેતા. તેમના કારભારી તથા બીજા લાગતા વળગતા, એવી સુખીથી વ્યવસ્થા કરતા, કે કોને કેટલું આપવામાં આવ્યુ છે તે રાજ્ય કરતાના જાણવામાં પણ ન આવે. રોકડનાણું આપવાને બદલે તેઓ ગામો અપાવતા. જ્યા રોકડ નિમણોક આપવામા આવતી ત્યાં તે મોટી દેખાય નહિં એટલા માટે કેટલીક રકમ જેને દેણગી કરવાની હોય તેને, કેટલીક તેની સ્ત્રીને, કેટલીક તેના છોકરાને, અને કેટલીક તેના ભાઈ કે ભત્રીજાને, એ પ્રમાણે જૂદે જૂદે નામે અપાવતા તેમ એક રૂપમા આપવાને બદલે જૂદા જૂદા રૂપમાં આપતા, જેમ કે અમુક રકમ વર્ષાસન તરીકે, અમુક આસામી તરીકે, અમુક પાલખીની નિમણોક તરીકે, હાથીની નિમણૂંક તરીકે વગેરે. આ રકમો એકને બદલે જૂદા જૂદા મહાલોમાંથી અપાવવામાં આવતી કે જેથી તેના એકંદર સરવાળાની કોઇને ખબર પડે નહિં. આસામદારના મરણ પછી પણ તેની આસામી, જાણે તે જીવતો હોય એવી રીતે કંઇ પણ કપાત વગર તેના વારસને નામે ચલાવવામા આવતી કોઈ જાણીતા *આસામદારના મરણથી શરત છુટવાની શકાય તેમ ન હોય ત્યારે રાજ્યકર્તાને નજરાણો* આપી તેની બંધ થયેલી નિમણોક તેના વારસને નામે ચાલુ કરાવવામાં આવતી

---

## પ્રકરણ ૫૩ મુ. તાલુકાવાર વિશેષ માહિતી

---

### નવસારી તાલુકો

**ચતુઃસીમા** —પૂર્વે મહુવા તાલુકાનો થોડોક ભાગ અને બ્રિટિશ રાજ્યના બારડોલી તથા જલાલપુર તાલુકાનો કેટલોક ભાગ. પશ્ચિમે અરબી સમુદ્ર ઉત્તરે પલસાણા તાલુકો, સચીન સંસ્થાન અને બ્રિટિશ રાજ્યનો ચોર્યાસી તાલુકો અને દક્ષિણે બ્રિટિશ રાજ્યનો જલાલપુર તાલુકો આવેલો છે.

**ક્ષેત્રફળ** —ક્ષેત્રફળ ૧૨૫ ચોરસ માઈલ. પૂર્વ પશ્ચિમ વધારેમા વધારે લંબાઈ

૧૯ માઇલ તથા ઉત્તર દક્ષિણ વધારેમા વધારે પહોળાઇ ૧૮ માઇલ છે

**રકમો**—કુલ રકમો ૧૩૬૬૪૦-૫-૧ વિઘા છે, તે પૈકી ૩૩૮૯૨ ૯-૩ વિઘા ખરાબો અને ૧૦૬૫ ૮-૬ વિઘા ગામખની જમીન જતા, બાકી ૯૨૪૮૨-૭ ૧૨ વિઘા સરકારી જમીન છે તેમાથી ૨૪૫૮-૨-૧૨ વિઘા પડતર જતા બાકી ૭૦૦૨૪-૬ વિઘા જમીન ખાતે દાખલ છે પડતર જમીન ઘણે ભાગે દરિયા કિનારે ખારી જમીન છે

**દેખાવ**—પૂર્વ તરફનો ભાગ તદ્દન સપાટ નથી તેમ ખાડા ટેકરા વાળો પણ નથી જમીન બાગાયત હોવાથી એ પ્રદેશ ઝાડોથી ભરપુર અને રળીયામણો લાગેછે આબા, ફણસ, ખજુર વગેરે ઝાડ જથાબધ ઉગેલા હોય છે, અને ઠેકઠેકાણે કેળના રળીયામણા ખેતર જોવામા આવે છે પશ્ચિમ તરફના ભાગની જમીનથી, થોડા વખત ઉપર જ જાણે દરિયો પાછો હઠી ગયો હોય એમ લાગેછે એ ભાગની જમીન ઉપર ખાસ ઝાઝા ઝાડ જણાતા નથી ને ખેતીવાડી નબળા પ્રકારની છે

**ગામો**—તાલુકામા એકદર ૬૧ ગામો, પૈકી ૫૯ ગામ સરકારી અને ૨ પર ભાર્યા વહીવટના છે એમા ૧૧ ગામ એક હજાર ઉપરાત વસ્તીવાળાછે તે નીચે પ્રમાણે -

નવસારી એ નવસારી પ્રાતનુ તથા નવસારી તાલુકાનુ મુખ્ય સ્થળછે તેની વસ્તી ૧૭૮૫૨ છે તે પૈકી પુરુષ ૮૬૯૦ અને સ્ત્રીઓ ૮૨૯૨ છે ધર્મવાર જોતા નવસારીની વસ્તીમા ૧૦૬૧૭ હિંદુ ૨૭૫૪ મુસલમાન ૪૨૨૧ પારસી અને બાકીના ઇતર છે નવસારીમા પ્રાતના સુબાની, જડજની, પોલીસ નાયબસુબાની, મુનસફની, વહીવટદારની, આબકારી ખાતાની અને શાળાખાતાના ઇન્સ્પેકટરની તથા ડેપ્યુટીની કચેરીઓ, અગ્રેજી, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અત્યજ, શાળાઓ અને કન્યાશાળાઓ તથા ટ્રેનિંગ વર્ગ, વર્નાક્યુલર રુરલ ફાઇનલ કલાસ અને ઉદ્યોગશાળા મળી, લગભગ ૨૦ ઉપરાત શિક્ષણની સસ્થાઓ, શ્રીમત મહારાજા સાહેબની જ્યુબીલી ફડની રકમમાથી બાધેલુ પત્થરનુ સુદર પુસ્તકાલય, એક સરકારી મોટુ દવાખાનુ, અને ઢોરનુ દવાખાનુ છે લક્ષ્મણ હૉલ નામે ટાઉન હૉલ છે તે દિવાન બહાદુર લક્ષ્મણ જગન્નાથ નવસારી પ્રાતના સુબા હતા તે વખતની તેમની કારકીર્દીની યાદદાસ્ત તરિકે નવસારીના શહેરીઓએ બધાવેલોછે તેમા જાહેર સભાઓ ભરાયછે, વ્યાખ્યાનો અપાયછે અને બીજા સાર્વજનિક કામે તેનો ઉપયોગ થાયછે એ હૉલને લગતો એક ક્લૉક ટાવર છે, તે સીતાબાઇ ટાવર એ નામથી ઓળખાયછે સીતાબાઇ એ દિવાન બહાદુર લક્ષ્મણ જગન્નાથના ધણીઆણી થતા હતા, તેથી તેમના સ્મરણાર્થે આ ક્લૉક ટાવર બાધવામા આવેલ છે, લક્ષ્મણ હૉલમા જાત જાતની કારીગીરીનુ એક નાનુ સરખુ સગ્રહસ્થાનછે દુધિયુ અને સરબતીયુ નામે બે તળાવછે, અને વસ્તી બહારનુ મોટુ મેદાનછે તેમા સુધરાઇનો સાર્વજનિક બાગ તથા તેની નજીકમા ટાઉનનો બાગ તથા બગલો અને બીજા પણ કેટલાક બગલાછે, પારસી ધર્માદા દવાખાનુ તથા સુવાવડ ખાતુ પણ આવેલછે

**વેસ્મા**—વસ્તી ૨૭૦૦ માણસની ગામમા ગુજરાતી તથા અગ્રેજી નિશાળ અને કન્યાશાળા છે એક ચોથા વર્ગનુ દવાખાનુ અને પ્રસુતિગૃહ બાધવાનુ નક્કી થયુ છે

**મરોલી**—મુબઇ વડોદરા રેલ્વેના મરોલી સ્ટેશનથી ૧ માઇલ દૂર, વસ્તી ૧૧૨૪ માણસની ને અગ્રેજી તથા ગુજરાતી નિશાળ કન્યાશાળા અને પોસ્ટ ઑફિસ છે

**નવડી**:—વસ્તી ૧૦૬૭ માણસની, ગામમાં ગુજરાતી નિશાળ ને એક પારસી ગૃહસ્થ તરફથી ધર્માદા દવાખાનું ચાલેછે.

**મહુવરઃ**—મરોલી સ્ટેશનથી નજીકમાંજ છે. સ્ટેશન સામે ગામની નજીક સરકારી મુસાફર બંગલો છે. વસ્તી ૫૭૫ માણસની, ગામમાં ગુ. નિશાળ છે.

આ શિવાય ઉમરાક (૨૧૫૭), ડાભેલ (૧૬૪૨), ચોવીશી (૧૪૬૬), ધામણ (૧ ૭૨), વિરાવળ (૧૦૩૮), પોંસરા (૧૦૧૦) ને શિયળ ગામ (૧૦૫૧)માં એક એક ગુજરાતી નિશાળ છે.

**વસ્તીઃ**—આ તાલુકામાં વસ્તી ૫૫૨૭૦ માણસ (૨૬૪૭૯ પુ. ૨૮૭૯૧ સ્ત્રી) ની છે. તે પૈકી ૪૩૭૮૦ હિંદુ, ૫૬૭૬ મુસલમાન, ૪૪૦૪ પારસી, અને બાકીના જૈન અનાર્ય ખ્રિસ્તી વગેરે છે.

**લોકોઃ**—હિંદુ, મુસલમાન, પારસી અને જૈન લોકોની વસ્તી વધારે છે. હિંદુઓમાં વાણીઆ, બ્રાહ્મણ, કણબી, રજપુત, કોળી અને ઢેડ વિશેષ છે. બ્રાહ્મણોમાં અનાવલા વધારે છે ને તેઓનો મુખ્ય ધંધો ખેતીનો છે. એમનામાં દેસાઇ ને ભાઠેલા એવા બે ભેદ છે. તેમાં દેશાઇઓ ઉંચા ગણાયછે, અને બનતા સુધી ભાઠેલાની કન્યા લેતા નથી. વરનો વાંકડો લેવાનો એમનામાં રિવાજ છે. ચરોતરના પાટીદારોની પેઠે છોકરી પરણાવવામાં એમને ઘણો ખર્ચ કરવો પડે છે. પશ્ચિમ ભાગ તરફ કોલી લોકોની વસ્તી ઘણી છે. એ લોકો ખેતી તથા મજુરી કરેછે ને કેટલાક ખલાસીનો ધંધો કરેછે. કમાવાને માટે મુંબઇ, આફ્રિકા વગેરે સ્થળે એ લોકો જવા લાગ્યાછે. ને ત્યાંથી સારા પૈસા કમાઇ લાવેછે. આખા રાજ્યમાં પારસીઓની વધારેમાં વધારે વસ્તી નવસારી, ગણદેવી અને બીલીમોરામાં છે. એ લોકોમાં કેટલાક ધનાઢ્ય છે. સર જમસેદજી, સર ટાટા વગેરે મૂળ નવસારીના રહીશ છે. એમનામાં ઘણાં સાહસિક વેપારીઓ, વિદ્વાનો અને મોટા મોટા અમલદારો પણ છે. ધર્માદામાં એ લોકો પૈસા બહુ ખરચે છે. ઘણાં દવાખાનાં, પાઠશાળાઓ, પુસ્તકાલયો વગેરે પારસીઓએ સ્થાપન કરેલાં હોયછે. પારસીઓ મુડદાંને દાટતાં કે બાળતા નથી, પણ દોખમામાં પધરાવે છે, જ્યાં ગીધો તેને ફાડી ખાયછે. એમનાં મુડદાં ઉંચકનારાં એમનીજ કોમના પગારદાર નોકરો રાખેલા હોયછે, જેમને નસાસાલાર કહેછે. એ લોકો અગ્નિને કેબલા તરીકે ગણી એક ખુદાને માનેછે ને લગ્ન વિગેરેના રિવાજ હિંદુ જેવાછે. લગ્નમાં ફારસી સાથે સંસ્કૃત શ્લોકો ભણાયછે, સ્ત્રીઓ કંકુના ચાંલ્લા કરેછે, અને હિંદુ માફક ગીતો ગાયછે.

**આબોહવાઃ**—ગરમી ઓછી પડેછે તેથી હવા ઠંડી રહેછે. ઉનાળામાં સુખાકારી સારી રહેછે, પણ ચોમાસુ ઉતરતાં મૅલેરીઆ તાવનો ઉપદ્રવ વધારે માલુમ પડેછે. ગરમીની મોસમમાં વધારે ગરમી ૧૦૩° જેટલી હોયછે તે ઠંડી રતુમાં ૫૦° થઇ જાયછે. વરસાદ દર વર્ષે સરાસરી ૫૨ અને વધારેમાં વધારે ૭૭ ઇંચ પડેછે.

**જમીનઃ**—જમીન ઘણે ભાગે કાળી તથા ગીરાટ અને કાંકરીવાળીછે પરંતુ પરજાબુ તરફની ખારવાળીછે તેમ દરીયા કિનારા તરફની પણ ખારવાળીછે.

**પાણીઃ**—દરિઆ કિનારા તરફનાં પાણી ખારાં છે, છતાં કોઇ કોઇ ઠેકાણે મીઠું પાણી નિકળે છે. બાકીના ભાગનું પાણી મીઠું છે. ૨૫–૩૦ હાથની ઉંડાઇએ કુવામાંથી

પાણી નીકળે છે.' કુવાઓની કુલ સંખ્યા ૨૯૩૫ છે, તેમાં ૭૪૬ ખેતી ઉપયોગની અને ૨૧૮૯ ઇતર ઉપયોગનાછે. તળાવો ૨૦૨ અને વાવ ૫ છે.

ખાતેદારો:—સંવત ૧૯૭૫ ના આંકડા પ્રમાણે નવસારી તાલુકામાં ૭૬૯૪ ખાતેદારો છે, તેમાં ૬૦૬૭ જાતે જમીન ખેડનારા અને ૧૬૨૭ બીજા પાસે ખેડાવનારા છે. જાતે ખેડનારાઓ પાસે ૬૦૭૦૧-૧૪-૯ વિઘાં જમીન છે અને બીજા પાસે ખેડાવનારા પાસે ૨૧૯૮૭-૧૯-૭ વીઘાં જમીન છે. એ ખાતેદારોમાં પાંચ વિઘા સુધીના ખાતેદારો ૩૫૨૭, પાંચ ઉપરાંત અને ૨૫ સુધીના ૩૩૪૫, પચીસ ઉપરાંત અને ૧૦૦ સુધીના ૭૪૭, સો ઉપરાંત અને ૫૦૦ સુધીના ૭૪ અને ૫૦૦ ઉપરાંત વિઘાંનો ૧ ખાતેદાર છે. તેમજ પાંચ રૂપીઆ ભરનારા ૧૬૧૪, પાંચ ઉપરાંત અને ૨૦ રૂ. સુધી ભરનારા ૨૮૭૦, ૨૦ ઉપરાંત અને સો રૂપીઆ સુધી ભરનારા ૨૭૦૯, સો ઉપરાંત અને ૫૦૦ રૂા. સુધી ભરનારા ૪૮૬ અને ૫૦૦ રૂા. ઉપરાંત ભરનારા ૧૫ ખાતેદારો છે. વળી ૫૮૬૪ હિંદુ, ૧૧૪૧ મુસલમાન, ૨૮૯ પારસી, ૨ કાળીપરજના અને બાકીના બીજી જાતનાછે. હિંદુઓમાં ૧૩૯૩ બ્રાહ્મણ, ૩૯૮ વાણીઆ, ૪૭ રજપુત, ૨૦૩૨ કોળી, ૮૬૮ કણબી, ૪૬૩ ઢેડ અને બાકીના બીજી જાતના છે.

**ખેતી**:—મુખ્ય પાક જુવાર વિઘાં ૨૨૬૮૬-૯માં, ડાંગર ૨૨૮૯-૭માં, કપાસ ૨૩૨૫૮-૧૮-૧૫માં. તુવર ૬૪૬-૧૬માં, દીવેલી ૯૯-૭-૫માં અને શેરડી ૪૯૦-૯માં થાયછે. એ શિવાય બાજરી, ઘઉં, ચણા, મગ વગેરે પાકેછે, અને કેળાં, ફણસ, અનેનાસ વગેરે બાગાયત પાક પણ થાયછે, તે તે પરદેશ ચઢેછે. ૩૨૫૬-૦ વિઘાંમાં ઘાસ ઉધાડવામાં આવેછે.

**મહેસુલ**:—સં. ૧૯૭૫ના આંકડા પ્રમાણે કુલ વસુલી ઉપજ રૂા. ૧૧૯૯૮૩૫-૧૧-૫ આવેછે; તેમાં રૂા. ૨૪૮૫૨૬-૬-૪ જમીન મહેસુલ, રૂા. ૭૩૮૧-૪-૩ વેરાના, રૂા. ૧૭૬૧૭-૬-૯ લોકલસેસના ને બાકીના બીજા પરચુરણ ઉપજના આવેછે.

**વેપાર ઉદ્યોગ**:—નવસારી, વેસ્મા, કસ્બાપાર, અને મહુવા ગામે કપાસ પીલવાનાં જીન છે. તેમજ નવસારી, આમલી, અને મહુવા ગામે લોટ દળવાની ઘંટીઓ તથા ચોખા ખાંડવાની ને તેલ પીલવાની મીલછે. કપડા વણવાની મીલ ઉપરાંત રેશમી કાપડની મીલ હાલ ખુલ્લીછે. નવસારીમાં ખુરસી, ટેબલ, પલંગ વગેરે લાકડાનું ફરનીચર બહુ સારું થાયછે, અને તે મોટા પ્રમાણમાં સુરત, મુંબઇ, વગેરે સ્થળે ચઢેછે. ખત્રી લોકો હાથની સાળથી સાડીઓ વણેછે તે પણ દેશાવર ખાતે જાયછે. કેરી, કેળાં, ફણસ, વગેરે મેવો પણ પરદેશ જાયછે. પૂર્ણા નદીના જળ માર્ગે નવસારીનો વેપાર સારો ચાલેછે અને કપાસ અનાજ વગેરેનો સ્થાનિક વેપાર ઠીક છે.

**પોલીસ**:—વેસ્મા અને મરોલીમાં પોલીસથાણાછે. તેમજ નવસારીમાં પાંચ અને ઉભરાટમાં ૧ મળી ૬ પોલીસચોકીઓછે. ૧ ફોજદાર, ૪ નાયબફોજદાર, ૧ જમાદાર, ૧૦ હવાલદાર, ૫૧ સિપાઇઓ, ૨ સ્વાર અને ૧ કારકુન મળીને ૭૫ માણસોની પોલીસ ફોજ બનેલી છે.

**આબકારી**:—આબકારી થાણાચોકી નથી. અફીણની દુકાનો ૪, ભાંગગાંજાની દુકાનો ૨, દેશી તથા વિલાયતી દારૂની દુકાનો ૩૪ અને તાડીની દુકાનો ૨૭ છે.

**શાળા અને પુસ્તકાલયોઃ**—નવસારીમાં, ગુજરાતી શાળાઓ, મરાઠીશાળા, ઉરદુશાળા, કન્યાશાળા, અંત્યજશાળા, અંગ્રેજીશાળાઓ, ઉદ્યોગશાળા, ટ્રેનિંગ વર્ગ, વર્નાક્યુલર સ્કુલ ફાઈનલ કલાસ વિગેરે મળી ૨૦ શાળાઓ છે.

ડાભેલમાં, છોકરા તથા છોકરીઓની મળી ૫ શાળાઓ છે. વેસ્મામાં ૨ ગુ. શાળા, ૧ ગુ. કન્યાશાળા, ૧ અંગ્રેજીશાળા અને ૧ અંત્યજશાળા છે. મરોલીમાં ગુ. શાળા, કન્યાશાળા અને અંગ્રેજીશાળા છે. તવડી, ચોવીસી, પોંસરા, ધામણ અને પરૂજણમાં એકએક ગુ. શાળા ને એકએક કન્યાશાળા છે. કસ્બા પારમાં ગુ. શાળા, ગુ. કન્યાશાળા ને અંત્યજશાળા છે. આમલી, પરથાણ ને નડોદમાં ગુ. શાળા તથા અંત્યજશાળા છે. ઉમરાઠમાં છોકરા તથા છોકરીઓની મળી ૪ શાળાઓ ને ૧ અંત્યજશાળા છે, તથા વીરાવળ, આમડપુર, છાપરા, પડધા, વેજલપોર, સરાઈ, પીનસાડ, સંદલપોર, કુરેલ, સીસોદરા, આસણા, મહુવર, છીણમ, આલુરા, મીરજાપોર, સીમનગામ, બીનાર, ભાઠા, નિમળાઈ, ખેરગી, સાગરા, કરાકટ, દેલવાડા ને વડોલીમાં એકએક ગુજરાતી નિશાળ છે. અને ટંકોલી અને કાળા કાછામાં એકએક ઉર્દુ શાળા છે.

નવસારીમાં ૨, ડાભેલમાં ૩ અને કસ્બાપાર, તવડી, ચોવીસી, આમલી, વેસ્મા, પોંસરા, કુરેલ, સીસોદરા, ધામણ, સીમલક, પોપડા, ઉમરાઠ, મહુવર, છીણમ, મરોલી, સીમ, લગામ, બીનાર અને પરૂજણમાં એકએક પુસ્તકાલય છે. એ પ્રમાણે નવસારી તાલુકામાં કુલ ૮૩ શાળાઓ અને ૨૩ પુસ્તકાલયો છે.

**પોસ્ટ ઓફિસઃ**—નવસારી, મરોલી, વેસ્મા, ઉમરાઠ, ડાભેલ, છીણમ, તવડી, ધામણ, પરૂજણ, પોંસરા, સંદલપોર, સીમનગામ અને આમલીમાં પોસ્ટ ઓફીસો છે. તેમજ આસણા, આલુરા, કસ્બાપાર, કરાકટ, કુરેલ, કાળાકાછા, ચોવીસી, દેલવાડા, નડોદ, નિમળાઈ, પડધા, પરથાણ, પરસોળી, પીનસાડ, પોપડા, ખેરસી, ભાઠા, બીનાર, મહુવર, માંગરોળ, માણેકપુર, મીરજાપુર, વીસાવલ, વેજલપોર, સરાઈ, સરોણા, સીમલક, સીસોદરા અને સાગરા એ ગામે ટપાલની પેટીઓ છે.

**તાર ઓફીસઃ**—નવસારીમાં ગવર્મેન્ટ અને રેલ્વેની એમ બે તાર ઓફિસો છે અને મરોલી સ્ટેશને રેલ્વેની તાર ઓફીસો છે.

**દેવસ્થાનો, મેળા તથા જાત્રાનાં સ્થળઃ**—નવસારીમાં સૈયદ શાદાની પીર મગદુમશાહ અને ડાભેલમાં શેખ આદમપીરની દરગાહો છે, તેનો વરસમાં એક વખત મેળો ભરાયછે, જેમાં સુરત જીલ્લાનાં ૫૦૦ થી ૧૦૦૦ સુધી મુસલમાનો ભેગા થાયછે. સારોણ ગામે સારણેશ્વર મહાદેવનું પ્રાચીન દેવાલય છે, ત્યાં શ્રાવણ માસના દર સોમવારે તથા શિવરાત્રી ઉપર આસપાસનાં ગામડાનાં લોકોનો મેળો ભરાયછે. ઉમરાઠમાં દર સોમવતી અમાસે દરિયા સ્નાન કરવાને ઘણા હિંદુઓ આવેછે.

માંગરોળ તાલુકો

**દેવસ્થાનો અને જાત્રા તથા મેળાનાં સ્થાનઃ**—માંગરોળ ગામે પીર મોટા મીયાંની દરગાહ છે. તેનો ઓરસ દર વર્ષ પોષ વદી ૨ ને રોજ ભરાય છે ને તેમાં બે ત્રણ હજાર માણસ ભેગું થાયછે. એ ઓરસમાં આસપાસનાં ગામોના લોકો ઉપરાંત સુરત, મુંબાઈ, બરૂચ, વડોદરા, વગેરે સ્થળોથી પણ ઘણા માણસો આવેછે. હિંદુઓ

પણ તેમાં ભાગ લે છે. પાલણપુરથી, મુંબઈ અને ખંભાતથી નાસીક સુધીમાં તેમજ દક્ષિણઆફ્રિકા, મોરીશીયસ, પારીસ, રંગુન, સીંગાપુર, જાવા, મુંબઇ અને કલકત્તામાં મોટા મોટા વેપારીઓ એમના મુરીદો છે. એ મુરીદોની સંખ્યા લગભગ ૮૦ હજાર જેટલી છે. પીર મોટામીયાંની ગાદી સ્થાપન કરનાર મૂળ પુરૂષ મોટામીયાં આજથી લગભગ ૨૦૦ વર્ષ ઉપર ચિસ્તીયા સંપ્રદાયના હજરત સૈયદ મસઉદશેખ ફરીદ શકરગંજ ચિસ્તીના ખાનદાન કુટુંબમાં થઇ ગયા. તેમનું અસલ નામ હજરત મુઇનુદ્દીન ચિસ્તી હતું. પણ તે વખતમાં એ મોટા મરતબાવાળા પીર ગણાતા તેથી લોકો તેમને પીર મોટામીયાં એ નામથી ઓળખતા હતા. આજે પણ માંગરોળની ગાદી પીર મોટામીયાંની કહેવાય છે. પ્રખ્યાત વેજીટેરીઅન મહાત્મા પીર સૈયદના શાહ કાયમદીન બાવાના ભાઇ, પીર છનાયતમીયાનાં એ પુત્ર થાય છે. એમનો જન્મ કડીમાં થયો હતો. એમના વડીલો પ્રથમ પંજાબના પાકપટ્ટન શહેરથી ગુજરાતમાં અમદાવાદ પાસે પીરાનપટ્ટન ( પાટણ )માં આવીને રહ્યા હતા, અને ત્યાંથી પછી કડી તરફ આવ્યા હતા. એમણે પોતાના જીવનમાં બહુ ચમત્કાર બતાવ્યા હતા. એમ લોકો કહે છે. દંતકથા એવી છે કે પાંચ વર્ષની ઉમ્મરે આખું કુરાને શરીફ એમને મોઢે હતું. નિશાળમાં એક રડતા છોકરાને હાથમાં થોડાક કાંકરા આપી તેની સાકર બનાવી તેમણે છાનો રાખ્યો હતો. કેટલાક છોકરાઓ ધુળના ગોળા કરી રમતા હતા તેના લાડુ બનાવી બધાને જમાડયા હતા. મોટા થયા પછી એ પાટણથી કડી ગયા. પરંતુ ત્યાં એમની પાસે ચમત્કારો કરાવવા લોકો બહુ પાછળ પડયા, તેથી તેઓ છાનામાના ત્યાંથી નીકળી માંગરોળ તરફ આવ્યા. પોતે કડી છોડી ચાલ્યા ગયા, તેથી લોકોએ ધાર્યું હતું કે હવે ગામ ઉપર કંઇ આફત આવશે અને તેજ પ્રમાણે મલ્હારરાવના સમયમાં ત્યાં મોટું તોફાન થયું હતું. તેઓ માંગરોળ આવ્યા ત્યારે આમડેરા ગામવાળી ખાડી ભરપુર હતી તેથી પાણી ઉપરથી ચાલીને પોતે સામે પાર ચાલી ગયા. માંગરોળના લોકોએ તેમની આ કરામતની વાત જાણી, તેમને પોતાના ગામમાં આજીજી કરીને રાખ્યા, તેથી ત્યાં તેમણે પોતાની ગાદી સ્થાપી. કેટલોક વખત માંગરોળમાં રહીને તેઓ મુંબઇ ગયા ને ત્યાંજ મરણ પામ્યા. તેમની લાસને તેમના મુરીદોએ માંગરોળ આણીને દાટી તેના ઉપર રોજો ચણાવ્યો છે. એમના પછી એમની ગાદી ઉપર પીર દાદામીઆં, પીર મોટામીઆં, ( બીજા ) પીર બડામીઆં, પીર કાયમદીન બાવા, ને પીર બાવામીઆં થઇ ગયા છે. પીર મોટામીઆં (ત્રીજા) ગાદી ઉપર હતા તે ગુજરી ગયા છે અને તેમના છોકરા પીર બડામીઆં ગાદી ઉપર આવ્યાછે. કડી અને વીરમગામમાં એમનાં મોટાં મોટાં મકાનો છે અને લોકોમાં એમની માનતા સારી ચાલેછે.

કુંવરદા ગામે, બાવાપીરની જગા ( દરગાહ ) છે ત્યાં કારતક શુદ ૧૫ અને કોડવા ગામે મગનુમશા પીરની દરગાહ છે, ત્યાં કારતક શુદ ૧૨ ને દીવસે દર વર્ષે મેળો ભરાયછે, જેમાં ૫૦૦ થી ૧૦૦૦ સુધી લોકો ભેગા થાયછે. બસરાંવી ગામે ગંજપીરની દરગાહછે ત્યાં એક પથ્થર પડેલોછે તે ચોર પાસે એવી માન્યતાથી ઉપડાવવામાં આવતા કે જો તેણે ચોરી કરી હોય તો તે તેનાથી ન ઉપડે ને ન કરી હોય તો ઉપડે.

શાહા ગામે, ઉના પાણીના ઝરા છે ત્યાં દર વર્ષે ચૈત્રી પુનમે મેળો ભરાયછે

ને હજારેક માણસો ભેગાં થાયછે.

**વસરાવી** ગામે પ્રાચીન વાવ જોવાલાયક છે એના ઉપરની કારીગરી પથ્થર અને છોનાં કકડા થયા છતાં હજુ જોવીને તેવી સુંદર માલમ પડેછે. એમાં એક જુના વખતનો લેખછે. વસરાવી એ પહેલાં મોટું નગર હતું અને રાજ્ય કારભારનું મુખ્ય મથક હતું તે ભાંગીને, સુરત શહેર વસ્યું છે એમ કહેવાયછે.

### સોનગઢ તાલુકો.

**સોનગઢઃ**—તાલુકાનું મુખ્ય સ્થળ અને ટાપ્તીવેલી રેલ્વેનું સ્ટેશન. ૧૯૧૧ની ગણત્રી પ્રમાણે એની વસ્તી ૨૩૭૧ માણસની છે. ખાનદેશ અને સુરત વચ્ચેના રાહદારી રસ્તા ઉપર તે આવેલું હોવાથી આગલા વખતમાં તેમાં વેપાર ઘણો ચાલતો ને તેથી તે ઘણું આબાદ હતું. ગુજરાતમાં દાખલ થવાની કુંચી તરીકે સોનગઢ ઓળખાતું અને હજી પણ સોનગઢનો ડુંગર એજ નામથી ઓળખાયછે. જુના વખતનાં કેટલાંક ખંડેર અને ઈટાનો એક પ્રાચિન કિલ્લો તેની પ્રાચીન જાહોજલાલી સૂચવે છે. સુરતની પેઠે આ નાનો કસ્બો પણ અગ્નિનો ભોગ થઈ પડયો હતો. છેલ્લી આગ ૧૮૮૭ માં થઇ હતી. મૂળગામની નજીકમાં શિવાજી નામનું પરૂં થોડાં વર્ષથી વસેલું છે તેમાં વસ્તી સારીછે. ખંડેરાવ મહારાજાનાં એક રાણી શ્રીમંત અંબાબાઇ સાહેબ કે જેઓ સોનગઢમાં સંવત ૧૯૨૦માં કોલેરાથી ગુજરી ગયાં હતાં તેમના નામના સ્મારક તરીકે અંબાબાઇ સાહેબની ધર્મશાળા સોનગઢ કસ્બામાં બંધાવેલી છે, ત્યા ઉતારૂઓને માટે ઉતરવાની સારી સવડછે. તેની નજીકમાં એક મોટો કુવોછે, તેમાં પાણી ઘણુંછે અને જૂના વખતમાં તેમાંથી આખા ગામને માટે પાણી પૂરૂં પાડવાની સવડ કરી હશે એમ જણાય છે. ગુજરાતમાં હાલના વડોદરાના રાજ્યકર્તાઓની શરૂઆત સોનગઢથી થઈ હતી. સેનાપતિ દાભાડેના પ્રતિનિધિ તરિકે પીલાજીરાવ ગાયકવાડે નવાપુર થાણાના નારાયણપુર ગામે પ્રથમ થાણું નાખ્યું હતું. અહીંઆં તે સારી દોલત કમાયા ને પોતાના ધણીની ઉમદા સેવા બજાવી. આથી દાભાડે એટલા બધા ખુશ થયા કે પિલાજીરાવની નિમણુંક નારાયણપુર થાણામાં કાયમની કરવાને પોતાની ઇચ્છા દર્શાવી, પણ બાંડે નામના એક હરીફે ખોટી હકીકત સમજાવી, કાન ભંભેર્યા તેથી પીલાજીરાવે એવી વિનંતી કરી કે નજીકમાં સોનગઢ નામનું વિકટ અરણ્ય છે તે મને આપો તો હું તે આબાદ કરીશ. આ વિનંતી સ્વીકારવામાં આવી. સને ૧૭૧૯માં સોનગઢ પીલાજીરાવને સોંપવામાં આવ્યું. અહીં રહીને પીલાજીરાવે શીનોર તાલુકા પાસે આવેલા બાબાપ્યારા આગળ નર્મદા નદી ઓળંગી ગુજરાત પર ચઢાઈ શરૂ કરી. સને ૧૭૬૬માં દામાજીરાવે પાટણને રાજનગર બનાવ્યું ત્યાં સુધી, સોનગઢ ગાયકવાડનું મુખ્ય સ્થળ હતું. ગામમાં વહીવટદારની કચેરી, પોષ્ટ ઓફિસ, ગુ. નિશાળ, ગુ. કન્યાશાળા, અંગ્રેજી વર્ગ, ધાણકા વસતિગૃહ શાળા, ધાણકા કન્યાવસતિગૃહ શાળા, મૉડૅલ ફાર્મ અને પુસ્તકાલયછે. મૉડૅલ ફાર્મમાં વસતિગૃહના છોકરાઓને ખેતીનું કામ શીખવવામાં આવે છે.

### વ્યારા તાલુકો.

" દેવસ્થાનો તથા મેળા અને જાત્રાના સ્થળ. **ખંભાળીઆ** ગામે દેવકી ઉનાઈ માતાનું દેવળ અને ઉન્હા પાણીના કુંડ છે." ત્યાં દર વરસે ચૈત્રી પુનમે મોટી જાત્રા

ભરાયછે ને ૨૦—૨૫ હજાર માણસ ભેગા થાયછે. શહેર મુંબાઈ તથા સુરત, ભરૂચ, નવસારી, ગણદેવી વગેરેથી લોકો આવેછે. આ ગામ બીલીમોરા [illegible] આગળ રેલ્વેનું સ્ટેશન હોવાથી લોકોને જવા આવવાને સારી અનુકુળતા પડેછે. મેળો ત્રણ દિવસ રહેછે અને કુંડના પાણી બહુ ઉના છતાં એ ત્રણ દિવસ સુધી ન્હાવા લાયક થઈ જાયછે. દર મહિનાની પુનમે પણ થોડો થોડો મેળો ભરાયછે. મેળા વખતે નજીકના શહેરના વેપારીઓ દુકાનો માંડેછે, તેથી સારૂં બજાર ભરાયછે. આ જગ્યાએ વાંસદા સંસ્થાનની ડાંગની અને વડોદરા રાજ્યની એમ ત્રણ સરહદો લાગેલીછે. કુંડ તથા માતાજીનું સ્થાન માતાજી (સહ) વડોદરા રાજ્યની હદમાં છે અને બીજું માતાનું દેવળ વાંસદા સંસ્થાનની હદમાંછે. નજીકમાં અંબિકા નદી વહેછે, તેના કાંઠાનો પ્રદેશ રમણીય લાગેછે.

**બાલાપુર** ગામે ઠંડા પાણીના કુંડ અને એક મહાદેવનું દેવળ છે ત્યાં દર વર્ષ શિવરાત્રી ઉપર મેળો ભરાયછે ને ૬—૭ હજાર માણસ ભેગા થાયછે. સોનગઢ, ગણદેવી તથા વાલોડ તરફના અને આ તાલુકાના લોકો ત્યાંએ આવેછે. **વ્યારા**માં ખતાનશા પીર છે, ત્યાં દર સાલ પોષ સુદ પુનમે મુસલમાનોનો મેળો ભરાયછે, તેમાં આશરે દશ હજાર માણસ ભેગું થાયછે. સુરત તથા નવસારી વગેરેના લોકો પણ આવેછે, મેળો ત્રણ દિવસ રહેછે

---

## પ્રકરણ ૫૪ મું — નવસારીમાં પહેલું પારસી-પગલું

પારસીઓનું મુળ વતન ઇરાન, તેમાં આવેલા **પાર્સ** અથવા **ફાર્સ** નામના મુલકમાં તેઓની ભરપુર વસ્તી, એ સૌ ઉપરથી ગ્રીકલોકોએ એ પાર્સને પરસીશનું નામ આપેલું, અને પાર્સ ઉપરથી ત્યાંના રહીશો પારસી બોલાયા, અને નહિ કે જે પ્રમાણે ઘણે મોટે ભાગે હિંદુ લોકો પોતાના ધર્મક્રિયાને આબાદ મળતી આવતી પારસીઓની ધર્મક્રિયા ઉપરથી હિંદુમાંહી કાઈનાંઇજ મુજબ, પારસીઓને પારસપી યાને [illegible] પા અશવાળા હોવાથી પારસી નામ પડેલું હોવાની જેમ ભુલ કરેછે, તેમ એ નામ પડયું હોત પારસીવાળો અર્થ કેવળ ખોટો છે. ઇરાનનું જાહોજલાલી-ભર્યું રાજ ગુમાવનાર ખલીફ ઓમર નામના આરબ સરદારના હાથ ઉપર **નાહાવન્દ** ખાતે પારસીઓ ઇ. સ. [illegible]માં હારી ગયા બાદ, પોતાના પવિત્ર [illegible]નો બચાવ કરતા પ્રથમ તો ઇરાનનાજ જુદા જુદા ભાગોમાં નાસભાગ કરવા તથા ભટકવા લાગ્યા. કેટલાંક જેમ ધારછે તેમ એ હાર પછી કાંઈ તુરતજ ઇરાની પારસીઓ હિંદુસ્થાનમાં નાશી આવેલા નહોતા. પ્રથમ તો તેઓ ઇરાનનાજ ભાગોમાં ભમતા ફરતા અને રવડતા ભટકતા હતા. છેવટે ત્યાં નાસ ન ફાવ્યાથી ઇ. સ. ૭૦૮ના સુમારે તેઓ હિંદુસ્થાનમાં આવ્યા. કાઠિયાવાડમાં આવેલા ખંભાતના અખાતમાં **દીવ** બંદરે તેઓ ઉતર્યા. ત્યાં લગભગ ૧૯ વરસ રહેવા છતાં તેઓ કાંઈ સુખ સગવડ ન પામ્યા ત ઉપરથી કહેછે કે, એક બુઝર્ગ દસ્તુર [illegible] આધારે એવું નિશાન કર્યું કે આપણને ગુજરાત તરફ નાસવું પડશે, અને ત્યાં સગવડ પામીશું. તેઓએ સર્વ સામાન્ય ખંતથી [illegible] અને ઇ. સ. ૭૨૭માં દમણથી દક્ષિણે ૨૫

ગાઈને ઉપર આવેલી એક જગાએ તેઓનો થાગ લાગ્યો અને તે જગ્યાએ ધારેલો સરંજામ પામ્યાથી તેઓ બોલ્યા કે, એજ આપણો **સરજામ** છે, અને તે ઉપરથી પાછળથી એ જગાનું સરંજામ નામ બદલાઈને અપભ્રંશ **સનજાણ** બોલાયુંછે. ત્યાં રાજ કરનારો હિંદુરાજા જાદવરાણા કરીને હતો જેને માટે મરહુમ રેવરંડ ડા. જૉન વીલ્સન જણાવેછે કે, તે પાટણનાં અણહીલવાડનો **જયદેવ** અથવા **વનરાજા** હતો, જે ઈ. સ. ૭૪૫થી ઈ. સ. ૮૦૬ સુધી ગુજરાતમાં રાજ ચલાવી ગયોછે. એ **જય-દેવરાણા** તેજ **જાદવરાણા** છે. એ પારસીઓ, ગુજરાતની ભાષાથી તથા ત્યાંના વતનીઓથી ૧૯ વરસમાં વાકેફ થયલા હતા. તેઓમાંના પહેલા દસ્તુરો સંસ્કૃત ભાષા જાણતા હતા. તે પૈકી એક ગ્નાની દસ્તુરે ૧૬ સંસ્કૃત શ્લોક બનાવી રાજાને બધી વકીકતથી વાકેફ કીધો. આશરે ૩૦૦ વરસ તેઓ ત્યાં રહ્યા, અને તેઓની વસ્તી વધવાથી નવસારી, સુરત, ભરૂચ, અંકલેશ્વર, વરીઆવ એ શહેરોમાં તેઓ વીખરાઇ ગયા. પણ કેટલાક દેવાલ ઉપરથી તો જણાયછે કે, તે પારસીઓ ખંભાત તરફથી નાઠેલા પહેલવહેલા નવસારીમાંજ આવ્યા હતા, અને નવસારી આવ્યા પછીજ શનજાણ તો ગયલા હતા. એ વાતને ટેકો આપનારી એક ત્રાંબાની પ્લેટ, જે નવસારીમાંથી મળી આવેલીછે, અને જે આરકીઑલૉજીના મહાન આશક પંડીત ભગવાનલાલ ઇદ્રજીએ રૉયલ એશીઆટીક સોસાયટીમાં તરજુમા સહ આપીછે તે ઉપરથી સિદ્ધિ મળેછે, જે બિના આપણે પાછળથી પકડીશું. એટલું તો ખરૂં કે, શનજાણની લડાઈ થવા પહેલાં છુટાછવાયા પારસીઓ નવસારીમાં આવ્યા હતા.

પરંતુ નવસારીમાં મોટા જથ્થામાં વસવાને અને ધંધો કરવાને પારસીઓ આવ્યા, તેતો છેક ઈ. સ. ૧૧૪૨માંજ હતા. ત્યાર પછીની હકીકત કેટલેક ભાગે સત્તાવાર મળેછે તેનું કારણ એજ છેકે, ઈરાનથી નાશી આવ્યા પછીની દરેક બાબદનો માયાકુલ દેવાલ આપણા નવસારી વતનનાજ વતની મોબેદ બહમન કેકોબાદે ઈ. સ. ૧૬૦૦ માં "કીસ્સે શનજાન" નામની કેતાબમાં લખી રાખેલો આપણુ નોશાકરાઓને વારસામાં મળ્યો છે. તે પ્રમાણે શંજાણમાં પારસીઓને આશ્રો આપનાર હિંદુ રાજા હતો, *અને તેણે જેમ બે વાર લગ્નના આશીરવાદ સારવાની-હથ્યાર છોડવાની-વગેરે શરતો* કરાવી આશરો આપ્યો હતો, તેજ મુઆફેક નવસારીના ચાલુક્યવંશના ધારગરીનાં, પડતીમાં આવેલાં રાજ તરફથી એક શરતે પારસીઓને આશરો આપવામાં આવ્યો હતો એમ કહેવાયછે. તે શરત એ હતી કે, અત્રેની નાગતલાવડીમા વસતો, આગળ કહી આવ્યા તે જાલમ નાગ લોકોને બહુ હેરાન કરતો હોવાથી વેહેમી હિંદુઓ તેને મારતા નહોતા, તેને જો પારસીઓ મારે તો નવસારીમાં તેમને રહેવા દેવા. પવિત્ર પારસીઓએ નેઆગાનોના પુન્ય પ્રતાપથી અને અવસ્તાના પાક કલામની મદદથી જે દરમાં તે નાગ ભરાઇ બેસતો હતો, તેના ઉપર માંથ્રવાણી ભણી મેખ મારી. આગળ ચાલતાં કથા કહેછે તેમ, પારસીઓએ રાજાને નાગ સપડાયા બદલ ખાત્રી આપી, પણ રાજાએ માન્યું નહીં. પારસીઓએ તેને અબોલો રહેવા વિનવ્યું, પણ અજીદ થઇ ખાત્રી માગી. તે પારસીઓએ રાજાને ચેતાવ્યો, કે તારા રાજની પણ ખરાબી થશે, એમ કહી મેખ કાઢી તો નાગના લોહીમાં ખરડાયલી નીકળી. રાજા કહે પાછી મારો, પારસી કહે

**રાજા સધરા જેસંગની નવસારીમાં સ્વારી*:**—" ગૂર્જરેશ્વરે (સિદ્ધરાજે) મુંબાઈ સુધી ઉત્તર કોકણનો મુલક ગુજરાત જોડે ભેળી દીધો ને સાષ્ટી બેટમાં જબરૂં થાણું બેસાડ્યું. ત્યાંથી વધારે ઉત્તરમાં આવતાં સંજાણમાં અને આસપાસનાં ગામોમાં તેણે નવી જાતના લોક જોયા. દમણ, વલસાડ, ગણદેવી, વાંસદા, ધરમપુર અને માંડવીના રાજા, ગુર્જરેશ્વરને ભેટ મુકવા આવ્યા તે વખતે મોટો દરબાર ભરવામાં આવ્યો અને મહારાજાએ એ માંડલિક રાજા, ઠાકોર, મોટા જાગીરદાર દેસાઇ, વગેરેને સરપાવ આપ્યા, તે વેળા સંજાણના રાજાએ દસ્તુર મનીચેર નામે એક નવા લોકના વડાને મહારાજાની હજુરમાં આણી ઓળખાવ્યા. દસ્તુરજીએ મહારાજાને ખોબે ભરી સુનઇઆની ભેટ મૂકી, તે ગુર્જરપતીએ તેને શાલજોડી, મોતીની માળા, સુંદર ઘોડો વગેરેનો સરપાવ આપ્યો. એ દસ્તુર જોડે મહારાજાને કેટલીક એકાંત મુલાકાત થઇ તેમાં, તેણે પારસી લોકને પોતાનો દેશ તજી આ દેશમાં શા વાસ્તે આવવું પડયું તેનાં કારણ કહ્યાં. મનીચેરે પારસી રાજ્યનો ઇતિહાસ વર્ણવ્યો. તે સિદ્ધરાજને મનોરંજક અને તેનો છેલ્લો ભાગ ખેદકારક લાગ્યો. મુસલમાન ધર્મની ઉત્પત્તિ, તેનુ ઉતાવળે પ્રસરવું, ઇરાનના ઘણાખરા લોકનું મુસલમાન થવું, થોડાનું પોતાનાં ઘરબાર, વાડી, વછેરા, સગાંવહાલાં વગેરે તમામ પાછળ મૂકી બહુ બહુ દુઃખ વેઠી અત્રે નાશી આવવું, અહિં આવ્યા પછી ઘણાંક વરસ લગી તેમને પડેલી અડચણો અને મુશીબતનો હેવાલ સાંભળી મહારાજના ઉદાર મનમાં દયા આવી. દસ્તુરજીનો હાથ પકડી જયસિંહદેવે કહ્યું કે આપને પાછા સ્વદેશ જવાની ઇચ્છા હોય તો આપની અન્જુમનને મેળવી સર્વનો વિચાર પૂછી બહુ મતે જવું ઠરે તો મને ખબર કરજો. મારાથી બનશે તેટલી મદદ હું આપીશ. દસ્તુરજી કહે પંચાયતને મેળવી એ વાત પુછવાની જરૂર નથી. જેમ હમારા આ દેશમાં વસનારા આર્યભાઇનો ચાલ છે કે જેને પેટે દીકરો નથી હોતો તે પોતાના કુંટુંબી કે ગોત્રીમાંથી દોહીત્રને, ભાણેજને કે બીજા કોઇને દત્તપુત્ર કરી લેછે તેમ હમારૂં રાજ્ય પાયમાલ થયું, હમારો યઝદેઝર્દ પાદશાહ પડયો, હમારા મોટા મોટા અમીર ઉમરાવ, પહેલવાન, મોબેદો વગેરેનો નાશ થયો ને હમારા પ્યારા દેશની ખરાબી થઈ ત્યારે હમે તે છોડી, હમારા આતશને લેઈ અત્રે આવી વસ્યા ને આનેજ હમારો દેશ કર્યો. અહિંના લોક આર્ય છે, હમે પણ આર્ય છીએ. એટલે બન્ને પિતરાઈ તો હતા તે હવે ભાઈ થયા. ઘર ભાગી પડયું ત્યારે નવું બાંધી તેમાં વાસ કર્યો, તો પછી પાછા ખંડેરમાં રહેવા શા વાસ્તે જઇએ ? ત્યાં હમે સુખે જીવી શકીએ નહિ, ત્યાં હમારો પાક ધર્મ પાળી શકીએ નહિ. અહિંજ આપ મહારાજાધિરાજની અને આપના માંડળિક રાજાની મહેરબાની હમારા ઉપર જારી રહે અને ઉદ્યોગમાં હમે બીજા દેશી લોકની જોડે દિલથી સામીલ થઇએ એવી હમારી પૂરી ઇચ્છા છે. હમારા લોક ઉદ્યોગી, પરાક્રમી અને પરોપકારી છે, હમે એકલપેટા નથી, હમે અતડા નથી. બિન હરકતે આ દેશમાં વસવાની, ઉદ્યમ કરવા દેવાની, જમીન વેચાતી લેવાની, ધન જોડવાની અને હમારા પૂર્વજોનો પાક દીન પાળવાની રજા આપી આજ સુધી હમારૂં રક્ષણ કર્યું છે

* જુઓ રા. સા. મહિપતરામ રૂપરામનો "સધરાજેસંગ" પાન ૧૧૦ થી ૧૧૩ સુધી.

હવે વાત ગઇ. નાગ નાશીને ખસી બેઠો. ત્યારબાદ ધારગરીનું રાજ તુટયું, એટલેવહેમ ખરો પડયો. એ ધારગરી ગામ નવસારીથી ૨-૩ માઇલ ઉપરજ આવેલું છે, જ્યાંનો હિંદુ રાજા નવસારીના મીર્આંઓના કોટવાલી જગાએ આવતો હતો. આગળ જણાવ્યું તેમ પેલા નવ સૈયદોએ એલમના જોરથી શ્રાપ દઇ એ કોટ ઉપરનું રહેઠાણ જમીનમાં ઉંધું માર્યું, તેથી કહે છે કે, એ કોટની જગા ખોદતાં બધું ઉંધું નીકળે છે. યાને પહેલાં પાયા, ને પછી મોરી ચોતરા વગેરે સઘળું ઉંધું નીકળે છે.

ઉપર આપણે નાગને મેખ માર્યાનું કહી આવ્યા તેના ટેકામાં મી. રબાડીની કેતાબ ઉપરથી એવો સાર નીકળે છે કે, પહેલા આવેલા પારસીઓ શાંહકુવા આગળજ વસતા હતા, પણ છેડાયલો નાગ દુઃખ દેશે એવા ખ્યાલથી તેઓ હાલ જ્યાં વસતી છે તે તરફ આવી રહ્યા. જે વિષે પાછળથી આપણે લબાણથી સમજાવીશું. નવસારીમાં પારસીઓએ ગાળે ગાળે સ્વતંત્ર રાજ ચલાવા માંડયું હતું. તે એટલા સુધી કે, ફોજદારી, દિવાની, મુલકી, લશ્કરી, ધરમની કે સંસારની સર્વ સત્તા પારસીઓના હાથમાં હતી. તે વખતમાં એટલે ઇ. સ. ૧૩૯૮ના અરસામાં ગુજરાત પ્રાંતમાં કોઇ ચોક્કસ રાજા કે પાદશાહનો કાબુ કે હકુમત નહોતાં. અમદાવાદનો નવો સુલતાન નાગમંડળના રાજ્ય પાસે ખંડણી લેતો હતો, ને ખંડણી ભરનારા પણ પાછળથી તો નવસારીના પારસી રાજાઓજ હતા. તે વેળાએ પારસીઓ સંપથી ચાલતા. નવસારી અને તેની આસપાસ ગુજરાત તરફ ફરી ગયલા છેક નવમી સદી વખતના મુસાફરોના લખાણ ઉપરથી જણાય છે કે, ઈ. સ. ૮૮૭માં જ્યારે **મસુદી** નામનો મુસાફર આવ્યો ત્યારે અહિંઆં તેને પારસીઓ જણાયા નહોતા. પરંતુ ઇ. સ. ૯૨૨ માં **મીસર બીન મુખાહીલ** નામનો અરબ મુસાફર આવ્યો હતો તેણે, હિંદુ સ્થિતિમાં રહી પોતાનો જરથોસ્તી ધરમ સાચવતાં પારસીઓને દીઠા હતા. એ ઉપરથી અનુમાન થઇ શકે કે, દીવથી નાસી આવેલા સનજાન અને નવસારીમાં એકીજ વેળાએ પારસીઓ ઉતરી પડેલા હોવા જોઇએ. વળી ઈ. સ. ૧૩૨૦માં સુરત, ભરૂચ, નવસારી, વગેરેની આસપાસના લત્તા તરફ ફરી જનાર ફ્રેન્ચ મુસાફર જોર્ડન્સનું લખાણ "દી. બે. મઝદયશની" માં જણાવ્યું છે કે, "આ ભાગમાં મુર્તીપુજકની એક નવી જાત વસેછે તે આતશને માનેછે, તેઓ લાસને દાટતા કે બાળતા નથી પણ વગર છાપરાંના મીનારામાં ખુલી મૂકેછે, ત્યાં જાનવરો ખાઇ જાયછે. તેઓ રોશની તથા અંધારૂં-ભલાઇ તથા બુરાઇ, એ બે તત્વો ધ્યાનમાં રાખી ભલે સ્તે ચાલેછે." ત્યારબાદ એક ઇટાલીઅન સાધુ આ તરફ આવેલાનું કહેવામાં આવેછે. વળી "સધરા જેસંગ" નામની કેતાબમાં સિદ્ધરાજ જયસીંગ રાજા ખુદ નવસારીમાં આવી અત્રેના પારસીઓની સખાવતને માટે મોટાં ઇનામ આપી ગયલાંની છેક નવમી સદીની કથા લંબાણથી લખીછે. જો કે આ એક કથાછે, અને એ કથા "મુંબઇ સમાચાર"માં કોઇ લખનારે ચાર વર્ષ ઉપર ખરી બનેલી વાત હોય તેમ ઉતારી લીધાથી હમે તેનો રદ જવાબ આપ્યો હતો, તથા એ કથા તે કથાજ છે, અને હમે તેને ખરી માનતા નથી, તો પણ નવસારીની અને પારસીઓની તે વેળાની હાલતનો ખ્યાલ થવા સારૂ એ કથા હમો નીચે ઉતારી લઇએ છીયે.

**રાજા સધરા જેસંગની નવસારીમાં સ્વારી.** —" ગુર્જરેશ્વરે (સિદ્ધરાજે) મુંબાઈ સુધી ઉત્તર કોકણનો મુલક ગુજરાત જોડે ભેગી દીધો ને માહીમમા જબરૂ થાણુ બેસાડ્યુ ત્યાથી વધાર ઉત્તરમા આવતા સંજાણમા અને આસપાસના ગામોમા તેણે નવી જાતના લોક જોયા દમણ, વનસાડ, ગણદેવી, વાસદા, ધરમપુર અને માડવીના રાજા, ગુર્જરેશ્વરને ભેટ મુકવા આવ્યા તે વખતે મોટો દરબાર ભરવામા આ યો અને મહારાજાએ એ માડલિક રાજા, ઠાકોર, મોટા જાગીરદાર દેસાઇ, વગેરેને સરપાવ આપ્યા, તે વેળા સંજાણના રાજાએ દસ્તુર મહીયાર નામે એક નવા લોકના વડાને મહારાજની હજુરમા આણી ઓળખાવ્યા દસ્તુરજીએ મહારાજાને ખોબો ભરી સુનઇઆની ભેટ મુકી, ને ગુર્જરપતીએ તેને શાલજોડી, મોતીની માળા, સુદર ઘોડો વગેરનો સરપાવ આપ્યો એ દસ્તુર જોડે મહારાજને કેટલીક એકાત મુલાકાત થઇ તેમા, તેણે પારસી લોકને પોતાનો દેશ તજી આ દેશમા શા વાસ્તે આવવુ પડ્યુ તેના કારણ કહ્યા અની ચેર પારસી ગ ત્યનો પ્રતિહાસ વર્ણવ્યો તે સિદ્ધરાજને મનોરજક અને તેનો છેલ્લો ભાગ ખેદકારક લાગ્યો. મુસલમાન ધર્મની ઉત્પત્તિ, તેન ઉતાવળે પ્રસરવુ, ઇરાનના ઘણાખરા લોકનુ મુસલમાન થવુ, થોડાનુ પોતાના ઘરબાર, વાડી, વજીફા, સગાવહાલા વગેરે તમામ પાછળ મૂકી બહુ બહુ દુ ખ વેઠી અત્રે નાશી આવવુ, અહિ આવ્યા પછી ઘણાક વરસ લગી તેમને પડેલી અડચણો અને મુશીબતનો હેવાલ સાભળી મહારાજના ઉદાર મનમા દયા આવી દસ્તુરજીનો હાથ પકડી જયસિહદેવે કહ્યુ કે આપને પાછા સ્વદેશ જવાની ઇચ્છા હોય તો આપની અન્જુમનને મેળવી મસલતનો વિચાર પૂછી સહુ મતે જવુ ઠર તો મને ખબર કરજો મારાથી બનશે તેટલી મદદ આપીશ દસ્તુરજી કહે પચાયતને મેળવી એ વાત પુછવાની જરૂર નથી જેમ હમારા આ દેશમા વસનારા આર્યભાઇનો ચાલ છે કે જેને પેટે દીકરો નથી હોતો તે પોતાના કુટુબી કે ગોત્રીમાથી દોહીત્રને, ભાણેજને કે બીજા કોઇને દત્તપુત્ર કરી લેછે તેમ હમારૂ રાજ પાયમાલ થયુ, હમારો યઝદેઝર્ પાદશાહ પડ્યો, હમારા મોટા મોટા અમીર ઉમરાવ, પહેલવાન, મોબેદો વગેરેનો નાશ થયો ને હમારા પ્યારા દેશની ખરાબી થઈ ત્યારે હમે તે છોડી, હમારા આતશને લેઈ અત્રે આવી વસ્યા ને આનેજ હમારો દેશ કર્યો અહિના લોક આર્ય છે, હમે પણ આર્ય છીએ એટલે બન્ને પિતરાઈ તો હતા તે હવે ભાઈ થયા ઘર ભાગી પડ્યુ ત્યારે નવુ સાધી તેમા વાસ કર્યો, તો પછી પાછા ખડેરમા રહેવા શા વાસ્તે જઇએ ? ત્યા હમે સુખે જીવી શકીએ નહિ, ત્યા હમારો પાક ધર્મ પાળી શકીએ નહિ. અહિંજ આપ મહારાજાધિરાજની અને આપના માડળિક રાજાની મહેરબાની હમારા ઉપર જારી રહે અને ઉદ્યોગમા હમે બીજા દેશી લોકની જોડે દિલથી સામીલ થઇએ એવી હમારી પૂરી ઇચ્છા છે હમારા લોક ઉદ્યોગી, પરાક્રમી અને પરોપકારી છે, હમે એકલપેટા નથી, હમે અતડા નથી ગિ। હરકતે આ દેશમા વસવાની, ઉદ્યમ કરવા દેવાની, જમીન વેચાતી લેવાની, ધન જોડવાની અને હમારા પૂર્વજોનો પાક દીન પાળવાની રજા આપી આજ સુધી હમારૂ રક્ષણ કર્યુ છે

* જુઓ રા સા મહિપતરામ રૂપરામનો 'સધરાજેસ ।' પાન ૧૧૦ થી ૧૧૩ સુધી

તેનુ કર્યા કરો અને હમે વાખાના મારા પરદેશી ઉપર દયા કરીછે તેવી જારી રાખો ને કૃપા કરી હમને સ્વદેશી, ને આપની સેવા બજાવનારી પ્રજા ગણો, એ હમારે માગવાનુ છે આમ બોલતા દસ્તુરનુ મુખ ન્હાનકડુ થયુ ને તેની આખમાથી આસુ વહ્યા.

સિદ્ધરાજે તેને ધીરજ આપી કહ્યુ "તમે અને તમારી કોમ હમારા દેશમા નિર્ભય રહો તમારા ગામના રાજાથી મારા જાણવામા આવ્યુ છે કે પારસી લોક રૂડી ચાલના, ભલા, મહેનતુ, હોશીઆર, તેજવાળા, જાગૃત છે, ટંટો ફીસાદ ન કરતા સારી રીતે વર્તે છે, એ જાણી હુ રાજી થયો છુ. હુ તમારૂ રક્ષણ કરીશ અને મારી બીજી રૈયતમા અને તમારામા કાઈ ભેદ ગણીશ નહિ, એટલુજ નહિ પણ તમારામાથી જે યોગ્ય જણાશે તેમને મારી સેનામા અને મારા દરબારમા નોકરી આપીશ, કારભારીઓમા દાખલ કરીશ, અને મોટા હોદ્દા અને જાગીરો યોગ્યતા પ્રમાણે આપીશ." બીજે દીવસે સવારે સંજાણના મોટા આતશ બહેરામના દર્શન મહારાજે કર્યા, અને સાજે મુખ્ય પારસી ગૃહસ્થોને દરબારમા બોલાવી મળ્યા. એ વેળા તેમના સમક્ષ દસ્તુર મનીયેરને પાલખી તથા છડી આપી તેના ખર્ચને માટે જમીન આપી પારસીઓ એથી બહુ ખુશી થયા ને કેટલા ગૂર્જર પતિની સેવા કરવાને તેની જોડે પાટણ ગયા.

સંજાણથી મહારાજની સ્વારી નવસારી આવી પાછલે પહોરે સિદ્ધરાજ ગુપ્ત વેશે નગરમા ફરવા નીકળી. રાજા મૂકી આગળ ગયા એટલે એક આધળી ડોસી ભૂખે ટળવળતી હતી સવારનુ તેને ખાવા મળ્યુ નહતુ ત્યા થઈ એક દયાળુ શ્રાવક શેઠ એ ત્રણ લોટનુ પોટલુ લેઇને જતો હતો. સિદ્ધરાજે તેને કહ્યુ, શેઠ આ આધળી બાયડીને એમાથી લોટ આપો વાણીઓ કહે એ તો કીડીને દરે ચપટી ચપટી મૂકવાનો છે. હુ ગામમા કીડીઓના દર શોધુંછુ ને જ્યા જડે ત્યા એમાથી ચપટી મેલુછુ સિદ્ધરાજ કહે આ માણસજાત છે, આધળીછે, ઘરડી અશક્તછે, એને આપવામા ઓછી દયા શા માટે? શ્રાવક કહે એ તો બોલેછે, કીડીઓ બાપડી કાઈ બોલેછે? સિદ્ધરાજ કહે ", બોલે માટે દયાને પાત્ર કેમ નહિ? કીડીઓ તો ઉદ્યોગ કરી કણ ભેગા કરી પોતાના દરમા ભરેછે તે કાઈ માણસના ઉપર આધાર રાખતી નથી " પેલા જડસાએ વાત માની નહિ ને ચાલ્યો ગયો. સિદ્ધરાજે તે ડોસીને પાવલી આપી ડોશીએ પાછી આપી કહ્યુ, બાપજી તમારૂં ભલુ થજો, પરમેશ્વર તમારૂં કલ્યાણ કરજો. બાપજી મારાથી ઊઠાતુ નથી, હુ પગે રહી ગએલી છુ, ને આધળી છું, મને તો લોટ આપો તો રાટલો વડી આ પાસેના ઝાડ તળે ચૂલો કર્યોછે તે પર સેકી ખાઉં. સિદ્ધરાજે બજારમા જઇ લોટ આણી આપ્યો. ત્યાથી રાજા ચાલ્યો ચાલ્યો સમુદ્રકાંઠે ગયો. દરિયો શાત જોઇ હોડીમા બેશી તેણે સેહેલ કરી પાછો નગરમા આવ્યો ત્યારે પહોર રાત ગઇ હતી. બજાર બધ થયો હતો ને લોકની આવજા પણ ઝાઝી નહતી પારસી વાડામા થઇ જાયછે તેવામાં એક પારસીના ઘર આગળ એક આદમી ખાધે રોટલાની મોટી ઝોળી ભેરવી ઉભેલો દીઠો દેખ એ મણનો બોજો હશે એટલા બધા રોટલાને આટલી મોડી રાતે શુ કરશે તે પૂછવાનું કરેછે તેવામા તે ઘરના બારણા ઉઘડ્યા ને ઘરનો ધણી પુખ્ત ઉમ્મરનો પારસી બહાર આવી આગળ ચાલ્યો, ને તેની પાછળ રોટલાવાળો ચાલ્યો તેઓ શુ કરેછે તે જાણવાની જીજ્ઞાસા રાજાને એટલી થઇ કે રાજ ચાલ્યો છતા તેમની પૂઠે

ગયો. એ કાળે, નવસારી મોટું શહેર હતું ને ત્યાં મુસાફરોની આવજા ઘણી હતી. નગરમાં કેટલાક મહોલ્લામાં મહેનત મજૂરી કરનારા રહેતા, કેટલાકમાં કારીગરો, કેટલાકમાં ધનવાન વેપારી, એમ જૂદા જૂદા ભાગમાં જૂદા જૂદા પ્રકારની વસ્તી હતી. એ પારસી અને તેનો માંથી મહોલ્લે મહોલ્લે મધરાત સુધી ફર્યો. ધર્મશાળામાં, તથા બીજા વટેમાર્ગુને ઉતરવાનાં સ્થળે ગયા અને અંતે ટેડવાડે થઇ પાછા ઘેર આવ્યા. જ્યાં ભૂખ્યું માણસ જોયું ત્યાં ઊભા રહી તેને પેટ ભરીને રોટલા ખવડાવ્યા. રોટલાની જોડે, ચપટી મીઠું, ને બે મરચાં આપ્યાં. તે ખાઇ રહેવા આવે કે આગળ ચાલે. જ્યાં ભૂખ્યાનો ઢોંગનો વહેમ સુદ્ધા જણાય નહિ ત્યાં તે આદમી ધરાય એટલા રોટલા આપી આગળ ચાલે. એમ કેટલાંક અપંગ તેણે જમાડયાં, કેટલાંક માંદાને જમાડયાં. એમાં મજૂરી કરી રોજ પૈસા આવે તેનો લોટ કે ખીચડી લાવી રાંધી ખાનારાં, પણ માંદાં હોઇ અશક્ત થઇ જવાથી મજૂરીએ જવાયું નહિ ને ઉધાર કોઇએ ધીરેલું નહિ તેવાં હતાં. પાસે હોય તો ખાય, નહિ તો ભૂખ્યાં સૂઇ રહે, પણ ભીખ માગવા જાય નહિ એવાં કેટલાંક, છેક ઘરડાં થઇ ગયેલાં કે ઊઠવાની શક્તિ નહિ તો માગવા ક્યાંથી જવાય, એવાં ભૂખે મરતાં આદમી તથા તેમનાં બાળકને તેણે સંતોષ્યાં. બીજે દિવસે સિદ્ધરાજે તે પારસીને તેડાવી રાતની વાત પૂછી. રાજાએ કહ્યું, આરંભથી તે અંત સુધી થોડે છેટે હું તમારી પાછળ પાછળ આવ્યો હતો. પારસી કહે મહારાજ, મેં આપને દીઠા નથી ને મારા સાથીના જોવામાં પણ આવ્યા નથી. આજસુધી એ વાત મને કોઇએ પૂછી નથી ને મેં કોઇને કહી નથી. ભૂખથી પીડાતાં માંદાં, અપંગ, ઘરડાં, બાળક હોવાથી, કે કોઇ બીજાં કારણથી જેને ખાવાને અન્ન ન મળ્યું હોય એવાંને હું નિત્ય રોટલા જમાડું છુ, પણ તે વાત છાની રાખુ છું. જાતિભેદ ન ગણતાં સર્વ મનુષ્યને ખુદાનાં બચ્ચાં ગણું છું. મારો સાથી બ્રાહ્મણ હતો. તે મારો એ કામપર રાખેલો નોકર છે. બ્રાહ્મણના રોટલા ખાવાને કોઇ હરકત લેતું નથી, માટે તેને રાખ્યો છે. કીર્તિને માટે હું દાન ધર્મ કરતો નથી. જે દાનને પાત્ર જણાય, તેને હું ગુપ્તદાન કરું છું. અશક્તને રોટલા ખવાડું છું તે માત્ર પરમેશ્વરની ખાતર. તે બધું જુએ છે ને જાણે છે. આપને અરજ કરું છું કે આ બાબત છાની રાખશો. હું વેપારી છું; પૈસે ટકે સુખી છું. સુખી છું એટલે હું પોતાને સુખી માનુ છું, કેમકે ' લોભનો કાંઇ થોભ નથી. ' ધનથી માણસ ધરાતા નથી તેથી સન્માર્ગે ખરચી શકતા નથી, અને મારી સતકમાઇથી જે મળે છે તેમાં સંતોષ માનું છુ. હું જૂઠું બોલતો નથી, કપટ કરતો નથી ને ઉદ્યોગ ઝાઝો કરું છું. એ પ્રમાણીકપણે જે મળે છે તેમાંથી થોડો ભાગ ભૂખે પીડાતાં દુખી માણસને રોટલા જમાડવામાં ગુપચૂપ ખરચું છું. તેઓ નિર્ધન છે પણ મારાં બાઇભાઇ છે. ખાવાનું નહિ મળવાથી રાત્રે જેમને ભૂખ્યાં સુવું પડે તેમને માટે એ પ્રમાણે પહોર રાત ગયા પછી નિત્ય ફરું છું. સિદ્ધરાજ કહે, ધન્ય છે શેઠ તમને ! માગમાગ ! માગો, તમારે જે જોઇએ તે માગો. શેઠ કહે, મહારાજની મહેરબાની ઇચ્છું છું. સિદ્ધરાજ કહે, તમારાં કૃત્યથી તે મળી છે. માટે તેને પેટે જમીન આપું તે લો ને તેમાંથી એ ખરચ કરો. જોઇએ તો લાખ બે લાખ દામ રોકડ આપું તેના વ્યાજમાંથી એ રૂડો ખરચ નીકળશે ને

બીજે વધારે કરી શકશે. શેઠ કહે, તેમાં મને શો લાભ ? તેનું પુણ્ય તો આપને મળે. સિદ્ધરાજ કહે, તો મોટી પદવી, મોટા ખિતાબ, ને પાલખી આપું તે સ્વીકારો. શેઠ કહે, તેથી મારૂં પુણ્ય બળી જાય; ખોદાને દફતરે મારે ખાતે જમે થાય નહિ; તે આપને દફતરે ચડે અને ખોદા આપને ખાતે જમા કરે.' આ ધર્માત્મા પારસીથી આશ્ચર્ય અને બોધ પામી મહારાજે તેને શેલું પાઘડી ને દુશાલો આપવાને મંગાવ્યાં. પારસી સદ્ગૃહસ્થ હાથ જોડી કહે મારે કાંઇ નહિ જોઇએ. સિદ્ધરાજ કહે, બીજું કાંઈ નહિ લો તો ભલે, પણ આ મારી આંગળીની વીંટી કાઢીને આપું છું તે લેવી પડશે. તમને કે તમારા ફરજંદને માથે સંકટ આવી પડે તે વખતે એ મુદ્રા મને દેખાડશો કે મોકલશો એટલે તે હું ટાળીશ. તમારૂં નામ શું ? શેઠ કહે, "જી મહારાજ, મારૂં નામ સોરાબજી શાપુરજી બંગાળી." વીંટી આપી તે બે હાથે ધરી સોરાબજી શેઠે નમીને લીધી અને તેને ચુંબન કરી પોતાની આંગળીએ પહેરી. પછી નમસ્કાર કરી પાછે પગે દડતા દડતા રાજાની હજૂરમાંથી જવા લાગ્યા. સિદ્ધરાજે ઊઠી તેનો હાથ ઝાલી તેમ કરતા અટકાવી તેમની જોડે ચાલતાં બારણા સુધી વાતો કરી બહુ માન સાથે તેમને વળાવ્યા."

---

## પ્રકરણ ૫૫ મું. હિંદુ રિવાજોનું અનુકરણ.

---

એ મુસાફરો ઉપરાંત, આપણા ધરમના દિવાની જોત પાછી અસકનાર ફ્રેન્ચ અભ્યાસી ઍંકવીટલ ડુ પેરોં નવસારીમાં આવ્યો હતો, અને તેણે જામાસપ આશાવાલા જમશેદ દસ્તુર સાથે જે મુલાકાત મોટા દેશાઇની "મોટી જમશેદ વાડી"માં લીધી હતી તેનું બ્યાન તેને ઠેકાણે આપણે વાંચીશું.* ઇ. સ. ૧૦૦૦ થી ઇ. સ. ૧૪૦૦ સુધીમાં હિંદુઓ સાથના વહેવાર વસવાટથી પારસીઓ હિંદુઓ જેવા થઇ ગયા હતા. તેઓનું નવસારીમાં નાનકડું જેવું રાજ ચાલવા છતાં તેઓ લગભગ હિંદુ રાજાજ મનાતા. તે વેળાએ પારસીઓના નામ કેવાં ? હાંસજી, ફકીર, ભીખીઆ, જોગીઆ, નરસંગ, ધના વગેરે હિંદુ નામો પારસીઓનાં હતાં ! તે વેળાએ નોશાકરા પારસીઓનો પોશાક કેવો ? બાડેલાસાહી લાલ પાઘડી, પોત્યાં ને ધોત્યાં એતો તેમનો પેહેરેવેશ ! વળી તે વેળાની પારસણોના નામ કેવાં ? માલણબાઇ, જીવીબાઇ, ધનાબાઇ વી. તેણીઓનો પોશાક કેવો ? તો કેડે ઘાઘરા ઘાલતાં ને ચણિયાની ચૂડ ચડાવતાં ! પગમાં સપાટ શાની ને વાત શાની? લાકડાના સુથ, નથની, ડોહ્લા એ તો તેઓના ઘરેણાં હતાં ! પારસીઓ પણ કાને સોના રૂપાની વાલી પહેરતા. હિંદુ માફક આખું માથું મુંડાવીને વચમાં ચોટલી રખાવતા. ઘણાઓ દાઢી મુંછ પણ બોડાવીને સુતકમાં હોય તેવા ફરતા. તેઓની રીતભાત કેવી ? ઝાડો, પીછી, દોરા, ચીઠી, છુમંતર, દેહરાં, થાનક, વગેરે તમામ રીતભાત મરદો તેમજ ઓરતો રાખતી. અંધ્યારૂઓ પણ તેવા દોરા, ચીઠી આપી પોતાનું ગુજરાન કરતા. વળી ઘણાકો દીન ધરમને ક્રિયા કર્મ ઉપર પણ ઓરતવાર

---

*જુઓ મોરદુ એકવીટલ ડુ પેરોંના ફ્રેન્ચ પુસ્તકનો અંગ્રેજી તરજુમો પાન ૩૮.

રહેલા હતા. પણ તે વેલાના પારસીઓ માટે વળી એક ગમ લખેછે તે વાત ઘણી અજાયબ જેવી લાગેછે કે, તેઓ હિંદુની માફક લાકડાંની કરકટી યાને ગેહાંન વાપરતા! હિંદુઓ સાથે એકબીજાને લાસ ઉચકવા મદદ કરતા! તેમણે અહેરેમની ચાલ પકડેલી હતી, અને તેઓનાં ઘર કરતાં દોખમાં ભલાં, એવી હાલત થઇ પડેલી, નજરે જોનાર લખી જાયછે. એટલુંજ નહીં પણ પોતાના ઘરોમાં દેવ વટીક પારસીઓ બેસાડતા હતા. દેસાઇઓના અમલમાં તે વહેમો તોડવામાં આવ્યા પછી પણ ઘણી ગમ છુપકીથી પેટીમાં મૂર્તિઓ રાખી પુંજતા હતા. એ અગાઉ નવસારીમાં પહેલા આવનારા ઈરાની પારસીઓના નામ અદેબાર, માહઅદેબાર, ખએરાદ, મરદાનશાહ, જાંહાબાદ, વગેરે હતાં. તેઓનો પોશાક શુદ્ધ ઇરાની હતો. પણ તે વખત બદલાઇને આજ સુધીમાં આ નવસારી ભૂમી ઉપર કેવા કેવા વીરલાઓએ જન્મ લીધોછે તે તો જૂઓ!

ત્રેજન, હેદ્રીઅન, અને થીઓડોસિયસ જેવા મહાન રાજદ્વારીઓ ધરાવવા માટે, તથા મહાન લેખક કવીન્ટીલ્યન કેલાહોરાને જન્મ આપવા માટે, તથા મહાન કવિ માર્શ્યલની જન્મભૂમી હોવાને માટે, તથા માર્સસ એનીઅસ સેનેકા જેવો ફરેસ્તાઇ ખસલતના ફીલસુફ બેટો જન્મવા માટે, જે પ્રમાણે સ્પેન દેશનું કોર્ડોવા શેહેર આજે બધામાં વડાઇ લેવા કરેછે, તેવા નામવર બેટાઓ, નવસારીના રત્નો, અને પ્રકાશિત હીરાઓ, આપણા ચાંગાશા, માંગાશા, મેહેરજીરાણા, દારાબ પાલહણ, ખુરશેદજી દેશાઇ, મંચેરજી ખુરશેદજી દેશાઇ, જામાસ્પ આશા, મીનોચેર હોમજી, સર જમશેદજી જીજીભાઇ, દાદાભાઇ નવરોજજી અને જમશેદજી તાતા, નવસારીના વીરલાઓ થઇ ગયાથી આ ગરીબ ભૂમી અને ગરીબ કલમ માન ને મગરૂરી લે, તો તે બરહક છે. એ નંગો નવસારીની ખાણમાંથી નીકલ્યાંછે. કોર્ડોવા શહેર સાથની એટલી જ સરખામણી બસ નથી; પણ રોમન સંસ્થાનના સારી આબોહવાના મથક લેખે જેમ રોમન પાદશાહ **ઑગસ્ટસે** કોર્ડોવા શેહેરને ચુંટી કાઢયું હતું, અને તેને "પેત્રીસ્યન કૉલોની" યાને કુલીન સંસ્થાનનું મોટું ઉપનામ આપ્યું હતું, તેજ પ્રમાણે કામદીન જરથોસ્ત નામના જે પારસીએ પોતાના પહેલાં પવિત્ર પગલાં નવસારીમાં મૂકયાં, તેણે ઈ. સ. ૧૧૪૨ માં અત્રે આવી ધરમ ટેકડીવાળી સારી હવાની જગાને તેવું નામ આપ્યું. નવસારીના પારસીઓ કોણની ઓલાદના છે એ સવાલનો જવાબ હંમેશાં ગોખી રાખવા જેવોછે, કે સંજાણના આતશબેહેરામની પહેલી બોય દેનાર વિદ્વાન દશતુર નેરીઓસંગ ધવલની ઓલાદના આપણ નવસારીના પારસીઓ છીએ. યાનેકે—

**શેહેરીઆર** નામે ઈરાનીના વડા બેટા
|
**શાપુર** ના વડા બેટા
|
**રાંમીઆર** ના વડા બેટા
|
**હોરમજદયાર** ના વડા બેટા
|
**મોવદ** ના વડા બેટા
|
**જરથોસ્ત,**

ની ઓનાદ નવસારીના પારસીઓની છે, અને તેજ મોવદના નાના બેટા બેહરામ ની ઓનાદના પારસીઓ તે ભરૂચવાના છે નવસારીમા અને સજાણમા એકીજ વખતે પારસીઓ આવ્યા હશે, તેમા મુખ્ય ભાગ બેહદીન વર્ગનો હોવો જોઇએ તેમા અથોરનાન વર્ગ નજીવો હોવો જોઇએ, કેમકે બેહદીન પારસીઓની વસ્તી વધવા લાગવાથી પારસી અધ્યારૂઓની ખુટ પડી તે કારણને લીધેજ કામદીન જરથોસ્તના બે દીકરાઓ નામે રાણા અને મોવદ સજાણથી મોબેદોની એક જોડ ધધાની મદદમા બોનાવી ત્યાથી હોમબહમન્યાર નામનો મોબેદ પોતાના બેટા ફ્રેદુનને સાથે લઈ, મએકુટુબ નવસારી આવ્યો એ ફ્રેદુનના ત્રણ બેટા હતા ૧ આશા, ૨ માહીઆર, અને ૩ ચાદા

પ્રથમ રાણા અને મોવદ ની એમ " બે પૉલ " યાને વિભાગ ઓળખાતા હતા તેમા ઉપના ૩ ભાગ્યાઓ વધવાથી " પાચ પૉલ " થઇ છે, જે આજ સુધી કાયમછે એ પાચે પૉલનાઓએ ધર્મક્રિયા સબધિ જૂદા જૂદા અધિકારો વહેચી લીધા, અને દરેક પૉલનો વડો તેનો જુદો ચલાવા લાગ્યો જે પ્રમાણે ખજાનાની કુચી રાખનાર પ્રધાન, નજદક માયસનાર પ્રધાન, ગજનો શીકકો નાખનાર, દફતર રાખનાર વગેરે ઈગ્લંડની સરકારમા દરજ્જાઓ છે, તેમજ જે પ્રમાણે આપણા ધર્મરાજ ગાયકવાડ સરકારમા દરબારની મીશલ રાખનાર તે ગોડબોલે, દફતર રાખનાર તે ફડનીસ, એવા જુદા વશ પરપરાના ચાલેછે, તેજ પ્રમાણે આ પાચ પૉલનાનાઓએ જૂદે જૂદે નામે જુદાઓ વહેચી લીધાછે તેમા પણ પેના આશા, માહીઆર, અને ચાદાની, પૉલ વાનાઓને તમામ કમાણીનો માત્ર નીમે હીસ્સો મલે, અને બાકીનો નીમે હીસ્સો તો નવસારીના અમલ પથકી કામદીન જરથોસ્તના દીકરા રાણા અને મોવદ એ બેજ જણા લીએ

---

## પ્રકરણ ૫૬ મું. પાચ પૉલ અને તેના અધિકારો, (પેટા કુટુબો સહ)

---

**૧— રાણાની પૉલ ઉર્ફે ડાકા પાલણની પૉલ** એ પૉલવાના ઉમદાપણામા હમાયસ્તે બેઆન તથા શરોશ ( અથવા શેશ ) પઢાવે યાને પારસીઓની એ જાતની ધર્મક્રિયાની મડાયણી કરાવે એ પૉલમા જે કુટુબો સમાયના છેતે —અથેછી, અર જાની, ઉમરીગર, કકરીઆ, કોહના, ખાધી, ગારૂ, ગેનખરીઆ, ગોઇઆ, ચગડા, ચરના, જમાસપઆશા, તાતા, થુથી, દારૂ, દાગશાહના, દીવાથાં, દોરડી, ધાના, ધાભર, નરીમાન, નાગવીવાના, પીરના, પોચ્યા દેશાઈ, બગલી, બનશા, બરજ પોરીયા, બરગના ભુથગ, ભડાગ, મછારી, મશાની, મુલના, મેહરજી રાણા, મેધર, મોબેદ બહમનના, નાજા, રાવ, લચરકના, વકીલ, વાના અને સુખીઆ મળી ૪૨ કુટુબો એ પૉલમા ગણેનાછે

એ પૉલવાના નિરગદીનનો કરને ગમે, યાને પારસીઓમા ધર્મને લગતી સર્વથી શ્રેષ્ટ ક્રિયા, કે જે ક્રિયાથી ગૌમુતને ઉચા પ્રકારની ક્રિયાથી શુદ્ધ કરી રાખવામા

આવેછે, તેની સંભાળ રાખવાનો આ હક છે. એ પૉલમાં જે કુટુંબો સમાયલાં છે

**૨— મોવદની પૉલ ઉર્ફે કાકા ધનપાલની પૉલ.** તે—અદગરા, કુકા, કાંગા, જેશંગ, ધાલી, નાદરશાહ, નાનીઆ પાંડેર, બોલીઆ, બુધ્ધેયા, બોગરા, ભેદવાર, માદન, સકનાતવાલા, શગરાગીના, અને કોજદાર મળી ૧૬ ખાનદાનો એ પૉલમાં આવેછે.

**૩—આશા ફરેદુનની પૉલ.** એ પૉલવાળા પહેલી પતેત માંડે. યાને એક જરથોસ્તી મરી જાય, તેના ઉઠમણાની ક્રિયા વખતે મરનારના વતી પસ્તાવો (પશેમાની) કરવાનું એક ભણતરછે, તે પહેલાં માંડવાનું કામ એ પૉલનું છે.* એ પૉલમાં જે કુટુંબો સમાયનાછે તે—અલુ, અવાશીઆ, આદરઆદના, ઉનવાલા, કપતાંન, કરીયું, કાતરક, કાવશદાદના, કાવશઅહમનના, કીકાં, કેઆશ, કોચા, કોટવાલ, ગાએ, ગેતીના, ગેગના, ગોભઇ, ગોગ, દાએઆ, દાનખાઉ, દૌલતાબાદીના, ધાબી, નવદર, નાગવા, પદમ, પરબુ, પાતના, પાદશાહ, પોચારા, પંથકી, ફકીનજી, ફટાકીઆ, બારેવાટ, બેહાક, બોદ, બાંનો, ભવાનના, ભોજલુ, ભમગગ, મલવા, મારકર, મોટા દેશાઇ, મોદી, મોગીઆ, રબાડી, રાજીઆ, રાનજી, લશ્કરી, વાછા, શહીઆર, શાહુરી, શીરવાઇ, શુખાખેદરા, શુજ, હમજીઆર, હાથીગમ, અને હાલું મળી ૫૭ વંશ એ પૉલમાં સમાયનાંછે.

**૪-માહીઆર ફરેદુનની પૉલ** એ પૉલવાળા અંધ્યારૂને નાવર તથા મરાતબની રજા આપે. એટલે પારસીઓના બ્રાહ્મણને ધર્મ ક્રિયા કરવા માટે જે પરિક્ષાઓ આપવી પડેછે, તે બે મોટી પદવી લેનાર લાયકછે કે કેમ તેનો તપાસ કરી પરવાનગી આપવાનો તેમનો હકછે, અને તે થકી વળી પહેલે દહાડે ક્રિયા કરવાનો પણ તેમનોજ હકછે એ પૉલમા જે ખાનદાનો સમાયલાં છે તે—આંતીઆ, કદભાગા, ખરીયું, ખૉરી, ગદેવીવાના કાલરક, ગાગ, ચેના, તુત, દાણુ, દામવા, પરએજ, પીજારા, બામજી, મધુઆતીઆ, માનગ, વાંશ, શીધવા, મંજાણુ, અને હવાલદાર, મળી ૧૯ કુટુંબો છે.

**૫—ચાંદા ફરેદુનની પૉલ.** કોટવાળી કરવાનો હક તથા અંજુમનને લગતાં ફરેહસ્ત વીગેરે દફતર સાચવવાનો હક એ પૉલનો છે. એ પૉલમાં જે વંશવાળા સમાયના છે તે:-અંગે, કામુશ, કુટાર, ગદેવીવાના પંથકી, દાગબ પાહાનણુના, પાવરી, બજાં, બીનીમોરેવાના પંથકી, ભાથે

---

* "દીનાએ મ્યુનુએ ખેરત" બનાવનાર વિદ્વાન દસ્તુરજી દારાબજી પેશોતનજી સંજાણા, એ હક વિશે નિચે પ્રમાણે પોતાના પેહેલવી પુસ્તકના છેવટના ગુજરાતી ભાગમાં લખેછે:—" સને ૧૧૨૦ યજદજરદીમાં મરહુમ શેઠ બરગેદજી તહેમુરજી દેરાહએ નવસારી ખાતે આતશબહેરામ સાહેબ તખ્તનશીન કીધા, ત્યારે દસ્તુર આસા ફરેદુનથી પોતાના ખાનદાનને ઉતરતો આવેલો પતેત માંડવાનો દસ્તુરીનો હક પોતે રજાઇ થવાથી પોતાના બનેવી દસ્તુર સોરાબજી રૂસ્તમજી મેહેરજીરાણાને બખીશ આપ્યો હતો." એજ પ્રમાણે એ વિદ્વાન અને હિંમતવાન દસ્તુરનદાએ પોતાના વડવાની "ગેરાગે દાનેશ" બુકી છપાની છે, તેના દિબાચામાં એજ મુજબ લખ્યું છે ( જુઓ નીશાની ગ અને ૫ )

શીના, મનોચેહેર હોમજી, ગેઇ ખાન્દાન મળી ૧૧ કુટુંબછે.

એ પ્રમાણે પાંચ પોળ મળી ૪૫ કુટુંબો હતાં. આજે તો તરેહવાર અટકો-વાળા ફાંટા પડ્યા, અને તરેહવાર કુટુંબો થયાંછે. આજનો કોઇ પણ અંધ્યારૂ કઇ પોળમાં આવેછે, તે ઉપલી ટીપ ઉપરથી શોધી કઢાશે. વળી કોઇ અજાંણ્યા ભાઇ પુછશે કે, વાંદરીવાળા, ડેણુ. સુતર્યા વગેરે તો એમાં નહીં આવ્યા ? તેણે જાણવું કે પારસીઓમાં બે વર્ગ મુખ્ય છે અંધ્યારૂ, અને બેહેદીન. ઉપલી ટીપ અંધ્યારૂ વર્ગની છે. બેહેદીન વર્ગમાં વાંદરીવાળા વગેરે હોવાથી તેમનું કશું તેમાં નથી. વળી કેટલીક અટકો બેઉ વર્ગમાં છે, જેમકે દવાવદાર વીગેરે. તેથી જે કુટુંબ ઉપલી ટીપમાં છે, તે અંધ્યારૂનું જાણવું. આતશબેહેરામ સાહેબની આશોદાદ જેવી ઉપજ ખાવાનું પણ ઉપલી પોળવાળાઓને ગોઠવી આપેલા અનુક્રમે ખાયછે.

---

## પ્રકરણ ૫૭ મું. નવસારીની રાજ્ય સ્થિતિ.

---

હવે આપણે નવસારીની રાજ્ય સ્થિતિ ઉપર પાછા આવીએ. ઇ. સ. ૧૪૦૯ પછી ગુજરાતમાં સોલંકી વંશનું રાજ પુરૂં થવાથી, નવસારી પણ સોલંકી વંશના રાજના તાબામાંથી ગયું, અને હિંદુરાજ જઇ, મુસલમાન રાજની હુકમરી હવે આપણા નોશાકગણોને માથે આવી પડી. ઇ. સ. ૧૪૧૨માં શાહ અહમદશાહે પોતાના નામ ઉપરથી "અહેમદાબાદ" નામે (હાલનું અમદાવાદ) શહેર વસાવી ગુજરાત જીતી લીધું. તે વખતે ગુજરાતની જે સ્થિતિ થઇ તે આપણી નવસારીની પણ થઇ જોઇએ. એ પાદશાહના વંશનો પાદશાહ મહમદ ઇ. સ. ૧૪૫૧માં ગાદીએ બેઠો, અને તેણે જુનાગઢ તથા ચાંપાનેરગઢ એ બે "

વડાઇ લેવામાં આવેછે. એ જી આપણે ધારતા હતા તેમ હિંદુઓનો જી નહીં પણ મુસલમાનોનો જીઉનું અપભ્રંશ જી થયલો જણાયછે. પરંતુ મુસલમાનો ઉપરથી હિંદુઓએ,-અને હિંદુઓ ઉપરથી પારસીઓએ, હિંદુઓએ ભાંગેલી ભાષામાં જીઉનો જી બોલવા લાગ્યાથી, પારસીઓએ પણ તે લીધેલો હોવાથી, તેને હિંદુસાહી જી આપણે ગણવા લાગ્યા છીયે.

ઇ. સ. ૧૪૧૪થી નવસારી વધવા લાગ્યું. હાદેસા ખમતાં ખમતાં એ **આશાજી** પટેલ બીચારા કંટાળી ગયા હતા, પણ છેવટે તેવણનો નેકનામ પુત્ર **ચાંગા** થયો, જેણે ધારગરીની પડી ગએલી હાકેમી અને નવસારીની પટલાઈ ચલાવા માંડી. તેણે આજનો મુસલમાન ધર્મનો ખેતાબ, "શમ્શુલ ઑલમા" અથવા અંગ્રેજી ખેતાબ "પી. એચ. ડી.", વગેરે લીધા નહોતા. પણ પોતે ઇરાનના બુઝર્ગોની ઓલાદનો હોવાથી "દાવરનો" ઇલકાબ લીધો, અને "ચાંગા આશા"નું અપભ્રંશ "ચાંગાશા" કરીને ટુંકમાં બોલાવા લાગ્યું, તેથી "દાવર ચાંગાશા"ના નામે વખણાઇ ગયો. હવેથી તેમણે નવસારીની હાલત સુધારવા માંડી. ખેડુતો ઉપરનો કર ઓછો કર્યો, અને જે પ્રમાણે ઇરાનના પાદશાહ જમશેદે દરિઓ પૂરીને જમીન બનાવી હતી એવું કહેવાય છે, તે પ્રમાણે તેણે એક કામ કર્યું. હાલનું કાંગાવાડ જે જગાએ છે, તે જગાએ મુસલમાનોની ખેતી હતી, તે તરફની હવા ઘણી સારી હતી. કાંગાવાડની પૂર્વ બાજૂએ એક નાનું સુકાઇ રહેલું તલાવ હતું, તે તેણે પૂર્યું, અને પારસીઓને તે તરફ વસાવ્યા, તથા તેટલા લત્તાને **પારસીપુરી**ના નામે ઓળખવા લાગ્યા. પાછળથી તો થોડો કાળ સુધી "પારસીપૂરી" એવું નામ નવસારીને મળ્યું. વળી ચાંગાશાએ પારસીઓથી હિંદુઓને ઇલાહેદા રાખવાની ગોઠવણ કરી, અને હાલ જ્યાં દેસાઇ ફળીછે, તે તરફ તેઓના છાપરાં મંડાવ્યાં, અને તે જગાને પોતાના બાવા આશાજીના નામ ઉપરથી **આશાપુરી** એવું નામ આપ્યું. એ આશાપુરીનો એક અર્થ એ પ્રમાણે કેટલીક ગમથી સમજાવવામાં આવેછે. તોપણ તે જૂદા જૂદા અક્ષરથી તેના જૂદી જૂદી રીતે અર્થ કરેછે. મી. ઍફ. ઍ. ઍચ. ઍલ્પટે પોતાની બનાવેલી તવારીખમાં આશાપુરીનો અર્થ "રક્ષણ કરનારી માતા." એવો કર્યોછે, પણ **આશા** શબ્દમાં એવા અર્થનો કાંઇ ભેળ આવેલો જણાતો નથી; તોપણ એ અર્થ તેઓએ શા ઉપરથી કર્યો હશે, તે સમજવાને આપણી પાસે સાધન છે. મારા મિત્ર મી. જોશીએ એ વિષે કેટલુંક જણાવ્યું છે.

**તરાઉતું**:—વળી એક વાત ઘરડાંઓ કરે છે તે યાદ આવેલી અત્રે ટાંકીશું. હાલમાં તરઉતા નામનો જે ચકલો નવસારીમાં છે, તે જગાએ તલાવ હતું. તે પૂરાયા પછી, તે જગાની નિશાની કોઇને આપવી પડે તો પેલું "તલાવ હતું" ત્યાં ફલાણું ચીતું છે. એમ તલાવ હતું–તલાવ હતું બોલાયા કરવા ઉપરથીજ તેનો જલદીથી ઉચ્ચાર કરતાં "તરાવતું-તરાવતું" એમ બોલવાની લઢણ પડી ગઇ છે. એ પ્રમાણે ચાંગાશાએ તલાવ પૂરીને, સારી આબો હવામાં પારસીઓને તેમના ખવાસ પ્રમાણે રહેવા ગમતું હોવાથી, ત્યાં રાખ્યા. આગળ કહી ગયા તેમ અમદાવાદના સુલતાને નવસારીના પારસી રાજ ઉપર ખંડણી નાખી હતી, તે સિવાય ત્યાં તેનો કોઇ સુબો

કોઇના બદન ઉપર કસ્તી પણ નહીં, અને કોઇના સુદરેહ ઉપરથી ગીરેબાંન વટીક ખોવાઇ ગયું હતું ! કોઇ ઉઘાડે પગે, તો કોઈ ચીથરેહાલ, કેવળ હિંદુ હાલતમાં ગામે ગામથી નવસારીમાં આવ્યા. ઘણા ઘણા વરસોથી તેઓ નવસારીથી બહાર રાનવાડાઓમાં પડી રહેલા હતા. દીન ધરમ કંઇ જાણે નહીં. શુદ્ધ ઇરાની, તે હવે શુદ્ધ હિંદુ જેવા, જમાનાએ કરી નાખ્યા હતા. તે બધાંને માટે રહેવાની એક જગા ચાંગાશાએ માંડવા નાખીને મુકરર કરી, તે હાલનો મલેસરનો લત્તો હતો. એ જગાએ મુસલમાની દોર વખતના પડી રહેલા મલેકોની સરેહ હતી. ત્યાં તેમની મસજીદો હતી, અને આજે પણ તે મસજીદો ઉપલી સરાહની સાક્ષી આપવા હૈયાત ઉભી રહેલીછે. એ મલેક સરાહ આગલ વસાવેલા, ગામડેથી આવેલા પારસીઓના ફળીઆને, મલેકસરાહવાલા ફળીઆને નામે ઓળખવા લાગા. મલેકસરાહનું પાછળથી અપભ્રંશ થઈ, મલેક સરેહને બદલે મલેસર એવું નામ પડયુંછે, અને તે ઉપરથી મલેકસરાહવાલાનું અપભ્રંશ આજે **મલેસરાને** નામે ઓળખાયછે. ગામડેથી આવેલા જે પારસીઓ પાસે સદરા કસ્તી ન હતાં, તે ચાંગાશાએ તેમને અપાવ્યાં. જેમની પાસે જોડા નહોતા તે પણ તેમને અપાવ્યા. હિંદુઓની રસમો રવાનની ક્રિયામાં આમેજ થએલી તે છોડાવી. પછી બધાંને સાથે મેળવી ધરમની વાએજો સંભળાવા લાગ્યા, અને ધર્મ સંબંધી ચર્ચા ચલવાવા લાગ્યા. છેવટે જે સવાલો બીકટ જણાયા તેના ખુલાસા ઇરાન વેરથી પુછાવીને માહિતી મેળવવાનો ઠરાવ થયો. નવસારીના કોઇએ પણ ઇરાન જવા હામી ભીડી નહીં. અંતે મહેફીલમાં આવેલા ભરૂચના એક પારસી નામે નરીમાન હોશંગે ઇરાન જઇ ખુલાસા લઈ આવવા બીડું ઝડપ્યું, અને સવાલો લઈ ઇ. સ. ૧૪૭૦માં એક મીશન ઇરાન ગયું. ઇરાનથી નાશી આવ્યા પછી, પાછા પારસીઓ ઇરાન પહેલવહેલા ગયા હોય, તો તે આ નોશાકરૂં મીશન હતું. એ પ્રમાણે જ્યારે ઇરાનથી નાશી આવ્યા બાદ હિંદમાં ગુંચાઈ ગયેલો ધર્મ સાચવવામાં પહેલાવહેલા નવસારીના જ પારસીઓ આગળ પડયા હતા. એ મીશનના કામથી ફારેગ થઇને ચાંગાશાએ ઈ. સ. ૧૪૯૮માં નવસારીનાં તમામ હિંદુ, મુસલમાનો અને પારસીઓની અમદાવાદના હાકેમને પોતે ખંડણી ભરી નવસારીની સમસ્ત રૈયતને તે પીડામાંથી છોડવી. નામીચો ફ્રેન્ચ મુસાફર ઍંકવીટલ ડુ પેરોઁ ચાંગાશા વીશે કહેછે કે,

"There appeared afterw rds at Navsari a rich Parsi named Changa Shah, a faithful observer of the Zoroastrian law He distributed his wealth among the poor, provided the Parsis with Koshtis and Sudras, and endeavoured to bring back those, whom ignorance and troubles had led into many errors, to the exact practice of the Zoroastrian law. To succeed in this, he applied to the Dastoors of Kerman, consulting them on different points of the Zoroastrian religion, neglected in Gujerat."

નાશાકરાઓ અને વાસ્કો ડી ગામાઃ—ઈ. સ. ૧૪૯૮મા વાસ્કો ડી ગામા

નામનો ફીરંગી સુરતમાં આવ્યો, તેની માથના તોફાની ફીરંગીઓએ નવસારીમાં આવી પ્રજાને પીડી, તે વેળાએ પારસીઓ અને ફીરંગીઓ વચ્ચે મારામારી ચાલી હતી, તેથી સુરતના ફિરંગીઓનો પારસીઓ ઉપર બહુજ ખોફ ઉતર્યો, અને પારસીઓને ધિક્કારવા લાગ્યા, તે છેક ઇ. સ. ૧૭૬૫ સુધી કડવાશ રહી. ઇ. સ. ૧૭૬૫માં વાંસી-ઉભરાટને દરિયે ફિરંગીઓનું એક વહાણ ભાંગી ગયું, અને તેના હબશી ખલાસી તથા ફિરંગી કપ્તાન વગેરેને નવસારીમાં પકડી લાવવામાં આવ્યા હતા, અને તે હબશીઓને ગુલામ તરીકે વેચવામાં આવ્યા હતા. પણ તે ફિરંગીએ તે વેળાના કરતાકારવતા દેસાઇ શ્રી ખુરશેદજી તહેમુરજીની મદદ માંગી, ત્યારે દેસાઇજીએ તે ગુનાઓ મહિત તેને છોડ્યો ત્યારથી સુરતના ફિરંગીઓ પારસીઓ ઉપરનું વેર છોડી ચાહ રાખવા લાગ્યા. એ વિષે દેસાઇ શ્રી તહેમુરજી રૂસ્તમજીના ઘરના જમાખરચનો જે રોજમેળ તેઓના બેટા દેસાઈ શ્રી ખુરશેદજીએ લખ્યોછે, તે સંવત ૧૮૨૨ના રોજમેળ પાન ૧૭ ઉપર નિચે મુજબ રૂપિયા ઉધારેલાછેઃ—

" ૪૦) ઘર ખાતે ખરચ ફીરંગીનું વહાણ ૧ વાંશીને બારે ભાગ્યું તેમાં હબશી હતા તેને નામગવે પકડી લાવી વેચ્યા ને તે ફિરંગીને તેઓ પકડી લાવ્યા. તે ફિરંગીએ આપણને મનમન યાન ર નજર કરી ત્યારે આપણે સીદીનો પોરો ૧ વેચાતો લઇને તેને આપ્યો તે. એ રૂ. ૪૦ તે રામરાવને આપ્યા તે ભવાનીપંથના જમેછે. કારતક વદ ૮ બુધ. "

એ પ્રમાણે એક નોશાકરાજ વતનીએ સુરતના ફિરંગીઓ સાથેનો આપણો ટંટો પતાવી પારસી કોમ તરફ તેમનો ચાહ પાછો એરયો. પાછી ચાંગાશાની કારકીર્દિ જોઇએ. સુરતની, મુંબઈની, ભરૂચની તમામ પારસી વસ્તી તે વેળાએ નવસારીને તાબે હતી. વળી ચાંગાશાએ બીજી મોટી બહાદુરી કરી, કે અંજાણથી પારસીઓ પોતાના આતશબેહરામને લઇ નાશીને બારોટના ડુંગરોમાં થઇ વાંસદાના જંગલમાં હેરાન થતા હતા, ત્યાંથી તેઓને બોલાવી નવસારીમાં મથક કરાવ્યું. એ કયા વરસમાં થયું તે વીષે ઘણા લખનાર શકમાં છે, પરંતુ શાયર શાપુરદાર સંજાણાએ દેસાઇશ્રી ખુરશેદજીના નવસારી ખાતેના આતશબહેરામનો કિસ્સો લખ્યોછે અને જેનું પહેલે નામ " કિસ્સે જરથોસ્તીઆંને હિન્દુસ્તાન " એવું આપેલું જણાયછે, તે કિસ્સો મરહુમ શાપુરદારએ જોડેલો તે ખુદ જોડતી વખતનો ખરડો+ દેસાઇજી બરજોરજી પાલણજીના દફતરખાનામાંથી તેવણના બેટા મી. કેખશરોએ સેવકને આપ્યોછે. તે કિસ્સો જોકે તમામ ફારશી ભાષામાં છે, તો પણ એક નોંધ ગુજરાતી ભાષામાં કરેલી અંક ૩૭ ઉપર મોજુદ છે, તે અસલ ભાષામાં જ આપણે ઉતારી લઇએ.

---

* ફારશુ એન્કવીટલ દ પેરોંએ ચાંગાશાનું નામ ધરેધર વાલાકુ ને માનીતું થઇ પડેલું લોકને ૯ ના ૧૭૭૧માં આવ્યો ને વેળાએ તેને માટે લખ્યુછે કે " તે પોતાની દોલત જરીઓના સુખ માટે વાપરનો, તેના અધીકાર વગર લઇનો હતો, તેની રહેનારી ચોમેર પંકાયલી હતી, અને તેણે પોતાના ખત ભાઇની નંમાની તથા ધરમની હાલત સુધારવાને પોતાના અમલ તથા દોલતને લેન કાંઇ રાખું બાકી રાખ્યું નથી "

+એ ખરડો વખત નવાબો વરસનો હતુનો રોકડ પાસે મોજુદછે

સારી ખાતે ભરતા હતા, કેમકે ઈ. સ. ૧૫૮૦માં નવસારીની અન્જુમને દસ્તુર મેહેરજી વાછાને મોબેદોના વડા બનાવી, દિન ઈનના ક્રિયા કામો ઉપર તેમનું વડપણ સ્વિકાર્યું હતું. પણ વળી વધારે અગત્યનું જેવું તો એ છે, જાણે એ વરસે બધેબધ ધર્મની મેહેફીલ ભરવાની હોયની તેમ ઈ. સ. ૧૫૮૧-૮૨માં દુન્યાના બધળા મજહબના ધર્મ ગુરૂઓની મેહેફીલ દિલ્લીમાં અકબર પાદશાહ ભરતો હતો, અને તે વેળાએ આપણા ધર્મના પ્રતિનિધિ શેખે જેમ ઇરાનથી તેમ નવસારીથી પણ દાનાવો ગયા હતા, એમ "આઇને અકબરી" નામની અકબરની કારકીર્દીની કેતાબમાં લખાયલું મોજુદછે.

હવેથી મોગલાઇનો જુલમ નોશાકરાએ ઉપર પડવાનું શરૂ થયું. ચાંગાશાના નબીરા બમનશાનું પણ ઘણો વખત સારૂં ચલણ ચાલ્યું, પણ પછી તેના બેટા મીનો-ચેરશાના વખતમાં અમલ હાકમી તુટી ગઈ, અને એ પ્રમાણે પારસીપૂરીનું પહેલવહેલું આ પારસીરાજ જતું રહ્યું. તે વખતના નોશાકરાઓના રીત રીવાજ તો જૂદાજ હતા, અને તે વખતની પારસી-ગૂજરાતી ભાષા પણ જૂદીજ હતી. ઈ. સ. ૧૫૯૦માં દીં ખાતે નવસારીની અન્જુમને એક મોબેદ મોકલ્યો તેને આશદીન કાકા નામે એક ચંચન આગેવાન પારસીએ નીચે પ્રમાણે કાગળ લખી આપેલો હતોઃ—

"જત એ ચાંદીકા યમ દીન હુલીએ અગીઆરી માંહી હમો જન ચાર બેઠા હતા. તે એમ કહ્યુ જે દીનના સમમતે બેહેદીને કહું જે એક એરવદ બરશનુમ શુધાં આંહાં આવે તે બાજધરનું તથા ગેહેશારનું ને હમારાં મુઆંની નીમન આફ્રગાન કરી તેહની હમોં જેવા છુટે, તેહની તેહવી તનણુ કરૂં. એ વાત કીધા પર એ શો મેહેરજી રાણાનું એક શફેહવી તાકીદ કરી દીનનાં કામ ચાલતાં કરવાં મોકલ્યું છે. ખુબછે, લાયકછે, ડાંકુંછે, સાંસતોછે, જેહેવું આપની દી ામાં જોઈએ તેવુંછે. એહેની તતખુ અહેના શીલ જોઈ કરજો શહી. શમસતે બેહેદીન નઈ હમારૂ પહના ઇજદાબાદ કોહીશી." એ પ્રમાણેની તે અસલી ભાષા હતી. આપણે આગળ જોઈ આવ્યા તેમ સુરત, ભરૂચ, અંકલેશ્વર વગેરેના જરથોસ્તીઓની ધર્મ સબંધી કૉનફરન્સ, કહો કે Religious Congress નવસારીમાં ભરીને ઇરાન ખાતે ધર્મની બાબતોની પરપુછ કરવા મોકલેલું મીશન ઇરાનથી ઈ. સ. ૧૬૦૧માં નવસારી ખાતે પાછું ફર્યું અને તે વેળાના વડા બેહેદીન, શેઠ નોશેરવાન બેડેમન આગળ, આવેલાં મીશને બધી હકીકત કહી, અને ઇરાનથી આણેલી "હોમસલી" નામનું જરથોસ્તીઓનું પવિત્ર ઔષધિ તત્વ રજુ કર્યું. ઇરાનથી એ પ્રમાણે સવાલના જવાબો આવ્યા તેને એક પુસ્તકના આકારમાં સંગ્રહ કરી તેને 'રેવાયત'નું નામ આપ્યું, અને જેના ઉપરીપણા હેઠળ સવાલો લઇને જે મીશન જાય, તેના જે જવાબો આવે તે પેલા ઉપરીના નામની રેવાએત કહેવાય, અને તે પ્રમાણે કામાઆશાની, કામા વોહરાની, કામા કાઉશની, અસપંદીઆર શોરાબ બેહમનની, કામદીન શાપુરની એવી પાંચ રેવાયતો, નવસારીના એક દશતુર નામે દારાબ હમજીઆરે ઈ. સ. ૧૬૪૪માં એકઠી કરીને એકજ બનાવી છે.

૨૦૦ વરસ ઉપર નવસારીનું પારસી ધર્મક્રિયાનું મુખ્ય મથક પોતાની હદ-સત્તા નિચલાં ગામો ઉપર ધરાવતું હતું, એમ એક જુના લેખ ઉપરથી જણાયછેઃ—સીસોદરા, મહુવા, મરોલી, કોલાદા, કલાંન, વીસલપોર, ગણદેવી, ગુનસવેલ, મેલદેરી, દેલવાડા, ઊન, એઓલ, મોહલ, કુચદ, વીલનપોર, કુરલ, થાણા,

**નવસારી પંથકનાં ગામો.**

મકુવરીઆ, વીકલ, દીવ, તવડી, આંને, સરભોણ, સાતમ, ઓદાલી, કેસબી, ખરભાંન, મતવાડ, એરડી, બીદર, જમાલપોર, તીગરા, આંબલી, ઇતાલવા, ખંભાલી, વાંકળ, ખદરપોર, દેગાંમ, ખેરપોર, મગોદ, વીકીઆ, બીલી, મલેકપોર, હુનાઈ, વલવાડા, શુરખાઈ, બેહેદા, ઊંબર, વમલાહાન, કુકેરી, એહદા, મેદર, તરભાંન, ચીકલી, સતરાઉ, અને શીઓપુરની." એ ગામો કયાં કયાં આવેલાંછે, તે પારસી પ્રકાશમાં જે જણવેલુંછે તે બરાબર ન હોવાથી, હમે તેટલો ભાગ કાઢી નાખ્યોછે.

નવસારીના એ વખતના વડાઓ " પટકીલ " કહેવાતા. પટકીલ યાને પટેલ. ચાંગાશાની ઓલાદથી ઉતરી આવેલા શેઠ મીનોચેહેર બહમનના ચાકરો પોતાના શેઠની જાગીરો પચાવી પાડી હાથેના હાથે પટકીલ થઈ પડી, પોતાને પટેલ કહેવડાવતા હતા. તેઓ પાસેથી ઈ. સ. ૧૬૦૮માં મેહેરજી રાણાના બેટા કૈકોબાદજીએ

**૧૬૦૮ કૈકોબાદ મેહેરજી.**

જાગીરો છીનવી લઈ પોતાની તરફેણનો લેખ લખાવી લીધો હતો. વળી એજ કૈકોબાદજીને ઈ. સ. ૧૬૧૯માં દીલ્લીના મોગલ શાહાનશાહ જહાંગીરશાહની દરબાર તરફથી નવસારીની જમીનનું મહેસુલ વસુલ કરવાનો ઈજારો મળ્યો હતો. આ ઈજારો મળવાથી ચાંગાશાના વંશના દેસાઈ નોકરોએ દાવો ઉઠાવ્યો કે દેશાઈગિરૂં તો હમારૂંછે. આ તકરાર જોઈ દેશાઈગીરાંનું કામ પણ મોગલ સરકારે ઈ. સ. ૧૬૨૨માં ઈજારે આપવા માંડ્યું. એવણને મોગલાઈમાંથી ઘેલખરીમાં વીઘાં ૨૦૦નો વજીફો વધારી આપવામાં આવેલો કહેવાય છે. એ ઘેલખરીની જગાનું કોઈ ફરમાન રીતસર દિવાનમાં નોંધાયા વગર અને તે બજ્યા વગર જમીનનો વહીવટ ચાલેલો હોવાથી તે વિષે મોટો વાંધો ઉઠયો હતો, અને પારસી પ્રકાશ પ્રમાણે " ઈ. સ. ૧૫૯૪માં એમણે પોતાના બાપને આપેલી જાગીરના કાંઈ વાંધાસર દિલ્હી ગયા હતા. " એઓ ઇ. સ. ૧૬૧૯માં ગુજર્યા હતા. દસ્તુરીના કરતાં પણ જમીનદારીમાં વધારે કુશળ હતા.

ઇ. સ. ૧૬૧૬માં, બહેદીન ખરશેદજી કાહાનજીએ માણેક ચાંગાવાળાં દોખમાંની સામેની અસલ સગડી ભાંગી જવાથી, નવી સગડી કરાવી હતી. તેની ઉપર નીચે પ્રમાણે તખતિ મારેલી છેઃ—" રોજ ગોશ માહ મેહેર, સંવત ૧૬૭૨ વરખે સગડી પુરી થાઇ. ખુરશેદ કાહાંનજી.

**૧૬૧૬ નવસારીમાં નવી સગડી.**

ઈ. સ. ૧૬૧૯માં કૈકોબાદજી દસ્તુરના મરણથી તેવણના બેટા મેહેરનોશજી ઉર્ફે મેહેર્જદાર જેઓ " વજીફદાર " ને નામે ઓળખાતા હતા, અને ત્યારથી વજીફદાર વંશ બોલાય છે, તેઓને દસ્તુરી મળી હતી. એવણ જમીનદારીમાં બાહેશ, અને કાબુવાળા

**૧૬૧૯ વજીફદાર વંશમાં દસ્તુરી.**

હતા મખદુમ શાહ ખાજે ખગરીબે નવાઝદાર ઉર્ફે નેનખરીઆના વંશના વડવા એઓ ઈ. સ. ૧૬૧૪મા ગુજર્યા

ઈ. સ. ૧૬૨૦મા પોનીઆ દેસાઇ ખાનદાનના વડા બહેરામ ફરેદુન મરણ
૧૬૨૨ પોહયા દેસાઇના વડા પામ્યા. એઓ ચાગાનાના નબીગ મીનોચેર બેહેમનના દીકરા ભાઈ હતા

**ઑલ્બર્ટ ડી માન્દેલ્સો**—ઈ. સ. ૧૬૦૬મા ઑલબર્ટ ડી માન્દેલ્સો નામનો ફ્રેંચ એનથી આ તરફ આવી ગયો હતો તેણે ઇરાન અને
૧૬૧૬ પારસીઓની હાલત હિંદુસ્થાનની મુસાફરીની પ્રસિદ્ધ કરેલ ચોપડીમા નવસારીના જ નહીં, પણ આસપાસના તમામ ગુજરાતના પારસીઓ વિષે જે અભિપ્રાય આપ્યો છે, તે એક્ષેબોન મી ખ્વાડીની ન્યાસનાથી ઉતારી લેવા લાયક છે કેમકે તે વખતના નોરાહરાઓ કેવા હશે, તેમની રીતભાત કેવી હશે, તેનો આપણને ખ્યાલ થાયછે તે પારસીઓ માટે લખે છે કે, "તેઓ ઘણાખરા કિનારા ઉપર રહેછે, અને સલાહ સંપથી ચાલેછે, તથા તમાકુની ખેતી અને તાડી ને દારૂની આવપત ઉપર ઘણાખરા રહેછે તેઓને દારૂ પીવાની છૂટછે તેઓ વ્યાપાર વણજ, સનારી, દુકાનદારી, અને બીજા સઘળા ધંધાઓમા ગુથાયના છે લવાર અને સોનીના ધંધામા તેઓ પડતા નથી, કારણકે આતશને બુજાવવો એ તેઓ મોટો ગુનાહ સમજે છે **પારસીઓ એક સર્વ શક્તિમાન ખોદાને માનનારા છે** તેમના ધરો નાના અને અંધાર તથા તેમા સામાન થોડોજ હોય છે તેઓમા કોઇ ચોક્કસ માજીસ્ટ્રેટ નથી, પણ પોતાનીજ કોમમાથી બે સારા માણસોને તેઓ પોતાનો ઇનસાફ સોંપે છે, અને પોતાના ટંટાઓની બાબદ, ઘણીખરી બીજાઓ આગળ લાવતા નથી તેઓ આતશ જેવી પવિત્ર ચીજ બીજી કોઇ ગણતા નથી, અને તેથી તેઓ એક બત્તી અથવા ચેરાગને ફુંક મારીને બુજાવતા નથી, તથા આતશને બુજાવવા કદીપણ પાણી નાખતા નથી અગર કોઇનુ ઘર આગથી બળી જાય, તોપણ તેપર પાણી નાખતા નથી, પણ ધુળ અથવા માટી તેપર દાબી દીએ છે, અને તેથી તેઓ ઘણુ મુસીબત જેવુ સમજે છે તેઓ બચ્ચાઓને નાનપણથી પરણાવે છે, પણ તેમનો સંબંધ ૧૫ કે ૧૬ વરસની વયે પહોચ્યા પછી થાયછે તેઓમા વિધવાઓ નાતરૂ કરી શકેછે છિનાળુ અને વ્યભીચાર તેઓમા મોટા ગુનાહ ગણાય છે, અને જો ઇનસાફ તેઓના હાથમા હોય તો એવા ગુનેગારોને તેઓ મોતની સજા કરે તેઓ અંગે ઘણા ફરાર નથી તોપણ તેમના દેખાવ હિંદુસ્થાનના બીજા લોકો કરતા ગાળીતો છે તેઓની ઓરતો, દેશની બીજી નાતની ઓરતો કરતા મુકાબલો નહીં થાય એક એવી ગોરી અને ખુબસુરત છે. મરદો દાઢી અને ગોળ કાપેલી દાઢી રાખેછે, કે જે રીત આજ ૫૦ વરસ થયા કાન્સમા દાખલ થએલી છે તેઓમાના કોઇ બાલ નથી રાખતા અને કોઈ કાપેછે જેઓ કાપેછે તેઓ માથાની તાળકી ઉપર એક અંગોઠા જેટલી બાલની વાળેલી ચોટલી રાખેછે "

ઈ. સ. ૧૬૨૭મા ઇરાનથી હિંદુસ્તાનને માટે પહેલો પેહલો **શીતાબ** નવસારીમા વાસ્તામા આવ્યો હતો એની નકલની ચોપડી કે છે, ઇરાનમા અન્જુમનના ઘણા-

થાય, તેના ખાણાની પહેની દગ સુહલા ઉપર ચઢ, તેમા દસ્તુર મોબેદો હાજર થઇને તેઓમાનો વડો પોતાને હાથ તે દગુમા દુધ, મરચુ, અને

**૧૬૨૭ વઘાર નાખવાનો રેવાજ**

સીતાબ નાખે તે રેવાજો ઇરાનથી નવસારીમા આવ્યા પછી પારસીઓમાથી કેટલીયાત નીકળી ગએલો, કેમકે શીતાબની ઉત્પત્તિ તે વેળા અત્ર જણાયની નહાતી, તેથી સીતાબ પહેન વહેરો આ વખતે આવ્યો, ત્યાર પછી ઇરાનની માફકજ અન્જુમનના તબારના ખાણામા વઘાર નખાવા લાગ્યો હાલ એ રિવાજ આજે મરહુમ દેસાઇ મનચેરજીની બાજનુ ગામ જમણુ થાયછે તેમા, તથા તીરમહીનાના વઘાર જે રેમાછજી હસ્તક થાય છે તેમા, એક દહાડો આગમચથી સુકેરી જઇને વઘાર નખાવે છે

ઇ સ ૧૬૩૮મા નવસારીના જાણીતા પન્ડેજગાર દસ્તુર ' આશાદીન કાકા " ગુજર્યા તેઓએ ધર્મની તેમજ દિનઆહનની ઘણીક કેતાબો

**૧૬૩૮ આશાદીન કાકાનુ મરણ**

બનાવી હતી પુના વાના મરહુમ તહેમુલજી હોરમજારના વડવા એઓ હતા

કેપ્ટન ઍલેકઝાંડર હૅમીલ્ટને, નવસારી અને સુરતમા પારસીઓ પોતાના મુડદાને ઠેકાણે પાડેછ તે શા મુળ ઉપરથીછ, તે વિષે અમત્તવતા

**મુર્દેદાહના રૂઢી વિષે વિચિત્ર વિચાર**

અજબ જેવો ફતવો આપ્યોછે તે કહે છેક, એ પારસીઓની દફનક્રીયા એવા હેતુથી ઉત્પન્ન થઇ છ, કે મરણ બાદ જે ચાર તતવો યાને અનાસરોથી આદમી બનતુ છ, તે ચાર તત્વોમા, તેના મરણ બાદ તેના શરીરના ભાગ પાછા જોઇએ સુર્યદાહ થવાથી અગ્નિ તત્વ, વરસાદના પાણીથી હાડકા ધમડાઇ જવાથી જળ તત્વ, ગળી જમીનમા જવાથી માટી તત્વ, અને ગીધ તેમા ટુકડા હવામા રૂઢી દેછે તેથી હવાઇ તત્વ, અચરતના ઠેકાણે જ્યાસુધી મુડદાની એક આખ ગીધ કાઢી નાખે ત્યાસુધી એ પારસીઓ આખો દહાડો મુડદા આગળ બેસી રહે છે જો ગીધરો જમણી આખ પહેલી ખેચી કાઢે તો મુડદા બેહસ્ત જાય, અને તેથી તેના સગા વહાલા ખુશી થાય છ, અને ખાણુ કરેછ, પણ જો પહેલા ડાબી આખ ગીધરો ખેચી કાઢે તો તે રૂવાન દોજખમા જાયછે, અને ઘોડો નાખુશ થાયછે આવી રીતનો ખોટો વહેમ, ભુડો વિચાર અને અટકળનો હાંગીઓ બણી જૂઠો ફતવો તેણે આપેલો છ

ઇ સ ૧૬૪૦મા સુરતમા પહેન વહેના પારસીઓ ચેગી ચુકયા હતા, તોપણ નવસારીની અન્જુમનનુ ત્યાના પારસીઓ ઉપર ઉપરીપણુ

**૧૬૪૨ આદરણીના કાયદા**

હોવાથી ઇ સ ૧૬૪૨મા નવસારીની અન્જુમને છોકરાને આદરવતી વખતે શુ કાયદો રાખવો તે નક્કી કીધુ, કે છોકરીનો બાપ ગોળ શેર પ તથા નાળીએર નગ ૨ આપે, તથા અન્જુમનને પાચ મોહોર યાને રૂ ૨ આપે, એથી વધારે આપે તે અન્જુમનના દિવાનમા રૂ ૨૫ ગુનેહગારી આપે એ ધારાને માન આપીને તે વેળાના પારસીઓ ચાલતા હાલ તો તાજો સગડી જઇ આદરણીની પણ મોટ મોટી રીતો થવા લાગીછે અને ગરીબી ડાકયા કરતીજ જાય

**૧૬૭૨ ધુરકા ધુરકીના લેખો.**

ઇ. સ. ૧૬૭૨માં ખુરશેદ બહેરાંમ, માણેક મેહેરનોશ, કેરશાસ્પ મેહેરજી, દારાબ જમશેદ, ફરેદુન એરવદ, નવરોજ રૂસ્તમ, રૂસ્તમ શોરાબ, ખુરશેદ કેરશાસ્પ, આશા રાનજી, બહ્મન પેશતન, જીવણ નરીમાન, બહેરાંમ કુકા, પાલણ ફરેદુન, ફરાંમરોજ બહમન, જીવણ બહેરોજ, બરજોર જેશંગ, કાઉશ હોમજી, રૂસ્તમ હોમજી, કુકા સોરાબ એટલા ભગરીઆઓએ એવો લેખ કર્યો કે, " નવસારીને લગતો મોટો ફળીઓ તથા મલેશર ફળીયું તથા ગણદેવી, બીલી,* કેસલીપાતી, મેધર, મહુવા, શાઓદપુણી, આંબલી, તવડી, મરોલી, દીવ, ચેઓલ, કલ્લેઆંણી, ભીવંડી, થાણા, મુંબઇ વગેરે નવસારીના પંથકના ગામોમાં વહેવા તથા ગગરના, શીઆવ, શરોશ તથા અંધેઆરૂપણા સંબંધી જે કામ હોય તે વાગના ધણી વગર તથા પંચની રજા વગર જે ચલાવે તે દિવાનના ગુનેહગાર થાય તથા રૂ. ૨૫ ગુનેહગારીના આપે. "

આ ઉપરથી તા. ૮ નવેંબર ૧૬૭૩ને દીને નવસારીના બેહેદીનો, કાઉશ આશદીન, પટેલ નાનાભાઇ મેહેરજી, ફીકા હોશંગ, કેરસાસ્પમીનોચેહેર, મેહેરનોશહોરમજદ, શાપુર જમશેદ, ચાંદાં ધાયા, ફીકા ચાંદજી, શોરાબ કાકા, મેહેરજીરાણા મેધરના, હીરા ચાંદા, બરજોર બહેરાંમ ડીગરીઆ, જમશેદ ફરેદુન, શોરાબ અસલાજી, હોમજી જમશેદ ગાંધી, ભીખલા કામા, દારા કુકા, હોશંગ કેકોબાદ, બહમન નરશંગ વઇદ, આશદીન અસપંદીઆર, રૂસ્તમ ફામદીન, જમશેદ હોશંગ, દારાબ સુખલા, રૂશતમ ખુરશેદ, જમશેદ ખુરશેદ, માણેક ખુરશેદ સાંગા, મેહેરજી અસપંદીઆર સુઇ, પેશુતન કુકા ખુરશેદ, કેરશાસ્પ કાઉશ ગાંધી, ખુરશેદ મેહેરજી, ભાઇઆ કુકા, રાનજી કુકા, ચાંદજી કાનજી, કાનજી મેહેરજી, એ સમસ્ત બેહેદીનોએ, ઇ. સ. ૧૬૭૨માં થયલા અંધ્યારૂઓના લેખની વિરૂદ્ધ એવો લેખ કર્યો કે, " હાલમાં કેટલાક ભગરીઆ મોબેદોએ એવું લખાણ કીધુંછે કે જેનો વારો આવે તે સર્વે મોબેદીનું કામ કરે પણ તે ઉપર આપણે બેહદીનો રાજી નથી, માટે આપણે જેમ આપણને મન માને તે મોબેદોની પાસે સર્વે કામ કરાવવું, તથા જે કાંઇ આપવું હોય તે પોતાને મન માને તેમ આપવું. "

**૧૬૭૩ પથકોની હદ.**

ઇ. સ. ૧૬૭૩માં ભગરીઆ મોબેદોએ ક્રિયાકામના દરદાંમ અને પંથકોની હદ મુકરર કરવા માંડી. પહેલાં તો એવું હતું, કે બેહેદીનની નજરમાં આવે તેની પાસે ક્રિયાકામ કરાવે, અને જેને જે આપવાની શક્તિ હોય તે આપે. મોબેદોની મરજીનું આપવાનું નહોતું. કેમકે તે વેળા તો ધારા બાંધનારા પણ પગભર થયલા બેહેદીન હતા. પણ આ વખતથી મોબેદો પોતાનો દરદાંમ નક્કી કરવા મથન કરવા લાગ્યા

**૧૬૭૬ પાલક કરવાનો કાયદો**

કોઈ પણ પારસી, વગર ફરજંદે ગુજરી જાય, તેને ત્રણ દિવસના અંદર, બનતાં સુધી તેના કુટુંબમાંથીજ, એક છોકરાને પાલક કરી આપવાનો કાયદો ઇ. સ. ૧૬૭૬માં કાઢવામાં આવ્યો. બનતાં સુધી તો ઘણીગમ નવસારીના પારસીઓ પોતાના ભાઇને

*બીલી, તે બીલીમોરા મધેનું ગામછે. મોરા એટલે ટેકરી ઊપર આવેલી જગા. મોરા અને બીલી એક બામો પાસે પાસે હોવાથી બીલીમોરા નામે બોલાયછે, બાકી એ બે જુદાં જુદાં ગામો છે.

જ પાલક કરેછે. તે એટલે સુધી કે ૩ ભાંઇઓ હોય, તેઓને ત્યાં ફરજંદ થાય ન થાય, તોપણ વડો ભાઇ પોતાની ઉતરતાને પાલક કરી લે, અને તે ઉતરતો ભાઇ પોતાથી નાના ભાઇને પાલક કરી લે. એટલે તેથી કાંઇ માલ મીલકતનો તે ધણી થતો નથી, પણ મુઆ બાદ તેમના એકેકની સાથે નામ લેવાયછે. એવી રીતના પાલકને "સાંકલ્યા" કહેછે, એટલે સાંકળની કડીઓની માફક વીંટળાયલા. વળી એક ધણીનો વડો બેટો હોય તેજ ધણીનો તે પાલક રહેછે, તે વડા બેટાને અથવા એક પુરા બેટાને કોઇ પાલક કરી આપતું નથી. પણ પૈસાની લાલચે અથવા બીજો બેટો અવતરવાની ઉમેદ રાખીને ધણી ગમ વડા અને એક પુરા બેટાને પણ બીજાનો પાલક કરી આપેછે. વળી એ પ્રકારના પાલક પારસીઓમાં કરેછે. ૧ હક્ક આપી કરેલો પાલક. ૨ તમામ માલમીલકતનો વારસ—પાલક અથવા મીરાશગીર. વળી કેટલીક ગમ એવો કાયદો છે કે બાપની હયાતીમાં, જો એક દીકરાને બીજા કોઇનો પાલક કરી આપવામાં આવેછે, તો તે હયાત બાપના જેટલા દીકરા હોય, તે બધાને પેલા પાલક કરી લેનારની માલમીલકતનો સરખો ભાગ મળેછે. આ કાયદાને માન આપીને કોઇ પણ ઉઠમણાની મીજલશમાં આગળ તો પાલક કરી આપવા વિના ચાલતું નહોતું. કહેછે કે, પાલક નહીં મળી શકવાથી, કયાંથી પણ ખોળી કાઢી મરનાર સાથે સંબંધ જોડી આપવા સારૂ, ઉઠમણાની મિજલસો, આગળ તો રાત પડી જવા છતાં બરખાસ્ત થઇ નહોતી. પાલક કરી આપીને જ ઉઠમણું ઓગરવાનો રિવાજ હતો. આજ તો તે કાંઇ રહ્યું નથી. પણ ઇ. સ. ૧૬૭૬માં નવસારીની અન્જુમનનો પાલક બદલનો કાયદો એવો હતો કે, "જે ધણી જેનો પાલક થાય તેની મીલકત લે. તે ઉપર કોઇ વારસ થઇને દાવો કરે તથા હક લેવા માંગે તે અન્જુમનનો ગુન્હેગાર થાય. જે મરદને બેટો નહી હોય તે પોતાની હયાતીમાં જેને ગમે તેને પાલક કરી લે તે રિવાજ છે. અગર તે છતા જીવત નહીં કરે, અને તેના મુઆ બાદ તેની ઓરત કોઇ ત્રાહિત ધણીને પાલક કરે તે રિવાજ નથી. તે ગુજર્યા પછી તેના કુંટુંબમાં અતતગ જેને ઘટે તેને અન્જુમનની હજુરમાં પાલક કરે. અન્જુમનની સલાહ વગર કરે તે નારવા છે. વળી એવું ઠેરવ્યુંછે જે આજથી જે કોઇ પાલકનો હક માગે તેને અન્જુમન મળી સજા કરે. જે કોઇ પાલક થાય તે પેલા મરનારની માલમીલકતનો ધણી તેનું દેવું હોય તે આપે, લેણું હોય તે લે. તેના મુવા જીવતાનો ખરચાનો કરે, તથા પેલા મરનારની ધણીઆંણી જીવે ત્યાંસુધી ઘરમાં રહે. એ બંદોબસ્તથી જે ફરે તે શ્રી દિવાનમાં રૂા. ૧૦૧) ગુન્હેગારીના આપે."

**૧૬૮૩ ભગરીઆ માટે સુરતની ખેરખાહી.** ઇ. સ. ૧૬૮૩માં સુરતની અન્જુમન તરફથી બેહેદીનો ખુરશેદ આદરજી, કુંવરજી નાનાભાઇ મોદી, વિગેરે સુરતના મુખી અકાબરો ઉપરાંત ૨૫ મુખીઓએ, નવસારીમાં રહેનારા શંજાણા મોબેદો એ. બરજોરજી ખુરશેદજી તથા એ. મનોચેરજી બરજોરજી વગેરે સમસ્ત હમકાર શંજાણા મોબેદો ઉપર એક કાગળ લખી ધ્યાન પહોંચાડવા જોગ શિખામણ પત્ર લખ્યો હતો કે, નવસારીની વડી દરેહમેહેરના મોબેદોએ અમોને લખવા ઉપરથી જણાયું કે શંજાણા મોબેદો નવસારીમાં આજ

રૂન કરેછે, ઇજ્જતે, પણ અમારી ખાતરમા નહી આવુ જે દિન દાનાર થઇને પારસી પથકમા કેમ કામ ચલાવે તમે દિન દાનાર છો જે તે વાતે આપણા વડાવોનો મોન, દસ્તુરન્મ ચાલેછે તે અમલ ચાલે તેમ કરજો એ દિનનુ બધુ આપણ અધેઆરૂને હાથ છે આપણે રાખેલુ રહે બીજુ આજની વેળા વણી કપરી છે જે હજુરના નામ્યાથી સુરતમા તથા ગુજરાતમા પારકા મજહબની ચરચા લગી થાવછે તે શુ લખીએ, તમને માલમ હશે "

ઉપર પ્રમાણે ભગરીઆ અને સંજાણા વચ્ચે મારામારી ચાલતા કરતી હોવાથી તા ૨૦ માર્ચ ૧૬૮૫ ને દીને નવસારીના કાજી આઉદીન

**૧૬૮૫ મોબેદો અને કાજી આઉદીન**

ઉસ્માનીની મોહોર મીન સાથે ભગરીયા તથા સંજાણા મોબેદો વચ્ચે એક લેખ થયો કે ' કસબા નવસારીના અધીઆરૂ માહોમાહે પોતાની કદીમ રાહ રસમને વાસ્તે ભગડતા હતા તેઓ પોતાના દરમીઆન માહોમાહે સમજીઆ અને એવો કરાર કીધો, જે આજ પછી કદીમ રાહ રસમ જે પોતાના બાપદાદા કરતા આવ્યા છે તે કરીએ એ કરારથી ફરીએ નહી, અને કસમે નવસારીના અધીઆરૂ કસબા વીગેરેનુ અને સંજાણા અધીઆરૂ દમણમા અધીઆરૂપણુ કરે જો કદી એ કરારથી ફરે તો સરેહ તથા હાકમના ગુન્હેગાર થાએ '

તા ૬ જુન ૧૬૮૫ના રોજે નવસારીના સંજાણા મોબેદોના પથકોએ બંદોબસ્ત કીધો કે આજથી કોઇબી મોબેદે એક બીજાના પથકમા

**૧૬૮૫ પાચે પથકોના હદ-હદ**

ક્રિઆ વગેરેનુ કામ કરવુ નહી સંજાણા મોબેદોએ જેમ તેઓ કરતા આવ્યાછે તેમ નવસારી વાળી નામેના પોતાના આતશબેહેરામની બોઇ દેવી, બીજી હાર્દ ક્રિઆ નવસારીમા કરવી નહીં અને નવસારીના મોબેદોએ સંજાણવાળાઓના પથકમા અમલ કરવો નહીં આ ઠકાણે સમજાવવુ વાજબી ગણાશે, કે નોશાક ગોદાવરા, સંજાણા, ભરૂચા અને ખંભાતવાળા, એ પાચે પથકવાળાની હદ, ક્રિઆ કામ કરવાને સારૂ, નિચે પ્રમાણે નક્કી કરવામા આવી હતી ૧–સંજાણમા વસનારા સંજાણવાળાની હદ, નવસારીની આગેથી વલસાડ નજીકની પાર નામની નદિ સુધીની, ૨–નવસારીમા રહેનારા ભગરીઆઓની હદ, પાર નદિથી તે વરીઆવની નદિ સુધીની, ૩–વરીઆવના ગોદાવરા અધીઆરૂઓની હદ વરીઆવથી તે અકલેશ્વર સુધીની, ૪–ભરૂચમા રહેતા ભરૂચા મોબેદોની હદ અકલેશ્વરથી તે ખંભાત સુધીની અને ૫–ખંભાતમા રહેતા ખંભાતના મોબેદોની હદ ખંભાતમા હતી

**નવસારીમાં જુના મરકીની લડાઇ**—ઈ સ ૧૬૮૬મા નવસારી મધે ભગરીઆ મોબેદો તથા સંજાણવાળા વચ્ચે લડાઈ જાગી, કારણકે તેઓ વચ્ચે અસલથી થયલા લેખ પ્રમાણે આખા નવસારી કસબાનો અને સંજાણવાળાઓના પોતાના બેહેરામના સુના છુટતાની સઘળી ક્રિઆ કરવાનો હક નવસારીવાળાઓનો હતો સંજાણવાળાઓનો હક ફક્ત આતશબેહેરામની બોઇ દેવાનો તથા નેરીઓ ખાવાનો હતો તે પ્રમાણે ચાલ્યા કર્યુ હતુ, પણ આ વરસમા અસલના કટનાક લેખોનો

ઉશ્કેરણીથી સંજાણવાળાઓ ફ્ટાંઉ થઈ ગયા કે હમો કાંએ નહીં હમારે તથા બેહેદીનોને ઘેરની મરણ જીવણની ક્રિયા કર્યે ? આ કામમાં તેઓની મદદે બેહેદીનો આવ્યા અને મોટો ઝગડો થયો. તે દરમ્યાનમાં બેહેદીનોને હાથે બે ભગરીઆ મોબેદો અંધેઆરૂ માણેકજી બહેરામજી નગીમાન તથા અંધેઆરૂ રૂસ્તમજી શાપુરજી આંટીઆ માર્યા ગયા. આ બે ખુન થવાથી ભગરીઆ મોબેદો ઉશ્કેરાયા, અને તેમણે ૭ બેહેદીનોને મારી નાખ્યાઃ—નાહના મેહેરજી, કુકા શાપુર, નાહના ચાંદજી, મેહેરજી સુખતા, બહમન પેશતન, અને રૂસ્તમ શાપુર એટના છના ખુન કીધાં. એ શીવાય ઘણાઓ જખ્મી પણ થયા. એ ઉપરથી ખુન કરનારા લેખે ૭ મોબેદો નામે મેહેરનોશ ફ્રામરોઝ, હોમજી આદર, દાદા સોહરાબ, જીવણ બેહરોજ તથા અસપંદીઆર કુકાને ખુન કરવાના વાંક માટે, અને બીજા છ મોબેદો નામે આદર હોમજી, પાલન ફરેદુન, દાદા જમશેદ, બરજોર કેરશાસ્પ, રૂસ્તમ શોહરાબ, તથા નોશેરવાન ફરેદુનને ખુનની ઉશકેરણી કરવાના વાંક માટે સુરત ખાતે પકડી લઈ જઈ કેદ કર્યા. કેટલીક મુદ્દત પછી સુરતના અકાબર મોદી કુંવરજી નાનાભાઈએ પોતાના લાગવગથી તેઓને છોડાવ્યા. એ મારામારી વિષે પુખ્તી તજવીજ ચલાવવા નવસારીના કાજી આઉદીન ઉશમાની વગેરેએ તા. ૧૫ માહ જીલકાદ સને ૧૦૯૭ હીજરી તા. ૨૬ સપ્ટેમ્બર ૧૬૮૬ને દીને પોતાની મોહોર સાથે એક જાહેરનામું નીચે મુજબ કાહડયું હતું:—

"સવાલ કરેછે અને શાહેદ માગેછે શોરાબ અસપુ તથા નોશરવાન મહેરજી વગેરે પારસી ટોળો મારેઆ ગએઆના વાસ્સો, કશબે નવસારીનાં મુસલમાનની જમાએત તથા હીંદુની જમાએત તથા પારસી જમાએત છે તથા એ સવાલ કરનારના ટોળાનાં દરમેઆન તથા અંધેઆરૂનાં દરમેઆંનમાં કદીમથી ખેરાતને વાસતે તથા નેકા પઢવાની લવાજમને વાસતે તથા મઇઅતની લવાજમને વાસ્તે તથા ગોફતેગો તથા રદ-બદલ રાખતા હતા તેમાં અંધેઆરૂ લોકો જબરજસ્તીની રાહે ચાહતા હતા કે હરેક તરેહ ખેરાતનો પૈસો એ સવાલનાં કરનારના ટોળા પાસેથી લીજીએ. તે વાત હમોએ કબુલ નહી કીધી, તે ઉપર અંધેઆરૂની જમાએત એકઠી થઇને હમોને મારવાને પછ વાંડે થયા તથા તમામ જુલમ તથા શીહાશત કરી જીવથી મારી નાખ્યા, ને ઘરમાંની માલમતા તથા નગદ તથા જણુસ વગેરે જે કાંઇ હતું તે સર્વે લુંટી લઇ ગયા." તે લુંટી લઇ ગયલા માલની વિગતઃ—

૩૧૭૫) શોરાબ અસપુના ઘરમધેથી.
૫૪૭ાા આ. મનોચેર હોમજીના ઘરમધેથી.
૪૨૬ા ગાંધી બહમન પેશતનના ઘરમધેથી.
૨૫૭ાા જમશેદ ખુરશેદના ઘરમધેથી,
૧૫૫) નાંધલા ચાંદજી ગોડીઆના ઘરમધેથી.
પાા ભીખા જમશેદના ઘરમધેથી.
૨૫૨) પટેલ નાનાભાઈ મહેરજીના ઘરમધેથી.
૧૭૮) પટેલ નશરવાનજી મહેરજીના ઘરમધેથી.
૩૪ાા આ. ગોસતાસ્પ તેહમુરના ઘરમધેથી.

૫૮) માણેક કોશગ ઉનાના ધરમપેથી
૯૬। આ શાપુર રુસ્તમ આગીઆના ધરમપેથી
૨૧) માણેક અસપદીઆ ના ધરમપેથી
૧૩) માકા બાપના।। ધરમથી
૧૩।। ગાધી શોગમજી જમશેદજીના ધરમધથી
૪૫) જમશેદ હોશગ ગઉનાના ધરમપેથી

આ મારામારીનો મુકદ્દમો સુરતની મરકાર હજુર ગયો હતો, અને ત્યા આગળ કહી આ ના તેમ કેદ પડેના મોબેદોને મોદી કુવરજી નાનાભાઇએ પોતાના નાણાથી છોડા યા, અને ઘણી મદદ કીધી, તો પાડમા સવત ૧૭૪૯મા (ઇ મ ૧૬૯૦) આ મોદી કુવરજીના કુટુમમા બે મ ણુ થના, તે વેળાએ નવસારીના ભગરીઆઓએ વડી દરેહમેહેરમા તેમના ઉઠમણા કરા ના હતા, તથા પોતાને ખરચે નીચે પ્રમાણે લાખ+ પઢા યા હતા

" સવત ૧૭૪૬ રોજ ૧ માહ ૩ હીરાબાઈ બે ખુરશેદજી આદરજી ઘેરાનું ઉથેનુ કીધુ લાખ ૭૨ અન્જુમને મુકેઆ ફરમાએશની શેઠ કવરજી નાનાભાઇ બીજુ ઉથેનુ રોજ ૫ માહ ૪ વીરબાઇ બે ધનજી પદમ નાહના ામ ગાધી સુરતના લાખ ૨૫ અન્જુમને મુકેના ફરમાએશની શેઠ કુવરજી નાનાભાઈ હા. પાનણુ ફરેદુન "

ઉપની મારામારી અને ખુનામરકીથી નવસારીના બેહેદીનો ઉશ્કેરાઈ ગયા, અને તેઓએ એજ વખતે એક બહાદુર, હિમતવાન અને હુશિયાર ભગરીઆ મોબેદને પોતાની પક્ષમા લેવાની કોશીશ કરી તે બહાદુર નર બજા ખાનદાનનો બાપેદાદે એક ભગરીયો મોબેદ આ મનોચેર હોમજી નજ કરીને હતો તે ભગરીઆ ટોળાથી છુટો પડયો, અને જાણે એક શેર છેડાયો હોય તેમ, તેણે બેહેદીનોના છાયામા રહી, એક જુદી દરેહમેહેર પોતાના જ ધરમા બનાવી, અને ત્યા તે તથા જે કોઇ મોબેદો તેને મળતા થાય તેમની પાસે પોતાને ત્યાની સર્વે દીન ધર્મની ક્રિયા કરવાનો બદોબસ્ત કીધો પ્રથમ તો ભગરીઆઓની મોટી સખ્યાના બળથી કોઇ મોબેદ એ. મનોચેર હોમજીની સાથે જોડાયો નહીં, તેથી પહેલા તો તેઓએ પોતાના ત્રણ બેટાઓ મેહેરનોશ, દારાબ અને આદરને

+ લાખ=એટલે ૧૦૦૦૦૦ એની મતલબ એવી છે કે, હાલ જે પ્રમાણે એક પારસીના મરણ પછી ત્રીજે દહાડે ઉઠમણામા સખાવતના કામોમા નાણાંની રકમો નરવામા આવેછે, તે પ્રમાણે અગાઉ નવસારીમા અને બીજે જે ઠેકાણે એક પારસીના ઉઠમણાની ક્રિયા થાય ત્યાં લાખ 'પઢાવવાનો ચાલ હતો યાને મરનારની નૈયતે મોબેદની પાસે એક લાખને પાનસો યથાઅહુવૈર્યો (અહુનવર) પઢાવવામા આવતી મરનારના બેશી કુટ બીઓ તથા દોસ્ત આશનાવો એમ બે કે જેટલા ગમે એટના રૂપીઆની દર રૂ। ૧ની ૧૦૦૫૦૦ અહુનવર પઢાવતા હતા તે એક રૂપીઆની તેટલી અહુનવર પઢાવવાનુ હક ૨૫ લાખ પઢાવવી એવુ થયુ પણ પાછળથી થોડાક વર્ષેથી એ અહુનવર ભણાવવાને બદલે રૂ। ૧ની માસ એક સુધી મરનારની નૈયતે પતેત પઢાવવાનો નવસારીમાં પહેલ વહેલો રિવાજ પડયો ૫ ૧૦ વરસની વાત ઉપર પણ ઉઠમણામા, ' લાખ આટલા પઢાવ્યા કરીને જાહેર કરવાનો રિવાજ હતો આજે તે જાહેર કરવાને બદલે ધર્મ ખાતાઓમાં આપેલી રકમજ જાહેર કરવામા આવેછે અને જેટલી લાખ હોય તેટલી આખુ વર્ષ સુધી પઢાયા કરેછે

સાથે રાખ્યા તમામ મોબેદોનું કામ કર્યા કીધું, અને તેમનાથી જે થોડી ઘણી ક્રિયા બની શકે તે ઉપર બેહેદીનોએ રાજી ખુશીથી સંતોષ જાહેર કર્યો. પણ જેમ બનતું આવ્યું છે તેમ, ટોળામાં એક ફાટ પડી કે બીજી પડતા વીલંબ લાગતો નથી, તેમજ એર્વદ દાદાચાંદજી નામના મોબેદ, ભગરીઆ ટોળાથી છુટા પડીને પોતાના ૭ દીકરાઓ જમશેદ, બહમન, હીરા,* માણેક, બહેરામ, મનોચેહર અને રતનને લઇને એર્વદ મનોચેહર હોમજી સાથે સામેલ થઇ ગયા. એજ વખતે ઢઢ્યા ખાન્દાનના મુખી, દાનાવ અને કામેલ મોબેદ મેહેરજી ચાંદનાના× વારસો બહમન, નોશેરવાન, કુકા અને પાહાનણ જોડાયા. વળી જ્યારે બેહેદીનોના મમતને લીધે **કુસ્આપ** વધતો ગયો, તથા યજમાન ઘણા અને પથકી બહુ થોડા હોવાથી મનોચેહર હોમજીવાળાઓને તથા તેમની સાથે જોડાઇ ગયેલા મોબેદોને ઘણીજ કમાણી થવાથી, તથા તેથી ઉલટુ ભગરીઆઓમાં પથકી ઘણા ને યજમાન થોડા થઇ પડવાથી, ભગરીઆ મોબેદોને કમાણી જીન જેવી નહીં થવાથી એજ સીગામણા એર્વદ માણક પેશતન રમાડી નામના મોબેદ પોતાના બે બેટાઓ બેહેરામ અને બરજોર સાથે જોડાયા. વળી વનસાડવાળા મોબેદ જામસપ ભાઇજીના નાના દીકરા એર્વદ કાઉશજી, જેઓ નવસારીમાં પોતાના મસાનાના પાલક થયા હતા, અને જેઓ ભંડારીની અટકથી ઓળખાતા હતા તેઓ પણ પોતાના ૩ બેટાઓ બહેરામ, મનોચેહર અને નવરોજ સહ છુટા પડી, એ મનોચેહર હોમજી સાથે સામેલ થયા. એ પ્રમાણે થોડાંક વરસમાં એ મનોચેહર હોમજીની જુદી **સાથ** થઇ પડી, અને આજેપણ મનોચેહર હોમજી, દાદાચાંદજી, કેકરીઆ, રમાડી અને ભંડારી એ પાંચ કુટુંબો "મનોચેહર હોમજીની સાથ"ને નામે નવસારીમાં "ભગરીઆ સાથ"થી જુદા ઓળખાયછે.

**૧૬૮૭ નો સંપના ચારટર.**

**માંડવાળ.**—એ પ્રમાણે મારામારી ચાલવાથી એક વરસ રહીને ઈ. સ. ૧૬૮૭ માં નવસારીના બેહેદીનો મોગાનજી અસપુજી, પોરન નોશેરવાનજી મેહેરજી, હોશંગજી કેકોબાદ, કાઉશ આસદીન, જીવણજી બહમનજી, કુવરજી બહમનજી, ભાઇજી સાગર, લીમરા રામા, તથા શમસ્ત બેહેદીનોએ ભગરીઆ મોબેદો પાસે એક લખત કરાવી લીધું કે —"અમારે તમારી સાથે ભીખ અધેઆરૂપણા સંબંધી રદ બાતલ થાઇ તે અધેઆરૂએ જાદતી કીધી, તે ઉપર હમે તમને એકરાર કીધો જે ભીખ **અધેઆરૂપણાની** છે તે જોગાનની નથી, રજવાડીની છે માટે જે અધેઆરૂપણું મરણુ તથા પરણુ તથા જે ધરમનું કામ હોય તે જે બેહેદીન પોતાની રાજીએ જેની ઉપર રાજી હોય તે પાસે કામ કરાવે ને તેને આપે, તે સાથે હમારે લાગે નહી, અને

---

* એ હીરાજી દાદાચાંદજીના બે નબીરાઓ શાપુરજી અને જીજીભાઇ ઉપર મોગલાઇથી મોટા બીક આવી પડ્યાને લીધે તારાપોરમાં જઇ ભરાયા હતા, અને ત્યાંજ વસવાટ કીધો હતો. તેમના વંશ વારસો આજેપણ તારાપોરમાં વસેછે.

× પારસી પ્રકાશમાં ખુદ પોતે મેહેરજી ચાંદના પણ જોડાયા એમ લખેલુંછે, પણ તેમ નથી, કેમકે એઓ તો મનોચેહર હોમજીના જુદા પડ્યા પહેલાં પાંચ વરસ અગાઉ એટલે સંવત ૧૭૩૭માં ગુજર્યા હતા.

જે બેહેદીનના કહેવા ઉપર જે અંધેઆરૂ કામ ચલાવે તે સાથે જે હમારા અંધેઆર થઈને દખલ કરે તે શ્રી ભગાદનો ( યાને દાદગાહનો ) તથા શ્રી દિવાનનો ( યાને દરબારનો ) ગુનેહગાર. જે બેહેદીન પોતાને મન માને તેને આપે, ને મન માને તેની પાસે કામ કરાવે તે અમારે કબુલ છે. તથા સંજાણા અંધેઆરૂ કશબે નવસારી મધે રહેછે તે પોતાનું અંધેઆરૂપણું પોતાની જાતનું મરણ તથા પરણનું સર્વે ધરમનું પોતે કરે. નવસારીમધે પોતાનું મુઆં જીવતાંનું તથા ધરમનું કામ ચલાવે તે સાથે હમારે દર દાવો નહી. જે દાવો કરે તે મસીદમાં ૫૦ મણુ તેલ તથા દિવાનમાં રૂ. ૪૦૦ ગુનેહગારી આપે. આ લેખ ઉપર ભગરીઆ મોબેદો તેહેમુલ શેરાબ, રૂસ્તમ ખુરશેદ, હોમજી કેરશાસ્પ, રૂસ્તમ હોમજી, દારાબ રૂસ્તમ, પેશોતન રૂસ્તમ, મેહેરજી બહમન, માણેક શેરાબ, હીમજી અશપદીઆર, શેરાબ કુકા, ફરામ બરજોર, ભીખા હમજીયાર, ભાઇજી કેકોબાદ, હોમજી ચાંદજી, લોહરાસ્પ બરજોર, નવરોજ હોમજી, રૂસ્તમ હોમજી, કેકોબાદ કેરશાસ્પ બરજોર નોશેરવાન, ખુરશેદ ફરેદુન, કેરશાસ્પ હોમજી, માણેક મેહેરનોશ, જમશેદ પદમ, શેરાબ ફરેદુન, દારાબ રાનજી, ખુરશેદ શાપુર, કેરશાસ્પ દાજી, બહેરામ કુકા, મેહેરનોશ બહમન, અને બહમન પેશોતન, એટલા ભગર્યોઓની સહીઓ છે. જે પ્રમાણે ઇગ્લંડના રૂફસ રાજાના વખતથી રાજવર્ગ અને ધર્મવર્ગ વચ્ચે ઘસાતું ચાલી છેવટ જે પ્રમાણે ઇ. સ. ૧૨૧૫માં ઇગ્લંડના રાજા જૉનને, ઇગ્લંડના લોકોને સ્વતંત્રપણાના મોટા લેખ Magna Charta ઉપર ફરજીઆત સહી કરવી પડી હતી, તેજ પ્રમાણે નોશાકરાઓમાં માંહેમાંહે ઝગડા જાગ્યા બાદ Magna Charta of Treaty ઉપર અરસપરસ રાજવર્ગ યાને બેહેદીનવર્ગ વચ્ચે, ધર્મવર્ગ યાને અંધ્યારૂઓને સહીઓ કરવાની ફરજ પડી હતી. એટલુંજ કરીને બેહેદીનો બેસી ન રહ્યા, પણ ભગરીઆઓ સામે અનેક ખટપટો ચલાવા લાગા ઇ.સ. ૧૬૯૧ માં નવસારીમાં વસનારા સંજાણા મોબેદોએ અત્રેના બેહદીનોને એક લખૉત કરી આપ્યું કે, " જે ભગરીઆ મોબેદો પાસે બેહેદીનો મોબેદીનું કામ કરાવે તેને ઘેર આપણે વિવાહમાં તથા મરણે જાઇએ તથા તેઓને તેડીએ. પણ જે ભગરીઆ મોબેદોને બેહેદીનોએ ના કબુલ કીધા છે તેને ઘેર મરણે તથા પરણે જઇએ નહિ, તેની સાથે બેસી જમીએ નહિ,* તેને જમવા તેડીએ નહિ, તેને ઘેર જમવા જઇએ નહિ,

* આજે પણ નવસારીમાં એક કુચાલ હૈયાતી ભોગવે છે, એ જુની મારામારીને લીધે મીનોચેર હોમજીના મોબેદે જે ખાણાનું સતુમ ભણ્યુ હોય, તે ખાણું ભગરીયા મોબેદોથી બીલકુલ ખવાય નહિ, અને ભગરીયાનું પઢેલું સતુમવાલું ખાણું મીનોચેર હોમજીવાલા મોબેદોથી ખવાય નહિ ' તેથી તેમના જુદાં જુદાં ખાણાં કરી જુદાં એવાહેરાં રાખી, એકમેકનાં એલાહીદાં સતુમ ભણાવી, એવાહીદાજ જમાડવાનો ચાલ હજુ હૈયાતી ભોગવે છે. આ કુચાલ કાઢી નાખી ભાઇચારાથી હવે એકસંપ થઇ જાય, આવો હસવાજેવો અંતર હવે દુર થવો જોઇએ છે. એ રસમ હિંદુઆઈ છે, તોપણ ઘણાક ધર્માંધો તો તેને પણ પોતાના ધર્મ ક્રિયાનો એક ભાગ સમજવાની ભુલ કરે છે । આપણા માનવંતા નોશાકરા ખા બા કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાંદજી જેઓ વડોદરારાજમાં સર્વે સેટલમેંટ કમીશનરનો માનવંતો હુદ્દો ભોગવતા હોવાથી નોશાકરાઓ મગરૂર છે, તેઓ સાહેબે એકવાર એ કામ કઢાવ્યું હતું, તે નિષ્ફળ ગયુ હતું, પણ ફરીથી તે સાથે કઢાવવા તેઓ સાહેબને નમ્ર અલામણ થઇ શકશે,

તેને ઇજ્જત આપીએ નહિ. જે એથી ઉલટો ચાલી તેમ કરે તે રા. ૫) ગુનેહગારી આપે, તથા પોતાના ભાગથી ત્રણ વર્ષ દુર રહે." એ લખત ઉપર મનોચેર હોમજી સુધાં ૯ સહી છે.

. હિંદુઓમાં ચાલ છે કે જો, કાંઇ મારામારી કે ટંટો થાય, તો મોટામાં મોટો પ્રતિબંધ, જમવા ખાવામાં જવું નહિ, તે ઉપર વિશેષ આધાર ગણે છે. તે હિંદુઓનું જોઇને આપણા આગલા પારસી બાપદાદા બાધા ઉપર બેખની શરતનો મદાર બાંધતા હતા. વચમાં વચમાં એવી મારામારી ચાલવા બાદ ૪૦ વરસમાં ફેસાદના પઝરણમાંથી ધુમાડો નીકળ્યા કરતો હતો, તે ઈ. સ. ૧૭૨૯માં પાછો ભડકો લઇ ઉઠયો. એ વરસમાં શેઠ મનાજી કુકાજી તલાટી જેઓ વડોદરામાં સરકારી દરબારી કામમાંજ મશગુલ રહેતા હતા, તેઓ ઉપર નવસારીના બેહેદીનોએ કાગળ લખ્યો કે, "તમો સાહેબતો દેશાવર જઈ બેઠા, અને અત્રે બે વરસ થયાં આવા મજબુત લખાણ છતાં પણ પાછો ભગરીયા મોબેદોનો જુલમ થવા માંડયો છે. આપણા મોબેદો પર લગન વગેરેના દાવા કાઢ્યા છે, અને થાણામાં તેડી મચકડા વગેરે લખાવી લીધા છે, અને હજુ શું શું જુલમ થાશે તે કહેવાઈ શકાતું નથી, અને તમો વગર તેને કોઇ મરતબે પહોંચાડનાર નથી. અમો સર્વેતો તમોને વળગેલા છીએ, માટે જે તદબીર વગેરે કરવી ઘટે તે આવીને કરવી." વળી મનોચેર હોમજીના બેટા મેહેરનોશજીએ પોતાના ટોળાવાળાઓ સાથે મળી તા. ૨૨ અકટોબર ૧૭૨૯ રોજે એક અરજી શેઠ મનાજી ઉપર ભગરીઆ મોબેદોની જાસતી બાબે લખી મોકલી હતી, અને તેમાં જણાવ્યું હતું કે, "બાજે લોક અમને ધમકી દીએ છે જે તમોને સુબેદાર સુધી જવું પડશે, તેની ચિંતા લાગી છે, જે નોરોજ ખોરદાદના દહાડા નજદીક આવ્યા તેનું શું કરીએ. માટે અમો જાણીએ છે જે તમો સરખા મુરબ્બી અહીં છો તો હમોને શું કરવા ફરમાવશો, માટે સાહેબની ખીજમતમાં જેને ફરમાવો તે બેહેદીનને મોકલીએ અને જે ફરમાવો તે કરીએ." વીગેરે. એવી લડાઇઓ અને ધસાધસી જ્યારથી ચાલીછે, ત્યારથી તે આજ સુધી આ કલમ ચાલે છે તે ઘડી સુધી ભગરીઆઓ અને મનોચેરહોમજી એ બે ટોળા વચ્ચે બોલબોલતનાં પોતાના હક અધિકાર અને સ્વામિત્વ કે તાબેદારી વિષે વરવાંધા ઉઠાવાજ કરે છે, અને તેનો નિવેડો સહેજમાં આવે તો, નવસારીનો એ જુનો ખખ થઈ ગયેલો, જડ ઘાલી બેઠેલો રખનો નરમ પડવાથી નવસારીની સુલેહ શાંતિમાં મોટો વધારો થાય. કેમકે આગળ રેડાયલાં લોહી સુકાઈ ગયાને, અને વેર ભુલાઈ ગયાને, દાહાડાઓ વિતવાથી, કાંઈ પણ અસર અથવા જીવ રહ્યો નથી. તો અત્રેના થોડાઘણાં બન્ને પક્ષના દાનાવો મળી કાંઈ બંદોબસ્ત ઉપર આવે તો આપણા ધર્મની ફુટી જાહેર અને બાહેર પડતી અટકે, અને એકેકનું ભણાયલું ખાવાથી વટલી જવા જેવી ગણાતી હીણપસ્તી ભરેલી શરમ લગાડનારી કુચાલ બંધ પડે. હિંદુઓમાં એવો એક ધારોછે, કે યજમાન, બ્રાહ્મણ પૈકીનો ન હોય, તો તેને હાથનું રાંધેલું બ્રાહ્મણથી ખવાય નહીં. તેજ રવૈયો આપણા મોબેદોમાં પણ છે. બેહેદીનના હાથનું રાંધેલું તેઓ ખાતા નથી. એજ પ્રમાણેના અનેક કઢંગા રિવાજો હિંદુઓના આપણા નોશાકરાઓએ દાખલ કરેલાછે, તે હવે નીકળી જાય, એવું દરેક દાનાવ ઇચ્છયા વિના રહેશે નહીં, અને એવા

પારસીઓ માટે આપેછે, તે મી. ઓાડીનાજ ગ્રંથની મદદથી આપણે જાણીએ છીએ. તે મુસાફર પારસીઓ માટે લખેછે કે, " તેઓ એકજ ખોદાને માનેછે. તેઓ ગંબારપરબમાં સો જણો માણસો બેગા થાયછે, ઘેરઘેરથી ખાણા લાવી હળીમળીને ખાયછે. તેઓ પોતાના જાતભાઇઓપર ઘણી પ્રીતી રાખેછે, ગરીબોને મદદ કરેછે, અને તંગીમાં હોય તેને હંમેશ મદદ આપેછે. કામ કરે તેવાને કામ સોંપેછે, ને મુફલીસને મખાવત કરેછે. તેઓ એકબી માણસને ભિક્ષુક રહેવા દેતા નથી, અને એ બાબતમાં પીથાગોરાસની સૌથી ઉમદા નસીહત, કે પોતાના દોસ્ત આસનોવોમાં સરખાપણું રાખવું, એ રીતે તેઓ ચાલતા આવેછે. "

**૧૭૧૫-૧૬. નવસારીમાં નવી પેગમ્બરી.**

કીનએટ માઝદયસ્નની નામની કેતાબના બનાવનારે જે ટીકારૂપી લખાણ કર્યુંછે, તે ઉપર હમારા વિચાર આપ્યા વગર, સદરહુ ઉતારી લઇએ. " નવસારીમાં થોડાંક વરસ થયાં એક નવી પેગમ્બરી જેવી ઉભી થવા માંડી. અશો પેગમ્બર જરથોસ્તના ધરમમાં નિશાન તરીકે સુદરાપર એક ચોરસ ઇચ ગીરીબાન રખાવવું હતું, તેમ હવે એક નવું ગીરીબાન પદાન નામે દાખલ થયું. તે એકને બદલે ૩૬ ઇચનું હતું. એ કોઇ, દસ્તુરપદ પામેલાની શોધ હશે જ્યારે માણસ મરણ પામે ત્યારે તેના મોંપર એક ટકડો બાંધવો એવી કોઇ રીત દાખલ કરી હશે. આ પદાન બાંધ્યા વગર લાસ દોખમે જાય તો 'તે ગોસ્પાં ચીનવદપુલ પસાર કરે નહી એવો એક લ્વઇઓ તે મોબેદી ટોળાએ ઉભો કીધો. દીન માચાલાને જે ખરા કામ નવસારીના દાવરોએ આરંભેલાં તે મતલબ પાર પડ્યા પછી પારસીઓ નરાર નીરાંત થઇ બેઠા હતા, એવામાં આવા ધરમના ઢોંગો દાખલ થવા લાગ્યા. "

**૧૭૨૩ નવસારીની આગેવાનીથી સુરતમાં દોખમું.**

મરાઠાઓના હુમલાઓથી કાયર થયલા મોબેદ, બેહદીનોથી પોતાના ધર્મને અપમાન થયલું સહન ન થવાથી તેઓ ધીમે ધીમે પરદેશ જતા ગયા. થોડાક મુંબઇ ગયા અને બાકીનામાંના કેટલાક મોબેદ, બેહદીનો સુરત રુસતમપરામાં જઇ રહ્યા, અને ત્યાં પોતાનો એક મોટો મોહોલ્લો વસાવ્યો. તેઓની આબાદી વધતી જવાથી ઇ. સ. ૧૭૨૩માં તે લોકો માટે એક જુદું દોખમું બાંધવાનો વિચાર થયો. કેમકે પદાનીઆં પારસીઓનું 'મુરદું' જે દોખમામાં નંખાય, તેમાં વગર પદાનીઆંઓનું રવાન ચઢાવવા હરકત થાયછે. ૧૫ વરસથી ઉપરના દરેક હમયોરતીઓએ દોખમું બાંધવાના ફંડમાં ગુંજાશ માફક રકમો ભરી. આ કામ નવસારીના દેસાઇજી શ્રી ટેહમરજી રૂસ્તમજી તથા પટેલ શ્રી અમચંદીઆરજી સોરાબજીએ ભેળા બજાવ્યું હતું, અને દેસાઇજીએ તે દોખમાં માટે પોતાની જગા આપી હતી.

**૧૭૨૩. બાપ છતાં દસ્તુરી ભોગવનાર.**

નવસારીના દસ્તુર માણેકજી મેહેરનોશજી મેહેરજીરાણા ઉર્ફે વછફરાર, એક માલેકની માફક પોતાની જીદગી ગુજારવા સારૂ એકાંતવાસ લઇ દુનિયાના લોભ લાલચથી દુર બેસ, ત્યારે પોતાના બીજા બેટા રૂસ્તમજીને પોતાનીવતી કામ કરવા દસ્તુરી આપી પણ બાપની અગાઉ રૂસ્તમજી પોતે ૩૭ વરસની ઉમરે

ગુજરી જવાથી બિચારા માણેકજી વઇદ્દાગ્ને એકાંતવાસ છોડી ૩-૪ મહીનાને ખાતરે પાછી દસ્તુરી લેવી પડી હતી. એ માણેકજી દસ્તુર વિષે નીચે હેવાલ જણાવ્યો છે:—

**૧૭૨૩. યોગી થયલા દસ્તુરજી.**

દસ્તુર માણેકજી યોગી થયલા એટલે કાંઇ હિંદુ થઇ જઇને જોગી થયલા નહીં સમજવા, પણ પોતાની પરહેજગારી અને દીનદારીથી સર્વ-ત્યાગ કરી એક યોગી જેવા થયા હતા. તેઓએ પોતાની જંદગીમાં પાછલા દહાડા ગુજારવા સાર, પોતાના વતી દસ્તુરી ચલાવવાનું પોતાના દીકરા રૂસ્તમજીને સોંપી એકાંતવાસ પકડયો ખરૂં ઇમાન, યકીન, અને શ્રદ્ધા રાખી, એવણુ તપ કરવા બેઠા હતા. તેથી પોતાના છોકરાને પોતાની હૈયાતીમાં દસ્તુરી દરજ્જો આપ્યો હતો. પણ કમનશીબે તે દીકરો મરણ પામવાથી આખી અન્જુમને તેઓને વિનંતિ કરી દસ્તુરી લેવાની ફરજ પાડી. જેથી તેઓને ૩-૪ મહિનાને ખાતર તપ છોડવો પડયો. એવણને ઇ. સ. ૧૬૬૪ માં, જ્યારે શિવાજી મહારાજા નવસારીમાં લટાર મારી ગયો ત્યારે, પોતાના બાપના મરણથી દસ્તુરી મલી હતી. પોતાના બાપાવા કેકોબાદજીની માફક એવણુને, મળેલી જાગીર સંબંધે કાંઇ વાંધો પડવાથી, દિલ્લી દરબારમાં શાહજેહાન પાદશાહે બોલાવ્યા હતા એઓના જ વખતમાં મોબેદોમાં મોટો ફેસાદ થઇ માનોચેર હોમજીવાલાઓએ છુટા પડીને નવી અગ્યારી કરી. પોતાના દીકરાનાં મરણ પછી ૪ મહીના રહી ૭૨ વરસની ઉમ્મરે એઓ મરણ પામ્યા હતા. એઓના વખતમાં ભગર્યા મોબેદોમાં માંહોમાંહે મારા-મારી થઇ, માનોચેર હોમજીએ છુટા પડી ટોળો બનાવી અગ્યારી પહેલવહેલી કરી હતી.

**૧૭૨૮ દેશાઇ શ્રી ટેહ-મુરજીનું અજબજેવું મરણ.**

દેશાઇ શ્રી ટેહમુરજી રૂસ્તમજી જેઓને નવસારી કસ્બાની તથા પારચોલ પરગણાની ચોધરાઇ મળી હતી, તથા જેઓને દિલ્લીના પાદશાહે ફરમાન તથા અભયપત્ર આપ્યાં હતાં, તથા જેઓ પીલાજી ગાયક-વાડને, ગાયકવાડનું રાજ સ્થાપવા અત્રે લાવેલા, તથા જેઓ નવસારીની રૈયતને મુગલાઇ જુલમમાંથી છોડવી, પોતે સુરતમાં કેદ પડેલા, પુષ્કળ માર ખાધેલો, તેઓ ઘડપણમાં ખરેખરા એક યોગી જેવા સાલેક થયા હતા. તેઓનું આગાહી ભરેલું મોત નીપજ્યું તેજ તેનો પુરાવોછે. તેવણુના નામવર બેટા દેશાઇ શ્રી ખુરશેદજીએ પોતાને હાથે લખેલાં સ્વવર્ણન ( Autobiography )માં પોતાના પવિત્ર પિતાના મરણનું જે બ્યાન લખ્યુંછે, તે અસલ ભાષામાં જ ઉતારી લઇએઃ—

"દેસાઇ શ્રી તેહેમુરજી રૂસ્તમજીના ધરમ ને પુનથી નાપાક શેતાન ઉંધો પડો તેથી આન્તર તપતો થાઓ ને ગેહન ઘણું થાઉ જે ઉંઘીજ રહે. જગાડીએ તારે ઉંઘ-માંથી જાગે. સવાલના જવાબ એજ દીએ ખાનું ખાએ પીએ, જગાડીએ ને વાતો સુરવે કરે, ભુલ જરા કાંઇ બોલે નહી, હોશીઆરી સારી. તેવામાં ગનીમ પમાર ગુજરાતથી તાપી ઉતરી આવો તેની ખબર આવી તેથી મેલધર ગામ નાશી ગઆ. તાંહપણ ગેનથી જગાડીએ તારે જાગે બોલે. તેવામાં પુમારનો છોકરો તાં નોશારી આવી મુકામ લુનશીકુઇ સરશ્વતીઆં તલાવપર કરીને ગનીમાઇનું થાનું તમામ લબાડી ગાલી ' બીજે રોજ ગણુદેવી આવી મોકાંમ કરો. તે ખબર આવીતે સાંભલા પછી ઉઠી

ને સેવક ખુરશેદને ઘણી શીખામણો દીધી જે તમો નોશારી જાઓ, પેટનું કામ ચલાવો, પુમાર આગલ ચાલે ને અમો સરવેને લેઇ ઉતાવલાજ આવું છેઉ. તારે અમો કહ્યુંજે તમોરા દુશમન ખદખાઈને આગલ તે મુકી કેમ જાઉં. તારે કેહજે અમારા બાપ રૂસ્તમજી હોરમજી આગ્નરી હતા તે હું ચાકરીમાં રહો તેથી પેટ ખરાબ થાય તેથી કરજ થાઉં. એવું ઘણું કરેજ થાઆની સરવે વાતો કહી. તારે પોતેજ કેહેજે મે મારા બાપની ચાકરી ઘણીજ કીધી તારે તેહો કેહજે બાપની ચાકરીમાં કશીવાતની ચાકરીમાં કમી કીધી નહી. તેની દુઆથી તમો પણ મારી ચાકરી ઘણીજ કરોછે. શ્રી હોરમજદ તમારી સરવે મોરાદને ઉમેદ પુરી પાડશે ને તમારાં ફરજંદો બી તમારી ચાકરી કરશે. તાર અમો કહું જે તમો આગ્નરી તેથી તમને મુકી ઘર જીનહાર અમો જાનાર નહી.

પછી પુજજીશ્રીને× પોતાની પુનાઇથી મોકોતજ સુજ પડું, તેથી શેવકને• બોલાવીને એકાંત લેઇ બેશાને ઘણો ઘણો દેલાસો દેલબરી કરી જે તમારી મેહનતથી ને દાનાઇથી હું સરવે વાતે નર્ચીત બેઅફકર થાઓ છેઉ......એ રીતે ઘણી ઘણી શીખામણ દેઇને બોલાજે અમો તમોરા પરાંણાં દાડા સાતનાં છેઉ. સાત દાડા પછે તમારા પાસેથી દાદારની દરઘામાં જવાનાં. તારે અમે દિલગીર થાઆ, તારે પોતાના સોગન દીધા ને અમને તેજ વેલા તાકીદ કરી જે દોલી લાવો ને નોસારી લઈ જાઓ. તેથી તેજ વેલા દોલી તઈઆર હતી તેમાં બેસાડા તેજ વેલા અમાગ પટેલ વસઈ ભુલા ધાલા ભાણુજી આવા ને મલા તેણે અમણે કહું જે સોનવાડીમાં મશતાંન+ છે તેને આવેછે તેથી તેને પુછીએ ને કહેછે. નાલીએર ફુલ તેની આગલ મુકીએ, જો આદમી મરવાનું તારે તે બોલેજ નહિ ને જીવવાનું હોએ તારે તે બાધા લેવાડશેજ, ધરમ કરાવશે ને આરાંમ થાશે. તેથી હમો છડી, દોલી, સોનવાડી રાહેકાડી. છોકરાં સરવે ઘેર મોકલાં. સોનવાડી પોચો તારે પોતે ગેનમાંથી ખબરદાર થાઆ ને અમને કેહજે તમે સોનવાડી લાવા દેખું, જાઓ તે પુછો. પન કાંનમા મનેજ હલુસે કહું જે કોઇથી કાંઈ થાવાનું નથી તમને કહું તેટલા દાડા થાશેજ. અમો તો તેને તાંહાં ગઆ તે તાંહા વાડીમાંજ રેહેતા હતા. નાલીએર તથા ફુલ તેવાનીજ વાડીમાંથી લેઈ આગલ મુકાં. નાલીએર લેઈ ઘણી ખુબી ખુશાલીથી બોલો જે દેસાઇના નીમાલા ૧ ને આલ આવવાની નથી. આજથીજ તાજગી થશે જ. બાધા સારી લઓ જે ભાતદાલની બાધા લેઓ, સારું થાએ તરિ તમારા બાંમણ ૫૦૦ જમાડો, માશ ૧ માં મોધરેલ સારું ચડાવાને હમેશાં મોકલાવા કરજો, ઘર જાતાવાર દેસાઇને આરામ થાશેજ ને તેલ મોધરેલ નલી ૫ શેર ૨ાા ની મોકલાવજો. તેથી અમો ખુશાલ થઈ ઘર આવા ને દેસાઇજીતો ખબરદાર થઈ બારેબ ઓટલા પર બેઠા. સરવે મલવા આવા તે સાથે વાત વગત પુછી બીજે રોજ પણ ખુશાલીથી સરવે સાથ બોલા. ઘેન પણ હંમેશાંના કરતાં અરધ થાઉં, અમને તો ઉમેદ ઘણીજ થાઈ તેથી સોનવાડી મોધરેલ તેલ રોજ મોકલીએ, ખબર રોજ

×પુજજી શ્રી તે દેશાઇ શ્રી ટેહમુરજી રૂસ્તમજી.
•શેવક તે લખનાર દેશાઇ શ્રી ખુરશેદજી ટેહમુરજી.
+મશતાંન ધુનનારો ધુણે છે. તેને આવેછે એટલે તેના દીલમાં માતા આવેછે.

તાજગીની પોચાડીએ. રોજ ૪ થાઆ, તારે અંધારૂ માણેકજી નોરોજજી પાવડી સાથ ઘણી દોસ્તી હતી. હરરોજ ગતે બેશવું રાતપોર ૧।। હતું તેને બોલાવી એકાંત કહું હવે મારા દહાડા ૪ રહાછે, તુમે ભાઈ ખુરશેદજી કહેલું× છે... .......એ પરમાંણે સરવે અધારૂ માણકજી નોરોજજી પાવડી કણુ લખાવું ને પછી કહજે અધારૂ શ્રી ફેરદુનશાજી માણકજી આંતીઆ તાં સુરતમાં વખાર હતી તાંહાં હતા તેઓને બોલાવો, જે મલાનું હેત છે તે બોલાવો. તેપણ આવા તેઓને એકાંત કહું જે દીન ૩ બાકી હઆતીના છે, છોકરાં તમારે હવાલે છે, તમો પાલાં છો પાવમોજ, ને નસગસાલારનાં કપડાં વાગા કરાવો. જણુ વસાંમાં જે તે દીવસ ગઆ જે બીજે દીવસ હોશીઆરીથી બોલા ને સાતમો દાડો સવારનાં પોરમાં ખુરશેદજીને બોનાવી કહું જે હવે દાડો પુરો થાઓય, દલગીર થામોમાં, મરનને દલાસો કરજો, દલગીર થાવા સરવને દેસોમાં, રડવા દેસોમાં. રાવ શ્રી ગંગાજી ગાયકવાડ તા. સુબેદાર સાહેબ પીનાજીરાવ ગાયકવાડ મુલકગીરીથી નવેપોરે રેહેતા નાંહાં આવા તાંહા ગઆ તેહોને કાગજ ૧ લખાવો તથા સોબેદાર સાહેબજીને કાગજ લખાવો જે અમો ચાકરી કરી તેવોજ ચાકરને નુવાજા ને ચાકર તાં હેવલોકોની ચાકરીગા જાવાનાં, છોકરા સાહેબની ચરણરજ છે તેને પાળવા નવાજવા, એ અરજનો આ કાગજ લખાવો, ને ખાવાનું સરવે સાથનું કરાવું, સરવને સોગંદ પોતાના દેઈ જમાડા, પોતે પણ બેસી જમા, ઈઆદ• પીધી. દીન પોહોર ૧।। હાંડ ચડો. આ. નોશરવાંનજી તેહમુરજી રાણાજીનાં ઘરમાં સુતા હતા ને કબીલા તાં અધારૂ શ્રી ફરેદુનજી આદરજીવાળું ઘર પાસનું અધારૂ શ્રી રતનજી માણકજી કણુ માંગતાંમાં હતું તાંહાં કબીલાવાળાં ઘરમાં લઈ જાઓ ને નવાડો તાકીદથી. તેઓ સરીપરજ બેસી નાહા ને ઘરમાં લઈ ગઆ કે તેજ વેળા ચેન ફરી ગઉ ને અંશમવહુ પડવા લાગા. ખુરશેદજીએ અશમવહુ પડા કીધી. જાન કબજ થાઓ, રોજ અમરદાદ રોજ ૭ માહા આવાં માહા ૮, વાર સંવત ૧૮૮૨ અધાર બેઆશી+ ને દાડે બપોરે બેહેસ્તી થાઆ ને તેજ રોજ થી દાદાગાહ પોચા. એવાં ખુશ મોહોત બેહેસ્તી રવાનોને હોજો."

એ અમાણે આગાહી બરેલું મરણ આ પરહેઝગાર પુરૂષનું થયું હતું. સાત દહાડા અગાઉથી અને વલી બરાબર કલાક ગણત્રીથી મરણ પારખનાર કેવા ફરેસ્તાઈ ખસલતનો હોવો જોઇએ તેનો વિચાર વાંચનારેજ કરવાનો છે. ઈ. સ. ૧૭૧૪ના અરસામાં નવસારીના લોકો મોગલાઈ અમલદારોના દોરથી ઘણા કંટાળી ગયા હતા. જેથી એઓ તે જુલમમાંથી પોતાના વતનીઓને છોડવી નવસારીમાં ગાયકવાડી અમલ બેસાડવાને માટે ઈ. સ. ૧૭૨૯માં સોનગઢ ખાતે સુબેદાર પીલાજીરાવ ગાયકવાડને જઈ મળ્યા, અને એવી ભલામણ કીધી કે સઘળા જમીનદારો મોગલોના અમલથી એટલા તો કંટાળી ગયાછે કે, જો તમો સુરત અઠાવીશીના પરગણાઓમાં થાણાં બેસાડવા આવશો

---

× બાઇશી દન માગી લેઆ, એટલે પોતાના વડા બેટા ખરશેદજી પાસે માંગી લેવા પાવડીને કહુ.

•ઈઆદ=એટલે દારૂ સમજવો.

+૧૮૮૨ ભુલથી લખાયેલા જણાયછે. સંવત ૧૭૮૨ વખતને બદલે ૧૮૮૨ થઇ ગયલાછે

તો તેઓ તુરત તમારે તાબે થશે. આ વાતની ખબર કોઇએ સુરતના તે વેળાના મોગલાઈ નવાબ રૂસ્તમઅલીખાંનને જણાવ્યાથી એમને તથા એઓના આખા કુટુંબને તેણે સુરત ખાતે તેડાવી કેદ કરાવ્યું. પણ તે પછી પીલાજીરાવ ગાયકવાડે પોતાની અમદાવાદની ચઢાઈપરથી પાછો ફરતાં સુરત ખાતે આવી એઓને એમના આખા કુટુંબ સહીત કેદમાંથી છોડાવ્યા, અને પોતાના હાથ તળે સરકારી કામકાજોને માટે રાખ્યા. એવણે નવસારીના કેટલાક મહાલોની હાલત જે મોગલોના અમલમાં બતંગ થઈ હતી, તેમાં ઘણોજ સુધારો કરાવ્યો હતો. નવસારીની જરથોસ્તી અન્જુમનના એઓ એક આગેવાન અફાબર હતા.

**૧૭૨૮. નવસારીના નજુમી.** વલસાડવાલા આ૦ જામાસ્પ ભાઇજીના નાના દીકરા આ૦ કાઉશજી જામાસ્પજી ભંડારી, નવસારીમાં વસતા પોતાના મમાવાના પાલક થવાથી અને મીનોચેર હોમજીના સાથ સાથે મળતીઆ થવાથી નવસારીમાં એઓ પ્રખ્યાત થયા હતા. મીનોચેર હોમજી સાંથ તરફથી સુરતખાતે પંથકી તરીકે નવસારીથી એઓ ગયા પછી બીબીની વાડીની દરેહમેહેરમાં નિશાળ પઢાવવાનો ધંધો કરવા લાગ્યા. એઓ નજુમ જોવામાં ઘણા પંકાયલા હતા. સુરતના નવાબની રાજદારી અને સંસારી બાબતમાં એઓની નજુમ આબાદ ખરી પડવાથી એઓને તે નવાબે પોતાના ભંડારના ઉપરી ઠરાવ્યા. જે ઉપરથી એઓની અટક **ભંઠારી** પડીછે, અને ભંડારીના ખાનદાનના એઓ મુળ પુરૂષ ગણાયછે.*

**દેસાઈ અને શીરવાઈ.** નવસારીના મોટા દેસાઇ ખાનદાનના મુળ પુરૂષ દેસાઇ તહેમુલજી રૂશતમજી, શીરવાઇ ખાનદાનના હતા, પણ દેસાઇગરૂં મળ્યા બાદ શીરવાઇના દેસાઇ થયા હતા. એ દેસાઇના વડા ભાઇ હોરમજી

* આ ઠેકાણે પારસીઓને લગતી આબેહુબ એવીજ કેફીયત થયલી છે, તે જણાવવી ફોકટ જશે નહીં. મુસલમાનોના માનવંત પેગમ્બર હજરત મહમદે તમામ પારસી ટોળાના બચાવને વાસ્તે, હીનીઆર નામના દસ્તુરજીના ભાઇ મહેદી ફરૂખ બીન શાખસાન હર્ફે " મલમાંને ફારેશા "ને એક એહેદનામું અરબ્બી ભાષામાં લખી આપ્યું હતું. એ એહેદનામાનો તરજુમો તથા કેટલીક ફારસી ભાષામાંથી અને મુસલમાન લોકોની રેવાએતોમાંથી પારસીઓના રક્ષણ વગેરે માટેના દાખલાઓ એકઠા કરી " તકવીઅતે દીને માઝદીઅશના " નામની એક કેતાબ શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇએ છપાવી છે. તેમાં આપણા ઉપલા પારસીબચ્ચાને મહમદ પેગમ્બરે પોતાને નશીયતનો દેનાર ગણેલો છે, અને કહેલું છેકે તમામ મુસલમાનો જે નશીયત પએલા છે તે સલમાંને ફારસીથી થયાછે. એ રીતે ૨ મેહેન્જરો પારસીઓના બચાવમાં એક મહમદ પેગમ્બરે, અને એક અલીએ આપેલાં છે, તેમાં કંઇ અજબ જેવી તારીફના શુખનો એ પેગમ્બરોએ પારસીઓની પરવરશી કરવા માટે પોતાના મુસલમાન ટોળાને પોતાના સોગંદ ઘાલીને ફરમાવેલા છે; એનું બધાનું કારણ ઉપર જણાવેલા ભંડારીની માફક એ સલમાન પોતે ઘણો સરસ નજુમી હોવાથી મહમદ પેગમ્બરની ફત્તેહની નજુમ આબાદ જોવાથી, મહમદે પોતાના વાહલા ખેરખાહ દાખલ પોતાની આગળ રાખ્યો હતો. કેમકે મહમદ પોતાની ઇચ્છામાં બિલકુલ હારવા લાગ્યો ત્યારે, નાશીપાશીમાંથી પાછી ફત્તેહ આપનાર એ પારસી નજુમી હતો. આ ફરમાનો એકે એક મુસલમાન ભાઇઓ તથા પારસી બંધુઓએ વાંચીને વાકેફ થવાની ઘણી જરૂર છે. જુઓ " તકવીઅતે દીને માઝદયશના. "

ઈ.સ. ૧૭૧૪માં દેસાઇ તહેમુરજી ફરતનજીને પોતાની જમીનના ફાળાનો ભાગ ગીરવી આપ્યો હતો. તે ગીરો ભાગોનો કંઇક હિસ્સો છોડવવાની કોશિશ મરનારે કરેલી કહેવાયછે.

ગણદેવી, નવસારીની અન્જુમનને તાબે હોવાથી પહેલવહેલા પંથકી દાખલ

**૧૭૩૨. ગણદેવીનું પંથક.** નવસારીથી દેસાઇઓએ આ૦ ફરામરોજ મેહરૂ પેશતનજી પાસે લેખ લખાવી લઇ તેઓને મોકલ્યા હતા.

મહુવા, નવસારીની અન્જુમનને તાબે હોવાથી મહુવા ગામના પારસી બેહેદીનો નાહનજી ધનજી, આશા ધના, જોગી માણેક, હોમજી નરીમાન,

**૧૭૩૩. મહુવાનું પંથક.** રતન દારાબ, નાહના આશા, શેરાબ ભાઇજી, જીવનજી કાનજી તથા નવરોજ નાહના વગેરે સમસ્ત બેહેદીનોએ નવસારીના દેસાઇ ખુરશેદજી તહેમુલજી તથા સમસ્ત અન્જુમનને એક લેખ કરી આપ્યો કે અમારે ત્યાં શ્રી મહુવામધે આજ બરસમ વગેરેના કામોને વાસ્તે તમે મોબેદ મોકલો તેને અમે ત્યાં લઇ જઇ રાખીએ, અને તેના વરસાણુના રૂા. ૧ દર સાલોસાલ તમોને આપીએ., અને તે મોબેદને પોતાને લવાજમ નીચે પ્રમાણે આપીએઃ—

૨) વિવાહ વખતે છોકરા પાસેથી રૂા.
૧) છોકરી પાસેથી વિવાહ વખતે રૂા.
૦॥ નવજોતના છોકરાની તરફથી રૂા.
૦)≡ નવજોતના છોકરીની તરફથી રૂા.
૦॥ નીશાન ગરનું છોકરાની તરફથી રૂા.
૩) ગગરનાના આશીરવાદના રૂા.
૦)≡ નાહન નાહે તેના રૂા.
૦॥ શીશીઓ નાહે તેના રૂા.
૦॥ શરોશનો રૂા.
૦॥ ગેહશારણાનો રૂા.
૦)ર આફ્રરંગાનના પૈસા ૨.
૦)≡ શીરોઝની બાજના રૂા.
૦)≡ ધુપ દેઓઆંમની રૂા.
૦) શીઆવ જેવા પામે તેવા તથા વાસણ અસલ આપતા તે માફક.

સંજાનવાલા આતશબહેરામ જે કે આપણે આગળ કહ્યું તેમ દાવર ચાંગાશાના અમલમાં નવસારીમાં લાવવામાં આવ્યા હતા, તેની બરાબર

**૧૭૩૩–૩૪. સંજાણવાલા આતશબહેરામ** સેવા મોબેદોથી ન થવાને લીધે, મોબેદો લડવા લાગ્યા, અને પીંઢારા લુટારૂઓ ઉપરાછાપરી ધાડો પાડવા લાગ્યાથી, એ આતશબહેરામને ઇ. સ. ૧૭૩૩ ના વરસમાં ગુપચુપ સુરત લઇ સંજાણવાલા મોબેદો નાસી ગયા. નવસારીના મોબેદો સુરતના બેહેદીનોના મોબેદો ઉપર ધસારો કરવા લાગ્યાથી ઇ. સ. ૧૭૩૪માં મીનોચેર હોમજી વાલાઓને ભગર્યાઓને વશ થઇ ચાલવું પડયું. એમ થવાથી નવસારીના બેહેદીનોએ ઠરાવ કર્યો, કે મોબેદો ભણે તો સુઆં તરે, ને નહી તો અટકી રહે એમ બિલકુલ નથી. માટે મોબેદોને પડતા મુકી તંદરોસ્તી

પઢીને નગન કરવા, લોબાન મુકી બાજની ચાસની કરવી, ગેહમારણું અટકાવે તો શરોશબાજ પછી, પતેતપ્યાયેરા પઢી, રવાનને દોખમે ચઢાવવા અને તેવી રીતે ધણીવાર નવસારી અને સુરતમા થયું પણ ખરૂં એ અરસામા નવસારીમા હાથેના હાથે દસ્તુરો થવા લાગ્યા મોબેદો જરા થયુ કે પોતાનો નવો ઉપરી ઉભો કરવા લાગ્યા સુરતના મનોચેર હોમજીવાનાઓને પણ જ્યારે ભગર્યાઓ સતાવવા લાગ્યા, ત્યારે છેવટે ઇ. સ ૧૭૩૫મા નવસારીના પટેલ દાદાજી બહેરામજીએ નવાબને ત્યાથી હુકમનામુ કરાવ્યું, કે વિવાહ તથા ગગરના શિવાય ભગરીઆઓ તમામ કામ, મીનોચેર હોમજીવાના પાસે કરવાદે, અને તેના પણ લવાજમ ઠરાવી મૂકયા મોબેદોને આશીરવાદ નવજોત મલીને રૂા. ૨ આપે, ગગરનાના આશીર્વાદના રૂા ૨ આપે, ગેહસારણું તથા ત્રણ શરોશ મલીને રૂ ૦॥ આપે ઇત્યાદી એ અરસામા નવસારી ખાતે કબીસાની તકરાર જાગી હતી, કેમકે બણતરોમા કોઈ એક મહિનો આગળ પઢવા લાગ્યા, તો કોઇ પાછળ પાઢવા લાગ્યા.

**૧૭૦૪ ખડણીની માફીનો પરવાનો**

નવસારીના મોબેદોને, આગળ થયલી અરજી ઉપરથી, ઇ. સ ૧૭૦૪મા એક પરવાનો નીચે મુજબ મળ્યો હતો—" શ્રીરાજ માહારાજાધીરાજ મહારાણા શ્રી દુરજનશૈહીજી આ દેશાત કશબે નવસારીના દેસાઈ શમશત તથા પટેલ શમશત તથા એઠક લોક શમશત જત માલુમ થાય કે પારસીના અધારૂ બામણને ખડણી શુદામત માફ છે માટે ખડણીના પૈસાની ખાતર અધારૂને મુજામત ગ્યે સવત ૧૭૬૦ના ચૈતર સુદ ૧. "

**૧૭૩૪ સુરતના લોકોનો લેખ.**

ઈ સ ૧૭૩૪મા સુરતની રૂસ્તમપુરાની અન્જુમને નવસારીની અન્જુમનના આગેવાનો દેસાઇ ખુરશેદજી તહેમુરજી, તુકાજી મેહરજી, તથા દેસાઇ જીવણજી માણેકજીને એક લેખ કરી આપ્યો હતો, કે સુરતના રૂસ્તમપનામધે અમો તમારી રજાએ બેહદીનોના મુઆનુ કામ કરીએ, તથા જીવતાના કામ, વિવાહ, ગગરનુ અને નવજોત, તમો તમારી નજરમા આવે તેવા મોબેદો પાસે કરાવો તેમા અમો દખલ કરીએ નહી.

**૧૭૩૪. દસ્તુર દારાબ પાહલન.**

નવસારીના નણાજ ખમનદાર અને વિદ્વાન દસ્તુરજી સાહેબ દારાબ પાહલન, જેઓ દેશાઇ ખુરશેદજી તેહમુનજીના ઉસ્તાદ થતા હતા, તથા જેઓના બાપના હાથ હેઠળ દસ્તુર જામાસ્પ આશાએ તાલીમ લીધી હતી, તેઓ ઈ સ ૧૭૩૪મા ૬૭ વર્ષની વયે ગુજર્યા નવસારીની અન્જુમનમા હાલ એઓના વશવાનાઓનો ૨ જી ખુરશીએ બેસવાનો રિવાજ છે ઈ. સ ૧૬૯૦મા એવણે "ખોનાસેદીન," અને ત્યાર પછી "ફરજીઆતનામુ" એવાં બે પુસ્તકો બનાવ્યાથી આજસુધી તેઓની કીર્તિ ગવાય છે એ ચોપડીઓ ફારસી જતોમા બનાવેલી છે

---

**૧૭૩૫. પારસી ધર્મ ક્રિયા અને હિંદુઓની લવાદી.**

ઈ. સ. ૧૭૩૫માં નવસારીના મોટા ફળીઆના તથા નાના ફળીઆના સમસ્ત બેહદીનો પટેલ કાકાજી બહેરામજી, પટેલ ફરામજી નાનાભાઇ, તનારી મનાજી કુકાજી, દારાબજી ચાંદજી, જમશેદજી માણેકજી, ફરદુનજી ખરશેદજી, હોમજી શાગર, બેહરાંમજી ભાઇજી, કુવરજી બેરામજી રાણા, વગેરે મોટાફળીયા અને મલેશરના તમામ આગેવાન બેહદીનોએ મોટાફળીયાના તમામ આગેવાનો દેસાઇ ખુરશેદજી તેહમુરજી, આ૦ નવરોજી કેઆશાસ્પજી, આ૦ બચાજી નોશરવાનજી કોટવાલ, આ૦ માણેકજી નવરોજી પાવડી, આ૦ મહેરનોશજી દારાબજી દોરડી ( આપણા વીરલા દાદાભાઇ નવરોજી એમ. પી. ના બાપના બપાવાના બપાવા, ) દસ્તુર જમશેદજી રૂસ્તમજી મહેરજી રાણા, દસ્તુર બરજોરજી દારાબ પાહલણ, દસ્તુર જામાસ્પજી આશાજી, દેસાઈ કુકાજી મેહેરજી, દેસાઈ જીવણજી માણેકજી, આ૦ રતનજી માણેકજી આંતીઆ તથા આ૦ ફરામરોજ દારબજી વગેરેને એક લેખ કરી આપ્યો હતો કે, આપણને ધરમના તથા પરણના તથા મરણના કામો કરવાને માટેનો માહોમાંહે મીનાકેશો હતો. તે ઉપર, રાવશ્રી મેંગાજી ગાયકવાડ પાસેં આપણે ગયા, અને તે હાકમે આપણા ટંટાનો કેમશો શ્રી સુરતના વશી સુરજભાઇ સુંદરજી, તથા પરગણે ચોરેઆશીના દેસાઇ શ્રી લલુભાઇ જગા, તથા ગણદેવીના શેઠ ગાંધી પરેમજી ગોકીદાસ, તથા પરી. વનમાલીદાશ શોભદાશ, તથા કસ્બે નવસારીના શેઠ શ્રી ભવાનીદાસ વલભદાસ, તથા શા. નથુ વણારશીદાસ, તથા ભતરૂપી હરી વૈદ, તથા ભટ વીશેશ હરી, તથા પંડીયા દેઆશ શીવજી ( તે દેસાઇ ખુરશેદજી તહેમુલજીના શિક્ષાગુરૂ, ) તથા ભટ આંનેદ મંગળ, એઓની લવાદી અને મુનમશી ઉપર સોંપ્યો. તે મુનસફોએ બન્ને તરફના કાગળો જોયા અને હકીકતથી વાકેફ થઇને આગલા પાછલા કાગળ બન્ને તરફના તે લવાદોએ રદ કીધાં, અને તા. ૧૮ જાનેવારી ૧૭૩૫ને રોજ નવો શારેસ્તો તેઓએ ઠરાવી આપ્યો. તેની વિગતઃ—

૧—ભગરની જુની અગીઆરીમાં કુલ ધર્મનું કામ પોતાનું તથા પોતાના મવતીઆ બેહદીનોનું ભગરીયાઓ કરે.

૨—અગીઆરી ૧) આ૦ મનોચેર હોમજી વગેરેના મલતીઆ સાથને બેહદિન શમશતે પરઠી આપીછે:તે મધે કામ કુલ ધર્મનું તથા હેરબદ થાય તે કરે. જે મોબેદ એ સાથેનો ભગરની જુની અગીઆરીમાં રાજીએ હેરબદ થાય તેને કોઇ મુજાએમ નહિ કરે. એ અગીઆરીમાં મનોચેહર હોમજીવાલાઓ નીરંગદીન તથા વરશીઓ તથા પોતાના તાલુકામાં આવેલા બેહદીનોનું મરણનું કુલ કામ કરે. પણ વિવાહ તથા ગગરનાનું તમામ કામ ભગરીયાઓ કરે. તથા ભગરીયાઓ પોતાને તાલુકેના ગામો જેવાંકે મહુવા, શીઓદ, તથા ગણદેવી, વગેરેના બેહદીનોના કુલ ધર્મનાં કામ મરણ તથા પરણનાં પોતે કરે.

૩—તે સર્વે હકનું બેઉ તરફનું જે નાણું આવે તે રાસમાં રાખી વર્ષ દિવસે બેઉ તરફના મોબેદો પાઘડી દીઠ વહેંચી લીએ.

૪—વિવાહ તથા ગગરનાનો હક આપવાની વિગતઃ—૧) આશીરવાદ તથા વરની તથા નવજોત વિગેરેના રૂ. ૧ તથા ૨॥), ગગરનાંનાં આશીરવાદના રૂ. ના— તથા ૦॥ ગેડેશારતું તથા સરોશ કનો રૂ. ૦॥ તથા શીઆવ જે રવાંન ગુજરે તેનો જેવો પામે તેવો આપે.

૫—ભગરીઆ મોબેદો અમનથી જુની અગીઆરીમાં જેમ હેરબદ તથા વરશીઓ તથા નીરંગદીન વગેરેનું કામ કરતા આવ્યાછે તેમ ત્યાં કરે.

ઉપર પ્રમાણે હીંદુભાઇઓએ આપણા પારસીઓની તવારી કરી આપણને ઉપકારમાં દાબેલા છે.

**૧૭૩૬. સુરતથી શ્રીજીનું પાછું આવવુ.** ઉપર કહ્યુ તેમ ઇ. સ. ૧૭૩૩ માં જે આતશબહેરામને સુરત લઇ જવામાં આવ્યા હતા, તે નવસારીવાનાઓની ખાહેશથી ઇ. સ. ૧૭૩૬ માં અત્રે પાછા લાવવામાં આવ્યા. સંજાણા મોબેદો પોતાની મરજી માફક શ્રીજીને જ્યાં ગમે ત્યા લઈ જાય, એ ભગર્યા મોબેદોને રૂચ્યું નહી. તેઓને હવે નવસારીમાંજ આતશબહેરામ રહે, તથા તેમાં ભગર્યાઓનો પણ હક રહે એવો ઇરાદો તેમનો થયો. સંજાણા અને ભગર્યાઓમાં એ કારણથી બેદિલી પથરાઈ. આથી ઈ. સ. ૧૭૪૧માં વડી દરેહમહેરના આતશબહેરામ, ગુપચુપ સંજાણવાલાઓ વલસાડ લઇ રાતોવાઈ નાશી ગયા. વલસાડથી ઈ. સ. ૧૭૪૨ માં ઉદવાડે લઇ ગયા, અને આજસુધી ત્યાં હરીહામ થયાછે.૨

**૧૭૪૦. ભગરીઆ સામે સંજાણાવાલા.** ઇ. સ. ૧૭૪૦ માં નવસારીમાં વસતા સંજાણા મોબેદોએ નવસારીમાં એકઠા મળી એવો બંદોબસ્ત કીધો હતો કે " દેસાઈ ખુરશેદજી તહેમુરજી વગેરે ભગરીયા હરેક વાતે આપણી ઉપર જીઆદેતી કરેછે તે ઉપર આપણે એતેફાક કીધો જે તે સાથે આપણે જે કંઈ રદબાતેલ કરવી પડે તથા જ્યાં જવું પડે ત્યાં સર્વે જણા આપણે એતેફાક એકામત એકાજત થઈ જે કરવું હોય તે કરીએ તથા જે કંઈ ખર્ચ બેસે તે સર્વે મળી આપીએ." આ લેખ ઉપર ૧૦ સંજાણા મોબેદોની સહીઓ છે.

**૧૭૪૦. દામાજી ગાયકવાડ અને મોબેદો.** ઇ. સ. ૧૭૪ માં નવસારીના દસ્તુર જમશેદજી રૂસ્તમજી મેહરજીરાણા, દસ્તુર બરજોરજી દારાબજી દારાબ પાહલણના, આ૦ નવરોજજી કેરસાસ્પજી, બરજોરજી હોમજી, શોરાબજી કેરશાસ્પજી, કાઉશજી ખરશેદજી, હોરમજજી રૂસ્તમજી, કાઉશજી હોરમજી, અને શેહેરયારજી રૂસ્તમજી, એ સમસ્ત મોબેદો એ શ્રીમંત સરકાર દામાજીરાવ ગાયકવાડ ઉપર એક અરજી મોકલી હતી કે "પીલાજીરાવ ગાયકવાડે હિંદુના બ્રાહ્મણો તથા પારસીના મોબેદો ઉપરતી ખંડણી માફ કરવાનો પરવાનો આપ્યો હતો, પણ હાલ તો નવસારીના કાજીઓ તથા મહાજન ખંડણી માંગેછે, માટે તે માફ કરવાનો બીજો પરવાનો અમોને આપવો, કે અમો તમારા હકમાં દોઆ કરીએ."

**૧૭૪૦. દીવનું પંથક.** આ૦ રૂસ્તમજી બેહરામજી દાજીને ઈ. સ. ૧૭૪૦માં નવસારીની અન્જુમને લેખ લખાવી દીવ ખાતે પંથકી દાખલ મોકલ્યા હતા, અને કરાર કીધો કે અન્જુમનનું લવાજમ તેઓએ અન્જુમનની રાસમાં

દરસાલ મોકલ્યા જવું વીગેરે. આ લેખ ઉપર ધરમદાસ તદખા વગેરેની શાખ થયલીછે. એજ વખતે દીવના બેહેદીનો કુંવરજી પદમજી ઉપર પણ સદર બાબતનો કાગળ નવસારીવાળાઓએ લખેલોછે.

**૧૭૪૦. આતશબેરામની આશોદાદ અને ગાયકવાડ.**

ઈ. સ. ૧૭૪૦માં ગંગાજીરાવ ગાયકવાડે નવસારીના સન્જાણાવાલા આતશબેહેરામની સાથે વસનારા સંજાણા મોબેદો. આ૦ સાપુરજી બેહેરામજી તથા આ૦ રૂસ્તમજી શેહેરીયારજી વગેરેને એક પરવાનો કરી આપ્યો કે, "તમારી આતશની અગીઆરીમાં આશોદાદ જેને આપે તે સાથે કોઇનો દાવો નહી, તથા જે કાંઈ રાસમાં આવે તે સરવે જેમ શુદાંમત વેંહચી લેતા હતા તેમ વેંહચી લીએ. બીજી દક્ષણા છુટી આપે તેમાં કોઇને મુજાહેમ નહી."

**૧૭૪૧ ભગરીઆની હીમાયતમાં ગાયકવાડ.**

ઈ. સ. ૧૭૪૧માં સુરતના અંધ્યારૂ અને બેહેદીનો ઉપર દામાજીરાવ ગાયકવાડે એક ફરમાન મોકલ્યું કે "સુરતના મોબેદો નવસારીના મોબેદોના હક ઉપર તરાપ મારેછે, તેટલા માટે તેવા ફેસાદીઆ મોબેદોને અટકાવજો કે તેમ કરે નહિ; એવો સુરતના નવાબનોબી હુકમછે, તમારા લોકના લખીઆં છે. જો એ પ્રમાણે નહિ કરશો તો અમારા મુલકમાં તમારો વ્યાપાર ચાલેછે તે બંધ કરવામાં આવશે."

**૧૭૪૨. આતશબેહેરામ લઇ જવા-ના પરવાનો**

સુરતથી સંજાણાવાલા આતશબહેરામને પાછા નવસારી લાવ્યા પછી, સંજાણથી રખેવાલીમાં આવેલા મોબેદોના વારેસો તથા નવસારીના ભગરીયા મોબેદો વચ્ચે તેમના હકો વગેરેને માટે આપસઆપસમાં મારામારી ચાલ્યા કરી, તેની ફરીયાદ સોનગઢ ખાતે ગાયકવાડની હજુરમાં ગયાથી, ગાયકવાડે નીચે મુજબ પરવાનો કરી આપ્યો: –

"શ્રી. રાવ સરી સુબેદાર દામાજીરાવ ગાયકવાડ શમશેર બાહાદુર વ. પારસીના અંધિઆરૂ શંજાંના આતશના પુંજારા શાપુરજી તથા રૂસ્તમજી વગેરે. જત તમારે ને અંધીઆરૂ ભગરીઆઓને કજીઓ થાઇઓ તે ઉપર તમો ફરીઆદ થાએઆ તે પર ભગરીઆને તેડાવીને સમજાવા તો તમારે ને ભગરીઆને ધરમ મધે બનતું નહી માટે તુમારી દરખાસ્ત માફક તમોને રજા આપીછે જે તમો આતશ તમારા તથા પુંથુકનાં પારસીનાં ઘેર પચીશ તીશ હશે તે લઇને વલસાડ તથા ડુંગર વગેરે જાંહાં મન ગમે તાંહાં જજો. તમોને કોઇ કશી વાત માટે મોજાંમ નહી થાશે. સરકારનો કોલછે. સંવત ૧૭૯૭ આસો શુદી ૭." એ પરવાના ઉપરથી એજ વરસમાં નવસારીથી સંજાણાવાલા આતશબહેરામને વલસાડ લઈ જવામાં આવ્યા હતા. ઘણાઓ કહેછે કે, એ તો ચોરીછુપીથી તેઓ લઈ ગયા હતા તે વાત આ ઉપરથી ખોટી ઠરેછે.

**૧૭૪૨. દસ્તુરોની ચોથાઇની માફી.**

ઈ. સ. ૧૭૪ માં રાવ શ્રી ગંગાજીરાવ ગાયકવાડે નવસારીના કમાવીસદાર તથા દેસાઈ અને પટેલ જોગ એક ફરમાન મોકલ્યું કે "દસ્તુરો જમશેદજી રૂસ્તમજી તથા સોહરાબજી રૂસ્તમજી મેહરજી રાણાના એ કસબામાં આવેલા વજીફાઓની ચોથ માફ કીધીછે."

એજ વર્ષ, તે મકાન ઉપર આ૦ બરજોરજી નવરોજી નામના એક મોબેદે દાવો કીધો હતો કે તે ઘર તેનુ છે આ ઉપરથી નવસારીના લોકોએ

**૧૭૪૫ આતશબહેરામના મકાન ઉપર દાવો**

દામાજીરાવ ગાયકવાડ ઉપર એક અરજી કીધી, કે એ જગો વરસ ૭૨૫) થયા અમારી કોમના અગનીના દેહરાની છે, અને તે નવસારીના સર્વ હિંદુ તથા મુસલમાન લોકો પણ જાણે છે તથા અમો સર્વે મહાજને મળી રાવશ્રી કેદારજી માના તથા દાદુમાયથ વગેરે સુબેદાર તથા કાજી તથા સર્વે મહાજનને બોલાવી સાહેબના રૂબરૂ કાગળ સાથે તે જગા દેખાડી, અને તે દહેનામા તેના સમારનારનુ નામ પથ્થર ઉપર લખેલુ હતુ તે વાચ્યાથી સર્વે સાહેબોની ખાતરી પુરી થઈ, માટે તમો જેવા ધર્મ રાજાએ એ બીનાનો રૂડી રીતે ફેસલો કરવો

**શાપુર શામરો**—નવસારીમા રહેના સંજાણા મોબેદોના ૩ મુળ કુટુંબો હતા. એટલે દાદા હાસદીનનુ, નાગન રામનુ, અને ચાહિલ્યા શહેરીઆરનુ

**૧૭૪૬ પવિત્ર કેબલાની હારમારી**

એ છેલ્લા કુટુંબમા ઉતરેલો વડો સંજાણો શાપુર શેહેરીઆર શામરો નામે મોબેદ હતો, તેને અને તેના ભાગ્યા સંજાણા વચ્ચે જે મારામારી નવસારીમા ચાલી તેનો ઘણો જાણવા લાયક હેવાલ નીચે પ્રમાણે છે —

સંજાણા મોબેદો નવસારીથી આતશબહેરામને ઉદવાડે લઈ ગયા ખરા, પણ ત્યાપણ નહીં ફાવવાથી મુંબઈ શેઠ માણેકજી નવરોજી શેઠના ઉપર તે સંજાણાના વડા દસ્તુર બીખાજી રૂસ્તમજી મારફતે એક અરજી કીધી હતી કે, નવસારીમા ભગરીઆ મોબેદો તથા દેસાઈ ખુરશેદજીએ અમોને અમારે વરની ધર્મ ક્રિયા કરવાનો અટકાવ કર્યાથી તથા બીજા કેટલાક અણબનાવોને લીધે અમો આતશબહેરામ સાહેબને અતરે લાવ્યા છીએ, પણ અગર શ્રીજીની જગા નવસારી મધે કરી ઠેરાવીને સાહેબ દસ્તગીરી કરી જગા બનાવીને નવસારી મધે થાનક કરી અપાવો તો તમારૂ અહેસાન થાય આના જવાબમા શેઠ માણેકજીએ સંજાણા દસ્તુર બીખાજીને લખી જણાવ્યુ કે " હમોને સુજતુ નથી જે નવસારી મધે ભગરીઆ તમને તમારી અરવીરાગાહની અગીઆરીમા પોતાના હકના શમદી તથા ઘરે શમદી મુવા જીવતાનુ કામ કરવા દીએ વલી નવસારી મધે શ્રીજીની જગા કરીએ ને થાનકે બેસાડીએ ને ત્યા ગયા પછી તમો વળી રખે દેસાઈ ખુરશેદજીને બદનામ કરો કારણ જે તમારો ભાગીઓ (શાપુર) શામરો છે તેને તમો અગીઆરીમા કામ કરવા દેતા નથી જે નવસારી ગયા પછી તે શામરો તમો સાથે કજીઓ કરશે તેનુ શુ વીચારીઉં ભાગીઓ શાને મે ભાગ મૂકે નહીં માટે તેનો પ્રથમ માહો માહે સમદોબસ્ત કરો તે વીના અમારાથી વચ્ચે અવાય નહીં " એના જવાબમા તા ૭ સપ્ટેમબર ૧૭૪૬ ના દીને સંજાણવાનાઓએ શેઠ માણેકજી ઉપર નવાબુ પત્ર લખ્યો કે " નવસારી મધે હમો અમારા ઘરનુ કામ શાદી ગમી વગેરેનુ કરીએ તેમા એ ભગરીઆ અધેઆરૂનુ નુકશાન શુ થાય છે બલ્કે ખાવાનુ એક એ લોકોને શ્રીજી સાહેબની દોલતથી સારી પેરે પેદાએશ ઘણી થાએછે તો સાહેબ કેશો કે શુ, તેહેનુ જાણવુ કે જે લોક સુરતના તા ભરૂચના તા મુમબઈ વગેરેના શ્રીજી સાહેબની કદમ બોસીમા

આવેછે, તેઓના ઉતારા પર્થીગા ધણુખરા એ લોકો બગરીઆને તાહા ઇજાના શમંદી કામ વનીદાદ ઇજશનેતુ કામ ઘણુ ખરૂં એહેના હાથપર આવે ને એ શનાએ કઇએક પેદાએશ છે, તે શ્રીજી સાહેબની દોનતથી તો ભલું ને અમો લોક તો શ્રી ૧ આતશબહેરામ સાહેબની દરબારની પરતી ઉપર ગુજરાન ચનાઉં ને અમારી જાતનું કામ ધર્મનુ અમારી અગીઆરી મધે ચનાઉ, નહીકે એવોના બહેદીનનુ દાપા શમદી કામ કરીને એવણની પેદાએશ વાવી લેઉચ તેતો આજસુધી કીધુબી નથી ને થાએપણ નહીં
મુબઇ પંથક અમન હમારૂં છે ને તેનું હાશન સરવે એ લોક ખાએ છે ને વળી હમો પાસેથી લખી પણ લીધાછે ને તેને હમો શુ કરૂં છેઉ આજતો જોગાવરના ચેઆભાગ તે વાતુ છે પણ સાહેબજી દાંનાવ છેઓ અદેશો કરી સુનેહ કુશેની નજર ગખીને વીચારજો જે મુંબઈ શંજાનાની છેક નહી એ વાત તજવીજ કરજો જે અસનમા શનજાનાં આહા અમન કરતાતા કે નહી શાંમરો ( શાપુર ) અમનથી હમારો ભાગીઓ છે ને તાહાના મોહોટા હમાગ ભાગીઆ જન ૧૦૦ને આશરે છે તેમ એ છે ને એના કાકા પીતરીઆ સર્વે અમ માથેછે તેમ તેણે પોતાના તોના મનતુ ચાનવુ હતુ તે ઉપરાત જે દાદેથી દેસાઇ ખુરશેદજીએ હમોને અગીઆરીનુ કામ ધરમનુ કરતા અતકાવેતા ને હમો ઉપર મોહોશુન મુકી જમનજશતીએ લખી પન લીધુ તે દનથી શામગને હમાગ તોનાથી ફતાઇઓ કરી ખુરશેદજીએ ગનોએક દેનાસો કરીને હાત દીધો ને હમારી આમદ શાહેદીઓ પાશ કેહેવાદે જે શનજાના જુથા ને ભગરીઆ ખરા ને તે શામરાને હમારે સાથે લદાવે તાહા ખુરશેદજી તેહની તરફીનથી મુનશફી કરે ને શાહેદી દીએ જે એ શામરો જે વાતે દાવો કરેછે તે ખરો ન એ જુથા એ ગવેશે એકેકના અઙ ચેના થાઇને વરસ ૮) સુધી હમોને નોસારીમા તોમાહા ખત કરાવા ને હમોને શામગને પુથે તે શાહેદી દેવારીને તમામ તોબો હમારો ખનામ કરાવો ને પાર માન કીધા ને એ શામગએ જેવા કેહેઆ તેવા લખાપન ખુરશેદજીએ અમો પાશેથી તેહેને કરાવી આપેઆ જે ભાગીઆએ પોતાના ધધાપર રહીને તેના નખીઆ ઉપર મતુ નહીં કીધુ તેદન શ્રીજીની ઓએ નીધાનો વારો આવે શ્રીજીની ઓએ દીધાનો વારો આવે તે દન શ્રીજીની ઓએ અતકાવી દોવાઇ દેઈ બેશે, ને તે ઓએના દેનારને બાહાર કાહાદે ને આખર દેસાઇજીને માગને તે રાન લઇ જાવી પદે તાહા પન જે નવેશ દેસાઇ પોતાના મુદા માફક ગમે તે નવેશે શામરાને બેકાવીને લખી અપાવે તેવાર પછે શ્રીજીના ઓએ દેવાદે એ શવાએ તે શામના પુથે દેસાઇએ હમો ઉપર જીઆદેતી ગની કગવીછે તે કાંઈ લખવામા આવતુ નથી ને શ્રીજીની દરગાની રાશ શેનાએ જે આવે તે હમારો હક કુન ભાગીઆઓનો સુધા એ શામરો વરશ ૮ સુધી લુટી ખાધુ ને કોઇને દગ્ગામા તકવા દીએ નહી. ને ગનાજ આજેજ થાઇએ તેનારે દેશાઇ પાસે અનમાફ લેઇ જઇએ તેવારે દેશાઇ અનશાફ એ કરે જે એ શામરો કેહે તે માફક ચાલો અતે વીચારીને લાએનાજ શુમેદાર માહેબ દામાજીનાર રજુ ફરીઆદી ગીઆ ને પોતાનો દેવાત મરવે જાહેર કીના ખુરશેદજીએ પન શુમેદારના માનાપર એકરાર કીધો જે એ પોતાના આતશ નઇને સુખે જાએ કાએજે એ છે તેણે હમાન ફગમામા ફીશાદ છે શ્રીજીને વનમાન લઇ જવા લાગા તેવાર વળી ખુરશેદજી પોતે છુપા રહીને

જે કાંઇ એશતેગાત વગેરે બાગીઆવોના બાગ ગશ વગેરે લુતાવેલ છે તેહનો જવાબ કરેતો તેનો વાજબી હોએ તે આપી મલી બાગ ખાએ તે વાતે કાંન નાં કહેશે. પન જેવારે એ રવેશે પશેમાન થાઇને તે તોલા મલતો થાએ ખરો પન તેતો દેશાઇ ખરશેદજીનું અખીઆર છે. હમો સાથે લદાવીઆનો ને વલી પોતે શોગન ખાતા વાશતે શેઠજી સાહેબ અમોને શુન્હેયકે લલશાદ મધે સાહેબ દસતેગરી કરીને જગા કરી આપો ને શ્રીજી સાહેબનું થેકાંનું કરી તાંહાં લેઈ જશું તો શામરાનો વાલી દેશાઇ ખરશેદજી છે તે શાંમરાને સાહેબની અદબથી કેહેજે અવેતો શેઠ શ્રીજીએ વાત હાત ધરી વાશતે અમોથી હવે ખંચાશે નહી. વાશને તું જે રવેશે તાહારો તોલો કેડે તે માફક હરેક વાતે સમજને જે જનશ લીધી હોએ તે વાજબી પરમાંને ખા, એ રવેશે દેશાઈ ખરશેદજી તેહેને કેહે તો શાંમરો જે રવેશે પંચ કે તેથી ઉકરો નહી થાએ જેવારે સાહેબનો પગ દરમીઆંન આવે તેવારે શાંમરાથી જીઆદતી નહીં ચલાએ. કાંએજે દેશાઈ શેઠ સાહેબની અદબથી મને કરે હમોને એવું શુજે છે........સાહેબ તો શ્રી દાદારના પુરા છેઓ સાહેબની ખાહેશ પરી હોએતો અમો એ વાતે રાજી છેઉ કે હમારી અગીઆરી બાબત લખી લીધું છે તે શવાએ જબરદશતીથી શી દેશાઇએ એકરાર લખી લીધો તે શરવે પાછા પાછા આપેને નવેશરથી દેશાઇ લખી આપે, પોતાના તોલાંના મતાં શાહેદી સાથે જે સંજણાનો અંધીઆરૂ નોશારી મધે ક્રુત ધરમનું પોતાની જાતનું કામ ધરમનું મુંવાં જીવતાં વગર નોજુદ, નીરંગદીન, વરશ, સાથે પોત પોતાનું કરે, તા. શ્રીજી સાહેબની દરગામાં ભગરીઓ અંધીઆરૂ કોઈ જીઆદતી નહી કરે ને એ વાતનો પુરો બંદોબસ્ત સાહેબ હજુર થાએ તો અમારે કબુલ છે. પન અલબતે સાહેબ એ વાતે કમરબંદી કરો તો દુર નથી, અશલ સાહેબના ખાંદાંનથી શ્રી જશજ છે. ને તે કરતાં અમો તેહનાં પંથકના બહેદીનનાં કામ કરૂં તો તે વાને ગુનેહગાર. એ અમારો કરાર છે ને સાહેબ અમારા તે વાતના ગોતાજ. બીજું સાહેબની ખીદમતમાં અમો લોકની અરજ એકે અમોએ કાગજ સાહેબને લખું છે તે સાહેબનાં દફતર ખાંનાથી એક નકલ ઇઆ એ કાગજ બાહાર પડે નહી તે કરવું." એ ઉપર બીખાજી રૂસ્તમજી વગેરે ૧૩ શંજનણાઓની સહી છે.

આ કાગળમાં સંજાણાવાલાઓએ ચાહ્યું એટલું, પોતાના દિલનું દુઃખ ગમે તે શબ્દોમાં દર્શાવેલું છે. એ ઉપરથી તે વખતની આપણા લોકોની ઘણીક નવી સ્થિતિ જણાઇ આવેછે, અને દેશાઈ ખુરશેદજીએ ભગર ટોના માટે ખેડેલી જેહેમત અને બદનામી ઉપર પૂરતો પ્રકાશ પડેછે. એના જવાબમાં શેઠ માણેકજીએ તા. ૧ અકટોબર ૧૭૪૬ ને દીને ઉદવાડે દસ્તુર બીખાજી રૂસ્તમજી તથા બીજાઓ જોગો એવી મતલબનો એક કાગળ લખ્યો કે ભગરીઆ મોબેદો તમોને પોતાનાં પથકમાં શી રીતે કોમ કરવા દેશે. બીજા લોકોને તો તમાસો જોવાની ખાહેસ છે તેમ કાંઇ મારે નથી કરવું. મેં તો તમોને વાજબી હતું તે લખ્યું છે. વલસાડ આવી રહ્યા બાબત શાપુર શામરાની હકીકત એટલી લંબાણ લખી તે સર્વે મેં વિચાર્યું તો એમાં, મારાથી કશું થશે નહી. ને માગથી પતે તેવું દીસતું નથી. બાકી મારી ઉમેદ તો હતી જે નવસારીમાં અમે દુખમું બાંધું છે તે જોવાને બહાને તમારી તરફ આંઉ તે શ્રીજીની કદમ બોસી

કરી માથ નઈ જાઉં ને તમારૂ કમન ૩૩ પણ માન તેનામા એ થાન તે હિમતુ નથી ને મારો દાણા પાણી નથી જે તમારી તરફ પડોસુ ભનુ જેમ મોહાના હુકમ હશે તેમ થાશ '

**૧૭૪૭ રૂસતમજી દેશાઇનુ મરણ** નવમારીના દેસાઈ તેહમુનજી ।। બેટા અને દસાઈ ખુરશેદજી ।। વચના ભાઈ રૂસતમજી ઈ સ ૧૭૪૭મા ગુજર્યા એઓના બાપના મરણથી એઓનો અને એઓના નાના ભાઈ જમશેદજીને પીનાજીરાવ ગાયકવાડે પોતાની નોકરીમા નાખી વણીક જમીનો ભેટ આપી હતી

**૧૭૪૯ નો પરવાનો** **આતશબેહેરામ અને પેશવા સરકાર**—ઈ સ ૧૭૪૯મા પેશવા સરકાર બાલાજી બાજીરાવ પ્રધાને પારડી પરગણાના મામલતદાર ઉપર એક પરવાનો લખી ઉદવાડા મધે પારસીઓના પુરાતન આતશબહેરામને માટે દર સાલ જે સુખડ, કાઠી, વગેર આવેછે તેના રૂા ૨ ૦૦) સુધીના માલ ઉપરની જકાતની માફી કરી આપી હતી, અને ઈ સ ૧૭૫૦મા એજ પેશ્વા સરકારે સન્જાણા મોબેદો દસ્તુર ભીખાજી રૂસતમજી તથા દસતુર રૂસતમજી શેહેરીઆરજીને એક સનદ કરી તેમના પુરાતન આતશબહેરામને ઉદવાડા અથવા વનસાડ જ્યા ખુશી પડે ત્યા મેહેરબાન રીતે રાખવાના પરવાનો આપ્યો હતો વળી શાપુર શામરા સાથનો ઝગડો પતાવવા વનસાડના કમાવીશદાર સવોત્તમ શકરને નાદ કરાવ્યા તેઓએ ઈ સ ૧૭૫૨મા એવો ફેસલો કીધો

**૧૭૫૨ ટટાનુ છેવટ** કે સન્જાણા મોબેદોના પથકની હદ કાવેરી દક્ષિણ તીર તે હદ નદી નર્મદા તરણી કીનારા મોજે દાતીવેરે પરગણે માહીમ પ્રાત વસાઈ હીઆના તથા કાવેરી તીર પ્રાત સુરત તીઆના પારસી લોકોનુ અધી આરૂપણ પુરાતન તમારૂ ચાલતુ આવ્યુ છે એમા ૩ ભાગ મુખ્ય છે, અને તેના પેટા ભાગો મળી ૯ વિભાગોછે તેઓને જેમ તેમનુ ઉપલી હદનુ પથક ગુદામતથી ચાલતુ આવેલુ પ્રમાણે સરખે હીસ્સે વેહ્ચી લેવા તથા આતશબહેરામના નાના મહીના પુરાતન નીમેના છે તે પ્રમાણે વ્હેચી લેવા અને એક દેહેર ( અગીઆરી ) નાખીનેજ તેમા સર્વેએ પુજા કરવાનો હુકમ કર્યો હતો એ પછી પણ શાપુર શામરા સાથે લડાઈ થયા કરી અને એ શામરો તા ૨૨ મે ૧૭૭૬ને દીને મરણ પામ્યો ત્યારથી માહોમાહેનો ટંટો તૂટયો

**૧૭૮૯. રૂવાંનના પગ લાંબા કરવાની રૂઢી** પારસીઓમા બે તડા છે, ૧ શેહેનશાહી અને ૨ કદીમી શેહેનશાહીઓમા કોઈ મરણ પામેછે, તેના પગ લાંબા રાખવાનો રિવાજ છે, અને કદીમીઓ પનાહીની માફક પગ વાળે છે એ ઉપ થી રવાનના પગ લાંબા રાખવાની મનાઈ નામણુનો પત્ર નવસારીની અન્જુમને ઈ સ ૧૭૮૯મા મુબઈની પચાયતના મુખીઓ ઉપર લખ્યો તે ઉપરથી મુબઈની પચાયતના આગેવાનોએ એકઠા મળી નવસારીના દેશાઈ ખુરશેદજી અને સમસ્ત અન્જુમન ઉપર એક કાગળ લખ્યો કે, “ હમો એવો ઠરાવ કરી ઉઠયા છીએ કે, જેને ગમે તે રવાનના પગ લાંબા રાખે અને જેને ગમે તે

વાસે માટે તમો પણ ફરીથી મોબેદોને તાકીદ લખજો કે બેહુ તરફનું કામ ચલાવે."

ઈ. સ. ૧૭૫૦માં મુંબઈની જરથોસ્તી અન્જુમને નવસારી દેશાઈ ખુરશેદજી તેહમુરજી અને સમસ્ત અન્જુમન જોગ એક કાગળ લખ્યો, કે મુંબઈ મધે અંજુમન સર્વે મળીને નવું દોખમું બાંધવા ઠેરવ્યું છે, માટે તેનો તાણો પુરવાની ક્રિયા કરવાને મોબેદની જોડ એક બરશનુમવાળી મોકલજો તથા નવસારીમાં માણેકજી શેઠનાં (માંગાશા) દોખમાંનો દોર, અને તેની ઉપરની તથા વચ્ચેની પાવીઓની પહોળાઈ તથા લંબાઈ અને તેમની સંખ્યા તથા ભંડારની ઉંડાઈ કેટલી છે તે લખી જણાવજો. તેમજ ભંડારને મથાળેથી ચીરા માંડી તે ઉપર ફરતી દીવાલ બાંધી છે તે ચીરાથી કેટલી ઉંચી તથા તાણો પુરવાના લોહાના ખીલા કેવા કરાવવા તે પણ લખજો.

**૧૭૫૦. મુંબઈનું દોખમું. નવસારીનું સ્વામિત્વ.**

મુંબઈ અને પુનાના મશહુર "જામાસ્પ આશા"ના ખાનદાનના મુળ પુરૂષ, કે જેઓના નામ ઉપરથી એ અટક પડીછે, તેઓ જામાસ્પ બીન આશા નવસારીના એક ખબરદાર દસ્તુર હતા. નવસારીથી ભરૂચ ખાતેની મદ્રેસામાં જઈ ફારશી, અરબ્બી, વગેરે ભાષાનો અને જંદ પેહેલવીનો અભ્યાસ કરી, છેવટે તે અભ્યાસના ઉંડાણમાં ઉતરવા સારૂ ઈ. સ. ૧૭૨૧માં કેરમાનથી આવેલા ઇરિાની, નામે "જામાસ્પ વિલાયતી" પાસે એઓ સુરત ખાતે જઇને એ અભ્યાસ વધાર્યો હતો. ઈ. સ. ૧૭૨૧-૨૨માં એઓએ ધર્મને લગતા કેટલાક ભાગી સવાલો ઇરાન પુછાવ્યા, અને તેના જવાબો આવ્યા, તેને "રેવાયતે દસ્તુર જામાસ્પ આશા"નું નામ આપ્યું. એઓએ ઘણીક ગઝલો ફારશીમાં, અને કેટલીક ગઝલો ઉરદુમાં જોડેલી હયાત છે. એઓની નવસારીની અન્જુમનમાં પ્રથમતો બીજી બેઠક હતી. પણ પાછળથી શરમા શરમીમાં ૩જી ખુરશીએ બેસવાનો ચાલ પડી ગયો, તે આજ સુધી તેમજ ચાલે છે. એવો ઇ. સ. ૧૭૫૩ માં ૫૬ વરસની, તે જમાનામાં ગણાતી ઘણીજ કાચી ઉમ્મરે ગુજર્યા હતા.

**૧૭૫૩. ૧લા દસતુર જામાસ્પ આશા**

દેશાઇ જમશેદજી તહેમુરજીને, દેશાઇ ખરશેદજી તહેમુરજીના નાના ભાઈ ઇ. સ. ૧૭૫૪માં ગુજર્યા. તહેમુરજી દેસાઈના મરણથી ઇ. સ. ૧૭૩૭ માં પીલાજીરાવ ગાયકવાડે પોતાની નોકરીમાં ગણ્યા હતા, તથા નવસારી કસ્બામાં અને પારચોલ પરગણામાં કેટલીક જમીન ભેટ આપી હતી.

**૧૭૫૪. જમશેદજી દેશાઇ.**

મુંબઇના જાણીતા પંચકીઓ આ૦ ફરામજી નવરોજી તથા આ૦ જમશેદજી મેહેરનોશજી વચ્ચે કાંઇ ભાગ હીસ્સાની મારામારીને લીધે મુંબઇના બેહેદીનોને ત્યાંના ક્રિયા કામો કરવામાં ઘણી અડચણ થઇ. જેથી તેઓએ નવસારી દેશાઈજી ખુરશેદજી ઉપર ફરીઆદ લખી મોકલવાથી ઈ. સ. ૧૭૫૪ માં દેશાઇજીએ મુંબઈના તમામ મોબેદોને હુકમ લખ્યો કે "મુંબઈમાં મોબેદો એ આ૦ ફરામજી તથા

**૧૭૫૪ ૨ રા તોડવાની તાકીદ.**

આ૦ જમશેદજી પોતાના ભાગને માટે લડે છે, અને તે ઉપરથી બેહેદીનોને ઘેરની બાજ વગેરે અટકાવે છે એવી અતરે ફરીઆદ થઇ છે, માટે અમો તમોને લખીએ છીએ કે તમો એકદીલ થઇ કોઇણી બહેદીનને ઘેરનું કાંઈ કામ અટકાવશો ના. તેઓના ભાગનું નાણું, જો તેઓ ન સમજેતો અટકાવજો, અને પછી અમો લખીએ તેમ કરજો. અમોએ તે વિષે સુરતવાલા આ૦ મનચેરજી ખરશેદજી શેઠ પાસે મોહી બોવાભાઇપરથી લખાવ્યું છે. "

ઈ. સ. ૧૭૫૫માં મુંબઇની જરથોશ્તી અન્જુમન તરફથી નવસારીની અન્જુમન ઉપર એક અરજી આવી કે "આજ પાંચ સાત માસ થયા અતરેના સઘળા મોબેદો એકસંપ કરીને કોઇબી મોબેદ તથા બહેદીનને બરશનુમ આપતા નથી, જેથી ઘણી અડચણ પડે છે. અગર કોઇ બહેદીન, રવાનને અડકી બરશનુમ લેવા ચાહે તો મોબેદો તેને આપતા નથી, જે તે, વગર બરશનુમે આતશ વીગેરેને આંમોખતા થાય છે. અત્રે મુંબઈમાં ફક્ત બરશનુમવાલા મોબેદોની જોર બે છે, અને જ્યારે અમો તેમને એ પ્રમાણે બીજાઓને બરશનુમ નહિ આપવાનું કારણ પુછીએ છે ત્યારે કહેછે કે અમોને નવસારીથી દેશાઇજી ખુરશેદજીની મના છે. "

**૧૭૫૫. મુંબાઇનું નવસારીને નમી પડવું.**

---

## પ્રકરણ ૯૦ મું — પટેલ તલાટી.

નવસારીમાં પ્રખ્યાત ખાનદાનો જેટલાં થયાંછે, તેમાં પારસી પટેલ અને પારસી તલાટીના ખાનદાનો પણ ઘણાં મશહુર થયાંછે. તેમાં પણ શેઠ મનાજી તલાટી નામે એક સદર પારશી નામાંકિત થઇ ગયોછે. શેઠ કુકાજી અસપુછ તલાટીના તેઓ વડા બેટા હતા. એઓ ગાયકવાડ સરકાર તરફથી નવસારી તથા પારચોલ અને તેને લગતાં ૧૮ ગામો જલાલપોર, ગંદીબારી, એરૂ, મટવાડ, પરતાપોર, સુનસાડ, બોડાલી, અંભલાવ, કોડીમરી, કરાડી, અનચેલી, ચડવાશન, આંટ, મેલધર, વીજલપોર, હાંસાપોર, વેડછો, અને મછાંડ, એ ગામોમાં તલાટીપણું ચલાવતા હતા. ઇ. સ. ૧૬૮૬માં નવસારીમાં મોબેદો અને બેહદીનો વચ્ચે થયલી ખુનો મગરી વેળાએ એમણે ભગરીઆ મોબેદોનો ઘણોક દોર તોડવાને હામ ભીડી હતી; એટલુંજ નહીં, પણ આ૦ મનોચેર હોમજી વગેરે ભગરયાઓથી છુટા પડયા તે મુખ્ય એઓની કુમકથી હતું. એઓ ખરા પોલીટીકલ નર હતા. મનોચેર હોમજી નામે બજા કુટુંબના અમલ ભગરીઆ મોબેદ, ભગર સાથથી છુટા પડી " મનોચેર હોમજીની સાથ " નામે નવું તડું બનાવ્યુ તેના, જેમ ભગર્યાઓના મુખી

**૧૭૫૮. મનાજી તલાટી.**

---

* ડૉ. માર્ટીન હાકગ તથા ડૅા. ઈ. ડબલ્યુ વેસ્ટની બનાવેલી " The Book of Arda Viraf "માં ભગર્યા શબ્દની ઉત્પત્તિ "ભાગ" શબ્દ ઉપરથી જણાવી છે. "Bagarya or Bhagadya is the surname (?) of all the Parsi priests having their share in the panthak or diocese of Nausari It is from bhaga, Z bagha (Dest.)" ભગર્યા=ભાગર્યા. નવસારીના પંથકમાં જેઓનો ભાગ તેને ભાગર્યા કહેતાં ભગર્યા થયુંછે.

તરીકે દેશાઈવાળા હતા, તેમ તે મનોચેર હોમજી સાથના મુખી તલાટીવાળા હતા, અને તેમાં મનાજી મુખિ હતા. તે ઉપરથી મનોચેર હોમજીવાળાઓએ એઓને "દાવર" નો ખેતાબ આપ્યો હતો. તે વેળાએ ખરૂં કહીએ તો ખેતાબ આપવાનું કામ સરકારના હાથમાં નહોતું, પણ રૈયતનાજ હાથમાં હતું. જે પોતાનો હાથ પકડનાર, તેને સર્વથી મોટો ઈલકાબ, સુરત કે નવસારીમાં, દાવરનો આપવામાં આવતો હતો. એ મનાજી ઉપર એટલીજ શીદાગીરી બસ નહતી, પણ એ તલાટીના કુટુંબમાંથી પહેડી દર પહેડી શીઆવ, લગન, ગગરનાં, નવજોત, વગેરે ક્રિયાઓના લવાજમો નહીં લેવાના મનોચેર હોમજીવાલાઓએ બંદોબસ્ત કર્યા હતા, જે આજેપણ ચાલુછે. ગાયકવાડ સરકારમાં ભગર્યાઓ તરફથી દેશાઈજીનો લાગવગ હતો, ત્યારે મનોચેર હોમજી તરફથી એઓનો કબ્જ હતો. એઓને રતનજી તથા શેરાબજી નામે બે ભાઈઓ હતા. દારાબજી, રતનજી અને બહેરામજી નામે ૩ દીકરા હતા. વડા દીકરા દારાબજીને દાવર નો ખેતાબ હુદે ઉતર્યો હતો. એ ૩ દીકરાઓ પોતાના બાપનું તલાટીપણું ચલાવતા હતા. એ ૩ ભાઈઓ તથા તેઓના પીત્રાઈઓની શાખામાંથી તલાટીનું મોટું કુટુંબ આજે હૈયાતી ભોગવે છે. તેનો વિસ્તાર કેટલો હશે તેનો ખ્યાલ એટલાથીજ થશે, કે એજ ખાનદાનને લગતી હકીકતો છાપીઆ કરવાને સારૂ "તલાટી સમાચાર" નામે એક વર્તમાનપત્ર તલાટી ખાનદાનના વિદ્વાન નર શેઠ એદલજી દોરાબજી તલાટી પરવરતાવેછે ' આખી દુનિયામાં એવું વર્તમાનપત્ર કોઈકજ હશે, કે જે નવસારીના ફક્ત એકજ કુટુંબને માટે પ્રગટ કરવામાં આવતાં પત્રની પેઠે ચલાવવામાં આવતું હોય. એ તલાટી કુટુંબનાઓ જેટલા આફ્રીકા, અરબસ્તાન, ઇરાન, ચીન વગેરે દુર દેશાવરોમાં ધંધાને અર્થે ચોતરફ ફેલાઈ ગયલાછે, એટલા કોઈપણ પારસી કુટુંબનાં નર નારીઓ ફેલાયલાં નહીં હશે. નવસારીને એ પણ મગરૂર થવા જોગ બિના છે. કોઈ વાઈસ પ્રીન્સીપાલ છે, કોઈ માજીસ્ટ્રેટ છે, કોઈ વેપારી છે. એ રીતે બહુ પંકાઈ ગયલું, બહોળા વીસ્તારવાલું, કેળવણી અને વેપારમાં આગળ વધેલું, એ નોશાકરૂં કુટુંબ હમારી આંખ આગળ હમોને મગરૂરીના આવેશમાં રમ્યા કરેછે. એ મનાજી તલાટીના બાપના બપાવા પેશુતન ચાંદાને હીજરી ૧૦૧૯ યાને ઈ. સ. ૧૬૧૦ માં સુરતના

**૧૬૧૦. પેશોતન ચાંદા.** નવાબ નોશરતયારખાન તરફથી પારચોલ પરગણાનું તલાટીપણું જે તેમના બાપદાદાથી ચાલતું આવતું હતું તે, તથા બીજાં ૭ ગામો, મેધર, કછોલી, શદલા, અમલસાડ, પનાર, અને પારડીનું તલાટીપણું ચલાવવા માટે એક પરવાનો કરી આપી તેમાં નીચે મુજબના હકો ઠરાવી આપ્યા હતાઃ— ૧. દર એક સો રૂપિયા સરકારમાં જમે થાય તે ઉપર રૂા. ૧ પ્રમાણે. ૨. ભાતની ક્યારીના વીઘા ૧ ઉપર રૂા. ૦ાા=. ૩. જુવારના જરાયત વીંઘા ૧ ઉપર રૂા. ૦ા= અને ૪. શેરડીનાં પતાનાં કાગળનો રૂા. ૦| એ પ્રમાણે લવાજમો ઠરાવી આપ્યા હતા. એ પેશોતન ચાંદાના છોકરા અસપુ તથા તેમના ૩ બેટાઓ બહેરામ, કુકા, અને શેરાબ અસપુ પણ પોતાના વડીલોનું તલાટીપણું ચલાવતા હતા. એ તલાટીપણું શીલશીલાબંધ લાગત ૩૦૦ વરસ સુધી એ વંશવાળાઓએ ચલાવ્યુંછે, અને તે મધેના એ વંશ પૈકીના છેલ્લા તલાટીઓ, તલાટીપણું ચલાવતા આ લખનારના પણદીહામાં આવ્યા હતા.

નવસારીમા "પૉળ' ઉપર મરહુમ ડા જે મહેમાનુ જુનુ મકાન જે જગાએ હતુ અને જેના ઉપર હાલે પહેલા દસ્તુર મેહરજી રાણા લાયબ્રેરીનુ

**પટેલની પોળ**

મકાન બાંધવામા આવ્યુ છે, તે જગાએ પટેલના ખાનદાનવાળાઓ વસતા હતા એ ખાનદાન પણ આગળના વખતમા જાહોજલાલી ભોગવી ગયુ છે ઉપર જણાવેલા પારસીઓ જ્યારે તવારીખપણ કરીને જાણીતા થયા હતા, ત્યારે એ પટેલવાળાઓ નવસારી અને તેની આસપાસના ગામોમા પટલાઈ ચલાવી જાણીતા થયા હતા પટેલ ઉપરાંત શેઠ ખાનદાન પણ નવસારીમા પ્રખ્યાત થયુ છે પટેલવાળા, શેઠ ખાનદાનવાળા, અને એ તવારીવાળા એકજ ઝાડના ડાખળા છે આગળ જણાવેલા ચાંગા આશાથી એ ત્રણેની પેઢી ઉતરતી આવેલી છે તેઓનો જે શીનરીઓ હાલ સુધી હાથ લાગે છે તે નીચે પ્રમાણે —ફરામજી, શાપુરજી, દાદાભાઈ, ફીરોજજી, બહેરામજી, દારાબજી, મહેરનજી, પદમજી, હોરમજી, કૈકોબાદ, મનોચેહેર, બહમન, માણેકચાંગા, આશા, રાણા, તેના, અશકાંત, વેહન અને આશીઆ

એ પટેલના કુટુંબની એક શાખા સુરતમા અને એક મુંબઈમા વસેછે ખુદ મુંબઈના પટેલ ખાનદાનથી એ ખાનદાન જુદુંજ છે જેમ તવારીવાળાઓએ, તેમ એ પટેલવાળાઓએ પણ નવસારીના મીનોચેહેર હોમજી સાથને મદદ કરેલી હોવાથી તવારીની માફકજ એ કુટુંબ પણ એકેદીન હોવા છતા તેમના તરફથી પણ શીઆવ, લગન, ગગરના, નવજોત વિગેરેની ક્રિઆઓના લવાજમો નહીં લેવાના બંદોબસ્ત તે મોબેદોએ કરેલાછે એજ માફક એ શેઠના કુટુંબની એક શાખા આજે નવસારીમા "ગોટલા" ની અટકની વસેછે તેની એક શાખા સુરતમા અને બીજી મુંબઈમા "શેઠના"ની અટકની વસેછે એ કુટુંબના પ્રખ્યાત વડીલો નીચે પ્રમાણે ૨૦૦ વરસમા થઈ ગયાછે —

જામાસ્પ હોરાબ શેઠ, રાનજી જામાસ્પ શેઠ, શેહરાબ જામાસ્પ શેઠ, કુકા શાપુર શેઠ, કુકા રૂસ્તમ શેઠ, દાદા કુકા શેઠ, હોરાબ દાદા શેઠ, નરીમાન શાપુર શેઠ, ફરદુન કેરશાસ્પ શેઠ, રતનજી પેશોતન શેઠ, કુકા નોશેરવાન શેઠ

એ પ્રમાણે નવસારીના જાણીતા ખાનદાનોમા તવારી, પટેલ અને શેઠના ખાનદાનો પણ જાહોજલાલી અને કાબુ ભોગવી ગયા છે આજે પણ હાબરકુવનુ જુનુ મકાન "પટેલની પૉળ' ને નામે, "પોસ્તાની પૉળ' તથા "ગોટા દેસાઇની પૉળ" ની વચ્ચે ઓળખાતુ ઉભુ છે

**દસ્તુર જમશેદજીનુ મરણ**

નવસારીવાળા દસ્તુર રૂસ્તમજી માણેકજી મહેરજીરાણાના વડા દીકરા જમશેદજી જન્મ સને ૧૭૦૧મા ગુજર્યા ૯ મે ૧૭૭૩ મા જ્યારે એઓના બાવાજી મરણ પામ્યા ત્યારે એઓ ઓર થયના નહોતાથી દસ્તુરીની જગા ખાલી રહી હતી, પણ જ્યારે તા ૪ જાનેવારી ૧૭૨૪મા એઓ નાવર થયા ત્યારે એઓને દસ્તુરી મળી હતી એઓના વખતમા દેશ પરદેશ ઘણા મોબેદો પંથકી તરીકે ગયા હતા

ઈ સ ૧૭૧૧મા નવસારીની અન્જુમને દસ્તુરશ્રી ખુરશેદજી તેહમુલ્જીને લેખ કરી આપ્યો કે "સુરતના પરાની દોખમા હમારી હીમ્માના રૂા ૧૦૯૧ જે

તમોએ આપ્યા હતા, તે આપણી બગન સાથની નામમાથી તમોએ વ્યાજ સુદ્ધા ચુકાવી લેવા " એ લેખ ઉપર રસ્તુર શેરાબજી રૂસ્તમજી મહેરજી રાણા, બરજોરજી દારાબ પાહનણ, જમશેદજી જાબારૂપ આશા, પોન્યા દેશાઇઓ વગેરેની સહીઓ છે

**દેશાઇજીના લહેણાનો ફેંસલો**

ઇ સ. ૧૭૬૪મા તા ૧૯ અકટોબર, રોજ ૩ માહા ૧ શેહેનશાહી ૧૧૩૪ યજ્દેજર્દી, બપોરે નવસારીમા ન્પીથવનના જશનની ક્રિયા પુરી થયા પછી દેસાઇ ખુરશેદજી તહેમુરજીએ નવસારીમા પોતા ા ખરચથી નવા આતશબહેરામ પધરાવવાની તન્દુરસ્તી પઢાવી હતી

**૧૭૬૪ આતશબેરાંમ પરઠવાની તન્દુરસ્તી**

તા ૧૫ જાનેવારી ૧૭૬૫ના રોજે દેસાઇ ખુરશેદજી તહેમુરજીએ નવસારીમા પોતાને ખરચે આતશબહેરામ બનાવવાની જે ઇ સ ૧૭૬૪ મા તન્દુરસ્તી પઢાવી હતી, તે આતશબહેરામ માટે આતશો મેળવવાનુ ક્રિયા કામ આજ દીને વડા દસ્તુર શેરાબજી રૂસ્તમજી મહેરજીરાણાના ઉપરીપણા હેઠળ શરૂ કરવામા આવ્યુ હતુ, અને એજ વરસમા તા ૨૭ ડીસેબરે એ આતશબહેરામ આદેશને તખ્તનશીન કીધા હતા તેની પહેલી બોઇ દસ્તુર શેરાબજી મોસુફે દીધી હતી

**૧૭૬૫ આતશ મળવવાની શરૂઆત અને સમાપ્તિ**

ઇ સ ૧૭૪૧મા મજાણાઓ પોતાના આતશબહેરામ વનસાડ લઇ ગયા પછી ૨૪ વર્ષ ન્હીને આતશબહેરામ સ્થાપ, મોબેદ બેહેદીનો એક બીજાને સતાપવા લાગ્યા એક કહે કે ભગર્યાના હુ બે પાદશાહ જતા રહ્યા બીજા કહે કે, બેહેદીનો અને મીનોચર હોમજી વાનાની ઉશ્કેરણીથી પાદશાહને ચોરી ગયા પશ્ચિમ તરફના દેશોમા Great American War જેરમા ચાલી રહીછે તેજ વેળાએ આ કઝીયો પણ ચાલી રહ્યો છે આમ ઝગડો ચાલ્યાથી ઇ સ ૧૭૬૫મા દેસાઇથી ખુરશેદજી તેહમુરજીએ પોતાને ખરચે નવસારીમા આતશબહેરામ પગટા યા, અને ત્યારથી નવસારીનો એ નવો સુરજ ( ખુરશેદ ) પ્રકાશ વધારવા લાગ્યો

**૧૭૬૫ નવસારીમા નવો સુરજ**

ઇ સ ૧૭૬૯મા સુરતની અન્જુમનની તરફથી ત્યાના અકાબરોએ તેમજ ત્યાના આ૦ મનચેરજી ખરશેદજી શેઠે, દેશાઇ ખુરશેદજી ઉપર એક મેહેજર લખી મોકલ્યો કે, "રૂસ્તમપરગના નવસારીને તામેના મોબેદો નવો ચાલ કાઢી બેહેદીનોને ઘેરના મુવા ઉઠતાના કામ વારા પાડી કરવાનો બદોબસ્ત કરવા માગે છ, તે ઉપરથી સર્વે બેહદીનો ગમાગી પામે ફરીઆદ ના યા હતા કે એમ કરવાનો તે મોબેદોનો કશો હક નથી એતો બેહેદીનોની મરજી પર છ તેઓ જેની પાસે ચાહે તેની પાસે પોતાના ઘેરનુ કીવા કામ કરાવે માટે અમો સવ મળી આએ તમોને લખીએ છીએ કે જે રીતે અમાની તરફ આએ ૩૫) વરસ થયા ચાલે છ તે જ માફક ચલાવો વેગ, કોઇ નવી વાત કરવી દુરસ્ત નથી, એવી સર્વની ખુશી છે "

**૧૭૬૯ સુધારા માટે નાપસંદગી**

દસ્તુર મહેરજીરાણાના વંશજ તે નવસારીનાના દસ્તુર દારાબ પાહલણના બેટા જેઓએ ઇ સ ૧૭૬૫મા નવસારીના આતશબેહરામ પધરાવવાને લગતી

**૧૭૭૦ બરજોરજી દારાબ પાલણ**

ક્રિયા કરવામા ઘણી મદદ કરી હતી, અને જેઓને ઇ સ ૧૬૩૪ મા એઓના બાપના મરણ બાદ તેમની જગા ઉપર અહિની અન્જુમને દસ્તુરી આપી હતી[*] તેઓ ૭૫) વરસની ઉમ્મરે ઇ સ ૧૭૭૦મા મરણ પામ્યા એઓના બાપાવા પાનણજીને મનોચેર હોમજી વાની ખુના મરકીની લડાઇમા કેદમા રાખવામા આવ્યા હતા

ઇ સ ૧૭૩૦ મા એ૦ જીવણજી, પોરયા દેસાઇના બાવા માણેકજી ગુજરવા બાદ, પોરવા દેસાઇ ખાનદાનના એઓ વડા ગણાયા હતા

**૧૭૭૩ જીવણજી પોરયા દેસાઇ**

એઓને દેસાઇ ખુરશેદજી તહેમુલજી સાથે વતનના હદ, વગેરેને લગતી કેટલીક ભાંજગડો ચાલતી હતી, જેથી ઇ સ ૧૭૪૬ મા ગાયકવાડ દામાજીરાવના હુકમથી વતનની હદ માપી બન્નેનો ટટો મીટાડવામા આવ્યો હતો એઓ ૬૪ વરસની ઉમ્મરે ઇ સ ૧૭૭૩મા ગુજર્યા હતા

**પારસણોની પાકદામની**—"સુરતની તવારીખ" પ્રમાણે ૧૦૦૦–૨૦૦૦ નોશાકરાઓ સુરત જઇ વસ્યા પછી ત્યા પારસીઓની રેહઠેણ

**૧૭૭૪ નવસારીથી જઈ વસેલા તથા અસલ સુરતના પારસી વતનીઓ વિષે**

થઈ ગઇ હતી મી ન્યાડીએ, સ્ટેવોરીન્સ નામના ડચ અમલદારના તે જમાનાના પારસીઓ વિશેના વિચારો જણાવ્યા છે તે સ્ટેવોરીન્સ પારસીઓ વિશે કહે છે કે, "તેઓની વસ્તી વધતી જાય છે, તેઓ પરાને પરા બાંધીને વસે છે, ધંધાને સારૂ કેટનાક હીંદુસ્તાનના બીજા ભાગ પર જઈ વસે છે સુરતમા ઘણા માતબર પારસી વેપારીઓ છે તેઓ હિંદુ લોક કરતા ગોરા છે તેઓની ચામડીનો રંગ સ્પેનીયર્ડ લોકોને મળતો છે ઘણુ કરીને તેમની આંખો મહોટી, નાક વાંકા અને માથો ગીધો છે તેઓ એકથી વધુ બાયડી એકી વખતે કરતા નથી. તેથી તેમની કોમ સ્વરછ તથા બીજી પ્રજાના લોકો સાથે ભેળસેળ વગરનીછે **હરામ ઇલતના હવસવાલા ઘણા સખસોથી મે સાંભળ્યુ છે કે, ગમે તેટલી મહેનત અને પૈસાનો ખરચ કરી લલચાવ્યા છતાં કોઇબી પારસી ઓરતને શેરસલાની સકયા નથી** તેમની કોમમા એવો પાકો બંદોબસ્ત ચાલતો આવેછે કે, જો એવા કામમા પકડાય તો તેઓ માર્યા ગયા વિના રહે નહીં તેઓ મહોલ્લાનામાં ફરહર ફરેછે, અને એકઠી થઇને કુવેથી પાણી લાવેછે, અને જ્યા જાયછે, ત્યા એકની કેડેજ હતી નથી" આહા! તે વેળાના કેવા પારસી લોકો! આ ધડાની નકલ આજના પારસીઓ કયારે કરશે! આજે જો સ્ટેવોરીન્સ પારસીઓ વિશે વિચાર આપે તો એથી કેવળ ઉલટોજ આપે એવી આપણી આજની હાલત શુ નથી?

પારસીઓમા કેવળ મહેર-ગના ગોધાના મુન ઉપર તેમની ધર્મ ક્રિયાનો મુખ્ય

* નવસારીમા એક દસ્તુર નથી પણ મહેરજીરાણા વાલા જુદા દરાબ પાહલણવાલા જુદા—અને નમાન્ય આગાસાના જુદા, એ પ્રમાણે ત્રણે ખાનદાનવાલા પોતપોતાને દસ્તુર લેખાવેછે

આધાર છે, અને તે કાગળમા હમે ઇ. સ. ૧૮૯૬ના ગન્ત ગોફતારમા હમાની મહી સાથે લબાણ બ્યાન કરેલુ છે. એવી જાતનો ગોધો

**૧૭૭૬ વરશીઆજીના મરણની મુશકેલી.**

વરશીઓ કહેવાયછે તેના મરણથી બધી ક્રિયા અટકી પડેછે તે એટલે સુધી કે, નવસારીમા ઇ. સ. ૧૭૭૬ મા વરશીઓ ગુજરીઓ, તે બીજો વરશીઓ મેળવતા સુધી નવસારીનુ ધર્મ ક્રિયાનું કામ અટકી પડ્યુ તો પડ્યુ, પણ નવસારીને તાબેની તમામ જગા ઉપરનુ પણ અટકી પડવાથી તા ૮ મી સપટેમબર ને દીને મુબઇના તમામ મોબેદો તરફથી એક અરજ નવસારી દેસાઈ ખુરશેદજી તેહેમુલજી ઉપર આવી કે, " નવસારીમા વરશીઓ ગુજરવાની ખબર અત્રે આવી, અને તે પછી અત્રે રોજ ર્‌વાન ૨, ૩ તથા ૪થી થાયછે, અને વરસ વગર તેઓના દીન ધર્મના કામ અટકી પડવાથી લોક ઘણું આજુરદેહ થયુ છે, અહિનુ અંજુમન સર્વે ફરી બેઠુ છે, કોઇ કોઇના અખત્યારમા નથી માટે મહેરબાની કરી વરશ તાકીદે મોકલશો તો ઘણુ સારૂ " એવીજ રીતે મુબઇની પંચાયતના એક અકાબર આ૦ મનચેરજી બમનજી શેઠે દેસાઇજી મોસુફ ઉપર લખ્યું કે, " અહિ રવાનોના શરોશના કામ અટકી પડવાથી બેહેદીનોના દીન ઘણા ઉશ્કેરાના છે, અને તેઓ બીજા પંથકવાના મોબેદો પાસે વરશીઓ અત્રે કરાવી ક્રિયા માર્ગના કામો શરૂ કરાવવા માગેછે, માટે, મે આપણા મોબેદો પાસે હાલ તરત તો હા ભણાવી વરશીઓ મુબઇમા કરવાને તેઓને સમજાવ્યુ છે તે માટે છાસરી તરફ ગોધો શોધવાને માણસ પણ ગયુ છે વાસ્તે તમો બનતા સુધી જલદીથી વરશ મોકલાવો તો ઠીક છુ પોતેબી નવસારીને તાબેનો તથા ભગરીઓ છુ, માટે નવસારીવાળાઓની આબરૂને મારી આબરૂ સમજુ છુ " એ ઉપરથી નવસારીવાળાઓએ મુબઈના મુખી મોબેદો આ૦ ફરામજી નવરોજી, આ૦ નશરવાનજી નવરોજી, આ૦ જમશેદજી મેહેરનોશજી, આ૦ ગોહમનજી જીવણજી, તથા આ૦ કાવસજી બચાજી ઉપર તા ૮ અકટોબર ૧૭૭૬ને દીને કાગળ લખ્યો કે, " પણ અમોને માલમ નથી પડતુ જે કીઆ આધારએ એ નવો રસ્તો નાખોછો ને કયા આધાર કરવા માગોછ ને જે કોઇ પોતાના બુજરગોથી જુદરો થઇ વડાવોનો રસમ મુકીને નવો રાહ કરછે તેને આગલ ભલી વાર દીઠી નથી. એવા નવા નવા રાહ ધરીને અગીઆરી ૪, ૫ તો કીધી તે હવી અગીઆરીવાના કરેછે તે નખજો " આ કાગળ વાચી મુંબઈના મોબેદો ઘણા ગભરાના, તેઓએ પાછો એક કાગળ દેસાઈ ખુરશેદજી અને શમસ્ત અંજુમન જોગ લખી બચાવ કીધો જે, "મુંબઈની પંચાયતવાલાઓએ અમોને નવો વરશીઓ કરવાની ઘણી ઓકોશ કીધી તો પણ હમે તો સાફ ના કહ્યુ. અમોએ તેઓને કહ્યુ જે આજતો વરશીઓ કરાવોછ ને કાલે તમો નીરંગ કરાવશો પછી કેઓજે હેરબદની કરો તે કેમ થશે અમોને શુ પુછનાર નથી " વીગેરે

ઈ. સ. ૧૭૭૬મા મુબઈમા મરકી ચાલી, અને તે વેળાએ ત્યા પારસી વસ્તી ઘણી થોડી છતા, ૩, ૪ રવાન થવા લાગ્યા તે રવાનોની

**૧૭૭૬ મુબઈની મરકી અને નવસારીના વન્ધ**

શરોશની અને બીજી ક્રિયા મોબેદોએ કરવા ના પાડી, કેમકે નવસારીની અંજુમનની મનાઇ હતી કારણ કે નવસારીના વરશીઆજી ગુજરી જવાથી નવો વરશ કરવાનો હોવાથી

રિવાજ પ્રમાણે અવેજ કામ અટકી પડયા સબબ કે નવસારીના નગર વગર કાઇપણ તે વખતે કામ ચાલતુ નહોતુ એજ વર્ષમા નવસારીમા ધાડ પડી, લોકો માલણા બધ કરી ઘરોમા ભરાઇ બેઠા, ઘણા લોકો સુરત નાઠા, તેથી દેસાઇજીવાળા નવા થયેલા આતશબહેરામને સુરત લઈ જઈ ત્યાના શેઠ દાદાભાઈ માણેકજી શેઠની હવેલીમા સતાડવામા આવ્યા હતા

**૧૭૭૬ પીંઢારા અને આતશબહેરામ**

ઈ સ ૧૭૭૬મા પીંઢારા લોકોની ધાડ પડી તેથી દેસાઇજીવાળા આતશબહેરામને નિચલા ૮ મોબેદોએ હિમ્મતથી ઉઠાવી લઇને સુરત શેઠ દાદાભાઈ માણેકજી શેઠની હવેલીમા સતાડયા હતા — આ૦ માણેકજી જમશેદજી મહેરજીરાણા, આ૦ શાપુરજી ખરશેદજી વાછા, આ૦ માણેકજી ખરશેદજી વાછા, આ૦ ભીખાજી રતનજી નરીમાન, આ૦ કાવસજી માણેકજી દાદાજી વજીફદાર, આ૦ જમશેદજી દારાબજી કાત્રક, આ૦ શાપુરજી ફરદુનજી પાવરી, આ૦ માણેકજી પશ્તનજી રતનજી આતીઆ આ ધાડને "રજાબનો બેન થયાની ગીરદી"ને નામે ઓળખે છે એ આઠ જણાઓએ બરશનુમ સલામત રાખીને શ્રીજીને બચાવ્યાથી તેની મોબદ મહેનતના બદલામા નાવર પાચ તેઓને શી રમમાથી બક્ષીશ આપવામા આવ્યા હતા, યાને એ પાચ નાવર ઉપરાંત કર્યા બાદ છઠો આવે તે વારાદાર શારે એ પ્રમાણે તેઓને બદલો મળ્યો હતો

**૧૭૭૭ મુબઈમાં મરકી દોખમાની તાણ**

ઈ સ ૧૭૭૭મા મુબઇમા મરકી ચાલવાથી ત્યાની અન્જુમનના અકાબરોએ નવસારીની અન્જુમન ઉપર લખ્યુ કે, "મુબઇ શહેરના દર-મીઆનમા હાલમા ઘણા રવાન થાયછે, તેથી દોખમા મધે જગા રહી નથી, અને બીજુ જુનુ દોખમુ હતુ, તેબી વાપરવા માડ્યુ છે, પણ એવુ માલમ પડે છેકે ૧૦, ૧૫ દિવસોમા તેમા પણ જગા રહેશે નહીં માટે તમો અન્જુમન સાહેબોને પુછીએ છીએ કે નાચારને મેલે એ બાબતમા દીનનો શો હુકમ છે તે લખજો ને તરત કાઇ નવુ દોખમુ બાધવાને બની આવતુ નથી, અને અમોને તો નાચારે એવુ સુજે છે અને દોખમાની જગા પહાડ ઉપર છે, અને ત્યા કોઇની વસ્તી નથી, તેથી તે પહાડ ઉપર ચુના તથા પથ્થરની પાકી ફરતી એક દિવાલ બાધીએ, અને ભડારને ઠેકાણે મોટો ખાડો ખોદાવીએ અને ત્યા રવાન નખાવીએ, અગર તમારી નજરમા પાકી દિવાલથી કામ ચલાવવાનુ દુરસ્ત લાગે તો અમને વિગતે લખજો કે દોખમાથી કેટલા ગજ દુર તે દિવાલનો વાડો કરીએ. આ કાગળ અત્રેથી ખેપીઆ પાસે પાચ દીનનો વાદો કરી મોકલ્યો છે, માટે તાકીદે જવાબ લખજો " એ ઉપર બધા અકાબરોની સહીછે એ પત્ર તા ૨૧મી મેનો હતો, તેનો જવાબ તા ૩૦મી મેએ નવસારીવાળાઓએ એવો લખ્યો કે " મુબઇમા જે મરકીથી ઘણા રવાનો થાયછે તે વિશે દિલગીર છીએ આપણી દીનની બારીકીથી તમો તો વાકેફ છો, પણ શુ કરીએ, નાચારે જેમ તમે વિચાર કેર્વ્યા છે તે માફક કામ લેવુ, અને તે જગા ઉપર બાજ વગેરે ધરાવવી, તથા તયાર થયા પછી ત્યા વદીદાદ અને શરોશ કરાવવા અગર જો તમારી તરફના પહાડની જગા ફરાખ હોય તો નવી દિવાલ દોખમાથી ૩૦૦ કદમ દુર રાખવી, અને જગો વધારે નહિ હોય તો વચ્ચે પાવી ખણાની

નજદીકમાં કામ લેવું, કેમકે વચ્ચે પાણી આવી, એટલે દૂર નજદીકનો કરસો મુનકો નથી. " આ કાગળ ઉપર નવસારીના દેસાઇ દસ્તુરો વગેરેની સહીઓછે.

**૧૭૭૮. તહેમુલજી પોલ્યાનું મરણ.**

નવસારીના પોલ્યા દેસાઇ જીવણજી માણેકજીના વડા દીકરા તહેમુલજી જેઓ ઈ. સ. ૧૭૭૩માં પોતાના બાપના મરણ પછી તેમના દેશાઇ-ગરાંનો વહીવટ કરતા હતા, તેઓ ઈ. સ. ૧૭૭૮ માં મરણ પામ્યા.

**૧૭૭૯માં ખુરશેદ અસ્ત થયો.**

નવસારીવાળા દેશાઇ તહેમુલજી રૂસ્તમજીના વડા દીકરા ખરશેદજી ઈ. સ. ૧૭૭૯ માં તા. ૨૨ ફેબ્રુઆરી, રોજ ૧૨ માહ ૫ શેહેનશાહી યજદેઝર્દી ૧૧૪૮માં ૮૧ વરસની ઉમરે ગુજર્યા, અને ઈ. સ. ૧૭૨૮માં પોતાના બાપના મરણથી પીલાજીરાવ ગાયકવાડે મદદ કરી તેમની નવસારી કસ્બાની ચોધરાઇ તથા દેશાઇગરું અપાવ્યું હતું, તે પીલાજીરાવે કેદાજીરાવ નામના પોતાના એક ખેશીને નવસારીનો સુબો નીમ્યો હતો, પણ તેને સઘળું કામ તથા વહીવટ ખુરશેદજી દેસાઇને પુછીને કરવાનો હુકમ આપેલો હતો. એ કેદાજીરાવ સાથે એ દેસાઇજીને અતિશય મહોબત હતી, અને તે બન્ને દોસ્તોએ મળી નવસારીમાં ઘણા સુધારા કર્યા હતા, જેનો એક ગરબો બન્નેના નામનો હજુ, ઘરડાંઓ ગાએછે. જે વેળાએ નેપોલીઅન બોનાપાર્ટ બાલ્યાવસ્થામાં લાડ લડતો અને લડાઈ લડવાના પાઠો ભણતો હતો, જે વેળાએ હિંદુસ્થાનનો પહેલવહેલો વાઈસ-રાય વૉરન હેસ્ટીંગ્સ દેશી રાજ્યો સાથની રાજદ્વારી ખટપટો ચલાવી રહ્યા હતો, જે વેળાએ ફ્રાન્સમાં ફ્રેન્ચ રેવોલ્યુશન ચાલી રહ્યાથી ફ્રેન્ચોએ જર્મની ઉપર હુમલો કર્યો હતો, ત્યારે, ફ્રાન્કફર્ટ ખાતે રહેતા રોથ્સચાઇલ્ડ ખાનદાનના મુળ પુરૂષ મોઝીઝ રોથ્સચાઈ-લ્ડને **હેસીકેસલનો** રાજા પોતાનું દ્રવ્ય સોંપી નાસી ગયો હતો, અને જે વેળાએ અમેરીકન સ્વદેશાભિમાની નર વૉશીંગ્ટન પોતાની ફત્તેહમંદ કારકીર્દીથી પ્રકાશવા લાગ્યો હતો, તે વેળાએજ અને તેવાં મોટાં નહીં તો, તે પ્રકારના જેવાંજ નાનાં પરાક્રમો, આપણો આ ખુરશેદ વિરલો ચલાવતો હતો. હેસીકેસલના રાજાની માફકજ મરાઠા લુટારૂઓ દ્રવ્ય સોંપી જવા જેવો વિશ્વાસ ખુરશેદજી ઉપર રાખતા હતા. મોગલોની જુલમી જુસ-ગીમાંથી વૉશીંગ્ટનની માફક નોશાકરા અમેરીકનોને તે છોડવતો હતો. નેપોલીઅનની માફકજ મરેઠો સાથે આથડતો, અને વૉરન હેસ્ટીંગ્સ માફકજ સોનગઢમાં ગાયકવાડ સાથે અને સુરતમાં મોગલાઈ અમલદારો સાથે તેની અનેક પ્રકારની ખટપટો જારી હતી. નવસારી તથા તેને લગતા મહાલોના મહેસુલમાં એઓની મદદથી ઘણો વધારો થયો હતો, અને તે ઉપરથી ગાયકવાડ સરકારનો એઓ ઉપર મોટો ઇતબાર બેઠો હતો. નવસારીની ગરીબ રૈયતને એવણે ગાયકવાડી સરકારમાં વગ લગાડી ઘણાક અણઘ-ટતા વેરાઓમાંથી છોડવી હતી, તથા કેટલીક વખત ગરીબોની તરફના વેરાઓ એઓએ પોતાની ગીરોથી આપ્યા હતા. એઓએ તા. ૨૭ ડીસેંબર ૧૭૬૫ને દીને નવસારીમાં પોતાને ખરચે આતશબહેરામ પરકાવ્યા હતા, તથા નવસારીના પારસીઓને સરઅવસરે વાપરવાને એક જમણશાલાનો ઓટલો બંધાવી આપ્યો હતો, જે તેઓની " ખરશેદ વાડી "માં હતો, તે ઈ. સ. ૧૮૯૬ની રેલમાં તણાઈ જવાથી તેઓના વારસોએ તે

જગા ટાટારકુનના કપાઉન્ડમા આવી, તેને મદદે નવો મગરો બધાવી ઈ સ ૧૮૯૭મા તયાર કરાવ્યો છે નવસારીની જરથોસ્તી અન્જુમનના એઓ મુખ્ય આગેવાન હતા, અને પોતાની કોમમા ઘણાક સુધારાઓ કરવાની એમણે આગેવાની લીધી હતી એઓએ ખોર્દેહઅવસ્તાનો તરજુમો કર્યો હતો, તથા ફરામરોજનામુ અને થફ્ફરલ કશુમ નામની કેતાબો ફારસીમા પોતે લખી હતી એ છેલ્લી કેતાબ ધરાવવાનુ માન આ લખનાર ધરાવેછે નવસારીના દરેક કામમા એઓનીજ આગેવાની હોવાથી તે લબાણ કરવાની જરૂર નથી, કેમકે તે સર્વ પોતપોતાને ઠેકાણે આપણે દરશાવીછે એઓ સુરતમા ગુજર્યા હતા

**૧૭૭૯ ખુરશેદની સાથેજ ગરૂબ થયલો માહતાબ**

દેસાઇ ખરશેદજીના જોડીદાર દસ્તુરજી સોરાબજી રૂસ્તમજી મહેરજીરાણા ઉમ્મર વર્ષ માહાડે ગુજર્યા એઓ સવત ૧૭૭૦મા જન્મેલા હતા રૂસ્તમજી માણેકજી મહેરજીરાણાના એઓ બીજા બેટા હતા ઇ સ ૧૭૬૧ મા એઓના ભાઇ જમશેદજીના મરણથી નવસારીની દસ્તુરી એઓને મળી હતી દેસાઈ ખરશેદજીના એઓ બનેવી થતા હતા એઓના વખતમા દેસાઈ ખરશેદ જીએ નવસારીમા નવા આતશબહેરામ પોતાને ખર્ચે બધાવી તા ૭ જી ડીસેમ્બર ૧૭૬૫ ને દીને નસ્તનશીન કીધા, તેની સઘળી ક્રિયા એઓના ઉપરીપણા હેઠળ થઇ તથા તેની પહેલી બોએ એઓએ દીધી હતી ઈ સ ૧૭૭૬મા જ્યારે મોટી ધાડ પડી, ત્યારે આતશબહેરામની સાથે એઓ તેની જાળવણી માટે સુરત જઈ રહ્યા હતા એઓની હૈયાતીમા એમના બેટા રૂસ્તમજી ગુજર્યા હતા તેમણે, ઘેનખરીમા કોશ ફરતો હતો તેની સાથે કાઇ આશનાઈ કીધી તેથી કુવામા પડી ગુજર્યા હતા

**૧૭૮૧ નવસારીનો કાયદો સુરતમાં.**

નવસારીમા પીઢારાઓની ગીરદી વારવાર પડયાથી લોકોમા વાઈ દૈવત રહ્યુ નહી, અને પાયમાલ થયા, તેથી સુરતના રૂસ્તમપરા, ફરામપરા, નહાનપરા, તથા સૈયદપરાની નવસારીને તાબેની અન્જુમનો મળી વિવાહ વાજનનો ખરચ કમી કરવા માટે એવો ઠરાવ કર્યો કે, "વિવાહની રીતના છોકરાની માએ જે વહેવાણ, તેને રૂ ૫) સાડીના આપે તથા છોકરાના બાપને રૂ, ૧) તથા જમાઇને રૂ ૧) મળી જુમલે રૂ ૭) રીત કરે, તથા શણગાર અને નાતરાની રીતનાબી રૂ ૭) આપે તથા વેહવાઇ, જમાઈ, તથા વેહવાન સિવાય કોઇ બીજાને કાઈ આપે નહિ, તથા પદ જેવુ પામે તેવુ આપે એ બદોબસ્તથી જે ફરે, તે પચાતના ગુનેહગારીના રૂ. ૫૦) આપે" એ ઉપર દસ્તુર ખુરશેદજી નસરવાનજી દારાબ પાહલનજી વગેરે ૬૯ મોબેદોની સહીઓ છે

**૧૭૮૭ જમશેદજી જામાસ્પ આશા**

નવસારીવાળા દસ્તુર જામાસ્પ આશાના બીજા દિકરા જમશેદજી વરસ ૫૫ની વયે ઈ સ ૧૭૮૭મા ગુજર્યા ઈ સ ૧૭૫૩મા પોતાના બાપના મરણથી એમને દસ્તુરી મલી હતી એમણે પોતાના બાવાની આગળ અવસ્તા, પેહલવી, તથા ફારસીનો પુખ્ત અભ્યાસ કર્યો હતો ઈ સ ૧૭૬૧ મા મૉ૦ ઍંકવીટલ ડુ પેરો નવસારી ખાતે નીરગશતાન કેતાબને સારૂ એમની મુલાકાતે આવ્યો હતો, અને

એમની જોડે ઘણીક વખત સુધી પડેલવી અને ફારસીમાં વાતો કીધી હતી. ઈ. સ. ૧૭૮૧માં એવણ જ્યારે મુંબઈ સિધાર્યા ત્યારે ત્યાં એવણને બહુ માન મળ્યું હતું. એમણે ફારસી ગઝલો, બેતો, વગેરેની "દિવાને જમશેદ" નામની કેતાબ તથા કેટલીક મુખમ્મસ અને ઘણીક મુસદ્દસ બનાવી છે. જે તમામ કેતાબ જોઈ વાંચવાનું માન આ લખનારને મળેલું છે.

**૧૭૯૨. નીરંગદીન અને વરશીઓ.** ઈ. સ. ૧૭૯૨માં મુંબઈના શમસ્ત પંથકીઓ, તથા અન્જુમનવાલા અને વગર અન્જુમનવાલા મોબેદોએ એક લેખ કર્યો કે, "અમોએ મોબેદ જણ ૪ આ૦ જમશેદજી ખરશેદજી વાછા, આ૦ માણેકજી સુખાજી પાવરી, આ૦ જમશેદજી રૂસ્તમજી દાબુ, તથા આ૦ ફરામજી મનચેરજી રાનજી, એઓએ આગળ પડીને, નવસારીની અન્જુમન, તથા દસ્તુર સાહેબ, તથા દેસાઈજીના ફરમાનથી વરશીઓ અને નીરંગદીનનું કામ કરાવ્યું છે." એ ઉપર ૨૯ મોબેદોની સહીઓ છે.

**૧૭૯૩. આનંદરાવ ગાયકવાડનો પરવાનો.** ઈ. સ. ૧૭૯૩માં નામદાર ગાયકવાડ મહારાજા આનંદરાવે નવસારીના દેસાઈ શ્રી મનચેરજી ખરશેદજીને અંગ્રેજ સરકારની બાંહેધરી હેઠળ તેમના પોતાના તથા તેમના કુટુંબના બચાવ સારૂ એક પરવાનો નીચે મુજબ કરી આપ્યો:—" તમે કેટલી મુદતના અમારી નોકરીમાં છો તે અમે ધ્યાનપર લઈને સુરતના વડા મી. ગ્રીફીથ ઉપર એક કાગળ લખી તેને એવી અરજ કરી છે કે, આગળ જેમ અંગ્રેજ સરકારને નામે તમોને પરવાનો લખી આપ્યો હતો, તેમ હાલમાં જુલમથી તમારો બચાવ કરવા માટે અંગ્રેજ સરકારની જામીનગીરી હેઠળ તમોને અમારી ખાતરી આપવી. અમે તેમને અમારી સરકારના શકિતવાળા અને ઉત્કંઠિત નોકર દાખલ ગણીએ છીએ. તમારી ઉપર જુલમ ચલાવવામાં, અથવા તમારી સુચના સામે વગર કારણે હરકત લેવામાં આવશે નહીં. અમારી ગંભીર કબુલતો અને અંગ્રેજ સરકારની જામીનગીરી ઉપર ભરોસો લાવીને તમારા પરગણાંઓ તરફ તમે પાછા ફરો, અને તેના સુધારા પાછળ મહેનત કરો. તમોએ, તમારા ગુમાસ્તાઓએ, તમારાં કુટુંબ પરીવારે, અને તમારા હાથ નીચેના દરેક માણસે જાણીને સંતોષ લેવો કે તમારી સામે કોઈપણ પ્રકારનો ગેરઈનસાફ ગુજરવામાં આવશે નહીં."

**૧૭૯૫. વડી દરેહમેહેર.** ઈ. સ. ૧૭૯૫ માં નવસારીની વડી દરેહમેહેર નવેસર દેસાઈ મનચેરજી ખરશેદજીએ પોતાને ખરચે બંધાવી તા. ૭ ફેબ્રુવારી ૧૭૯૫ને રોજ પાછી પરહાવી હતી.

**૧૭૯૯ "સર"ના બાવા.** ઈ. સ. ૧૭૯૯ માં આપણા પુજ્ય સર જમશેદજી જીજીભાઈના બાવા બહેરામજી જીજીભાઈ ચાનજીભાઈ વાછા, નવસારી ખાતે મરણ પામ્યા હતા. એઓ ઘણી ગરીબી હાલતમાં કામ વણવાનો ધંધો જોકે ચલાવતા હતાં, તોપણ મલેશરમધે એઓના વાછા કુટુંબમાં એઓનું વિશેષ માન હતું. મલેસર મધે વાછા મોહલામાં ઝુંપડાં જેવાં ઘરમાં તેઓ વસતા હતા.

દસ્તુર દારાબ પાહલણના પૌત્ર ખરશેદજી બરજોરજી ૫૬ વરસની ઉમરે ગુજર્યા. ઈ. સ. ૧૭૭૦ માં એઓના બાવાના મરણથી એઓને નવસારીની અંજુમને દસ્તુરી આપી હતી. એઓ સુરતમાં રૂસ્તમપરામાં દસ્તુરી ચલાવતા, અને મોહટું માન મેળવતા હતા.

**૧૮૦૨. ખરશેદજી દારાબ પાહલણ.**

શીતળાના રોગથી હિંદમાં દરસાલ હજારો આદમીઓ મરણ પામવાથી, મુંબઈની નામદાર ગવર્નર જૉનાથન ડંકને ગૌશીતળા મેલાવવાની લોકોને ફરજ પાડી. નવસારીવાળા દસ્તુર દારાબ પાહલણના નબીરા બરજોરજી ખરશેદજી દસ્તુરે સુરતના લોકોને એવું સમજાવ્યું કે, ગાયની રસીથી આલુદગી, ધર્મ પ્રમાણે આપણી રસી સાથે ન થવી જોઇએ. એ ફતવાથી સુરતીઓ આ રસી મેલાવવાની સામા થયા. આ ઉપરથી ગવર્નરે બીજા દસ્તુરો ભેગું તે વેળાના પટેલા નોશાકરા દસ્તુર ફરામજી શેરાબજી મહેરજીરાણાનું મત માગ્યું, જેઓએ એવું મત આપ્યું, કે ગૌશીતળાના ચેપ અથવા રસીના શીતળા મેલવાથી દીન ધરમમાં કશું નુકસાન થતું નથી. એ પ્રમાણે ગવર્નર પણ આપણા તે વેળાના નોશાકરા દસ્તુર પટેલા હોવાથી તેમનું મત માગતા હતા.

**૧૮૦૪. ગવર્નર, ગૌશીતળા, અને નવસારીના દસ્તુરો.**

સુરતવાલા દસ્તુર રૂસ્તમજી બેહરામજી સંજાણાના ભત્રિજા શાપુરજી માણેકજી સંજાણા ઉમર વરસ ૭૦નીએ ગુજર્યા. એઓ પહેલવી તથા ફારશીમાં ઘણા કાબેલ હતા, તથા ફારશી બેતોમાં કેટલીક મોનાજાતો, અને ઈ. સ. ૧૭૬૫માં નવસારીમાં આતશબહેરામે દેસાઈખુરશેદ પરકાયાને લગતો હેવાલ એમણે રચેલો છે. એ આતશબહેરામ પરઠવાતે લગતી ક્રિયા કરવામાં એમણે પણ પોતાના કાકા રૂસ્તમજીની સાથે ઘણી મદદ કરી હતી. એ આતશબહેરામ વિગે બેતમાં જોડી કાઢેલો, એ કેમબો બતાવનાર દેશાઈજીની તારીફનો, ફારશી હેવાલનો અમલ ખરડો ધરાવવાનું આ કમતરીન લખનારને માન છે.

**૧૮૦૫. શાયર શાપુરદાદ સંજાણા.**

નવસારીમાં ૧૯મી સદીમાં કોઇપણ ભણેલા શીખેલા દસ્તુર વધારે પ્રખ્યાત થયા હોય, તો તે દસ્તુર શેરાબજી રૂસ્તમજી મેહેરજી રાણાના બેટા ફરામજી હતા. એઓ ૪૮ વરસની કાચી વયે ઈ. સ. ૧૮૦૬ માં ગુજરી ગયા. કેરશાસ્પજી દસ્તુરના એઓ પાલક થયા હતા. એ કેરશાસ્પજી દસ્તુર સુરત જતા હતા, ત્યાં માર્ગમાં "મોગલની ખાડી"માં ગાડી ખુંચી બેઠી, તેને બળદ માફે પોતે પોતાની કેડ ઉપર ઉંચકી કાઢી હતી, તેથી કલેજાને નુકસાન થઈ મરણ પામ્યા. તે વેળાના કેવા જોરાવર મોબેદો હશે તેનો ખ્યાલ એ ઉપરથી થઇ શકશે. એ ફરામજીને ઈ. સ. ૧૭૯૩માં પોતાના વડા ભાઇ દસ્તુર કાવસજીના મરણ પછી દસ્તુરી મળી હતી. એવણ ઈ. સ. ૧૮૦૩માં મુંબઇમાં શેઠ અરદેશર દાદીભાઇની ફરમાએશથી તેમને ત્યાં શાદીમાં સામેલ થવા મુંબઇ ગયા હતા. મુંબઇના પારસીઓએ તેમને બહુ માન આપ્યું હતું. નવસારીના મહેરજી રાણાના કુટુંબના પાછલા દસ્તુરોમાં એઓ વધારે કાબેલ થઇ ગયાછે. પહેલવવેલો ખોરદેહ અવસ્તાનો ગુજરાતી

**૧૮૦૬. દાનાવ દસ્તુર.**

તરજુમો એજ નવસારીના દસ્તુરે કર્યો હતો. વળી શાહનામા અને બરજોરનામાના પણ એમણે ગુજરાતી તરજુમા કર્યા હતા. કદમીઓના વડા દસ્તુર મુલ્લાં ફીરોઝજીએ એમની તારીફમાં ફારસી ભાષામાં ઘણીક બેતો જોડેલીછે.

**૧૮૦૭. સુરતમાં નવસારીની સખાવત.**

ઇ. સ. ૧૮૦૭માં તા. ૨૨ મી સપ્ટેમ્બરે સુરત ફસ્તમપરામાં નવસારીવાળા દેસાઈ મનચેરજી ખુરશેદજીએ એક દરેહમેહેર બંધાવી પરહાની. એ આગમચ ઈ. સ. ૧૭૭૬માં જ્યારે નવસારીમાં ગીરદી પડી અને બધું લોક સુરત નાસી ગયું ત્યારે તેઓને ધર્મ ક્રિયા કરવા માટે એજ જગા ઉપર મરહુમ દેસાઇ ખુરશેદજી તહેમુરજીએ બેત્રણ હિંડોળા મુકાવ્યા હતા.

**૧૮૧૦. દેસાઇ મનચેરજીનું મરણ.**

નવસારીવાલા દેસાઈ ખુરશેદજી તહેમુરજીના દીકરા મનોચેરજી ૮૮ વરસની ઉમરે ઈ. સ. ૧૮૧૦માં ગુજર્યા. ઈ. સ. ૧૭૭૯માં એમના બાપના મરણથી એઓ નવસારીના દેસાઇની ગાદીએ આવ્યા હતા. ગાયકવાડ અને અંગ્રેજ વચ્ચેના ઘણાક ગંજદારિ કામોમાં એમણે વચ્ચે પડી ઘણી મદદ આપી હતી. ઇ. સ. ૧૭૯૩માં એમને આનંદરાવ ગાયકવાડે અંગ્રેજ સરકારની જામીનગીરી હેઠળ દેસાઇગરાનો જે મજબુત પરવાનો કરી આપ્યો હતો તે વિષે આગળ આપણે જણાવ્યુંછે. ઈ. સ. ૧૮૦૦માં અંગ્રેજ સરકારની વતી મુંબઇના ગવર્નર જોનાથન ડંકન તથા આનંદરાવ ગાયકવાડ અને તેમના દિવાન રાઓજી આપાજી વચ્ચે ગાયકવાડના મુલકમાં ૨૦૦૦ માણસોનું અંગ્રેજ બેરાજી લશ્કર રાખવા વિષે જે છુપા કોલકરારો થયા હતા તેમાં એમની ઘણી મદદ હતી. બન્ને સરકારો વચ્ચે કોલકરાર થયા તેનું માન બેઉ સરકારો કબુલ કરેછે કે તે દેસાઇ મનચેરજીને ઘટેછે. આથી આનંદરાવ ગાયકવાડે એમને કેટલાક ગામો જાગીર તરીકે ઇનામમાં આપ્યાં, તથા અંગ્રેજ સરકારે રૂ. ૨૪૦૦નું વાર્ષિક પોલીટીકલ પેન્શન બાંધી આપ્યું. એ પછી ગાયકવાડી તથા અંગ્રેજી અમલદારોમાં એમનો વગવસીલો વધતો ગયો. ગાયકવાડે એમને નવસારી તથા ગણદેવી ઉપરાંત શુપા, પારચોલ, ચોરાશી, ચીકલી, કોશ, વગેરેના પરગણાઓની હકુમત ઇજારે આપી હતી. ઇ. સ. ૧૮૦૩ની આખરીએ એમને ગેરકાયદે થોડોક વખત ગાયકવાડ મહારાજ, થઇ, બેડેલ, રહ્યાણુ કાનોબા સાથે કાંઇ વાંધો પડવાથી, પાછળથી પોતાના કુટુંબ સહિત થોડુંક સૂધી સુરત ખાતે જઇ વસવું પડયું હતું. નવસારીની અન્જુમનના એઓ આગેવાન અકાબર હતા. પોતે ઘણા પરહેજગાર હોવાથી ઘણા દીન ધરમના કામો બાપની માફકજ કર્યાં હતાં. નવસારીની વડી દરેહમેહેરની ઇમારત તથા સુરતની દરેહમેહેર વિષે આપણે આગળ વર્ણન કર્યુંછે તે ઉપરથી જણાશે. વળી પોતાના બાવાના બંધાવેલા આતશબહેરામનું મકાન એમણે ૧૧૭૭ યઝદજરદીમાં બંધાવ્યું હતું, અને તે મકાન બંધાયા બાદ તેનું જશન પુરૂં થયું કે તુરતજ પોતાનો પ્રાણ પરમેશ્વરને પાછો સોપ્યો હતો. એઓ વિષે તે વેળાનું મુંબઈમાં છપાતું તા. ૧૫ ડીસેમ્બર ૧૮૧૦ની તારીખનું Bombay Courier નીચે પ્રમાણે ઉત્તમ અભિપ્રાય આપેછેઃ—

*29th November* 1810.

MANCHERJEE CURSETJEE DESSOY:—At Navsary in the neighbourhood of Surat, on Thursday the 29th of November last and at the advanced age of 88, Muncherjee Cursetjee Dessoy, a character well known to, and most deservedly respected by every Europoan, who has visited that part of the country.

From a long and intimate intercourse with most of the servants of the Hon'ble Company, under this Presidency, he had imbibed a spirit of liberality. surpassed but by few of themselves-his hospitable home was hence ever open to the reception of the traveller, and every comfort that it yielded, freely and spontaneously afforded. Descended from a head Dustoor of one of the ancient branches of Parsees, who first arrived in India, and landed at Navsary Muncherjee continued until the hour of his decese to uphold unimpaired that respectability which his Forefathers bequeathed him Though each'successive generation, have they been employed in the same reputable capacity of Dessoy, during the Mogul Government, and afterwards under that of the Guikawar, in the service of the latter for 107 years for 35 of which Muncherjee himself officiated as such.

Under the Guikawar Government his faithful conduct was duly rewarded-and though he is now gone, a hope still lives, that a Government liberal and enlightened as that of the Hon'ble Company, will yet repay in the persons of his descendants, the eminent and acknowledged services he has, on most particular occasions, been the means of rendering to it

He has left behind him a numerous family, consisting of 3 sons and 2 daughters, grand and great grand children, in all about 150.

( *Bombay Courier, 15th December* )

મર્હુમ સર જમશેદજી જીજીભાઈ પહેલા બારોનેટના મામા તેમજ સસરા શેઠ ફરામજી નસરવાનજી બાટલીવાલાએ નવસારીના જરથોસ્તીઓ ઉપર ગાયકવાડ સરકારની

તરફથી દર વર્ષે નંખાતી ખંડણી અથવા વરવેરો નહી ભરાયાને લીધે તેઓની તરફથી તે સરકારમાં ભરવાને રૂ. ૭૦૦૦૦ની એક રકમ કાઢી આપી હતી. એઓ ઇ. સ. ૧૮૧૮માં ૪૮ વરસની ઉમ્મરે ગુજર્યા હતા.

**૧૮૧૮. ફરામજી બાટલીવાલા.**

નવસારીવાલા દેસાઈ મનચેરજી ખરશેદજીના બીજા બેટા દેસાઇ નવરોજી, તે તે આ લખનારના બાપના બપાવા ઈ. સ. ૧૮૧૯માં ૫૯ વરસની ઉમ્મરે ગુજર્યા. એઓ પોતાના બાપના વખતમાં ગાયકવાડ સરકાર તરફથી પરગણે ગણદેવી, કોશ, અનાવલ, વગેરે મહાલોમાં મામલતદારીનો હુદ્દો ચલાવતા હતા. ઇ. સ. ૧૮૦૧ માં અંગ્રેજ સરકારે સુરત લીધા પછી, ત્યાંના ચોરાશી વગેરે પરગણાંઓમાં એઓએ જૂદે જૂદે વખતે અંગ્રેજો તરફથી મામલતદારી કીધી હતી. તે પછી ઇ. સ. ૧૮૧૦માં બાપના મરણબાદ પોતાના ભાઇઓની સાથે તેમના દેસાઈગિરાંનો વહીવટ ચલાવતા હતા. ઇ. સ. ૧૮૧૧ માં એમને ગાયકવાડ સરકાર તરફથી પાલખીમાં બેસી ફરવાનો એક પરવાનો આપવામાં આવ્યો હતો, અને તે માટે દર વર્ષે રૂ. ૧૦૦૦નું લવાજમ પણ વંશપરંપરા બાંધી આપેલું તે આજસુધી વારસોને મળતુ રહ્યું છે. એઓ પોતે છુપો ધરમ કરવામાં ઘણાંજ ચીવટ રાખતા હતા. પરહેજગાર અને ધર્માત્મા હોવાથી એઓ લોકોમાં પ્રિય હતા.

**૧૮૧૯. ધર્મો દેસાઈજીનું મરણ.**

નવસારીવાલા દેસાઈ મનચેરજી ખરશેદજીના વડા દીકરા ૬૪ વરસની ઉમ્મરે ઈ. સ. ૧૮૨૧ માં ગુજર્યા. પ્રથમ એઓ પોતાના બાપનો નવસારી કસ્બાને લગતો કારભાર ચલાવતા હતા. ઇ. સ. ૧૮૦૨માં દેસાઈના ગાયકવાડ સાથેના વાંધાનો ફડચો લાવવાને એમને મુંબઈ ખાતે નામદાર ગવર્નર જોનાથન ડંકનની મુલાકાતે બોલાવવામાં આવ્યા હતા. એમને ગવર્નરે ગાયકવાડ સરકાર સાથે અંગ્રેજને તહ કરાવ્યામાં તથા કડી સર કરવામાં જે મોટી મદદ કરી હતી તેના ઇનામમાં આપવા કબુલ કરેલાં ગામો એનાયત કરી સરફરાઝ કરવા બોલાવવામાં આવ્યા હતા. તે પછી ઈ. સ. ૧૮૧૦માં પોતાના બાવાના મરણ બાદ ૧૧ દિવસે એટલે તા. ૧ લી ડીસેંબર ૧૮૧૦ને દીને આનંદરાવ ગાયકવાડે એઓ ઉપર એક પત્ર એવો લખ્યો કે, "તમારા પિતા દેસાઈ મનચેરજી ખરશેદજી ગુજરી ગયાથી આ પત્ર તમારા ઉપર એટલા માટે લખવામાં આવ્યો છે કે, તે મરહુમ જે પ્રમાણે દેશાઈગિરૂં ચલાવતા હતા તેજ પ્રમાણે તમોએ ચલાવ્યા જવું. તમારા હક, દસ્તુર, ઇનામ, ખાતાં, વતન અને ગીરો મિલકત ઉપરાંત પીલાજીરાવના વખતથી આજસુધી તમો જેવી કાંઇ ભોગવો છો તે તમામ વંશપરંપરા પેઢી દર પેઢી ચલાવામાં આવશે." અને એ પ્રમાણે વહિવટ ચલાવા બદલ વડોદરાના રેસીડંટ મેજર કર્નોકની ભલામણ ઉપરથી એક સનદ કરી આપી હતી. એમને ગાયકવાડી સરકાર તરફથી "કોલાસણા" નામે એક ગામ ઇનામમાં મળ્યું હતું. નવસારીની જરથોસ્તી અન્જુમનના એઓ આગેવાન અકાબર હતા. એમનો ધાક અને કડપ નવસારીના લોકો ઉપર ઘણોજ મજબુત હતો.

**૧૮૨૧. રૂસ્તમજી સાહેબ.**

**૧૮૨૨ જગ રેલમાં નવસારીની ખુવારી.**

ઈ. સ. ૧૮૨૨મા આખા ગુજરાતમા જ્યારે "જગ રેલ" આવી ત્યારે નવસારીના ઘણાં ઘરો પાયમાલ થઇ ગયા, અને મોટા વાણીયા વેપારીઓનો વેપાર એ રેલ વખતે તુટી ગયો. કેટલાક હિંદુ કુટુંબના કુટુંબો ઘસડાઇ ગયાં, ખેતીનો નાશ થયો અને નવસારીની પાયમાલી થઇ.

**૧૮૨૩. ભાભાનું દોખમું.**

તા. ૬ માર્ચ ૧૮૨૩ને દીને નવસારી મધ્યે શેઠ હોરમજજી મનચેરજી ભાભા ઉર્ફે કેરાવાળાએ ૧૯૫ પાવીનું એક દોખમું નવસારીમાં બંધાવી પરઢાવ્યું. કારણ કે માલણ ગામવાળું તથા માણેકશાવાળું એ બન્ને દોખમાં ખિસ્માર થવા લાગ્યાં હતા. ભાભાવાળા દોખમાના જશનની ક્રિયામાં જરથોસ્તીઓનો એક મોટો મેળાવડો થયો હતો, જેમા ૩૦૦૦ નવસારીના અને બહાર ગામના ૭૦૦૦ પારસી આવ્યા હતા. જશનની ક્રિયા પુરી થવા બાદ શેઠ હોરમજજીએ નવસારીમા ૪૦ વીંઘા જમીનનો એક વજીફો વેચાતો લઇ તે વેળાના વડા દસ્તુર કેશનમજી નગરવાનજી મેહેરજીરાણાને ભેટ આપ્યો હતો. એ બાદ સર્વ લોકો ન્યાતીનું જમણ જમી વિદાય થયા હતાં. ઝાઝો વખત નહીં એટલી ખુશાલીમાં નવસારીએ ખુશી ખુર્રમી ભરેલો દિવસ આ જોયો હતો. એ દોખમું પરઢાવવાની એ મામ આસપાસ બહાર દેશાવરો ખાતેથી ઘણુંભાગ પારસીઓ, હિંદુઓ તથા મુસલમાનો તે જોવાને આવજા કર્યાં કરતા હતા. જે પરગણાઓમાં વડોદરાવાળા સીતારામ બાપુ, સચીનવાળા નવાબ સાહેબ, નવસારીવાળા અમીન જમાદાર, બાપુ સાહેબ સુબા તથા બીજા મહાલોના મુખી દેસાઇઓ મોટી મોટી સ્વારીઓ લઇ જોવા આવ્યા હતા. એ દોખમું પરઢાવવા જ્યારે મુંબઇથી શેઠ ભાભા અત્રે આવ્યા ત્યારે તેમને એસ્તેકબાલ લેવા દેસાઇજી, દસ્તુરજી તથા સર્વ અંજુમન ૧૮–૨૦ કોશ સુધી ગયું હતુ, અને ટોનતામા સુધાં ઘણી ધામધુમ તથા આદરભાવથી તેમને નવસારીમાં લાવ્યા હતા. એ શેઠ ભાભાએ સુરતથી મુંબઇ જઇ પસ્તાકીઆનો ધંધો કરી ધનધાન મેળવ્યા હતાં. એઓ ઈ. સ. ૧૮૨૮મા ગુજર્યાં હતાં.

**૧૮૨૩. મિજલશની મોશલ.**

૧ લી, ૨ જી ખુરશી.—મુંબઇ તેમજ નવસારીમાં ઉઠમણા વગેરેની મીજલશમાં જે કોઇ દસ્તુર બેસે છે તેની પાસે બીજા દસ્તુરોને બેસવાને અવારનવાર મીનાકેસો થવાથી, તે ઘણુ નામુનાસબ લાગ્યાથી એવો ઠરાવ ઈ. સ. ૧૮૨૩માં મુંબઈ ખાતે થયો કે, હવે પછી હરેક મિજલશમા પ્રથમ નીચના દસ્તુરો બેસે ૧ લા દસ્તુર ખુરશેદજી જમશેદજી નવસારીવાળા બેસે ૨ જા દસ્તુર મુલાં ફીરોજજી કાઉસજી બેસે. ૩ જા દસ્તુર એદલજી દારાબજી સંજાણા બેસે. ૪ થા મેહેરજીરાણા ખાનદાનનો જે કોઈ વડો હોય તે બેસે એ પ્રમાણે ચાર દસ્તુરો બેઠા પછી જે કોઈ બીજા દસ્તુરો તથા પથકી સુરત તથા નવસારીમા બેસે છે તે પ્રમાણે બેસે શહી અને તેમની પાસે બીજા સાગ મોબેદો હોય તેઓ પોતાની ઉમ્મર પ્રમાણે બેસે." નવસારીનુ વડપણ એ પ્રમાણે મુંબઈની મિજલસની બેઠકમાં પણ રહ્યું છે, ને આજ સુધી તેજ પ્રમાણે ચાલેછે નવસારીમાં મિજલશની બાજમ ઉપર પહેલે મેહેરજીરાણા

ખાનદાનના જે નજા દસ્તુર હોય તે એમે, બીજા, પ્રથમ તો જામાસ્પ આશાવાળા બેસતા હતા, પણ કેટલાક વરસથી હવે એ બીજી બીશને દાગમ પા નણવાળા બેસેછે ત્રીજા, હાલ જામાસ્પ આશાવાળા બેસેછે અને ૪ થા ભગ્મપોરીવાળા દસ્તુર બેસેછે, અને પછી કોટવાલ વગેરે ઉમ્મર પ્રમાણે બેસેછે, અને સામેની બાજુમા જાજમ ઉપર તેમજ ખુરશી ઉપર પહેલા મોગ દેસાઈ ખાદાનવાળા અને ગજા પોલ્યા દેસાઈવાળાને બેસવાનો રિવાજ છે, અને એ બીશનને " લી ખુરશી " " રૂ ખુરશી " એવી મનાથી ઓળખવામા આવેછે

**૧૮૨૨ નવસારીના રિવાજ પ્રમાણે લગ્ન**

ઈ સ ૧૮૨૩મા મુંબઈમા શેઠ હોરમજી બમનજી વાડીઆજીએ પોતાના ફરજંદોના લગન કર્યા તે વેળાએ નવસારીના દેસાઈજી ઉપર પત્ર લખી આદેશ બતાવી કે મારે તમારા રિવાજ પ્રમાણે લગન કરી દાખનો બેમાડવો છે વાડીયાજી લક્ષાધીશ હતા, તોપણ આ અસલી દેસાઇસાહી રિવાજ પ્રમાણે ચાલતી રીતમા ફક્ત ૩ વામણ, ૯ રૂપીયા, અને ૩। રૂપની એક સાડી માત્ર આપી કોમના ભલાને ખાતર એ પ્રમાણે કરનાર હવે કોણ રહ્યા છો ?

**૧૮૩૨ પદાન બાંધવાનો ઝઘડો**

દસ્તુર ફરામજી અમપદીઆરજી રબાડી નામના મીનોચેર હોમજીની સાથવાના એક દસ્તુરે ઈ સ ૧૮૩૨મા નવસારીના ભગરીઆઓની વિરૂદ્ધનુ એક કામ ઉપાડવાનો સાહસ કર્યો પોતાની વહુ ગુજરી ગઈ તેના રૂવાનને પદાન નહી બાંધ્યુ ભગરીઆઓએ વાધો ઉઠાવ્યો પદાન વગર દોખમુ રીમન થાય, માટે રૂવાનને દોખમે ચઢાના દઇએ નહીં રૂવાન અટકી પડ્યાથી દાવર રૂસ્તમજી ખુરશેદજી મોદી અને ખાનબહાદુર અરદેશર કોટવાલ સરકારમા દોડી ગયા, અને ઠરાવ કરાવી લાવ્યા, કે બેહેદીનો ઉપર મોબેદી ટોળાનો કાંઈ જોરો જબરદસ્તી નથી, માટે દોખમાના તાળાની કુચી ન આપે તો તાળુ તોડી રૂવાનને ઠેકાણે પાડવુ એ હુકમ પ્રમાણે થયુ હતુ આથી ઉસ્કેરાઇને ભગરીઆઓએ બહેદીનોના લગન મરણના કામ અટકાવ્યા અને મીનોચેર હોમજીના મોબેદો જો તે કામ કરે તો તેમને મારી નાખવાની ધમકી આપી હવે કેમ? છોકરા મોટા થયા નવજોત લગન તો થવાજ જોઇએ મરણ સચકાર કાંઈ પાડી રખાય? તેથી હવે બેહેદીનોએ ગેહેસારવાને બદલે શરેશઆજ ભણીને કામો ચલાવ્યા બેહેદીનોએ તો આશીરવાદ સાર્યો! અને વળી નવજોત પણ કરી! તેમા તન્દુરસ્તી ભણી કામ ચલાવ્યુ આમ થવાથી ભગરીઆઓના દસ્તુર ખુરશેદજીએ દાવર રૂસ્તમજી ઉપર તથા રૂસ્તમપનાના પુત્ર ઉપર ફરીયાદ માંડી, તેનો કેસ ત્રણ કોરટ સુધી ચાલ્યો અને સદર અદાલતે ઠરાવ કર્યો કે, ભગરીઆઓને બેહેદીન સાથે તથા તેમના મોબેદ સાથે કાઇ લાગતુ વળગતુ નથી બેહદીનની નજરમા આવે તે કરે દોખમુ તથા તેને લગતી મિલ્કત બહેદીનોની અન્જુમનની છે એ પ્રમાણે મોટા ઝગડા જાગ્યા હતા

ઇ સ ૧૮૨૫ ના અરસામા પારસીઓની, નવસારીમા કેટલી બધી વસ્તી હતી, તેનો ખ્યાલ એટલાથી થશે કે, એ સમમા સુરતમા બનથાણા આગળ નવસારીવાળા

સાથને માટે અન્જુમનના ઉધરાટથી બંધાવેલા દોખમાનો તાજો પુરવાની ક્રિયા કરવામાં આવી હતી. તે વેળાએ નવમાર્ગેથી ૫૦૦ ગાડીનો સંઘ એ મેળાવડામાં ગયો હતો, જેમાં દસ્તુરજીઓ, દેસાઈજીઓ, તથા સર્વે અન્જુમન સામેલ થયું હતું. સઘળી ક્રિયા નવસારીવાલા દસ્તુરોની આગેવાની હેઠળ થઈ હતી. આ વખતે પારસીઓ બહારગામ ગયલા જાણી જબરી લુટફાટ નવસારીમાં ચાલી હતી.

**૧૮૨૫. ૫૦૦ ગાડીનો સંઘ**

નવસારીવાલા બાહોશ દસ્તુર જમશેદજી જામાસ્પ આશાના બીજા દીકરા બહમનજી ઘણા ચંચળ ને ખબરદાર હતા. બાપ તેવા બેટા નીવડયા હતા. પોતાના બાપની આગળ જંદ, પેહેલવી, તથા ફારશીનો અને દીનઆઇનનો ઘણો પાકો અભ્યાસ કીધો હતો, અને અત્રે ઘણા વિદ્વાનમાં ગણત્રી હતી. તેઓ ઈ. સ. ૧૮૨૬માં ૮૧ વરસની વયે ગુજર્યા હતા.

**૧૮૨૬. એક ખબરદાર દસ્તુરજાદા.**

**ગામડીયા રાજાઃ**—નવસારી પ્રાંતમાં વેહેવલવાલા પારસી દેસાઇઓ ઘણા પંકાયલા હતા. નવસારી તાબેના કોશ અનાવલ પરગણાનું દેસાઈગીરૂં તે પારસીઓ એક રાજાના જેટલા દોરદમામથી કરતા હતા. વેહેવલ નામના ગામમાં તેમની ગાદી હોવાથી તેઓ "વેહવલ્યા દેસાઇ" કહેવાતા હતા. એ વેહેવલ ગામ આખું તેમજ બીજાં ૪–૫ ગામો તેમના તાબામાં હતાં. આજે પણ તે વેહેવલ ગામ લગભગ આખું તેમના વંશજોના તાબામાં છે. એ ગામોમાં તેમને ચોધરાઇનો હક સરકારે બક્ષેલો હતો. ગાયકવાડી તેમજ વાંસદા અને ડાંગ જીલ્લાના રાજાઓના દરબારમાં પણ એ દેશાઇઓનો મોટો વગ વસીલો હતો. તે મધેના છેલ્લી જાહોજલાલીવાળા દેસાઇ શેઠજીભાઇ ફરામજી થઈ ગયા છે. એઓનાં સર્વથી પહેલા વડવા નશરવાનજી નરશંગજી નામનાને, કોશ તથા અનાવલ પરગણાનું દેસાઇગરૂં ઇ. સ. ૧૬૫૫માં દિલ્લીના પાદશાહ ગાજીસાહેબ કેરાનશાની શાહાબુદ્દીન મહમદ શાહજેહાંન જેહાંઆરા બેગમની સહી મહોર સુધાંના એક ફરમાનથી મળ્યું હતું. તેમાં લખ્યું છે કે, "જે વખત પરગણે અનાવલ તથા કોશ નવું આબાદ થયું તે વખતે દેસાઈ નહીં હતો. નોશેરવાન પારશીને–કે કામની આબાદીનો મરબરાહી કરનાર છે, તેથી તેને તે જગાની દેસાઇગીરી ઉપર મુકરર કરયોછે." એઓના મરણ પછી એમના ભાઈ કુંવરજી નરશંગજીને મજકુર દેસાઇગરાંનો અખત્યાર મલ્યો હતો, અને તેમણે પણ ઈ. સ. ૧૭૩૭માં દિલ્લીના પાદશાહ મહમદશાહ ગાજી સાહેબ કેરાનશાની નાશરૂદીન અબુફતેહની સહી મહોર સુધાંનું એક બીજું ફરમાન મળ્યું હતું, તેમાં લખેલું હતું કે, "તે જગાનો મજકુર ચોધરી જાણીને પોસ્ત દર પોસ્ત મજકુર ખેદમતને તેનાં ફરજંદો સુધા તેના કબજામાં ચાલવા દેવી તથા તમામ બાબતની હક દસ્તુરીથી માફી અને કાપેલી કલમ ગણવી, અને હર વરસ બીજી નવી શનદ માંગવી નહીં." એ પછી નવસારીના પરગણાઓ ગાયકવાડ સરકારને તાબે થવા પછી પહેલ વહેલા ગાયકવાડ પીલાજીરાવે પણ એમની દેશાઈગીરી બહાલ રાખી એક પરવાનો આપ્યો હતો. એમના મરણ પછી મજકુર દેશાઇગરાંનો ભોગવટો

**૧૮૨૭. વેહેવલ્યા દેસાઈ.**

એમના નાના ભાઈ મેહેરામજી કુવરજી મળ્યો હતો એમને પણ ઈ સ ૧૭૪૯મા દામાજીરાવ ગાયકવાડે એક પરવાનો આપી તેમનો હક કબુલ રાખ્યો હતો તેમના મરણ પછી તેમના બીજા ભાઈ ફરામજી કુવરજી તે મરહુમ શેઠજીભાઈ ફરામજીના બાવાને ઉપલા પરગણાઓનુ દેસાઈગરૂ મળ્યુ હતુ, અને તેમને પણ ફતેહસીંગરાવ ગાયકવાડે ઈ સ ૧૭૫૫મા એક પરવાનો આપ્યો હતો ઉપલા શેઠજીભાઈ દેસાઈના મરણ બાદ તેમની દીકરીના દીકરા તે નવસારીવાળા વડા દેસાઈજી શ્રી બહેરામજી નવરોજજી (તે આ કમતરીન લખનારના બાવાના)ને ઉપલા ગામોનુ તેમને હીસ્સેનુ દેશાઈગરૂ મળ્યુ હતુ બાકીના અડધા દેસાઈગીરીનો ઉપભોગ શેઠજીભાઈના કાકા જીજીભાઈ કુવરજીના નબીરા રતનજી ભીખાજીના નબીરા મેનાભાઈ જીજીભાઈ ચલાવે છે

આ દેસાઈજીને ત્યા ૫૦ ઘોડેસ્વારોની પાગા રહેતી હતી અને વેહેરાન ગામને નાકે એક ધજા તેમની ચઢતી હતી હજુ પણ તે ધજાની યાદ આપતો સ્થંભ વેહેરાન ગામ આગળ ઉભો છે વહેરાનમા અગીઆરી પણ તેમણે બનાવી હતી, અને ઉનાઈ વગેરે જગાએ જનારાઓ માટે એ "ગામડ્યા રાજા"નુ ઘર એક સદાવ્રત જેવુ હતુ

**૧૮૨૭ "સર"ના બાપ.**

માણેકજી જીજીભાઈ વાછા, (સર જમશેદજીની અસલ અટક વાછા છે) જેમણે પોતાની જન્મભૂમી નવસારીથી મુબઈ જઈ ગણબાવાના કુવાની સામે ગાંધીની દુકાન માડી હતી, તેઓ ઈ સ ૧૮૨૭મા ગુજર્યા એમના ભાઈ સર જમશેદજી જીજીભાઈએ પોતાનો વ્યાપાર સારી રીતે ચાલતો જોઈ એમને તેમા ભાગીઆ કર્યા હતા એમના વિશે તા ૧૮ જુન ૧૮૨૭ના મુબઈ સમાચારે વણુ સારૂ લખ્યુ છે

**૧૮૨૭ ગાયકવાડનો ૧૦૦ગામનો પારસી દેસાઈ**

નવસારીની પાડોશમા 'પાડેગામ'ના કીલ્લાની આસપાસના જગાના, ગાયકવાડ સરકાર પારનેરા, બગવાડા, અને ભુછર એવા ૩ વિભાગ કરેલા હતા તેના ગામ ૧૦૦ હતા તેનુ દેશાઈગરૂ, વલસાડના પારસી જીવણ વોહરા અને તેમના દીકરા બચાભાઈ દેસાઈને સોપેલુ હતુ પણ પાછળથી અંગ્રેજ સરકારે પાડે રાઘડ જીતી લીધા બાદ, કેટલોક વખતલગ એ દેશાઈગરૂ ચલાવ્યા કર્યું, છેવટ તે દેશાઈઓને રૂા ૫૦ની આસામી ઉપર લાવી મેલ્યુ હતુ એ બચાભાઈ દેશાઈએ, નવસારીથી સંજાણવાના આતશબેહેરામને ઉદવાડે પહોંચાડી આપવામા ઘણી મદદ કરેલી એ વશના છેલ્લા મુખી દેસાઈ રતનજી કાલાનજી ઈ સ ૧૮૨૭મા ૮૦ વરસની ઉમરે ગુજર્યા તેમણે પણ પોતાના ભાઈ જીવણજી તથા પિત્રાઈ ફરામજી કુવરજી સાથે એ દેશાઈગરૂ ચલાવ્યુ હતુ એમને ગાયકવાડ તરફથી કેટલાક હકો તથા જાગીરો ઈનામમા મળેલી હતી એ દેસાઈઓનુ કુટુબ મુળ નવસારીમા હતુ પાછળથી એ ખાનદાન વલસાડ ગયુ હતુ

**૧૮૨૯ અંગ્રેજ અદાલતના માનીતા દસ્તુર.**

નવસારીવાળા દસ્તુર જમશેદ જામાસ્પ આશાના બીજા દીકરા ખુરશેદજી ઈ સ ૧૮૦૧ મા નવસારીથી મુબઈ જઈ ઘણુ માનપાન પામ્યા હતા, અને શેહેનશાહી ગોળના વડા દસ્તુરના જેવો દરજ્જો ભોગવતા હતા, મુબઈની પારસી પચાયતના એઓ અકાબર

હતા. મુંબઈની સદર અદાલતમાંથી મુસલમાનોના કાઝીને તથા હિંદુઓના ગુરૂને જેમ દરમાયો મળતો હતો, તેમજ પારસીના ધર્મગુરૂ લેખે એમને સદર અદાલતમાંથી રૂા. ૩૦ નો દરમાયો આપવામાં આવી બહુમાન વધારવામાં આવ્યું હતું. એઓ ઈ. સ. ૧૮૨૯માં ૮૩ વરસની વયે ગુજર્યા. એમના વિષે તા. ૧ જુન ૧૯૨૯નું મુંબઈ સમાચાર ઘણું સારૂં મત છાપે છે.

**૧૮૩૦. જામાસજી પોચા.** પોચીઆ દેસાઈ તહેમુલજી જીવણજીના વડા દીકરા જામાસજી ઈ. સ. ૧૮૩૦માં ૭૦ વરસની ઉમરે ગુજર્યા. પોતાના બાપ પછી એઓ એ ખાનદાનમાં વડપણ ભોગવતા હતા. પોતાના કાકા દેસાઈ બરજોરજી જીવણજી સાથે કારભાર ચલાવતા, પણ પાછળથી ભાગવાગ સંબંધે કંઈ વાંધો અરસપરસ પડવાથી કાકા ભત્રિજાને વડોદરા દરબારમાં ઈનસાફ માટે જવું પડયું હતું. તે પછી, ઈ. સ. ૧૮૨૧ માં બરજોરજીના મરણ બાદ, એમણે એકલાએ વહીવટ ચલાવ્યો હતો.

**૧૮૩૧. ચીજગરવાલા.** મુંબઈમાં ચીજગરના ખાનદાનના જે પુરૂષો પ્રખ્યાતિને પામ્યા છે તે અસલ નવસારીનાજ હતા. શેઠ દોરાબજી જમશેદજી સકલાતવાલાના ભાઈ અને શેઠ પેશતનજી મનચેરજી ચીજગરના પિત્રાઈ શેઠ રૂસ્તમજી જમશેદજી ચીજગર નવસારીથી મુંબઈ જઈ શા. રતનસી ધારસી સાથે કાપડનો વેપાર ચલાવવા લાગ્યા. પછી ચીન ખાતે અફીણનો મોટો વેપાર ચલાવવા લાગ્યા. એમના બાવા શેઠ જમશેદજી તથા કાકા શેઠ મનચેરજી બેરામજી ચીજગર નવસારીમાં બેસ વેચવાનો ધંધો કરતા હતા.

**નવા વખતનો જુનો ઝગડો:—૧૮૩૨. નાવર મરાતબની ૧લી લડાઈ.** ઈ. સ. ૧૮૩૨મા મુંબઈથી શહેનશાહી કમિટિના મેમબરો શેઠો હોરમજી બમનજી શેઠના, બહુમનજી હોરમજી વહાડીઆ, ખરશેદજી માણેકજી શરાફ, ખરશેદજી રૂસ્તમજી વહાડીઆ, પેશતનજી નવરોજજી શેઠના, હોરમજી ભીખાજી ચીનાઈ, જાંહગીરજી નશરવાનજી વહાડીયા, ફરામજી બમનજી શરાફ, જમશેદજી છછભાઇ, છછભાઇ દાદાભાઈ, બીકાજી મેહેરજી, હોરમસજી ધનજી પટેલ તથા મનચેરજી ફરદુનજી એઓએ નવસારી ખાતે દસ્તુર રૂસ્તમજી નશરવાનજી મેહેરજીરાણા, દેસાઇજી જમશેદજી મનોચેહેરજી, દેસાઇજી ખુરશેદજી રૂસ્તમજી તથા સમસ્ત અન્જુમન પર એક કાગળ લખ્યો કે, "અત્રે શહેનશાહીઓના આતશબહેરામ થયાથી અમો હીંયાં મોબેદોના ફરજંદોને નાવર તથા હેરબદ કરવાના કામની ગોઠવણ કરીએ છીએ, તે બાબે શ્રી નવસારીનું અસલ પંથક જાણીને અમો તમોને લખી જણાવીએ છે કે એ નેક કામમાં મદદ કરવી, અને મુંબઈના મોબેદોપર કાગળ લખવો, જે એ દીનના કામમાં સામેલ થઇને એ નેક કામ બતનાવે. એવું તમો સાહેબોના લખવાથી અમારે ને તમારે જે ઑળખાસ તથા ઘરોબો છે તેથી ઉંચાલા થશે." એના જવાબમાં દસ્તુર રૂસ્તમજી નશરવાનજી મેહેરજીરાણા, દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબ પાહલનના, દસ્તુર માણેકજી રૂસ્તમજી જામાસપ આશાના, દસ્તુર કાઉસજી એદલજી, એ૦ રતનજી મનચેરજી કુતાર, એ૦ મનચેરજી ફરામજી ફોજદાર, એ૦

ફ્રામજી મનચેરજી માદન, એ૦ દાદાભાઈ કેખશરૂજી પાવરી, એ૦ ફરામજી ખરશેદજી નરીમાન, એ૦ દાદાભાઈ શાપુરજી દાજી, એ૦ એદલજી બરજોરજી કોટવાલ, એ૦ એદલજી ભીખાજી આગા, એ૦ માણેકજી નવરોજી બેદવાર, એ૦ બહમનજી ફરદુનજી કાંગા, એ૦ રૂસ્તમજી બેગમજી મોદી, એ૦ હોરમજી મનચેરજી ધાભર એઓએ લખ્યુ કે, "હમારે તાં હેબે શરેશતો છે કે હમે સરવેથી એનાહદુ બરશનુમ વાપરીએ છીએ ને હમારે ત્યાંના સુરત તથા ગણદેવી તથા બીલીમોરે મોબેદો છે તે સાથે બી પણ હમે વાપરતા નથી તે પાચે પથકના સાહેબો જાણેછે તેજ મુજબ કાનુન આજ સુધી જારી પણ છે ને તે હાલમા મશહુરછે. ને એદનદારુ (તે દસ્તુર એદલજી દાનાજી સંજાણા જાણવા) વીગેરે સરવે સાહેબો જાણો છો તેથી એ મુજબ એ જગો ઉપર જે હેરમદ થાશે તે સાથે હમે વાપરશુ નહી ને હમે કાઈ નવો શરેશતો નથી કાહાડતા. આજે મુદતનો બુજરગોથી કાનુન છે તે મુજબ ચાલીએ છે ને કદી તે લોક આવશે તેને બરશનુમ આપીશું. સર્વે પણ હમે તે સાથે વાપરવામા શામેલ થવાના નથી." એ લેખ ઉપર દેસાઇજીઓની સહી નથી તેના ચોક્કસ સબબો છે.

**૧૮૩૩ એદલજી વાછા.** નવસારીના રહીશ શેઠ એદલજી જીજીભાઈ વાછાએ ઈ. સ. ૧૭૮૦મા અત્રેથી મુંબઇ જઇ વિલાયતી સામન વીગેરેની મોટી દુકાન અંગ્રેજ બજારમાં સ્થાપિ અને સારી પુંજી એકઠી કરી ત્યાં "એદલ વાછા"ને નામે સુપ્રસિદ્ધ થયા હતા. એવણના ૫ બેટા હતા, તે બધા એમની હયાતિમાંજ મરણ પામ્યાથી એમણે પાછળથી એકાંત જીંદગી ગુજારી ઈ. સ. ૧૮૩૩મા ૮૫ની ઉમ્મરે ગુજર્યા હતા.

**૧૮૩૩ મહુવાનં દોખમુ.** ઇ. સ. ૧૮૩૨માં મહુવા ગામે શેઠ માણેકજી છનાજીએ એક દોખમું નવસારી વાળાઓના સ્વામિત્વ હેઠળ બંધ્યું હતું.

**૧૮૩૩ એદલજી બાટલીવાલા.** નવસારીના એક પ્રખ્યાત વેપારી શેઠ એદલજી રૂસ્તમજી બાટલીવાળા; ઈ. સ. ૧૭૯૯માં નવસારીથી મુંબાઈ જઈ ખાલી બાટલી વેચવાનો ધંધો કરી "બાટલીવાલા" કહેવાયા. ચીનની આડતનું કામ કર્યું. મોટી પુંજી મેળવી અને મુંબાઈ કોટમાં ગણબો-વાના કુવા પાસે ઢોરોને પાણી પીવાનો એક મોટો અવાડો બંધાવી નામ કાહડ્યું. એમને પુત્ર ન હોવાથી પોતાના ભાણેજ શેઠ રતનજી બમનજી તંબોલીને પાલક કરી સર્વ પુંજી સોંપી ઇ. સ. ૧૮૩૩માં ૫૫ વરસની ઉમરે ગુજર્યા. એમના વિષે તા. ૧૬ નવેમ્બર ૧૮૩૩નુ મુંબઇ સમાચાર ઉત્તમ મત આપેછે.

**૧૮૩૩ નવસારીના નાવરીએ.** અસલથી ભગરસાથના મોબેદો હમેશાં નવસારીમાંજ નાવર થતા હતા, પણ તેની ભાંજગડ ચાલ્યા બાદ એવો ઠરાવ થયો, કે જે મોબેદોના છોકરાઓ મોબેદીનું કામ નહીં ચલાવવાના હોય તેઓને નાવર કરવાનું મુંબઇમાં શરૂ કરવું. તે ઉપરથી ઇ સ. ૧૮૩૩મા નાવર કરવાનું શરૂ થતાંજ મુંબઇમાં પહેલવેહેલો નાવર એ૦ નવરોજી રૂસ્તમજી હલાલખોર થયો, અને તે પછી એ૦ દોરાબજી બેહરામજી સંજાણા, તથા એ૦ ફરામજી માણેકજી સંજાણા નાવર થયા હતા. ત્યાર પછી બીજી

દરેહમેહરોમાં નાવર કરવાનો રિવાજ ચાલ્યોછે. તે અગાઉ નાવર મુંબઇમાં થતા નહતા.

મુંબઇની કોટ મધેની શેઠ ખરશેદજી માણેકજી શરાફવાલી દરેહમેહેરના પંથકી આ૦ મેહેરનોશજી બરજોરજી કુટાર ૬૦ વરસની વયે ઇ. સ. ૧૮૩૪માં ગુજર્યા. એમના રૂવાનના પગ, નવસારીના શરેશતાથી ઉલટી રીતે, શેઠ ખરશેદજી માણેકજી શરાફે આગળ ઉભા રહીને લાંબા રાખવાને બદલે વળાવી દીધા! આથી મુંબઇ ખાતેના ભગરીઆ મોબેદોમાં ઘણું ઝનુન ઉશકેરાયુ. તેઓની એક મોટી સંખ્યા થઇ, અને ગતેગત પોતાની સાથે બે ખાંધીઆઓને તેડી લઇ જઇ, કુટારના ઘર આગળ આવી રૂવાનને સંજેગેલું છોડાવી તેના પગ લાંબા રખાવ્યા હતા!

**૧૮૩૪. મુડદાંની મીશલની મારામારી.**

દસ્તુર એદલજી બહમનજી જામસ્પ આશા ઉમ્મર વરસ ૭૦નીએ ઇ. સ. ૧૮૩૬માં ગુજર્યા ઇ. સ. ૧૮૦૬થી પોતાના બાપના મરણ બાદ નવસારીમાં દસ્તુર નીમાયા હતા. મરનાર ઘણા ખબરદાર અને શાહેસ હતા.

**૧૮૩૬. એદલજી જામાશા આશા.**

નવસારીના મરહુમ છેલ્લા દસ્તુર કેકોબાદજીના બાવા દસ્તુર રૂસ્તમજી નોશેરવાનજી ૫૪ વરસની ઉમરે ઇ. સ. ૧૮૩૭મા ગુજર્યા. એમને ઇ. સ. ૧૮૦૨માં પોતાના બાપના મરણથી દસ્તુરી મલી હતી. તા. ૭-૭-૧૮૩૭ના મુંબઇ સમાચારમાં એમને વિષે એવો અભિપ્રાય છે કે, "એ મરનાર સારો ડહાપણવાળો ધણી હતો, અને શાદો તથા નમંતાઇ ભરેલો અને સ્વરૂપ ચહેરાવાળો હતો." તા. ૨૮ જાનેવારીના રોજે એમના ઉઠમણામાં એમના બેટા કેકોબાદજીને માન આપી દસ્તુર ઠરાવવામાં આવ્યા હતા. એમના વિષે તા. ૭ ફેબ્રુઆરી ૧૮૩૭નું મુંબઇ સમાચાર ઉચું મત લંબાણથી આપેછે.

**૧૮૩૭ દસ્તુર રૂસ્તમજીનું મરણ**

નવસારી ઉપર ઘેરો ઘલાયો:—ગાયકવાડી સંક્ષિપ્ત ઇતિહાસના કર્તા મી. ગોવીંદ અમૃત વૈદ્ય નીચે પ્રમાણે મરાઠી ભાષામાં લખે છે:—

**૧૮૩૮. દેસાઇ અને ગાયકવાડ વચ્ચે લડાઈ**

" नवसारीस मंचरजी देशाइ ह्मणून एक पारसी रहात असे त्याची माल मिल्कत गायकवाडांनीं जप्त केली होती, तो, त्या घराण्यास ब्रिटिस सरकारची वहादारी असल्या मुळें सोडून चावी असें त्या सरकारानीं वालणें घातलें होतें व त्या प्रमाणें एक वर्षाच्या आंत करण्या विषयीं सयाजीराव यांनी वचन दिलें होतें परंतु त्य प्रमाणें गोष्ट घडून आली नाहीं ह्मणून मुंबई सरकारांनीं आपला पूर्वीचा क्रम सुरु करुन नवसारी प्रांत जप्त केला. इतकें झालें तथापि मुंबई सरकारा विरुद्द वागण्याचा क्रम सयाजीरावांनीं तसाच चालविला तेव्हां त्या सरकारानीं विशेष कडक उपाय योजण्याचा निश्चय केला तो असाकीं, गायकवाडाच्या राज्याचा आणखी भाग जप्त करावा व इतकें करुनही सयाजीराव सावध होत नसतील तर त्यांस गादी वरुन काढून त्यांचे पुत्रास गादी वर बसवावें. ह्या निश्चया प्रमाणें इ. स.

१८३८ चे नवंबर महिन्यात पेटलाद परगणा ब्रिटिश सरकारानी आपल्या ताब्यात घेऊन दोन महिन्याचें आत सयाजीरावानी ब्रिटिश सरकाराची मागणी कबूल केली नाहींत तर ता परगणा इंग्रजाचे राज्यास जोडला जाईल असा जाहीरनामा लाविला, व त्या प्रमाणे दोन महीने झाल्यावर त्या प्रांत वर गायकवाडाचा कांहीं हक्क राहिला नाही असें जाहीर केलें

इंग्रज सरकारचें असें दृढ निश्चयाचें वर्तन पाहून सयाजीरावानीं आपला हट्ट सोडिला आणि त्या सरकारची बहुतेक मागणी कबूल केली ह्या प्रकरणाचा चागले रितीनें निकाल करावा म्हणून मुंबईचे गव्हरनर सर जेम्स कार नाक साहेब ह्यानी बदोघास प्रमाण केलें त्यावेळीं ठरलेंकीं, नौसारी व पेटलाद हे प्रांत इंग्रेज सरकारानें सोडावेत '

એ પ્રમાણે દેસાઇ અને નામદાર ગાયકવાડ સરકાર વચ્ચે લડાઇ ચાલતી હતી, તેનો છેડો નામદાર અંગ્રેજ સરકારની દરમ્યાનગીરીથી આવ્યો હતો એ પ્રકરણ વણું લાંબુ છે, પણ તે સઘળું અમાને મુંબઈ પિતાજી તરફથી મળનાર પડનારા એક મોટા ગ્રંથમાં સવિસ્તર આવનાર છે માટે આ ઠેકાણે તે લખાવવાની જરૂર નથી

**૧૮૦૯ સન્યાસી જેવા દસ્તુરજી** નવસારીવાળા દસ્તુર જમશેદ સોરાબ આશાના નાના દીકરા દસ્તુર કાવસજી નવસારીથી મુંબઇ જઈ ત્યાં દીનઆઇનનું કામ કરતા હતા એઓ ઇ સ ૧૮૩૯માં ૭૮ વરસની વયે મુંબઇમાં ગુજર્યા "એ મરનાર ઘણો વીરો અને મોટો પરહેજગાર અને એકમાર્ગી હતો અને તે સાથે આખી પૃથ્વીપરના સઘળા સંસારી કામોથી વેગળા પડીને પોતાના મીનતાની ભક્તિમાં રાત દહાડો મશગુલ હતો " (જુઓ મુંબઇ સમાચાર તા ૮ ઓકટોબર ૧૮૩૯)

**૧૮૪૧. નાહલાભાઇ દેસાઈ** નવસારીવાળા દેસાઇ મહેરજી ખુરશેદજીના નાના બેટા દેસાઇ જમશેદજી ઉ "નાહનાભાઇ દેસાઇ" પોતાના નાનાના વખતથીજ વડોદરાખાતે ગાયકવાડ સરકારની દરબારમાં માનીતા થઇ પડ્યા હતા સરકાર સયાજીરાવ બીજાને ગાદી અપાવવામાં એમણે ઘણી મહેનત લીધી હતી જેથી સયાજીરાવ મહારાજાએ પોતાની હેયાતી સુધી એમને રૂા ૮૦૦નુ વર્ષાશન આપ્યુ હતુ, અને સયાજીરાવના બાઈ સાહેબ તેમને સઘળું ગુજરનાર "નાહનાભાઈ"ના ઉપનામથી બોલાવતું હતુ. વડોદરામાં પારસીઓના દોખમાને માટે ગાયકવાડ સરકાર તરફથી જમીન મેળવી આપવામાં એમણે ઘણી મહેનત લીધી હતી એઓ ઇ સ ૧૮૪૧મા ૬૪ વરસની ઉમરે ગુજર્યા તે વખતનું તા ૭ નવેમ્બર ૧૮૪૧નું મુંબઇ સમાચાર લખે છે —

તા૦ ૧ લી નવેમ્બર

રોજ ૮ માહ ૮ (શે૦) ૧૨૧૧ યઝદજરદી

**જમશેદજી મનચેરજી દેસાઇ** —હમોને લખવાથી મોટી દિલગીરી ઉપજે છે કે શ્રી નવસારી મધે ચાલતા મહીનાની તા૦ ૧ લીની નવ મારે ઉપર ૨ કલાકને

અમને દેમાઇ જમશે ઝ માચ એ આનરે ૪ નમની નમા ઘણા ભાગા ક ભરેના માથી આ તનુ પાચ ભાગના વગ ભરેગાની અને ખાગી માએઆની જગતમાથા નીકળીને નેક નાગી લોકોમા જઈ પોતાનો ચડ્રોકાન સુધીનો નામો કરા એ મનાન નાપદાદેથી દેમાઈના ખાનદાનના એક નામીચો અને હસતા મ્હેડાનો તથા ખુશ મીજાજનો અને સ્વભાવનો ધીરા અને નમ્રના માસ અન પાખ બુદ્ધિનો પુરૂષ હતો એ મનાગની ઓળખાન આપીએ તો નવસારીવાળા મોટા દેસાઈના વંશાથી છે કે જેણે પારસીના ટાળાના ભનાને સાર આગના વખતમા પોતાથી બની આવ્યુ ત કરીને નામ મેળ યુ છેકે તે નાનને એક નાગક પણ આજના વખતમા એ ખાનદાનના નામ વેણાની ઈધાની કબુન ના છે તેવા નામીચા ખાનદાનનો એ મરના હતો એ મનાન ધણીએ મર્વે માથે નમનતાઈમા ખુબી કરીછે પછી શુ તવગર ક શુ ગરીબ મર્વે કોઇને મન્ખા રીતે નમીને આગરૂ આપ્યા વીના એ ઘા નથી તેથી કરીને મન કોઈ એ મનાનની મુલાકાત લીધાથી ઘણા ખુશી હતા એ મગનામા બુદ્ધિએ એવુ તો ગહેહાણ કર્યુ હતુ કે જેથી એ ધણીએ પોતાની સઘળી વએના દીવસ મોટા રાજદ્વારી કામમા ખરચ કરી હતી તેથી કરીને રાજદ્વારી બાબતમા એ ધણીના વીચારને ઘણા સારેમો પસદ નાખતા હતા એ મ નાન એટલો તો માયાવતો અન મોટા ધ્યાનવાળો હતો કે દરેક આદમી પોતાની કોઇ બાબતશર એ મરનાર પાસે જઈ ઉભો રહેતો તેની વાત બધી સાભળી લઈ જે પોતાથી બની આવતી તે મદદ કરતો પણ કશી રીતે કટાળતો નહી તે સાથે પોતાના ખાનદાનના સઘળા આદમીઓને પોતાની અમીનપમદ બુદ્ધિથી એવાતો કાટમા નાખી રહેલો હતો કે તેહની અપર પાર માયાના સબબને લીધે કોઇ તેહની કાટમાથા ખીસીઉતુ નહી તે સઘળાની એ મગના ના મોતની ઉતાવળને લીધે ખરાબી થઇછ એવી ખુબીના અને મીઠી બોલીના એ મનાન ધણીના મરણ પામવાને લીધે તેના ફરજંદોને તથા કુટુબ પરીવારને મોટુ શતાપ ભરેલુ દુખ ઉપજ્યુ છેકે તેવો એ મગનાગની ઇઆદ જ્યાસુધી જીવશે ત્યાસુધી મનચીત મનથી મેતશે નહી અને હૈડાથી ભુલશે નહી.

[ મુબઇના સમાચાર, ૭ મી નવેમ્બર ૧૮૪૧ ]

**૧૮૪૧ "સર" અને નોશાકરાઓ.** નવસારીના વતની સર જમશેદજી જીજીભાઇને નામદાર મહારાણી વિક્ટોર્યાએ નાઇટનો ખેતાબ નક્યો ત્યાર નવસારીથા દસ્તુર દેસાઇઓ મળી તથા ગેડેદીનો મળી ૬૧૫ શહી શાયનુ એક માન પત્ર મુબઈ મોકલાવામા આ યુ હતુ, જે માનપત્ર મોટી મિજલમ વચ્ચે રેશાઇદ નડેમુનમબાઇ જમશેદજીએ વાચી મભળાવ્યુ હતુ

**૧૮૪૨ નોશાકરાઓનુ પ્રોવીદંડ ફંડ** નવસારીની વડી ગરમકેનને તાબે ના ભગનમાથના મોબેદો, જેઓ મુબઇ મધ પા સીઓની વસ્તી થઇ તે વખતથી, તેઓના ધરના દીન અનના ક્રિયા કામો કરવા ગયના, તેઓ ત્યા પગભર થવાથી, પોત પોતામા ન દોમસ્ત કરી એક ફડ ભેગુ કર્યુ તે મધેથી મગઈ જનાર નોશાકરા મોબેદોના ઉતારા, તેમની બિમારી

એક મોહું જશન કર્યું હતું એ પધરામણી પછી તેઓએ નવસારીના લોકોને માટે

**૧૮૫૦. સર જમશેદજીની નવસારીમાં પધરામણી**

નિચલો ધર્મ કર્યો—૧, મલેસરમા તે વેળાએ ૪૫૦ ઘર મેહેરીનોના ડેરાથી પોતાના મરહુમ મુરબ્બી શેઠ ફરામજી નસરવાનજી પાતકીઆનાના પુનને માટે એક આફરગાન, જમશેદ બાગની પાસે પરથાવ્યુ ૨, લેડી આવાબાઈના બાપ તે મરહુમ જમશેદજીના માગીના પુનને માટે નવસારીના દોખમાને આસપાસ ફરતી એક દિવાન ચોતરફ બધાવી ૩, પોતાના માતાજી જીવણબાઈના પુનને માટે દોખમા આગળ જશન કરવાનો એક બગલો સઘડી સાથે બધાવી એક મોટો કુવો ખોદાવ્યો ૪, દેસાઈ શ્રી ખુરશેદજીની "ખરશેદ વાડી"મા પોતાના બાવા શેઠ જીજીભાઈ ચાનજીભાઈના પુનને માટે એક મોટી જમણશાળા બધાવી ૫, મલેસર ફળીયાની હાર જે મોટી નીશાળ છે તેનુ નવેસર ફુશાદે મકાન બધાવ્યુ ૬ મોટાફળીઆ તથા મલેસર ફળીયાના ગરીબ બેહેદીનો તથા જઈફ મોબેદોને આશરો આપવા રૂ ૫૦૦૦૦ અને પાછળથી રૂ ૬૨૫૦૦ એનાહેદા કાઢ્યા અને સુરતના નાચાર બેચારો માટે રૂ ૧૦૦૦૦૦ જુદા કાઢ્યા

એ બધા ધરમખાતાના મેનેજર લેખે દેસાઈ ફરતુરો તથા જાણીતા બહેદીનોને ઠરાવ્યા એ દરેક ધર્મખાતા ઉપર સપુર્ણ હકીકત સાથની તખતીઓ મારેલીછે અને એ બધા ખાતા હજુ હૈયાત છે

**૧૮૫૦ નાવર મરાતબની ૨ જી લડાઈ**

નવસારીમાજ નાવર મરાતબ થયલો, મોબેદ સઘળે મરતબુમ વાપરી શકે, એવા રિવાજને તોડવા ઈ સ ૧૮૩૨મા મુબઈગરા અને નોશાકરાઓ વચ્ચે જે લડાઈ ચાલી જલદીથી બધ પડી હતી, તે લડાઈ પાછી ઈ સ ૧૮૫૦મા જાગી સર જમશેદજી જીજીભાઈ નાઈટ, પોતાના વતન નવસારીમા આવ્યા તે તકનો લાભ લઈ, તેમના ઉપર દસ્તુર બહેરામજી દારાબજી સંજાણા અને બીજા ૫૦ મોબેદોએ એક "ખુલ્લો પત્ર" લખ્યો હતો કે "જે દહાડેથી આતશબેહેરામ સાહેબને (મુબાઈગરા વાડીઆજીના) તખ્તનશીન કીધાછે તે દહાડેથી અમે દીનઆઈનના એક વતરીકે સઘળા કામો દરોગરત થતા આવ્યા છે, પણ આજની ઘડી સુધી હમારાથી હમારા છોકરાઓને નાવર તથા મરાતબ કરી શકાતા નથી કેમકે નવસારીની અન્જુમનના સાહેબો એવો વાંધો લે છે કે મુબઈના આતશબેહેરામ મધે નાવર મરાતબ થયનાઓ સાથે નવસારીવાના મોબેદો પાદાન બાંધીને વાપરે નહી આ હરકત દીન આઇનના હુકમથી તદન ઉલટી અને નામુનાશેબ છે, તોપણ નવસારીની વડી દરેહમેહેરને તાબે રહેવાને હમો માન ભરેલુ વિચારીને આજ લાબી મુદત થાય તેઓ તરફનો એવો અણઘટતો જુલમ ખમીએ છે, પણ આએ નામીચો સજોગ કે જે તમો નામદારને તે તરફ સીધારવાનો બની આવ્યોછે તે ઉપરથી હમો તમોને વિનતી કરીએય કે તમો સાહેબ એ અડચણ ટાલી નાખવા સારૂ ઘટતો ઉપાય કરીને નવસારીની અન્જુમન પાસેથી હમોને મુબઈ મધે નાવર મરાતબ કરવાનો હક અપાવો હમો સારી પેઠે જાણીએછે કે મુબઈમા આતશબહેરામ થવાથી નવ-

સારી ખાને આગળની પે. દી આઇ ના કામો વધારે થતા નથી, તેથી તે તરફના મોગે । તથા ન્તુરોની પેદાનમા રગડો થયો છ, અને જે નાન મનતેગનો હક મુંબઈ ખાત આપવામા આવે તા વધારે રગડો થાય માટે આએ વખાઆથી હમો તમો માઇગને કબુન થઇએછે કે જે મુંબઈ ખાતે નાન મનતેગ કરવાનો હક અમોને આપવામા આવે તા નીચે પ્રમાણે ।। નવાજમો હમો નવમારીની અન્જુમનને આપવાને કબુન છીએ—

૧ મુંબઈના આતશમહેરામના વાનના રૂ ૦૦૦૦)થી વધારે હાનમા એકઠા થએનાછે તે મધ્યેથી રૂ ૨૦૦૦) નવમારીના મોમેદોની અન્જુમનને આપીએ

૨ દર નાવર અન્જુમનને રૂ ૫) આપીએ

૩ દર મનતએ એજ અન્જુમનને રૂ ૨) આપીએ

૪ દર નસે સ્થાનના રૂ ૭૫) એજ અન્જુમનને આપીએ

ઉપના નવાજમો આપવાની કબુનાત છતા નવસારીની અન્જુમન એ હક અમોને નહી આપશે તો મુંબઇના આતશમહે ામ માહેમની દોનત જે આઇતો વખ્તેો હમો ગરીબ ટોનાન મળી આવ્યોછે તે વખ્તથી હાથ ધોવા પડશે, અને એવુ થવાથી બીજા મોમેદો કદાચ આગળ પડી નવમારીની અન્જુમનની તાબેદારી છોડી દઈ આપ ખુશીથી અતરે નાન મનતેગ કરશે તો હમાન ગરીબ ટોળામા તડા પડશે, વાસ્તે તમો નામદાર એ ઉપર સારી પેર ધ્યા । પહોચાડવુ એ કામ તમારે હાથ પાર પડવાથી જરથોસ્તી ટોળા ઉપર તમોએ જે મોટી પ્રીતથી સખાવતના વખાણવા લાયક કામો કર્યાછે તેમા આએ કામ મોટો શણગાર થઇ પડશે " આ "ખુલ્લો પત્ર,' તા ૯ માર્ચ ૧૮૫૦ને દીને શેઠ નવરોજજી જમશેદજી વહાડીઆ, હોરમજી બમનજી શેઠના, બમનજી હોરમજી વહાડીઆ, અને દાદાભાઈ પેશતનજી વહાડીઆએ નવસારી સર જમશેદજી ઉપર બીજા ખાનગી કાગળો લખીને દસ્તાફતી કરના મોકલ્યો હતો એ અરજી સામે ડોસની માણેકજી શેઠની દરેહમેહેર ।। ૨૫૦) મોમેદોની સહીનો મેમોરીઅલ નવમારીના દેમાઈ દસતુરો અને અન્જુમન જોગ આવ્યો હતો, તેમા જણાવ્યુ હતુ કે, " ઉપની સર જમશેદજીપર કરેલી અરજીમાની બાબત કદાચ તમો કબુન કરશો તો **તમારા કીધાને અમો માન આપીશુ નહી** " આ ઉપરથી નવસારીમા પચાતા પચાતી ચાની, અને અતે મર જમશેદજીએ તા ૨૭ માર્ચ ૧૮૫૦ને દીને મુંબઈ શેઠ બમનજી હોરમજી વહાડીઆને લખી જણાવ્યુ કે, " અહીંઆ લાગા સવે મમતી છે, ને તેની પાછળ નાદાન બુદ્ધીવાના ઘણા, તેનુ ધ્યા । લખવાને બનતુ નથી એની એવી કેટલીએક મીના અરજપર બનેલીછે એ કામ વાઈ જેનથી ઠ લાનુ નથી, ને તેમ કીધાથી આગળ જતા નીભે ડી ને વગી એ મી મી જેવુ થાય એ મધે ચોભ નાનચનુ કામ નથી દી । ધ મનુ છે માટે હાન એ વાતની વધારે ચકચાર ક વી નહી એવુ મેરકનુ આધીન મત છે ' એ પછી એ માગણ પડતી નાખવામા આવી, તે ઠેઠ ઈ સ ૧૮૮૩મા પાછા તીજી લડાઇ વખતે જાગેલીછે તે પાછળથી જોઇશુ

ઉપલી બાબત જ્યારે ઇ મ ૧૮ ના ચાની, ત્યારે પપ સર જમશેદજીએ અહીંના લોકોને એ વિશે ઘણા મમજાવા માડયા, ત્યારે તેમની સાથે આવેલા " મુંબઇ

ચાબુક'ના અધિપતિ "દસ્તકાર"એ, તે વેળાએ ૧૯ની ઉમ્મરના દેસાઈ મનચેરજીભાઈ હોરમજીભાઈને તેમણે પહેરના સોનાના વાળા દેખાડીને, નવસારીવાળાઓની તરફથી કહ્યું "દેસાઈ ! ખાવા નહીં મળે તો એ વાળા વેચજો ! પણ શેઠ સાહેબના કલ્લાપર બાપદાદાનો હક નો વેચતા !" આ તાણા ઉપરથી મર, તે વેળાએ એ કામથી હાથ ખેંચ્યો હતો.

અને દેસાઇથી મનોચેરજી ખુરશેદજી વાની "વડી દરહમેહેર"ની ઇમારત સમરાવવા તથા ત્યા એક મોટો હોજ બાંધવા મુંબઇના

**૧૮૫૧ મોટલાંબાઇના નવસારીમાં સખાવત**

મરહુમ બાઇ મોટલાંબાઇએ રૂા ૨૦૦૦૦ની સખાવત ઇ સ ૧૮૫૧મા કરી હતી

જે પ્રમાણે આખા હિંદુસ્થાનમા ૧ લો સારાનેટ થનાર એક નોશાકરા હતો, જે પ્રમાણે આખા હિંદમાથી ૧ લો પાર્લામેન્ટનો મેમ્બર થનાર એક નોશાકરા હતો, જે પ્રમાણે આપણા ગાયકવાડી રાજનો ૧ લો પારસી દિવાન એક નોશાકરા હતો, તેજ પ્રમાણે આખા હિંદમા પહેલવહેલો પારસી નૌકાશાસ્ત્રિ પણ આપણો

**૧૮૫૨ પહેલો પારસી નૌકાશાસ્ત્રિ**

નોશાકરાજ હતો નવસારીના આ૦ શાપુરજી કાનમજી ડાતરકના બેટા "કારશદજી કપ્તાન" તે પહેલા નૌકાશાસ્ત્રી હતા ! નવસારીથી નાનપણમા મુબઇ ગયા ઈ સ ૧૮૧૮મા શેઠ મોતીચંદ અમીચંદના આડતીઆ લેખે એઓ પહેલ વહેલા ચીનાઇ ગયા હતા વારવાર સફર કરવી પડતી હોવાથી કુદરતી શોખને અનુસરીને દરેક સ્ટીમરોના કપ્તાન પાસે દરિયામા વહાણો ચલાવવાના હુનરની તાલીમ લેવા માંડી એ હુનરમા પૂર્ણ માહિતી મળ્યા બાદ આખરે માર્ચ ૧૮૨૬મા "રૉમર સ્પાનકી" નામની ૧૦૦ ટન વજનની એક ડ્રીગ વેચાતી લઇ, પોતાનો તેમજ બીજાઓનો નાની માલ ભરી તેની સરદારી પોતાના હાથમા રાખી મનાઇ કોસ્તા તરફ હંકારવાને પહેલ વહેલા કેપ્ટન તરીકે સફર ખેડ્યા એ પ્રમાણે રંગુન, મોરીસ, વીગેરે જે બંદર નામકારી જણાયા ત્યા પોતે સફર કરી ૧૬ વરસ સુધી આ વહાણનુ કપ્તાનપણુ ચલાવ્યા બાદ ઈ સ. ૧૮૪૦ મા સીંગાપોર ખાતે એક અંગ્રેજ કપ્તાન સાથે ભાગમા "કર્નલ બર્ની" નામે ૫૦૦ ટન વજનનુ એક વહાણ ખરીદયુ તેમા પણ વારવાર પોતે કપ્તાન થઇને ઉપરના બંદરોમા સફર કર્યુ પાછળથી પેલા અંગ્રેજની દાનત બગડી અને ઈ સ ૧૮૪૩ મા ઉપરનુ વહાણ ચીનાઇ બંદરે મનાઇ કોસ્તા નજીકના એક બંદરમા સાથે પેલા કપ્તાને અથડાવી સફરનો માલ તથા વહાણનુ ખોખુ વેચી નાખી તેનો અવેજ લઇ કલકત્તેથી સીધો યુરોપ પોબારા ગણી ગયો એથી મોટુ નુકશાન આ નોશાકરાને થયુ અને વળી એજ વરસમા એમના એક પુત્ર બેરામ મેરવાનજીનુ તથા પોતાના સાળા ખરશેદજી ફરામજી ડાતરકનુ ખુન થવાથી એઓ વિપત્તિમા પડયા, અને તે ગમગીનીમા સૌ મીન ગામમા ૫૫ વરસની ઉમરે ઈ સ ૧૮૫૨ મા આપણો પહેલવહેલો પારસી કપ્તાન નોશાકરો મરણ પામ્યો ડાતરક ખાનદાનનો એક ફાટો "કપ્તાન"ની અટકથી એમના મરણ પછી ઓળખાય છે, તેનુ કારણ એ ઉપરથી સમજાશે એ સબંધે "મુંબાઈના ચાબુક"મા ઘણો લખાણ હેવાન આવેલો છે, તેમાથી પહેલો જ ફકરો ઉતારીએ —

તા૦ ૨૩ અકટોબર.                    રોજ ૨૫ માહ ૧ ( શે૦ ) ૧૨૧૩ યઝદેજરદી

ખરસેદજી ફરામજી કાવસ તથા મેહરવાનજી કાવસજી કપતાન—શ્રી આચીનના કોચતા ઉપર શ્રી મન્દુ કરીને એક ટાપુ છે તે ટાપુનો ગજા મદશ આજ કેટલુએક થાઇઉ અંગરેજી બાનકશીને લુટે છે તથા અગરજી પરજાને મારી નાખવાનો બએઆકર જુલમ ચનાવે છે. તે દુશટ નાજાએ ગીઆ અકટોબર મહીનામો બીરીગ નામન્ટ ઇશપાનકીના કપતાન તથા સુપરકારગો નામે ખરશેદજી ફરામજી તથા મેહેરવાનજી કાવશજીને મારી નાખી તે બીરીગમેનો માન લુટી લીધાચ તે વીશેની ભએ ભરેલી ખબર તા ૧૧ મી નવેમબર ૧૮૪૩ના પીનાગ ગેજેટમાથી હમો મોટા દુખ સાથે હેઠળ ઉતારી લીઇએચ

૧૮૫૩. બીજા "સર." લેવા મર જમશેદજીના બેટા ખરશેદજી ( તે બીજા "મર" ) અને રૂસ્તમજી નવસારી પધાર્યા હતા અને ઇ સ ૧૮૫૩મા, પોતાના બાવા સર જમશેદજી જીજીભાઇએ મદ્રેસર ખાતે બંધાવેના આદરાનને પગથવાની ક્રિયામા ભાગ મખાવતો કરી હતી.

૧૮૫૩ દાજી મેહેલ્લા. એક જાણીના નોશાકરા શેર દોરાબજી જમશેદજી સકનાતવાના ઉરફે "દાજી મેહેલ્લા" ઇ સ ૧૮૧૬મા નવસારીથી મુબઈ બજાર-ગેટના નાકા ઉપર ઉનના બનાવેના બેસો તથા સકનાત વેચવાની એક દુકાન શેઠો હોરમસજી બમનજી વહાડીયા અને માધવદાસ રણછોડદાસના આમન હેઠળ ઉઘાડી હતી. ઈ. સ. ૧૮૩૦માં છગનાડનો ગજા ૪ થા જ્યોર્જ મરણ પામ્યો તે વેળાએ મુબઇના સરકારી અમલદારોને શોક પાળવાનો હુકમ થયાથી કાળી સકનાતનો ન ધારેલો મોટો ખપ જાગ્યો એ ખપતમા મોટો નફો એમને થયો. આ ઉપરથી એમનો વેપાર ધીકયો, અને સરકારમા પણ ઉચી સકનાતો એઓ પૂરી પાડવા લાગ્યા સુરતના રૂસ્તમપુરાના નવસારીના મોબેદો માટે એક વજીર વેચાતો લઈ એમણે ધર્મ ખાતે આપ્યો હતો મુબઇ ખાતે નવસારીના વતનના લોકોની એઓ હમેશ આગેવાની કરતા હતા. નવસારીના મોટા બજારમા એઓએ પાનમીઓ માટે પાણી પીવાની પરબ બધાવી તેનો ખરચ નીભાવ્યો હતો. તેને ૧૮૮૦માં શેઠ એદલજી નવરાજજી મહેતા ઉર્ફે ચીનાઇએ સમરાવ્યુ હતુ, અને રૂા ૧૫૦૦ની રકમ એનાકેરી કાઢી છે, અને આજે ત્યાથી તે કાઢીને સામેની જગાએ બાંધવામા આવેલું છે હાલમા જે નવી તખતી મારી છે, તેમા જુનથી દાજીભાઈ જમશેદજીને બદલે દાજીબાઇ નવરોજી લખાયલુ છે.

૧૮૫૪ ખરશેદજી કકલ્પા. નવસારીની મદ્રેસાની મર જમશેદજીવાળી દરતમેહેરના વડા પથકી આ૦ બ નોશેરવાન બહેરામજી કકલ્પાઈ સ. ૧૮૫૮મા ૮૫ વરસની ઉમ્મર ગુજર્યા ના ૧૦ માર્ચ ૧૮૫૪ના જામે જમશેદમા એમના વિ૦ લખ્યુ છે કે —

ના ૭ મી માર્ચ        રોજ ૧ માહ (શે૦) ૧૨૨૨ યજદજરદી

આ૦ બરજોરજી બહેરામજી કકલીઆ, શ્રી નવસારીથી ચાલતા મહીનાની તારીખ ૮ માનો લખેલો એક પતર અતરે આવેલો છે તે ઉપરથી જોએઆમા આવેછે કે શ્રી નવસારીના મરેનર ફરીઆની દરેલમેડરનાના વડા પથમ મોબેદ મન્ચેરજી મહેરામજી કકલીઆએ ૮૫ વરસની વએમા રોજ ૧૦ મે ને માહ ૬ ડેને દીને આ ફાની દુનીઆમાથી અશ્રામ ઉઠાવીન શરનગારાઓમા જનઠ વાશો લીધો છે. એ મરનાર મારી આબરૂવાળો અને દીનઆઈનના કામમા માહીતકાર તથા મોહબાદાન તથા દુરઅદેશ પુરશ હતો વાશતે તેના મરણથી એમના તેના કુટુમબમાજ નહી પણ શ્રી નવસારીની આખી વશતીમા અને તેમજ સુરત અને મુમબાઈ માહેના તેના પીછાણવાનાઓમા દુખ ઉપજ્યુ હેઓએ.

[ જામે જમશેદ, ૧૩ મી માચ ૧૮૫૪ ]

એમના ઉપર મર જમશેદજીનો તથા એમના રોગાનો અતિશય વિશ્વાસ હતો મીનોચેર હોમજીના ગેગાનાળા કકલ્યા માહેમો તરફ મરની કેટલી બધી પ્રિતી હતી તે મર જમશેદજીના નિચના અભિપ્રાયથીજ જણાઈ આવેછે

---

## પ્રકરણ ૬૨ મુ        સર જમશેદજી અને કન્ત્યાઓ

---

" સ્વશત શ્રી નવસારી કશમે માહાશુભસ્થાને પુરનાય શ્રી ૫ નેકનામ ભાઇ ૩રતમજી રતનજી બોટ શ્રી મુબાઈ મધ્યેથી લી શેવક જમશેદજી છજીભાઇના સનામ વાચજો જત લખવા કારણ એજે તમારા કાગજ અથવા આકડો ફરીને મોકલીઓ તે પોહોચતો છે ને ભાઈ હમોએ શાબનીઠીયકે આપના પથનરો રસ્તુ મન્જેન્દારને કેટનાએક મોમેદોના શીખવીઆથી પેના        નાર ગડીએ એમનની ઇજત ઉપર હોમનો કરેચ પન એ બેદીન લોકો કઈ ચારૂ નથી કરતા એમન ચરતો અહીઆ ાા એરોગનો ઇજત આમરૂમા આવેના છ આજે તે તમે લોકો બીચા । ગરીબ મોમેદોને ઇજત આબરૂ આપીને ચાલવુ જોઇએ આના મોમેદ કાઈ નહી થસે તે સત્ય કરી જાનજો ભાઇઓ તમોને એ વાતની ખબર હોએતો હમારી ઊપર ઓનામેવાર લખી જણાવજો ને આપના પથમ દસ્તુર બન્જોરદારને હમારી ગનાગની મનામ કેજો ને કેજો કે તમારા કાગજ પોહોચતો છે હમો તે વીમેનો જવાબ લખીશુ કરીને જરૂર કેહેજો કાગજનો જબાબ લખજો

મુમબાઈ તા ૧૭મી એપરેલ સને ૧૮૫૨ અંગ્રેજી

ભાઈજી તમો ઊપર જે કાગજો મોકનાછો તે તમો દસ્તુર મન્જોરદારને હાતો હાત પોહોચાડજો મારી સાહેબની દુવા કેજો ને તમોબી કબુલ કરજો "

એટલુજ નહી પણ મહેશાનના આહનાન માટે પૂર સત્તા મર જમશદજીએ કરી

દરરોજ કચરો વલાવવો અથવા દુગતી કરવાનુ પાણી દરરોજ ભગાવુ અથવા અગીઆરીને લગતુ કઈબી કાંમ કરાવવુ ને બધુ સફાઈ રખાવવુ અગરજો તમારા કેવાશર નઈ ચાલેતો તમારે તેને રજા આપવી ને બીજુ માનસ રાખવુ ને હમો ઉપર લખી જનાવવું.

૮–આથમુ આપણી અગીઆરીમેના કોઈબી મોબેદ તમારા કેવાશર નહી ચાલે તેને તમો અગીઆરીમેથી ઇજ્જશની વનીદાદ વીગેરે કાંમ કરતો અટકાવવો ને હમો ઉપર લખી જણાવવું હમોએ તમુને એ સતા આપેલી છે.

૯–નવમું હમારા નેમેલા મેનીજરો અગીઆરીમે કઈબી શમાર કામ કરવું હોશે તો તમુને પુછીને કરાવશે. અગર જો તે લોકો તમારા કેનાશર નહી ચાલશે તો તમારા લખવાથી તે મેનીજરને હમો બરતરફ કરસુ અથવા ચપકો આપસુ.

૧૦–દશમું કોઈબી બીજી અગીઆરીનો મોબેદ અથવા બીજા પંથકનો મોબેદ આપની અગીઆરીમે આવીને હીડોળા ઉપર કામ કરવા માંગે તો તમારી રજા શીવાએ કરવા દેવું નહી તમો મુખતીઆર છેઓ.

૧૧–અગીઆરમું આપણી અગીઆરીમે કોઈબી બેહેદીનને તાહ્નુ ગતની વખતે વનીદાદ કરાવે ને તે બેહદીન અગીઆરીમે સુવા માગે તો તમારી રજા સીવાએ તેને સુવા દેવો નહી અગર જો તેની વનીદાદ જોવાની મરજી હોએ તો વખતસર આવીને જોઇ જાએ.

૧૨–બારમુ એ પરમાણે તમો અથવા તમારા હવે પછીના વારેસો વંસ હોએતે એ પરમાણે કરીઆ જાઓ.

૧૩–તેરમુ કોઈબી બેહદીનને તાંહાં અથવા મોબેદને તહાં ઊથમનાના વાશન માગે તો આપવાં. ને તે શાફ કરાવીને પાછા તમારા શવાધીનમા રાખવાં.

લા. જમશેદજી જીજીભાઈની સલાંમ.

આ ઉપરથી જણાય છે કે, નામદાર સર જમશેદજીનો વિશ્વાસ આપણા મીનોચેર હોમજીનાસાથવાલા કકલ્યા ભાઇઓ ઉપર પૂરેપૂરો હોવો જોઇએ. પાછળથી ૧૦ મી કલમમાં ભગરીયાઓના સંબંધે કંઇક સુધારો થયલો જણાય છે.

**૧૮૫૪. તહેમુલજી પોલ્યા.** નવસારીના પોલ્યા દેશાઈ જામાસજી તહેમુલજીના વડા દીકરા તહેમુલજી ઇ. સ. ૧૮૩૦ માં પોતાના બાપના મરણથી પોલ્યા દેસાઈ ખાનદાનમાં વડા થયા હતા. ઈ. સ. ૧૮૫૮માં એમને પણ મોટા દેસાઈ ખાનદાનવાલાઓ માફક માગસત મળી હતી. એમનો ઘણો ખરો વખત વડોદરામાં ગયો હતો.

**૧૮૫૪. ખડણીની માફી.** ઈ. સ. ૧૮૫૪માં સર જમશેદજી જીજીભાઇએ નવસારીના ગરીબ લોકો ઉપર ગાયકવાડ સરકાર તરફથી દરસાલ રૂ. ૭૨૪ા≈ની ખંડણી લેવાતી હતી તે માફ કરાવી; તેના બદલામાં તા. ૨૭ માર્ચ ૧૮૫૪ ને દીને ગાયકવાડ સરકારના અત્રેના પ્રતિનિધિ ગોપાલરાવ મૈરાલની માર્ફતે રૂ. ૧૬૯૦૭ પોતાના તરફથી ભર્યાં હતા.

દેશાઈ રૂસ્તમજી મનચેરજીના વડા દીકરા "ખરશેદજીભાઇ" એઓ "નાના

ખરશેદજીભાઇ"ને નામે ઓળખાતા તા એઓ પોતાના વખતમા પારસીઓના આગેવાન હતા એમની અકાબરીમા મોટા તરફ મહતાજો, અને દસ્તુર

૧૮૫૫ ખરશેદજીભાઇ દેશાઇ. મોબેદોની સારી રીતભાત એ મુખ્ય મચવાયા હતા એમનો મજબુત કડપ અને તાપ આજે પણ બીદાસ લઇ લઇને ઘરડાઓ વખાણે છે જોકે કાઠી કદે નાહના દેખાવના હતા, પણ તેમનો દમામ એટલો હતો કે, તેમને દેખતાની સાથેજ એક આદમીને આપોઆપ અદબ આદાબ આવડી જતી હતી તા ૬ મે ૧૮૫૫ ના જામે જમશેદમા એવણ માટે છાપે છે કે,

તા ૨૭ મે રોજ ૯ માહ ૮ (શે૦) ૧૨૪ યજદજરદી

**ખરશેદજી રૂસતમજી દેસાઇ, નવસારીના**—શ્રી નોશારીના ચાનતા મહીનાની તારીખ ૨ જીના લખેના પરભાડા કાગત ઉપરથી જાહેર કરવાને હમોને મોટી દલગીરી લાગેચ કે, શ્રી નોશારીના દેશાઇજીના નામીચા અને પુરાતન ખાનદાનના હાલના વડા દેશાઇજી શેઠ ખોરશેદજી રૂશતમજીએ આશરે ૭૨ વરશની વએમા થોડાએક દીવશ માદ ભોગવેઆ પછે ચાનતા મહીનાની તારીખ ૨ જીને દીને આએ જુઠી અને વગર ભરોશાની દુનીઆમોથી પોતાનો અશમાબ ઉઠાવીને શદાના શુખવાશી આકાશી લોકોમા જાઈ વાશો કરેઓ છે એ મરનાર દેશાઇજી જેહેવા ગમભીર અને ચચન હતા તેહેવાજ દએઆનુ અને શારા શવભાવના હતા તેથી કરીને એ મરનારે પોતાના ગરીબ રોનાને શશારી કામમા પોતાથી બની આવતી મદદ આપેઆને લીધે શરવે કોઈ એ મરનારને મોટુ માન આપતા હતા એ દેશાઈજીના મરણથી જેમ એવણના બોહના કુટુમમને તેમજ તેઓના દોશત આશનાવોને તથા પીછાણવાના ઘરહશથોને મોટી દલગીરી ઉપજીઆ વનાએ રહી નહી હશે એ શવરગવાશી દેસાઇજીની ખાલી પડેની જગો ધારેઆમેદે એવણના ભાઈ દેસાઇજી હોરમજજી રૂશતમજીને આપેઆમા આવી હશે—કાએજે હમો શારી પેઠે જાણીએચ કે દેશાઈ હોરમજજી પોતાના વડવાઓની જગો માન ભરેની રીતે ચનાવવાને લાએક છે

[ જામે જમશેદ, ૬ ઠી મે ૧૮૫૫ ]

આગલા વખતમા જે જગાએ કાહારડા માછીઆઓ વસતા હતા, તે જગાએ રફતે રફતે નોશારના પારસીઓની વસતી વધવા લાગવાથી,

૧૮૫૬ કાહારવાડાની ધર્મશાળા હાલ જે જગાએ બારીઆવાડ છે, તે તરફના પારસીવાડાઓના લત્તાને કાહારવાડનુ નામ આપવામા આ યુ છે એ કાહારવાડના બજારની સામે જરથોસ્તી મુસાફરોના ઉતારા તથા લોકોને મર અવસર વાપરવા માટે બાઇ નવાજબાઇ તે શેઠ કુવરજી હોરમજી ભાભાના ધણીઆણીએ એક ધર્મશાળા બધાવી તા ૨૩ મે ૧૮૫૬ને દીને ખુલ્લી મૂકાવી અને એજ મકાનમા એમના બેટી બાઈ પીરોજબાઈ તે શેઠ દાદાભાઇ માણેકજી વાછાના ધણીઆણીએ એજ વરસમા એક કુશાદે કુવો બધા યો છે,

શેઠ કાવસજી શાપુરજી લંગડા પોતાના વતન નવસારીથી મુંબઇ જઈ શેઠ જમશેદજી બેરામજી બારભાયાની મારફતે ચીન ગયા હતા. પાછળથી શેઠ બેરામજી હીરાજી કોહલા તથા શેઠ બહેરામજી અને નશરવાનજી દેરાબજી મહેતા સાથે વેપાર ચલાવી સારી પુંજી ભેગી કરી. ચીનમાં ઈ. સ. ૧૮૪૬માં ત્યાંની અન્જુમનને લગતું ધર્મનું ફંડ સ્થાપવામાં એમણે આગેવાની લીધી હતી. તે ફંડના પહેલ વહેલા પોતે ટ્રસ્ટી ઠર્યા હતા.-એવણ વિષે તા. ૧૬ ફેબ્રુઆરી ૧૮૫૭નું જામે જમશેદ લખે છે કેઃ—

**૧૮૫૭. કાવસજી લંગડા.**

એ મરનાર એક સારી લાએકીવાલો તથા ધીરા સ્વભાવનો અને મોટી આબરૂવાલો હતો. એ મરનારે પોતાની ઘણીખરી વએ શ્રી ચીન તથા કલકતા ખાતેના વેપારના કામમાં કાહડી હતી અને તે સાથે સ્વભાવમાં એક અમીરનાં જેહવી ખાશીઅત રાખતો હતો તેથી ઘણાંએક વેપારીઓ તથા બીજા સારી આબરૂવાલા ગ્રહસ્થો એ મરનારને ઘટતું માન આપતા હતા. એ મરનારનાં ગુજરવાથી તેહનાં કુટુંમ્બમાં તથા દોશત આશનાંઓમાં એક મોટી નાખુશી ઉપજી છે.

**૧૮૫૯. નવસારીનો પેલો નામવર બેટો.**

નવસારી ભૂમીનું નામીચું નંગ, જેણે પોતાના વતન લેખે નવસારીને જેબ આપ્યો છે, જેણે પોતાના પરાક્રમોથી મુંબઈ ભૂમીનું નામ આશકારા કર્યું છે, અને જેણે પારસી ટોળાને કેટલાક જમાનાઓ સુધી જીવતો જાગતો ઉભો રહેવાના કામો કર્યાં છે તે સર જમશેદજી જીજીભાઇ, બાપેદાદે આપણો એક નૌશાકેરો ઇ. સ. ૧૮૫૯માં તા. ૧૪ મી એપ્રિલને દિને આ જેહાનથી બીજી જેહાંનમાં મુસાફરી કરવા ઉપડી ગયો હતો. એક ગરીબ માબાપને પેટે ગરીબ પુત્ર લેખે પેદા પડી દુધ પુતે અને ખજાને આબાદ થઈ એક પાદશાહી પદ્દિમાં મરણ પામ્યા હતા. નવસારીથી મુંબઈમાં નાની ઉમ્મરે જઈ પોતાના મામા અને સસરા શેઠ ફરામજી નશરવાનજીની ખાલી બાટલી વેચવાની દુકાન ઉપર પ્રથમ ગ્યા હતા. રાસ્ત ગોફતાર તા. ૧૭ એપ્રીલ ૧૮૫૯માં કહેછે કે—સર જમશેદજી જીજીભાઇનો જનમ ઇસવી સને ૧૭૮૩નાં વરસની તારીખ ૧૫ મી જુલાઇને દીને ગુજરાત પરાંતમાં નવસારી કશબામાં "મલેશર" મધે થાએલો હતો. સર જમશેદજીના બાપનું નામ જીજીભાઈ ચાનજીભાઇ કરીને હતું. જીજીભાઇ મલેસરનો એક ગરીબ તોપણ આબરૂવાલો રહેવાસી હતો. સર જમશેદજીની ઉમ્મર ૧૬) વરસની પુરી થાઇ નહી હતી એટલામાં તેવણના બાવા તથા માતાજી (જીવનબાઇ) એક વરસના અરસાની અંદર બન્ને ગુજરી ગયાં હતાં. એ માબાપોએ સર જમશેદજીને નાનપણથી ગુજરાન સોધવાને સારૂ મુંબઈ ખાતે મોકલેલા હતા. મુંબઇ મધે જમશેદજીએ પોતાના સમરા મરનાર શેઠ ફરામજી નશરવાનજી બાટલીવાલાના ઘરમાં ઉતારો લીધો હતો.

ઇ. સ. ૧૭૯૯માં ચીન ખાતે મહેતાગીરી કરવા ગયા હતા, અને ઇ. સ. ૧૮૦૨થી ચીન ખાતે પોતાના સસરા સાથે ભાગમાં વેપાર કરવા લાગ્યા. વેપારી

કુનેહમાં એઓની જોડી નહોતી, એઓ ૪-૫ વાર ચીનની મુસાફરીએ ગયા હતા. ઈ. સ. ૧૮૦૫માં એમને "કેપ ઑફ ગુડ હોપ" ખાતે એકવાર એમના વહાણ સાથે ફ્રેન્ચોની લડાઈની એ મનવારવાળાઓ, લડાઈના બંધવા દાખલ, પકડી લઈ ગયા હતા. પછી પડેરેસે કપડે જ એમને છોડી દેવામાં આવ્યા હતા મોટા નાખેદા મહમદઅલી રોગે સાથે તથા શા. મોતીચંદ અમીચંદ સાથે મોટા પાયા ઉપર ચીનતરફનો વેપાર ચલાવ્યો અને કરોડપતિ થયા. સખ્યાબંધ વહાણો ખરીદયાં ઇ. સ. ૧૮૪૯ પછી એમણે દીકરાઓને વેપાર ધંધો સોપી એકાંત જીંદગી ગુજારવા માંડી હતી. ઈ. સ. ૧૮૨૨થી "સખાવત"ની સંજ્ઞા અને 'સખી"નું વિશેષણ પોતાનુંજ કરી બેઠા. લગભગ ૩૩ લાખ રૂપીયાની સખાવત કરી. "Indian Peabody" કહેવાયા હતા. એમનું વૃતાંત બહુ લાંબુ છે, તે આ જગાએ આપી શકાતું નથી. પણ આખા હિંદમાં પહેલવેહેલો બારોનેટ થનાર આપણો આ નોશાકરો હતો એમ આપણે એના નામથી વડાઇ લેવામાં મોટી બડાઈ મારતા ગણાઇશું નહીં.

**૧૮૬૦. વ્યારાનું દોખમું.**

કસ્બે વ્યારા પ્રાંત નવસારીમાં અન્જુમનના ઉપરાટથી અને મુંબઇવાલા શેઠ ખરશેદજી નશરવાનજી કામાની આગેવાનીથી એક દોખમું બાંધવાનો તાણો ઈ. સ. ૧૮૬૦માં પુરવામાં આવ્યો હતો, અને ઈ. સ. ૧૮૬૩માં એ દોખમું તૈયાર થયું તેની તમામ મૅનેજમેન્ટ નવસારીવાલા હિંમતવાન અને સ્વતંત્ર વિચારના નર, આ૦ એરચજી જમશેદજી મોદી, જેમણે નવસારીની પ્રજાના ઘણા ઉપયોગી કામોમાં આગેવાન ભાગ લીધો હતો, તેમણે કરી હતી. જે વિષે તે દોખમાની તખ્તિ ઉપર પણ લેખ કોતરેલો છે કે "એ દોખમું બંધાવા ઉપર મેનીજર મોદી એરચજી જમશેદજી એદલજી નોશારીના."

**૧૮૬૦. ગારડાજી.**

નવસારીના પ્રખ્યાત ગારડાજીના કુટુંબને પ્રકાશમાં લાવનાર શેઠ રૂસ્તમજી નવરોજી ગારડાજી હતા. એઓ નવસારીમાં તેમજ ધરમપોર, વાંસદા, વગેરે ગામોમાં બહુ જાણીતા અને માનીતા હતા. પ્રથમમાં દારૂનો મોટો રોજગાર કર્યો હતો. તે પછી પરચુરણ મકતાઓ રાખતા હતા. વાંસદા અને ધરમપોર જેવાં દેશી રાજ્યોમાં નાણાંની ધીરધાર એઓ ચલાવતા હતા. નવસારીવાલા લોકપ્રિય મરહુમ શેઠો જામાશજી તથા બરજોરજી ગારડાના એઓ પિતા થતા હતા. ઈ. સ. ૧૮૬૦ની તા. ૩૦ જુલાઇને દીને એઓ ૬૦ વરસની ઉમરે ગુજર્યાં હતા. એમના વિષે તા. ૧૫ આગષ્ટ ૧૮૬૦નું મુંબઇ સમાચાર કહેછે કે,

તા. ૧૦ મી જુલાઇ. રોજ ૧૦ માહ ૧૧ (શે૦) ૧૨૨૯ યજદજરદી

**રૂસતમજી નવરોજજી** ગારડાઃ—તારીખ ૩૦ મી જુલાઇને દીને નોશારી મધે રૂશતમજી ગારડા નામનો એક ગૃહસ્થ મરણ પાંમેઓચ. એ ગૃહસ્થે નવસારીમાં અશતરી કેલવણીનાં કામને ઘણી શારી મદત કરી હતી.

શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ પોતાના મરહુમ પિતાના પુન માટેની "વિક્ટોરિઆ ડીસ્પેનસરી" ઉઘડે તેટલાં તા. ૩જી મેથી પોતાને

**૧૮૯૦. પહેલવેહેલી ડીસ્પેન્સરી.**

ખરચે એક ધર્મનું દવાખાનું નવસારીમાં ઉઘાડયું હતું અને તેના તબીબ તરીકે ડાકટર રૂસ્તમજી હોરમસજી હાથીરામને નવસારી મોકલ્યા હતા. તે પછી હાલના નવસારીના "મોટા ડાકટર" જમશેદજી એરામજી આવ્યા. જેઓ અત્રે લોકપ્રિય થઇ પડી, દુધ પુતે નવસારીની દોલતે સુખી થયા, અને નવસારી જે કોઇને વધારે ફળી હોય, તો તે એજ લાયકીવાલા ડાકટરને ફળી છે. એ વિકટોરીઆ ડીસ્પેન્સરી કાલીઆવાડી આગળ, ઇ. સ. ૧૮૯૨માં ઉઘાડવામાં આવી હતી. એ ડીસ્પેન્સરી કાઢવા મર જમશેદજીએ ૭૫૦૦૦ રૂપીઆ એલાહેદા કાઢયા હતા. આજે પણ એ ડીસ્પેન્સરી નવસારીને અને તેની આસપાસના લોકોને એક આશીર્વાદ સમાન છે.

આ "વિકટોરીઆ ચેરીટેબલ ડીસ્પેન્સરી" માટેના રૂ. ૭૫૦૦૦ મધેથી હૉસ્પીટલનું મકાન બાંધવા માટે રૂ. ૧૦૩૫૯ ખરચી બાકીના રૂપીઆનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને અંગ્રેજ સરકારમાં અનામત રાખવામાં આવ્યા હતા, અને એ દવાખાનું ઇ. સ. ૧૮૯૨ થી ચાલું થયું હતુ. નવસારીથી એ દવાખાના સુધી જવાનો રસ્તો ઘણોજ ખરાબ હતો, તે પાકો કરી મોટા બે પુલો બાંધવાને ડાવેજર લેડી આવાંબાઇએ પોતાના ખાવીંદ મરહુમ મર જમશેદજીના પુનને માટે બીજા રૂ. ૧૮૭૭૬ સરકારમાં આપ્યા અને અંગ્રેજ સરકારે કૃપાવંત થઇ તેમાં રૂ. ૩૭૬૬ ઉમેરીને રૂ. ૨૨૫૪૨ને ખરચે પાકો રસ્તો અને પથ્થરના પુલો બાંધી આપ્યા છે.

તા. ૭ માર્ચ ૧૮૯૧ને દીને કૈનામવાસી ખંડેરાવ મહારાજા, મોટા દેસાઇજીના દરવાજામાં કરેલી ખાસ દરબારમાં પધાર્યા હતા. ત્યાં મોટા

**૧૮૯૧. દેસાઇ દરવાજામાં ખંડેરાવ મહારાજ.**

મોટા માણસોની મુલાકાત લીધી હતી, અને પારસીઓની રીતભાત માટે તથા તે દિવસે પારસીવાડાઓમાં કરેલી ધામધુમોથી પોતે ઘણા ખુશ થઇ સંતોષ જાહેર કર્યો હતો.

ઇ. સ. ૧૮૯૨માં નવસારીની અન્જુમનના સ્વામિત્વ હેઠળ નવસારીની પડોશમાં આવેલાં તવડી ગામમાં અન્જુમનના ઉ[ ]ટથી એક દોખમું

**૧૮૯૨. તવડીનું દોખમું.**

બાંધવાનો તાણો પુરવામાં આવ્યો હતો એ દોખમું તા. ૧૯ એપ્રીલ ૧૮૯૪ના રોજે નોસારીવાલાઓએ ઇજ્યું હતું. શેઠ મેરામજી જમશેદજી જીજીભાઇ તરફથી ન્યાતનું ખાણું એ દિને થયું હતું અને નવસારી તથા સુરતની વચ્ચે પોતાને ખર્ચે ખાસ ટ્રેન ફરતી કરાવી હતી. જે લોકો રહી ગયાં તેઓ તવડીની સીમમાં આખી રાત પડયાં રહ્યાં, અને "ગીઆ તવડી ને આવ્યા રવડી"ની કહેવત ત્યારથી પડી ગઇ.

શેઠ અરદેસર, નસરવાનજી, અને હોમજી ખરશેદજી દાદી શેઠે પોતાના માતાજી મરહુમ બાઇ બીખાઇજીનાં પુનને માટે નવસારી મધે દેશાઇજી

**૧૮૯૨ મીનોચેર હોમજીવાલી અગ્યારી.**

ખરશેદજીના આતશબહેરામ આગળની મનોચેર હોમજીવાલી પુરાણી દરેહમેહેર નવેસર બંધાવી આપી હતી. તેને પરહવાનું

જશન તા. ૧૦ મે ૧૮૬૨ને દીને કર્યું હતું. જશન થઈ રહ્યા બાદ મજકુર. શેઠોએ દસ્તુર. કૈખોશરૂજી રૂસ્તમજીને, દેસાઇ બરજોરજી નવરોજીને તથા શેઠ જામાસ્પજી રૂસ્તમજી ગારડાજીને તથા આ૦ બરજોરજી બહમનજી મીનોચેર હોમજીનાને અકેકી- શાલ ભેટ આપી હતી.

**૧૮૬૨. નવસારીના પ્રતાપે મુંબઇમાં મદ્રેસા.**

બાઇ આવાંબાઈ તે ડાવેજર લેડી જમશેદજી જીજીભાઇએ પોતાના ખાવીંદ મરહુમ સર જમશેદજીના ઉદમણામાં નવસારીના દોખમાં આગળ ચોમાસામાં જવાનો રસ્તો ઘણો ગિકટ હોવાથી ત્યાં એક પાકી બાંધણીનો પુલ બંધાવી આપવા સારૂ રૂા. ૩૫ ૦૦ની તન્દુરસ્તી પઢાવી હતી, પણ એક ધર્મનું કામ તોડી પાડવાને જે પ્રમાણે આજે પણ અહિંઆં કેટલાક વિઘ્નસંતોષીઓ ખટપટો ચલાવે છે, તેજ પ્રમાણે એ પુલની જરૂર નથી એવી એક તરફથી કાનાસોરી થવાથી બાઇ સાહેબે તેજ રકમ "સર જમશેદજી જીજીભાઈ જરથોસ્તી મદ્રેસા" સ્થાપવામાં આપી દીધી, અને તેમાં રૂા. ૨૬૦૦ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ આપ્યા પછી, તે ખાતું પગભર થઈ આપણા ધર્મના માહેર પેશ્વાઓ બહાર પડવા પામ્યાછે. ટુંકમાં મુંબઈની એ મોટી મદ્રેસાનું મુળ નવસારીની મંજુર થયલી સખાવતને આભારીછે. કહો કે, ધર્મનું મુખ્ય મથક નવસારી, તેનાજ પ્રતાપથી ધર્મની મોટી મદ્રેસા મુંબઈમાં મંડાઇ ગયલી છે, અને તેમાંથી દર વર્ષે વિદ્વાનો બહાર પડેછે.

**૧૮૬૨. બહેરામજી બાટલીવાલા.**

નવસારીના એક જાણીતા મશેસરા શેઠ બહેરામજી કાવસજી બાટલીવાળા નવસારીથી ઇ. સ.,૧૮૦૦ની શરૂઆતમાં મુંબઇ જઇ ગનશાવાના કુવા આગળ પરચુરણ સામાન વેચવાની પ્રથમ એક નાની દુકાન માંડીને વેપાર કરવા લાગ્યા. વધતાં વધતાં અંગ્રેજી સામાન તથા દારૂનો મોટો વેપાર ચલાવ્યો. પાછળથી વેપાર ધીકવાથી ઇ. સ. ૧૮૫૧માં પોતાની જગ્યાએ, શેઠ પાલનજી હીરજીભાઈ બાટલીવાલા સાથે ભાગમાં "બહેરામજી અને પાલનજી"ની કુંપનીને નામે વેપાર ચલાવા લાગ્યા. ઈ. સ. ૧૮૩૩માં મુબઈમાં વરસાદ ઘણોજ ઓછો પડવાથી તે માટે એકત્ર બંદગી કરવાને એમણે પોતાને ખરચે વાડીઆજીના આતશબહેરામમાં જશન તથા ન્યાતનું જમણુ કીધું હતું. તે વેળાએ ત્યાંની અન્જુમને તેમને બહુ માન આપી શાલ ઓઢાડી હતી. તા. ૧ અકટોબર ૧૮૬૨ના મુંબઇ ચાબુકમાં એમના માટે લખે છેકે "ખુદ પોતાની અક્કલ હુશીઆરીથી ગરીબી હાલતમાંથી નીકળી એક સારી દોલત ભેગી કરી હતી અને દોલતનો કાંઈ નહી પણ ઘટતો ઉપયોગ કર્યો હતો." એ પ્રમાણે એક ગરીબ નોશાકરો મુંબઇમાં મોટાલોક થવા પામ્યો હતો.

**૧૮૬૩. નવસારીના પહેલવહેલો ડાકટર.**

ઇ. સ. ૧૮૬૦માં નવસારી મધે શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ પોતાના મર્હુમ પિતાવાલી "વિકટોરીઆ ડીસ્પેન્સરી" ઉઘાડે ત્યાં સુધી કાઢેલા કામચલાઉ ધર્મના દવાખાનામાં નવસારી ખાતે પહેલવહેલા શીખેલા ડાકટર તરીકે શેઠ રૂસ્તમજી હોરમજજી હાથીરામ, જેમણે મુંબઇની ગ્રાંટ મેડીકલ કોલેજમાં વૈદાંનો

અભ્યાસ કરી ઈ. સ. ૧૮૬૦માં તબીબપણું ચલાવવાની સનદ મેળવી હતી તેમને મોકલ્યા હતા, અને ઈ. સ. ૧૮૬૨માં એ "વિકટોરીઆ ડીસ્પેનસરી" રીતસર ઉઘડી તેના પણ સરકાર તરફથી એમનેજ તબીબ તરીકે કાયમ રાખવામાં આવ્યા. એઓ ૨૭ વરસની કાચી ઉમ્મરમાં નવસારી ખાતે ઇ. સ. ૧૮૬૩માં ગુજર્યા હતા. એઓ નવસારીના પહેલવહેલાજ "ડાકટર" હતા. ઘણા હુશીઆર, અને મલતાવડા સ્વભાવના હતા.

**૧૮૬૩. પહેલવહેલો નોશાકરો મુનસફ**

ઇ. સ. ૧૮૬૩માં મુમ્બઈની હાઇકોર્ટ તરફથી નવસારીના વતની મોબેદ નશરવાનજી શેરાબજી વછીફદારને મુનસફના હુદ્દાની સનદ આપવામાં આવી હતી. નવસારીના મોબેદોમાં એ પ્રમાણે પહેલ વહેલા સનદ પામનાર અક્સ્થ આ હતા.

**૧૮૬૩. મોંઘવારીમા મદદ.**

જે પ્રમાણે આજે ઈ. સ. ૧૮૯૭ના વરસમાં વરસાદ કમી પડવાથી નવસારીમાં મોંઘવારી ચાલવાથી દુકાળનું મદદ ફંડ સ્થપાઈ ગરીબ લોકોને સસ્તુ અનાજ પુરૂ પાડવામાં આવ્યું હતું, તેજ પ્રમાણે ઈ. સ. ૧૮૬૩ના સપ્ટેમ્બર મહિનામાં નવસારી અને તેની આસપાસ તમામ ગુજરાતમાં મોંઘવારી ચાલવાથી ઑનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ દરેક ગરીબ હમજાતીઓને ત્યાં પોતાને ખર્ચે અનાજ પૂરૂં પાડ્યું હતું.

**૧૮૬૩. ડાકટર હાઉગ નવસારીમાં.**

મુંબઇના કેળવણી ખાતાના વડા મી. ઇ. આઈ. હાવર્ડની સુચના ઉપરથી મુંબઈ સરકારને ખર્ચે પુના કૉલેજના સંસ્કૃત ભાષાના પ્રોફેસર ડાકટર માર્ટીન હાઉગ, દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પઆશા સાથે જુનાં પુરાણાં જંદ પેહેલવી તથા પારસીઓના ધર્મને લગતાં દફતરોની શોધ કરવાને ગુજરાત તરફ આવ્યા હતા, તે તા. ૭ જાનેવારી ૧૮૬૪ ને દીને સુરત થઈ નવસારીમાં આવ્યા હતા. અત્રેના દસ્તુર કૈકોબાદજી રૂશતમજી મેહેરજીરાણા પાસેથી યજદેજરદી ૮૦૦ (ઈ. સ. ૪૩૧) માં લખાયલી દીનકર્દ કેતાબના સાત જુનો, તેમજ દસ્તુર જમશેદજી રૂશતમજી જામાસ્પઆશાના પાસેથી ૩૦૦ વર્ષની લખેલી એક રેવાયત તથા શેકન ગુમાની નજગની કેતાબો તથા શેઠ શેરાબજી એદલજી વછીફદાર તે હાઇસ્કુલના હેડમાસ્તર પાસેથી ૨૨૫ વર્ષ ઉપર લખાયલી વદીદાદની એક નકલ લઈ ગયા હતા. એ ઉપરાંત વંદીદાદ, ઇજશને, વીસ્પરદ અને ખોરદેહ અવસ્તાના ૩૫૦ વર્ષ ઉપર લખાયલાં કેટલાંક દફતરો તથા "વેદા નુરક"ની એક નકલ, કોઇ એક મોબેદની પાસેથી વેચાતાં લઈ ગયા હતા. હેડમાસ્તર મી. સોરાબજીએ ડાકટર હાઉગ તથા દસ્તુર હોશંગજીને, દસ્તુર દેશાઇઓ તથા મોબેદોનો એક મોટો મેળાવડો ભેગો કરી, તા. ૧૩ જાનેવારીને દીને મોટી મિજબાની આપી દેસાઇ દસ્તુરોની ઓળખાણ કરાવી હતી.

**૧૮૬૪. કાઉભાઇ સકલાતવાલા.**

નવસારીના વતની શેઠ દોરાબજી જમશેદજી સકલાતવાળાના વડા દીકરા શેઠ કાવશજી ઉર્ફે "કાઉભાઇ" ઈ. સ. ૧૮૬૪માં ૭૦ વરસની વયે ગુજર્યા હતા. એમણે પોતાના બાપની સાથે સકલાતના વેપારમાં પડીને ઘણી પુંજી અને ઇજ્જત મેળવી હતી. ઈ. સ.

૧૮૫૩માં બાપના મરણ પછી પોતાના ભાઇઓની સાથે મુંબઈ મધે " ડોરાબજી જમશેદજીના છોકરાઓ "ને નામે પેઢી ચલાવી હતી.

**૧૮૬૪. બહુમાન માટે નાપસંદગી.**

વડોદરાના ગાયકવાડ મહારાજા ખંડેરાવ મુંબાઇ મધે ફરવાને ઈ. સ. ૧૮૬૪માં ગયા ત્યારે સર જમશેદજીએ પોતે એક નોશાકરા હોવાથી પોતાને ત્યાં તેમને નોતર્યાં, અને મોટી માનવંત મિજલસ મળી હતી. સરે, ખંડેરાવ મહારાજને જરીઆનના કિમતી પોશાક તથા કેટલાક નામીચા જવેરાતનું નજરાણું કર્યું, તથા મહારાજ સાથે ગયલા સરદારોને ઉંચી કાસ્મીરી શાલો ઓઢાડી, જેથી ખુશી થઇને મહારાજે સર જમશેદજીને તેમનાં મકાન આગળ હમેશાં નગારખાનુ ચાલુ રાખવાને, અને તેના ખરચ સારૂ ગાયકવાડી મુલકમાંથી મોટી જાગીર કાઢી આપવાને તથા મુંબઇમાં બેસી ફરવા રાજદ્વારી પાલખી આપી, "ગાયકવાડના પાલખી પદસ્ત"નું બહુમાન આપવા જણાવ્યુ, પણ તે લેવાની સરે ઉપકાર સાથે ના પાડી. ( જુઓ તા. ૧૯ જાનેવારી ૧૮૬૪નુ જામેજમશેદ ).

**૧૮૬૪. સર બાર્ટલ ફ્રીઅર અને નોશાકરાઓ.**

ઈ. સ ૧૮૬૪મા મુંબઇનો નામદાર ગવર્નર સર બાર્ટલ ફ્રીઅર, સુરત ખાતેની સર કાવસજી જેહાંગીરવાની હૉસ્પીટલ ઉઘાડવાના સમારંભ સારૂ જતો હતો. તે પ્રસંગે શેઠ રુસ્તમજી જમશેદજી જીજીભાઈ લેડી આવાંબાઈ સાથે અત્રે પધાર્યા હતા, અને ગરીબ લોકોમાં મોટ મોટી રકમોનું વહેંચાણ કરતાં હતાં; તે પ્રસંગે ગવર્નરને સુરત તરફ જતો જાણી તેમણે નોશાકરાઓ પાસે એક માનપત્ર તૈયાર કરાવ્યુ. નવસારીના તે વેળાના સુબાએ તથા દેશાઇઓએ તેમાં મુખ્ય ભાગ લીધો હતો. ગવર્નરે નવસારી સ્ટેશન ઉપર ઉતર્યા હતા, અને માનપત્ર સ્વિકાર્યું હતુ. ગવર્નરે શેઠ રુસ્તમજીને નવસારીમા જોઇ સંતોષ બતાવ્યો હતો કે, " તેઓ મુંબઇની કેરોગારી એકવાર પડતી મેલીને પોતાના સ્વદેશીઓ તથા સગાં વહાલાઓ સાથે આ કસ્બામા કેટલેક વખત પોતાના વતનીઓને ફાયદો કરવામાં ગુજારવાથી તમો ઑનરેબલ શેઠને મોટા ઇનામો અને સુખ મળતું હશે." વળી નવસારીના પારસીઓએ તેજ અરસામાં ડાકટર હાઉગને મદદ કરવા માટે, ગવર્નરે નોશાકરાઓનો ઉપકાર માન્યો હતો, અને દસ્તુર હોશંગજીની તારીફ કીધી કે તેઓ કાબેલ અને વફાદાર છે.

**૧૮૬૪. કાવશજી જાગીરનું દવાખાનું**

ઈ સ. ૧૮૬૪ તા. ૧૭ અકટોબરથી શેઠ કાવસજી જાગીરજી રેડીમનીએ નવસારી કસ્બામાં એક ધર્મનું દવાખાનું ડાકટર જમશેદજી બહેરામજી વિમાદલાલનાં ઉપરીપણાં હેઠળ પોતાને ખર્ચે ચાલુ કીધું હતું. તા. ૩૦ અકટોબર ૧૮૬૪ના ગુજરાત મિત્ર ઉપરથી જણાય છેકે એ દવાખાનું ઇ. સ. ૧૮૬૭ના માર્ચ માસ સુધી શેઠ કાવસજીએ ચાલુ રાખ્યું હતુ, અને તે પાછળ તેઓના રૂ ૪૫૬૫ ખર્ચાયા હતા. એ બાદ એ દવાખાનું શેઠ અરદેશર હોરમજી વાડીઆએ દેશાઇજી તહેમુરસભાઈના ઘરમાં આશરે ૪ વર્ષ સુધી પોતાને ખરચે ચાલુ રાખ્યું હતુ.

નવસારીની અન્જુમનના ઉપરીપણા હેઠળ ગણદેવી ગામમા અન્જુમનના ઉ૧

-ગટથી તથા શેઠ કાવસજી જેહાંગીર રેડીમનીની મદદથી દોખમું બાંધવાનો તાયો પૂરવાની ક્રિયા ઈ. સ. ૧૮૬૬માં કરવામાં આવી હતી. જે વેળાએ ૪૦૦૦ પારસીઓ ભેગા મળ્યા હતા. એ દોખમું ઈ. સ. ૧૮૭૦માં તૈયાર થવાથી નવસારીની અન્જુમનના ઉપગીપણા હેઠળ ઉજવવામાં આવ્યું હતું.

**ગણદેવીનું દોખમુ.**

ગ્પીથવનનાં જશનની ક્રિયાઓમાં, જશન પુરૂં થતા પછી ધર્મ સંબંધી વાએજ, વિદ્વાન દસ્તુર કાવસજી દારાબજી મેહેરજીરાણા ( ઉર્ફે " રાહ-તુમાયતું સાંકલ્યું " યાને રાહનુમાય સભામાં જેઓ અવસ્તા કે બીજી માહિતી જોઈએ તે એઓ મોંઢે બોલી જતા હતા તેથી ગોયા સાકલ્યાંની ગરજ સારતા હતા ) ઘણી દીનદારીની વાએજો કરતા હતા, તે ચાલ બંધ પડી ગયાથી તે પાછો ચાલુ કરવાનો રવૈયો ઈ. સ. ૧૮૬૬માં નીકળ્યો હતો, અને પહેલવહેલી વાએજ " માણસ જાતને સચ્ચાઈથી રહેવાની જરૂર " વિષે અવસ્તાની દલીલો સાથની એક અસરકારક વાએજી તા ૨૫ સપ્ટેંબરને દીને દસ્તુર રૂસ્તમજી કૈકોબાદજી મેહેરજીરાણાએ સમજાવી હતી.

**વાએજી કરવાનો ચાલ.**

દેમાઇ શ્રી ખુરશેદજીબાવા અત્રેના આતશબેહરામ સાહેબમા ત્રાંબા પીતલના યન કુંડને બદલે કેબલો રાખવા સારૂ રૂ. ૧૦૦૦ની કિંમ-તનું ચાંદીનું એક પાત્રુ આ૦ બેહરામજી નશરવાનજી શીરવઇએ ચઢાવ્યું હતું. તે વેળા દેસાઇજી બરજોરજી નવરોજજી એ પોતાના કુટુંબના હક સંબંધી વાજબી વાંધો લઇ, રીતસર લેખ થવા પછી ચઢવા દીધું હતું અને તે વેળાએ મોટી તકરાર ચાલી રહી હતી.

**રૂપાંના પાત્રાંની પહેલ.**

ઈ. સ. ૧૮૬૭માં હિંદુસ્થાનનાં જંગલ ખાતામાં સરકાર તરફથી નિમણુકને માટે લંડનમધે લેવાયલી પરિક્ષામાં ૨૦૦ ઉમેદવારો મધેથી ફકત પાંચ જણા પસાર થયા હતા, જેઓમાં એકજ નેટીવ હતો, અને તે એક પારસીજ હતો, અને તે આપણો પોલ્યા દેસાઇના ખાનદાનનો નોશાકરો, ભાઈ મી. ફરામજી રૂસ્તમજી દેસાઈ હતો. મી. ફરામજીએ પરિક્ષા પસાર કર્યા પછી કાયદા પ્રમાણે ફ્રાન્સ તથા જર્મનીનાં મોટાં મોટાં જંગલોમાં અઢી વરસ સુધી તાલીમ લઈ ઈ. સ. ૧૮૬૯માં હિંદુસ્થાનમાં આવી સીંધના જંગલ ખાતામાં નીમાયા હતા. તા. ૯ માર્ચ ૧૮૬૭નું ટાઇમ્સ ઑફ ઇન્ડીયા ખબર આપેછે કે, " Out of about 200 candidates who were examined in London for five Government appointments in the Forest Department of India Mr. Framjee Rustomjee Desaee was declared to be one of the successful competitors. The salary attached to the office is Rs 250 per mensem to commence with Mr. Framjee had been prosecuting his studies in England for some time, and, before coming out to India, will have to travel over the

**ઈંગ્લંડમાં પાસ થનાર પહેલવેહેલો નોશાકરો.**

continent to gain special knowledge connected with the Forest Department."

**"સોરાબ બાગ." તથા "નસરવાન બાગ.":**—બહારગામથી નવસારીમાં આવનારા પારસીઓને ઉતારા માટે બહુ અગવડ પડવાથી, નવસારીના વતની આ૦ કાવશજી શેરાબજી ભેદવારે પારસી મુસાફરોને વાપરવા તથા નવસારીના જરથોસ્તીઓને સર અવસરે વાપરવા, પોતાના મરહુમ બાઈ કુંવરબાઈ તે એ૦ દાદાભાઈ નશરવાનજી ભેદવારના ધણીઆણીના પુનને માટે, એક ધર્મશાળા બંધાવી તેને પોતાના બાવા એ૦ સોરાબજી પાલણજી ભેદવારના નામ ઉપરથી "સોરાબ બાગ" નામ આપી ઈ. સ. ૧૮૬૮માં ખુલ્લી મૂકી હતી, અને તેની મરામત માટે રૂ. ૨૦૦૦ એલાહેદા કાઢ્યા હતા, તથા એ મકાન તૈયાર થયાની ખુશાલીમાં બીજે દહાડે નવસારીના તમામ મરદોની, અને ત્રીજે દહાડે તમામ ઓરતોની ન્યાત જમાડી હતી.

ઉપલી ધર્મશાળા તૈયાર થયા પછી ચાર મહિના રહીને એ મકાનથી થોડેજ છેટે, એ૦ નશરવાનજી ખરશેદજી કાંગાએ અહિંઆના જરથોસ્તીઓને વાપરવા તેમજ બહાર ગામના પારસીઓને ઉતરવા "નોસરવાન બાગ" નામે એક ધર્મશાળા બંધાવી ખુલ્લી મૂકી હતી. તેની મરામતને માટે રૂ. ૨૦૦૦ એલાહેદા કાઢ્યા હતા.

**શાપુરજી સકલાતવાલા.** શેઠ દોરાબજી જમશેદજી શકલાતવાલાના ચોથા દીકરા શેઠ શાપુરજી જેઓ પોતાના બાપની સાથે સકલાતનો બહોળો વેપાર ચલાવતા હતા તેઓ એક નોશાકરા હતા. તેઓ ઈ. સ. ૧૮૫૩થી બાપના મરણને લીધે "દોરાબજી જમશેદજીના છોકરાઓ"ને નામે વેપાર ચલાવતા હતા. વળી તે ઉપરાંત ઈ. સ. ૧૮૬૦થી એમણે નવસારીના વતની શેઠો નશરવાનજી રતનજી તાતા, તથા જમશેદજી નશરવાનજી તાતા તથા મુંબઈના શેઠ કહાનદાસ નારણદાસ સાથે "નશરવાનજી રતનજીની કુંપની"ના નામથી બીજો વેપાર તથા કંટ્રાકટ ચલાવતા હતા. મુંબઈની યુનાઇટેડ સ્પીનીંગ એન્ડ વીવીંગ કુંપનીના એઓ ડાયરેકટર હતા. આરબો સાથેના નાનપણના જ પરિચયને લીધે એઓ અરબી ભાષા અચ્છી જાણતા હતા. એઓ ઈ. સ. ૧૮૬૮માં ૬૦ વરસની વયે ગુજર્યા હતા.

## પ્રકરણ ૬૩ મું. પાદરી વિલ્સન નવસારીમાં.

મુંબઈના પ્રખ્યાત પાદરી રેવરંડ ડાકટર જોન વિલ્સન ડી. ડી. જે મુંબઈમાં ઈ. સ. ૧૮૨૯ની સુમારે આવી, દાહડાઓ સુધી ત્યાં રહી પોતાના ધર્મમાં હિંદુસ્થાનમાં લોકોને વટલાવામાં ફતેહ પામ્યો હતો, તથા જેના માનમાં મુંબઈમાં વિલ્સન કૉલેજ સ્થપાયેલી છે, અને જે વિદ્વાનને પારસી, હીંદુ વગેરે મુંબઈની સઘળી જ્ઞાતની લોકોએ ગવર્નરના પ્રમુખપણા હેઠળ માનપત્ર આપી રૂપાનો એક "સીલ્વર" તથા રૂ. ૨૭૦૦૦ નું ફંડ ભેગું કરી તેનું વ્યાજ, આપતું કર્યું હતું, તે પાદરી વિલ્સને

ચુપચુપ નવસારીમાં ઈ. સ. ૧૮૪૪-૪૫ (સંવત ૧૯૦૦)ના અરસામાં આવ્યો હતો. કાલીઆવાડીમાં તેણે પોતાનો મુકામ રાખ્યો હતો, અને ત્રણ દિવસ રહી પોતાનું નામ જણાવ્યા વગર, શોધખોળ ચલાવવા લાગ્યો. એક દહાડે પાછલા પોહોરે ઘોડા ઉપર ફરતો ફરતો દેસાઇજીના આતશબહેરામ આગળ આવી ઘોડા ઉપરથી ઉતરી પડી, આતશબહેરામ સાહેબના પહેલા દરવાજામાં દાખલ થયો. તે વેળાએ વાગદાર મોબેદો આ૦ નવરોજી જમશેદજી બામજી અને રૂસ્તમજી ખરશેદજી ગારા અગ્યારીના અંદરના ભાગમાં ગભરાટથી બુમો પાડતાં ચાલી ગયા; "ટોપીવાળો અગ્યારીમાં દાખલ થયો છે." ત્યાં દેસાઈ ફરદુનજી હોરમજી ઉર્ફે "જીજીસાહેબ" હાજર હતા, તેમણે આતશબહેરામના જુના બંગલાની સીડી આગળ તેને રોકી રાખ્યો. તે અંદર જવા માગે પણ જીજીસાહેબ, તે કાંઈ સમજી શકે નહીં, એટલે હોજતોજી કર્યા કરે. એવામાં મર્હુમ દસ્તુર જમશેદજી રૂસ્તમજી જામાસપ આશા આવી લાગ્યા. તેમણે વિલ્સનને ફારસી ભાષામાં સવાલ કર્યો. તે વેળાએ વિલ્સન ફારસી સમજતો હતો, પણ બોલતાં અચકાતો હતો. જ્યારે વિલ્સનને ખબર થઈ કે એતો પવિત્ર આતશનો કેબલો છે, તેવોંજ દરગુજર ચાહી બહાર નીકળી પડયો. આ વખતે દેસાઈજી બરજોરજી નવરોજીવાલું મોટું ઘર બંધાયલું નહતું. તે જગા ઉપર જમશેદજી દસ્તુર સાથે ઉભા રહી લાંબો વખત સુધી વાતો ચલાવી. બન્નેની ગોફતેગો જરથોસ્તી ધર્મ સંબંધી હતી. તે પછી તેણે જરથોસ્તી ધર્મની કેતાબો જોવા ઈચ્છા બતાવી. જમશેદજી દસ્તુર ઘણા કાબેલ, અને સ્વતંત્ર વિચારના એક ખરેખરા નોશાકરા નર હતા, તેમનું ઘર આતશબહેરામવાલા મહોલ્લામાંજ હોવાથી ત્યાં તેને લઈ જઈ પોતાના ઓટલા ઉપર બહાર બેસાડી ધર્મની જુની કેતાબો બતાવવા માંડી. એ ઘર આગળ તે નવાઈ જેવું જોવા લોકોની ઠઠ મળી હતી. વિલ્સને કેટલીક કેતાબો પોતે વેચાતી લેવા ચાહી, પણ તે વેળાના નવસારીના ધર્મચુસ્ત દસ્તુર મોબેદો અમલ બાપદાદાની કેતાબો કદિપણ ઘરમાંથી બહાર કાઢતા ન હોવાથી, તે કેતાબો વેચવા સાફ ના પાડી! વિલ્સન આથી ઘણો દિલગીર થઈ ગયો. તે કેતાબોમાં શાહનામાનો પાછલો ભાગ, તેનું અરધું દફતર હતું, જે સને ૯૦૦ માં લખાયલું હતું. તેના રૂા. ૩૦૦ આપવા વિલ્સને જણાવ્યું. જમશેદજી દસ્તુર જોકે ગરીબ હાલતના હતા છતાં સાફ ના પાડી! એ વખતે તેમના બેટા દસ્તુર ખરશેદજી, જેઓ હાલના મઉના વડા દસ્તુર છે, તેઓ જોકે હેરબદ થયના નોહતા, તોપણ ઈજશને, વદીદાદ, વીસ્પરદ ભણી જાણતા હતા, તેઓ પાસે વિલ્સને તે અવસ્તાઈ કલામો ભણાવી પોતે ખુશ ખુશ થઈ ગયો અને રૂા. ૫) આશોદાદ આપવા કર્યા, પણ જમશેદજી દસ્તુરે તે લેવાને પણ ના પડી, કેમકે જુદદીનને હાથની અશોદાદ લેવી, તે વેળાએ ગુનાહ ભરેલું સમજવામાં આવતું. તોપણ તેમની ગરીબી હાલત છતાં, એ આશોદાદ વગેરે ન લીધાથી કેટલાક લોકોએ તેમને ઠપકો આપ્યો હતો. કેટલાક લાં ને સુમારે તે નાસીપાશીથી છુટો પડયો હતો.

જોકે, મુંબઇમાં પાદરી વિલ્સન બધાંને વટલાવેછે, એવી વાતથી ચોતરફ હિંદમા લોકો બ્હી ગયાં હતાં, પરંતુ નવસારીમાં તે જેટલો વખત રહ્યા તેટલો વખત એ વિલ્સન પાદરી છે એમ કોઈના જાણવામાં આવ્યું નહોતું, પણ વિલ્સને પોતે જ્યારે મુંબાઈમાં

તે વિષે ઘણાઓની આગળ ઉપની ધી ફરીઆદ કરી ત્યારે એક મહીનો રહીને મુબઈથી નવસારી ખાતે ઠપકાના કાગળો લખાઈ આવ્યા કે "પાદરી વિલસન નવસારીમા આવ્યો તેને જમશેદજી દસ્તુરે મધી દીન ધરમની કેતાબો દેખાડીને વધુ કરી આપ્યુ તે સારૂ નહીં, કેમકે તેતો પારસીઓને વટલાવે છે

એ જમશેદજી દસ્તુર સ્વતત્ર વિચારના પરના ચતુર હોવાથી, અત્ર હેડમાસ્તર મરહુમ શોરાબજી નજીફદારને ત્યા પાઠની વાતે જ્યારતમા ગયાથી થોડાક વખત છુદા પાડેના, પણ તેની બિલકુલ પરવા ન કરનાથી ઉલટા પોતે કહેતા કે, મે સઘાઓને ન્યાતબહાર મૂકેનાછે આખરે અન્જુમને તેઓ સાથે પાછી સલાહ કરવાનુ વાજબી વિચાર્યું હતુ એ પ્રમાણે ડાક્ટર વિલ્સન પણ નવસારીની મુલાકાત લઈ ગયોછે

**દાદાભાઈ વાછા**

નવસારીના વતની શેઠ દાદાભાઈ માણેકજી વાછા, તે શેઠ માણેકજી જીજીભાઈ વાછાના નાના દીકરા, પોતાના કાકા મર્હુમ જમશેદજી તરફથી વ્યાપાર માટે ચીન જઈ સારી પુંજી મેળવી પ્રખ્યાત થયા હતા, અને તે પુંજીનો મોટો ભાગ, પોતાના કુટુબમા ઓધે ઉતરતા આવેલા "સખાવત"ના વારસાની રૂએ, ધર્મખાતે આપ્યો હતો

**હુઅરસ્તે ઉર્ફે જનરલ ફંડ**—નવસારીની અન્જુમનને લગતા ધર્મના કામો કરવાને માટે તા ૧૭ મે ૧૮૭૦ ને દીને અત્રેની અન્જુમને ભેગી મળી "નવસારી હુઅરસ્તે ફડ" યાને નવસારીના જરથોસ્તીઓનુ નેક કામને લગતુ ફડ ઉભુ કીધુ હતુ, અને તેના વ્યાજમાથી પ્રથમ જરથોસ્તી રવાનોને અવલ મજલ પહોચાડવાના કારણસર નવસારી ખાતે દોખમા સુધી જે રસ્તો બધાય તેની ઘટતી મરામત કરવાનો, તથા તે ઉપરાંત જે વધુ ઉપજ થાય તો દરરોજની એક ઈજશની તથા આફ્રીગાન બાજ અને દર ફરવરદીન રોજે દોખમા આગળ જશન કરવાનો, તથા તે કરતા પણ વધુ ઉપજ થાય તો દરસાલનો તીરમહીનાનો એક શકેરી ધાહબાર કરવાનો, વગેરે ઠરાવો થયા હતા એ ફડનો વહીવટ ચલાવવા માટે દેશાઈ બરજોરજી પાલણજી (શરનશીન તથા ખજાનચી) તથા તે વેળાના હૈયાત દસ્તુર કેકોબાદજીના બેટા માહીઆરજી (નાયબ શરનશીન તથા ખજાનચી), દેશાઇ મનચેરજી બરજોરજી (સેક્રેટરી), તથા જામાસપજી એદલજી દેશાઇ (પોલ્યા), નવરોજજી રતનજી કતાર, માણેકજી બેરામજી મુનશી, જામાસપજી રૂસ્તમજી ગારડા, એદલજી રૂસ્તમજી ગાઘે, ફરામજી ફકીરજી તબોલી તથા રતનજી પેશતનજી સુતરીઆને ટ્રસ્ટીઓ નીમ્યા હતા

તે પછી તા ૪ ડીસેમ્બર ૧૮૭૭ ને દીને નવા ઉભા થયલા અગ્રેજી નામ સાથના "જનરલ ફડ" સાથે, અસ્તાઇ ચાલવાનુ "હુઅરેસ્તે ફડ" જોડી નાખવામા આવ્યુ, તેમા રૂ ૪૯૫૫ (તે મધે નવસારી ખાતે રૂ ૩૮૦૪ અને મુબઇના રૂ ૧૫૫૧) પૈકી ૨॥ વર્ષના વ્યાજ મધેથી ખરચ બાદ જતા રૂ ૪૦૦૦ની સરકારી નોટ અને રૂ ૩૫૫ રોકડા, નવા ફડમા આપી, હુઅરેસ્તે ફડનો હિસાબ બધ કર્યો હતો એ ફડના પાછળથી ૧૧ નવા સભાસદો થયા હતા તેમા મુખ્ય ભાગ બેહેદીન હોરમજી આશાજી હવાલદાર નામના "નવસારીના નવરોજી ફરદુનજી" ગણાતા એક ઘણા હિમતવાન, અને કદિ છોડે નહીં એવા મજબુત અને દૃઢ વિચારના નરે એ

ફંડના રક્ષણ માટે કોર્ટ દરબારે પૈસા ટકાથી હેરાન થઇ નવસારીની અચ્છી સેવા બજાવી હતી, જેના માનમાં એઓ જ્યારે ઇ. સ. ૧૮૯૫માં ગુજરી ગયા, ત્યારે એક અહરથે રૂા. ૩૦૦ની રકમ એલાહેદી કાઢેલી જણાવી હતી. હાલ (૧૮૯૮નાં સાલમાં) એ જનરલ ફંડમાં આશરે રૂા. ૧૨૦૦૦ની થાપણ થયેલીછે. એ ફંડના વહિવટમાં સ્વતંત્ર વિચારના મરહુમ દેસાઈ બરજોરજી પાલણજીએ ઘણી મહેનત અને જહેમતથી સારો વધારો કર્યો હતો, જેના બદલામાં તેમને એક શાલ અન્જુમને ઓરાડી હતી.

**કબીસાની તકરાર.** ઇ. સ. ૧૮૭૦માં કબીસાની તકરાર ચોતરફ ફેલાયલી હોવાથી નવસારીના વિદ્વાન એરવદ મનચેરજી શાપુરજી વાછાએ, વડા દેસાઇજી બરજોરજી નવરોજીના પ્રમુખપણા હેઠળ તા. ૨૨ મે ૧૮૭૦ ને દીને " કબીસા " વિષે એક છટાદાર ભાષણ કર્યું હતું.

એ કબીસાની સમજણ એવીછે કેઃ—હાલમાં પારસીઓમાં બે મુખ્ય વિભાગો છે. ૧. કદમી, અને ૨. રસમી અથવા શહેનશાહી. કદમી યાને કદિમિ અથવા કદિમથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે ચાલનારા અને રસમી એટલે ચાલતી આવેલી રસમને અવલંબી વર્તનારા, અને ઇરાનના શહેનશાહના રિવાજ પ્રમાણેની ગણત્રિ ગણનારા, તે ઉપરથી શહેનશાહી પણ કહેવાયછે. એ વિભાગો મી. બ. બ. પટેલના કહેવા પ્રમાણે ઈ. સ. ૧૭૪૫થી પડેલાછે. એ બે વિભાગો થવાનું કારણ આ છે, જે કેટલાક પારસીઓ અમુક મહિનો ગણે છે, તે બીજા કેટલાકો ન ગણતાં તેની આગળનો ગણે છે. યાને કદિમીઓ એક મહીનો આગળ અને શેહેનશાહીઓ એક મહીનો પાછળ ગણે છે: કદમિઓનો અરદીબેહેસ્ત મહિનો હોય તો શેહેનશાહીઓનો ફરવરદીન મહિનો હોયછે. એક મહિનો પાછળ ગણનારાઓની દલીલ એવી છે કે, ઇરાનથી પારસીઓ હિંદમાં નાશી આવ્યા પછી એક કબિસો ( ૩૬૫ દહાડાનું એક વરસ એવો હિસાબ મેળવવા દર ૧૨૦ વરસે એક મહિનો ઉમેરવાના રિવાજને કબિસો અથવા કબીસો કહે છે ) કીધો છે. જેઓ એક મહિનો આગળ છે, તેઓ કહેછે કે એ કબીસો આપણે કીધો નથી. એવી તકરાર ઘણા વરસો સુધી જેસભેર ચાલ્યા પછી અંતે ઈ. સ. ૧૭૪૫માં કદમીઓએ એક મહિનો આગમચથી મુકતાદ માંડવા શરૂ કીધા, તે દિવસથી કદમી અને રસમી એવા બે ભાગો થયા. એક મહિનો આગળ રોજ માહ ગણવાની રીત અરમાનીના દલાલ શેઠ માણેકજી એદલજી અરમાનીએ છેક સને ૧૭૨૨થી શરૂ કરી હતી એમ કહેછે.

**૧૮૭૧. કેકોબાદજી દસ્તુર.** નવસારીના દસ્તુર રૂસ્તમજી નશરવાનજીના વડા બેટા દસ્તુર કેકોબાદજી, તે હાલના દસ્તુર દારાબજી માહીયારજીના બપાવા ૫૭ વરસની વયે તા. ૮ જાનેવારી ૧૮૭૧ને દીને ગુજર્યા હતા. પોતાના બાપના મરણથી ઈ. સ. ૧૮૩૭માં એમને દસ્તુરી મળી હતી. એમના વખતમાં નવસારી પંથકને તાબેના આસપાસના ઘણાં ગામોમાં નવી દરેહમેહેરો અને દોખમાઓ બંધાયાં હતાં. નવસારીમાં પારસી પંચાયતના તથા સર જમશેદજી જીજીભાઇના ચૅરીટી ફંડના ધર્મના કામોમાં ઇ. સ. ૧૮૫૦થી એઓ એક મુખ્ય મેમ્બર હતા. ઇ. સ. ૧૮૬૧માં કૈલાસવાસી ખંડેરાવ

મહારાજાની એમણે મુલાકાત લીધાથી એમને કસબી સાલ તથા પાઘડી ભેટ મળ્યાં હતાં તેમજ મહારાજે પોતાના વરડાં માતાજી સાથે પણ એઓને ઓળખાવ્યા હતા.

" દસ્તુર કેકોબાદજીએ ૬૪ વર્ષની લાંબામાં લાંબી દસ્તુરી ભોગવી, ત્યારે તેમના બેટા મેહેરજીરાણા તે હાલના વડા દસ્તુર કાવસજીના બાવાએ

**બીજા મેહેરજીરાણા** ૩૪ મહિનાનીજ ટુંકામાં ટુંકી દસ્તુરી ભોગવી ઈ. સ. ૧૮૭૧માં ગુજરી ગયા. એમના બાપના મરણથી ઇ. સ. ૧૮૭૦માં દસ્તુરી મળી હતી. એઓ ઘણા સીધા અને ભણનાર ગણનાર હતા. જો એમની દસ્તુરી થોડાં વધારે વર્ષ લંબાઇ હોત તો એમના ખાનદાનને તેમજ નવસારીને ઘણો લાભ થાત એમ એમના ભલા સ્વભાવ ઉપરથી બુજર્ગો મત આપતા રહ્યા છે.

**છેલ્લા ગાદીનશીન દેશાઇઓઃ**—પ્રથમ છુટી છુટી હકીકત નવસારીના છ ગાદીનશીન દેશાઇઓ વિષે આપણે જણાવી છે. હવે બાકીના ચાર જે ગાદીનશીન થઇ ગયા, તેઓ વિષેની સામટી હકીકત જણાવીએ.

**૧. એ૦ હોરમજ એ૦ રૂસ્તમઃ**—દેશાઈ રૂસ્તમજી મનચેરજીના બીજા બેટા. નવસારીના વડા દેસાઈની ગાદી ઉપર સાતમા દેસાઈ લેખે એઓ આવ્યા હતા. એઓ " હોરમજીભાઈ "ને નામે સાધારણ રીતે ઓળખાતા હતા. એમનો જન્મ સંવત ૧૮૪૦માં થયો હતો. તા. ૪ મે ૧૮૫૫ ઇસવી રોજ ૧૧ માહ ૮, ૧૨૨૪, યઝદેઝર્દીને દીને એમના ભાઈ ખરશેદજીભાઈની ગાદીએ તેમના ઉઠમણાને દીને આવ્યા હતા. સ્વભાવે હદ બહાર ભોળા હતા. એઓ પોતાના બપાવાના પિત્રાઇ ભાઈ તહેમુરજી રૂસ્તમજીના પાવર્ક થયા હતા. તેથી એ૦ હોરમજ એ૦ તેહમુર નામ ફેહરેસ્તમાં લેવાય છે. એઓ સંવત ૧૯૧૪માં ગુજરી ગયા હતા. તા. ૬ મે ૧૮૫૫નું જામે જમશેદ એમના મોટે કહે છેઃ—" હમો સારીપેઠે જાણીએચ કે દેશાઈ હોરમજજી પોતાના વડવાઓની જગો માનભરેલી રીતે ચલાવવાને લાએક છે. "

**૨. એ. તેહમુરસ્પ એ. બેહમનઃ**—એઓ દેશાઇની ગાદી ઉપર આઠમા દેશાઇ હતા. એમના બાપ દેશાઈ જમશેદજી વરસો સુધી ગાયકવાડ સરકાર સાથે લડાઇ ચલાવી તેનાં મીઠાં ફળ ચાખ્યા વિના ગુજરી ગયાં હતા, તેના ફળો એ દેશાઇજીના વખતમાં મળ્યા હતા. એઓ ઘણો ભાગ મુંબઇનાજ એક શેઠીયા તરીકે મુંબઇમાંજ રેહેતા હોવાથી એમની વતી દેશાઈજી બરજોરજી નવરોજી દેશાઇગીરૂ ચલાવતા હતા. એમનો જન્મ સંવત ૧૮૬૧માં થયો હતો. મુંબઇમાં નાવર મરાતબ કરવા સારૂ એમણે મોજનો જાહેર કરી હતી, તે ફતેહ પામવા પામી નહી હતી. એઓ સંવત ૧૯૩૨માં મરણ પામ્યા હતા. મુંબઇના દરેક મોટાં જાહેર કામોમાં એમનો આગેવાની ભર્યો ભાગ હતો, એમ મુંબઇની પારસીઓને લગતી તવારીખોમાંથી જણાઇ આવે છે. મરહુમ હોશીઆર, અને પરહેઝગાર હતા.

**૩. એ૦ બરજોર એ૦ નવરોજ.** નવસારીના દેસાઈની ગાદી ઉપર નવમા દેસાઇ લેખે દેસાઈ બરજોરજીભાઇ આવ્યા હતા. નવમા હોવાથી નવસો વીઘો અને નવસો ખટપટો એમની કારકીર્દી વખતે જાગી હતી. એમનો જન્મ સંવત ૧૮૬૪નો શ્રાવણ વદ ૧૦ના રોજ થયો હતો. વેહેવલવાલા દેસાઈ શેઠજીભાઇની દીકરીના એઓ

દીકરા થાય. જેણે ગાયા રીજંટ તરીકે એમની કારકીર્દી દેસાઈ નહેમુરજીની ગેરહાજરીમાં ચાલી હતી. દેસાઈ ખાનદાન ઉપર સવા લાખ રૂપીયાની જે વેળાએ ગાયકવાડ સરકારમાં તવાઈ આવી પડી હતી, તે એમની કુનેહથી ખાનદાનના લાભમાં ઉતરી હતી. એમણે પોતાના વડવાઓથી ઉતરતું આવેલુ રૂા. ૩૮૮નું અંગ્રેજ સરકાર તરફથી પોલીટીકલ પેન્શન મળતું હતું. તે એમના મરણ પછી બંધ પડયું હતું. દેસાઇ ખુરશેદજીવાળા અત્રેના આતશબહેરામમાં રૂપાનું પાતરૂં ચઢાવતી વેળા થયલા ઝઘડાનો પોતાને મનમાનતો નીકાલ એમના વખતમાં આવ્યો હતો. મ્યુનીસીપાલીટીમાં રૈયતને પણ ભાગ આપવામાં એમની પહેલ હતી, અને તે વિષે સંવત ૧૯૧૯માં એઓ અને સરકાર વચ્ચે લખાણો ચાલ્યાં હતાં. એમને ખંડેરાવ ગાયકવાડ સાથે ગાઢી મિત્રાચારી હતી અને સંવત ૧૮૫૭ના બળવા વખતે ખંડેરાવ મહારાજે અંગ્રેજ સરકારને મદદ કરવીજ જોઇએ' એવી એમની ખંતીલી સલાહ ઉપરથી મહારાજે બીજા મંત્રીઓની સલાહ લઈ તેજ પ્રમાણે વર્તન કર્યું હતું. અકાબરોની સાક્ષી કોર્ટમાં ન લેતાં કમિશનથી લેવાનો રાર્વ એમનાથી થયો હતો. એક 'અચ્છા ઘોડેસ્વાર' લેખે એમનું નામ પ્રસિદ્ધ છે. છત્રના સરકસમાં આજે ઘોડાના જેવા ખેલો થાય છે, તેવા કેટલાક એમણે નાનપણથી કરવા માંડતાં જોખમો પણ ખેડયાં હતાં. ગઝલો જોડવા તથા ગાવા વગેરેનો એમનો શોખ જાણીતોછે. પારસીઓને નાતરાં વગેરેની રજા સરકારમાંથી ન લેતાં પારસી અકાબરો સાથેજ સંબંધ રાખવા જેવો ધારો એમણે પસાર કરાવ્યો હતો. પોતાની ઑટોબાયોગ્રાફી એમણે કરૂણારસીક લખેલી, તથા કેટલીક વાર્તાઓ, કેટલીક પોતાની બનાવેલી ગઝલો, પોતાના ખાસ ઘોડાની વિસ્મય પમાડનારી તવારીખ, ઘોડાના તથા બીજા જાનવરો અને માણસો વિગેરેની દવાના નુસકાસંગ્રહ, વિગેરે ઘણીક કેતાબો એમણે લખેલી વગર છપાવે ઉધઇનો ખોરાક થવા લાગી છે. ખોદાનું ચાહવું થશે તો "અહેવાલે બરજોર"માં તે વિષે રસભરી હકીકત આપણે વાંચીશું. ફારસી, મરાઠી, વગેરેનું જ્ઞાન હોવાથી વાતોના, કહેવતોના, બેતોના, દોહરાઓના અને ગઝલો કે કવિતાના દાખલા આપવામાં એઓ સમયસુચક હતા. ધરમપુરના રાજા વિજયદેવજી, મુંબઇના પહેલા બૅરોનેટ, ત્યા બીજા બૅરોનેટ, તથા રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ સાથે તથા વાડીઆજી જીજીભાઈ દાદાભાઇ અને છોકરાઓ વગેરે સાથે એમને ઘણી દોસ્તી અને મહોબ્બત હતી. મરણ સંવત ૧૯૪૦ માં થયું. એમની લાગવગ, કુનેહ, અને સારી સમજથી પોતાના મોટા દેસાઇ ખાનદાનવાળાઓના બડોળાં વતન, ઇનામી ગામ, પાલખી વગેરેની આસામી, તથા દેસાઇગરાંની હક્ક દસ્તુરીના સરકાર સાથે પાકા બંદોબસ્ત થવાથી આજસુધી તે સર્વે સુરક્ષીતપણે એ કુટુંબ ભોગવેછે.

**૪-એ૦ મીનોચેહર એ૦ હોરમજ.** એવણ ૭મા દેસાઈ હોરમજજીભાઇના બેટા થાય. એમનો જન્મ સંવત ૧૮૭૦માં થયો હતો. એમની યાદદાસ્તશકિત અજાયબ જેવી હતી. દશ દશ પંદર પંદર પેઢીઓના કુટુંબીઓમાં થયલાં જન્મ, મરણો, લગ્નો વગેરેની આબાદ હકીકત પટપટ બોલી જતા હતા. માત્ર છ માસ દેસાઇગરૂ ચલાવી સંવત ૧૯૪૦માં મરણ પામ્યા હતા. દેખાવમાં ખુબસુરત, સ્વભાવમાં ભોળા અને નીતિમાં પરહેઝગાર હતા.

**૫–એ૦ જામાસ્પ ઍા૦ જાગીર.** એવણુ કાંઇ વડા દેસાઇની ગાદીએ આવ્યા નહોતા, પણ દેસાઈની ગાદીને છેક લાયક, એવા એક બુજરેગનો ગાદી ઉપર આવવાના વખત ન આવવાથી, વિવેકને ખાતર તેમના બુજરેગો તરફથી અન્જુમન ઉપર થયના ઉપકારો ધ્યાનમા લઇ ફેહરેસતમા એમનું નામ લેવાયછે એઓ દફા દેસાઇ ખરશેદજીના બેટા હતા પોતાના વડા ભાઇ જાંગીરજીના પાનક થયા હતા એમણે સતત ૧૭ વરસ વડોદરા ખાતે રહી પોતાના બેટા સાથે કેટલાક સરકારી કામો કર્યા હતા જયારે શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇ કુટુબસહ વડોદરે ગયના તે વેળાએ એમની તથા એમના બેટા દેસાઈ બેજનજીની મહેનતથી ગાયકવાડના દિવાને પણ સામીનગીરી આપી, શેઠ સોરાબજીને પ્રજા તરફતુ માનપત્ર અપાવ્યું હતુ સવત ૧૮૬૫ મા જન્મી સવત ૧૯૩૧મા મરણ પામ્યા હતા વડોદરામા પ્રથમ નીકળેની દરગદાર કચેરી, જે હાલની સરદાર કોર્ટને નામે ઓળખાયછે તેના, એમને નવસારીના મોટા દેસાઈ તરફથી જડજ લેખે સન્કારથી ઠરાવામા આવ્યા હતા.

**૬–એ૦ બેહમન એ૦ એદલઃ**—એમના બાપ તો નાનાભાઇ હતા, પણ પોતાના પીત્રાઇ એદલજીના પાનક થયા હતા. એઓ મોનીઆ દેસાઇ હતા મોટા દેસાઇથી એઓ જુદા હતા. પણ દેસાઇ બરજોરજીભાઇ સાથે એમને ધાડી મીત્રાચારી હતી સ્વભાવે ઘણા ભોળા હતા અગે કદાવર, જબાને બોનીદરાજ, અને શાણા હતા. ફારસી ભાષાનુ થોડુક જ્ઞાન પણ હતુ. એઓ ઈ સ ૧૮૮૯મા ગુજર્યાં હતા

---

## પ્રકરણ ૬૪ મુ — ભગર્યાઓનો ગ્રેટ ચાર્ટર

આજે ભગરીઆ પથક પોતાના ટોળા ઉપર જે સ્વામિત્વ ભોગવે છે, તથા પોતાના તાબાના મોબેદોને ઇ સ ૧૭૩૩ના કાયદાની રૂએ બધારણમા નાખી શકેછે, તે મુખ્ય લેખ તા ૨૬ અકટોબર ૧૭૩૩મા થયો હતો એ દીને નવસારીના તમામ ભગરીઆ મોબેદોએ એકઠા મળી એક મુખ્ય કરારનામુ કરી પોતપોતામા એવા એકરાર કર્યો કે—" અસલ આપણા વડા વડોરાની ગાહ તથા લખીઆ માફક આપણા પંથકો જે નવસારીનો મોટો મોહોલો તથા મલેસર ફળીઓ, તથા ગણદેવી, બીલીમોરા, કેશલીપાટી, વનઆડ, બેહધર, કરાડી, મહુઆ, શીઓદપુણી, આમલી, તવડી, મરોલી, તથા પેરીગમ વસાઇ, થાણા, મુમ્બઈ, કલ્યાણી, ભીમરડી, ચેઓલ, દીવ, તેમજ વાસડા ખડકા, તથા વેઆરે પાનના વગેરે જગાઓપર આપણા જજમાનો બહેદીનો રહેછે તથા હવે પછી રહેશે તેઓને ઘરનુ બાજ, બરશનુમ, વેવાહ, ગગરના, શેઆવ, શરોશ, આફરગાન, વગેરેનુ કામ કોઇબી મોબેદ અન્જુમનની રજા વગર જઇ એ કામો કરે તો તે અન્જુમનનો ગુનેહગાર ઠરે, અને રૂા ૨૫૧) ગુનેહગારીના ભરે જે મોબેદને અન્જુમન મોકલે તે જાય અને આલાદ જોઇએ ત નવસારીની દરેહમેહેરમાથી લઇ

---

*નવસારીમાં પારસીઓ બે જથ્થે રહેછે ૧–મોટો ફળીઓ અને ૨–મલેશર ફળીઓ એ મોટા ફળીઆને અગાઉ મોટો મહોલ્લો, એમ ઓળખવામા આવતો હતો

જાય " આ લેખ ઉપર દસ્તુર દાનાજી પાનણજી, દસ્તુર જમશેદજી રૂસ્તમજી નાણા, દેસાઇજી ખરશેદજી તહેમુરસ, કુકાજી મેહેરજી પોચ્યા દેસાઇ, જીવણજી હોમજી પોચ્યા દેસાઈ, વગેરે ૫૫ મોબેદોની સહીઓ છે

આ લેખ થવાથી બેહેદીનોમા વળી નવસર ખળભળ ચાલી, અને તેઓએ નાસી પામી અને નાચારીથી એક હિમતવાન લેખ કર્યો

**રસાકસીનો રમુજી અને રસીક રક્ષાપત્ર** —તા ૧૪ ડીસેબર ૧૭૩૪ને દીને, ઉપના ભગરીઆઓની માફક હવે નવસારીના તમામ બેહેદીનો ભેગા મળ્યા તેઓની મોટી સભા મળી તેમા નવમાનીના મોટે ફળીએ તથા મલેસનના, ગણદેવી, મહુવા, મરોલી, તવડી, શીઓદપુણી, બીલીમોરા, મેહધર, વરારી, આમલી, વગેરેના સમસ્ત બેહેદીનોએ નવસારીમા ભાગ લીધો તે સભામા મોબેદોના વહેવા, ગરગરના, શીઆવ, વગેરેના લવાજમો બાબે બદોબસ્તના નિચના ઠરાવો પસાર કીધા "સવત ૧૭૪૮ (ઈ સ ૧૬૯૨)મા સર્વે બેહેદીનોએ મળી જેમ ઠેર પુછે તેમ આપવુ, તથા જો તે બદોબસ્તો મુજબ મોબેદો નહીં ચાલે અને વધારે માગી કામ અટકાવે તો મોબેદ વિના કામ ચલાવીએ આશીરવાદ તથા ગગરનુ સાન્વા અટકાવે તો તન્દુરસ્તી પઢીને વહુવરને ઉઠાડી ઘેર લાવીએ શીઆવ તથા બાજ અટકાવે તો લોબાન મેલીને બાજ પોતાને ઘેર ખાઇએ અને શીઆવ પહેરીએ ઘેહમાગણુ અટકાવે તો મરોશગાજ તથા નીઆએશ તથા પટેટ પઢીને રવાનને દોખમે પહોચાડીએ તથા આ૦ મનોચેર હોમજી-વાની અગીઆરી જે સવત ૧૭૪૭ (ઈ સ ૧૬૯૧)થી અન્જુમને ઠરાવી છે તે બહાલ છે, તે અગીઆરી ઉપર સુખન નાવે તો નામજુર છે એ અગીઆરી સાર **પોતાનો જીવ જાન્માલ** આપીએ ને તે બાહાલ રાખીએ ' આ લેખ ઉપર રતનજી કુકાજી તનાગી, મનાજી કુકાજી તનાગી, ગમજી શાગર, બહેરામ ભાઇજી, નશરવાન ભાઇજી શાગર, જમશેદજી માણેકજી વાછા (સર જમશેદજીના વડવા,) પટેલ માણેકજી અસપદઆરજી, બન્જેનજી નવરોજી તનાગી, મિનોચેહેર કુકા, પટેલ મેહેરજી ડોરા, પેશી ગનજી, નવરોજજી રૂસ્તમજી, કાવસ જીવણ, પેશી આશા નાહનજી, અસપ-દીઆર માણેક લીમગ, દારાબ અસપદીઆર, શોરાબ જમશેદ, આદર જમશેદ કગરીના, માણેક શાપુર, આશા દારાબ ગેઆરા, જમશેદ રતન શીરવાઈ, અસપદીઆર દાદા શીરવાઇ તવડીઆ, માણેક બહેરામ પાહનણુ તવડીઆ, નવરોજ નરીમાન શેઠ, નાગમ શોરાબ માણેક, મગ્નેર નવરોજ, રૂસ્તમ નાનજી, બચા ધનજી ગાધી, હીરા રતન તવડીઆ, શાપુર નવરોજ શાગા, શુખનાજી આશાજી, રતનજી બહેરામજી રાણા, બહેરામ નવરોજી વાડીઆ, શેરાબજી રૂસ્તમજી ખોખરી, હોરમજી રૂસ્તમજી ગોખરી, બચા જમશેદ પેશીખાન વઇદ, માણેક દારાબ બહમન વજીફદાર, હોશગજી નાના વાછા, હીરજી જમશેદ સુઇ, નાનાભાઇ ફરામજી તવડીના, દારાબ ફરામ આશા, એગી શોરાબ, રતન દારાબ મહુવાના, હોમજી લીમજી મહુવાના, શોહરાબજી ભાઇજી મહુવાના, આશા ધનજી મહુવાના, નાનજી ધનજી મહુવાના, ગાધી કોહેઆ ખરશેદ કુકા, ચાદજી બહેરામજી ભાઇજી તવાગી, દારાબજી નાનજી કરાડીઆ, કાઉશજી રૂસ્તમજી અસપદી આરજી પટેલ, બચાજી રતનજી ખોખરી, ફરામજી પાનનજી મગરા, બેગા હોમજી વાછા,

મહ્મન ફીકા માણેક, નવરોજી જ્ઞાનશજી ચાદજી, નાના આના મકુના, જીના રુસ્તમ મરોલીઆ, નવરોજ નાહના મરોલીઆ, ગોરામ દાગામ સુર્ઈ, દાનામ હીરા દીગરીઆ, માણેક જીના દીગરીઆ વગેરે બહેદીનોની સહીઓ ૯

એ પ્રમાણે ઉપ્તેગાયના બહેદીનોએ જીતુ પગલુ ભર્યુ, એવુ પગલુ આગના જ વખતમા ભરાયનુ છે, એમ નથી, પણ ઠેક ઇ સ ૧૮૩૩મા કાઈક વાધાને લોધે મોબેદોએ બહેદીનોને ત્યાના કામો અટકા યા હતા, જેથી કેટલાક ફીનચુસ્ત **બેહેદીનોએ પોતે** થોડાક મહીના સુધી ઉપના બહેદીનોની માફકજ, લોકોને ત્યા બાજ આફ્રીગાન, ધેહમાન્ણુ, આશીર્વાદ, નવજોત વગેરેની ક્રિયા કીધી હતી। પશ્ચિમ તરફના ખડોમા જે મારામારી અને જે પ્રકારના વરવાધા રોમન કૅથલીક અને પ્રૉટેસ્ટટ પથો વચ્ચે ચાની તેનો પસરાત આજસુધી ચાલુ રહીછે, તેવાજ પ્રકારની આપણી નોશાકરી જુબેશ જાગૃત નહી હતી

**દોડધામનો દાહેકો**—ઇ સ ૧૭૪૦થી તા ભગરીયાઓ અને બહેદીનો વચ્ચેની લડાઇ, ભગરીયાઓ અને સંજાણા વચ્ચની મારામારી ભગરીયાઓ અને મીનોચેર હોમજી સાથનો ઝગડો, ભગરીયાઓ અને સુન્તાઓ સાથના વરવાધા, એવો દોડધામનોજ દાકેકો ચાલવા લાગ્યો હતો બધા કસોમા ભગરીયાઓ તો વાદી કે પ્રતિવાદી હતાજ હતા આગળ આપણે તે વિગની છુટી હકીકત તો સારવાર આપેલી છે હાલ તેનો મુદ્દાનો ભાગ અને તે ઉપરથી તે વખતની આપણી હાલત ઉપર પડતુ અજવાળુ જોના સારૂ નવી-ગાગત હાથ ધરીશુ ઇ સ ૧૭૪૦મા રાવ શ્રી ગગાજીરાવ ગાયકવાડે નવસારી મધે સંજાણાના આતશબહેરામની સાથે વસનારા સંજાણા મોબેદો આ૦ શાપુરજી બહેરામજી તથા આ૦ રૂસ્તમજી શેહેરીઆરજી વગેરેને પરવાનો કરી આપ્યો હતો કે, તમારી આતશની અગારીમા આશીર્વાદ જેને આપે તે બાબે કોઇનો દાવો નહીં, તથા જે કાઇ રાસમા આવે તે સરવે જેમ શુદામત વહેચી લેતા હતા તેમ વહેચી લીએ ગીજી દખશણા છુટી આપે તેમા કોઇને મુઝાહેમ નહી " આ પ્રમાણે સંજાણા સાથે દિનપ્રતિદિન વસાતુજ ચાલ્યા કીધાથી ભગરીઆઓએ સંજાણા સામે પોતાની ફરિયાદીની એક અરજી તૈયાર કરી, અને દેસાઈ ખરશેદજી તહમુરજી, પોરયા દેશાઇઓ કુકાજી મેહેરજી તથા જીવણજી માણેકજી અને દસ્તુરજી સાહેબ જામા પજી આશાજી એ ૪ મુખીઓના ડેપ્યુટેશન જોડે સોનગઢ ખાતે રાવ શ્રી ગગાજીરાવની હજુરમા તા ૫ સપ્ટેમ્બર ૧૭૪૦ના રોજે મોકલી આપી એ અરજી ગગાજીરાવને પહોચાડ્યા પછી ઉપના ચારે મુખીઓએ તા ૧૯ સપ્ટેમ્બર ૧૭૪૦ને દીને નવસારીની અન્જુમન ઉપર સોનગઢથી એક પત્ર લખી ખબર આપી કે, " ગગાજીરાવે સંજાણાઓને ફક્ત આતશબહેરામની મોબેદી દેવા તથા ભગરીઆઓને પોતાના પથકમા કામ કરવાનો હુકમ આપ્યો છે " વળી દેસાઈ ખરશેદજીએ એ વિગેનો એક કાગળ સુરત ખાતે શેઠ માણેકજી નવરોજી શેઠના ઉપર તા. ૨૨ સપ્ટેમ્બરને રોજ લખ્યો હતો, જેમા પોતાના સાથે સોનગઢ આવેલા દસ્તુરજી જામાસ્પજી આશાજી ( તે પ્રખ્યાત જામાસ્પ આશાના ખાનદાનના મુખ્ય વડીલ )ની કાબેલીયત વગેરે વિષે લખે છે કે " બીજુ

અરેજ એજે હમો દસ્તુર શ્રી. જામાશજી ગુ૦ આશાજીને તાંહા સાથે લઈ ગયા હતા. તાંહા આપના ધરમની ચરચા સુબેદાર સાહેબ આગળ ઘણી થાઈ. કાંએજે પહેલાં દેવાંનજી આગળ થાઈતી જે એ દેવાંનજીએ દસ્તુરનાં પઢાનીને આપણા ધરમની ખુબી ઘણી કહી. જેથી શુબેદારજીએ બોલાવા ને શરવે પુછું ઇજત ઘણી કીધી. તેપર પેહલાંતો આપણા શલોક પરી દેખાડા. તેથી શુબેદારજી ઘણાજ ખુશી થાએઆ ને આપણા ધરમથી વાકેફ થાએઆ ને ધની ખુબી ધરમની હર વખતે બોલા કરે જે લખવામાં આવે નહી. દશતુરજી તાં શંશકરત શકી પઢાથી ઘણાં ખુશાલ થાએઆ. એ વેળામાં હીંદોશતાંનમાં આપણા ટોલાને રોશંન કરાતે ખુબી લખવામેં આવતી નથી. એવી રાશતી દશતુરજીથી થાઇછે. શરવે વાતે દશતુરજીએ સવાલનાં જવાબ ગશતીથી ધરમને રાહના ઘણા સારા કરાછે. બીજા આએના જંદ અવશતાના શંશકરતમાં વાંચી દેખાડા તેથી ઘણી ખુબી જાહેર થઇછે."* આના જવાબમાં ભગરીઆઓના તમામ ટોલાએ

* નવસારીમાં જમાનાઓ થયા એવાજ પ્રકારની એક વાત, મહુંમ દસ્તુરજી પહેલા મહેરજીરાણા વીસે બોલાતી આવીછે. તે વાતની સચ્ચાઇ ઉપર હાલમાં શક નાખવામાં આવ્યોછે. અને મી. રૂ. પે. કરકરીયા જેવા વિદ્વાન તવારીખનવેશ એ વાત ખોટી છે એમ પુરવાર કરવા માગેછે, ગમે તેમ હોય. એક યા બીજી પક્ષ તરફ જાહેરમાં મારો અહના વિચાર આપવાથી હું પરહેજ રેહવાનું દુરસ્ત વિચારૂં છું. પરંતુ નવસારીની તવારીખ પહેલવહેલો જ તડકો જોતી હોવાથી તેમાં સિદ્ધ વાત, કે બોલાતી વાત, કે કથા, સર્વનો સમાવેશ કરવાનો હોવાથી નવસારીમાં જે વાત ચાલતી આવેલીછે તેજ માત્ર આપણે જણાવીએ.

એમ કહેછે કે, દિલ્લીના પાદશાહ અકબરે ઇ. સ. ૧૫૮૦–૮૧માં બધા ધર્મોનું સંશોધન કરી તેમાંથી સાત્વિકતત્વ ખેંચી કાઢી તેનો એકત્ર સંગ્રહ કરી, એક અકબરી મજહબ સ્થાપવાની નેમથી દેશ પરદેશના જૂદા જૂદા ધર્મોના માહેર મૌલવીઓની મેહેફીલ દિલ્લીમાં ભેગી કરી. હિંદુ, ખ્રિસ્તી, મુસલમાન, પારસી, બુધીસ્ટ વગેરે સર્વ ધર્મના પેશવાઓને ત્યાં બોલાવવામાં આવ્યા હતા. તેમાં નવસારી ખાતેથી જે પારસી પેશવાઓ ગયલાનું આઇને અકબરીમાં આવેલું છે, તે પારસીઓમાં મેહેરજીરાણા પણ ગયા હતા એમ કહેવાય છે. હીંદુ ધર્મનો પેશવા, જે કે જગ્તગુરૂના ખેતાબથી ઓળખાતો હતો, તેણે પોતાના યોગબળથી આકાશ ઉપર બીજો એક સુરજ બતાવી એમ પુરવાર કરવા માગ્યું કે હીંદુધર્મ સર્વોત્તમ છે. પાદશાહ અચરત થયો, અને આ એલમને જાહેર વ બાહેર પાડવા બીજા ધર્મવાલાઓની મકદુર પુછતાં, છેવટે પારસી ધરમગુરૂ મેહેરજીરાણાએ એ ગુઢ કરામત બતાવી આપવા બીડું ઝડપ્યું, અને તેઓએ પાક અવસ્તા વાણી નેક નેયતે ભણતાંની સાથેજ, બીજો ઉભો કરેલો સુર્ય, જે માત્ર એક સોનાની થાળી હતી, ને અદ્ધર લટકેલી હતી ત્યાંથી જમીન ઉપર આવી પડી. પાદશાહને એ નોશાકરા દસતુરજીએ જરથોસ્તી ધર્મની બીજી ખુબીઓ ભેગી આતશની ખુબીઓ સમજાવ્યાથી, કહેછે કે પાદશાહે પોતાના મહેલમાં આતશ બરપા કર્યો હતો. અને કુસ્તી શુદરેહ પહેરી જરથોસ્તી ધર્મ અખત્યાર કર્યો હતો, તથા મહેલમાં પોતાની રાણીઓ પાસે વરીક એ ધર્મ અખ્ત્યાર કરાવ્યો હતો અને મેહેરજી રાણાને ૨૦૦ વિંઘાનો વજીફો પારચોલ પરગણામાં ઇનામ દાખલ આપ્યો હતો. આ વાત જો ખરીજ હોય તો નવસારીની તવારીખનો તે એક શૃંગાર છે. પણ બીજા સાહેબો તે ઉપર શક બતાવી તે માનવાની ના પાડેછે. એ વાત વિષે વળી એક ઉર્દુ ભાષામાં ખ્યાલ પણ જોડાયલો ગવાયછે પરંતુ એટલી વાત તો ખોટી જ હોવી જોઇએ, કે પાદશાહે શુદરેહ કુસ્તી પહેરી જરથોસ્તી ધર્મ કબુલ કર્યો હોય; કારણ કે અકબર પાદશાહે એ ધર્મ અખત્યાર

સરવે રદ બદલની લખી જે જાણી ખુસી થાએઆછે. ખોદાતાલા તમારો બોલબાલા કરે ને રૂડાં કામ શીદ કરી આવો હમારી દોવા છે. ને શ્રી દાદરહોરમજદની તથા બેરાંમઅજિદની તથા મુકતાદમા વગેરે સરવે ફરેશતાની મદદ તમોને હોજો. બીજું કાગજ ૧ હમો ગવશ્રી

---

the sway of the Mahomedan Kings of Delhi The *Dastoors*, as well as the Desais were constantly in communication with the Delhi Court, and notwithstanding religious differences between the latter and the Parsees, the Parsee–Desais were entrusted with the collections of the public revenues on behalf of the Delhi Government

Of these Desais, the most distinguished was Changa Asha, who 400 years ago got from the Mogals the Desaigiri of Nowsaree and of Parchol Prugna. On failure of his heirs, the Desaigiri was transferred to Kekobadjee Meherjee Rana, who was Dastoor that is the high priest of the Parsees. His father as well as himself had gone to Delhi and obtained grants of extensive Vazifas which are known by the name of Ghel Kharee (ઘેલા ખારી તે ઉપરથી ઘેલખરી થયું છે.) and which the Dustoor family enjoy at the present day. In 1700 one Temooljee Rustomjee went to Delhi, and obtained the Desaigiri of Nowsary and of Parchol Pruagna. This Desai was the means of bringing Pilajee Rao Gaikwar to Nowsari from Songar in about 1720. This act of the Desai displeased the Nawab of Surat who had him arrested and imprisoned at Surat. Pilajee Rao Gaikwar however came to his rescue and he was liberated. Pilajee Rao then appointed his son Khursedjee as the Desai of Nowsary, and his heirs now enjoy certain Nemnooks from His Highness's Government.

The first Baronet Sir Jamserjee Jeejeebhai was a native of Nowsary." બાપણુ ગાંજળવા અરકાને દૌલત મહારાજની આસપાસ બીરાજેલા હતા, અને જે વેળાએ બાપણુ પુરું થયું તે વેળાએ રેસીડન્ટે મહારાજને ઉઠતી વખતે હાથ મીલાવતાં કહ્યું કે, "Remember Mahraja that you are made a king by the Parsee Desai of Nowsari."

જેનજ ખાતે જે પ્રસંગ ગાયકવાડ મહારાજની હજુર દસ્તુર જામાસ્પ આશાને પડયો હતો તેવોજ પ્રસંગ નવસારી ખાતે શ્રીમંત સરકાર કૈલાસવાસી ખંડેરાવ મહારાજની સ્વારી પધારી હતી, ને વેળાએ તે વેળાના દસ્તુર કેકોબાદજી રૂસ્તમજીને તા. ૭ માર્ચ ૧૮૬૧ના રોજે પડયો હતો. મહારાજની હજુરમાં અત્રેના દેસાઇઓ મુજરો કરવા ગયા, ત્યાં એ દસ્તુરજી પણ સાથે ગયા હતા. મહારાજે દસ્તુરજીને પોતાના ધર્મનો શ્લોક પડવા જણાવ્યો એટલે ત્યાં એક શેઠ મંચેરજી મેરવાનજી ગુરજીએ " યથા અહુ વૈરયો "ના કલામ પઢી જવા દસ્તુરજીને જણાવ્યુ તે પ્રમાણે અહુનવર આખી દસ્તુરજી પઢી ગયાથી મહારાજને તે અહુનવર પોતાના હિંદુ ધર્મના વેદોકત શ્લોક જેવું લાગ્યાથી ખુશી થયા, અને હિંદુ પારસી પ્રથમ એક જાતના મુળીઆં હોવાથી આર્ય છે એમ જાણી આનંદ પામ્યા હતા, અને દસ્તુરજીને એક દુજની ગાય તથા વાછરડીની બક્ષિસ કરી હતી

ગંગાજીઆવાને લેખોછે. આપા ગતે તો આપજો." વિગેરે. આ પ્રમાણે ગાયકવાડ સરકારે પાછી ભગરીયાઓની પક્ષ પકડેલી જોઈ ન શકાવાથી, એજ વરસમાં સુરતના કેટલાક બેહેદીનોએ દામાજીરાવ ગાયકવાડને એક અરજી કીધી કે, "સંજાણા મોબેદોને નવસારીમાં ધર્મની ક્રિયા કરતાં પાછા અટકાવ્યા તે અમોને કબુલ નથી, અને સંજાણા મોબેદોનાં બે વડાં ઘરો જે દસ્તુર ખરશેદજી કેકોબાદજી તથા દસ્તુર બરજોરજી કામદીનજીનાંછે તેને મનયે છેયે, અને ઊારને માનવો તથા દખણું આપવી તે કાંઇ જોરાવરીની નથી પોતાની રાજી હોય તેને આપવી." આવી રીતે વળી સંજાણા તરફથી સુરતીઆએ પ્રતિવાદીમાં પોતેજ માંગી લઇને દાખલ થયા, અને છેવટે દામાજીરાવ ગાયકવાડે ભગરીયાઓને એવું જડજમેંટ આપ્યું કે, "તમો તથા સંજાણા મોબેદો જેઓ નવસારીમાં વસે છે તેઓની ફરીઆદ પરથી અમોએ તજવીજ કરી સર્વે કાગળ પત્રો જોયા પરથી જાહેર થયું કે કદીમથી તમારા પંથકમાં સંજાણા મોબેદો જેઓ રહેછે તેનું જીવતાં મુંવાનું તથા ધરમનું કામ સર્વે તમો કરતાં આવ્યાછે, તથા આતશની પુંજાપાત, ભોગ, ફુલારૂં, વગેરે તેઓ કરતા આવ્યા છે, માટે તમારો કદીમ રાહચાલતો આવ્યા પ્રમાણે કરજો; અને કદી સંજાણા મોબેદો તમારાં પંથકમાં પોતાનું કામ મુવાં જીવતાંનું પોતે કરેતો તમોબી સંજાણા પંથકનાં આતશ અગીઆરીમાં આતશની બોએ દેજો."

જે વેળાએ શંજાણાઓ આતશબહેરામ લઇ પ્રથમ વલસાડ નાસી ગયા, તે વેળાએ તેઓમાં એક ખોટી ધાસ્તી પેઠી, કે શાપુર શામરાને હાથમાં રાખી ભગરીયાઓ આતશબહેરામના પાક કેબલા ઉપર પાણી રેડાવી તેને નુકશાન કરાવનાર છે !! આવી તદન બેહુંદી અને ભયંકર અફવા તે વેળાએ ભગરીઆઓના દુશ્મનોએ ફેલાવી હતી, અને તે શંજાણા તેમજ આસપાસ તમામ બેહદીનોએ ખરીજ માની હતી: કારણ પણ તેઓને મળ્યું એવું, કે શાપુર શામરો તેજ અરસામાં વલસાડ પોતાનો દાવો ઉઠાવવા અત્રેના કેટલાક પુરૂષો સાથે ઉપડી ગયો હતો, અને આતશ બહેરામની રખેવાલી કરનારા બહુજ બીધા હતા. તે ઉપરથી સંભાળેથી અને હુશીઆરીથી રહેવા બેહેદીનોએ શંજાણાવાલાઓને ચેતાવેલા રાખવા કસદ કીધો.

આમ થવાથી સુરતીઆઓ સાથે હવે નવસારી, તવડી, વિગેરે અનેક ઠેકાણેના બેહેદીનો, ભગરીઆઓ સામે આવી ઉભા. એ અફવાથી સર્વના દિલ ભગરીઆઓ ઉપર નારાજ અને ખફા થઇ ગયાં. ભગરીઆઓનો બચાવ કરનાર તે વખતે, એક કિલ્લાની માફક પ્રકાશતો ખુરશેદ તેમની પીઠે ઉભો રહેલો હોવાથી, જો કે ચોતરફની દુશ્મનાઇનો તે જવાબ આપતો હતો, તોપણ ચોતરફ ગરગામડેના બેહેદીનોએ મલી એક મેહેજર વલસાડની અન્જુમન ઉપર લખ્યો કે, "સંજાણવાલાં પુગતમ આતશબહેરામ સાહેબ જે તમારી તરફ લાવેલાછે તેની દરગાહની ખબર હરઘડીએ લેતા રહેજો. સંજાણા આ૦ શાપુર શહેરીઆર શામરા વગેરે જણ ત્રણચાર પોતાના ટોળાથી ફતાંઉ થએલાછે તેથી તેઓ જો શ્રીજીને દરગાહમાં કોઇ વાતની નુકશાની કરે તો આપણો ધર્મ કાંઇ રહે નહી. સરવે વાતે-હુશીઆર રહી કામ કરજો. બાજે લોકો દીનની ખરાબી ઉપર બેઠા છે, અને આપણને તો શ્રી ધર્મના તત્વ એજ શ્રી આતશબહેરામ છે. માટે

તમો સર્વે પંચાન મલી એ વાતની તાકીદ રાખજો એ આતશબહેરામની બરકતે કરી તમારી જગાનું ઘણું સારૂં કલ્યાણ થાશે. શ્રી આતશબહેરામની બોઇના દેનારને હરઘડી તાકીદ કરજો જે મોટી ખુબ કીધા વિના કોઈ બોએ દીએ નહી. ખુબ કરનારને આગળ પાછળ તૈયાર રાખજો. જે રવેસે દીનમાં ફરમાવ્યું છે તે માફક કરાવજો. કસ્સી વાતે દીનનાં કામમાં કોતાઇ તથા રેઆઅત મરૂઅત કરશો તો એ વાતની ફરજ તમારે સર છે." આ કાગળ ઉપર પટેલ બહમનજી નશરવાનજી મેહેરજી. પટેલ ફરામજી નાનાભાઈ, પટેલ માણેકજી અશપંદીઆરજી, દારાબજી અસલાજી. બરજોરજી નવરોજી તલાટી, એદલજી કેરશાસ્પજી તલાટી, બેહરામજી જીજીભાઇ તલાટી, જીજીભાઇ કેરશાસ્પજી રાનજી, નવરોજી રાનજી ચાંદજી, જમશેદજી રાનજી તલાટી, મનચેરજી કુકાજી શેઠ, મનાજી કુકાજી તલાટી, દારાબજી શેરાબજી પટેલ, કુકાજી કીકાજી, કેરશાસ્પજી ભાઇજી, દારાબજીહીરાજીદીગરીઆ, હોમજી રૂસ્તમજી ખોખરી, જીવણજી દાદાજી, ફરામજીઆદરજીતલાટી, હોરાંગજી નાનાભાઈ વાછા, બચાજી દારાબજી પટેલ, દારાબજી બહમનજી બારીયા, બીખાજી શેરાબજી રાનજી, બીખાજી કેરશાસ્પજી નાકરા, કાવાજી બરજોરજી મેહેતર, કાઉશજી રૂસ્તમજી પટેલ, પેશતનજી નવરોજી મેહતર, જમશેદજી ફરદુનજી ઈતાલીઆ, ફરદુનજી ચાંદજી મહેતર, ધનજી જીવાજી ચાંદજી, બેચા ધનજી ગાંધી, હોમજી જમશેદજી કરાડીના, તથા તવડીના પટેલ મેહેરજી ફરામજી, નવરોજજી બીખાજી, બીખાજી ફરામજી, બચા હોરાંગજી વિગેરે પુષ્કળ સહીઓ છે,

---

## પ્રકરણ ૬૫ મું. ઈ. સ. ૧૮૬૧ના પારસીઓ.

---

ઈ. સ. ૧૮૬૧ તા. ૨૦ મા ફેબ્રુઆરી

**મરણઃ**—દસ્તુર એદલજી દારાબજી જામાસ્પ આશાના ઉમર વર્ષ ૭૭. દસ્તુર દારાબજી જમશેદજી જામાસ્પ આશાના વડા દીકરા તથા મરહુમ દસ્તુર ખરશેદજી જમશેદજી જામાસ્પ આશાના ભત્રિજા. એઓ ઈ. સ. ૧૮૨૯માં છેલ્લા દસ્તુરજીનાં મરણ પછી મુંબઈના શહેનશાહી જરથોસ્તીઓના એક દસ્તુર તરીકે ગણાતા હતા. એઓએ ઈ. સ. ૧૮૧૯માં પેહલવી બુન્દેહશનો તથા ઈ. સ. ૧૮૨૪માં પેહલવી પંદનામે જરથોસ્તનો ગુજરાતીમાં તરજુમો કરી તેનાં દફતરો બહાર પાડયાં હતા. ઈ. સ. ૧૮૨૬–૨૭ની કબીસાની તકરારોમાં એમણે શેહનશાહીઓ તરફથી મોટો ભાગ લીધો હતો. ઈ. સ. ૧૮૩૩માં એમણે આર્વાં યશ્તની ગુજરાતીમાં માએની છપાવી બાહેર પાડી હતી. તે સિવાય ફરવરદીન, મહેર, રામ અને ખોરદાદ યશ્તની માએનીઓ પણ એમણે કરી રાખેલી હતી, એવું છેલ્લી ચોપડીના દિબાચા ઉપરથી જણાય છે. ઈ. સ. ૧૮૫૫માં અતરે ઉભી થયલી રાહે રાસ્તનુમાએ જરથોસ્તી સભાના એઓ સરનસીન હતા. એમના મરણના શોકમાં બજારમાંના સઘળા પારસી દુકાનદારોએ પોતપોતાની દુકાનોનાં અર્ધાં બારણાં બંધ રાખ્યાં હતાં.

ઇ સ ૧૮૬૧ તા ૭ મી માચ

આજદીને નવસારી મધે મહારાજા ખંડેરાવ ગાયકવાડે પારસીઓના વડા દસ્તુર કેકોબાદજી રૂસ્તમજી મેહરજી રાણાની મુલાકાત લઇ તેમને એક કીમતી શાલ તથા પાઘડી ભેટ આપી તેમજ પોતાના ઘરડા માતાજીની દસ્તુરજી સાથે મુલાકાત કરાવી હતી

એજ દીને મહારાજા નવસારીના દેસાઇ જામાસ્પજી ખરશેદજીની મુલાકાતે તેમને મકાને પધાર્યા હતા

ઈ સ ૧૮૬૧ તા ૨૦મી ઑક્ટોબર રોજ ૨૭ માહ ૧ (શે૦) ૧૨૩૧ યઝદઝર્દી

**મરણ**—દસ્તુર મીનોચેરજી એદલજી જામાસ્પ આશાના ઉમ્મર વર્ષ ૫૩), મુંબઇના દસ્તુર એદલજી દારાબજી જામાસ્પ આશાના દીકરા એઓ પ્રથમ જામેજમ શેદ છાપખાનામા શીમાદ સક્ત લખતા હતા અને ઇ સ ૧૮૩૧મા તે છાપખાનામાથી બહાર પડેલુ વદીદાદનુ આખુ દફતર એમના હાથે લખાયુ હતુ ઈ સ ૧૮૩૮મા એમણે ગુલઝારે નસીહત તથા ૧૮૪૧મા નેરંગસ્તાન કરમ કશ તથા ૧૮૪૪મા સદદરે બેહરેતવીલનો ગુજરાતીમા તરજુમો કર્યો હતો ઇ સ ૧૮૫૦થી એઓ સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવૉલન્ટ ઇન્સ્ટીટ્યુટની નિશાળોમા પંચાત તરફથી જરથોસ્તી મજહબ તથા ફારસી ભાષાની તાલીમ આપતા હતા એઓ ઝંદ, પહેલવી, ફારસી વિગેરે ભાષાઓમા ખબરદાર હતા, તથા મુંબઇના ગુજરાતી વર્તમાનપત્રોમા જરથોસ્તી ધર્મ સબધી બાબતો ઉપર છુપે તથા જાહેરનામે લાંબી મુદત સુધી લખાણો તથા તકરારો ચલાવતા હતા એમની જોડેલી વણીક ફારસી મોનાજાતો આપણી ખોરદેહ અવસ્તાના પુસ્તકોમા છપાયેલી છે આ એજ સાલના જાનેવારી માસમા એમને એમ ॥ આવાના મરણથી મોબેદોની અન્જુમન તથા બીજા જરથોસ્તીઓએ મળી દસ્તુરના માન તરીકે ૧૪ માનો ઓરાઠી હતી એમણે અવસ્તા તથા પેહલવી ભાષાની ગુજરાતીમા ફરહગો બનાવવા તથા જરથોસ્તી ધર્મને લગતી બાબદો ઉપર વાએજો તૈયાર કરવા માડી હતી, જે એમના મરણથી અધુરી રહી ગઇ હતી એમનુ મરણ દસ્તુરી મળ્યા પછી આઠ માસમા નિપજવાથી અત્રેના જરથોસ્તીઓમા મોટી દિલગીરી ફેલાઇ હતી

---

## ઇ સ. ૧૮૬૨ ના પારસીઓ

ઇ સ ૧૮૬૨ તા ૨૯મી જાનેવારી રોજ ૮ માહ ૫ (શે૦) ૧૨૩૧ યઝદઝર્દી

**મરણ**—ધનજીભાઇ ફરામજી બાટલીવાળા, ઉમ્મર વર્ષ ૬૩, શેઠ ફરામજી નશરવાનજી બાટલીવાળાના દીકરા એઓ ઇ સ ૧૮૧૮મા પોતાના બાપના મરણ પછી પોતાના બનેવી સર જમશેદજી જીજીભાઇની મદદાયતા હેઠળ ફેરાશ્લોફ વેપાર ચલાવતા હતા ઈ સ ૧૮૩૫મા એઓ તથા રામચંદ મોતીચદના ભાગમા બાર્ટલ તથા બોમ્બેકાસલ નામના વહાણો હતા ઈ સ ૧૮૪૫મા એમણે એનાવ ગામમા એક મોટો કુવો બધાવ્યો તથા કોમની બાગ ઉપરનો પૂલ પોતાને ખર્ચે બધાવી આપ્યો તથા દીનાના મથેનો તલાવ ઉંડો ખણાવી તેની આસપાસ પાળ બધાવી આપી હતી એઓ ઘણા પહેરજગાર તથા ધર્મી દીનના હતા

ઈ સ ૧૮૬૨ તા ૨૪ મી ફેબ્રુઆરી રોજ ૪ માહ ૬ (શે૦) ૧૨૩૧ યઝદઝર્દી

આજ દીને નવસારીની પડોશમા આવેલા તવડી ગામમા અન્જુમનના ઉ

ઇ સ ૧૮૬૧ તા ૭ મા માચ

આજદીને નવસારી મધે મહારાજા ખંડેરાવ ગાયકવાડ પારસીઓના વડા દસ્તુર કેકાબાદજી રૂસ્તમજી મેહરજી રાણાની મુનાકાત લઇ તેમને એક કમ્બી મ્યાન તથા પાઘડી ભેટ આપી તેમજ પોતાના ઘરડા માતાજીની દસ્તુરજી સાથે મુનાકાત કરાવી હતી

એજ દીને મહારાજા નવસારીના દેસાઇ જામાસ્પજી ખરશેદજીની મુનાકાતે તેમને મકાને પધાર્યા હતા

ઈ સ ૧૮૬૧ તા ૨૦મી ઑક્ટોબર રોજ ૨૭ માહ ૧ (શે૦) ૧૨૩૧ યઝદઝર્દી

**મરણ**—દસ્તુર મીનોચેરજી એદલજી તમાસ્પ આશાના ઉમ્મર વર્ષ ૫૩), મુબઈના દસ્તુર એદલજી દા બમજી જામાસ્પ આશાના દીકરા એઓ પ્રથમ જામેજમ રોદ છાપખાનામા શીમાદ સક્ત લખતા હતા અને ઇ સ ૧૮૩૧મા તે છાપખાનામાથી બહાર પડેનુ વદીદાદનુ આખુ દફતર એમના હાથે લખાયુ હતુ ઈ સ ૧૮૦૮મા એમણે ગુજરાતીમાં નશીહત તથા ૧૮૪૨મા નેરંગહાર્સ વન મ કશ તથા ૧૮૪૪મા સદ્દરે મેહરેતગીનનો ગુજરાતીમા તરજુમો કર્યો હતો ઇ સ ૧૮૫૦થી એઓ સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવૉલન્ટ ઇન્સ્ટીટયુટની નિશાળોમા પચાત તરફથી જરથોસ્તી મજહબ તથા ફારસી ભાષાની તાલીમ આપતા હતા એઓ જંદ, પહેલવી, ફારસી વિગેરે ભાષાઓમા ખમ દાર હતા, તથા મુબઇના ગુજરાતી વર્તમાનપત્રોમા જરથોસ્તી ધર્મ સબધી બાબતો ઉપર છુપે તથા જાહેરનામે લાગી મુદત સુધી લખાણો તથા તકરારો ચનાવતા હતા એમની જોડેલી ઘણીક ફારસી મોનાજાતો આપણી ખોરદેહ અવસ્તાના પુસ્તકોમા છપાયેલી છે આ એજ સાનના સરવારી માસમા એમને એમના બાવાના મરણથી મોબેદોની અન્જુમન તથા બીજા જરથોસ્તીઓએ મળી દસ્તુરના માન તરીકે ૧૪ માનો ઓઢાડી હતી એમણે અવસ્તા તથા પેહલવી ભાષાની ગુજરાતીમા ફરહંગો બનાવવા તથા જરથોસ્તી ધમને લગતી બાબદો ઉપર વાએજો તૈયાર કવા માડી હતી, જે એમના મરણથી અધુરી રહી ગઇ હતી એમનુ મરણ દસ્તુરી મળ્યા પછી આઠ માસમા નિપજવાથી અત્રેના જરથોસ્તીઓમા મોટી દિલગીરી ફેલાઇ હતી

---

## ઇ સ. ૧૮૬૨ ના પારસીઓ

ઇ સ ૧૮૬૨ તા ૨૯મા જાનેવારી રોજ ૮ માહ ૫ (શે૦) ૧૨૩૧ યઝદઝર્દી

**મરણ**—ધનજીભાઇ ફરામજી બાટલીવાળા, ઉમ્મર વર્ષ ૬૭, શેઠ ફ રામજી નશરવાનજી માસ્તીવાળાના દીકરા એઓ ઇ સ ૧૮૧૮મા પોતાના બાપના મરણ પછી પોતાના બનેવી મર જમશેદજી જીજીભાઇની સહાયના હેઠળ કેટલોક વેપાર ચલાવતા હતા ઈ સ ૧૮૨૫મા એઓ તથા નામચંદ મોતીચંદના ભાગમા ગાર્ડીગ તથા બોમ્મેનાસન નામના વહાણો હતા ઈ સ ૧૮૪૫મા એમણે એનાન ગામમા એક મોટો કુવો બધાવ્યો તથા કીમની ખાડી ઉપરનો પૂલ પોતાને ખર્ચે સમરાવી આપ્યો તથા દીવાના મનેનો તલાવ ઉંડો ખણાવી તેની આસપાસ પાળ બધાવા આપી હતી એઓ ઘણા પહેરજગાર તથા ધર્મી દીનના હતા

ઈ સ ૧૮૬૨ તા ૨૪ મી ફેબ્રુઆરી રોજ ૪ માહ (શે૦) ૧૨૩૧ યઝદઝર્દી

આજ દીને નવસારીની પડોશમા આવેના તવડી ગામમા અન્જુમનના ઉવ

સકલાતવાલાના વડાદીકરા. એઓ પ્રથમથીજ પોતાનો બાપની સાથે તેમના સકલાતના વેપારમાં પડેલા હતા, અને ઈ. સ. ૧૮૫૦માં બાપના મરણ પછી પોતાના ભાઇઓની સાથે દોરાબજી જમશેદજીના છોકરાઓને નામે મુંબઈમાં સકલાતનો મોટો વેપાર ચલાવતા હતા.

ઈ. સ. ૧૮૬૪ તા. ૧૩ મી જાનેવારી.

નવસારી મધે ત્યાંની મદરેસાના હેડ માસ્તર શેઠ સોરાબજી એદલજી વછ્છફદારે આજદીને ડાકટર માર્ટીન હાઉગ તથા દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાને એક જ્યાફત આપી હતી. ત્યાં દસ્તુરો દેસાઇઓ તથા મોબેદોનો એક મોટો મેળાવડો થયો હતો, જેમની એ વિદ્વાન ડાકટર સાથે શેઠ સોરાબજીએ ઓળખાણ કરાવી હતી, તથા ઘણાક ધર્મ સંબંધી સવાલ જવાબો થયા હતા.

તા. ૨૪ મી જાનેવારી ૧૮૬૪. રોજ ૩ માહ ૬ (કે) ૧૨૩૩ યઝદેઝર્દી.

આજદીને બાઇ જરબાઈ તે મર્હુમ શેઠ પેશતનજી મહેર્વાનજી છરાનીનાં વિધવાએ પોતાનાં ખાવિંદના પુનને માટે નવસારીની પાસેનાં તવડી ગામમાં નવા બંધાતા દોખમાંની સામે એક સગડી તથા કુવો બંધાવી ત્યાંની અન્જુમનનાં વપરાશને માટે ખુલ્લો મૂકયો હતો.

તા. ૧૬ મી એપ્રિલ ઈ. સ. ૧૮૬૪.

ભરૂચમાં આ માસમાં કોલેરાનો રોગ ઘણો ફેલાયાથી તે તરફની સર્વે કોમોએ પોતપોતાના રિવાજ મુજબની ક્રિયાઓ તથા બંદગી કરી તે કિરતાર પાસે જાનની સલામતી ચાહી હતી. જરથોસ્તીઓએ ઘેરઘેર ફરેસ્તા તથા ઉથરાણા કરી, દરેક દરેમેહરમાં જશન કરાવ્યાં હતાં તથા ગરીબ લાચારોને સખાવત, કુતરાંને મલીદો, તથા જાનવરોને ઘાસપાણી નંખાવ્યું હતું.

એ વખતે કહે છે કે એક દીન સુરત જરથોસ્તી ગૃહસ્થે ૭ દીવસ સુધી એક દરેમહેરમાં રાત દીવસ બેસીને ઇશ્વિરી પ્રાર્થના કરી હતી. એ અરસામાં તે સવારે પાંન એલચી અને રાતના એક દરન અને એદાની ચાશની કરતો હતો. છેલ્લે દિવસે તેણે દરેમેહેરમાં દસ્તુર મોબેદોને બોલાવી મોટું જશન કીધું હતું. નિરંગદીનથી તેણે પોતાનો આત્મા પાક કરી સઘળાં કપડાં સફેદ પહેરી, ઉપલી ક્રિયામાં સામેલ થયો હતો અને ઇશ્વિરી પ્રાર્થના કર્યા પછી દસ્તુર મોબેદો અને ગરીબ બેહદીનોને આશીર્વાદ આપી હતી.

તા. ૧૯ મી એપ્રિલ ૧૮૬૪ ઈ. સ. રોજ ૨૯ માહ ૭ (શે) ૧૨૩૩ યઝદઝર્દી

આજદીને નવસારી પાસેના તવડી ગામમાં અન્જુમનના ઉપરાંતનું દોખમું પગડાવાની ક્રિયા કરવામાં આવી હતી. જશનની ક્રિયા પુરી થયા બાદ દસ્તુર કૈકોબાદજી રૂસ્તમજી મેહેરજીરાંણાને તવડીની અન્જુમન તરફથી એક શાલ ઓઢાડવામાં આવી હતી. એ દીને શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ તરફથી ત્યાં ન્યાત જમાડવામાં આવી હતી, તથા સુરત અને નવસારી વચ્ચે એ શેઠને ખરચે ખાસ ટ્રેનો મૂકાવવામાં આવી હતી.

ગ્રાંટ મેડીકલ કોલેજમાં વૈદાંનો અભ્યાસ કરી તા. ૧૬મી એપ્રિલ ૧૮૬૦ દીને તબિબ-પણું ચલાવવાની સનદ મેળવી હતી. તેજ પછી એજ સાલના મે માસમાં નવસારીમાં શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ પોતાના મરહુમ પિતાવાળી વિકટોરીઆ ડીસ્પેનસરી ઉઘાડે ત્યાંસુધી કાઢેલા કામ ચલાઉ ધર્મના દવાખાનામાં એમને તબિબ તરીકે મોકલ્યા હતા. ૧૮૬૨માં મજકુર વિકટોરીઆ ડીસ્પેન્સરી ઉઘાડી તેના પણ સરકારે એમનેજ તબિબ તરીકે કાયમ રાખ્યા હતા. એમનું મરણ નવસારીમાંજ નિપજ્યું હતુ.

ઇ. સ. ૧૮૬૩ તા. ૧૬ મી એપ્રિલ.

શેઠ નશરવાનસ શેરાબજી વજીફદારને હાઇકોર્ટના જડજોએ મુનસફના ઓહ્દાની સનદ આપી હતી.

તા. ૨૪ મી જુન ઇ. સ. ૧૮૬૩.

નવસારીની જરથોસ્તી મદ્રેસાને માટે એક મકાન બાંધવાને મર્હુમ શેઠ ધનજી-ભાઇ નશરવાનજી કામાજીની પુંજીમાંથી તેમના વિધવા બાઇ ધનબાઇજીએ આપેલાં રૂ. ૮૦૦૦)માંથી ત્યાંની પટેલની પોળવાળુ મકાન તથા એક જગાનો કટકો ખરીદ કરી ત્યાં આજ દીનથી મદ્રેસા લઈ જવામાં આવી હતી. એ મદ્રેસા હજુ સુધી એજ મકા-નમાંછે અને તેના દરવાજા ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે. મર્હુમ શેઠ ધનજીભાઈ નશરવાનજી કામાની પુંજીમાંથી બંધાવેલું સર કાવસજી જહાંગીર નોસારી જરથોસ્તી મદ્રેસાવાળું મકાન. લાગત રૂ. ૧૦૧૭૫ ઈ. સ. ૧૮૬૪ યઝદજર્દી

ઈ. સ. ૧૮૬૩ તા. ૬ ઠ્ઠી સપ્ટેમ્બર.

ગુજરાત તરફ હાલમાં મોંઘવારીને લીધે ત્યાંના ગરીબોને ઘણી મોટી પીડા પડતી હોવાથી ઑનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ સુરતના ગરીબ જરથોસ્તી-ઓમાં વહેંચી આપવા માટે રૂ. ૧૫૦૦૦) મોકલ્યા હતા. તેમજ ભરૂચમધે દર ગરીબ હમજાતીના ઘર દીઠ રૂ. ૫) થી ૧૫) સુધી વહેંચવાને તથા નવસારી, વલસાડ, બીલી-મોરા, ગણદેવી, ઉદવાડા, દમણ, તારાપોર વગેરે ગામોના ગરીબ હમજાતીઓને ત્યાં પોતાને ખર્ચે અનાજ પહોંચતો કરવાની ગોઠવણ કીધી હતી.

તા. ૨૮ મી ડીસેમ્બર ૧૮૬૩.

એ બાદ ઑનરેબલ રૂસ્તમજી તથા લેડી આવાંબાઇ નવસારી ગયાં હતાં અને ત્યાં પણ મોટી રકમનું વહેંચાણ ગરીબોમાં કર્યું હતું. એ પછી તા. ૧૭ મી જાનેવારીથી નવસારીથી એક ખાસ ટ્રેન મૂકાવી સુરત ગયા હતા. જ્યાં સર્વ શેઠીઆઓ તથા યુરોપીયન અમલદારો એમને એસ્તેકબાલ લેવાને સ્ટેશન ઉપર હાજર થયા હતા અને આમે રસ્તે સુરતની રૈયતે એમને પુષ્કળ માન આપ્યું હતું. વળી સુરતની તમામ રૈયત તરફથી એમને તા. ૨૦ મી જાનેવારીએ એક માનપત્ર પણ આપવામાં આવ્યું હતું.

---

## ઇ. સ. ૧૮૬૪ ના પારસીઓ.

ઇ. સ. ૧૮૬૪ તા. ૧૦ મી જાનેવારી. રોજ ૧૯ માહ ૪ (શે૦) ૧૨૩૩ યઝદજર્દી.

મરણઃ—કાવસજી દોરાબજી સકલાતવાલા ઉમર વર્ષ ૭૦, શેઠ દોરાબજી જમશેદજી

સકનાતવાનાના વડાદીંડગ એઓ પ્રથમથીજ પોતાનો બાપની સાથે તેમના મકનાતના વેપારમા પડેલા હતા, અને ઈ મ ૧૮૫૦મા બાપના મરણ પછી પોતાના ભાઇઓની સાથે દોરાબજી જમશેદજીના છોકરાઓને નામે મુબઇમા મકનાતનો મોટો વેપાર ચલાવતા હતા

ઈ સ. ૧૮૬૪ તા ૧૩ મી જાનેવારી

નવસારી મુધે ત્યાની મદરસાના હેડ માસ્તર શેઠ સોરાબજી એદલજી વછ્છાર આજદીને ડાકટર માર્ટીન હાઉગ તથા દસ્તુર હોરમજી જામાસપજી જામાસપઆશાને એક જ્યાફત આપી હતી. ત્યા દસ્તુરો દેસાઇઓ તથા ગોમેદોનો એક મોટો મેળાવડો થયો હતો, જેમની એ વિદ્વાન ડાકટર સાથે શેઠ સોરાબજીએ ઓળખાણ કરાવી હતી, તથા કેટલાક ધર્મ સબધી સવાલ જવાબો થયા હતા

તા ૨૪ મી જાનેવારી ૧૮૬૪. રોજ ૩ માહ ૬ (ક) ૧૨૩૩ યઝદેઝર્દી

આજદીને બાઇ જરબાઈ તે મર્હુમ શેઠ પેશતનજી મહેરવાનજી છગાનીના વિધવાએ પોતાના ખાવિદના પુનને માટે નવસારીની પાસેના તરડી ગામમા નવા બધાતા દોખમાની સામે એક સગડી તથા કુવો બધાવી ત્યાના અન્જુમનના વપરાશને માટે ખુલ્લો મૂકયો હતો

તા ૧૬ મી એપ્રિલ ઈ. સ ૧૮૬૪

ભરૂચમા આ માસમા કૉલેરાનો રોગ ઘણો ફેલાયાથી તે તરફની સર્વે કોમોએ પોતપોતાના રિવાજ મુજબની ક્રિયાઓ તથા બદગી કરી તે કિરતાર પાસે જાનની સલામતી ચાહી હતી જરથોસ્તીઓએ ઘેર ઘેર ફરેસ્તા તથા ઉઠમણા કરી, દરેક દરમેહરમા જશન કરાવ્યા હતા તથા ગરીબ લાચારોને સખાવત, કુતરાને મલીદો, તથા જાનવરોને ઘાસપાણી નખાવ્યુ હતુ.

એ વખતે કહે છે કે એક દીન સુરત જરથોસ્તી ગૃહસ્થે છ દીવસ સુધી એક દરેમેહેરમા રાત દીવસ બેસીને ઈશ્વરી પ્રાર્થના કરી હતી એ અરસામા તે સવારે પાન ચાવતો અને રાતના એક દરૂન અને બેદાની ચાશની કરતો હતો છેલ્લે દિવસે તેણે દરેમેહેરમા દસ્તુર મોબેદોને બોલાવી મોટુ જશન કીધુ હતુ નિરગદીનથી તેણે પોતાનો આતમા પાક કરી સઘળા કપડા સફેદ પહેરી, ઉપલી ક્રિયામા સામેલ થયો હતો અને ઈશ્વરી પ્રાર્થના કર્યા પછી દસ્તુર મોબેદો અને ગરીબ મેહનીતોને આશીર્વાદ આપી હતી

તા. ૧૯ મી એપ્રિલ ૧૮૬૪ ઈ મ રોજ ૨૯ માહ ૭ (શે) ૧૨૩૩ યઝદઝર્દી

આજદીને નવસારી પાસેના તરડી ગામમા અન્જુમનના ઉઠાવેલુ દોખમુ પગડાવાની ક્રિયા કરવામા આવી હતી જશનની ક્રિયા પુરી થયા બાદ દસ્તુર કેકોબાદજી રૂસ્તમજી મેહેરજીરાણાને તરફથી અન્જુમન તરફથી એક શાલ ઓઢાડવામા આવી હતી એ દીને શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ તરફથી ત્યા ન્યાત જમાડવામા આવી હતી, તથા સુરત અને નવસારી વચ્ચે એ શેઠને ખર્ચે ખાસ ટેના મૂકાવવામા આવી હતી

તા. ૧ લી ઓકટોબર ઈ. સ ૧૮૬૪

નવસારી, વલસાડ અને બીલીમોરામધે ઑનરેબલ રૂસ્તમજી જમશેદજી છછ-ભાઈને ખર્ચે અંગ્રેજી સ્કુલ આજ દીનથી ઉઘાડવામાં આવી હતી.

તા ૧૧ મી અકટોબર ૧૮૬૪.

ઉપલી નવસારી, વલસાડ તથા બીલીમોરાની સ્કુલો તેમજ મુબઈમાંની શાખા ઉઘાડવા માટે ઑનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈએ રૂા. ૭૦૦૦૦ની પાંચ ટકા વાળી સરકારી પ્રોમીસરી નોટો સરકારી તીજોરીમાં સ્વાધીન કીધી હતી, અને તેનું વ્યાજ જે દર વર્ષે ઉપજે તેટલી જ રકમ રૂા. ૩૫૦૦ એ કામમાં સરકારે પણ દર વર્ષ પોતાના તરફથી મદદ તરીકે આપવાને કબુલ કર્યું હતું. નવસારી, વલસાડ તથા બીલીમોરાની સ્કુલોનો લાભ પારસીઓ ઉપરાંત બીજી કોમના છોકરાઓને પણ આપવામા આવ્યાથી તેનો વહીવટ આખર સુધી સરકારી કેળવણી ખાતાં તરફથી ચલાવવામાં આવતો હતો. પણ ઈ. સ. ૧૮૮૯ના એપ્રિલ માસથી સરકારે તે પોતાને માંથેથી કહી નાખી સર જમશેદજી જીજીભાઈ બારોનેટ શેઠો, ખરશેદજી ફરદુનજી પારખ, શાપુરજી જીવાજી વાછા અને નસરવાનજી બહેરામજી સેક્રેટરીની એક કમિટિને સોંપ્યો છે. બીલીમોરાની સ્કુલ બે વર્ષ સુધી ચલાવી કાઢી નાખવામાં આવી છે.

---

## ઈ. સ. ૧૮૬૬ ના પારસીઓ.

તા. ૨૫ મી (માર્ચ) ઈ. સ. ૧૮૬૬ રોજ ૪ માહ ૭ શે. ૧૨૩૫ યઝદઝર્દી

આજદીને ગણદેવી ગામમાં અન્જુમનના ઉપરાટથી બંધાવવા માંડેલા દોખમાંનો તાણો પુરવાની ક્રિયા નવસારીવાના દસ્તુર કેકોબાદજી રૂસ્તમજી મહેરજી રાણાનાં ઉપરીપણાં હેઠળ કરવામાં આવી હતી. આવેનાએ ૪૦૦૦ જરથોસ્તીઓનો મેળાવડો ત્યાં થયો હતો તથા શેઠ કાવસજી જહાંગીરજી રેડીમનીએ એ દોખમાંનાં કામમાં સારી મદદ કરી તેથી તેમનો ઉપકાર માનવામાં આવ્યો હતો.

તા. ૨૫ મી સપ્ટેમ્બર ૧૮૬૬. રોજ ૬ માહ ૧ શે. ૧૨૩૬ યઝદઝર્દી.

નવસારીમાં આજદીને ગ્પીથવનના જશનની ક્રિયા પુરી થયા બાદ દસ્તુર રૂસ્તમજી કેકોબાદજી મહેરજી-રાણાએ માણસ જાતને સચ્ચાઈથી રહેવાની જરૂર એ બાબત ઉપર એક વાએજ કહી સંભળાવી હતી.

---

## ઈ. સ. ૧૮૬૭ ના પારસીઓ

તા. ૨૦ મી જુન, ઈ સ. ૧૮૬૭

નવસારીમધે મહારાણી વિકટોરીઆના નામથી વિકટોરીઆ ચેરીટેબલ ડીસ્પેન્સરી નામનું ધર્મનું દવાખાનું ઉઘાડવાને મર્હુમ સર જમશેદજી જીજીભાઈ પહેલા બારોનેટે રૂા. ૭૫૦૦) પોતાની હૈયાતીમાં એવાયદા કાઢયા હતા. તેમાંથી નવસારી ખાતે કાલીઆવાડીમાં રૂા. ૮૦૩૫૯ ના ખર્ચે એક ઇમારત બંધાવી બાકીની રકમ તેનું વ્યાજ ચાલુ ખર્ચમાં વાપરવાને માટે સરકારમાં અનામત રાખવામાં આવી હતી, અને તે દવાખાનું ઈ. સ. ૧૮૬૨થી ચાલુ થયું હતુ. એ દવાખાના પર જવાનો

રસ્તો આખો પાકો બાંધવાને ડાવેજર લેડી આવાંબાઈએ પોતાના ખાવિંદ મર્હુંમ સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટનાં પુનને સારૂં રૂ. ૧૮૩૭૬ સરકારમાં આપ્યા હતા, અને બાકીના રૂ. ૩૭૬૬ તેમાં સરકારે ઉમેરીને રૂ. ૨૨૧૪૨ ને ખર્ચે આખો બંધાવી આએ સાલમાં પ્રજાને વાપરવાને ખુલ્લો મૂક્યો હતો. એ રસ્તાને નાકે નીચે મુજબની તક્તી ઇંગ્રેજીમાં તથા ગુજરાતીમાં મારવામાં આવીછે.

This Road from the town of Nowsarie To the Victoria Charitable Dispensary At Kaliawari

Was constructed (partly) at the expense of Bai Avanbai the Dowager Lady Jejeebhai of Bombay as a memorial of her late husband Sir Jamsetjee Jejeebhai the first Baronet and partly at the expense of the British government under the supervision of Lieut. C. Mant R. E. Exec. Engr Surat and Broach.

| | | |
|---|---|---|
| Donation by Avanbai the Dowager | | |
| Lady Jejeebhoy | Rs. | 18376 |
| Grant of Government | Rs. | 3766 |
| | | 22142 |

In the christian year 1867

Corresponding with the yazdezardee era. 1236

---

## ઇ. સ. ૧૮૬૮ ના પારસીઓ.

તા. ૧૯મી જુન ૧૮૬૮. રોજ ૧ માહ ૧૦ (શે૦) ૧૨૩૭ યઝદઝર્દી

બાઈ માણેકબાઈ તે શેઠ બેહરામજી નશરવાનજી સીરવાઇના બીજી વારનાં ધણીઆણીએ નવસારીમાં મોટા ફળીઆને નાકે ગોલવાડમાં એક કુવો બંધાવી લોકોના વપરાશને માટે ખુલ્લો મૂક્યો હતો.

આ કુવા પર નીચે મુજબ તખ્તી મારેલી છે—પાકદાદાર હોરમજદની બક્ષીસથી આ કુવો બાઇ માણેકબાઈ તે શેઠ બેરાંમજી નસરવાનજી સીરવાઇની ધણીઆણીએ બંધાવ્યો છે. રોજ ૧ લો માહ ૧૦મો શેહેનશાહી સને ૧૨૩૭ યઝદઝર્દી સને ૧૮૬૮ ઇ સ. વી.

---

## ઇ. સ. ૧૮૬૯ના પારસીઓ

તા. ૨૫ મી અકટોબર ૧૮૬૯. રોજ ૫ માહ ૭ (શે૦) ૧૨૩૯ યઝદઝર્દી.

**મરણ:**—નાનાભાઇ માણેકજી વાછા ઉમ્મર વર્ષ ૫૩. શેઠ માણેકજી જીજીભાઇ વાછાના નાના દીકરા. એઓ પ્રથમ પોતાના કાકા મર્હુંમ સર જમશેદજી જીજીભાઇ પહેલા બૅરોનેટની તરફથી તેમના વેપારને માટે ચીન ગયા હતા, તે પછી તેમની

સહાયતા હેઠળ પોતાના ભાઇઓની સાથે થોડોક વેપાર કરતા હતા અને તેમાં સારી પુંજી મેળવી હતી જેમાંથી મરણ વખતે મોટી રકમ ધર્મ ખાતે આપી હતી.

તા. ૨૪ મી જાનેવારી ૧૮૭૦. રોજ ૫ માહ ૫ (શે૦) ૧૨૩૯ યઝદઝર્દી.

**મરણ**—ડાવેજર લેડી આવાંબાઈ જમશેદજી જીજીભાઇ ઉમર વર્ષ ૭૮ એઓ પોતાના સખીવજુદ ખાવિંદની સાથે બાળપણથીજ જોડાઇ સઘળાં રૂડાં કામોમાં પોતાની સલાહ આપતાં હતાં. ૧૮૫૦માં એઓ પોતાના ખાવિંદ સાથે નવસારી ગયાં તે વેળાએ ત્યાં પોતાની તરફથી ઘણીક મોટી ખાનગી મખાવતો કરી હતી. નવસારીના કાલીઆવાડીનાં મર્હુમ સર જમશેદજી વાળા ધર્મના દવાખાના પર જવાનો રસ્તો ઘણો વીકટ હોવાથી તે આખો રસ્તો પાકો બાંધવાને એમણે સરકારમાં રૂા. ૧૮૩૭) આપી ૧૮૬૭માં બંધાવી ખુલ્લો મૂકયો હતો.

---

## ઇ. સ. ૧૮૭૦ના પારસીઓ

તા. ૯ મી એપ્રિલ ૧૮૭૦. રોજ ૨૦ માહ ૭ (શે૦) ૧૨૩૯ યઝદઝર્દી.

ગણદેવીમાં અન્જુમનના ઉઘરાટથી બંધાવેલું ૧૦૮) પાળીનું, નવું દોખમું પરહવાની ક્રિયા આજદીને નવસારીવાળા દસ્તુર કૈકોબાદજી રૂસ્તમજી મહેરજી રાણાનાં ઉપરીપણાં હેઠળ કરવામાં આવી હતી.

તા. ૧૩ મી મે ૧૮૭૦.

નવસારીમધે ત્યાંની અન્જુમનને લગતાં ધર્મનાં કામો કરવાને માટે આજદીને અન્જુમને ભેગી મળી, નવસારી હુઅરસ્તેહ ફંડ યાને નવસારીના જરથોસ્તીઓનું નેક કામને લગતું ફંડ ઉભું કર્યું હતું અને તેના વ્યાજમાંથી પ્રથમમાં જરથોસ્તી રવાંનોને અવલ મંજલ પહોંચાડવાનાં કારણસર નવસારી ખાતે દોખમાં સુધી જે રસ્તો બંધાય તેની ઘટતી મરામત કરવાનો તથા તે ઉપરાંત જે વધુ ઉપજ થાય તો દરરોજની એક ઇજીશની તથા આફરીંગાન બાજ અને દર ફરવરદીને રોજે દોખમાં આગળ જશન કરવાનો તથા તે કરતાં પણ વધુ ઉપજ થાય તો દર સાલનો તીર મહીનાનો એક શેદરી ધાદંબાર કરવાનો વગેરે ઠરાવો થયા હતા. એ ફંડનો વહીવટ ચલાવવા માટે દેસાઇ બરજોરજી પાલનજી (સરનશીન તથા ખજાનચી) દસ્તુર જાદા મહીઆરજી કૈકોબાદજી (નાયબ સરનશીન તથા ખજાનચી) દેસાઇ મનચેરજી બરજોરજી મુનસી, જામાસપજી એદલજી દેસાઈ, નવરોજજી રતનજી કુતાર, માણેકજી બહેરામજી મુનશી, જામાસપજી રૂસ્તમજી ગાંધી, એદલજી રૂસ્તમજી ગાંધી, ફરામજી ફકીરજી તંબોલી અને રતનજી પેશતનજી સુતરીઆને ટ્રસ્ટીઓ ઠરાવ્યા હતા.

તા. ૨૧ મી ઑગષ્ટ ૧૮૭૦.

ઉપર જણાવેલું ફંડ નવસારીમાં તા. ૪ થી ડીસેમ્બરે ૧૮૭૦ ને દીને નવાં ઉભાં થયનાં જનરલ ફંડ સાથે મેળવી નાખ્યું હતું. અને તેમાં ભરાયેલા રૂા. ૪૩૫૫ નવસારી ખાતે રૂા. ૨૮૦૪ અને મુંબાઇ ખાતે રૂા. ૧૫૫૧ તથા તેનાં રા વર્ષનાં વ્યાજમાંથી ખર્ચ બાદ કરી. રૂા. ૪૦૦૦)ની સરકારી નોટ અને રૂા. ૩૫૫ રોકડા એ નવાં ઉભાં થયેલા જનરલ ફંડમાં આપી દઈ એ ફંડનો હિસાબ બંધ કીધો હતો.

તા. ૧૧ મી જુન ૧૮૭૦. રોજ ૨૩ માહ ૯ (શે૦) ૧૨૩૯ યજદેજરદી.

**મરણઃ**—જીવાજી માણેકજી વાછા ઉમ્મર વર્ષ ૬૦. શેઠ માણેકજી જીજીભાઇ વાછાના વડા દીકરા. એઓ પોતાના કાકા મર્હુમ સર જમશેદજી જીજીભાઇ પહેલા બૅરોનેટની સહાયતા હેઠળ પોતાના ભાઇઓની સાથે થોડોક વેપાર કરતા હતા અને જાતે ઘણા ખબરદાર તથા હોંશીઆર હોવાથી મર્હુમ સર જમશેદજીનાં ઘરનો સઘળો વહીવટ એમને હસ્તક સોંપેલો હતો.

તા. ૨૮ મી સપ્ટેમ્બર ૧૮૭૦. રોજ ૭ માહ ૧ (શે૦) ૧૨૪૦ યઝદેઝર્દી.

**મરણઃ**—બરજોરજી માણેકજી વાછા ઉમ્મર વર્ષ ૫૮. શેઠ માણેકજી જીજીભાઇ વાછાના બીજા દીકરા. એઓ પ્રથમ ઇ. સ. ૧૮૩૬માં પોતાના કાકા મર્હુમ સર જમશેદજી જીજીભાઇ પહેલા બૅરોનેટની પેઢી તરફથી ચીન જઇ આવ્યા હતા.

---

## પ્રકરણ ૬૬ મું. ઇ. સ ૧૮૭૧ ના પારસીઓ.

---

તા. મી જાનેવારી ૧૮૭૧. રોજ ૧૯ માહ ૪ (શે૦) ૧૨૪૦ યઝદેઝર્દી.

**મરણઃ**—દસ્તુર કેકોબાદજી રૂસ્તમજી મહેરજી રાણાના, ઉમ્મર વર્ષ ૫૭. નવસારીવાલા દસ્તુર રૂસ્તમજી નશરવાનજી મહેરજી રાણાના વડા દીકરા. એમને ઇ. સ. ૧૮૩૭ માં પોતાનાં બાપના મરણથી નવસારીના વડા દસ્તુરતની જગા મલી હતી. એમનાં વખતમાં નવસારી તથા તેની ચારે પાસનાં ગામોમાં કેટલીક નવી દરેમેહરો તથા દોખમાંઓ પરઠાવ્યાં હતાં જે સઘળાંની ક્રિયા એમના ઉપરીપણાં હેઠળ થઈ હતી. નવસારીમાં મુંબઇની પારસી પંચાયત તરફનાં તથા સર જમશેદજી જીજીભાઇ ચૅરીટીફંડ તરફનાં ધર્મનાં કામોનાં ૧૮૫૦ થી એઓ એક મુખ્ય મેનેજર હતા. ૧૮૬૧માં નામદાર મહારાજા ખંડેરાવ ગાયકવાડ નવસારી આવ્યા તે વેળાએ એમની મુલાકાત લઇ એમને એક કસબી શાલ તથા પાઘડી ભેટ આપી તેમજ પોતાનાં ઘરડાં માતાજીની એઓ સાથે મુલાકાત કરાવી હતી.

તા. ૧૦ મી જાનેવારી ૧૮૭૧.

આજ દીને નવસારીમાં મરહુમ દસ્તુર કેકોબાદજી રૂસ્તમજી મહેરજી રાણાનાં ઉઠમણાંમાં તેમના વડા દીકરા દસ્તુર માહીઆરજી કેકોબાદજી મહેરજી રાણાંને નવસારીના વડા દસ્તુર ઠરાવવામાં આવ્યા હતા અને તેનાં માન દાખલ તેમને ૪૧ જૂદા જૂદા દસ્તુર મોબેદો તરફથી શાલો ઓરાડવામાં આવી હતી.

તા. ૩ જુન ૧૮૭૧. રોજ ૧૫ માહ ૮ (શે૦) ૧૨૪૦ યઝદેઝર્દી.

**મરણઃ**—નવરોજજી દોરાબજી સકલાતવાળા, ઉમ્મર વર્ષ ૬૫. શેઠ દોરાબજી જમશેદજી સકલાતવાલાના બીજા દીકરા. એઓ નાની ઉમ્મરથીજ પોતાના બાપની સકલાતની દુકાન ઉપર કામકાજમાં પડેલા હતા, અને ઇ. સ. ૧૮૫૩માં બાપનાં મરણ બાદ ભાઇઓની સાથે મળી સકલાતનો વેપાર દેશપરદેશ સાથે ઘણો વધારી મુકયો હતો. ઇ. સ. ૧૮૪૯માં સુરત મધે રૂસ્તમપરાના ભગરીઆ મોબેદોએ પંચબાર મુક્તાદ

વગેરે સવાલના કામો તે તરફ કરવાને ઉભા કરેના ફંડનો મુબઈ મધે ભગાયના નાણા વસુલ કરવાને એમને એકના ટ્રસ્ટી કન ના હતા, અને તે પછી ૧૮૫૭થી એમની સાથે રોડ કુવરજી હોરમ જી ભાભાને નીમ્યા હતા એ અધિકાર એમણે પોતાના મરણ સુધી ચના યો હતો ગણદેવીની શેઠ કાવસજી જાગીરજી રેડીમનીનાની ઇસ્પેજી સ્નના તથા એજ શેઠના નામના ધર્મના દવાખાનાના એઓ શેઠ અરદેશર ફરામજી મુસ સાથે પોતાના મરણ સુધી ટ્રસ્ટી તથા મેનેજર હતા મુંબઇમા આગના વખતમા નશેશાનાર તથા ખાધીઆઓનો જે જુનમાટ ચાનતો હતો તે ટાળવામા એમણે વણીક રીતે પોતાની જામતી મદદ આપી હતી, તથા કુને જરથોસ્તી, ગ્વાનોને અવનમ જન પહોચાડવાનુ ફંડ ઈ સ ૨૮૬૦મા અનરે સ્થાપ્યુ હતુ ત્યારથી નશેશાનાર તથા ખાધીઆઓ ઉપર દેખરેખ રાખવાને પચાયત તરફથી નીમેની કમિટિના એઓ એક અધિકારી હતા એ ઉપરાત બીજી પ્રજા ઉપયોગી કામોમા એઓ સારી આગેવાની લેતા હતા

ઈ સ ૧૮૭૧ તા ૭ મી ઑગષ્ટ — રોજ ૧૦ માહ ૧૧ (શે૦) ૧૨૪૦ યઝદેઝર્દી

**મરણ** —દસ્તુર રતનજી મનચેરજી કુટાર, ઉમ્મર વર્ષ ૭૮ નવસારીવાના દસ્તુર મનચેરજી રતનજી કુતારના વડા દીકરા એઓ નવસારીમા દસ્તુર પાનણ ફરેદુન વાળી બીજી બેઠકનુ માન ઈ સ ૧૮૧૮ થી ધરાવતા હતા

તા ૧૦ મી ઑગષ્ટ ૧૮૭૧

આજદીને નવસારીમધે દસ્તુર રતનજી મનચેરજી કુટારના ઉઠમણામા સુરત વાના દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબ પાનણનાએ મરનારના વડા બેટા એ૦ જમશેદજી રતનજી કુતારને દારાબ પાનણના ખાનદાન તરફથી એક શાન ઓરાડી, તેમના બાવાની નવસારીના બીજા દસ્તુરની ખુરસીપર તેમને જાયનશીન કીધા હતા

તા ૩૧ મી ડીસેમ્બર ૧૮૭૧ — રોજ ૧૧ માહ ૮ (શે૦) ૧૨૪૧ યઝદેઝર્દી

નવસારીમધે આજ દીને એ૦ માણેકજી ખરશેદજી દોરડીના બેટા મનચેરજી નાવર થયા તેની ખુશાલીમા તેમના બાપ તથા કાકાઓ તે એ૦ ખરશેદજી મનચેરજી દોરડીના ડીકરાઓએ નવસારીમા ઉભા થતા પહેલા દસ્તુર મેહરજી રાણા કેતાબખાનામા પોતાની પાસના જૂદા જૂદા ૨૦૪) પુસ્તકો તદોરસ્તી પઢાવી ભેટ આપ્યા હતા

---

## ઈ સ ૧૮૭૨ ના પારસીઓ

તા ૨૧ મી જાનેવારી ૧૮૭૨ — રોજ ૨ માહ ૫ (શે૦) ૧૨૪૧ યઝદેઝર્દી

**મરણ** —દસ્તુર ખરશેદજી બરજોરજી દારાબ પાનણના, ઉમ્મર વર્ષ ૬૭ દસ્તુર બરજોરજી ખુરશેદજી દારાબ પાનણના દીકરા એઓ ઈ સ ૧૮૧૯મા પોતાના બાપના મરણ બાદ સુરતમા રૂસ્તમપરાના દસ્તુરનો ઓહદો ચનાવતા હતા

તા ૨૮ મી જાનેવારી ૧૮૭૨

આજરોજ સુરતમા મર્હુમ દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબ પાનણના ઉઠમણામા તેમના દીકરા દસ્તુર દારાબજી ખુરશેદજી દારાબ પાનણાને રૂસ્તમપરાના બગર માથના દસ્તુર નીમી જૂદા જૂદા તેઓ તરફથી ૨૧ માથો ઓનાડવામાં આવી હતી

તા. ૧૩ મી એપ્રિલ ૧૮૭૨. રોજ ૨૫ માહ ૭ (શે) ૧૨૪૧ યઝદેઝરદી.

**મરણઃ**—રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ ઉમર વર્ષ ૪૯. સર જમશેદજી જીજીભાઇ પહેલા બૅરોનેટના બીજા દીકરા. એઓ તા. ૧ લી ઓગસ્ટ ૧૮૪૪થી પોતાના બાપની જમશેદજી જીજીભાઇના છોકરાઓની કું. ના નામથી ચાલતી પેઢીમાં ભાગીયા થયા હતા. તે પછી ઈ. સ. ૧૮૫૯માં બાપના મરણબાદ સર્વે ભાગીયાઓ છૂટા પડયા હતા, અને એમણે એકલાએ પોતાનો વેપાર ચાલુ કર્યો હતો. ઇ. સ. ૧૮૬૧ ૬૨માં અમેરીકાની લડાઇ વખતે એઓએ રૂનો બડેલો વેપાર કરવાથી બહુ મોટી દોલત મેળવી હતી. પોતાના સખી વજુદ બાપની માફકજ એઓ એ દોલત પોતાને એકલાને માટે નથી એવા મજબૂત ઠરાવથી તેનો મોટો ભાગ સખાવતનાં કામોમાં અને તે પણ નાત જાતનો તફાવત રાખ્યા વગર સર્વે ઇન્સાનોના ફાયદા માટે આપ્યો હતો.

ઇ. સ. ૧૮૬૬ ના જાનેવારી માસમાં પોતાની ખાસ સ્ટીમર ગ્રેટ ફાફરડમાં સવાર થઇ ગોવા ખાતે ગયા હતા. ગોવાનો ગવર્નર જનરલ એઓને ઍસ્તેકબાલ લેવાને પોતાના રસાલા સાથે સ્ટીમર ઉપર આવ્યો હતો, અને પુરતા આદરમાન સાથે એમને, સરકારી મહેલમાં લઇ જઇ એક દરબાર ભરી પોર્ટુગલના નામદાર પાદશાહ તરફથી એમને અમીરી સંઘમાં દાખલ કરી, આપેલા નાઈટ ઑફ ઑર્ડર ઑફ ટારીસ ઍન્ડ ઍસપાડાના ખિતાબનો સોનાનો ચાંદ પોતાને હાથે એમની છાતી ઉપર લટકાવ્યો હતો. જે વખતે કિલ્લા ઉપરથી માન તરીકે ૨૧ તોપો છોડવામાં આવી હતી. એમની જાહેરમાં કરેલી સખાવત રૂ. ૧૭૮૬૦૦૦ની થાય છે, તથા ખાનગી આસામીઓ અને કુટુંબોને આપેલી મદદની તો કાંઈ ગણત્રીજ નથી. તોપણ અમોએ ઉપર ટપકેની ગણત્રી લેતાં તે રૂ. ૨૨૩૯૭૦૦ની થાય છે. એ સઘળી સખાવતો નાતજાતનો તફાવત રાખ્યા વગર મોટી, છુટી, અને લાંબી હતી. જમાનાના ચક્રથી ગરીબીમાં આવેલા કેટલાક કુટુંબોને એઓએ છુપી રીતે આપેલી મદદ રૂ. ૨૦૦)થી રૂ. ૪ ૦૦૦) સુધીની ગણાઈ છે. એ ઉપરાંત, વખતે યારી આપી હતે તો એમનાં દિલમાં બીજી ઘણીક મોટી સખાવતે કરવાનું હતું પણ તે બધું ભાંગી પડયું. ઈ. સ. ૧૮૬૩ના ડીસેમ્બર માસમાં એમણે પોતાનું એક વશીયતનામું કર્યું હતું, જે જો કે મરણ વખતે સમો બદલાઇ જવાથી નકામું જેવું થઇ પડયું હતું, તોપણ તેમાં એમણે બતાવેલો દિલ્સુરદો આપણને અજાયબીમાં નાખે છે. એ વશીયતનામામાં એમણે પોતાની પુંજીમાંથી રૂ ૫૧૦૦૦૦૦ એકાવન લાખ રૂપીઆની રકમ હિંદુસ્તાનની વડી સરકારના સ્વાધીનમાં આપી તેની વાર્ષિક આવકમાંથી હિંદુસ્તાનના ગરીબ લોકોનું આગ, રેલ, તોફાન વગેરે મુસ્કેલીના વખતમાં દુઃખ ટાળવાનો બંદોબસ્ત કર્યો હતો.

તા. ૧૯ મી એપ્રિલ ૧૮૭૨.

નવસારીમાં પહેલા દસ્તુર મેહેરજીરાણાના નામથી એ ખાનદાનના કેટલાક ગૃહસ્થોએ એક કિતાબખાનું આજદિનથી ઉઘાડયું હતું. એ કિતાબખાનાને માટે શેઠ બરજોરજી બહમનજી પદમે નવસારીમાં લાકડ ફળીઆને નામે ઓળખાતા ચકલા ઉપર પોતાની જમીન ઉપર રૂ. ૫૦૦૦)ને ખર્ચે એક મકાન બંધાવી આપ્યું હતું.

એ કિતાબખાનામાં પ્રથમમાં દસ્તુરો ફરામજી તથા જમશેદજી શેરાબજી મહેરજી-

ગણાએ પોતાના મામા મર્હુમ દસ્તુર શેઠનાજી કાનજી મહેરજીરાણાની, આપણા ધર્મને લગતી જંદ, પહેલવી તથા ફારસી કિતાબો હતી તે ભરણી ભેટ આપી હતી, તેમજ દસ્તુર રૂસ્તમજી કેકોબાદજી મેહેરજીરાણા, દસ્તુર એરચજી સોરાબજી મેહેરજીરાણા એરવદ એદલજી માણેકજી અને દાદાભાઇ ખરશેદજી દોરડી અને બીજા સાહેબોએ ઘણીક કિતાબો, ભેટ આપી કિતાબખાનુ ચાલુ કર્યું હતુ એ કિતાબખાનાના ખર્ચને માટે પ્રથમમા મેહેરજીરાણાના કુટુંબવાળાઓએ પોતપોતામા એક ઉઘરાણુ કર્યું હતુ, પણ તેમા ખર્ચ પુરો થાની નહિ શકવાથી આગળ, એ ખાનદાનવાળાઓએ મર્હુમ મેહેરજી રાણાની બાજ ૮ કરવાને ઉભા કરેલા મેહેરજીરાણાના જશન ફંડમા નાણાનો વધારો થવાથી, તેઓ સાહેબની બાજને દીને દમકા સાથનુ ખાણુ કરવામા આવતુ હતુ તે બંધ કરી અસલ ફંડની મતલબ મુજબ બાજને દીને ફકત જશનજ કરી, બાકીનુ સઘળુ વ્યાજ એ કિતાબખાનાના ખર્ચમા વાપરવાનો ઠરાવ કર્યો હતો તે મુજબ ઈ સ ૧૮૭૬ સુધી તે વ્યાજના રૂ ૭૨૧ાાા વાપરવામા આવ્યા હતા

એ કિતાબખાનાને માટે શેઠ બરજોરજી બહમનજી પદમે જે મકાન બંધાવી આપ્યુ હતુ, તેનુ નવસારીના કાયદા મુજબનુ એક લખાણુ તા ૧૭ મી આગસ્ટ ૧૮૭૪ને દિને શ્રી ટ્રસ્ટીઓને સોપ્યુ હતુ એ સામે શેઠ બરજોરજીનો ઉપકાર માનનારૂ મહેરજી રાણા ખાનદાનવાળા ૬૪) ગ્રહસ્થોની સહી સાથેનુ એક માનપત્ર તા ૨૦ મી ડીસેમ્બર ૧૮૭૪ને દીને મુબઇમા તેઓને આપવામા આવ્યુ હતુ

એ કિતાબખાનાના મકાનમા નીચે મુજબ તખ્તી મારેલી છે —

શ્રી દાદારહોરમજદની મદદ છે

" મર્હુમ પહેલા દસ્તુરજી સાહેબ મહેરજી રાણા યઝદજર્દી ૯૬૦ ના સાલમા હક થએલા, તેઓની યાદગારી કાયમ રાખવા તેમના નામનુ કિતાબખાનુ હમેશા સુધી રાખવા સારૂ નવસારીમધે આએ મકાન મુબઈવાસી આ૦ બરજોરજી બહમનજી પદમે પોતાના ખર્ચથી ધરમખાતે બંધાવી આપ્યોછે, અને તે સાથ તેમણે એ મકાનવાળી તથા તેને લગતી આસપાસની જે જમીન છે તે પણ રસ્તાને સારૂ ખુલ્લી રાખીને મહાકાન જરથોસ્તી અન્જુમનને વાપરવા સારૂ ધરમખાતે આપીછે રોજ ૩૦ માહ ૭ મો શહેનશાહી સને ૧૨૪૧ યઝદજર્દ તા ૧૮ મી એપ્રીલ સન ૧૮૭૨ અંગ્રેજી "

એ કિતાબખાનાનો વહીવટ ચલાવવા સારૂ પ્રથમમા ઉપલા મહેરજી રાણાના જશન ફંડના ટ્રસ્ટીઓ દસ્તુર માહીઆરજી કેકોબાદજી એરવદ જમાસ્પજી સોરાબજી દસ્તુર મહેરજી રાણાના, નસરવાનજી શાપુરજી લકડાવાલા અને ફરામજી સોરાબજી દસ્તુર મહેરજી રાણાનાને મુકરર કીધા હતા તેમા પાછળથી એરવદ કાવસશાહ રૂસ્તમજી દસ્તુર મહેરજી રાણાના તથા ખરશેદજી એરચજી દસ્તુર મહેરજી રાણાનાને વધાર્યા હતા એ પછી ટ્રસ્ટીઓમા અવાર નવાર ખાલી પડતી જગા ઉપર દસ્તુર દારાબજી માહીઆરજી, શેઠ હોરમજી નવરોજજી નકલાતવાલા ખરશેદજી માણેકજી શેઠના, અરદેશર ફરામજી મુસ, જમશેદજી નસરવાનજી પીટીટ, ખરશેદજી નસરવાનજી ગીગવાઇ, અરદેશર સોરાબજી દસ્તુર કામદીના, બહેરામજી નસરવાનજી ગીઆર્ડ, હોરમજજી ખરશેદજી કુવાવાલા, હોરમજજી દાદાભાઈ જડજ અને ડાકટર ખરશેદજી નવરોજજી મહીઆર સામેલ થયા

હતા. એ ટ્રસ્ટીઓના સરનશીન તરીકે, પ્રથમમાં દસ્તુર દારાબજી માહીઆરજી, તે પછી ૧૮૮૪ થી તે ૧૮૯૫ સુધી શેઠ અરદેશર ફરામજી મુસ, અને ૧૮૯૫ થી તે અત્યાર સુધી શેઠ હોરમજજી દાદાભાઇ જઝજ; સેક્રેટરી તરીકે, પ્રથમથી તે ૧૮૮૪ સુધી એ૦ કાવસશાહ રૂસ્તમજી દસ્તુર મહેરજી રાણાના, ૧૮૮૪ થી ૧૮૯૧ સુધી શેઠ અરદેશર શેરાબજી દસ્તુર કામદીનના સને ૧૮૯૧ થી તે અત્યાર સુધી એ૦ રૂસ્તમજી કેરશાસ્પજી મોદી; ખજાનચી તરીકે, ૧૮૮૩ થી તે ૧૮૮૮ સુધી શેઠ જમશેદજી નસરવાનજી પીટીટ, ૧૮૮૮ થી તે ૧૮૯૦ સુધી શેઠ ખરશેદજી માણેકજી શેઠના, અને ૧૮૯૦ થી તે અત્યાર સુધી શેઠ અરદેશર સોરાબજી દસ્તુર કામદીનના; એ કિતાબખાનાની નવસારીની કારોબારી મંડળીના અધિકારીઓ તરીકે પ્રથમમાં શેઠો બરજોરજી પાલણજી દેસાઈ, દસ્તુર રૂસ્તમજી કેકોબાદજી મહેરજી રાણાના, મનચેરજી બરજોરજી દેસાઈ, મનચેરજી એરચજી દેસાઈ, ફરામજી નવરોજજી દાદી બરજોરના, બી. એ., અને બહેરામજી ખરશેદજી દોરડી હતા. તે પછી અવારનવાર તેમાં ખાલી પડતી જગા ઉપર એ૦ શહેરીઆરજી દાદાભાઈ ભરૂચા, શેઠો દોરાબજી ખરશેદજી નરીમાન, બી. એ., રૂસ્તમજી દસ્તુર મહેર રાણાના, રતનજી ફરામજી દાબુ, મહેરજીભાઇ નસરવાનજી કુકા, એમ. એ; દીનશાહ દાદાભાઈ મુલ્લાં, નશરવાનજી સોરાબજી વજીફદાર, તેહમુરજી નશરવાનજી કાંગા, જમશેદજી એદલજી સીરવાઇ, તેહમુલજી નવરોજજી દસ્તુર મહેરજી રાણાના, બેજનજી નવરોજજી કુટાર, એમ. એ; દસ્તુર એદલજી નવરોજજી મહેરજી રાણાના, હોરમજજી ફરદુનજી દસ્તુર મહેરજી રાણાના, ડૉકટર સોરાબજી ફરદુનજી ગજદર, ધનજીશા એદલજી પટેલ બી. એ. નવરોજજી ડોસાભાઇ દેસાઇ, હીરજીભાઇ ફરામજી મારકર બી. એ.; સરનશીન તરીકે પ્રથમથી તે ૧૮૯૦ સુધી શેઠ બરજોરજી પાલણજી દેસાઈ, ૧૮૯ થી તે ૧૮૯૬ સુધી ડોકટર સોરાબજી ફરદુનજી ગજદર અને ૧૮૯૬ થી તે અત્યાર સુધી દસ્તુર દારાબજી માહીયારજી મહેરજી રાણાના; સેક્રેટરી તરીકે પ્રથમમાં દસ્તુર રૂસ્તમજી કેકોબાદજી મહેરજી રાણા, તે પછી ૧૮૭૪ થી એ૦ બહેરામજી ખરશેદજી દોરડી, ૧૮૭૮ થી શેઠ ફરામજી નવરોજજી દાદી બરજોરના બી. એ.; ૧૮૮૬ થી નવરોજજી ડોસાભાઇ દેસાઈ, ૧૮૮૮ થી મંછારામ ગોર્ધનદાસ, ૧૮૯૧ થી શેઠ હીરજીભાઇ ફરામજી મારકર બી. એ. અને ૧૮૯૫ થી તે અત્યાર સુધી શેઠ રતનજી ફરામજી દાબુ.

એ કિતાબખાનાનાં ખર્ચને માટે ૧૮૭૭માં એક ઉઘરાણું કર્યું હતું જેમા રૂા. ૯૬૭ ભરાયા હતા, તથા ૧૮૮૪માં નવા સેક્રેટરી શેઠ અરદેશર સોરાબજી દસ્તુર કામદીને મહેનત કરી રૂા. ૨૫૫૦ ફંડમાં ભરાવ્યા હતા. નામદાર ગાયકવાડ સરકારે ૧૮૮૨માં રૂા. ૭૦૦) અને ૧૮૮૫માં રૂા. ૩૦૦ કિતાબખાનામાં મદદ તરીકે આપ્યા હતા. એ કિતાબખાનામાં ડાયરેકટર ઑફ પબ્લીક ઈન્સ્ટ્રકશને ઇ. સ. ૧૮૭૨ના નવેમ્બર માસથી ચોપડીઓ વિગેરેની ભેટ આપવી ચાલુ કરી હતી, તથા શેઠો નસરવાનજી વાડીઆ અને જમશેદજી નસરવાનજી પીટીટ પોતાનાં મરણ સુધી એ કિતાબખાનામાં પુસ્તકો તથા કેટલાંક વર્તમાનપત્રો પોતાને ખર્ચે મોકલ્યાં હતાં. શેઠ નસરવાનજી ઇ. સ. ૧૮૯૭માં બેહસ્તનશીન થયા પછી તેમનાં વિધવા બાઈ પીરોજબાઇ એ તે મર્હુમ ગૃહસ્થ આ કિતાબખાનું સ્થાપન થયું ત્યારથી જે વર્તમાનપત્રો મફત મોકલતા

હતા તે ચાલુ રહે એવા ઇરાદાથી તા. ૭ મી જુન ૧૮૯૭ને દીને કાગળ લખી રૂ. ૧૦૦૬)ની નોટ એનાકેરી કાઢી, તે પોતાના તેમજ ડાકટર તેમુલજી ભીખાજી નરીમાન તથા શેઠ દીનશાજી સોરાબજી મોદીનાં નામ પર ટ્રસ્ટમાં કરી આપી હતી કે તેના વ્યાજમાંથી ફરસાલ વર્તમાનપત્રો આગળની માફક મોકલવા, અને બાઈ પીરોજબાઈની હૈયાતી બાદ ઉપલા ટ્રસ્ટીઓ તે નોટો કિતાબખાનાનાં તે વેળાનાં ટ્રસ્ટીઓનાં નામ પર કરી આપે, એવું ઠરાવ્યું હતું.

એ કિતાબખાનાંમાં માંહેલાં પુસ્તકોનું એક કૅટલૉગ ઈ. સ. ૧૮૭૬માં એરવદ જમશેદજી સોરાબજી દસ્તુર મેહેરજીરાણાએ પોતાને ખરચે છપાવી પ્રગટ કર્યું હતું તથા બીજું એક સંપુર્ણ કૅટલૉગ ઈ. સ. ૧૮૯૪માં કિતાબખાનાના ફંડમાંથી છપાવી પ્રગટ કર્યું હતું. દસ્તુર એરચજી સોરાબજી મેહેરજીરાણાએ તા. ૧૪મી એપ્રિલ ૧૮૯૭ને દીને પોતાનુ ખાનગી કિતાબખાનુ બે કબાટ ભરી આ ખાતાને સુપ્રત કીધું હતું. તેમાં ૫૧૩ કિતાબો, જીલદમાં બાંધેલી ૮૯૨ ચોપડી, ચોપાનીયાં તથા ઝંદ પહેલવી ફારસી અને ગુજરાતીમાં હાથનાં લખેલાં ૧૧૯ દફતરો હતા. એમાંની કેટલીક કિતાબો ઘણી કિમતી તથા કમયાબ છે.

એ કિતાબખાનાની પુંજી સાચવવા માટેનું એક કાયદાસરનું ટ્રસ્ટડીડ તા. ૨૨મી અકટોબર ૧૮૮૬ને દીને હાઈકૉર્ટના સોલીસીટર શેઠ જમશેદજી ખરશેદજી કામાજીની મારફતે કરાવ્યુંછે. એ કિતાબખાનાની પુંજીમાં નીચલા ગૃહસ્થોએ વ્યાજ વાપરવાની સરતથી નીચે મુજબની અમુક રકમો આપી જુદાં ખાતાં પડાવ્યાંછેઃ—

(૧) શેઠ જમશેદજી નસરવાનજી પીટીટે તા. ૮મી નવેમ્બર ૧૮૮૪ને દીને રૂ. ૫૦૦)ની સરકારી નોટ તથા તા. ૨૨મી જુન ૧૮૮૬ના દીને રૂ. ૫૦૦)નું પૉર્ટ ટ્રસ્ટબૉન્ડ, તેનું વ્યાજ કિતાબખાનાને માટે પુસ્તકો ખરીદવામાં વાપરવાને. (૨) શેઠ દીનશાજી માણેકજી પીટીટે તા. ૧૪મી સપ્ટેમ્બર ૧૮૮૫ને દીને રૂ. ૧૦૦૦)નું પૉર્ટ ટ્રસ્ટબૉન્ડ, તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને (૩) શેઠો ફરામજી તથા બમનજી દીનશાજી પીટીટે તા. ૧૪મી સપ્ટેમ્બર ૧૮૮૫ને દીને રૂ. ૫૦૦)નું પૉર્ટ ટ્રસ્ટબૉન્ડ, તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને (૪) શેઠ જમશેદજી નસરવાનજી તાતાએ તા. ૨૬મી જુન ૧૮૮૬ને દીને પોતાના બાવા મર્હુમ શેઠ નસરવાનજી રતનજી તાતાનાં પુનને માટે રૂ. ૫૦૦)નું મ્યુનીસિપલ બૉન્ડ, તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને (૫) મર્હુમ શેઠ એદલજી બરજોરજી પદમની પુંજીમાંથી તેમના ઍક્ઝીક્યુટર ડાકટર ખરશેદજી નવરોજજી સહીયારે તા. ૧લી જુલાઈ ૧૮૮૬ને દીને રૂ. ૧૦૦૦)નાં મ્યુનીસિપલ બૉન્ડ એ કિતાબખાનાના મકાનને કોઈ સમે વધારો કરવામાં આવે તેમાં ખર્ચવાને અને ત્યાં સુધી તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને. (એ રકમ આજ સુધી અનામત રાખી તેનું વ્યાજ કિતાબખાનાના ચાલુ ખરચમાં વાપરવામાં આવેછે). સને ૧૮૮૭માં તેના મકાનમાં ફંડમાંથી રૂ. ૩૭૭।।। ખરચી થોડોક ફેરફાર તથા હદનો ઓટલો કબજે કરવામાં આવ્યોછે. (૬) શેઠ નસરવાનજી માણેકજી પીટીટે તા. ૨૪મી મેએ ૧૮૮૯ના દિને પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નસરવાનજી પીટીટનાં પુનને માટે રૂ. ૧૦૦૦)નું પૉર્ટ ટ્રસ્ટબૉન્ડ, તેનું વ્યાજ કિતાબખાનાને માટે (નાવેલો શિવાય) પુસ્તકો

ખરીદવામાં વાપરવાને, (૭) શેઠ બહેરામજી નસરવાનજી શીરવાઇએ તા. ૫મી જુલાઈ ૧૮૮૯ને દીને રૂા. ૫૦૦)નું પૉર્ટ ટ્રસ્ટબૉન્ડ, તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવાને (૮) શેઠ રતનજી દાદાભાઈ તાતાએ પોતાના કાકા મરહુમ શેઠ સોરાબજી કાવસજી તાતાની પુંજીમાંથી તા. ૨જી ઓકટોબર ૧૮૯૦ને દીને રૂા, ૫૦૦)નું પૉર્ટ ટ્રસ્ટબૉંડ, તેનું વ્યાજ ચાલુ ખર્ચમાં વાપરવાને, (૯) સર દીનશાજી માણેકજી પીટીટ બૅરોનેટે તા. ૧૭મી ડીસેમ્બર ૧૮૯૫ને દીને પોતાના દીકરા મરહુમ શેઠ ફરામજી દીનશાજી પીટીટનાં પુનને માટે રૂા. ૧૦૦૦)નું મુંબાઈ મ્યુનીસિપાલીટિનું બૉન્ડ, તેનું વ્યાજ થીઓસોફીકલ સાહીત્યને તેમજ આત્મજ્ઞાન ખોદાશનાસીને લગતાં પુસ્તકો ખરીદવામાં વાપરવાને. એ કિતાબખાનાનાં બધા મળી ૫૨૬૦ પુસ્તકો છે તથા તેના મેમ્બરોનું લવાજમ પહેલા વર્ગનું રૂા. ૦ાા=, બીજા વર્ગનું રૂા. ૦ા, ત્રીજા વર્ગનું ૦)= અને ચોથા વર્ગનું ૦)-. છે. એ ખાતાની પુંજી તેના છેલ્લા તારીખ ૩૦મી જુન ૧૮૯૭ સુધીના છપાયલા હિસાબ મુજબ રૂા. ૧૨૫૩૫-૧૨-૫ની છે. *

* ઉપલો અહેવાલ મરહુમ મી. શો. મ. દેસાઇએ લખ્યો હતો ત્યારબાદ બનતા બનાવો અસારતવાર એઓએ સાલવાર નોંધોમાં જણાવેલા હોવાથી, મજકુર લાઇબ્રેરીનો છેલ્લો હિશાબ અને સરવાયું તા. ૧-૭-૧૯૩૨ થી ૩૦ જુન ૧૯૩૫ સુધીનું ત્યા અહેવાલ બહાર પડયોછે તે પરથી જણાયછે કે મજકુર લાઇબ્રેરીમાં કુલ્યે ચોપડીઓની સંખ્યા ૧૨૭૩૪ છે અને કુલ્લે ફંડ રૂા. ૧,૦૬,૮૫૨-૬-૨ નું નીચે જણાવેલા હીસાબ મુજબ છે. જે જાણવા લાયક હોઇ નીચે ઉતારો કરેલો છે:—

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૨,૭૫૦-૨-૨ | શેઠ જમશેદજી કાવસજી દસ્તુર મહેરજી રાણાએ પોતાનાં મુરબ્બી માસીજી બાઇ માણેકબાઇ માણેકજી જમશેદજી દસ્તુર મહેરજી રાણાની યાદગારી કાયમ રાખવા માટે આપેલી રકમ. | ૨૦,૯૫૨-૧૧-૨ | શ્રી માણેકબાઇ બીલડીંગ્સ પહેલા દસ્તુર મહેરજી રાણા લાઇબ્રેરીને માટે નવસારી |
| | | | ૨૦૯૪૭-૧-૨ અસલ મકાનની લાગત |
| | | | ૫-૧૦-૦ સીટી સર્વે પાસેથી બહારની સીડી વાલી જગ્યા વેચાતી લીધી તેનાઃ— |
| | | | ૨૦,૯૫૨-૧૧-૨ |
| ૮૫,૭૪૫-૧૩-૯ | લાઇબ્રેરીનાં પોતાના ફંડ ખાતામાં તથા ડોનરો હસ્તકનાં નાણાં જે જમા છે તે નીચે પ્રમાણે | ૫,૫૬૧-૯-૩ | લાઇબ્રેરીનું ફર્નીચર કુલ કિમ્મત |
| | ૨૯,૩૨૧-૧૧-૮ લાઇબ્રેરીના ફંડ ખાતામાં. | | |
| | ૨૫,૦૪૬-૪-૩ છેલ્લા હિસાબ મુજબ | | |

તા. ૨૭ મી મે ૧૮૭૨ — રોજ ૯ માહ ૯ શે. ૧૨૪૧ યઝદજરદી.

નવસારીમાં આજરાત્રે રીવ્સ્તા મુજબનાં આદરનાં જશનની મિજલસમાં મુંબઈવાળા શેઠ હોરમશજી બરજોરજી કપ્તાને નવસારીના દોખમાં આગળ જવાનો પાઠો

જ — ઉ

ફંડ ખાતામાં જમે.

૮,૨૭૫–૭–૫ હિસાબવાળા ત્રણ વરસનો આવકનો વધારો જમા.

———

૭૯,૩૨૧-૧૧-૮

૩૪૧૬–૫–૯ પ્રીમ્યમ ડીસ્કાઉન્ટ ખાતે

૧૦૦૦–૦–૦ ઑનરેબલ સર દીનશાહ માણેકજી પીટીટનું ખાતું.

૧૦૦૦–૦–૦ શેઠ એદલજી બરજોરજી પદમનું ખાતું

૫૦૦ ૦ ૦ શેઠો ફરામજી તથા બમનજી દીનશાહ પીટીટનું ખાતુ

૫૦૦–૦–૦ શેઠ જમશેદજી નસરવાનજી ટાટાનુ ખાતુ

૧૦૦૦–૦–૦ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનું ખાતું

૫૦૦–૦–૦ શેઠ બહેરામજી નસરવાનજી સીરવઈનું ખાતું

૧૦૦૦ ૦–૦ શેઠ નસરવાનજી માણેકજી પીટીટનું ખાતું

૫૦૦–૦–૦ શેઠ રતનજી દાદાભાઈ ટાટાનું ખાતું

૮૦,૩૦૦–૦–૦ સરકારી કાગળીઆ, પ્રૉમીસરી નોટો તથા બૉન્ડો જે ઇમ્પીરીઅલ બૅન્ક ઑફ ઇન્ડીયાની સેફ કસ્ટડીમાં સ્વાધીન કરેલાં છે તે.

૧૫,૮૦૦–૦–૦ સરકારી ૩।। ટકાવાળી પ્રૉમીસરી નોટો

૧૪,૫૦૦–૦–૦ પોર્ટ ટ્રસ્ટનાં ચાર ટકાનાં બૉન્ડો

૭,૦૦૦–૦–૦ બોમ્બે મ્યુનીસિપલ બૉન્ડો ૫ ટકા વાળા

૫૦૦–૦–૦ વૉરલોન ૫ ટકાવાળી ટેક્ષ ફ્રી

૩૫૦૦–૦ ૦ કલકત્તા ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ ૬ ટકા વાળા

૩૫૦૦–૦–૦ કરાંચી પોર્ટ ટ્રસ્ટ ૬, ટકાવાળા

૫૦૦–૦–૦ બૉમ્બે મ્યુનીસિપલ બૉન્ડ ૬ ટકાવાળા

૪૦૦૦–૦–૦ બૉમ્બે મ્યુનીસિપલ બૉન્ડ ૪ ટકાવાળા

૩૩૦૦૦–૦–૦ ગવર્નમેન્ટ બૉન્ડ ૧૯૬૦-૭૦ ૪ ટકાવાળા

———

૮૦૩૦૦–૦–૦

ગ્રતો તથા પુત્ર પોતાના ફુઇ મર્હુમ બાઇ કુંવરબાઇ તે મરહુમ શેઠ કાવસજી શાપુરજી કપ્તાનનાં વિધવા તથા પોતાનાં ધણીઆણી બાઈ રતનબાઇનાં પુનને સારૂ બંધાવવાને રૂા. ૧૨,૦૦૦ ની રકમ અન્જુમનને આપવાની તન્દોરસ્તી પઢાવી હતી.

---

જ

૧૦૦૦–૦–૦ સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે શેઠ ફરામજી દીનશાહ પીટીટનાં પુણ્ય અર્થે પડાવેલું ખાતું

૨૦૦૦–૦–૦ બાઈ પીરોજબાઇ નસરવાનજી વહાડયા તે નસરવાનજી જેહાંગીરજી વહાડયાના વિધવાનુ ખાતું

૧૨૩૯–૭–૦ એરવદ એદલજી બરજોરજી મુલ્લાં વાલું ડા. ફરદુનજી એરામજી શીરવઈની યાદગીરીનું ખાતું

૧૧૦૦–૦–૦ શેઠ બરજોરજી બમનજી પદમવાલુ મકાન વેચી ઉપજેલા નાણાનું પાડેલું ખાતું

૫૦૦–૦–૦ શેઠો રૂસ્તમજી તથા એદલજી તથા જેહાંગીરજી બેગમજી દોરડીએ પોતાનાં પીતાજી એરવદ બહેરામજી ખરશેદજી દોરડીની યાદગીરી માટે પડાવેલું ખાતુ

ઉ

૧,૦૩૮–૧–૯ રોકડ નાણાં તથા અવેજ

૨૮૬–૭–૩ ઇમ્પીરીઅલ બૅન્ક ઑફ ઇન્ડીયા

૬૧૦–૧૯–૬ મુંબઈ ખાતે પુરાંત

૧૪૦ ૧૪–૦ નવસારી ખાતે પુરાંત

---

૧૦૩૮–૧–૯

---

૧,૦૬,૮૫૦–૬–૭

તા. ૩ જુન ૧૮૭૨. રોજ ૧૬ માહ ૯ (શે) ૧૨૪૧ યઝદેઝર્દી.

મરણઃ--એદલજી દોરાબજી સકલાતવાળા ઉમ્મર વર્ષ ૫૨. શેઠ દોરાબજી જમશેદજી સકલાતવાળાના નાના દીકરા. એઓ પ્રથમથીજ પોતાના બાપની સાથે તેમના સકલાતના વેપા-માં પડેલા હતા અને ઈ. સ. ૧૮૫૩ માં બાપનાં મરણ

---

જ ઉ

૧૦૦૦-૦-૦ બાઈ પીરોજ-નસરવાનજી જેહાં-ગીરજી વહાડયાને નામનું ટ્રસ્ટી સર તેમુલજી ભીખાજી નરીમાને પડાવેલું ખાતું

૫૦૦-૦-૦ બાઇ ફ્રેનબાઇ ફરામજી અરજાણી-એ પડાવેલું ખાતું

૩૫૬૬૮-૫-૪ મરહુમ સર રતનજી જમશેદજી ટાટા ટ્રસ્ટમાંથી ટ્રસ્ટી સાહેબોએ આપેલી રકમનું ખાતું

૫૦૦-૦-૦ શેઠ બમનજી હોરમજી દસ્તુર જામાસ્પ આશાનાં બપાવા એરવદ એદલજી નવરોજી દસ્તુર જામાસ્પ આશાનુ ખાતું

૧૦૦૦-૦-૦ શેઠ જમશેદજી કાવસજી દસ્તુરનાં માએ-બાવા તે બાઈ આવાંબાઇ તથા કાવસજી બેગ-મજી દસ્તુર મેહે-રજીરાણાનું ખાતું

પછી પોતાનાં ભાઇઓની સાથે દોરાબજી જમશેદજીના છોકરાઓને નામે મુંબઇમધે સકલાતનો મોટો રોજગાર ચલાવતા હતા. એ પછી તા ૧૯ મી જુલાઇ ૧૮૬૦ થી એ પઢેડીમાંથી ભાગ છોડવી શા. નાગજી રૂપજી સાથે સકલાત તથા કાપડનો વેપાર ચલાવ્યો હતો.

તા. ૩૦ મી જુન ૧૮૭૨. રોજ ૬ઠ માહ ૧૦ શે. ૧૨૪૧ યઝદેઝર્દી.

**મરણ**—દસ્તુર સોરાબજી બરજોરજી દોરાબ પાલણના, ઉમ્મર વર્ષ ૬૧. સુરતવાલા દસ્તુર બરજોરજી ખરશેદજી દારાબ પાલણના નાના દીકરા. એઓ સુરતમધે રૂસ્તમપરામાં પોતાના વડા ભાઇના હાથ હેઠળ દસ્તુરી ચલાવતા હતા. અકસ્માત ગાડીમાંથી પડી જવાથી એમનું મરણ નિપજ્યું હતું.

તા. ૬ ઠી સપટેમ્બર ૧૮૭૨. રોજ ૨૧ માહ ૧૨ (શે) ૧૨૪૧ યઝદેઝર્દી.

આજદીને નવસારીમધે શેઠ મેહેરવાનજી માણેકજી શેઠના એ એક નશાખાનું બંધાવી ત્યાંની અન્જુમનને વાપરવાને સુપ્રત કીધું હતું. એ નશાખાના ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે. " પાકદાદાર અહુર મજદની મદદ હોજો " આ નશાખાનું શેઠ મહેરવાનજી માણેકજી શેઠે જરથોસ્તીઓનાં વપરાશ સારૂ બંધાવ્યું છે. યઝદેઝર્દી સને ૧૨૪૧ સંવત ૧૯૨૮.

---

જ ઉ

૧૦૦૦–૦–૦ જમશેદજી કાવસજી દસ્તુરનાં મમાઇ મમાવા તે તે બાઈ કુંવરબાઈ તથા સોરાબજી ખરશેદજી દસ્તુર મેહેરજીરાણાનું ખાતું.

૫૦૦–૦–૦ મરહુમ શેઠ મેરવાનજી બાપુજી દેશાઇનું ખાતું.

૮૪૭૪૫–૧૩–૯

૨૩૫૦૮–૬–૩ શેઠ જમશેદજી કાવસજી દસ્તુર મેહેરજીરાણાએ લાઇબ્રેરી માટે ફર્નીચર કરાવી આપ્યું તે માટેનું ખાતું.

૧,૦૯,૮૫૨–૬–૦

(સહી) દેસુલજી ભીખાજી નરીમાન

(સહી) જમશેદજી કાવસજી દસ્તુર

(સહી) નસરવાનજી દાદાભાઇ ટાટા

તા ૨૫ મી સપ્ટેમ્બર ૧૮૭૭

આ માસમા ગુજરાતના વણાક ભાગોમા મોટો વરસાદ પડવાને લીધે અમદાવાદ, ભરૂચ, સુરત, નવસારી, વનમાડ, બીલીમોરા વગેરે ઠેકાણે રેલ આવી હતી, અને ગરીબ લોકોને મોટુ નકશાન ખમવુ પડયુ હતુ આ વેળાએ સર્વ ઠેકાણેના પારસી ઓએ મોટી મદદ કરી હતી, તથા ઘણા ગરીબ નાચારોના જીવ બચાવ્યા હતા

તા ૭ મી ઑકટોબર ૧૮૭૭

મરહુમ જમશેદજી જીજીભાઈ રેદીમની નાઇટ સી એસ આઈ ને નામદાર મહા-રાણી વિકટોરીઆ તરફથી મળેલા "નાઇટ હુડ"ના ખેતાબની મુબારકબાદીમા નવસારીની અન્જુમન તરફથી દસ્તુર માહીઆરજી કૈકોબાદજી, શેઠ મરજબાનજી નવરોજજી દેસાઇ, નસરવાનજી દારાબજી દેસાઇ અને બીજા જરથોસ્તીઓની સહી સાથનુ આવેલુ એક માનપત્ર તા ૨૫ મી અકટોબર ૧૮૭૭ને દીને દસ્તુરો પેશોતનજી બેહેરામજી સંજાણા, એરચ સોરાબજી મેહરજી રાણા, માણેકજી નશરવાનજી કુપર અને શેઠ હોરમસજી નવરોજજી મકનાતવાલાના એક ડેપ્યુટેશને સર કાવસજીને તેમના કોટના ઘરમા નઇ જઇ પહોચાડયુ હતુ

તા ૮ મી ઑકટોબર ૧૮૭૭ રોજ ૧૮ માહ ૧ (શેર) ૧૨૪૨ યઝદેઝર્દી

આજ દીને નવસારીમા મર્હુમ બાઇ નવાજબાઇ તે મર્હુમ આ૦ રતનજી, દોરાબજી તાતાના બેટી તથા મર્હુમ આ૦ ભીખાજી એરચજી નરકરીના વિધવાના ઉઠમણામા તેમની પોતાની પુજીમાથી રૂા ૧૦૦૦)ની રકમ નવસારીમા જરથોસ્તી છોકરીઓને જરદ અવસ્તા તથા બીજી ઘટતી કેળવણી આપવા માટે નિશાળ કાઢવા સારૂ આપવાની તન્દુરસ્તી પઢાવી હતી

એ ઉપરાત મરનારના ભાઇ શેઠ નસરવાનજી રતનજી તાતાએ રૂા ૧૦૫૦ તથા બીજા બેશીઓએ રૂા ૮૫ મળી રૂા ૧૧૩૫ ધર્મ ખાતાઓમા આપ્યા હતા નવસારીમા જરથોસ્તી છોકરીઓની નિશાળ ઇ સ ૧૮૫૯ શેઠ ડોસાભાઇ ફરામજી કામાજીએ પોતાને ખર્ચે શેઠ શોરાબજી શાપુરજી બંગાલીની ભલામણ ઉપરથી ઉઘાડી હતી અને ૧૮૬૬ સુધી તેનો ખર્ચ પોતે એકલે હાથે ચલાવ્યો હતો તે બાદ થોડુક સુધી શેઠ સોરાબજી બંગાલીએ તેનો ખર્ચ પોતે આપ્યો હતો, અને પાછળથી તે શેઠ નસરવાનજી રતનજી તાતાને સ્વાધીન કરી હતી, જેમણે ઉપર મુજબ પોતાના મર્હુમ બેનની પુજીમાથી તે આએ સાલથી નવાજબાઇ તાતા નવસારી જરથોસ્તી છોકરી ઓની નિશાળના નામથી ચાલુ રાખી હતી શેઠ નસરવાનજી રતનજી તાતાએ તા ૩ અકટોબર ૧૮૮૩ને દીને એક ટ્રસ્ટ કરી પોતાના સેન્ટ્રલ ઇંડીયા સ્પીનીંગ વીવીંગ ઍન્ડ મૅન્યુફૅકચરીંગ કુમ્પનીના ૭૦) શેરો તેની ઉપજ ચોકસ ધર્મના કામોમા ખર્ચ વાને અલાયદા કાઢયા હતા, અને તેની ઉપજ ॥ ૧૦૦ હિસ્સા કરી અનેક પ્રમાણમા તે સર્વે ખાતાઓને વહેચી આપ્યા હતા તેમાથી ઉપલી નવાજબાઈ તાતા નિશાળને માટે ૨૭ હિસ્સા ખર્ચવાને ઠરાવ્યુ હતુ, અને હાલ તે ઉપજ ૨૭ હિસ્સાને હીસાબે વધતા વધતા દર સાલ આશરે રૂા ૨૫ ની થાય છે ૧૮૮૬મા શેઠ નસરવાનજી તાતા બેહસ્તનશીન થયા તેમના ઉઠમણામા તેમના બેટા શેઠ જમશેદજી નસરવાનજી

તાતાએ રૂા ૫૦૦૦)ની રકમ એ નિશાળના ફંડ ખાતે, તેનું વ્યાજ વાપરવાને, અનામત આપી હતી પણ તે વ્યાજ વાપરવામા આવ્યુ નથી, અને તે રકમની વધી આશરે રૂા ૧૦૦૦૦)ની થઇછે એ નિશાળનો વહીવટ ચલાવવા માટે ઉપલા શેઠ નસરવાનજીવાલા ટ્રસ્ટના ટ્રસ્ટીઓ શેઠે જમશેદજી નસરવાનજી તાતા, દોરાબજી જમશેદજી તાતા અને સોરાબજી કાવસજી તાતાએ તા ૧૪ મી જુન ૧૮૮૬ને દીનેથી શેઠો ખરશેદજી રૂસ્તમજી કામાજી ( મરનહીન ) ખ શેઠજી નસરવાનજી સીરવાઇ, દોરાબજી જમશેદજી તાતા, કાવસજી નસરવાનજી કાગા, ખરશેદજી માણેકજી તાતા અને અન્દેમર જમશેદજી બીલીમોરીઆ ( ઑનરરી સેક્રેટરી )ની એક કમિટિ નીમી હતી, અને તે કમિટિમા અવારનવાર શેઠો બમનજી બહેરામજી પટેલ, દારાશા રતનજી ચીચગર, રતનજી દાદાભાઇ તાતા, ફરદુનજી માણેકજી કાગા, અને રતનજી જમશેદજી તાતા ઉમેરાયા હતા. એ નિશાળ તથા પોતાની જદ અવસ્તાની મદ્રેમાને માટે શેઠ નસરવાનજી ટાટાએ નવસારી મધે આશરે રૂા ૮૦૦૦)ને ખર્ચે એક કુશાદે મકાન બધાવી તે તા ૨૭ મી માર્ચ ૧૮૮૩ને દીને પોતે ખુલ્લુ મૂકયુ હતુ એ નિશાળમા ગુજરાતી સાતમા ધોરણ સુધીની કેળવણી આપવામા આવેછે અને તેની પછી સ્ત્રી કેળવણીને બગની તાલીમ આપવાનો એક વર્ગ પણ ઉઘાડવામા આવેછે એ નિશાળનો લાભ સરેરાસ ૨૦૦) છોકરીઓ લે છે એથી તે પાછળ દરમાસે ૧૮૦)નો ખર્ચ ચાલુ છે

તા ૨૧ મી અકટોબર ૧૮૭૨ રોજ ૧ માહ ૨ (શે૦) ૧૨૮૨ યઝદેઝર્દી

**મરણ**—એ૦ નસરવાનજી ખુરશેદજી કાગા, ઉમ્મર વર્ષ ૮૩, એ૦ ખુરશેદજી દારાબજી કાગાના દીકરા એઓ અત્રેના ઘણાક પુરાતન પારસી કુટુબોના પથકી હતા પોતે મોબેદી કરી મેળવેલા પૈસામાથી પોતાના જન્મ વતન નવસારી, ખાતે જરથોસ્તીઓના ઉતારા તથા ત્યાના લોકોના સારા અવસરના વપરાશને માટે એક ધર્મશાળા બધાવીને તા ૧૮ મે ૧૮૬૯ને દીને ખુલ્લી મૂકી હતી તથા તેનુ નામ નોશેરવાન બાગ કરી રાખ્યુ હતુ

તા. ૨૩ મી અકટોબર ૧૮૭૨

આજ દીને એ૦ નોશેરવાનજી ખુરશેદજી કાગાના ઉઠમણામા તેમણે નવસારીમા ઇ સ ૧૮૩૮ મા બધાવેલા નોશરવાન બાગની મરામતને માટે એનાહેલા કાઢેલા રૂા ૫૫૦૦) મા બીજા રૂા ૨૦૦૦) તેમની પોતાની પુજીમાથી તથા રૂા ૫૦૦) તેમના વિધવાબાઇ જીવણબાઇએ પોતે ઉમેરવાની તનદોરસ્તી પઢાવી હતી એજ મુજબ સર કાવસજી જહાગીરજી રેડીમની નાઇટ સી ઍસ આઇ એ પોતાના વગના પથકીના પુનને માટે રૂા ૫ ૦) નવસારીની પોતાના નામની મદ્રેસામા આપ્યા હતા

---

## ઇ સ ૧૮૭૩ના પારસીઓ

તા ૨૩ મી મે ૧૮૭૩ રોજ ૫ મા ૯ (શે) ૧૨૪૨ યઝદેઝર્દી

**મરણ**—બમનજી જમશેદજી મુલ્લા, ઉમ્મર વર્ષ ૬૫, આ૦ જમશેદજી રુસ્તમજી મુલ્લાના નાના દીકરા એઓ પહેલવહેલા ઇ સ ૧૮૩૩મા પોતાના

વડાભાઇ શેઠ માણેકજી જમશેદજી મુલ્લાં સાથે ચીન ગયા હતા, અને ૧૮૪૦થી તેમના ભાગીયા થયા હતા. તે પછી મુંબઈ આવી ૧૮૪૫થી મુંબઈનાં બારામાંનાં વહાણોને, ધારાપુરીનું પાણી કરીને રૂ. ૩ના ભાવે પુરૂં પાડવાનું કંટ્રાકટ લીધું હતું. એ બાદ રેલ્વેની સડક બાંધવાનાં તથા કોલાબાનો દરીઓ પૂરવાનાં અને બીજાં ઘણાંક મોટાં બાંધકામોના કંટ્રાકટ એમણે લીધાં હતાં. ઈ. સ. ૧૮૫૦માં મોટે કોલાબે પૉટેસ્ટંટ દેવળની સામે તથા તે પછી વાલકેશ્વર કુતરવાડીમાં તેમજ કસારા ઘાટની હેઠે એમણે પોતાને ખર્ચે કુવા બંધાવી લોકોને વાપરવાને ખુલ્લા મૂકયા હતા. એમની પુંજીમાંથી એમનાં વિધવાબાઈ મોટીબાઇએ વલસાડની પાસે આવેલાં ખેરગામમાં એક દરેમેહેર, દોખમું તથા શગડી બંધાવી તે તા. ૨૧મી મે ૧૮૮૨ ને દીને પરહાવ્યાં હતાં.

તા. ૮ મી નવેમ્બર ૧૮૭૩. રોજ ૧૯ માહ ૨(શે) ૧૨ યઝદેઝર્દી.

**મરણઃ**—દસ્તુર માહીઆરજી કેકોબાદજી મહેરજી રાણા, ઉમ્મર વર્ષ ૪૫, નવસારી વાળા દસ્તુર કેકોબાદજી રૂસ્તમજી મહેરજી રાણાના વડા દીકરા. એમને ઇ. સ. ૧૮૭૧ની શરૂઆતમાં પોતાના બાપનાં મરણથી નવસારીના વડા દસ્તુરની જગા મલી હતી. જે ફકત ત્રણ વર્ષ સુધી જ ભોગવવા એઓ ભાગ્યશાળી થયા હતા. ઇ. સ. ૧૮૭૦માં હુઅસ્ત્તેહ ફંડ ઊભું કરવાની એમણે આગેવાની લીધી તથા તેનાં ખજાનચી હતા. નવસારીમાં મુંબઈની પારસી પંચાયત તરફનાં તથા સરજમશેદજી જીજીભાઈ ચૅરીટી ફંડ તરફનાં કામોના એઓ ઈ. સ. ૧૮૭૧થી મુખ્ય મૅનેજર હતા.

તા. ૨૪ મી ડીસેમ્બર ૧૮૭૩.

શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરને વડોદરાના મહારાજા મલ્હારરાવ ગાયકવાડે પોતાનાં રાજ્યનાં દિવાન તરીકે નીમ્યાં હતા.

તા. ૧૭-૨૪ મી જાનેવારી. ૧૮૭૪.

આ વખતે એ મહારાજા મલ્હારરાવને પોતાનું રાજ અંધેર રીતે ચલાવવા માટે વડી સરકાર તરફથી ઠપકા તથા ચેતવણી મળ્યા કરતાં હતાં. તેથી તેમણે પોતાના દિવાન તરિકે શેઠ દાદાભાઇને નીમ્યા હતા, અને કેટલાક વાંધાવિષ્ટો પછી તે નિમણુકને વડી સરકારની બહાલી મળ્યા બાદ તા. ૨૦ મી સપ્ટેમ્બર ૧૮૭૪ ને દીને તેમને દિવાનગીરીનો સરપાવ આપવા માટે મહારાજાએ દરબાર ભર્યો હતો, જેમાં સર્વ હોદ્દારો બિરાજ્યા હતા. શેઠ દાદાભાઇએ મહારાજાની ડાબી બાજુએ બેઠક લીધા પછી ક્રિયા શરૂ થઈ હતી. પ્રથમમાં નવા દિવાનને માટે પોશાક લાવ્યા અને ગંગાધર કુટુંબનો એક શાસ્ત્રી તે પોષાક મહારાજા આગળ લઇ ગયો, જેમણે તે તપાસી દિવાનને આપ્યો. આ પોષાકને પંચ પોષાક કરી કહે છે. જેનો અર્થ એ કે પુરેપુરી હોરમત આપી. એમાં પાંચ ચીજો હતી. જેવી કે પાઘડીને માટે સોનેરીભરતનો એક કટકો, ડગલીને માટે એક મલમલ, શેંગીને માટે કિનખાબનો કટકો અને મોટી કિમ્મતની શાલ એક જોડ. એના ઉપર એક ઘણી કિમતી કંઠી અને એક ઍરીંગ મૂકેલું હતું. કંઠી દિવાનને પહેરાવવાની કોશિશ થઇ હતી પણ એક શેર નાની હોવાથી તે આવી નહીં એટલે તે દિવાનના નોકરનાં હાથમાં આપી. નવા દિવાનના કાન વીંધેલા હતા નહીં એટલે ઍરીંગ તેમને પહેરાવ્યું નહીં. મહારાજાએ એક કિમતી વિંટી દિવાનને પહેરાવી અને તેમના હોદ્દાની

સનદ આપી. એ પછી દરબારના ભાટોએ ગાદી અને નવા દિવાનને આશીર્વાદ આપ્યા, જેમાં દિવાનની સલાહ પ્રમાણે ચાલવા રાજાને કહ્યું હતું અને દિવાનને રાજા તરફ તેની વફાદારી બતાવવા જણાવ્યું હતું. એ પછી મી. દાદાભાઈ ઉઠયા અને ચોબદારે તેમની દિવાનગીરી જાહેર કરી, અને મહારાજા આગળ તેઓ નજરાણું લઇ ગયા. તે આપ્યા પછી મહારાજાને તેઓ નમ્યા અને પાછા પોતાની જગોએ બેઠા. જતી વખતે શેઠ દાદાભાઇ સરઘસના આકારમાં એક હાથી ઉપર બેસી રવાના થયા. તેમની જોડમાં શેઠ હોરમસજી અરદેસર વાડીઆ બેઠા હતા, અને હાથીના હોદ્દાની દરેક બોરડુએ એકેકો ખીદમતગાર ઉભો રહી ચમરી ઉડાવતો હતો. સરઘસની આગળ ઘોડેસ્વારો ચાલતા હતા અને દિવાન સાહેબના હાથીની પછવાડે સરકારી ખાતાના વડાઓ હાથી પર હતા.

તા. ૨૪ મી સપ્ટેમ્બર ૧૮૭૪.

મહારાજા ઘણો નબળા મનનો હતો. તે ઘડીકમાં શેઠ દાદાભાઈની તથા ઘડીકમાં પોતાના જુના કારભારીઓની સલાહ મુજબ ચાલી સામો બગાડો કરતો હતો. તેથી શેઠ દાદાભાઈ તથા તેમની સાથવાલાઓએ કંટાળી તા. ૨૧ મી ડીસેમ્બર ૧૮૭૪ને દીને હોદ્દો છોડી તા. ૧૧ મી જાનેવારી ૧૮૭૫ને દીને મુંબઇ નીકળી આવ્યા હતા.

---

## ઇ. સ. ૧૮૭૪ ના પારસીઓ.

ઈ. સ. ૧૮૭૪. તા. ૧૯ મી જાનેવારી.

વડોદરાના મહારાજા મલ્હારરાવ ગાયકવાડ નવસારી ફરવાને આવ્યા હતા. તેઓ આજ દીને ત્યાંના દસ્તુરવાડમાં આવેલું શેઠ નસરવાનજી રતનજી ટાટાએ બંધાવેલું મોટું ઘર જોવાને ગયા હતા. આખું ઘર ફરીને જોયું. શેઠ નસરવાનજીએ મહારાજાને મિઠાઈ મેવો તથા ત્રણ ચીનાઈ પંખા, એક મોટું ઘડીઆળ, છત્રીનો એક મોરો પલંગ તથા આરસીના બે તખ્તા ભેટ આપ્યા હતા જે તેમણે ખુશી સાથે સ્વિકાર્યા હતા.

તા. ૧૩ મી ફેબ્રુઆરી ૧૮૭૪.

શેઠ રૂસ્તમજી (જાલભાઇ) હોરમસજીએ ગયાં વર્ષના જુન માસમાં પ્રગટ કરેલી પ્રસિધ્ધ પેગમ્બરો, અને કોમોની ચોપડીમાં મુસલમાન કોમ તથા તેમના પેગમ્બર હજરત મહમદની તવારીખનું થોડુંક બ્યાન વૉશીંગટન ઈરવીનની બનાવેલી મહમદની જીંદગીના અહેવાલની અંગ્રેજી ચોપડી ઉપરથી ગુજરાતીમાં તરજુમો કરી છાપ્યું હતું. તે બ્યાનમાં તેઓના પેગમ્બર સાહેબને કાંઇ અપમાન ભરેલું લખ્યું છે એવું સમજી મુંબાઈના કેટલાક મુસલમાનોએ પારસીઓ પર, કીનો લેવા માટે આજદીને બહાર કોટની જુમા મસ્જીદમાંથી બપોરનાં નીમાજ કરી, બહાર નીકળતી વખતે સંખ્યાબંધ માણસો પોતાનાં હાથમાં જે જે હથીઆર આવ્યાં તે લઇને પારસીઓ પર હુમલો કરવાના ઈરાદાથી દીન દીન કરી પોકાર મારતા ભાડેકોટ, સર જમશેદજી જીજીભાઇના એલાહીબાગવાલો મહોલ્લો તથા ભીંડીબજાર તરફ ચાલ્યા.

તા. ૨૩ મી માર્ચ ૧૮૭૪.

નવસારીની બાઈ નવાજબાઈ તાતા જરથોસ્તી છોકરીઓની નિશાળમાં શિખાઉ

છોકરીઓને માટે સાંચાથી કાંતેલું સુતર અરધો રતલ મંગાવીને થોડાક દિવસ થયાં કસ્તી વણાવવામાં આવતી હતી. તે ઉપરથી ત્યાંની કેટલીક ગોરાણીઓએ તોફાન ઉઠાવ્યું કે એ સુતરથી કસ્તી વણાવ્યાથી અમારો ધંધો બંધ પડશે એટલું જ નહિ પણ એ સુતરમાં શણનો ભાગ છે તેથી એ ધર્મથી ઉલટું છે. આ બાબતમાં ત્યાંના અકાબરોએ પણ તેમને ઉત્તેજન આપવાથી તેઓ એક મોટી સંખ્યામાં આજદીને સવારનાં દશ વાગ્યાના અમલે નિશાળનાં મકાનમાં ધસી ગઇઓ અને ત્યાંનું સુતર તથા વણાતી કસ્તીઓ ખરાબ કરી નાખી, તથા પોતાની આશરે ૨૫ છોકરીઓને ઉઠાડી લઇ ગઈ. આટલુંજ કરીને તેણીઓ ધરાઈ નહિં પણ આખા પારસીવાડમાં મહોલ્લે મહોલ્લે જઇને પોકારો મારવા લાગી કે દસ્તુર દેશાઈની દુહાઈ છે કે કોઇ સ્કુલમાં છોકરીઓને મોકલે નહિ. જે કોઇ મોકલશે તેનું ઘર ન્યાત બારૂં, ને એહદીનની ઓરતો સુતર કાંતે તેની કસ્તી કોઈ વણે નહીં. જે કોઈ વણશે તેનું ઘર પણ ન્યાતબારૂં કરવામાં આવશે.

એ પછી બધાંઓ તુર્તજ ઠેકાણે આવ્યાં અને પોતાની છોકરીઓને નિશાળમાં મૂકી હતી.

તા. ૫ મી એપ્રીલ ૧૮૭૪. રોજ ૧૭ માહ ૭ શે. ૧૨૪૩ યઝદેઝર્દી.

**મરણ:**—રૂસ્તમજી બહેરામજી દેશાઇ, જંગલ ખાતાવાળા શેઠ ફરામજી રૂસ્તમજી દેશાઇના બાવા, ઉમ્મર વર્ષ ૫૬. એવણ ઈ. સ. ૧૮૫૭ માં પોતાના માસીના દીકરા શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસર સાથે ઇંગ્લાંડમાં જઇ ત્યાં ૭ વર્ષ રહી, સાબુ, પૉમેટમ, કૉલનવૉટર વગેરે ખુશબોદાર અત્તરો અને ઍસેન્સો બનાવવાનો હુન્નર શીખી લીવરપુલમાં ત્રણ વર્ષ તે ધંધો ચલાવી ૧૮૬૪ માં મુંબઈ આવ્યા હતા. અને માહીમમાં સાબું વગેરે બનાવવાનું કારખાનું ઉઘાડી મરણ સુધી તે ચલાવ્યું હતું.

તા. ૩૦ મી ડીસેમ્બર ૧૮૭૪. રોજ ૧૧ માહ ૪ શે. ૧૨૪૪ યઝદેઝર્દી.

**મરણ:**—જામાસ્પજી ખુરશેદજી દેશાઇ, ઉમ્મર વર્ષ ૬૪, નવસારીવાળા દેશાઇ ખુરશેદજી રૂસ્તમજીના વડા દીકરા. એઓ પોતાનાં વડવાઓનાં નવસારીનાં દેસાઇગિરાંને માટે ઇ. સ. ૧૮૫૦ થી વડોદરે ગાયકવાડ સરકાર હજુર દાદ માગવાને ગયા હતા. તે છેક ૧૮૬૧માં તે હક્ક પાછો મેળવી નવસારી આવ્યા અને પોતે મામલત ચલાવી હતી. વડોદરામાં એમને ગાયકવાડ તરફથી પાલખી મસાલનું માન મળ્યું હતું. ૧૮૬૧ માં મહારાજા ખંડેરાવ ગાયકવાડ નવસારી આવ્યા ત્યારે એમને મકાને જઈ એમની ખાસ મુલાકાત લીધી હતી. નવસારીની જરથોસ્તી અન્જુમનને એમણે ઘણીક મદદ કીધી હતી. જેથી અન્જુમને એમનું નામ જરથોસ્તી મજહબને લગતી જાહેર ક્રિયાઓમાં બીજા બુઝર્ગોના નામ સાથે લેવાને ઠરાવ્યું હતું.

---

## ઇ. સ. ૧૮૭૫ ના પારસીઓ.

તા. ૨૨ મી જાનેવારી ૧૮૭૫.

વડોદરાના મહારાજા મલ્હારરાવને આદીએથી ઉઠાડી મુક્યા ત્યાંનો રાજકારોબાર થોડાક વખત સુધી હિંદુસ્તાનના નામદાર વાઈસરૉયે, પોતાના એજન્ટ કર્નલ સર લુઇ

પેનીની માર્ફતે ચના યો હતો તે અમનદારે ત્યા મન્દાના સેડેણ દાદા અને હક્કો વિગે તપાસ કરવાને એક કમિટિ નીમી હતી, તેના મગાશીન તરીકે શેઠ પેસ્તનજી જહાગીરજી તાવ્યાન્ખાનને નીમ્યા હતા

તા ૧૨ મી એપ્રીલ ૧૮૭૫ રાજ ૨૪ માહ ૭ (શે) ૧૨૪૪ યઝદેઝર્દી.

**મરણ**—દસ્તુર હોરમસજી જામાસપજી જામાસ્પ આશાના, ઉમ્મર વર્ષ ૫૫, પુણાવાના દસ્તુર જામાસ્પજી એદલજી જામાસ્પ આશાના બીજા દીકરા એઓ પ્રથમ મડિમા પથક ચનાવતા હતા, તથા ૧૮૪૬ મા ત્યાની દરેમહેર એમના ઉપરીપણા હેઠળ પરઠાઈ હતી એ બાદ ૧૮૪૭ થી હૈદ્રાબાદનુ પથક ચનાવતા હતા, અને ત્યાના પારસીઓ તથા બીજાઓથી ઘણુ માન મેળવ્યુ હતુ એમનુ મરણ પુનામા નિપજ્યુ હતુ

તા ૨૯ મી મે ૧૮૭૫ રોજ ૧૧ માહ ૯ (શે) ૧૨૪૪ યઝદેઝર્દી

નવસારીમા ત્યાના દોખમા પર જવાના રસ્તાની ઉપર શેઠ હોરમસજી બરજોરજી કપ્તાને પોતાને ખર્ચે એક પાકો પૂલ બધાવી આપ્યો હતો તે ખુલ્લો મુકવાની ક્રિયા આજદીને કરવામા આવી હતી જશનની ક્રિયા મકાનમા ૯ કલાકે ખુરશેદ વાડીમા કર્યા બાદ શેઠ હોરમસજી તરફથી એ૦ રુસ્તમજી જામાસપજી દસ્તુર મહેરજી રાણાએ એક અન્જુમન પત્ર વાચી સભળાવ્યો, જેમા એ પૂલ તથા રસ્તા ઉપરથી તેમણે પોતાનો દર દાવો ઉઠાડી લઈ અન્જુમનને સ્વાધીન કર્યો હતો તથા તેની દર વર્ષની મરામત અન્જુમને કરવી એમ જણાવ્યુ હતુ એ બાદ વડા દસ્તુર દારાબજી માહીઆરજી મેહરજી રાણાએ અન્જુમન તરફથી એક શાલ પોતાને હાથે શેઠ હોરમસજીને ઓઢાડી તથા માનપત્ર એનાયત કીધુ તેમજ શેઠ હોરમસજીએ દસ્તુરજીને તથા બીજા અકાબરોને શાલ ઓઢાડી માન આપ્યુ એ પછી બધુ અન્જુમન એ નવા પૂલ તરફ રવાના થયુ ત્યા દસ્તુર દારાબજીએ પાક યજદાનનુ નામ લઈ પોતાને હાથે દરવાજો ઉઘાડી પહેલ વહેલુ પોતાનુ મુબારક કદમ અદર મૂકયુ હતુ અને પૂલના છેક પાછના છેડા સુધી તેઓ તથા અન્જુમનના બધા માણસો જઈ ત્યાથી સર્વે વિખરાઈ ગયા બાદના શેઠ હોરમસજી તરફથી ગામનુ જમણ કરવામા આવ્યુ હતુ.

એ પૂલના દરવાજા પર નીચે મુજબ તખ્તી મારેલી છે —

દાદાર હોરમઝદની મદદ હોજો આએ રસ્તો તથા પૂલ હોરમજજી બરજોરજી કપતાને પોતાના ખુદ્દ કુવરબાઈ તે કાવસજી કપતાનના ધણીઆણી તથા પોતાના ધણીઆણી રતનબાઈના પુન્યને માટે બધાવીને અન્જુમન સાહેબોને સ્વાધીન કીધો છે સને ૧૨૪૪ યઝદેઝર્દી, સને ૧૮૭૫ અગ્રેજી, સવત ૧૯૩૧

તા ૨૯ મી મે ૧૮૭૫ રોજ ૧૧ માહ ૯ (શે) ૧૨૪૪ યઝદેઝર્દી

**મરણ:**—દસ્તુર જમશેદજી રુસ્તમજી જામાસપ આશાના, ઉમ્મર વર્ષ ૮૫, નવસારી વાળા એ૦ રુસ્તમજી દસ્તુર ખરશેદજી જમશેદજી જામાસપ આશાના દીકરા. એઓ પાસે જરથોસ્તી ધર્મને લગતી ઘણીક જુની કિતાબો હતી તે ૬ મ ૧૮૬૪મા ડૉકટર માર્ટીન હાઉગ તથા દસ્તુર હોશગજી જામાસપજી જામાસ્પ આશાના સરકાર તરફથી શોધખોળને માટે ત્યા ગયા ત્યાર તેમને દેખાડી હતી નવસારીની સર કાવસજી જહાગીર મદ્રેસાની

તે તરફ દેખરેખ રાખવાને નિમાની કમિટિના એઓ એક અધિકારી હતા, અને આવડી લાંબી ઉમ્મરે નવસારીમાં મરણ પામ્યા હતા એમના નાના દેખમા આગળ જવાના ઉપના નવા રસ્તા અને પૂલ ઉપરથી પડેન વડેલુ નઈ જવામા આવ્યુ હતુ

તા. ૨૫ મી આગષ્ટ ૧૮૭૫

શેઠ કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાનજી એમ એ, એલ એલ બી ને નામદાર ગાયકવાડ સરકારે નવસારીના નાયબસુબા નીમ્યા હતા

તા ૧૯ મી સપ્ટેમ્બર ૧૮૭૫ ગાથા (૪) શે. ૧૨૪૪ યઝદેઝર્દી.

**મરણ**—મનચેરજી મહેરવાનજી ગુગ્ગુર, ઉમ્મર વર્ષ ૭૦ એમની વડોદરાની કાપમા સર્વથી જુની દુકાન હતી, અને તેથી સઘળા લશ્કરી તથા સનદી અમલદારોને એઓ સાથે ઘણો વહેવાર હોવાથી એઓ ત્યાની સરકાર દરબારમા પણ વગવસીલો ધરાવતા હતા મરનાર ખડેરાવ ગાયકવાડના દિવાન ગોવિદરાવ શેરીયા સાથે એમને વડોદરાની સરકાર તરફથી છુપી નોકરીના બદલા તરીકે દર માસે રૂ ૨૦ નો દરમાયો આપતો હતો તા ૨૭ મીએ ૧૮૬૧ને દીને મહારાજા ખડેરાવે એમને એક દરબાર ભરી પાનખી ભેટ આપી હતી ૧૮૬૫ મા એમણે વડોદરામા ગુજરાત ઑઇલ કપની કહાડી હતી પાછના થોડાક વર્ષ એમણે વડોદરામા એકાત જીદગી ગુજારી હતી અને તે અરસામા પણ એમનાથી સઘળા ઇંગ્રેજી તેમજ ગાયકવાડી અમલદારો રાજ દરબારી ખબર અતરો મેળવતા હતા

---

## પ્રકરણ ૬૭ મુ. ઇ. સ. ૧૮૭૬ના પારસીઓ

---

તા. ૨૫ મી ફેબ્રુઆરી ૧૮૭૬ રોજ ૯ માહ ૬ (શે૦) ૧૨૪૫ યઝદેઝર્દી

**મરણ**—દાદાભાઇ કાનમજી તાતા, ઉમ્મર વર્ષ ૪૫, નવસારીવાળા આ૦ કાવશજી માણેકજી તાતાના નાના દીકરા એઓ મુબઇ, હૉંગકૉંગ તથા શૅંગહાઇમા શેઠ જમશેદજી નસરવાનજી તાતા, ગોરાબજી કાનમજી તાતા, નથુરામ જોરાવર મલ, અનતરામ મણીરામ, અને દોરાબજી બરજોરજી અવારીયા સાથે તાતાની કુપનીના નામથી વ્યાપાર તથા આડતનુ કામ ચલાવતા હતા ચીનમા કન્તાનના જરથોસ્તી અન્જુમનના ધર્મના ફંડના એઓ ઇ. સ ૧૮૭૨ થી તે ૧૮૭૫ સુધી એક ટ્રસ્ટી હતા. એમનુ મરણ નવસારીમા નિપજ્યુ હતું નવસારીમા એમના નામથી અંગ્રેજી વર્નાકયુલર સ્કુલ સ્થાપવામા આવી છે

તા ૨૭ મી એપ્રીલ ૧૮૭૬. રોજ ૫ માહ ૮ (શે૦) ૧૨૪૫ યઝદેઝર્દી

**મરણ**—એદલજી હોરમજજી બામજી, ઉમ્મર વર્ષ ૩૫, શેઠ હોરમજજી આદરજી બામજીના ત્રીજા દીકરા એઓ પોતાના મસલ શેઠ નસરવાનજી રતનજી તાતા, દા જેહા નીકમ અને હરી ઠાકરસી સાથે ભાગમા મનજી નસરવાનજીની કુપનીને નામે વેપાર તથા ઇંગ્રેજી પેઢીઓની દલાલીનું કામ કરતા હતા

તા ૧૦ મી જુન ૧૮૭૬

શેઠ માણેકજી પેસ્તનજી તમા ને નવોદનના પોલીસ સુપ્રાન્ટેન્ડન્ટ તરીકે નામદાર ગાયકવાડ સરકારે નિમ્યા હતા

તા ૨૭ મી જુલાઇ ૧૮૭૬. રોજ ૧૧ માહ ૧૧ (શે૦) ૧૨૪૫ યઝદેઝર્દી

મરણ —માણેકજી હોરમજી દેમાઈ, ઉમ્મર વર્ષ ૬૫, નવસારીવાળા શેઠ હોરમજી રૂસ્તમજી દેસાઇના વડા દીકરા એઓ નાની વયથી પોતાના બાપના દેસાઇ ગીરીના કામમા પડેલા હતા ૧૮૫૬મા નવસારીમા કાવસજી જહાંગીર મદ્રેસાનો કારોબાર ચલાવવાને અવેના ટ્રસ્ટીઓએ પ્રથમ નીમેલી મેનેજીંગ કમિટિના એઓ એક અધિકારી તેમજ મુબઇની પારસી પચાયત તથા સર જમશેદજી જીજીભાઈના ધર્મ ખાતાના નવસારી ખાતેના એક મૅનેજર હતા એમનુ મરણ નવસારીમાજ નિપજ્યુ હતુ

તા ૧ લી ઑગસ્ટ ૧૮૭૬

શેઠ કેખશરુજી રૂસ્તમજી દાદાચાનજી એમને નામદાર ગાયકવાડ સરકારે કડી પારણના જજ તરીકે નિમ્યા હતા

તા ૧૫ મી સપ્ટેમ્બર ૧૮૭૬ ગાથા ૧ (શે) ૧૨૪૫ યઝદેઝર્દી

મરણ —હૉરમજજી બરજોરજી કપ્તાન, ઉમ્મર વર્ષ ૫૭, ગણદેવીવાના આ૦ મ જોરજી ફરામજી કાતકના વડા દીકરા એઓ પ્રથમ પોતાના સસરા તથા ફુવા શેઠ કાવસજી શાપુરજી કપ્તાન સાથે ચુન, તેમના હાથ નીચે વેપારને માટે ગયા હતા, અને તે પછી જ કપ્તાનની અરફથી ઓળખાતા હતા ચુનથી આવી ઇ સ ૧૮૫૨ થી પોતાના ભાઈ શેઠ ફરામજી બરજોરજી કાતક સાથે મુબઇમા મેસર્સ આમેદીન બદરૂદીનની કપ૦ તથા ચીનમા મેસર્સ અમીરૂદીન એન્ડ જાફરભાઈના નામની પેઢીમા જોડાઇ વેપાર કરતા હતા ૧૮૬૩ના માર્ચ માસમા એમણે પોતાના ભાઇ ફરામજીની સાથે મળી, પોતાના જન્મ ગામ ગણદેવીમા મોરા તળાવની ઉત્તરે એક કુવો બધાવી, પ્રજાને વાપરવાને ખુલ્લો મૂકયો હતો ૧૮૬૫ મા નદી કિનારે જરથોસ્તીઓને બદગી કરવા માટે એક બગલી બધાવી તી ૧૮૭૦ મા ગણદેવીના દોખમાની સામે એક મોટી શગડી બધાવીને તા ૬ થી એપ્રીલને દીને ખુલ્લી મૂકી હતી ૧૮૭૨ ના સપ્ટેમ્બર માસની ગુજરાતની મોટી રેલ વખતે ગણદેવીના ગરીબ લોકોને પોતાના પૈસાથી અનાજ વગેરેની સારી મદદ કરી હતી ૧૮૭૫ મા નવસારીના દોખમા તરફ જવા માટે એક પાકો પૂલ રૂા ૧૨૦૦૦ ને ખરચે બધાવીને તા ૨૮મી મે એ ખુલ્લો મૂકયો હતો એમણે પોતાના જન્મ ગામ ગણદેવી તેમજ નવસારીમા કેટલાક ધર્મના કામો કરી પોતાની હૈયાતીમા રૂા ૩૦૦૦ ની રકમનુ એક ધર્મ ખાતુ કાઢ્યુ હતુ એમનુ મરણ ગણદેવીમા નિપજ્યુ હતુ

તા. ૧૭ મી સપ્ટેમ્બર ૧૮૭૬

આજદીને નવસારીમા મર્હૂમ શેઠ હોરમજી બરજોરજી કપ્તાનના ઉઠમણામા તેમની પુંજીમાથી રૂા ૨૫૦૦)ની નોંધ થઇ તેનુ વાજ ત્યાના દસ્તુરજી પર મર્હૂમની દર વર્ષની બાજને દીને હમેશાં સાથ જમાડવા માટે મોકલવાને તન્દુરસ્તી પઢાવી હતી ઉઠમણાની છેવટે એ મર્હૂમ શેઠનુ નામ જરથોસ્તી ધર્મને લગતી જાહેર ક્રિયાઓમા

બીજા બુઝોર્ગોનાં નામ સાથે દેવાનો ઠરાવ થયો હતો.

તા. ૧૦ મી નવેમ્બર ૧૮૭૬ રોજ ૨૨ માહ ૨ શે. (૧૨૪૬) યઝદેઝર્દી

**મરણુ**—એ૦ મનચેરજી શાપુરજી વાછા ઉમ્મર વર્ષ ૩૫, આ૦ શાપુરજી મનચેરજી વાછાના વડા દીકરા. એઓ ઇ, સ ૧૮૬૩મા મર્હુમ સર જમશેદજી જીજીભાઇ પહેલા બૅરોનેટની યાદગીરી રાખવા સારૂ ઉભી કરેલી જરથોસ્તી મદ્રેસામાં શરૂઆતથીજ ધર્મનો અભ્યાસ કરવા માટે દાખલ થયા હતા સને ૧૮૬૯ મા ત્યાથી શેઠ ખરશેદજી ફરદુનજી પારખના નામનો સોનાનો ચાંદ ઈનામમા મેળવ્યો હતો. ૧૮૭૨મા એમણે દસ્તુર એરચજી શોરાબજી મહેરજીરાણાની સાથે તરજુમો નહીં થયલી જૂદી જૂદી ૧૦ યસ્તોનો ગુજરાતીમા તરજુમો કરી, "યસ્તો બા માએની"નામની એક ચોપડી પ્રકટ કરી હતી. જરથોસ્તી ધર્મ પુસ્તકોના એઓ એક સરસ અભ્યાસી હતા.

તા ૧૩ મી ડીસેમ્બર ૧૮૭૬. રો. ૨૫ માહ ૩(શે) ૧૨૪૬ યઝદેઝર્દી

**મરણુ**—રતનબાઈ તે આ૦ એદલજી શોરાબજી તાતાના વિધવા, ઉમ્મર વર્ષ ૧૦૨. એઓ નવસારીના વતની હતા અને મુબઇ મધ્યે ઇ. સ. ૧૮૧૬થી આવી વસેના હતા, જ્યા ધોબી તળાવના લત્તા ઉપર આટલી નામી ઉમ્મરે મરણ પામ્યા હતા

---

## ઇ. સ. ૧૮૭૭ ના પારસીઓ.

તા. ૧ લી જાનેવારી ૧૮૭૭.

શેઠ નસરવાનજી રતનજી તાતાવાળી નાગપુરની ઍમ્પ્રેસ મીલ આજદીને ત્યાના કમિશ્નરે એક મોટા મેળાવડાની હજુરમા ખુલ્લી મુકી હતી મીલમા બન્ને એન્જીનો ૮૦૦ ઘોડાનાં બળના હતા, જેમાના મોટાને "ગોવાદ ઇજદ" અને નાનાંને "બહેરામ ઇજદ"ના નામો આપ્યા હતા.

તા. ૬ ફેબ્રુઆરી ૧૮૭૭. રોજ ૨૦ મહા ૫ શે. ૧૨૪૬ યઝદેઝર્દી.

નવસારીમા શેઠ નસરવાનજી રતનજી તાતાએ બંધાવવા ધારેલાં દોખમાનો પાયો કુહાડીથી ખોદવાની ક્રિયા આજદાને અથોરનાનોની એક મોટી મિજલસ હજુર એ૦ ખરશેદજી બહેરામજી મહીઆરે કરી હતી

તા ૨૪ મી ફેબ્રુઆરી ૧૮૭૭ રોજ ૮ માહ ૬ (શે) ૧૨૪૬ યઝદઝર્દી.

નવસારીમા ખુરશેદવાડીના કમ્પાઉન્ડમા મરહુમ શેઠ કાવસજી માણેકજી તાતાનાં વારસોએ પોતાના બાવાના પુનને સારૂ જરથોસ્તીઓને સર્વ અવસરે વાપરવાને પાકી બાધણીનો માન માથેનો એક ઓટલો બધાવી, આજ દીને તેઓના ભાઇ મર્હુમ શેઠ દાદાભાઇ કાવસજી તાતાની વરસી હોવાથી, તે ખુલ્લો મુકવાનુ જશન કીધું હતુ. જશનની ક્રિયા પુરી થવા બાદ દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પ આશાનાએ, એક ભાષણ કરી સર્વે શક્તિવાના જરથોસ્તીઓને પોતાના હમદીનોને પોતાથી બને તેટલી સગવડ જાળવવા માટે મજબુત ભલામણ કરી હતી જે પછી અન્જુમન પત્રની મારફતે આ મકાનને જરથોસ્તીઓના જાહેર વપરાશ માટે ખુલ્લુ મૂકેલુ જણાવવામા આવ્યું. તે બાદ મકાન બંધાવનારાઓમાના વડા શેઠ સોરાબજી કાવસજી તાતાને અન્જુમન તરફથી તથા દસ્તુર દારાબજી મહીઆરજી અને શેઠ નસરવાનજી રતનજી તાતા તરફથી

મળી ત્રણ શાહે ઓગડવામાં આવી હતી. જે પછી ન્યાતનું જમણુ જમી સર્વે વિદાય થયા હતા.

આ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલી છે.

શ્રીદાદાર હોરમઝદની મદદ છે. આ ખુરશેદ વાડી મધ્યે જમણશાળા તથા તે ઉપરનો માલ નવસારીવાસી ઓ૦ કાવસજી માણેકજી તાતાના વારસોએ પોતાના આવાં બેહેસ્તનશીન મુરબ્બી ઓ૦ કાવસજી માણેકજી તાતાના પુનને સારૂ શ્રી. નવસારીના સર્વે જરથોસ્તી રહેવાસીઓને વાસ્તે પોતાનાં ખર્ચથી બંધાવ્યો છે. રોજ ૮મો દેપાદર દાદાર હોરમઝદ માહ ૬ ઠો શેરેવર અમશાસપંદ સાલે ૧૨૪૬ યઝદેઝર્દી તા. ૨૪મી ફેબ્રુઆરી સને ૧૮૭૭ ઇ. સ. સંવત ૧૯૩૩.

તા. ૮ મી માર્ચ ૧૮૭૭. રોજ ૨૦ માહ ૬ શે૦ ૧૨૪૬ યઝદેઝર્દી.

શેઠ નસરવાનજી રતનજી તાતાએ નવસારીમાં બંધાવવા માંડેલા દોખમાંનો તાંણો પુરવાની ક્રિયા આજદીને ત્યાંના વડા દસ્તુર દારાબજી માહીઆરજી મહેરજી રાણાના ઉપરીપણા નીચે કરવામાં આવી હતી. એ ક્રિયા બે બરશનુમવાલા હેરબદો દસ્તુર રૂસ્તમજી કૈકોબાદજી મહેરજીરાણા તથા ઓ૦ નવરોજજી રતનજી કુતારે કીધી હતી. આ વેળાએ મુંબઇ તથા ગુજરાતથી પુષ્કળ પારસીઓ પોતાના કુટુંબસહીત એ ક્રિયા જોવાને ગયા હતા, જેમની સંખ્યા આશરે ૧૦૦૦ની હતી. લોકોના ઉતારા તથા ગાડીઓ વગેરેની સર્વ ગોઠવણો શેઠ નશરવાનજી તાતા તરફથી સારા પ્રકારે કરવામાં આવી હતી.

તા. ૧૯ મી એપ્રીલ ૧૮૭૭. રોજ ૨ માહ (શે) ૧૨૪૬ યઝદઝર્દી.

મરણ:—બરજોરજી બહમનજી પદમ, ઉમ્મર વર્ષ ૯૧, નવસારીવાલા આ૦ બહમનજી રૂસ્તમજી પદમના દીકરા. એઓ નવસારીથી આ સદીની શરૂઆતમાં મુંબઈ આવી સુતરાઉ કાપડની ફેરી કરતા હતા અને અંગ્રેજોમાં ઘણીક ઘરાકી કીધી હતી. અત્રેની મેસર્સ વિલીયમ નીકલની કું ની મારફતે એઓ વિલાયતથી કાપડનો મોટો જથ્થો મંગાવતા હોવાથી એમને જાણીતી વેપારી પહેડીઓ સાથે ઘણો સંબંધ હતો. ૧૮૭૨માં એમણે નવસારીમાં પહેલા દસ્તુર મહેરજીરાણા કિતાબખાનાને માટે રૂા. ૫૦૦૦ને ખર્ચે એક મકાન બંધાવી આપ્યું હતું:—

તા. ૧૧ મી જુલાઈ ૧૮૭૭. રોજ ૨૫ માહ ૧૦ (શે) ૧૨૪૬ યઝદઝર્દી.

**મરણ:**—સર જમશેદજી જીજીભાઇ બીજા બૅરોનેટ સી. એસ. આઈ, ઉમ્મર વર્ષ ૬૭, સર જમશેદજી જીજીભાઇ પહેલા બૅરોનેટના મોટા દીકરા. એમનું નામ ખરશેદજી જમશેદજી જીજીભાઇ હતું પણ પોતાનાં બાપનાં બૅરોનેટસી આકટના રૂએ એમણે તા. ૧૨ મી નવેમ્બર ૧૮૬૦ને દીનેથી સર જમશેદજી જીજીભાઇ બૅરોનેટનું નામ રાખ્યું હતું. ૧૮૪૭માં અત્રેની જી. આઇ. પી રેલ્વે કુંપનીના એઓ એક ડાયરેકટર નીમાયા હતા, અને તે હોદ્દો ઘણા વર્ષ ભોગવ્યો હતો. એજ સાલમાં વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડનાં દીકરાના લગનમાં સામેલ થવાને નામદાર ગાયકવાડના નોતરાથી એઓ વડોદરે ગયા હતા, અને ત્યાં એમને મોટું માન અકરામ મલ્યું હતું તથા નામદાર ગાયકવાડ પોતે એમના ઉતારાને મકાને રેસીડન્ટની સાથે એમની મુલાકાતે

ગયા હતા. જ્યાં ગાયકવાડી રૂઢી મુજબ એમણે નામદાર મહારાજા તથા તેમના દીકરાઓને રૂા. ૧૦૦ ૦)ની કીમતનું નજરાણું ભેટ આપ્યું હતું, તેમજ ગાયકવાડે એમને પણ એક ઉમદા ખેલાત ભેટ આપ્યો હતો.

તા. ૫ મી ઑગસ્ટ ૧૮૭૭. રોજ ૨૦ માહ ૧૧ (શે) ૧૨૪૬ યઝદઝર્દી.

**મરણઃ**—તેહમુરસ જમશેદજી દેસાઇ, ઉમ્મર વર્ષ ૭૫, નવસારીવાલા શેઠ જમશેદજી મનચેરજી દેસાઇના બીજા દીકરા. એઓ પોતાના દેસાઈગિરાનાં કામમાં બચપણથી સામેલ હતા, તથા ૧૮૨૨થી ૭ વર્ષ સુધી વડોદરે બાપને મદદ કરવાને રહ્યા હતા. એઓના બપાવા મર્હુમ શેઠ મનચેરજી ખરશેદજી દેસાઇને અંગ્રેજ સરકારે જે વતન તથા જામીનની બાંહેધરી આપી હતી, તેના ભોગવટામાં તેમના વારસોને ઈ. સ. ૧૮૨૯માં સયાજીરાવ ગાયકવાડના વખતથી હરકતો નાખવાથી તે સાલે મુંબઇમાં આવી અંગ્રેજ સરકારમાં અત્રે તેમજ કલકત્તા તથા છેક ઇંગ્લાંડ સુધી ઘણીક અરજીઓ કરી દાદ માગી હતી, અને અંગ્રેજ સરકારે દેસાઇઓને આપેલી બાંહેધરી બહાલ રાખી હતી. છતાં ઘણા વર્ષના વાંધા વિષ્ટી પછી, ગાયકવાડે ૧૮૫૬માં તેનો નીવેડો આણી તેમના ભોગવટા પાછા સ્વાધીન કર્યાં હતા. આ માટે એમણે ૧૬ વર્ષ સુધી મુંબઈમાં ઘણી મહેનત લીધી હતી. ૧૮૫૮માં દેસાઇ ખાનદાનના વડા શેઠ હોરમસજી રૂસ્તમજી દેસાઇના મરણથી તેમની જગોએ નવસારીના વડા દેસાઈ તરીકે એમની નિમણુંક થઇ હતી, અને એમણે મુંબઈમાંજ રહી તે વડપણુ ચલાવ્યું હતું. ત્યાંજ મરણ પણ પામ્યા હતા.

તા. ૭ મી ઑગષ્ટ ૧૮૮૭.

આજ દીને મર્હુમ શેઠ તેહમુરજી જમસેદજી દેસાઈના નવસારીમાં થયેલા ઉઠમણામાં તેમની જગાએ નવસારીના વડા દેસાઇ તરીકે શેઠ બરજોરજી નવરોજજી દેસાઇને નીમી એક શાલ ઓરાડવામાં આવી હતી, તથા મર્હુમ દેસાઇજીનું નામ અન્જુમનને લગતી જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોના નામ સાથે લેવાને ઠરાવ્યું હતું.

તા. ૧ લી અકટોબર ૧૮૭૭.

નવસારીના નાયબસુબા શેઠ કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાનજી ઍમ. એ. ઍલઍલ. બી. ને નામદાર ગાયકવાડ સરકારે વડોદરાના કામચલાઉ ડીસ્ટ્રીકટ જજ નીમ્યા હતા.

તા. ૭ ઑકટોબર ૧૮૭૭.

શેઠ માણેકજી ખરશેદજી દેબુ ( ઍન્જીનીઅર ). એઓ મલેસર નવસારીના દેબુ ખાનદાનનાં એક નબીરા હતા. એઓ નાનપણથીજ મુંબઇ ગયા હતા. ત્યાં ઇન્જનેરી ઑફીસમાં રહેલા તે ઉપરથી ઍન્જીનીઅર અટક એમના ફરજંદોએ ધારણ કીધીછે. એમનું મરણ નવસારી ખાતે રોજ ૧૮ મો માહ ૨ જો મને ૧૨૬ યં. ઝ. ને દીને થયું હતું. એઓનાં ફરજંદો મુંબઇમાંજ વસવાટ કરીને રહેયાં હોવાથી અત્રેનું દેબુ કુટુંબ એઓની હસ્તી ભુલીજ ગયું હતું. પાછળથી દેબુ કુટુંબની વંશાવલીનાં શોધક શેઠ નાદીરશાહ ધનજીભાઈ દેબુએ એઓનો પત્તો મેળવ્યો હતો. હાલે મુંબઇખાતે એ કુટુંબનો બહોળો વિસ્તાર વસેલોછે. એઓનાં નબીરા ઍડવોકેટ નસરવાનજી પીરોજશાહ ખરશેદજી દેબુ ( ઍન્જીનીઅર ) મુંબઇની હાઈકૉર્ટના જડજ બે વરસ સુધી નીમાયા હતા. એઓ મુંબઇમાં બોહોળી પ્રેકટીસ ધરાવે છે.

તા. ૩ જી નવેમ્બર ૧૮૭૭.

નવસારીના મુનસફ શેઠ શેરાબજી જહાંગીરજી તાલ્યારખાનને નામદાર ગાયકવાડ સરકારે ત્યાંના નાયબ સુબાનો ઓદ્દો આપ્યો હતો.

---

## ઈ. સ. ૧૮૭૮ ના પારસીઓ.

તા. ૪ થી માર્ચ ૧૮૭૮.

નવસારીમાં શેઠ નસરવાનજી રતનજી તાતાએ બંધાવેલું નવું દોખમું જોવાને મુંબઇના નામદાર ગવર્નર સર રીચર્ડ ટેમ્પલ આજદીને એક ખાસ ટ્રેનમાં સવાર થઈ નવસારી ગયા હતા. તે નામદાર સવારના ૬ કલાકે ત્યાં પહોંચતાં તેમને રેલ્વે સ્ટેશન પર સારો આવકાર મળ્યો હતો. તે નામદારને લુનસી કુઇની સામે દસ્તુરજીની વાડીના બંગલામાં ઉતારો આપવામાં આવ્યો હતો. ત્યાંથી સવારના આઠ વાગે ઘોડા પર બેસી તે દોખમું જોવાને ગયા હતા. દોખમામાં અંદર દાખલ થઈ તે નામદારે બધું બારીકીથી જોઇ ત્યાં હાજર થયેલા દસ્તુર હોશંગજી જામાસપજી, જામાસપ આસાના ઑનરેબલ ડોસાભાઈ ફરામજી કરાકા, સી. ઍસ. આઇ. તથા ઇજનેર શેઠ નસરવાનજી ચાંદાભાઇથી બધી પુછપરછ કરી હતી. તે પછી દોખમાંની સામે બંધાયેલી શેઠ દીનશાજી માણેકજી પીટીટવાલી નવી સગડીમાં ઉપલાજ ગૃહસ્થો સાથે દાખલ થઇ તે પણ તપાસી હતી. સાંજનાં નામદાર ગવર્નરના ઉતારાના બંગલામાં એક મોટો મેળાવડો થયો હતો, જ્યાં નવસારીના જરથોસ્તીઓ તરફથી આવકાર આપનારૂં એક માનપત્ર એમ૦ ફરદુનજી માણેકજી કાંગા બી. એ. એ વાંચી સંભળાવ્યું હતું. તેનો તે નામદારે લંબાણથી જવાબ આપી પારસીઓની અસલ જાહોજલાલી કેઆંનીઆન ઓલાદ વગેરેનાં લંબાણથી ઇસારા કરી પોતાના વડાઓની માફક ખેતીવાડી કરવા તથા સાચવટ અને નીતિથી ચાલવાના બોધ દીધા હતા. રાતના મેલમાં તે નામદાર પાછા મુંબઈ જવા નીકળ્યા હતા.

નામદાર ગવર્નરની નવસારીની પધરામણીની યાદગીરી માટે શેઠ નસરવાનજી રતનજી તાતાએ ત્યાંની સર કાવસજી જહાંગીરજી મદ્રેસાના ફંડમાં રૂ. ૧૦૦૦)ની સરકારી નોટ તેના વ્યાજમાંથી એ મદ્રેસાનો જે વિદ્યાર્થી દર સાલ મુંબઇની યુનીવર્સીટીની મૅટ્રીકયુલેશનની પરીક્ષામાં સર્વેથી વધારે માર્ક મેળવે તેને સર રીચર્ડ ટેમ્પલના નામનું એક ઇનામ આપવા માટે આપી હતી.

નામદાર ગવર્નરની આગમજ એ દોખમું બંધાતું જોવાને વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડ તથા મહારાણી જમનાબાઈ પોતાના બધા રસાલા સાથે તા. ૬ ઠી ડીસેમ્બર ૧૮૭૭ના દીને ગયાં હતાં.

તા. ૫ મી માર્ચ ૧૮૭૮.

એજ દીને સાંજના શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ દોખમાની બાબદ ઉપર એક ભાષણ એજ જગા ઉપર કીધું હતું–એ સગડીમાં નીચે મુજબ તખ્તી મારેલી છે.

પાક દાદાર હોરમઝદની મદદ

આ સગડી શેઠ દીનશા માણેકજી પીટીટે પોતાનાં બહેશતનશીન માતાજી હમાબાઈ જીજીભાઈ મુંગાનાં પુન્યને માટ બંધાવી જરથોસ્તી અન્જુમનને વાપરવાને આપી છે.

રોજ ૧૭ મો મરોશઈજદ માહા ૬ થો શરેવર અમશારપદ શેનશાહી માહ ૭ મો મેહરઇજદ કદમી સને ૧૨૪૭ ઇસઝદઝર્દી. સંવત ૧૯૩૪ ફાગણુ સુદ ૧ ને વાર સોમ તા. ૫ મી માર્ચ ૧૮૭૮ ઇશવિ.

તા. ૭ મી માર્ચ ૧૮૭૮. રોજ ૧૯ માહ ૬ (શે) ૧૨૪૭ યઝદઝર્દી.

નવસારીમાં આજદીને સાંજના નવા દોખમામાં આગળના માંડવમાં દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પ આશાનાએ એક વાયજ કીધી હતી. એજ વેળાએ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ ખુરશેદવાડીમાં ઓરતોની એક મિજલસ હજુર રડવા કુટવાની રસમ તથા બેહસ્ત અને દોજખ વિષે એક ભાષણ કીધું હતું.

એજ મુજબ શેઠ ખુરશેદજીએ તા. ૯ મી માર્ચે ઓરતોની મીજલસ હજુર એક બીજું ભાષણ માટી બૈરીઓની એકબીજા તરફની ફરજ અને સંસાર સુખ કેમ હાસલ થાય છે એ બાબત ઉપર કર્યું હતું. જેની છેવટે બાઈ જાઇજી નવરોજજી કાંગા નામની એક જવાન બાઇએ ઉઠી શેઠ ખરશેદજીનો ઉપકાર માન્યો અને કહ્યું કે, જે કામ દસ્તુરોનું છે તે તમો બજાવો છો. મુંબઇથી આવી તમો અત્રે જે ભાષણો આપી ઓરતોની ફરજ સમજાવો છો તે માટે તમોને ઉપકાર ઘટે છે. એક બાનુ તરફનાં આ ભાષણથી મિજલસમાં અજાયબી ઉપજી હતી.

વળી શેઠ ખરશેદજીએ તા. ૧૦ મી માર્ચે સવારનાં વડી દરેમેહરમાં મોબેદોની હજુરમાં અથોરનાંનોની ફરજ વિષે એક ભાષણ કરી સર્વે મોબેદોને રૂા. ૧) આશીરવાદ વહેંચી હતી. એજ દીને બપોરના ખુરશેદવાડીમાં નામદાર ગવર્નરના છેલ્લા ભાષણનો તરજુમો કરી સંભળાવ્યો હતો અને તેમ કરતાં જણાવ્યું કે નામદાર ગવર્નરે તેમ કરવા તેઓને ફરમાએશ કીધી હતી.

તા. ૮ મી માર્ચ ૧૮૭૮. રોજ ૨૦ માહ ૬ (શે૦) ૧૨૪૭ યઝદેઝર્દી.

નવસારીમાં શેઠ નસરવાનજી રતનજી ટાટાએ પોતાનાં માતાજી મરહુમ બાઈ કુંવરબાઈ તે મરહુમ શેઠ રતનજી દાદાભજી તાતાનાં વીધવાની નામતે બંધાવેલું નવું દોખમું પરદાવાની ક્રિયા આજદીને ત્યાંના વડા દસ્તુર દારાબજી માહીઆરજી મહેરજી રાણાના ઉપરીપણા હેઠળ કરવામાં આવી હતી. જશનની ક્રિયા દસ્તુરજીના કાકા દસ્તુર રૂસ્તમજી કૈકોબાદજી મહેરજીરાણાએ માંડી હતી, અને આતરવક્ષી એ૦ નવરોજજી, રતનજી કુતાર કરી હતી. એ ક્રિયા પુરી થયા બાદ શેઠ નસરવાનજી તરફથી એક અન્જુમન પત્ર વંચાયો જેમાં એ દોખમું નવસારીની જરથોસ્તી અન્જુમનને હવાલે કરવામાં આવ્યું હતું. દોખમાના કમ્પાઉન્ડની બાહેર ઉત્તર બાજુએ આવેલી પાંચ વીઘાં જગા જે માજી મહારાજા મલ્હારરાવે દોખમું બાંધવાના કારણસર આપી હતી તે પણ અન્જુમનને સ્વાધીન કરી હતી. એ બાદ દસ્તુર દારાબજીએ ઉઠી નવસારીની અન્જુમન તરફથી શેઠ નસરવાનજીનો ઉપકાર માની તેમને એક માનપત્ર વાંચી સંભળાવી શાલ સાથે એનાયત કીધું. તે પછી તેમને બીજા દસ્તુરો તથા શેઠીઆઓએ મળી ૧૭ શાલો ઓરાડી હતી. શેઠ નસરવાનજીએ પોતા તરફથી કેટલાક દસ્તુરો, ચાર દેસાઇઓ, પોતાને ત્યાંના પંથકીઓ, કારભારીઓ, માસ્તરો, ઇન્જનેરો તથા મીસ્ત્રીઓ વગેરેને મળી ૩૩શાલો ઓરાડી હતી. ત્યાર પછી ચાશની કર્ગી મેળાવડો બરખાસ્ત થયો હતો. આ વેળાએ મુંબઈથી તથા

ગુજરાતથી- ખાસ ટ્રેનો મારફતે પુષ્કળ પારસીઓ પોતાના કુટુંબસહીત એ દોખમું જોવાને ગયા હતા, જેમની સંખ્યા આશરે ૧૨૦૦ની હતી. લોકોના ઉતારા તથા ગાડીઓ વગેરેની સર્વે ગોઠવણો શેઠ નસરવાનજી તરફથી સારા પ્રકારે કરવામાં આવી હતી.

એ દોખમાના દરવાજા પર નીચલી તખ્તી મારેલી છેઃ—

શ્રી દાદાર હોરમજદની મદદ હોજો. આ દોખમું આ નવસારી કસબાના વતની એરવદ નસરવાનજી રતનજી તાતાએ પોતાના મર્હુમ માતાજી કુંવરબાઇના પુન્નને સારૂં બંધાવ્યું છે. રોજ વીસમો બહેરામ ઈઅજદ માહ ૬ યો શેહેરેવર- અમશાસપંદ સને ૧૨૪૭ યઝદેઝર્દી. સંવત ૧૯૩૪ના ફાગણ સુદ ૪ને વાર શુક્ર.

તા. ૧૮ મી મે ૧૮૭૮.

નવસારીના પારસીઓમાં પાલકના હક બાબેના એક અંગતના મુકરદમાનો વડોદરાની વરિષ્ટ કોર્ટમાં ચીફ જજ ખાન બહાદુર ખરશેદજી રૂસ્તમજી થાણાવાળાની હજુરમાં આજદીને ચુકાદો થયો હતો. એ મુકરદમાની કેફીઅત એ હતી કે નવસારીના એક પારસી શેઠ દાદાભાઇ બમનજી દેસાઇએ ત્યાંની જીલ્લા જડજની કોર્ટમાં બાઇ બીખાઇજી તે દેસાઈ તેહમુલજી જામાસપજીનાં વીધવા તથા તેમનાં બેટી બાઇ ગુલબાઇ ઉપર એવો દાવો કર્યો હતો કે મારા બાપ સોરાબજીને દેસાઈ તેહમુલજી જામાસપજીએ પાલક કીધો હતો અને એ મારા બાપનો હું પાલક થયેલો છું તેથી દેસાઈ તેહમુલજીની મિલ્કત મને પહોંચે છે. એમ છતાં તેમનું એક ઘર તેમના વિધવા પ્રતીવાદી બાઇ બીખાઇજીએ વેચ્યું છે તે ઘરનો કબજો મને મળવો જોઇએ. આ મુકરદમાનો ફેંસલો કરતાં જીલ્લા જડજે જણાવ્યું કે પારસીઓના કાયદામાં પાલ્ય વિષે કંઈ ખુલાસો નથી. માટે એ બાબે રિવાજ શો છે તે જોવો જોઇએ. રિવાજ બાબે એ જુનો દસ્તાવેજ સંવત ૧૭૩૨ ઇ. સ. ૧૫૭૬ નો વાદીએ રજુ કર્યોછે. તે ઉપરથી માલમ પડેછે કે પરબારાને પાલક કરી આપવામાં આવતો હતો તે બંધ કરીને નવસારીની અન્જુમને એવું ઠેરવ્યું કે જે પાલક કરવો તે મરનારના વંશનો અતલગનો કરવો. એ પ્રમાણે ઠરાવ કરવાનો હેતુ એટલોજ માલમ પડેછે કે જે વંશનો પાલક થાય તેને વારસો મળે. વારસો બીજા ત્રાહિતને ત્યાં જાય નહિં. એ કામમાં મરનારના સગા ભત્રીજાને પાલક કર્યા હતા, પણ તેઓને વંશના સંબંધથી વારસો આપવાનું માલમ પડેછે. ફક્ત પાલક થયા માટે જ તેને વારસો, પાલકના હકથી આપવાનું માલમ પડતું નથી. એ દાખલા નવસારીના છે. તે સિવાય એક દાખલો સુરતનો મળેછે, પણ તે કામમાં કૉર્ટથી ફેંસલો થયો નથી. દસ્તુરજીને લવાદી સોંપી. તેઓએ કરેલો ઠરાવ કાયમ રાખ્યોછે. દસ્તુરજીએ ઠરાવ્યું કે મરનારનો જે પાલક થયો હોય તેને મરનારની મિલ્કતમાંથી કાંઇક હિસ્સો મળે પણ મરનારની સર્વે મિલ્કત તેને મળે નહિં અને પાલકના ખરા બાપની મિલ્કત ઉપરથી પાલક થનાર છોકરાનો વારસો ઉડી જતો નથી.

બારોડેલ સદર અદાલત રીપોર્ટ વોલ્યુમ ૧ કેસ ન. ૭. સદર અદાલતના રેજીસ્ટાર મી. બારોડેલે કેટલાક સવાલો સુરતના પારસીઓને કરેલા. તેના જવાબ ખાતરી લાયક રીતે તજવીજ કરીને મુંબાઇના પારસીઓએ તા. ૨૧ મી નવેમ્બર ૧૮૩૮ને દીને એક અરજી સાથે નામદાર ગવર્નર જનરલ ઉપર મોકલી આપીછે. તે મધેના સવાલ ૧૩

તથા ૧૮માં સાફ ખુલાસો કર્યોછે કે મરનાર વશીયતનામું કરી જાય અને તેમાં પાલકને કાંઇ અપાવે તેટલુંજ પાલકને મળે. પાલકનો હક મરનારની મિલ્કત ઉપર બીજી રીતે નથી. મરનારની વિધવા તથા છોકરીને મરનારની મિલ્કત મળે અને જો વશીયતનામું ન હોય અને પાલક સગાવહાલાંની મંજુરીથી લેખ કરીને કર્યો હોય તો મરનારની સ્થિતિ તથા મિલ્કત ઉપર નજર રાખીને પાલકને કાંઇ બક્ષીસ આપવું. પાલકે મરનારની મિલ્કત લીધીછે એવા દાખલા કદાચ હશે પણ તે વિષે તકરાર પડીને આ રાજ્યની ગાયકવાડની કોર્ટોએ પાલકનો વારસો હક્ક કાયમ રાખ્યોછે એવા કાંઇ દાખલા મળતા નથી. મરનારની વિધવા વગેરેએ પાલકને પોતાની ખુશીથી મરનારની માલમિલ્કત લેવા દીધી હોય અગર આપી હોય તે વાત જુદીછે તેથી કરીને સર્વે પાલકોનો હક્ક નક્કી થયાનું કહેવાય નહિ. પારસીઓના વારસા હીસ્સા બાબેના ધારા ( ૧૮૬૫નો આંકી નંબર ૨૧ )નો ખરડો કરવામાં આવશે તેમાં ૪૩ મી કલમ એવી હતી જે હરેક પારસી પોતાના મરણ પછીની ક્રિયા કરવા સારૂ પોતાની હૈયાતીમાં પાલક મુકરર કરે તો આ ધારાથી તેમ કરવાને કશી હરકત નથી. એ ઉપલી કલમ ધારો પસાર કરતી વખતે કાઉન્સીલે કહાડી નાખી છે અને તેનું કારણ એટલુંજ માલમ પડે છે કે ક્રિયા કરવા માટે પાલક અગર ધર્મપુત્ર કરવા સાથ વારસા હીસ્સાને કાંઇ સંબંધ નથી. આ ઉપરથી એમ જણાયછે કે વાદીને પાલક તરીકે મરનારની મિલ્કતમાં કાંઇ હક્ક પહોંચતો નથી. જો મરનારના વંશનો તે છે તેથી તેને મરનારની મિલ્કતમાં કાંઈ વારસો અગર હીસ્સો પહોંચતો હોય તો તે મેળવવાને તેને રસ્તોછે.

આ ચુકાદા ઉપર વાદીએ વડોદરાની વરિષ્ટ કોર્ટમાં અપીલ કરી હતી જ્યાં તેની સુનાવણી ચાલ્યા બાદ નામદાર ચીફ જડજ ખાનબહાદુર ખરશેદજી રૂસ્તમજી થાણાવાળાએ આજદીને ચુકાદો આપ્યો કે આ કામની સર્વ હકીકતોનો વિચાર કરી જોતાં નીચલી કોર્ટે જે ઠરાવ પ્રતિવાદી બીખાઇજીના લાભમાં કર્યોછે તે બરોબર છે માટે એ ઠરાવ બહાલ રાખીને અપીલ સર્વે ખરચ સાથે રદ કરીએ છીએ.

તા. ૧૫ મી જુલાઇ ૧૮૭૮. રોજ ૨૫ માહ ૧૦ (શે૦) ૧૨૪૭ યઝદેઝર્દી.

નવસારીમાં મર્હુમ સર જમશેદજી જીજીભાઈ પહેલા બેરોનેટે ઇ. સ. ૧૭૫૩માં બંધાવેલી શગડી પડી ભાંગવાથી તે એમનાં ધર્મનાં ફંડમાંથી પાછી નવેસરથી બંધાવી આજદીને એમના વડા દીકરા મર્હુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બેરોનેટ સી. એસ. આઈ. ની વરસીને રોજે ઇજાવી હતી.

આ નવી શગડીપર ઇ. સ. ૧૮૫૩ વાળી જુની સગડીપરની તખ્તી પાછી જડાની તેની નીચે નીચલી નવી તખ્તી મારેલીછેઃ—

પાક દાદાર હોરમઝદની મદદ છે.

ઉપલી તખ્તીમાં જણાવેલી શગડી બીશમાર થઇને ભાગી ગયાના સબબથી સખી વજુદ અકાબર સાહેબ સર જમશેદજી જીજીભાઈ પહેલા બેરોનેટનાં ધર્મનાં ફંડમાંથી એઓ સાહેબનાં માતાજી બાઇ જીવણબાઇનાં પુન્યને સારૂ આ એ શગડી અસલ જગો ઉપર નવેસરથી બંધાવીને તથા એઓ સાહેબના વડાપુત્ર મર્હુમ શેઠ ખરશેદજી જમશેદજી તે સર જમશેદજી જીજીભાઈ બીજા બેરોનેટ શી. એસ. આઇ.

ની વર્સીના રોજે ઈજીવીને જરથોસ્તી અન્જુમનને વાપરવા આપીછે શ્રી નોશારી રોજ ૨૫ મો માહ ૧૦ મો શહેનશાહી સને ૧૨૪૭ યઝદઝર્દી તા. ૧૧ મી જુલાઇ ૧૮૭૮ ઇશવી.

તા. ૧૯ મી જુલાઈ ૧૮૭૮. રોજ ૩ માહ ૧૧ (શે૦) ૧૨૪૭ યઝદઝર્દી.

મરણઃ—સર કાવસજી જેહાંગીરજી રેડીમની, નાઇટ સી. એસ. આઈ. ઉમ્મર વર્ષ ૬૭. પારસી કોમમાં નાઈટહુડનું માન મેળવનારા બીજા શેઠીયા, એમનો જન્મ તા. ૨૪ મી મે ૧૮૧૨ને દીને થયો હતો.

સર કાવસજી જેહાંગીર નાઇટની સખાવતોની ટીપઃ—

૧૮૬૬ કોટનાં સેન્ટ થૉમસ કૅથીડ્રલનો ફુવારો. કાવસજી જેહાંગીરજી નવસારી મદ્રેસાને ૫) ટકાની સરકારી નોટ રૂા. ૧૧૦૦.

૧૮૬૭ નવસારીનું દવાખાનું ૧૮૬૪–૬૭ રૂા. ૪૫૬૫. વલસાડનું દવાખાનું ૧૮૬૨–૭૧ રૂા. ૧૧૫૦૦.

નિશાળો નિભાવવા માટે—

| | |
|---|---|
| ૧૮૬૭ કાવસજી જેહાંગીર નવસારી મદ્રેસા | ૩૫૦૦૦ |
| ૧૮૬૭ નવસારી મદ્રેસામાં પાંચ ટકાની નોટ | ૫૨૯ |
| ૧૮૬૯ કાવસજી જેહાંગીર મદ્રેસા | ૧૦૮૦ |
| ૧૮૭૨ નવસારી મદ્રેસા | ૫૦૦ |
| ૧૮૭૬ નવસારી મદ્રેસા | ૧૨૦૦ |

તા. ૧૦ મી સપ્ટેમ્બર ૧૮૭૮.

ડાકટર એદલજી માણેકજી દામવાએ લશ્કરી વૈદક ખાતાની ઇન્ડીયન મેડીકલ સર્વીસની પરિક્ષા ઈગ્લાંડમાં ફત્તેહમંદીથી પસાર કરી હતી.

તા. ૧૭ મી ડીસેમ્બર ૧૮૭૮. રોજ ૨૯ માહ ૩ (શે૦) ૧૮૭૮ યઝદેઝર્દી.

મરણઃ—દાદાભાઇ પેસ્તનજી નવસારીવાના, ઉમ્મર વર્ષ ૮ . નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇ બૅરોનેટના ધણીઆણી લેડી આવાંબાઇના અતલગના ખેશી હોવાથી એમના કુટુંબ સાથે બહુ પરોટાયના હતા. ઍમણેજ એમને ચીન તરફ વેપારના કામ માટે મોકલ્યા હતા

તા. ૨૬ મી ડીસેમ્બર ૧૮૭૮.

શેઠ રતનજી એદલજી કાગાને નામદાર સરકારે અહમદનગર જીલ્લાના રાહુરી તાલુકાના કામચલાઉ મામલતદાર નીમ્યા હતા.

---

## ઇ. સ. ૧૮૭૯ના પારસીઓ

તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૮૭૯. રોજ માહ ૬ (શે૦) ૧૨૪૮ યઝદેઝર્દી.

મરણઃ—એ૦ બરજોરજી બહમનજી મીનોચેહર હોમજી, ઉમ્મર વર્ષ ૮૭. નવસારીના મીનોચેર હોમજીના સાથવાળા મોબેદોના મુંબઇના વડા, એ સાથવાળાઓને લગતું ધરમનું ફંડ સ્થાપવામા આગેવાન તથા તેના પહેલવહેલા ટ્રસ્ટી.

તા. ૬ ઠી માર્ચ ૧૮૭૯. રોજ ૧૮ માહ ૬ (શે૦) ૧૨૪૮ યઝદેઝર્દી.

" મરણ:—નવસારીવાળા જમશેદજી તેહમુલજી દેસાઇ, ઉમ્મર વર્ષ ૬૭, નવસારીની અન્જુમનના એક આગેવાન અફાશર. ફ્રાન્સીભાષામાં ઘણાજ કાબેલ અને ત્યાંની સર કાવસજી જેહાંગીર મદ્રેસાના નવસારી ખાતેના પોતાના મરણસુધી સેક્રેટરી.

તા. ૨૫ મી સપ્ટેમ્બર ૧૮૭૯.

" શેઠ નસરવાનજી શેરાબજી વછીઆઘાગને નામદાર ગાયકવાડ સરકારે નવસારીમાં મુખત્યાર વકીલાતપણું ચલાવવાની સનદ આપી હતી.

---

## ઇ સ. ૧૮૮૦ના પારસીઓ

તા. ૧ લી મે ૧૮૮૦.

આજદીનથી નવસારીમાં શ્રી દાદાભાઇ કાવસજી તાતા, નવસારી એંગ્લો વર્નાક્યુલર સ્કુલની સ્થાપના શ્રી નવસારી એંગ્લો વર્નાક્યુલર સ્કુલને નામે થઇ હતી. સર કાવસજી જેહાંગીર નવસારી જરથોસ્તી મદ્રેસાને હાઇસ્કુલના દરજ્જા પર મુકવાથી તેનાં ઇંગ્રેજી નીચલાં અને ગુજરાતી બધાં ધોરણો કાઢી નાખ્યાં, તેથી શરૂઆતની કેળવણીની નવમાગીમાં ઘણી અગવડ જણાવાથી આ ખાતું ચાલુ કરવામાં આવ્યું, અને તેનો કારોબાર કરવા માટે મુંબઇમાં શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા, શેઠ કાવસજી નસરવાનજી કાંગા તથા શેઠ ફરદુનજી માણેકજી કાંગા સેક્રેટરી, એઓની એક કામચલાઉ કારોબારી મંડળી નીમવામાં આવી. તેના નવસારી ખાતેના ઉપરી તરીકે કામ કરવાને શેઠ શેહરીઆરજી દાદાભાઈ ભરૂચાએ કબુલ કીધું. સ્કુલના હેડમાસ્તર તરીકે તેમુલજી નશરવાનજી કાંગાને નીમ્યા.

એ ખાતાંની આવક કરતાં ખર્ચ વધારે જણાવાથી એને મુસ્તકીમ પાયા ઉપર મુકવા લગતાવળગતાઓએ તજવીજ કરવા માંડી. તે દરમ્યાન નવસારીના એક અસલ વતની શેઠ સોરાબજી કાવસજી તાતાએ પોતના મર્હુમ ભાઈ દાદાભાઈ કાવસજી તાતાની પુંજીમાંથી રૂા. ૭૦૦૦ની રકમ એ સ્કુલને તેમનું નામ આપવાની અને સ્કુલમાં દરેક વર્ણના છોકરાઓને દાખલ કરવાની શરતથી આપી. તેનું કાયદાસરનું ટ્રસ્ટડીડ તા. ૨૭ મે ૧૮૮૧ને દીને કરવામાં આવ્યું અને શેઠો ખરશેદજી નશરવાનજી સીરવાઇ, ફરદુનજી માણેકજી કાંગા અને રતનજી દાદાભાઇ તાતાને તેના ટ્રસ્ટીઓ ઠરાવ્યા. પછી ૧૮૮૨ના એપ્રિલ માસથી ગાયકવાડ સરકારે માસિક રૂા. ૨૫)ની ગ્રાંટ આપતી કરી. ૧૮૮૩માં શેઠ રતનજી દાદાભાઇ તાતા ચીન જવાથી તેમની જગાએ શેઠ ખરશેદજી માણેકજી તાતાને ટ્રસ્ટી અને કારોબાર મંડળીના એક અધિકારી ઠરાવ્યા. ૧૮૮૪ની શરૂઆતમાં શેઠ સોરાબજી કાવસજી તાતાએ પોતાના મર્હુમ ભાઈ દાદાભાઈની પુંજીમાંથી બીજા રૂા. ૩૦૦૦) આપી અસલ રકમ જે રૂા. ૭૦૦૦)ની હતી તે રૂા. ૧૦૦૦૦)ની કરીને શેઠ નસરવાનજી રતનજી તાતાની યાદગીરી રાખવા માટે શેઠ સોરાબજીએ પોતે રૂા. ૧૦૦૦) તેના વ્યાજમાંથી ઇનામ આપવા માટે આપ્યા. એજ અરસામાં ગો. ફરદુનજી અને સોરાબજી માણેકજી કાંગાએ પોતાના મર્હુમ મમાના આ૦ બેજનજી રૂસ્તમજી કાંગાને નામે ઇનામ આપવા રૂા. ૪૦૦)ના પૉર્ટટ્રસ્ટ બૉન્ડ આપ્યા હતા.

શેઠ સોરાબજી કાવસજી તાતાએ રૂા. ૫૦૦) પોતાના છેલ્લા વસીયત મારફતે એક ઈનામ સ્થાપવા આપ્યા હતા, તથા ભાઈઓ રૂસ્તમજી અને પેસ્તનજી તેમુલજી પાવરીએ પોતાના બાવાજી એ૦ તેમુલજી ડોસાભાઈ પાવરીની યાદગીરી રાખવાના હેતુથી ફ્રીસ્ટુડન્ટશીપ આપવાના એક ફંડની શરૂઆત કીધી હતી. સને ૧૮૯૩થી એક સખી ગૃહસ્થની ઉદારતાથી ગુજરાતી શીખતા છોકરાઓની ફી સમુલગી કાઢી નાખી, મફત કેળવણી આપવાની શુભ શરૂઆત થઇ હતી. વળી એજ સાલમાં શેઠ રતનજી દાદાભાઇ તાતાએ રૂા. ૧૦૦૦૦)ની મદદ એવી શરતે આપવાની માગણી કરી હતી કે ગાયકવાડ સરકાર એટલી જ રકમ તથા મકાનને માટે એક લાયક જગા બક્ષીસ આપે, અને તેની રૂહે એક મકાન બંધાઇ ૧૮૯૬માં ખુલ્લું મુકાવ્યું હતું જે પર નીચે મુજબ તખ્તી મારેલી છે.

શ્રી. પાકદાદાર અહુરમઝદની મદદ:—

મર્હુમ શેઠ દાદાભાઈ કાવસજી તાતા એંગ્લો વર્નાક્યુલર સ્કુલ માટેનું મર્હુમ શેઠ સોરાબજી કાવસજી તાતાવાળું આ મકાન નામદાર શ્રીમંત ફત્તેહસીંહરાવ ગાયકવાડ સાહેબે તા. ૨જી જાનેવારી સને ૧૮૯૬ રોજ ૧૯ મો માહ ૪ થો શેહેનશાહી, સને ૧૨૬૫ યઝદેઝર્દી, સંવત ૧૯૫૨ નાને દીને ઘટતી ક્રીયા સાથે ઉઘાડયું.

એ મકાનના પાયાની સ્થાપના તા. ૩૧ મી ડીસેમ્બર ૧૮૯૪ના દીને વડોદરાના નાયબ દિવાન ખાનબહાદુર કેરસાસ્પ રૂસ્તમજી દાદાચાનજીએ કરી હતી.

એ મકાનને લગતો કુલ ખર્ચ રૂા. ૪૭૪૫૦, જેમાં શ્રીમંત નામદાર ગાયકવાડ સરકારે જમીન વગેરે માટે આપેલા રૂા. ૧૦૦૦) ઉપરાંત ૨૦૦૦૦) આપ્યા,

તથા શેઠ રતનજી દાદાભાઇ તાતાએ બાકીના રૂા. ૨૭૪૫૦) આપ્યા.

શેઠ નસરવાનજી દારાજી મીરઝાં શીલ્પશાસ્ત્રી ખાનસાહેબ કાવસજી હોરમજી દાદા ચાનજી કંટ્રાક્ટરની દેખરેખ નીચે આ મકાન બંધાયું

નેક નામદાર સયાજીરાવ ગાયકવાડ જી: સી. ઍસ. આઈ. સેનાખાસખેલ સમશેર બહાદુર.

રાવ બહાદુર વિનાયક યાદવ વેનીકર ઍમ. એ નવસારીના સુબા.

એ નિશાળની હમણાં ૧૯૦૯માં એકંદર પુંજી રૂા. ૫૫૧૬૧)ની છે, જેમાં રૂા. ૩૩૧૦૦) એના ચાલુ ખર્ચ માટેનું બાયુક ફંડ છે અને ઈનામ, સ્કૉલરશીપ, ફ્રીસ્ટુડન્ટ-શીપ વગેરેનું ફંડ રૂા. ૨૨૦૬૧)નું નીચલી વીગતે છેઃ—

(૧) શેઠ નસરવાનજી રતનજી તાતાએ પોતાને નામના ઇનામ માટે રૂા. ૧૦૦૦).

(૨) નાથુરામ જોરાવરમલને નામની સ્કૉલરશીપ માટે રૂા. ૬૦૦).

(૩) શેઠ ફરદુનજી માણેકજી કાંગાએ બેજનજી રૂસ્તમજી કાંગાના નામના ઈનામ માટે રૂા. ૪૦ ).

(૪) શેઠ કાવસજી એરચજી દેસાઇએ એરચજી તથા ફરામજી કાવસજી દેસાઇના નામે ઈનામ માટે રૂા. ૫૦૦)

(૫) શેઠ સોરાબજી કાવસજી તાતાએ રૂા. ૫૦૦).

(૬) શેઠ જામાસજી રતનજી માસ્તરની યાદગીરી રાખવાના ફંડના ટ્રસ્ટીઓ તરફથી રૂા. ૫૦૦).

(૭) શેઠ ફરામનજી મનચેરજી બુમલાએ ધણીઆણી હીરાબાઈના નામે ઈનામ માટે ૫૦૦).

(૮) શેઠ નસરવાનજી દાદાજી મીરઝાએ ધણીઆણી ખરશેદબાઇનાં નામે ઇનામ માટે ૨૦૦)

(૯) શેઠ જમશેદજી નસરવાનજી તાતાએ દિવાન મણીભાઈ જશભાઇ તથા ફ્રેગશાસજી રૂસ્તમજી દાદાચાનજીનું ઇનામ તથા ફ્રીસ્ટુડન્ટશીપ માટે રૂા. ૫૦૦૦).

(૧૦) શેઠ હોરમજી શાપુરજી શીરવાઇએ શાપુરજી તથા કુંવરબાઈ બચાજી શીરવાઈનાં નામના ઇનામો માટે રૂા. ૧૦૦૦).

(૧૧) શેઠ નવરોજી ફરામજી તંબોલીએ ફરામજી ફકીરજી તંબોલીના ઇનામ માટે રૂા. ૫૦૦).

(૧૨) શેઠ મનચેરશા સોરાબજી વખારીઆએ શોરાબજી કાવસજી વખારીયાના નામે ઇનામ રૂા. ૫૦૦).

(૧૩) શેઠ રતનજી દાદાભાઈ તાતાએ પ્રિન્સ ફતેહસીંહરાવના નામના ચાંદ તથા ઇનામ માટે રૂા. ૧૦૦૦).

(૧૪) બાઇ જરબાઈ ડોસાભાઈ દેસાઇએ પોતાના નામે ઇનામ માટે રૂા. ૧૦૦૦).

(૧૫) શેઠ દોરાબજી તેમુરજી પાવરીએ તેમુરજી ડોસાભાઈ પાવરી ફ્રીસ્ટુડન્ટ-શીપ માટે રૂા. ૬૬૦).

(૧૬) પહેલા સર દીનશા માણેકજી પીટીટે ફરામજી દીનશા પીટીટના ઇનામ માટે રૂા. ૧૦૦૦).

(૧૭) શેઠ રતનજી દાદાભાઈ તાતાએ દિવાન શ્રીનીવાસ રાગ્વ આયંગરને નામે ઇનામ માટે રૂા. ૧૦૦૦).

(૧૮) શેઠ ખરશેદજી નસરવાનજી શીરવાઇએ નસરવાનજી બચાજી શીરવાઇના નામે ઇનામ માટે રૂા. ૫૦૧).

(૧૯) શેઠ હોરમસજી જમશેદજી કોટવાલે ધણીઆણી આવાંબાઇનાં નામે ઇનામ તથા સ્કૉલરશીપ માટે રૂા. ૬૦૦).

(૨૦) શેઠ રતનજી દાદાભાઇ તાતાએ રા. બા. ખાસેરાવ જાધવનાં નામે ઇનામ માટે રૂા. ૫૦૦).

(૨૧) દાકતર કેખશરૂ નસરવાનજી બહાદુરજીના ઇનામ માટે તેમનાં એ મિત્રો તરફથી રૂા. ૩૦૦).

(૨૨) બાઇ કુંવરબાઇ કાવસજી તાતાનાં વીલ મુજબ રૂા. ૧૦૦૦).

(૨૩) શેઠ ખરશેદજી માણેકજી તાતાએ પોતાના ઇનામ માટે રૂા. ૨૦૦).

(૨૪) શેઠ હોરમસજી શાપુરજી શીરવાઇએ પોતાનાં માતાજીને નામે ઇનામ માટે તથા સ્કૉલરશીપ વિગેરે માટે ૧૦૦૦).

(૨૫) ખા. બા. આરદેશર મનચેરજી દલાલે છોકરાઓને ૬૨ વર્ષે સીહાઇ ખવ-ડાવવા માટે રૂા. ૫૦૦).

(૨૬) મર્હુમ ખુરશેદજી હોરમસજી સીરવાઇનાં પુત્રને માટે મર્હુમના બાવા શેઠ હો. શા. સીરવાઈ તથા મામા શેઠ ક. મા. કાંગાએ ગરીબના છોકરાંઓને ચોપડી અપાવવાના ફંડ માટે રૂા ૬૦૦).

(૨૭) શેઠ માણેકજી ફરામજી પીટીટે પોતાના બાપાના મર્હુમ પહેલા સર દી. મા. પીટીટ તથા બાવા કાવસજી દીનશા પીટીટનાં નામના ઇનામ માટે રૂા ૧૦૦૦).

(૨૮) નવસારીના મોટા દેસાઈ ખાનદાન તરફથી દેસાઈ ખુરશેદજી તેમુલજીના ઇનામ માટે ૫૦૦).

તા. ૨૭ મી મે ૧૮૮૦.

શેઠ ખરશેદજી નસરવાનજી સીરવાઇને નામદાર સરકારે મુંબઈના લાઈસિન્સ ટૅક્ષ ઉઘરાવનારાં ખાતાના વડા અમલદાર નીમ્યા હતા.

તા. ૬ ઠી સપ્ટેમ્બર ૧૮૮૦. રોજ ૨૩ માહ ૧૨ (શે૦) ૧૨૪૯ યઝદેઝર્દી.

મરણઃ—એ૦ કાવસજી મનચેરજી મોદી. ઉમ્મર વર્ષ ૮૮. એમણે ૧૨–૧૪ વર્ષની વયે નવસારીથી મુંબઈમાં જઇ ટુંક વખત મોબેદી કરી હતી, પણ ખુશ દસ્કત લખનાર અને ચાલાક ઝેહેનનાં હોવાથી ફરદુનજી મરઝબાનને ત્યાં એક લખનાર તરીકે ગોઠવાઈ ગયા હતા અને ત્યારબાદ તે વખતના મૂળ ભાષાઓના આલમા શેઠ ધનજીભાઈ ફરામજી પટેલને ત્યાં લખનાર તરીકે કામ કર્યું હતું. એમણે પારસીઓમાં તે વખતે ચાલતા બુતપરસ્તી રિવાજોની સામે મજબુત લડતો ન્યુસ પેપરો તેમજ ચોપનીયાંઓ છપાવી ચલાવી હતી. તેમાં મુક્તાદ ૧૮ દિવસ માંડવાની વિરૂદ્ધમાં, આજે ૫૫ વર્ષોની વાત ઉપરનું એમનું ભાષણ હજી સાબદત તરીકે ટાંકવામાં આવેછે. અવસ્તામાંથી જૂદા જૂદા ફકરાઓ ચુંટી કાઢી સેતાયશે હોરમઝ્દ નામની ચોપડીમાં છપાવ્યા હતા, જે આજે ૫૦ વર્ષની વાતપર નવીન પગલું ભરાયેલું હોવાથી ઘણી હોહા થઈ રહી હતી.

તા. ૧૫ મી નવેમ્બર ૧૮૮૦.

સરકાવસજી જેહાંગીર મદ્રેસામાંથી ચાર વિદ્યાર્થીઓ મેટ્રીકમાં પસાર થયા તેમાં મલેસરવાસી ધનજીભાઈ હોરમસજી મહેતા પહેલા આવવાથી તેમને સર રીચર્ડ ટૅમ્પલ પ્રાઇઝ મળ્યું હતું. તેને આગલે વર્ષે ૧૮૭૯માં માણેકજી ટેમુલજી પાવડીને એ ઇનામ પહેલવહેલું મળ્યું હતું.

---

## પ્રકરણ ૬૮ મું. ઇ. સ. ૧૮૮૧ ના પારસીઓ.

તા. ૨૧ મી જાનેવારી ૧૮૮૧.

નવસારીવાલા શેઠ હોરમસજી એદલજી કોટવાલ જેઓ વાંસદા સ્વસ્થાનના ફૉરેસ્ટ ઇન્સ્પેક્ટરનો હોદ્દો ચલાવતા હતા, તેમણે એક માસ ઉપર એક રાતમાં સામટા ત્રણ વાઘ માર્યા હતા. તેમણે આજ રાત્રે વાંસદા પ્રગણાના ધાંકમાર નામના ગામમાં એક પુખ્ત ઉમરના ચીત્તા વાઘને બંદુકની ગોળીથી માર્યો હતો. એમણે પોતાની જીંદગીમાં ૬૦)થી વધારે વાઘ માર્યા છે.

તા. ૩ જી જુન ૧૮૮૧.

નવસારીમાં આવતા આગષ્ટ માસથી દારૂનાં ફ્ડ વિષેનો નવો ધારો અમલમાં આવનાર હોવાથી તેની સામે વડોદરે નામદાર ગાયકવાડ સરકારના દિવાન ઉપર એક અરજી મોકલવાને આજ દીને નવસારીની પારસી અન્જુમનની એક સભા ખરશેદવાડીમાં દસ્તુર દારાબજી માહીઆરજી મહેરજી રાણાના પ્રમુખપણા હેઠળ મળી હતી, જે વેળાએ અરજી બાહાલ રાખી તે પર લોકોની સહી લઇ એક ડેપ્યુટેશનની મારફતે વડોદરે મોકલવાને ઠરાવ્યું હતું.

તા. ૨૮ મી ડીસેમ્બર ૧૮૮૧.

વડોદરાના મહારાજા સયાજીરાવને તખ્ત ઉપર બેસાડવાની ક્રિયા આજદીને નામદાર વાઇસરોય, એમના તરફથી મુંબઈના નામદાર ગવર્નર સર જેમસ ફર્ગ્યુસને કીધી હતી. આ વેળાએ વાઇસરૉય તરફથી વડોદરાના જે રાજ્ય અધિકારીઓને ખેલાતો આપવામાં આવ્યા હતા, તેઓમાં બે પારસીઓ, ખાનબહાદુર પેસ્તનજી જહાંગીરજી તાલ્યારખાન અને ખાનબહાદુર ખરશેદજી રૂસ્તમજી થાણેવાલા હતા. એજદીને નવસારીના સુબાએ પણ એક દરબાર ભરી હતી, ત્યાં દસ્તુર દારાબજી માહીઆરજીએ પારસીઓ તરફનું મહારાજાને આપવાનું મુબારકબાદીનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. પારસીઓએ આ અવસરની ખુશાલીમાં આતશબહેરામ મધ્યે જશન કીધું હતું, તથા સાંજના લુનસીકુઈના મેદાનમાં નવસારીની તમામ નીશાળોનાં છોકરાંઓને મીઠાઇની જ્યાફ્ત આપી હતી.

## નવસારીની વસ્તીગણત્રી ૧૮૮૧.

આ સાલમાં વડોદરા રાજ્યમાં વસ્તીની ગણત્રી થઈ હતી તે મધ્યે નવસારી કસ્બામાં પારસીઓની નીચલી સંખ્યા નોંધાઇ હતીઃ—

| | સ્ત્રી | પુરૂષ | | સ્ત્રી | પુરૂષ |
|---|---|---|---|---|---|
| કુવારાં | ૧૨૧૬ | ૧૫૮૨ | ભણનારા | ૨૫૮ | ૭૦૨ |
| પરણેલા | ૨૫૫૦ | ૧૯૪૯ | ભણેલાં | ૬૦૫ | ૧૯૩૪ |
| રંડાયેલાં | ૬૮૨ | ૧૪૧ | અભણ | ૩૫૮૫ | ૧૦૩૪ |
| કુલે વસ્તી | ૪૪૪૭ | ૩૬૭૧ = ૮૧૧૮. | | | |

---

## ઇ. સ. ૧૮૮૨ના પારસીઓ.

તા. ૧૫ મી એપ્રીલ ૧૮૮૨.

વડોદરાના છેલ્લા પ્રદર્શનમાં બીલીમોરાના એક રહેવાસી શેઠ સોરાબજી જમાસ્પજીને પોતાના હાથના બનાવેલા હાથીદાંત, સુખડ તથા અબનુસના સુંદર વર્કીંગ બાકસો દેખાડવા માટે સોનાના ચાંદનું ઇનામ મળ્યું હતું.

તા. ૧ લી મે ૧૮૮૨.

વલસાડની પાસે આવેલા ભેરગામ મધ્યે બાઇ મોટીબાઇ તે મર્હુમ શેઠ બમનજી જમશેદજી મુલ્લાનાં વિધવાએ બંધાવેલું દોખમું જેનો તાણો પુરવાની ક્રિયા ગયે વરસ નવસારીના ભગર સાથના મોબેદોએ કરી હતી, તથા આએ બરસ ઇજવવાની ક્રિયા પણ તેઓજ કરનાર હોવાથી ઉદવાડાના મોબેદોએ એ ગામના પંથક ઉપર પોતાના હક બાબેની ફરીયાદી વલસાડના સબૉર્ડીનેટ જજની કૉર્ટમાં માંડી હતી. પણ તે દરમ્યાન ઉપલું દોખમું ઇજવવાની ક્રિયાનો દિવસ આવતી તા. ૨૧ મી મેનો ઠેરવ્યાથી, તે ક્રિયા આ મુકદમાનું છેવટ આવે ત્યાંસુધી અટકાવવાનો, ઉદવાડાના મોબેદો તરફથી નવસારીના ભગર સાથના મોબેદો તથા મજકુર બાઇ મોટીબાઈ ઉપર મનાઇ હુકમ (ઇન્જન્કશન) મેળવ્યો હતો. તેને લગતી તકરાર ગઈ તા. ૨૪મી એપ્રીલે વલસાડના સબૉર્ડીનેટ જડજ રાવસાહેબ કૃષ્ણમુખરામ આત્મારામની હજુરમાં આખો દિવસ

ચાલવા બાદ આજદીને જાહેર તે હુકમનામું ઉરાડી નાખી ઉપસ્રે બગર સાથના મોબેદોનો ક્રિયા કરવાનો અટકાવ કાઢી નાખ્યો હતો.

તા. ૩ જી જુલાઇ ૧૮૮૨. રોજ ૧૮ માહ ૧૦ (શે૦) ૧૨૫૧ યઝદેઝર્દી.

મરણઃ—સોરાબજી એદલજી વછ્છાહાર, ઉમ્મર વર્ષ ૫૫. એમણે ઇ.સ. ૧૮૫૦ માં મુંબાઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી વેસ્ટ સ્કૉલરની પદવી મેળવી હતી. ઇ. સ. ૧૮૫૬માં નવસારીની સર કાવસજી જહાંગીર મદ્રેસા સ્થાપન થઇ ત્યારથી તે ઇ. સ. ૧૮૭૧ સુધી એઓ તેના વડા શિક્ષક હતા, અને એ મદ્રેસા સ્થાપવાના કામમાં પણ એમણે આગેવાની લીધી હતી નવસારીમાં કેટલાક સુધારાઓનું મંડાણ એમણે કીધું હતું અને તેને માટે એઓને કેટલાક અણસમજુ લોકોથી ઘણું ખમવું પડયું હતું.

નવસારીમાં આજદીને દસ્તુર મોહલ્લાનાં બઇરીઓનાં ઘંબારનાં જશનમાં બાઇ જીવનબાઈ તે આ૦ નવરોજજી શોરાબજી કાંગાની બેટીએ ઘંબાર વિષે એક વાએજ કીધી હતી.

તા. ૧૧ મી સપ્ટેમ્બર ૧૮૮૨.

આજદીને નવસારી, સુરત અને ભરૂચ ખાતે મોટી રેલ આવી હતી, જેથી ઘણાંક પારસીઓનાં ઘરોમાં પાણી ભરાઈ આવી મોટું નુકસાન થયું હતું. નવસારીમાં બામદાદમાં પાણીનો વીસ્તાર ઘણો વધી ગયો હતો અને નદીને દરેક કડિયે ગામમાં પાણી ફરી વળ્યાં હતાં. પશ્ચિમ તરફ રૂસ્તમવાડી, સ્ટેશનની સડક, સાંઢ કુવો, તથા હૉટેલ સુધી, ઉત્તર તરફ ગુલેશીએ વાળી ખાડી અને કોટરદેવી પાણીથી એક થઇ હતી. દસ્તુરવાડ, સીરવઇ વાડ, તથા બજારમાં પાણી કમ્મરપુર થયાં હતાં, તેમજ લંગડાવાડ અને સાંગાવાડમાં હોડીઓ ફરતી કરવામાં આવી હતી. લંગડાવાડમાં શેઠ દાદાભાઇ મહેરવાનજી ખરાસ અને સોરાબજી રૂસ્તમજી મુલ્લાં નામના બે પારસીઓએ હિમ્મત કરી મોહલ્લાની રેલમાં ઝોકાવી ઘણાંક લોકોના જાન તથા માલ બચાવ્યા હતા. તેઓની હિમ્મતથી બીજા થોડાક પારસી જવાનીઆઓએ પણ પાણીમાં ઝોકાવી લોકોને મદદ કરી હતી. મલેસર તરફ સંસાત ખાડો તથા જુની પોસ્ટ ઑફીસ સુધી પાણી ફેલાઈ ગયાં હતાં. દોખમા તરફ જવાના મર્હુમ શેઠ હોરમજજી બરજોરજી કપ્તાનવાળા રસ્તાનો કેટલોક ભાગ રેલથી ધોવાઈ ગયો હતો. તરઉતાંના ચકલા પર પણ ઘુંટણપુર પાણી ભરાયાં હતાં. તથા પૂર્વ તરફ કાલીઆવાડી અને ખુરશેદવાડી પાણીથી ચીકાર થઇ ગઇ હતી. કાછીઆવાડીનું ગામ જાણે પાણીમાં તરતું થયું હતું અને તવડીગામ પણ પાણીથી ભરાઇ ગયું હતું તથા લોકો ઝાડે ચઢી બેઠાં હતાં. ઇ. સ. ૧૮૩૧માં જે મોટી રેલ આવી હતી તેના કરતાં પણ આ રેલ ઘણી મોટી કહેવાતી હતી. ઘણાંક પારસીઓના ઘરોમાં મુકતાદ માંડેલાં તે ઉંચકી નાખ્યાં હતાં. બીલીમોરાનું ગામ તેમજ વલસાડની ખાડીમાં પણ રેલના પાણી ભરાઇ ગયાં હતાં. સુરતમાં પણ તાપી નદીમાં રેલ આવવાથી કેટલાક રસ્તાઓ તથા મહોલ્લાઓમાં પાણી ફરી વળ્યાં હતા. વરીઆઇ બાગોળનાં અન્દરથી તે કતાર ગામ સુધીનો આખો રસ્તો રેલનાં પાણીથી ઢંકાઇ ગયો હતો. નાનપરાનાં પોર મોહલ્લામાંના પારસીઓથી વસેલાં ત્રણ ઘરો બેસી ગયાં હતાં, તથા શાહપોરનો આખો લત્તો પાણીથી ભરાઈ ગયો હતો, તેમજ બીજા પરાંઓ અને

શહેરમાંના કેટલાક ઘરો તુટી પડયાં હતાં. ભરૂચ મધ્યે પણ નર્મદાનાં પાણી શહેરનાં નીચાણ ભાગોમાં ફરી વળ્યાં હતાં. કોટ ઉપર જવાનો પૂલ કતોપર તથા ડાંડીઆ તેમજ ગાંધી અને કાપડ બજારો તથા ફાટા તળાવ અને કાંઠા પરની લાતીઓ પર પાણી ચીકાર થઈ ગયાં હતાં. આ રેલથી પારસીઓને મોટું નુકશાન થયું હતું, પણ કોઇના જાનને હાની થઇ નહતી.

---

## ઇ. સ. ૧૮૮૩ ના પારસીઓ.

તા ૭ મી માર્ચ ઇ. સ. ૧૮૮૩.

નવસારીમાં નવાજબાઇ તાતા છોકરીઓની નિશાળને માટે શેઠ નશરવાનજી રતનજી તાતાએ બંધાવી આપેલું નવું મકાન આજદીને એ શેઠે પોતે ત્યાં હાજર થઈ ખુલ્લું મુકયું હતું:—

એ મકાનમાં નીચલી તખ્તી મારેલી છે —

શ્રી દાદાર હોરમજદની મદદ હોજો. આ સ્કુલનું મકાન નવસારી કસ્બાના વતની એરવદ નસરવાનજી રતનજી તાતાએ પોતાના ખરચે બંધાવીને પોતાના બોની યાદગીરીને સારૂ સ્થાપેલી બાઇ નવાજબાઇ નવસારી જરથોસ્તી છોકરીઓની સ્કુલના ઉપયોગને સારૂં આપ્યુંછે. રોજ ૨૦ મો બેહરામ ઇઝદ માહ ૬ થો શેહરેવર અમશાશપંદ સને ૧૨૫૨ યઝદેઝર્દી. તા. ૭ મી માર્ચ સને ૧૮૮૩. ઈ. સ. સવંત ૧૯૩૯ના સુદ્ધ ત્રદ ૧૩ વાર બુધ.

તા. ૧૪ મી એપ્રીલ સને ૧૮૮૩.

નવસારીના નાયબસુબા શેઠ સોરાબજી જહાંગીરજી તાલ્યારખાનની વડોદરે બદલી થવાથી તેમને આજદીને નવસારીની રૈયત તરફથી ખરશેદ વાડીમાં એક જાહેર માનપત્ર આપ્યું હતું.

તા. ૪ ઑગષ્ટ ૧૮૮૩.

વડોદરાના ગાયકવાડ મહારાજા સયાજીરાવને ત્યાં ગઈ રાત્રે એક પાટવી કુંવરનો જન્મ થવાથી, તેની ખુશાલીમાં નવસારીના પારસીઓ તરફની મુબારકબાદીનો એક તારનો સંદેશો દસ્તુર દારાબજી માહીયારજી અને શેઠ બરજોરજી રૂસ્તમજી ગારડાએ મહારાજા ઉપર મોકલ્યો હતો. તેમજ અહીંના સદર ફંડના ઇજારદાર શેઠ બેજનજી એદલજીએ પોતાને ખર્ચે આખા કસ્બાના મોહલ્લાઓમાં ખુશાલીના નગારાં વગડાવ્યાં તથા ઘેર ઘેર પતાસાં વહેંચ્યાં હતાં.

તા. ૮ મી ઑગષ્ટ ૧૮૮૩.

વલસાડની પાસે આવેલા બેરગામ મધ્યે બાઈ મોટીબાઈ તે મર્હુમ શેઠ બમનજી જમશેદજી મુલ્નાંનાં વિધવાએ ગયે માન દોખમું તથા દરેમેહર બંધાવીને ઇજીવવાની ક્રિયા, નવસારીના ભગર સાથના મોબેદો પાસે કરાવ્યાથી, ઉદવાડાના મોબેદોએ વલસાડના સબૉર્ડીનેટ જજની કૉર્ટમાં એ બાબત ફરીયાદી માંડી હતી કે સુરત જીલ્લામાં આવેલી કાવેરી નદીના દક્ષિણ કિનારાથી તે થાણા જીલ્લાનાં વસઈ તાલુકામાં આવેલી વઈતરણી નદી સુધી જેટલો મુલક છે, તેમાં વસનારા તમામ પારસીઓની ધર્મની ક્રિયા કરવાનો

નથા એ મુલકમાં દોખમાં, અગીઆરી વગેરે ધર્મનાં મકાનો, ગમે તે પારસી બંધાવે તેની ક્રિયા કરવાનો હક હમારો છે તેમ છતાં નવસારીવાલાઓએ મજકુર ખેરગામમાં દરેમેહર, દોખમાની ક્રિયા કીધી, માટે કોર્ટે એવો ઠરાવ કરી આપવો કે ઉપલી હદ વચ્ચેના તમામ પારસીઓની ધર્મની ક્રિયા કરવાનો હક ઉદવાડાના સંજાણા મોબેદોનો છે અને હવેથી એ હદમાં ભગરીઆ મોબેદો પારસીના ધર્મની ક્રિયા કરે નહિ. એ મુકદ્દમો બન્ને બાજુની ગરજખુશીથી કોર્ટે શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરની લવાદી ઉપર સોંપ્યો હતો. તેમણે એ બાબત ઘણી તજવીજ કરી કેસલો લખી મોકલ્યા મુજબ આજ દીને વલસાડના સબૉર્ડીનેટ જજ ગનસાહેબ કૃષ્ણમુખરામ આત્મારામે ઉદવાડાવાલાઓનો ઉપલો દાવો રદ કર્યો અને ખર્ચ બન્ને બાદુંને પોતપોતાને માથે નાખ્યો.

તા. ૧૨ મી નવેમ્બર ૧૮૮૩. રોજ ૨૫ માહ ૨ (શે૦) ૧૨૫૩ યજ.

મરણઃ—દેસાઈ ખરશેદજી નવરોજજી, ઉમ્મર વર્ષ ૭૧, નવસારીવાલા દેસાઈ નવરોજજી મનચેરજીના બીજા દીકરા. એઓ પ્રથમમાં પોતાના વડાભાઈ દેસાઈ એદલજી સાથે પોતાના બાપની મામલતો ચલાવતા હતા. તે બાદ ઈ. સ. ૧૮૨૭માં પોતાના ભમાવા દેસાઈ શેઠજીભાઈ ફરામજીનાં મરણથી તેમનું દેસાઈગિરું એમને મળ્યું હતું. ઈ. સ. ૧૮૬૨ પછી નવસારીની મામલત પણ એઓએ ચલાવી હતી. આગલાં વખતમાં અંગ્રેજ તથા ગાયકવાડ સરકારો વચ્ચે દોસ્તી તથા કોલકરારો થવાના કામમાં એઓના બાપ બપાવાઓની મદદ હોવાથી અંગ્રેજ સરકારને ગુજરાતનો રસ્તો દેખાડવાને દેસાઈજીએ મસાલ દેખાડી હતી, અને દેસાઈ તો અંગ્રેજ સરકાર ને ગુજરાત વચ્ચેનો એક પૂલ હતો, એમ તે વખતની સરકાર પોતાના લેખમાં લખે છે. બન્ને સરકાર તરફથી તેમને આપતાં કરેલાં વરસાંશો તથા હકો, એઓની હૈયાતી સુધી આપવાનો ઠરાવ થયેલો તે પ્રમાણે તે એઓ ભોગવતા હતા, વળી ગાયકવાડ સરકાર તરફથી પાલખી અને છત્રી તથા મસાલનું માન એમને મળેલું હતું. નવસારીની જરથોસ્તી અંજુમનના એઓ ઈ. સ. ૧૮૧૭થી વડા અકાબર હતા. એઓ સારા ઘોડેસ્વાર હતા. જે ઘોડો એક વખત ૧૮ ચાબુક સ્વારને પીડ ન આપતો તે ઘોડો એઓ નાપરતા અને હથિયારનો પણ ઉપયોગ કરી જાણતા.

તા. ૧૪ મી નવેમ્બર ૧૮૮૩.

નવસારી મધ્યે આજદીને મર્હુમ દેસાઇ ખરશેદજી નવરોજજીનાં ઉઠમણામાં રૂ. ૫૮૮) ધર્મ ખાતાઓમાં આપ્યા હતા, તથા તેઓની જગોએ વડા અકાબર તરીકે દેસાઇ મનચેરજી હોરમજજીને નીમી તેમને અન્જુમન તરફથી એક શાલ ઓઢાડી હતી, તથા મરનાર દેસાઈનું નામ જોડેર ક્રિયામાં બીજા બુજર્ગોના નામ સાથે લેવાને દસ્તુર દારાબજી માહીઆરજીએ સુચના કીધી હતી.

તા. ૨ જી ડીસેમ્બર ૧૮૮૩.

વડોદરાના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ શેઠ માણેકજી પેસ્તનજી તબાકની બદલી નવસારી ખાતે એજ ઓહદા ઉપર થવાથી તેમને આજદીને, ત્યાંની પોલીસના સર્વે અમલદારોએ મળી એક માનપત્ર આપ્યું હતું.

## ઇ સ. ૧૮૮૪ ના પારસીઓ.

તા. ૧૯ મી એપ્રીલ ૧૮૮૪. રોજ ૪ માહ ૮(શે) ૧૨૫૩ યઝદેઝર્દી.

મરણઃ—દેસાઈ મનચેરજી હોરમજજી, ઉમ્મર વર્ષ ૭૦), નવસારીવાલા દેસાઈ હોરમજજી રૂસ્તમજીના ત્રીજા દીકરા. એમને ગયા નવેમ્બર માસમાં નવસારીના વડા દેસાઈ બરજોરજીનાં મરણથી તેમની જગોએ ત્યાંની અન્જુમનના વડા અકાબર ઠેરાવ્યા હતા. એમના મરણથી ખાલી પડેલી જગા ઉપર દેસાઈ મનચેરજી એદલજીને નિમ્યા હતા.

તા. ૫ મી અકટોમ્બર ૧૮૮૪.

નવસારીના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ શેઠ માણેકજી પેસ્તનજી તબાકે ગાયકવાડી નોકરી છોડવાથી તેમને નવસારીની પ્રજા તરફથી ખોરશેદ વાડીમાં એક મેળાવડો કરી માનપત્ર આપવામાં આવ્યું હતું.

તા. ૨૫ મી અકટોબર ૧૮૮૪. રોજ ૮ માહ ૨ (શે) ૧૨૫૪ યઝદેઝર્દી.

મરણઃ—નવસારીમાં એદલજી રૂસ્તમજી ગાય. ઉમ્મર વર્ષ ૭૦). એવણ નવસારીના એક જાણીતા શરાફ હતા.

---

## ઇ. સ. ૧૮૮૫ ના પારસીઓ

તા. ૧૫ મી નવેમ્બર ૧૮૮૫.

મહેસરના મહેતા કુટુંબના નબીરા ધનજીભાઈ હોરમસજી મહેતાએ, મહેસરમાંથી દાક્તરની પરિક્ષા પસાર કરવાથી પહેલવહેલા ગ્રેજ્યુએટ ગણાવાનું માન મેળવ્યુ હતું.

---

## ઇ. સ. ૧૮૮૬ ના પારસીઓ.

તા. ૨૯ મી જાનેવારી ૧૮૮૬. રોજ માહ ૫(શે) ૧૨૫૫ યજદેજરદી.

**મરણઃ**—નવસારીના નસરવાનજી રતનજી તાતા ઉમ્મર વર્ષ ૬૫), એ૦ રતનજી દોરાબજી તાતાના દીકરા. એમણે એક નાના કંટ્રાકટર તરીકે શરૂઆત કરી, ૧૮૫૭ માં ઇરાનની લઢાઇને વખતે કેટલાક ભાગીદારો સાથે કમીસરીએટમાં મોટાં કંટ્રાકટો, તેમજ કરાંચી,કચ્છ,જંગબાર વગેરે બારાંઓ માહેલાં બોટ કંટ્રાકટ લીધાં હતાં, ૧૮૬૨માં એઓની કંપનીએ ચીન ખાતે એક વેપારી પહેડી ઉઘાડી હતી. ૧૮૬૭માં એબીસીનીઆની લડાઈ વખતે એઓએ કમીસરીએટ ખાતાનાં મોટાં કંટ્રાકટો લીધાં હતાં. ૧૮૭૪માં નાગપુર ખાતેની સેન્ટ્રલ ઇન્ડીઆ સ્પીનીંગ ઍન્ડ વીવીંગ કંપની એવણની આગેવાની હેઠળ ઉભી થઈ હતી. ૧૮૭૨માં નવસારી ખાતે એમણે પોતાના બહેન નવાજબાઈ તાતાના નામથી જરથોસ્તી છોકરીઓની એક નિશાળ તથા ૧૮૮૪માં પોતાના નામની એક જરથોસ્તી મદ્રેસા ઉઘાડી હતી. નવસારીમાં ૧૮૭૮માં એમણે એક દોખમું તથા ૧૮૮૩ માં વાંદરામાં એક દરેમહેર બંધાવી પરઠાવી હતી. એમના મરણને દિવસે નવસારીના પારસી દુકાનદારોએ પોતાની દુકાન બંધ રાખી હતી.

તા. ૩૧ મી જાનેવારી ૧૮૮૬.

મરહુમ નસરવાનજી રતનજી તાતાનાં નવસારીમાં થયેલાં ઉઠમણામાં તેમના દીકરા શેઠ જમશેદજી નસરવાનજી તાતાએ રૂ. ૧૦૦૦, નબીરાઓ શેઠ દોરાબજી અને રતનજી જમશેદજી તાતાએ રૂ. ૨૫૦૦, દીકરીઓ બાઇઓ રતનબાઈ, માણેકબાઈ, વીરબાઈજી અને જરબાઇએ મળી રૂ. ૩૨૦૦ તથા વહુ બાઈ હીરાંબાઇએ રૂ. ૮૦૦)

મલી રૂ. ૧૬૫૦) તથા મુંબાઈ ખાતે થયેલાં ઉઘરાણાંમાં રૂ. ૧૫૪૫, ધર્મ ખાતાઓમાં આપ્યા. એજ મીજલસોમાં તેમનું નામ જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાને દસ્તુર દારબજી માહીઆરજી તથા દસ્તુર જાપાસ્પજી મીનોચેહરજીએ સુચના કીધી હતી.

તા. ૨૭ મી ફેબ્રુઆરી ૧૮૮૬. રોજ ૧૩, માહ ૬(શે) ૧૨૫૫ યઝદેઝર્દી.

**મરણ:**—નવસારીમાં દસ્તુર શાપુરજી સોરાબજી મહેરજીરાણાંના, ઉમ્મર વર્ષ ૮૩, દસ્તુર સોરાબજી કાવસજી મહેરજીરાણાના વડા દીકરા. એઓ પોતાના બાપનાં મરણ પછી નવસારીમાં નાયબ દસ્તુરનો ઓહ્દો ચલાવતા હતા.

તા. ૧૩ મી ડીસેમ્બર ૧૮૮૬. રોજ ૨૭ માહ ૩(શે) ૧૨૫૬ યઝદેઝર્દી.

**મરણ:**—નવસારીમાં આ૦ રૂસ્તમજી રતનજી દાદા ચાંદજીના, ઉમ્મર વર્ષ ૬૭. એવણે પ્રથમ મુંબઈ મધ્યે એક ગુજરાતી સ્કુલ ઉઘાડી હતી. તે લગભગ ૧૦ વર્ષ સુધી ચલાવી હતી. તેમને ૧૮૮૫ના સાલમાં રાહનુમાએ માઝદીઅસ્ન સભા ઉભી થઈ તેના તે વેલા એક કારોબારી સભ્ય નેમ્યા હતા. તેમજ ૧૬૮૯થી ૧૮૭૮ સુધી જરથોસ્તી દીનની ખોળ કરનારી મંડળીના ટ્રેઝરર હતા. ઇ. સ. ૧૮૮૨માં સર જમશેદજી ત્રાન્સલેશન ફંડ તરફથી એમને જરથોસ્તી બચ્ચાંઓને વાસ્તે ધર્મનીતીની એક ચોપડી રચવા માટે રૂ. ૧૫૦)નું ઇનામ મળ્યું હતું.

---

## ઇ. સ. ૧૮૮૭ ના પારસીઓ.

તા. ૪ થી મે ૧૮૮૭.

**મરણ:**—મુંબઇમાં હોરમસજી એદલજી કોટવાલ ઉમ્મર વર્ષ ૫૬ એઓ વાંસદાના દેશી રાજ્યમાં જંગલ ખાતાના ઈનસ્પેકટર હતા, અને વાઘના એક અઠંગ બહાદુર શિકારી હતા. પોતાની આખી જીંદગીમાં એમણે ૧૦૦ થી વધારે વાઘો મારી સત્તાવાળાઓ તરફથી ઇનામ તથા શાબાશીઓ મેળવી હતી. અને મરણ પણ વાઘનાજ ભોગથી પામ્યા હતા એમને માનની નીશાની દાખલ તા. ૧૪મી અકટોમ્બર ૧૮૪૫ ને દીને મુંબઈમાં ઓનરેબલ જસ્ટીશ બર્ક હુડનાં પ્રમુખપણા હેઠળ એક જાહેર સભાની હજુરમાં જાહેર ઉઘરાણાથી ખરીદેલી બંદુક રીવૉલ્વર તથા વાંસદાના રાજાએ મોકલેલો કીંમતી સરપાવ વગેરે ભેટ આપવામાં આવ્યું હતું એ વેળા મુંબઇના ગવર્નર સર જેમ્સ ફરગુસને એમની મુલાકાત લઈ શીકાર ગાહને લગતી વાતો એમને મોઢે સાંભળી હતી. એઓ મરાઠા સિપાઇના જેવો પોશાક પહેરતા હતા.

તા. ૭ મી જુન ૧૮૮૭.

ડા. ધનજીભાઇ હોરમસજી મહેતાને નામદાર ગાયકવાડ સરકારે દ્વારકાના સીવીલ સર્જન નિમ્યા હતા.

---

## ઇ. સ. ૧૮૮૮ના પારસીઓ

તા. ૨૬ મી અકટોબર ૧૮૮૮. રોજ ૧૦ માહ ૨ (શે.) ૧૨૫૮

**મરણ:**—નવસારીમાં એ૦ તેહમુલજી નવરોજજી મહેરજી રાણાનાં, ઉમ્મર વર્ષ ૪૫. એમણે મુલ્લાં ફીરોજ તથા સર જમશેદજી મદ્રેસામાં જંદ પહેલવીનો અભ્યાસ ઘણાં વર્ષો સુધી કર્યો હતો. નવસારીના સર કાવશજી જહાંગીરજી મદ્રેસાના એઓ

જંદ તથા ફારસી શિક્ષક હતા તેમજ નસરવાનજી તાતા મદ્રેસાના ઉપરી હતા.

તા. ૩૧ મી અક્ટોબર ૧૮૮૮. રોજ ૧૫ માહ ૨ (શે.) ૧૨૫૮.

**મરણઃ**—નવસારીમાં બહમનજી દારાબજી દેસાઇ, ઉમ્મર વર્ષ ૭૮. એઓ ૧૮૫૪ માં પોતાના પિત્રાઇ દેસાઇ તેહુનજી જામાસપજીનાં મરણથી તેમની જગા પર નવસારીની અન્જુમનના અકાબર ઠર્યા હતા.

તા. ૨ જી નવેમ્બર ૧૮૮૮.

નવસારીમાં મર્હુમ દેસાઇ બહમનજી દારાબજીનાં ઉઠમણામાં તેમની જગોએ અકાબર તરીકે તેમના દીકરા શેઠ એદલજી બહમનજી દેસાઇને ઠરાવી એક શાલ ઓરાડી તથા તેમનું નામ જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોના નામ સાથે દેવાને ઠરાવ્યું હતું.

તા. ૨૪ મી ડિસેમ્બર ૧૮૮૮. રોજ ૯ માહ ૪ (શે.) ૧૨૫૮ યઝદેઝર્દી.

નવસારીમાં મુંબઇના મર્હુમ હોરમજજી વાડીયાના આતશબહેરામને લગતા મોબેદોની મદદ અને આસગાને માટે એક દરેમેહેર બંધાવી પરહાવવામાં આવી હતી, અને તેના ચાલુ ખર્ચને માટે શેઠ બેજનજી ધનજીભાઇ કાપડીઆએ રૂ. ૧૦૦૦૦ આપ્યા હતા.

---

## ઇ. સ. ૧૮૮૯ના પારસીઓ.

તા, ૨૦ મી જુલાઈ ૧૮૮૯. રોજ ૭ માહ ૧૧ (શે.) ૧૨૫૮ યઝદેઝર્દી.

**મરણઃ**—મુંબઈમાં સોરાબજી કાવસજી તાતા, ઉમ્મર વર્ષ ૬૨. એઓ ચીન તથા મુંબઇમાં મેસર્સ તાતાની કું. ના નામથી વ્યાપાર ચલાવતા હતા, તથા નવસારી કસ્બાના એક આગેવાન અકાબર હતા.

તા. ૨૨ મી જુલાઈ ૧૮૮૯.

મરહુમ સોરાબજી કાવસજી તાતાનાં ઉઠમણામાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૪૪૪૫૦, ભાણેજ શેઠ જમશેદજી નસરવાનજી તાતા અને ફરજંદોએ રૂ. ૫૨૫૦] વિધવા બાઈ વિરબાઈજીએ રૂ. ૫૦૧] તથા બીજા ખેશીઓએ રૂ. ૫૪૦] મળી રૂ. ૪૭૨૪૦ ધર્મખાતે આપ્યા. એમાંથી રૂ. ૩૦૦૦૦] જેટલી મોટી રકમ નવસારીની દાદાભાઈ તાતા એ.વ. સ્કુલમાં અને બાકીની બધી રકમ નવસારીનાજ ધર્મ ખાતાઓમાં આપી હતી.

તા. ૨૦ મી સપ્ટેમ્બર ૧૮૮૯.

નવસારીના એક વતની મી. ખરશેદજી માણેકજી તાતાએ "તાતા રેસ્પીરેઆક" નામના શરીરમાંથી દમ લેવામાં આવે છે તેની બારીક નોંધ લેનારા પોતે બનાવેલા યંત્રનું "પેટંટ" અમેરીકન સરકાર તરફથી મેળવ્યું.

તા. ૧૬ મી ડીસેમ્બર ૧૮૮૯. રોજ ૧ માહ ૪ (શે૦) ૧૨૫૯ યઝદેઝર્દી.

**મરણ**—નવસારીમાં, ખરશેદજી નવરોજજી પાવરી, ઉમ્મર વર્ષ ૩૪. એમણે ૧૮૭૯માં મુંબઈની યુનીવર્સીટીમાંથી એલ. સી. ઇ. ની પદવી મેળવી હતી, અને મુંબઇમાં ઈજનેરી ધંધો સારા પાયા પર ચલાવતા હતા. નવસારીની કેટલીક ગરીબ જરથોસ્તી છોકરીઓને એઓ પોતાને ખર્ચે કેળવણી અપાવતા હતા.

---

## ઇ. સ. ૧૮૯૦ ના પારસીઓ.

તા. ૧૫ મી ફેબ્રુઆરી ૧૮૯૦. રોજ ૨ માહ ૬ (શે.) ૧૨૫૯ યઝદેઝર્દી.

**મરણ:**—મુંબઇમાં, એમ૦ કાવસજી નવરોજજી કાંગા, ઉમ્મર વર્ષ ૬૫. એમણે અત્રેની જુની ઍલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમાંથી ૧૮૫૦માં વેસ્ટસ્કોલરની પદવી મેળવી હતી. તે પછી તેજ સ્કુલમાં કેટલુંક સુધી શિક્ષક હતા. નવસારીની સર કાવસજી જેહાંગીરજી મદેસા સ્થાપવામાં એમણે ઘણી મહેનત લીધી હતી. તથા તે ખાતાનાં ૧૮૫૬માં તેની શરૂઆતથી તે પોતાના મરણ સુધી ૩૪ વર્ષ સુધી ઑનરરી સેક્રેટરી હતા. ૧૮૫૯માં એમણે પાકખૉરદેહ અવસ્તા તેની પહેલવી માએની સુધાનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું. અત્રેની ફૉર્ટ રીડીંગ રૂમ અને લાયબ્રેરીના એઓ ૧૮૫૮થી તે ૧૮૬૭ સુધી ખજાનચી તથા જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડળીના ૧૮૬૦થી ઉપરી તથા ૧૮૬૪ થી ૧૮૬૭ સુધી સૅક્રેટરી હતા. એ ઉપરાંત પ્રોપ્રાયટરી સ્કુલના પણ એઓ ૧૮૬૨ થી તે ૧૮૬૬ સુધી સૅક્રેટરી તથા મર્હુમ નસરવાનજી મનચેરજી કામાજીનાં ધર્મ ખાતાંની નિશાળના ૧૮૬૬થી ઉપરી હતા. આજ ઘણા વર્ષો થયાં એઓ શેર હુંડી વગેરેની દલાલી કરતા હતા, અને ઍાફર્મ હૉલના પણ સૅક્રેટરી હતા.

તા. ૧૩ મી નવેમ્બર ૧૮૯૦. રોજ ૨૮ માહ ૨ (શે.) ૧૨૬૦ યઝદેઝર્દી.

**મરણ:**—નવસારીમાં, બરજોરજી પાલણજી દેસાઇ, ઉમ્મર વર્ષ ૭૬. એઓ બાવાજી દેસાઇનાં નામથી ઓળખાતા હતા, અને ફારસી ભાષામાં ઘણા કુશળ હતા. નવસારીમાં કેળવણીના એઓ શરૂઆતથીજ હિમાયતી હતા. પોતાની ૪૨ વર્ષની ઉમ્મરે ઇંગ્રેજી ભાષાની તાલીમ લેવા મદ્રેસામાં નિશાળીઆ માફક હાજર થઇ અભ્યાસ ચલાવતા હતા અને સર કાવસજી જેહાંગીર મદ્રેસા ૧૮૫૬માં ઉભી થઇ ત્યારથી તેની નવસારી કારોબાર મંડળીમાં એઓ સામેલ હતા, અને ૧૮૭૯થી એ મદ્રેસાના નવસારી ખાતેના સૅક્રેટરીનો હોદ્દો એકલા ચલાવતા હતા. નવસારીમાં હુવરસ્તે નામના જનરલ ફંડના એઓ ૨૦ વર્ષ સુધી ખજાનચી તથા મુંબઇની પારસી પંચાયતના ફંડનાં તે તરફનાં ધર્મનાં કામોનાં એક મેનેજર હતા. એમણે ૧૮૮૦માં પોતાના બેટા મી. પાલણજી બરજોરજી દેસાઇની સાથે મળી તવારીખે સાસનિયાન તથા ૧૮૮૯માં તવારીખે હખામનિઆનની કિતાબો રચી પ્રગટ કરી હતી.

---

## પ્રકરણ ૯૫ મું. ઇ. સ. ૧૮૯૧ના પારસીઓ.

---

તા. ૧૪ મી જુન ૧૮૯૧. રોજ ૧ માહ ૧૦ (શે.) ૧૨૬૦ યઝદેઝર્દી.

શેઠ કાવસજી એરચજી દેસાઇ તે ગોંડલનાં રાજ્યના કારભારીએ નવસારીનાં આતશબહેરામની ઇમારતને પોતાને ખર્ચે નવેસરથી સમરાવી તેમાં ઘટતો ફેરફાર કરાવ્યો હતો. તે ઇમારતમાં આતશબહેરામને પાછા તખ્ત નશીન કરી આજ દીને તેનું જશન કીધું હતું. જશનની ક્રિયા પૂરી થવા બાદ દસ્તુર હાજી મણીઆરજીએ શેઠ કાવસજીને અન્જુમન તરફનું માનપત્ર વાંચી સંભળાવી એક શાલ ઓગાડી જેનો

શેઠ કાવસજીએ વટતો જનાબ વાચ્યા બાદ દસ્તુરજીએ પરોપકાર વિષે એક વાયજ કરી સભળાવી તથા જણાવ્યુ કે આજના દિવસની યાદગીરી રાખવા માટે શેઠ કાવસજીએ રૂા ૧૦૦૦)ની રકમ અનામત કાઢી છે, તેના વ્યાજમાથી દર સાલ એ રોજે જશન કરાવવામા આવશે એ બાદ શેઠ રતનજી ફરામજી દાજુ તથા એં. ખરશેદજી માણેકજી વજીફદારે ભાષણો કર્યા બાદ ચાશની કરી સર્વે લોક વિદાય થયુ હતુ

તા ૧૩ મી જુલાઈ ૧૮૯૧ રોજ ૩૦ માહ ૧૦ (શે) ૧૨૬૦ યઝદેઝર્દી

**મરણ**—પુનામા, દસ્તુર તેહમુલજી મીનોચેર જી હોલ્દાર, ઉમ્મર વર્ષ ૯૦,પુનાની સર જમશેદજીવાળી દરેમેહરના વડા દસ્તુર હતા પુનાના કેટલાક પારસીઓએ મરનારને સને ૧૮૩૩ની સાલમા નવસારીથી પુને બોલાવ્યા હતા, ત્યારથી એઓ પુને વસતા હતા પુનાની અન્જુમનનુ દોખમુ પરહાવવાની ક્રિયા એમણે તા ૨૮ મી એપ્રિલ ૧૮૩૫ને દીને કરી હતી એ પછી અહમદનગર ખાતે ત્યાની તથા પુનાની અન્જુમનને ખરચે બધાવેલ દોખમુ પરહાવવાની ક્રિયા પણ સને ૮૪૨મા એઓ પાસે જ કરાવવામા આવી હતી પહેલા સર જમશેદજીએ પુના ખાતે બધાવેલી દરેમહેર પન્ઠાવવાની ક્રિયા તા ૨૮મી નવેમ્બર ૧૮૪૪ને દીને એમણે કરી હતી, તે વેળા સર જમશેદજીએ એમને એક શાલ ઓરાડી હતી એઓ જુની પુરાણી બાબદોથી સારા માહીતગાર હોવાથી ભગરીઆઓને નવસારીવાળા મુકદમામા ઘણા ઉપયોગી થઇ પડયા હતા પુનાની સાશ્સ કૉલેજના પારસી તથા અધોરનાઈ ચેલાઓને એઓ સારા મદદગાર થઇ પડયા હતા.

## ઈ સ ૧૮૯૨ ના પારસીઓ

તા ૨૯ મી એપ્રીલ ૧૮૯૨ રોજ ૧૬ માહ ૮ (શે૦) ૧૨૬૧ યઝદેઝર્દી

**મરણ**—ડોસાભાઇ બમનજી દેસાઇ નવસારીના ઉમ્મર વર્ષ ૭૪ એઓ નવસારીના સરકાર દરબારમા માનપાન પામેલા અને આગેવાન ગણાતા દેસાઇ હતા જાહેર હિમ્મત અને પોતાના ધર્મની આસ્થાને માટે જાણીતા હતા નવસારીનુ દોખમુ અને તેની સડક માટે જોઇતી જમીન ગાયકવાડ સરકાર પાસે મફત અપાવી હતી ગાયકવાડ સરકાર 'નાતરા દસ્તુરી" નામે જે કર નાતરૂ કરવાની પરવાનગી માટે લેતી હતી તે એમણે બધ કરાવ્યો હતો ગાયકવાડ સરકારની ઘણીક સેવા બજાવી માનપાન મેળવ્યુ હતુ એમની સાલી હમેશા કમિશનથી લેવાનો હક વરિષ્ટ કૉર્ટના જડજે આપ્યો હતો

તા ૨૭ મી સપ્ટેમ્બર ૧૮૯૦ રોજ ૧૭ માહ ૧ (શે૦) ૧૨૬૨ યઝદેઝર્દી

**મરણ**—નસરવાનજી બયાજી સીરવાઇ, ઉમ્મર વર્ષ ૮૩ એઓએ ગાયકવાડ ખડેરાવ મહારાજના વખતમા લાબો વખત વડોદરા શહેરમા રહી ચોકસાઇથી, હકીમનો ધધો ચલાવ્યો હતો, જેને માટે ગાયકવાડ સરકારથી પગાર મળતો હતો અને તે બાદ સર ટી. માધવરાવના નવા અમલ પછી જીદગી સુધીનુ પેન્શન મળતુ થયુ હતું એઓ પહેરવા ઓઢવાની બાબમા જાતે પારસી હતા મેશા કસબી શાલ દોશાલા તથા મરાઠી જાતની પાઘડી સાથેનો પહાણી પહેરવેશ પહેરતા હતા એક પગે હમેશા રૂપાનો તોડો, હાથે સોનાનુ કડુ અને આગળીઓમા નગજડીત સોનાની વીંટીઓ પહેરતા

હતા. પેન્શનર થવા પછી પોતાને વતન નવસારીમાં આવી રહ્યા હતા. એમને ઘોડેસ્વારીનો ઘણો માહવરો હતો. દરરોજ સાંજે ઘોડે બેસી ફરવા નીકળતા હતા.

---

## ઇ. સ. ૧૮૯૪ ના પારસીઓ.

તા ૧૯ મી મે ૧૮૯૪.

નવસારીના મલેસર ફલીયાના જરથોસ્તી રહેવાસીઓને સ્વાનો અવલમંજલ પહોંચાડવા સારૂ દોખમે લઈ જતી વખતે રસ્તાની ઘણી અડચણ તથા ચોમાસામાં ઘણી હેરાનગતી પડવાથી ત્યાંના જરથોસ્તીઓની અરજ ઉપરથી બાઈ દીનબાઇ તે મર્હુમ શેઠ નસરવાનજી માણેકજી પીટીટનાં વિધવાએ પોતાના ખાવિંદની પુંજીમાંથી તેમના પુન્યને સારૂ મલેસરના હાટડીબજાર ઉપર રહીને બેસાત ખાડાથી તે વેરાવળની સરકારી સડક સુધીનો પાકો રસ્તો બંધાવી આપ્યો હતો. તે રસ્તો ખુલ્લો મુકવાની ક્રિયા આજદીને કરવામાં આવી હતી. પ્રથમમાં સવારનાં પહોરમાં મલેસર ફળીઆની મર્હુમ સર જમશેદજી જીજીભાઇ બૅરોનેટવાલી દરેમેહેરમાં જશનની ક્રિયા મીનોચેર હોમજીનાં સાથવાળા મોબેદોએ એ૦ રૂસ્તમજી મનચેરજી કકલીઆનાં પ્રમુખપણા હેઠળ કરી હતી. જે પછી બાઇસાહેબ દીનબાઇ તરફથી તેમના એક કારભારી શેઠ બેહરામજી હોરમસજી પસતાકીઆએ એક અન્જુમન પત્ર વાંચી સંભળાવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ રસ્તો બંધાવવાના પાછળ રૂા. ૧૪૦૦૦)નો ખર્ચ થયોછે તથા એની મરામત માટે રૂા. ૨૦૦૦) એલાહેદા કાઢયાછે. આ રસ્તાની સડક બાંધી જવા માટે નામદાર ગાયકવાડ સરકારે તથા મોટા દેસાઇજી ખાનદાનવાળા સાહેબોએ તથા મર્હુમ રતનજી દાદાભાઇ વાંદરીવાલાનાં કુટુંબે પોતાની જમીન આપી દીધી તેમનો તથા હાલના સુબા સાહેબ ત્રંબકરાય વ્રજરાયનો તથા શેઠ બરજોરજી રૂસ્તમજી ગાન્ડાનો આભાર માન્યો હતો. એ બાદ મર્હુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ તથા તેમના બેટા મર્હુમ શેઠ જમશેદજી નસરવાનજી પીટીટનાં નામ હવેથી મલેસરની અન્જુમનને લગતાં જાહેર જશનોમાં લેવાની દરખાસ્ત પસાર થઇ હતી. એ પછી સર્વે મિજલસીઓ ઉઠી, નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજી જેઓ જશનમાં સામેલ ન થતાં પાડોશના એક ઘરમાં બેઠા હતા, તેમના સાથે નવા રસ્તાના પહેલા દરવાજા આગળ ગયા. જ્યાં એ રસ્તાના ઇજનેર શેઠ રૂસ્તમજી ખરશેદજી કુપરની અરજ ઉપરથી દસ્તુરજીએ દરવાજાનું તાળું ખોલી એ રસ્તો ખુલ્લો મૂકેલો જાહેર કર્યો, તથા એક નાનું ભાષણ કરી બાઈ દીનબાઇની તથા પીટીટ ખાનદાનની સખાવતની તારીફ કરી. એ બાદ બાઈ દીનબાઈ ઉપર મોકલવાનું માનપત્ર વાંચી સંભળાવી મેળાવડો બરખાસ્ત થયો હતો.

તા. ૩૧ મી ડીસેમ્બર ૧ ૯૪.

નવસારીની શ્રી દાદાભાઈ કાવસજી તાતા ઍંગ્લો વર્નાકયુલર સ્કુલને માટે ત્યાંની ઓરશેદ વાડીની પાડોશમાં શેઠ રતનજી દાદાભાઇ તાતાએ આપેલા રૂા. ૨૦૦૦૦) તથા ગાયકવાડ સરકારે આપેલા રૂા. ૩૦૦૦૦) મળી રૂા. ૫૦૦૦૦)ને ખર્ચે નવી બંધાવવા માંડેલી ઇમારતનો પાયો નાખવાની ક્રિયા આજદીને વડોદરા રાજ્યના નાયબ દિવાન ખાનબહાદુર કેંરશાસપજી રૂસ્તમજી દાદાચાનજી ઍમ. એ. ઍલ ઍલ બી. એ એક મોહક

મેળાવડાની હજુરમાં કરી હતી. પ્રથમમાં એ સ્કુલના ઑનરરી સેક્રેટરી એમ૦ ફરદુનજી માણેકજી કાંગા બી. એ. એલ એલ બી. એ રીપોર્ટ વાંચ્યા બાદ ઇમારતના પાયામાં મુકવાની ત્રાંબાની તખ્તી પરનો લેખ વાંચી સંભળાવ્યો. એ પછી એ ખાતાના સરનશીન શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાએ પ્રમુખ નાયબ દિવાનસાહેબને અરજ કરવાથી એઓ પાયાવાલી જગાએ ગયા, જ્યાં નીચે મુજબ ક્રિયા થઇ હતીઃ—

કમિટિના મેમ્બરો સરખે ભાગે જમણી અને ડાબી બાજુએ વહેંચાઈ જઇને પ્રમુખને પાયાવાળી જગા તરફ જવાનો રસ્તો કરી આપ્યો. તે જગાએ પ્રમુખ તથા કમિટિના મેમ્બરો જઇને પછી ખાનબહાદુર કૈરસાસપે સેક્રેટરી મી. ફરદુનજીને કહેવાથી તેમણે મજકુર તખ્તી તથા કેટલાક રૂપાના સીક્કા પાયાના ખાડામાં નાખ્યા. એ પછી પ્રમુખે રૂપાની ખાસ બનાવેલી થાપીથી ત્રણ મરતબે ચૂનો નાખીને બીજા અને ત્રીજા ચચ્ચે પાયાનો પથ્થર ઉતાર્યો. નાયબ દિવાન પૂર્વ તરફ મોઢું કરી ઉભા રહ્યા. તેમની જમણી બાજુએ મી. ખ. રૂ. કામા પોતાના હાથમાં કાટખુણો લઇને ઉભા. પ્રમુખે મી. દોરાબજી જમશેદજી તાતા જેઓ મી. રતનજી દાદાભાઈ તાતાની ગેરહાજરીમાં ત્યાં ઉભા હતા તેમને પૂછયું કે તમે કયા ઓજારથી આ પાયાના પથ્થરની તપાસ કરશો ? મી. દોરાબજીએ જવાબ આપ્યો કે ઓલંબાથી. એ પછી મી. દોરાબજી તાતાએ ઓલંબો પથ્થરને બધી બાજુએ મુકી જોઈ જવાબ આપ્યો કે ‘ સાહેબ મેં સઘળી બાજુએથી તપાસી જોયોછે, અને તે દરોબસ્ત માલમ પડયોછે. તે પછી મી. દારાશા રતનજી ચીનગર જેઓ પોતાના હાથમાં લેવલ ઑટલ લઈ ઉભા હતા, તેમને નાયબ દિવાને પૂછયું કે તમો કયા ઓજારથી એની તપાસ કરશો ? તેમણે જવાબ દીધો કે લેવલ ઑટલથી મી. ચીનગરે તે ઑટલ પાયાના પથ્થર ઉપર મુકી જોઈ જવાબ આપ્યો કે ‘સાહેબ મેં આ સાધનવતી તપાસ કરી અને એ પથ્થર દરોબસ્ત માલમ પડયોછે. તે પછી મી. ખુરશેદજી કામા જેઓ પોતાના હાથમાં કાટખુણો રાખી ઉભા હતા, તેઓને પણ ઉપર મુજબ સવાલ નાયબ દિવાને કર્યો. તેના જવાબમાં મી. કામાએ કહ્યું કે કાટખુણાથી. પછી તે હથિયારથી તપાસ કરી મી. કામાએ જવાબ આપ્યો કે સાહેબ મેં કાટખુણો મુકી તપાસ કરી, અને એ પથ્થર દરોબસ્ત માલમ પડયોછે. પછી નાયબ દિવાન સાહેબે જણાવ્યું કે તમો સર્વે લાયક સદ્‌ગૃહસ્થોએ ચોક્કસ તપાસ કરીછે તે ઉપર પુર વિશ્વાસ રાખી હું આ પાયાનું કામ શરૂ કરી પથ્થર ઉતારવાની ક્રિયા કરૂં છું. નાયબ દિવાને પોતાની હથોડી વચમાં તેમજ ચારે બાજુએ ઠોકી કહ્યું કે રાસ્ત દુરસત અને સાચી રીતે પાયો ગોઠવાયો છે. તે પછી તેમણે બંદગી કરી કે ઓ ઇશ્વિર અમોએ જે કામ માથે ઉઠાવ્યુંછે તે સંપૂર્ણ રીતે પાર પડે એવા આશિષ અમારી ઉપર ઉતાર અને આ પાયા ઉપર જે ઇમારત ઉભી થનારછે, તે સર્વે રીતે ફત્તેહમંદ નીવડે એવી બક્ષીસ કર. એ બાદ એમ૦ એદલજી કૈરસારપજી આંતીઆએ ગુજરાતીમાં એક બંદગી કહી સંભળાવી. જે સમાપ્ત થતાં બેંડના અવાજો તથા બ્યુગલ ફુંકાયું. જે પછી સરનશીને એક સુભાષિત ભાષણ કરતાં મિજલસને વધાઈ આપી કે શેઠ જમશેદજી નસરવાનજી તાતાએ એ સ્કુલને લગતા અંગ્રેજી વર્ગોમાંથી ફી કાઢી નાખવાના હેતુથી રૂા. ૫૦૦૦)ની રકમ ભેટ આપીછે. ઉેવરે નવસારીના એક પુરાણા શિક્ષક શેઠ જામાસપજી રતનજી અમરેલીવાલાને તેમના

આગલા શિષ્યો તરફથી એક માનપત્ર તથા સોનાનું ઘડીઆળ પ્રમુખે પોતાના હાથે ભેટ આપ્યું અને મેલાવડો બરખાસ્ત થયો હતો.

---

## ઇ. સ. ૧૮૯૫ ના પારસીઓ.

તા. ૧ લી જાનેવારી ૧૮૯૫.

નવસારીની સર કાવસજી જેહાંગીર મદ્રેસાને માટે ત્યાંના ગોનવાડને નાકે શેઠ બહેરામજી નસરવાનજી સીરવાઇએ આપેલા રૂ. ૨૦૦૦) તથા મદ્રેસાનું હાલનું મર્હુમ શેઠ ધનજીભાઈ નસરવાનજી કામાજીવાળું જુનું મકાન વેચતાં ઉપજેલા રૂપીઆ તથા ગાયકવાડ સરકારે આપેલા રૂ. ૨૪૫૦૦) મળી રૂ. ૪૧·૪૯-૧૧-૧૧ને ખર્ચે નવી બંધાવવા માંડેલી ઇમારતનો પાયો નાખવાની ક્રિયા આજ દીને વડોદરા રાજ્યના નાયબ દિવાન ખાન બહાદુર કૅરશાસપજી રૂસ્તમજી દાદાચાનજી ઍમ. એ. ઍલ. ઍલ. બી. એ એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં એ મદ્રેસાના ઑનરરી સૅક્રેટરી એ૦ ફરદુનજી માણેકજી કાંગા બી. એ. ઍલઍલ. બી. એ રીપોર્ટ વાંચી સંભળાવ્યો તથા તેની છેવટે જાહેર કર્યું કે આજના બનાવની ખુશાલીમાં દિવાન બહાદુર મણીભાઇ જશભાઇએ તથા આપણા નાયબ દિવાન કૅરસાસપે લીધેલી તસ્દી અને ભાગ માટે શેઠ જમશેદજી નસરવાનજી તાતાએ રૂ. ૫૦૦૦) કમિટિને સ્વાધીન કર્યા છે કે તેના વ્યાજમાંથી દર વરસે એ બન્ને અમલદારોનાં નામની જૂદી જૂદી સ્કૉલરશીપો અને ઈનામો એ સ્કુલના છોકરાઓને આપવામાં આવશે. એ પછી તેમણે ઇમારતના પાયામાં મુકવાની ત્રાંબાની તખ્તી પરનો લેખ વાંચી સંભળાવ્યો. જે બાદ એ ખાતાનાં સરનશીન શેઠ ખરશેદજી રૂસ્તમજી કાંમાજીએ, પ્રમુખ નાયબ દિવાન સાહેબને અરજ કરવાથી તેવણ પાયાવાળી જગાએ ગયા, જ્યાં પાન ૩૧૮ ઉપર વર્ણવ્યા મુજબ સર્વે ક્રિયા થઈ હતી. એ બાદ ઍ૦ એદલજી કૅરશાસપજી આંટીઆએ ગુજરાતીમા એક બદગી કરી સંભળાવી. જે સમાપ્ત થતાં બેંડના અવાજો સાથે બ્યુગલ ફુકાયું. જે પછી સરનશીને એક સુભાષીત ભાષણ કર્યું.

તા. ૮ મી અકટોબર ૧૮૯૫. રોજ ૨૩ માહ ૧ (શે૦) ૧૨૬૫ યઝદેઝર્દી.

મરણઃ—દસ્તુર નવરોજજી રતનજી કુતાર, ઉમ્મર વર્ષ ૬૯, નવસારીના દસ્તુર દારાબ પાહલનની પેઢીના બીજી ખુરસીના દસ્તુર. એઓ યોજદાથ્રેગરીનાં કામમા બહુજ હુશિયાર અને એક્કા ગણાતા હતા. મર્હુમ શેઠ નસરવાનજી રતનજી તાતાએ પોતાની વાંદરાની અગીયારીનાં વડા પંથકી તરીકે એમને પસંદ કર્યા હતા. પછી ય. ૧૨૬૦માં પોતાના ભાઇ મર્હુમ દસ્તુર જમશેદજીની જગા ઉપર નિમ્યા હતા. મર્હુમ દસ્તુર ઘણાજ સારા અને ભલા સ્વભાવના અને દસ્તુરીને છાજતી પવિત્રાઇ અને પરહેજગારી માટે જાણીતા હતા.

---

## ઇ. સ. ૧૮૯૬ ના પારસીઓ.

તા. ૨ જી જાનેવારી ૧૮૯૬.

નવસારીમાં દાદાભાઇ કાવસજી તાતા ઍંગ્લો વર્નાકયુલર સ્કુલને માટે શેઠ રતનજી દાદાભાઇ તાતાએ ગાયકવાડ સરકારની મદદથી નવું બંધાવેલું મર્હુમ શેઠ સોરાબજી

કાવસજી તાતાને નામનું મકાન ખુલ્લું મુકવાની ક્રિયા આજદીને મહારાજા સયાજીરાવ ગાયકવાડના યુવરાજ, ફત્તેહસિંહરાવ ગાયકવાડે એક મોટા મેળાવડાની હજુરમાં કરી હતી. પ્રથમમા એ ખાતાના ઑનરરી સેક્રેટરી શેઠ ફરદુનજી માણેકજી કાંગા બી. એ. એલ એલ બી. એ સ્કુલની તવારીખ વાચી સંભળાવી, તથા જણાવ્યું કે સ્કુલનું એ નવું મકાન બાધતા પર રૂા ૪૭૪૫૦)નો ખર્ચ થયોછે. જેમાં શ્રીમંત સરકાર ગાયકવાડે જમીન વગેરે માટે આપેલા રૂા. ૧૦૦૦૦) ઉપરાંત રૂા. ૨૦૦૦૦) આપ્યાછે. તથા શેઠ રતનજી દાદાભાઇ તાતાએ બાકીના રૂા. ૧૭૪૫૦) આપ્યા હતા. એ ઉપરાંત સ્કુલના નિભાવ ફંડમાં શેઠ રતનજી દાદાભાઇ તાતાએ બીજા રૂા. ૧૦૦૦૦) આપ્યાછે. એ બાદ મકાન બાંધનાર કંટ્રાકટર ખા. સા કાવસજી હોરમસજી દાદા ચાનજીને સ્કુલ કમિટિના પ્રમુખ શેઠ ખ. રૂ. કામાએ એક હીરાની વીંટી તથા શાલ ભેટ કરી હતી. તે પછી મહારાજા તરફથી ગાયકવાડી કેળવણી ખાતાના વડા મી. લીટલડેલે એક ભાષણ કરી સભળાવ્યુ.

તા. ૨૧ મી ઓગષ્ટ ૧૮૯૬.

ગઇ રેલનાં તોફાનમા નવસારીના મલેસર ફલીયાના ડામકા મોહલ્લાનો પુસ્તો ભાંગી ગયો હતો તેથી તે મહોલ્લામા જવા આવવાને (ઉંચો બહુ હોવાથી) ઘણી અડચણ પડતી હતી, તે ટાળવાને કેટલાક લોકોની અરજ ઉપરથી શેઠ. શાપુરજી ફ્રામજી મહેતા (ચીનવાળા)એ પોતાના ખર્ચથી પોતાનાં મર્હુમ ધણીઆણી બાઈ ધનબાઇજીનાં પુન માટે એક પાકો પથ્થરનો પુસ્તો બધાવી આપ્યો. એ પુસ્તામાં કેટલીક સરકારી જમીન રોકાઈ હતી, તે સરકારે ધર્માદાકામ સમજી મફત આપી હતી.

---

## ઈ. સ. ૧૮૯૭ના પારસીઓ.

તા. ૨ જી જાન્યુઆરી ૧૮૯૭

નવસારીની સર કાવસજી જહાંગીર મદ્રેસા માટે શેઠ બહેરામજી નસરવાનજી સીરવાઇએ રૂા. ૨૦,૦૦૦) તથા ગાયકવાડ સરકારે પોતાનો ફાળો આપી બંધાવેલી ઇમારત તૈયાર થવાથી, તે આજદીને વડોદરાના દિવાન બહાદુર શ્રીનીવાસ રાઘવ આયંગરે એક મોટા મેળાવડાની હજુરમા ખુલ્લી મૂકી હતી, જે વેળાએ એ મદ્રેસાના ઑનરરી સેક્રેટરી શેઠ ફરદુનજી માણેકજી કાંગાએ એ મદ્રેસા તથા નવા મકાનને લગતી હકીકત કહી સંભળાવી હતી.

તા. ૧૨ મી જાનેવારી ૧૮૯૭ રોજ ૧૦ માહ ૫ (શે૦) ૧૨૬૬ યઝદેઝર્દી.

**મરણ**—ખરશેદજી નસરવાનજી સીરવાઈ, ઉમ્મર વર્ષ ૪૮. એમણે નવસારીની સર કા. જાં. મદ્રસામા કેળવણી લઇ મુંબઈ આવી એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટશનમાં પોતાનો અભ્યાસ વધારી પોતાની ઇંગ્રેજી ભાષાની કુશળતાથી ઉસ્તાદોનું ધ્યાન ખેંચ્યું હતું. સને ૧૮૬૮ થી સેક્રેટરીએટમાં મદદનીશ સુપ્રીન્ટેન્ડન્ટ નિમાયા હતા, અને સુપ્રીન્ટેન્ડન્ટના હોદ્દા ઉપર ચડયા પછી ૧૮૮૨ના ઑગસ્ટ માસમાં મુંબઈ શહેરના કૅલેકટરી ઇન્સ્પેકટર નિમાયા હતા પછી લાઇસન્સ ટૅકસના કલેકટરના હોદ્દા ઉપર અને તા. ૧લી એપ્રીલ ૧૮૮૬થી ઇન્કમટેક્ષના કલેકટરના અગતયના હોદ્દા પર નિમાયા. તે હોદ્દો સરકાર

અને પ્રજાના બહુ સંતોષ વચ્ચે એમણે પોતાનાં મરણસુધી બજાવ્યો જે માટે સરકારે એમને શાબાશી આપી, તે ઠરાવ નીચે આપીએ છીએ:—

**In a resolution reviewing the working of the income-tax in the Bombay Presidency during 1895-96, The Bombay Government remark that the recent death of Mr. K. N. Seervai has deprived them of the services of an Officer who has for 10¾ years conducted the duties of the Collector of Income-tax Bombay with admirable tact and judgement.**

એઓ અંગબળની કસરતના બહુ શોખીન હતા. તેમજ સુભાષીત ઇંગ્રેજી બોલનારા હતા. બૉમ્બે ગૅઝેટીઅરનાં પુસ્તકોમાં પારસીઓને લગતી બાબત લખવામાં મર્હુમ ખા. બા. બમનજી બહેરામજી પટેલ સાથે એમણે બહુ કિમતી મદદ આપી હતી. જેની પીછાન નામદાર સરકારે પોતાના ઠરાવમાં કરેલી છે.

તા. ૭ મી ફેબ્રુઆરી ૧૮૯૭. રોજ ૨૬ માહ ૫ (શે.) ૧૨૬૬ યઝદેઝર્દી.

**મરણ:**—કેપ્ટન એદલજી બામજી બી. એ. ઉમ્મર વર્ષ ૨૮. એમણે બી. એ. ની ડીગ્રી ફક્ત ૧૮ વર્ષની વયે મેળવી હતી. પછી ધારાનો અભ્યાસ કરવા માંડ્યો પણ ક્ષયના રોગે ગલઓ કરવાથી ચીન, જાપાન વગેરે તરફ મુસાફરીએ નીકળ્યા પરંતુ તેની અસર થઈ નહિ અને લાનોલી ખાતે ગુજર્યા.

તા. ૧૪ મી ફેબ્રુઆરી ૧૮૯૭.

નવસારીમાં આજ દીનથી નવસારી પ્રકાશ નામનું દર ગ્વીવારે પ્રગટ થતું એક વર્તમાનપત્ર એરવદ રૂસ્તમજી જામાસપજી દસ્તુર મહેરજી રાણાએ પ્રવર્તાવવા માંડયું હતું.

તા. ૧ લી માર્ચ ૧૮૯૭. રોજ ૧૮ માહ ૬ (શે.) ૧૨૬૬ યઝદેઝર્દી.

મરણ:—દસ્તુર એદલજી નવરોજજી જામાસ્પ આશાના, ઉમ્મર વર્ષ ૬૧. નવસારીની ભગર સાથ અન્જુમનમાં " ત્રીજી ખુરસી "ના દસ્તુર હતા. એમણે પહેલાં પુના, મુંબઇ, જાલના, હૈદ્રાબાદ વગેરે ઠેકાણે મોબેદીનું કામકાજ કર્યું હતું. પછી નીજામ રાજ્યમાં કસ્ટમ ખાતાનાં ઉપરી અને તેહસીલદાર તરીકે ૨૨ વર્ષ સુધી કામ કર્યું હતું. એઓ ફારસી, ઉર્દુ, સંસ્કૃત, મરાઠી, જંદ વગેરે ભાષાઓ સાથે જ્યોતિષ વિદ્યા પણ જાણતા હતા. પોતાના વડા બેટા હોરમજ્જીનાં મરણ પછી નજીક બારેક વર્ષ થયાં નવસારી આવી વસ્યા હતા અને અત્રેજ ગુજર્યા.

તા. ૩ જી એપ્રીલ ૧૮૯૭. રોજ ૨૧ માહ ૭ (શે.) ૧૨૬૬ યઝદેઝર્દી.

બરજોરજી રૂસ્તમજી ગારડા, ઉમ્મર વર્ષ ૫૮. એઓ નવસારીના એક શ્રીમંત જાગીરદાર હતા. પોતાના પીતાની મોટી દોલત અને જાગીર વધારવા તથા ખીલવવા એમણે પોતાના મર્હુમ ભાઈ જામાસ્પજી સાથે બહુ મહેનત લીધી હતી. વેપાર ઉદ્યોગ અને જાગીરની ઉપજ નીપજનું તેમને બહોળું જ્ઞાન હતું. એક અચ્છા ઘોડેસ્વાર અને શિકારી હતા. ઇંગ્રેજી કેળવણીથી બેનસીબ છતાં જીંદગી ગુજારવાની ઢબસબ સુધરેલી હતી. દરેક સાર્વજનિક કામમાં આગેવાની લેતા. ઇંગ્રેજી સરકારના ઇનામદારો તરફથી

સુરત ડીસ્ટ્રીકટ બૉર્ડના મેમ્બર હતા. નવસારીમાં મ્યુનીસીપાલીટીની સ્થાપના થઈ ત્યારથી મેમ્બરની બેઠક ધરાવતા હતા. ઇગ્રેજી તેમજ ગાયકવાડ સરકારે હથીઆરની બધીમાથી એમને મુકત કરેલા હતા, અને જુબાની માટે કોર્ટમાં હાજરી નહિ આપતાં તે કમીશનથી લેવાનુ માન આપ્યું હતું. મહારાજા સયાજીરાવે વડોદરા રાજ્યનો વેપાર ઉદ્યોગ ખીલવવા માટે જે કમીશન નીમ્યું હતું તેના એઓ એકલા પારસી મેમ્બર હતા. નવસારીનો લક્ષ્મણ હૉલ, વિકટોરીઆ ડીસ્પેનસરી, અન્જુમનનાં ફડો, વગેરે ઘણાંક જાહેર ખાતાઓ સાથ એમને સંબધ હતો. નવસારીમાં હાડવૈદની ઘણી જરૂર હતી તે પુરી પાડવા માટે સુરતથી ભીમજીભાઇ હાડવૈદ અને તેમની પછી ધંધો ચલાવનારા તેમના બેટાઓને દર અઠવાડીયે પોતાને ત્યાં મફત ઉતારો આપવાનું કરી રૈયતની અગવડ ટાળી હતી.* નવસારીમા ઉભી થયેલી નવી અગીયારીની ખટપટ વખતે એમણે ભગરીયાઓની પક્ષ ખેંચી બનતી મદદ કરી હતી.

તા. ૧૭ મી મે ૧૮૯૭. રોજ ૫ માહ ૯ (શ.) ૧૨૬૬ યઝદેઝર્દી.

**મરણ**—આદરજી હોરમજજી દેસાઈ, ઉમ્મર વર્ષ ૫૪. એઓ નવસારીના વડા દેસાઇજીના ભત્રીજા હતા. છેલ્લા ૩૨ વર્ષ થયા નાગપોર, વિરમગામ, ગોલવડ અને વમ્બઈ તરફ રેલ્વે કપનીને બાલાસ્ટ પુરી પાડવાનું કંટ્રાકટ ચલાવતા હતા. ગરીબોને સારી મદદ કરતા હતા, અને પોતાના વડા બેટા મી. મહેરવાનજી જેઓ વકીલનું કામ કરેછે તેમને એવી નસીહત દીધી હતી કે નસેસાલારો તથા કોઈ પણ કોમની વિધવા બાઇઓના કેસો, ગમે એવી મોટી ફીનાં છતાં, મફત લેવા. એમણે તે તરફ ઘણા કુવાઓ ખોદાવ્યા હતા અને નવસારીમાં જ ગુજર્યા હતા.

તા. ૧ લી નવેમ્બર ૧૮૯૭. રોજ ૧૮ માહ ૨ (શ.) ૧૨૬૭ યઝદેઝર્દી.

**મરણ**—દાદાભાઇ પેશતનજી દેસાઈ ઉમ્મર વર્ષ ૬૮, નવસારીના એક બુજર્ગ દેસાઇજી, જેઓ નવસારીમાં ગુજર્યા, તેઓ અત્રે દાદીબા દેસાઇને નામે જાણીતા હતા. દેસાઇ ખાનદાનની "જાત ખાતા" નામની જાગીરોનો વહીવટ ત્રીસ વર્ષ સુધી પોતાનાં કુટુંબીઓના સંતોષ વચ્ચે ચલાવ્યો હતો.

---

## ઈ. સ. ૧૮૯૮ના પારસીઓ

તા. ૧૨ મી ફેબ્રુઆરી ૧૮૯૮. રોજ ૧ માહ ૬ (શ.) ૧૨૬૭ યઝદેઝર્દી.

**મરણઃ**—એ૦ દાદાભાઈ ખરશેદજી દોરડી, ઉમ્મર વર્ષ ૫૬. એઓ એક ઉદ્યોગી મોબેદ હતા, અને કાંઇ જીવ જેવી કેળવણી લીધી ન હતી, પણ વાંચવાનો ઘણો શોખ, અને પોતાના ધર્મની કીર્તિ વધારવાની હોંશ, હોવાથી જરથોસ્તી મજહબને લગતી કેટલીક બાબદોની સંગ્રહેનો ચોપડીઓ છપાવી હતી.

તા. ૧૫ મી સપ્ટેમ્બર ૧૮૯૮. રોજ ૧ માહ ૧ (શ.) ૧૨૬૮ યઝદેઝર્દી.

એ૦ ભીખાજી જામાસ્પજી દસ્તુર મહેરજી ગણાના, જેઓ જોધપુરના મહારાજાના બાળ અવસ્થામાં શિક્ષક તથા હાલ ત્યાંની બાઉલેટ નોબલ્સ સ્કુલ જેમાં સરદારો તથા

* એજ મુજબની સગવડ એમનાં વારસોએ હજુ સુધી ચાલુ રાખેલી છે.

અમીર ઉમરાવોના છોકરાઓ શીખે છે તેના સુપ્રીન્ટેન્ડન્ટ છે, તેમને મહારાજા સરદાર-સિંહજી બહાદુરે મોતું ઍનાયત કર્યું એટલે સોનાનું કડું પગમાં પહેરવાનો હક આજે પારસીઓનાં નવાં વર્ષને દહાડે બક્ષ્યો છે, એ માન પારસીઓમાં પહેલવહેલું એમને જ મળ્યું છે.
તા. ૩ જી નવેમ્બર ૧૮૯૮. રોજ ૨૦ માહ'૨ (શે૦) ૧૨૬૮ યઝદેઝર્દી.

નવસારીની મોબેદ મીનોચેહેર હોમજીવાલી પુરાતન દરેહમેહર કે જે પહેલવહેલી ઈ. સ. ૧૮૬૭માં પરહાઈ હતી, તથા જે પછવાડેથી ૧૮૬૨માં શેઠો અરદેશર નશરવાનજી અને હોમજી ખરશેદજી દાદી શેઠે પાછી બંધાવી આપી હતી, તે આ સાલમાં જરથોસ્તીઓ વચ્ચે ઉઘરાણું કરી પાછી બંધાવવામાં આવી હતી, અને તેમાં નવેસરથી આતસ આદરાંન પરહાવ્યા હતાં. તે પરહાવવાની ક્રિયા આજદીને એક મોટા મેળાવડામી હજુરમાં કરવામાં આવી હતી. જશનની ક્રિયા ઍ૦ ફરામજી ખરશેદજી મીનોચેર હોમજીનાએ કરી હતી. જે પુરી થયા બાદ એ દરેમેહેરના એક ટ્રસ્ટી શેઠ બમનજી પાલણજી દાદાચાનજીએ એક અન્જુમનપત્ર વાંચી સંભળાવ્યો હતો. તેમાં જણાવ્યા મુજબ એ દરેમેહેર નવેસરથી બાંધવા માટે ઉભું કરેલું ફંડ આશરે રૂા. ૩૦૦૦૦)નું થયુ હતું, અને તેમાંથી એ મકાન નવેસરથી બાંધવા તથા તેની પાસેનું ઘર અને જમીન ખરીદવા પાછળ આશરે રૂા. ૨૫૦૦૦) ખર્ચાયા હતા અને બાકી વધેલાં નાણાં દરેમેહેરનાં મકાન તથા આતશ આદરાન સાહેબના નિભાવ માટેના ખર્ચ સારૂ સરકારી જામીનગીરીઓમાં રોકવાનાં હતાં. શેઠ કાવસજી દીનશાહજી એડનવાળા સી. આઈ. ઈ. એ આદરાન સાહેબ માટેનો સર્વે ઘટતો સામાન પોતાને ખર્ચે અપાવ્યો હતો. તેમનો તથા એ મકાન નવેસરથી બંધાવવાનું તથા તેને સરંજામ ઉતારવાનું કામ ખાનસાહેબ કાવસજી હૅારમજજી દાદાચાનજીની આગેવાની હેઠળ થયું હતું, તેમનો ઉપકાર માનવામાં આવ્યો હતો. એ બાદ ખાનબહાદુર ડાક્ટર પાલણજી હૅારમસજી દાદાચાનજીએ મીનોચેહેર હોમજીની અન્જુમન તરફથી એક સુંદર શાલ, વડા ટ્રસ્ટી ઍ૦ બેજનજી બરજોરજી મીનોચેહેર હોમજીને તેઓએ આ દરેમેહેરનાં કામમાં તેમજ પોતાની અન્જુમનના ફાયદાનાં કામોમાં તન મન ધનથી લીધેલી મહેનત માટે એક સુભાષીત ભાષણ કરીને ઓરાડી હતી અને તેમ કરતાં એવું જાહેર કર્યું હતું કે ઍ૦ બેજનજીની એક તસ્વીર ઉતરાવીને દરેમેહેરમાં મુકવાની ગોઠવણ અન્જુમને કરીછે. બીજી એક શાલ ખાનસાહેબ કાવસજી હૅારમસજી દાદાચાનજીને તેઓએ મકાન બાંધવા પાછળ લીધેલી મહેનત માટે ઍ૦ બેજનજી એ ટ્રસ્ટીઓ તરફથી ઓરાડી હતી. ત્રીજી શાલ એજ ગૃહસ્થે ટ્રસ્ટીઓ તરફથી મોબેદ પીરોજજી એદલજી દાદાચાનજીને તેમણે એ કામમાં બજાવેલી સેવા માટે ઓરાડી હતી. ચોથી શાલ એજ ગૃહસ્થે દસ્તુરજી સાહેબ દારાબજી માહીઆરજીને ઓરાડી હતી. બાદ બીજી ત્રણ શાલો એજ ગૃહસ્થે ટ્રસ્ટીઓ તરફથી, આ દરેહમેહેરના નવસારી ખાતેના મેનેજરો મોબેદો હૅારમસજી કૅરસાસજી દાદાચાનજી, ફરામજી ખુરશેદજી મીનોચેહેર હોમજી, તથા રૂસ્તમજી જમશેદજી કકયાને અનુક્રમે તેઓની સેવાનાં બદલામાં ઓરાડી હતી.

એ બાદ ચાશની કરી સર્વે લોકો વિદાય થયું હતું.

---

## ઈ. સ. ૧૮૯૯ ના પારસીઓ.

તા. ૪ થી માર્ચ ૧૮૯૯.

નવસારીમાં પારસી ઓરતોને માટે એક સુવાવડખાનું સ્થાપવાનો ઠરાવ કરવાને, આજદીને ત્યાંની ખરશેદ વાડીમાં એક સભા મલી હતી. સરનશીનની ખુરસી દેસાઇ ફરામજી કાવસજીને આપવા બાદ, નવસારીની જરથોસ્તી ઓરતો માટે એક સુવાવડ ખાનું સ્થાપવાનો તથા તે માટે જરથોસ્તીઓમાં એક ઉઘરાણું કરી ફંડ ઉભું કરવાનો ઠરાવ થયો હતો. આ કામમાં આગેવાની ડૉ. એદલજી રૂસ્તમજી દાદાચાનજી નવસારીના સીવીલ સર્જને લીધી હતી.

તા. ૧૭ મી એપ્રીલ ૧૮૯૯. રોજ ૫ માહ ૮ (શે૦) ૧૨૬૮ યઝદેઝર્દી.

**મરણઃ**—દેસાઇ મનચેરજી એદલજી ઉમ્મર વર્ષ ૮૪. એમને એપ્રીલ ૧૮૮૪માં નવસારીના વડા દેસાઇ મનચેરજી હોરમસજીનાં મરણથી દેસાઈ ખાનદાનના કાનુન મુજબ ઉમ્મરે વૃદ્ધ હોવાથી, વડા દેસાઇ ઠરાવ્યા હતા, જે અધિકાર તેમણે બરાબર પંદર વર્ષ સુધી ભોગવ્યો હતો. વડોદરામાં એઓ મોટો વગ ધરાવતા હતા, અને મલ્હારાવ ગાયકવાડે એમને છત્રી મસાલનું માન આપ્યું હતું, જે માત્ર ત્રણ માસ એઓએ ભોગવ્યું કેમકે મહારાજા પદભ્રષ્ટ થયા હતા. એઓ ઘણા ભણુનાર ગણુનાર હતા, અને ફારસી, મરાઠી વિગેરે ભાષાઓનું સારૂં ગ્નાન ધરાવતા હતા.

તા. ૧૯ મી એપ્રીલ ૧૮૯૯.

નવસારીમાં આજદીને મર્હુમ દેસાઈ મનચેરજી એદલજીનાં ઉઠમણાંની ક્રિયામાં તેમનું નામ જરથોસ્તી મજહબને લગતી સર્વે જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોની સાથે દેવાનો ઠરાવ થયો હતો તથા મરનારની જગોએ નવસારીના એક અકાબર તરીકે દેસાઇ ફરામજી કાવસજીને નીમી એક શાલ ઓરાડી હતી.

તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૮૯૯. રોજ ૧૧ માહ ૧ (શે૦) ૧૨૬૯ યઝદેઝર્દી.

**મરણઃ**—નસરવાનજી શેરાબજી વજીફદાર, ઉમ્મર વર્ષ ૮૬. નવસારીના દસ્તુર ખાનદાનના નબીરાઓ સાથે ખેશીનું નાતું હોવાથી, એમનો ત્યાંની અન્જુમનમાં સારો મોભો હતો. ૫૦ વર્ષની પાકી વયે મુનસફની બિકટ પરીક્ષાનો અભ્યાસ કરવાની ખંત બતાવી, ૧૮૬૩ના સાલમાં એ પરીક્ષા પસાર કરી, મુંબઇની વડી અદાલતના જડજ સાહેબો તરફથી પ્રશંસા મેળવી હતી. પોતાના ધીકતા ધંધામાં સુખી હોવાથી, સરકારે અહમદનગરમાં તેમની કરવા માંગેલી મુનસફ તરીકેની નિમણુંક ના પાડી હતી. હાઇકૉર્ટના જડજોની ઉપલી સારી સર્ટીફીકેટને લીધે, નામદાર મહારાજા ગાયકવાડે એમને ૧૮૮૬માં પોતાની અદાલતોમાં કામ કરવાને યોગ્ય, વકીલ ઠરાવ્યા. તેને લગતી ફરજીયાત પરિક્ષા પસાર કરવા માટે હજુર ઠરાવ કરીને તેમને તેની કડાકુટમાંથી બાતલ કર્યા હતા. છેવટ સુધી પોતાનો ઓએદી મોભો અને પોષાક જાળવી રાખ્યા છતાં પોતાના મુનસફી હોદ્દાની આંટ ને બોજ નિભાવવાની બાબતમાં મરનાર કદી પણ પછાત પડયા ન હતા. એક વેળા કામ પડતાં, પોતાની ફી મળવા વગર, કશી પણ જુબાની આપવાને હાઇકૉર્ટના કમિશ્નરની રૂબરૂ એમણે સાફ ના પાડી. તકરાર સાંભળીને કમિશ્નરે આખરે ચુકવ્યું કે જો કે એઓ વકીલાત કે મુનસફગીરી કરતા નથી, છતાં એઓ

જ્યારે પોતાની હકની લડાઈ ખાતર ફી માંગે તો તે મેળવવાને હાઈકોર્ટના અધિકારી દાખલ એઓ વ્યાજબી છે.

તા. ૨૮ મી નવેમ્બર ૧૮૯૯. રોજ ૧૫ માહ ૩ (શે.) ૧૨૬૯ યઝદેઝર્દી.

મરણઃ—પાલણજી ફરીરજી દીગરીઆ, ઉમ્મર વર્ષ ૮૨. એઓ નવસારીની મલેસરની જરથોસ્તી અન્જુમનના એક આગેવાન તથા ત્યાંનાં ફંડોના એક અધિકારી હતા, અને ગરીબાઈમાંથી વધી કાપડના ધંધામાં પડી સારી આંટ મેળવી હતી. એઓ નવસારીમાંજ ગુજર્યા હતા.

ડીસેમ્બર ૧૮૯૯.

દાક્તર ધનજીભાઈ હો. મહેતાએ "અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય" એ નામનું પુસ્તક બહાર પાડયું હતું.

---

## ઇ. સ. ૧૯૦૦ના પારસીઓ

તા. ૨૪ મી ફેબ્રુઆરી ૧૯૦૦. રોજ ૧૩ માહ ૬ (શે.) ૧૨૬૯ યઝદેઝર્દી.

મરણઃ—પેસ્તનજી ફરામજી બારીઆ, ઉમ્મર વર્ષ ૫૮. એઓ નવસારીમાં ઉસ્તાદ તરીકે જાણીતા હતા. નાનપણથીજ કસરતનો શોખ ધરાવતા હતા, અને અઢાર વર્ષની ઉમ્મરે સર કાવસજી જહાંગીર નવસારી મદેસામાં કસરતના શિક્ષક નિમાયા હતા. એમણે ઘણાક પહેલવાન ઉસ્તાદોને હરાવ્યા હતા. બીજી જગાએ વધારે પગારે જવાની એમની માંગણી થતી ત્યાં પોતે ન જતાં પોતાના ચેલાઓને મોકલતા હતા. કુવામાં તથા રેલમાં પડેલાં ઘણાં લોકોને એમણે બહાદુરીથી બચાવ્યાં હતાં.

તા. ૧૩ મી માર્ચ ૧૯૦૦. રોજ ૩૦ માહ ૬ (શે.) ૧૨૬૯ યઝદેઝર્દી.

મરણઃ—હોરમજજી ખરશેદજી મીનોચેર હોમજીના, ઉમ્મર વર્ષ ૭૩. એઓ નવસારીનું મીનોચેર હોમજીનું મોબેદી ખાનદાન જે ભગર સાથ અન્જુમનનાં બીજાં કુટુંબવાળા વિભાગમાંથી છુટું પડેલું તેના નબીગ હતા. એઓ હોરમજજી શેઠ કરી ઓળખાતા હતા. કારણ નવસારીમાં એમના બાવાની મોબેદી નિશાળ હતી, જ્યાં યજશને, વંદીદાદ અને પાવ મહેલનું બિકટ ક્રિયા કામ શીખી અથોરનાનો બહાર પડતા અને તે ઉસ્તાદો શેઠના એલ્કાબથી ઓળખાતા. બાવાના મરણ બાદ એ નિશાળ એમણે પોતાનાં ભાઇની સાથે વર્ષો સુધી ચલાવી હતી. એઓ વર્ષો સુધી નવસારી ખાતે મીનોચેર હોમજી ટોળાના આગેવાન ગણાતા હતા, પણ પછી ભગર અન્જુમન આપણા વડીલ છે તેથી તેમનો મરતબો મીનોચેર હોમજીના ચાર સાથ કરતાં આલા છે, એવું મત એમણે જાહેર કરતાં મીનાકેસો થયો હતો અને નવસારીમાં એકાંત વાસ લઈ ત્યાંજ ગુજર્યા હતા.

તા. એપ્રીલ ૧૯૦૦.

મલેસરવાસી દાકતર ધનજીભાઇ હોરમજજી મહેતા ડા. એદલજી રુ૦ દાદાચાનજીની જગ્યાએ વડોદરાની કાઉન્ટેસ ઑફ ડફ્રીન હૉસ્પીટલના હાઉસ સર્જન નિમાયા હતા.

તા. ૧૭ મી જુલાઇ ૧૯૦૦. રોજ ૬ માહ ૧૧ (શે૦) ૧૨૬૯ યઝદેઝર્દી.

**મરણઃ**—દસ્તુર એરચજી સોરાબજી મહેરજીરાણાના, ઉમ્મર વર્ષ ૭૮. એઓને ફારસી તેમજ ઝંદ પહેલવી ભાષાઓનું સારૂં જ્ઞાન હતુ અને ફારસી ભાષાના તો એક ચુનંદા અભ્યાસી લેખાતા હતા. આગલા વખતમાં ઇરાનથી અત્રે આવેલી સઘળી રેવાયતોનો મરનારે પુખ્ત અભ્યાસ કર્યો હતો. ૧૮૬૨થી ૧૮૮૭ સુધી એઓ મુંબઈનાં મુલ્લાં ફીરોજ કિતાબખાનાના લાયબ્રેરીઅન હતા અને એ ૨૫ વર્ષના અરસામાં એ કિતાબખાનામાં જરથોસ્તી મહજબ તથા તવારીખને લગતી હાથની લખેલી બેસુમાર ફારસી, ઝંદ, પહેલવી વગેરે કિતાબોની નકલો પોતાને હાથે કરી હતી. તે સઘળી એ કિતાબખાનાને આજે દિપાવે છે. વિદ્યાભ્યાસ ઉપરાંત મોબેદીનાં કામો તથા ક્રિયાં કામોમાં પણ એઓ ઘણા ખબરદાર હતા. ૧૮૬૩માં "તાવ દમીનમાને" તથા "સા વીસાદ"ના આફ્રીનગાનના કરદા વિષે એમણે મુંબઇમાં કેટલીક ચીકર ઉઠાવી હતી, અને કેટલાંક ચોપાનીયાં પણ પ્રગટ કર્યાં હતાં. ૧૮૬૪માં મુંબઇની જરથોસ્તી દીનની ખોળ કરનારી મંડળીની શરૂઆતથી જ એઓ તેમાં સામેલ થયા હતા, અને ૧૮૬૯થી ૧૮૭૫ સુધી તેના પ્રમુખનું માન ભોગવ્યું હતું. ૧૮૬૯માં એમણે હુજવરશ અને પહેલવી ભાષાને લગતી એક ફરહંગ તથા રેહબરે દીને જરથોસ્તી, નામની જરથોસ્તી મજહબને લગતી કેટલીક બીનાઓની એક ચોપડી તથા યસ્ત બા માએની નામે કેટલીક યસ્તોના ગુજરાતી તરજુમાના પુસ્તકો રચી પ્રગટ કર્યાં હતાં. પોતાની આંખનું નુર ખોવાથી એવણ ઘણા બેચેન થઈ ગયા હતા, અને ૧૮૯૭ના એપ્રીલ માસમાં પોતાનું ખાનગી કિતાબખાનું એ મોટી કબાટભરી નવસારીના મહેરજીરાણા કિતાબખાનાને ભેટ આપ્યું હતું કે જેમાં ઘણીક નામીચી તથા ઉપયોગી કિતાબો છે.

તા. ૨૨ મી ડીસેમ્બર ૧૯૦૦. રોજ ૯ માહ ૪ (શે૦) ૧૨૭૦ યઝદેઝર્દી.

નવસારીની પાસે આવેલા તવડી ગામમાં ગયે સાલ અન્જુમનના ઉઘરાટથી બંધાવેલી નવી દરેહમેહેરમાં શેઠ કુંવરજી કાવસજી તવડીયાએ પોતાના બેટા મર્હુમ ડૉકટર હોરમસજી કુંવરજી તવડીયાને નામે આજદીને આતશ આદરાન પરડાવ્યા હતા. જશનની ક્રિયા એ દરેહમેહરના પંથકી એ૦ દારાબજી રૂસ્તમજી દાદાચાનજીએ શરૂ કરી હતી. જે પુરી થયા બાદ શેઠ કુંવરજી તરફથી એક અન્જુમન પત્ર વાંચી સંભળાવ્યો હતો. તેમાં જણાવ્યું હતું કે એ તુરીકેબલો જરથોસ્તી આલમને બંદગી કરવા ખુલ્લો મુકયોછે, તથા તેના નિભાવ ખર્ચનો સર્વે બંદોબસ્ત તથા ગોઠવણ કરીછે. એ બાદ અન્જુમન તરફથી શેઠ એદલજી રૂસ્તમજી મોગરાએ શેઠ કુંવરજીનો ઉપકાર માનનારૂં એક માનપત્ર વાંચી સંભલાવી તેમને એનાયત કર્યું, તથા એડનવાલા દસ્તુર ફરામજી રૂસ્તમજી કોટવાલે આતશ ઉપર એક વાયજ કરી સંભળાવી હતી. તે પછી શેઠ કુંવરજી તરફથી નવસારીના વડા દસ્તુર દારાબજી બાહીઆરજી, તવડીના પંથકી એ૦ દારાબજી રૂસ્તમજી દાદાચાનજી એ૦ રૂસ્તમજી દારાબજી દાદાચાનજી તથા ખાનસાહેબ કાવસજી હૉરમજજી દાદાચાનજીને શાલો ઓરાડવામાં આવી હતી. વળી છેલ્લા, ગૃહસ્થને અન્જુમન તરફથી પણ તેમણે લીધેલી દરેક તકલીફ માટે ઉપકાર માની શાન ઓરાડી હતી. એ બાદ ચાશની કરી સર્વે લોકો વિદાય થયું હતું.

## પ્રકરણ ૭૦ મું. ઈ. સ. ૧૯૦૧ના પારસીઓ.

તા. ૨૧ માર્ચ ૧૯૦૧.

શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડની એક ખાસ ખુબી એ હતી કે તેઓશ્રી જ્યાં જ્યાં પરદેશમાં મુસાફરીએ સિધારે ત્યાં ત્યાં જે જે નવું જોય તે પોતાના રાજ્યમાં ઘટતા સુધારા વધારા અને ફેરફાર સાથે દાખલ કરે. એ ખાસીયત મુજબ તેઓ નામદાર સને ૧૯૦૦ માં લંડન પધારેલા ત્યારે ત્યાં "સેંન્ટ જૉન્સ ગેયટ" એ નામની સેંન્ટ જૉન ઍમ્બ્યુલન્સ ઍસોસીએશન નામની સંસ્થાની મુખ્ય ઑફીસની મુલાકાત લઈ ને સંસ્થાના લોકોપયોગી કામથી એટલા બધા ખુશ થયા કે તેજ દિવસે વડોદરાના તે વેળાના દિવાન સાહેબ નેકનામદાર શ્રીનીવાસ રાઘવ આયંગર ઉપર તારથી હુકમ મોકલાવ્યો કે, "અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય", "દર્દીની સારવાર" અને "ગ્રૃહ આરોગ્ય" એ ત્રણે બાબતોનું શિક્ષણ આખા રાજ્યમાં દાખલ કરવું. તે ઉપરથી દિવાન સાહેબે ડા. ધનજીભાઇ મહેતા જેમણે થોડાજ વખત ઉપર પહેલા વિષય ઉપર એક પુસ્તક બહાર પડ્યું હતું તેમને બોલાવી તે બાબતનું શિક્ષણ શરૂ કરવા હુકમ કર્યો. પાછળથી રાવબહાદુર ખાસેરાવ જાદવ વડોદરા પ્રાંતના સુબા સાહેબની સલાહથી એવું ઠર્યું કે શ્રીમંત સ્વારી વડોદરે પધારતાં સુધી એ કામ મુલતવી રાખવું. સ્વારી પરત પધાર્યા બાદ તા. ૨૧ માર્ચ ૧૯૦૧ના રોજ શ્રીમંતના હુકમથી વડોદરાના ન્યાયમંદિરના ભવ્ય હૉલમાં સરદાર. દાકતર, શેઠ શાહુકારો, સીવીલ અને મીલીટરી ઑફીસરો તથા કૉલેજોના અને હાઇસ્કુલના વિદ્યાર્થીઓનો એક જંગી મેળાવડો એંગે કરી શ્રીમંતે પોતે પ્રમુખસ્થાને બિરાજી પોતે સેન્ટ જૉન ગેંઈટમાં શું શું જોયું હતું તે બદલ વીસ મિનિટ સુધી વિવેચન કરી, ડા. ધનજીભાઈ મહેતા પાસે ભાષણ અપાવી, રાજમહેલમાં જઈ એક વિશાળ વટહુકમ કાઢી એ ત્રણે ઉપયોગી વિષયોનું શિક્ષણ વડોદરામાં દાખલ કર્યું. ત્યાર પછી વખ્તો વખ્ત હુકમો કાઢી આખા રાજ્યમાં એ શિક્ષણ દાખલ કર્યું છે અને હજી તે પ્રમાણે અપાય છે.

તા. ૧૮મી મે સને ૧૯૦૧. રોજ ૬ માહ ૯ (શે૦) ૧૨૭૦ યઝદજર્દી.

**મરણઃ**—સરજન લેફટેનન્ટ કર્નલ એદલજી માણેકજી દામવા, ઉમ્મર વર્ષ ૪૯. મુંબાઇની ઍલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાં કેળવણી લઈ ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાંથી ઍલ. ઍમ. ઍન્ડ ઍસની પરિક્ષા પાસ કરી, સરકારી વૈદક નોકરીની પરિક્ષા માટે ઈંગ્લાંડ ગયા હતા અને તે બિકટ પરિક્ષા પસાર કરી મદ્રાસ ઇલાકાના લશ્કરી ખાતામાં નોકરીએ રહ્યા હતા. ત્યાં તેમની કારકીર્દી ઘણી ફત્તેહમંદ હતી. સરકારે થોડાં સાલ ઉપર ચીન ખાતેની લડાઇના સંબંધમાં અત્રેથી મોકલેલા લશ્કર સાથે મોટા તબીબ તરીકે જવા એમને પસંદ કર્યા હતા, અને ત્યાં શેંઘાહી ખાતે એઓ ગુજર્યા હતા.

તા. ૨૬મી મે ૧૯૦૧. રોજ ૧૪ માહ ૯ (શે૦) ૧૨૭૦ યજદેઝર્દી.

**મરણઃ**—દેસાઇ એદલજી બમનજી પૉલીઆ, નવસારીના, ઉમ્મર વર્ષ ૫૬. એવણ નવસારીની અન્જુમનના ત્રીજા અકાબર દેસાઇ હતા. સ્વતંત્ર સ્વભાવના અને પ્રમાણિક નિષ્ટાથી અન્જુમનના દરેક કામમાં આગેવાની લેતા હતા, અને નવસારીના

ઘણાક ખાતાઓના કારોબારી હતા. એમના વડવા દેસાઇજી તેહમુરજી જામાસજીએ નવસારીમાં સુબાગીરી કરી હતી, અને તેમને ગાયકવાડ સરકારે કેટલાક હકો બક્ષ્યા હતા. તે પાછળથી કંઇક ગેરસમજુતથી બંધ થયા તે પાછા મેળવવાની એઓ કોશિષ કરતા હતા. એઓ રાજદ્વારી બાબતોમાં ઘણી કુશળતા ધરાવતા હતા.

તા. ૨૮મી મે ૧૯૦૧.

આજદિને નવસારી મધ્યે માર્હુમ એદલજી બમનજી પૉલીઆ દેસાઇનાં ઉઠમણામાં તેમના ભત્રીજા શેઠ તેહમુલજી જામાસ્પજી દેસાઇને ત્રીજા અકાબર તરીકે ચુંટી કાઢી તેમને પૉલીઆ દેસાઈ ખાનદાન તરફથી એક શાલ તથા બીજા મિત્રોએ ચાર શાલો ઓરાડી હતી. મરનારનું નામ નવસારીમાં થતી જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાનો ઠરાવ થયો હતો.

તા. ૩૧ મી જુલાઇ ૧૯૦૧. રોજ ૨૧ માહ ૧૧ (શે૦) ૧૨૭૦ યઝદેઝર્દી.

**મરણ**—દેસાઇ ફરામજી કાવસજી, ઉમ્મર વર્ષ ૮૪: નવસારીના મોટા દેસાઈ ખાનદાનના વડીલ. એઓ ૧૮૯૮માં નવસારીના વડા દેસાઈ તથા અન્જુમનના બીજા અકાબરની ગાદી ઉપર આવ્યા હતા, અને ફક્ત ૩ વર્ષ એ અધિકાર ભોગવ્યો હતો, એટલે ૮૧ વર્ષની મોટી ઉમ્મરે દેસાઇગીરીની ગાદી ઉપર આવ્યા હતા, અને નવસારીમાં ગુજર્યા હતા. એઓ ઘણી નિયમીત જીંદગી ગુજારનારા હતા.

તા. ૨ જી ઑગસ્ટ ૧૯૦૧.

આજદીને નવસારી મધ્યે મરહુમ શેઠ ફરામજી કાવસજી દેસાઇના ઉઠમણામાં તેમની જગોએ બીજા અકાબર તરીકે શેઠ પેસ્તનજી ખરશેદજી દેસાઇને નીમી તેમને અન્જુમન તરફથી શાલ ઓરાડવામાં આવી હતી, તથા મરનાર દેશાઇજીનું નામ જાહેર ક્રિયાઓમાં લેવાને ઠરાવ્યું હતું.

તા. ૧ લી અકટોબર ૧૯૦૧.

નવસારીમાં આ સાલ મરકીએ પહેલવહેલો મોટો ઉપદ્રવ કીધો હતો, અને પારસીઓ પણ મોટી સંખ્યામાં તેનો ભોગ થઇ પડયા હતા. તેથી પારસીઓ માટે જૂદી ઇસ્પીતાલ ઉઘાડી હતી. દાક્તરો બહેરામજી દાદાભાઇ રાણા, સોરાબજી પાતરાંવાળા તથા દેસાઇએ તબીબી મદદ આપી હતી, તથા ખા૦ સા૦ કાવસજી દાદાચાનજી તથા શેઠ ન. ફ. તંબોલીએ મદદ કરેલી તેમને તા. ૧૬ મી માર્ચે આતશબહેરામમાં જશનકરી અન્જુમને એકડી શાલો ઓરાડી હતી.

---

### ઇ. સ. ૧૯૦૨ ના પારસીઓ.

તા. ૧૯ મી જાન્યુઆરી ૧૯૦૨. રોજ ૭ માહ ૫ (શે૦) ૧૨૭૧ યઝદેઝર્દી.

**મરણ**:—મનચેરજી કાવસજી શાપુરજી લંગડાના, ઉર્ફે મનસુખ, ઉમ્મર વર્ષ ૭૫. એઓનું અસલ નામ મનચેરજી સાપુરજી લંગડાના કરી હતું પણ પોતાના વડા ભાઇ કાવસજીના પાલક થવાથી તેમના નામથી ઓળખાતા હતા. એઓનો જન્મ નવસારીમાં થયો હતો. જ્યાંથી ૮ વર્ષની ઉમ્મરે મુંબઇ જઇ ઇંગ્રેજી અને ફારસી ભાષાની તાલીમ લીધી હતી. પછી પોતાના વડા ભાઈની વેપારી પેઢી પર ૧૮૪૮માં ચીન ગયા હતા.

અને કન્તાનમાં ૮ વર્ષ ગુજાર્યાં હતાં, પણ લખાણો કરવાનો શોખ હોવાથી વેપારી લાઈન એમને રૂચતી નહિ અને ભાઈની ધાકને લીધે ચીનથી જે લખાણો મુંબઈ મોકલતા, તે પર મનસુખ તખલ્લુસ વાપરતા, જે પાછળથી તેમની અટક પડી. ચીનની પેઢી પડી ભાંગવાથી ૧૮૫૫ તેઓ મુંબઇ પાછા ફર્યા. જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડળીના કારોબારી હતા, તથા જમશેદી નૌરોજથી નવું વર્ષ ગણવાની નેમથી સ્થપાયેલી મંડળીમાં જોડાયા હતા, પણ પછી મતફેર પડવાથી છુટા પડયા હતા. ઇરાન દેશના ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળીના ઓ૦ સેક્રેટરી તરીકે કામ બજાવ્યું હતું પણ પાછળથી એ હોદ્દો એમને છોડી દેવો પડયો હતો. રાહનુમાય સભા સાથ પણ એઓ સામેલ હતા, પણ પાછળથી છુટા પડયા હતા. જરથોસ્તી ધર્મ અને ક્રિયા ઉપર એતેકાદ વધારનારી મંડળીમાં વર્ષો સુધી એમની આગેવાની હતી પણ તેમાંથી બી વાંધો પડતાં છેલ્લે છુટા થયા હતા. કેટલાંક વર્ષો સુધી સત્ય મિત્ર નામનું અઠવાડીક પત્ર ચલાવ્યું હતું. એમણે રચેલાં પુસ્તકોમાં ગંજનામું મુખ્ય હતું, જેની બીજી આવૃત્તિ ૧૮૯૩માં બાહેર પડી હતી. તે ઉપરાંત હેવાલે ઝંદ અવસ્તા, ફીરદુસીનું શાહનામું તથા પહેલા સર જમશેદજી જીજીભાઇની જીંદગીના હેવાલનાં પુસ્તકો ઘણાં જાણીતાં હતાં. ભાષણો કરી જરથોસ્તી ધર્મ અને ક્રિયાઓ ઉપરનો એતેકાદ વધારવાની કોશિષ કરવા માટે એઓ જાણીતા હતા. રાહનુમાએ સભાના કામોને વખોડી કાઢી, તેમણે જરથોસ્તીઓની જુની ફાયદાકારક રાહ રસમો નાબુદ થતી બચાવી લેવાની લડાઈ ચલાવી હતી. હાર્મોનિયમ સાથ બંદગી કરવાની રસમ સામે સખત ધુજારો ચલાવ્યો હતો. આજની કન્યાઓને ઘરસંસારમાં ઉપયોગી થઇ પડે એવી તાલીમ આપવાની તેમણે હિમાયત કરી હતી, અને તે સાથ ચેતવણી આપી હતી કે સ્ત્રી કેળવણીના મરદાના અભ્યાસક્રમમાં સુધારો કરવામાં નહિં આવશે, ફેશનની શોખિયારી પારસીઓમાં વધતી ચાલીછે તે ઉપર મજબુત અંકુશ નાખવામાં નહિં આવશે તથા સ્ત્રી મરદોનાં છુટાપણા ઉપર ઘટતો પણ મજબુત અંકુશ નહિ રખાશે તો પારસી સંસારનો ટાળો બગડી જશે. પારસી પંચાયતના ટ્રસ્ટીઓ કનેના ટ્રસ્ટડીડો જોવાનો અન્જુમનનો હક તેમણે માગ્યો હતો.

તા. ૨૫ મીએ ૧૯૦૨. રોજ ૧૩ માહ ૯ (શે૦) ૧૨૭૧ યઝદેઝર્દી.

**મરણ:**—હૉરમજજી બરજોરજી દેસાઈ, ઉમ્મર વર્ષ ૬૪. શેઠ બરજોરજી પાલનજી દેસાઈના વડા દીકરા. એઓ ફારસી તથા અરબી ભાષાના એક અઠંગ અભ્યાસી હતા. એ બેઉ ભાષાનાં સાહિત્યના અભ્યાસ ઉપરાંત જુના વખતના મુશ્કેલ ફારસી દસ્તાવેજો, સરકારી ગુંચવાડા ભરેલાં ફરમાનો તેમજ ખતપત્રો ઉકેલવામાં પ્રવીણ હતા. કલમબાજ છતાં ઘણાંજ સાદા અને એકમાર્ગી હતા. અદાલતમાં ફારસી દસ્તાવેજો ઉકલાવી ગુંચવાડાઓ ઝટ પતાવી આપતા હતા. નવસારીમાં જ ગુજર્યા.

---

## ઈ. સ. ૧૯૦૩ ના પારસીઓ.

તા. ૨૧મી ઑક્ટોબર સને ૧૯૦૩.

નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજી મહેરજીરાણાને નામદાર ગાયક-

વાડ સરકારે આજદિને દિવાળીના દરબારમાં છત્રી મસાલની આમામી એનાયત કરી હતી.
તા. ૯મી માર્ચ ૧૯૦૪.

નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજીને નામદાર ગાયકવાડ સરકારે છત્રી મસાલનું માન આપ્યું તે માટે તેમને મુબારકબાદી આપવા માટે નવસારીની સર્વે પ્રજાની એક સભા આજદિને ત્યાના લક્ષ્મણ હૉલમાં નામદાર સુબાસાહેબ ખાસેરાવ જાદવના પ્રમુખપણા હેઠળ મળી હતી. દસ્તુરજીને એમતેડવાને લેવા બધી કોમોનું બનેલું એક ડેપ્યુટેશન તેઓના મકાન સુધી ગયું હતું, ત્યાથી તેઓને ઢોલવાજા સાથે પુરતાં માનમહિત હૉલમા લાવવામા આવ્યા હતા. એ બાદ દસ્તુરજીને મુબારકબાદીનું માનપત્ર અત્રેના એક વકીલ શેઠ માણેકલાલ શીવલાલે વાંચી સંભળાવ્યું હતું, તથા સુરતના રૂસ્તમપરાની અન્જુમન તરફનું માનપત્ર, દસ્તુર બરજોરજી ફરામજી દારાબપાલણુનાએ વાંચી મંભળાવ્યું તેના દસ્તુરજીએ પરતા જવાબો વાળ્યા બાદ તેમને નીચે મુજબ શાલો ઓઢાડવામા આવી હતી-સુરતની અન્જુમન તરફથી, બીલીમોરા ટ્રસ્ટીઓ તરફની, ગણદેવીની અન્જુમન તરફની, ખેરગામની અન્જુમનની, ચીખલીની અન્જુમનની, મહુવાની અન્જુમનની, બાગની અન્જુમન તરફની અને બારડોલીની અન્જુમન તરફની.
એપ્રીલ ૧૯૦૪.

ડાૅ. ધનજીભાઈ હૉ. મહેતાને નામદાર સરકારે વડોદરાની સેન્ટ્રલ જેલના સુપ્રીન્ટેન્ડન્ટના જોખમદાર હોદ્દા ઉપર નિમ્યા હતા.

તા. ૧૯ મી મે ૧૯૦૪. રોજ ૮ માહ ૯ (શે૦) ૧૨૭૩ યઝદેઝર્દી.

મરણ—જમશેદજી નસરવાનજી તાતા ઉમ્મર વર્ષ ૬૫, મર્હુમ શેઠ નસરવાનજી રતનજી તાતાના દીકરા. એમનો જન્મ ઈ. સ. ૧૮૩૯માં નવસારીમાં થયો હતો. ઈ. સ. ૧૮૫૬માં અત્રેની એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમાંથી ક્લૅર સ્કૉલર તથા ૧૮૫૭માં વેસ્ટ સ્કૉલરની પદવી મેળવી, ૧૮૬૧ થી વેપાર વણજના કામમાં પડયા હતા. પ્રથમ ચીન અને તે બાદ ઇગ્લંડ જઈ પોતાની બાપીકી પેઢી ચલાવી હતી, જે ૧૮૬૫માં બંધ કરી એઓ ઇગ્લાંડ પોતાને હિસાબે વેપાર કરવાને ગયા હતા.

ઇગ્લંડ, ચીન, જાપાન, અમેરીકા, ઑસ્ટ્રેલીયા, યુરોપ વિગેરે દેશોમાં એઓએ સંખ્યાબંધ મુસાફરીઓ કરી હતી, અને અર્ધી અથવા પોણી દુનીયાના મુલકો જોયા હતાં ઇગ્લંડની પહેલી મુસાફરીથી પાછા ફર્યા બાદ જૂદાં જૂદાં કંટ્રાકટોનો ધંધો કરી ૧૮૭૨થી "મેસર્સ તાતાની કંપની"ના નામે મુબઈ, હૉંગકૉંગ ને શેહેંગાહીમાં પેઢીઓ સ્થાપી વેપાર કર્યો, અને ૧૮૭૬થી પોતાનો ભાગ બંધ કરી ૧૮૭૭મા એમણે પોતાના બાપની સાથે મળી નાગપુર મધ્યે સેન્ટ્રલ ઈંડીયા મીલ ઉભી કરી જે નામદાર મહારાણી વિક્ટોરીઆએ હિંદના ઍમ્પ્રેસનો ખેતાબ ધારણ કીધો તે વર્ષમાં ઉઘડયાથી ઍમ્પ્રેસ મીલ તરીકે આજેબી વહીવટ કરી ભાગીદારોને નેહાલ કર્યા છે. ત્રણ પૈનાં કમિશનની રૂઢી, પહેલી એમણે એ મીનમાંથી કાઢી નાખી. ૧૮૮૨મા મુંબઈની પારસી મૅટ્રીમોનીયલ કૉર્ટના ડેલીગેટ નિમાયા, અને ૧૮૮૩માં સુલેહના અમલદાર સરકારે નિમ્યા. ૧૮૮૬માં મુંબઈમાં પારસી સુવાવડખાતું સ્થાપવાની આગેવાની લઈ તેની કમિટિના ઠેવટ સુધી પ્રમુખ હતા અને તેની ઇમારત બાધવાના ફંડમાં રૂા. ૨૦૧૦૦] આપ્યા

હતા. હિંદુસ્તાનના દેશીઓમાં નવાં નવા ઉદ્યોગ તથા હુન્નરો દાખલ કરાવવાની જીજ્ઞાસા ધરાવનાર એઓ એક મુખ્ય ગૃહસ્થ હતા.

હિંદુસ્તાનમા રૂના ઉદ્યોગની હાલની તથા ભવિષ્યની હાલત વિષેની નોંધનું એક ચોપાન્યું ૧૮૮૬ના માર્ચ માસમાં તથા એજ સાલના ઑગષ્ટ માસમાં હિંદુસ્તાનનો નવો ઉદ્યોગ વધારવાને ચડતા નમરનું સુતર કાઢનારા કારખાનાં મુંબઇમાં ઉભાં કરવાને એક સુચના પત્રક બહાર પાડયું હતું અને એજ ધોરણ ઉપર ૧૮૮૭માં કુરલા મધ્યે સ્વદેશી મીલ ઉઘાડી હતી. ૧૮૮૯માં પારસી કોમના ગરીબ શક્તિના પણ બહુ સારી ચંચળાઇની સાબેતી આપનારા જવાનોને ચડતી કેળવણી આપી દુનિયામાં નામ કાઢવાની તેમજ પોતાની કોમને લાભ કરવાની જોગવાઈ કરી આપવા માટે રૂ. ૫૦૦૦૦૦) ની મોટી રકમનું એક ટ્રસ્ટ એમણે કર્યું હતું. એ યોજનાનો લાભ ઘણા પારસીઓએ ન લેવાથી, પછવાડેથી તેમાં બીજી કોમવાળાઓને પણ એનો લાભ આપવાની કલમ નાખી હતી. ૧૮૯૧માં મુક્તી ફોજવાલાઓને રખડતાં ગરીબોને હુન્નર શીખવવાના ફંડ માટે રૂા૦ ૧૦૦૦૦) આપ્યા હતા. ૧૮૯૪ નવસારીની દા. કા. તાતા સ્કુલને રૂા. ૫૦૦૦) અને કા. જા. મદ્રેસાને પણ એટલીજ રકમ ભેટ આપી હતી. એજ વરસમાં મુંબઈમાં છાર્ટીમાં આવેલું અજાક નામનુ ગામ એમણે વેચાતું લીધું હતું. એજ સાલમાં ચલણને લગતા સવાલની તપાસ માટે નિમવામાં આવેલી લૉર્ડ હર્શલ-વાળી કમિટિએ કરેલા રિપોર્ટને આધારે હિંદુસ્તાનની સરકારે નવો કાયદો બાંધ્યો હતો. તે રિપોર્ટમાં જણાવવામાં આવેલી જૂદી જૂદી બાબતો કેટલી ભુલભરેલી છે તે દેખાડી આપનારૂં એક લખાણ એમણે તા. ૪થી માર્ચ ૧૮૯૪ના સ્ટેટીસ્ટીક્સ નામના પત્રના અંકમાં પોતાને નામે કર્યું હતું. ૧૮૯૬માં એમણે લાંબા તારના ઇજીપ્શીયન રૂની ખેતી આ દેશમાં અજમાવી જોવાના અખતરા દેશના જૂદા જૂદા ભાગોમા કરવા માટે સામાન્ય પ્રજાનું ધ્યાન ખેંચવા એક યાદી બહાર પાડી હતી. એજ સાલમાં વિલાયતી કાપડ ઉપરની જકાત કાઢી, ગામડી પર નાખી તે માટે તકરાર કરવા વાઈ-સરૉય આગળ અત્રેની મીલ ઔનર્સ ઍસોશીએશને મોકલેલાં ડેપ્યુટેશનમાં એમને કમરકસે મોકલ્યા હતા. ૧૮૯૭માં એમણે બૅંગ્લોર ખાતે રેશમના ઉદ્યોગને લગતા અખતરાઓ કરવાને એક ફાર્મ ઉઘાડયું હતું, અને તેમાં જાપાનથી એકસપર્ટો બોલાવી ગખ્યા હતા. આ અખતરાઓની ફત્તેહના સમાચાર તેમના મરણ અગાઉ સંભળાયના હતા. એજ સાલની અધવચમાં એમણે મુંબઇની મીલોમાં, વાયવ્યપ્રાંત વિગેરે દુરના ભાગોના મજુરોને દાખલ કરવાને લગતું એક ચોપાન્યું બહાર પાડયું હતું. ૧૮૯૮માં મુંબઇની નામદાર સરકારે એમને યુનીવર્સીટીના ફેલો નિમ્યા. એજ સાલના ફેબ્રુઆરી માસમાં એમના વડા દીકરા દોરાબજીનાં લગન થયાં તે જોવાને નામદાર ગવર્નર લૉર્ડ સેંડહર્સ્ટ, તેમનાં બાનુ અને મોટા મોટા અંગ્રેજો આવ્યા હતા. ૧૮૯૯માં એમણે હિંદુસ્તાનનાં દેશીઓને અસલ શોધખોળ કરવાને લાયક થવા માટેની કેળવણી આપવા સારૂ એક નની રિસર્ચ યુનીવર્સીટી સ્થાપવાને માટે રૂા. ૩૦૦૦૦૦)ની ગંજાવર રકમ હિંદુસ્તા-નની સરકારને આપવાનો ઠરાવ જાહેર કર્યો હતો.

એ રકમ કાઢી આપનાનો સખી દીલગીરી બતાવવા માટે આખા હિંદુસ્તાનમાં

તથા યુરોપમાં એમની ઘણી તારીફ થઇ હતી, અને હિંદુસ્તાનની નૅશનલ કૉંગ્રેસની તા. ૩૦ મી ડીસેમ્બર ૧૮૯૯ની બેઠકમાં એમનાં દેશાભિમાન અને સખી દીલગુદી માટે આભાર માનવાની દરખાસ્ત, ખુશાલીના પોકારો સાથે પસાર કરવામાં આવી હતી. એજ સાલમાં મુંબઇના જૂદા જૂદા ભાગોમાં રેલ્વેઓ બાંધવાની નવી યોજનાઓ વિષે રિપોર્ટ કરવાની વડી સરકારે નિમેલાં કમીશન હજુર એમની જુબાની લેવાઈ હતી. ૧૯૦૦માં એમણે મલબાર કોસ્ટ ઉપર કાનાનોરથી ૧૬ માઇલ છેટે આવેલા ફ્રેંચ મથક, માહી ખાતે, એક મીલ બંધાવી હતી. ઇ. સ. ૧૯૦૨ના જુલાઇ માસમાં એમણે મધ્ય પ્રાંતોમાં લોઢાની ખાણો છે તે વિષે પોતાની ખાત્રી કરી, કરોડ રૂપીયાની થાપણ સાથે વિલાયતમાં એક સિન્ડીકેટ સ્થાપી, તે ખાણો ખોદાવી લોખંડ કાઢવાને એક કંપની ઉભી કરી હતી.* એજ સાલના ડીસેમ્બર માસમાં એમણે કૉટન ઇન્ડસ્ટ્રી ઑફ ઇંડીયા તથા કૉટન ડયુટીઝ યાને હિંદુસ્તાનના રૂનો ઉદ્યોગ તથા સુતરની જગાતને લગતી વિગતો આપનારૂં એક ચોપાન્યુ છપાવી પ્રગટ કર્યું હતું. વળી ૧૯૦૩ના માર્ચ માસમાં બ્રિટીશ પાર્લીમેન્ટના સભાસદોમાં મીલના ઉદ્યોગ બાબત ઉપર એક પત્ર એમણે મોકલ્યો હતો તથા એજ સાલના મે માસમાં પાયોનીયર પત્રમાં જાહેર ખબર છપાવી જણાવ્યું હતું કે જે ખેડુતો તેમને અરજ કરશે તેઓને અજમાયશ તરીકે ઉગાડવા પીરૂવીઅન રૂનાં થોડાક બીયાં તેઓ આપશે. છેલ્લાં દશ વર્ષોમાં આ દેશનો ઉદ્યોગ વધારવા તથા દેશની સ્થિતિ સુધારવા માટે પોતાથી બનતાં, કોઈ દેશી નહિ કરી શકે તેવાં કામો, એમણે કર્યાં હતાં. એમનું વાંચન તથા માહિતગારી અને દરેક બાબત વિષેની તેહેકીક કરવાની તબેહ ઘણી અજાયબ જેવી હતી. એમના ઉદ્યોગોમાં મીલ ઉદ્યોગની એમની ફત્તેહમાં ઇજીપ્શીયન લાંબા તારનો રૂ ઉગાડવાનું એમનું સાહસ, અને સ્ટીમરનાં નુરનાં દર, માટેની લડત યાદગાર રહેશે. બીજું એમનું સાહસ મુંબઇની શોભામાં વધારો કરનારી ભવ્ય ઇમારતો બંધાવવાનું હતું. મુંબઇનાં બારાંને શોભા આપતી તાજમહાલ હોટેલની ઇમારત એમની કારસાજીનું પરિણામ છે, અને તાતાનું લોખંડનું કારખાનું અને તાતાનાં વિજળીનાં કારખાનાં એ સર્વે એમનાજ મનોબળે કર્યાંછે. વળી સખાવતનું એમનું ધોરણ પણ એમના નીચલા શબ્દોમાં સમાયલું હતું. ઉદ્યોગ કરો, વિચાર કરો, સાચવટ સાચવો, અને રળો કમાવો. એઓ જર્મની ખાતે બાદનોહીમ નામના ગામડામાં ગુજર્યા હતા.+

---

* મજકુર લોખંડની જગ્યા કલકતાની ઉત્તરે સાકચી નામના ગામમાં શોધ થઇ હતી એની ઑર લઇ એઓ પહેલા ઇગ્લાંડ ગયા હતા. ત્યાંનો રિપોર્ટ બરાબર નહી મળવાથી એઓ અમેરીકા લઇ ગયા અને ત્યાં તે વખતે પ્રેસીડન્ટ રૂઝવેલ્ટ (હાલનાં પ્રેસીડન્ટનાં કાકા) અમેરીકાનાં પ્રેસીડન્ટ હતા, તેઓ શેઠ જમશેદજીનાં મિત્ર હતા. તેમણે એમને ઘણું માન આપ્યું હતું, અને જે ઑર એઓ લેઇ ગયલા, તે પ્રોફેસર શક્ઝે પાસે તપાસાવી હતી. તેનો ઘણો જ સારો રિપોર્ટ મળવાથી શેઠ જમશેદજી ઘણા ખુશી થયા હતા, અને મી. શક્ઝેને પોતાની સાથે હિંદ લાવ્યા હતા, અને સાકચીની જગ્યાએ એક ઍકસપેરીમેન્ટ ચલાવી તે જગ્યા પસંદ કરી હતી તથા ૫૦ માઇલનો વિસ્તાર ખરીદવાને મી તાતાને સલાહ આપી હતી. તેજ મુજબ તેમણે તેટલી જગ્યાનો કબજો મેળવ્યો હતો ના ૫ હેથુ

+ હિંદ ખાતે તેમજ વિલાયત આદી બીજાં મોટાં શહેરોમાં એમના મરણથી શોકસભાઓ

તા. ૧૨ મી ઑગષ્ટ ૧૯૦૪.

વડોદરાના નવા નિમાયલા દિવાન શેઠ કૅરશાસ્પજી રૂસ્તમજી દાદાચાનજીને નામદાર મહારાજા સયાજીરાવે આજ્દીને એક દરબાર ભરી સીરસ્તા પ્રમાણે દિવાનગીરીની સનદ તથા કિમતી સરપાવ જેમાં એક સુંદર મોતીની કંઠી, સોનાનું ઘડીયાળ, હીરાની વીંટી અને જરીનો પોષાક જે સર્વેની કિમ્મત રૂ. ૪૦૦૦)ની હતી તે ભેટ આપ્યો હતો. દરબાર પુરો થયા બાદ દિવાન સાહેબ સીરસ્તા પ્રમાણે રૂપાની અંબાડીના હાથી ઉપર બિરાજી રમાવા સાથે પોતાને મુકામે ગયા હતા.

તા. ૧૩ મી અકટોમ્બર ૧૯૦૪. રોજ ૩૦ માહ ૧ (શે૦) ૧૨૭૪ યઝદેઝર્દી.

મરણ:— ઍ૦ જામાસ્પજી સોરાબજી દસ્તુર મેહેરજીરાણાના, ઉમ્મર વર્ષ ૯૦. એઓ અત્રેના બગરમાથના એક ચુસ્ત દસ્તુરજાદા હતા. નિરંગ, બરસનુમ, યોજદાથ્રેગરી અને પાકી પરહેજગારી જાળવવામાં તેમજ આગલી પાછલી દરેક ચીજ યાદ રાખવામાં તથા નોંધી રાખવામાં એક્કા હતા. કાંઇબી સાંભળ્યું, કાંઇબી જોયું, કાંઇબી વાંચ્યું તે નોંધી રાખવાનો એમનો નિયમ હતો. પારસી પ્રકાશના પહેલા ભાગમા જે ઘણી પુરાણી નોંધો આપીછે, તે એમને આભારી છે.

એઓ વાડીઆજીનાં આતશબેહેરામમાં તેની સ્થાપનાથી, કૅબલાની બોય દેવાના કામમાં હતા, અને ૫૦ વર્ષ સુધી કૅબલાની સેવા કીધી હતી. પણ તે પછી ૧૮૮૩માં મુંબઇમાં નાવર મરાતબ કરવાની ભાંજગડ વેળા નવસારીના બગર સાથના દરેક મોબેદનાં દીલ ખાટાં થયાં તેમ એઓ પણ ઘણી દીલગીરી સાથે પોતે સેવા કરેલા જુના કૅબલાને મુકી વિદાય થયા હતા, અને નવસારી આવી વસ્યા હતા. નવસારીની બગર સાથની ફહેરેસત, પયાંબગં, અને હિંદુસ્તાનનાં પારસીઓનાં દરેક ભક્તીના મકાનોનાં દહાડાવાર, આપણા લોકોની રૂઢીઓ, રિવાજો અને રસમો આ જઇફ મોબેદને મોઢે જાણે પોપટની માફક હતાં. પણ એકજ અફસોસની વાત હતી કે બિચારાની જબાન તોતડી હોવાથી બગામર બોલી શકાતું નહતું, તેથી ગરમાળપણે પોતાનો કાળ કાઢતા હતા. એઓનું મરણ પોતાના જનમ વતન નવસારીમાં નિપજ્યું હતું. આ પારસી પ્રકાશનાં પહેલા દફતરના દિબાચામાં એમને માટે નીચલી નોંધ છેઃ—આ પુસ્તકમાં આપેલા ઘણાખરા પુરાના લેખો તથા દસ્તાવેજો ઉપર અમારૂં ધ્યાન ખેંચવાને તથા મેળવી આપવાને અત્રેવાળા દસ્તુરજી સાહેબ એરચજી સોરાબજી મેહેરજીરાણાના તથા તેમના ભાઇ એરવદ જામાસ્પજી સોરાબજી દસ્તુર મેહેરજીરાણાએ અમોને ઘણી ઉપયોગી મદદ કીધીછે. અગર એ બન્ને દસ્તુર જાદાઓની મદદ અને સુચનાનો અમોને લાભ ન મળ્યો હોત તો આ પુસ્તકના પહેલા ભાગમા આવેલી ઘણીક ઉપયોગી નોંધો અમે ક્વચીત જ આપી શકત.

તા. ૯ મી ડીસેમ્બર ૧૯૦૪. રોજ ૨૭ માહ ૩ (શે૦) ૧૨૭૪ યઝદેઝર્દી.

મરણ—રતનજી બેજનજી દેસાઇ, મોટા દેસાઇ ખાનદાનના એક નબીરા.

---

મળી હતી લન્ડનની સભામાં ત્યાંના વેપારીઓએ બાપોકાર જાહેર કર્યું હતું કે જે દેશમાં જમશેદજી તાતા સરખા પેદા પડયા છે તે દેશને શાને માટે ચિંતા હોય ?

નો. ધં. દેણુ

એમણે આખી જીંદગી ઘણી જ પરહેજગારીથી ગુજારી હતી. ઇજશને તથા ગાથા વગેરે શુંદ્ધપણે પોતે ભણી જાણતા, અને અશુદ્ધ ભણતાં, અર્થનો અનર્થ કેવો થઇ જાયછે તે બીજાઓને દેખાડી સુધરાવતા. વિદ્યાર્થીઓને તેમના ધર્મના અભ્યાસમાં ઉલટ આપી હરીફાઇના રસાલાઓ વગેરે તૈયાર કરવામાં મદદ આપતા. પોતે જુના વિચારના હતા, અને જુદ્દીનોને જરથોસ્તી ધર્મોમાં લેવાની વિરૂદ્ધમાં કારણો અને દલીલો દર્શાવતા. એમની છટાથી સાંભળનારાઓ દંગ થતાં. ઉસ્તાદી ગાયનના એઓ ઘણા શોખીન હતા, અને નવસારીમાં ગુજર્યા હતા.

---

## ઇ. સ. ૧૯૦૫ ના પારસીઓ.

મે. ૧૯૦૫.

જેલ સુપ્રિન્ટેન્ડન્ટ ડા. ધનજીભાઇ મહેતાને પોતાના હોદ્દાની ફરજો ઉપરાંત, યુવરાજ શ્રી. ફતેહસીંહરાવ ગાયકવાડના રાજધરાણાના દાકતર ( Physician to Prince Fatehsinhrao's House-hold ) નિમ્યા હતા, અને શ્રીમંત યુવરાણી પદ્માવતી બાઇસાહેબની તેહનાતમાં લાનોલી, ફ્લ્ટન, વિગેરે ઠેકાણે ગયા હતા.

તા. ૧૨ મી જુલાઇ ૧૯૦૫.

બાઈ સાહેબ રતનબાઈ એદલજી બામજી તરફથી નવસારીમાં વસતા ગરીબ જરથોસ્તીઓને તુરત વેળાની મદદ આપવા માટે સ્થાપેલાં " નોશેરવાને અદલફંડ "ની વ્યવસ્થા કરવા માટે નીચલા ગૃહસ્થોની સ્થાનીક કમિટિ નિમવામાં આવી હતી:—ડાકટર સોરાબજી આદરજી પાત્રાંવાળા, મી. હોરમસજી જમશેદજી કોટવાલ અને તાતા એંગ્લો વર્નાક્યુલર સ્કુલના હેડ માસ્તર મી. રૂસ્તમજી જમશેદજી દેસાઇ. એ ફંડનાં વ્યાજમાંથી દરમાસે લાયક જરથોસ્તીઓને રોકડ, કપડાં, દવાદારૂ અથવા, અનાજ વિગેરેની જરૂરીયાત પ્રમાણે કાયદેમંદ મદદ આપવાનો વિચાર રાખવામાં આવ્યોછે.

તા. ૨૯ મી ઑગસ્ટ ૧૯૦૫. રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૨૮૭ યઝદેઝર્દી.

નવસારીની વડી દરેહમેહરમાં જશનો કરવા માટેનો જુનો ઓટલો કાઢી નાખી એક માપ સાથનો નવો ઓટલો મુંબઇવાલા બાઇ દીનબાઇ તે મર્હુમ શેઠ જહાંગીરજી રૂસ્તમજી મોદીનાં વિધવાએ, રૂા. ૪૫૦૦)ને ખર્ચે બંધાવી આપી તે આજદીને જશન કરી ખુલ્લો મૂકયો હતો.

તા. ૭ મી સપ્ટેમ્બર ૧૯૦૫.

વડોદરાના દિવાન ખાનબહાદુર કૅરશારપજી રૂસ્તમજી દાદાચાનજીની એક ઑઇલ પેઇન્ટીંગની મોટી તસ્વિર નવસારીના વતનીઓ તરફથી તૈયાર કરી, આજરોજે તેમની સાલગ્રેહના મુબારક દિવસે અત્રેના લક્ષ્મણ હૉલમાં સુબાસાહેબ રાવબહાદુર ખાસેરાવ જાદવે એક મોટા મેળાવડાની હજુરમાં ખુલ્લી મૂકી હતી.

---

## ઇ સ. ૧૯૦૬ ના પારસીઓ.

તા. ૪ થી ફેબ્રુઆરી ૧૯૦૬. રોજ ૨૪ માહ ૫ (શે૦) ૧૯૭૫ યઝદેઝર્દી.

નવસારીની વડી દરેહમેહેરમાં મર્હુમ સર દીનશાજી માણેકજી પીટીટ બૅરોનેટના

પૈસાથી ખરીદ કરેલી જગાપર નવેસરથી બગ્સ'ગો બનાવ્યો હતો, તે ખુલ્લો મૂકવાની ક્રિયા આન્જદીને વડા દસ્તુરજીની આગેવાની હેઠળ થઇ હતી.

તા. ૧૮ મી ફેબ્રુઆરી ૧૯૦૬.

નવસારીના પહેલા દસ્તુર મહેરજીરાણા કિતાબખાનાને માટે રૂા. ૨૦૦૦૦)ની કિમ્મતનું એક કુશાદે મકાન એ૦ જમશેદજી કાવસજી મહેરજીરાણાએ પોતાના માસીજી મર્હુમ બાઈ માણેકબાઇ માણેકજી જમશેદજી દસ્તુર મહેરજીરાણાની પુંજીમાંથી બંધાવી આપ્યું, તેને ખુલ્લું મૂકવાની ક્રિયા આન્જદીને ત્યાંના સુબાસાહેબે કરી હતી. પ્રથમમાં એ૦ જમશેદજીએ એ મકાનની વિગત કહી સંભળાવ્યા બાદ શેઠ દીનશા ફરદુનજી મુલ્લાંએ કિતાબખાનાંના ટ્રસ્ટીઓ તરફનો એક પત્ર વાંચી સંભળાવી તે ખુલ્લું મૂકવાની સુબા સાહેબને અરજ કરી હતી. સુબા સાહેબે રૂપાની ચાવી વતી મકાન ખુલ્લું મૂકયા બાદ શેઠ રતનજી ફરામજી દાબુએ કિતાબખાના તરફનું તથા દસ્તુર દારાબજી માહીઆરજીએ મહેરજીરાણા ખાનદાન તરફનું માનપત્ર શેઠ જમશેદજીને વાંચી સંભળાવ્યાં. તે પછી મી. પીરોજશાહ મનચેરજી ચલ્લા તથા મી. જહાંગીરજી મનચેરશાહ બીલીમોરીઆને મકાન બાંધવામાં લીધેલી તસ્દીને માટે સુબા સાહેબને હાથે શાલો ઓરાડવામાં આવી હતી.

તા. ૫ મી માર્ચ ૧૯૦૬. રોજ ૨૩ માહ ૬ (શે૦) ૧૨૭૫ યઝદેઝર્દી.

મરણઃ—મનચેરજી બરજોરજી દેસાઇ, ઉમ્મર વર્ષ ૬૨. નવસારીના એક આગેવાન શહેરી. એઓ નાનપણથી જ સરકારી કામમાં પડયા હતા. પહેલા નવસારી મહાલ કામદાર નિમાયાબાદ નવસારી તાલુકાની માપણી થઇ તેની દેખરેખપર નિમાયા. પછી એમને સીદ્ધપુરના વહીવટદારની જગ્યા આપવાની માગણી થઇ. તે ના પાડવાથી બ્યારારેંજના જંગલ દરોગા નીમાયા. સરકારી નોકરીમાંથી ફારેગ થતાં વડોદરાના શ્રીમંત શાહુકાર રા. ગોપાળરાવ મહારાજના કારભારી થયા. પછી નવસારી આવી સાર્વજનીક કામોમાં પડયા. નવસારીની મ્યુનીસીપાલીટીની સ્થાપનાથી તેના એક આગેવાન મેમ્બર હતા, અને સાર્વજનીક કામો માટે નિમાતી દરેક કમિટિમાં આગેવાની લેતા. નવસારીના માજી સુબા દી. બા. લક્ષ્મણ જગન્નાથની યાદગીરીની કમિટિના ઑનરરી સૅક્રેટરી તરીકે લક્ષ્મણ હૉલ બંધાવવામાં અને તેમાં બેઠક, લાઇટ વગેરેની સામગ્રી માટે બહુ મહેનત લીધી હતી. વડોદરાની શ્રીમંત સરકારે ફોજદારી અને દિવાની કોર્ટમાં સાક્ષી આપવા આવવાથી મુક્ત કરી એમને માન આપ્યું હતું. નવસારીના મોટા દેસાઇજીનાં પુરાણા ખાનદાન ને ગાયકવાડ સરકાર સાથે ઇ. સ. ૧૮૯૩માં તેમના વતન તથા હકોના બાબે વાંધો ઉઠવાથી એ ખાનદાનના પ્રતિનીધી લેખે મર્હુમ ઇંગ્રેજ સરકારની એ ખાનદાનને મળેલી બાંહેધરીથી, વડોદરા રેસીડન્સીમાં પણ વસીલો ધરાવતા થયા હતા. ૧૨ વર્ષની ખંતીલી લડત પછી દેસાઇ કુટુંબનાં લાભમાં ચુકાદો મળ્યો હતો પણ તેનો અમલ જોવા એઓ જીવ્યા નહિં. એઓ ફારસી, ઇંગ્રેજી અને મરાઠી ભાષા ઘણી સારી જાણતા હતા.

તા. ૭ મી એપ્રીલ ૧૯૦૬. રોજ ૨૬ માહ ૭ (શે૦) ૧૨૭૫ યઝદેઝર્દી.

નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજી મહેરજીરાણાના દીકરા કૌબાદજીને,

નાવર કરવાની ક્રિયા આજેદીને વુડી દરેહમેહેરમાં કરવામાં આવી હતી. બાઇ રતનબાઇ એદલજી બામજીએ પોતાના ભાઈ શેઠ જમશેદજી નસરવાનજી તાતાની નઇયતે આ નાવરો કર્યો હતો. દસ્તુરજીને ૪૦ શાલોની પહેરામણી થઇ હતી, તથા એ૦ રૂસ્તમજી મનચેરજી પાવરીએ એક સારો સફેદ ઘોડો ભેટ આપ્યો હતો.

તા. ૨૦ મી સપ્ટેમ્બર ૧૯૦૬. રોજ ૭ માહ ૧ (શે૦) ૧૨૭૬ યઝદેઝર્દી.

મરણઃ—એ૦ ભીખાજી રતનજી નરીમાન, ઉમ્મર વર્ષ ૯૦. એઓ નવસારીના ભગર સાથ ટોળાના કાકા પાલણની પોળના એક નબીરા હતા. ઈ. સ. ૧૭૭૬માં નવસારીમાં મોટી ધાડ પડી તે વેળાએ સાંના આતશબેહેરામ સાહેબને છુપાછુપ સુરત લઈ જઇ શેઠ દાદાભાઈ માણેકજી શેઠનાની હવેલીમાં મૂકયા તે વેળાએ તેની સાથે તેની નિગેહબાની તથા ખીદમત કરવા માટે હિમ્મત ધરી આઠ મોબેદો સુરત ગયા, તથા બરસતુમ વિગેરે જાલવી સલામત કુબલાને સાચવ્યા તે આઠમાં એ૦ ભીખાજી નરીમાનના બપાવા એજ નામવાળા ઍરવદ ભીખાજી રતનજી નરીમાન પણ એક હતા. ઍરવદ ભીખાજી લગભગ ૭૦ વર્ષ થયાં મુંબઇ આવ્યા હતા, અને મર્હુમ શેઠ ખુરશેદજી નસરવાનજી કામાજીની સાથે સમાગમમાં આવવાથી, એમના વિચારો પણ સુધરેલા હતા. એઓ અહીં ઠક્કર માવજી મેઘજી નામના કાપડના મોટા વેપારી સાથે માવજી ભીખાજીના નામથી કાપડનો વેપાર ચલાવતા હતા અને તા. ૧૦ મી ફેબ્રુઆરી ૧૮૬૫થી તેમાંથી ભાગ છોડવી પોતે એકલાએ તે ધંધો છેલ્લા દશ વર્ષો સુધી ચાલુ રાખ્યો હતો. નવસારીમાં સ્થાપેલી સર કાવસજી જહાંગીર મદ્રેસા ઉભી કરવામાં એમનો પણ હાથ હતો, અને મર્હુમ શેઠ કામાજીને તે વેળાએ મુખ્ય સલાહ એમની હતી. એ મદ્રેસા ઉભી કર્યા પછી, તેમાં મુંબઇ તથા બહાર ગામના જેબી અથોરનાનના છોકરાઓ કેળવણી લેવાને આવે તેમની ખોરાકી તથા બીજી રીતની મદારત કરવાને એ મર્હુમની મારફતે નવસારીમાં એરવદ ફરામજી નવરોજજી કાત્રકે માથે લીધું હતું અને તે બાબે તા. ૮ મી માર્ચ ૧૮૫૭નાં મુંબઇનાં વર્તમાન પત્રોમાં જાહેર ખબરો છપાવી હતી. માસીક માંદગીવાળી પારસી સ્ત્રીઓ, મરકીના વખતમાં હેઠે ગંધ મારતી ખડકીઓમાં બેસે તે એમને ઘણું નાપસંદ હતું, અને મરકીના વખતમાં એ બાબેનો મામલો ઘણો ગંભીર થઈ પડવાથી એક દિવસ ખા. બા. બમનજી બેરામજી પટેલની સાથે આખા કોટના લત્તા પર એ બાબેની પારસી સ્ત્રીઓને સમજ આપવાને એઓ ફર્યા હતા. આવા આગળ વધેલા તથા સુધરેલા વિચારોની સાથે પણ એમણે ભણવા 'ગણવાનું', તથા મોબેદી તરીકો જાળવી રાખ્યો હતો.

તા. ૬ ઠ્ઠી અકટોમ્બર ૧૯૦૬.

નવસારીની "સર કાવસજી જહાંગીરજી જરથોસ્તી મદ્રેસા સ્થપાયાને આજે બરાબર ૫૦ વર્ષ પુરાં થવાથી તેની જુબીલીની કેટલીક ધામધુમ એ તરફ કરવામાં આવી હતી. સ્હવારના પહોરમાં આખા ગામમાં ઢોલ તાસા વગડાવવામાં આવ્યા હતાં તથા મદ્રેસાના મકાનને વાવટા તોરણોથી શણગારવામાં આવ્યું હતું. રાત્રે શુકર ગુજારીનું જશન કરવામાં આવ્યું હતું અને તે વખતે ઘણાક જરથોસ્તીઓની સુચના મુજબ સર કાવસજી જહાંગીર રેડીમની અને શેઠ ખોરશેદજી નસરવાનજી કામાજીએ

નવસારીમાં આવું ખાતુ સ્થાપી જે ઉપકાર કર્યો છે તેની યાદગીરીમાં એ બન્ને સાહેબોનાં નામ ત્યાં થતાં દરેક જાહેર જશનો અને ધુંપ નીરંગમાં લેતાં કરવાનો ઠરાવ થયો હતો. રાત્રે બધે રોશની કરવામાં આવી હતી.

તા. ૧૨ મી ડીસેમ્બર ૧૯૦૬. રોજ ૩૦ માહ ૩ (શે૦) ૧૨૭૬ યઝદેઝર્દી.

**મરણ:**—નવરોજજી ફરામજી તંબોલી ઉમ્મર વર્ષ ૪૫. નવસારીના વતની અને જાણીતા શહેરી. અત્રે તેમની ધીકતી દુકાનો હતી. પોતાના ધંધાની બહોળી રોકાણો છતાં તેમણે નવસારીના ફાયદા માટેના કામોમાં સારો હીસ્સો આપ્યો હતો. મરકી વખતે અત્રે પારસી હોસ્પીતાલ ઉઘાડવામાં મદદ કરનારાઓમાં તેઓ આગેવાન હતા. એટલું જ નહિં પણ છેવટ સુધી તેઓ સેક્રેટરી હતા. ત્યાંનું પારસી સંકટ નિવારણ ફંડ ઉઘાડવામાં પણ તેમણે મોટી મદદ કરી હતી અને તેના પણ તેઓ ઓ૦ સેક્રેટરી હતા. મરકી વખતે એમણી મહેનત ઘણી હતી. પારસી સુવાવડ ખાતું સ્થાપવા માટેના તેઓ હીમાયતી હતા. તેઓ મુંબઇમાં ગુજર્યા હતા.

---

## પ્રકરણ ૭૧ મું. ઇ. સ. ૧૯૦૭ ના પારસીઓ.

---

તા. ૧૫ મી જાનેવારી ૧૯૦૭.

નવસારીની સર કાવસજી જહાંગીર મદ્રેસા સાથ તેની જ્યુબીલી પ્રસંગે જે હુન્નરશાળા ઉભી કરવામાં આવનાર હતી. તે શાળાના મકાનને માટે બાઈ રતનબાઇ એદલજી બામજીએ રૂ. ૧૦૦૦૦)ની રકમ ભેટ આપી હતી.

તા. ૨૬ મી જાનેવારી ૧૯૦૭. રોજ ૧૫ માહ ૫ (શે૦) ૧૨૭૬ યઝદેઝર્દી.

**મરણ:**—દસ્તુરજી દારાબજી માહીઆરજી મહેરજીરાણાના ઉમ્મર વર્ષ ૫૨. એઓ નવસારીના પહેલવહેલા દસ્તુર મહેરજીરાણાથી ૧૪ મી પેઢીએ સીધ સીધાબંધ ઉતરી આવેલા હતા. અને તેઓની ગાદી આજ લગભગ ૩૨૮ વર્ષની પુરાતન છે. પહેલા દસ્તુર મહેરજીરાણા પછી આજ સુધી થઈ ગએલા નવસારીના દસ્તુરો નીચે મુજબછેઃ—

દસ્તુરો મહેરજીરાણા કેકોબાદ માહીઆર મેહેરનોસજી કેકોબાદજી, માણેકજી મેહેરનોસજી, રૂસ્તમજી માણેકજી, જમશેદજી રૂસ્તમજી, સોરાબજી રૂસ્તમજી, કાવસજી સોરાબજી, ફરામજી સોરાબજી, નસરવાનજી સોરાબજી, રૂસ્તમજી નશરવાનજી કેકોબાદજી, રૂસ્તમજી માહીઆરજી કેકોબાદજી તથા મરનાર દસ્તુર દારાબજી માહીઆરજી, દસ્તુર દારાબજીને તેમના બાપના મરણ બાદ તા. ૧૦ મી નવેમ્બર ૧૮૭૩ને દીને તેમના ઉઠમણામાં નવસારીના વડા દસ્તુર ઠેરવ્યા હતા. અને જૂદા જૂદા દસ્તુર મોબેદો તરફથી તેમને ૨૯ શાલો ઓઢાડવામાં આવી હતી આ વેળા એમની ઉમ્મર ૧૭ વર્ષની હતી. બીજે દીને નવા દસ્તુરજીને અન્જુમન વડી દરેહમેહેરમા લઈ ગઇ હતી. ત્યાં એવો ઠરાવ થયો હતો કે દસ્તુરજી પુખ્ત ઉમ્મરના નહિં હોવાથી ઉમરલાયક થાય ત્યાં સુધી તેમણે પોતાના કાકા દસ્તુર રૂસ્તમજી કેકોબાદજીની સલાહથી દરેક કામકાજ કરવું. ૭ મહીનામાં નવસારી પંથકને લગતા ખીનીમોરા ગામમાં અન્જુમનના ઉગરાટથી

બંધાએલું દોખમું ઈજાવું ત્યાં જઈ એમણે ભાગ લીધો હતો, અને ત્યાંની અન્જુમને એમને એક શાન બેગાડી હતી. ૧૮૭૫ની તા. ૨૯ મી મેએ નવસારીના દોખમા પર જવાના રસ્તાની ઉપર શેઠ હોરમસજી બરજોરજી કર્તાને જે પાકો પુલ બંધાવી આપ્યો હતો તે ખુલ્લો મૂકવાની ક્રિયા એઓએ કરી હતી. એમણે પાક યજદાનનું નામ લઈ પોતાને હાથે પુલનો દરવાજો ઉઘાડી પહેલવહેલું પોતાનું મુબારક કદમ અંદર મૂકયું અને પુલના છેક પાછલા છેડા સુધી એઓ તથા અન્જુમનના બધા સાહેબો જઈ ત્યાંથી વીખરાઇ ગયા હતા. ૧૮૭૭માં નવસારીમાં શેઠ નસરવાનજી રતનજી તાતાએ બંધાવેલા દોખમાનો તાણો પુરવાની ક્રિયા એમના ઉપરીપણા હેઠળ થઇ હતી, તથા એ દોખમું બીજે સાલ ૮મી માર્ચ ૧૮૭૮ એ ઈજાયું તેની ક્રિયા પણ એમના ઉપરીપણા હેઠળ થઈ હતી. એ દોખમું ઇજવાની ૪ દીવસ આગળજ, તે જોવાને મુંબઇના નામદાર ગવર્નર સર રીચર્ડ ટેમ્પલ ખાસ નવસારી આવ્યા હતા, તેમને એઓએ નવસારીની અન્જુમન તરફથી આવકાર દીધો હતો. તા. ૨૮ મી ડીસેમ્બર ૧૮૮૧ને દીને વડોદરાના હાલના મહારાજા સયાજીરાવને તખ્તનશીન કીધા તેની ખુશાલીમાં નવસારીના સુબાએ ભરેલા દરબારમાં એમણે પારસીઓ તરફનું મહારાજાને આપવાનું મુબારકબાદીનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. એ શિવાય નવસારીમાં બનેલી દરેક જાહેર ક્રીયામાં એમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. ૧૮૮૯માં મુંબઇમાં વાહડયાજીવાલાં આતશબહેરામને લગતા મોબેદો માટે એ આતશબહેરામના ટ્રસ્ટીઓએ નવસારીમાં એક દરેહમેહેર બંધાવી હતી, તેથી પોતાના હકોને નુકશાન 'થયેલું' જણાવી નવસારીની ભગર સાથ અન્જુમને એમની આગેવાની હેઠળ નુકશાનીના બદલામાં રૂા ૨૫૦૦)નો આંક બાંધી તે મેળવવા તથા એ દરેહમેહેરને નવસારીથી ઉંચકી લઈ જવાનો દાવો ત્યાંના મુનસફની કોર્ટમાં નોંધાવ્યો હતો. તે દાવામાં એઓની અન્જુમન ફત્તેહ પામી હતી, અને એ દરેહમેહેર નવસારીથી ઉંચકી લઇ જવાનો ચુકાદો ૧૮૯૩માં મળ્યો હતો જેથી તે દરેહમેહેરના આતશ સુરત ખાતે લઇ જવામાં આવ્યા હતા. પોતાના પંથકનો 'આ હક જાળવવા માટે એમણે ઘણી દીલભરીથી મહેનત કરી હતી. એઓ પહેલવહેલા ૮ મી નવેમ્બર ૧૯૦૨ને દીને મુંબાઈ ગયા. તે વેળા મુંબઈમાં વસતા ભગરસાથ મોબેદો તરફથી ચંદનવાડીના ભગરીઆ મોબેદો માટેના અન્જુમનના ઉઠમગરના આતશબહેરામમાં એમને એક મોટા મેળાવડાની હજુરમાં માનપત્ર આપવામાં આવ્યું હતું. તેમજ કદમી તથા શીનશાહી સંબંધ મોબેદોના સઘળા સાથવાળા મોબેદોએ પણ માનપત્રો આપ્યાં હતાં. તા. ૧ લી જાનેવારી ૧૯૦૩ને દીને નામદાર શહેનશાહ એડવર્ડ બાનાની તાજપોશીની દિલ્હી ખાતે ભરાયેલી દરબારની ખુશાલીમાં, નામદાર વાઈસરોય તરફથી એમને એક સર્ટીફીકેટ ઑફ મેરીટ બક્ષવામાં આવી હતી. દિવાળીની દરબારમાં તા. ૧૧ મી અક્ટોબર ૧૯૦૨ને દીને નામદાર ગાયકવાડ સરકારે એમણે છત્રી ભગાવની આસામી ઈનાયત કીધી હતી, અને તેની સનદ મકરસંક્રાતીની તા. ૯ મી જાનેવારી ૧૯૦૪ને દીને ભરાયેલી દરબારમાં નામદાર ગાયકવાડ મહારાજાએ દસ્તુરજીને રૂબરૂમાં બેમાડી આપી હતી. છેલ્લે ગયા માસની ૭ મી એપ્રીલે એઓનો એક પુરો બેટો કૈખોબાદ નાવર થયો તે દીને નવસારી તથા દેશાવરના પારસીઓએ પણ

એમને મુબારકબાદી આપી શાલે ઓગાડી હતી. એ રીતે મર્હુમ દસ્તુરજીએ પોતાની શક્તિ પ્રમાણે નવસારીના પારસીઓ ઉપર વડપણ ચલાવ્યું હતું, જો કે એલમ હુન્નરની બાબતમાં તો તેઓ કમનસીબ હતા.

તા. ૨૮ મી જાનેવારી ૧૯૦૭.

આજદીને નવસારીમાં દસ્તુર દારાબજી માહીઆરનાં ઉઠમણામાં તેમના બેટા એ૦ કેકોબાદજીને નવસારીના વડા દસ્તુર ઠેરવી અન્જુમન તરફથી તથા જૂદા જૂદા ગૃહસ્થો તરફથી શાલે ઓરાડવામાં આવી હતી. પુનાના નાયબ દસ્તુર કેકોબાદ આદરબાદે મર્હુમ દસ્તુરજીના મરણ માટે દીલગીરી બતાવી નવા દસ્તુરને મુબારકબાદી તથા લાંબી જીંદગી ઇચ્છી હતી. આ વેળા રૂા. ૭૩૮)ની રકમ ધર્માદાખાતે આપવામાં આવી હતી.

તા. ૨૬ મી માર્ચ ૧૯૦૭.

નવસારીના નવા દસ્તુર કેકોબાદ દારાબજી મહેરજીરાણા, સગીર વયના હોવાથી અને તેઓ કેળવણી લેવા મુંબઈ ગયલા હોવાથી તેઓ પાછા ફરે ત્યાં સુધી તેઓના ઓહદાનું કામકાજ ચલાવી લેવાને તેમના બાપના કાકા એ૦ ફરામજી કેકોબાદજી દસ્તુર મેહેરજીરાણાને આજદીને અન્જુમને મળી ચુંટી કાઢેલા જાહેર કીધા હતા. સગીર દસ્તુર કેકોબાદજીએ ગાદીનાં માન ખાતર કામચલાઉ દસ્તુર ફરામજીને ઓરાડવાને એક શાલ મુંબઇથી મોકલી હતી, તે પ્રમુખ દેસાઈ પેસતનજી ખુરશેદજીને હાથે તેમને ઓરાડવામાં આવી હતી.

તા. ૧૭ મી મે ૧૯૦૭.

નવસારીમાં બગરસાથ મોબેદોને બરશનુમ લેવાનો બરસીગો અને તેને લગતી જમીન જે મોટા દેસાઇજીએ આપેલી હતી, તેને ફરતા તારના કઠેરા તથા દરવાજો શેઠ મહેરવાનજી આદરજી દેસાઇએ પોતાને ખર્ચે કરાવી તેને લગતું જશન આજદીને કરાવ્યું હતું.

તા. ૨૨ મી જુલાઈ ૧૯૦૭.

નવસારીની વડી દરેહમેહેર તથા તેમાં થતાં ક્રિયા કામોની મોતેમરી જાળવવાનું એક ફંડ આજદીને અન્જુમને મળી ઉભું કર્યું હતું.

પસાર થયેલા ઠરાવો—

"વડી દરેહમેહેર તથા તેમાં થતાં ક્રિયા કામોની મોતેમરી જાળવવાનું ફંડ" એ નામ, જે ફંડ ઉભું થાય તેને આપવું. આ ધર્મખાતાની નેમ વડી દરેહમેહેરની મોતેમરી જાળવવા તેમજ સુઘડાઈ સફાઈ, મકાનની દુરસ્તી, આતશ દાદગાહની જાળવણી તથા આતશબહેરામ સાહેબના મકાનમાં સફાઈ સુઘડાઈ સાચવવાની તથા ક્રિયા કામો કરવાનીછે અને જે માડેઓ તરફથી દરેહમેહેરનો તથા આતશ બહેરામ સાહેબનો હાલ ખર્ચ ચાલુછે તેઓ તે કર્યા જશે. અગર જે વધારાનો ખર્ચ હશે તે આ ફંડમાંથી થશે. જે ગૃહસ્થો ફંડમાં રૂા. ૫૦૦) કીંવા વધારે રકમ આપે તેના ઉપજતાં વ્યાજમાંથી ½ ભાગ નિભાવ ફંડ માટે ગણી બાકીના વ્યાજમાંથી તેના પ્રમાણમાં જે ક્રિયા થઇ શકતી હોય તે ક્રિયા નાણા ભરનાર સાથે સરત કરીને કરવી. એકાં થએના નાણાં

અનામત રાખી તેના વ્યાજમાંથી ખર્ચ કર્યો જવું. નાણાંનો વધારો થવા સાથે ક્રિયા કરનાર એક મોબેદને આતશ દાદગાહની જાળવણી વગેરે ક્રિયા કરવા માટે પાંચે પોળના મોબેદ સાહેબોની વારી પ્રમાણે, દસ્તુરજી સાહેબ ઠરાવી આપે તેને, પગારદાર રાખવો. તેમજ ખર્ચની જોગવાઈ મળતાં ધર્મની બહેતરી માટે ક્રિયા કામોમાં વધારો કરતા જવું. કોઇપણ ભગરસાથ અથોરનાનને ત્યાંના શુભ અવસરે તેઓની ખુશીમાં આવે તે ફંડમાં ભરે. કોઈપણ જરથોસ્તી પોતાના ગુજર પામેલા વહાલાનું એક નામ દરરોજ યાદ કરાવવા માંગતા હોય તેઓ રૂ. ૫૦૦) કિંવા વધારાની રકમ આ ફંડમાં ખાતું પડાવી આપશે તો દરરોજ દરેમેહેરમાં થતાં આફ્રીનગાન બાજની ક્રિયામાં સુચવેલું એક નામ યાદ કરવામા આવશે. આ ખાતાનો વહિવટ ૨૫ જણની કમિટિથી ચલાવવામાં આવશે. તેઓમાં સરનશીન, એક ખજાનચી અને બે સેક્રેટરીની નિમણુંક કરવી. તેમાં સરનશીન તરીકે ગાદીનશીન વડા દસ્તુરજી સાહેબને જાથુકના નિમવા. તેમજ બન્ને અકાબર સાહેબોને કમિટિમાં જાથુકના રાખવા. કમિટિના સરનશીન તેમજ બીજા અકાબર શિવાયના તમામ આધકારીઓ દર ત્રણ વર્ષે પોતાનો હોદ્દો છોડશે, અને તેઓની જગ્યાએ નવા કારોબારીઓ સમસ્ત ભગરસાથ અન્જુમન ચુંટી કાઢશે. હોદ્દો છોડતા કારોબારીઓ પાછા ચુંટી કાઢવાને લાયક ગણાશે. પણ જો ત્રણ વરસની અંદર કોઈ કારોબારીની જગા હરકોઈ કારણથી ખાલી પડે તો તેની બાકી રહેલી મુદ્દત માટે નવો કારોબારી મજકુર કારોબાર મંડળી પોતે જ પસંદ કરી નીમી શકશે. આઠ કારોબારીઓની હાજરીથી કમિટિનો કોરમ થએલો ગણાશે. જનરલ સભાનો કોરમ ૨૫ સભાસદો એકઠા થવાથી ગણાશે. આ ખાતાની શરૂઆત રોજ ૧ લો માહ ૧ લો સને ૧૨૭૭ યઝદઝર્દીને દીને ચાલુ કરવી. અને તે દિવસથી એ ખાતાના તમામ વહિવટનો હેવાલ તથા હિસાબ કમિટિએ દર સાલો સાલ જાહેર કરવો અને કમિટિએ પોતાની ત્રણ વરસની મુદ્દત પુરી થતાં હેવાલ તથા હિસાબ છપાવી જાહેરમાં મૂકવો. પણ જો ત્રણ વર્ષ પુરાં થતાં હિસાબ છપાવી જાહેરમાં ન મુકે તેમજ પોતાનો હોદ્દો ન છોડે તો અન્જુમને તેઓને કારોબારી તરીકે ગણવા નહિ, પણ બીજા નવા કારોબારીની નીમણુંક કરવી અને જુના કારોબારીઓને હિસાબના જોખમદાર ગણવા. કોઇપણ જરથોસ્તી પોતાને ત્યાંના સદ્અવસરે નાણાં ભરશે તે ઉપકાર સાથે સ્વીકારવામા આવશે અને તે નાણાંની પહોંચ સેક્રેટરીઓની સહી સાથની આપવામાં આવશે તેમજ દરેમેહેરમાં મૂકવા લાયકનો સામાન ઉપકાર સાથ સ્વીકારવામાં આવશે. મજકુર ધર્મખાતાનાં જે નાણાં એકઠા થાય તે સેક્રેટરીઓએ ખજાનચીને ત્યાં ભરવાં અને ખજાનચી તે નાણા સેવીંગ્સ બેંકમાં જમા કરે અને તે રકમ રૂ. ૫૦૦)ની થાય ને તેને ઇંગ્રેજ સરકારની જામીનગીરીના કાગળીઆઓમાં રોકવી અને ત્રણે અકાબર સાહેબો, ખજાનચી અને બન્ને સેક્રેટરીઓને નામે લઇને, મુંબઈ બેંકમાં અનામત રાખવી. ઉપલા ઠરાવોમાં કમિટિને જરૂર જણાય તો અન્જુમનની બહાલી મેળવીને ફેરફાર કરવો.

દરેમેહેરમાં ક્રિયા કામોમાં તેમજ બીજા કોઇપણ હકોમા પુર્વેથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે જેના તેના હકો હોય તેની અંદર કમિટિએ જરા પણ દરમ્યાનગીરી કરવી નહિ તેમજ કમિટિને કાયદાઓમાં ફેરફાર કરવા કલમ ૧૮ મુજબ અધિકાર

આપ્યોછે પરંતુ કલમ ૧૧ મુજબ અકાબર માટેમોને જાયુકના દાખલ કર્યાછે તે મુજબ કલમ ૧૯મા કોઇપણ વખતે ન્ફાર કરી શકાશે નહિ

નિમાયેલી કમીટી

એ પછી નીચે મુજબની મેનેજીંગ કમિટિ નિમવામા આવી હતી ઘણે અકાબરો હોરમસજી ફરદુનજી, દસ્તુર આદરજી નોસરવાનજી ન્તાર, એદલજી બરજોરજી મુન્ના, બરજોરજી કાવસજી મસાની, ખુરશેદજી એરચજી પારવી, સોરાબજી મનચેરજી દેસાઈ, રૂસ્તમજી જમશેદજી દેસાઈ, પેસ્તનજી રતનજી દારુ, રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર, ફ્રેમ્સાસજી કાવસજી બાજ, આરજી એદલજી બજ, સોરાબજી માણેકજી દસ્તુર, હોરમસજી જમશેદજી કોટવાલ, ખરશેદજી માણેકજી વંડ્ફાર, મેરવાનજી આદરજી દેસાઈ, મેરવાનજી દારાબજી કોટવાલ, રૂસ્તમજી એરચજી પારવી, એરચજી ફરામજી દસ્તુર, રૂસ્તમજી એજનજી ગનજી, ફરદુનજી એદલજી વંડીફાર, માણેકજી હોરમસજી કોટવાલ, અને ફરેદુન રતનજી રૂસ્તમજી કાગા ઉપલી કમિટિમા પ્રમુખ તરીકે વડા દસ્તુરજી, ખજાનચી તરીકે મી બરજોરજી કાવસજી મસાની અને સેક્રેટરીઓ તરીકે એરવદ ૩ એ પારવી અને આ નો કુતારને ચુંટી કાઢવામા આવ્યા હતા

તા ૨૬ મી ઑગસ્ટ ૧૯૦૭ રોજ ૧૭ માહ ૧૨ (શે૦) ૧૨૭૬ યઝદેઝર્દી

નવસારીની વડી દરેમેહરના મકાનની શેઠ કાવસજી એરચજી દેસાઇએ મરામત કરાવી તેમા એક નવુ મકાન બધાવ્યુ તે મકાનને પર્તવવાની ક્રિયા આજદીને કરવામા આવી હતી જશનની ક્રિયા કામચલાઉ દસ્તુર ફરામજી કૈકોબાદજી મહેરજી રાણાએ કીધા બાદ તેમણે અન્જુમન તરફનુ એક માનપત્ર તથા શાલ શેઠ કાવસજીને એનાયત કરી હતી માનપત્રમા જણાવ્યું હતુ કે વળી તમારા ધણીઆણીએ એ દરેહમેહરમા દાદગાહ જાયુક રોશન રાખી તેના ઉપર પાયે ગેદમા ન્યાએશ કરવાને ખાતર જે નાદર રકમ આપી આ દરેહ મેહરના મહત્વમા વધારો કર્યો છે તેથી અમોને બેહદ ખુશી ઉપજી છે એ બાદ મર્હુમ દસ્તુર રૂસ્તમજી નસરવાનજી મહેરજી રાણાના ઘર તરફથી તથા દેસાઈ ખાનદાન તરફથી વડા દેસાઈ શેઠ પેસ્તાનજી ખુરશેદજીને તથા બીજીમોરાના પથકી એ૦ સોરાબજી કોનાભાઈ તરફથી શેઠ કાવસજીને શાલો ઓગાડવામા આવી હતી શેઠ કાવસજીએ તે બધાનો એક ટુંક ભાષણ કરી ઉપકાર માન્યો અને તેમ કરતા મર્હુમ દસ્તુર દારાબજી માહીઆરજીના મરણ માટે દલગીરી બતાવી હતી તથા દસ્તુર કૈકોબાદજીને માટે એક શાલ દસ્તુર ફરામજીને આપી હતી એ બાદ ચાશની કરી મિજલસ બરખાસ્ત થઈ હતી

---

ઇ સ. ૧૯૦૮ના પારસીઓ

તા ૫ મી જાનેવારી ૧૯૦૮ રોજ ૨૦ માહ ૪ (શ) ૧૨૭૭ યઝદેઝર્દી

**મરણ**—બીખાજી કાવસજી કાગા, ઉમ્મર વર્ષ ૬૨ એમણે પોતાની કેળવણી નવસારી સર કાવસજી જહાંગીર મદ્રેસામા લઈ મેટ્રીક થયા પછી થોડો વખત વકીલાતનો અભ્યાસ કરવા બાદ શિક્ષક તરીકે ઉપલીજ મદ્રેસામા રહ્યા હતા, અને તે પછી પોલીસ ખાતામા ગાયકવાડી નોકરીમા જોડાઇ ફોજદારનો હોદ્દો ધરાવતા હતા, એમનુ

મરણ મુંબઈમાં નીપજ્યું હતું. એમણે બીલીમોરામાં પ્લેગ વખતે ડા. ધનજીભાઇ મહેતા સાથે સારી નોકરી બજાવી હતી.

તા. ૧૯ મી જાનેવારી ૧૯૦૮. રોજ ૮ માહ ૫ (શે.) ૧૨૭૭ યઝદેઝર્દી.

**મરણ:**—બાપુજી ખરશેદજી મુલ્લાં. એમણે નવસારીના પહેલવાનમાં એક વાર નામ કાઢયું હતું. એઓ આગળ પોતાના જોર માટે જાણીતા હતા. એમણે વડોદરા કૉલેજમાં તથા ઘણેખરે ઠેકાણે કસરતના ઉસ્તાદનું કામ કર્યું હતું, ત્યાર બાદ એઓ બ્રિટીશ સરકારની નોકરીમા અબીણ ખાતામાં જોડાયા હતા, ત્યાં પોતાની બાહોશીથી વધ્યા હતા, અને હમણાંની નવી સીસ્ટમમાં સર્કલ ઇન્સ્પેકટર થયા હતા. પંચમહાલ ડિસ્ટ્રીકટમાં એઓ નોકરી કરતા હતા.

કલકત્તાવાળા શેઠ મહેરવાનજી નાનાભાઇ મહેતાએ પોતાનું નવસારીનું મકાન ત્યાંની મર્હુમ શેઠ રૂ. જ. જીજીભાઇ ઍંગ્લો વર્નાકયુલર સ્કુલને માટે ભેટ આપી દીધું હતું, અને નવસારીના સુબા ખા. બા. યુસફઅલીને હાથે ખુલ્લું મૂકાયું હતું.

તા. ૨૧ મી જાનેવારી ૧૯૦૮. રોજ ૧૦ માહ ૫ (શે.) ૧૨૭૭ યઝદેઝર્દી.

**મરણ:**—હોરમસજી મહેરનોશજી વજીફદાર, ઉ. વ. ૫૦, એઓ નવસારીના જાણીતા દસ્તુરના ખાનદાનથી ઉતરેલા હતા. તાતા શેઠની નાગપુર મીલમાં એક ઍપ્રેન્ટીસ દાખલ જોડાયા હતા, અને સાત વર્ષ સુધી વીવીંગ માસ્તર તરીકે કામ કરી બદનેરાની મીલમાં પહેલા ઍસીસ્ટન્ટ મૅનેજર દાખલ જોડાઈ પાછળથી વડા મૅનેજર તરીકે ૨૩ વર્ષ સુધી હોદ્દો ભોગવ્યો હતો. એજ વખતે બદનેરાની આસપાસનાં બીજાં ગામોની મીલો ઉપર દેખરેખ રાખતા હતા. એમણે બદનેરામાં દૉખમું, અગીઆરી અને ઇસ્પીતાલ માટે પોતાની જરખરીદની જમીન મફત આપી હતી.

તા. ૧૭ મી માર્ચ ૧૯૦૮.

નવસારીનાં શેઠ જમશેદજી નસરવાનજી તાતા ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલ હુન્નરશાળાની ધી કૅખુશરૂ એદલજી બામજી ખુશરૂ બીલ્ડીંગ ખુલ્લી મૂકવાની ક્રીયા આજરોજે મહારાજા સયાજીરાવ ગાયકવાડે કરી હતી.

તા. ૨૭ મી જુલાઇ ૧૯૦૮.

**મરણ:**—રતનજી ફરામજી દાબુ ઉ. મ. ૬૩, નવસારીના એક ગરીબ સ્થિતિના અથોરનાન જાદા. એમણે પોતાનાં જાતી બુદ્ધી, બળ, ઉદ્યોગ, સાહસીકપણા તથા જાહેર હિમ્મતથી આગળ વધી નવસારીના એક આગેવાન શેહેરી તથા ત્યાંની પારસી કોમના નવા શેઠીઆ થઈ તે તરફના રાજ તથા રૈયતમાં મોટું માન મેળવ્યું હતું. એઓ નાની વયમાં પોતાના મોબેદ પિતા સાથે આફરગાન સતુમ વગેરે કરતા હતા, અને નાવરની પદવી મેળવી હતી. એ પછી કેળવણી લેવાનું મોકુફ કરી નોકરીમાં જોડાયા અને નવસારીના તથા બીજાં રેલ્વે સ્ટેશનો ઉપર કોર્ચીંગ કલાર્ક તથા ત્યાર પછી ખારાઘોડા વગેરે જગ્યાએ પોસ્ટ માસ્તરની નોકરી કરી હતી. ત્યારબાદ કંટ્રાકટના ધંધામાં ઝીપલાવી રેલ્વેના તેમજ ગાયકવાડી તથા ઇંગ્રેજી રાજ્યોમાં પબ્લીક વર્કસનાં નાનાં મોટા કંટ્રાકટો પોતાની જાતે તેમ ભાગીદારીમાં લેવા માંડયાં, જેની રૂએ નવસારીના અનેક જાહેર બાંધકામો તેમને હસતક થયેલાં હતાં. ઇ. સ. ૧૮૭૪થી જમીનદારીના ફળદ્રુપ

ધંધામાં પછી તે એટલી હદ સુધી વધારી દીધો કે છેવટે ગાયકવાડી રાજ્યના તેઓ એક સર્વોપરી જમીનદાર થઇ પડયા. ગાયકવાડી તથા ઇંગ્રેજીમાં મળી તેમની જમીન ૩૫૦૦૦ વિંઘાં અને તેનું એકંદર વાર્ષીક ભરણું રૂ ૫૦૦૦૦નું હતું. પાછળથી તેમણે જમીનદારીમાં જંગલો કાપવાના મોટા બીકટ ધંધાનો ઉમેરો કર્યો. ધંધા રોજગારના આ માહગીકપણા તથા ખાતગરપણાં સાથે તેઓ રાજ્ય તથા રૈયતનાં જાહેર કામોમાં ભાગ લેનારા તથા સખાવત કરનાર એક જાહેર પુરૂષ હતા. નવસારીના લોકોની લગભગ દરેક સાર્વજનિક હિલચાલમાં એમનો આગેવાન ભાગ હતો. નવસારીના પારસી જરથોસ્તીઓનાં કામોમાં તેમની આગેવાની તથા મહેનત એટલી બધી હતી કે તેઓ ત્યાના હદ્દાર અકાબર નહીં છતાં લગભગ તેવુંજ માન તથા પ્રખ્યાતી ભોગવતા હતા. નવસારીના ધણાખરા પારસી ફંડો સાથ તેઓ ત્રસ્ટી, કારોબારી, સૅક્રેટરી, યા ખજાનચીના અધિકારથી જોડાયેલા હતા. નવસારીની વડી દરેમેહરમાં અન્જુમનને નામે મુક્તાદ માંડવાનું તથા યજશને, બાજ, ને આફ્રીંગાન ચાલુ રાખવાનું મંડાણ મુખ્યત્વે કરીને એમની કારસ્તાજીને આભારી છે. પોતાની દોલતના પ્રમાણમાં એમણે પ્રસંગોપાત સખાવત પણ ઘણી કીધીછે. જેમાં મહારાજા સયાજીરાવની યાદગીરીમાં નવસારી હાઇસ્કુલના મેટ્રીકમાં ચઢતે નંબરે આવનાર છોકરાને સોનાનો ચાંદ આપવાને માટે રૂ. ૧૦૦૦ તથા એજ મહારાજાની જ્યુબીલીની ખુશાલીમા રૂ. ૧૫૦૦ અને મહારાજાના પૌત્ર પ્રીન્સ પ્રતાપસિંહના બારસાની ખુશાલીમાં સ્ટુડન્ટસ ક્વાર્ટર્સ બાંધવા માટે રૂ. ૧૭૦૦૦ આપ્યા હતા. વળી પોતે પારસી જનરલ હૅાસપીટલ બાંધવા તથા ચલાવવા સારૂ.

તા. ૭ મી ઓગષ્ટ ૧૯૦૮.

નવસારીમાં શેઠ બહેરામજી નસરવાનજી સીરવાઇએ રૂ. ૩૦ હજારની સાડા ત્રણ ટકાની સરકારી નોટ ધર્મ ખાતે કાઢી તે એવી સરતે આપી હતી કે તેનું જે વ્યાજ ઉપજે તેમાંથી એઓ જેમ દર વર્ષે નવસારી ખાતે ધર્મ ક્રિયાઓ કરતા આવ્યા હતા તેમ ચોક્કસ ગોઠવણ મુજબ કરવી. વળી શેઠ બહેરામજીએ રૂ. ૬૦૦૦ને ખર્ચે નવસારીની લુનસીકુઇના મેદાનની આજુબાજુ મોટા કઠેરા કરાવવા ઉપરાંત એક ફુવારો મેલ્યો જે તૈયાર થવાથી લોકો માટે આજ રોજે ખુલ્લો મૂકવામાં આવ્યો હતો. આ મેદાનને શેઠ બહેરામજી નસરવાનજી શીરવાઈ પાર્ક એવું નામ આપવામાં આવ્યું છે.

તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૦૮.

નવસારીવાળા શેઠ મહેરવાનજી નાનાભાઈ મહેતાએ ત્યાંના દુધા મહોલ્લાનું આવેલું આશરે રૂ. ૧૫૦૦૦ની કીંમતનું મકાન ત્યાંની શેઠ રૂ. જ. જીજીભાઈ એંગ્લો વર્નાક્યુલર સ્કુલના જાયુકના ઉપયોગ સારૂ આ સાલ ભેટ આપ્યું હતું. જે સખાવત માટે નામવાર ગાયકવાડ સરકાર તરફથી શેઠ મહેરવાનજીને શાબાશી આપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૦૮.

નવસારીની વડી દરેમેહરમાં દરરોજ થતાં બાજ આફ્રીંગાન વિગેરેની ક્રિયા કામોની મોતેબરી જાળવવાના ફંડમાં શેઠ કાવસજી એરચજી દેસાઇએ આતશ દાદગાહની જાળવણી માટે તેમજ પાંચે વખત બોય દેવા માટે વ્યાજ વાપરવાની શરતે રૂ. ૨૦૫૦

આપ્યા હતા. એજ દરેમેહરનાં મુક્તાદ, ઇજશને, આફ્રીંગાનના ફંડમાં શેઠ રતનજી ફરામજી દાણુના ઉઠમણામાં ભરાયેલી રકમમાંથી રૂ. ૧૦૩૫ આપવામાં આવ્યા હતા.

તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૦૮. રોજ ૧ માહ ૧ (શે.) ૧૨૭૮ યઝદેઝર્દી.

મરણ:—નાયબ દસ્તુર એદલજી નવરોજી મહેરજી રાણા, નવસારીના ઉ. વ. ૭૮. એમણે નાની ઉમ્મરે નાવર મરાતબ થઈ ૨૧ વર્ષની વયે મુંબઇ જઈ સર જમશેદજી જીજીભાઈ અવસ્તા વર્ગમાં જોડાઈ ત્રણ વર્ષ સુધી ત્યાં અવસ્તા પહેલવી તથા ફારસીનો અભ્યાસ કર્યો હતો, ત્યાર પછી જી. આઇ. પી. રેલ્વે ઉપર દશ વરસ સુધી કંટ્રાકટરનું કામ કીધું હતું. ત્યારબાદ એઓ વાડીઆજીના આતશ બહેરામમાં બૉય દેવાનું કામ કરતા હતા, જ્યાંથી ૧૮૮૭માં નવસારીના નાયબ દસ્તુર તરીકે નિમાયા હતા, એ હોદ્દો એમણે પોતાના મરણ સુધી ભોગવ્યો હતો. એમને નવસારી કસ્બા તરફથી ગાયકવાડ સરકાર વિગેરે સનમુખ પ્રતિનીધી તરીકે મોકલવામાં આવતા હતા. એમણે અવસ્તા પહેલવીના પુસ્તકો તથા લેખો નવસારીની મહેરજી રાણા લાયબ્રેરીને ભેટ કર્યાં હતાં. એમણે હાથે લખેલી ચાર અવસ્તાની કિતાબો પ્રો. ડાર્મસ્ટેટર પોતાની સાથે યુરોપ લઈ ગયા હતા.

તા. ૬ ઠી અકટોબર ૧૯૦૮.

નવસારીમાં શેઠ જમશેદજી નસરવાનજી તાતા ઉદ્યોગશાળા જે ત્યાંની સર કાવસજી જહાંગીર મદ્રેસા હાઇસ્કુલને લગતી છે અને જે કેમશરૂ એદલજી બાગજી બીલ્ડીંગમાં સ્થાપવામાં આવી છે તેને આજદીને સર કાવસજી જહાંગીર મદ્રેસાને સ્થાપવાને ચાર વર્ષ પુરાં થયાં તે દીને ખુલ્લી મુકવાની ક્રિયા કરવામાં આવી હતી.

તા. ૧૭ મી ડીસેમ્બર ૧૯૦૮. રોજ ૬ માહ ૪ (શે.) ૧૨૭૮ યઝદેઝર્દી.

મરણ:—દસ્તુર નોશેરવાનજી રતનજી કુતાર, ઉ. વર્ષ ૭૬; નવસારીના પ્રખ્યાત દારાબ પાહલન ખાનદાનના નબીરા. એઓ નવસારીની અન્જુમનની બીજી ખુરશીના દસ્તુર તરીકે આશરે ૧૪ વર્ષ થયાં નિમાયા હતા.

તા. ૨૩ મી એપ્રીલ ૧૯૦૯. રોજ ૧૩ માહ ૮ (શે૦) ૧૨૭૭ યઝદેઝર્દી.

મરણ:—શમસુલ ઉલ્મા દસ્તુર હોશંગ જામાસ્પ, જામાસ્પ આશાના, સી.આઈ.ઈ. ઉમ્મર વર્ષ ૭૫. દખણના વડા દસ્તુર. એઓ નવસારીના પ્રખ્યાત દસ્તુર જામાસ્પ આશાના (૧૭૯૩-૧૭૫૩)ના નબીરા બહમનજી જમશેદજીના દીકરા એદલજીના દીકરા જામાસ્પના એક દીકરા થતા હતા.

એમનો જન્મ નવસારીમાં તા. ૨૬ મી એપ્રીલ ૧૮૩૩ને દીને થયો હતો. એમણે પોતાના વડા ભાઈ સરદાર દસ્તુર નોશેરવાનજી આગળ ઝંદ તથા પહેલવીનો અભ્યાસ કરી પાછળતી ઝબાનશનાસી (ફાયલૉલૉજી)ના નિયમ મુજબ એ ભાષાઓનો અભ્યાસ વધાર્યો હતો.

એમણે ઉર્દુ, ફારસી અને અરેબીક ભાષાની તાલીમ દખણ હૈદ્રાબાદવાળા મોલવી ફકરૂદ્દીન અને માગીનશાહ આગળ લીધી હતી તથા એક પંડીતના હાથ હેઠળ સંસ્કૃતનો અને નાના તાત્યાસાહેબ આગળ મરાઠી તથા જ્યોતિષ વિદ્યાનો અભ્યાસ કર્યો હતો.

"ઇ. સ. ૧૮૫૭ના બંડના યાદગાર બનાવ વખતે એમણે છુપું ખબર ખાતું ચાલુ

કરી ઈંગ્રેજ સરકારની કિમતી સેવા બજાવી હતી કે જે માટે સરકારે એમની કદરબુજી હતી." ઇ. સ. ૧૮૫૯ થી તે ૧૮૬૩ સુધી એમણે મઉમાં દસ્તુરી ચલાવી હતી, જે દરમ્યાન ત્યાં એમની મહેનતથી કેળવણી ખાતું તથા મ્યુનીસીપાલીટીની સ્થાપના થઇ હતી, અને મઉ હાઇસ્કુલના મૅનેજીંગ કમિટિના એઓ સરનશીન ઠર્યા હતા. એઓ ત્યાંજ મ્યુનીસીપલ કમીશનર તરીકે મ્યુનીસીપલ કારોબારમાં આગેવાનીભર્યો ભાગ લેતા હતા કે જે માટે મઉના વડા લશ્કરી ઑફીસર સર એડવર્ડ ગ્રીને ઘટતા શબ્દોમાં તારીફ કરી એમનો જાહેરમાં ઉપકાર માન્યો હતો. ઈ. સ. ૧૮૬૩માં મુંબઈ સરકારે જરથોસ્તી ધર્મના પુરાણા પુસ્તકોની શોધખોળ માટે ડૉ. માર્ટીન હાઉગ (૧૮૨૭-૭૬) અને એમની નિમણુંક કરી હતી. આ માટે એઓ તા. ૧૪ મી ડીસેમ્બર ૧૮૬૭ને દીને ગુજરાતને પ્રવાસે નીકળ્યા હતા. આ પ્રવાસ દરમ્યાન જે પુસ્તકો હાથ લાગ્યાં હતાં તે મોટે ભાગે હાલ મુંબઈ યુનીવર્સીટીની લાઇબ્રેરીમાં મોજુદ છે.

તા. ૨૩ મી નવેમ્બર ૧૮૬૫ને દીને એઓ પુનાની પારસી મૅટ્રીમોન્યલના એક ડૅલીગેટ થયા હતા. તા. ૫ મી માર્ચ ૧૮૬૬ને દીને મુંબઈ સરકારે પહેલવી ભાષાના કેટલાંક પુસ્તકો ઍડીટ કરીને છપાવવા માટે એમની ખાસ નિમણુંક કરી હતી, અને તે મુજબ " ઝંદ પહેલવી ગ્લૉસરી ", " પહેલવી પાઝંદ ગ્લૉસરી ", " વિરાફનામા ", " ગોસ્તે ફરીયાન " તથા " હાદોખ્ત નુસ્ક ", " શેકનગુમાની વઝાર " અને " વંદીદાદ ઝંદ અને પહેલવી " છપાઇને બહાર પડયા હતા.

૧૮૬૬માં મુંબઇ સરકારે એમને યુનીવર્સીટીના ફેલો નિમ્યા હતા, અને એઓ પુનાની મ્યુનીસીપાલીટીના ૧૮૭૩થી એક અધિકારી હતા તથા ૧૮૭૫થી એમને પુનાની "ડક્કન કૉલેજ"ના, પૂર્વ દેશોની ફારસી તથા બીજી ભાષાઓના ઍસીસ્ટંટ પ્રોફેસર તરીકે નિમવામાં આવ્યા હતા. ૧૮૭૮–૯૪માં યુનીવર્સીટીની ઍમ. ઍ. સુધીની પરીક્ષાઓના ફારસી ભાષાના પરીક્ષક તરીકે એમની નિમણુંક થતી હતી.

તા. ૨૦ મી સપટેમ્બર ૧૮૭૭ને દીને એમણે પોતાના વડા ભાઇ સરદાર દસ્તુર નોશીરવાનજી સાથ પુનામાં બઝમે રૂઝે બહેરામ નામની મંડળી સ્થાપવામાં આગેવાની લીધી. એ મંડળીના એઓ પોતાના મરણ સુધી સરનશીન હતા, અને એ મંડળી તરફથી એમણે જૂદે જૂદે વખતે વાયજો કરી હતી. તે સઘળી એક પુસ્તકના આકારમાં છપાઇ બહાર પડી છે.

તા. ૧ લી જાન્યુઆરી ૧૮૭૮ને દીને એમને સરકાર તરફથી ખાનબહાદુરનો ખિતાબ મળ્યો હતો, જેની ખુશાલીમાં ઉપલી બઝમે ' ખા. બા. દસ્તુર હૉશંગ પ્રાઇઝ ફંડ ' સ્થાપ્યું હતું.

તા. ૨૯ મી અકટોબર ૧૮૮૪ને દીને પોતાના વડા ભાઇ સરદાર દસ્તુર નોશીરવાનજીની જગ્યાએ એઓ દસ્તુર નિમાયા હતા, અને એમની દસ્તુરીની કારકીર્દી દરમ્યાન જૂદે જૂદે ઠેકાણે આઠ દરેહમેહેરો અને આઠ દૉખમાઓ એમની દસ્તુરી દેખરેખ અને ઉપરીપણા હેઠળ પરદાયાં હતાં.

તા. ૨૮ મી નવેમ્બર ૧૮૮૬ ને દીને વિયેના યુનીવર્સીટી તરફથી એમને ઑસ્ત્રીયાના શહેનશાહની મંજુરી સાથે ડૉકટર ઑફ ફીલોસૉફી અને માસ્તર ઑફ આર્ટસની પદ્દી મળી હતી.

૧૮૮૪ના એઓ તથા એમના ભાઇઓએ મળી પુનાની સન્દાન ખા આ દસ્તુર નોશીરવાનજી ટેમ્પલને માટે રૂ ૧૫ હજારનુ એક મકાન ભેટ આપ્યુ હતુ

એવણો તા ૧ ની જાન્યુઆરી ૧૮૮૦ ને દીને શમ્સ-ઉલ-ઓલ્માનો ઇલકાબ હિંદી સરકાર એનાયત કીધો હતો તા ૧ લી જાન્યુઆરી ૧૯૦૬ને દીને નામદાર સરકારે એમને સી આઈ ઇ નો ખિતાબ બક્ષ્યો હતો, જે પારસી દસ્તુરોમા પહેલ વહેલો એમને જ મળ્યો હતો

પુના અને દેશાવરોના ઘણાક ખાનગી તથા જાહેર ખાતાઓ સાથે એમનો સબધ હતો

દસ્તુર હોશગે આજ (૧૯૦૮ના) સાલમા પોતાની "જરથોસ્તી ધર્મ સબધી વાતચીતો'નો સગ્રહ કરી તેનુ એક પુસ્તક છપાવ્યુ હતુ ૨૪ વરસ સુધી દસ્તુરીનો હોદ્દો ભોગવી એઓ પુનામા ગુજર્યા હતા

તા ૧૭ મી મે ૧૯૦૮ રોજ ૨ માહ ૯ (શે) ૧૨૭૭ યઝદેઝર્દી

નવસારીના આતશબહેરામમાના આતશના પાતરાની હેઠળનુ સગેમરમરનુ પથ્થરનુ તખ્ત બાગેલુ માલમ પડ્યાથી તેવાજ પથ્થરનુ એક નવુ તખ્ત ગોડવવાળા શેર કાવસજી એન્ચજી દેશાઇએ પોતાના ખર્ચે આજ રોજે મૂકાવ્યુ હતુ આ તખ્ત ખાસ વિલાયતથી બનાવી મગાવેલ આશરે બાર મણના વજનનુ હતુ

તા ૧૧ મી જુલાઇ ૧૯૦૮

નવસારીના જાણીતા રહીશ શેઠ રતનજી ફરામજી દાણુએ આજ દીને નામદાર ગાયકવાડના પૌત્રના બારમાનો, યાને નામ પાડવાનો, દિવસ હોવાથી તેની ખુશાલીમા નવસારીની સર કાવસજી જહાંગીર સ્કુલને લગતુ એક "સ્ટુડન્ટસ ક્વાટર્સ" બાધવા માટે રૂ ૧૦ હજાર આપવા કબુલ કર્યું હતુ

મરણ —હોરમજદજી એદલજી કાસદ ઉ વ ૭૭, નવસારી નજદીક ગોરખડી ગામના પટેલ અને જાગીરદાર એમની ગોરખડી અને તેની આસપાસ હજારો વિઘા જમીન આવેલી છે, જ્યા એક રાજા જેવી બાદશાહી કરતા હતા એમની દયાળુ લાગણીને લીધે એમને તરફ સર્વે ગામડાના પારસીઓ બહુજ માનથી જોતા હતા

તા, ૨૭ મી નવેમ્બર ૧૯૦૮ રોજ ૧૭ માહ ૫ (શે) ૧૨૭૮ યઝદેઝર્દી.

મરણ —સોરાબજી પાલનજી દીગરીઆ, ઉ વ ૬૧ એઓ અગ્રેજી ફરદુનજી પાલખના કારભારી હતા તે પછી નવસારીમા કાપડનો વેપાર કરતા હતા નવસારી, મલેસર અને મોટે ફળીએ ના ધરમ ખાતાના તેમજ મહેરજીરાણા સર જમશેદજી જીજીભાઇ ગુજરાતી સ્કુલ તથા મર્હુમ રૂસ્તમજી જમશેદજી ઍગ્લો વર્નાક્યુલર સ્કુલના મંત્રી હતા અને એ ખાતાઓના કામમા ઘણો ઉલટભેર ભાગ લેતા હતા

તા ૧૩ મી ફેબ્રુઆરી ૧૯૦૯ રોજ ૪ માહ ૬ (શે) ૧૨૭૮ યઝદેઝર્દી

મરણ —દેસાઇ કાવસજી એન્ચજી ( ગોડવવાળા )-ઉ વ ૫૯) નવસારીમા એમણે પોતાની કેળવણી નવસારીની સર કાવસજી જહાંગીર મદ્રેસામા લીધી હતી, જ્યા એમણે અગાડીની કમરતમા નામ કાઢવાથી વાન્ડ્રોમની રાજકુમાર કૉલેજમા એજ કેળવણી એમને ઉસ્તાદ તરીકે નીમ્યા હતા તે વખતે એમની ઉમર ફકત ૧૯

જાની હતી. એ કૉલેજમાં એમના વખતમાં ગોંડળના પાટવી કુંવર ભગવતસિંહજી પણ શીખતા હતા, તેઓ ગોંડળના ઠાકોરની ગાદી પર આવતાંજ, એમને પોતાના પ્રાઈવેટ સેક્રેટરીનો હોદ્દો આપ્યો હતો, જે હોદ્દો એમણે સંતોષકારક રીતે છેલ્લે સુધી ભોગવ્યો હતો. એઓ પોતાની નાદુરસ્ત તબીયતને લીધે છેલ્લાં ત્રણ ચાર વર્ષ થયાં પોતાના વતન નવસારીમાં રજા ઉપર આવી રહ્યા છતાં, ઠાકોર સાહેબે એમની નોકરી-ની કદરસનાસીમાં એમને પૂરેપૂરો પગાર ચાલુ ઘેર બેઠાં પહોંચાડયો હતો. તેમજ એમને અંગ્રેજી સરકાર તરફથી માસીક પેન્શન રૂ. ૧૫૬નું મળતું હતું. એમણે નવસારીમાં આતશબહેરામ અને વડી દરેહમહેરમાં મોટી રકમ ખર્ચીને પ્રરતા ફેરફાર કરી આપ્યા હતા. એમની સખાવતનો આંકડો રૂ. એક લાખ ઉપર ગયેલો કહેવાનો હતો. એમણે નવસારીની ભગર અન્જુમનની સેવા બજાવી હતી તે માટે અન્જુમને તેમનું નામ જાહેર જશનમાં લેવાનો ઠરાવ એમના હૈઠમણામાં કરીને તથા એમની એક છબી આતશબહેરામના મકાનમાં મૂકીને, ઍહશાન માન્યું હતું. એમનો વિચાર નવસારીમાં આતશબહેરામની બિલ્ડીંગ નવેસરથી બાંધી આપવાનો હતો પણ ચોક્કસ કારણોને લીધે એમની ખાહેશ પાર પડી ન હતી.

તા. ૧૫ મી ફેબ્રુવારી ૧૯૦૯. રોજ ૬ માહ ૬ (શે) ૧૨૭૮ યઝદેઝર્દી.

,, ,, આજ દીને મર્હુમ શેઠ કાવસજી એરચજી દોસાભાઈના નવસારીમાં થયેલાં ઉઠમણામાં તેમની પોતાની પુંજીમાંથી રૂા. ૪૨,૫૦૦ તથા તેમનાં વિધવા તથા બીજા બેશીઓએ મળી ૪૦,૦૦૦ ધર્મ ખાતે આપ્યા હતા, જેમાંથી રૂા. ૨૦૦૦ જૂદા જૂદા ધર્મ ખાતાંમાં આપી બીજી રકમની કેમ વ્યવસ્થા કરવી તે હવે પછી જાહેર કરવા ઠરાવ્યું હતું.

,, શેઠ મહેરવાનજી નાનાભાઈ મહેતાએ નવસારીની રૂસ્તમજી જમશેદજી છીછીભાઈ ઍંગ્લો વર્નાક્યુલર સ્કુલને માટે પોતાનું રૂ. ૧૬૦૦૦ ની કિમ્મતનું મકાન તથા તેને લગતાં બીજાં ત્રણ ઘરો લઇ તેની ખુલ્લી જમીન ભેટ આપવા માટે, એક માનપત્ર આપવાનો નવસારીની પ્રજા તરફથી ઠરાવ થયો હતો, પણ મૌ. મહેતાએ નાદુરસ્ત તબિયતના સબબથી એ માનપત્ર જાહેર મેળાવડા સન્મુખ લેવા ના પાડી હતી. તેથી કેટલાક આગેવાન ગૃહસ્થોએ ડેપ્યુટેશનના આકારમાં એમને બંગલે જઇ એરવદ મેરવાનજી હોરમસજી કરકરીઆને હાથે માનપત્ર આપ્યું હતું.

**મરણઃ**—ગુલબાઇ દાદાભાઇ નવરોજજી, ઉ. વ. ૮૦, મહાન લોકરક્ષી દાદાભાઈ નવરોજજી એમ. પી. ના ધણિઆણી. એઓ ઘણાં સાદા, ભોળાં તથા અસલી વિચારના હતા અને વરસો સુધી પોતાનાં અતિ પરમાર્થી ખાવિંદ સાથે વિલાયતમાં ગયાં હતાં. આજ કેટલેક વખત થયાં શેઠ દાદાભાઇ પોતાનાં કુટુંબ સહીત વેસાવે ખાતે એકાંત જીંદગી ગુજારતા હતા ત્યાં એમનું મરણ નિપજ્યું હતું. એમની લાસને મુંબઇમાં ખેતવાડીમાં લાવી ત્યાંથી એક મોટી મિજલસની હજુરમાં અવલમંજલ પહોંચાડવામાં આવી હતી.

મદ્રાસના પારસી સીવીલીયન મી. પી. ફેરસાપ્પ (ફીરોઝશાહ ફૅરશાસ્પ દાદાચાનજી) ના ઉપર છેલ્લાં ગંતુરના ફ્લડના સંબંધમાં પોતાની ફરજ બજાવવામાં પછાત પડ્યા એવો આરોપ મકવામાં આવ્યો હતો, તેમને વગર તપાસે સસ્પેન્ડ કરવાનો એકતરફી હુકમ મદ્રાસની સરકારે કર્યો હતો. એ બાબે તેમણે વાંધો લેવાથી, તેમની તપાસ

ચલાવી એમને હોદ્દા ઉપરથી નીચે ઉતારવા કહ્યું, જેથી સનંદી નોકરીમાંથી તેમણે રાજીનામું આપ્યું હતું, પણ એમણે વિલાયત જઈ લડત ચલાવવાથી હિંદી વજીરે એમને પેન્શન આપવાનો હુકમ કીધો હતો.

રોજ ૧૫ માહ ૧૧ (શે) ૧૨૭૮ યઝદેઝર્દી.

**મરણ.**—દેસાઈ બાપુજી મહેરવાનજી, ઉ. વ. ૮૪. એમનો જન્મ નવસારી ખાતે સને ૧૮૨૫માં થયો હતો. એમણે પોતાની કારકીર્દીના ૪૦ વર્ષ સુધી નવસારી કસ્બાના દરેક જાહેર કામકાજોમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો, અને તે વખતના લગભગ દરેક સંસારી તેમજ ધાર્મીક વાંધાઓના પતાવનારા, મુખ્ય મદદગાર અને ખજાનચી તરીકે પોતાની સેવા અર્પણ કરી હતી. એઓ એક મોટા જાગીદાર તેમજ શરાફ તરીકે ઘણા જાણીતા હતા. એઓનું ઘર જાણે એક લવાદી કોર્ટ તરીકે પ્રખ્યાત હતું, અને એઓએ ઘણાં મોટાં કુટુંબોના નાણાંને લગતાં તેમજ સંસારી કજીઆ-ઓનો પોતાની કુનેહથી અપક્ષપાતપણે ઘરમેળે નિકાલ કર્યો હતો. એમણે નવસારીના આતશબેહેરામ, જુના દોખમા તેમજ સુરતની રૂસ્તમપરાની અગીઆરીને લગતાં કેટલાંક સમારકામો કરાવ્યાં હતા.

તા. ૨૭ મી જુલાઈ ૧૯૦૯.

નવસારીવાળા મર્હુમ રતનજી ફરામજી દાબુની બરસીને દીને આજે તેમના નામથી સ્થાપવામાં આવનારાં દાબુ સ્ટુડંટસ કવાર્ટરવાળા મકાનનો પાયો નાખવાની ક્રિયા ત્યાંના સુબા મી. યુસફઅલીએ કરી હતી. એ બાદ પબ્લીક હૉલમાં મર્હુમ મી. દાબુની છબી જે જાહેર ઉઘરાણાથી તૈયાર કરવામાં આવી હતી તે ખુલ્લી મૂકવાની ક્રિયા કરવામાં આવી હતી, જ્યાં ક્રિયા ખલાસ થયા બાદ મી. પેશોતન દાબુએ પોતા તરફથી તથા પોતાના ભાઈઓ તરફથી જણાવ્યું કે અમારા પિતાની આજ્ઞા મુજબ રૂા. ૩૫,૦૦૦ની રકમની જમીન જેની વાર્ષિક આવક રૂ. ૧૨૫૦ છે તે અમો ધર્મ ખાતામાં આપીએ છીએ. એ શરતે કે, ( ૧ ) તેમાંથી રૂ. ૫૦૦ ની રકમ દર વર્ષે નવસારીની વડી દરેમહેરના મુકતાદ ફંડમાં આપવી, ( ૨ ) અને રૂ. ૭૫૦ ની રકમ દર વર્ષે નવસારીમાં પારસી જનરલ હૉસ્પીટલમાં આપવી, અને મર્હુમ મી. દાબુનું નામ આપવું.

નવસારીમાં બેરામજી નસરવાનજી સીરવાઈએ ત્યાંના જરથોસ્તીઓના ઉપયોગ માટે એક હૉલ બંધાવ્યો હતો.

નવસારીની જમશેદજી નશરવાનજી તાતા હુન્નરશાળાના નિભાવ માટે મેસર્સ દોરાબજી તથા રતનજી જમશેદજી તાતા તરફથી દર સાલ રૂ. ૨૦૦૦ મળતા હતા તથા તેટલીજ રકમ નામદાર ગાયકવાડ સરકાર તરફથી મળતી હતી. હાલમાં એ હુન્નરશાળાને લગતું એક મોટું વર્કશૉપ ખોલવાનું હોવાથી મેસર્સ તાતા બિરાદરોએ દર વર્ષે રૂ. ૯૫૦ વધુ આપવાનું કબુલવાથી તેઓ તરફથી દર વર્ષે રૂ. ૨૯૫૦ મળવાનું અને નામદાર ગાયકવાડ સરકાર તરફથી પણ રૂ. ૨૯૫૦ની ગ્રાંટ મળવાનું નકકી થયું હતું.

તા. ૧૩ મી સપ્ટેમ્બર ૧૯૦૯. રોજ ૧ માહ-૧ (શે.) ૧૨૭૮ યઝદેઝર્દી.

નવસારીમાં બાઈ રતનબાઈ એદલજી બામજીએ ત્યાંના દોખમાના કમ્પાઉન્ડમાં

એક સુંદર બાગ ( ગરોથમાન બાગ ) તથા તેને લગતી સડકો તથા કઠેરા હમા અમો ફરોહરની નેયતે કરાવી આપ્યા હતા.

શેઠ રતન જમશેદજી તાતાએ ટ્રાન્સવાલના હિંદીઓ ઉપર પડતાં દુઃખ સંબંધી ત્યાં ખાસ લડત ચલાવવાને ખર્ચવા માટે રૂ. ૨૫,૦૦૦ની રકમ મોકલી આપી, એ હિલચાલનો પાયો નાખ્યો હતો. પાછળથી એટલીજ રકમ બે વખત મોકલી હતી એટલે કુલે મદદ રૂા. ૭૫૦૦૦)ની થઈ હતી.

આ સાલમાં ડાકટર ધનજીભાઇ હૉરમસજી મહેતા નવસારીમાં સીવીલ સર્જન નિમાઈ, ફક્ત સાત મહિના અને સાત દહાડા એ હોદ્દા ઉપર હતા તે દરમ્યાન, સીવીલ હૉસ્પીટલમાં એક ઍમ્બ્યુલન્સનો ક્લાસ ચલાવવા ઉપરાંત બાઇ નવાજબાઈ ટાટા ગર્લ્સ સ્કુલમાં, એક ઍમ્બ્યુલન્સનો, એક દર્દીની સારવારનો, અને એક ગૃહઆરોગ્યતાનો ક્લાસ ચલાવી, ઘણી છોકરીઓને પાસ કરી, ત્રણ છોકરીઓને ઍમ્બ્યુલન્સ મૅડેલીઅન અપાવ્યો હતો.

એ સાલમાં દશેરાની સ્વારીમાં સુબા સાહેબ માણેકલાલ સાકરલાલ, અને જડજ સાહેબ સાથે એવો હાથી ઉપર બિરાજ્યા હતા. આવું માન મેળવનારા એઓ એકલાજ સીવીલ સર્જન હતા.

---

## ઇ. સ. ૧૯૧૦ના પારસીઓ

તા. ૨ જી જાનેવારી ૧૯૧૦.

નવસારી ખાતે જમશેદજી નશરવાનજી તાતા ઉદ્યોગશાળાની ઍન્જીનીઅરીંગની વર્કશૉપ ખુલ્લી મૂકવાની ક્રિયા વડોદરા રાજ્યના કામચલાઉ દિવાન સીવીલીયન મી. સેડને કરી હતી.

તા. ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૧૦. રોજ ૩ માહ ૬ (શે.) ૧૨૭૯ યઝદેઝર્દી.

મરણઃ—ખાન સાહેબ બેજનજી નવરોજજી કુતાર ઉ. વ. ૪૯, નવસારીવાળા મર્હુમ દસ્તુર નવરોજજી રતનજી કુતારના વડા દીકરા. એઓ ૧૮૮૬માં સેંટ ઝેવીયસ, કૉલેજમાંથી ઍમ. એ. ની પરીક્ષા પસાર કરી પ્રથમ નવસારીની સર કાવસજી જેહાંગીરની મદ્રેસાના હેડ માસ્તર તરીકે નિમાયા હતા. ૧૮૮૯થી એઓ વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયા અને ત્યાં મુનમદ્દ, માજીસ્ટ્રેટ, વહીવટદાર વગેરે હોદ્દાઓ ભોગવી ૧૯૦૦માં કામરેજ વિભાગના નાયબ સુબા નિમાયા હતા. સને ૧૯૦૮માં વડોદરાના મ્યુનીસીપલ ચીફ ઑફીસર તરીકે એઓ નિમાયા હતા. નવસારીના ઍકટીંગ સુબા વિગેરેના અનેક હોદ્દાઓ ૨૧ વર્ષની લાંબી નોકરીની મુદત સુધીમાં ઘણી બાહોશીથી ભોગવી નવસારી ખાતે મરણ પામ્યા હતા.

તા. ૮ મી જુન ૧૯૧૦. રોજ ૨૯ માહ ૯ (શે.) ૧૨૭૯ યઝદેઝર્દી.

મરણઃ—નસરવાનજી ફરામજી તંબોલી ઉ. વ. ૬૨, અસલ નવસારી મલેસરના રહીશ. ૧૮૬૭માં મૅટ્રીક્યુલેટ થઈ એમણે અત્રેની જાણીતી પ્રોપ્રાયટરી સ્કુલમાં શિક્ષક તરીકે કેટલાંક વરસ સુધી કામ કીધું હતું. પાછળથી એઓ વેપારના કામમાં પડ્યા હતાં, અને મેસર્સ લેધમ ઍબરક્રૉમ્બીની પહેડીમાં સેલ્સમૅન તરીકે રહી મુંબાઇ તેમજ દિલ્હી આગ્રા ઠેકાણે કામ કરતા હતા. ફ્રેન્ચ ભાષાનું એમને સારું જ્ઞાન હતું, અને

તેથી જાણીતા ક્રૉંવર જેમ્સ ડાર્મસ્ટેટરનાં એકાદ બે ફારસી સાહિત્યને લગતા રેસાલાનો અંગ્રેજીમાં એમણે તરજુમો કર્યો હતો.

---

## પ્રકરણ ૭૨ મું. ઇ. સ. ૧૯૧૧ના પારસીઓ.

પારસી ક્રીકેટ ટીમના કેપ્ટન ડા. મહેરજીશાહ એરચજી પાવરીની સીલવર જ્યુબીલીના માનમાં એઓ સાથે લાંબી મુદતથી સંબંધ ધરાવતી આવેલી જાણીતી બૅરોનેટ કલબે એક મેળાવડો હૉર્નબી રોડ ઉપરના પોતાના મકાનમાં કર્યો હતો, જે વખતે મી. જે. એમ. ફરામજી પટેલ પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. પ્રમુખે ભાષણ કરતાં પારસી ક્રીકેટને ડા. પાવરીએ કેવી ખીલવી હતી તથા તેની કીર્તિ કેટલી બધી વધારી હતી તેનું અસરકારક શબ્દોમાં વિવેચન કરી કલબ તરફથી ડા. પાવરીને એક સોનાના ઘડીઆળ અને છેડાની ભેટ ઍનાયત કરી હતી.

તા. ૧૯ મી ફેબ્રુઆરી ૧૯૧૧. રોજ ૧૦ માહ ૬ (શ.) ૧૨૮૦. યઝદેઝર્દી.

**મરણઃ**—દેસાઇ પેસ્તનજી ખરશેદજી (નવસારીવાળા) ઉ. વ. ૯૦ની બુઝર્ગ વયે, નવસારી ખાતે ગુજર્યા હતા. એમણે ઘણી ઉંચી કેળવણી લીધી નહિ હતી, તો પણ પોતાની બાહોશી તેમજ તીક્ષ્ણ યાદદાસ્ત શક્તિને લીધે સરકાર દરબારમાં તેમજ લોકોમાં ઘણું માન મેળવવા પામ્યા હતા. ત્યાંની પારસી અન્જુમનને લગતા દરેક સવાલોમાં એમની હમેશાં સલાહ લેવામાં આવતી હતી. એમણે અન્જુમનની ઘણી સારી સેવા બજાવેલી હોવાથી છેલ્લાં ૧૦ વર્ષ થયાં એઓ તેના અકાબર હતા. વળી દસ્તુર મહેરજી રાણા ખાનદાનના ગાદી વારસ છેલ્લા દસ્તુર કૈકોબાદજીથી દસ્તુર દારાબજી સુધીના વડા દસ્તુરજીઓના એઓ ખાસ સલાહકાર હતા. મોગલ, મરાઠા તથા પેશવા વગેરેની તવારીખ તો ગોયા મ્હોંડે રમી હતી. એઓ રાજદ્વારી બાબતમાં પણ ઘણા કુશળ હતા. એમના ઉઠમણાંની ક્રિયામાં દસ્તુરજી કેખસરૂ વીગેરે ઘણા લોક મુંબઇથી આવ્યા હતા. ક્રિયા પુરી થવા પછી એમનું નામ જાહેર ભણતરોમાં લેવાનો ઠરાવ ત્યાંની અન્જુમને કર્યો હતો. એ પછી દસ્તુરજી ફરામજીએ એમની જગ્યાએ વડા દેસાઇજી તરીકે દેસાઇજી નવરોજજી મનચેરજી હોરમસજીને અન્જુમન તરફથી શાલ ઓઢાડી હતી. જે રીતે અન્જુમનની સેવા મરનાર બજાવતા હતા તેજ પ્રમાણે બજાવવા જણાવ્યું હતું, જેના જવાબમાં દેસાઇજીએ અન્જુમનની સેવા પોતાના ન્યાગાનોને પગલે ચાલી બજાવવાની ખાએશ દેખાડી હતી.

તા. ૧૧ મી એપ્રીલ ૧૯૧૧.

નવસારી ખાતે બાંધવામાં આવેલા રતનજી ફરામજી દાબુ સ્ટુડન્ટસ કવાર્ટર્સની ઇમારત ખુલ્લી મુકવાની ક્રિયા નામદાર મહારાજા ગાયકવાડે નવસારીમાં એક મોટા મેળાવડા સન્મુખ કરી હતી. આ પ્રસંગે શેઠ ફરદુનજી માણેકજી કાંગાએ જાહેર કીધું કે નામદાર મહારાજાની મુલાકાતની યાદમાં બાઈ રતનબાઈ એદલજી બામજીએ રૂ. ૩૫૦૦ સુખ શાંતીના કામો તથા શીખેલી દાઇઓના ફંડમાં આપ્યા હતા અને તે સાથે મહારાણીનું નામ જોડવાની રજા માંગી હતી જે મહારાજાએ ઉપકાર માની ખુશીથી આપી હતી.

તા. ૬ ઠી જુન. ૧૯૧૧. રોજ ૨૭ માહ ૯ (શે.) ૧૨૮૦ યઝદેઝર્દી.

મરણઃ—દોરાબજી નાનાભાઇ મહેતા, ઉ. વ. ૫૬, નવસારીવાળા શેઠ નાનાભાઇ મનાજીના બીજા દીકરા. એઓએ મુંબઇની સરકારી બાંચ સ્કુલમાં અભ્યાસ કર્યો હતો. એમના મામા મર્હુમ શેઠ એદલજી નવરોજજી મહેતાએ એમને ચીન કૅન્ટોન તરફ બોલાવી લીધા હતા અને બે વરસની અંદર તાયવાનફુ (ફૉર્મોસા)ની પેઢી ઉપર ગયા હતા જ્યાં એમણે વરસો સુધી કામ બજાવ્યું હતું. ૧૮૯૭ માં એમણે પોતાના ભાઇ શેઠ મહેરવાનજીની પેઢીનો ચાર્જ લીધો હતો અને તેનું કામ સુધારી દીધું હતું અને પાછળથી તેના ભાગીઆ થયા હતા. એમના ઉઠમણામાં એમના ભાઇ મહેરવાનજી નાનાભાઇ મહેતાએ એમની યાદગારી કાયમ રહેવાને માટે પહેલાં રૂા. ૭૦૦૦) આપ્યા હતા પાછળથી અત્રે સુવાવડખાનું ખોલવાનું નક્કી થતાં એ રકમ સુવાવડખાનાને માટે આપી હતી, અને જ્યારે ઉઘરાણું થયું ત્યારે બિલ્ડીંગ વિગેરેનો સર્વ ખર્ચ એમણે પોતે ઉપાડી લીધો હતો. અને મર્હુમ દોરાબજી નાનાભાઇ મહેતાનું નામ સુવાવડખાના સાથે જોડાએલું રાખ્યું.

---

## ઇ. સ. ૧૯૧૨ ના પારસીઓ.

સર રતન જમસેદજી તાતાએ મુંબઇ મધે ખઇના રોગનો ફેલાવો અટકાવવા માટે કીંગ જ્યૉર્જ ધી ફીફ્થ ઍન્ટી ટયુબરક્યુલોસીસ લીગ સ્થાપવા માટે રૂ ત્રણ લાખના ખર્ચની અર્ધી રકમ દર માસ રૂ. ૧૫૦૦૦ લેખે ૧૦ વરસ સુધી ચાલુ આપ્યા જવાની ખાહેશ બતાવી તે આખરે પાર પાડી હતી.

નવસારીનાં સખીવજુદ બાઇ રતનબાઈ એદલજી બામજીએ રૂ ૩૫૦૦ ની રકમ લોકોની સુખશાંતીમાં વધારો થાય એવા ઉપાયો લેવા માટે "શ્રીમંત મહારાણી ચિમનાબાઇ સૅનીટરી ઍન્ડ નર્સીંગ ઍસોસીએશન" નામના મંડળને આપી હતી.

તા. ૧૭ મી સપ્ટેમ્બર ૧૯૧૨. રોજ ૬ ઠો, માહ ૧ (શે.) ૧૨૮૨ યઝદેઝર્દી.

મરણઃ—શેઠ ફીરોઝ રૂસ્તમજી બાટલીવાળા, (કવી) ઉ. વ. ૬૬, મર્હુમ શેઠ રૂસ્તમજી કાવસજી બાટલીવાળા તથા મોગરેલીયાના બેટા. એમનો જન્મ નવસારીમાં થયો હતો અને મુંબઇની ઍલફીન્સ્ટન ઇન્સ્ટીટયુશનમાં કેળવણી લીધી હતી. પહેલાં વેપારીની ઑફીસમાં રહી થોડા વખતમાં જી. આઈ. પી. રેલ્વેમાં કૅશીયર તરીકે નોકરીએ જોડાયા હતા અને ઘણો વખત નોકરીની સાથે સાથે જાહેર મંડળોમાં ગાયન ગાવા તથા શીખવવા પણ જતા હતા. એમને નાનપણથીજ ગુજરાતી કવિતા જોડવાનો શોખ હતો. એમણે અંગ્રેજી શાસ્ત્ર પ્રમાણે "સ્ટાફ નોટેશન" કરીને હીંદુસ્તાનની ગણગણીમાં ગાયનોનું એક પુસ્તક રચ્યું હતું. એ ઉપરાંત એમણે 'ફીરોઝી ગાયન,' 'સરોદે અવસ્તા,' વિગેરે ઘણાક ગીતોના પુસ્તકો રચ્યા હતાં. જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડળી હસ્તકની શાળાઓને પોતાના હુન્નરનો લાભ એઓ વારંવાર આપતા અને જાહેર મેળાવડાઓ માટે ગાયનો જોડી આપતા હતા. ગાયન ઉત્તેજક મંડળીએ ૧૮૮૯ માં એમને પોતાના લાઇફ મેમ્બર તથા થોડું સુધી સેક્રેટરી નીમ્યા હતા. એ મંડળીને એમણે મરણના થોડાં જ વરસો અગાઉ પોતાના પુસ્તકોનો સંગ્રહ ભેટ આપ્યો હતો.

એઓ કેટલાક નાટકોને લગતાં ગાયનો તેમજ કીન્ડર ગાર્ટનનાં ગાયનો જોડી પોતે ગાઇને વગાડતા હતા જે ઘણાં વખણાયાં હતાં. એઓ ઘણા આબરૂદાર અને નમાના હતા.

---

## ઈ. સ. ૧૯૧૩ ના પારસીઓ.

તા. ૫ મી ફેબ્રુઆરી. ૧૯૧૩. રોજ ૨૭ માહ ૫ (શે.) ૧૨૮૨ યઝદેઝર્દી.

**મરણઃ**—એરવદ રૂસ્તમજી જામાસ્પજી સોરાબજી દસ્તુર મહેરજી રાણા ઉ. વં. ૭૦. એઓ નવસારીમાં કેળવણી લઈ મુંબઇ આવી મદ્રેસામાં જંદ ફારસીનો અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી એઓ નવસારીની તાતા સ્કુલના અવસ્તા પહેલવીના શિક્ષક હતા. એમણે ' નવસારી પ્રકાશ ' પત્ર કહાડયું હતું અને તેના માલીક તથા અધિપતિ હતા અને તેમાંથી આજ બે વર્ષ ઉપર રીટાયર્ડ થયા હતા. એઓ આશીર્વાદની ક્રિયાની ચોપડી (માયની સાથે), ' ફીરસે આતશ બેહરામે નવસારી ' (બે ભાગમાં), 'અથોરનાન ટોળાની ભગર સાથ વંશાવળી', અને 'રેવાયતે દસ્તુર દારબ હોરમઝદીયાર' નામની ચોપડીઓ છપાવી પ્રગટ કરી હતી. એઓ નવસારીની મહેરજી રાણા કિતાબખાનાના એક કારોબારી હતા. નવસારીની શેઠ વહાડયાજીવાલી અગીયારીના સંબંધમાં ત્યાંની અન્જુમને માંડેલા દાવામાં એમણે આગેવાન ભાગ લીધો હતો, તેમજ એવાં બીજાં ઘણાં જાહેર કામોમાં એઓ ભાગ લેતા હતા.

તા. ૯ મી જુન ૧૯૧૩.

નવસારીમાં મર્હુમ શેઠ રતનજી ફરામજી દાબુની યાદગીરીમાં પારસી જનરલ હૉસ્પીટલને ખુલ્લી મૂકાવાની ક્રીયા વડોદરાના દિવાન બી. એલ. ગુપ્તા, આઈ. સી. એસ. એ એક મોટા મેળાવડા સન્મુખ કરી હતી.

આ પછી તા. ૨૫ મી જુન ૧૯૧૩ દીને બાઇ રતનબાઇ બરજોરજી પાલણજી મુલ્લાં બિલ્ડીંગ આ હૉસ્પીટલ માટે તેની આસપાસની જમીન સાથે એરવદ એદલજી બરજોરજી મુલ્લાંએ પોતાના મર્હુમ માતાજી બાઇ રતનબાઇના પુનને માટે ભેટ આપી હતી. આ હૉસ્પીટલ માટે શેઠ રતનજી દાબુના બેટાઓએ દર સાલ રૂ. ૧,૦૦૦ ઉત્પન્ન થાય એવી આશરે રૂ. ૨૫૦૦૦ ની જમીન ધર્માદા આપવાનું જણાવી તેનું ત્રસ્ટ ડીડ પાકું કરી આપવાની ખાહેશ બતાવી, અને શેઠ રતન જમશેદજી તાતાએ ઉદાર મદદ કરવા કબુલી હતી.

વળી હૉસ્પીટલ ખુલ્લી મૂકવામાં આવી તે વખતે એકંદર રૂ. ૨૫,૭૦૩ ની સખાવત જાહેર થઈ હતી જેમાં રૂ. ૧૨૦૦૦ મર્હુમ શેઠ રતનજી ફરામજી દાબુના સાહેબજાદાઓના તરફથી ચાર બિછાના કાયમ રાખવા માટે, રૂ. ૩,૦૦૦ મી. સોરાબજી નવરોજજી તંબોલીના, રૂ. ૩,૦૦૦ મી. એદલજી રૂસ્તમજી કુંનીઅંદાના, રૂ. ૩૦૦૦ શેઠો મનચેરજી તથા રતનજી શાપુરજી તાતાના, રૂ. ૩૦૦૦ એરવદ ખુરશેદજી બહેરામજી સહીયારના, અને રૂ. ૧૦૦૦ એરવદ એદલજી બરજોરજી મુલ્લાંના હતા.

આ હૉસ્પીટલનો તમામ વહિવટ ચલાવવા તેના વડા તબીબ તરીકે ડા. સોરાબજી આદરજી પાત્રાંવાળાએ બીન હાંસલે પોતાની સેવા અર્પણ કરી હતી, અને તેના ઑનરરી સૅક્રેટરી તરીકે શેઠ દીનશાહ રતનજી દાબુની નિમણુંક થઇ હતી.

જૂન ૧૯૧૩.

મરણઃ—શેઠ કાવસજી સાપુરજી દેબુ.

એઓ શેઠ એદલજી રૂસ્તમજી ફનીબંદાનાં બનેવી થતા હતા. શેઠ એદલજી ફની-બંદા સાથે શરૂઆતમાં નાશીક જીલ્લાનું આબકારી કૉન્ટ્રૅક્ટ હાથ કર્યું હતું, અને ત્યાંથી ફત્તેહમંદીથી પાર ઉતરી અમદાવાદ ખાતેની કેટલીક દારૂની દુકાનો હાથ કરી હતી, જ્યાં એ કુ. એ સારૂં નાણું પેદા કર્યું હતું. એ ભાઇ રોજ ૮ મો. માહ ૧૧ મો. સને ૧૨૮૪ને દીને અમદાવાદ ખાતે ગુજર્યા હતા. શેઠ એદલજી ફનીબંદાએ સ્ટેશન રોડ પર જે બંગલો બાંધ્યો છે. તેનું નામ એમનાંજ નામથી કાવસ વિલા આપ્યુંછે. અને અત્રેમાં આતશ બહેરામની બીલ્ડીંગના ફંડમાં રૂા. ૫૦૦૦) એમના નામે ભર્યા હતા.

તા. ૨૭ મી ડીસેમ્બર ૧૯૧૩ રોજ ૧૭ માહ ૪ (શે.) ૧૨૮૩ યઝદેઝર્દી.

મરણઃ—એરવદ એદલજી કેરશાસ્પજી આંટીઆ ઉ. વ. ૭૦. એમનો જન્મ નવસારીમાં થયો હતો, જ્યાંથી એઓ થોડીક કેળવણી લઈ ૧૬ વર્ષની ઉમ્મરે મુંબઈ આવી સર જમશેદજી જીજીભાઈ મદ્રેસામાં અવસ્તા અને પહેલવીનો સંપુર્ણ અભ્યાસ કરી અંગ્રેજી અને સંસ્કૃતની વહેવારૂ કેળવણી લેવા સાથે સ્કૉલરશીપ અને ચાંદો મેળવ્યા હતા.

આજ અર્ધી સદી ઉપર મર્હુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાએ યુરોપથી અભ્યાસ કરી આવી, મુંબાઈમાં અવસ્તા પહેલવીની તાલીમ આપવાને એક વર્ગ ઉઘાડયો હતો. તે વર્ગમાં પહેલા દાખલ થનારા ૧૨ જવાન્યાઓમાં એઓ હતા. પછી એક વર્ષ રહીને જરથોસ્તી દીનની ખોળ કરનારી મંડળી સ્થાપવામાં આવી, તેની શરૂઆતથી એઓ તે મંડળીમાં જોડાયા હતા, અને લાંબા વખત સુધી તેના ખજાનચી હતા. ૧૮૭૩માં એ મંડળીની સભામાં એમણે કેટલીક પહેલવી તખ્તીઓ થોડીક ઉકલાવી હતી. પારસી પંચાયતના ટ્રસ્ટીઓ હસ્તકની બહાર ગામોની ઝંદ અવસ્તાની નિશાળોના એઓ ઉપરી તરીકે હતા, અને હોદ્દાની રૂએ દર સાલ એક વખત એઓ તારાપોરથી શરૂ થતાં અને ખંભાતથી આખેર થતા ઘણાખરા નાનાં મોટા ગામોમાં ત્યાંની નિશાળોની પરીક્ષા લેવાને જતા હતા, અને ત્યાં પરીક્ષક તરીકેનાં પોતાનાં કામ ઉપરાંત એઓ અવાર નવાર ઉપદેશ આપતા હતા. એઓ ફસલી સાલ દાખલ કરવાના મોટા હિમાયતી હતા.

એમણે ૧૮૭૭માં " જરથોસ્તી ધર્મ શિક્ષક " નામે એક કિતાબ જરથોસ્તી બાળકો માટે છપાવી પ્રગટ કરી હતી, જેની અનેક આવૃત્તિઓ કહાડી હતી. ૧૯૦૦ માં એમણે " દાસ્તાને અર્તકશીરે પાપકાન " નામની કિતાબ પહેલવી ભાષામાં છપાવી તેમાં અંગ્રેજી તથા ગુજરાતી તરજુમો આપી સાથે ફીરદોસીના શાહનામામાંનું અરદેશીરને લગતું દાસ્તાન ફારસી ભાષામાં આપ્યું હતું. એ ઉપરાંત એમણે પંદી-દાદના શુદ્ધ લખાણનું સંપૂર્ણ પુસ્તક રચ્યું હતું, અને પાઝંદ ભાષામાંના સર્વ ભણ-તરોનો સંગ્રહ કરી " પાઝંદ ટેક્સ્ટસ "ને નામે પ્રગટ કર્યો હતો. થોડાજ મહિના ઉપર સર જમશેદજી જીજીભાઈ મદ્રેસાની જ્યુબીલીના પ્રસંગે મદ્રેસામાં દાખલ થનારા-ઓમાં એઓ એક હોવાથી ઑનરેબલ સર ક્લૉડ હીલના બેટીના હાથે એમને બીજા ત્રણ ગોઠીયાઓ જોડે સોનાનો 'ચાંદ' આપવામાં આવ્યો હતો. વળી શેઠ ફરામજી હોર-

ગમછ બહમનજી શેઠનાએ એમની લાંબી ઉપયોગી સેવાની પિછાનમાં એમને એક ખાસ જ્યુબીલી મેડલ એનાયત કર્યો હતો. એ મદ્રેસા સાથ એમનો સંબંધ એક ચેલા તરીકેનો તેમજ અર્ધી સદીનો હતો.

એમના મરણથી પારસી કોમે એક ભલા અને ભણેલા ઉસ્તાદ ગુમાવ્યા છે. એઓ અવસ્તા ભાષાના અભ્યાસના ઉસ્તાદ હતા, એટલુંજ નહિ પણ આશરે અર્ધી સદી સુધી સેંકડો ચેલાઓની ઉસ્તાદગીરી કરી તેઓને એ ભાષાના જ્ઞાનથી એમણે માહિતગાર કર્યા હતા.

એઓ ઠંડા ખવાસના, નરમ તથા રમુજી સ્વભાવના હતા જેથી એમણે પોતાના સંબંધમાં આવનાર ચેલાઓના ચાહ તથા માન મેળવ્યા હતા. એઓ પરહેજગાર, ધર્મી અને નકલ કરવાજોગ જીંદગી ગુજારતા હતા.

એમના ઉઠમણામાં નવસારીની અન્જુમન તરફથી એવો ઠરાવ થયો હતો કે જાહેર જશન ક્રિયા વિગેરે સર્વ ઠેકાણે એમનું નામ "એરવદ એદલ એરવદ નવરોઝ" નામ ગ્રહણમાં લેવું.

એમના મરણ માટે મુંબઈની પારસી પંચાયતના ટ્રસ્ટીઓએ તા. ૯મી જાનેવારી ૧૯૧૪ને દીને મળેલી પોતાની સભામાં દલગીરીનો ઠરાવ પસાર કીધો હતો. વળી જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળીએ પણ એજ માફક પોતાનો ખેદ બતાવનારો ઠરાવ પસાર કીધો હતો.

તા. ૧૭ મી માર્ચ ૧૯૧૪.

વડોદરાના નામદાર ગાયકવાડની આજે જન્મ દિવસની ખુશાલીમાં રાજમહેલમાં ભરાયલા દરબારમાં મુંબઇના જાણીતા શહેરી શેઠ બહેરામજી નશરવાનજી સીરવાઇને એમની સખાવત માટે "દાતાર મંડળ"નો સોનાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો.

વળી મહારાજાના માનકરી ( અંગરક્ષક ) શેઠ જમશેદજી મહેરવાનજી મોરીનસને સારી સેવા બજાવવા માટે સોનાનું ઘડીયાળ અને છેડો એનાયત કરી સરદારની પદવી બક્ષી તે સાથે છત્રી મસાલનું માન આપવામાં આવ્યું હતું.

નવસારીમાં મી. ફરદુનજી આદરજી માદન નામના એક અતી ગરીબ સ્થિતિના દેખાતા પારસી પોતાની માતા સાથે ત્યાંની રતનજી ફરામજી દાબુ પારસી જનરલ હૉસ્પીટલમાં દોઢ માસ સારવાર માટે રહ્યા બાદ તેમણે પોતાની રૂ. ૧૭૦૦૦ની તમામ પુંજીનું ટ્રસ્ટ એવી રીતનું કર્યું કે તેમાંના ૯ હજારના વ્યાજમાંથી હૉસ્પીટલનો ખર્ચ કરવો અને બાકીની રકમનું વ્યાજ તેમની હૈયાતી સુધી તેમને આપી તેમની હૈયાતી બાદ એ તમામ રકમ પણ હૉસ્પીટાલના નિભાવ માટે લેવી

તા. ૨૬ મી મે ૧૯૧૪. રોજ ૧૭ માહ ૯ (શેર) ૧૨૮૩ યઝદેઝર્દી.

**મરણ**—બહેરામજી નશરવાનજી સીરવાઈ ઉમ્મર વર્ષ ૯૦. એમણે ૧૮૬૪થી વડોદરા રેલ્વેના કંટ્રાક્ટર અને કાર્ટીંગ એજન્ટનો ધંધો કરવા માંડયો હતો, અને તેમાં ઘણું નાણું પેદા કર્યું હતું, જેનો સખાવતમાં સદઉપયોગ કર્યો હતો. ૧૮૬૬માં એમણે નવસારીનાં આતશ બહેરામને રૂા. ૧૦૦૦૦નું એક મોટું ચાંદીનું અફરગાન્યુ ભેટ

આપ્યું હતું. ઉદવાડા આતશબહેરામ જવા માટે, રેલ્વે સ્ટેશન ન હોવાથી તે માટે ૧૮૬૮માં એમણે પોતે રેલ્વેના સત્તાવાળાઓને આગ્રહ કરી ખાસ ઉદવાડા સ્ટેશન ઉઘડાવ્યું હતું અને રેલ્વે સ્ટેશનથી ઉદવાડા ગામ સુધી એક કાચી સડક બાંધવા માટે રૂા. ૨૦૦૦ની રકમ ભરી હતી. એજ સાલથી વડોદરા કૅમ્પની ધર્મશાળા બાંધવાના ફંડમાં વખતોવખત મદદ કરી હતી અને ત્યાંની દરેહમેહેર પણ પરહાવી. જેથી તેને એમનું નામ આપવામાં આવ્યું હતું. એમણે એ દરેહમેહેરના નીભાવ માટે રૂા. ૮૦૦૦ની રકમ મુંબઈની પારસી પંચાયતને સ્વાધીન કરી હતી. ૧૮૭૦માં મુંબઈમાં મઝગામ ખાતે એક દરેહમેહેર પરહાવી તે પાછળ એમણે રૂા. ૨૨૦૦૦નો ખર્ચ કર્યો હતો. ૧૮૭૩માં એમણે સુરત રૂસ્તમપુરામાં એક ધર્મનું દવાખાનું કાઢયું હતું. ૧૮૯૭માં એમણે નવસારીની સર કાવસજી જહાંગીર મદ્રેસા માટે રૂા. ૩૦૦૦૦ના ખર્ચે મકાન બંધાવી આપ્યું હતું, તેમજ ગણદેવીની રેડીમની સ્કુલને તથા બીજાં શહેરોમાં લાયબ્રેરીઓ વિગેરેને એઓ મદદ કરતા હતા.

૧૯૦૬માં એમણે નવસારીમાં લુણસીકુઈના મેદાનમાં 'બહેરામજી નશરવાનજી સીરવાઇ પાર્ક' કરાવી રૂા. ૬૦૦૦ના ખર્ચે ખુલ્લો મૂકયો હતો. એજ સાલમાં એમણે રૂા. ૩૦૦૦૦ની સખાવત નવસારીમાં પોતાના કુટુંબીઓની બાજ, મેશીઓને વહેંચાણ તથા આતશ બહેરામમાં બોય, સલી, વિગેરે માટે કરી હતી. વળી એમણે મુંબઈમાં મઝગામ ખાતેની પોતાની બહોળી જગામાંથી આશરે રૂા. ૧૫૦૦૦ની કિમ્મતનો એક ટુકડો સેંટ જૉન મીશન સ્કુલના મકાન માટે ભેટ આપ્યો હતો. એમને ૧૮૯૨માં અત્રેની સર જમશેદજી જીજીભાઈ સ્કુલ કમિટિના મેમ્બર નિમવામા આવ્યા હતા.

૧૮૭૭માં એમને નામદાર સરકારે સુબેહના અમલદાર નિમ્યા હતા, અને બીજે વર્ષથી એઓ મુંબઈની મ્યુનીસીપલ કૉર્પોરેશનનાં સભાસદ નિમાયા હતા. કોઈવાર સુબેહના અમલદારો તરફથી, તો કોઇવાર કર ભરનારાઓ તરફથી એઓ મેમ્બર નિમાતા હતા, જો કે એઓ ઝાઝું અંગ્રેજી શીખેલા ન હતા.

મીલીટરી ક્રૉસ–લૅફટેનંટ એચ્ચ રતનજી ફરામજી દાણ (નવસારીવાળા)ને મૅસોપોટેમીયામાં લડાઈ દરમ્યાન પગમાં ગોળી લાગ્યાથી ઘાયલ થવાથી તેઓ હૉસ્પીટલમાં રહ્યા હતા. સાજા થતાં હવાફેર માટે પોતાના વતન નવસારી ગયા હતા ત્યાંથી પાછા સરકારની નોકરીમાં લડાઇ ઉપર ગયા હતા. તેમને મીલીટરી ક્રૉસ મળ્યો હતો.

**જમશેદપુર અને તાતાનગરઃ**—તાતા આયર્ન ઍન્ડ સ્ટીલ કંપનીના સ્થાપક મર્હુમ શેઠ જમશેદજી નસરવાનજી તાતાના માનમાં સાકચીને 'જમશેદપુર' નામ, અને કાલીમતીને 'તાતાનગર' નામ આપવામાં આવ્યાંછે. પોલાદના આ કારખાનાઓમાં દારૂગોળો પૂરો પાડવાના સંબંધમાં ઘણી કિમતી સેવા બ્રીટીશ સરકારની બજાવવામાં આવી હતી માટે સાકચીને "જમશેદપુર"નું નામ આપી એક મહારીક પારસી આજેવાનનું નામ હીંદી જુગ્રાફીમાં યાદગાર કર્યું છે. આ સંબંધી નામદાર વાઈસરૉય લૉર્ડ ચૅમ્સફર્ડે તાતા કંપનીએ બજાવેલી સેવા બાબત નીચે મુજબ વિચાર જાહેર કર્યો હતોઃ—

"લડાઈનાં ચાર વર્ષો દરમ્યાન તાતા આયર્ન ઍન્ડ સ્ટીલ કંપનીએ માત્ર

મેસોપોટેમીઆ માટેજ નહિ પણ ઇજીપ્ટ, પૅલેસ્ટાઇન અને પૂર્વ આફ્રીકા માટે સ્ટીલના રેલ્વે પાટાઓ પૂરા પાડયા ન હોત તો આપણે લડાઈ જીતવા માટે શું કરી શકત તેનો કવચીતજ ખ્યાલ કરી શકીશું." તાતા કંપનીએ પાટાઓજ નહિ પણ બીજો લડાઇનો સરંજામ, ગોળાઓ વગેરે પણ પૂરા પાડયા હતા.

મેસર્સ તાતાવાળાઓ ઉપરાંત બીજી પારસી એજન્સીની મીલો, બીજા પારસી વેપારીઓએ પણ ગોળાઓ અને લડાઇની બીજી સામગ્રીઓ પુરી પાડી હતી. આ તેઓના ઍહસાનનાં બદલામાંજ તાતાનાં કારખાનાની જમીનની આસપાસ સરકારે કેટલીક જમીનનો કબ્જો કરેલો હતો તે સર્વે તાતા કું.ને સ્વાધીન કરી દીધો હતો.

તા. ૩૦ મી સપ્ટેમ્બર ૧૯૧૪. રોજ ૧૯ માહ ૧ (શે૦) ૧૨૮૩ યઝદેઝર્દી.

**મરણ:**—એરવદ એદલજી બરજોરજી મુલ્લાં ઉમ્મર વર્ષ ૭૯. એમનો જન્મ નરસારીમાં તા. ૨૪ મી મે ૧૮૩૬ને દીને થયો હતો. એઓ નાવર મરાતબ થઇ ૧૪ વરસની ઉમ્મરે મુંબઇ આવી મોબેદીનો ધંધો કરવા લાગ્યા હતા. તે પછી મુંબઈમાં મરીન લાઈન્સ તરફ સાબુ બનાવવાનું કારખાનું ચલાવવા બાદ છાસ્ટી તાલુકામાં મીઠાના અગર રાખવા માંડયા હતા. તેમાં ઝાઝી કમાણી નહિ થવાથી બી.બી. રેલ્વેના કૉન્ટ્રૅક્ટો લેવા લાગ્યા અને તેની નાલ્લા સોપારાની પથરની ખાણમાંથી રેલ્વે લાઇનના બાલાસ્ટ કાઢવાનું કૉન્ટ્રૅક્ટ ૩૫ વરસ સુધી ચલાવ્યું હતું. તે સાથ લાઈન નાખવાના, પુલો તથા સ્ટેશનો બાંધવાના પણ કૉન્ટ્રૅક્ટ લેતા હતા, અને સાથે મોબેદીનો ધંધો પણ ચાલુ રાખ્યો હતો. એમણે પોતાના વસીયતનામામાં મરણની તથા તે પછીની ક્રિયા ઘણીજ સાદી તેમજ અતી જરૂરનીજ કરવાને ખાસ ફરમાસ કીધી હતી. એમણેજ ગયે વર્ષે રૂ. ૨૧૫૦૦ની રકમ નવસારીની દાબુ પારસી જનરલ હૉસ્પીટાલનાં મકાન બાંધવા માટે આપી હતી. વળી એમણે અનેક ખાનગી સખાવતો કરી હતી. એમના ઉઠમણાંની ક્રિયા થઈ ત્યારે એમના વસીયતનામાની રૂએ રૂ. ૬૦૦૦૦ની રકમના નાગપોર મીલના શેરો (જેની કિમ્મત વધી જવાથી તે વેચી તેની લોન રૂ. ૧,૬૫,૫૦૦ની ખરીદવામાં આવી હતી તે) જરથોસ્તી અન્જુમનની બહેતરી માટે આપેલી જાહેર થઈ હતી, જેનું એક ખાસ ધર્મ ખાતું બરપા કરવામાં આવ્યું છે તે નવસારી ખાતે મુલ્લાં બહેતરી ફંડના નામથી જાણીતું છે. તેનો કારોબાર ઘણોજ સરસ રીતે ચાલી રહેલો છે. ગરીબોને ઘણી મદદ તેમાંથી મળે છે.

તા. ૨૪ મી નવેમ્બર ૧૯૧૪. રોજ ૧૪ માહ ૩ (શે૦) ૧૨૮૩ યઝદેઝર્દી.

**મરણ:**—રૂસ્તમજી એદલજી બારીઆ (એકદસ્ત) ઉ. વ. ૬૪. એઓ નવસારીના વતની હતા અને એક કુસ્તીબાજ તરીકે ઘણા જાણીતા હતા. એઓ હિંદના ચૅમ્પીયન કુસ્તીબાજ ગંગારામ ચોબા સાથ કુસ્તી રમી તેને હરાવી ચૅમ્પીઅન ઠર્યા હતા, જે માટે એમને પોષાક, તોડા અને ઘડીઆળ ભેટ મળ્યાં હતાં.

---

## ઇ. સ. ૧૯૧૫ના પારસીઓ.

નવસારીમાં શેઠ મહેરવાનજી નાનાભાઈ મહેતાએ પોતાના મર્હુમ ભાઇના નામનું " ધી દોરાબજી નાનાભાઈ મહેતા પારસી સુવાવડ ખાના "નું મકાન બંધાવ્યું

તે ઑન. સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટને હાથે એક મોટા મેળાવડા સન્મુખ ખુલ્લું મૂકવામાં આવ્યું હતું.

આ મકાન રૂ. ૮૦,૩૪૦ના ખર્ચે બાંધવામાં આવ્યું હતું, જે સઘળી રકમ શેઠ મહેરવાનજીએ પોતાની પાસેથી આપી હતી. આ ખાતાંને રૂ. ૫૧૦૦૦ની બક્ષીશ અગાઉ મળી હતી, અને આજદીને એના એન્ડાઉમેન્ટ ફંડમાં રૂા. ૪૫,૦૦૦ ભરાયા હતા.

આ સુવાવડખાનાના ફંડમાં રૂા. ૨૫૦૦ દાવેજર શેઠ ગુલબાઇ જમશેદજી જીજીભાઇ તથા ના. સર જમશેદજી જીજીભાઇ પાંચમા બૅરોનેટે, ચોથા સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટની નીયતે અને રૂા. ૨૫૦૦ ખા. બા. માણેકજી ખરશેદજી નરીમાને ભર્યાં હતા. આ સુવાવડખાનાના ઑનરરી આર્કીટેકટ મુંબાઇવાળા શેઠ જમશેદજી નશરવાનજી પીટર, ઍલ. સી. ઈ. એ બિનસ્વાર્થી સેવા આપી હતી.

તા. ૭ મી માર્ચ ૧૯૧૫.

નવસારીવાળા શેઠ પેસ્તનજી રતનજી દાબુને ના. મહારાજા સયાજીરાવ ગાયકવાડની વર્ષગાંઠની ખુશાલીમાં 'દાતાર મંડળ'નો સોનાનો ચાંદ ઍનાયત કરવામાં આવ્યો હતો.

તા. ૬ ઠી જુલાઈ ૧૯૧૫. રોજ ૨૮ માહ ૧૦ (શે૦) ૧૨૮૪ યઝદેઝર્દી.

મરણઃ—લૅફટેનન્ટ કર્નલ જમશેદજી ખરશેદજી કાંગા ( આઈ. ઍમ. ઍસ. રીટાયર્ડ ) ઉ. વ. ૬૫. નવસારીવાળા મર્હુમ મોબેદ ખરશેદજી સોરાબજી કાંગાના બેટા. એઓએ અત્રે ઍલ. ઍમ. ની પદવી મેળવી વિલાયતમાં વધુ અભ્યાસ કરી ત્યાંની તબીબી નોકરી ( આઇ. ઍમ. ઍસ. )ની પરીક્ષા પસાર કરી હતી, અને લૅફટેનન્ટ ઉપરથી ધીમે ધીમે વધી ૧૯૦૧માં લૅફટેનન્ટ કર્નલની પદવીએ પહોંચ્યા હતા. એમણે પોતાની તમામ નોકરી લશ્કરી ખાતામાં મદ્રાસ ઇલાકામાં તથા બરમામાં પસાર કરી હતી. એમને ઇજીપ્ત તથા ચીનની લડાઇઓ વખતે લશ્કર સાથે લડાઇને મથકે મોકલવામાં આવ્યા હતા, અને ત્રણ જૂદા જૂદા રૂપાના ચાંદ એમને સરકાર તરફથી મળ્યા હતા, જેમાંના બે સુદાનની જીત માટે તથા એક ઇ. સ. ૧૯૦૦માં ચીનમાં બૉક્ષરો સામેની લડાઇમાં મળ્યો હતો.

શ્રીમંત સરકાર મહારાજા સાહેબની ડીસ્ટ્રીકટમાં સ્વારી જાય ત્યારે ત્યારે ડા. ધનજીભાઈ હૉ. મહેતાએ સાથે જઇ બાળલગ્નની બદી વિષે ભાષણો આપવા હુકમ થયો હતો, તે મુજબ આ સાલમાં સ્વારી સંખેડા મુકામે હતી ત્યાં પટેલોનો દરબાર ભરી તેમની રૂબરૂ ઉપર કહેલા વિષય ઉપર તેમણે ભાષણ આપ્યું હતું તેથી શ્રીમંત બહુ ખુશ થયા હતા અને હાજર રહેલા પટેલોને બોધ દીધો હતો કે મેં 'બાળલગ્ન' અટકાવવાનો કાયદો કર્યો છે તે તમને દંડ કરવા નહિ પણ તમારા ભલાને માટે કર્યો છે. જો તમે કહો તો દંડની બધી રકમ પાછી આપું અને ઉપરથી બીજી એટલી રકમ તમને આપું પણ કાંઇ કરી તમે સમજો અને બાળલગ્ન બંધ કરો. તેમાં આખરે તમનેજ ફાયદો છે.

---

તા. ૧૨ મી માર્ચ ૧૯૧૬.

વડોદરાના નામદાર મહારાજા ગાયકવાડની સાલગ્રેહના આજના દીવસે નવસારીના રહીશ શેઠ મહેરવાનજી નાનાભાઈ મહેતાને "દાતાર મંડળ"નો સોનાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો.

વળી "રાજ્ય રત્ન"નો રૂપાનો ચાંદ ડા. ધનજીભાઇ હોરમસજી મહેતાને તેમણે કરેલી લોકસેવા માટે આપવામાં આવ્યો હતો.

નવસારીમાંના લુનસીકુઈ નઝદીક, મર્હુમ રાફ્ફ કૅર્શીની કબરથી દુધીઆ તળાવ તરફ જવાના રસ્તાને, રાજ્યના માજી દિવાન ખા. બા. કૅરશાસ્પજી રૂસ્તમજી દાદાચાનજીના નામ ઉપરથી ત્યાંની મ્યુનીસીપાલીટીએ **કૅરશાસ્પ** શેડ નામ આપ્યું છે.

તા. ૩ જી જુલાઈ ૧૯૧૬. રોજ ૨૬ માહ ૧૦ (શે.) ૧૨૮૫ યઝ.

**મરણઃ**—રૂસ્તમજી ખરશેદજી અવાશીયા (પહેલવાન) ઉ. વ. ૯૭, નવસારીમાં ધર્મશિક્ષણ આપવાની ખાનગી નિશાળના માલીક. એઓ તીક્ષ્ણ યાદદાસ્ત શક્તિ ધરાવતા હતા, અને ફહેરેસ્ત રાખી તેમાં નાવરો વિગેરેની ટીપ નોંધતા હતા. એઓ હિમ્મતવાન તથા સ્વતંત્ર ખવાસના હતા. "મોબેદો એમના નામથી ધ્રુજતા હતા અને અગીયારીમાં એઓની હાજરી વખતે બધા ઠીકઠાક થઇને ફરતા હતા."

તા. ૨૫ મી ઑગસ્ટ ૧૯૧૬. રોજ ૧૯ માહ ૧૨ (શે.) ૧૨૮૫ યઝ.

**મરણઃ**—શાપુર નશરવાનજી ભેદવાર (ફોટોગ્રાફર) ઉ. વ. ૫૮, મર્હુમ શેઠ નશરવાનજી શાપુરજી હોરમસજી એદલજી ભેદવારના દીકરા. એઓ નવસારીના ભગર સાથ વંશના એક અથોરનાનજાદા હતા. ૧૮૮૬માં વિલાયત ક્રીકેટ મેચ રમવા પહેલી ટીમ ગઇ તેની સાથે એઓ ગયા હતા, અને એ મુલાકાતનો લાભ લઈ ત્યાં ઉંચા પ્રકારની ફોટોગ્રાફી શીખ્યા હતા. એમણે ફોટોગ્રાફીના ચઢતા હુન્નરનો એટલો બધો અભ્યાસ કર્યો હતો કે જેથી થોડાજ વખતમાં એક ઉંચી શક્તિ ધરાવનાર ઍમેચ્યોર ફોટોગ્રાફર તરીકે ઘણાજ પંકાઇ જઇ અમેરીકાના અને બીજાં ઍકઝીબીશનોમાંથી બધા મલી ૩૧) સોનાના ચાંદો મેળવ્યા હતા.

૧૮૯૧ માં ગ્લાસગો તથા કાર્ડીફના પ્રદર્શનોમાં એમને ચૅમ્પીઅન ફોટોગ્રાફર ઠરાવી સોનાના ચાંદ ઍનાયત કરવામાં આવ્યા હતા. બીજે વરસ નાપરની મોબેદી ક્રિયાના સરસ ફોટોગ્રાફ માટે એમને કલકત્તા ખાતેના ફોટોગ્રાફીક સોસાયટી ઑફ ઇંડીયાના પ્રદર્શનમાં એક સોનાનો ચાંદ મળ્યો હતો.

એમણે ૧૮૯૬માં "હક ઇનસાફ" નામનો નાટક લખ્યો હતો જે સ્ટેજ

ઉપર ભજવાતાં વખણાયો હતો. એમણે ફોટોગ્રાફર તરીકે મોટી નામના મેળવી હતી, અને હિંદુસ્તાનમાં પહેલવહેલો સીનેમૅટોગ્રાફ દાખલ કરનાર એઓ કહેવાતા હતા.

ડા. ધનજીભાઇ હૅારમસજી મહેતાને શ્રીમંત ગાયકવાડ સરકારે ફક્ત ત્રણ ચાર દિવસ સૅનીટરી કમિશ્નર નિમી, પાછા જેલસુપ્રીન્ટેન્ડન્ટના હોદ્દા ઉપર મૂકયા હતા.

તા. ૧૦ જાનેવારી ૧૯૧૭.

નવસારીની બઝમે જશને રૂએ બહેરામ નામની મંડળી માટે એક જાથુકના મકાનનો પાયો નાખવાની ક્રિયા મીસ બચાંબાઇ રૂસ્તમજી બૅાઇસે બઝમની જગાએ કરી હતી. આ મકાન અને જમીન પાછળ કુલ્લ ખર્ચ રૂ. ૧૭૮૫૦ થયો હતો, જેમાં રૂ. ૧૦૦૦૦ શેઠ રૂસ્તમજી નાનાભાઇ બૅાઇસે તથા રૂ. ૨૫૮૦ શેઠ નશરવાનજી નાનાભાઈ બૅાઇસે, અને બાકીના મજકુર બઝમનાં ફંડમાંથી આપ્યા હતા. આ મકાનને શેઠ રૂસ્તમજી નાનાભાઈ બૅાઇસે પોતાના મર્હુમ બહેન બાઇ હીરાંબાઈ તથા તેમના ખાવિંદ શેઠ સોરાબજી માણેકજી મોદી (ઇજનેર)ની યાદમાં "મોદીબાગ" નામ આપ્યું છે.

વડોદરા રાજ્યના જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ ડા. ધનજીભાઈ હોરમસજી મહેતાની ઍમ્બ્યુલન્સના કામમાં તેઓએ બજાવેલી કિમતી સેવાની પિછાનમાં નામદાર શહેનશાહે "ડૅાનાટ ઑફ સેન્ટજૅાન" તરીકેની એમતી નિમણુક બહાલ રાખી એમને રૂપાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો. એ "ડૅાનાટ"નો વર્ગ નામદાર શહેનશાહે હિંદ ખાતેની પોતાની રાજ્યાભિષેકની યાદમાં નવો ઉભો કરતાં તેમાં દેશી રાજકર્તાઓ વિગેરેને દાખલ કરવામાં આવેછે. આ માનની નવાજેશ એક પારસી તરીકે પહેલવહેલી મેળવવાને ડૅા. ધનજીભાઇ હોરમસજી મહેતા ભાગ્યશાળી થયા હતા.

તા. ૨ જી ઓગસ્ટ ૧૯૧૭. રોજ ૨૬ માહ ૧૧ (શે૦) ૧૨૮૬ યઝદેઝર્દી.

**મરણઃ**—ડા. જમશેદજી બહેરામજી વિમાદલાલ ઉમ્મર વર્ષ ૮૦. નવસારીમાં અંકલેશ્વરથી શેઠ નસરવાનજી મનચેરજી ( વિમાદલાલ ) નામના એક ગૃહસ્થ ૧૮૦૫ના સાલમાં મુંબઈ આવી લાંબી મુદત સુધી વિમાની દલાલી કરતા હતા. તેમના પાંચ બેટાઓમાંના બીજા બેટા મી. બહેરામજીના મર્હુમ ડા. જમશેદજી પુત્ર થતા હતા. એઓ ૧૮૬૨માં જી. જી. ઍમ. સી. ની પરીક્ષા પસાર કરી સરકારી તબીબી નોકરીમાં જોડાયા હતા અને હુબલીમાં ટુંક મુદત નોકરી કર્યાં બાદ એમની બદલી નવસારીથી થોડેક દુર આવેલી બ્રીટીશ હદમાંના કાલીઆવાડીના દવાખાનાના ડાકટર તરીકે થઇ હતી. વળી એમણે ખાનગી ધંધો ચલાવવા માંડયો હતો. એ દરમ્યાન ૧૮૬૪માં સર કાવસજી જહાંગીર રેડીમનીએ પોતાને ખર્ચે નવસારીમાં એક ધર્મનું દવાખાનું એમના ઉપરીપણા હેઠળ ઉઘાડી ૧૮૬૯ સુધી ચાલુ રાખ્યું હતું. ૧૮૭૩માં નામદાર ગાયકવાડ સરકારે મર્હુમને ઑનરરી મૅજીસ્ટ્રેટ નિમ્યા હતા. એઓ તબીબ તરીકે ઘણા કુશળ અને માયાળુ હતા, અને એક ચુસ્ત જરથોસ્તી અને ચુસ્ત થિઑસૅાફીસ્ટ હતા. યઝદેઝર્દી ૧૨૯૧ના સાલમાં એમણે પોતાની બેટી બાઇ શીરીનબાઈના પુનને માટે રૂા. ૫૦૦૦ મુંબઇની પારસી ઍસોશીએશનના ઝોરાસ્ટ્રીઅન બિલ્ડીંગ ફંડમાં આપ્યા હતા.

તા. ૧ લી અક્ટોબર ૧૯૧૭                    રોજ ૨૧ માહ ૧ (શે.) ૧૨૮૭ યઝદેઝર્દી.

**મરણઃ**—નાનાભાઈ બહેરામજી મસાણી, ઉ. વ. ૫૯. એઓ નવસારીના અથોરનાન કુટુંબના મી. બહેરામજી હોરમસજી મસાણીના બેટા હતા. એમનો જન્મ તા. ૭મી માર્ચ ૧૮૫૮ને દીને થયો હતો. એઓ ૧૮૭૪માં મેટ્રીકયુલેટ થઇ મુંબઈની ફોર્ટ હાઈસ્કુલમાં એક મદદનીશ શિક્ષક તરીકે જોડાયા હતા, જ્યાંથી બૉમ્બે ગૅઝેટના રીપોર્ટર તરીકે નિમાયા હતા. ૧૮૮૯માં એઓ મુંબઈ મ્યુનીસીપાલીટીની જૉઇન્ટ ટૅક્સ કમિટિના સૅક્રેટરીના હોદ્દા ઉપર ગયા હતા, અને આજ બે વરસ ઉપર એ હોદ્દા પરથી પેન્શન ઉપર રીટાયર્ડ થયા હતા અને મુંબાઇના બૉમ્બે ગૅઝેટ, રાસ્ત ગોફતાર અને બીજાં વર્તમાનપત્રોમાંની અંગ્રેજી કૉલમોમાં લાંબો વખત થયાં ચાલુ લખાણો કરતા હતા, અને અતી મધ્યમ લીબરલ વિચારો ધરાવતા હતા. એઓ એક ગ્રહસ્થ તરીકેના સંપૂર્ણ ગુણો ધરાવતા હતા.

તા. ૧૨ મી ડીસેમ્બર ૧૯૧૭.

વડોદરાવાળા ડા. ધનજીભાઇ હોરમસજી મહેતાએ સેંટ જૉન ઍમ્બ્યુલન્સ ઍસોશીએશનના કામને હિંદુસ્તાનમાં વધારવાને મદદ કરવા માટે બજાવેલી કિંમતી સેવાની પિછાનમાં એ મંડળ તરફથી તેમને ડૉનાટ મૅડલનો ચાંદ ઍનાયત કરવાની ક્રિયા વડોદરાના પાર્કમાં ભરવામાં આવેલા અવરડે ફંડના મેળાવડામાં ત્યાંના પોલીટીકલ રેસીડન્ટ કર્નલ મૅકડોનાલ્ડે કરી હતી.

તા. ૩૦ મી જુન ૧૯૧૭.                    રોજ ૨૩ માહ ૧૦ (શે.) ૧૨૮૬ યઝદેઝર્દી.

**મરણઃ**—ડૉ. દાદાભાઇ નવરોજી ઍલ. ઍલ. ડી. તથા માજી ઍમ. પી. ઉ. વ. ૯૧. શેઠ દાદાભાઇનો જન્મ મુંબઈમાં તા. ૪ થી સપ્ટેમ્બર ૧૮૨૫ (રોજ ૭ માહ ૧૨ (શે.) ૧૧૯૪)ને દિને માંડવી બંદર તરફ ખડક આગળના એક નાનકડા સાધારણ તે વેળાના અંધારા ઘરમાં તેમના માતુશ્રી માણેકબાઇને પેટે થયો હતો.

એમના પિતા એમને ચાર વરસની ઉમ્મરના મૂકી ગુજરી ગયા હતા, એટલે એમને પાળીપોષી ઉછેરવાની ફરજ એમના માતાજીને માથે આવી પડી હતી, જેમણે એમને દરેક રીતે લાયક કેળવણી આપી હતી. (બાઈ માણેકબાઈ તા. ૨૫ મી મે ૧૮૮૧ને દીને ૬૯ વરસની ઉમ્મરે ગુજર્યાં હતાં.

એઓ ૧૪ વરસના હતા ત્યારે એમને મુંબઈમાં વહાડીયાજીના આતશ બહેરામમાં નાવર કરવામાં આવ્યા હતા.

તા. ૨૦ મી માર્ચ ૧૮૪૨ને દીને એમને મુંબાઈની ઍલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુટ તરફથી "ક્લૅર સ્કૉલર"ની પદવી મળી હતી અને ત્યારપછી તા. ૩ જી જાન્યુઆરી ૧૮૪૩ને દીને એમને આગલી સાલ ખુલેલા "નૉર્મલ સ્કૉલર"ના વર્ગમાં દાખલ કરવામાં આવ્યા હતા. અને તે વર્ગ એમણે ઘણી ફત્તેહમંદીથી પસાર કર્યો હતો.

ઉપલાં ઇન્સ્ટીટ્યુટમાં એમણે અનેક ઇનમો મેળવ્યાં હતાં અને એમની ત્યાંની

કારકીર્દી ઘણી ઝળકતી પુરવાર થઇ હતી. પોતાનો અભ્યાસ ૨૦ વરસની ઉમ્મરે પૂરો કરી જે ખાતામાં એમણે કેળવણી લીધી હતી ત્યાં એમને દેશી વડા ઍસીસ્ટન્ટનો (મદદનીશનો) હોદ્દો આપવામાં આવ્યો હતો.

તા. ૨૦મી જાન્યુઆરી ૧૮૫૧ને દીને મુંબાઈની ઍલફીન્સ્ટન કૉલેજના ઍસીસ્ટન્ટ પ્રોફેસર તરીકે એમને "બોર્ડ ઑફ એજ્યુકેશન" તરફથી નિમવામાં આવ્યા હતા. એઓ મુંબાઈજ નહિ પણ આખા દેશમાં પહેલાજ હિંદીવાન હતા કે જેમને પ્રોફેસરની ખુરસી મળી હતી. આ પછી તા. ૧૦મી ઑકટોબર ૧૮૫૨ને દીનથી એમને ઍલફીન્સ્ટન કૉલેજના ગણિતશાસ્ત્ર અને કુદરતી વિદ્યાના ઍકટીંગ પ્રોફેસર તરીકે નિમ્યા હતા. ઉપલાંજ વરસના ડીસેમ્બર માસમાં પ્રોફેસર તરીકે એમની જાથુકની નિમણુંક થઇ.

૧૮૪૭થી એક દાયકો જે એમણે આ દેશમાં કાઢયો હતો તેનો એમણે ઘણો સદુપયોગ કીધો હતો. એમણે પ્રિન્સીપલ પૅટનની મદદ મેળવી સ્ટુડન્ટસ લીટરરી ઍન્ડ સાયન્ટીફીક સોસાયટી સ્થાપી હતી, અને એ મંડળીના હસ્તક એમણે એક ચૉપાન્યું કહાડયું હતું, જેમાં એઓ ચાલુ લખાણો કરતા. તા. ૨૪ મી ઑગસ્ટ ૧૮૪૮ને દીનથી એમણે ઉપલી સોસાયટી તરફથી મુંબઇમાં જૂદે જૂદે ઠેકાણે સ્થાપવામાં આવેલી સ્કુલોમાંની બહારકોટ ખાતેની સ્કુલમાં એક ઑનરરી શિક્ષક તરીકે જાહેર પ્રજાની કિમતી સેવા બજાવી હતી. તેમજ એઓ મજકુર સોસાયટીની કોટમાંની છોકરીઓની સ્કુલની દર અઠવાડીએ એક વાર જઇ ઈન્સ્પેકટર તરીકે તપાસ રાખતા હતા. ત્યારબાદ ૧૮૫૧માં મજકુર સોસાયટી તરફની છોકરીઓની શાળામાં પાઠો કરાવવાને લાયક ચોપડીઓ અને પુસ્તકો રચવા માટેની કમિટિમાં એઓ એક સભાસદ તરીકે નિમાયા હતા. મુંબાઈના પારસીઓએ સ્ટુડન્ટસ લીટરરી સોસાયટી સાથે ઘટતો બંદોબસ્ત કરી શેઠ સોહરાબજી શાપુરજી બંગાળીના ટેકાથી જરથોસ્તી છોકરીઓને પારસીઓને ખર્ચે અલાહેદી કેળવણી આપવા માટે એક મંડળી ઈ. સ. ૧૮૫૭માં ઉભી કરી હતી, તે મંડળીના એઓને ૧૮૭૬માં ઑનરરી મેમ્બર તરીકે ચુંટી કાઢયા હતા. એમણે મુંબઈમાં છોકરીઓ માટેની પહેલી શાળા કાઢી હતી. એમની સરદારી હેઠળ મજકુર સોસાયટીનાં સભાસદોએ મુંબઇના જૂદા જૂદા ભાગોમાં વર્ગો ઉઘાડી ત્યાં પોતાનો પુરસદના વખતે શિક્ષણ આપતા હતા. આ વર્ગોને પાછળથી ખીલવી પારસી છોકરીઓ માટેની નિશાળો સ્થાપી હતી. આ છેલ્લી નિશાળો પાછળથી જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડળીએ પોતાને હસ્તક લીધી હતી. આ રીતે એઓ મુંબઈમાં સ્ત્રી કેળવણીનો ફેલાવો કરનાર પહેલાજ હતા. તા. ૨૩ મી માર્ચ ૧૮૮૮ને દીને શેઠ દાદાભાઈએ મુંબાઇની "સ્ટુડન્ટસ લીટરરી સોસાયટી" તરફની જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડળીના ફંડમાં પોતાના માતાજી મર્હુમ બાઈ માણેકબાઈ તે એ૦ નવરોજી પાલણજી દોરડીના બેટીના પુન માટે રૂ. ૧૫૦૦ની નોટ, તેનું વ્યાજ એ મંડળી હસ્તકની નિશાળમાં ધર્મ જ્ઞાન માટે સ્કૉલરશીપ આપવાની શરતે, આપી હતી. એજ મંડળીની શાખા તરીકે જ્ઞાન પ્રચારક મંડળી સ્થાપી હતી, જેમાં ગુજરાતી તેમજ મરાઠીમાં ભાષણો આપવામાં આવતાં, અને એઓ પોતે તેમાં ગુજરાતી ભાષામાં ભાષણો આપતા હતા. એ મંડળી તરફથી ઈ. સ. ૧૮૪૯ થી ઈ. સં. ૧૮૬૭ સુધી "જ્ઞાન પ્રસારક" નામે

એક ચૉપાન્યું નીકળતું હતું તેમાં અધિપતિ તરીકે એમણે પોતાની કિમતી મદદ આપવા ઉપરાંત એ ચૉપાનાઆમાં લખનારાઓને દર માસે એઓ રૂા. ૨૦ની રકમ આપતા હતા.

એ ઉપરાંત એમણે જાહેર ભાષણો માટે ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટ સ્થાપી હતી. વળી એમણે પારસી કસરત શાળા વિદ્યાનંદક મંડળી, વિગેરે સ્થાપ્યાં હતાં.

તા. ૧૫ મી નવેમ્બર ૧૮૫૧ને દિનથી શેઠ ખુરશેદજી નસરવાનજી કામાજીની, છપામણી સંબધી ખર્ચની, સહાયતાથી એમણે "રાસ્ત ગોફ્તાર" નામનું પખવાડીક પત્ર બહાર પાડયુ હતું, અને તેનું એમણે ઈ. સ. ૧૮૫૨ના ઑગસ્ટ માસ સુધી વગર પગારે આધપતિપણું ચલાવ્યું હતું. જરથોસ્તીઓમાં જુદ્દીનોની કેટલીક વહેમી રસમો ચોવતી તે દૂર કરવા કરાવવા માટે ૧૮૫૨માં "રેહનુમાયે માઝદયસ્નાન સભા" સ્થાપવામાં આવી હતી, તેના એમને ઍસીસ્ટન્ટ મુનશી તથા એક કારોબારી સભાસદ તરીકે દાખલ્યા હતા. એમણે ૧૮૫૨ના સાલમાં મજકુર મંડળી તરફથી એક રસીલું ભાષણ "પંચાયતના અગાઉના આગેવાનોએ ન્હાન તથા લગન ખર્ચ કમી કરવા વિગેરે આગળ શું શું કોશિશ કીધીછે તથા આપણી ફરજઆતો શું શું છે." એ બાબત ઉપર આપ્યું હતું.

૧૮૫૨માં આ દેશના વતનીઓના રાજદ્વારી લાભ સાચવવા માટે 'બૉમ્બે ઍસોસીએશન' નામે એક મંડળી ઉભી કરવા માટે અત્રેના મુખ્ય હિંદીવાનોની એક સભા ઍલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમાં મળી હતી. તે વેળા મી. દાદાભાઇએ એક સુભાષિત ભાષણ કરી કાયદાનો ખરડો બહાલ રાખવાની દરખાસ્તને ટેકો આપ્યો હતો. એઓ એ મંડળના પ્રથમથી એક અધિકારી હતા.

એજ સાલમાં કોટનું "ધર્મનું દવાખાનું" ખુલ્લું મૂકાયું હતું તેમાં એમની એક ટ્રસ્ટી તરીકે નિમણુંક થઈ હતી. તે ઉપરાંત એમણે મજકુર દવાખાનાને ગીરાની પણ મદદ આપી હતી.

૧૮૫૪માં એમને અત્રેની બૉમ્બે બ્રાંચ ઑફ ધી રૉયલ એશીયાટીક સોસાયટીના એક સભાસદ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા.

૧૮૫૫માં એઓ ઇરાન દેશના જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળીની કારોબારી કમિટિના એક સભાસદ તરીકે નિમાયા હતા. ઇરાનમાં જરથોસ્તીઓ ઉપર જજીઆ વેરા વિગેરેની બીજી વિપત્તીઓ નાબુદ કરવા માટે શાહ નાસીરૂદીન કે જે તે વખતે વિલાયત ગયો હતો, તેને પહોંચાડવા માટેની અરજ શેઠો નવરોજી ફરદુનજી, અરદેશર વાડીયા તથા ડા. રૂસ્તમજી કાવસજી બહાદુરજી સાથે મળી શેઠ દાદાભાઇએ બકીંગહામ પૅલેસમાં કરી હતી, જેનો સંતોષકારક જવાબ મળ્યો હતો.

એ રીતે ૧૮૫૫માં એઓ ઇંગ્લંડ સીધાવ્યા. તેની આગમજના છ સાત વર્ષ સંસાર સુધારા માટે કેળવણી, સ્ત્રીઓને મરદો સાથે જાહેર મેળાવડામાં છુટથી બેસાડવાનું, બચ્ચાંની સ્કુલો, સ્ટુડંટસ લીટરરી ઍન્ડ સાયન્ટીફીક સોસાયટી, દેશી જ્ઞાન પ્રસારક મંડળી, પારસી સંસાર સુધારા, બાળ લગ્નો બંધ કરવા, હિંદુઓમાં વિધવા વિવાહ, અને બીજી જે જે સવાલો હાથ ધરવામાં આવ્યા હતા અને જે જે હિલચાલો ઉભી કરવામાં આવી હતી, તેમાં એમણે ઘણો આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

એમને, ઇગ્લાંડમાં જરથોસ્તીઓની સંખ્યા વધવાથી ત્યાં એક જરથોસ્તી ફંડની

જરૂર જણાઈ હતી, તે ઉપરથી લંડનમાં શેઠ મંચેરજી હોરમસજી કામાજીના ડેવન-શાયરમાંના ઘરમાં ૧૮૬૧માં એક સભા મળી હતી, અને ત્યાં "યુરોપના જરથોસ્તીઓનું એક ધર્મનું ફંડ" એવા નામથી એક ફંડ સ્થાપવા તથા તેને લગતા કાયદાઓ નક્કી કરવામાં આવ્યા હતા. એ ફંડના ૪ ટ્રસ્ટીઓમાં શેઠ દાદાભાંઈ એક હતા અને તે સાથ એઓ એક જોડીયા સેક્રેટરી પણ હતા. તેમજ એ ફંડને એમણે ૧૩૪ પાઉંડની રકમની બક્ષીસ કરી હતી.

ઇંગ્લંડ ગયા પછી એમણે રાજદ્વારી ચળવળ શરૂ કરવા માંડી હતી. એમણે જે સવાલ પહેલો હાથ ધર્યો તે હિંદી સનદી નોકરીમાં હિંદીવાનોને દાખલ કરવાને લગતો હતો, અને તે માટે વિલાયતમાંજ નહિ પણ સાથે સાથે હિંદમાં પણ એ સનદી નોકરીની પરીક્ષા લેવા માટેની હિમાયતમાં લડત ચલાવી હતી. આ લડત એમણે લગભગ ૩૭ વરસ સુધી ચાલુ રાખ્યા બાદ ૧૮૯૩માં આમની સભાએ બન્ને દેશોમાં સનદી પરીક્ષા લેવા માટેનો ઠરાવ પસાર કર્યો હતો.

૧૮૬૧માં એમણે લીવરપુલ મધેની ફીલોસોફીક સોમાયટીની એક સભામાં "પારસીઓની રીતભાત અને રિવાજો" વિષે એક નિબંધ વાંચી સંભળાવ્યો હતો.

૧૮૬૪માં એઓને સરકારે મુંબઇની યુનીવર્સીટીના એક ફેલો નિમ્યા હતા. ૧૮૬૫માં એમણે ઇગ્લાંડની રૈયતને હિંદી સવાલોથી વાકેફ કરવા માટે મરહુમ મી. W. C. Bonarjiની મદદ લઇ લંડન ઇંડિયન સોસાયટી સ્થાપી હતી અને થોડુંક પછી ૧૮૬૬માં એમણે એક વધુ મોટી મંડળી નામે 'ઈસ્ટ ઇંડીઆ એસોસીએશન' સ્થાપી હતી, અને તેના સેક્રેટરી થયા હતા. ૧૮૬૫માં લંડન મધે વસ્તા હિંદીવાનોએ "લંડન ઈંડીયન સોસાયટી"ને નામે એક મંડળી સ્થાપી તેની પહેલી કમિટિના એઓ સરનશીન થયા હતા. એમણે હિંદુસ્તાનમાં સ્ત્રી કેળવણી વિષે આંકડાઓ ટાંકી દાખલા દલીલોથી ભરપુર અરજીઓ હિંદી પ્રધાનને વારંવાર કરી હતી. ૧૮૬૮માં મુંબઇના જે રહેવાસીઓ ઇગ્લંડમાં વસતા હતા તેઓએ સ્ત્રી કેળવણીમાં સરકારની મદદ માગવા અરજ કરી હતી. તેના ટેકામાં એમણે એ નામદાર ઉપર એક પત્ર લખ્યો હતો જેમાં બતાવ્યું હતું કે ૧૮૬૭માં મુંબઇ સરકારે સ્ત્રી કેળવણી પાછળ આવતા વરસ માટે ફક્ત રૂ. ૩૪૧ આપ્યા હતા. ૧૮૬૯માં ઇસ્ટ ઇંડીઆ એસોસીએશનની શાખા મુંબઇમાં ઉઘાડવાને એમણે એક સભા બોલાવી અને તેમાં સર જમશેદજીનાં પ્રમુખપદ હેઠળ મજકુર શાખાથી થનારા ફાયદા સભાને કહી સંભળાવ્યા હતા. એજ સાલમાં એમણે અત્રેના ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટમાં ઇગ્લંડ ખાતે ઉભી થયલી "ઇસ્ટ ઇંડીઆ એસોસીએશન વિષે ગુજરાતીમાં એક વધુ ભાષણ આપ્યું હતું.

૧૮૬૯માં એમણે ઇગ્લાંડમાં પારસીઓની રાહ રસમ તથા મઝહબ વિષે જે ભાષણો કીધાં તે ભાષણોમાં એવું તો અપક્ષપાતપણું એમણે બતાવ્યું કે પ્રોફેસર મેક્ષ મુલરને એક વખત લગાર વિચારમાં પડવું પડયું કે એ ભાષણ કરનાર હિન્દુસ્તાનના પારસીઓમાં જુના વિચારવાળો હતો કે નવા વિચારવાળો.

આ પછી એજ સાલમાં એમણે પાછા મુંબાઇ આવ્યા જ્યાં એમની બિનાર્યતની કિમતી સેવાઓ માટે ત્યાંની પગરંગી વસ્તીએ એક મોટી સભામાં એમને એક

માનપત્ર સાથે એક સુંદર પર્સ આપી હતી અને તેજ વેળા એમની તસવીર ઉતારી તે માટે એક ફંડ સ્થાપી ૧૯૦૦ ના સાલની આખરીએ મરહુમ મી. જસ્ટીસ મહાદેવ ગોવીંદ રાનડેએ તે ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટ મધ્યે ખુલ્લી મેલી હતી.

એવણે હિંદના રાજવહીટની અનેક ખામીઓ બતાવી આપી હતી કે જે ખામીઓ ખર્ચાલુ રાજકારોબાર અને તે માટે વિલાયત ઘસડાઈ જતી હિંદની દોલત અને હિંદીવાનોને ઉંચા ઓહદા નહિ આપવાના ગેર ઇનસાફ બદલની હતી.

મરહુમ દાદાભાઈ નવરોજજી એમણે વિલાયતખાતે જ્યારે રાજદ્વારી ચળવળ ઉપાડી ત્યારે તેવી જ ચળવળ હિંદુસ્તાન ખાતેથી ચલાવવી જોઇએ, એવા વિચારથી એમણે મી. સુરેન્દ્રનાથ બૅનરજી, મી. ડબલ્યુ. સી. બૅનરજી, મી. હ્યુમ સર વીલ્યમ વેડરબર્ન, સર ફીરોજશાહ મહેતા, સર દીનશાહ વાચ્છા, આદીની સામેલગીરીથી હિંદ ખાતે કૉન્ગ્રેસ મંડળ સ્થાપ્યું, જેનું નામ ઇન્ડીયન નૅશનલ કૉન્ગ્રેસ રાખ્યું અને તેની બીજા વરસની બેઠક વખતે કલકત્તા ખાતે એઓ પ્રેસીડન્ટ નિમાયા હતા. હવે વિલાયત ખાતે એઓ પોતે લડત ચલાવતા અને હિંદ ખાતે ઉપલા ગૃહસ્થો ચલાવતા હતા. એઓને ત્રણ વખત કૉન્ગ્રેસના પ્રેસીડન્ટ થવાનું માન મળ્યું હતું. ત્યારબાદ એઓ વિલાયતની પાર્લામેન્ટના એક સભાસદ ચુંટાયા, જે તરીકે એઓ પહેલા હીંદી અને પહેલા પારસી હતા. તે વખતે લૉર્ડ સૅાલ્સબરી જેઓ કનઝરવેટીવ પક્ષનાં વડા હતા તેઓએ એઓનાં મેમ્બર તરીકે ચુંટાવા સામે વાંધો લીધો હતો, પણ આખરે મર્હુમ મી૦ ગ્લૅડસ્ટન જે તે વખતે વડા પ્રધાન હતા, તેમની અને મર્હુમ મહારાણી વિકટોરીઆની સમય સુચકતાથી તોફાન થતું અટકયું હતું, અને મી. દાદાભાઇ ખુશાલ પાર્લામેન્ટમાં બિરાજ્યા હતા. એમની હિંદનાં બજેટની સ્પીચ ઘણીજ વખણાઇ હતી. સાલ ૧૯૦૦માં જે છપ્પનીઓ કાળ પડયો હતો. તે વખતે શેઠ દાદાભાઈની તબીયત સારી હતી નહી છતાં બહુ મહેનત લઈ વિલાયત ખાતે ભાષણો કરીને મોટું ઉઘરાણું કરાવી સારી જેવી રકમ હિંદ મોકલી આપી હતી. એમની ખાહેસ, પોતાનું મરણ પોતાનાં દેશમાંજ થાય એવી હતી, તેથી જીંદગીના પાછલા દીવસોમાં એઓ મુંબઇ આવી રહ્યા હતા, અને મુંબઇમાંજ એમનું મરણ પણ થયું હતું.

એમનું એક બાવલું આખા હિંદના લોકોના ઉઘરાણાથી મુંબાઈમાં ફ્લૉરા ફાઉન્ટન સામે મુકવામાં આવ્યું છે, અને બીજું બાવલું નવસારીમાં લક્ષ્મણ હૉલ આગળ શ્રીમંત મહારાજા સયાજીરાવના હાથે ખુલ્લું મૂકાયું છે.

વળી એમની એક છબી લંડનના પાર્લામેન્ટ હાઉસમાં સાલ ૧૯૩૯માં ખુલ્લી મૂકાઇ છે, આ પાછલાં બન્ને કાર્ય ડા. જેહાંગીર એ. દોરડીની કારસાજીથી થયાં છે.

---

### ઇ. સ. ૧૯૧૮ના પારસીઓ.

તા. ૬ થી જાનેવારી.

કલકત્તા મધ્યે મી. એદલજી નવરોજી કાંગાએ "નવરોઝ"નામે પહેલું પારસી, ગુજરાતી અઠવાડીક વર્તમાન પત્ર કહાડયું હતું.

તા. ૨૦ મી મે ૧૯૧૮.

શેઠ રતનજી દાદાભાઈ તાતાને એમની પેઢીના દેશના વેપાર અને હુન્નર ઉદ્યોગ,

સાથના લાંબા સંબંધની કદરશનાસીમાં જાપાનીસ સરકાર તરફથી "ઑર્ડર ઑફ મેરીટ"ના ત્રીજા વર્ગનો માનવંત ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો.

તા. ૨૦મી સપ્ટેમ્બર ૧૯૧૮. રોજ ૧૦ માહ ૧ (શે.) ૧૨૮૮ યઝદેઝર્દી.

**મરણઃ**—દાદાભાઇ બહેમનજી શાપુરજી દેશુ, ઉ. વ. ૫૨. નવસારીમાં એઓ સાધારણ કેળવણી લીધા બાદ વેપારી લાઇનનો અનુભવ મેળવવા શેઠ દાદાભાઇ ગામડાની કાપડની દુકાને શીખાઉ તરીકે રહ્યા હતા અને પાછળથી પોતાની કાપડની એલાહેદી દુકાન માંડી ગરમ, સુતરાઉ, રેશમી કાપડ વેચવાના ધંધામાં પડ્યા હતા, અને એ દુકાન ૨૮ વરસ વેર ચલાવી હતી. એઓ છપન્યા દુકાળ વેળા નવસારીના મોટા બજારમાં એક ભડકું ફંડ ઉભું કરી દરરોજ આશરે ૨,૦૦૦ દુકાળીઆઓને ભડકું, ખીચડી વગેરે ભોજન આપતા જેમાં એઓના ગોડીઆઓ એમને મદદ કરતા. નવસારીની લગભગ દરેક હિલચાલમાં એવણનો સંબંધ હતો.

તા. ૨૫ મી અકટોબર ૧૯૧૮. રોજ ૧૫ માહ ૨ (શે.) ૧૨૮૮ યઝદેઝર્દી.

**મરણઃ**—દીનશાહજી કુંવરજી ધનજીભાઇ ભાગલીયા. ઉ. વ. ૩૯. નવસારીમાં એઓ ગુજરાતીમાં ડીટેકટીવ વાર્તા લખનારા અને 'ગુલશન' માસીકનાં માલેક તથા અધિપતિ હતા. એઓ પ્રથમ નવસારીની તાતા ઍંગ્લો–વર્નાક્યુલર સ્કુલમાં મદદનીશ શિક્ષક હતા. એમણે લગભગ દોઢ ડઝન વાર્તાઓ લખી હતી. આજ પાંચ વરસ ઉપર એમણે એક છાપખાનું સ્થાપી દોઢ વરસ વેર 'સ્વતંત્ર' નામનું અઠવાડીક પેપર ચલાવ્યું હતું. વળી 'ગુલશને કલમ' નામનું માસીક ખરીદી તે અત્યાર સુધી ચાલુ રાખ્યું હતું. એઓ નવસારીની બઝમે જશને રૂઝે બહેરામના જોડયા ઑનરરી સૅક્રેટરી હતા. આજ પાંચ વરસ ઉપર એઓ વડોદરા ખાતે ટ્રામ ઉપરથી ઉતરતાં પડી જવાથી પોતાનો એક પગ ખોયો હતો.

---

## ઇ. સ. ૧૯૧૯ ના પારસીઓ.

નવસારીના આતશ બહેરામમાં એક પુરાણો ઘંટ છે તે 'દેસાઈજીના ઘંટ' તરીકે ઓળખાય છે. આ ઘંટ મરહુમ ખંડેરાવ નવસારી પધાર્યા હતા, તેઓના હાથી ઉપર હતો. તે મોટા દેસાઇજીને આતશબહેરામ સાહેબના મકાનમાં મૂકવા માટે ભેટ આપ્યો હતો, જે તે વખતથી સહવારે બામદાદની પહેલી ગહેમાં વગાડવામાં આવતો હતો. પણ આ ઘંટ પુરાણા વખતનો હોવાથી તેનો અવાજ મારો નથી એવું જણાવી કેટલાક મોબેદો તરફથી તે વગાડવાનો બંધ કરવામાં આવી આતસબહેરામમાંથી ઉંચકી નાખવામાં આવ્યો હતો. તેની ચંકચાર થતાં મોટા દેસાઈજીના હોકમથી તે ઘંટ પાછો લાવી મૂકયો છે, પણ તે કેટલાક મોબેદો વગાડતા નથી. હાલ મોટા દેસાઈજીનો એક નબીરો ઓએના વારામાં રહેવાથી તેણે આ ઘંટ અસલ મુજબ બામદાદે વગાડવાનું શરૂ કરવાથી તેને કામચલાઉ દસ્તુર દીનશાહજી તરફથી તાકીદ કરવામાં આવી હતી કે એ ઘંટ તમારે વગાડવો નહિ, અને જો વગાડવાનું ચાલુ રાખશો તો આતશબહેરામના વારામાં તમોને રહેવા દેવામાં આવશે નહિ. પણ મજકુર દેસાઈઝાદાએ એ બાબતની

નોટીસ ઉપર ધ્યાન નહિ આપતાં આખો માસ એ પુરાણો ઘંટ વગાડવો ચાલુ રાખ્યો હતો, જેથી એ બાબત ભગર સાથ અન્જુમનની કમિટિ હજુર લાવી સખત ગ઼ દોબસ્ત કરવામાં આવ્યો હતો.

તા. ૧૫ મી અકટોબર ૧૯૧૯. રોજ ૫ માહ ૭ (શે) ૧૨૮૯ યઝદેઝર્દી.

**મરણઃ**—દીનશાહજી દાદાભાઇ મુલ્લાં, નવસારીમાં એક સર્વથી જુના પારસી વકીલ. એમણે ૧૮ વરસ સુધી નવસારીની ડીસ્ટ્રીકટ કૉર્ટમાં પબ્લીક પ્રૉસીકયુટર તરીકે કામ કરી નામના મેળવી આજ આઠ વરસ ઉપર નબળી તબીયતને લીધે રાજીનામું આપ્યું હતું. એમણે નવસારીની વડાડીયાજીવાલી નવી દરેમહેરવાલા કેસમાં ભગરીઆઓ તરફથી વગર હાંસલે ઘણી ખંતથી વકીલ તરીકે કામ કીધું હતું. એઓ મુલ્લાં બહેતરી ફંડના ટ્રસ્ટી અને દાબુ હૉસ્પીટલના એક કારોબારી હોવા ઉપરાંત બીજાં ઘણાં કામોમાં આગેવાની ભર્યો ભાગ લેતા હતા. એવણની યાદગીરીમાં નવસારીના આતશબહેરામમાં એઓની છબી મી. હીરજીભાઇ ડૉ. દેબુ પાસેથી ચિત્રાવીને મૂકી છે.

તા. ૧૮ અકટોબર ૧૯૧૯. રોજ ૮ માહ ૭ (શે) ૧૨૮૯ યઝદેઝર્દી.

**મરણઃ**—મેરવાનજી માણેકજી મુનશી ઉ. વ. ૮૪, નવસારીવાળા શેઠ માણેકજી બેરામજી મુનશીના દીકરા. એઓ શરૂઆતમાં નવસારીની કચેરીમાં કારકુન તરીકે નિમાયા હતા. ત્યારબાદ નવસારી પ્રાંતમાં તેમજ જૂદા જૂદા મહાલોમાં બદલી થયે છેવટે પાટણ મહાલમાં વહીવટદાર થઇ એકંદર ૪૫ વરસ નોકરી બજાવી ૧૮૯૮માં ખાસ પૅન્સન પર રીટાયર થયા હતા, ત્યારે એમને ડાંગ જીલ્લામાં સ્પેશીયલ નાયબસુબાનો અધિકાર આપવામાં આવ્યો હતો. એઓ રીટાયર થયા બાદ નવસારીમાં બીજા વર્ગના ઑનરરી મૅજીસ્ટ્રેટ અને નવસારી પ્રાંત પંચાયતના વાઇસ પ્રૅસીડંટ નિમાયા હતા, તેમજ નવસારી મલેસરની અન્જુમનના અકાબર હતા.

---

## ઇ. સ. ૧૯૨૦ ના પારસીઓ.

નવસારીવાળાં બાઈ રતનબાઈ એદલજી બામજીએ પોતાના દીકરા બાઈ કૈખશરૂ એદલજી બામજીની યાદમાં એક મકાન વાંદરાની બાઈ આવાબાઇ ફરામજી પીટીટ પારસી છોકરીઓની ઑર્ફનેજને ભેટ આપ્યું હતું. આ મકાનને "ખુશરોહ નવસારી આરોગ્ય આશ્રમ" નામ આપવામાં આવ્યું છે.

તા. ૧૪ મી ફેબ્રુઆરી ૧૯૨૦.

નવસારીખાતે બાઇ રતનબાઇ એદલજી બામજીએ એક સૅનીટેરીયમ માટે પોતાનો લુણસીકુઇ ઉપરનો બંગલો તથા તેને લગતી કુશાદે જમીન તથા રૂપીઆ એક લાખની રકમ મુંબઇની પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોને એવી શરતે હવાલે કરી હતી કે એ રૂપીઆ એક લાખની રકમમાંથી રૂ. ૫૦૦૦૦) નિભાવ ફંડ માટે રાખી બાકી રૂ. ૫૦૦૦૦)ની રકમમાંથી નવા બ્લૉકો બાંધવા. આ બ્લૉકોનો પાયો નાખવાની ક્રિયા સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટે કીધી હતી.

તા. ૪ થી માર્ચ ૧૯૨૦. રોજ ૨૬ માહ ૬ (શે૦) ૧૨૮૯ યઝદેઝર્દી.

**મરણઃ**—એરવદ ખરશેદજી બમનજી ફરામરોઝ (બીરબલ) ઉ. વ. ૭૨. એઓ

નવસારીના વતની હતા અને ત્યાંજ મુખ્ય ભાગે રહેતા હતા. એઓ ગુજરાતીમાં એક હાબેલ લેખક, જર્નાલીસ્ટ અને કવિ હતા. પોતાની લાંબી કારકીર્દી દરમ્યાન એમણે અનેક પત્રો સાથે સંબંધ રાખ્યો હતો, અને છેલ્લાં ઘણાંક વરસો થયાં નવસારીમાં રહીને મુંબાઈ અને નવસારીનાં પત્રોમાં ચાલુ લખાણો કરતા હતા. એમણે નાટકો, વાર્તાઓ, ગાયનો વિ. માં અનેક પુસ્તકો રચ્યાં હતાં. એમણે પોતાની લગભગ આખી જીંદગી લખાણો લખવામાં અને પુસ્તકો રચવામાં ગુજારી હતી અને ગુજરાતી સાહિત્યના એક અઠંગ પુજારી હતા. એઓ મુંબાઇના ગુજરાતી છાપામાં બીરબલના તખલ્લુસથી દર અઠવાડીએ લખાણો કરતા હતા જે ઘણાંજ હોંસથી વંચાતાં હતાં.

તા. ૩૧ મી માર્ચ. રોજ ૨૩ માહ (શે૦) ૧૨૮૯ યઝદેઝર્દી.

**મરણઃ**—દોરાબજી શાપુરજી સકલાતવાલા, ઉ. વ. ૬૬. મર્હુમ શેઠ નશરવાનજી તાતાના જમાઈ. એઓ એક બાહોશ વેપારી અને મીલ મૅનેજર તરીકે કલકતા, અમદાવાદ અને મુંબઇમાં જાણીતા હતા, અને ૧૯૧૩માં એમણે પોતાને નામે લીવરપુલ અને મૅન્ચૅસ્ટર ખાતે વેપાર શરૂ કર્યો હતો. એઓ મૅન્ચૅસ્ટરમાં ગુજર્યા હતા, અને લંડનની પારસી આરામગાહમાં એમને દાટવામાં આવ્યા હતા.

તા. ૩ જી જુન.

કયસરે હિંદનો સોનાનો ચાંદ, ડા. ધનજીભાઈ હોરમસજી મહેતા વડોદરા સ્ટેટ હૉસ્પીટલના તબીબી અમલદારને બ્રિટીશ સરકારે તેમના લોકસેવાના કામ માટે ઍનાયત કર્યો હતો.

તા. ૧૧ મી જુલાઈ. રોજ ૫ માહ ૧૧ (શે૦) ૧૨૮૯ યઝદેઝર્દી.

**મરણઃ**—બાઇ ડોસીબાઈ તે માણેકજી નવરોજી કોટવાલનાં ધણીયાણી ઉ. વ. ૫૩. એમણે નવસારીની ધી રતનજી ફરામજી દાબુ પારસી જનરલ હૉસ્પીટલમાં શેઠ બહેરામજી નશરવાનજી સીરવાઈના નામની બિલ્ડીંગ બાંધવા માટે રૂ. ૨૫૦૦૦ની રકમ આપી હતી. એ ઉપરાંત એમણે ઘણી નાની મોટી સખાવતો કરી હતી. એમણે સ્થાપેલા ઑર્ફનેજની વિગત નીચે આપવામાં આવીછે.

**પારસી ઑર્ફનેજ**

**બાઇ ડોસીબાઈ આદરજી કોટવાલ પારસી ઑર્ફનેજઃ**—મર્હુમ બાઇ ડોસીબાઇ આદરજી કોટવાલે પોતાના વીલના ઍકઝીક્યુટરોને લુનસીકુઇખાતે આવેલા પોતાનાં બંગલામાં પારસી છોકરા માટે ઑર્ફનેજની સંસ્થા સ્થાપવા ફરમાવ્યું હતું, અને તે માટે રૂ. ૧૦૦૦૦૦) એક લાખની રકમ પોતાની પુંજીમાંથી આપવા ફરમાવ્યું હતુ. મર્હુમ બાઈ ડોસીબાઇનાં વીલનાં મૅનેજીંગ ઍકઝીક્યુટર સર જીવણજી જમશેદજી મોદીએ બીજા સખી નરનારીઓ પાસેથી કેટલીક રકમો મેળવી તા. ૧લી જાનેવારી ૧૯૧૩ના રોજે ડા. સર તેમુલજી ભીખાજી નરીમાનના શુભ હસ્તે આ ઑર્ફનેજની શરૂઆત કીધી હતી. જે વખતે છોકરાઓની સંખ્યા ફક્ત છ ની રાખવામાં આવી હતી અને મર્હુમ બાઇની ખાહેસ મુજબ એક "દાદગાહ" પણ એજ વખતે પધરાવવામાં આવ્યા હતા.

આ ખાતાની શરૂઆતથી સને ૧૯૨૫ના મે માસ સુધી એનો વહીવટ મર્હુમ બાઈ ડોસીબાઇના ઍકઝીક્યુટરો તરફથી એક ઑનરરી સૅક્રેટરીની મદદ સાથે થતો

રહ્યો હતો અને મર્હુમ બાઇ ડોસીબાઇના વીલના ફરમાનને અનુસરીને તા. ૨૩-૫-૧૯૨૫ ના રોજ ઍકઝીક્યુટરોએ એક કાયદેસર ટ્રસ્ટનો એક લેખ કરી આપી તે નોંધાવી આપ્યો હતો. ત્યારથી ખાતાના ટ્રસ્ટીઓ માર્ફતે આ ખાતાનો વહીવટ કરવામાં આવે છે. ટ્રસ્ટીઓની નિમણુંક દર પાંચ વર્ષે ભગર સાથ અન્જુમન તરફથી ટ્રસ્ટની શરતને અનુસરી કરવામાં આવે છે અને એ પ્રમાણે હાલના પહેલા પાંચ ટ્રસ્ટીઓની મુદત પુરી થયે તા. ૧૬-૬-૩૫ના દીને થયેલી ભગરસાથ અન્જુમનની જાહેરસભામાં નીચલા ૭ ટ્રસ્ટીઓની તા. ૧-૬-૩૫થી પાંચ વર્ષ માટે નિમણુક કરવામાં આવી છેઃ—

શેઠ બમનજી હોરમસજી દેસાઈ, રાજરત્ન શેઠ દીનશાહ રતનજી દાણુ, દસ્તુરજી કેખશરૂ માહીઆર કુતાર, ખા. સા. રાણાજી કેખશરૂ દસ્તુર અને શેઠ મીનોચેર મેરવાનજી પાવરી. એમ છતાં નવસારીમાં જાથુકના રહેનારા ટ્રસ્ટીઓની સંખ્યા પુરતી નહી હોવાથી શેઠ અરદેશર કેકોબાદ મોદીની એક વધારાના ટ્રસ્ટી તરીકે નિમણુંક કરી છે.

ઑર્ફનેજની સંસ્થા જોડે દાદગાહની સ્થાપના કરેલી હોવાથી નિભાવ ફંડમાં નાણાં ભરનારા લોકોની ખાહેશ મુજબ તેમનાં મૈયત થયલા કોઈ ખેશી યા દોસ્ત આસનાવની બાજની ક્રિયા ધાર્મીક રિવાજને અનુસરીને કરવામાં આવેછે. એવી રીતે બક્ષીસ આપનાર બે રીતના ફાયદા હાંસલ કરી શકેછે. એક તો પોતાના મરનાર ખેશીની યાદ જાળવે છે અને બીજું, આ સંસ્થામાં લાભ લેતા ગરીબ ઑર્ફનોનાં નિભાવ ફંડમાં કાંઈક ફાળો આપી ગરીબ છોકરાઓની ઘણી દુવાઓ મેળવે છે. રૂ. ૪૦) વાર્ષિક ઉપજે એવી રકમની જામીનગીરી યા મુદ્દલ રકમ કોઈપણુ પારસી બાનુ યા ગૃહસ્થ તરફથી આપવામાં આવે તો તેમની ખાહેશ મુજબની બાજની ક્રિયા કરી છોકરાઓને તે દિવસે જમાડવામાં આવેછે, અને રૂા ૬૦)ની રકમ વાર્ષીક ઉપજે એવી રકમની જામીનગીરી યા મુદ્દલ રકમ કોઈપણુ પારસી બાનુ યા ગૃહસ્થ તરફથી આપવામાં આવે તો તેમની ખાહેશ મુજબની ઇજસને સાથની ક્રિયા કરી, તે દિવસે મૈયતની નૈયતે સતુમ ભણાવી છોકરાઓને જમાડવામાં આવેછે. રિપોર્ટવાળા સાલની એટલે ૧૯૩૬નાં સાલની આખરીએ બાજની સંખ્યા ૬૮ છે. પાછળથી આ ખાતાના હિતને માટે ટ્રસ્ટીઓને વ્યાજબી લાગવાથી તા. ૨-૯-૩૫થી એવું ધોરણ ઠરાવવામાં આવ્યું છે કે એકજ કુટુંબની બે અગર વધારે બાજો આ ખાતામાં કરવા ભેગી રકમ આપવામાં આવે, તે પ્રસંગે દરેક બાજ માટે રૂા. ૩૫ની રકમ ઉપજે એ પ્રમાણેની મુદ્દલ રકમ અગર જામીનગીરી કબુલ રાખવી. એ ધોરણનો લાભ કેટલાક કુટુંબો તરફથી લેવામાં આવ્યોછે.

રૂા. ૫૦૦૦) યા તેથી વધુ રકમ કોઈ પણ બાનુ યા ગૃહસ્થ નિભાવ ફંડમાં આપે તો તેમનાં નામે, એક ઑર્ફન છોકરો ચાલુ નિભાવવામાં આવે છે. હાલે ૧૯૩૬ રિપોર્ટવાળા સાલમાં છોકરાઓની સંખ્યા વધારતાં ૩૫ છોકરાઓને આ ખાતાનો લાભ આપવામાં આવે છે. મગર એમાં પણ વધારે સંગીન વધારો ચાલુ સાલમાં કરવામાં આવનાર છે, એટલે લગભગ ૪૫ છોકરાઓની સંખ્યા થનાર છે, અને હવે પછી જેમ જેમ ફંડમાં વધારો થતો જશે, તેમ તેમ છોકરાઓની સંખ્યા પણ વધારવામાં આવશે. હાલ છોકરાઓની સંખ્યા વધવાથી એક સુંદર મકાન રૂા. ૧૫૫૬૮-૬-૦ નો ખર્ચ કરી બાંધવામાં આવ્યું છે.

એ ઉપરાંત બાઈ ડોસીબાઈ પેસ્તનજી પટેલે પોતાના મર્હુમ ધણીની યાદગીરી માટે પૅવીલીયન બંધાવી આપ્યો તેનો તમામ ખર્ચ રૂા. ૫૫૪૭–૧૪–૦ મજકુર બાઈ તરફથી આપવામાં આવ્યોછે. એ પૅવીલીઅનમાં કસરતને લગતો કેટલોક સામાન બાઈ ડોસીબાઇ તરફથી ભેટ તરીકે આપવામાં આવ્યો હતો. સદર પૅવીલીઅનમાં કેટલુંક વધારાનું બાંધકામ કરી સુધારો કરવામાં આવ્યોછે તેનો ખર્ચ ફંડની આવકમાંથી કરવામાં આવ્યોછે. આ સંસ્થાની સ્થાપના થઇ ત્યારથી મુળ બંગલાના એક ભાગમાં "દાદગાહ" પરઠવામાં આવ્યા હતા. પરંતુ ખાતામાં થતી બાન્જેની સંખ્યા ચાલુ વધતી જતી હોવાથી તે બદલની ક્રિયા વધારે સવડભરી રીતે થઇ શકે તે માટે ત્રીજા રિપોર્ટની મુદત દરમ્યાન એક એલાહેદું મકાન ટ્રસ્ટીઓ તરફથી બાંધવામાં આવ્યુંછે જેના ખર્ચ પેટે રૂા. ૩૮૦૦) મર્હુમ શેઠ નવરોજી ચાનજીભાઇ મહેતા યાદગીરી ફંડ કમિટિ તરફથી આપવામાં આવેલા હોવાથી એ મકાનને તેમનું નામ આપવામાં આવ્યુંછે. આ રિપોર્ટની મુદત દરમ્યાન મજકુર દાદગાહનાં મકાનમાં પવિત્ર ક્રિયા ચાલુ કરવામાં આવેછે.

આ સંસ્થાની શરૂઆતથી આ સંસ્થાના નિભાવ ફંડની જામીનગીરીઓ મુંબઈના પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોને હવાલે સોંપવામાં આવીછે. ત્રીજા રિપોર્ટની આખરીએ એટલે સને ૧૯૩૩ની આખેરીએ મુંબઈની પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોના હવાલામાં રૂા. ૨૨૭૧૦૦)ની આ ખાતાની જામીનગીરીઓ હતી. તે રકમમાં ચાલુ રિપોર્ટની મુદતમાં વધારો થઇ સને ૧૯૩૬ની આખેરીએ રૂા. ૨૪૯૦૦૦)ની જામીનગીરીઓ ટ્રસ્ટી સાહેબોના હવાલામાં છે.

એ જામીનગીરીઓ શિવાય ટ્રસ્ટડીડની શરતને અનુસરીને આવકમાંથી ખર્ચ બાદ કરતાં આ સંસ્થાના ટ્રસ્ટીઓ તરફથી કેટલીક જામીનગીરીઓ બચતખાતે ખરીદવામાં આવીછે; જે મુંબઈની ઈમ્પીરીઅલ બેંકના હવાલામાં સોંપવામાં આવીછે. એ જામીનગીરી રૂા. ૨૭૦૦૦ની છે.

રિપોર્ટની મુદત દરમ્યાન (એટલે સાલ ૧૯૩૬) આ ખાતાના સ્ટાફને ઉત્તેજન મળે એ હેતુથી પ્રૉવીડન્ટ ફંડની યોજના મંજુર કરવામાં આવી હતી અને તેનો અમલ સાલ ૧૯૩૭ ની શરૂઆતથી કરવામાં આવેછે. મજકુર સંસ્થાનો કારોબાર ઘણી સારી રીતે ચાલતો હોવાથી લોકોની આસ્થા વધવા પામીછે અને એક ઉત્સાહી પારસી જરથોસ્તી શેઠ મીનોચેર મેરવાનજી પાવરીની દેખરેખમાં આ ખાતુ હોવાથી તે ઘણું જ આગળ વધશે એમાં જરાબી શક નથી.

**નિમણુંક**—આ સાલમાં ડા. ધનજીભાઇ હો. મહેતાને પોતાના ચાલુ કામ ઉપરાંત વડોદરા રાજ્યનો મેડીકલ કોડ સુધારી શ્રીમંત મહારાજા સાહેબના વટહુકમો એકત્ર કરી નવેસરથી રચવાનું કામ સોંપવામાં આવ્યું હતું.

વળી ડા. મેયર શ્રીમંત યુવરાણી પદ્માવતી બાઇસાહેબ સાથે સ્પેશિયલ કામગીરી પર ગયા હતા તે વખતે બે મહિના સુધી ડા. ધનજીભાઇએ ઇનિચાર્જ ચીફ મેડીકલ ઑફીસર તરીકે કામ કર્યું હતું.

---

૧૪ મી માર્ચ ૧૯૨૧ રોજ ૬ માહ ૯ (શે) ૧૨૯૦ યઝદેઝર્દી.

મરણઃ—ડો. મોગાબ ખરશેદજી નરીમાન, એમ. ડી. ઉ. વ. ૬૦. મુંબાઈની એમ. ડી. ની સર્વથી ચઢતી પદ્વી ૧૮૮૭માં મેળવનાર એઓ પહેલા પારસી હતા. એઓ ૧૮૮૬થી આઠ વરસ સુધી મુંબઈની વેટરનરી કૉલેજના મદદનીશ પ્રોફેસર નિમાયા હતા અને તે દરમ્યાન એમને જાનવરી વિદ્યાની માહિતી માટે એક ખાસ લાઇસન્સ આપવામાં આવ્યું હતુ. વળી એઓ અઢી વરસ સુધી મુંબઇની ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં કેમીસ્ટ્રી તથા મેડીકલ જયુરીસ પ્રુડન્સના ટયુટર નિમાયા હતા અને ઉપલી જાનવરી વૈદાંની કૉલેજમાં કેટલોક વખત કામચલાઉ પ્રીન્સીપલનો હોદ્દો ભોગવ્યો હતો. ૧૮૯૭ ના નવેમ્બર માસમાં હિંદના વજીરે આ દેશમાં ખાસ કામચલાઉ પ્લેગ ડયુટી ઉપર એમની નિમણુંક કરી હતી. એઓએ વિલાયતમાં લગભગ સાત વર્ષ વૈદાંનો ચઢતો અભ્યાસ કરવા ઉપરાંત ત્યાં તબીબી ઓહદા ભોગવ્યા હતા. એમણે વિલાયતમાં ડી. પી. એચનો ડીપ્લોમાં મેળવ્યો હતો. અને ૧૮૯૨માં લંડન યુનીવર્સીટી કૉલેજની હાઈજીનની પરીક્ષા પહેલી-પદવીએ પસાર કરવા માટે રૂપાનો ચાંદ મેળવ્યો હતો. એઓ મુંબઈ યુનીવર્સીટીના એક ફેલો તથા તબીબી બાબતના પરીક્ષક પણ નિમાયા હતા. ૧૯૦૨માં સરકારે એઓને એક સુલેહના અમલદાર નિમ્યા હતા. એઓના વડપણ હેઠળ મુંબઇ મધે મરકીને લગતી ખાસ પારસી ફીવર હૉસ્પીટલ ૧૪ વરસ સુધી ચલાવવામાં આવી હતી અને તેના ઑનરરી વડા તબીબ તરીકે એઓએ બજાવેલી કામની કીમતી સેવા માટે બે વેળા મરહુમ સર જમશેદજી જીજીભાઇ ચોથા બૅરોનેટને હાથે ચાંદીનાં મોટાં કાસ્કેટો એનાયત કરવામાં આવ્યાં હતા. એઓ શહેરમાં એક કન્સલ્ટીંગ ડૉકટર તરીકે પણ ધંધો ચલાવતા હતા. એઓએ મુંબાઇની સોરાબજી કાવસજી પાઉંવાળા ફોર્ટ ગ્રેજ્યુએટસ ડિસ્પેનસરીના એક કારોબારી તેમજ પાછળથી પ્રમુખ તરીકે ઑનરરી સેવા બજાવી હતી.

તા. ૩૦ મી મે. ૧૯૨૧. રોજ ૨૩ માહ ૯ (શે) ૧૨૯૦ યઝદેઝર્દી.

મરણઃ—ડા. એદલજી રૂસ્તમજી દાદાચાનજી, ઉ. વ. ૬૫). શેઠ રૂસ્તમજી રતનજી દાદાચાનજીના દીકરા. એમનો જન્મ મુંબઈ મધ્યે તા. ૨૪ મી જુલાઇ ૧૮૫૬ને દીને થયો હતો. એઓ મુંબઇની ગ્રાંટ મેડીકલ કૉલેજમાં પાંચ વર્ષનો અભ્યાસ પુરો કરી ૧૮૮૦ માં ઈંગ્લાંડ ગયા હતા, અને ત્યાં એલ. એફ. પી. એસ. (ગ્લાસગો) વિગેરે ડીપ્લોમા મેળવ્યા હતા. ત્યારબાદ નામદાર ગાયકવાડ સરકારના તબીબી ખાતામાં જોડાઇ વડોદરાની સ્ટેટ હૉસ્પીટલનો અખત્યાર લીધો હતો. એ પછી પાટણ, નવસારી, અમરેલી વિગેરે મથકોએ એમની બદલી થઈ હતી. છેલ્લા મથકે એઓએ સખી ગૃહસ્થો પાસે નાણાં ઉઘરાવી એક પુઅર હાઉસ સ્થાપ્યું હતું. પાછી એમની નવસારીમાં બદલી થતાં ત્યાં સુવાવડખાના માટે એઓએ નાણાં ભરાવ્યા હતાં. તે મહેનત માટે એ સુવાવડખાનામાં એઓના નામનું એક બિછાનું સ્થાપવામાં આવ્યું હતું. ૧૯૦૮માં એઓની બદલી પાછી વડોદરાના મેડીકલ સ્ટૉર કીપર અને કૅમીકલ એનેલાઈઝર તરીકે થઈ હતી.

સને ૧૯૧૫ માં પેંન્શન લઈ રીટાયર્ડ થયા હતા. ૧૯૧૮ના સપ્ટેંમ્બરમાં ઇન્ફ્લુએન્ઝાનો રોગ નવસારીમાં જબરો ફાટી નીકળ્યો હતો, ત્યારે એમણે અન્જુમનના ટ્રસ્ટીઓને સમજાવી જરથોસ્તીઓ માટે એક ધર્માદા દવાખાનું ખોલાવી તેમાં વગર હાંસલે પોતે ડૉકટર તરીકે કામ કીધું હતું જેની અન્જુમને યોગ્ય પ્રસંશા કરી હતી.

તા. ૧૧ મી જુલાઈ ૧૯૨૧.

નવસારી મધે મરહુમ બાઈ ડોશીબાઇ આદરજી કોટવાલે ધી રતનજી ફરામજી દાબુ જનરલ હૉસપીટલને લગતું નવું મકાન જશન કરી ખુલ્લું મેલ્યું હતું. એ મકાનને "સીરવાઇ બીલ્ડીંગ" નામ આપવામાં આવ્યું હતું.

તા. ૩૧ જુલાઈ ૧૯૨૧. રોજ ૨૫. માહ ૧૧ (શે) ૧૨૯૦ યઝદેજર્દી.

નવસારી ખાતે જરથોસ્તી અન્જુમનની પુરાણી બંગલી બિસ્માર હાલતમાં આવ્યાથી મૉબેદ નવરોજી સોરાબજી દાદાચાનજીએ તે નવેસરથી સમરાવીને એમના મામા મૉબેદ રૂસ્તમજી બરજોરજી દાદાચાનજીના પુનને સારૂ જરથોસ્તીઓને વાપરવા માટે ખુલ્લી મેલી હતી.

તા. ૩૧ મી અક્ટોબર ૧૯૨૧. રોજ ૨૨ માહ ૨ (શે) ૧૨૯૧ યઝદેજર્દી.

નવસારી ખાતે દાદાભાઈ કાવસજી તાતા ઍંગ્લો વર્નાક્યુલર સ્કુલને લગતું વધારાનું નવું મકાન ખુલ્લું મેલવાની ક્રિયા વડોદરા રાજ્યના કેળવણીખાતાના કમિશ્નર ખા. બા. આદરજી મૅહરનૉશજી મસાણીએ કરી હતી. આ મકાન પાછળ રૂ. ૨૬૦૦૦ નો ખર્ચ થયો હતો, જેની અર્ધી રકમ નામદાર સરકારે, ને અર્ધી શેઠ રતનજી દાદાભાઈ તાતાએ આપી હતી.

**નવસારી ઇલેકટ્રીક સપ્લાઈ કું. લી.**—નવસારીમાં વિજળીનો પાવર પુરો પાડવા માટે શેઠ અરદેશર કેકોબાદ મોદી ચાર્ટર્ડ એન્જીનિયર તે મુંબઈની પાયોનીયર ઇલેકટ્રીક કંપનીના માલેક તરફથી સને ૧૯૨૧ ની સાલમાં વડોદરા ગવર્મેન્ટ તરફથી નવસારીમાં વિજળીક બળ પુરૂં પાડવા માટે એક લાઈસન્સ મેળવ્યું હતુ

જે પછી તેઓ તરફથી એક લીમીટેડ કંપની રૂપિયા પાંચ લાખની સત્તાધારી થાપણ સાથની ઉભી કરવામાં આવી શેરો ભરવાનું કામ ચાલુ કરવામાં આવતાં તે વખતની નાણાની તંગ માર્કેટને લીધે શેરો ભરાવવામાં ઘણી મુસ્કેલી ઉભી થઈ હતી અને તેને લીધે અસલ તૈયાર કરેલી યોજના પ્રમાણે કામ ન લેતાં નવીજ સ્કીમ ઘડી કાઢી ઓછામાં ઓછા ખરચે આ સંસ્થા નફાકારક રીતે ચાલી શકે તેવી રીતે તૈયાર કરવામાં આવી. તેનો લાભ નવસારી મ્યુનીસીપાલીટી અને લોકો તરફથી શરૂઆતથીજ સારો લેવામાં આવેછે.

પાવર હાઉસ બિલ્ડીંગ, એન્જીનો, એન્જીનોના ઇરેક્શન ડીસ્ટ્રીબ્યુશન અને ફીડર લાઇનોનું કામ વિગેરે કોઇ પણ કન્સલ્ટીંગ એન્જીનયરની મદદ વગર મી. અરદેશર મોદી તરફથી કરવામાં આવ્યુંછે.

શરૂઆતમાં ડીરેકટરો તરીકે સર ચૅચ. ઍમ. મહેતા શેઠ માનાજી ફરદુનજી મુલ્લાં સોલીસીટર, રાજરત્ન દીનશા આર. એફ. દાબુ, શેઠ નસરવાનજી આર. મીસ્ત્રી, તથા શેઠ અરદેશર કેકોબાદ મોદી જોડાયા હતા. સોલીસીટરો, મેસર્સ મુલ્લાં ઍન્ડ

મુલ્ના અને બૅન્કરો તરીકે બૅન્ક ઑફ બરોડા અને સેન્ટ્રલ બૅન્ક જ્યારે ઓડીટરો તરીકે મેસર્સ ચાદાભાઈ અને જમ્સુભાઈ તથા બી પી ધરડા ઍન્ડ કંપની અને મેનેજીંગ એજન્ટ અર્દેશર મોદીની કંપનીની નિમણુંક થઇ હતી

જ્યારે આ કંપની સને ૧૯૨૧ મા શરૂ કરવામા આવી તે વખતે નવસારીની વસ્તી માત્ર ૨૦ હજાર લોકોની ગણનામા આવતી હતી અને એવા નાના ગામમા વિજળીક બળ પુરૂ પાડવાની કંપની ઉભી થઇ તે નફાકારક રીતે ચાલશે કે કેમ તે માટે ઘણો મોટો શક હતો કારણ તે વખતે લગભગ પોણોલાખ અને લાખ માણસની વસ્તીવાળા શહેરોમા પણ વિજળીક પાવર પુરો પાડવાનુ ચાલુ થયુ ન હતુ ઉપરાત ગૅસ કંપની નિષ્ફળ જવાનો દાખલો લોકોમા તાજેજ હતો સુરત શહેર અને નવસારીમા લગભગ એકજ ટાઇમે વિજળીનો પાવર મળવાનુ શરૂ થયુ હતુ

જ્યારે નવસારીમા ઇ સ ૧૯૨૩ મા વિજળીની લાઇટ પહેલ વહેલી શરૂ કરવામા આવી ત્યારે માત્ર ૬૨ ઘરાક હતા, બીજા વરસની આખેરીએ તે સંખ્યા વધીને ૨૫૫ જેટલી થઇ હતી હાલમા લગભગ ૧૬૦૦ ઘરાક જોડાયાછે અને મોટા શહેરોની અંદર જે પ્રમાણે સગવડ મળી શકે તેવી સગવડ નવસારીમા મળેછે

જ્યાર જ્યારે મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ તેમજ રાજ્યના મોટા હોદ્દેદારો દિવાન સાહેબ વિગેરે પધારે છે ત્યારે ત્યારે આ કારખાનાની મુલાકાત લઇ તેને ઉત્તેજન આપતા રહ્યા છે

હુન્નર ઉદ્યોગમા પણ વિજળીના પાવરથી ઘણો ફાયદો થયોછે જેમા આઈસ ફૅક્ટરી, આટાની ઘંટીઓ, લાકડા વહેરવાની મીલો, છાપખાના, એરેટેડ વૉટરની ફેક્ટરીઓ, સંઘાડીઆઓ, પાણી ખેચવાના પમ્પ, વિગેરેમા વિજળીનો સારો ઉપયોગ થયોછે

ઉપર જણાવ્યુ તેમ શરૂઆતમા આ કંપનીના શેરો જોઇએ તેટલા ભરાયના ન હોવાથી કમ્પની ચલાવવામા ઘણી મુસ્કેલી ઉભી થઇ હતી તેને શેઠ રૂસ્તમજી કાવસજી મોદીએ રૂા ૯૦ હજારની લોન આપી ઘણી વખતસરની તેમજ કિમતી મદદ કરી હતી અને આ કંપનીના ડીરેકટરો જેઓ મોટા ધંધાદારી માણસો છે અને પોતાના ધંધાની ઘણી બડોળી રોકાણો છતા નવસારી કસ્બાને મદદ કરવાના હેતુથીજ જોડાયા છે તેમણે સારી મદદ કરવાને લીધે આ સંસ્થા આજે આ સ્થિતિએ ઉભીછે

આ કંપની પાછળ હાલ સુધીમા ૭ા લાખ રૂપીઆ ઉપરનો ખર્ચ કરવામા આવ્યોછે અને તે સારૂ વ્યાજ આપેછે

હાલમા કંપનીના ડીરેકટરો તરીકે સર હોમી ઍમ મહેતા, શેઠ હોરમસજી ફરદુનજી મુન્શા, શેઠ રૂસ્તમજી કાવસજી મોદી, શેઠ રૂસ્તમજી જીવણજી મોદી, શેઠ માણેકશાહ બાપુજી દેશાઈ તથા શેઠ અર્દેશર કેકોબાદ મોદી એનો વહીવટ કરેછે

---

## ઇ. સ ૧૯૨૨ ના પારસીઓ

તા ૨ જી જાનેવારી ૧૯૨૨.

નવસારી।। જાણીતા શહેરી શેઠ એદલજી રૂસ્તમજી ફ્રીમહ્દાની તથા તેમના બેગમની ઘએલી નાજેતી [illegible] પોતે આગળ પડી ભાગનીઆ અને મીનોચેર

હોમજી વચ્ચેનો કજીઓ નાબુદ કીધો તેને માટે ભગરસાથના વડા દસ્તુરજી કૈકોબાદ દારાબજીએ નીચલી મતલબનો સંદેશો વાંચી સંભળાવ્યો હતો:—

આગલા વખતમાં જૂદા જૂદા પંથોના મોબેદોએ ધર્મક્રીયા કરવા માટે ચોકસ પ્રદેશો વ્હેંચી લીધા હતા. તે ગોઠવણની રૂએ તાપી અને પાર નદીની વચમાંના પ્રદેશોમાં ભગરીઆ મોબેદો ક્રિયાકામ કરતા હતા. જ્યારે એ ટોળામાંથી મીનોચહેર હોમજી સાથવાળા જૂદા પડ્યા ત્યારે તે બે સાથવાળાઓ વચ્ચે આ પ્રદેશમાં બહેદીનોને ત્યાંનું ક્રિયાકામ કરવા સારૂ ચોકસ બંદોબસ્ત થયા હતા, જેની રૂએ બન્ને સાથવાળાઓએ ચોકસ હક મેળવ્યા હતા.

હાલના મજકુર હકો સંબંધી ઉપલા બન્ને ટોળાઓ વચ્ચે મતફેર ઉભો થવાથી ભગરસાથ ટોળા તરફથી કેટલાક સાહેબોએ મીનોચહેર હોમજી સાથવાળા કેટલાક સાહેબો ઉપર નવસારીની મહાન ન્યાયાધીશની કોર્ટમાં મુકદમા નંબર ૧૩૨/૧૮–'૯ વાળો દાવો માંડયો. ઉપલા બન્ને ટોળાઓ વચ્ચે એકદીલી તથા ભાઈબંધીનો વધારો કરવાના હેતુથી આ દાવાની નીચે પ્રમાણે માંડવાળ કરવામાં આવીછે —

૧. બહેદીનો પોતાને ત્યાંનું સઘળું ક્રિયાકામ પોતાની ખુશીના કોઈપણ મોબેદો ભગરસાથ કે મીનોચહેર હોમજી સાથવાળા તથા ઉપલા બે પંથોમાંના એક અથવા બન્ને પંથના મોબેદો પાસે કરાવે તો કોઈ પણ સાથવાળાઓ વાંધો ઉઠાવે નહિ.

૨. બન્ને ટોળાંને જે કંઇ હકો હતા તે હકો ઉપલી ગોઠવણ અમલમાં મુકવા કાજે તથા એકદીલી વધારવા કાજે હવેથી બન્ને ટોળાના મોબેદો ભોગવશે. મીનોચહેર હોમજી સાથવાળાના બહેદીનોને ત્યાંની ક્રીંદેરવાનને લગતી સર્વે ક્રિયા કરવાનો ભગરસાથવાળાઓને જે હક હતો તે હક હવે પછી બન્ને ટોળાં ભોગવશે. તેના બદલામાં મજકુર શેઠ એદલજી રૂ. ફ્રનીબંદાએ રૂ. ૫૦૦૦ સાથવાળાને આપ્યા છે અને બહેદીનોને ત્યાંની અનોશેહરવાનોની ક્રિયા કરવાનો મીનોચહેર હોમજી સાથવાળાઓનો હક હતો તે હક હવે પછી બન્ને ટોળાં ભોગવશે. તેના બદલામાં એઓજ શેઠે રૂા. ૫૦૦૦) મીનોચેહેર હોમજી સાથવાળાઓને આપ્યા છે.

૩. બન્ને ટોળાંને લગતી અગીઆરીમાં ક્રિયાકામ કરવાના એકમેકના હકો હાલની માફક જ ચાલુ રહેશે.

૪. ગણદેવી તથા બીલીમોરાના ભગરસાથના મોબેદોને તે ગામેગામ ભગરસાથ ટોળાએ જૂદા કાઢી આપ્યાં છે.

૫. આ શરતોથી ભગરસાથવાળા તથા મીનોચહેર હોમજી સાથવાળા શિવાયનાં બીજા કોઇ પંથના મોબેદોને કશા પણ હકો મજકુર પ્રદેશમાં મળશે નહિ. ભગરસાથ તરફથી, રૂ. ૫૦૦૦ જે મળ્યા તે આતશ બહેરામના ફંડમાં આપવા જણાવ્યું હતું. ડૉકટર ખા. બા. પાલનજી દાદાચાંનજીએ પોતાના પંથને મળેલા રૂા. ૫૦૦૦ લેવાને ઉપકાર સાથ ના પાડવાથી તે રકમ મી. ફ્રનીબંદાએ પોતા તરફથી આતશબહેરામના ફંડમાં આપી હતી. મુંબઇ મધે તા. ૨૨ મી જાનેવારી ૧૯૨૨ને દીને મીનોચહેર હોમજી સાથવાળાની એક ખાસ સભા ખેતવાડી મધે શેઠ ઑસ્બર્નરની અગીઆરીમાં ખા. બા. ડૉ. પાલનજી દાદાચાંનજીના પ્રમુખપણા હેઠળ મળી હતી,

ત્યા ઉપવી શ તે માટે સભાએ બહાની આપી હતી આ બન્ને પક્ષો વચ્ચે નવ સારીમા ચાલતા મુકદમામા સમજુતી થવાથી તા ૧૪ મી ફેબ્રુઆરીને દીને બન્ને પક્ષકારોએ ત્યાના મુનસફ મી દોલતઝાદાની કોર્ટમા સમતીનુ હુકમનામુ મેળવ્યુ હતુ

ઉપનુ સમાધાનીનુ સેનટ લાવવાને જે સાહેબોએ મહેનત લીધી હતી તેઓની કદરદાનાસી કરી માનપત્ર આપવાનો એક મેળાવડો તા. ૫ મી માર્ચ ૧૯૨૨ને દીને નવસારી ખાતે મહેરમના જમશેદ બાગમા કરવામા આવ્યો હતો એ વખતે શેઠ એદનજી રૂસ્તમજી ફ્ણીબદાને ચાદીના કાસ્કેટ સાથ માનપત્ર, તેમજ એરવદ ફીરોઝજી દાદાચાનજી, એરવદ દીનશા કકલ્યા, વકીલ શેઠ મચેરજી હનાનદાર ને એરવદ રૂસ્તમજી મેરવાનજી કકલ્યાને અકેક શાન એનાયત કરી હતી અને એરવદ રૂસ્તમજી મે કકલ્યાને સોનાનો સીક્કો ભેટ આપ્યો હતો

તા ૪ ફેબ્રુઆરી ૧૯૨૨

ડા ધનજીભાઇ હોરમજી મહેતાને વડોદરા રાજ્યના સૅનીટરી કમિશનર નિમવામા આવ્યા તેઓએ હોદ્દા ઉપર પાચ મહિના જ રહ્યા તે દરમ્યાન, દરેક મહિનાની શરૂઆતના બે ત્રણ દહાડા જ વડોદરે આવી બાકીની આખી મુદત સતત ચારે પ્રાંતોમા ફરી ઘણા ખરા મોટા મોટા ગામોમા ભાષણો આપ્યા હતા.

તા ૨૧ જુન ૧૯૨૨

ડા ધનજીભાઈ હોરમજી મહેતા આજરોજ ૩૫ વર્ષ અને ત્રણ મહિના રાજ્યની નોકરી બજાવી રિટાયર થયા હતા એમણે પોતાની જે તે હોદ્દાની સરકારી ફરજો ઉપરાંત લોકસેવાના હેતુથી છેલ્લા એકવીસ વર્ષમા અકસ્માતમા પ્રાથમિક મદદ, દર્દીની સારવાર તથા ગૃહ આરોગ્યતાના પચાસ વર્ગો ચલાવ્યા હતા, અને સુમારે અઢી હજાર જનોને એ પરિક્ષાઓ પસાર કરાવી હતી. કેટલાક ઑફીસર સાહેબોને ત્યાના બાનુઓને એ બાબતોનુ શિક્ષણ આપવાથી તેઓએ પોતપોતામા ઉઘરાણુ કરી એમને એક સોનાનુ વડીઆન ભેટ આપ્યુ હતુ. શ્રીમંત સરકાર મહારાજાસાહેબે પણ એક વાર ઍમ્બ્યુલન્સના વાર્ષિક મેળાવડામા નેક નામદાર દિવાન સાહેબ ધામણાસ્કર સાહેબને હાથે રૂ ૩૦૦) નુ ઈનામ અપાવ્યુ હતુ, તથા શ્રીમંત યુવરાણી પદ્માવતીબાઈ સાહેબની સેવા કરવા માટે નામદાર પ્રીન્સ ફતેસીંહરાવ્રી એક લિખિતવારીત ચીઠ્ઠી બક્ષિસ કરી હતી

વળી એઓ રીટાયર થયા ત્યારે એમના દોસ્તો અને વખાણનારાઓએ એમણે વડોદરાની જુદી જુદી હૉસ્પીટલમા લોકો સાથે સદ્ભાવથી વર્તી તેમની કાળજીપૂર્વક સેવા કરેલી તે માટે, વર્ગણી કરી એમની એક ઑઈલ પેઈન્ટીંગ છબી, ચીફ મેડીકલ આફીસર સાહેબની ઑફીસમા ખુલ્લી મુકી હતી, અને તે ઉપરાંત એમના નામના એમની બની આથના પાચ રૂપાના મૅડેલ્સ ચાદો ( ત્રણ વડોદરામા અને બે મુબઈમા ) પ્રાથમિક મદદ તથા દર્દીની સારવારની બાબતોમા સૌથી ઉંચે નંબરે પસાર થનાર ઇસમોને દર વર્ષે ભેટ આપવાનુ ઠરાવ્યુ હતુ

**રેડક્રોસની પ્રવૃત્તિ**—ડા ધનજીભાઈ મહેતાએ ચાલુ સાલમા રેડક્રૉસ સોસાયટીના ચૌદ ચોપાનિયાનો ગુજરાતી તરજુમો બહાર પાડયો હતો આ એ વિષય ઉપર એક ઉમેરામા ભાષણ છપાવી બહાર પાડ્યુ હતુ

## ઈ. સ. ૧૯૨૩ ના પારસીઓ.

તા. ૩૧ મી જાનેવારી ૧૯૨૩.

નવસારીવાલા શેઠ દીનશાહ રતનજી દાણુએ વડોદરા રાજ્યની ધારાસભામાં રજુ કરેલા પારસી લગન તલાક તથા વારસા હિસ્સાના ખરડાઓ સંબંધી વિચાર ચલાવી બીનના તૈયાર કીધેલા સુધારેલા રિપોર્ટ સાથના ખરડાને નવસારીની પારસી સમસ્ત અન્જુમન તરફથી નિમાયલી જનરલ કમિટિએ છપાવી બહાર પાડયો હતો.

વળી એઓ સાહેબને મ્યુનિસીપાલીટીના પહેલવહેલા નૉન ઑફીશીઅલ પ્રૅસીડન્ટ નિમવામાં આવ્યા, જે સંસ્થામાં એઓ ૧૯૧૪થી મૅમ્બર ચાલુ રહ્યા હતા તથા તેની મૅનેજીંગ કમિટિના એઓ ૧૯૧૫-૧૬ એ બે સાલ સુધી ચૅરમેન હતા. એઓ નવસારી ડીસ્ટ્રીક્ટ બૉર્ડમાં સને ૧૯૧૯ માં મૅમ્બર નિમાઇ સાત વર્ષ સુધી તેના વાઇસ પ્રૅસીડન્ટ હતા.

એ શિવાય નવસારીની કોઑપરેટીવ બૅન્કની બૉર્ડ ઑફ ડીરેકટર્સના એક મૅમ્બર સોળ વર્ષ થયાં હોઇ, ચાલુ સાલમાં તેના પહેલા નૉન ઑફીશીયલ પ્રૅસીડન્ટ ચુંટાયા હતા.

બાઇ રતનબાઇ એદલજી બામજીએ એક સૅનીટેરીયમ માટે પોતાનો નવસારી ખાતેનો લુનસીકુઇ ઉપરનો બંગલો તથા તેને લગતી કુશાદે જમીન તથા એક લાખ રૂ. ની રકમ આપી હતી. તે રકમમાંથી રૂ. ૫૦૦૦૦) નિભાવ ફંડ ખાતે રાખી બાકી ૫૦૦૦૦)ની રકમમાંથી નવા બ્લૉકો બાંધવા ફર્માવ્યું હતું. તે બ્લૉકોનો પાયો નામદાર સર જમશેદજી જીજીભાઇ બૅરોનેટે બીજા ટ્રસ્ટીઓ સાથ નવસારી જઈ નાખ્યો હતો. વળી તે બ્લૉકો બંધાઇ તૈયાર થતાં નામદાર સર જમશેદજી જીજીભાઇ બૅરોનેટે બાઇ રતનબાઈ એદલજી બામજીની અરજ ઉપરથી નવસારી જઇ તે ખુલ્લા મૂકવાની ક્રિયા કીધી હતી. બાઈ રતનબાઇના એક બેટા શેઠ બાપુજી હોરમસજી સકલાતવાળાએ પણ ત્યાં એક બ્લૉક બંધાવ્યો હતો, તે પણ નામદાર સર જમશેદજીએ ખુલ્લો મુકયો હતો.

શેઠ બાપુજી સકલાતવાળાએ પોતાના મર્હુમ ધણીઆણી બાઈ વીરબાઈજીના પુન્ય માટે મજકુર બ્લૉક બાંધવા માટે રૂ. ૨૪૦૦૦) આપ્યા હતા. બાઈ રતનબાઇએ સર જમશેદજીની હાજરીની યાદમાં રૂ. ૧૦૦૦૦)ની વધુ રકમ એ ખાતાનાં ભલા માટે ખરચવા સારૂ મુંબઇની પારસી પંચાયતને પોતે સ્વાધીન કરશે એમ જણાવ્યું હતું, તેમજ શેઠ બાપુજી સકલાતવાળાએ પોતે બંધાવેલા બ્લૉકના નિભાવ માટે રૂ. ૩૦૦ આપવાનું જાહેર કર્યું હતું.

તા. ૨૧ મી માર્ચ ૧૯૨૩.

શ્રીમતા રોડ ઉપર આવેલા ધરમપુરમાં મર્હુમ શેઠ બહેરામજી મહેરવાનજી મલબારીની આગેવાની નીચે બંધાયલાં અહીના સૅનીટેરીયમમાં નવસારીવાળાં બાઇ રતનબાઈ એદલજી બામજીએ નોશીરવાન અદલ ગેસ્ટ હાઉસ રૂ. ૮ હજારને ખર્ચે બંધાવ્યું હતું, તે આજદીનથી વપરાશમાં લેવામાં આવ્યું હતું. એ મકાનનો એક વિભાગ ખાસ પારસીઓ માટે જૂદો રાખવામાં આવ્યો હતો.

તા. ૯ મી જુન ૧૯૨૩.

નવસારી ખાતે દાદાભાઇ કાવસજી તાતા ઍંગ્લો વર્નાક્યુલર સ્કુલને લગતી ફરદુનજી માણેકજી કાંગા કસરત શાળાનું મકાન તથા શેઠ ફરદુનજી કાંગાની સખી એ બન્ને ખુલ્લી મૂકવાની ક્રિયા નવસારીના માજી સુબા રા. બા. ખાશેરાવ જાદવના પ્રમુખપણા હેઠળ થઈ હતી. આ કસરતશાળા પાછળ રૂા. ૧૦૫૦૦નો ખર્ચ શેઠ રતનજી દાદાભાઈ તાતાએ શેઠ ફરદુનજીની ૪૨ વર્ષની એ સ્કુલના સૅક્રેટરી તરીકેની સેવા માટે આપ્યો હતો.

તા. ૧૧ મી જુન ૧૯૨૩.

નવસારી ખાતે લુનસીકુઈ ઉપર આવેલી મહેતા કલબના મકાનમાં રૂા. ૭૦૦૦ના ખર્ચે વધારો કરી બાંધવામાં આવેલું નવું મકાન ખુલ્લુ મુકવામાં આવ્યું હતું. તેના ખર્ચમાં એ કલબના પ્રેસીડંટ શેઠ મહેરવાનજી નાનાભાઇ મહેતાએ રૂા. ૨૫૦૦ આપ્યા હતા. એજ કલબના મકાનને ગોડાઉન તથા બબરચીખાના માટે રૂા. ૩૦૦) શેઠ દોરાબજી નાનાભાઇ મહેતાએ, કુવો બાંધવા માટે રૂા. ૪૦૦) શેઠ કાવસજી એદલજી મહેતા (ચીનાઇ)એ અને રૂા ૨૯૪૫) પુલ, સડક, રેલીંગ તથા આખું મકાન રીપેર કરવા માટે ડા. ધનજીભાઈ હોરમસજી મહેતા સી. આઈ. ઇ. એ તથા રૂા. ૪૦૦)ના ગર્ડરો શેઠ ફ્રેંકોઆદ રતનજી દાણુએ આપ્યા છે.

તા. ૧૫ જુન ૧૯૨૩.

**ઇન્ડીયન રેડક્રૉસ સોસાયટીનું** કાર્ય લોકોની જાણમાં લાવવાના હેતુથી મુંબાઈના ગવર્નરના મોહરદાર લેડી લૉઇડે ડા. ધનજીભાઈ હો. મહેતાને પુનાની રેડક્રૉસ શાખાના સેક્રેટરી ખા. બ. ડા. એરચ શહેરીયારજી ભરૂચા સાથે ગવર્મેન્ટ હાઉસમાં બોલાવી સોસાયટીનો પ્રચાર કરવાનું કામ સોંપ્યું હતું. તે ઉપરથી તેઓ યોગ્ય સામગ્રી તૈયાર કરી તા. ૨૨ અકટોબરના રોજે અમદાવાદ જઈ નામદાર કમિશ્નર તથા કલેકટર સાહેબને મળી તે દિવસે તથા ત્યાર પછીના અગીઆર દિવસો સુધી ( મૅજીક લૅનટર્ન ) જાદૂઈ ફાણસની મદદ વડે તેમજ બીજાં સાદાં ભાષણો આપ્યાં હતાં, અને ઘણા જનોને મેમ્બર બનાવી સુમારે રૂા. ૩૦૦૦) એકઠા કરી નામદાર લેડી લૉઇડ જેઓ રેડક્રૉસ શાખાના પ્રૅસીડન્ટ તેમજ સૅક્રેટરીનું કામ કરતાં હતાં તેમને મોકલી આપ્યા હતા, અને અમદાવાદમાં રેડક્રૉસની શાખા ખોલી હતી. તે ઉપરથી તેઓ નામદારે મુંબાઇનો હોદ્દો છોડતાં પહેલાં ડા. ધનજીભાઇને આખા ગુજરાત તથા કાઠિયાવાડમાં સોસાયટીનું પ્રચાર-કાર્ય કરવા માટે મોકલવા બદલ હુકમ કર્યો હતો. વળી એ સાલમાં એઓએ અમદાવાદ જીલ્લા, ખેડા જીલ્લા તેમજ ગોધરા જીલ્લામાં ભાષણો આપી શાખા ખોલી હતી.

તા. ૨ જુલાઈ ૧૯૨૩. રોજ ૨૬ માહ ૧૦ (શે.) ૧૨૯૨ યઝદેઝર્દી.

**મરણઃ**—ખા. બા. એરવદ તેમુરસ્પ કાવસજી બજાં, ઉ. વ. ૭૨, કાવસજી એદલજી નેમુલજી બજાંના દીકરા. એમણે ૧૮૭૬ માં રૂ. એકસો લઈ જબલપોર જીલ્લાનાં કટની શહેરમાં જાઇ કાપડ વિગેરેનો ધંધો શરૂ કરી ૧૮૮૯ માં પોતાના ભાઈ ફેંરસારપજી સાથે મીરજાપુરમાં લાખ બનાવવાનું કારખાનું ઉઘાડીયું અને રેલ્વેના કંટ્રાકટો પણ લેવા માંડયાં હતા. એઓ કટની મ્યુનીસીપાલીટીના મેમ્બર તથા ત્રણ વરસ સુધી તેના પ્રૅસીડંટ અને ઑનરરી મેજીસ્ટ્રેટ હતા. ૧૯૧૫ માં એઓને ખાનબહાદુરનો ખેતાબ

ઍનાયત થયો હતો. એઓ કટનીની ચૂનાની ખાણોના માલેક હોઈ, લગભગ અડધો કટની કસ્બો એમનોજ હતો. એઓ સ્વભાવે શાંત અને માયાળુ હોઇ સખીદિલ ગુર્દો ધરાવતા હતા. સને ૧૯૦૭ના મોટા દુકાળ વખતે બસો કુટુંબોને કટનીમાં છ માસ સુધી ખોરાક પૂરો પાડયો હતો. કટની કોઑપરેટીવ બૅન્કના ઑ. સૅક્રેટરી, ટેઝરર અને છેવટે ડીરેકટર પણ થયા હતા એમને કટનીના "ગ્રાંડઓલ્ડમૅન" કહેવામાં આવતા હતા. કટની-મુરવારા ( મધ્ય પ્રાંત ) મ્યુનીસીપલ સ્કુલ તથા હીંદી વર્નાકયુલર સ્કુલનું મકાન રૂ. ૫૦૦૦ ને ખર્ચે બંધાયું તેમાં એમણે અરધો ફાળો આપવાથી એ સ્કુલનું નામ "તેમુરસ્પ બ્રાંચ સ્કુલ, મુરવારા" રાખ્યું છે. કટનીમાં એક શાળા અને ગરીબો માટે હૉસપીટલમાં જનરલ વૉર્ડ બંધાવી આપ્યો છે. ૧૯૨૦ માં એમણે કટનીના મુસલમાનો માટે એક મોટી શાળા રૂ. ૨૫૦૦૦ ખરચે બંધાવી આપી હતી. એઓ મુરવારાની ગઉરક્ષક કમિટિના ૧૫ વરસ સુધી પ્રૅસીડંટ હતા, અને ૮ વરસ સુધી જબ્બલપોર ડીસ્ટ્રીકટ કાઉન્સીલના સરકાર તરફના નૉમીનેટેડ મૅમ્બર હતા. દીલ્હીખાતે ભરાયલી દરબારમાં તથા નાગપુરની દરબારમાં એઓને હાજર થવાનું માન મળ્યું હતું. એઓ પોતાના વતન નવસારી ખાતે ગુજર્યા હતા.

તા. ૧૯ મી જુલાઇ ૧૯૨૩. રોજ ૨૩ મા. ૧૦ (શે.) ૧૨૯૨ યઝદેઝર્દી.

**મરણઃ**—બાઇ જીવણબાઇ તે કાવસજી હોરમસજી કોટવાલ ( પનારવારા )ના ધણિયાણિ ઉ. વ. ૧૦૧. એઓ એક સદી ઉપરની ઉમ્મર કહાડી નવસારીમાં ગુજર પામ્યા હતાં.

તા. ૧ જાન્યુઆરી ૧૯૨૩.

શેઠ મીનોચેર મેરવાનજી પાવરી, બી. એ. ઍલ. ઍલ. બી. જેઓને સોલ વર્ષની ઉમ્મરે ઈ. સ. ૧૯૦૮ માં સર કા. જે. મદ્રેસામાંથી મેટ્રીકમાં પહેલે નંબરે પસાર થવાથી તાતા સ્કૉલરશીપ તથા ઇનામો મળ્યાં હતા અને જેમણે ૧૯૦૩ માં મરહુમ પ્રીન્સ ફતેહસીંહરાવના લગ્નના શુભ પ્રસંગે, દરબારમાં વિદ્યાર્થીઓ તરફનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું તથા જેમને વડોદરા રાજ્યના પારસીઓને લગતા કાયદા સંબંધે ૧૯૨૦ માં નવસારીની સમસ્ત અન્જુમન તરફથી નિમાયલી કમિટિના ઑ. સૅક્રેટરી ઠરાવવામાં આવ્યા હતા, અને જેઓ બાઈ રતનબાઇ બામજી સૅનીટેરી-યમના શરૂઆતથીજ ઑ. સૅક્રેટરી નિમાયા હતા, તેમને આજરોજ સ્થપાયલી બાઇ ડોસીબાઇ કોટવાલ પારસી ઑર્ફનેજના પણ ઑ. સૅક્રેટરી નિમવામાં આવ્યા.

તા. ૪થી આગસ્ટ ૧૯૨૩. રોજ ૨૯ માહ ૧૧ (શે) ૧૨૯૨ યઝદેઝર્દી.

**મરણઃ**—ખા. બા. કૅરસાસ્પજી રૂસ્તમજી દાદાચાનજી, ઉ. વ. ૭૫, વડોદરાના માજી દિવાન, નવસારીના દાદાચાનજી ખાનદાનના એરવદ રૂસ્તમજી એરવદ રતનજી બરજોરજી શાપુરજી દાદાચાનજીના બેટા. એમનો જન્મ નવસારી મધે તા. ૨૦ સપ્ટેંબર ૧૮૪૮ ને દીને થયો હતો. એઓ ઍમ. એ. થઇ ૧૮૭૦ માં ઍલ. ઍલ. બી. થયા. પછી મુંબઇની સર જમસેદજી મદ્રેસા મધે અંગ્રેજી શિક્ષક નિમાયા હતા. બાદ એઓ થોડો વખત વકીલાત કરી નવસારીની કાવસજી જહાંગીર મદ્રેસા મધે અંગ્રેજીના વડા શિક્ષક નિમાયા હતા. આ મદ્રેસા છોડી એમણે સુરત જઈ ત્યાં વકીલાતનો ધંધો ચલાવ્યો

હતો. પછી થોડાજ વખતમાં એઓ મહેસુલી ખાતામાં જોડાયા હતા. ત્યારબાદ એઓને શ્રીમંત ગાયકવાડ સરકારે ગુજરાતી ભાષા માર્ફતે કાયદાનું શિક્ષણ આપનાર (લૉ લૅકચરર) નિમ્યા હતા. ૧૮૭૫ માં એઓ નવસારીના નાયબસુબા નિમાયા હતા. ત્યાર-પછી એજ રાજ્યમાં કડી પ્રાંતના જડજ, અને વડોદરાના કામચલાઉ ડીસ્ટ્રીક્ટ જડજ હતા. ૧૮૮૪ થી વડોદરા દિવાનના મદદનીશ, અમરેલીના સુબા, વડોદરાના વરિષ્ટ કૉર્ટના જડજ, ત્યાંના કામચલાઉ સરસુબા, અને કામચલાઉ પોલીસ કમિશ્નરના હોદ્દા ભોગવ્યા બાદ એપ્રીલ ૧૮૯૦ માં નવસારી પ્રાંતના સુબા નિમાયા હતા. પછી ૧૮૯૧ માં નવસારી મહાલના કામચલાઉ સરસુબા, ૧૮૯૩ માં વડોદરાની વરિષ્ટ કોર્ટના બીજા જડજ, અને ૧૮૯૫ થી સર્વે ઍન્ડ સેટલમેન્ટ ખાતામાં પાંચ વરસવેર કમિશનર થઈ ૧૮૯૯ માં વડોદરાની વરિષ્ટ કૉર્ટના ચીફ જસ્ટીસ નિમાયા હતા. એઓને માઇસોરની કાઉન્સીલ તથા પ્રતિનીધિઓની ઍસેમબ્લીના બંધન વીષે રિપોર્ટ કરવા નિમ્યા હતા. ત્યારબાદ તા. ૧ જાનેવારી ૧૯૦૪ ને દીને એમને નામદાર ગાયકવાડ સરકારે વડોદરા રાજ્યના દિવાન નિમ્યા હતા. આ મોટા રાજ્યની દિવાનગીરી પામનાર એઓ પહેલાજ જરથોસ્તી હતા. આ વેળા નામદાર મહારાજાએ એક દરબાર ભરી દિવાનગીરીનો સરપાવ જેમાં મોતીની કંઠી, સોનાનું ઘડીઆળ, તથા હીરાની વીંટી હતી તે સાથ એમને કિંમતી પોષાક ઍનાયત કર્યો હતો, ૧૯૦૬ માં વડોદરાના ગાયકવાડ યુરોપને પ્રવાસે ગયા તે વેળા રાજકારોબાર એક કાઉન્સીલને સોંપ્યો હતો તેના પ્રમુખ એઓ નિમાયા હતા. આ છેલ્લું માન કોઇપણ પારસીને કોઇપણ રાજ્યમાં આજ સુધી મળેલું જણાયું ન હતું. ૧૯૦૮ માં ગાયકવાડ રાજ્યમાં ધારાસભા પહેલ વહેલી સ્થાપી તેમાં પ્રજાના પ્રતિનીધિઓને દાખલ કીધા, તે સભાના પ્રમુખનું માન એઓને પોતાના હોદ્દાની રૂએ મળ્યું હતું. એઓ જ્યારે રીટાયર થયા ત્યારે એમની બેટીના લગન વેળા એમની સેવાની પીછાનમાં ના. ગાયકવાડે રૂ. ૨૫૦૦૦ ની પહેરામણી કરી હતી. તા. ૧ માર્ચ ૧૯૦૯ને દીને એઓ રાજ્યની ૩૫ વર્ષ વેર નોકરી બજાવી પેનશન ઉપર રીટાયર્ડ થયા હતા, તે વેળા એમની યાદગીરી જાળવવા એક ફંડ ઉભું થયું હતું. એ ફંડમાંથી એમના માનમાં ઇન્નીંગ પાર્ટીનો મેળાવડો કરવામાં આવ્યો હતો, અને બાકીની રકમમાંથી એમની બે મોટી ઑઇલ પેઇન્ટીંગ છબીઓ, એક ચીફ જસ્ટીસની કૉર્ટમાં અને બીજી દિવાન કચેરીમાં મેલવામાં આવી હતી. ત્યારબાદ એઓ મુંબઈ આવી વસ્યા હતા, જ્યાં કોઇક જાહેર ખાતાઓમાં જોડાઈ જાહેર કામોમાં લાભ લેવા મંડયા એઓ મુંબાઇની જરથોસ્તી કોમના લાભ સાચવનારી મંડળીના ઉનટમંદ કારભારી હતા, અને જરથોસ્તી કૉન્ફરન્સ મધે આગેવાન ભાગ લીધો હતો. એઓ ઘણા ડાવકા અને ન્યાયી બુદ્ધીના હતા અને બધી કોમોના લોકોને ઇનસાફ આપવાને તત્પર રહેતા. એક પહેલા પંક્તીના હીંદુ મરાઠા રાજ્યમાં સર્વેથી ઉંચો હોદ્દો પરકોમની પચરંગી વસ્તીના સંતોષ વચ્ચે ભોગવવાનું એમણે માન મેળવ્યું હતું.

**મરણઃ**—ડા. સોરાબજી આદરજી પાત્રાવાળા, ઉ. વ. ૫૧. વડોદરાવાળા દરબારી હકીમ આદરજી જમસેદજી પાત્રાવાળાના દીકરા. એઓ એક ભલા, દયાલુ અને ખંતીલા ડાકટર તરીકે નવસારીની સારી સેવા બજાવી, પોતાની ધણીઆણીના મરણ પછી નવસારી

છોડી મુંબઇ આવી વસ્યા હતા, અને મુંબઈ મધ્યે ગુજર્યા હતા. એમની ઉઠમણાની ક્રીયા નવસારીના મલેસર ખાતેના જમસેદ બાગમાં તથા મોટાફળીયાની વડી દરેમહેરમાં કરવામાં આવી હતી, જે ક્રિયા પુરી થતાં એમનું નામ ભગરસાયના તથા મીનોચહેરહોમજીના મલતીયા સાથના મોબેદોએ ધુપનીરંગમાં લેવાનો ઠરાવ કીધો હતો.

નવસારી મધ્યે શેઠ માણેકજી ખરસેદજી નરીમાને તેમની મર્હુમ બેશીઓની યાદમાં ત્યાંના દોખમાઓને લગતો કમપાઉન્ડ બંધાવી આપવા ઉપરાંત એક મકાન બંધાવવા પાછળ રૂ. ૩૦૦૦ ખરચ્યા.

ઑગસ્ટ ૧૯૨૩.

શેઠ દીનશાહ રતનજી દાબુ નવસારી મ્યુનિસીપાલીટીના પહેલવહેલા નૉન ઑફીશીઅલ પ્રેસીડન્ટ નિમાયા.

તા. ૨ જી નવેમ્બર ૧૯૨૩.

નવસારીની બાઇ ડોસીબાઇ આદરજી કોટવાલ પારસી ઑર્ફનેજના છોકરાઓને જમવા તથા રહેવા માટે મુંબઈવાળા મર્હુમ શેઠ પેસ્તનજી ધનજીભાઈ પટેલની યાદમાં તેમના વિધવા બાઈ ડોસીબાઇ તથા બેટાઓએ રૂ. ૫૫૦૦ ના ખરચે એક પૅવીલીયન બંધાવી ખુલ્લો મેલ્યો હતો.

તા. ૨૫ મી ડીસેમ્બર ૧૯૨૩.

નવસારીના આતશ બહેરામ સાહેબના નવા બંધાતાં મકાનનો પાયો નાખવાની ક્રિયા ત્યાંના તથા દેશાવરોથી આવેલા જરથોસ્તીઓના એક મોટા મેળાવડા સન્મુખ થઈ હતી. પ્રથમ જશનની ક્રિયા દસ્તુર ફરામજી કૈકોબાદજીએ કરી હતી. જ્યારે આત્રવક્ષી દસ્તુર આદરજી નૉશીરવાનજી કુતાર દસ્તુર દારાબ પાહાલનનાએ કરી હતી. ત્યાર બાદ શેઠ કાવસજી જાલભાઇ શેટે આ બંધાતા નવા મકાનનો પાયો નાખવાની ક્રિયા કરવાને વડા દસ્તુરજી કૈકોબાદ દારાબજી મહેરજીરાણાને ઍલતેમાશ કરી હતી.

શેઠ ફરામરોજ રતનજી દાબુ, બી. એ. બી. ઍસ. સી. અમેરીકામાં ખેતીવાડીને લગતું જ્ઞાન મેળવવા સારૂ વીન્કૉસીન તથા ટેકસાસ યુનિવર્સીટીમાં જોડાયા.

---

## ઈ. સ. ૧૯૨૪ ના પારસીઓ.

તા. ૧૯ મી જાનેવારી ૧૯૨૪.

નવસારી મધ્યે શેઠ "નાનાભાઇ બેજનજી ચોકસી બોય સ્કાઉટસ હૅડ કવારટસ" નામનું મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા વડોદરા રાજ્યના દિવાન સર મનુભાઇ નંદશંકર મહેતાના પ્રમુખપણા હેઠળ કરવામાં આવી હતી. આ મકાન માટે શેઠ નાનાભાઇ ચોકસીએ રૂ. ૧૩૦,૦૦ નો ખર્ચ કરી રૂ. ૩૫૦૦ તેના નિભાવ માટે આપ્યા હતા. આ બક્ષીસ માટે ત્યાંની સ્કાઉટોની મંડળી તરફથી શેઠ નાનાભાઇને "સ્વસ્તીકનો બૅજ" ઍનાયત કરેવામાં આવ્યો હતો.

તા. ૧૯ મી જાનેવારી, ૧૯૨૪. રોજ ૧૭ માહ ૫ (શે.) ૧૨૯૩ યઝદેઝર્દી.

મરણ:—મંચેરજી પાલનજી કુતાર ઉ. વ. ૪૯. એઓ ૧૯૦૪ માં ઍલ. ઍસ. બી. થઇ મુંબાઇની મેસર્સ પેન રોલીસીટરોની કંપનીમાં એક મૅનેજીંગ કલાર્ક નિમાયા

હતા, જે હોદ્દો એઓએ ૧૮ વર્ષ વેર ભોગવ્યો હતો. એઓ પોતાના વતનને લગતા સવાલોમાં ઘણી ઉલટ બતાવતા હતા અને ભગર સાથ કમિટિના સભાસદ અને ત્યાંની બાઈ ડોસીબાઇ કોટવાલ ઑર્ફનેજના એક કારોબારી હતા એઓએ નવસારીના નવા આતસબેરામના મકાન માટે પોતાના એક ખેશીને ભલામણ કરી રૂ. ૬૦૦૦૦ ની મોટી રકમ ભગવી હતી, અને વડોદરાની ધારાસભામાં રજુ થયલાં લગન તલાક અને વારસા હિસ્સાના બીલોમાં યોગ્ય ફેરફારો સુચવવા માટે મુંબઈમાં નિમાયલી એક કમિટિના સભાસદ તરીકે એમને નવસારીની અન્જુમને ચુંટી કાઢ્યા હતા.

**રેડક્રોસની પ્રવૃત્તિ**—ચાલુ સાલમાં ડાકટર ધનજીભાઈ મહેતાએ આખાં સુરત તથા ભરૂચ જીલ્લાનાં મોટાં મોટા ગામોમાં તથા ગુજરાત અને કાઠિયાવાડના રાજ્યો મળી એકંદર ૩૭ શહેરો ૧૨૮ ભાષણોમાં આપી મેમ્બરો બનાવી રેડક્રૉસની પાંચ શાખાઓ ઉઘાડી.

શેઠ દીનશાજી રતનજી દાબુને બૉયસ્કાઉટ ઑર્ગેનાઇઝેશનમાં પ્રોમોટર તરીકે "**ક્રુપ્ટન**"નું પદક મળ્યું.

---

## ઇ. સ. ૧૯૨૫ના પારસીઓ.

તા. ૬ ઠી જાનેવારી. રોજ ૩૦ માહ ૪ (શે૦) ૧૨૯૫ યઝદેઝર્દી.

**મરણઃ**—એરવદ ડોશાભાઇ પાલનજી શહેયારજી માદન ઉ. વ. ૭૨. એમણે મુંબઇમાં ચાલતી અનેક કૅમીસ્ટ કંપનીઓમાં નોકરી કરવા પછી સુરતમાં પોતાની કૅમીસ્ટની દુકાન ખોલી હતી અને ડી. પી. માદન કૅમીસ્ટના નામથી સુરત તથા નવસારીમાં જાણીતા થયા. એઓ સખાવતી તબેહના હતા. સુરત નજદીક હજીરાની હવાવાળી જગ્યાએ એમણે પોતાના ભાઇઓ સાથે મળી સૅનીટેરીયમ બંધાવી, સુરતની પારસી પંચાયતને સોંપી દીધી છે અને ત્યાં એક બીજી સૅનીટેરીયમ પોતાના ખર્ચે બાંધવાનું એઓ મંડાણ કીધું પણ તે સંપુર્ણ થયલું જોવાને કમનસીબે જીંદગીએ યારી આપી નહિ. વળી એઓ કુવા તથા હવાડા ભરાવતા હતા. એઓ ઘણી સારી તંદુરસ્તી ધરાવતા હતા.

તા. ૨૧ મી માર્ચ.

નવસારીમાં કલકત્તાવાળા એરવદ રૂસ્તમજી કાવસજી મોદીએ લગભગ રૂ. ૧૦૦૦૦ ના ખર્ચે મીઠા પાણીનો એક કુવો બોરીંગ કરાવીને બધાવી આપ્યો હતો તે ખુલ્લો મેલવાની ક્રિયા નાયબ દસ્તુર દીનશાહજી મેહેરજી રાણાએ કરી. આ કુવાનું નામ "મોદી કુવો" આપ્યું હતું.

**બાઈ પીરોજબાઇ કાવસજી ખુરશેદજી મોદી ચેરીટેબલ ડિસ્પેન્સરીઃ**—નવસારીના ગરીબ તેમજ મધ્યમવર્ગના પારસીઓને સસ્તા દરે દેવાદારૂ તથા વખતસર દાકતરી મદદ મળે એવા શુભ હેતુથી મુળ નવસારીના પણ હાલ કલકત્તાના રહેનાર શેઠ રૂસ્તમજી કાવસજી મોદીએ મોટા ખર્ચે એક ધર્માદા દવાખાનું તા. ૨૬ મી એપ્રીલ ૧૯૨૫ના દીવસે ખુલ્લું મુકાવ્યું હતું, જે ખુલ્લું મુકવાની ક્રિયા માટે મુંબઇના જાણીતા શહેરી અને નામીગ ડૉકટર સર નેસરવાનજી ભીખાજી નરીમાન મુંબઇથી ખાસ પધાર્યા

હતા, તેમણે એક વગવાળા મેળાવડા સન્મુખ ભાષણ કરતાં તે વખતે જણાવ્યું હતું કે "આજનું શુભ કામ આરંભવા હું મારા વતન નવસારીમાં આવ્યો છું તે માટે મારી ખુશાલી જાહેર કરૂં છું અને શેઠ રૂસ્તમજી મોદીનો એ કામ પાર પાડવા માટે દિલોજાનથી ઉપકાર માનું છું.

દરેક શુભ કામ પાર પાડતાં પહેલાં થોડીક મુશ્કેલીઓ નડેછે પણ ધીરજથી લાંબો વીચાર કરી કોઈપણ ઉભી થતી મુશ્કેલીઓ દુર કરવાની કોશિષ કરીએ છીએ ત્યારે આપણું કામ પાર પડેછે.

આ દવાખાનું ગરીબોને માટે અથવા ગરીબ મધ્યમ વર્ગ માટે એક ઘણું ઉપયોગી અને દુઃખ નિવારણનું ખાતું થશે તેમાં કાંઇ શક નથી. નવસારી મીનાકેસા અને મત ફેરીને માટે ઘણું જાણીતું થયેલું છે પણ આએ ભલું અને ઉપયોગી ખાતું જે ભલી લાગણીથી આરંભવા શેઠ મોદીએ વિચાર કર્યોછે તે માટે ઘણી ચુનોચરા થશે નહી એવી હું ઉમેદ રાખું છું.

શેઠ રૂસ્તમજી મોદીએ નવસારીમાં અનેક સખાવતો કીધીછે અને ખોદાએ એમને જે દોલત આપીછે તેનો ઘણો સારો ઉપયોગ કરેછે તે માટે હું તમો સર્વે નવસારીના વતનીઓ તરફથી એ શેઠનો આભાર માનું છું. ખોદા એમને પુર તંદરોસ્તી આપે અને આપણા નવસારી કસ્બાને વધુ મદદો કરતા રહે એવી દુવા ચાહી હું આ એ બાઇ પીરોજબાઈ કાવસજી મોદી ધર્માદા દવાખાનું ખુલ્લું મૂકું છું અને આપણી કોમના દર્દીઓને એ ખાતાથી પુરનો લાભ અને તંદરોસ્તી મળે એવી દુવા ગુજારૂં છું."

જે પછી શેઠ બોરાબજી મંચેરજી દેશાઇએ પ્રસંગને અનુસરતું વિવેચન કરી જણાવ્યું કે આવા ખાતાની ખાસ જરૂર હતી અને આ દવાખાનું નવસારીના પારસીઓની એક ઘણી જરૂરી હાજત ટાળશે એવી આશા રાખું છું.

ઉપલું દવાખાનું ૧૯૨૫થી આજ સુધી શેઠ રૂસ્તમજી મોદી પોતાની ગીરેથી ચલાવેછે અને તેનો લાભ દર માસે લગભગ ૨૦૦૦ દર્દીઓ લેછે.

ઉપલા દવાખાનાને અંગે શેઠ રૂસતમજી મોદીએ પોતાના બે મકાનો આપ્યાંછે અને એ કામ માટે કાબેલ ડૉકટર રાખવા ગોઠવણ કરીછે. એ ખાતા ઉપર દેખરેખ રાખવા શેઠ બહમનજી કાવસજી મોદી, શેઠ માણેકશાહ શાપુરજી કાંગા તથા ઑનરરી સૅક્રેટરી તરીકે શેઠ અરદેશર ફેરોઝ મોદીની નિમણુંક કરી એક કમિટિ નિમી છે, જે એનો વહીવટ ચલાવેછે.

તા. ૫ મી જુલાઈ ૧૯૨૫. રોજ ૩ માહ ૧૦ (શે.) ૧૨૯૪ યઝદેઝર્દી.

નવસારીની વડી દરેહમેહેરને લગતી સુરતની બગરસાથ અન્જુમનની જુની સગડી તમામ બિસ્માર હાલતમાં આવી પડવાથી ત્યાં એક નવી સગડી કલકત્તાવાળા એરવદ રૂસ્તમજી કાવસજી મોદીએ પોતાના માતાજી, તથા મરહુમ બાઇઓ આલાંબાઈ ફરેદુનજી સંજાના તથા નવાજબાઈ માણેકજી આંટીયા તે મરહુમ એરવદ નવરોજી એદલજી મોદીના બેટીઓના પુનને માટે બંધાવી ઉપલી બગરસાથ અંજુમનને સ્વાધીન કીધી હતી. તે ખુલ્લી મેલવાની ક્રિયા દસ્તુર બરજોરજી દોરાબજી દસ્તુરે કીધી હતી. વળી શેઠ રૂસ્તમજી મોદીએ સગડીમાં મુકવા સારૂં જર્મન સીલ્વરનું મોહડું અફરગાનીયું તથા વાસણો વગેરે ભેટ આપ્યાં હતાં.

તા. ૨૬ મી ઑગસ્ટ. રોજ ૦ માહ ૧૨ (શે.) ૧૨૯૪ યઝદેઝર્દી.

**મરણ:**—દસ્તુર ફરામજી કૈકોબાદ દસ્તુર મહેરજી રાણા, ઉ વ. ૭૩ નવસારીમાં. એઓ મરહુમ દસ્તુર રૂસ્તમજી નસરવાનજી મહેરજી રાણાના બેટા થતા હતા. એમનો જન્મ રોજ ૭ માહ ૮ (શે.) ૧૨૨૧, યઝદેઝર્દીને દીને થયો હતો. એઓ નવસારીની સર કાવસજી જહાંગીરજી મદ્રેસામાં કેળવણી લીધા બાદ નાવર મરાતબ થયા હતા, અને અનેક ધાર્મીક મકાનો ઇજ્વાં તથા પરથવા વિગેરેની ઉંચી મૉતેબર ક્રિયાઓ કરવા-માં એઓ બહુ બાહોશ હતા. નવસારીનું આતસબહેરામ યઝદેઝર્દી ૧૨૬૦ માં મરામત થયે ઇજ્વામાં આવ્યું તેની ક્રિયા એમણે કરી હતી અને એ માફક દરેક ગામેગામ દરેમહેરો ઇજ્વાની તથા વરશિયો કરવાની ક્રિયાઓ એમણે કરી હતી. વળી એમણે દેશાવરના અનેક દોખમાઓને લગતી ક્રિયાઓ કરી હતી. એમણે કુલ્લે એકસોથી વધુ નીરંગદીનની ક્રિયા કરવા ઉપરાંત આશરે ૫૦૦ જણાના લગનના આશીર્વાદ તથા ૨૫૦૦ છોકરાંઓની નવજોત નવસારીમાં તથા શહેરેશહેર અને ગામેગામ જઇને કરી હતી. વળી એમણે અનેક ધાર્મિક બાબતો ઉપર વાએજો કીધી હતી. નવસારીના હાલના વડા દસ્તુર જ્યારે સગીર વયના હતા ત્યારે મરનાર દસ્તુર ફરામજીને કામચલાઉ દસ્તુર તરીકે રોજ ૧૫ માહ ૭ (શે.) ૧૨૭૬ યઝદેઝર્દીને દિવસે નીમ્યા હતા અને તે વેળા અન્જુમનના અકાબર દેસાઇજી પેસ્તનજી ભાઇએ એમને અન્જુમન તરફથી શાલ ઓરાડી હતી. એઓ નવસારીના જરથોસ્તીઓના જનરલ ફંડના લગભગ એક દાહેકા સુધી સરનશીન હતા તેમજ એટલી જ મુદત મુંબઇની પારસી પંચાયતની નવસારીની શાખાના સરનશીનનો હોદ્દો બજાવતા હતા. એઓ લગભગ ૫૫ વર્ષ વેર દરરોજ બામદાદે આતશબહેરામ સાહેબને સેજદો કરવાને નિયમીત રીતે જતા હતા.

ઑગસ્ટ ૧૯૨૫.

શેઠ દીનશા ર. દાણુ મ્યુનિસીપાલીટીના પ્રમુખપણામાંથી ફારેગ થયા તે વખતે એમને મેળાવડો કરી **જાહેરમાન** આપવામાં આવ્યું હતું.

---

**શ્રી નવસારીમાં આતશ બહેરામ સાહેબની ભવ્ય ઇમારત**—શ્રી. નવસારીનાં આતશબહેરામ સાહેબનું જુનું મકાન સંકડાસભર્યું અને બિસ્માર હાલતમાં હતું, જેથી તે તોડી પાડી તેની જગ્યાએ એક આલીશાન મકાન બંધાવવાને ભગરસાથ અન્જુમનની એક મિટિંગ તા. ૨૫ મી ડીસેમ્બર ૧૯૨૦ને દીને સાંજે ૪ વાગે ખુરશેદ વાડીમાં મળી હતી, અને ત્યાં ઠરાવ થયો હતો કે નવસારીના આતશબહેરામનું જુનું મકાન તોડીને નવું બનાવવાની જરૂર છે અને દુવા ગુજારી હતી કે આપણી નગરીને લાયકનું મકાન તૈયાર થાએ.

આતશબહેરામની બિલ્ડીંગ સારૂં ઉઘરાણું થનાર છે, એવું સાંભળતાંજ નવસારીનાં બહારગામ વસતા સાહેબો તુરતજ સારી જેવી રકમો ભરવાને બહાર આવ્યા. એ કામમાં ખડતલ મહેનત મર્હુમ શેઠ જેહાંગીરજી જમશેદજી વીમાદલાલ તેમજ એરવદ (હાલના દસ્તુરજી) કૈખશરૂ માહીઆર ફતાર અને મી. ફરામજી જમશેદજી બીલીમોરીઆની વિશેષ હતી. ફંડ મોટું થવાની આશા થવાથી જુની આતશબહેરામની બિલ્ડીંગની

આસપાસનાં લગભગ ૧૨ થી ૧૩ ઘરો વેચાતાં લેવામાં આવ્યાં તેને માટે રૂ. ૧,૧૪,૭૩૮–૧૫–૩ ખર્ચવામાં આવ્યા હતા. કુલ્લે ઉઘરાણું નિભાવ ફંડ સાથે રૂા. ૭,૮૦,૮૬૯–૧૩–૧૧ થયું હતું. તેમાંથી આતશબહેરામની બિલ્ડીંગ અને જગ્યા, ઇલેક્ટ્રીક ઇન્સ્ટૉલેશન, ફર્નીચર વિગેરેનો કુલ્લે ખર્ચ રૂા. ૫,૭૬,૮૬૯ ૧૩–૧૧ થયો હતો, અને બાકીની રકમ ૨,૦૪,૦૦૦) આતશબહેરામ અને વડી દરેહમેહેરનાં નિભાવ ફંડ ખાતે લઇ જવામાં આવી હતી. નિભાવ ફંડ સાલ ૧૨૯૭નો હિસાબ જોતાં રૂા. ૨,૧૯,૧૦૦)નું જણાય છે. જે હાલે રૂા. ૨,૫૦,૦૦૦)નું થવા જાય છે. બિલ્ડિંગ ફંડનો હિસાબ જોતાં મુખ્ય રકમો નીચે મુજબ જોવામાં આવે છે. તે નાણાં ભરનારાઓની નવસારીનાં પાક કૅબ્લા તરફનો ભક્તિભાવ દેખાડી આપે છે.

૭૫૦૦૦ એરવદ ખુરસેદજી બેહેરાંમજી સહીયાર તરફથી તેમનાં ટ્રસ્ટની રૂએ નીચે મુજબ મલ્યાઃ—

૪૦૦૦૦ મર્હુમ બેટી મેહેરબાઈ એદલજી કુતાર, મર્હુમ માતાજી વીરબાઈજી તથા મર્હુમ પીતાજી બેહેરાંમજી મીનોચેરજી સહીયારનાં પુન માટે ( ગુંબજ બાંધવા સારૂ ).

૫૦૦૦ મર્હુમ મમાઈજી ધનબાઈજી રતનજી કુતારનાં પુન માટે.
૫૦૦૦ „ મમાવાજી દસ્તુર રતનજી મી. કુતારનાં પુન માટે.
૫૦૦૦ „ ધણીઆણી વીરબાઈજીનાં પુન માટે.
૫૦૦૦ „ મામાજી દસ્તુર જમશેદજી ર. કુતારનાં પુન માટે.
૫૦૦૦ „ „ એરવદ ફરદુનજી ર. કુતારનાં પુન માટે.
૫૦૦૦ „ „ દસ્તુર નવરોજી ર. કુતારનાં પુન માટે.
૫૦૦૦ „ „ દસ્તુર નોશેરવાનજી ર. કુતારનાં પુન માટે.

૮૦૦૦૦ શેઠ રૂસ્તમજી કાવસજી મોદી તરફથી ( આગલો હૉલ ) અગીઆરીનું મકાન તથા કુવા માટે.

૫૦૦૦૦ મર્હુમ બાઇ ડોસીબાઈ આદરજી કોટવાલનાં વીલના રૂએ તેમનાં ઍક્ઝીક્યુટરો તરફથી.

૩૫૦૦૦ ( ચાર ટકાનાં બોન્ડ ) મર્હુમ શેઠ કાવસજી એરચજી દેશાઇ ગોંડલવાળાનાં વારસો તરફથી ( દેશાઈ ખુરશેદ હૉલ માટે. )

૨૨૫૦૦ શેઠ ડોસાભાઈ હોરમજી ભીંમડીવાળા તરફથી ( કમ્પાઉન્ડની દિવાલ માટે. )

૨૦૦૦૦ શેઠ મેહરવાનજી નાનાભાઇ મહેતા તરફથી ( ત્રણ માળનાં મકાન માટે આવાં અરદ્રીસુરની બંદગી સારૂં. )

૧૭૭૨૦ હૉંગકૉંગ કન્તાન, શૅંગાઇ, તીનશીન, પીકીંગ, હેંકાઉ, કોબી અને ઓસાકા ખાતે વસ્તા જરથોસ્તીઓ તરફથી.

૧૦૦૦૦ મુંબઈની પારસી પંચાયતનાં ધર્મખાતાનાં ફંડનાં તથા મિલ્કતનાં ટ્રસ્ટીઓ તરફથી.

૨૦૦૦૦ શેઠ એદલજી રૂસ્તમજી ફર્નીબંદા તરફથી એઓનાં બાવા, માતાજી તથા બંધેવીની યાદ માટે સુરતનાં ખર્ચ સારૂં તથા કુવા માટે તથા ઇલેક્ટ્રીક ઇન્સ્ટૉલેશન સારૂં,

૧૦૦૦૦ એજ ગૃહસ્થે ભગરીઆ, કકરીઆ વચ્ચેનો ઝગડો પતાવ્યો તેને માટે આપેના તે

એ સિવાય ૩૦ ધર્મી જરથોસ્તીઓએ રૂા ૫૦૦૦) પાચ હજાર દરેકે આપ્યા છે

રૂા ૫૦૧ થી ૨૦૦૦ સુધીના ભરનારાઓ જન ૨૨ જોવામા આવે છે

એ ઉપગત નિભાવ ફંડ ખાતે બહેસ્તનશીન શેઠ પાલનજી નવરોજી કાપડીયા (ક્રોનએવાળા)ના પુન માટે, મર્હુમના ધણીઆણી બાઈ મેહેરબાઇ તરફથી ક્રિયાકામ કરવા માટે રૂા ૩૭૫૦૦) ની રકમ ભરી છે

તેમજ રૂા ૫૦૦૧ થી રૂા ૧૦૦૦ ભરનારાઓની સંખ્યા જન ૨૦ જોવામા આવે છે, અને રૂા ૫૦૧ થી ૨૦૦૦) ભરનારાઓની સંખ્યા જન ૪૧ ની જોવામા આવે છે

મજકુર આતશમેહેરામ સાહેબની બિલ્ડીંગ રોજ ૧૭ માહ ૪ સને ૧૨૯૫ ય ઝ ને દીને જશન કરી ખુલ્લી મુકી આતશમેહેરામ સાહેબને નવા ગુમ્બજમા પધરાવવામા આવ્યા તે દિવસની ખુશાલીનો પાર નહતો તે મહોત્સવ વખતે દસ્તુરજી કેકોબાદ દારાબજી મેહેરજી રાણાને ૨૫ શાલો ઍનાયત થઈ હતી જેબી સાહેબોએ મજકુર ભલા કામમા નાણાની તથા જાતી મદદ કરી હતી તે સર્વેનો ઉપકાર માનવામા આવ્યો હતો

તા ૧ લી સપ્ટેમ્બર ૧૯૨૫ રોજ ૨૮ માહ ૧૦ (શે) ૧૨૯૪ યઝદેઝર્દી

ડા જીવનજી જમશેદજી મોદીને ફ્રેન્ચ સરકારે તેઓના ઉંચા અભ્યાસની પિછાનમા લીજીયન ઑફ ઓનર (Chevalier de Legion d Honneur)નુ ઉંચું માન બક્ષ્યુ હતુ વળી એમને હંગેરીયન સરકાર તરફથી ક્રૉસ ઑફ મેરીટ (Officer de croeix de merit)નો ઉંચો ખેતાબ બક્ષવામા આવ્યો હતો

તા ૧૬ મી ડીસેમ્બર રોજ ૯ માહ ૪ (શે૦) ૧૨૯૫ યઝદેઝર્દી.

નવસારીના નવા આતશબહેરામ સાહેબના બિલ્ડીંગ ફંડમા રૂા ૭૫૦૦૦નો સર્વેથી મોટો ફાળો આપનાર એરવદ ખુરશેદજી બહેરામજી શહીયારને નામદાર ગાયકવાડ સરકાર તરફથી એમની એ ઉમદા સખાવત માટે **બહુમાનનો પોશાક** ભેટ મોકલવાનો હુકમ થયો હતો

તા ૨૪ મી ડીસેમ્બર રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૨૯૫ યઝદેઝર્દી.

નવસારી ખાતેના પુરાણા પાક આતશબહેરામ સાહેબના નુરી કૅબના માટે બાધવામા આવેલુ નવુ મકાન ખુલ્લુ મૂકવાની ક્રિયા એક ભારે દબદબા ભરેલા મેલાવડા સનમુખ કરવામા આવી હતી. એ નવા મકાનને યજવાની ક્રિયા ચાર દિવસ અગાઉ રોજ ૧૩મો તીરથઝદથી દસ્તુર મોબેદોએ વડા દસ્તુર કૅકોબાદજી દારાબજી તથા નાયબ દસ્તુર દીનશાહજીની આગેવાની હેઠળ કરી હતી આ શુભ પ્રસંગે ભાગ લેવાને મુબઈના તથા દેશાવરો ખાતેના દસ્તુરજીઓ તથા ઘણા જાણીતા આસામીઓ બગરબાથ કમિટિના પરોણાઓ તરીકે આ યા હતા વળી મુબઈ તથા બીજા જુદા જુદા શહેરોથી મોટી સખ્યામા પારસીઓ નવસારી ખાતે ઉતરી પડયા હતા

**રેડક્રૉસની પ્રવૃત્તિ**—ડા ધનજીભાઈ મહેતાએ ચાલુ સાલે ભરૂચ જીલ્લા, સિંધ પ્રાતના મધ્ય હિંદુસ્તાનના રાજ્યોના અને વડોદરા રાજ્યના કેટલાક કસ્બાઓ તથા

લખતર અને સીમલા મળી એકંદર ૨૯ મથકોએ ૧૦૯ ભાષણો આપી આઠ શાખાઓ ઉઘાડી હતી. સીમલામાં ઑનરેબલ સર ફ્રેડરીક વ્હાઈટના પ્રમુખપણા નીચે રેડક્રૉસ ઉપર ભાષણ આપી ત્યાં પણ એક શાખા ઉઘાડી હતી.

શેઠ ફરામરોજ રતનજી દાબુ અમેરીકાની બે યુનિવર્સીટીઓમાં જોડાઈ ખેતી-વાડીને લગતું વ્યવહારૂ જ્ઞાન અઢી વર્ષ સુધી મેળવી આઠ હજાર રૂપીયાનાં નમુનેદાર ખેતીને લગતાં ઓજારો લાવી મહુવા તાલુકાના મોંડાસા ગામે પોતાના ફાર્મ ઉપર તેનો ઉપયોગ શરૂ કર્યો, અને તે **ફાર્મને પણ નમુનેદાર બનાવ્યું.**

---

## પ્રકરણ ૭૫ મું. ઈ. સ. ૧૯૨૬ ના પારસીઓ.

---

તા. ૧૧ મી જાનેવારી ૧૯૨૬.

વડોદરાના ના. મહારાજા સયાજીરાવ ગાયકવાડની ગોલ્ડન (સોનેરી) જ્યુબીલીના મહોત્સવની ઉજવણી ઘણી ધામધુમથી પાળવામાં આવી હતી. નવસારી ખાતેના પારસી-ઓએ આતશબહેરામ તથા દરેમહેરોમાં બંદગી તથા જશનો કરી એ નામદાર ઉપર મુબારકબાદીના સંદેશાઓ મોકલ્યા હતા અને તે સાથે નવસારીના તથા વડોદરાના પારસીઓ તરફથી ના. મહારાજાને માનપત્રો એનાયત કરવામાં આવ્યાં હતાં.

તા. ૨૦ મી જુન ૧૯૨૬.

નવસારી ખાતે મલેસર ફલીઆમાં આવેલી સર જમશેદજી જીજીભાઇ એંગ્લો-વર્નીક્યુલર સ્કુલ માટે કલકત્તાવાળા શેઠ મહેરવાનજી નાનાભાઇ મહેતાએ પોતાનું રહેવાનું મકાન ભેટ આપ્યું હતું, તે મકાન છોકરાઓની વધતી જતી સંખ્યા માટે પુરતું નહિ થઇ પડવાથી એ મકાનની લગોલગ એક બીજું વધારાનું મકાન શેઠ મહેરવાનજી મહેતા તરફથી રૂ. ૧૨૦૦૦ના ખર્ચે બંધાવી આપવામાં આવ્યું હતું અને તે મકાનને ખુલ્લું મૂકવાની ક્રિયા આજરોજે જશન કરીને કરવામાં આવી હતી.

તા. ૨૬ મી ઓગસ્ટ ૧૯૨૬. રોજ ૨૨ માહ ૧૨ (શે.) ૧૨૯૫ યઝદેઝર્દી.

**મરણઃ**—રતનજી દાદાભાઈ તાતા ઉ. વ. ૭૨, એમનું મરણ ફ્રાન્સમાં હાર્ડલોગ ખાતે થયું હતું. એમનો જન્મ ૧૮૫૪માં નવસારી ખાતે થયો હતો. જ્યાં કેળવણી લેવા બાદ એઓ ૧૮૭૬માં મેટ્રીક્યુલેટ થયા હતા અને મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાં થોડો વખત અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી એઓ ખેતીવાડીની કેળવણી લેવા માટે મદ્રાસ ગયા, જ્યાંથી મુંબઈ પાછા ફરતાં પોતાના પિતાની તાતા કંપનીમાં જોડાઇ હૉંગકૉંગ ગયા. ૧૮૭૬માં એઓના પિતાના મરણ બાદ એમણે તેમની પેઢીનો કુલ અખત્યાર લીધો, અને તેને પોતાની બાહોશીથી ખીલવવાથી તે ઉપર એઓના ખેસી મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી તાતાનું ધ્યાન ખેંચાયું. તેમણે એમને પોતાની પેઢીમાં દાખલ કર્યા અને પાંચ વર્ષમાં નાગપોરની એમ્પ્રેસ મીલના કામમાં એમને ભાગ્યા બનાવ્યા. થોડીક મુદતમાં એમને પાછા હૉંગકૉંગ મોકલવામાં આવ્યા, જ્યાં કેટલાંક વર્ષ ગુજારી ત્યાંની પેઢીને ખીલવીને શેંઘાઇ તથા કોબેમાં શાખાઓ સ્થાપી ચોખ્ખા રેશમનો ફતેહમંદીથી વેપાર કર્યો. એ ફતેહ પછી એઓએ ન્યુયૉર્ક અને પૅરીસમાં શાખા પેઢીઓ ખોલી ત્યાં

રેશમ તથા મોતીનો વેપાર કર્યો. તે બાદ તાતાનું જમશેદપુરનું ગંજાવર કારખાનું સ્થાપવા તથા ચલાવવામાં તથા તાતા કંપનીના બીજા જંગી સાહસો આરંભવામાં એમણે પોતાના પેઢીના મુખી સર દોરાબજી તાતાને કિંમતી મદદ કરી હતી. ૧૮૮૮ માં એઓ મેસર્સ તાતા ઍન્ડ સન્મમાં અને ત્યાર પછી તાતા ઍન્ડ કંપનીમાં જોડાયા હતા. ૧૮૯૧ માં નાગપોરની સેંટ્રલ મીલના અને ૧૮૯૬ માં સ્વદેશી મીલના ડીરેકટર થયા હતા. એઓ મરહુમ શેઠ જમશેદજી તાતાએ તથા તેમના બેટાઓએ ઉઠાવેલા સાહસોમાં જોડાયા હતા અને ઘણીક કંપનીઓ સ્થાપી હતી. તા. ૨૫ મી જુલાઇ ૧૮૯૨ ને દીને મુંબઈના રૂના હીંદીવાન વેપારીઓની એક મંડળી નામે ધી બૉમ્બે કૉટન ઍકસચેન્જ સ્થાપવામાં આવી હતી તેની કમિટિના એક અધિકારી તરીકે એમની નિમણુંક થઇ હતી. તા. ૨ જી જાનેવારી ૧૮૯૬ ને દીને નવસારીની દાદાભાઈ તાતા સ્કુલ માટે એમણે ગાયકવાડ સરકારની મદદથી નવું બંધાવેલું શેઠ સોરાબજી કાવસજી તાતાને નામનું મકાન ખુલ્લું મેલવામા આવ્યું હતું તથા જાહેર કરવામાં આવ્યું હતું કે એ મકાન માટે મર્હુમે રૂ. ૨૭૪૫૦ અને એ સ્કુલના નિભાવ ફંડમાં રૂ. ૧૦૦૦૦ આપ્યા હતા. ૧૮૯૭ માં જાપાનીસ સરકારે શેઠ જમશેદજી નશરવાનજી તાતાને સેકૅટેઝવાળો ચોથા ક્રેડનો તથા કીનકોસોના ખેતાબ ઍનાયત દીધા હતા, તેજ વેળા તેમની જોડે મર્હુમ મી. આર. ડી. તાતાને પણ છેલ્લો કીનકોસો ( Third order of the Rising sun )નો ખેતાબ મળ્યો હતો. ૧૯૦૨ ના ઑગસ્ટ માસમાં એઓ પૅરીસમાં બીજીવાર એક ફ્રેંચ બાઈ નામે સુસેન બ્રેઅર સાથે ફ્રેંચ રસમ પ્રમાણે પરણ્યા હતા અને તેણીનું નામ સુનાબાઇ રાખ્યું હતું. તેણીને મુંબઈ લાવી ૧૯૦૩ના ફેબ્રુઆરીમાં દસ્તુર કને તેણીની નવજોત કરાવી તે પછી તુરત આશીર્વાદ છંટાવવાથી કોમમાં ભારે ખળભળાટ મચી રહ્યો હતો અને તેણીને આતશબહેરામો વિગેરે ધર્મના મકાનોમાં દાખલ કરવા સામે અન્જુમનની સભાએ ઠરાવ કરવાથી પારસી ટ્રસ્ટીઓએ ધર્મ ખાતાઓનો લાભ લેતાં તેણીને અટકાવી હતી. આ ઉપરથી મુંબઈની પારસી પંચાયત સામે એક દાવો માંડવામાં આવ્યો હતો. તેનો ચુકાદો તા. ૨૭ મી નવેમ્બર ૧૯૦૮ ને દીને આપવામાં આવ્યો હતો અને તેની રૂએ પંચાયતના ટ્રસ્ટીઓની નિમણુંક બાબે એક યોજના ઘડવા સાથ જે જુદદીનો જરથોસ્તી ધર્મમાં આવ્યા હોય તેમને પારસીઓનાં ધર્મખાતાં અને ફંડોનો લાભ મેળવવાનો હક નથી એવું ઠરાવવામાં આવ્યું હતું.

એમણે ૧૯૧૦ માં જરથોસ્તી કૉનફરન્સ સ્થાપવામાં મોટી મદદ આપી હતી. વળી એમણે મુંબાઈમાં એક ક્રીમેટોરીયમ ઉભું કરવાની હિલચાલમાં આગેવાની લીધી હતી જે સામે પારસી આલમમાં મજબુત વાંધો ઉઠવાથી એઓ ઘણા અપ્રીય થઇ પડયા હતા. એઓ અનેક ભાગીદારી કંપનીઓના એક સ્થાપક તથા ડીરેકટર હતા. એઓ તાતા કંપનીના અનેક જંગી ઉદ્યોગોને ટેકવી રાખવામાં મુખ્ય હતા. એઓ ઘણા સાહસીક હતા અને જાપાનની મીલોમાં હીંદનું રૂ દાખલ કરવામાં અગ્રેસર હતા. ૧૯૨૦ માં એઓ આ દેશની વડી ધારાસભામાં સભાસદ નિમાયા હતા. તેમજ એમણે તાતા સ્ટીલ કંપનીના લોખંડના ઉદ્યોગ માટે સરકાર તરફથી રક્ષણ મેળવવા માટે સુંદર

લડત ચલાવી હતી અને આખરે સરકાર તરફથી કંપની માટે બાઉન્ટી મેળવી હતી. એઓ એક વેપારી તરીકે બહુ બાહોશ હતા.

તા. ૧૮ મી નવેમ્બર ૧૯૨૬. રોજ ૧૧ માહ ૩ (શે.) ૧૨૯૬ યઝદેઝર્દી.

**મરણઃ**—નાનાભાઇ બરજોરજી દેસાઈ, ઉ. વ. ૬૬, નવસારીવાળા મર્હુમ વડા દેસાઇજી બરજોરજી નવરોજી દેસાઇના દીકરા. એઓ વડા દેસાઇજી ખુરસેદજી તેમુરજીથી ૫ મી પેઢીએ ઉતરી આવેલા હતા. એમનો જન્મ તા. ૨૨ મી માર્ચ ૧૮૬૨ ને દીને થયો હતો. એઓ ૧૮૮૩ ની શરૂઆતમાં મૅટ્રીક્યુલેટ થઇ, વડોદરા કૉલેજમાં દાખલ થયા હતા અને પછી કાયદાનો અભ્યાસ વધારી ૧૮૮૫ માં ગણદેવીમાં રેવન્યુ ખાતામાં નોકરીએ રહ્યા હતા. ત્યારપછી એઓની વડોદરા ખાતે બદલી થઈ હતી. એઓ મરાઠી ભાષા ઘણી સારી રીતે જાણતા હતા અને પોતાના દેસાઇ ખાનદાનના ધર્મ ફંડોના તથા અન્જુમન ફંડોના એક ટ્રસ્ટી હતા.

**રેડક્રૉસની પ્રવૃત્તિ**—ચાલુ સાલમાં ડા. ધનજીભાઇ મહેતાએ મધ્યપ્રાંત અને વરાડ જીલ્લામાં તેમજ વડોદરા રાજ્યમાં સુમારે વિસ કસ્બામાં ભાષણો આપી શાખાઓ ઉઘાડી અને સીમલામાં નામદાર લેડી અર્વીનના પ્રમુખપણાં નીચે ભાષણ આપવાનું એમને માન મળ્યું હતું.

---

## ઇ. સ. ૧૯૨૭ ના પારસીઓ

તા. ૨૩ મી જાનેવારી ૧૯૨૭

જાણીતા વિદ્વાન લેખક મી. પાલનજી બરજોરજી દેસાઈ એક જાહેર પત્રકાર તેમજ ગ્રંથકાર તરીકે અરધીસદી સુધી સેવા બજાવી ફારેગ થયા હતા. તેમની સેવાઓની ઘટતી કદર કરવા પારસી લેખક મંડળે તેમના મિત્રો તથા લખનારાઓની એક કમિટિ નિમી હતી, જેણે નાણાં ભરાવી રૂ. ૯ ૦૦ ઉપરની પર્સ એમને ઍનાયત કરવા માટે એક જાહેર મેળાવડો મી. ફરદુનજી સોરાબજી તાલીઆરખાન બૅરીસ્ટરના પ્રમુખપણા હેઠળ કર્યો હતો. સભા મધ્યે ડૉ. જીવણજી જમશેદજી મોદી, મી. જેહાંગીર જમશેદજી વીમાદલાલ, મી. શાપુરજી કાવસજી હોડીવાળાએ એમણે ફ્રીન વિગેરેની તવારીખને લગતાં તેમજ બીજા અગત્યના પુસ્તકો પ્રગટ કરી જે અનુપમ સાહિત્ય સેવા બજાવી હતી તેની સ્તુતિ કરી હતી

વડોદરાના નામદાર મહારાજા ગાયકવાડની ૬૫મી સાલગ્રેહના પ્રસંગે વડોદરા ખાતેના લક્ષ્મી વિલાસ મહેલમાં શેઠ મચેરસા રૂસ્તમજી એદલજી બારીઆ (એક દસ્ત) તથા એમના ત્રણ દીકરાઓ મેસર્સ જહાંગીર, માણેકજી અને નરીમાને અસલી વડાઈ કરવાના હુન્નર મંદીનાં અદભુત પ્રયોગો-જેવા કે તલવારબાજી, ન્યુજીતસુ, પટાબાજી,ભાલા ભોકવાનો હુનર, સ્પૅનીશ ફાઈટ વિગેરે તમાસબીનોની અજાયબી વચ્ચે કરી બતાવ્યા હતા.

તા. ૧ એપ્રીલ ૧૯૨૭.

વડોદરાના નામદાર મહારાજાની સાલગ્રેહની ખુશાલીમાં થએલી માનચાંદની નવાજેશોમાં નવસારીના વતની દીનશાજી રતનજી દાબુને રાજરત્નનો રૂપાનો ચાંદ ઍનાયત કરવામાં આવ્યો હતો.

તા. ૫ મી મે ૧૯૨૭. રોજ ૨૯ માહ ૮ (શે૦) ૧૨૯૬ યઝદેઝર્દી.

**મરણ:**—સર બેજનજી દાદાભાઈ મહેતા, ઉ.વ. ૮૭, નાગપોરમાં. નવસારી મલેસર ખાતે મહેતા ખાનદાનના વડીલ ભાઈજી સાગર નામના હતા, તેમના વંશમાં ખરશેદજી મેરવાનજી નામે એક જરથોસ્તી હતા. જેમના બેટા રૂસ્તમજીના બેટા દાદાભાઇના બે બેટાઓ હોરમસજી તથા મરનાર બેજનજી હતા. એમનો જન્મ રોજ ૭ મહા ૮ (શે.) ૧૨૦૯ યઝદેઝર્દી. (તા. ૭ મે ૧૮૪૦)ને દીને થયોહતો. એમના પીતા એમને ૧૧ વરસના મૂકી મરણ પામ્યા હતા. જ્યાર પછી એમને મુંબઈમાં લાવી સ્કુલના સહેજસાજ કેળવણી આપી હતી. આમ જુજ કેળવણી લઈ ફક્ત ૧૨ વરસની ઉમ્મરે બોંમ્બે ટાઇમ્સ ન્યુસ પેપરમાં સરનામાઓ લખવા માટેના કલાર્ક તરીકે રૂા. ૭ ના માસીક પગારે નોકરીએ રહ્યા હતા. ત્યારપછી ૧૬ વર્ષની ઉમ્મરે એઓ જી. આઈ. પી. રેલ્વેના ભાયખલા સ્ટેશન ઉપર ટીકીટ આપનાર તરીકે રૂા. ૧૨ ના માસીક પગારે રહ્યા હતા. ત્યારપછી રૂા. ૧૬ ના પગારે એ રેલ્વેના પુનાના ગુડસ ખાતામાં એમની બદલી થઇ હતી, અને ત્યાં એ નોકરી ઉપર એમણે એટલો સંતોષ આપ્યો કે એમની બદલી રૂ. ૧૦૦ના પગારે બોરી બંદરના ગુડસ ખાતામાં થઈ. ત્યાર પછી એવણ ચાલીસ ગામના સ્ટેશન માસ્તર નિમાયા, અને થોડાક વખતમાં એમની મુંબઈ બદલી થઇ હતી. આ પછી એ રેલ્વેની નોકરી છોડી જી. આઈ. પી. રેલ્વેના કંટ્રાકટરો મેસર્સ કુપર એન્ડ કુલચરની નોકરીમાં રૂ. ૩૦૦ પગારે નીમાયા હતા. પણ એ કંપની ભાંગી પડવાથી ફરી જી. આઈ. પી. રેલ્વેએ એમને રૂ. ૨૫૦ પગારે ગુડસ એજંટ નિમ્યા હતા. તે પગાર થોડાજ વખતમાં વધારી રૂ. ૩૦૦ કીધો હતો. આ હોદ્દો મેળવનાર એઓ પહેલા હિંદીવાન હતા, અને તે હોદ્દો ૧૮૭૬ સુધી ભોગવ્યો હતો.

આ અરસામાં મરહુમ મી. જમસેદજી નશરવાનજી તાતાએ ૧૮૭૬માં નાગપુર મધ્યે ઍમ્પ્રેસ મીલ સ્થાપી ત્યાં એમને એક મદદનીશ નિમ્યા. આ પછી પોતાની જાતીબાહોશી, મહેનત અને ખંતથી વધી એ મીલના એઓ એક મુખ્ય હોદ્દેદાર નિમાયા, અને તે મીલ એમણે હીંદુસ્તાનની એક સર્વથી ફતેહમંદ મીલ બનાવી. એમણે મરકી તથા દુષ્કાળ વેળા ગરીબોના સંકટ નિવારણ માટે ભારે મહેનત લીધી હતી, તેમજ આ દેશના ઉદ્યોગોની ખીલવણી માટે ભારે ઉત્સાહ બતાવ્યો હતો. એ અગત્યના હુન્નરના એમના અનુભવને લીધે સત્તાવાળાઓ એમની જાહેર સલાહ લેતા હતા. ૧૮૯૮માં એમને ખાનબહાદુરનો ખેતાબ મળ્યો હતો. ત્યાર પછી ૧૯૧૨માં જ્યારે નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જે નાગપુરની મુલાકાત લીધી ત્યારે એ નામદારે એમને પોતાના રેલ્વે સલુનમાં નાઈટહુડનો ખેતાબ આપ્યો હતો. એઓ નાગપુર તથા કામ્ઠીની જરથોસ્તી અન્જુમનના અકાબર તથા સરનશીન હતા. એઓ ઘણા એકમાર્ગી, શાંત સ્વભાવના, પ્રમાણીક તથા ઇમાનદાર હતા. એઓ જવાનીમાં 'સ્ત્રીબોધ' ચોપાન્યામાં એક ઠરેલ લેખક હતા.

**રેડક્રોસની પ્રવૃત્તિ**—ચાલુ સાલમાં, ડા. ધનજીભાઇ મહેતાએ પંજાબના શહેરો, રાજ્યો તથા નૉર્થવેસ્ટ પ્રૉવીન્સમાં કેટલાંક શહેરોમાં ભાષણો આપી સુમારે સાત શાખાઓ ખોલી હતી. લાહોરમાં પંજાબના ગવર્નર સર માલ્કમ હેઇલીએ એમના ભાષ-

ણમાં પ્રમુખસ્થાન લઇ એમને માન આપ્યું હતું તથા એમની ભારે પ્રશંસા કરી હતી.

### ઈ. સ. ૧૯૨૮ ના પારસીઓ.

તા. ૧૮ મી જાનેવારી ૧૯૨૮. રોજ ૧૨ માહ ૫ (શે.) ૧૨૯૭ યઝદેઝર્દી.

નવસારીના મહાન દેશાઈ ખરસેદજી તેમુરજીની આજ રોજે ૧૫૦ મા વરસની જયંતી નવસારીમાં તેમજ આ દેશનાં બીજા શહેરોમાં ભારે ઉત્સાહ અને માનની લાગણીથી ઉજવવામાં આવી હતી. સવારના આઠ વાગ્યાને સુમારે એક સરઘસ કાઢી દેશાઇજી સાહેબના હસ્તલેખનો જરી કામથી મઢેલો ભલી દુવાઓનો મોટો તખ્તો હાથી ઉપર મેલી ઓયરકાઉટોના તથા કયાની ઝુંડા સાથે રાજકુમાર ધૈર્યશીલરાવ, મોટા અમલદારો તથા જાત પરજાતના આગેવાનો સાથે સરઘસ નીકળી આતસબહેરામ આગળથી પસાર થઈ, પારસી મહોલ્લાઓમાં ફરી પગે ચાલી ખોરસેદ વાડીમાં ભેગું મળ્યુ હતું, જ્યાં બાનુઓ અને ગ્રહસ્થોનો મેલાવડો થયો હતો. તેનું પ્રમુખપદ લેવા ગાયકવાડ મહારાજાના પુત્ર પ્રીન્સ ધૈર્યશીલરાવ ખાસ હાજર થયા હતા, અને તેમણે અંગ્રેજીમાં એક લંબાણ ભાષણ કરી એ મર્હુમ નરના ગાયકવાડ સરકાર સાથેના સંબંધ, તેમજ રૈયતની ખેરખાહીની બાબત ઉપર વિવેચન કીધું હતું. આ વેળા પારસી બોલનારાઓ સાથે હિંદુ અને મુસલમાન આગેવાનોએ ઘટતી સ્તુતી કરી હતી. આ વખતે મેળાવડામાં રૂ. ૬૦૦૦ ની સખાવત જાહેર કરવામાં આવી હતી, અને છેવટે રાતના ખુરસેદવાડીમાં બાનુઓ અને ગ્રહસ્થોનું ભેગું ફીનું ખાણું થયું હતું. બીજેજ દીવસે રાજકુમાર સાહેબનાજ પ્રમુખપણા હેઠળ તમામ સ્કુલોના બાળકોનું એક સંમેલન થયું હતું. એજ મુજબ મુંબઇમાં અન્જુમનના આતસબહેરામમાં દસ્તુર મીનોચેરજી કેખસરૂની આગેવાની તેમજ શેઠ દાદીશેઠના આતસબહેરામમાં દસ્તુર દીનશાજી જીવાજી ગરડાની આગેવાની હેઠળ તેમજ ભાયખલાની શેઠ મેવાવાલાની દરેમહેરમાં તથા કોટની શેઠ માણેકજીશેઠની દરેમહેરમાં જાહેર જશન તથા વાજ્જે થયાં હતાં, જેમાં મોબેદો તથા બીજા જરથોસ્તીઓની સારી સંખ્યા હાજર થઈ હતી. આ વેળા આ મર્હુમ નરે ભગર અન્જુમનને આપેલા પાંચ કીમતી હકોની યાદ મોબેદ એદલજી બામજીએ પોતાના ભાષણમાં કીધી હતી. એ ઉપરાંત શહેરેશહેર અને ગામેગામ જ્યાં પારસી વસ્તી હતી-જેવાં કે ગણદેવી, અમદાવાદ, વલસાડ, અઁગ્લૅાર, ખેરગામ, રાજકોટ, ધુલીઆ. બદનેરા, નીલના, નાગપુર, લાહોર અને ખુદ ચીન, જાપાન, બર્લીન, પૅરીસ મધ્યે દેસાઇજી "ખુરસેદજી બાપા"ની યાદમાં જશનની ક્રિયા તથા મેળાવડાઓ કરવામાં આવ્યા હતા. લંડનથી મી. સાપુરજી દોરાબજી મકવાતવાળાએ એક તાર કરી એ મહોત્સવની ઉજવણીમાં સામેલગીરી આપી હતી.

તા. ૪ ફેબ્રુઆરી ૧૯૨૮. રોજ ૨૯ માહ ૫ (શે.) ૧૨૯૭

**મરણઃ**—નવરોજી ચાનજીભાઇ મહેતા, ઉ. વ. ૭૭. એમનો જન્મ રોજ ૯મો માહ ૩ જો ૧૨૩૦ યઝદેઝર્દીને રોજે થયો હતો.

એઓ નવસારીના જાણીતા મહેતા કુટુંબના એક નબીરા હતા. એઓ થોડોક વખત ટુંક અભ્યાસ કરી ચોપડની દુકાનદારીનું કામ કીધું, અને ત્યાં છોકરાંઓને

કેળવણી પણ આપતા હતા. ત્યાર બાદ ૨૫ વર્ષની ઉંમરે દુકાનનું કામ ભાઈ પેસ્તનજીને સોંપી નાની પુંજીથી શેઠ રૂસ્તમજી લીમજીભાઇ મરોલ્યાની સાથે કું.માં જોડાઇ વેપાર કરી સરકારી બિલ્ડીંગો બાંધવાના કંટ્રાકટો લેવા માંડયાં અને તે સાથે પોતાના વડીલોનું વતન મોજે વેગામ જે જલાલપુર તાલુકામાં આવેલું હતું તેનો વહીવટ ૪૫ વર્ષ સુધી ચલાવ્યો હતો. એમણે નીચલાં ફંડો સાથે સંબંધ ૩૦ વર્ષ સુધી ચાલુ રાખ્યો હતો:— નવસારી સમસ્ત જરથોસ્તીઓનું ફંડ, સર જમસેદજી જીજીભાઇ ચૅરીટી ફંડ, મહેસર ધર્મખાતાના ફંડ, નવસારી મહેસરના સમસ્ત જનરલ ફંડ, નવસારી પારસી સંકટ નિવારણ ફંડ, મહેતા ખાનદાનના ગરીબોને આસરો આપવાનુ ફંડ, તેમજ મહેસરની અગીયારી મોહલ્લાના અને ઝાંપા મોહલ્લાના ધહંબાર ફંડ. ત્યારબાદ નાદરૂસ્ત તબીયતને લીધે પહેલા ફંડના મૅમ્બર તરીકે રાજીનામું આપી બાકીના સઘળા ફંડોનું કામ છેવટ સુધી ચાલુ રાખ્યું હતું. એઓ નવસારીમાં ઘણીક વેળા ખાનગી લવાદ તરીકે નિમાતા હતા. નવસારી હુઝરરત ફંડનાં કેસની બાબતમાં એઓને નવસારી પ્રાંત જડજ સાહેબે લવાદ તરીકે નિમ્યા હતા. લવાદ તરીકે એમણે આપેલો ફેંસલો વરીષ્ટ કોર્ટમાં પણ બહાલ રહ્યો હતો.

**શેઠ નવરોજી ચાનજીભાઈ મહેતા યાદગારી ફંડ.** એમનાં મરણ બાદ એમનાં સગાંવ્હાલાંઓ તથા મીત્રો અને વખાણનારાઓએ એમની યાદગારી કાયમ રાખવાને એક ફંડ સ્થાપ્યું હતું, જેની રકમ રૂા. ૩૯૦૪ની થઈ હતી. એ રકમમાંથી રૂા. ૩૮૦૦ આપી મર્હુમ બાઈ ડોશીબાઇ આદરજી કોટવાલ પારસી ઑર્ફનેજમાં દાદગાને લગતું એક નવું મકાન મર્હુમને નામે સ્થાપવામાં આવ્યું છે અને તે મકાન પર નીચે મુજબ તકતી મારવામાં આવીછે:—મર્હુમ શેઠ નવરોજી ચાનજીભાઇ મહેતા બિલ્ડીંગ.

તા. ૧૨ મી એપ્રીલ ૧૯૨૮.

નવસારીમાં શ્રી. મહારાણી ચિમનાબાઈ મહિલા વિશ્રામ, બાઈ રતનબાઈ એદલજી બામજી તરફથી પોતાના ધર્મ દીકરી બાઈ હમાબાઈ દારાબજી માહીઆરજી મહેરજી રાણાના પુન માટે ઉભું કરવામાં આવ્યું છે, તે માટે બંધાવેલુ હમાબાઈ આશ્રમ વડોદરાના મહારાણી ચિમનાબાઇએ એક મેળાવડા સનમુખ આજે ખુલ્લું મુકયું હતું. શરૂઆતમાં બાઈ રતનબાઇ બામજી તરફથી ડૉકટર જહાંગીર બેરામજી દોરડીએ જણાવ્યું કે "બાઇ રતનબાઇનાં બાવાના બપાવા શેઠ દોરાબજી તાતાને તે વખતના રાજકર્તાએ ઇનામી પોશાક અને એક કિમતી તલવાર ભેટ આપી હતી જેથી તાતા કુટુંબને રાજકર્તા ગાયકવાડ સાથે સેંકડો વર્ષોનો સંબંધ હતો."

એ આશ્રમનો કુલ ખર્ચ રૂા. ૩૯૩૦૦ થયો હતો તેમાં શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ સરકારે રૂા. ૭૦૦૦ અને બાઇ રતનબાઇ (તાતા) એદલજી બામજીએ બાકીના રૂા. ૩૨૩૦૦ આપ્યા હતા.

તા. ૩ જી જુન.

જમશેદજી બેરામજી કાંગા (મુંબઇના ઍડવોકેટ જનરલ) નાઇટહુડનો ખેતાબ મળ્યો.

તા. ૧૪ જુલાઈ ૧૯૨૮. રોજ ૧૦ માહ ૧૧ (શે.) ૧૨૯૭ યઝદેઝર્દી.

**મરણ:**—મહેરવાનજી નાનાબાઈ મહેતા, ઉ. વ. ૭૧, કલકત્તામાં. એઓ શેઠ

નાનાભાઇ મનાજી મહેતા (જેઓ બીજા પારસીઓ જોડે ભાગમાં કમારા ઘાટ ખોદવાનું કંટ્રાકટ ચલાવતા હતા તેમ)ના બેટા થતા હતા. એમનો જન્મ ૧લી અકટોબ્બર ૧૮૫૭ ને ધનતેરસના શુભ દીને થયો હતો. એમણે પ્રથમ કેળવણી મુબાઈની સરકારી બ્રાંચ સ્કુલમાં લીધી હતી, અને ૧૩ વરસની ઉમ્મરે નવસારી સર કાવસજી જહાંગીર મદ્રેસામાં શીખ્યા બાદ ચાર વરસ એમના મામા શેઠ એદલજી નવરોજી મહેતા પોતાની સાથે એમને કલકત્તે લઈ ગયા હતા, જ્યાં કૉલેજમાં જોડાઈ ત્રણ વરસ સુધી વેપારી કેળવણી લીધી હતી. આ પછી એઓ ૧૮૭૯માં થોડા મહીના એક વેપારી પેઢીમાં નજીવા પગારે નોકરીએ રહ્યા હતા, અને એજ સાલમાં એમણે બંગડીનો વેપાર શરૂ કીધો, અને તે સાથે દરેક જાતનો માલ ચીન, જાપાન, ઇગ્લંડ, જર્મની તથા ઑસ્ટ્રીયાથી મંગાવવા લાગ્યા. પછી ૧૮૯૭માં પોતે ચીન જઇ ત્યાં પોતાની બ્રાંચ ઑફીસ ઉઘાડી પોતાના વડીલભાઇ મી. દોરાબજી સાથે ભેગામળી વેપાર વધારી મુકયો. એમણે લગભગ ૮ વખત ચીન, જાપાનની મુસાફરી કરી હતી. છેલ્લી ૧૯૧૪ની લડાઈ શરૂ થતાં એઓ પોતાના કુટુંબ સાથે જર્મનીમાં હતા, પણ કુનેહ વાપરી ત્યાંથી જલદી લંડન આવી પહોંચ્યા. બાદ કલકત્તે જઈ બીજે વર્ષ જાપાન ગયા, અને ત્યાં એક પહેડી ખોલી તે પહેડીનો ચાર્જ પોતાના ભત્રીજા મનાજીને સોંપી આવ્યા. ૧૯૧૫માં એમણે મુંબઈમાં શાખા ખોલી, એક શાહ વેપારી બની પોતાની દોલત વધારી મેલી, તેનો ઘણો સદ્‌ઉપયોગ સખાવતી કામોમાં કર્યો હતો. એમણે ૧૮૯૯માં પોતાના મર્હુમ માતપિતાના પુન્ય માટે મલેસરમાં જરથોસ્તીઓના સરઅવસરના કામકાજ સંબધી વાપરવા "નવાજબાગ"નામનું મકાન ભેટ આપ્યું હતું, અને ૧૯૦૧માં ત્યાં લુનસીકુઇના લત્તા ઉપર "મહેતા કલબ"નું મકાન બંધાવી આપ્યું હતું. એમણે નવસારીમાં એક સુવાવડખાનુ તા. ૧ થી જાનેવારી ૧૯૧૫ને દીને પોતાના મર્હુમ ભાઈ દોરાબજી નાનાભાઈ મહેતાની યાદમાં પારસી જરથોસ્તી બાનુઓની સુવાવડ માટે બંધાવી આપ્યું હતું. એઓને ૧૯૧૬માં નામદાર મહારાજાએ "દાતાર મંડળ"નો સોનાનો ચાંદ ઍનાયત કર્યો હતો. એમની જાહેર અને છુપી સખાવતોમાંની કેટલીક નીચે મુજબ છે:—

૧૦૦૦૦૦ ધી દોરાબજી નાનાભાઈ મહેતા પારસી સુવાવડખાના માટે.
૨૦૦૦૦ નવસારી ખાતે શેઠ રૂ. જ. જી ઍ. વ. સ્કુલ માટે.
૨૦૦૦૦ નવસારીના આતસ બહેરામ સાહેબના મકાનમાં આંવા અરદીસુરની બંદગી કરવાના મકાન માટે.
૬૫૦૦ મહેતા કલબના જુના તથા નવા મકાન માટે.
૪૦૦૦ કલકત્તાના દોખમાના ફંડમાં.
૨૪૦૦ નવસારી નવાજબાગ માટે.
૨૦૦૦ શેઠ ધનજીભાઈ મહેતાની કલકત્તાની અગીયારીમાં.
૨૦૦૦ મરહુમ શેઠ પે. એ. મહેતાની યાદગીરી કાયમ રખવા માટેના નવસારી મલેસર ફળીઆના ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાના ફંડમાં.
૩૦૦૦ ઇગિનના હમદીનોને લાભ આપવાના ફંડમા.
૭૦૦ તારાપોરના નશાખાના માટે.

એમની સખાવતનો આંકડો રૂ. ૨૦૦૦૦ ની આસરેનો થવા જાય છે. તેમજ રૂા. ૨૦૦ દર વરસે કૉન્વૅન્ટમાં, આશરે રૂ. ૨૫૦ દર માસે નવસારીના ગરીબ પારસીઓને માસીક મદદ આપવા માટે અને આસરે રૂા. ૧૦૦૦ નવસારી તેમજ બહારગામ મુકતાદ ટાંકણે ચાલુ આપતા હતા. એઓ ગરીબ જરથોસ્તીઓને લગન તથા નવજોત ટાંકણે, તેમજ ગરીબ જરથોસ્તીઓના છોકરાંઓને આગળ અભ્યાસ કરવાનું બની આવે એવા હેતુથી તેઓને તેને લગતો કેટલોક ખર્ચ આપતા હતા. એઓની ખાનગી સખાવતનો આંકડો આશરે રૂ. ૫૦૦૦ નો હતો. એઓની લાગણી પોતાના બેશીઓ તરફ અચુક હતી. તે એટલે સુધી કે એઓની કલકત્તા, જાપાન, કન્તાન, મુંબાઇ વિગેરેની પેઢી પર કામ કરતા જરથોસ્તીઓ મહેતા ખાનદાનના નબીરાઓ હતા, જેઓને એમણે વેપારી લાઇનમાં ઠેકાણે પાડયા હતા. એમના મરણ માટેની શોક સભા ખુરસેદવાડીમાં દસ્તુરજી દીનશાજી મેહેરજી રાણાના પ્રમુખપદે મળી હતી, તેમાં એમનું નામ ધુપનીરંગમાં લેવાનું જાહેર થયું હતું.

તા. ૨૫ મી જુલાઇ. રોજ ૨૧ મહા ૧૧ (શે.) ૧૨૯૭ યઝદેઝર્દી.

**મરણઃ**—મહેરવાનજી નવરોજી ગોભાઇ ઉ વ. ૬૨. એઓ પોતાના વડવાઓના રેશમી કાપડના વણાટના ધંધામાં સારો અનુભવ મેળવી ૧૮૮૧ માં મુંબાઇની શેઠ બરજોરજી માણેકજી કાપડીઆની પેઢી તરફથી ચીન ગયા હતા અને ત્યાં સંતોષકારક કામ બજાવી મુંબઇ આવ્યા પછી પોતાના ભાઈ સાથે ચીરા બજાર ઉપર રેશમી કાપડની દુકાન ખોલી હતી. આ પછી ૧૮૮૫ માં શેઠ શેહરયારજી કરંજીઆ સાથે કન્તાન ખાતે ઍમ. ઍન. ગોભાઈની કું. ને નામે બાગમાં પેઢી ખોલી હતી. જે નામ આજ સુધી ચાલુ રાખી, જેપાન, શેંગાહી અને હીંદના શહેરોમાં ધીકતો ધંધો ચલાવે છે. ૧૯૧૭ માં કોટમાં હૉર્ન્બી રોડ ઉપર રેશમી કાપડની મોટી દુકાન ઉઘાડી હતી, જે પ્રથમ "કરંજીઆ કંપની લીમીટેડ", પછી રૂ ૫૦ લાખની થાપણ સાથ "ગોભાઈ કરંજીઆ લીમીટેડ "ના નામે ફેરવી નાખી હતી.

તા. ૧લી ઑગસ્ટ.

શેઠ મીનોચેર મૅરવાનજી પાવરી વકીલને સરકારે એ વર્ષની મુદત સુધી પ્રાંત પંચાયતના સભાસદ તરીકે નિમણુક કરી.

તા. ૬ થી સપ્ટેમ્બર. ગાથા ૪ માહ ૧ (શે.) ૧૨૯૭ યઝદેઝર્દી.

**મરણઃ**—બમનજી જીવાજી મરોલીઆ (નવસારીના જાણીતા કલગી ખ્યાલી), ઉ. વ. ૭૨, નીઝામ હૈદ્રાબાદ ખાતે. એઓને કલગી ખ્યાલી તરીકેનો ૧૨ વરસની ઉમ્મરના હતા ત્યારથી બહુ શોખ હતો. જ્યારે કોઇપણ જગાએ ખ્યાલો ગવાતા ત્યારે તેને જોડીને તુરત જવાબ આપતા હતા. આજ લગભગ ત્રણ દાયકા થયા નવસારી તથા નીઝામ રાજ્યમાં કોઇપણ ખુશાલીના મોટા સરઅવસરે ( બમનજી ખ્યાલી )ને બોલાવતા તો ત્યાં બીનહામસે લોકોના દીલ રીઝવતા હતા.

તા. ૨૯ મી ડીસેમ્બર

નવસારી મધ્યે સર કાવસજી જહાંગીર જરથોસ્તી મદરેસા માટે શેઠ બાપુજી મેરવાનજી દેસાઇની યાદમાં રૂ. ૨૫૦૦૦ ના ખર્ચે એક સાયન્સ હૉલ બંધાવી આપ્યો

તે જશન કરવા બાદ ખુલ્લો મેલવાની ક્રિયા નામદાર ગાયકવાડ મહારાજાએ કરી હતી.

**રેડક્રોસની પ્રવૃત્તિ**—ચાલુ સાલમાં ડા. ધનજીભાઇ મહેતાએ કેટલાંક કાઠીયાવાડનાં રાજ્યો, પંજાબ તથા નૉર્થવેસ્ટ પ્રૉવીન્સના તથા વડોદરા રાજ્યના શહેરોમાં ફરી ભાષણો આપી શાખાએ ઉઘાડી હતી, તથા ધી ઇન્ટર્ન ઍસોસીએશન ઑફ ટ્રૉપીકલ હાઇજીનમાં ભાગ લેવા કલકત્તે ગયા હતા તે તકનો લાભ લઇ ત્યાં પારસીઓ અને ગુજરાતીઓને ભાષણો આપી સુમારે રૂ. ૧૭૦૦) ભેગા કરી કલકત્તાની શાખાને એવા હેતુથી ભેટ આપ્યા કે તે શાખા ૧૯૨૯ માં એમને માટે આખા બંગાળ પ્રાંતની રેડક્રૉસ હુર ગોઠવે.

---

## ઇ. સ. ૧૯૨૯ ના પારસીઓ.

તા. ૧૩ મે ૧૯૨૯.

સોલીસીટર મી. ફરદુનજી માણેકજી કાંગાની તથા શેઠ મીનોચેર મેરવાનજી પાવરીની કારસાજીથી સર રતનતાતા ટ્રસ્ટફંડના ટ્રસ્ટીઓએ મહુંમના બંગલામાં સર રતનતાતા પારસી સ્પૉર્ટસ ક્લબ, પારસી જુવાનીયાઓને બહારની રમતગમતો કરવાનું ઉત્તેજન આપવા માટે કેટલીક ઉદાર શરતોથી સ્થાપી, તેમાં ક્રિકેટ, ટેનિસ, બૅડમીંગટન, બિલીઅર્ડ વિગેરે રમવાની સોઇ કરવામાં આવી. તેના પહેલા પ્રમુખ ખા. બ. ડા. પાલણજી હોરમસજી દાદાચાનજીને નિમવામાં આવ્યા. શરૂઆતમાંજ શેઠ દીનશા રતનજી દાણુએ સુમારે ૪૦૦)ની ક્રોકરી કટલરી, શેઠ કેકોબાદ ર. દાણુએ સુમારે એટલીજ કિમ્મતની ખુરશી ટેબલો તથા ડા. ધનજીભાઇ હો. મહેતાએ રૂ. ૧૭૦૦)ના ખર્ચે બિલીઅર્ડ ટેબલ, બધી યોગ્ય સામગ્રી સાથે ભેટ કરી.

ઑગસ્ટ ૧૯૨૯.

શેઠ મીનોચેર મેરવાનજી પાવરી વકીલ નવસારી સુધરાઇના લોકલ સભાસદ તરીકે ચુંટાયા અને એજ સાલમાં તેમને સુધરાઇના ચૅરમૅન નિમવામાં આવ્યા.

તા. ૧૨-૧૦-૧૯૨૯.

**મરણઃ**—એરવદ બરજોરજી એરચજી બજાં, નવસારીના બજાં ખાનદાનના એક બાહોશ ધર્મઅભ્યાસી અને લાયકીવાળા અથોરનાન જાદા હતા. એવણે જરથોસ્તી ધર્મનો પાકો અભ્યાસ કીધો હતો. એવણનું પઢવું ઘણુંજ શુદ્ધ હતું. થોડો વખત મોબેદી પેશો અખત્યાર કરી, પછી એવણ મુંબઇની પીટીટ આથ્રનેજમાં ધર્મશિક્ષક તરીકે જોડાયા અને ત્યાં પોતાની સાલેસાઇ, પરહેજગારી, વિદ્વતા, વિગેરેથી થોડા વખતમાંજ પંકાઇ ગયા, અને તેવણનાં સેંકડો વિદ્યાર્થિઓનો ચાહ મેળવ્યો હતો. પાછળથી એવણ અથોરનાન બોર્ડીંગ મદ્રેસાના પ્રિન્સિપાલ નિમાયા હતા, અને ત્યાં ઘણીજ ખબરદારીથી ખરું મોબેદી પેશાને જેબ આપે એવું ઉત્તમ જ્ઞાન પોતાના ચેલાઓને આપી પોતાની લાયકી અને કાબેલ્યત પુરવાર કરી આપી હતી. એવણે કેટલીક જરથોસ્તી ધર્મને લગતી ચોપડીઓ છપાવી જાહેરને પોતાના જ્ઞાનનો લાભ આપ્યો હતો.

**રેડક્રૉસની પ્રવૃત્તિઃ**—ડા. ધનજીભાઈ મહેતાએ ચાલુ સાલમાં સીમલા, નૈનીતાલ સુરત તથા ખાનદેશ અને નાશીક જીલ્લાનાં કેટલાંક શહેરોમાં ફરી ભાષણો આપી શાખા ઉઘાડી હતી.

---

ઈ. સ. ૧૯૩૦ના પારસીઓ.

૧ ઑગસ્ટ ૧૯૩૦.

ડા૦ હોરમસજી ટેમુલજી પાગડીવાળા જેઓ નવસારીમાં ૧૯૨૧ થી ખાનગી ધંધો ચલાવે છે અને જેમને તેજ સાલથી દાબુ પારસી જનરલ હૉસપીટલના વડા તબીબ નીમવામાં આવ્યા હતા, તેઓને હિંદુ વૉર્ડમાંથી સુધરાઈના સભાસદ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા.

ઑગસ્ટ ૧૯૩૦.

શેઠ ફરામરોજ રતનજી દાબુ સુધરાઈના સભાસદ તરીકે ચુંટાઇ તેજ વર્ષે સુધરાઇના પ્રૅસીડન્ટ તરીકે પણ નિમાયા હતા.

તા. ૨૪મી ડિસેમ્બર ૧૯૩૦.

**એરવદ ફરામજી બમનજી પાવરી:—** એવણ "ફરામજી રાણી"નાં ઍલકાબથી ઓળખાતા હતા. એવણ નવસારીમાં લાંબો વખતથી સર્વેમાં જાણીતા અને પંકાયલા "ગવ" હતા. શાદીની, ગમગીનીની કે નાવરની મિજલસોમાં એવણની હાજરી ખરેજ એક શોભા ભરેલી હતી. દરેક લાયક પુરૂષોને તેમના નામને શોભે એવી જગ્યા પર એવણ જગ્યા આપતા, જેથી ગેરધણીને શોભા મળતી, અને દરેકને રાજી રાખવાનો પ્રયત્ન એવણ કરતા. કેટલીક વખતે કાંઇક તેવા તેવાઓ એદીલ પણ થતા. છતાં મોટો ભાગ એવણથી રાજી હતા. ખુશાલી યા ગમગીનીના પ્રસંગે એવણ તેડાં કરવા નીકળતા ત્યારે જૂદી જૂદી રીતે પોતાનો સાદ બદલતા, જે દરેકને પસંદ પડતું. "દાદાર હોરમઝદ" શબ્દ હંમેશ એવણના મોઢાંમાંથી નીકળતો હતો. એવણ હસમુખા હતા. અક્કલ પસંદ ટાહુકા, ટુચકાઓ અને વાર્તાઓનો તો એવણ એક ભંડાર ધરાવતા હતા. વિદ્વાનોની મંડળીમાં પણ શોભી રહે એવા એવણ બાહોશ હતા. જો કે એમનું મરણ ૮૨ વરસની મોટી ઉમ્મરે નિપજ્યું છે, છતાં નવસારીની અન્જુમનને તો એમનાં મરણથી મોટી ખોટ ગઇ છે. એમનું મરણ રોજ ૨૦મો માહ ૪થો સને ૧૩૦૦ય. ઝ.ને દીને થયું હતું.

**રેડક્રૉસ પ્રવૃત્તિ—** ચાલુ સાલે ડા. ધનજીભાઇ મહેતાએ ૨૩ જગ્યાઓમાં ફરી ૭૮ ભાષણો આપી રૂ. ૭૪૯૧ રેડક્રૉસ સોસાયટી માટે મેળવ્યા હતા.

એજ સાલમાં મુંબાઇમાં નામદાર લેડી સાઇકિમના પ્રમુખપણા નીચે મુંબાઈના કાવસજી જહાંગીર હૉલમાં ભાષણ આપવાનું માન એમને મળ્યું હતું. નાશક જીલ્લાનું કવળાણા નામનું ગામ જ્યાં શ્રીમંત મહારાજા સયાજીરાવનો જન્મ થયો હતો ત્યાંપણ એમણે ભાષણ આપ્યું હતું.

---

## પ્રકરણ ૭૬ મું.

ઇ. સ. ૧૯૩૧ ના પારસીઓ.

તા. ૧-૧-૧૯૩૧.

શેઠ મીનોચેર મૅરવાનજી પાવરીને નવસારી ડીસ્ટ્રીકટ જડજની કૉર્ટના સરકારી વકીલ (પબ્લીક પ્રૉસીક્યુટર) ત્રણ વર્ષની મુદત માટે નિમવામાં આવ્યા, તથા વડોદરા

રાજ્યની વસ્તી ગણત્રીના કામે સુધરાઇના ચૅરમેન તરીકે સારૂં કામ કરવા માટે રૂપાનો ચાંદ આપવામાં આવ્યો.

તા. ૨૩ જાનેવારી ૧૯૩૧.

**ખા. બા. ડૉ. પાલનજી હોરમજી દાદાચાનજીઃ**—એમણે લાંબો વખત સુધી બ્રીટીશ સરકારની તબીબી સરજન તરીકે નોકરી બજાવી હતી અને મોટો ભાગ વલસાડમાં એઓને રહેવાનું બન્યું હતું. ત્યાંથી રીટાયર્ડ થઇ એઓ નવસારી આવીને વસ્યા હતા. નવસારીની સરકારી કૉર્ટની સામે એમણે એક બંગલો બંધાવ્યો હતો. અને ત્યાંજ લાંબો વખત રહ્યા હતા.

એમના મરણથી, નવસારીએ એક ઘણા બાહોશ તબીબ, માન પામેલા શેહેરી અને આગેવાન જરથોસ્તી ગુમાવ્યા છે, જ્યારે મીનોચેર હોમજીનાં અથોરનાંન ટોળાએ પોતાના વિશ્વાસુ અગ્રેસર, મોટા મુરબ્બી અને ટોળાના ભલા રાહબર ગુમાવ્યા છે. એ ઘણી દીલગીરીની વાત છે. ખા. બા. ડૉ. પાલનજી દાદાચાનજીનાં મરણથી નેશાકરા જરથોસ્તીઓ અને મીનોચેર હોમજીનાં ટોળા એ બન્નેને મોટી ખોટ ગઇછે, અને આખી પારસી કોમમાંથી જેઓ સરકારી માનચાંદ તથા આબરૂને મોખરે ચઢયા હતા તેઓમાંના એક ભલા જરથોસ્તી ગુજર પામ્યા છે. ખા. બા. ડૉ. પાલનજીનું પનોતું નામ માત્ર નવસારીમાંજ નહી પણ વલસાડ, ઉદવાડા અને તેની આસપાસનાં ગામોમાં પણ એક બાહોશ તબીબ તરીકે ઘણું પ્રખ્યાત હતું. મર્હુમ શાંત સ્વભાવનાં, થોડુ બોલા, ઘણું કામ કરવાવાળા, શાંત અને ગમે તેવા તોફાની વાતાવરણમાં પણ સુલેહજનક રહેવાવાળા હતા. મીનોચેર હોમજી ટોળાને લગતા ગમે તેવા ગરમાગરમ સવાલો નીકળતા પણ મરનાર તેનો ઘણી શાંતિપૂર્વક તોડ કાઢતા હતા. પોતાનાં ટોળા તરફ એઓનું માન અને સેવા ઘણી જાણવાજોગ હતી. મર્હુમ ડૉ. પાલનજી ચુસ્ત જરથોસ્તી અને બહુ ચુસ્ત ધર્મ પરસ્ત હતા. જરથોસ્તી ધર્મનાં રીતરીવાજો ક્રિયામાર્ગ અને ભક્તિભાવ તરફ એઓ ચુસ્ત વફાદાર ભણનાર ગણનાર અને પાક આતશની આરાધના કરતા હતા. એઓના ગુજરવાથી એક ફરેસ્તાઈ ચહેરાના નમુનેદાર શહેરી અને આગેવાન, મીનોચેર હોમજી ટોળાએ ગુમાવ્યા છે. એઓ તા. ૨૩ જાનેવારી ૧૯૩૧ પા. રો. ૨૧ મહા ૫ (શે.) ૧૩૦૦ યઝદેઝર્દીને દીને ગુજર્યા હતા. એઓની ઉમ્મર ૭૪ વરસની હતી.

તા. ૬ ફેબ્રુઆરી ૧૯૩૧.

**શેઠ એદલજી રૂસ્તમજી ફનીબંદા**—શરૂઆતમાં, એઓ નવસારીખાતે તાડીનાં પીઠાનો ઇજારો આશાપુરી જગ્યાનો લાવી, નવસારીનાં પારસીઓને ચોખ્ખી તાડી પુરી પાડતા. ત્યારબાદ એમણે પોતાના બંધવી શેઠ કાવસજી શાપુરજી દેશુ સાથે જોડાઇ નાસીક જીલ્લાનું આબકારી કોન્ટ્રાકટ હાથ કર્યું અને ત્યાંથી ફતેહમંદીથી પાર ઉતરી અમદાવાદ ખાતેની કેટલીક દુકાનો હાથ કીધી. ત્યારબાદ વડોદરા અને નવસારી જીલ્લાનું આબકારી કૉન્ટ્રાકટ લીધું હતું. ગરીબાઇમાં જન્મી ગરીબાઇમાં ઉછરી શ્રીમંતાઇનો લાહવો ચાખી, હજારોની સખાવતો કરી શેઠ એદલજી ફનીબંદા નવસારી ખાતે તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરી ૧૯૩૧ને દીને ૬૨ વરસની ઉમ્મરે ગુજર્યા હતા. એઓનાં મરણ પામવાનાં ખેદકારક સમાચાર ઘણાકોએ બહુ દીલગીરીથી સાંભળ્યા

હતા. એઓ ગરીબીમાંથી તવંગીરી ભોગવી હતી. આપબળથી એઓ આગળ વધી એક લક્ષાપતી શેઠીયા બન્યા હતા. ગરીબો તરફ એઓ હંમેશાં ચાહ બતાવતા હતા. નવસારી ખાતે ભગર્યા અને કંકરીઆઓનો જ્યારે ચોક્કસ હકો બાબત કોર્ટમાં કેસ ચાલતો હતો ત્યારે એમણે એ કજીયાનું મ્હોં કાળુ કરવાને રૂ. ૫૦૦૦ ભગરીઆઓને આપ્યા જે તેઓએ નવસારીખાતે આતશબેહેરાંમ બંધાતું હતું તેના ફંડમાં આપ્યા, અને એટલીજ રકમ મીનોચેર હોમજીવાળા સાહેબોને આપવા કીધી તે તેઓએ નહીં લીધી એટલે તે બધી રકમ આતશબેહેરામના ફંડમાં આપી, અને એ કજીયાનું મ્હોં કાળું કર્યું હતું. તેજ વખતે એઓએ મીનોચેર હોમજીવાળા સાહેબો જેઓ બેહેદીનને હાથનું ખાતા નહી તે રૂઢી કાઢી નાંખવાની અરજ કીધી, જે તેઓએ બહાલ રાખી અને બેહેદીનોને ત્યાંનુ જમવા લાગ્યા અને ભગરીઆઓએ પણ તેમજ કર્યું. આગળ દરૂનની ચાશની પણ કરતા ન હતા પણ ત્યાર પછી તેઓ બેહેદીનોને હાથનાં દરૂનની ચાશની કરે છે. જ્યારે નવસારીનાં આતશબેહેરામ સાહેબની બીલ્ડીંગ બંધાઈ ત્યારે પણ એમણે પોતાનાં મર્હુમ બાવાજી રૂસ્તમજીને નામે રૂ. ૫૦૦૦) તથા એમનાં બનેવી મરહુમ શેઠ કાવસજી સાપુરજી દેબુને નામે રૂ. ૫૦૦૦) તથા જે દીવસે આતશબેહેરામની બીલ્ડીંગનું વાસ્તુમુરત થયું તે દીવસે રૂ. ૫૦૦૦) આપ્યા હતા. ગરીબોનાં એઓ ખરા દીલસોજ દોસ્ત હતા. મુંગેમોંઢે એઓ આપતા હતા, જેની કોઇને પણ ખબર પડતી હતી નહિ.

એપ્રીલ ૧૯૩૧.

શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડને શેઠ ફરામરોજ રતનજી દાબુએ સર રતન ટાટા પારસી સ્પૉર્ટસ કલબમાં ઇવનીંગ પાર્ટી આપી હતી.

જુલાઈ ૧૯૩૧.

સર રતનતાતા પારસી સ્પૉર્ટસ કલબના પ્રમુખ ગુજરવાથી મેમ્બરોએ પોતપોતામાં ઉઘરાણુ કરી તેમના નામનું બિલીઅર્ડ માટે એક પ્રાઇઝકપ સ્થાપી તેમની એકસબી કલબના મકાનમાં સરદાર ફરામરોજ બ. ગાર્ડાને હાથે ખુલ્લી મૂકાવી.

તા. ૨૧ જુલાઈ ૧૯૩૧.

શેઠ **જેહાંગીરજી જમશેદજી વીમાદલાલઃ**—ડા. જમશેદજી વીમાદલાલ આપણી નવસારી નગરીનાં એક જાણીતા ડાકટર સાહેબ થઈ ગયા છે. તેઓનાં વડા બેટા શેઠ જેહાંગીરજી વીમાદલાલ હતા. એમણે પોતાની શરૂઆતની કેળવણી નવસારીમાંજ લીધી હતી, અને મુંબઈ યુનીવર્સીટીની બી. એ. એલ. એલ. બી. ની પરીક્ષા પાસ કરી સોલીસીટર બન્યા હતા. પોતે એક ધર્મ અભ્યાસી હોઈ પારસી કોમને તેમણે પોતાથી બની શકે એવી રીતે ધર્મને લગતાં ભાષણો આપી જ્ઞાન ફેલાવવામાં મોટી જેહમત ઉઠાવી હતી. પોતાનાં વકીલાતનાં ધંધામાં ગરીબોને હમેશ મદદ કરતા હતા. કોઈપણ મોહતાજમંદ જરથોસ્તી એઓ પાસે આવે તો ખાલી હાથે જતો હતો નહી. અગર કોઇ ગરીબ કાયદાની ગુંચાળામાં ફસી જતો તો તેને પણ પોતાની મદદથી ઉગારી લેતા હતા. એઓ જબરા વકતાબાજ હતા. એમનું ભાષણ સમજવું, એ એક ખુદાઇ જ્ઞાન મેળવવા બરાબર હતું. સાંભળવા ખાસ સર્વેના મોઢામાંથી આફ્રિન શબ્દ

નીકળવા વગર રહેતો હતો નહી.

મુંબઈ ખાતે પારસી કોમને લગતા દરેક સવાલમાં એમની જરૂર પડતી અને ગમે એવું ગુંચવાએલું કોકડું એઓ આસાનીથી ઉકેલી આપતા. નાના મોટાં સઘળાંઓને એઓ માનની નજરે જોતા હતા. મોટે ભાગે દરેક પારસી ધર્મ ખાતાંઓમાં એઓનો હીસ્સો તો ખરોજ. એમનો મીઠો ચહેરો, એમનો દીલાવર બાંગે બુલંદ અવાજ હમેશ દીઠામાં આવતો હતો. ખરેજ એમનાં મરણથી પારસી કોમે એક આગેવાન વકતા, કોમનો એક સણગાર, વ્હાલો દોસ્ત, ગરીબોનો ધર્મપિતા, નાચારોનો પાસબાન જરથોસ્તી ધર્મનો સાચો આશક, અથોરનાનોનો એક દીલસોજ દોસ્ત ખોયોછે. એઓ આ ગેતીની દુનિયામાંથી રેહલત પામી મીનોઈમાં એકાએક ચાલી ગયા છે. એઓ રોજ ૧૭ માહ ૧૧ સને ૧૩૦૦ યઝદેઝર્દી તા. ૨૧ જુલાઈ ૧૯૩૧ ઇસવીને દીને મુંબઇ ખાતે ગુજર્યા હતા. એમની પાએદસ્ત તથા ઉઠમણામાં હજારો જરથોસ્તીઓએ ભાગ લીધો હતો. તેઓ સઘળાંની આંખોમાંથી આંસુ ટપકયાં હતાં. નવસારીના આતસબેહેરાંમની બીલ્ડીંગ બંધાઈ તેનાં ફંડના એઓ સેક્રેટરી હતા અને એમનીજ મહેનતે ફંડ મોટું થવા પામ્યું હતું.

તા. ૩૦ જુલાઇ ૧૯૩૧. રોજ ૨૬ માહ ૧૧ સને ૧૩૦૦ ય. ઝ.

**મરણઃ**—શેઠ નાનાભાઇ પેસતનજી મહેતા, ઉમ્મર વર્ષ ૭૫. શેઠ પેસતનજી બરજોરજી મહેતા સચીનના મામલતદારના વડા દીકરા. એમનો જન્મ નવસારીમાં રોજ ૧૧ માહ ૪ સને ૧૨૨૫ ય. ઝ. ને દીને થયો હતો. એમણે શેઠ રૂ. જ. જી. ઍંગ્લો-વર્નાકયુલર સ્કુલ તથા સર કા. જે. જરથોસ્તી મદ્રેસામાં કેળવણી લઇ, ન્યાયખાતામાં કારકુન તરીકે જીંદગી શરૂ કરી વકીલની પરિક્ષા પસાર કરી દરજ્જે દરજ્જે વધતાં છેવટ મુનસફ મેજીસ્ટ્રેટની પાયરીએ ચઢી ૪૦ વર્ષ શ્રીમંત ગાયકવાડ સરકારની પ્રમાણીક સેવા ખંતથી બજાવી તા. ૧-૫-૧૯૧૫ ના રોજ રિટાયર થઇ વતનમાં આવી રહ્યા. એમની ઉત્તમ અને વફાદાર નોકરીને લીધે શ્રીમંત ગાયકવાડ સરકારે રૂલ મુજબ પેન્શનની રકમમાંથી ¼ કપાત કરવાની ઠરેલી તે માફ કરી પુરૂં પેન્શન આપ્યું હતું, એટલુંજ નહીં પણ એઓ નાના દાવાઓની યુગલમાં ઑનરરી મેજીસ્ટ્રેટનું કામ કરે છે એવું શ્રીમતની જાણમાં આવ્યાથી એમને રૂા. ૫૦) દર મામે ઑનરેરીયમ આપવાની કૃપા પણ કરી હતી.

નવસારી ખાતે બંધાયલી વહાડ્યાજીવાળી અગ્યારીના મુકરદમામાં મુંબાઇના સાક્ષીઓની જુબાની લેવા કમિશનર તરીકે પ્રથમ ખા. બ. ચીફ જસ્ટીસ ખરશેદજી રૂસ્તમજી થાણેવાળાને નિમવામાં આવેલા પરંતુ તેઓ કામની શરૂઆત કરે તે પહેલાં રતલામના દિવાન નિમાયા તેથી તેમની જગ્યાએ શેઠ નાનાભાઈ મહેતાને મૂકવામાં આવ્યા. તેમણે એ કામ બહુ બાહોશીથી સ્વતંત્રપણે બેઉ બાજુના પૂરતા સંતોષ વચ્ચે બજાવ્યું હતું એવી નોંધ તા. ૩૧-૭-૧૮૯૨ના જામે જમશેદમાં છપાઈ હતી.

વળી વડોદરા ન્યાયખાતાનાં વાર્ષીક રિપોર્ટોમાં તેમજ રાજ્યના ઍડમીનીસ્ટ્રેશન રિપોર્ટોમાં એમના સારાં કામ બદલ બેવાર નોંધ લેવામાં આવી હતી.

એઓ બહુ ધર્મચુસ્ત હતા. રોજ આતશબેહેરામમાં ભણવા જતા હતા, અને

મહેતા કુટુંબને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે યોગ્ય સલાહ આપતા હતા. દોરાબજી મહેતા પારસી સુવાવડ ખાતાના એક ટ્રસ્ટી તથા મેનેજીંગ કમિટિના ચેરમેન કેટલાંક વર્ષો સુધી હતા. મલેસરની અન્જુમનના કામમાં પણ ઘણો સારો ભાગ લેતા હતા. ઑગસ્ટ ૧૯૩૧.

ડા૦ હોરમસજી ટે. પાગડીવાળાને સુધરાઈના ઉપપ્રમુખ તરીકે એ વર્ષના મુદત સુધી ચુંટી કાઢવામાં આવ્યા હતા.

તા. ૧૦ સપ્ટેમ્બર ૧૯૨૧.

આજરોજ શેઠ એદલજી નવરોજી મહેતાએ **મહેતા ખાનદાનની વંશાવળી અને અહેવાલ** નામનું પુસ્તક બહાર પાડયું હતું. એઓ ૧૮૯૫માં પહેલી એલ. એલ. બી. પસાર કરી સને ૧૮૯૬માં બી. એ. થઈ બીજી એલ. એલ. બી.ની ટર્મ ભરી હતી, પરંતુ વલસાડની બાઇ આવાંબાઈ હાઇસ્કુલમાં ૧૮૯૭માં શિક્ષક તરીકે જોડાવાથી પરિક્ષામાં બેસી શકયા નહીં. સને ૧૯૧૩માં એજ સ્કુલના હેડમાસ્તર નિમાયા, ત્યાંજ આજ સુધી કામ કરેછે. સાલ ૧૨૮૫ના ઝોરોએસ્ટ્રીઅન કેલેન્ડરમાં એમને માટે નીચે પ્રમાણે લખાણ કરવામાં આવ્યું છે:—" આ સ્કુલ સાથ શરૂઆતથી જોડાયલા શેઠ એ. ન. મહેતાને સને ૧૯૧૩માં હેડમાસ્તર નિમ્યાછે. એઓની બાહોશી અને ખંતથી એ સ્કુલમાં ઘણા સુધારા વધારા કરવામાં આવ્યા છે. "

એવો કેટલા ખંતી અને ઉદ્યોગી તથા ઉમંગી છે તે એટલા જ ઉપરથી પૂરવાર થાય છે કે એઓ દરરોજ સવારે પાંચ વાગે ઘરથી નીકળી પગે ચાલી સવારની પહેલી ટ્રેન પકડી વલસાડ જાય છે. ત્યાં આખો દિવસ પોતાની ફરજ બજાવી સાંજે નવસારી પાછા ફરે છે, અને કેટલીક વાર તો રાતે નવ વાગ્યાની ગાડીમાં પાછા આવે છે, હજી સુધી ૬૬ વર્ષની ઉમ્મરે પણ તેજ પ્રથા ચાલુ છે.

નવસારીની માનીતી મહેતા કલબના એઓ શરૂઆતથી આજ સુધી સેક્રેટરી છે અને ઘણીવાર ડીનરોની કારસાજી પોતાને હાથે જ કરેછે તેની બધા મેમ્બરો ઉપકારની લાગણી સાથે ચાલુ કદર કરેછે.

દો. ના. મહેતા સુવાવડ ખાતાના પણ એઓ શરૂઆતથી આજ સુધી ઑનરરી સેક્રેટરી તરીકે બધાના સંતોષ વચ્ચે ફરજ બજાવી રહ્યા છે.

એ શિવાય ઘેલાભાઇ મહેતાને નામના મલેસરના ગરીબોને આશરો આપવાના ફંડમાં લાંબો વખત ઑ. સેક્રેટરી હતા, તથા મહેતા ખાનદાનના મુકતાદ, દેશાઇ ખાનદાનના રિવાજ મુજબ એક જ ઠેકાણે "નવાજબાગ"માં માંડવાની ગોઠવણ પણ એમનેજ આભારી છે. ખાનદાનને લગતી બીજી સંસ્થાઓ પણ એઓજ આમાંતીથી ચલાવી પોતાના મરહુમ બાવા નવરોજી ચાંદજીભાઈ મહેતાની માફક ખાનદાન ઉપર ચાલુ ઉપકારો કર્યાં જાયછે.

તા. ૨૩ નવેમ્બર ૧૯૩૧. રોજ ૧૭ માહ ૬ સને ૧૩૦૧ ય૦

**મરણ:—એરવદ ખુરશેદજી બહેરામજી સહીયાર.** એઓ નવસારીના ભગરસાથ ટોળાનાં એક અતી બુઝોર્ગ અને ખબરદાર મોબેદ હતા. એઓએ પોતાનાં મમાવા દસ્તુર રતનજી કુતાર દસ્તુર દારાબ પાહલનના હાથ હેઠળ મોબેદી તાલીમ

મેળવી હતી. અને મર્હુમ શેહેરીઆરજી ભરૂચા આગળ ઝંદ પેહેલવીની, તેમજ મર્હુમ દેસાઈજી જમશેદજી તેહમુરસ્પ આગળ ફારસીની, તેમજ મર્હુમ દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પ આશાના હાથ હેઠળ સંસ્કૃતનો અભ્યાસ કીધો હતો. એઓ ખરેજ એક પરહેજગાર અથોરનાન જાહા હતા. વાંદરા ખાતેની તાતા શેઠની દરેમેહેરનાં એઓ પંથકી હતા. એઓએ પોતાની હયાતીમાં ઘણાંક દોખમાઓ અને દરેમેહેરોનાં મકાનો ઇજ્યાં હતાં. નવસારીના છેલ્લા મરહુમ દસ્તુર દારાબજી માહીઆરજીને નાવર મરાતબની તાલીમ એમણે આપી હતી. એઓ સાહેબની ખબરદારી અને પાકી પરહેજગારીથી મુંબઈ તેમજ દેશાવરોમાં એઓને "દસ્તુર" તરીકેજ માન મળતું હતું. એમણે પોતાની સકમાઈની દોલત મોટે ભાગે સખાવતોમાંજ આપી દીધી છે. એક મોબેદ પોતાની હૈયાતીમાં બે લાખ રૂપીઆની લગભગ સઘળી પુંજી જીવતાં જીવત સખાવતમાંજ આપી જવાનો આ એક મગરૂરીભર્યો દાખલો છે. એમની સખાવતો નીચે પ્રમાણેછેઃ—

રૂ. ૭૫૦૦૦ (પંચોતેર હજાર) નવસારીનાં પાક આતસબેહેરાંમ બાંધવાનાં ફંડમાં.
રૂ. ૩૦૦૦૦ (તીસ હજાર) ગરીબો તથા જૂદાં જૂદાં ધર્મખાતાઓને મદદ કરવાનું ટ્રસ્ટ.
રૂ. ૩૦૦૦૦ (તીસ હજાર) જાણીતા જરથોસ્તી નરો, નારીઓ તથા કુટુંબીના ક્રિયા કામ માટેનું ટ્રસ્ટ.
રૂ. ૨૫૦૦૦ (પચીસ હજાર) નવસારીની વડી દરેમેહેરને સમારવાનાં ફંડમાં.
રૂ. ૩૦૦૦ (ત્રણ હજાર)ની સાડાત્રણ ટકાની લોન દાબુ હોસ્પીટાલમાં.
રૂ. ૩૦૦૦ (ત્રણ હજાર)ની સાડાત્રણ ટકાની લોન મેહેતા સુવાવડખાનાને.
રૂ. ૨૦૦૦ (બે હજાર) ભગર સાથ અન્જુમનના એહેંતરી ફંડને.
રૂ. ૨૦૦૦ (બે હજાર) ગરીબ મુંગાં જાનવરોને પાણી પાવા માટે.
રૂ. ૧૧૦૦ (અગીયારસો) વડી દરેમેહેરમાં કુવો બંધાવ્યો તેના.
રૂ. ૧૦૦૦ (એક હજાર) કુતાર મહોલ્લાનાં મરદો તથા બૈરાંઓનાં ગંબાર ફંડમાં.
રૂ. ૫૦૦ (પાંચસો) નવસારી રવાંનોને અવલ મંજલ પહોંચાડવાના ફંડમાં.
રૂ. ૫૦૦ (પાંચસો) ડા. માસીના પારસી હોસ્પીટલ ફંડમાં.
રૂ. ૫૦૦ (પાંચસો) સુરતની જમશેદજી ઉનવાલા દરેમેહેરમાં.
રૂ. ૫૦૦ (પાંચસો) ચેરાગ ફંડમાં.

આ ઉપરાંત પોતાની હૈયાતીમાં જ એમણે ઘણાક ગરીબોની નવજોતો, લગનો કરાવી આપી ઘણાંને માસીક મદદ તથા ચાર દીવસની ક્રિયાઓનાં ખરચો આપ્યા હતા. એ રીતે એમની એકંદર સખાવત રૂ. બે લાખ ઉપરની હતી. એવા એકમાર્ગી અથોરનાન કે જે કાંઈ પણ મોટાઇની આશા રાખ્યા વગર પોતાની સઘલી દોલત સમાર્ગે જીવતાં જીવત વાપરે, અને પોતે તદન સાદી જીંદગી ગુજારી આખો વખત બંદગીમાંજ મશગુલ રહે તો તેવાં એક પરહેજગાર અથોરનાનના મરણથી બધે દીલગીરી ફેલાય એ સ્વાભાવીક છે, અને તેથી એમની પાયદસ્ત અને ઉઠમણાની મીજલસ મોટી થઇ નવસારીનાં એ બુઝોર્ગ અને પરહેજગાર અથોરનાનને છેવટનું માન આપ્યું હતું. એમનાં માનમાં અત્રેની પારસી તેમજ હીદુ સ્કુલો ખાસ બંધ રહી હતી. તેમજ નવસારીની ભગરસાથ અન્જુમને એમનું જાહેર ક્રિયામાં નામ લેવાનો, એમનાં ઉઠમણાં વખતે ઠરાવ

કીધો હતો. એમનાં ઉઠમણાંમાં એમની આદેશ મુજબ રૂ. ૫૦૦૦) પાંચ હજાર જૂદા જૂદા ધર્મખાતાઓમાં સખાવતમાં આપ્યા હતા. જેમાં રૂ. ૪૦૦૦) ચાર હજારની કિમ્મતનું એક ઘર જનરલ ફંડ કમીટીને સ્વાધીન કરવામાં આવ્યું છે. એઓ ૮૯ વરસની બુઝોર્ગ વયે નવસારી ખાતે હક થયા હતા.

તા. ૨૪ ડીસેમ્બર ૧૯૩૧.

**મરણઃ—દેશાઈજી અરદેશરજી માણેકજી** એઓ મરહુમ દેશાઈજી ખુરસેદજી બાપાના સોળમા ગાદીવારસ હતા. એઓ તા. ૨૪ ડીસેમ્બર ૧૯૩૧ને દીને ૮૩ વરસની બુઝોર્ગ ઉમ્મરે ગુજર્યાં હતા. શરૂઆતની કેળવણી નવસારી મદ્રેસામાં લેઈ મેટ્રીકની પરીક્ષા પાસ કરી, કૉલેજનો અભ્યાસ શરૂ કરી, તે વખતની ડીગ્રી એફ. ઈ એ. સુધી પહોંચ્યા હતા. તે દરમ્યાન આપણા મહારાજા સયાજીરાવનો રાજ્ય અમલ શરૂ થયો હતો, અને એ નામવરના રાજ્યની નોકરીમાં એઓ જોડાયા. શરૂઆતમાં એમની તે વખતના બાહોશ સુબા લક્ષ્મણ જગન્નાથના હાથ હેઠળ રેવેન્યુ ખાતામાં અનુભવ લેવા નિમણુંક કીધી. થોડા વખતમાં અનુભવ મેળવી, વડોદરા ખાતે સર્વે સૅટલમેન્ટ તથા બાઉન્ડરી કમીશનરની ઑફીસમાં નિમવામાં આવ્યા હતા. મરહુમને ઇંગ્રેજી ભાષાનો કાબુ સારો હતો, જેથી રાજ્ય હદની કંઇપણ ખટપટ વખતે અંગ્રેજ અમલદારો એમને સાથે લઈ જતા હતા, અને તેમને બહુજ ઉપયોગી થઈ પડતા હતા. મરહુમ ઘણાં વરસો સુધી વડોદરામાંજ રહ્યા હતા. એમની કુટુંબી મીરાસને માટે ગાયકવાડી રાજ્ય સાથેનાં ઝગડામાં મર્હુમે પોતાનો લાગવગ લગાડી પોતાનાં કુટુંબનો હક જાળવવામાં પુરતી મદદ યકીનદારીથી કરી હતી. ઇ. સ. ૧૯૨૪નાં જુન માસમાં એઓ સાહેબ વડા દેશાઇજીની ગાદી ઉપર આવ્યા હતા. એમના વખતમાં ભગર અનજુમનમાં અનેક ગુચવાડા ઉભા થયા હતા, જે સર્વે ડહાપણ વાપરી સમય અને સંજોગને માન આપી સમાધાનીથી પાર ઉતાર્યાં હતા. એઓ સાહેબના વખતમાં પાકઆતશ બહેરામનું આલીશાન મકાન બંધાઈ ખુલ્લું મુકવામાં આવ્યું હતું. તેઓની સલાહથી અત્રેની વડી દરેમહેરનો મોટો મજલો એરવદ ખુરસેદજી બહેરામજી સહીઆરે પોતાનાં ખર્ચથી બંધાવી આપ્યો હતો. મરહુમની પાએદસ્ત અને ઉઠમણાની મીજલસ મોટી ભરાઇ હતી. એઓના પુનને માટે રૂ. ૧૫૦૦ ની સખાવત જૂદાં જૂદાં ફંડોમાં કરવામાં આવી હતી.

**સર રતન જમશેદજી તાતા**—એવણ શેઠ જમશેદજી નસરવાનજી તાતાના નાના બેટા હતા. પોતાના બાવાની જાહોજલાલીના વખતમાં એવણે ઘણીજ સારી મજાહ ઉડાવી હતી. એવણનું દીલ ઘણુંજ માયાળુ હતું. એવણનો રૂઆબ એક ખરેજ ઉમરાવ જેવો દેખાતો હતો. એવણ પોતાના બાવાનાજ ધંધામાં ધ્યાન આપતા હતા અને તેવણની રૂડી સલાહ પ્રમાણે ચાલતા. એવણના બાવાના મરણ બાદ સર દોરાબજી અને સર રતન ઉપર કામનું ઘણુંજ દબાણ આવી પડ્યું હતું. શેઠ જમશેદજી તાતાનાં સાહસો જે તેમની પોતાની જીંદગીમાં તદન બચપણમાં હતા તે એ બેઉ ભાઇઓએ સંપૂર્ણ કરવાના હતા, તેમાં તેઓ મંડી ગયા હતા. દક્ષિણ આફ્રિકા ખાતે મી૰ ગાંધીએ સત્યાગ્રહની લડત ઉપાડી હતી, તેનો રહસ્ય એઓ સમજી ગયલા હોવાથી તે લડતને એમણે પૈસા સંબંધી સંગીન મદદ આપી હતી; ત્રણ વખત રૂ ૨૫૦૦૦)

મળી કુલે રૂ. ૭૫૦૦૦ પંચોતેર હજાર એઓએ દક્ષિણ આફ્રિકા ખાતે મોકલી આપી લડતને સંગીન ટેકો આપ્યો હતો. સર રતનનો ફેટો ઇન્ડિયન ઓપીનીઅનમાં છપાયો હતો, તે મફત વ્હેંચાયાથી ઘેરે ઘેર હીંદીઓએ પોતાનાં ઘરમાં ટાંગ્યો હતો, અને હજુ પણ આફ્રિકાવાળા હીંદીઓ એઓને યાદ કરેછે. લંડનમાં એમણે યૉર્ક હાઉસ નામનું જાણીતું ઇતિહાસીક મકાન વેચાતું રાખેલું હતું અને ત્યાં અવાર નવાર જઇને રહેતા અને એઓને તે તરફનાં રહેવાસીઓ લૉર્ડનાં નામથી ઓળખતા. જ્યારે દક્ષિણ આફ્રિકા ખાતે લડત ચાલતી હતી, તેજ અરસામાં જમશેદપુરનું લોખંડનું કારખાનું પણ ચાલવાતું હતું, તેથી એમણે મી. ગાંધી ઉપર એક પત્ર લખી જણાવ્યું હતું કે અગર જો દક્ષિણ આફ્રિકાનાં હીંદી મજુરો, હીંદ તરફ આવવા રાજી હોય તો હમો થોડા તેઓને અત્રે બોલાવી લેવાને તૈયાર થઇશું. પણ તે વખતે ત્યાં મજુરોની હાલત સારી હતી અને કામ પણ ઘણું મલતું હોવાથી મી. ગાંધીએ ઉપકાર સાથે ના પાડી હતી. એમણે મુક્તીફોજના ફંડમાં એક મોટી રકમ આપી હતી. તેથી તે વખતનાં જનરલ બુથે એઓનાં સખી દીલગુદી માટે ભારે વખાણ કર્યાં હતા. એઓ ઘણાંજ વ્હેલા ગુજરી ગયા હતા. એઓ પોતાની સઘળી દોલત દેશના ભલાને માટેજ ખર્ચવાને ટ્રસ્ટ બનાવી ગયા છે. એઓનાજ વિચાર મુજબ એમના વિધવા લેડી નવાજબાઇ એ ફંડનાં નાણાંનો ઉપયોગ બીજા ટ્રસ્ટીઓ સાથે મળીને કરે છે, ને આફતમાં આવેલા લોકોની વ્હારે તુરત પહોંચી પૈસા ગરીબોને માટે પહોંચતા કરેછે. હૉસ્પીટલો માટે તેમજ વિદ્યા અભ્યાસ માટે તેમજ ગરીબ પારસીઓ યા તો અન્ય કોમોનાં ગરીબોને લાભ આપેછે. પારસી ગરીબ બાઇઓ માટે સર રતન તાતા ઇન્ડિસ્ટ્રીયલ હોમ એમણે સ્થાપીને ગરીબોનાં આશીસ લે છે. હાલે પારસી ગરીબ બાઇઓની ૫૦૦ની સંખ્યા ઉપલા હોમમાં કામ કરીને વ્યાજબી દામ મેળવે છે તેથી તેઓને ગુજરાન કરવાને મોટો ટેકો મલેછે. સર રતન તાતાનું મરણ રોજ ૩૦ માહા ૧૨ ૧૨૯૭ ય. ઝ. તા. ૫-૯ ૧૯૧૮ ને દીને લન્ડનમાં કૉર્નવૉલ ખાતે થયું હતું. એઓની કબર પોતાના બાવા શેઠ જમશેદજી તાતાની કબરની પાસેજ છે.

**રેડક્રૉસની પ્રવૃત્તિ.**—ચાલુ સાલમાં ડા૦ ધનજીભાઈ મહેતાએ ગુજરાતના કેટલાંક કસ્બાઓ તથા દખ્ખણના રાજ્યો મળી ૨૩ ઠેકાણે ૬૫ ભાષણો આપી મેમ્બરો બનાવી સુમારે ૬૬૯૫ રૂ. રેડક્રૉસ માટે મેળવ્યા.

સેન્ટ જૉન ઍમ્બ્યુલન્સની સંવતસરી જુન ૧૯૩૧ માં લંડનમાં ઉજવવાની હોવાથી ડા૦ ધનજીભાઈ હો. મહેતાને હિંદની ઇન્ડીઅન કાઉન્સીલે એક ડેલીગેટ તરીકે મોકલ્યા હતા. ત્યાં ઘણાં જૂદાં જૂદાં કાર્યોમાં ભાગ લીધા પછી એમને બકીંગહામ પૅલેસમાં નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જે સૅન્ટજોનના એસોશીએટ સર્વીંગ બ્રધરનો બૅજ (ચાંદ) ઍનાયત કર્યો હતો તથા પાર્લામેન્ટ હાઉસમાં નામદાર પ્રીન્સ ઑફ વેલ્સની મુલાકાતનું માન મળ્યું હતું. ત્યારબાદ એઓ ફ્રાન્સ, ઇટલી, જર્મની, ઑસ્ટ્રીયા વિગેરે દેશોમાં ફરી તા. ૧૮ સપ્ટેમ્બરે મુંબાઈ પાછા આવ્યા હતા.

લંડન જતાં પહેલાં ડા૦ ધનજીભાઇએ મુંબાઇમાં લેડી વિલીંગડન પારસી ઍમ્બ્યુલન્સ બિલ્ડીંગ બાંધવા માટે રૂ. ૨૦૦૦૦) ની રકમ આપી હતી જેના વ્યાજ સાથે એકંદર રૂ. ૨૧૦૦૦) થયા હતા.

## ઇ. સ. ૧૯૩૨ ના પારસીઓ.

એગીસ્ટ ૧૯૩૨.

**મરણઃ—શેઠ હીરજીભાઇ મંચેરજી ખુમલાખાઉ.** શરૂઆતમાં ગરીબીમાંથી ઉધરી તવંગરીનાં દિવસો જોનાર આ ભાગ્યશાળી નરે પોતાના ભાઈ ફરામજી સાથે કલકત્તા ખાતે વેપારી લાઇનમા જોડાઈ ભારે નામના મેળવી હતી. એઓ ઘણાજ ખુશમીજાજી હતા. પોતાનાં મીત્રોને કે કોઇ પણ એઓને બારણે આવનાર માણસને શેઠ હીરજીભાઇ મોજમજાહ કરાવીનેજ મોકલતા. એમણે પોતાની બુઝોર્ગીનો વખત નવસારીમાંજ પસાર કર્યો હતો અને અત્રે પણ પોતાના ટુંક વસવાટ થએઓ છતાં બહોળું મીત્રમંડળ ધરાવતા હતા. એઓની અટક ખુમલાખાઉ છે, પણ અસલ અટક એઓનાં બાવા બપાવાની, અવારી હતી. એઓ અવારી ખાનદાનનાં નબીરા ગણાય. એઓ ૯૦ વરસની ઉમ્મરે નવસારી ખાતે રોજ ૧૯મો માહ ૮મો સને ૧૩૦૮ને દીને ગુજર્યા હતા.

તા. ૩ જુન ૧૯૩૨.

**સર દોરાબજી જમશેદજી તાતાઃ**—એઓ મરહુમ શેઠ જમશેદજી નસરવાનજી તાતાના વડા દીકરા હતા. એઓના બાવાના વેપારમાંજ હમેશ મંડયા રહેતા. શેઠ જમસેદજીના ગુજરવા બાદ મોટી જોખમદારી એઓ પર આવી પડી. સાકચી (હાલનું જમશેદપુર) નામનું જંગલ જેમાં હાલ લોખંડની ખાણો આવી છે, તેનો ૫૦ માઇલના વિસ્તારનો કબજો શેઠ જમશેદજીએ કરેલો તે જંગલ સાફ કરીને મોટા કારખાનાઓ ખોલવાનાં હતા. હાઇડ્રો ઇલેકટ્રીક વર્કસ કે જેને માટે મુલશીપેઠના ગામડાઓ લઇ મોટું તલાવ બાંધવાનું હતું, અને કરોડોની થાપણથી ચાલતી પેઢીના ચાલુ વેપાર પર દેખરેખ રાખવાનું કામ કાંઇ સહેલું હતું નહિ. આવા વખતમાં પોતાના સગાઓએ એમને મદદ કરી. તેઓમાં શેઠ રતનજી દાદાભાઈ તાતા, સર નવરોજી બાપુજી સકલાતવાળા, શેઠ શાપુરજી સકલાતવાળા (વિલાયતની પાર્લામેન્ટના મેમ્બર જેઓ કોમરેડ સકલાતવાળા એવે નામે ઓળખાતા)હતા. પહેલાં તાતા આયર્ન ઍન્ડ સ્ટીલ કું. સ્થાપી, જેના જોઇતા શેરો તુરત ભરાઇ ગયા અને સર દોરાબજી કૉમરેડ સકલાતવાળાને સાકચીનું જંગલ સાફ કરવાનું કામ સોંપીને જર્મની ખાતે ગયા. ત્યાંથી ૩૦૦) જર્મનોની ફોજ લઇને અત્રે આવ્યા. વડા ઇન્જીનીયરનો પગાર રૂા ૨૫ હજારથી ૩૦ હજારનો હતો. આવો મોટો પગાર દુનિયામાં ફક્ત નામદાર વાઇસરોયને બ્રીટીશ સરકાર આપે છે. આ પગાર સર્વથી મોટો ગણાય છે, જે એક સાહસીક પારસી વેપારી બચ્ચાએ એક અમેરીકન ઍકસ્પર્ટને આપ્યો હતો. મજુરોને રહેવાને માટે મકાનો બાંધવાનું કામ પણ તુરતજ શરૂ કરવામાં આવ્યું હતું. જર્મનીનાં નામીચા લોખંડનાં કારખાનાવાળાઓએ મજુરો અને ઍકસ્પર્ટોની તત્કાલીક મદદ કરી આપવાથી એઓ ઘણા ખુશી થયા. તેમણે માંગેલો પગાર પણ આપવો પડયો હતો, કારણ આપણા દેશમાં આવા ઍકસ્પર્ટો બીલકુલ હતા નહી જેથી ઉપલા જર્મનો અને હીંદી મજુરોથી સાકચીનું કારખાનું ચાલું કીધું.

ત્યારબાદ તાતા હાઇડ્રો ઇલેકટ્રીક વર્કસ અમેરીકાવાળા પ્રોફેસર રાસ્સેની સલાહ મુજબ મુલસીપેઠ આગળ બે અમેરીકન ઇલેક્ટ્રીક ઍન્જીનીયરોને બોલાવી શરૂ કર્યું. એ માટે એક કું. સ્થાપી જેનાં શેરો તુરત ભરાઈ ગયા હતાં. એ કામ ઘણું વીકટ

હતું. મુલસીપેંઠના રહેવાસીઓએ તાતા કુંપની સામે સત્યાગ્રહ શરૂ કીધો તેમાંથી આસ્તે આસ્તે બહાર નીકળ્યા. ત્યારબાદ વિલાયત ખાતે લડાઈ ચાલી એટલે જોઈતાં હથીઆરો વિગેરે મેળવવાનું કામ ઘણું મુશ્કેલ થઈ પડયું. શૅરહોલ્ડરોને ડાઇવ્ડિ મળતું નહી જેથી તેઓ પણ ખળભળાટ કરતા હતા. લડાઈનાં વખતમાં લોખંડનું કામ ધમધોકાર ચાલ્યું અને રેલ્વેના સ્લીપરો તેમજ લોખંડના ગાડાં બનાવવાનું પણ કૉન્ટ્રાકટ એ લોકોને મળવા લાગ્યું. પાછળથી અંગ્રેજ સરકારે દારૂગોળાઓને માટેનાં શેલ્સ બનાવવાનું અનેજ, શરૂ કર્યું અને કંપનીને ઘણોજ લાભ થયો, શૅરહોલ્ડરોમાં સદા પંજા આલ્યા. તાતા ડીફર્ડનો ભાવ ઉંચે ગયેલો અને પાછળથી નીચે પડતાં ઉથલપાથલ થઇ ગયું હતું. લડાઈ બાદ બ્રીટીશ સરકારે હુંડીઆમણનો ભાવ પોતાના હાથમાં લીધો જેથી હીંદના વેપાર અને કારખાનાવાળાઓ પર મોટો બોજો આવી પડયો. પરદેશી માલ આપણને સોંઘો મળવા લાગ્યો અને આપણો માલ વિદેશમાં પોશાઈ શકયો નહી એટલે હીંદી વેપાર પર મોટો ફટકો પડયો. શેઠ દોરાબજીએ તાતા ઈન્ડસ્ટ્રીઅલ બૅન્ક સ્થાપી અને તેમાં શેરબજારમાં સટોરીયાઓએ તેનાં ભાવો વધારી દીધા. કંઈક બીચારા રડી ઉઠયા. પાછળથી મજકુર બૅન્ક આપણી સ્વદેશી સેન્ટ્રલ બૅન્ક ઑફ ઇન્ડીયા સાથે જોડી દીધી તેના મેનેજીંગ ડાયરેકટર મરહુમ સર સોરાબજી પોચખાનાવાલા હતા, તેમણે સર્વે કામ સરંજામ પાર ઉતાર્યું. હવે લોખંડનું કારખાનું પણ ખોટમાં કામ કરવા લાગ્યું. એનો બોજો સર દોરાબજી ઉપર મોટો આવી પડયો. મુલ્શીપેઠનું હાઈડ્રો ઈલેકટ્રીકનું કામ પણ ધીમું પડી ગયું. તાતા કુંપનીની આંટ બજારમાં ઘણીજ નબળી જણાવા લાગી. આવા વખતમાં સર દોરાબજીએ હીંદી ધારાસભાના મેમ્બરોની આગળ પોતાની વિનંતી જાહેર કરી કે સરકારનું હુંડીઆમણ લોખંડનાં કારખાનાને મારી નાખે છે. તેથી હમોને સબ્સીડી મળવી જોઇએ. શેઠ રતનજી દાદાભાઈ તાતા ધારાસભાનાં મેમ્બર ચુંટાયા તેમણે સરકારની રાજનીતીનાં ભોપાળાં બહાર કાઢયાં. હુંડીઆમણથી હીંદનાં વેપારીઓ અને કારખાનાવાળાઓને ઘણોજ બુરો ફટકો પડે છે, તેનો તુલેતવીલ હેવાલ એમણે ધારાસભામાં રજુ કીધો. ચળવળ વિશેષ થઇ એટલે હીંદી સરકારે તાતાવાળાઓને લોખંડને માટે સબ્સીડી આપી ખરી. પણ જે કૉન્ટ્રાકટો હીંદની રેલવેનાં મળતાં હતાં તે બંધ થઇ ગયાં. વિલાયતવાળાઓને તે કૉન્ટ્રાકટો મળવા લાગ્યા. તાતાવાળાઓનાં ટેન્ડરો બીલકુલ કૉમ્પીટ કરી શકયાં નહી. તે વખતે સર દાદીબા દલાલ હીંદના લંડન ખાતેના હાઈ કમીશ્નર હતા તેમણે તાતા કુ.નાં ટેન્ડરો પાસ કરવાને દબાણ ચલાવ્યું, કારણ જે દેશમાં લોખંડ ઘણું હોય અને તેનાં કૉન્ટ્રાકટો બહારનાઓને મળે એ ઠીક કહેવાય નહિ. સર દાદીબાને હીંદ દેશનો લાભ જોવાનો હતો, જેથી કાંઈક ખટપટ સરકાર સાથે થવાથી એઓએ રાજીનામું આપ્યું. હવે સર દોરાબજીને હાઇડ્રો ઇલેકટ્રિકને માટે નાણાં જોઈતા હતાં, તે અત્રે હિંદમાં મળી શકયાં નહિ. જેથી એઓ વિલાયત ગયા અને લૉઇડ જ્યૉર્જની સરકારને અરજ કરતાં લોખંડના કારખાનાથી બ્રિટીશ સરકારની ઈજ્જત લડાઇ વખતે સચવાયેલી હતી વિગેરે યાદ દેવડાવતાં બાર લાખ પાઉન્ડનું ડીબેન્ચર વિલાયતની સરકારે તાતા કુ. ને દીધું. આથી તેઓને હાઇડ્રો ઇલેકટ્રિકનું કારખાનું ધમધોકાર ચલાવવાની સવડ પણ

મળી. પાછળથી વખત સુધરવા લાગ્યો. કુંડીઆમણનો ભાવ પણ નક્કી થયો. તાતા કું. ના હાથમાં ૫૦ માઈલના વિસ્તારની લોખંડની જગ્યા હતી, જ્યારે તેની આસપાસ બીજી તેટલીજ જગ્યા હીંદી સરકારના હાથમાં હતી. તેથી તે મેળવવાને સરકારને અરજ કરી કે લડાઇના વખતમાં હમારા લોખંડના કારખાનાએ તમારી ઘણી સેવા બજાવી છે તેથી હમોને એ જગ્યા મળવી જોઇએ. લૉર્ડ ચેમ્સફર્ડ તે વખતે વાઈસરૉય હતા તેઓના ધ્યાનમાં એ વાત ઉતરી. શેઠ જમસેદજી તાતાનું મોટું બાવલું ત્યાં ઉઘું મુકવાનું હતું, અને તે કારખાનાંની જગ્યાનું નામ, જમસેદપુર આપવાનું હતું, તેમજ સ્ટેશનનું નામ તાતાનગર આપવાનું હતું. લૉર્ડ ચેમ્સફર્ડને તે ખુલ્લુ મુકવાને અરજ કરતાં ખુશી સાથે તેઓ આવ્યા. સાકચીનું નામ જમશેદપુર રાખ્યું અને ત્યાંજ શેઠ જમશેદજી તાતાનું બાવલું ખુલ્લું મુકયું. નામદાર વાઇસરૉયે બાપોકાર જાહેર કર્યું કે "અગર લડાઇ વખતે આ કારખાનાની મદદ નહિ મલતે તો લડાઇનું પરિણામ કેવું આવતે તે હું કહી શકતો નથી. આવી સેવા મજકુર કું. એ બજાવેલી હોવાથી હમો હીંદી સરકાર, તાતા કું. ને એઓને લગતી જમીનનો વિસ્તારનો કબજો હમારી પાસેથી એજ કું. ને હમો અપીએ છીએ. શેઠ જમસેદજીનાં બુદ્ધિબળને વાઈસરૉય સાહેબે બહુજ ઉમદા શબ્દોમાં વખાણ્યું હતું. ઉપલાં કામો હવે મુશ્કેલીમાંથી બહાર નિકળ્યાં એટલે સર દોરાબજીએ હવે બીજી બાબતોપર પોતાનું લક્ષ આપ્યું. એઓએ મુંબઇનાં શ્રીમંત વેપારીઓ, વહાડયાવાળાઓ તેમજ બીજા હીંદુ મુસલમાન વેપારીઓ સાથે મળી ન્યુ ઇન્ડીયા ઍસ્યુરન્સ કું. સ્થાપી, જે હાલે ઘણું સારૂ કામ બજાવે છે. ત્યારબાદ હીંદમાં સીમેન્ટનાં કારખાનાં ખોલવાની એઓને છતેજારી થઇ. આગળ સીમેન્ટ વિલાયતથી પીપો ભરાઇને આવતી અને કરોડોનો ખજાનો પરદેશમાં ઘસડાઇ જતો હતો. એઓ જર્મની ગયા અને ત્યાંની પૉર્ટલેન્ડ કું. ને અરજ કરતાં એક ઍક્સપર્ટની મદદ મળી. તેને જોઇતો મોટો પગાર સર દોરાબજીએ આપવા કબુલ્યું એટલે તે ખુશી સાથે અત્રે આવ્યો, અને કટણી, પોરબંદર વિગેરે જગ્યાઓ તેણે પસંદ કરી. પચાસ લાખ રૂપીઆની થાપણથી સીમેન્ટ બનાવવાના કારખાનાં ખોલ્યાં. ત્યારબાદ બીજી કું.ઓ સ્થાપાઇ જેઓને દરેક સહાયતા સર દોરાબે આપી અને આજે ધમધોકાર સ્વદેશી સીમેન્ટના કારખાનાઓ ચાલેછે. પરદેશી સીમેન્ટ આવતી બંધ થઇ, દેશના કરોડો રૂપીયા દેશમાંજ રહેવા સાથે હજારો મજુરોને રોજી મળતી થઇછે. ત્યારબાદ એક બીજી તાતા ઇન્ટસ્ટ્રીઅલ કું. સ્થાપી જેમાં એઓ દરેક જાતનાં બાંધકામો, રેલ્વેના બુગદાઓ વિગેરેના કૉન્ટ્રાકટો લઇ સારૂ કામ બજાવી આપેછે. હાલે ઍરોપ્લેનનો જમાનોછે તે જોઈ તેઓએ વિમાની સર્વીસ ચાલુ કીધી, અને સરકાર પાસેથી કૉન્ટ્રાકટ લઈ કરાંચીથી મુંબઈ, મદ્રાસ, કોલંબો સુધી ઍરમેલથી ટપાલ પુરી પાડે છે, તેમજ પેસેન્જરો પણ મુસાફરી કરે છે. એઓનાં છોકરાં હતાં નહી જેથી એઓ પોતાનું વીલ પોતાની હૈયાતીમાં ફકત બે ત્રણ માસ આગળથીજ બનાવીને તા. ૩જી જુન ૧૯૩૨ને દીન જર્મની ખાતે ગયાં હતા. એમના ધણીઆણી એમના પહેલાં ગુજરી ગયાં હતાં. તેઓને એવું દર્દ થયું હતું કે કોઈ સાજું કરી શકયું નહિ જેથી એઓએ ૨૦ હજાર પાઉન્ડ અલગ કાઢયા છે, અને તેનું વ્યાજ આવે તેમાંથી આખી દુનિયાનાં ડૉકટરો જેઓ મજકુર દર્દનો ઇલાજનો

શોધ કરવાનો અભ્યાસ કરતા હોય તેઓને દર વરસ ચોકસ રકમોની સ્કૉલરશીપો અપાયછે. તે ઉપરાંત વિલાયતની કેમ્બ્રીજ યુનીવરસીટી કે જ્યાં એઓએ અભ્યાસ કીધો હતો, તેમાં બે લાખ પાઉન્ડ આપી ગયાછે. પોતાની મરજી મુજબ પોતાનાં સગાંસ્નેહીઓને જે આપવાનું તે આપી ગયાછે, અને પોતાની બાકીની સઘળી માલમતાને માટેનું એક ટ્રસ્ટ મહુમ શેઠ નવરોજી વાડયાનાં ટ્રસ્ટને મલતુંજ એઓ પણ સ્થાપી ગયાછે. મુળ રકમો કાયમ રહે, અને દર વરસ તેની જે આવક આવે તેમાંથી સખાવતો થતી રહે, અને તેને માટે ટ્રસ્ટીઓ પણ નીમી ગયાછે. દર વરસે જે જે આવક થાય તેની શું વ્યવસ્થા થઈ તે વિગેરેનો હિસાબ સરકારમાં રજુ કરવો પડશે. મજકુર આવકમાંથી ન્યાતજાતના તફાવત વગર વિદ્યાદાન આપવા તેમજ ઇસ્પીતાલ સ્થાપવા તેમજ જ્યાં પણ આગ યા ધરતી-કંપ વિગેરેથી માણસ જાત પર આફત આવી પડે ત્યાં તુરંત તેઓની મદદે પહોંચી જવાને ફરમાવી ગયા છે. ટુંકમાં લોકકલ્યાણનાં કામો પાછળજ એની આવક ખરચાય છે. એઓના ટ્રસ્ટનાં ટ્રસ્ટીઓમાંથી એકાદ જગ્યા ખાલી થાએ તો બાકીના ટ્રસ્ટીઓ એક બહારનો લાયક આદમી ચુંટેછે, અને તેને માટેની બહાલી સરકાર પાસેથી માગેછે, અને તે લાયક માણસ જણાતાં તેની નિમણુંક થાય છે. આ ઉપલા હેવાલ ઉપરથી વાંચનારા જોશે કે સર દોરાબજી તાતાએ હીંદ દેશનું ઘણું ભલું કર્યું છે. હજારો આદમીઓ એઓનાં કારખાનાઓમાં રોજી મેળવે છે. હીંદમાં આવા ઘણા દોરાબજી શેઠ પેદા થાય એવી ઇશ્વિરપાસે દુઆ ગુજારી, મર્હુમને ગુરથમાન બેહેસ્તમાં શાંતી બક્ષે એવું ઇચ્છીશું. એઓનું મરણ તા. ૩જી જુન ૧૯૩૨, રોજ ૨૯ માહ ૯મો. ૧૩૦૧ ય.ઝ.ને દીને જર્મની ખાતે થયું હતું.

જુન ૧૯૩૨.

ડૉ. ધનજીભાઈ હો. મહેતાને નામદાર શહેનશાહે **સી. આઈ. ઈ.** નો ખેતાબ એનાયત કર્યો હતો અને તેનો ચાંદ નામદાર વાઇસરૉય લૉર્ડ વિલીંગડને તેમને દિલ્હીમાં પહેરાવ્યો હતો.

ઑગષ્ટ ૧૯૩૨.

**શેઠ મીનોચેર મેરવાનજી પાવરી વકીલ** સુધરાઈના પ્રેસીડન્ટ નિમાયા હતા.

તા. ૨૩ ઑગસ્ટ ૧૯૩૨.

**એરવદ રૂસ્તમજી એરચજી પાવરી:**—એઓ નવસારીના એક બુઝોર્ગ ભગરીઆ મોબેદ હતા. એઓએજ અજમેરૂક્ષે એહેગમ સ્થાપી હતી, અને ૩૩ વરસ સુધી એ સંસ્થાના સેક્રેટરી તરીકે કામ બજાવી મોટું ફંડ જમા કર્યું હતું. તથા બીલ્ડીંગ જે ગોદીબાગને નામે ઓળખાય છે તે ઑથ્રસ બિરાદરોએ બંધાવી આપી હતી, તેમાં એઓ સાહેબે બહુજ મહેનત લીધી હતી. એઓને ભગર સાથ અન્જુમનની ખટપટમાં એઓના વિરૂધ વિચારને લીધે કંઇક ઇતરાજીમાં આવવું પડ્યું હતું. પાછળથી એક યા બીજા કારણે એઓએ ભુલ જોઈ પાછા મામેલ થઈ માન મેળવ્યું હતું. એઓના બાવા એરચજી પાવરી અવસ્તા ભાષાના ઉસ્તાદ ગણાતા. તેઓ અથોરનાનનાં છોકરાઓને દીની કેળવણી આપતા. મર્હુમ રૂસ્તમજીએ પણ પોતાના બાવાના હાથેજ તાલીમ લીધી હતી, અને યેઝશ્નેગેગરીનું કામ બહુજ પાકીજગીથી બજાવતા હતા. શેઠ ખરશેદજી .

આતસ બહેરામવાળા કેસમાં મરનારે નવસારીની વડી દરેમેહેરની ઈજ્જત માન અને પ્રતિષ્ઠા જળવાય તે માટે એઓએ ખંત અને કોશીષ કરી હતી. એઓ તા. ૨૩-૫-૧૯૩૨ ને રોજ ૧૯ માહા ૯મો સને ૧૩૦૧. ય. ઝ. ને દીને નવસારી ખાતે ફક થયા હતા.

**રેડક્રૉસની પ્રવૃત્તિ**—ડૉ. ધનજીભાઇ હૉ. મહેતાએ વાંસદા રાજ્ય તથા થાણા જીલ્લાના તેર ગામે ફરી પચાસ ભાષણો આપી વાંસદાશાખા સ્થાપી રૂા. ૬૭૭૮ રેડક્રૉસ સોસાયટી માટે ભેગા કર્યા.

---

## ઈ. સ. ૧૯૩૩ ના પારસીઓ.

તા. ૨૮ મી માર્ચ ૧૯૩૩.

**શમ્સ ઉલ ઑલ્મા ડૉ. સર જીવણજી જમસેદજી મોદી** બી. એ.:—એઓ જરથોસ્તી ધર્મનાં અઠંગ અભ્યાસી હતા. પોતાની આખી જીંદગી જરથોસ્તી ધર્મને લગતી શોધખોળમાં એઓએ ગુજારી હતી. જેની શોધખોળ કરતા હતા તેને જાહેરમાં લાવવા ભાષણોદ્વારા એઓ સર્વેને જણાવતા, અને કુદરતી રીતે સર્વેના માનને લાયક એઓ નીવડતા. યુરોપીઅન સાવાંઓએ પણ એઓ માટે ઘણીજ ઉંચી પ્રશંસા બતાવી હતી, અને અવાર નવાર તેઓ સર જીવણજીના સમાગમમાં રહેતા. એઓએ ઘણી કેતાબો બહાર પાડી છે. એઓએ લાંબો વખત સુધી મુંબઈની પારસી પંચાએતની નિમકહલાલી ભરેલી સાચી સેવાઓ બજાવી હતી. પંચાએતની ઑફીસનું કામ ઘણું કરવાનું હતું. દીનઉગત ગરીબગુરબાંઓ જેવો બી ઑફીસમાં આવે તેઓની સાથે નમનતાઈથી વર્તવુ, એ સહેલું નથી. તે છતાં એઓ ધર્મ અભ્યાસમાં વધારે વખત રોકતા હતા. એઓ નવસારી નગરીમાં જન્મેલા, ત્યાંજ ઉછરેલા અને શરૂઆતની કેળવણી પણ નવસારીમાંજ લીધેલી. પાછળથી કૉલેજના અભ્યાસ માટે મુંબઈ જવું થયેલું અને ત્યાંજ ધંધાને સર રહેતા. પણ દર વરસ જ્યારે પણ રજાનો લાભ મળે કે એઓ નવસારી આવવા ચુકતા નહિ. રૂહશાદ પહેલા દસ્તુરજી મહેરજીરાણા, શાહ અકબરની દરબારમાં ગયા હતા કે નહિ, તેની તકરાર મુંબઈ ખાતે કેટલાક અભ્યાસીઓમાં નીકળી હતી, તે વખતે એઓ બહાર આવ્યા હતા અને તેને લગતી દરેક સચ્ચાઈ બહાર લાવ્યા હતા. એમણે "શાહ અકબરની દરબારમાં પારસીઓ અને મહેરજીરાણા" નામનું યાદગાર પુસ્તક લખીને નવસારી નગરીની અને ખાસ કરીને મહેરજીરાણા કુટુંબની નહી ભુલી શકાય એવી સેવા બજાવી છે. એઓ મરહુમ બાઈ ડોશીબાઈ કોટવાલના વીલના ઍક્ઝીક્યુટર હતા, અને વીલમાં જણાવ્યા મુજબ મરનારની ખાહેશ મુજબ સર્વે કામ પાર ઉતારી ગયાછે. મર્હુમ બાઈની ખાહેશ નવસારી ખાતે એક ઑર્ફનેજ સ્થાપવાની હતી, અને તે કામ એઓએ પાર પાડયું હતું. એ વતરોગે બાકીની રકમ હૉસ્પીટાલ અને આતસ બહેરામના ફંડમાં આપી મરનારની ખાહેશ પુરી કરી હતી. એમણે પારસી કોમની અઠંગ સેવા બજાવેલી તેનાં અહેસાનમાં એઓની જીંદગીના પાછલા દિવસોમાં મુંબઈના અને નવસારીના પારસીઓએ એઓની હૈયાતીમાંજ કદરસનાસી કરી માન આપ્યું હતું. આવા ચુસ્ત અથોરનાન બાહોશ અભ્યાસી, મહાન લેખક, સુંદરવકતા, અને ધર્મના સાચા પુંજારીના મરણથી આખી પારસી કોમમાં ઘણી દિલગીરી ફેલાઈ હતી. મર્હુમ

દુનિયાના ધર્મોને લગતી પરિષદ જ્યાંપણ બનતી ત્યાં જઈને નિબંધો વાંચતા હતા મરહુમ સાહેબ પણ મરહુમનું માન વિશેષ હતું. એઓની યાદગીરી કાયમ રાખવાને માટે મુંબઇ તેમજ નવસારી વિગેરે સર્વ ઠેકાણે ઉઘરાણું થઇ એક સારી જેવી રકમ થવાથી, એઓને નામનો એક હૉલ મુંબઇ ખાતે જાહેરના વપરાશ માટે બંધાવી ખુલ્લો મુકયો છે અને એઓની તસવીર દરેક આતશ બહેરામોમાં જોવામા આવે છે. એમનુ મરણ તા. ૨૮મી માર્ચ ૧૯૩૩, પારસી રોજ રામ, મહા જમાદ સને ૧૩૦૨ ય. ઝ.ને દીને મુંબઈ ખાતે થયું હતું.

ઑગસ્ટ ૧૯૩૩.

**ડા. હોરમસજી દે. પારડીવાલાને** સુધરાઈ પ્રમુખ ચુંટી કાઢવામાં આવ્યા હતા એક ડાકટર તરીકે એ હોદ્દો પહેલવહેલો મેળવવા એઓજ ભાગ્યશાળી થયા હતા.

એજ સાલમાં મરહુમ શ્રીમંત મહારાજા સાહેબ હિન્દના દાદા દાદાભાઇ નવરોજીનું બાવલું ખુલ્લું મૂકવા પધાર્યા હતા તે પ્રસંગે ડૉ. પારડીવાલાએ તે નામદારના માનમાં સર રતન ટાટા સ્પૉર્ટસ કલબમાં એક ઇવનીંગ પાર્ટી આપી હતી તેમાં સુમારે ૭૫૦ સર્વે કોમના બાનુઓ અને ગૃહસ્થોને નોતર્યાં હતા

ડૉ. પારડીવાલાની પ્રમુખ તરીકેની કારકીર્દી દરમ્યાન રૂા ૪૦૦૦૦)ના ખર્ચે સ્ટેશનથી લક્ષ્મણ હૉલ સુધી ઍસ્ફૉલ્ટ રોડ બાંધવાની સ્કીમ ઘડાઈ મંજુર થઈ હતી.

**ડૉ. શંકરરાવ પગાર** સાહેબે નવસારી સુધરાઇમા પહેલવહેલી બે બાનુઓની ત્રણ વર્ષ સુધી સભાસદ તરીકે નિમણુંક કરી હતી તે ભાગ્શાળી બાનુઓ મીસીસ સુનાબાઈ દેશાઈ અને મીસીસ ધીરજલાલ દેશાઈ હતા

સાલ ૧૯૩૩–૩૪માં ડૉ. હોરમસજી દે. પારડીવાલાના ધણિઆણિનું દુઃખદાયક મરણ એકાએક નિપજ્યું છતાં તેમણે પ્રમુખ તરીકેનું કામ ચાલુ રાખ્યુ હતુ તેથી સુધરાઇ-એ તેની યોગ્ય કદર કરી એમના કામની ઘણી પ્રશંસા કરી ઉપકારની દરખાસ્ત પસાર કરી હતી.

**રેડક્રૉસની પ્રવૃત્તિ**—ડૉ. ધનજીભાઈ હો. મહેતાએ ગુજરાત તથા રત્નાગીરી જીલ્લાનાં ૨૮ કસ્બાઓમાં ૧૦૧ ભાષણો આપી રત્નાગીરીમાં શાખા સ્થાપી સોસાયટી માટે રૂા. ૪૮૭૦) મેળવ્યા હતા.

---

## ઇ. સ. ૧૯૩૪ ના પારસીઓ.

જાનેવારી ૧૯૩૪.

ડા. શંકરરાવ પગારે, શેઠ ફરામરોજ ર. દાબુના ધુંડેમાની ફાર્મની વાખવાખી કરવાથી શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડે ફાર્મની મુલાકાત લઇ બારીક વિગતો પૂછી પોતાની ખુશી દર્શાવી હતી

તા. ૧૭ મી જાનેવારી ૧૯૩૪.

**શેઠ પાલનજી બરજોરજી દેસાઇઃ**—એઓ નવસારીના મોટા દેસાઇ ખાનદાનનાં એક કેળવાયલા નબીરા હતા એમના મમાવા દેસાઇજી નવરોજી મીનોચેરજી ખુરશેદજી તેમુલજીનાં નબીરા થતા હતા. એમના પિતા, તે મશહુર ઇંગ્લીશ તવારીખના

અભ્યાસી અને નવસારીના સુપ્રસિદ્ધ સાહીત્ય સેવક "બાવાભાઇ" ના નામે ઓળખાતા બરજોરજી પાલનજી દેસાઇ હતા

મરહુમ પાલનજી દેસાઇ પા. બ. દેસાઈના નામે ધર્મ અભ્યાસીઓ અને લેખક મંડળમાં જાણીતા હતા. મેટ્રીકની પરિક્ષા પાસ કર્યા પછી તેમણે લેખક તરીકે મુંબઇના રાસ્ત ગોફતારના સબ એડીટર તરીકે જોખમ ભર્યો ઓદ્દો ભોગવ્યો હતો. મહુમે નુરેએલમ નામના ચોપાન્યાને પ્રસંસાપાત્ર મદદ કરી હતી, તારીખે શાહે ઇરાનમાં પણ ઘણી અચ્છી કલમ કશી બજાવી હતી તેમજ ઇસ્લામી તવારીખ લખવાની એક જોરાવર હામ ભીડી હતી. મરહુમે નાની મોટી વાર્તાઓ ખસુસ કરીને ઇરાની તવારીખોને લગતી લખી હતી. ઇરાનના ઇતિહાસનો તેમને મોટો શોખ હતો જે તેમના યાદગાર ગ્રંથો તવારીખે (૧) સાસાનીઆન, (૨) હખામનીઆન, (૩) શાહે ઇરાન અને (૪) કયાનીઆન દેખાડી આપેછે. તેઓ એક મહેનતુ ધર્મ અભ્યાસી હતા, અને સરોસઇજદ, જરથોસ્તી જવાહીરો, નવું જરથોસ્ત નામુ, ફરોહર નામુ, અશો જરથોસ્ત, ગાથા ઇત્યાદી ઉપર કેટલાંક વખાણવા લાયક પુસ્તકો પણ પ્રગટ કર્યાં હતાં. તે ઉપરાંત કેટલાક પરચુરણ પારસી વિષયો પ્રગટ કર્યાં હતા. મરહુમ પોતાની કલમને છેવટ સુધી વળગી રહ્યા હતા, અને પોતાની બુઝર્ગ ઉમ્મરે "જમશેદ નામુ" મરણની ફક્ત થોડા માસ આગળજ પ્રગટ કર્યું છે, જે તેમના અભ્યાસનો વધુ પુરાવો રજુ કરે છે. એ લખાણના શરૂઆતમાંજ સાદાઇમાંજ જીવન ગાળનાર એ સુનંદા સાહિત્ય સેવકે પોતાની દેહની નબળાઇને લીધે કોઇ પણ ભુલચુક હોય તો વાંચકોની ક્ષમા ચાહી, લેખ પુરો કરતાં જણાવ્યું હતું કે હવે પછી હું જાહેર લખાણ કરૂં એવી શક્તિ ધરાવતો નથી, માટે સુજ્ઞ વાંચનારાઓ તમને છેલ્લી સલામ અને ખરેખર તેઓ પોતાના એ છેલ્લા લેખ મારફતે સર્વેને છેલ્લી સલામ કરી ગયા છે. એઓ તા. ૧૭-૧-૩૪ રોજ ૧૩મો માહા ૫મો ૧૩૦૩ ય. ઙ. બપોરે નવસારીમાં પોતાના મકાનમાં ૮૩વર્ષની ઉમ્મરે હેક થયા હતા.

---

## નવસારીની સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ સાહેબની અગીયારીમાં ક્રીયા કામ કરવાના હક માટેની તકરાર ચાલેલી તેનું આવેલું છેવટ.

નવસારીના પંથકોમાં મોબેદોએ ધર્મ ક્રિયા કરવા તથા કરાવવા માટે ભગરીયા તથા મીનોચેર હોમજી સાથવાળા વચ્ચે ચોક્કસ બંદોબસ્ત થયા હતા, જેની રૂએ બન્ને સાથવાળાઓએ ચોક્કસ હકો મેળવ્યા હતા.

મજકુર હકો સંબંધી ઉપલા બન્ને ટોળાઓ વચ્ચે મતભેદ ઉભો થવાથી ભગરસાથ ટોળા તરફથી કેટલાક સાહેબોએ (વાદીઓએ) મીનોચહેર હોમજી સાથના ટોળા તરફથી કેટલાક સાહેબો (પ્રતીવાદીઓ) ઉપર નવસારી મહાલ ન્યાયાધીશીમાં સા. મુ. નબર ૧૩૨ સને ૧૯૧૮-૧૯નો દાવો કર્યો હતો.

આ દાવાની સમજુતી મલેસર ફલીયાના રહીશ શેઠ એદલજી રૂસ્તમજી ફલીબંદાએ પોતાના બેટા ધનજીશાહની નવજોતના શુભ દિવસે તા. ૨૭ જાનેવારી ૧૯૨૨ને દીને કરાવી હતી, અને તે સમજુતી મુજબનું હુકમનામું નામદાર કોર્ટે નીચે મુજબનું કરી આપ્યું હતું:—

શ્રી

સા. સુ. નંબર ૧૩૦ સને ૧૯૧૮-૧૯.

# શ્રીમંત સરકાર વી. મેહેરબાન નવસારી મહાલ ન્યાયાધીશી.

## વાદીઓ

પોતાના તરફથી તથા નવસારીની વડી ફરેહ મહેરને મલતી ભગરસાથ અન્જુમનનાં મગઝા સભ્યો તરફથી. (૧) એદલજી નસરવાનજી કુતાર (૨) રૂસ્તમજી મહેરનોસજી વચ્છા (૩) ફરેદુન રતનજી કાંગા. રહેવાસી નવસારીના.

## પ્રતીવાદી.

પોતાના તરફથી તથા મીનોચહેર હોમજીને મલતીઆ સાથની સમસ્ત અન્જુમનના બીજા સભ્યો તરફથી. (૧) હોરમજી રૂસ્તમજી મીનોચેહેર હોમજી (૨) એદલજી બમનજી ફકરીઆ (૩) મેરવાનજી નવરોજજી દાદાચાંદજી રહેવાશી નવસારીના તથા પાછળથી પોતે દાખલ થયેલા છે.

## દાવો રૂ. ૯૯-૦-૦

હમો વાદી તથા પ્રતીવાદી માહેમાહે સમજુત થયા મુજબ કરારદાદ કરીએ છીએ કે—

આગલા વખતમાં જુદાજુદા પંથકોના મોબેદોએ ધર્મ ક્રીયા કરવા તથા કરાવવા માટે ચોક્કસ પ્રદેશો દાવા અન્જુમા જણાવ્યા પ્રમાણે વહેંચી લીધા હતા તે ગોઠવણની રૂએ તાપી અને પાર નદીની વચ્ચેના પ્રદેશમા ભગરીઆ મોબેદો ક્રીયા કામ કરતા કરાવતા હતા. જ્યારે એ ટોળામાથી એટલે ભગરીઆ ટોળામાથી મીનોચહેર હોમજી સાથવાળાઓ જુદા પડયા ત્યારે તે બે સાથવાળાઓ વચ્ચે એટલે ભગર સાથવાળા તથા મીનોચહેર હોમજી સાથવાળા વચ્ચે આ પ્રદેશમા બેહેદીનોને ત્યાના ક્રીયા કામ કરવા સારૂ ચોક્કસ બંદોબસ્તો થયા હતા જેની રૂએ બન્ને સાથવાળાઓએ ચોક્કસ હકકો મેળવ્યા હતા. હાલમાં મજકુર હકકો સંબંધી ઉપના બન્ને ટોળાઓ વચ્ચે મતભેદ ઉભો થવાથી ભગરસાથ ટોળા તરફથી કેટલાક સાહેબો (વાદીઓએ) મીનોચહેર હોમજી સાથના ટોળા તરફથી કેટલાક સાહેબો (પ્રતીવાદીઓ) ઉપર હાલનો આ દાવો કર્યો છે

ઉપલા બન્ને ટોળાઓ વચ્ચે એકદીલી તથા ભાઇબંધી વધારવાના હેતુથી આ દાવાની નીચે મુજબ માંડવાળ કરવામા આવી છે —

૧. બેહેદીનો પોતાને ત્યાનુ સઘળુ ક્રીયા કામ પોતાની ખુશીના ભગરસાથ તથા મીનોચહેર હોમજી સાથવાળા યા ઉપલા બે પંથોમાના એક અથવા બન્ને પક્ષના મોબેદો પાસે કરાવી શકશે અને તે સબંધમા કોઇપણ સાથવાળાઓ વાંધો ઉઠાવી શકશે નહીં.

૨. બન્ને ટોળાના જે કાંઇ હકકો હતા તે હકકો ઉપલી ગોઠવણ અમલમા મુકવા માટે તથા એકદીલી વધારવા માટે હવેથી બન્ને ટોળાના મોબેદો ભોગવશે. મીનોચહેર હોમજી સાથવાળાના બેહેદીનોને ત્યાની ક્રીયાને લગતી ક્રીયા કરવાનો ભગરસાથવાળાઓનો જે હકક હતો તે હકક હવે પછી વાદી પ્રતિવાદી બન્ને ટોળાના મોબેદો ભોગવશે તેના બદલામા રૂપીઆ ૫૦૦૦-૦-૦ અંકે પાંચ હજાર મીનોચહેરજી હોમજી

અભ્યાસી અને નવસારીના સુપ્રસિદ્ધ સાહીત્ય સેવક "બાવાભાઇ" ના નામે ઓળખાતા બારજોરજી પાલનજી દેશાઇ હતા.

મરહુમ પાલનજી દેસાઇ પા. બ. દેસાઇના નામે ધર્મ અભ્યાસીઓ અને લેખક મંડળમાં જાણીતા હતા. મેટ્રીકની પરિક્ષા પાસ કર્યા પછી તેમણે લેખક તરીકે મુંબઇના રાસ્ત ગોફતારના સબ એડીટર તરીકે જોખમ ભર્યો ઓહદો ભોગવ્યો હતો. મહુમે નુરેએલમ નામના ચોપાન્યાને પ્રસંસાપાત્ર મદદ કરી હતી, તારીખે શાહે ઇરાનમાં પણ ઘણી અચ્છી કલમ કશી બજાવી હતી તેમજ ઇસ્લામી તવારીખ લખવાની એક જોરાવર હામ ભીડી હતી. મરહુમે નાની મોટી વાર્તાઓ ખસુસ કરીને ઇરાની તવારીખોને લગતી લખી હતી. ઇરાનના ઇતિહાસનો તેમને મોટો શોખ હતો જે તેમના યાદગાર ગ્રંથો તવારીખે (૧) સાસાનીઆન, (૨) હખામનીઆન, (૩) શાહે ઇરાન અને (૪) કયાનીઆન દેખાડી આપેછે. તેઓ એક મહેનતુ ધર્મ અભ્યાસી હતા, અને સરોસર્બજદ, જરથોસ્તી જવાહીરો, નવું જરથોસ્ત નામુ, ફરોહર નામુ, અશો જરથોસ્ત, ગાથા ઇત્યાદી ઉપર કેટલાંક વખાણવા લાયક પુસ્તકો પણ પ્રગટ કર્યાં હતાં. તે ઉપરાંત કેટલાક પરચુરણ પારસી વિષયો પ્રગટ કર્યા હતા. મરહુમ પોતાની કલમને છેવટ સુધી વળગી રહ્યા હતા, અને પોતાની બુઝર્ગ ઉમ્મરે "જમશેદ નામુ" મરણની ફકત થોડા માસ આગળજ પ્રગટ કર્યું છે, જે તેમના અભ્યાસનો વધુ પુરાવો રજુ કરે છે. એ લખાણના શરૂઆતમાંજ સાદાઇમાંજ જીવન ગાળનાર એ ચુનંદા સાહિત્ય સેવકે પોતાની દેહની નબળાઇને લીધે કોઇ પણ ભુલચુક હોય તો વાંચકોની ક્ષમા ચાહી, લેખ પુરો કરતાં જણાવ્યું હતું કે હવે પછી હુ જાહેર લખાણ કરૂં એવી શકિત ધરાવતો નથી, માટે સુજ્ઞ વાંચનારાઓ તમને છેલ્લી સલામ અને ખરેખર તેઓ પોતાના એ છેલ્લા લેખ મારફતે સર્વેને છેલ્લી સલામ કરી ગયા છે. એઓ તા. ૧૭-૧-૩૪ રોજ ૧૩મો માહા ૫મો ૧૩૦૩ ય. ઝ. બપોરે નવસારીમાં પોતાના મકાનમાં ૮૩વર્ષની ઉમ્મરે હક થયા હતા.

---

## નવસારીની સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ સાહેબની અગીયારીમાં ક્રીયા કામ કરવાના હક માટેની તકરાર ચાલેલી તેનું આવેલું છેવટ.

નવસારીના પંથકોમાં મોબેદોએ ધર્મ ક્રિયા કરવા તથા કરાવવા માટે ભગરીયા તથા મીનોચેર હોમજી સાથવાળા વચ્ચે ચોક્કસ બંદોબસ્ત થયા હતા, જેની રૂએ બન્ને સાથવાળાઓએ ચોક્કસ હકકો મેળવ્યા હતા.

મજકુર હકકો સંબંધી ઉપજ્યા બન્ને ટોળાઓ વચ્ચે મતભેદ ઉભો થવાથી ભગરસાથ ટોળા તરફથી કેટલાક સાહેબોએ (વાદીઓએ) મીનોચહેર હોમજી સાથના ટોળા તરફથી કેટલાક સાહેબો (પ્રતીવાદીઓ) ઉપર નવસારી મહાલ ન્યાયાધીશીમાં સા. મુ. નંબર ૧૩૨ સને ૧૯૧૮-૧૯નો દાવો કર્યો હતો.

આ દાવાની સમજુતી મલેસર ફલીયાના રહીશ શેઠ એદલજી રૂસ્તમજી ફ્રીબંદાએ પોતાના બેટા ધનજીશાહની નવજોતના શુભ દિવસે તા. ૨૭ જાનેવારી ૧૯૨૨ને દીને કરાવી હતી, અને તે સમજુતી મુજબનું હુકમનામું નામદાર કોર્ટે નીચે મુજબનું કરી આપ્યું હતું:—

મોબેદોના મુખ્યાઓએ તા. ૩-૬-૧૯૨૭ના રોજે કરતાં એ કામો કરવાનો મીનોચેર હોમજીના મલતીયા સાથનો એખલાનો હક રજુ કીધો હતો. જે બાબદ મો. પેશતનજી રાવજી અને મલેસર અંજુમનની જનરલ ફંડની કમીટીએ તેનો વિરોધ કીધો હતો.

આ બાબત શ્રી. નવસારી મલેસર ફલીયાની અન્જુમનના ધર્મના ફંડના ટ્રસ્ટી સાહેબો નામદાર સર જમશેદજી જીજીભાઈ પાંચમા બૅરોનેટ સાહેબ તથા બીજા એ ફંડના ટ્રસ્ટી સાહેબો ઉપર જતાં તેઓ સાહેબોએ તા. ૧૪મી એપ્રીલ ૧૯૨૪ને દીને નીચે મુજબ અમલ કરવા મોકલી આપ્યો હતો. "જેમ અસલવારેથી ચાલતું આવ્યું છે તેમ ચાલવા દેવું અને અસલ કરાર પ્રમાણે અમલ કરવો અને કરાવવો જોઇએ. તેમજ આ ફંડને લગતાં કામો નેક નામદાર સર જમશેદજી જીજીભાઇ પહેલા બૅરોનેટ સાહેબની મલેસર મધેની દરેમેહર ખાતેજ કરાવવાં. આ બાબત સર તમો સાહેબો ઘટતાં પગલાં જરૂર પડે તો લેશો એવી ટ્રસ્ટી સાહેબો પુરેપુરી ખાત્રી રાખે છે જી."

એ પછી તા. ૨૬ અક્ટોબર ૧૯૨૬ને દીને મલેસર અન્જુમનની જાહેર સભા મલી એક કમીટી નીમી તે મારફતે ડાવેજર લેડી આવાબાઈ જમશેદજી જીજીભાઇ નવસારી અગીઆરી ફંદના ટ્રસ્ટી સાહેબો શેઠ રૂસ્તમજી જમશેદજી ખરશેદજી વીગેરેને દકરીયા મોબેદોના આ આબાદીન હક વીરૂદ્ધ કેટલીક કહેવાતી ફરીયાદો સાથનો રીપોર્ટ કરવાનું શોપીયુ હતું. તેમ કમીટીએ રીપોર્ટ કરતા એ ફંડના ટ્રસ્ટીઓએ નીચલો ઠરાવ કીધો હતો.

***THE DOWAGER LADY AVABAI JAMSETJEE JEJEEBHOY***

**NAVSARI AGIAREE FUND.**

*209, Hornby Road, Foot,*
Bombay, એપ્રીલ ૧૯૨૫.

શેઠ નાનાભાઈ પેસ્તનજી મહેતા
,, કેકોબાદ કાવસજી બાટલીવાલા
,, દોરાબજી ફરામજી તંબોલી
,, માનેકજી એદલજી મરોલીઆ
,, રૂસ્તમજી રતનજી મહેતા
,, પીરોશા ભી. વાંદરીવાલા
,, દીનશાજી નવરોજી વાંદરીવાલા
,, રતનજી નવરોજી તંબોલી
,, સોરબજી નવરોજી સદરી

તે નવસારી મલેસર અન્જુમને નીમેલી કમીટીના સાહેબો.

મલેસરના બહેદીનો અને મોબેદો વચ્ચેના સવાલની બાબદમાં થએલો સર્વે લાંબો પત્રવહેવાર તમો સાહેબના પત્રવહેવાર સાથે ઉપલા ફંડના ટ્રસ્ટી સાહેબોની તા. ૪થી એપ્રીલ ૧૯૨૫ની મીટીંગમાં રજુ થયો હતો તે વખતે એ સાહેબોએ લાંબો વિચાર કરી એ બાબદમાં કીધેલા ઠરાવની એક નકલ આ સાથે મોકલું છું જી.

સેવક, રૂસ્તમજી જ. ખ જમશેદજી. સરનશીન.

સાથવાળાના એક બેહેદીન સાહેબ શેઠ એદલજી રૂસ્તમજી ફણીબંદાએ ભગર સાથવાળાઓને આપ્યા છે તેમજ મીનોચહેર હોમજી સાથવાળાઓનો પોતાનાં બેહેદીનને ત્યાંની અનોશેહ રવાનની ક્રીયા કરવાનો જે હકક હતો તે હકક હવે વાદી પ્રતીવાદી બન્ને ટોળાવાળાઓ ભોગવશે તેના બદલામાં મજકુર શેઠ એદલજી રૂસ્તમજી ફણીબંદાએ રૂપીઆ ૫૦૦૦-૦-૦ અંકે પાંચ હજાર મીનોચહેર હોમજી સાથવાળાને આપ્યા છે.

૩. બન્ને ટોળાને લગતી અગીઆરીમાં ક્રીયા કામ કરવાનાં એકમેકનાં હકકો હાલની માફકજ ( ચાલ્યા આવે છે તે પ્રમાણે ) ચાલુ રહેશે.

૪. ઉપલી ગોઠવણ બીલ્લીમોરા તથા ગણદેવી ગામોને લાગુ પડશે નહિ.

૫. ઉપરની સરતોથી ભગરસાથવાળા તથા મીનોચહેર હોમજી સાથવાળા શિવાયના બીજા કોઈ પણ પંથના મોબેદોને કોઈ પણ જાતનાં હકકો મજકુર પ્રદેશમાં મળશે નહિ.

ઉપર પ્રમાણે હમો વાદી જેઓ ટોળાનાં તરફથી આગેવાન તરીકે નીમાએલા છીએ, અને પ્રતીવાદી નંબર ૧-૨-૩ પ્રતીવાદી ટોળા તરફથી આગેવાન તરીકે નીમાયલા છે અને ન્યાયાધીશી તરફથી તે પ્રમાણેની હમો વાદીઓ તથા પ્રતીવાદી નંબર ૧-૨-૩ની નીમણુંક કાયદેસર રીતે દીવાની નીબંધની કલમ ૨૪ પ્રમાણે કરવામાં આવી છે તેથી બન્ને પક્ષના આખા ટોળાઓને સદરહુ શરતો બંધનકર્તા થશે. સદરહુ શરતોને વાદીઓનાં ટોળા તરફથી ભગરસાથ અન્જુમનની સભા તા. ૨૨મી જાન્યુઆરી સને ૧૯૨૨ના રોજ મળી તેમાં બહાલી આપવામાં આવી છે તેમજ પ્રતીવાદીઓનાં ટોળા તરફથી મીનોચહેર હોમજી સાથ સમસ્તની અન્જુમનની સભા તા. ૨૨મી જાન્યુઆરી સને ૧૯૨૨ના રોજ મળી તેમાં બહાલી આપવામાં આવી છે. અને નંબર ૧-૨-૩ શિવાયના પ્રતીવાદીઓ પોતે અરજ આપી દાખલ થયા છે તેથી હમો આ કરારદાદ અધીકારપુર્વક રજુ કરીએ છીએ.

ઉપર મુજબ કરારદાદ મંજુર કરી તે પ્રમાણનું હુકમનામું કરી કામ નીકાલે કાઢશો.

ખર્ચ જેનો તેનો જેના તેને શીર રાખવાનો છે. આ કામમાં પુરાવો શરૂ થયો નથી, સબબ નીમે લાગત પાછી મળવાનો દાખલો આપવા હુકમ ફરમાવશો.

એજ અરજ તા. ૨ જાન્યુઆરી સને ૧૯૨૨.

જે પછી કકરીઆ કુટુંબના એક મોબેદ પેશતનજી કાવશજી કકરીઆ (રાવજીએ) શ્રી. નવસારીના મલેશર ફલીઆના બહેદીનોએ સવાબના કામો કરવા સારૂ ઉભા કીધેલાં ફંડનાં કામો જે "જૂદા ફંડના" કામો તરીકે ઓળખાય છે અને જે એ ફંડના ટ્રસ્ટડીડ મુજબ નેક નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇ બૅરોનેટ સાહેબની મલેશર ફલીઆપાતે આવેલી દરેમહેરમાં કરવા કરાવવાનું ઠરાવવામાં આવ્યું છે, તે તેમ તેઓએ નહિ કરવાથી તે મારૂં દબાણ એ દરેમહેરના પંથકી કકરીઆ કુટુંબના મુખી મોબેદ સાહેબોએ કરવાથી તે કામો એ દરેમહેરમાં બીજા પંથવાલાઓ પાસે કરાવવાની તજવીજ કરવા માંડી. અને રોજ ૧૩ ૬-૧૨૯૨ને દીને "ભગર સાથના" મોબેદ, સોરાબજી આદરજી કાંગા પાસે એ ફંડનાં કામો પૈકીનું એક કામ કરાવવાની તજવીજ કરતાં મોબેદ રૂસ્તમજી મેરવાનજી કકરીયાએ અટકાવ કરતાં મોબેદ પેશતનજીએ મલેશર અન્જુમનના ધર્મના ફંડની કમીટીને તથા ધી ડાવેજર લેડી આવાંબાઇ જમશેદજી જીજીભાઈ નવસારી અગીઆરી ફંડની કારોબારી કમીટીને કરતાં તેનો ખુલાસો કકરીયા

મોબેદોના મુખ્યાઓએ તા. ૩-૬-૧૯૨૭ના રોજે કરતાં એ કામો કરવાનો મીનોચેર હોમજીના મલતીયા સાથનો એખલાનો હક રજુ કીધો હતો. જે બાદ મો. પેશતનજી રાવજી અને મલેસર અંજુમનની જનરલ ફંડની કમીટીએ તેનો વિરોધ કીધો હતો.

આ બાબત શ્રી. નવસારી મલેસર ફલીયાની અન્જુમનના ધર્મના ફંડના ટ્રસ્ટી સાહેબો નામદાર સર જમશેદજી જીજીભાઈ પાંચમા બૅરોનેટ સાહેબ તથા બીજા એ ફંડના ટ્રસ્ટી સાહેબો ઉપર જતાં તેઓ સાહેબોએ તા. ૧૪મી એપ્રીલ ૧૯૨૪ને દીને નીચે મુજબ અમલ કરવા મોકલી આપ્યો હતો. "જેમ અસલવારેથી ચાલતું આવ્યું છે તેમ ચાલવા દેવું અને અસલ કરાર પ્રમાણે અમલ કરવો અને કરાવવો જોઇએ. તેમજ આ ફંડને લગતાં કામો નેક નામદાર સર જમશેદજી જીજીભાઇ પહેલા બૅરોનેટ સાહેબની મલેસર મધેની દરેમેહર ખાતેજ કરાવવાં. આ બાબત સર તમો સાહેબો ઘટતાં પગલાં જરૂર પડે તો લેશો એવી ટ્રસ્ટી સાહેબો પુરેપુરી ખાત્રી રાખે છે જી."

એ પછી તા. ૨૬ અકટોબર ૧૯૨૬ને દીને મલેસર અન્જુમનની જાહેર સભા મલી એક કમીટી નીમી તે મારફતે ડાવેજર લેડી આવાબાઈ જમશેદજી જીજીભાઇ નવસારી અગીઆરી ફંડના ટ્રસ્ટી સાહેબો શેઠ રૂસ્તમજી જમશેદજી ખરશેદજી વીગેરેને ફકરીયા મોબેદોના આ આબાદીન હક વીરૂદ્ધ કેટલીક કહેવાતી ફરીયાદો સાથનો રીપોર્ટ કરવાનું શોપીયુ હતું. તેમ કમીટીએ રીપોર્ટ કરતા એ ફંડના ટ્રસ્ટીઓએ નીચલો ઠરાવ કીધો હતો.

**THE DOWAGER LADY AVABAI JAMSETJEE JEJEEBHOY**
**NAVSARI AGIAREE FUND.**

*209, Hornby Road, Fort,*
Bombay, એપ્રીલ ૧૯૨૫.

શેઠ નાનાભાઈ પેસ્તનજી મહેતા
,, કૈકોબાદ કાવસજી બાટલીવાલા
,, દોરાબજી ફરામજી તંબોલી
,, માનેકજી એદલજી મરોલીઆ
,, રૂસ્તમજી રતનજી મહેતા
,, પીરોશા ભી. વાંદરીવાલા
,, દીનશાજી નવરોજી વાંદરીવાલા
,, રતનજી નવરોજી તંબોલી
,, સોરાબજી નવરોજી સદરી

તે નવસારી મલેસર અન્જુમને નીમેલી કમીટીના સાહેબો.

મલેસરના બહેદીનો અને મોબેદો વચ્ચેના સવાલની બાબદમાં થએલો સર્વે લાંબો પત્રવહેવાર તમો સાહેબના પત્રવહેવાર સાથે ઉપલા ફંડના ટ્રસ્ટી સાહેબોની તા. ૪ થી એપ્રીલ ૧૯૨૫ની મીટીંગમાં રજુ થયો હતો તે વખતે એ સાહેબોએ લાંબો વિચાર કરી એ બાબદમાં કીધેલા ઠરાવની એક નકલ આ સાથે મોકલુંછુંજી.

સેવક, રૂસ્તમજી જ. ખ. જમશેદજી. સરનશીન.

ઠેડાવ—નાસારીના બેહદીનો-બાનુઓ અને મરદોની-આસરે ૩૦૦ જનની સહી-ના અરજી ઉપર અને મલેસરની બહેદીન અન્જુમને પોતાની તા. ૨૬ અકટોબર ૧૯૨૪ની મીટીંગમાં નીમેલી કમીટી તરફથી આવેલો સર્વ પત્રવહેવાર ઉપર આજની સભામાં વીચાર કરવામાં આવ્યોછે. તે સાથે એ અરજીમાં રજુ કરેલા મુલ સવાલ બાબેનો સર્વે આગલો. પત્રવહેવાર જે નીચલા સરકયુલરોમાં રજુ થયોછે તે ઉપર વીચાર કરવામાં આવ્યોછે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ સરકયુલર નં. | ૭ | તા. | ૩ અકટોબર | ૧૯૨૩નું |
| ૨ ,, ,, | ૨ | તા. | ૧૨ ફેબ્રુઆરી | ૧૯૨૪નું |
| ૩ ,, ,, | ૯ | તા. | ૭ ઓગષ્ટ | ૧૯૨૪નું |
| ૪ ,, ,, | ૧૦ | તા. | ૧૮ સપ્ટેંબર | ૧૯૨૪નું |
| ૫ ,, ,, | ૧૪ | તા. | ૧૫ નવેમ્બર | ૧૯૨૪નું |
| ૬ ,, ,, | ૧ | તા. | ૨૬ ફેબ્રુઆરી | ૧૯૨૫નું |
| ૭ ,, ,, | ૩ | તા. | ૭ માર્ચ | ૧૯૨૫ |

તે સાથે નીચલાં પત્રો ઉપર વીચાર કર્યો છે.

મરહુમ નામદાર પહેલા સર જમશેદજીએ એ દરેહમહેરની સ્થાપણુની નેમ જે તેવણે નવસારીની જરથોસ્તી અનજુમન હજુરમાં તા. ૧ મે ૧૮૫૦ને દીને, વાંચેલા પત્રમાં જણાવીછે.

(ખ). એ દરેહમહેર બંધાઇ તે વેલાએ વંચાએલાં અનજુમન પત્ર.

(ગ). એ દરેહમહેરપર મારેલી તખતી.

(ઘ). એ દરેહમહેરનું ટ્રસ્ટડીડ જેમાં (નકલ પાનું ૧૫) ટ્રસ્ટીઓને મોબેદને નેમવા યા દુર કરવા માટે કુલ અખત્યાર છે.

આ સર્વ ઉપર વીચાર કરી ટ્રસ્ટીઓને દીસ્યુંછે કે એ દરેહમહેર મલેસરના બહેદીનોના લાભ માટે તેઓને મોટે ફલીએ વેર ક્રીયાકામ કરવા માટેની અગવડ તાલવા કાજે બાંધવામાં આવી હતી અને તેમાં એક યા બીજા પંથના મોબેદોનો કાંઇ હક ઇજારો ચલાવવાની નેમ રાખવામાં આવી હતી નહી.

વલી ભગરયા અને કકરયા મોબેદ સાહેબ વચ્ચે એક ભલા બહેદીન સાહેબ જેવણે એ કામ કાજે રૂ. ૧૦,૦૦૦ની રકમ કહાડી આપીછે, તેવણ મારફતે જે થોડુંક થયું ગોઠવણ થઇછે તેમાં પણ કોણ પાસે ધર્મક્રીયા કરાવવી તે બેહદીનોની મરજી ઉપર રાખ્યુ છે.

તેથી આ અને બીજી કેટલીક બાબદો ઉપર વીચાર કરી ટ્રસ્ટીઓ એવા ઠેડાવ ઉપર આવેછે કે આ સવાલ નવસારીના મોબેદ મોબેદોના પંથોના સવાલ કરતાં નવસારીના મોબેદો અને બેહદીનો વચ્ચેનો સવાલ છે. **તેથી બેહદીનો ગમે તે પંથના મોબેદો પાસે પોતાને ત્યાંની ધર્મક્રીયા એ દરેહમહેરમાં કરાવી શકે.**

ઉપલો ઠરાવ આપણી નવસારીની કમીટીના વડા કારોબારીને તથા નવસારીની મલેસરની અનજુમને નીમેલી કમીટીના સાહેબોને લખી જણાવવો.

રૂ. જ. ખ. જ.

## ( ચોપડો ૧૮, બાણદ ૨૪. પાનું ૨૭ )

### " શ્રી. મલેસરની દરેમેહેર ઇજાઇ તેહેના વનચાએલા કાગજની નકલ "

શ્રી ૧

"શ્રી નોસારીની વમશન જરથોસ્તી અનજુમનની ખીદમતમો શ્રી મુમબઇવાસી શેનક જમશેદજી જીજીભાઈ નમનતાઇથી અરજ કરંચ કે સને ૧૮૫૦ ઇસવીના સાનમો જેવાર હમો શ્રી નોસારી આવેઆ હતા તેવખતે શ્રી મલેશર ફરીઆના એહદીનોએ હમોને હેવી અરજ કરી તી કે તેઓના દીન આઇનના કામ કરવાને વાશતે શ્રી મલેશર ફરીઆમા એક દરેહમેહર બાધી આપવી તથા તે મધે આતશઆદરીઆન શાહેમને તખતનશીન કરવા. તે ઘટતી અરજને હમો કબુલ રાખીને ધરમના બીજા કેટલાએક કામ શ્રી નોસારી ખાતે કરી આપવાની સાથે એ જગોએ એક નવી દરહમેહેર હમાન મુરબ્બી બેહશની ફરામરોજ નશરવાનજીની નઇઅતે બાધી આપવા ।। કારણુસર ગેરજરોજમો માહ ૮મો શેહનશાહી સને ૧૨૧૯ ઇઅજદજરદી તા ૧લી મે સને ૧૮૫૦ને દીને શ્રી નોસારીની અંનજુમનની હજુરમા હમોએ તનદરોશતી ભણાવી હતી તે મુજબ એ નવી દરેમેહેર બધાઇને તઈઆર થઈ છે અને તે મધે આતશઆદરીઆન શાહેબને તખતનશીન કરવા શારૂ જે મુરાદ રાખી હતી તે મુરાદ પાક પરવરદેગારની મદદથી અને તેહેના મોકલેના બરહક પેગમબર હજરત જરથોસ્ત અમપતમાન અનોસ્યરશેરવાન પાક રૂહની બરકતથી બર આવી છે કે એ આદરીઆન ઇજવાનુ કામ બહેશતી મોબેદ મનચેર હોમજીની સાથવાના મોમેદોની મારફતે રોજ ૧૪મો માહ દથો શહેનશાહી સને ૧૨૨૦ યજદજરદી દીનેથી જારી કરેલ હતુ. બીજુ આએ ટાકણે હમો પોતે તમારી તરફ આવનાર હતા, પણ ગરમીની રૂત નજદીક આવે આને લીધે હમારેથી આવવાને બનેલ નથી તેથી હમોએ હમારા છોકરાઓ ભાઇ ખરશેદજી તથા ભાઈ રૂસ્તમજીને મોકલેઆ છે **હમોએ આજથી એ આતશઆદરીઆંન શાહેબની દરેમેહેર શ્રી નોસારીનાં મલેશર ફરીઆનાં જરથોસ્તીઓને દીન ધરમની કીરીઆનું કામ કરવાં સારૂ આપી છે** અને એ દરહમેહરના વાની મુતવલી હમો પોતે તથા હમારા વારશો છે તથા એ દરેમેહેર બામેના હરેક કામોમા હમાની તથા હમારા વારેશોની મતા છે આએ અમનની મીજલસમા તમો દશતુરજી શાહેબ તથા દેશાઈજી સાહેબ તથા બીજા જરથોસ્તી સાહેબો આવીને સામેલ થાએના છેઓ તેથી સેવક તમારા મોટો આભારી થાએઓ છે હવે હમો હેવી ઉમેદ રાખીએચ કે અતરેના મોમેદ સાહેમો તથા બેહદીન સાહેમો પેતપોતામા સારી રુશેત અને સંપજ રાખીને દીન આઇનના કામમા મશગુલ રહેશે તો તેઓનો મદતા પાકપરવરદેગાર આપેઆના રહેશે નહી તે ગત ગણજે એ ૮ અરજ તારીખ ૧૪મી માર્ચ સને ૧૮૫૩ અંગ્રેજી રોજ ૨૦મો માહ દથો મહરવર, અમેશાશપંદ શેહેનશાહી સન ૧૨૨૦ ઈઅજદજરદીન તારીખે

લા૦ સેવક જમશેદજી જીજીભાઈની
દુઆ વાચજો

નવસારી મલેસર ફળીઆમા મ૦ જમશેદજી જીજીભાઇ પહેલા બારોનેટ સાહેબે બંધાવેલી આતશ-આદરાનની દરેમેહેર ઉપર નીચની તખ્તી મારેલી છે —

" શ્રી દાદાર હોરમજદની મદદ છે. આએ આતશ આદરીઆન સાહેબની દરેમેહેર શ્રી નોશારીના મલેશર ફળીઆના ન્હેનામી જરથોસ્તીઓને વાસતે શ્રી મુમબઇ-વાસી મ૦ જમશેદજી જીજીભાઇ નાઇટે પોતાના મુરબી બેહેશતી શેઠ ફરામજી નસરવાનજીના મવારને સારૂ બંધાવીને તે મધે રોજ ૨૦ માહ ૬ શહેનશાહી સને ૧૨૨૨ યઝદઝરદીને દીને આતશ આદરીઆન સાહેબને તખ્તનશીન કરેઆ છે. મુકામ શ્રી નોસારી સને ૧૨૨૨ પ્રઅનદજરદી સને ૧૮૫૩ ઇશવી."

વળી સાહેબોનો આ દગાન અમલમા મુકવો નહિ એવો એક કાગજ તા ૧૮ મે ૧૯૨૫ને દીને કકલીયા મોબેદોએ લખી પોતાને લાભ મલી આવેલો બીજો દસ્તાવેજ ઉપરથી સર જમશેદજી જીજીભાઇની નેમ શું હતી, તે બાબત તા. ૧૫મી ડેસમ્બરની ૧૮૫૩નો નામદાર સર જમશેદજી જીજીભાઇએ ભગરસાથના વડા દેશાઇજી ખુરશેદજી રૂશતમજી ઉપર લખેલો અસલ પત્ર તા. ૧૯મે ૧૯૨૫ની ટ્રસ્ટી સાહેબોની મીટીંગમા રજુ કીધો જે પત્ર નીચે મુજબ છે

## " સર જમશેદજી જીજીભાઇએ ભગરસાથના વડા દેશાઇજી ખુરશેદજી રૂશતમજી ઉપર લખેલો કાગજ "

**ધરમના કાંમમાં તમોએ તમારી મદદ આપવાને બદલે ઓર બેમુનાંશબ દાવો ઉભો કીધો છે.**

## નવી દરેમહેર હમો મલેશર ફલીયાના મોબેદોને વાશતે બંધાવીએચ તે બંધાવીને તેઓનાં હવાલામો આપશું ને તેનું સરવે કામ મલેશર ફલીઆના મોબેદો કરશે.

શ્રી ૧૧

શાશનીશ્રી નોસારી શશ્ગે પુત્ર શ્રી ૫ દેશાઇજી સાહેબ ખોરશેદજી રૂશતમજી જોગ શ્રી મુમબઇ બંદરેથી લી. શેવક જમશેદજી જીજીભાઇનો દુવા સલામ વાચજો જત હોમોએ તમારી ઉપર તા ૭મી ફેબરવારી શને ૧૮૫૩ને દીને એક કાગજ લખેઓ હતો તેહેના જવાબમા તમારો કાગજરલી ગત ૨૦મો ને આદા પમો શને ૧૨૨૨ યઝદજરદીનો લખેલો આવેઓ તે વાચીને **હમો ઘણા નાખુશ થએલા છેઇએ કાંમેજે ધરમના કાંમમાં તમોએ તમારી મદદ આપવાને બદલે ઓર બેમુનાંશબ દાવો ઉભો કીધો છે** તો જો તમારી નજર નહી લીધી હતે અને તમારો વીચારો નહી પુછેઓ હતેતો એ વાત મુનાસબ હતે વાશતે તમોને જેહેજ ફરીથી ઇયાદ આપવા મારે તમારી અનજુમનની હજુરમા હમારી તરફથી જે કાગજ વાચી શમજાવેઓ છે. તે મધે એ મલેસર ફલીઆની નવી દરેમેહેર વીશે જેટલી બીના લખેલી છે તેની ખીનાતો ફકરા ઉતારીને આએ કાગજ સાથ તમારી ઉપર મોકલઓ છે તે ફરીથી ઘોરેમાની કરી વાચીને તે ઉપર ધઆન પોહોચાડજો-વલી એ વાતને નજદીક આવ

તરણ્ નરસ થએઆં અને જે વારે શરવે કાંમ તઇઆર થાપણ્ઉંચ તે વારે તમો લખોચ કે એ દરેમેહેર ઇજ્વાની કીરીઆનું, કાંમ હંગાગ બગરનાં ગોબેદો પાશે કરાવો પણ એ વાત કદીબી બનનાર નથી—અગર જો હેવી વાત તમોએ પેહેલે દાહાડેજ કીધી હતે તો હેવા બખેડામો હમો હરગેજ પડેતે નહી=વલી તમો લખોચ કે હમારે તથા મનચેરહોમજીવાલા શાથે બંદોબશત છે તે બદોબશત શાથે હમારે કશી જરૂર નથી તો પણ તે બદોબસ્ત મધે શું છે તે વાતથી હમો વાકેફ થાએઆ છેઇએ. તે મધે તમારા લખેઆ પરમાણેનું કશું નથી—એ કામ કરવાની આગમચ તમોને **ફક્ત બુજરગી આપવા સારૂં તમારો પરથંમ વિચાર લીધો હતો** તે તમો સારી પેઠે જાંણો છેઓ=બીજું હરેક રાજમાં કોઇ શખશ ધરંમનું કાંમ કરે તે કાંમ વીશે કોઇથી બે મુનાંશેબ દાવો કરાતો નથી અને હેવી બાબદસર શુરતમાં તથા બીજી જગોએ ઘણાં એક ચુકાદા થએલા છે. ને વલી તમો પણ તે વાત સારી પેઠે જાંણતા હશો.=બીજું-તમો લખોચ કે ભાઇ તેહેમુરસ પાશે તમોએ હંમુને કેહેવડાવેઉં અને વલી લખોચ કે તે વાત હમો વીશરી ગએઆ હોઇશું **એ મધે તંમારી ઘણી ભુલ છે. કાંએજે હુંમો કોઇ વાત વીશરેઆ નથી અને હમોએ તેજ વેલાએ ભાઈ તેહેમુરશ પાસે તમુને જાહેર કરાવેઉં** છે કે **એ નવી દરેમેહેર હમો મલેશર ફલીઆના મોબેદોને વાશતે બધાવીએચ તે બંધાવીને તેવોનાં** હવાલામાં **અને તેહેનું સરવે કામ મલેસર ફલીઆનાં મોબેદો કરશે** તેહેનાં જવાબ-**માં તમોએ હમોને બીજું કશું કેહેવડાવેઉં નથી વાશતે** તમોને ઘટારત **છે કે એ કાંમમાં તમોએ કોઇ રીતની હરખત નાંખવી નહી અને હેવાં ધરમનાં કાંમમો તમારો મદદ આપશો તો તે હેમાં તમારી શોભા છે તે શત જાણજો—કાંએજે—હમોએ પરથમ ઠરાવ કીધો છે કે જે ઠરાવ તમોને અશલથીજ જાહેર કરેઓ છે તેજ મુજબ એ કાંમ કરેઆમો આવશે.** અને એ બાબતમાં હમોએ આજ દને દશતુરજીને પણ કાગજ લખેઓ છે. તેથી વાકેફ થાવું એજ વીનંતિ—રોજ ૨૩ મો માહા ૫ મો શહેનશાહી શને ૧૨૨૨ યઝદેજરદી =તા. ૧૫ ફેબરવારી ૧૮૫૩.

લી० શેવક **જમશેદજી જીજીભાઇનો દુવા વાંચજો.**

**જે પરથી તા. ૧૯ મે ૧૯૨૫ને દીને ટ્રસ્ટીઓની મીટીંગ મલી ઠરાવ્યું કેઃ—**

"ટ્રસ્ટી સમસઉલ ઉલમાં ડૉ. જીવનજી જમશેદજી મોદી યુરોપથી અત્રે પાછા આવે ત્યાં સુધી તા. ૮ થી એપ્રીલ ૧૯૨૫ને દીને ટ્રસ્ટીઓએ કીધેલો ઠરાવ અમલમાં મુકવાનું મુલતવી ગણવામાં આવે છે. તેટલા વખત પછી પાછુ લખી જણાવવામાં આવે ત્યાં સુધી ઉપલો ઠરાવ કરવા અગાઉ જેમ થતુ હતું અને ચાલતા આવેલા રેવાજ મુજબ ચાલતું હતું તેમ ચાલવા દેવું."

સમસઉલ ઉલમાં ડૉ. જીવનજી મોદી યુરોપથી આવ્યા બાદ તે ઉપર ફરી ટ્રસ્ટી સાહેબોએ તા. ૧૬ અને તા. ૧૭-૩ ૨૬ની પોતાની મલેલી મીટીંગમાં ત્રણે પક્ષો બેહેદીન, કકરીયા અને ભગરીયાના બબે પ્રતિનીધી હાજર રાખી તેઓથી ખુલાસો મેળવી પોતાનો આગલોજ ઠરાવ કાયમ રાખ્યો કે. ઠરાવ—આં સવાલ નવસારીનાં મોબેદ

મોબેદોનાં પંથોના સવાલ કરતાં નવસારીનાં મોબેદો અને બહેદીનો વચ્ચેનો સવાલ છે તેથી બહેદીનો ગમે તે પંથના કકરીઆ અને તેઓને લગતા કે ભગરીઆ મોબેદો પાસે પોતાને ત્યાંની ધર્મ ક્રીયા એ દરેટમહેરમાં કરાવી શકે,"

ટ્રસ્ટીઓએ કાયદેશ આ ઠરાવ તા. ૨૪-૩-૨૬ને દીને બાહાર પાડવામાં આવ્યો હતો.

જે પછી એ કકરીયા મોબેદો એરવદ કાવશજી પેશતનજી કકરીયા અને એરવદ નરીમાન નવરોજી કકરીઆએ મી. ડાવેજર લેડી આવાબાઇ જમશેદજી જીજીભાઈ નવસારી અગીયારી ફંડના ટ્રસ્ટીઓ સામે મુંબઈ હાઇ કોરટમાં સુ. ન. ૯૮૮ મને ૧૯૨૮નો માંડતાં તેનો ચુકાદો નીચે મુજબ આવ્યો છે.

તા. ૧૯મી એપ્રીલ ૧૯૩૪ વાર ગુરના મુંબઇ સમાચાર ૧૧મા પાનાં પર છપાયો છે.

## નવસારીની મલેસરની અગ્યારીના ટ્રસ્ટીઓ સામેના દાવાનું છેવટ.

### લેવામાં આવેલું હુકમનામું.

### ટ્રસ્ટડીડમાં કરવામાં આવેલો ફેરફાર.

નવસારીમાં મલેસર મધે આવેલી સર જમશેદજી જીજીભાઇની અગીયારીના સંબંધમાં તા. ૩૦ મી મે ૧૮૯૦ના દીને થએલું એક ટ્રસ્ટ ડીડ ગેરકાયદાસરનું અને કોઈ પણ કામનું હતું નહી અથવા તો લેડી આવાંબાઇ જમશેદજી જીજીભાઈનાં વીલ મધે ટ્રસ્ટીઓને આપવામાં આવેલી સત્તાને લાગતું વળગતું હતું ત્યાં સુધી તે ગેરકાયદેસરનું હતું એમ જાહેર કરવા તથા પ્રતીવાદીઓ મજકુર અગીયારીના ટ્રસ્ટીઓ તરીકે કામ કરવાનો અધીકાર ધરાવતા નથી અથવા તો મજકુર ટ્રસ્ટડીડમાં આપવામાં આવેલી કહેવાતી સત્તાઓનો ઉપયોગ કરવાનો અધીકાર ધરાવતાં નથી. એવી દાદ મેળવવા માટે નવસારીના બે મોબેદો કાવશજી પેશતનજી કરકરીયા અને નરીમાન નવરોજી કરકરીયાએ મી. રૂસ્તમજી જમશેદજી ખરશેદજી જમશેદજી તથા બીજા ટ્રસ્ટીઓ સામે હાઇ કોરટમાં જે દાવો માંડયો છે તે ગઇ કાલે ઓન. મી. જસટીસ રાંગણેકરની કોરટમાં પાછો પોકારવામાં આવ્યો હતો.

નામદાર જજે એ પછી એક હુકમનામું કરી આપ્યું હતું જેની રૂએ પહેલા પાંચમાં અને છઠ્ઠા પ્રતીવાદીઓને અગયારીના કાયદાપૂર્વક રીતે નીમાયલા ટ્રસ્ટીઓ તરીકે જાહેર કરવામાં આવ્યા હતા, વળી તા. ૩૦ મી મે ૧૮૯૦ ના ટ્રસ્ટ ડીડમાં ઘટતો ફેરફાર કરવામાં આવ્યો હતો. અને એમ જાહેર કરવામાં આવ્યું હતું કે મજકુર ટ્રસ્ટ ડીડમાં શરૂઆતનાં ભાગમાં દરશાવેલી વીગતો ( રીસાઇટલસ ) વાદીઓ અથવા મીનોચેહેર હોમજીનાં રોળાને બંધનકરતા નથી. વળી આ હુકમનામું તા. ૧૮ મી માર્ચ ૧૮૫૩નાં એક દસ્તાવેજની રૂએ વાદીઓ અને મીનોચેહેર હોમજી પંથના સભાસદો જે હકોનો દાવો કરે છે તેને કાંઇબી અલલ નહી આવે એવું છે એમ જાહેર કરવામાં આવતું હતું. વળી વાદીઓને અગયારીના ટ્રસ્ટ ફંડમાંથી રૂા. ૨૦૦૦ ખરચ પેટે આપવાનો હુકમ કરવામાં આવ્યો હતો.

### ટ્રસ્ટડીડમાં સુધારો

હુકમનામાં મધે જણાવ્યા પ્રમાણે ટ્રસ્ટડીડમાં નીચે પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છે.

'ટ્રસ્ટીઓ' તા ૨૪ મી માર્ચ ૧૯૨૬ના તેવણુના ઠરાવની અગાઉ અગીઆરી મધે મીનોચહેર હોમજીના પથનાળાએ જેમ ક્રીયાકામો કરતા તેજ મીસાલ મીનોચહેર હોમજીના પંથના સભાસદોને ક્રીયાકામો કરવા દેશે પણ જો કોઈપી મોબેદ ગેર-વરતણુક માટે જવાબદાર ઠરશે યા તો ક્રીયા કામો કરવા માટે નાલાયક હશે તો તેવા મોબેદને અગીયારીમા ક્રીયા કામ કરતો ટ્રસ્ટીઓ અટકાવી શકશે વળી મજકુર અગી-યારીમા જે ક્રીયા કામો કરવાના મીનોચહેરહોમજીના ટોળાના મોબેદો પુરતા નહી હોવાના કારણે બેદરકારી દેખાડતા માલમ પડશે તો ટ્રસ્ટીઓ આવી ક્રીયાઓ ભગરીયા ટોળાના મોબેદો મારફતે કરાવી શકશે. દાવા મધેની અગીઆરીમા ક્રીયા કામો કરાવનારા બેહદીનો જો પોતાના પથકીને બદલવા માગતા હશે તો તેઓ તે વીષેની ખબર ટ્રસ્ટીઓ મારફતે ચાર મુખી મોબેદોની કમીટીને આપશે, જે કમીટી લગતા વખતમા બીજા પથકી માટે ગોઠવણુ કરી આપશે વળી અગીઆરીના કોઇપી નોકરને નીમવાનુ, કાઢી મુકવાનુ' અથવા સસ્પેન્ડ કરવાનુ તથા અગીઆરીમા કોણુને દાખલ કરવા અને કોણુને દાખલ નહી કરવાનુ, આ ટ્રસ્ટ ડીડની કલમોને આધીન રહીને ટ્રસ્ટીઓ એકલાના હાથમાં અને મુન્સફી ઉપર રહેશે વળી અગીયારી માટે ટ્રસ્ટીઓ કોઇપી પ્રકારના ડોનેશનસ, લવાજમો અથવા ભેટ સ્વીકારી તથા મજકુર અગીયારી માટે તેઓને વાજબી લાગે તેવી રીતે તેઓનો ઉપયોગ કરી શકશે

વળી ટ્રસ્ટીઓએ તા ૨૪ મી માર્ચ ૧૯૨૬નો ઠરાવ ખેચી લીધો હતો, કે જે મુંજબની નોધ નામદાર જજે લીધી હતી

વાદીઓ તરફથી મી. હોમી ડી બનાજી અને મી ઍન પી ઍન્જીનીઅર હાજર થયા હતા

પ્રતીવાદીઓ તરફથી મી પી બી વાચ્છા અને મી ઍમ ઍન માણેકશાહ હાજર થયા હતા

ઉપલુ હુકમનામુ થઇ રહેવા પછી ઍડવોકેટ જનરલ જેવણુ પોતે હાજર રહ્યા હતા તેવણે જણાવ્યુ હતુ કે મારી સમક્ષ હાજર થયેલા બન્ને પક્ષોએ ઘણીજ વાજબી વલણુ દેખાડી હતી ટ્રસ્ટીઓએ વાદીઓ તરફ ઉદારતાથી કામ લીધુ હતુ. તેજ મીસાલ વાદીએ પણ ઘણી દુરઅંદેશી ભરેલી રીતે વર્તતા હતા પક્ષકારોએ નામદાર કૉર્ટના પદરથી વીસ દીવસ વગર કારણુના બરબાદ કરવાને બદલે મારી સમક્ષ હાજર થઈ માત્ર થોડા કલાકની અંદર આ ઝગડાનુ છેવટ લાવી દીધુ હતુ. હુ બન્ને પક્ષકારો તરફ મારો મોટો સતોષ જાહેર કરૂ છુ.

નામદાર જજે પણ પક્ષકારોની વલણુ તરફ સતોષ જાહેર કીધો હતો અને આ ઝગડાનુ છેવટ લાવવા માટે મી તારાપોરવાળાએ પોતાના કીમતી વખત માટે કાઇપી દામ માગ્યુ નથી

મી હોમી ડી બનાજી પણ મી વાચ્છાના બોલવા સાથે મળતા થયા હતા અને કરકરીયા પક્ષ તરફથી મી તારાપોરવાળાનો ઉપકાર માન્યો હતો

---

## સર જમશેદજી જીજીભાઇ બારોનેટ સાહેબ અને કકરીઆ કુટુંબના મુખીઓ વચ્ચે થએલો કરાર.

### શ્રી પાકદાદાર હોરમજદની મદદ હોજો.

શ્રી મુંબઇવાસી મરબીજી સાહેબ શેઠ સર જમશેદજી જીજીભાઇ નાઇટ જોગ લા આ મહેરજી ચારણાના વારસો તથા રઉમ આ બરજોરજી બહેરામજી કકરીઆ તથા આ રતનજી ભીખાજી તા સોરાબજી ખરશેદજી તા એદલજી જીવણજી જત આજ દને હમો સઘળા એક દીનથી અને એકમતથી હમારી રાજીખુશી સાથે મુરબીજીને લખી આપીએ છીએ કે તમો સાહેબે શ્રી નોસારી કસબા મધે ધરમના કેટલાએક બીજા કામોની સાથે મલેસર ફળીઆમા વસનારા જરથોસ્તીઓને વાપરવાના કારણસર અને દીનઆઇનના કામ કરવાને વાસ્તે એક દરેહમેહેર બંધાવીને તે મધે આતસ આદરીઆન સાહેબને તખતનસીન કીધા છે તેની **ખીજમત ચાકરીનુ કામ હમો તથા હમારા વારસોને મુરબીજીએ સોંફીઉ છે.** અને તે મુજબ તે દરેહમેહર મધે રૂપાના તથા કોપરબરાસના તા તાંબાના વાસણો તથા ઇજસને તથા વદીદાદની કીરીઆ કરવાના સામણો વગેરે બીજો કેટલોએક સામાન મુરબીજીએ જે હમારા હસ્તક હમા સપુરદ કરેઓ છે તે બાબતમા **અને તેજ પ્રમાણે એ અગીઆરી નેતાએના મલેસર ફળીઆનાં બહેદીનાને તાંહાંનુ મોબેદીનું કામકાજ કરવાની બાબ-દમો** મુરબીજીને હમો હમારી રાજીખુશીથી અને અકલ હોશીઆરીથી આએ બંદોબસ્ત લખી આપીએ છઇએ તેની વીગત—

૧ પહેલુ—આદરાન સાહેબ મધે પાચો વખતની બોય દેવા સારૂ લાયક એક મોબેદ રાખેઆમા આવશે તે મોબેદ બોય દેનારો કોઇબી કારણસર દરેહમહેરમાથી બાહેર નીકળશે નહી અને બોય દેતી વખતે જામો પહેરીને બોય દેશે સહી

૨ બીજું—મલેસર ફળીઆના બેહેદીનોનુ દીન આઇનનુ કામકાજ જેહેવું કે વદીદાદ તથા ઇજસને તા વિસપરદ વીગેરેનુ ચાલતા આવેલા સરેસ્તા પ્રમાણે હમો કરતા આવીઆચ તે મુજબ કીધામા આવશે અને મુરબીજીને વાહાનો વદીદાદ ખુબ સાથે કીધામા આવશે અને તેહેનો રૂા ૧) અકે એક તથા એજ મુજબ ઇજસને કરવાનો રૂા ાા અકે પા તથા વીસપરદનો રૂા ાા અકે અરધો તથા આફરગાનનો રામ ૧) અકે એક લેખે લીધામા આવશે તથા દરુન ઈજવાનો રામ ૧) અકે એક લીધામા આવશે સહી

**૩ ત્રીજું—મલેસર ફળીઆનાં બહેદીનોનું દીન આઇનનુ કામ સઘળું થાએચ તે એજ દરેહમહેરમાં કરેઆમાં આવશે સહી**

૪ ચોથુ—મુરબીજી પાસેથી બોએ દેનાર મોબેદોનો પગાર દર મહીને રૂા ૭ાા અકે સાડાસાત લેખે લેવાનો ઠેરાવેઓ છે તે મુજબ લેઇને પાકી પરેજગારીથી બોએ દીધામા આવશે અને તે બોએ દેવાનુ કામ હમો ચાર ભાગીઆ સરખે હીસે કરીશુ સહી

૫ પાચમુ—નાવર તથા નીરંગદીન તથા વરસીઓ જે તમો મુરબીજી કરાવશો અથવા હમારા બેહદીનો કરાવશે તે સઘળુ કામ મુરબીજીની દરેહમહેરમા મનોચેર હોમજીના સાથવાના મોબેદોની સાથે કીધામા આવશે સહી

૬ છઠ્ઠું—મલેસર સાથના હમારા બેહેદીનોનું સઘળું કામ જેવું કે વંદીદાદ તથા ઈજશને તથા વીસપરદનું જે કીધામાં આવશે તે દરરોજ એક નોંધની અંદર લખેઆમાં આવશે, અને તે નોંધની નકલ મુરબ્બીજીના ઉપર દર વરસે મોકલેઆમાં આવશે સહી.

૭ સાતમું—હમો સહી કરનારામાંથી અને તેમજ હમારા ફરજંદોમાંથી તથા વારસોમાંથી કોઇએ ઉલટે મારગે ચાલવું નહીં, તથા બુરાં કરમો કરવા નહી.

૮ આઠમું—હમો તથા હમારા ફરજંદોમાંથી તથા હમારા વારસોમાંથી જે મોબેદ ઉલટે મારગે ચાલે તથા બુરાં કામ કરે તથા આએં લખતથી ઉલટા ચાલીએ તો તે વીશેની સજા ફરમાવો તે રીતે હમો કબુલ કરવાને તઇયાર છેઇએ. તથા હમારી તકસીર ઉપરથી તમો હમોને બરતરફ કરવા માંગો તો તે કરવાને તમો મુખતીઆર છેઓ સહી.

૯ નવમું—મુરબ્બીજીના આદરીઆન મધે જે મોબેદ બોય દેનારો હોય તેણે અગીઆરીની પડોસમોનાં મુરબીજી સાહેબે આપેલા **ઘરમો** પોતાના કબીલા સાથે રહેવું એવું હમો કબુલ કરીએ છીએ સહી.

૧૦ દશમું—મુરબ્બીજીએ બંધાવેલી દરેહમેહેરમો ગંડને પેટના છોકરાંઓને સુદરેહ પહેરાવા દીજીએ નહી, અને તેમજ આદરાન સાહેબને સેજદો કરવા દીજીએ નહી.

૧૧. અગ્યારમું—મુરબ્બીજીની દરેહમેહેરમો હવડાં જે ઇઢોળા છે તે ઉપર તથા જે ઇઢોળા તમો સાહેબ હવે પછે નવા કરાવી આપો તે ઉપર જેમ હમો વંદીદાદ તથા ઈજસને તથા વીસપરદનું કામ કરીએ તેજ મુજબ મંચેર હોમજીની સાથવાલા બીજા મોબેદો જે હમારા મલીતીઆ છે તેવોણુનેભી તે ઉપર કામ કરવા દીજીએ તેમો હમો કશી હરકત કરીએ નહી.

૧૨ બારમું—**મુરબીજીની દરેમેહેરમો જે હમારા બહેદીનોને તાંહાંની બાજ આવે તે હમો હમારા સરેશતા પ્રમાણે એજ દરેમેહેરમાં ઇંજીએ અને તેજ મુજબ મનોચેર હોમજીની સાથવાળા બીજા મોબેદો જે પોતાના બહેદીનોનાં ઘરની બાજ મુરબીજીની દરેમહેરમાં લાવે અને ઇજવા માંગે તેવોને હમો ઇંજવા દીજીએ. એમો હમો કશી હરકત કરીએ નહીં.**

૧૩ તેરમું—**જુદાં ફંડનું કામ જે આજ થોડી એક મુદત થાઇ ચાર સાથવાળા જેવા કે મીનોચેર હોમજીનાં તથા રબાડીનાં તથા દાદાચાંદજીનાં તથા હમો કકલીયા કરતા આવ્યાચ તેમ કરતા જઇએ તેમો કશી હરકત કરીએ નહીં.**

૧૪ ચૌદમું—મુરબ્બીજીએ બંધાવેલી દરેમહેરમો રૂપાનાં તથા કોપરબરામનાં તથા તાંબાંનાં જે વાસણો મેલેઆંચ તેનો સઘળો હવાલો તથા જોખમ હમારામાંથી ઓ. બરજોરજી બહેરામજી કકલીઆને આપેઆમાં આવેઓચ તે મુજબ તેવણ પાસેથી જારે જે વાસણનું કામ પડે તારે હમો તેઓ પાસેથી માંગી લીજીએ. અને તેવોએ હમોને આપવાં. તે વાસણોની વીગતોની ટીપ ઓ० બરજોરજી બહેરામજીની સહી સાથે આએ નહેદામનાનાં દસ્તાવેજ સાથે જોડનીછે સહી.

૧૫ પંદરમુ—હમો હમારી મલેસર ફલીઆનાં બહેદીનોનું કામકાજ આફરગાન સતુમ વીગેરેનું જેમ કરતા આવેઆચ તેમ કરતા રહીએ, અને તેઓની ખુશી મુજબ સઘળો અમલ કરીએ પણ જો તેઓની ખુશીથી ઉલટું કરીએ તો હમારા કકલીઆ મોબેદોમાંથી બહેદીન સાહેબની મરજીમાં આવે તે મોબેદની પાસે કરાવવું તેહેમાં હમારી કશી હરકત નથી.

૧૬ સોળમુ—હમારા મલેશર ફલીઆના બેહેદીનો હરેક જશનને ટાકણે તથા રોજગારને દહાડે જે આફરગાન કરાવે તેનો લવાજમો સરેમતા પરમાણે લીજીએ. અને પણ કદી તથા આફરીન સરવે પેઢીએ સહી.

૧૭ સતરમું—શ્રી મલેશર ફલીઆના હમારા બેહેદીનો પોતાને તાહાનું જે કાઇ દીનઆઇનનુ કામ હમોને ફરમાવે તે સઘળુ હમોએ પોતે મુરબીજીની દરેમહેરમો કરવું સહી. અને તેજ પરમાણે જે બેહેદીન હમારી સાથના હરેક મોબેદને પોતાને ઘરનું જે કામ ફરમાવે તે કામ તથા મુરબીજીની દરેમહેરનું કામ તે મોબેદને કરવા દીજીએ તેમો કશી હરકત કરીએ નહીં.

૧૮ અઢારમું—તમારી દરેમેહેરમો તથા તેને લગતા કામનું ઉપરીપણું તમો મુરબીજીએ અત્રના રહેવાસી ભાઈ રૂશતમજી રતનજી બોટ તથા ભાઈ બહેરામજી હીરજીભાઈ મુનશી તથા ભાઇ રૂશતમજી પેશતનજી બાટલીવાળા તથા ભાઈ ધનજીભાઇ રતનજી બોટ તથા ભાઇ રતનજી પેશતનજી સુતરીઆને શોંપીઉં છે. તેવો હરેક બાબદમાં હમોનેજ ઘટતી રીતે ફરમાવશે તે પરમાણે કરેઆમાં આવશે સહી.

૧૯ ઓગણીસમું—જે મોબેદને હરેક જાતની ખોડ ખાપણવાળો મોબેદ કે જેથી મોબેદીનું કામ નહીં થાય તેવા મોબેદને મોબેદીના તથા આદરાન સાહેબની ખીજમતમાં કામમા હમોએ રાખવો નહિ

૨૦ વીસમું—જીંદેહ રોવાનનું કામ ભગરવાના મોબેદોએ જેમ અસલથી કરતાં આવેઆ છે તે સરેસતા મુજબ હમારા બેહેદીનોનું તારાનું મુરબીજીની દરેહમેહેરમો તેવોએ કરાવવું સહી. તેમાહે કશી હરકત હમારે કરવી નહીં.

૨૧ એકવીસમું—મુરબીજીની દરેહમહેરમો ભગરવાના મોબેદોએ જે ચાર છોકરાના રાજીઆ છે તે છોકરાના જીંદરવાન નહી હોય તે વખતે હાજત પડે તે ઉપર કજીશને વંદીદાદનું કામ હમારે કરવું સહી પણ જેવારે જીંદેહરવાનનું કામ આવે તે વખતે છોકરાના ભગરવાના મોબેદોને હમો ખાલી કરી આપીએ સહી.

૨૨ બાવીસમું—મુરબીજીની દરેહમહેરમાં આદરીઆન મધે હમો ઉપર જણાવેલા ચાર ભાગીઆ મરએ દીરસે ખોએ દીજીએ. પણ હમારા ચાર ભાગમાં મુરબીજીએ અગીઆર મહીના વરેરી ખાવાને ફરમાવીઉ છે તે મુજબ તે અગીઆર મહીના હમો ચાર ભાગીઆ કામ કરીએ અને આદર મહીનો તમો મુરબીજીએ હમારાઓનાં ઓ૦ બરજોરજી બેહેરામજી કકલીઆને બખશીસનામે આપીઓ છે. તે આદર મહીનામા ઓ૦ બરજોરજી બેહેરામજી આદરાન સાહેબમા બોએ દીએ અને તે મહીનાની આવક તમા પગાર તે એખશો લીએ. તેમો હમોને કશી હરકત નથી. આએ લખીયું હમોએ હમારે રાજીખુશીથી તમોને તથા તમારા વારેસો તથા વડીલોને કરી આપીઉં છે તે

હમોને તથા હમારા વારેશો તથા વળીતો તથા વમીઆને કબુલ મજુર છે મહી મુકામ શ્રી કસબે નોસારી રોજ ૨૪મો દીન ઇજદ માહ ફ્રેરો ઉદરેન અમાસામપદ શહેનશાહી સને ૧૨૨૨ યજદેજરદી તા ૧૮ મારચ સને ૧૮૫૩ અંગ્રેજી

| | |
|---|---|
| ૧ અત્ર | મતુ તત્ર શાખ |
| ૧ આ મરનોરજી મેહેરમજી કકલીઆ ઉપર લખા પરમાણે સહી | ૧ આ ફેરોઝશાહ દસ્તુર રૂસ્તમજી સાખ |
| | ૧ આ ખરશેદજી રૂસ્તમજી દેશાઇ સહી |
| ૧ દા૦ આ રતનજી ભીખાજીની વતી આ હોરમસજી જમસેદજી સહી | ૧ આ આ ટેમુલજી જામાસજી દેશાઈ સાખ દા૦ બમનના |
| ૧ દા આ મેરાન ખરશેદજી ઉપર લખા પરમાણે મહી | |
| ૧ ના આ એદલજી જીવણજી ઉપર લખા પરમાણે સહી | |

જુઓ, શ્રી નવસારી મેહેરજી રાણાની જાગીરોની અનુમનના જુના દસ્તાવેજો પા ૭ થી પા ૬૧ આ લેખ ફી મુના ૧૩૨ તથા ફી મુના ૭૪ સને ૧૯૧૮ ૧૯મા આ લખ રજુ થયા છે

તા ૧-૧-૧૯૩૪

ગેહ મીનોચેર મે પાવરીને ફરી ત્રણ વર્ષ માટે ડીસ્ટ્રીકટ જડજની કોર્ટના સરકારી વકીલ તરીકે નિમવામા આવ્યા

ફેબ્રુઆરી ૧૯૩૪

એર્વદ ફરામરોજ નવરોજી કુટાર જેમણે પોતાના ભાઇ એર્વદ માહીઆર નવરોજી કુટાર સાથે પીદીદાશીનુ શાહનામુ, દશેક પુસ્તકમા બહાર પાડયુ હતુ અને જેઓ હાલ કેટલોક વખત થયા ફારસી ગુજરાતી શબ્દકોશ (ડિકસનરી) બહાર પાડવામા રોકાયલા છે, તેમને સુરતના ભગરીયાઓના દસ્તુર નિમી ચાન ઓ ાઢવામા આવી

તા ૨૩-૪-૧૯૩૪

**ધી રાઇટ ઑનરેબલ સર દીનસાહ ફરદુનજી મુલ્લા** કે સી આઇ ઇ પી સી ઍમ એ ઍલ ઍલ બી—આખા હિંદમા ધારાશાસ્ત્રીઓમા એઓ પોતાનુ નામ મશહુર કરી ગયા છે એક ગરીબ માતપિતાને ત્યા જન્મી ,ઉચી કેળવણી લઇ એક માણસ કેટલો આગળ વધી શકે છે તેનો અચ્છો પુરાવો આ નામાકિત ધારાશાસ્ત્રીએ આપણને પુરો પાડયો છે એમના પિતાજી એક શિક્ષક હતા, છતા કેળવણી એજ ઉત્તમ ધન છે, એ નિયમને વળગી રહી પોતાના દીકરાઓને ઉંચી કેળવણી આપી હતી હીંદુસ્તાનની અદાલતોમા સર દીનશાહ મુલ્લાની કાયદાની ચોપડીઓ મુખ્યકરી મેહેમેડન લૉ, ટ્રેન્સફર ઑફ પ્રોપર્ટી ઍકટ વિગેરે આજે એક જરૂરીઆત થઇ પડી છે તેમની ચોપડીઓ સત્તા સમાન ગણાયછે આજ તેમની કુશળતાને લીધે તેઓ હાઇ કૉર્ટના જડજ, વાઇસરૉયની કાઉન્સીલના મેમ્બર અને છેવટ એક પ્રીવીકાઉન્સીલના મેમ્બર તરીકે આ છેલ્લો ઓહ્દો ભોગવનાર તેઓ પહેલાજ પારસી હતા એમના મરણથી કાયદા શાસ્ત્રીઓનુ એક ઝવાહિર ગુમ થયુ છે તેઓ માન અને ચુસ્ત પારસી હતા પારસીઓના ગુચવાડા ભરેલા મસલાતોનો એઓ સભાળથી નીવેડો લાવી સહેજ

ઉપયોગી મનાહકાર પુરવાર થયા હતા. એઓ નવસારીના ચુસ્ત ભગનીઆ અથોગ્નાન હતા, અને એકધર્મી બેગ હતા એઓ ખરેજ આખા હિંદુસ્તાનમા પોતાનું નામ યાદગાર મુકીનેજ આ પાગ્મી સર નાઇટ મીનોઇ જેહાનમા વિદાય થયા છે. એઓનુ મરણુ રોજ ૨૩ મહા ૮મો સાન ૧૩૦૪ ય ઝ તા ૨૩-૪-૧૯૩૪ ઇસ્વી દીને થયુ હતુ.

તા ૨૬ મી જુલાઈ ૧૯૩૪ રોજ ૨૭ માહ ૧૧ સાન ૧૩૦૪ ય ઝ

**સર કાવસજી જેહાંગીર રેડીમની બૅરોનેટ:**—નવસારીએ ઘણા નામાકીત નરોને જન્મ આપ્યો છે એમના બપાવા નોશાકના હતા, અને તેઓની અસર અટક સુઇ હતી વેપારમા એઓના બાવા જોડાયા અને મગનખ દોનત મેળવી હતી. નવસારી ખાતેની હાનની હાઇસ્કુલ, સર કાવસજી જેહાગીર જરથોસ્તી મદ્રેસા એ એઓના બાવાએ સ્થાપી હતી. એથી કેળવણીમા વધારો થયો અને નવસારીના પારસીઓ કેળવાઇને બહાર પડયા. સર કાવસજી જેહાગીર બૅરોનેટે લગભગ ૩૨ લાખ રૂપીઆની સખાવત કરી હતી એઓએ પોતાની આખી જીદગી ઉદ્યોગી ગુજારી હતી, અને પોતાની લાયકી દોનત અને કીર્તિમા ઘણો વધારો કર્યો હતો. એઓને બારણે ગયલો ગરીબ કાઇ પણ મેળવ્યા વગર પાછો ફરતો હતો નહી એઓની સખાવત અને જાહેર જુસ્સાને લીધેજ એઓને નામદાર બ્રિટીશ સરકારે બૅરોનેટનો ખેતાબ આપ્યો હતો. મરનાર પોતા પાછળ વિધવા લેડી ધનબાઈ તેમજ એક બાહોશ બેટો મુકી ગયાછે, કે જે હાન વડી ધારાસભાનો મેમ્બર છે અને દેશને ઘણો ઉપયોગી થઇ પડયોછે. એઓ તા. ૨૬મી જુલાઇ ૧૯૩૪ને દીને હક થયા છે

ઑગષ્ટ ૧૯ ૪.

**રાજયરત્ન શેઠ દીનશા રતનજી દાબુને** બીજીવાર મ્યુનીસીપાલીટીના લોકલ પ્રમુખ તરીકે ચુંટી કાઢવામા આવ્યા

તા. ૧૭ ઑગષ્ટ ૧૯૩૪. રોજ ૧૯ માહ ૧૨ ઇ સ. ૧૩૦૩ યઝદેઝર્દી

**શેઠ કૈકોબાદ રતનજી દાબુએ** મદ્રેસરના સર જમશેદજી જીજીભાઇ વાગા આદનનમા ટાઇલ્સ તથા મગેમરમરના પત્થરો જડાવી આખી અગીઆરી રૂ. ૪૭૭૫) ને ખર્ચે મઢાવી, સર જમશેદજીની નીયતે આજ રોજ જશન કરાવી આપ્યુ

એજ સાનમા એઓ શેઠે રૂ ૧૭૫) ખર્ચી મીનોચેહેર હોમજીવાની અગીઆરીના ગુંબજવાળા ઓરડાને ટાઇલ્સ જડાવ્યા હતા

તા ૧ નવેમ્બર ૧૯૩૪. રોજ ૨૬ માહ ૨ (શે૦) સાન ૧૩૦૪ યઝદેઝર્દી.

**મરણુ**—ખા.બા **માણેકજી પાલનજી પોહો**. ઉમ્મર વર્ષ ૯૦. નવસારીમા ગુજર્યો એઓ અસલ સુરતના વતની હતા. એઓના બાવા તથા કાકાઓની ગુસ્તાદ જમશેદજીને નામે ધીકતી પેઢી ચાલતી હતી, અને સરકારી મુલ્કી તેમજ લશ્કરી અમલદારોમા તે પેઢીનો સારો લાગવગ તથા મગતબો હતો. તે જમાનામા લોકોમા એવુ ગુમાન હતુ કે પૈસાદાર માણસના દીકરાઓને નોકરી કરવાની જરૂર ન હતી અને તેથી તેમને કેળવણી આપવામા આવતી ન હતી પરંતુ મર્હુમ માણેકજીને પોતાને શીખવાનો શોખ હોવાથી પોતેજ સ્કુલ શોધતા ગયા અને થોડા વખતમાજ ઇંગ્રેજી ફું સારૂ જ્ઞાન મેળવ્યુ. મર્હુમના બાવા પાલનજીને પુનાની ઍન્જીનીઅરીંગ કૉલેજના

પ્રીન્સીપાલ ડા. કુક સાથે અંગત પિછાન હોવાથી તેઓ (ડા. કુક) પોતાની સાથે પુણે લઈ ગયા અને ત્યાં ઍન્જીનીઅરીંગનો અભ્યાસ કરાવ્યો. પસાર થયા પછી પ્રથમ ૧૮૬૭માં સુરતમાં લોકલ બૉર્ડમાં ઇન્જનેરી ખાતામાં જોડાયા અને પાંચ વર્ષ પછી પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટમાં સરકારી નોકરીમાં દાખલ થયા. પોતે ઘણા ખંતી અને ઉમંગી હોવાથી પોતાના ઘડા ઍન્જીનીઅરોની પ્રસંશા મેળવી તેમણે એમને ૬૬ વર્ષની ઉમ્મર સુધી નોકરીમાં ચાલુ રખાવ્યા, એટલે એમણે ૪૧ વર્ષની લાંબી નોકરી કરી હતી.

મર્હુમને ૧૯૧૦માં ખાનસાહેબનો ખેતાબ મળ્યો અને ૧૯૧૧માં રિટાયર થયા પછી ૧૯૧૨માં ખાનબહાદુરનો ખેતાબ ઍનાયત કરવામાં આવ્યો.

એમણે પોતાની ઘણીખરી જીંદગી નવસારીમાંજ ગુજારી હતી અને ત્યાં તેમજ આસપાસના ગામોમાં જેવાંકે ગણદેવી, ચીકલી, પારડી વિગેરે ધરમના મકાનોમાં એક ઍન્જીનીઅર તરીકે તેમજ બીજી રીતે બિનસ્વાર્થીપણે મદદ આપતા હતા. મર્હુમ ઘણા ઉદાર દિલના હોવાથી છુપી સખાવત ઘણી કરતા હતા. ખાસ કરી જેમના તરફથી એમને કોઇપણ રીતની હેરાનગતી પુગી હોય તેમને તો એઓ ખુશીથી બેવડી મદદ આપતા હતા. કોઇ મદદ માંગવા આવનારની લુચ્ચાઈ જાણતા હોય છતાં તેને પણ ખાલી હાથે પાછા ફેરવતા ન હતા એવા એ માયાળુ હતા. એઓ ૪૮ વર્ષ સુધી ફ્રીમેસન હતા.

સુરતમાં નાનપુરામાં ગરીબ પારસીઓ માટે પોતાની દોત્રીના પુનને અર્થે સસ્તા ભાડાનું મકાન બાઇમાય બીલ્ડીંગને નામે બાંધી આપ્યું હતું.

૧૯૩૪ નવેમ્બર.

**શેઠ ફરામજી મંચેરજી બુમલાખાઉ**:—એઓ નવસારી ખાતે વાડી મહોલ્લામાં જન્મેલા હતા. શરૂઆતની જીંદગી ઘણીજ ગરીબીમાં ગુજારી. એઓ કલકત્તા ખાતે નોકરીએ નાનપણમાંજ ગયા હતા. પાછળથી એમના ભાઈ શેઠ હીરજીભાઇ સાથે કલકત્તા ખાતે વેપાર ખોલ્યો હતો. ત્યાંજ આસપાસ નજર દોડાવી કેટલીક પેઢીઓ ખોલી, લક્ષાધિપતિ શેઠીઆ બન્યા હતા. ગરીબીમાંથીજ હમેશ તવંગરી આવે છે. એઓએ પોતાની જીંદગીનો અહેવાલ પોતાને હાથેજ લખેલોછે. એઓ સને ૧૯૩૪માં ગુજર્યાં હતા અને એઓની ઉમ્મર મી. પેમાસ્તારના જણાવવા મુજબ ૧૧૬ની હતી. જ્યારે દરાયસ નામનાં તખલ્લુસથી એક ધણીએ તા. ૬ઠી જાનેવારી ૧૯૩૫ને દીનનાં નવસારી પ્રકાશમાં લૉર્ડ રોબર્ટસના એમની ઉપર આવેલા કાગળની રૂએ, વરસ ૧૦૬ની ગણી છે. હવે ગમે તે હોય પણ એઓ લાંબી જીંદગી ભોગવી ગુજરી ગયા હતા. એમનું મરણ રોજ ૪થો મહા ૩જે ૧૩૦૪ ય. ઝ.ને દીને થયું હતું.

તા. ૭-૧૨-૩૪.

**શેઠ ફરદુનજી માણેકજી કાંગા સોલીસીટર**:—એઓ ખરેજ એક ઘણા ઉદ્યોગી નવસારીનાં સપુત બેટાઓમાંના એક હતા. પોતાની જુવાનીથી તે મરણની છેલ્લી ઘડી સુધી એઓએ નવસારીનાં કેળવણી ખાતાઓના સેક્રેટરીનો ઓહ્દો ભોગવ્યો હતો. નવસારીના પારસી કેળવણી ખાતાંઓને ગોયા પોતાનાંજ કેળવણી ખાતાં તરીકે ગણી તેનો કારોબાર ફતેહમંદીથી ચલાવ્યો હતો. નવસારીની હાઈસ્કુલ, તાતા સ્કુલ, છોકરીઓની તાતા સ્કુલ અને તાતા હુન્નરશાળા એ બધાં ખાતાંઓના ગોયા જીવ સમાન હતા. પોતાના માલદાર મીત્રોને સમજાવી નાણું ભગવતા અને કરકસરથી એ

દરેક ખાતાઓને ચનાવ્યા અને છેવટે પગભર કરીને એઓ મોનોઇ જેનાનમા ચાલ્યા ગયા છે એઓના મિત્રોએ એઓની હૈયાતીમાજ એઓની યાદગીરી માટે એક ફંડ ચાલુ કર્યું તેમા રૂપીઆ બાર હજાર ભનાયા, જે સર્વે ઉપના કેળવણી ખાતામા એ એઓએ આપી દીધા હતા એઓની ઉચી કેળવણી અને ધાન શાસ્ત્રી તરીકેની લાયકાતને લીધે વડોદરા રાજ્યના અમનદારોમા એઓ બહુજ જાણીતા થયા હતા ભવિષ્યની ઓનાદ ખરેજ એઓના અશોદ્રરોહરને યાદ કરતી રહેશે સુમારે ૫૦ વરસ સુધી એઓનો કેળવણીખાતા સાથનો સબધ હતો નવસારીના દરેક પારસીઓને લગતા સવાલોમા એઓ ઉનટભર્યો ભાગ લેતા હતા શેઠ તાતાવાળાઓના પણ એઓ વફાદાર દોસ્ત અને સલાહકાર હતા સર રતન તાતા પારસી સ્પૉર્ટસ કલબ સ્થાપવામા એમનો મુખ્ય હાથ હોવાથી તે કલબના ઑનરરી પેટ્રન નિમવા ઉપગત કલબના મેમ્બરોએ એમની સબી કલબમા ખુલ્લી મુકી હતી એઓનુ મરણ રોજ રજે મહા ૪ ૧૩૦૪ ય.ઝ. તા ૭મી ડીસેમ્બર ૧૯૩૪ના રોજે થયુ હતુ

**મરહુમ ફીરોઝ દાદાભાઇ સકલાતવાળા**—એઓ કૉમ્રેડ સાપુરજી સકલાતવાળાના ભાઈ થતા હતા એઓ અમેરીકા ખાતે ઑઇલ મૅગ્નેટ યા (તેલના રાજા) ગણાતા હતા જોકે અમેરીકા ખાતે ઘણાય ઑઇલ મૅગ્નેટો છે, છતા એક પરદેશ ખાતે આવા હુશિયાર વેપારીઓની સાથમા ખિરાજી ઑઇલ મૅગ્નેટ બનવાનુ કામ કાંઈ સહેલુ નથી. જેવા કૉમ્રેડ સાપુરજી હુશીયાર અને ખબરદાર હતા, તેવાજ તેમના આ ભાઈ પણ હુશીયાર અને ખબરદાર હતા સ્વભાવે ઘણાજ શાત અને ખુશ મીજાજી હતા ઈરાન ખાતે શાહા રેઝાશાહ સાથે પરશીઅન ઑઇલ કુ ને ઝઘડો ચાલ્યો હતો, ત્યારે શાહ રેઝાશાહે એમને અમેરીકાથી બોલાવ્યા હતા, અને જે તેમની જગ્યા અગ્રેજ કું ના હાથમા હતી તેની તપાસ કરાવી હતી અને દર વરસ કેટલુ તેલ નીકળે છે તેનો, તેમજ તેની વાર્ષીક આવકનો અદાજ વિગેરે કાઢી આપવાને એઓને ફરમાસ થઈ હતી. મરહુમ ફીરોઝે તે કામ ઘણીજ આશાનીથી પાર પાડી પોતાનો રીપોર્ટ શાહ રેઝાશાહને આપ્યો. આથી શાહ રેઝાશાહ એઓ પર પ્રસન્ન થયા અને પોતાના અમેરીકા ખાતેના કાઉન્સલ એમને નિમ્યા મરહુમ ફીરોઝ લાબો વખત જીવ્યા નહી, એ કૉમની કમનસીબી ગણાય. એઓ તા ૨૪-૧૨-૧૯૩૪ને દીને અમેરીકા ખાતે ગુજર્યા હતા

**રેડક્રૉસ પ્રવૃત્તિ**—ડા ધનજીભાઇ હો. મહેતાએ કેટલાક કમ્પાઓમા બે મહીના ફરી ભાષણો આપી ઘણા મેમ્બરો બનાવ્યા હતા

એજ સાલમા વડોદરાની શાખાના ડેલીગેટ તરીકે, પોતાના ભાણેજ શેઠ મનજીરજી પેસ્તનજી મહેતાને મુબઇની શાખાના ડેલીગેટ તરીકે સાથે લઈ પદરમી ઇન્ટરનૅશનલ રેડક્રૉસ કૉન્ફરન્સમા ભાગ લેવા જાપાન ગયા હતા ત્યા રેડક્રૉસ સોસાયટીએ એમને ત્યાના સ્પેશીયલ મેમ્બર બનાવી સનદ તથા મૅડલ આપ્યા હતા સોસાયટીની પરોણાગતથી આખા જાપાનમા એક માસ ફર્યા હતા હિંદ પાછા ફરતા યોકોહોમા, કોબે, શાંઘાઈ, હૉંગકૉંગ અને કોલબો મળી ચૌદ ભાષણો આપ્યા હતા

એ સાલમા એમને ઍસોશીએટ ઑફીસર ઑફ સેન્ટ જૉનનો રૂપાનો ચાંદ ઍનાયત થયો હતો

## ઈ. સ. ૧૯૩૫ ના પારસીઓ.

માર્ચ ૧૯૩૫.

**શેઠ ફરામરોજ રતનજી દાબુને** શ્રીમંત સરકારે વડોદરા રાજ્યના ખેતીવાડી ખાતાના ઑનરરી સલાહકાર નિમ્યા.

નવેમ્બર ૧૯૩૫.

શ્રીમંત યુવરાજ પ્રતાપસીંહરાવ ( હાલના મહારાજા સાહેબને ) રાજરત્ન શેઠ દોનશા રતનજી દાબુએ પોતાને બંગલે ભવ્ય ગાર્ડનપાર્ટી આપી હતી.

**નવસારી મલેસર ફળિયાની જરથોસ્તી બેહેદીન અન્જુમનનાં ફંડો—** 'આશરે ૫૦ વરસ પર મલેસરનાં બેહેદીનોએ એક ધમખાતુ (ફંડ) ખોલ્યું હતું, અને વખતનાં વહેવા સાથે જૂદાં જૂદાં ધર્મનાં ખાતાંઓ વધતાં ગયાં અને તેનો કારોબાર તેજ ફળિયાનાં બેહેદીન સાહેબોએ નિમેલા ટ્રસ્ટીઓ ચતાવી રહ્યા છે.

તા. ૩૧-૧૨-૧૯૩૫ સુધીનો બહાર પડેલો હિસાબ જોતાં નીચે મુજબની રકમો જોવામાં આવે છેઃ—

૩૪,૧૪૦—૧૨-૬ જનરલ ફંડ ખાતે કુલ્લે નીચલા હિસાબ પ્રમાણે

૧૫,૭૫૦— ૪-૬ શ્રી જનરલ ફંડ ખાતે જમા.

૩,૬૭૮-૧૨-૯ શ્રી નવા રસ્તાની મરામતના ફંડ ખાતે જમા.

૬૩— ૦-૦ શ્રી આંધળાં લુલાંમાં ફંડ ખાતે જમા.

૧૨,૫૦૦- ૦-૦ શ્રી જમશેદ બાગનાં વાસણનાં ભાડા ખાતે જમા.

૨,૧૪૮-૧૧-૩ શ્રી ઘઈંબારીઆ વડવાલી જમીનની ઉપજખાતે જમા.

૬,૮૯૨- ૪-૫ શ્રી મુક્તાદ ફંડ ખાતે જમા.

૧,૮૦૭- ૬-૭ શ્રી દીનઆઈન બેહેતરી ફંડ ખાતે જમા.

૭૧૭-૧૫-૦ શ્રી ગરીબ ચંચળ છોકરાઓને ઉંચી કેળવણી માટે મદદ કરવાના ફંડ ખાતે જમા.

૨૭૭-૧૪-૧૦ શ્રી મલેસર ફળીઆના બેહેદીન અન્જુમન હસ્તકના ચેરાગ રોશન ફંડ ખાતે જમા.

૩૫,૩૪૬- ૦-૦ શ્રી સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટ સાહેબની મલેસર ફળીઆની છોકરીઓની સ્કુલનાં ફંડ ખાતે જમા.

૨૪,૮૧૯-૧૪-૯ શ્રી સર જમશેદજી જીજીભાઇ બૅરોનેટ સાહેબની મલેસર ફળીઆની છોકરાઓની સ્કુલના ફંડ ખાતે જમા.

૧૧,૭૩૭-૧૨-૧૧ શ્રી સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટ સાહેબની સ્કુલોનાં માસ્તરોને માટેના પ્રૉવીડન્ટ ફંડ ખાતે જમા.

૧,૧૬,૭૪૦-૦-૧૧

એ ઉપરાંત મલેસર ફળીઆનાં બેહેદીન અન્જુમનની માલકીની સ્થાવર મીલ્કતો છે, તેની યાદી નીચે મુજબ છેઃ—

૧. અગીઆરી મોહોલ્લામાં જુની અગીઆરીવાળું બેહેદીન સાહેબોની માલકીનું મ્યુ. નંબર ૨૯૩૭ નું મકાન.

૨. દીગી મોહોલ્લામાં જમણુશાળાવાળું મ્યુ. નં. ૨૯૧૯ નું મકાન.
૩. દોંગરે જવાનો રસ્તો (મરહુમ બાઇ સાહેબ દીનબાઈ નસરવાનજી પીટીટે પોતાને ખરચે બંધાવી અન્જુમનનાં હવાલામાં સોંપેલો તે).
૪. નવસારી દસેરા ટેકરી નજીક ઘહંબારીઆ વડવાલી જમીન.
૫. જમશેદ બાગ પાછળ અગીઆરી મોહોલ્લાનાં દર્શનવાલું અન્જુમને બાંધેલું પાકું ઘર ઑફીસ તથા બાંક, ટેબલ, ખુરશીઓ વિગેરે માટેનું.
૬. નવસારી મોટા બજારમાં શેઠ દાજીભાઈ નવરોજી સકલાતવાળાએ સ્થાપેલું પાણીના પરબવાળુ મકાન.
૭. નવસારી પાંચ હાટડીની સર સાહેબની સ્કુલની જોડેની દુકાન મ્યુ. નં. ૩૦૧૩ વાળી.

**રેડક્રૉસ પ્રવૃત્તિઃ**—ચાલુ સાલે નામદાર શહેનશાહ પાંચમાં જ્યોર્જની સિલ્વર જ્યુબિલી માટે નાણાં ભેગાં કરવાના હોવાથી ગવર્મેન્ટ હાઉસ તરફથી એવું લખાણ આવ્યું કે રેડક્રૉસ માટે પૈસા મેળવવા એલાહેદો પ્રચાર ચાલુ સાલે કરવો નહીં તેથી ડા. ધનજીભાઈ મહેતાની ફેરણી ગોઠવાઇ ન હતી. તેમણે માત્ર રૂા. ૨૦૫) સોસાયટી માટે ભેગા કર્યા હતા.

આ પ્રમાણે તેર વર્ષ સુધી અડધા હિંદુસ્તાનમાં સુમારે ત્રણસો નાનાં મોટાં શહેરો, (જેમાં સાહાદ દેશી રાજ્યોનો પણ સમાવેશ થાય છે તે) માં ફરી એક હજાર ઉપરાંત ભાષણો આપી સૅન્ટ જૉન ઍમ્બ્યુલન્સની પાંચ અને રેડક્રૉસની પીસ્તાલીસ શાખાઓ ખોલી સૅન્ટ જૉન ઍસોશીએશન માટે રૂા. ૧૦૦૦૦) તથા રેડક્રૉસ સોસાયટી માટે રૂા. ૧૩૪૧૦૦) મેળવ્યા હતા. વળી પોતાનાં પુસ્તકોની હજારો નકલો સુમારે દશહજાર રૂા. ની કિમ્મતની એ બે સંસ્થાઓને ભેટ આપી હતી.

---

## પ્રકરણ ૭૭ મું. ઇ. સ. ૧૯૩૬ ના પારસીઓ.

જાનેવારી ૧૯૩૬.

સર રતનટાટા પારસી સ્પૉર્ટસકલબ સ્થાપવામાં આગેવાન ભાગ લેનાર શેઠ ફરદુનજી માણેકજી ઠાંગા ગુજરી જવાથી, તેમની, સર રતન તાતાની તેમજ નામદાર લેડી નવાજબાઈ તાતાની છબીઓ, કલબના મેમ્બરો તરફથી પ્રેસીડંટ ડા. ધનજીભાઇ હો. મહેતા સી. આઇ. ઈ. ને હાથે ખુલ્લી મૂકવામાં આવી.

જાનેવારી ૧૯૩૬.

શેઠ ફરામરોજ ર. દાબુને સરકાર તરફથી ત્રણ વર્ષ માટે ધારાસભાના સભાસદ નિમવામાં આવ્યા.

જાનેવારી ૧૯૩૬.

ખાનસાહેબ **અરદેશર રૂસ્તમજી સુઇ** જેઓ ૧૯૧૩ થી ૧૯૨૯ સુધી સુરત જીલ્લામાં ડૅપ્યુટી ઍજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતા અને જેઓ ૧૯૨૯માં એજ ડીસ્ટ્રીકટમાં પારસી તરીકે પહેલવહેલા અને એકલાજ, **શાળા ખાતામાં ઍડમીનીસ્ટ્રેટીવ ઑફીસર** નિમાયા હતા, અને મુંબાઇ અને પુણામાં ઍજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર નિમાયા હતા,

તેમને ૧૯૩૫ના જુનમાં ખાનસાહેબનો ખેતાબ મલ્યો હતો. તેઓ આ માસમાં પોતાની નોકરી પરથી ફારેગ થયા હતા.

માર્ચ ૧૯૩૬.

શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ જ્યુબીલી પ્રસંગે નવસારી પધાર્યા હતા તે વખતે રાજરત્ન શેઠ દીનશા રતનજી દાબુએ તેમને પોતાને બંગલે ગાર્ડનપાર્ટી આપી હતી.

શેઠ દીનશા ર. દાબુને રાજ્યરત્નનો સોનાનો ચાંદ તથા પોષાક ઍનાયત કરવામાં આવ્યો હતો.

એપ્રીલ ૧૯૩૬.

રાજરત્ન શેઠ દીનશા રતનજી દાબુને મહારાજા ડાયમન્ડ જ્યુબીલીનો સોનાનો ચાંદ ઍનાયત થયો હતો.

ઑગષ્ટ ૧૯૩૬.

શેઠ મીનોચેર મે. પાવરી વકીલને શ્રીમંત સરકારે નવસારી પ્રાંત પંચાયતના મેમ્બર ત્રણ વર્ષ માટે નિમ્યા.

વળી શ્રીમંત મહારાજા સાહેબના હિરક મહોત્સવ વખતે એમને તેમજ ડા. ધનજીભાઈ હો. મહેતા તથા શેઠ દોરાબજી તેમુલજી પાવરી, રીટાયર્ડ સુબા ને રૂપાનાં જ્યુબિલી મેડલ ઍનાયત થયા હતા.

ઑગસ્ટ ૧૯૩૬

શેઠ ફરામરોજ ર. દાબુને સરકારે નવસારી પ્રાંત પંચાયતના સભાસદ નિમ્યા.

એજ સાલમાં એમના ઉપર ડાયમંડ જ્યુબીલી ગોલ્ડ મેડલ ઍનાયત કરવામાં આવ્યો.

વળી એજ સાલમાં એઓ શેહેરને ત્રણ વર્ષની મુદત માટે ફરી સુધરાઇના પ્રમુખ ચુંટી કાઢવામાં આવ્યા. એ મુદતમાં એમણે એક લાખની વૉટર વર્કસની યોજના, રૂા. ૧૫૦૦૦)ની મધોમધીનીખાડી સુધારવાની યોજના, રૂા. ૬૦૦૦)ની લુણસીકુઇ ઉપર બાગ બનાવવાની યોજના અને રૂા. ૬૦૦૦૦)ની વધારાની ડ્રેનેજની યોજના ઘડી મંજુર કરાવી હતી.

---

## ઇ. સ. ૧૯૩૭ ના પારસીઓ.

તા. ૨-૧-૩૭.

શેઠ મીનોચેર મહેરવાનજી પાવરી વકીલને ફરી ત્રણ વર્ષ માટે ડીસ્ટ્રીકટ કોર્ટના પબ્લીક પ્રૉસીક્યુટર નિમવામાં આવ્યા.

એજ સાલમાં નવસારીની ભગરસાથ અન્જુમનના આતશ બહેરામ તથા બીજી મિલ્કતો અને ફંડોને લગતું ટ્રસ્ટડીડ એઓજ સાહેબે અન્જુમનના ઑનરરી વકીલ તરીકે તૈયાર કરી નોંધાવી આપ્યું હતું,

વળી એમને અન્જુમન બેહેતરી ફંડના ઑનરરી સેક્રેટરી તરીકે એજ સાલમાં નિમવામાં આવ્યા.

૩૦ મે ૧૯૩૭.

**શેઠ ફરામરોજ ર દાબુના લગનની સાલગીરી** મીસ ગુલાંબાય ફરામરોજ

બંધાતા સાથે નવસારીમાં તેમના નવા બંગલામાં બહુ ધામધુમથી થઈ હતી. તેમના બાનુ માનાં કેળવાયલાં હોઇ બ્યુટી કૉમ્પીટીશનમાં પહેલે નંબરે આવી રૂ. ૫૦૦)નું ઇનામ જીતી ગયાં હતાં. એ શુભ પ્રસંગે શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે વિલાયતથી ઍરમેલમાં પોતાના સેક્રેટરી માર્ફત મુબારકબાદી તથા શુભ આશિષ ઇચ્છનારો લેખી પેગામ મોકલ્યો હતો.

તા. ૬ ઑગષ્ટ ૧૯૩૭.

**દેશાઇ મીનોચેરજી પાલનજીઃ**- એઓ નવસારીનાં ભગરસાથ અન્જુમનના બીજા અકાબર હતા. એઓ અતિ શાંત સ્વભાવના, સાલેસ અને મીલનસાર હતા. મરહુમ દેશાઈજી અરદેશરજીના મરણ બાદ એઓ દેશાઇની ગાદીએ આવ્યા હતા, અને બહુજ ટુંક વખતમાં ચાલી ગયા છે. મર્હુમ દેશાઈ મીનોચેરજીનાં વખતમાં ભગર અન્જુમનનાં બીકટ સવાલો નીકલ્યા હતા, છતાં અન્જુમનની પડખે રહી સઘળી બાબતોમાં એકમત થઈ પોતાની સહીઓ મુકી હતી, જેમાં ભગર અન્જુમનનું ટ્રસ્ટડીડ મુખ્ય છે. એઓનુ મરણ રોજ ૫મો માહા ૧૨મો સને ૧૩૦૬ ય.ઝ. તા. ૬ઠ્ઠી ઑગષ્ટ ૧૯ ૭ ય. ઝ. ને દીને થયું હતું.

તા. ૯ મી ઑગષ્ટ ૧૯૩૭.

દેસાઇ મેહેરવાનજી આદરજી-મર્હુમ દેસાઈજી મીનોચેરજી પાલનજીનાં ઉઠમણાને દિવસે દસ્તુરજી કૈકોબાદજી દારાબજી મેહેરજીરાણાએ એઓને એક શાલ ભગરસાથ અન્જુમન તરફથી ઍનાયત કીધી હતી. એઓની બુઝુર્ગીને લીધે એઓ મર્હુમ દેસાઇજી સાહેબ ખુરશેદજી ટેમુરજીની ગાદી પર આવ્યા. દસ્તુરજી સાહેબે દુવા ગુજારી હતી કે, જેમ આગલા દેસાઈ સાહેબો અન્જુમનની પડખે રહી સેવા બજાવતા હતા તેજ મીસાલ તમો પણ બજાવતા રહેશો. દેસાઇ મેરવાનજીએ જવાબ આપતાં જણાવ્યું હતું કે, હું પણ મારા મર્હુમ વડવાઓને પગલે ચાલી સેવા બજાવતો રહીશ.

ત્યારબાદ એઓનાં દોસ્તોએ લક્ષ્મણ હૉલમાં એક મેલાવડો કરી કેટલીક શાલો ઍનાયત કરી હતી અને એજ મીસાલ મુંબઇમાં પણ એઓના કેટલાક દોસ્તોએ મીજલસ ભરી દેસાઇજીને કેટલીક શાલો ઍનાયત કરી હતી.

નવેમ્બર ૧૯૩૭.

ડા. ધનજીભાઈ હો. મહેતાને સૅન્ટ જૉન ઍમ્બ્યુલન્સ ઍસોશીએશનના ઍસોશીએટ કમાન્ડર ઑફ સૅન્ટ જોનનો ઇલ્કાબ તથા ઇનૅમલનો ચાંદ ઍનાયત કરવામાં આવ્યો.

**શ્રી. નવસારીમાં સમસ્ત જરથોસ્તીઓનું જનરલ ફંડઃ**- મજકુર ફંડનો યઝદેઝર્દી સને ૧૩૦૦ થી યઝદેઝર્દી ૧૩૦૬. તા. ૮-૯-૧૯૩૦ થી તા. ૫-૯-૧૯૩૭ ઈસ્વી સુધી વરસ ૭ તનો હિસાબ તથા ઍહવાલ મજકુર સંસ્થાના ઑ. સૅક્રેટરી મી. મીનોચેહર હોરમજી ક. મીનોચેહર હોમજીએ બહાર પાડયો છે. તે જોતાં માલમ પડેછે કે યઝદેઝર્દી ૧૩૦૬નાં સાલથી એક મૉબેદની જાથુકની નિમણુક કરી, ગુરથમાંન બાગમાં મર્હુમ સર દીનશાહજી માણેકજી પીટીટવાલી સગડીમાં ચાલુ રોજીંદી આફ્રીનગાન-ફ્રવશીની ક્રિયા કરવામાં આવે છે. જનરલ ફંડ માર્ફતે અત્રેની સમસ્ત. અન્જુમન ઉપર દોખમાંઓ, તેનાં કમ્પાઉન્ડની દિવાલ, સગડીઓ, રૂવાનની બંગલી,

દોખમાના રસ્તા, નસાખાના, ખાંધ્યા નસેસાલારોનાં મકાનો વગેરે બંધાવી તથા બીજા પુનનાં કામો કરી જે ભલા જરથોસ્તીઓ ઉપકાર કરી ગયલાછે તેમના તરફથી અેહ સાનની કમીની લાગણીમાં એક અદના ફરજ તરીકે તેમનાં નામો આ ભણુતર ક્રિયામાં ખાસ ચાલુ લેવામાં આવેછે. વળી જે જરથોસ્તીઓ તેમનાં વ્હાલાં ખેશીના નામો દેવાડવા ચાહે તો તે ફંડમાં રૂા. ૨૦) ભરવાથી એક વરસની મુદત માટે દેવામાં આવે છે. મજકુર સંસ્થાને ચાલુ મદદ નીચે મુજબ મલતી રહેછે. તેમજ દીનદાર જરથોસ્તીઓ પોતાનાં મરહુમ વ્હાલાં ખેશીઓનાં નામો દેવડાવવાને વધારે ઉલટભર્યો ભાગ લે છે તે નીચલો હિસાબ વાંચવાથી જણાય છેઃ—

બઅમેજશનેરૂઝે બહેરાંમ તરફથી માસીક રૂ. ૧૫ ઉપલા કામને માટે મલેછે. મરહુમ એરવદ ખુરશેદજી બહેરામજી સહીઆર ટ્રસ્ટ ફંડ તરફથી માસીક રૂા. ૧૦). મરહુમ એરવદ એદલજી બરજોરજી મુલ્લાં બેહેતરી ફંડ તરફથી માસીક રૂા. ૫). એ શિવાય બાઇ ધનબાંય ફરાંમજી અરજાણી તરફથી નામો દેવા તથા મદદ તરીકે રૂા. ૧૨૦૦ જેટલી રકમ મલીછે. તેમજ એક જરથોસ્તી બાનુ તરફથી શરૂઆતથી જ ચાલુ ફૂટ-મેજ વગેરે મલતાં રહેછે. મજકુર ફંડનું છેલ્લું સરવાયું નીચે મુજબ જોવામાં આવેછેઃ—

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૪૧૦૮૯- ૧-૧૧ | શ્રી. ફંડની થાપણ. | ૨૩૫૭-૭ ૫ | સોરાબજી ન. સદરીને ખાતે. |
| ૪૧૫-૧૦- ૬ | શ્રી ગોરથમાંન બાગ ખાતે જમા. | ૫૪૧૪૫-૫-૬ | બાકી દેવા. |
| *૧૦૦૦- ૦- ૦ | શેઠ ખરશેદજી કાવસજી દેસાઇને ખાતે જમા. | *૫૦૦૦૦- ૦-૦ | લોન સાડાત્રણ ટકાની |
| *૧૦૦૦- ૦- ૦ | બાઇ ડોસીબાઇ બરજોરજી ધનજીભાઇ મહેતાને ખાતે જમાં. | ૮૦-૧૧-૦ | બેંન્ક ઑફ બરોડા ખાતે. |
| *૧૦૦૦- ૦- ૦ | બાઇ આવાંબાઇ સોરાબજી એદલજી મહેતાને ખાતે જમા. | ૩૭૧-૧૧-૯ | ઇમ્પીરીયલ બેંન્ક મુંબઈ. |
| *૧૨૦૦- ૦- ૦ | બાઈ બાઈઆઈ નસરવાનજી બાટલીવાલાને ખાતે જમા. | ૯૨-૧૪-૯ | દફતરે શીલક. |
| ૨૫૮૪- ૩- ૬ | મ. શેઠ હોરમસજી બ. કપટાંનવાળાની દોખમે જવાની સડકની ઉપજ ખાતે જમા. | ૫૬૭૦૨-૧૧-૧૧ | |
| ૪૦૦૦- ૦- ૦ | શ્રી. કુવરસ્ત ફંડ ખાતે જમા. | | |

* ચેરાત્ર માટે

૧૦૩૩- ૪ ૦ શેઠ મા ખ. નરીમાને બંધાવેલાં ઘરની ઉપજ ના જમા.
૧૮૦- ૫- ૬ મરહુ'. એ. ખુરશેદજી એ સહીઆરનું ઘર ભાડું જમા.
૧૦૦૦- ૦- ૦ શ્રી. દેખમાં દુરસ્તી ફંડ ખાતે જમા.
૨૧૪૯- ૩- ૦ શ્રી. સગડી ઉપરનાં ભણતરનાં સવાબ ખાતાના ફંડનાં જમા.

૫૬૭૦૨-૧૨-૧૧

શેઠ મા. ખ. નરીમાને બંધાવી આપેલા ઘર ગાળા ૨) અન્જુમનનાં સ્વાધીનમાં છે, અને તે ઉપરાંત મર્હુમ એરવદ સાહેબ ખુરશેદજી બહેરામજી સહીઆર રોજ ૧૭ મો. માહા ૭ સને ૧૩૦૧ ય. ઝ. ને દિને હક થયા તેમનાં ઉકમણાંમાં મર્હુમની યાદગીરીમાં વડી દરમેહેર પાછળ આવેલું બે માળનું એક ઘર તેમાં જરથોસ્તીઓજ વસે એ શરતે અન્જુમનને બક્ષિશ કરવાની જાહેરાત થઇ હતી, તે મુજબ મર્હુમનાં ટ્રસ્ટી સાહેબોએ મર્હુમની ખાહેસ મુજબ-અન્જુમનને સ્વાધીન કીધું છે અને પાછળથી એજ સાહેબોએ ઘરમાં પાણીનાં નળનું ફીટીંગ, ડ્રેનેજનું કનેકશન તથા તેને કૅાઇલપેન્ટ કરાવી રીપેર કરાવી આપ્યું છે.

એરવદ રૂસ્તમજી શાપુરજી ધાભરે દખમાવાળા કમ્પાઉન્ડની અંદર માદન-મોદી કુવામાંથી પાણી લેવા એક ઍન્જીન પમ્પ સેટ ગોઠવી આપ્યો છે. તેમજ એ એરવદ સાહેબે કપટાંન રોડનો પુલ રીપેર કરાવી આપવા ઉપરાંત મલેસરથી આવતાં રૂવાનો માટે નવેસરથી એક દરવાજો કરાવી આપ્યો છે, અને ફંડને મદદ ચાલુ કરતા રહેલા છે.

મર્હુમ શેઠ નોશેરવાંનજી રતનજી તાતાએ ઈ. સ. ૧૮૭૮માં અત્રે જ્યારે નવું દોખમું બંધાવી આપ્યું ત્યારે તેમણે લગભગ પાંચ વીંઘાનો એક વજીફો અન્જુમનને બક્ષિસ આપ્યો હતો. જાણવું અગત્યનું થઈ પડશે કે આ જમીન શ્રીમંત મલ્હારાવ ગાયકવાડે મર્હુમ તાતા શેઠને બક્ષિસ આપી હતી. આ જમીનમાં ફળાઉ ઝાડ રોપી તેને સુધારવાના હેતુથી દોખમાનાં કમ્પાઉન્ડમાંથી ત્યાં પાણી લઈ જવાની સગવડ કરી આપવા માટે પાઈપ ફીટીંગ્સના ખર્ચ માટેની મદદ માટે બાઈ સાહેબ લેડી નવાજબાઈ રતન તાતાને અરજ કરતાં તે સ્વીકારવામાં આવી હતી.

સર દોરાબજી તાતા ટ્રસ્ટ તરફથી મર્હુમ બાઈ રતનબાઈ એદલજી બામજીએ ઈ. સ. ૧૯૦૯ માં અત્રે જે ગુરોથમાન બાગ બરપા કરી અન્જુમનને સોંપેલો તેના નિભાવ ફંડ માટે " શ્રી. નવસારી ગરોથમાન બાગનું ખાતું " પડાવી રૂા. ૭૫૦) એમના ટ્રસ્ટીઓએ આપ્યા છે. તે ઉપરાંત, દોખમાના કમ્પાઉન્ડ તથા સગડીઓમાં કાયમનાં જે ચેરાગો રહેછે તેમાં રિપોર્ટની મુદતમાં એકનો વધારો થયોછે. તાતા શેઠની

ઉત્તાનની બંગલી જે મરહુમ મર દેનશાજી તાતાએ ફરીથી બંધાવી આપી હતી, તેમાં એક યેગાગ માટે એમનાં ફેમીલી ટ્રસ્ટનાં ટ્રસ્ટી સાહેબોએ ચાલુ મદદ આપવી શરૂ કરીછે.
તા. ૨૬ ડીસેમ્બર ૧૯૩૭. રોજ ૨૩ માહ ૪ સાન ૧૩૦૭ યઝદેઝર્દી.

**મરણઃ**—આ પુસ્તકના લખનાર સાહેર શ્રી. **સોરાબજી મનચેરજી** દેસાઈ. ઉમ્મર વર્ષ ૭૧. શેઠ મનચેરજી બરજોરજી દેસાઇના વડા દીકરા. પ્રખ્યાત દેસાઇ ખુરશેદજી તેમુરજી ( ખુરશેદજી બાપા )થી ઉતરી આવેલી છઠ્ઠી પહેડીના નબીરા. આજે નવસારીમાં ગુજર્યા હતા.

૧૮૯૦માં નવસારીમાં એકાઉન્ટ ખાતામાં ઑડીટર નિમાયા. ૧૮૯૨માં અફીણ ખાતામાં નિમાઇ સુબા ઑફીસમાં હેડ કલાર્ક અને છેવટે મુલ્કી તજવીજદારની નિમણુક થઇ. પછી નવસારી પ્રાંત પંચાયતના એકાઉન્ટટ તથા હેડકલાર્ક નિમાઈ ૧૯૨૮માં નિવૃત્ત થયા તે વખતે સુબાસાહેબ શીતોળે સાહેબના પ્રમુખપણા નીચે પંચાયત ઑફીસમાં એમના માનમાં મેળાવડો થયો હતો. તે વખતે એમને પંચાયતે રૂા. ૧૫૦૦)નું ઇનામ આપ્યું હતું.

છપ્પનીયા દુકાળમાં ભડકાં ફંડના સેક્રેટરી તરીકે દરરોજ સેંકડો દુકાળીઆંઓને ખોરાક પૂરો પાડયો હતો.

સોળ વર્ષની ઉમ્મરેજ "અથોરનાનો શિવાય બેહેદીનોથી કુસ્તી નહીં વણી શકાય" એવે નામનો લેખ નવસારીમાં વહેચ્યો હતો.

પંચાયતની નોકરીમાં જૂદાં જૂદાં સોળ ફંડોના સેક્રેટરી તરીકે બીનસ્વાર્થી કામ કર્યું હતું અને નવસારીમાં ૧૯૧૧માં ભરાયલાં મોટાં પ્રદર્શનમાં જનરલ સેક્રેટરી તરીકે સારૂ કામ કરવાથી શ્રીમંત મહારાજા સુવર્ણ પદક મેળવ્યો હતો.

નવસારી જ્ઞાન પ્રસારક મંડળી જડજ માહેયા ડોસારે અને રા. બા. ગોવીંદભાઇ દેસાઈની આગેવાની નીચે સ્થાપી ૩૮ વર્ષ સુધી સેક્રેટરી તરીકે કામ કરી રૂા. ૫૦૦)નું ફંડ ભેગું કરી વિદ્વાન વક્તાઓ પાસે ૩૦૦) ભાષણો અપાવ્યા હતાં.

નવસારી હાઇસ્કુલની જ્યુબીલી ફંડના સેક્રેટરી તરીકે તેમજ જરથોસ્તી ધર્મની ઉન્નતી અર્થે સ્થાપેલા "દામલા મેડલ" ખાતામાં સેક્રેટરી તરીકે કામ બજાવ્યું હતું.

મુંબાઇની બઝમે ઈરમઝદમાં વ્યાખ્યાનોની હારમાળા આપવા માટે રૂપાનું કપ મેળવ્યું હતું.

પ્રથમ થીઑસૉફીસ્ટ થયા પછી વેદાન્ત ઉપર ભાવ થવાથી ગૌસ્વામી શ્રી દેવકીનંદાચાર્યજી મહારાજની સોબતમાં રહી ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, એઓ સાધુસંતોના વખાણનારા હતા.

મુંબાઇની જરથોસ્તી ધર્મ અને ક્રિયાઓ ઉપર એતેકાદ ધરાવનારી મંડળી તરફથી "પયગમ્બર જરથોસ્તનું મળી આવેલું યોગશાસ્ત્ર" એ બાબદ ઉપર એક ભાષણ આપ્યું હતું.

એમણે જુના પુરાણા હસ્તલેખો, સીક્કાઓ અને બીજી વસ્તુઓનો મોટો સંગ્રહ કર્યો હતો અને એક ઘણું પુરાણું કિમતી ખાનગી પુસ્તકખાતું ધરાવતા હતા. તે જોવા માટે તા. ૨૪ ૧–૧૯૩૪ને દિને શ્રીમંત મર્હુમ મહારાજા સયાજીરાવ ગાયકવાડ પધાર્યા

વર્ગણી ભરી હતી તેમાં રા. બા. ગોવીંદભાઇ સાહેબના રૂા. ૧૦૧) અગ્રપદે હતા, તથા એઓની યાદગીરી રાખવા માટે અત્રેની સયાજી વૈભવ લાઇબ્રેરીમાં સુંદર કબાટ ઘટતા લેખ સાથે એમની છપાયલી ચોપડીઓ સાથે તેઓ સાહેબે ભેટ આપીછે.

---

## ઇ. સ. ૧૯૩૮ ના પારસીઓ.

જાનેવારી ૧૯૩૮.

**શેઠ ફરામરોજ ર. દાબુની** ઉમદા સેવાઓની કદર કરી શ્રીમંત મહારાજા સાહેબે રાજ્યરત્નનો એલ્કાબ તથા સોનાનો ચાંદ ઍનાયત કર્યો હતો.

તા. ૯ મી જાનેવારી ૧૯૩૮.

એર્વદ **કયખુશરૂ માહીયાર કુટારને** મુંબાઇના વાડીયાજીના આતસબેહેરામના વડા દસ્તુર નિમવામાં આવ્યા. તેમને જૂદી જૂદી અન્જુમનો, પંથકીઓ, દસ્તુરો તથા અન્ય ગૃહસ્થો તરફથી એ પ્રસંગે ૨૭૫ શાલો ઓરાડવામાં આવી હતી.

એઓ અવસ્તા અને પહેલવી ભાષાઓ શીખી ઍમ. એ. થઇ મુંબાઇની યુનીવર્સીટીની સ્કૉલરશીપ તથા દસ્તુર પેશોતન સંજાણાને નામને સોનાનો ચાંદ મેળવ્યો હતો. મુંબાઇના સર જમશેદજી જીજીભાઈ ઇન્સ્ટીટયુશનમાં પ્રથમ ધાર્મીક શિક્ષક નિમાઇ, ૧૯૧૯માં ઝોરૉસ્ટ્રીઅન કમિટિ તરફથી વિસ નિશાળોમાં ધાર્મીક શિક્ષણ આપતા હતા. ૧૯૨૯માં એઓ દાદરની પારસી કૉલોનીમાં રૂસ્તમ ફરામ અગીઆરીના પંથકી નિમાયા હતા. નવસારીની ઘણી ધાર્મીક સંસ્થાઓના ટ્રસ્ટી છે. એઓ એક બહુ અચ્છા વક્તા છે અને હાલ દસ્તુર કયખુશરો માહિયાર કુટાર દસ્તુર દારબ પાહલન નામે બહુ પંકાયલા છે.

તા. ૧૫ ફેબ્રુઆરી ૧૯૩૮. રો. તીર મા. શહેરેવર (શે૦) સ. ૧૩૦૭ યઝદેઝર્દી.

**મરણઃ—ખા. બ. માણેકજી ખરશેદજી નરીમાન.** ઉમ્મર વર્ષ ૮૦. મુંબાઈમાં ગુજર્યા. નવસારીમાંજ જન્મી ત્યાંથી ૧૮૮૪ માં મૅટ્રીક થઇ ઍલ્ફીન્સ્ટન કૉલેજમાંથી ૧૮૮૧માં માનસહિત બી. એ.માં પસાર થયા અને ઍલીસ સ્કૉલરશીપ તથા જેમ્સ ટેલર પ્રાઇઝ મેળવ્યાં. પ્રથમ નવસારી મદ્રેસામાં થોડો વખત છઠ્ઠા ધોરણના શિક્ષક તરીકે વિદ્યાર્થીઓનું ભારે માન તથા પ્રસંશા મેળવી, ૧૮૮૨માં મુંબઇના સૅક્રેટરીએટમાં મુલ્કી તથા હિસાબી ખાતામાં કારકુન તરીકે રહી થોડાજ વખતમાં પોતાની બાહોશીથી સુપ્રીન્ટેન્ડન્ટ નિમાયા.

૧૮૯૬ના દુકાળમાં, તે બદલના ખાતામાં ઍસીસ્ટંટ સૅક્રેટરી નિમાયા. દુકાળ પૂરો થયા પછી મુલ્કી તથા હિસાબી ખાતામાં ઍસીસ્ટંટ સેક્રેટરી તરીકે કામ કીધું અને ત્યારબાદ એજ ખાતાઓનાં અંડર સૅક્રેટરી નિમાયા. એક સીવીલ સર્વીસમાં પાસ ન થયલા હિંદીવાન તરીકે આવો મોટો હોદ્દો એમણેજ પહેલવહેલો ભોગવ્યો હતો.

સને ૧૯૧૦માં, ૨૮ વર્ષ સુધી પ્રસંશાપાત્ર નોકરી કરી, પોતાની આંખનું તેજ કમી થતું જતું હોવાથી ૫૫ વર્ષની ઉમ્મર થતાં પહેલાં રીટાયર થયા હતા.

એમની સારી નોકરીને લીધે ૧૮૯૮માં ખાનબહાદુરનો ખેતાબ ઍનાયત થયો હતો અને ૧૮૯૮ના જુનમાં જે. પી. નિમવામાં આવ્યા હતા, તથા ૧૯૦૨ના જુનમાં કૈયસરે હિન્દનો રૂપાનો ચાંદ મેળવવા ભાગ્યશાળી થયા હતા.

હતા અને સર્વે જોઇ બહુ ખુશી થયા હતા. તે વખતે મી. દેસાઇએ પોતાનાં રચેલાં કેટલાંક પુસ્તકો શ્રીમંતને નઝર કર્યાં હતાં.

એમણે ગદ્ય અને પદ્યમાં એકસો પુસ્તકો પ્રગટ કર્યાં હતાં તેનું લીસ્ટ આ પુસ્તકને છેડે આપવામાં આવ્યું છે.

એમણે જૂદાં જૂદાં ૪૧ વર્તમાન પત્રો તથા ચોપાનિયામાં ચાલુ લેખો લખ્યા છે. " દુઃખીને દિલાસો " નામના ૫૬ જૂદાં જૂદાં પુસ્તકો રચી ઘણાં દુઃખીઓને રાહત આપી છે.

" ગાયકવાડનો બ્રિટિશ રાજ્ય સાથનો સંબંધ " એ નામની રેસીડન્ટ કર્નલ વૉલેસની ઇંગ્રેજી ચોપડીનો તરજુમો કર્યો હતો.

એમનું સૌથી છેલ્લું પુસ્તક તત્વજ્ઞાન તથા ફીલ્સુફીથી ભરપૂર " મારી આકાશી મુસાફરી " નામનું દરેક શખ્શે વાંચી મનન કરવા જેવું છે.

મર્હુમે ઝીણાં અક્ષરોના આઠ પોસ્ટ કાર્ડો લખ્યા હતા, તેમાંના એકમાં બેતાલીસ હજાર અક્ષરો સમાવેલા હતા. તે કાર્ડ પૅરીસના ૧૮૮૯ ના પ્રદર્શનમાં મૂકવામાં આવ્યો હતો.

એજ પ્રમાણે એક " ૭ × ૫ " ઇચના કાર્ડ ઉપર " દાદાર " શબ્દ મોટા અક્ષરે લખી તેની અંદર રોજીંદા અવસ્તાના ભણતરના કલામોના એક હજાર શબ્દો સુંદર ઝીણા અક્ષરે લખી પોતાની ઉંચ પ્રકારની અથાગ લેખનશક્તિનો ખ્યાલ વાંચકોને આપ્યો હતો.

અત્રેની બઝમે રૂઝે બેહેરામ, દાણુ પારસી હૉસ્પીટલ, મહેરજીરાણા લાઇબ્રેરી તથા તથા પારસી જનરલ ફંડ વિગેરે માટે ઉમદા કાર્ય કર્યું હતું, તે માટે હૉસ્પીટલમાં તથા બઝમમાં એની છબી મૂકવામાં આવી છે.

અત્રેના મુલ્લાં બહેતરી ફંડના એક ટ્રસ્ટી હતા અને બે લાખના એ ફંડનો વહીવટ ઘણા વર્ષો સુધી, બીજાઓ ભેગો ચલાવ્યો હતો.

તેઓએ પોતે ઘણાં ઉમદા ભાષણો નવસારી તથા બીજે ઠેકાણે આપ્યાં હતાં એટલુંજ નહીં પણ ઘણાક ભાષણકર્તાઓના ભાષણ વખતે પ્રમુખપદ શોભાવ્યું હતું, એમનાં ભાષણો તેમજ લખાણોથી જ્ઞાન સાથે ગમ્મત મળતી હતી.

એમણે આખી જીંદગી ( લગભગ ૫૦ વર્ષ ) સરસ્વતિ દેવીની સેવામાં ગુજારી હતી અને તેથીજ તેઓ એક સાક્ષર તરીકે વખણાયા છે.

શ્રીમંત મહારાજાના હિરક મહોત્સવને પ્રસંગે એમને એક કિમતી પોષાક ઍનાયત થયો હતો.

એમના મરણ માટે શોક દર્શાવવા તા. ૨૦ જાનેવારી ૧૯૩૮ના રોજ રા. બા. ગોવીંદભાઇ હાથીભાઈ દેસાઈ નાયબ દિવાનની સુચનાથી શેઠ પેશતનજી રતનજી દાણુની કારસાજીથી એક જાહેર સભા સુબા સાહેબના પ્રમુખપણા નીચે ભરાઈ તેમનું સ્મારક ફંડ કરવાનું અને તેમની એક ઑઇલ પેઇન્ટ સબી લક્ષ્મણ હૉલમાં ખુલ્લી મુકવા ઠરાવવામાં આવ્યું હતું. તેઓએ ત્રીસ સુબાસાહેબોના હાથ નીચે નોકરી કરી તેઓને જરૂર પડયે ગોપ્ય માહિતિ આપતા હતા તેથી પાંચ હૈયાત સુબાઓએ એમના સ્મારક ફંડમાં

વર્ગણી ભરી હતી તેમાં રા. બા. ગોવીંદભાઇ સાહેબના રૂ. ૧૦૧) અગ્રપદે હતા, તથા એઓની યાદગીરી રાખવા માટે અત્રેની સયાજી વૈભવ લાઇબ્રેરીમાં સુંદર કબાટ ઘટતા લેખ સાથે એમની છપાયલી ચોપડીઓ સાથે તેઓ સાહેબે ભેટ આપીછે.

---

## ઇ. સ. ૧૯૩૮ ના પારસીઓ.

જાનેવારી ૧૯૩૮.

**શેઠ ફરામરોઝ ર. દાબુ**ની ઉમદા સેવાઓની કદર કરી શ્રીમંત મહારાજા સાહેબે રાજ્યરત્નનો એલકાબ તથા સોનાનો ચાંદ ઍનાયત કર્યો હતો.

તા. ૯ મી જાનેવારી ૧૯૩૮.

એર્વદ **કયખુશરૂ માહીયાર કુટારને** મુંબાઇના વાડીયાજીના આતસબેહેરામના વડા દસ્તુર નિમવામાં આવ્યા. તેમને જૂદી જૂદી અન્જુમનો, પંથકીઓ, દસ્તુરો તથા અન્ય ગૃહસ્થો તરફથી એ પ્રસંગે ૨૭૫ શાલો ઓરાડવામાં આવી હતી.

એઓ અવસ્તા અને પહેલવી ભાષાઓ શીખી ઍમ. એ. થઇ મુંબાઇની યુનીવર્સીટીની સ્કૉલરશીપ તથા દસ્તુર પેશીતન સંજાણાને નામને સોનાનો ચાંદ મેળવ્યો હતો. મુંબાઇના સર જમશેદજી જીજીભાઈ ઇન્સ્ટીટયુશનમાં પ્રથમ ધાર્મીક શિક્ષક નિમાઇ, ૧૯૧૯માં ઝોરૉસ્ટ્રીઅન કમિટિ તરફથી વિસ નિશાળોમાં ધાર્મીક શિક્ષણ આપતા હતા. ૧૯૨૯માં એઓ દાદરની પારસી કૉલૉનીમાં રૂસ્તમ ફરામ અગીઆરીના પંથકી નિમાયા હતા. નવસારીની ઘણી ધાર્મીક સંસ્થાઓના ટ્રસ્ટી છે. એઓ એક બહુ અચ્છા વક્તાછે અને હાલ દસ્તુર કયખુશરો માહિયાર કુટાર દસ્તુર દારબ પાહલન નામે બહુ પંકાયલા છે.

તા. ૧૫ ફેબ્રુઆરી ૧૯૩૮. રો. તીર મા. શહેરેવર (શે૦) સ. ૧૩૦૭ યઝદેઝર્દી.

**મરણઃ—ખા. બ. માણેકજી ખરશેદજી નરીમાન.** ઉમ્મર વર્ષ ૮૦. મુંબાઈમાં ગુજર્યા. નવસારીમાંજ જન્મી ત્યાંથી ૧૮૮૪ માં મૅટ્રીક થઇ ઍલ્ફીન્સ્ટન કૉલેજમાંથી ૧૮૮૧માં માનસહિત બી. એ.માં પસાર થયા અને ઍલીસ સ્કૉલરશીપ તથા જેમ્સ ટેલર પ્રાઈઝ મેળવ્યાં. પ્રથમ નવસારી મદ્રેસામાં થોડો વખત છઠ્ઠા ધોરણના શિક્ષક તરીકે વિદ્યાર્થીઓનું ભારે માન તથા પ્રસંશા મેળવી, ૧૮૮૨માં મુંબઇના સૅક્રેટરીએટમાં મુલ્કી તથા હિસાબી ખાતામાં કારકુન તરીકે રહી થોડાજ વખતમાં પોતાની બાહોશીથી સુપ્રીન્ટેન્ડન્ટ નિમાયા.

૧૮૯૬ના દુકાળમાં, તે બદલના ખાતામાં ઍસીસ્ટંટ સૅક્રેટરી નિમાયા. દુકાળ પૂરો થયા પછી મુલ્કી તથા હિસાબી ખાતામાં ઍસીસ્ટંટ સેક્રેટરી તરીકે કામ કીધું અને ત્યારબાદ એજ ખાતાઓનાં અંડર સૅક્રેટરી નિમાયા. એક સીવીલ સર્વીસમાં પાસ ન થયલા હિંદીવાન તરીકે આવો મોટો હોદ્દો એમણેજ પહેલવહેલો ભોગવ્યો હતો.

સને ૧૯૧૦માં, ૨૮ વર્ષ સુધી પ્રસંશાપાત્ર નોકરી કરી, પોતાની આંખનું તેજ કમી થતું જતું હોવાથી ૫૫ વર્ષની ઉમ્મર થતાં પહેલાં રીટાયર થયા હતા.

એમની સારી નોકરીને લીધે ૧૮૯૮માં ખાનબહાદુરનો ખેતાબ ઍનાયત થયો હતો અને ૧૮૯૮ના જુનમાં જે. પી. નિમવામાં આવ્યા હતા, તથા ૧૯૦૨ના જુનમાં કયસરે હિન્દનો રૂપાનો ચાંદ મેળવવા ભાગ્યશાળી થયા હતા.

એમણે હિંદુસ્તાનમાં તેમજ યુરોપમાં લાંબી મુસાફરી કરી હતી. એઓ રમત-ગમતના શોખીન હોવાથી મુંબાઈના પારસી જીમખાનાના લાઇફ મેમ્બર થઈ ટેનીસ ઘણુ સારૂં રમતા હતા.

પોતાની સરકારી તેમજ ખાનગી જીંદગીમા એક ખરા ગૃહસ્થ તરીકે વર્તતા હોવાથી બધાનો પ્યાર અને માન જીતી લીધાં હતાં. પોતે ઘણા સખાવતી હોવાથી ખાનગી રીતે લોકોને ઘણી મદદ આપતા હતા. એમની જાહેર સખાવત સુમારે રૂ. ૨૦૦૦૦) ની હતી અને તેનો લાભ મોટે ભાગે નવસારીનેજ મળ્યો હતો, પરંતુ એ જાહેર સખાવત કરતાં પણ ખાનગી સખાવતનો આંકડો વધારે મોટો હતો.

**શેઠ ધનજીશાહ બાપુજી દેશાઇઃ**—નવસારીના દેશાઈ ખાનદાનનાં એક નબીરા શેઠ ધનજીશાહ બાપુજી દેશાઇ તા. ૨૬મી ફેબ્રુઆરી ૧૯૩૮ વાર શનીને દીને નવસારીખાતે ૭૨ વરસની ઉમરે બેહેસતનસીન થયા છે. એઓ સારી કેળવણી પામેલા હતા અને જાતી ચાલાકીથી વધી એક ગણુત્રીબાજ વેપારી તરીકે મોટી નામના મેળવી, સારી દોલત એકઠી કરી, રંગુન ખાતેથી નવસારી આવી રીટાયર્ડ જીંદગી ભોગવતા હતા. એઓ સખીદીલગુરદો ધરાવતા હોવાથી સારી સખાવતો કરી ગયાછે. એઓને વાંચણુનો ઘણો શોખ હતો અને બ્રહ્મવિદ્યા તરફ એમની સારી વળાણુ હતી. એઓએ લાંબો વખત રંગુનમાંજ ગુજાર્યો હતો છતાં પોતાના માદરવતન (નવસારી)ને કદી ભુલ્યા નહી. નવસારી આવવા બાદ એમણે નવસારીની હાઇસ્કુલ માટે લેબોરેટરીનું મકાન એમના પિતાશ્રી મરહુમ શેઠ બાપુજી મેહેરવાનજી દેશાઈના નામથી બંધાવી આપ્યું છે. એઓ એક મારગી હોઇ એકાંતવાસ પસંદ કરતા હતા. એઓને બાગ-બાનીનો ઘણો શોખ હતો. લુનસીકુઇ તરફ તાતાવાડીની સામે એઓનો આલીશાન મોટો બંગલો છે, ત્યાં એમણે એક ફુલવાડી બનાવી છે, અને ત્યાંજ એઓ એકાંતથી રહેતા હતા. એઓ હમેશ સત્ય બોલવામાં કદી અચકાતા હતા નહી. એઓની હૈયાતી દરમ્યાન એઓએ ૫૦૦૦૦ પચાસ હજારની સખાવત કરી હતી, અને એઓનાં મરણુ બાદ એઓના ઉઠામણામાં કુલ્લે રૂ. ૧,૯૩,૯૨૬ અંકે એક લાખ ત્રાણું હજાર નવસોને છવીસની સખાવત કરવામાં આવી છે, તેની વિગત નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| રૂ. | ૧,૫૦,૦૦૦ | મરહુમની પુંજીમાંથી અલાયદા કાઢી મરહુમની ખાહેસ મુજબ એમના બાવાજી મરહુમ બાપુજી મેહેરવાનજી દેશાઈના નામનું પારસી જરથોસ્તીઓના લાભ માટે એક સખાવતી ટ્રસ્ટ ફંડ સ્થાપવા માટે. |
| રૂ. | ૩૦,૦૦૦ | સુરત પારસી ટેકનીકલ અને ઇન્ડસ્ટ્રીઅલ ઇન્સ્ટીટયુટમાં છોકરાંઓને રહેવા માટે એક મકાન બાંધી આપવા માટે. |
| રૂ. | ૫૦૦૦ | રવાનોને અવલમંજલ પહોંચાડવાનાં ફંડમાં. |
| રૂ. | ૧૮૫,૦૦૦ | |
| રૂ. | ૧૦૦૦ | સર કાવસજી જેહાંગીર નવસારી જરથોસ્તી મદ્રેસાના ફંડમાં. |
| રૂ. | ૫૦૦ | નવસારીની દાદાભાઈ કાવસજી તાતા એંગ્લો વર્નાક્યુલર સ્કુલના ફંડમાં. |
| રૂ. | ૫૦૦ | નવસારીની મલેસર ખાતેની સર. જે. જે. છોકરા છોકરીઓની ગુજરાતી સ્કુલના ફંડમાં. |

રૂ. ૫૦૦ નવસારીની મલેસર ખાતેની સર. જે. જે. છોકરા છોકરીઓની ઇંગ્રેજી સ્કુલના ફંડમાં.
રૂ. ૫૦૦ નવસારીની બાઈ ડોસીબાઇ કોટવાલ પારસી ઑર્ફનેજનાં ફંડમાં.
રૂ. ૫૦૦ નવસારીની દસ્તુર મહેરજી રાણા લાયબ્રેરી ફંડમાં.
રૂ. ૫૦૦ નવસારીની રતનજી ફરામજી દાબુ પારસી જનરલ હોસ્પીટાલના ફંડમાં.
રૂ. ૫૦૦ નવસારીના દોરાબજી નાનાભાઇ મહેતા પારસી સુવાવડખાનાના ફંડમાં.
રૂ. ૫૦૦ દેશાઈજી ખુરશેદજી ટેમુલજીની યાદગીરીના ફંડમાં.
રૂ. ૫૦૦ નવસારીની વડી દરેહમેહેરનાં મુકતાદ બાજ જશન ફંડમાં.
રૂ. ૫૦૦ નવસારીની સમસ્ત પારસી જરથોસ્તી અન્જુમન જનરલ ફંડમાં.
રૂ. ૫૦૦ નવસારીના નાચાર જરથોસ્તીઓના ફંડમાં.
રૂ. ૧૦૧ મરહુમ રતનજી ફરામજી દાબુના ઘેર ખાતેથી નવસારી પારસી જનરલ હોસ્પીટલનાં ફંડમાં.
રૂ. ૧૦૦ નવસારીની પારસી ફીઝીકલ કલ્ચર લીગના ફંડમાં.
રૂ. ૧૦૦ નવસારીના દખમાં દુરસ્તી ફંડમાં.
રૂ. ૫૦ નવસારીની બઝમે જશને રૂઝે બેહેરામના ફંડમાં.
રૂ. ૨૫ નવસારીની બઝમે જશને રૂઝે હોરમઝદના ફંડમાં.
રૂ. ૨૫ નવસારી બઝમે જશને રૂઝે મેહેરનાં ફંડમાં.
રૂ. ૨૫ નવસારી બઝમે રૂઝે ખોરસેદના ફંડમાં.
રૂ. ૧૦૦૦ મરહુમના ભાગ્યા શેઠ મર્ઝબાન કાવસજી છોઇએ મરહુમનાં પુન માટે સુરત પારસી ટેકનીકલ ઈન્સ્ટીટ્યુટના ફંડમાં આપ્યા.
રૂ. ૧૦૦૦ મર્હુમના ભાગ્યા બાઇસાહેબ બાઇજી હોરમઝશાહ પેસતન જામાસ્પ (કુકા) તથા છોકરાઓએ સુરતની પારસી ટેકનીકલ ઈન્સ્ટીટ્યુટમાં મરહુમનાં પુનને માટે બર્યા.

રૂ. ૧,૯૩,૯૨૬

૨૧ જુલાઈ ૧૯૩૮. રોજ ૧૯ માહ ૧૧ (શે) સને ૧૩૦૭ ય. ઝ.

**સર નવરોજી બાપુજી સકલાતવાળા** નાઈટ, સી. આઈ. ઈ. જેઓ તાતા કંપનીના વડા ડીરેકટર હતા તેઓ વિલાયતમાં એકાએક હાર્ટ ફેઈલ થવાથી ૬૩ વર્ષની ઉમ્મરે ગુજરી ગયા. એઓ મુંબઈની મીલ ઑનર્સ ઍસોશીએશનના ૧૯૧૬માં ચૅરમેન નિમાયા હતા. ૧૯૨૧માં ઇન્ટરનેશનલ લેબર કૉન્ફરન્સમાં ૧૯૨૧માં હિંદુસ્તાનના ડેલીગેટ તરીકે ગયા હતા અને ૧૯૨૨માં મીલ ઑનર્સ ઍસોશીએશન તરફથી લેજીસ્લેટીવ ઍસેમ્બ્લીમાં મેમ્બર નિમાયા હતા.

તા. ૧૭-૯-૩૮. રોજ ૧૨ માહ ૧ સને ૧૩૦૮ યઝદેઝર્દી.

**ઍક્ષ. રે. નું મશીન**— આજ્દીને નવસારી મલેસર ફળીઆનાં રહેનાર સખીવજુદ શેઠ ફરામરોજ ડોસાભાઇ મહેતાએ નવસારીની મરહુમ શેઠ રતનજી ફરામજી દાબુ હૉસ્પીટલમાં પોતાનાં મરહુમ ધણીઆણી બાઇ નવાજબાઇના પુનને માટે રૂા. ૬૦૦૦)

છ હજાર આપ્યાછે. મજકુર રકમમાં હૉસ્પીટલનાં ફંડ ખાતેથી રૂા. ૫૫૦૦ ઉમેરીને એક અપટુડેટ મશીન હૉસ્પીટલમાં મૂકવામાં આવ્યુંછે.

ડીસેમ્બર ૧૯૩૮.

નવસારી પ્રાંત પંચાયતને **લોકપ્રિય પ્રમુખ** નિમવાનો હક મળતાંજ પહેલા પ્રમુખ તરીકે રાજ્યરત્ન શેઠ દીનશાજી રતનજી દાજીને ચુંટવામાં આવ્યા.

---

## ઇ. સ. ૧૯૩૯ ના પારસીઓ.

તા. ૬ ઠી ફેબ્રુવારી ૧૯૩૯

**શ્રીમંત સયાજીરાવ ગાયકવાડનું મરણ**:—એમનું મરણ મુંબઈ ખાતે નિપજ્યુ હતુ. મરણની છેલ્લી ઘડી વખતે માતુશ્રી ચિમનાબાઇ તથા દિવાન સાહેબ કૃષ્ણમાચારી તથા એમનું બહોળું કુટુંબ હાજર હતું. એમનાં શબને સ્પેશીયલ ટ્રેનમાં વડોદરે લાવવામાં આવ્યું હતું, અને તા. ૭ મી ફેબ્રુવારીને દીને એમની પાયદસ્ત નીકળી હતી. જેનાં છેલ્લાં દર્શનાર્થે હજારો જનો રાજ્યમાંથી તેમજ નવસારીથી વડોદરા ગયા હતા, અને સર્વેની આંખોમાંથી આંસુ નીકળ્યાં હતાં. આવા ભાગ્યશાળી મહારાજ થોડાજ થઇ ગયા હશે. કે જેમની રાજ્યવહીવટ ચલાવવાની કુનેહ અને રૈયતનાં ભલાને માટેની કાળજી ઘણાજ થોડા રાજાઓમાં હશે. ઇશ્વર એમને સ્વર્ગ બક્ષે એવી પ્રાર્થના છે. તેજ દીવસે એમની ગાદી ઉપર એમનાં મરહુમ દીકરા ફતેહસિંહરાવના બેટા પ્રતાપસિંહરાવને બેસાડયા હતા.

માર્ચ ૧૯૩૯.

નવસારીમાં પ્રાંત સહકારી જમીન–ગીરો પેઢી ( Naosari District Co-Operative Land Mortgage Bank ) સ્થાપી તેની પહેલી બૉર્ડ ઑફ ડીરેકટર્સના પ્રમુખ તરીકે રાજરત્ન શેઠ દીનશા રતનજી દાજીને ચુંટી કાઢવામાં આવ્યા.

એપ્રીલ ૧૯૩૯.

શ્રીમંત મહારાજા પ્રતાપસીંહરાવ ગાયકવાડના રાજ્યારોહણને પ્રસંગે ગ્રામોદ્ધાર ( Village uplift )ની યોજના માટે રાજ્યરત્ન શેઠ દીનશા રતનજી દાજીએ બે શીલ્ડ, એક શ્રીમંત મહારાજા પ્રતાપસીંહને નામે અને બીજું પોતાના મરહુમ પીતા શેઠ રતનજી ફરામજી દાજીને નામે સ્થાપ્યાં હતા.

તા. ૨૬ એપ્રિલ ૧૯૩૯.

શ્રી. પ્રતાપસિંહરાવ ગાયકવાડનો રાજ્યાભિષેકનો **રાજ્યારોહણ ઉત્સવ** ભારે ધામધુમથી વડોદરા ખાતે ઉજવાયો હતો. આખા રાજ્યમાંથી જાણીતાં નર નારીઓ મહારાજા તરફનાં એમને માન આપી વડોદરે સીધાર્યા હતાં. અને તેઓને સર્વેનાં દરજ્જા મુજબ ઉતારા આપ્યા હતા. અને ખાવાપીવાનો સર્વે બંદોબસ્ત રાજ્ય તરફથી થયો હતો.

બુધવાર તા. ૨૬ મા એપ્રિલને દીને ૧૦–૫૦ વાગે રાજ્યાભિષેકની ક્રીયા, લક્ષ્મીવિલાસ પૅલેસમાં સર્વે સગાં સ્નેહીઓ તેમજ રાજા મહારાજાઓ જેઓ આવ્યા હતા, તેઓની હાજરીમાં થઇ હતી. લોકોનો ઉત્સાહ ભારે હતો. ત્યારબાદ મહારાજા સાહેબ મહેલમાં પધારી કિંમતી પોશાક ઝવેરાત પહેરી, દેવ દર્શને ગયા હતા, અને ત્યાંથી

હૉલમાં આવી ગાદી ઉપર બીરાજતાં બ્યુગલોનાં અવાજ સાથે રાજ્યની ૨૧ અને રેસીડન્સીની ૨૧ તોપોની સલામી થઈ. શ્રી. મહારાજ પ્રતાપસિંહરાવની રાજ્યારોહણની જાહેરાત થઇ શ્રીમંત ગાદીએ બીરાજ્યા. પછી પ્રથમ શ્રી બાલ યુવરાજશ્રીએ ગાદી સન્મુખ હાજર થઇ મુજરો કરી શ્રીમંતને કિમતી પોશાક કરી હાર કલગી કર્યાં હતાં. તે પછી શ્રી સુવાસીનીના આરતી ઓવારણાં થયાં.

ના. દિવાન સાહેબને પોશાક અને મગડી પાઘડી શ્રીમંત તરફથી અર્પણ થઇ હતી, તે તેમણે માથે ધારણ કરી હતી. ત્યારબાદ શ્રીમંતે દિવાન સાહેબ, અમાત્યો, મુખ્ય અમલદારો અને મહાજનના શેઠ સાહુકારો તરફથી પોશાક નજરાણાં સ્વીકાર્યાં. પછી સર્વને પાનસોપારી થઈ દરબાર વીસર્જન થયો હતો. રાજ્યરોહણ વખતે તોપોની સલામી થતાં તેજ વખતે ૮૧ બંદીવાન કેદીઓને છોડવામાં આવ્યા હતા, તથા બધા કેદીઓને લાડુનું ભોજન આપવામાં આવ્યું હતું.

ત્યારબાદ પાછલા પહોરે પાંચ વાગતાનાં સુમારે રેસીડન્ટ સાહેબની હજરીમાં અભિનંદનનો દરબાર ભરાયો હતો. મે. રેસીડન્ટ સાહેબ પધારતાં ગાર્ડ ઑફ ઑનર સાથે તોપોની સલામી થઇ હતી. શ્રી. મહારાજા સાહેબે હૉલનાં પ્રવેશદ્વાર આગળ આવકાર આપી અંદર પધારતાં સઘળાએ ઉભા થઇ સન્માન કર્યું હતું. મે. રેસીડન્ટ સાહેબે શ્રી. મહારાજા સાહેબની માથે ચાંદીનાં કૉચ ઉપર બેઠક લીધા બાદ શ્રીમંતને અભિનંદન આપી ખુશ ગુફતેગો કરી હતી. પછી શ્રીમંતે મે. રેસીડન્ટ સાહેબને હાર કલગી અત્તર ગુલાબ આપ્યા બાદ ના. દિવાન સાહેબે શ્રીમંતનો તથા તે પછી રેસીડન્સીના અમલદારોનો હારપાનથી સત્કાર કર્યો હતો. ત્યારબાદ દરબાર વિસર્જન થયો હતો.

ત્યારપછી શ્રીમંત સરકાર મહારાજા સાહેબની સવારી સાંજે સાડા પાંચ વાગે સોનાની બગીમાં રાજમહેલથી ખંડેરાવ માર્કેટ સિદ્ધનાથ રસ્તે શ્રી. ખંડેરાવનાં દર્શન માટે પધારી હતી.

શ્રી. ખંડેરાવનાં દર્શન કરી આવ્યા બાદ શ્રીમંત સવારી રાજમહેલમાંથી હાથી ઉપર આરૂઢ થઇ દશરાની સવારીના ધોરણે નીકળી હતી. માંડવી, ન્યાયમંદીર અને માર્કેટનાં માર્ગે રાજ્યમહેલમાં પરત ગઇ હતી. ખંડેરાવ માર્કેટથી રાજમહેલ સુધી સવારી આગળ કિમતી દારૂખાનું ફોડવામાં આવ્યું હતું.

**નજરાણાનો દરબારઃ**—બીજે દીવસે તા. ૨૭ મી એપ્રીલને દીવસે ૯—૩૦ વાગે પટેલ મતાદારોનો દરબાર હતો. ત્યાં શ્રીમંત પધાર્યા હતા. તે પુરો થયા બાદ શ્રીમંત સ્વારી રાજમહેલ પધારી ત્યાંથી સોનાની બગીમાં બૉડીગાર્ડના ઍસ્કૉર્ટ સાથે ન્યાયમંદિરના દિવાનખાનામાં નઝરાણાનાં મોટા દરબારમાં લગભગ પોણા અગીઆર વાગે આવી પહોંચી હતી. દરબારમાં અમલદારો સરદારો અહીંના મહાજનના તથા અન્ય આગેવાન ગૃહસ્થો તથા ચારે પ્રાંતમાંથી આવેલા શેઠ શાહુકારો, પ્રાંત પંચાયત અને સુધરાઇના સભ્યો, વિગેરે મહેમાનો તેમજ સરદાર, દરકદાર, ઉપરાંત ખંડણીદાર દરબાર ઠાકોર સાહેબોએ બધાએ બર દરબારી, જરી બરગચ્છીના અંગરખા અને પોતપોતાની પાઘડીમાં સજ્જ થઈ હાજરી આપી હતી. નવસારીનાં મોટા દેસાઇ તથા અન્ય પારસી ખાનદાન ગૃહસ્થો સફેદ જામા પીછોડીના પોશાકમાં આવેલા હતા. નામદાર

દિવાન સાહેબે ગઇ કાલ રાજ્યારોહણ દરબારમાં પોશાકમાં મળેલી ગાયકવાડી લાલ પાઘડી પહેરી હતી. શ્રીમંત પધારતાં બૅન્ડ સાથે ગાર્ડ ઑફ ઑનરની સલામી થઇ હતી. શ્રીમંતે હૉલમાં પધારી સિંહાસન ઉપર બેઠક લીધા પછી હાજર રહેલા તમામ લશ્કરી તથા બીજા લશ્કરી દરબારીઓએ એક પછી એક ક્રમવાર શ્રીમંત સનમુખ હાજર થઇ મુજરો અને નજરાણાં કર્યાં હતાં. ત્યારબાદ દરબારીઓને કલગી અત્તર ગુલાબ અને પાનબીડાં અપાયા બાદ લગભગ સવાબાર વાગે દરબાર વિસર્જન થયો હતો. સાંજે તા. ૨૮ મી એપ્રીલને દીવસે સાંજે ચાર વાગે આવેલા મહેમાનોને પોશાક વિગેરે બક્ષી વિદાય કરવામાં આવ્યા હતા.

આખા વડોદરામાં પુષ્કળ ધામધુમ થઇ હતી. રમતગમતના અખાડા, છોકરાંઓની રમતગમત અને મીઠાઇ વહેંચણી વિગેરેનો આઠ દીવસનો પ્રોગ્રામ ભરચક હતો, જે કંઇપણ અડચણ વગર પસાર થયો હતો. સર્વે લોકો કહે છે કે આવો મહોત્સવ વડોદરામાં આગળ ઉજવાયો હશે નહી. ઇશ્વર મહારાજા પ્રતાપસિંહને લાંબી જીંદગી અને સુખ પ્રાપ્ત કરો.

**નવસારીમાં ઉજવાએલો મહોત્સવઃ**—શ્રીમંત પ્રતાપસિંહરાવ ગાદીએ બેસવાનો આનંદી મહોત્સવ નવસારીનાં સર્વે કોમનાં લોકોએ ખુશાલીથી ઉજવ્યો હતો. પારસીઓમાં સવારનાં ૭ વાગે દેસાઇઓ તરફથી જશન કરવામાં આવ્યું હતું, અને મહારાજા સાહેબ પર ટેલીગ્રાફથી દેશાઇઓની વફાદારી ભરેલી ભલી દુવા ચાહી હતી.

ત્યારબાદ સાડા નવ વાગે હમા અન્જુમનનું જશન થયું હતું, અને મહારાજશ્રી ઉપર નામદાર દસ્તુરજી તરફથી અત્રેના પારસીઓનો પેગામ પહોંચાડવામાં આવ્યો હતો. છોકરાંઓને સરકાર તરફથી મીઠાઇઓ વ્હેંચવામાં આવી હતી, અને ત્રણ દીવસ સુધી સાંજે લુનસીકુઇનાં મેદાનમાં ગૃહસ્થો, બાનુઓ અને છોકરાંઓનો ભરચક મેલાવડો થયો હતો.

છોકરાંઓ પામેથી કસરત વિગેરેની મઝાહ ચાખી મેલાવડો ખુશાલી સાથે વિસર્જન થયો હતો. તા. ૨૬ મીએ આતસબાજી પણ થઇ હતી. સરકારી બિલ્ડીંગો પર ઇલેકટ્રીક લાઇટો થઈ હતી. સર્વે કોમનાં લોકોએ એ મહોત્સવ ભારે ખુશાલી સાથે ઉજવ્યો હતો.

તા. ૨૩ મી મે ૧૯૩૯.

**ડા. બેરામજી દાદાભાઇ રાણા** જેઓએ નવસારીમાં ૫૧ વર્ષ સુધી પોતાનું ખાનગી દવાખાનું ચલાવી તા. ૧ લી એપ્રીલ ૧૯૩૯ થી પોતાના કામમાંથી નિરૃત્ત થયા તેમને તેમના મિત્રો અને વખાણનારાઓ તરફથી એક ઉઘરાણું કરી સુમારે રૂા. ૧૨ ०) બેગા કરી સર રતન તાતા સ્પૉર્ટસ કલબમાં આજરોજ ખાણું આપ્યું હતું અને તેમને સુમારે રૂા. ૭૦०)ની કિમ્મતનો એક સુંદર રેડીયો તથા રૂા. ૩००)ની પર્સ પ્રમુખ ડા. ધનજીભાઈ હો. મહેતાને હાથે પ્રસંગના યોગ્ય શબ્દો સાથે ઍનાયત કરી યાદગીરી આપવામાં આવ્યા હતા.

એઓ સાહેબ શાંત સ્વભાવના, રંક અને લોકપ્રિય હતા અને અત્રેના પારસી સુવાવડખાના બીકટ કેમોમાં શરૂઆતથીજ બિનસ્વાર્થી મદદ આપતા અને ઘણાં વર્ષો સુધી તેની વ્યવસ્થાપક કમિટિના મૅમ્બર હતા.

આશરે ૩૫ વર્ષ ઉપર નવસારીમાં સખત પ્લેગ ચાલ્યો તે વખતે પણ બિન-સ્વાર્થી સેવા આપી હતી અને અન્જુમને ઓગઢેલી શાલ પ્લેગ સંકટ નિવારણ ફંડને પાછી આપી દીધી હતી.

તેઓને ગાયનનો બહુ અચ્છો શોખ હોવાથી પોતાની સાલગ્રેટને દિવસે લુણસીકુઈ ઉપર ફ્રેન્ડલી યુનિઅન કલબ સ્થાપીને પોતે પ્રમુખ તરીકે રેહી શેઠ કેરસાસ્પ કા૦ બજાંની સેક્રેટરી તરીકેની મદદથી સુમારે ૩૫ વર્ષ ચલાવી પાછળથી સર રતન તાતા સ્પૉર્ટસ કલબ સાથે જોડી દીધી હતી. હજી પણ તે કલબની તેમજ એમની સાલગ્રેહ દર વર્ષ ઉજવવામાં આવે છે.

વળી એજ ગાયનના શોખને લીધે તેમણે નવસારી ઍમૅચ્યુર્સ કલબ સ્થાપી તેમાં પોતે પોતાના સાહેબજાદાઓ સાથે સામેલ થઇ અનેક ધર્માદા ખેલો નવસારીમાં તેમજ બીજાં શહેરોમાં કરી લગભગ પીસ્તાલીસહજાર રૂપીયા જૂદા જૂદા ધર્મખાતાંઓને અર્પણ કર્યા હતા. આ સર્વે કારણોને લીધે તેમને ઉપર મુજબની ભેટો આપવામાં આવી હતી.

તા. ૨૨ જુન ૧૯૩૯. રોજ ૦ માહ ૧૦ (શે) ૧૩૦૮ ય. ઝ.

**લેડી શીરીનબાઇ જમશેદજી જીજીભાઈ** આજરોજ મુંબાઈમાં ગુજર્યાં. એઓ ઘણા સાલસ, રાંક, નમાણાં અને માયાળુ હોઈ મુંબાઈની ઘણી લોકોપયોગી સંસ્થાઓમાં ઉલટભર્યો ભાગ લેતાં હતાં.

તા. ૧ ઑગસ્ટ ૧૯૩૯. રોજ ૩૦ માહ ૧૧ (શે) સને ૧૩૦૮ ય. ઝ.

**સર હોરમસજી એડનવાલા** એક હાતમ દીલના પરગજુ નર આજરોજે પારસી ટોળાની ભારે માહેતમ વચ્ચે ગુજર પામ્યા. એઓ સાહેબના બાવા શેઠ કાવસજી દીનશા અસલ નવસારીમાં પરણેલા હોઈ, દરજીની અટકથી ઓળખાતા હતા. એઓની મદદની આરજુ કરતું કોઇપણ માણસ વધતો ઓછો સંતોષ પામીનેજ પાછું કરતું હતું. એમના મરણથી પારસીઓને, નહીં પૂરાય એવી ખોટ ગઈ છે. એઓની એડન, જંગબાર વિગેરેની પેઢીમાં નવસારી મલેસરના ઘણા પારસીઓ પળાય છે.

ઑગસ્ટ ૧૯૩૯.

**રાજયરત્ન શેઠ ફ્રરામરોજ રતનજી દાણુ**ની ત્રણ વર્ષની સુધરાઈના પ્રમુખ તરીકેની ઉજવળ કારકીર્દી માટે તેમના મીત્રો તથા વખાણનારાઓ તરફથી લક્ષ્મણ હૉલમાં જાહેરસભા ભરી તેમને અભીનંદન તથા માનપત્ર આપવામાં આવ્યું હતું તથા ગાર્ડનપાર્ટી આપવામાં આવી હતી.

**નવસારીરૂં ગર્લ્સ હાઇસ્કુલ**—નવસારીમાં કન્યાઓને અંગ્રેજી શિક્ષણ આપવા માટે એક સ્વતંત્ર માધ્યમીક શાળા ધોરણ ૧ થી ૪ થા સુધીની તા. ૧ મે ૧૯૩૯ થી ઉઘાડવાનું શ્રીમંત સરકારે મંજુર કર્યું છે. જેને માટે પ્રાથમીક ખર્ચ રૂા. ૪૦૦૦ અને વાર્ષીક ખર્ચ રૂા. ૫૦૩૬ની મંજુરી આપી છે. આગળ ચાલતાં એક એક ધોરણ વધારતા જઇ મેટ્રીક સુધી લેઇ જવામાં આવશે. એક આવી સ્કુલની નવસારીમાં ખરેજ ઘણી જ જરૂર હતી, અને સર્વે કોમ તેને વધાવી લે છે.

અકટોબર ૧૯૩૯.

નામદાર **લેડી નવાજબાઇ રતન તાતાને** પારસી પંચાયતના એક ટ્રસ્ટી તરીકે,

બિનહરીફાઈથી ચુંટી કાઢવામાં આવ્યાં. બાનુઓમાંથી આવી નિમણુક પહેલવહેલીજ કરવામાં આવી. એઓ બહુ સખાવતી હોઈ પોતાના મર્હુમ ખાવીંદના ટ્રસ્ટ મુજબ બહુ ઉપયોગી કાર્યો કરે છે. એઓ નામદારે મુંબાઈ તારદેવમાં ગરીબ પારસીઓ માટે સર રતન તાતા બ્લૉકસ બાંધવા સારૂ રૂા. ૧૨ લાખની બાદશાહી રકમ આપેલી તે માટે એમને પારસીઓ તરફથી એક માનપત્ર તા. ૨૯–૧૦–૩૯ને રોજ આપવામાં આવ્યું.

તા. ૧૮ અકટોબર ૧૯૩૯. રોજ ૧૩ માહ ૨ સને ૧૩૦૯ યઝદેઝર્દી.

**મરણઃ—એદલજી બરજોરજી કોટવાલ.** ઉમ્મર વર્ષ ૮૫, આજરોજ નવસારા ખાતે ગુજર્યા. એઓ મુંબાઈની સૅક્રેટરીએટમાં ઍકાઉન્ટ ખાતામાં ઘણાં વર્ષ નોકરી કરી રીટાયર થઈ અત્રે રહેલા હતા. અને ૩૧ વર્ષ સુધી પેન્શન ખાધું હતું. ખેરગામ અગીઆરીના કેસમાં ભગર અન્જુમન તરફથી ભાગ લઈ મર્હુમ ડા૦ દાદાભાઈ નવરોજીની લવાદીમાં અન્જુમનની તરફેણમાં ચુકાદો મેળવ્યો હતો તે માટે ભગર અન્જુમને ઉપકાર માન્યો હતો.

તા. ૨૦ અકટોબર ૧૯૩૯. રોજ ૧૫ માહ ૨(શે) સને ૧૩૦૯ ય. ઝ.

**મરણ—શેઠ રતનશા કેરસાસ્પ દાદાચાનજી,** દિવાન કેરસાસ્પજીના વડા દીકરા, ઉમ્મર વર્ષ ૭૦. નવસારી તથા વડોદરામાં કેળવણી લઈ મુંબાઈમાં સ્મૉલકૉઝ કૉર્ટમાં સીનીઅર ઍડવોકેટ તરીકે ઘણા વર્ષોથી કામ કરતા હતા. પારસી કોમના અનેક સવાલોમાં બહુ ઉલટભર્યો ભાગ લેતા હતા મુંબાઈની ઝૉરોઍસ્ટ્રીઅન કલ્ચર લીગ એમની કારસાજીનું પરિણામ હતું. એઓ મુંબાઈ ખાતેજ ગુજર્યા હતા.

## પારસી કુટુંબી વંશાવળીઓ.

નવસારીનાં કેટલાક ઉત્સાહી ગૃહસ્થોએ પોતાનાં કુટુંબની વંશાવળી શોધી છપાવી પ્રગટ કરી છે, તે નીચે મુજબ છેઃ—

મહેરજી રાણા કુટુંબનું વંશચરિત્ર ઝાડ મરહુમ એ. રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મહેરજી રાણાએ ઘણીજ મહેનત લઇ સુશોભીત લીલા રંગનું કુટુંબનાં નામચીન નરોની ડાળીઓ ચીત્રીને બનાવેલું મહેરજી રાણા લાઇબ્રેરીમાં તકતામાં ટાંગેલું નજરે આવેછે, જે જોનારની આંખે ઉડી વળગે એવું છે.

મોટા દેશાઈ ખાનદાનની તવારીખ ઘણી જ મહેનત લેઈ શેઠ પાલનજી બરજોરજી દેશાઇએ શોધી છપાવી બહાર પાડીછે. સાલ ૧૮૮૭ ઇસવી. ૧૨૫૬ યઝદેઝરદી.

ભગર સાથ વંશાવળી તથા નવસારીનાં ભગર સાથ મોબેદોનાં ધર્મને લગતા કામોનો ભાગ લાગ વહેંચી ખાવાની રીત વિગેરે એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મહેરજી રાણાએ છપાવી બહાર પાડી છે. સાલ ૧૮૯૯ ઈસવી. ૧૨૬૮ યઝદેઝર્દી.

તવારીખે ખાનદાને દસ્તુર જામાસ્પ આશા, શેઠ અરદેશર ખુરશેદજી દસ્તુર જામાસ્પ આશાનાએ છપાવી બહાર પાડીછે. સાલ ૧૯૧૨ ઇસવી. ૧૨૮૧ યઝદેઝર્દી.

કરકરીયા કુટુંબની વંશાવળી અને પેહેડીનામુ એરવદ કાવસજી પેસ્તનજી કરકરીયાએ છપાવી પ્રગટ કર્યું છે. સાલ ૧૯૧૬ ઈસવી. ૧૨૮૫ યઝદેઝર્દી.

દાદાચાનજી કુટુંબની વંશાવળી અને તવારીખ શેઠ સોરાબ પાલનજી દાદાચા-

નછી બી. એ. બી. ઈ. એ. છપાવી બહાર પાડી છે. તા. ૧-૧-૧૯૨૦ ઇસ્વી. રોજ ૨૪-૪-૧૨૮૯ યઝદેઝર્દી.

મેહેતા કુટુંબની વંશાવળી અને વંશચરિત્ર ઝાડ શેઠ એદલજી નનરોજી ચાનજીભાઈ મહેતા બી. એ. તે વલસાડની બાઈ આવાબાઈ હાઇસ્કુલના હેડમાસ્તરે છપાવી પ્રગટ કર્યું છે. એઓ હાલ તેની બીજી સુધારેલી વધારેલી આવૃત્તિ તથા આવાંબાઈ હાઈસ્કુલનો ૪૦ વર્ષનો ઇતિહાસ બહાર પાડવામાં રોકાયા છે. સાલ ૧૯૨૨ ઇસ્વી. ૧૨૯૧ યઝદેઝર્દી.

દેશુ કુટુંબની વંશાવળી અને વંશચરિત્ર ઝાડ શેઠ નાદીરશાહ ધનજીભાઇ દેશુએ શોધી છપાવી પ્રગટ કર્યું છે. સાલ ૧૯૨૮ ઇસ્વી. ૧૨૯૮ યઝદેઝર્દી.

---

**મરહુમ કૉમરેડ મી. શાપુરજી દાદાભાઇ સકલાતવાળા**—બ્રિટીશ શહેનશાહતની મહાન રાજ્ય મંડળી ઇંગ્લાંન્ડની પાર્લામેન્ટની આમની સભાના કામદાર વર્ગના એક પ્રતિનીધી અને ત્રીજા પારસી તેમજ હિંદી સભાસદ મી. શાપુરજી સકલાતવાળા તા. ૨૪મી જાનેવારી ૧૯૨૭ને દીને મુંબઇના બારામાં વિલાયતથી આવી પહોંચ્યા હતા. લગભગ તેર વરસ પછી પાછા મુંબઈ ફરવા માટે તેમજ આ વખતે તેઓ એક કમ્યુનીસ્ટ ઍમ. પી. તરીકે હિંદ આવેલા હોવાથી મુંબઇમાં તેઓને ગંજાવર આવકાર મળ્યો હતો. તા. ૧૬મી જાન્યુઆરીને દીને સર કાવસજી જેહાંગીર હૉલમાં તેઓનાં માનમાં મળેલી ગંજાવર સભામાં આ આપણા શાપુરજી બાવાએ ભાષણ કરતાં પોતાને નવસારીનાં જૉનબુલ તરીકે ઓળખાવ્યા હતા, જે સાંભળનારાઓને લગાર આશ્ચર્યકારક લાગ્યું હતું. એઓ નવસારીમાં જન્મેલા હતા, જેથી નવસારીને એઓ ઘણાજ હેતથી ચાહતા હતા. આખા હિંદુસ્થાનમાં એઓ ફર્યા હતા, જેની અસર હિંદમાં ઘણીજ બહોળા પ્રમાણમાં પ્રસરી રહી હતી. જો કે એઓનાં વિચાર અંતીમ કૉમ્યુનીસ્ટ હોવાથી ઘણાને કદાચ રૂચતા નહી હોય છતાં તેઓ આ પારસી " શુરા શેર "ની હિમ્મતને વખાણતા હતા. એઓએ બે વાર નવસારીને મુલાકાતનું માન આપ્યું હતું. તે વખતે એઓનાં માસી બાઇ રતનબાઈ એદલજી ( તાતા ) બામજી હૈયાત હતાં, તેમણે એઓને સારી મદદ આપી હતી. નવસારીમાં એઓનો ઘણોજ સારો સત્કાર કરવામાં આવ્યો હતો. એઓએ નવસારીમાં ત્રણ ભાષણો આપ્યાં હતાં. એઓ પોતાનાં મામાજી મરહુમ શેઠ જમશેદજી નસરવાનજી તાતાના ઘણાજ માનીતા હતા. પોતાના મામાજીનાં મરણ બાદ જ્યારે સાકચી ( હાલનું જમશેદપુર ) તરફ લોખંડની ખાણનો ઉદ્યોગ શરૂ કરવાનો હતો ત્યારે એજ મી. શાપુરજી સકલાતવાળા ઘણા ઉપયોગી થઇ પડયા હતા. સાકચીનું જંગલ એઓએ પોતાની દેખરેખ નીચે સાફ કરાવ્યું હતું. ત્યારબાદ સર દોરાબજી તાતાના એઓ એક જમણા હાથ સમાન થઈ પડયા હતા. વિલાયતની ઑફીસનાં એઓને વડા બનાવ્યા હતા. એઓ ઑફીસનું કામ સારી રીતે કરતા હતા અને તેની સાથે વિલાયતમાં લોકોપયોગી કામ પણ કરવા લાગ્યા. ધીમે ધીમે એઓ ત્યાંના મજુર વર્ગનાં ઘણાજ માનીતા થઈ પડયા અને પાર્લામેન્ટની ચુંટણી વખતે મજુર વર્ગ તરફથી બહાર પડયા અને ચુંટાયા. સને ૧૯૨૦માં જ્યારે મજુર લોકો અને ત્યાંની સરકાર વિરૂદ્ધ એક યુદ્ધ

ચા'યુ ત્યારે મી. સકલાતવાળા એક લીડર તરીકે બહાર આવ્યા એઓ રાત દીવસ ભાષણો કરતા અને તેની અસર મજુર વર્ગ પર ભારે પડી અને આખુ લન્ડન શહેર મજુરોની હડતાલમા સપડાયું. મી સકલાતવાળાને પકડવામા આવ્યા. મેજીસ્ટ્રેટ આગળ એઓને ઉભા કરવામા આવ્યા. મેજીસ્ટ્રેટે એઓ સાથે એટલીજ શરત કરવા માંગી કે હવેથી જ્યા સુધી હડતાળ ખતમ ન થાય ત્યા સુધી ભાષણ કરવુ નહી. એનો ઉત્તર મી. સકલાતવાળાએ એ આપ્યો કે નામદાર તમો જો મને હમણા છુટો કરો તો તુરત બહાર જઈને હુ ભાષણ કરૂં. આથી મેજીસ્ટ્રેટ દિલગીર થયા અને મી. સકલાતવાળાને જ્યાં સુધી હુલ્લડ ન સમી જાય ત્યા સુધીની આસાનકેદ કરી હતી. ચાર દીવસમાં હુલ્લડ સમી ગયું અને મી. સકલાતવાળા જેલમાથી નીકળ્યા ત્યારે તેમને બહુજ હરખભેર આવકાર મળ્યો હતો. થોડાજ વખતમાં પાછી પાર્લામેન્ટની ચુંટણી થઈ તેમા મી. સકલાતવાળાને મોટી મેજોરીટીથી ચુંટી કાઢવામા આવ્યા. પાછળથી એમના વિચાર લેબરપાર્ટીના વડા મી મૅકડૉનલ્ડ સાથે એક નહી થયા અને એઓ એકલા કૉમ્યુનીસ્ટ મેમ્બર તરીકે પાર્લામેન્ટમા રહ્યા. ત્યાર બાદની ચુંટણીમાં જો કે એઓ બહાર પડયા હતા, પણ મજુર પાર્ટી સાથે મતભેદ ઉભો થવાથી ફક્ત કૉમ્યુનીસ્ટો કે જેઓની સંખ્યા વિલાયતમાં કમી હતી તેથી વધુ મત મેળવી શકયા નહી. તાતા કંપનીમાં એઓ હતા, અને એ કંપની આખા બ્રિટીશ ઍમ્પાયરમાં એક નામાંકીત પેઢી છે જે વેપારવણજથી લોકોની અને બ્રીટીશ સરકારની વચ્ચે એક સાંકળ સમાન છે, તેનોજ એક મોટો ઑફીસર ત્યાની સરકારની વિરૂદ્ધ માથું ઉચકે એ પાલવે નહી. આથી મી. સકલાતવાળાને માટે એમાંથી એકજ રસ્તો પસંદ કરવાનો હતો. ગમે તો તાતા કુંપનીની નોકરી છોડવી, યા તો કૉમ્યુનીસ્ટોની સેવા બજાવવી. એઓએ પાછલો માર્ગ અખત્યાર કીધો. એઓ જીંદગીની સાંજસુધી એક ચુસ્ત કૉમ્યુનીસ્ટ રહ્યા હતા. એઓ એક ખરો પારસી સ્પીરીટ ધરાવતા હતા. એઓનું મરણ તા. ૧૬-૧-૧૯૩૬ ને દીને વિલાયતમાંજ થયું હતું. વિલાયત ખાતે બર્ડઉડની પારસી આરામગાહમાં એઓને દફનાવવામાં આવેલાછે.

**એરવદ પીરોજજી (ફીરોઝ) દાદાચાનજી**—એરવદ પીરોજજી દાદાચાનજીએ પોતાનાં દાદાચાનજી કુટુંબની કેટલીક અનુપમ સેવાઓ કરી છે. પોતાનાં કુટુંબની તવારીખ અને પુરાતન ઇતિહાસ સાથે કેટલીક ધાર્મીક અને મોબેદી બાબદોમાં એરવદ પીરોજજી સત્તા સમાન ગણાતા થોડાક અથોરનાન ભાઇઓમાંના એક હતા. મુંબઇની ઍન્ડ્રયુઝની અગીઆરીમાં ધધો કરતા મોબેદોનાં એઓ મીત્ર અને સલાહકાર હતા મર્હુમ રોજ ૮મો માહ ૯મો સાલ ૧૨૯૮ તા ૮ મે ઈ.સ. ૧૯૨૯ને દીને ગુજર્યા હતા.

**પ્રોફેસર આદરજી મેહરનોસજી મસાણી**—એઓના બાપદાદા નોસાકરા હતા, અને નામદાર સયાજીરાવ ગાયકવાડના રાજ્યમાં લાંબી નોકરી બજાવી હતી. એઓએ મોટા હોદ્દાઓ રાજ્યની નોકરીમાં ભોગવ્યા હતા. એઓના જીંદગીનો ઘણો ભાગ એજ રાજ્યની નોકરીમાં પસાર કર્યો હતો. છેલ્ના એઓ વડોદરા કૉલેજના પ્રોફેસર ઉપરાત રાજ્યનાં કેળવણી ખાતના વડા પ્રધાન હતા એઓ પેન્શન પર રીટાયર્ડ થયા બાદ મુંબઈની મર જ. જી. સ્કુલના પ્રીન્સીપાલ તરીકે ઘણી બાહોસીભરી અને કુશળ

ચાલુ સાલમાં થયેલાં શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસીહરાવના રાજ્યારોહણ પ્રસંગે નવસારી મધ્યે થયેલા મેળાવડામાં છોકરીઓની રમતગમતમાં આ શાળાની બાળકીઓ ઘણા ઈનામો જીતી ગઈ હતી.

યુનીવર્સીટીની પરીક્ષાના વિષયોમાં સાયન્સ ગ્રુપમાં ખાસ કરીને ફીઝીઑલૉજી હાઈજીનનું જ્ઞાન આપવામાં આવે છે કે જે ભવિષ્યમાં તેઓને લાભકારક થઇ પડે અને પોતાની તન્દુરસ્તી કેમ જાળવવી તે સારી રીતે સમજી શકે.

છોકરાંઓમાં ખાસ કરીને નાની બાળકીઓને ફ્રીંડરગાર્ટનનું કામ અહિ શિખવવામાં આવે છે. નાના બાળકો માટે નિશાળના વખતમાં જ રમતગમતનો સમય રાખવામાં આવ્યો છે, કે જેથી તેમને સ્કુલે આવવાનું મુશ્કેલ ન બને.

ડ્રૉઇંગના વિષયની પરીક્ષા માટે કાળજીપુર્વક શિક્ષણ આપી છોકરાંઓને તૈયાર કરવામાં આવે છે જેથી સારી ફતેહ મેળવે છે.

સંગીતનું શિક્ષણ પણ પદ્ધત્તિસરનું આપવામાં આવે છે, જે શેઠ જમશેદજી તાતાની ઉજવાયલી સંવત્સરી વખતે યોજાયલા કાર્યક્રમ ઉપરથી હાજર રહેલાં દરેકનું ધ્યાન ખેંચતું હતું.

આજદીન સુધી શાળામાં " બીજી ભાષા " તરીકે ફારસી જ શિખવવામાં આવતી હતી. ચાલુ સાલમાં ફ્રેન્ચ ભાષાનો ઉમેરો કરવામાં આવ્યો છે એટલે છોકરાં-ઓને એ બે ભાષાઓમાંથી કોઈપણ એક પસંદ કરવાની સવલત થઇ છે.

સ્ટાફને માટે સારા પગાર ઉપર " પ્રૉવીડંટ ફંડ "ની યોજના પણ રચેલી છે જેથી તેઓને એક બચત રકમ રાખવાનું ઉત્તમ સાધન મળે છે.

આ ઉપરાંત ધર્મજ્ઞાન આપવા માટે પણ ખાસ ગોઠવણ છે. જે અનુસાર દરેક બાળકી ધાર્મીક રિવાજો તેમજ ધર્મના ભણતરની સારી તાલીમ લે છે,

આ શાળાના ઉમંગી સંચાલકો વખતને અનુસરતા ફેરફારો કરવા હમેશાં આતુર રહે છે અને નવસારીની પારસી બાળાઓ ઉંચ કેળવણી લઇ ભવિષ્યમાં સારી આબરૂદાર બાનુઓ થઇ સુખી જીવન ગુજારે એજ ઉદ્દેશથી કામ કરી રહ્યા છે.

વધુમાં કેટલાંક છોકરાંઓ જેઓ ગૃહકેળવણીને અંગે વધુ વખત બચાવી ન શકે તેઓને ફક્ત અંગ્રેજી, સાયન્સ અને સ્ત્રી ઉદ્યોગી ચીજો શિખાડવામાં આવે છે. એમને Girl-guidingની મરજીઆત તાલીમ પણ આપવામાં આવે છે, જેમાં પણ સારૂં પરિણામ લાવવા એઓ ભાગ્યશાળી નીવડ્યાં છે.

સાલ ૧૯૧૮થી તે આજ સુધી કેળવણીનો સ્ટાન્ડર્ડ ઘણોજ વધારવામાં આવ્યો છે, અને એ શાળાને ઈલાકાની મોટીમોટી હાઈસ્કુલોના સમાન દરજ્જે લાવી મુકવામાં આવી છે. નવસારીની જરથોસ્તી છોકરીઓ આ કન્યાશાળાને પ્રતાપે કેળવણીનો સારો લાભ ઉઠાવી રહી છે. ઠેક ક ખ ગથી તે મૅટ્રીક સુધીનું સંગીન શિક્ષણ આપવામાં આવે છે.

સાલ ૧૯૩૫થી છોકરીઓને સારી સંખ્યામાં મૅટ્રીક્યુલેશનની પરિક્ષા માટે તૈયાર કરવામાં આવે છે. તે અગાઉ એકાદ બે છોકરીઓનેજ પરિક્ષા માટે મોકલવામાં

| સાલ | પારસી | હીંદુ | મુસલમાન |
|---|---|---|---|
| ૧૯૩૧ | ૨૦૩-૧૨-૦ | ૦ | ૨૫- ૪-૦ |
| ૧૯૩૨ | ૬૬૮- ૦-૦ | ૬૯- ૮-૦ | ૯૫-૧૦-૦ |
| ૧૯૩૩ | ૧૧૯૦-૧૨-૦ | ૧૭૩- ૦-૦ | ૧૮- ૦-૦ |
| ૧૯૩૪ | ૧૦૫૩- ૮-૦ | ૧૬૧- ૦-૦ | ૬૪- ૦-૦ |
| ૧૯૩૫ | ૧૧૭૦- ૨-૦ | ૬૮- ૦-૦ | ૨૭- ૦-૦ |
| ૧૯૩૬ | ૧૩૧૩-૧૪-૦ | ૨૯- ૦-૦ | ૫- ૦-૦ |
| ૧૯૩૭ | ૧૩૬૯- ૦-૦ | ૬૭- ૦-૦ | ૭૯-૧૨-૦ |

ઉપર પ્રમાણે અત્યાર સુધીમાં રૂ. ૭૮૪૦-૧૪-૦ પારસી, હીંદુ, મુસલમાન વિદ્યાર્થીઓને કેળવણી માટે આપવામાં આવ્યા છે. મજકુર ફંડનો સાલ ૧૯૩૭ સુધીનો હિસાબ બહાર પાડેલો છે તેમાં જોતાં કુલે ફંડ રૂ. ૫૨૬૩૬-૧-૧૧ નું જણાવ્યું છે, જેમાંના રૂ. ૫૦૦૦૦ની જામીનગીરીઓ છે અને રોકડ રૂ. ૨૬૩૬-૧-૧૧ જણાય છે. મજકુર ફંડનાં ઑ. સેક્રેટરીઓ શેઠો અરદેસર કેકોબાદ મોદી અને મેરવાનજી આદરજી દેસાઇ છે.

**બાઈ નવાજબાઇ તાતા જરથોસ્તી કન્યાશાળા, નવસારીઃ**—સાલ ૧૯૧૮ પછીની કેળવણીની સ્થીતીમાં થયેલો વધારો છેલ્લા રીપોર્ટ પરથી—જેમ જેમ વખત વહેતો ગયો તેમ સામાજીક પ્રગતી થવા માંડી, એટલે પારસી સમાજને ઉંચ કેળવણીની જરૂર જણાવા લાગી અને કોમના સારાં નસીબે તે જરૂર પુરી પાડવાને તાતા ખાનદાનના વડીલ બહાર પડયા. કદમ દર કદમ કેળવણીના ક્ષેત્રમાં વધારો થતો ગયો તેમ તેમ એ નામદાર વડીલના વારસો તેમાં પોતાની સહાયતાનો હિસ્સો આપતા રહ્યા. વળી હાલ એ કન્યાશાળા કેળવણીમાં કોઇ પ્રકારે પછાત ન રહે તે માટે ખાસ કાળજી રાખવામાં આવે છે.

દરેક શિષ્યા કેળવણી પામી સમાજમાં ઉંચ સ્થાન ભોગવી શકે તેને માટે કેટલાક સ્ત્રી ઉદ્યોગીક વિષયો પણ દાખલ કરવામાં આવ્યા છે, જેવા કે કુરતી વણવાનું કામ, ડ્રોઇંગ, ભરતગુંથણ કામ વિગેરે, તેમજ શાસ્ત્રીય સંગીત અને બાગબાનીનું કામ પણ શિખવવામાં આવે છે.

આ શાળામાં કેટલાક વરસથી એક " મેગેઝીન " પ્રગટ કરવામાં આવે છે જેમાં શિક્ષકોના તેમજ બાળાઓના લેખો ઘણાજ સુંદર તથા પ્રસંશાપાત્ર હોય છે. વળી અંગ્રેજી તેમજ ગુજરાતી લેખો અને કવીતાઓ તથા ગાયનો પણ હોય છે. આ રીતે બાળાઓને પોતાના વિચારો દર્શાવવા અને પોતાની કાવ્ય રચવાની કળાને ખીલવવાને ઉત્તેજન મળે છે.

અઠવાડિયામાં બે વાર આ શાળાઓમાં Debating Society ભરવામાં આવે છે, જેમાં સ્કુલમાંથી ભણીને ફારેગ થયેલી બાઇઓ તથા મેટ્રીકમાં શિખતી બાળાઓ સાથે મળી જૂદા જૂદા વિષયો પર ચર્ચા કરે છે.

આ શાળામાં રમત ગમતને લગતાં સારાં સાધનો છે. બડમીન્ટન, બાસ્કેટ-બૉલ, રીંગટેનીસ, ડેકટેનીસ વગેરે, અનેક આધુનીક રમતો રમાડવામાં આવે છે.

ચાલુ સાલમાં થયેલાં શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસીંહરાવના રાજ્યારોહણ પ્રસંગે નવસારી મધ્યે થયેલા મેળાવડામાં છોકરીઓની રમતગમતમાં આ શાળાની બાળકીઓ ઘણા ઈનામો જીતી ગઈ હતી.

યુનીવર્સીટીની પરીક્ષાના વિષયોમાં સાયન્સ ગ્રુપમાં ખાસ કરીને ફીઝીઓલોજી હાઈજીનનું જ્ઞાન આપવામાં આવે છે કે જે ભવિષ્યમાં તેઓને લાભકારક થઇ પડે અને પોતાની તન્દુરસ્તી કેમ જાળવવી તે સારી રીતે સમજી શકે.

છોકરાંઓમાં ખાસ કરીને નાની બાળકીઓને કીંડરગાર્ટનનું કામ અહિ શિખવવામાં આવે છે. નાના બાળકો માટે નિશાળના વખતમાં જ રમતગમતનો સમય રાખવામાં આવ્યો છે, કે જેથી તેમને સ્કુલે આવવાનું મુશ્કેલ ન બને.

ડ્રોઇંગના વિષયની પરીક્ષા માટે કાળજીપુર્વક શિક્ષણ આપી છોકરાંઓને તૈયાર કરવામાં આવે છે જેથી સારી ફતેહ મેળવે છે.

સંગીતનું શિક્ષણ પણ પદ્ધત્તિસરનું આપવામાં આવે છે, જે શેઠ જમશેદજી તાતાની ઉજવાયલી સંવત્સરી વખતે યોજાયલા કાર્યક્રમ ઉપરથી હાજર રહેલાં દરેકનું ધ્યાન ખેંચતું હતું.

આજદીન સુધી શાળામાં "બીજી ભાષા" તરીકે ફારસી જ શિખવવામાં આવતી હતી. ચાલુ સાલમાં ફ્રેન્ચ ભાષાનો ઉમેરો કરવામાં આવ્યો છે એટલે છોકરાં-ઓને એ બે ભાષાઓમાંથી કોઈબી એક પસંદ કરવાની સવલતા થઇ છે.

સ્ટાફને માટે સારા પગાર ઉપર "પ્રોવીડંટ ફંડ"ની યોજના પણ રચેલી છે જેથી તેઓને એક બચત રકમ રાખવાનું ઉત્તમ સાધન મળે છે.

આ ઉપરાંત ધર્મજ્ઞાન આપવા માટે પણ ખાસ ગોઠવણ છે. જે અનુસાર દરેક બાળકી ધાર્મીક રિવાજો તેમજ ધર્મના ભણતરની સારી તાલીમ લે છે,

આ શાળાના ઉમંગી સંચાલકો વખતને અનુસરતા ફેરફારો કરવા હમેશાં આતુર રહે છે અને નવસારીની પારસી બાળાઓ ઉંચ કેળવણી લઇ ભવિષ્યમાં સારી આબરૂદાર બાનુઓ થઇ સુખી જીવન ગુજારે એજ ઉદ્દેશથી કામ કરી રહ્યા છે.

વધુમાં કેટલાંક છોકરાંઓ જેઓ ગૃહકેળવણીને અંગે વધુ વખત બચાવી ન શકે તેઓને ફક્ત અંગ્રેજી, સાયન્સ અને સ્ત્રી ઉદ્યોગી ચીજો શિખાડવામાં આવે છે. એમને **Girl-guiding**ની શરૂઆત તાલીમ પણ આપવામાં આવે છે, જેમાં પણ સારૂં પરિણામ લાવવા એઓ ભાગ્યશાળી નીવડ્યાં છે.

સાલ ૧૯૧૮થી તે આજ સુધી કેળવણીનો સ્ટાન્ડર્ડ ઘણોજ વધારવામાં આવ્યો છે, અને એ શાળાને ઈલાકાની મોટીમોટી હાઈસ્કુલોના સમાન દરજ્જે લાવી મુકવામાં આવી છે. નવસારીની જરથોસ્તી છોકરીઓ આ કન્યાશાળાને પ્રતાપે કેળવણીનો સારો લાભ ઉઠાવી રહી છે. છેક ક ખ ગથી તે મેટ્રીક સુધીનું સંગીન શિક્ષણ આપવામાં આવે છે.

સાલ ૧૯૩૫થી છોકરીઓને સારી સંખ્યામાં મેટ્રીકયુલેશનની પરિક્ષા માટે તૈયાર કરવામાં આવે છે. તે અગાઉ એકાદ બે છોકરીઓનેજ પરિક્ષા માટે મોકલવામાં

આવાી હતી. સાત મજ્કુરમા સાત છોકરીઓને મોકનવામા આવી હતી, જેઓએ થોડા થોડા વિષયોમા જ ફતેહ મેળવી હતી. ત્યારબાદ જે પરિણામો આવ્યાં છે તે ઉપરથી છોકરીઓના અભ્યાસમા સારો સુધારો થયથો જણાય છે જેમકે —

સને ૧૯૩૬ ના સાનમા ૭ છોકરીઓમાથી ૭ પાસ થઇ હતી.

| | | | | |
|---|---|---|---|---|
| „ ૧૯૩૭ | „ | ૭ | „ | ૧ „ |
| „ ૧૯૩૮ | „ | ૬ | „ | ૪ „ |
| „ ૧૯૩૯ | „ | ૭ | „ | ૫ „ |

**શ્રી બઝમે જશને રૂએ મહેર તથા ધી દાદાભાઈ નવરોજી સોસાયટી** - આ બઝમની સ્થાપના મરહુમ શેઠ કાવસજી નવરોજી તબોલીએ તા. ૨૪મી માર્ચ ૧૯૧૦ ને દીને કરી હતી શરૂઆતમા તેના મદદગારો તરીકે મરહુમ શેઠો ફરદુનજી ધનજીભાઇ તબોલી તથા શોનામશાહ ફરદુનજી તબોલી હતા એઓ સાહેબો કેટલાંક વર્ષો સુધી અન્જુમનના સભાસદોને નાણા ભરવા માટે સગવડ કરી નાણા સ્વીકારી પાવતી આપતા, હિસાબો રાખતા, જશનો વિ કરાવતા હતા

આગળ સ્થપાયલી ધી દાદાભાઇ નવરોજી સોસાયટી સાથે આ બઝમનું જોડાણ સને ૧૯૨૧મા થયું હતું અને ત્યારથી આ સસ્થા "શ્રી બઝમે જશને રૂએ મહેર તથા ધી દાદાભાઇ નવરોજી સોસાયટી એ નામે ઓળખાય છે.

**નેમ:**—આ સસ્થાની નેમ જરથોસ્તી વિદ્યાર્થીઓમા જરથોસ્તી ધર્મ ઉપરનો એતેકાદનો વધારો કરવાની, તેમજ ધર્મ સંબંધી અભ્યાસ માટે ઉલટ પેદા કરવાની, જરથોસ્તીઓમા ધર્મજ્ઞાનનો ફેલાવો કરવાની, તથા મેમ્બરોમા વાકચાતુરિની ઉલટ ફેલાવી જ્ઞાનને લગતી બાબદો ઉપર ચર્ચા કરવાની છે.

આ મડળમાં દર રવીવારે જરથોસ્તી ધર્મ સંબંધી અભ્યાસવર્ગ ચલાવવામાં આવે છે, જેમા મહેસરના જુવાન ભાઇઓ ઉલટથી ભાગ લે છે, અને ધર્મ સબધી વાએજ, બોધદાયક વાંચનો, તવારીખને લગતી બાબદો, શાહનામાના કિર્તનો અને સવાલ જવાબો કરવામા આવે છે દરેક સભાસદ પોતે પોતાના જ્ઞાનમા વધારો કરે એ ઇરાદાથી અનારનવાર તેઓ પાસે ચોક્કસ બાબદો તૈયાર કરાવી તે ઉપર વાયજ આપવામા આવે છે, કે જેથી તેઓમા વાકચાતુરિની ઉલટ પેદા થાય.

આ મંડળમા વર્ષમા ૩૫ જશનો કરવામા આવે છે, જેમાં બઝમ જે ચઝદના નામથી સ્થાપવામા આવી છે તે દર માહર રોજના માસીક જશનો, પરવો, ગાથા ગાહમબાર, જમશેદી નવરોઝ, ફરવરદેગાન, તેમજ મરહુમ દેશભક્ત ડૉ. દાદાભાઈ નવરોજીના જન્મ અને મરણ દિવસના જશનો વિ. નો સમાવેશ થાય છે. જે કોઈ જરથોસ્તી રૂ ૨૫ ભરે છે તે લાઇફ મેમ્બર અને રૂ. ૧૦૦ ભરે છે તે આ મંડળના પેટ્રન કહેવાય છે.

વિદ્યાર્થી વર્ગમા ઉલટ અને ઉમગ સ્થાપત નાખવા માટે દર વર્ષ ઇનામી દરીફાઇનો રેમાનો લખાવવામા આવે છે, અને પહેલે નબરે આવનારને મડળ તરફથી ચાંદીનો ચાંદ આપવામા આવે છે.

આ મંડળ એક પુસ્તકાલય (લાયબ્રેરી) પણ ધરાવે છે, જેમાં ધર્મ, તવારીખ આત્મજ્ઞાન અને પરચુરણ જ્ઞાનને લગતી ચોપડીઓનો સારો સંગ્રહ છે. તેનો લાભ મંડળના જુવાન સભાસદો ઉપરાંત બહારનાઓ પણ સારી રીતે લે છે.

---

## પ્રકરણ ૭૮ મું. નવસારી અને સુરત વચ્ચે લાગેલું ગ્રહણ.*

ઉપલી મારામારી એટલાથીજ સમી નહીં. સુરત ખાતે જઇ વસેલા ભગરીઆ મોબેદોનો ખીલો ઉપાડ કરવા થકી સુરતીઓ એકઠા થઇ ખટપટો ચલાવવા લાગ્યા. તે વખતે ભગરીઆ ટોલો પૈસે તો ગરીબ હતોજ પણ પક્ષે પણ ગરીબ હતો. તેઓની તરફેણ કોઇજ નહીં. તેઓના પ્રતિસ્પર્ધિઓની વાહરે ચઢવાને તો ઘણા લાગવગવાલા ધનાઢ્ય બેહેદીન શેઠીઆઓ હતા. ભગરીઆઓને તો પૈસે કે પક્ષે તે વેળાએ તમામ ટેકો એકલા દેશાઇ ખુરશેદજી ઉપર રાખવાનો હતો. ઈ. સ. ૧૭૪૧ની તા. ૨૮ મી અકટોબરે સુરતમાં વસનારા નવસારીના ભગરીઆ મોબેદો શેરાબજી નશરવાનજી તાતા, દારાબજી નશરવાનજી મુલ્લાં, બચાજી નશરવાનજી કોટવાલ, તથા કાવસજી બમનજી પાવરી વગેરેએ નવાબ તેગબેગખાનની દરબારમાં સુરતીઆ મોબેદો મનોચેરજી ખુરશેદજી, દારાબજી રૂશતમજી નજુમી, માણેકજી હોમજી ટટી, બેહરામજી મેહેરજી આખુદી, દારાબજી કામદીનજી વેલાએતી, દારાબજી જમશેદજી જંગલી, જમશેદજી રૂસ્તમજી ગોદરેજ, બેહરામજી નવરોજી ચીરીમાર, નાધલા શેરાબજી કારા, ખુરશેદજી દારાબજી દેવ, કુકાજી બેહરાંમજી ગાજી, કાઉશજી ફરદુનજી મુનજમી, વગેરે ઉપર દાવો કીધો કે, "નવસારી કસ્બાના સંજાણા મોબેદો તથા પારસી જજમાનો જેઓએ વેપાર ધંધાસર અથવા લુટારાઓના તોફાનને લીધે સુરતમાં આવી વતન પકડ્યું છે, તેઓને ત્યાંના લગન, ખુશાલી તથા ગમીની રસમોનાં સઘળાં કામો કરવાનો કદીમઉલ ઐયામથી અમારો તાલુકો છે, અને તે બાબેનો પરવાનો પણ હાથમાં રાખીએય, તે છતાં સુરત બંદરવાસી મોબેદો તે અમારી મહેનતમાં જારતીથી દાખલ થાયછે." આ ફરીયાદ થવા ઉપરથી સુરતના નવાબ સાહેબે ચોરાસી પરગણાંના ફોજદાર મીરજાં અબદુલલ્લા બેગને એ બાબેની તેહકીક કરવાને ફરમાવ્યાથી તેણે સુરતવાસી મોબેદોનો હક રદ કીધો, અને તેઓ પાસે તા. ૨૭ શાબાંન ૧૧૫૪ હીજરીને દીને એક લેખ લખાવી આપ્યો કે ઉપલા સંજાણા મોબેદો તથા સર્વે પોતાના જજમાંનોનાં કામો કરવાનો હક ભગરીઆ મોબેદોનો છે, તેમાં અમારો કશો દાવો દખ્ખલ નથી.

આમ ભગરીઆઓની તરફેણમાં ચુકાદો થવા બાદ ઇ. સ. ૧૭૪૨માં રાવશ્રી ખંડેરાવે સુરત મધે શેઠ માણેકજી નવરોજી શેઠના, દશતુર ભીખાજી જમશેદજી, મોદી નાનાભાઇ ભીખાજી વગેરે મુખીઓ ઉપર એક ફરમાન મોકલ્યું કે સુરતમાં નવસારીને તાબેના જે બેહેદીનો રહે છે તેમને ત્યાંનું મોબેદોનું કામ જે સુરતવાલા મોબેદો જબ-

---

* આ પ્રકરણનું અનુસંધાણ પાન ૨૬૯ સાથે છે.

રીથી કરવા ચાહે છે તેમને અટકાવી નવસારીવાલાઓને તેમના હક મુજબ કરવા દેવું, અને મુલકમાં ગેર જન્માની કોઈની ગઈ નથી તો એ કેમ જશે. તે પર એહોનો હક રહેશે નહી. જે કોઇ ફીશાદ હીંગામો કરશે તે માહાન થાશે. માટે જે ફીશાદ હીંગામો કરે તેને મને કરજો. ને આગળ ફીશાદ વધે નહી. ગોરને ગોરની જગા, જુજમાંનને જુજમાંનની જગા તે તાલા તલશ નહીં. " વીગેરે કેટલીક તાકીદ દીધી છે.

એ ફરમાન સુરતના બક્ષીજી સાહેબ મારફતે ખંડેરાવે મોકલ્યો હતો.

**નવસારીનો " આપ " ધારો**—નવસારીમાં અસલ મોબેદોને કેવી રીતે વરતાવવામાં આવતા હતા, તેનો એક દાખલો, જ્યારે ઈ. સ. ૧૬૭૨માં વલસાડની અન્જુમને અંધ્યારૂ શાપુરજી રાણાના વારસને નવસારીને ધારે " આપ " આપવાનું ઠરાવ્યું છે તે ઉપરથી નીચે મુજબ જણાય છેઃ—

લગન મુરતનો રૂા. ૧)
અરમારી ધારણુ મુરત રૂા. ૧)
બરશાખ મુંકે મુરત રૂા, ૧।
ઘર ઉખેડે તે દાડે રૂા. ૧)
કુવો ખોદાવી ને તૈયાર કરાવે મુરત રૂા. ૧।।
કુવાની શાઈ કરે રૂા. ૨)
જહાજ ( યાને વાહાંણુ )નો પથાંન નાંખે મુરત રૂા. ૧)
જહાજ તૈયાર થાયતે પાણીમાં ઉતારે તે દહાડે પાઘડી રૂા. ૩)
છોકરીને અધંનની બાંધે મુરત રૂા. ૧)
છોકરાને ભણુવા બેસાડે રૂા. ૧)
પતેતીને દહાડે રૂા. ૧)
સુરજ ઘરણુને દહાડે ઘરદીથ ૦)ન
વલાવો હોએ રૂા. ૧।।
શાદી બાબતમાં વદ મુરત રૂા. ૧)
બેહરાંમ ઇજતનાં ગજી તથા નગદ રૂા. ૨।।
રેન્જે તથા શારી વગેરે રૂા. ૫)
આશોદાદને દાદે કુદરત પ્રમાણે. ગંબારને દાડે ધારા મુજબ દર પાંચ મહીને રૂા. ૦।
છોકરાને તથા છોકરીને શદરો પેરાવે ધારા મુજબ આપે.
દરેખ પરબ ઉપર રૂા. ૦।

એ પ્રમાણે મોબેદનો આપ ઠરેલો જણાયલો છે. તે ઉપરથી જણાય છે કે, આગલા પારસીઓ વહાણ ફેરવવાના ધંધામાં ઘણા આગળ વધેલા હતા, અને સુરજ ઘરણુ જેવાંનો વેહેમ હિંદુઓ જેવોજ હતો.

**જીંદેરવાંનની ક્રિયાનો કાયદો**—નિચે પ્રમાણેનો એક લેખ મનોચેર નોમજી

વાલાઓએ ભગરીઆ સાથવાનાઓને લખી આપેલો દશતુર જા. શો. મેહેરજીરાણાંની હાતલેખી કેતાબમાંથી ઉતારી લઉં છું:—

" શ્રી. અન્જુમન નોશારીનાં અંધેઆરૂ ભગરીઆ દશતુર શ્રી તથા દેશાઇ તા. બગકાર શમશતે વડી દરેમેહેરનાં વગેરે શમશતે અંધેઆરૂ જોગ લા. નોશારીનાં અધેઆરૂ શમશતે મનચેર હોમજીનાં તા. શોહોરાબ ચાંદણાના, તા. દાદાચાંદજી શમશતે જત અમારા મળતા નોશારીનાં બેહેદીનનું જંદરૂઆંનનું કામ નહી કરૂ. અમોએ કેટલાંએક બેહેદીનનાં જંદરવાન તમારી ચોરીએ કરેઆં તે જાહેર થાએઆં તે પર અમો શરવેની મીનત આજેજી તમારી આગલ કરી તકશીર માફ કરાવી તમો અમોને માફ કીધી ને આજ દીનથી લખી આપીઉ છે જે શ્રી ભગરીઆ અંનજુમનનાં પંથકમાં કોઇ બેહેદીનનું જંદરવાન અમો કરૂ નહી. હવે પછી કરૂ ને શાબેત થાએતો શ્રી હાકેમ તા. પંચનો ગુનેગાર. એ લખીઉ રાજી રજાવંદીથી લખી આપેઉ તે શહી. સંવત ૧૮૧૫ શરાવન વદ ૧૩ રોજ ૭ મા. ૧૧ તેરીખ ૨૬ માહે જેહવજ શને ૧૧૭૨ હીજરી."

| અત્ર | મતું | તત્ર | શાખ |
|---|---|---|---|
| ૧ આ. બેરાંમ દારાબ મતું. | | ૧ તલાટી દારામજી મનાંજી શાખ ધની રજુ. | |
| ૧ આ. બેહેરાંમ બરજોર મતું. | | | |
| ૧ આ. જીખા દારાબ મતુ. | | ૧ પા. માણેક દારાબજી શાખ. | |
| ૧ આ. રૂશતમ બેહમન મતું. | | ૧ બે. નવરોજી માણેકજી શાખ. | |
| ૧ આ. બરજોર માણેક મતું. | | ૧ વો. ચાઉજી બેરાંમજી શાખ. | |
| ૧. આ. નવરોજ પેશુ મતું. | | | |
| ૧. આ. ફરાંમ જમશેદ મતું. | | | |
| ૧. આ. શેહેરીઆર કુકા મતું. | | | |
| ૧. આ. એદલ હીરા મતું. | | | |

આ પ્રમાણે થયલા લેખની રૂએ આજે પણ મીનોચેર હોમજીવાના સાહેબો પોતાના કૉલને મજબુત વળગી રહ્યા છે. તેઓ એ કૉલ કદિ તોડતા નથી, અને જીંદેરતાનની ક્રિયા ભગરીઆઓજ આજે પણ કરે છે.* વળી આ ઠેકાણે જાણવું જોઇએ કે જે છેલ્લી શાખની આગળ વો. કરીને લખ્યું છે તે "વોરા"નું સંક્ષિપ્ત છે. આગલા બહેદીનો ઘણે ભાગે વોરા કરીને પોતાના નામની આગળ લખતા હતા. આગલા વખતમાં તો પારસીઓ પોતાનું અને પછી પોતાના બાપનું નામ લખતા હતા. પણ પાછળથી અટક લખવાનો ચાલ પડેલો છે. એના સબંધમાં, પ્રો. દાદાભાઇ નવરોજી જ્યારે લંડનની યુનીવર્સીટી કૉલેજમાં ગુજરાતી ભાષાના પ્રોફેસર હતા, ત્યારે

* હવે ઉપર મુજબનું અંધારણ ખલાસ થયું છે એ માટે કોર્ટ દરબાર ચડ્યા અને આખરે મરહુમ શેઠ એજનજી ૨ ફ્નીખંદાની કોશિષથી મુરેહ થઇ અને હવે બેઉ પંથનાં અથોરનાનો દરેક ક્રિયા કરે છે, જે આનંદ આપણે વાંચી જયા.

તા ૧૩ માર્ચ ૧૮૬૧ને દીને "ધી લીવરપુલ ફીલોમેથીક સોસાયટી" આગળ "પારસીઓની રીતભાત અને રેવાજો" ઉપર એક ભાષણ આપતા પારસીઓના નામ અને અટક રાખવાની રૂઢી વીશે જણાવ્યુ હતુ કે —

"Every family has a surname but it is not in ordinary use except for important legal documents My name is Dadabhai which is the name given to me on my birth. My father's name is Naoroji given to him in the same way My surname or family name is Dordi Now I am always addressed in conversation, not Naoroji, but Dadabhai In letters, D Naoroji is incorrect, the name must be full, Dadabhai Naoroji, and in any important documents, I may sign Dadabhai Naoroji Dordi" ( જુઓ પાન ૧૮ )

એ પ્રમાણે નવસારીના પારસીઓમા પોતાના નામ ઠામ લખવાનો જે ચાલ પડયો તે હિંદુસ્થાનના તમામ પારસી ટોળામાંજ ચાલતો જણાયો છે

**નવસારીના જરથોસ્તીઓ અને દિલ્હી દરબાર**—જ્યારે નવસારીમા ધાડ પડી, ગરાશીઆઓ આવ્યા, અને લુટારાઓ ચાલુ વર્ષો વર્ષ લુટ ચલાવવા લાગ્યા ત્યારે અહીંઆના અધેઆરૂઓ તથા બેહેદીનો સુરત જઈ ભરાયા, તે વેળાએ સર્વેના હક સાચવવાના તથા તેઓની સભાળ રાખવા અભય વચનના તરેહવાર ફરમાનો નવસારીના જરથોસ્તીઓને દિલ્હીના પાદશાહો તરફથી મળેલા છે તે બધાની જગા કરવાથી આ તવારીખ લાંબી થઈ પડે તે ફરમાનોમા ૧લુ ભગરીઆઓના અધેઆરૂપણાના હક સબંધીનુ ફરમાન મોહમદશાહા બાદશાહા ગાજી તહેરખાન તથા મોમીનખાનની મોહોરોનુ છે ૨ જુ પીંઢારાઓની ધાસ્તીથી નોશાકરાઓ સુરત ગયના તે વેળાએનુ મોહમદશાહા બાદશાહ ગાજી મોમીનખાનની મોહોરનુ છે ૩જુ નવસારીના પરગણાના મોટપ વીશેનુ મોહમદશાહ બાદશાહ ગાજી સોહરાબખાનની મોહોરનુ છે ૪થુ એવાજ પ્રકારનુ મોહમદશાહા બાદશાહ ગાજી તેગબેગખાનની મોહોરનુ છે ૫મુ એજ મતલબનુ મોહમદશાહા બાદશાહા ગાજી શફદરખાન બહાદુરની મોહોરનુ છે ૬ઠુ સુગંતમા નોશાકરા અધેઆરૂની જગામા ફસ્તિ બદલનુ દારે આલમશાહ ગાજી અમાનખાની મોહોર તથા આલમગીરી બાદશાહનો મુરીદ મુખતારખાનની મોહોર તથા નેજાતખાનની દેવાનની મોહર તથા મઅતેમદખાનની દેવાનની મોહોર સાથનુ ફરમાન છે ૭મુ ઉપરના જેવુ પાદશાહ ગાજી ફીદવી મોઇનુદીન ખાનબહાદુર ફીરોજજંગ એદકાએમુનદોનાની મોહોરનુ છે ૮મુ સવાલ જવાબ રૂપે કરેલુ લખત છે એ શીવાય નવસારીના ઘણા વડા ખાનગી કુટુંબોમા મુસલમીન, પારસી તેમજ હીંદુઓને દીલ્હી દરબાર તરફથી ફરમાનો મળેલા છે. તે પૈકી નમુનાનુ ૧ ફરમાન આપણે ઉતારી લઈએ —

## દેસાઇ ખુરશેદજી તેહેમુરજીને મળેલું ફરમાન. દેશાઇગરાં બાબતનું.

તોગરા

અબુઅલ ફતેહ નાસરદીન મહમદ શાહ બાદશાહ ગાઝીનું ફરમાંન.

બીન મીરાન
શાહ
અમીર તૈમુર
સાહેબ કરાન
બીન શાહ
આલમ,

બીન આલમગીર
બાદશાહ
બીન શાહેજેહાં
બાદશાહ
બીન જેહાંગીર
બાદશાહ

બહાદર સાહેબ
કરાન સાની અબુઅલ
ફતેહ નાસરદીન મહમદ
શાહ બાદશાહ ગાઝી
બીન જેહાનશાહ
૧૧૩૧

બીન ઓમર
શેખ બાદશાહ
બીન સુલતાન
અબુસયદ બાદશાહ
બીન સુલતાન
મહમદશાહ

બીન અકબર
બાદશાહ
બીન હુમાયું
બાદશાહ
બીન બાબર
બાદશાહ

આ વખતે મોટા મર્તબાનું ફરમાન મુબારકી ભરેલું તાબેદારી કરવાને લાયકનું ફરમાવ્યામાં આવેછે કે કસબે નવસાની પરગણે પારચોન અમદાવાદના સુબાની સુરતની સરકારના અમલદારોને જાણવું જોઇએ કે મજકુરની ચોધરાઈ ( દેસાઇગીરી ) ખુરશેદજી પારસીને નામે પેટામાં લખ્યા પ્રમાણે મુકરર કરીને સોંપવામાં આવીછે, તેટલા સારૂ રૈયતની

આબાદીને તથા ખેતીના વધારાને તથા સરકારમાં માલનો અવેજ અદા કરવાને ઘટતી રીતે કોશેશ કરે, અને વાટપાડાઓને અને ચોરોને પોતાની હદમાં આવવા નહીં દીએ. વાસ્તે હાકેમો તથા અમલદારો તથા જાગીરદારો વગેરે હાલના તથા આવતા વખતનાને લાયક છે કે મજકુર (દેસાઇ) ને તે જગાના ચોધરી (દેસાઇ) મુકરર જાણીને તેની સલાહ તથા હિસાબના સુખુન પ્રમાણે ચાલવું. ઉલટુ ચાલવું નહી. એ વિષે પુરતી તાકીદ જાણીને અમલ કરવો. લખ્યાની તારીખ ૭ મી જમાદુલસાની સને ૩૦ જલ્લુસી.

| | |
|---|---|
| ( મોહોરછે. ) | ( મોહોરછે. ) |
| ૧૧૨૬ | |
| **મહમદશાહ બાદશાહ ગાઝીનો વઝીર અલમમાલક એતેમાદઉલ દોલા કમરૂદીન ખાનબહાદર નુસરતે જંગ મહમદ શાહી** | **મહમદશાહ બાદશાહ ગાઝીનો ખાનેઝાદ અબદુલ હમીખાન સને ૧૧૨૬** |

( નકલો દફતરોમા લીધી છે. ) સને ૩૦ જલ્લુસી તા. ૨૭ રમઝાન.

**કકલ્યાઓની મુખ્ય સનદ**—આજે નવસારીમાં અને બીજે જેજે ઠેકાણે કકલ્યા અથવા કકરીઆને અટકથી જે ટોળો ઓળખાય છે, તે ટોળાના મુખી વડીલ આ૦ મહેરજી ચાંદણાં નામે એક દાનાવ ભગરીયા મોબેદ હતા. એઓ વિષે નવસારીમાં આવી વસેલા મલેકસરાહમઘેના પારસીઓનો મોટો વિશ્વાસ અને માન હોવાથી તમામ મલેસરની અન્જુમને તેઓને પોતાના પંથકી બનાવી, આખું મલેસર ફલ્યું તેઓનું યજમાન થયું, અને નીચે પ્રમાણે એક લેખ કરી આપ્યો હતો. એ લેખ અસલ હમારી પાસે આવ્યો છે. તે અસલ લેખ આ પ્રમાણે છેઃ—

ાા શ્રી મલેસર પહલીએનાં* પારશી શમસ્ત નાંહનાં તથા મોટા સમસ્ત જાત અમો શરવ પંચ એતફાક થઈ કરાર કીધો જે આપણાં વડાએ અશલ આં મિહિરજી ચાંદણાના વડાનિ+ કુલકરી લાવા છિજે અમારૂ અધારપણાંનું કાંમ તમો પાસિ કરાવીએ તેની વગત વેહવા થાએ જેની વરણી તથા ઊઠેણાંની ધુપ દેખડાવી તા. ચેહારંમનુ આફરગાન કરિ તથા કુંઆરા છોકરાની નવ જોત તા. રોજ દીશા શાલ ૫ શાલ તમો પાસે કામ કરાવીએ તે ઉપર આ. મિહિરજીના બાપદાદા હમેસે કાંમ કરતા આવા અને આપણાં વડાંએ એહો પાસે કામ કરાવેછે તે ઉપર અમો શરવ પંચ બિશાને લખુ કરૂજે એહોના વડા બાપદાદા કામ કરતા આવા જે અમોબી રાજી થાઇને એહો પાસે શાલ ૫ શાલ કામ કરાવીએ એ ઉપર કોએ બીજે લેદગી કરી અમલ કરી તથા કરિએ નહી જે કોઇ એ લખા ઉપર લેદકી કરી અમલ કરે તે શ્રી શરિનો ગોનેગાર તા. દીવાનમાં ગોનેગારી રૂ. ૨૫ ભરૈ તથા અમારા વડા કુલ કરી એહોને લાવા છૈ.

---

* પહલ્યુ=એટલે ફલ્યું સમજવું
+ જ્યાં જ્યાં રસ્સત "ઈ" હોય, ત્યાં ત્યાં "ઈ" નો "એ" વાંચવો.

અમારા વડાંનું કુલ પાળવા લખુ કરૂ છે તા. અધારૂએ કબુલ કરૂં છું અમારા વડાં સાથે જે તમારૂ કામ સાલ ૫ ચલાવું માટે શરવ પંચ રાજી થાઈને લખુ કરૂ છે સંવત ૧૭૨૮ વરખે રોજ ૧૬મા. ૧૦ શ્રાવણ વદી ૧૩ એ અમો શરવ રાજી લખુ છે આ મિહેરજી ચાંદના ઉપર રાજી રહેશે." (અહીંથી ફાટી ગએલી ૧ જ લીટી છે) એ લેખ વીશે તરેહવાર અન્ય જેવી કથાઓ છે, તે જગાની તંગીને લીધે મોકુફ રાખી છે. આ લેખ ઉપર બેહેદીનોની શહીઓ છે.

શાગર બહેરામ, ધનજી બહેરામ, ખરશેદ ધરવાન, શાગર રાંનાં, રૂશતમ રાંમજી રાંમાં ધરપાલ, ચાંદજી કામજી, જમશેદ ચાંદા, ચાંદજી ધનજી, કાંમજી ખરશેદ, જીવન ધનજી, વોહરા નાંદનજી કલા, મેહરજી માંણેક, રાંમજી ખરશેદ, લીમડા રાંમજી, બાઇજી આશાદીન, ચાંનજી-રાનજી, ધરપાલ બમન, વો. પેશતન રૂશતમ, વો. પેશી આસદીન. દારાબ અમીઆ, વો. બામ કાવશ, વો. શાગર આશાદીન, ચાંદા કડવા, જમશેદ ધનજી, વો. બાંમ મેહેરજી, વો. કીકા માંનક, હોશંગ રાંનાં, બેરાંમ ખરશેદ, આચર મલી, જમશેદ હોશંગ, ચાંદનાં રૂશતમ, જીવન રાંમાં, હીરા ચાંદા, જોગી આદર, જીવન પદમ, શાપુર દાંશા, ખરશેદ હોરા, પોમાં કાંમાં, બાંમજી ચાંદા, કાવશ વાછા, જમશેદ માંકા, હીરા નરશંગ, મહેરજી રૂશતંમ, તેમુલ ચાંદજી, કાનજી આશા, ગા. હોશંગ શાગર, શાપુર પદંમ, વો. આશા હીરા, વો. મેહેરજી ચાંદના, કુકા કાંમદીન, વો. પેશતન પદમ, વો. ચાંદા શાગર, માંનેક કાવશ, વો. ચાંદજી રામજી, ધનજી નરશંગ, વો. બેરાંમ હીરાજી બેરાંમ કાવા, શાગર કાવા, હીરજી ખરશેદ સર્વે ભાઇઓ શમેત, મહેરજી શહીઆર, જમશેદ શહીઆર, જીવન ધનજી કરવા, કાવશ ધનજી, કાવશ રાંનાં, અશપુ નરીમાન, વો. હીરા શાગર, વો. માંનેકજી નરશંગ, નાંનાં માંકા, મહેરજી જમશેદ, વો. બાંમ પદમ, વો. તાકા મંજી, બહેમન આશાદીન, કાઉશ લીખા, માંણેક રાંમજી, મહેરજી પેશતંન, વો. દારજી ધનજી, વો. બહેમન માહીઆં રામજી, ખરશેદ રામજી, વો. કાંમજી મેરજી.

**મોબેદ કુળોના મુબો**—૧. માદનના તથા જેહવાર અને માંઇના ખાન્દાનના મુળ પુરૂષ ઍ૦ લીમરા ઍ૦ રેલીઆ, એ ઘણા પરહેજગાર અને એક સાલેક હતા. એવણ રોજ ૫ માહ ૧૧ સંવત- ૧૬૮૭માં ગુજર્યા હતા.

---

* ઘણીક જમ દસ્તાવેજ વિગેરેમાં સંવત આવે છે. કાઇનમ યઝદેઝર્દી સાલ આવે છે, માટે યઝદેઝર્દી સનેને ઇસવીસન કરવો હોય તો તેમાં ૬૩૧ ઉમેરવા, અને ઇસવી સનમાંથી યઝદેઝર્દી સને બનાવવો હોય તો ઇસવી સનમાંથી ૬૩૧ બાદ કરવા. તેમજ હીજરીમાંથી ઇસવીસન લાવવો હોય તો હીજરીમાંથી સેંકડે ૩ ટકા બાદ કરી તેમાં ૬૨૨ ઉમેરવાથી ઇસવીસન આવશે. તેમજ તેમજ ઇસવીમાંથી વિક્રમાજીત સને લાવવો હોય, તો ઇસવીમાં ૫૬ ઉમેરવા, અને સંવતમાંથી ૫૬ બાદ કરતાં ઇસવીસન આવે છે.

રા. રા. મંજુલાલ સો. દવે જણાવે છે કે, કલિયુગનાં ૩૧૭૯ વર્ષ ગયા પછી **શાલિવાહન** રાજાનો આરંભ થયો એવું માનવામાં આવે છે; એટલે ઇસ્વીસનના વર્ષમાંથી છેવટના ત્રણ મહિનામાં (એટલે જાન્યુઆરીથી ફાગણ આખર સુધીમાં) ૭૮ અને બીજા મહિનાઓમાં ૭૮ બાદ કરીએ તો **શાલિવાહન** શકનું વર્ષ નીકળે છે. તિનેવલી અને મલબાર પ્રદેશ છોડીને આખા દક્ષિણ હિંદુસ્થાનમાં આ **શક** પ્રચારમાં છે, અને ઉત્તર હિંદુસ્થાનમાં પણ પંચાગમાં, જન્મપત્રિકાઓમાં તથા ચર્ચામાં **વિક્રમ સંવતની** સાથે સાથે આ **શક** આપવામાં આવે

૨–હોન્દાર ખાન્દાનના મુળ પુરૂષ દસ્તુર આશદીન એં૦ કાકા હતા એવણ પણ દાનાવ અને ભણેના દસ્તુર, "આશદીન કાકા" ને નામે ઓળખાતા હતા. એવણ રોજ ૧૦ માહ ૪ સંવત ૧૬૯૪મા ગુજર્યા.

૩–ડાગા તથા ડુકા ખાન્દાના મુળ પુરૂષ એં૦ હીરા એં૦ મોવદ એં૦ હમજીઆર

---

છે સીલોનની ભારતની રાષ્ટ્રિય ભાવનાવાળા હિંદુ તથા ખ્રિસ્તી લોકોએ આ શકની રીતથી શરૂઆત કરી છે ઉત્તર હિંદુસ્થાનમા શિલાલેખ વિગેરે પ્રાચીન લેખમા આ શક બહુ મળતો નથી કેટલોક ઠકાણે **સૌર** ગણની પ્રચલિત છે તે ભાગ શિવાય બાકી સર્વ હિંદુસ્થાન દેશમા આ શકનો આરંભ **મેષસંક્રાંતિથી** ગણવામા આવેછે 'કરણગ્રંથ'ના આધારે પંચાંગ તૈયાર કરનારા હિંદુસ્થાનમાના સર્વ જ્યોતિષીઓ **આજ શકનો** ઉપયોગ કરે છે પંચાગમાં આ શકનુ ગત-વર્ષજ આપવામા આવે છે, પરંતુ શિલાલેખોમા માત્ર કોઇક કોઇક ઠેકાણે વર્તમાન વર્ષ પણ આપેલુ મળે છે

**આ શકની પહેલાંના સંવતો.**

આ પ્રમાણે આ શક ઇ સ પછી ૭૮–૭૯મા વર્ષથી શરૂ થયો છે અને વિક્રમ સંવતથી હ ૧૩૪–૧૩૫ વર્ષ પાછળ છે વિક્રમ સંવત આપણા દેશમાં શરૂ થયો તે પહેલાં **બીજા સંવતો** પણ ભારત વર્ષમા ચાલ્યા હતા અને તેમના નામ નીચે પ્રમાણે છે—

(૧) કલીયુગ સંવત ઉર્ફે **યુધિષ્ઠિર** સંવત, ઉર્ફે ભારત યુદ્ધ સંવત (૨) **સપ્તર્ષિ** સંવત અથવા **કરચા** સંવત અથવા **લૌકીક** સંવત અથવા **પહાડી** સંવત (૩) **વીરનિર્વાણ** સંવત, (મહાવીર સ્વામીના નિર્વાણ કાળથી થયેલો) (૪) **બુદ્ધિનિર્વાણ** સંવત, (ગૌતમ બુદ્ધના નિર્વાણ કાળથી શરૂ થયેલો) (૫) શ્રી **શંકરાચાર્ય** શક, (૬) **મૌર્ય** શક, (૭) **સિક્યુકીડી** અથવા **મેસીડોની** શક

આ દરેક **સંવત** તથા **શક** શા ઉપરથી કયારે શરૂ થયા અને કેટલા વર્ષ સુધી ચાલ્યા તે બાબત અત્રે લખતાં લબાણ થઇ જાય, તેથી તે ન લખતા માત્ર તે દરેક **ઈ. સ. પુર્વે** કયારે થયા તે તથા તેમનુ હાલ કેટલામુ વર્ષ ચાલે છે તે જો બતાવવામા આવે તો તેમની સાથે શાલિવાહન શકની સારી રીતે સરખામણી થઇ શકે, આથી તેટલુજ માત્ર અત્રે બતાવવામા આવે છે, એ દરેક સંવત અથવા શક ઇ સ પુર્વે નીચેનાં વર્ષોએ શરૂ થયા હતા —

**ઇ. સ. પુર્વે.**

(૧) કલિયુગ સંવત અથવા **યુધિષ્ઠિર** સંવત અથવા **ભારત યુદ્ધ** સંવત, ૩૧૦૧, (૨) **સપ્તર્ષિ** સંવત ૩૦૭૬, (૩) **વીર નિર્વાણ** સંવત ૫૨૬, (૪) **બુદ્ધ નિર્વાણ** સંવત ૪૮૭, (૫) **શ્રી શંકરાચાર્ય** શક ૪૯૦, (૬) **મૌર્ય** શક ૩૨૧, (૭) **સેક્યુકિડી** શક અથવા **મેસિડોના** શક ૩૧૨, (૮) **વિક્રમ** ઇસ્વીસન સંવત ૫૬, (૯) **શાલિવાહન** શક ઇ સ. પછી ૭૮–૭૯ અને આ દરેક શક અથવા સંવતનુ હાલ કેટલામું વર્ષ ચાલે છે તે નીચેના આંકડાથી જણાય તેમ છે

(૧) કલિયુગ સંવત અથવા **યુધિષ્ઠિર** સંવત અથવા **ભારત યુદ્ધ** સંવત ૪૭૦૮, (૨) **સપ્તર્ષિ** સંવત ૫૦૦૮, (૩) વીરનિર્વાણ, સંવત ૨૪૫૯, (૪) **બુદ્ધ નિર્વાણ** સંવત ૨૪૨૦ (૫) **શ્રી શંકરાચાર્ય** શક ૨૪૦૨, (૬) **મૌર્ય** શક ૨૨૫૪, (૭) **સિક્યુકિડી** શક અથવા **મેસિડોની** શક ૨૨૪૫, (૮) **વિક્રમ** સંવત ૧૯૮૯ (૯) **ઇસ્વીસન** ૧૯૩૩ (૧૦) **શાલિવાહન** ૧૮૫૪–૫૫

એ૦ કાકા એવણુ સંવત ૧૦૯૭ રોજ ૪ મા. ૧૦ ને રોજે ગુજર્યાં. એવણુ દીનઍનના કામમાં ઘણાં કાબેલ હતા.

૪ શકલાતવાળા તથા ઓશરા તથા બુપેલા વગેરે ખાન્દાનના મુળ પુરૂષ ઍ૦ ચાંદના ઍ૦ કાકા હતા. એવણુ રોજ ૨૭ મ હ ૪ સંવત ૧૬૮૭ માં ગુજર્યાં.

૫—રાનજી ખાન્દાન, તથા મોદી વગેરે ખાન્દાન મુળ પુરૂષ ઍ૦ કુકા ઍ૦ શેહારાબ રાનજી રોજ ૫ માહ ૩ સંવત ૧૦૪૦માં ગુજર્યાં. એવણુ એક પરહેજગાર સાહેક હતા.

૬—સંજાણા ખાન્દાનનાં મુળ પુરૂષ ઍ૦ માણેક ઍ૦ પેશોતન તે ઉન્વાડેના સંજાણા પેશતન માણેકના બાવા. એવણુ નોસારીનાં જીવા શાએર ચાંદાના પાતક થવાથી નવસારીમાં માહીઆર ફરેદુનની પૉલમાં આવ્યા હતા. એઓ રોજ ૨૪ મા. ૮ સંવત ૧૭૭૪માં ગુજર્યાં.

૭—શેઠ ખાન્દાનના મુળ પુરૂષ ઍ૦ રૂસ્તમ ઑ૦ માનેક, જેઓ "રૂસ્તમ માનેક" ને નામે ઘણા પ્રખ્યાત હતા, તેઓ રોજ ૧૭ માહ ૧૦ સંવત ૧૭૭૭માં ગુજર્યાં.

૮—શીરવાઈ, દેસાઇ, અવારીઆ, વગેરે ખાન્દાનના વડા ઑ૦ હોમજી ઍ૦ ફરેદુન, તે દેસાઇ ખાન્દાનના મુળ પુરૂષ તેહમુલજી દેસાઇના બપાવા રોજ ૪ માહ ૭ સંવત ૧૭૦૮માં ગુજર્યાં.

૯—નરશંગ નવદર બીન ચાચા વાછાના પૌત્ર દારાબના પૌત્ર લોહેરાસ્પજી નામે નવદર અટકના એક બુજર્ગ મોબેદ થઈ ગયા છે. કહે છે કે, હાલના બૌદવાડમાં એઓનું ઘર હતું, તેને પાછલે બારણે સારી જાતની બોરડી હતી, તેના બોર એઓ મોહલામાં રમતાં છોકરાઓને આપતા હતા. એક દહાડે એઓ માંદા હતા અને છોકરાઓએ બોર માંગ્યા, ત્યારે મુજતા મુજતા બોલ્યા કે "બોદ લાવ ! બોદ લાવ ! તે બોદ કયા ચુલામાંથી લાવે !" તે ઉપરથી કહેછે કે નવદર અટક બદલાઇને બોદની પડીછે. બોદ ખાન્દાનના એઓ મુખી ગણી શકાય. જો કે તેઓના બાપદાદા નવદરની અટકના હતા. વળી એ લોહેરાસ્પના બેટા રૂસ્તમજી એક જાણીતા ખેડુત હતા. તેઓ દેસાઇઓનો અરદોવારો નામે વજીફો ખેડી ત્યાંજ ઘણે ભાગે રહેતા હતા. તે વિષે દેસાઈ ખુરશેદજીએ સંવત ૧૮૨૧માં નોંધ કરેલીછે. મરનારે કંટાળીને બોરડી ઉખડાવી નાખી ત્યાં છાપરી બંધાવતાં, પાયામાંથી કેટલુંક ધન જડયું ત્યારથી શ્રીમંત થયા એમ કહેવાયછે.

એ પ્રમાણે આ ૯ મુળ પુરૂષોની જાણવા લાયક હકીકત જણાવીછે, અને બીજાઓની બીના "નવસારીના નામવર બેટાઓ"વાલી હમારી ચોપડીમા આવશે.

---

## પ્રકરણ ૭૯ મું. નવસારીના નવાબ સાહેબ.

નવસારીના દેશાઈજી નવરોજી મનેચેરજીના વડા બેટા ઍદલજીભાઇ, સંવત ૧૮૪૪માં જન્મ પામ્યા હતા. એઓ ઘણા ખબરદાર અને હિમતવાન છતાં ભોળાં દિલના હતા. બાપના મરણ પછી ગણદેવીની આમનત એઓએ ચનાવી હતી. નવસારીના તે વેળા લક્ષાધિશોમાં એઓની ગણતી હતી. ગણદેવીની આમનત ઉપરાંત વડોદરા

દરબારના અને નવસારીની અન્જુમનના દરેક જાહેર કામોમાં એઓ આગેવાની ભર્યો ભાગ લેતા હતા. દિલના એટલા તો દુલ્લા હતા, કે તેવણને "નવસારીના નવાબ સાહેબ" કરીનેજ લોકો કહેતાં હતાં. તેવણનો ઠાઠ અને દેખાવ ખરેખરજ એક નવાબને છાજતો હતો. જો કે વડા દેશાઈની ગાદીએ, એઓ આવવા પામ્યા નહોતા. કારણ કે મોટા દેશાઈની ગાદીએ, ગુજરનારનો ગાદીનશીનનો બેટો આવતો નથી, પણ કુટુંબમાં ઉમ્મરે જે વડો હોય તે વડો દેશાઈ થાય એવો કાયદો ચાલતો આવેલો છે, તો પણ તેવણને નવસારીમાં તેટલુંજ માન તો મળતું હતું. તેવણ જ્યારેપણ ગણદેવીથી નવસારીમાં આવે ત્યારે આતસબેહરામ સાહેબમાં જેટલા રૂપીઆ ચઢીને મોબેદ સાહેબો "વારો" લઇ આવ્યા હોય તેટલા રૂપીયા આપી દેતા ! એક વાર સુરતમાં અમીરોની કાઉન્શીલ મલી હતી, ત્યા એવણ મોંડેથી સિધારેલા હોવાથી પોતાને લાયકની જગા ઘેરાઈ ગયલી હોવાથી એક જમાદારે પ્રેસીડંટની પાસેથી એક ગ્રહસ્થને ઉઠાડયો, કે એદલજીભાઇ સરીખા ઉમરાવની એ બેઠક છે ને તે જગાએ એદલજીભાઇને બેસાડયા. સભા પુરી થઇને સભાસદો બાહાર નીકળ્યા, કે તુર્તજ પોતાની આબરૂ વધારનાર જમાદારને પોતાની આંગળીએથી કિમતી હીરાની વીંટી કાઢી આપી! એવા એઓના દુલ્લાપણાના ઘણા દાખલા છે. એઓને દુષ્ટ કિમિયાગરો વળગેલા હોવાથી પુષ્કળ દોલત ગુમાવવી પડી હતી. ગણદેવીથી નવસારી આવતાં સંખ્યાબંધ માણસો સાથેના સ્વારીના જેવા ઠાઠમાઠથી એઓ આવતા. અને "નવાબ સાહેબ", આવે છે, એમજ લોકો બોલતાં. એઓને સુરતની કોઠીના ૧૧માં "ચીફ" મી. ઍન્ડ્રુસ સાથે ભારે મિત્રાચારી હતી. મી. ઍન્ડ્રુસે કરેલા દેસાઈની તરફેણના વાજબી રિપોર્ટને લીધે આખું દેસાઈ ખાનદાન આજે પણ એદલજીભાઇને યાદ કરે છે. એઓ ઉપર ધરમપુરના રાજા વિજયદેવજીનું અતિ હેત હતું. ધરમપુરના રાજ્યમાં એઓના હજારો રૂપીયા ઉછીકા વપરાયલા છે. એ રાજા વિજયદેવજીએ એઓને ઘણીવાર મોટાં ઇનામો આપ્યાં હતાં, તેમાં ૨૦૦૦ રૂપૈયાનો એક કિમતી લશ્કરી ઘોડો પણ ભેટ આપ્યો હતો. એઓ ૫૮ વર્ષની વયે સંવત ૧૯૦૨માં ગુજર્યા હતા. સુરતની આગમાં બચી ગયલા દસ્તાવેજો બદલનો સુસ્વપ્નો એઓને આવ્યા બદલ બીજે ઠેકાણે આપણે વાંચીશું. ગણદેવીમાં એઓએ પોતાને ખરચે આદરાંન પરઠવાની સઘળી તૈયારી કરી હતી. જમીન પણ લીધી હતી, અને તેના ખરચ માટે વજીફો પણ કાઢયો હતો. પણ તે શુભ કામ પાર પાડવામા નવસારીના કેટલાકોએ અડચણો નાખવાથી તે કામ એઓને હાથ પાર પડવું અટકયું હતું. ગણદેવીમાં એઓએ ઘણાંક ધર્મના કામો કર્યાં હતાં.

**નવસારીના લુકમાન**—*નવસારીમાં હિંદુ દેશી વૈદોનો પ્રચાર આગળથીજ* ચાલતો આવેલો છે. તેમાં પણ ઘણા પ્રખ્યાત અને અચ્છા નાડીવૈદોએ છેક કાઠિયાવાડ સુધી નામના કાઢીછે. ઘણાઓએ ભોંએ પડેલાંઓને પોતાના રામબાણ અક્ષીરોથી ઉઠાડેલાં છે. તેમાંપણ ફકીરભાઇ વૈદ, જદુભાઇ વૈદ, તુલજારામ વૈદ વિગેરેમાં બાપેદાદેજ એલ્મનો ગુણ વિશેષ ઉતરેલો હતો. તેઓ નવસારી અને તેની આસપાસ ૩૦ ગાઉ સુધીમાં પોતાની પ્રખ્યાતિ અને વિખ્યાતી ફેલાવી ચુકયા છે. તે બધામાં એક પારસી દેશી હકીમે પોતાની તિક્ષણ બુદ્ધિ અને દર્દ પારખવામા તથા તેના અસરકારક

ઉપચાર કરવામાં નવસારીમાં અને આસપાસ સઘળે " નવસારીના લુકમાન "નો મોટો ઍલ્કાબ મેળવ્યો છે. તે હકીમ મર્હુમ શેઠ પાલનજી ખરશેદજી બામજી* નામે બાપેદાદે એક નોશાકરા, બાપેદાદે ભગરીઆ મોબેદ, બામજી કુટુંબના નરે ઘણી તારીફલાયક નામના કરી છે. એઓની જીંદગીના બનાવો એટલા તો જાણવા લાયક છે, કે તેને માટે " ડાકટર પહાલણજીનું જન્મ ચરિત્ર " એવી એક ચોપડી પણ તેમના એક ખેરખાહે પ્રસિદ્ધ કરવાની જરૂર વિચારી છે. મરનારે મોંએ પડેલાંને ઉઠાડયાં છે. વૈદાં ઉપરાંત,ઝાડપાનની વિદ્યામાં-મંત્રતંત્રના એલમમાં-હુન્નર કારિગરીમાં-અંગબળ અને તર્ક બળમાં-એઓની ઘણી તારીફ થાય છે. ઘોડાની સ્વારીમાં, શિકારમાં, અને કુસ્તી બાજીમાં વખણાયલા હતા. ગાયન ગાવામાં પણ ખાં હતા. નવસારીમાં શેત્રંજ રમનાર લેખે એઓની વખાણ હતી. દેશાઇજી બરજોરજી નવરોજીના જાની મિત્ર હતા. એક વેળાએ મરણને બીછાનેથી એ દેશાઇજીને એઓએ ઉઠાડ્યાથી દેશાઇજી મોસુફે એક વછેરો એમને ઈનામમાં આપ્યો હતો. વડોદરા દરબાર તથા ધરમપુર અને વાંસદાની દરબારો તરફથી એમણે ઘણાં ઇનામો મેળવ્યાં હતાં. જડીબુટ્ટીમાં માહિતી હોવાથી, હડખાંનો-સર્પદંશનો-વિંછુના દંખનો-પાઠાં-કોઢ-લકવો-ખહી-વગેરે જ્યાંગાર દર્દોનો તો એઓનો ખાસ અભ્યાસ હતો. એવા સેંકડો દર્દીઓને એમને હાથે આરામ થયાથી અત્રે બહુજ વખણાઈ ગયા હતા. એકજ દાખલો દેશાઈ ખાનદાનની એક નોજવાન સ્ત્રી એક અંગ્રેજી વૈદું શીખેલા પારસી દાક્તરની સારવાર હેઠળ હતી. તેનો છેલ્લો દમ ચાલે છે અને ઘરટલો થઇ રહ્યો છે, એટલે દાક્તરે બિલકુલ આશા છોડાવી જણાવ્યું કે અરધા કલાકમાં તે મરણ પામશે. દાક્તરે ત્રીજે દહાડે તેણીનું ઉઠમણું જાણી, ઉઠમણાની મીજલશે જવાની તૈયારી કરી. ખબર કાઢતાં જણાયું, કે તે સ્ત્રી તો પાલણજી દાક્તરની દવાથી હુસ્યાર થઈ છે. એટલે પેલા દાક્તર સાહેબની અજાયબીનો પાર રહ્યો નહીં. આજે તે સ્ત્રી બચ્ચાં બાલાંની માતા થઇ પાલણજીભાઈના પ્રતાપે પોતાનો સુખી સંસાર સારી રીતે ચલાવે છે!

એઓ પાસે ઘણા અકસીર મલમ હતા.× અને કેટલીક અતિ કિમતી દવાઓ

---

* બામ નામના મોબેદ ઉપરથી બામજીની અટક પડેલી છે

× આ ઠેકાણે નવસારીનો સુપ્રસિદ્ધ " કુકીનો મલમ " યાદ કરવો બરાબર થઇ પડશે. જે પ્રમાણે શેઠ માણેકજી બહમનજી કલકાતીના ધણીઆણી અને શેઠ નશરવાનજી ( નશલી ) બચાજી દાવરના બેકી જીનીબાઇ મુંબઇમાં આજસુધી " નશલીની જીવી "ના નામથી પોતાના પ્રખ્યાત મલમને લીધે પંકાયવાં છે, તેજ પ્રમાણે હાલના " કુકી " તે વીલરબાઇ બહેરામજી તલાટી પોતાના " કુકીના મલમ "ને લીધે નવસારીમાં પંકાયવાં છે. એટલુંજ નહીં, પણ મુંબઇ અને ગુજરાતના ઘણા ભાગોમાં પણ પોતાના મલમથી વખણાયલાં છે. એ મલમ તલાટી ખાનદાનવાલાએ અરબસ્તાન, ઇરાન, અને આફ્રીકાના ભાગોમાં પણ ફેલાવે છે. એ મલમ પણ નવસારીની મોબઇઓમાં એક નૂણી રાકાશે. એ " કુકીનો મલમ " આશરે ૭ પેઢીથી પુત્રિત્રંશમાં ઉતરતો આવેલો છે. કોઇ ફકીરની મહેરબાનીની પહેલવહેલા કુકીબાઇ નામની પારસણ ઉપર ઉતરેલી તેના પ્રતાપ છે. ખુબી એ છે કે એ મલમની પટી ગમે એવાં જીવલેણ દર્દી, ગુંમડાં, પાકાં, સડેલાં હાડકાં, ભગંદર વગેરે વગેરે ઉપર ઉત્તમ અકસીર ગણાય છે. એવાં કફોડાં દર્દો ઇંગ્રેજી વૈદાંવાળા ડાકટરોથી નથી સાજા થયાં ત્યારે એ મલમથી અજબ જેવી રીતે દુરસ્ત થયાં છે. વળી ખુબી

ગરી રતા માણસો સાથે વાત કરવા જેટલી અગત્યની હતી, એમ કહેવાને છે હુકમા એઓની આખી કારકીર્દી એક જ અંગ્રેજી કહેવતમા સમાઇ જાય છે કે, ' Jack of all trades and master of some one ' અથવા Something of everything and everything of something

એ નોનાકર નરમાનનો જન્મ નવસારીમા તા ૬ ડિસેમ્બર ૧૮૦૮ને દિને થયો હતો, અને તા ૧૬ જાનેવારી ૧૮૯૧ ને દિને ૮૭ વરસની વયે મરણ પામ્યા હતા ગુજરતા સુધી મરહુમ પોતે કાઠીએ કદાવર, આખે આખા, મને મજબુત, અને તને તન્દુરસ્ત ટકી રહ્યા હતા મરહુમ નવસારીની એક નોકરતી પોતાના આ જાતનો લગભગ સઘળો વારસો પોતાના વડા બેટા ડાકટર શોરાબજીને સોપી ગયા હતા

**નવસારીમાં મુઆને માન—**" જીવવુ તો મુબઇમા ને મરવુ તો નવસારીમા " ધમાધ લોકો કહે છે કે, " મુબઇમા જીવેનુ પરમાણુ-ને નવસારીમા મરેલુ પરમાણુ " તેઓ ધારેછે કે મુવાને મુબઇમા માનજ નથી મુઆને તો નવસારીમાજ માન છે એના કારણો આપણે નિચની હકીકત ઉપરથ જોઇશુ —

પારસીઓમા પહેના તો એવુ હતુ કે, નશેશાનારો મોગા રૂવાન દીઠ ૨ થી ૩૦ રૂપીઆ અને નાના રૂવાન દીઠ એકથી દશ રૂપીઆ લઇને ગેહાન ઉચકતા તે એટલે સુધી કે કેટેમ અડીને નખતે તો ગ ૩૦ સુધી એક રૂવાનના તેઓએ લીધા હતા તેઓ ઘણે ભાગે દારૂ પીને ચીહાઓમા પડી રેતા, અને રૂવાન થયાની ખબર તેઓને કરતાજ તેઓ તે રૂવાનને જેવા આવતા જે મરનાર જરા કદાવર કે જાડુ હોય તો રૂવાનના ભાર પ્રમાણે તે ઉચકવાનુ દામ માગતા, અને સવારના પહોરમા તેઓ પોતાની તે " રોજના દરવાજા " ખુલ્લા કરવાને ખુદાની પ્રાર્થના કરતા ' તેઓનો જુલમ અતિશય હતો એક ગમથી એક બાપ મરી ગયો, કે તુર્ત તેનો દીકરો તેનુ મુરદુ ઉચકામણી આપવાની રકમની શોધમા પડતો આવુ દુખ એટલુ તો ચાલ્યા કીધુ કે ઇ સ ૧૮૪૬મા સર જમશેદજી જીજીભાઇના બેહેન નવાજબાઇ તે શેઠ કાવસજી જમશેદજી હોજદારના વિધવા ૮૩ વરસની વયે ગુજર્યા ત્યારે રૂા ૫૧૦૦ સરે પારસી પચાતમા એવી સરતે આપ્યા કે મુદ્દલ ન ખરચતા તેના વ્યાજમાથી નવસારીના નાદારસ જરથોસ્તી વાનોને અસલ મજન પહોચાડવા, તથા આથના પાગના નોશાકરા જરથોરતીઓને કાઈ જુજ મુસારો આપવો, એ પ્રમાણે નક્કી કર્યુ તોપણ નશેશાનારોનો દૌર ઘટયો નહીં, અને જ્યારે શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ નવસારીમા બીજીવાર પધાર્યા ત્યારે પોતાના જાનીમિત્ર દેશાઇ બ જોરજી નવરોજીને નવસારીની કાઈ હાજત જણાવવા કહ્યુ‌તા, તેઓએ નશેશાનારના બદોબસ્ત કરવા વિનતી કીધાથી શેઠ રૂસ્તમજીએ મુબઈ જઈ એક ફડ સ્થાપી પહેલી આશરે રૂા ૧૨૦૦૦ની રકમ ભરી એ રૂસ્તમજી શેઠ જેઓ ' સ્વર્ગવાસી નામદાર તે જમશેદ, નવસારીથી આયો તે ઉગતો ખુરશેદ 'ના મેગ બાપેદાદે નોશાકરા હતા, અને ' જાનેવારી માહની

---

એ છે કે એ માનમની પછી એક દર્દને પાકવે છે તેજ પછી દર્દને ખેચી કાઢે છે અને તેજ ફી રૂજવે છે એ માનવ ઠંડો છે અને હુકમા નવસારીના એ પ્રખ્યાત કુકીના મલમ થી પડનારો આદમીઓ આજે આશીર્વાદ દેતા માન્ય થયા છે

તે તારીખ તેત્રીશ, સને હતો મુબારક અઢારશે ચોવીશ; બાવીશમો રોજ અને મહા ચોથો, યઝદેઝર્દી અગીઆરસે ને ચોત્રીશમે "ને દિને*જન્મ્યા, અને યઝદે૦ ૧૨૪૦માં ગુજર્યા, તેઓએ " સાંભળી પોતે ન્નતભાઈની કાંઈ ચકચાર કે જુલમ કરે છે તેઓ પર નશેશાલાર..................ભરીઆ રૂસ્તમે રૂપીઆ સીતેર હજાર, બીજાઓએ ભરીઆ સેન્જસાજ બાહાર. "× તેઓએ નવસારીનાં મુઆંને ઠેકાંણે પાડવાનું પુન્ય હાંસલ કર્યું છે, અને આજે નવસારીમાં મોટાં રવાંનના હાલ રૂ. ૨ તથા નાહનાનો રૂ. ૧ લેવાય છે અને કરાડી તવડી, મતવાડ, અશુંદર, કસબા વગેરે ગામોના રવાંનો અત્રેના દોખમામાં લાવવામાં આવતાં હતાં, અને તવડી સિવાય આજે પણ બીજી ગમના રૂવાંનો અત્રે લાવે છે. ઇ. સ. ૧૮૬૦માં શેઠ કાવસજી ધનજીભાઈ પાઉંવાનાએ રૂ. ૧૦૦૦૦ એલાહીદા કાઢી નવસારી અને સુરતના આંધલાં પાંગલાં જરથોસ્તીઓનાં તથા રૂવાંનોને અવલ મંજલ પહોંચાડવાના ફંડમાં આપ્યા. પછી એ ફંડ વધ્યું અને નશેશાલારોના પગાર બંધાયા, અને આજ સુધી રૂસ્તમજી શેઠના પ્રતાપે, નવસારી ઉપરનું તેઓનું હેશાન થયાથી, લોકો તેઓના અશોરૂહને હજાર હજાર દોઆ દેછે. વળી ઇ. સ. ૧૮૬૦માં બાઇ માણુકબાઇ તે આ. માણેકજી જમશેદજી ટાટાના વીધવા ગુજર્યાં તેઓના ઉઠમણામાંજ એ ફંડને પુષ્ટિ મળી. મરનારના બેટી બાઈ જીવણબાઈ તે શેઠ બમનજી દોરાબજી શકલાતવાલાના ધણીઆણિ તથા તેમના ખાવંદ અને ફરજંદોએ મળી રૂ. ૧૩૫૦, ભત્રીજાના દીકરા શેઠ નશરવાનજી રતનજી ટાટાએ રૂ. ૭૫૦ તથા બીજા બેહેદીનોએ રૂ. ૮૧૦ મળી રૂ. ૨૯૧૦નું એક ફંડ નવસારીમાં ઉભું કરી તેના બ્યાજમાંથી દર માસે રૂ. ૧૫ નવસારીના નશેશાલારોને પગાર બદલ આપવા ઠરાવ્યું. અને તે ફંડના વસ્ટીઓ શેઠો નાનાભાઈ બમનજી શકલાતવાલા અને જમશેદજી નશરવાનજી તાતા નીમાયા પરંતુ એજ વરસમાં ઈ. સ. ૧૮૬૦માં મુંબઈમાં પણ રૂવાંનોને અવલ મંજલ પહોંચાડવાનું ફંડ નીકળ્યાથી નવસારીનું એ ફંડ તેના બ્યાજ સુધાં રૂ. ૩૫૦૦)નું મુંબઈના ફંડ સાથે જોડી દેવામાં આવ્યું.

નવસારીમાં પારસી રૂવાંનનું માન કેમ માનવામાં આવેછે ? મરનારની મીજલસ મોટી ભરાયછે ક્રિયા કામ બરાબર થાયછે. એક જથ્થે નવસારીમાં પારસી વસ્તી હોવાથી જુદદાનની આમેખ્તી અને દષ્ટિ વગર ભણતર ક્રિયાઓ ચાલે છે+ દશ દહા-

---

* ઉઠણું=અથવા ઉઠમણું, એટલે ઉઠવું તે, બાત્રાર્થ શોકમાંથી ઉઠવાનો દિવસ. મો. દાદાભાઇ નવરોજજી પ્રમાણે The rising from mourning.

× મી. કા. દી. કયાશની બનાવેલી "એકવાલે રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ" ઉપરથી.

+ નવસારીમાં પારસીઓ તો પારસીઓજ, ખત્રિ તો ખત્રિ, ખાટકી તો ખાટકી, ગોલા તો ગોલાજ, એવી રીતે એક જથ્થે વસે છે. તો પણ અસલ કાળમાં જુદ્દીન લોકો પારસીઓની ક્રિયામાં ભંગાણ પાડતા, તથા ભરનાતરની ક્રિયાનાં પણ પીંઢારા વગેરેનો જુલમ હોવાથી ગુપચુપ પારસીવાડાઓમાં થઇને છુપે રસ્તે વડી દરેહમેહેરમાં નાસર્યાને લઇ જઇ શકાય એવી છુપી ગલીઓ રાખવામાં આવતી. તે મધેની પારડીવાડ તરફની અને દેશાઇવાડ તરફથી ગલીઓં છપાંખું આપના હૈયાતી હજુ બોનતી રહી છે. એ ગલીઓમાં થઇને નાશ્તની મીજલસ ખુબ સંભાળથી પસાર થતી, અને સરવતની વચ્ચમાં નાસર્યાને હાથમાં ગુરજ આપી ચાલવાનો રિવાજ આજ સુધી ચાલ્યો છે.

ડાની કે મહિના ન્હાડાની ભોંય હોય તોપણ આગળતો આખી અન્જુમનની મિજલસો દરરોજ ભરાતી. બાજ રોજગાર વર્ષો સુધી ચાલુ રહેતા. એ વિગેરે અસલી વિચારના લોકોને અનુકુળ વિધિઓ થતી હોવાથી " મું આને માન " સમજવામાં આવતું હતું. આખી પારસી પ્રજામાં, નવસારી શિવાય કોઈજ ઠેકાણે વધારે એકીનથી અને વધારે વરસો સુધી મરનારના દરાનબાજ થતા હશે.

નવસારીના પહેલા દશતુર મહેરજી રાણા ઈ. સ. ૧૫૯૧માં ગુજર્યા, એટલે આજે ૩૪૮ ઉપર વરસ થયાં છતાં, આજે પણ તેઓના બાજદરૂન ખાણાં સહ ધામધુમથી થાય છે. એજ નહીં, પણ મોટા દેશાઈ ખાન્દાનવાલાઓ તો દરાનબાજને માટે મોટી જાગીરો ઍલાહેદી કાઢી ગયા છે. અને દેશાઈ ખાન્દાનના મુળ પુરૂષ દેશાઈ ટેહમુલજી રૂસ્તમજી ઈ. સ. ૧૭૨૮માં ગુજર્યા તેને આજે ૨૧૧ વરસ થયાં છતાં, તેઓના દરૂનબાજ ખાણાં સાથે થાય છે. એ બધાંને "મુઆનુ માન" ગણવામાં આવે છે. "બરે ! મુંબઈમાં તો હિંદુ દરવન ભોંય આગળથી જાય, ને અભેખર કરે' બધું મુંબઈમાં મરવાનું." એવા એવા ગોરાંણી બાઈઓના નવસારીમાં છણકા હોય છે. "ખોદા ઘેરને આંગણે મરતી વખત લાવે તો સારૂં" એ તેમની મોટી જિજ્ઞાસા હોય છે. હિંદુઓમાં તો અસલથીજ મુડદાં ઉંચકવામાં તો જાત ભાઈઓ મદદે લાગતા, પણ વળી મુડદું બાળવા ચકી અકેકું લાકડું દરેક પાદસ્યો પોતાના ઘરથી પોતાની ખાંધે મારી લઇ જતો ! જેથી ગરીબ માણસને મરણના સંતાપમાં એક સધ્યારો રહેતો.

મુસલમાન ભાઈઓમાં તો હોંશે હોંશે સર્વ પાદસ્યાઓ ખાંધ મારતા, એટલે મુડદાં ઉચકામણી ભારી પડતી નહોતી.

પારસીઓમાં, મુડદાંને દોખમાની પાવી ઉપર રવાંનને મૂકતાં નસેસાલારે દસ્તુરી પઢવાનો રેવાજ છે. એટલે કે જમીનમાં નશો નાખવો એ ગુન્હા ભરેલું તેઓના ધર્મમાં ગણેલું હોવાથી, તે ગુન્હા (!) પોતાને માથે ન રાખતાં, તે શહેરના દસ્તુરના હુકમથી એ નશો હું મૂકું છું, એમ બોલી પોતાને માથેનું કરજ ઉતારવાની તેમની જિજ્ઞાસા હોય છે. દસ્તુરી ભણતાં એમ બોલે છે કે, "બદસ્તુરીએ દાદારહોરમજદ-બદસ્તુરીએ બેહમન અમશાસ્પંદ-બદસ્તુરીએ જરથુસ્ત્ર સ્પેન્તમાન-બદસ્તુરીએ આદરબાદમારેસ્પંદ-બદસ્તુરીએ આજમાન કે બુદ્દે બાશદ." ઘણી ગમ છેલ્લી દસ્તુરી ભણતાં જે તે ઠેકાંણેના દસ્તુરનું નામ લેવામાં આવે છે.

"ધી રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ એં૦ વ૦ સ્કુલ"ને નામે નામદાર અંગ્રેજ સરકાર માર્ફતે સ્કુલ સ્થાપવામાં આવી. એ અગાઉ જો કે "સર. કા. જે. જરથોસ્તી મદેસા" હતી, પણ તેમાં તો માત્ર પારસીઓનેજ ભણાવવામાં આવતા. ઈ. સ. ૧૮૬૩ થી ઈ. સ. ૧૮૮૯ સુધી એ સ્કુલનો કારોબાર અંગ્રેજ સરકારના હાથમાં હતો. તે પછી સ્કુલની કમીટીને સોંપવામાં આવ્યોછે. હાલ એ ખાતામાં કસરત શાળા પણ વધારવામાં આવીછે, અને તેને કારોબાર ઉત્તમ પ્રકારે ચાલેછે. નવસારી, વલસાડ, અને બીલીમોરામાં એવી સ્કુલો સ્થાપવા શેઠ રૂસ્તમજીએ રૂા. ૭૦૦૦૦ની સખાવત કરી હતી.

નવસારી આજે કેળવણીમાં ઘણું દીપી નીકળ્યું, તે સર કાવસજી જેહાંગીરે સ્થાપેલી "જરથોસ્તી મદેસા"ના પ્રતાપ કહી શકાય. તેને માટે જર, જેહમત ખર્ચી આ કસ્બા ઉપર મોટો ઉપકાર કરનાર લેખેનું માન, વગર શકે મુંબઇના માનવંત કામા ખાનદાનને આપવું વ્યાજબી કહેવાશે. એ નિશાળની ટુંક તવારીખ જાણવી વ્યર્થ જશે નહી.

મુંબઈના કેળવાયલા અને આગેવાન પારસીઓ જ્યારે મુંબઇ ખાતે પોતાના જાતભાઇઓ માટે કેળવણીનો સંગીન પાયો નાખી રહ્યા, ત્યારે તેઓને મુંબઇથી ઉતરતું મોટી પારસી વસ્તીવાળું મથક નવસારી જણાયું, અને અહિંઆં કેળવણીનો પાયો નાખવાને તેઓનું દિલ લલચાયું. તા. ૬ અકટોબર ૧૮૫૬ને દિને નવસારીમાં એકલા જરથોસ્તીઓનાજ ફરજંદોને કેળવણી આપવા માટે મુંબઇમાં એક ફંડ ઉભું કરી તેમાંથી નવસારીના મોટા ફળીઆમાં જંદ, પહેલવી, ફારશી, ગુજરાતી અને અંગ્રેજી શિખવવાને "નોશારીની જરથોસ્તી મદ્રેસા"ને નામે એક સ્કુલ ઉભી કીધી. એ મદ્રેસાના ફંડના ટ્રસ્ટીઓ તરીકે શેઠો ખુરશેદજી નશરવાનજી કામાજી, બેહેરામજી જીજીભાઇ અને દોશાભાઇ ફરામજી કામાજીને, તથા સેક્રેટરી તરીકે એં૦ કાવશજી નશરવાનજી કાંગાને, અને વડા શિક્ષક લેખે એં૦ શોરાબજી એદલજી વજીફદારને ઠરાવ્યા હતા. એ મદ્રેસા માટે મુંબઇમાં પહેલવેહેલે ફંડમાં રૂા. ૬૩૫૧) ભરાયા હતા. તેમાં શેઠો ધનજીભાઈ નશરવાનજી કામાજી, ખુરશેદજી નશરવાનજી કામા, અને બેહેરામજી જીજીભાઇ દરેકે રૂા. ૫૦૦); તથા શેઠ પેસ્તનજી ફરામજી કામાજીએ રૂા. ૭૫૦); તથા શેઠ દોરાબજી જમશેદજી શકલાતવાલાના છોકરાઓએ રૂા. ૩૦૧); તથા શેઠ ડોશાભાઇ ફરામજી કામાજીએ રૂા. ૩૦૦); તથા શેઠ કાવસજી શાપુરજી લંગડાનાએ રૂા. ૨૨૫); તથા શેઠો બહમનજી ફરામજી કામાજી, અને ફરામજી નશરવાનજી પટેલે દરેકે રૂા. ૨૦૧); તથા શેઠો મનચેરજી ફરામજી કામાજી, અને પેશતનજી તથા ડોશાભાઈ ફરામજી કામાજી દરેકે રૂા. ૨૦૦); તથા શેઠ રતનજી એદલજી બાટલીવાલાએ રૂા. ૧૫૧); તથા શેઠ ધનજીભાઇ ફરામજી બાટલીવાલાએ રૂા. ૧૨૫); તથા શેઠો હીરજીભાઇ તથા ફરામજી હોરમજી શેઠના બરજોરજી બહમનજી પદમ, માણેકજી નશરવાનજી પીટીટ, નશરવાનજી રતનજી તાતા, દોરાબજી પાલણજી રાનજી દરેકે રૂા. ૧૦૧); તથા શેઠો બહમનજી જીજીભાઇ, માણેકજી ખરશેદજી દાદી બરજોર, તથા જમશેદજી ખરશેદજી બાતલીબોય દરેકે રૂા. ૧૦૦); અને બીજાઓએ નાની નાની રકમો નવસારીની કેળવણી માટે ભેગી કરી, જેઓનો નવસારી તરફથી ઉપકાર માનવાની આ કલમ આજે જોગવાઈ લઈ શકેછે.

ઉપનુ ફંડ ભરનારા ગ્રહસ્થોએ તા. ૨૨ મે ૧૮૫૬ ને દીને શેઠ ખુરશેદજી નસરવાનજી કામાજી, મહેરામજી જીજીભાઇ, અને ડોસાભાઇ ફરામજી કામાજીને એક લેખ કરી આપી જ્યા સુધી એ ફડનુ ભંડોળ રૂ ૭૫૦૦ )નુ થાય ત્યા સુધી તેના ટ્રસ્ટીઓ તરીકે કામ ચલાવવાને અને ઉપલી ભંડોળની રકમ એકઠી થયા પછી તેમા નાણા ભરનારાઓની મજુરીયાત લઇ સઘળો અખત્યાર તેઓના પસંદ કરેના ટ્રસ્ટીઓ અને કારોબારીઓને સોપવાનો બદોબસ્ત કરી આપ્યો હતો તેજ મુજબ તા ૨૯ મે ૧૮૫૬ ને દીને નવસારી કસ્બાને લગતા ૨૪૦) જરથોસ્તીઓએ પણ એક લેખ કરી ઉપનાજ ત્રણે ગ્રહસ્થોને ટ્રસ્ટીઓ ઠેરવી આ કામ પાર પાડવા માટે શામાગ્રી આપી હતી. તે બાદ ઉપલે દીને એ મદ્રેસા અત્રે ઉઘાડયા પછી નવસારીમા તેનો કારોબાર ચલાવવાને ટ્રસ્ટીઓએ નીચલી કમીટી ઠરાવીઃ—દસ્તુર સોરાબજી ફરામજી મેહેરજીરાણા, શેઠ માણેકજી હોરમજી દેસાઈ, એદલજી સોરાબજી દેસાઈ, બરજોરજી પાલનજી દેસાઈ, રૂસ્તમજી નવરોજી ગારડા, માણેકજી બેહરામજી મુનશી, ફરામજી ફકીરજી તબોલી, એદલજી રૂસ્તમજી ગાએ, અને જમશેદજી ટેહમુલજી દેશાઈ. પછી અવારનવાર જગા ખાલી થયાથી, શેઠ બચાભાઈ એદલજી દેશાઈ, દસ્તુર જમશેદજી રૂસ્તમજી જામાસ્પ-આશા, અને જામાસ્પજી રૂસ્તમજી ગારડા સામેલ થયા, અને કારોબાર મંડળીના સેક્રેટરી લેખે પ્રથમથી તે ઈ સ. ૧૮૭૯ મા પોતાના મરણ સુધી શેઠ જમશેદજી ટેહમુલજી દેસાઈ, અને ૧૮૭૯ થી છેક પોતાના મરણ સુધી શેઠ બરજોરજી પાલણજી દેસાઈ કાયમ રહ્યા હતા એ મદ્રેસા સ્થપાયા પછી તેમા મુબઇ તથા બહાર ગામના જેવી અથોરનાનોના છોકરાઓ કેળવણી લેવાને આવે તેમની ખોરાકી તથા બીજી હર રીતની મદારત કરવાને મુબાઈવાના નવસારીના વતની એ૦ ભીખાજી રતનજી નરીમાનની મારફતથી અત્રે એ૦ ફરામજી નવરોજી કારતકે માથે લીધુ હતું. મદ્રેસાનો ખર્ચ વધવાથી ઇ સ. ૧૮૬૨ મા રૂ. ૩૨૭૪ વધારે, ફડમા ભરાના તેમા મોટી રકમો કામા ખાન્દાનનીજ હતી. ત્યાર પછી વળી ઈ સ ૧૮૬૭મા રૂ. ૨૫૫૧ ભરાના, તેમા પણ કામાવાનાઓનીજ મોટી મદદ હતી, અને મદ્રેસા સ્થપાઇ ત્યારથી પોતાના મરણ સુધી શેઠ શોરાબજી શાપુરજી બંગાલી અને પેશતનજી હોરમજી કામાજી વાર્ષિક મદદ આપતા હતા. એ પછી એ મદ્રેસાની પુજી રૂ ૨૫૦૦૦)ની ઉપરાત શેઠ કાવશજી જેહાગીર રેડીમનીએ તા. ૧૭ જુનાઇ ૧૮૬૩ને દીને રૂ. ૨૫૦૦૦)ની રકમ એ મદ્રેસાના ખર્ચને માટે જૂદી કાઢી આપ્યાથી તા ૩ અકટોબર ૧૮૬૩ને દીને એ મદ્રેસાના ૭ વર્ષના વહિવટનો રીપોર્ટ રજુ કરવા તથા પોતાનો હોદ્દો છોડવા નાણા ભરનારાઓની એક સભા બોલાવી હતી, જે વેળાએ એ મદ્રેસાનુ નામ ફેરવી, " કાવસજી જેહાગીર નવશારી જરથોસ્તી મદ્રેસા " કરી રાખવામા આવ્યું હતુ. પાછળથી તા. ૧૪ એપ્રીલ ૧૮૭૭ ને દીને એ નામ બદલી " સર કાવશજી જેહાગીર નોશારી જરથોસ્તી મદ્રેસા " નામ રાખ્યુ છે તેજ આજે પણ છે. બાદ ટ્રસ્ટ થયા પછી એ ખાતાના કરોબારી શેઠ ખુરશેદજી નશરવાનજી કામાજી, બેહરામજી જીજીભાઇ, ડોસાભાઈ ફરામજી કામાજી, ધનજી-ભાઇ ફરામજી પટેલ, પેશતનજી હોરમસજી કામાજી, ખરશેદજી રૂસ્તમજી કામાજી અને એ૦ કાવસજી નશરવાનજી કામા મુકરર થયા

એ મદ્રેસામાં યુનિવર્સીટીની ડીગ્રી મેળવેલો કોઈ વધારે હુશીઆર શિક્ષક નિમવા માટે ઇ. સ. ૧૮૭૧ થી ૩ વર્ષની મુદત સુધી શેઠ હોરમજી નવરોજી શકલાતવાળા તથા તેમના દોસ્તો શેઠો અરદેશર હોરમજી વાડીઆ, મેહેરવાનજી માણેકજી શેઠના, અને અને જમશેદજી નશરવાનજી તાતાએ મળી દર માસે રૂ. ૧૫૦)ની રકમ આપી હતી; અને તે બાદ સર કાવશજી જાંગીરજી રેડીમનીએ દરમાસે રૂ. ૧૦૦)ની રકમ ઇ. સ. ૧૮૭૬ની આખરી સુધી અપાતી કીધી હતી. એજ મુજબ ઈ. સ. ૧૮૭૮માં શેઠ જાંગીરજી કાવશજી જાહાંગીરે રૂ. ૧૦૦૦ની રકમ એ મદ્રેસામાં વિદ્યા હુન્નર શિખાડવાનાં ઓજારો ખરીદવાના કારણસર ભેટ આપી હતી.

એ પછી ઈ. સ. ૧૮૭૭ના સાલથી નામદાર ગાયકવાડ સરકારે પોતાના દિવાન રાજા સર. ટી. માધવરાવ નાઇટ સી. ઍસ. આઈ. ની મારફતે એ મદ્રેસાને ગ્રાન્ટ ઇન એડ દાખલ દર વર્ષે રૂ. ૨૬૦૦ એવી શરતે આપવાના કબુલ કીધા હતા કે, એ મદ્રેસામાં જરથોસ્તીઓ ઉપરાંત પરકોમના હિંદુ, મુસલમાન દરેક ( ઢેડા ભંગીઆ શિવાય ) છોકરાઓને પણ કેળવણી લેવા દાખલ કરવા તથા મદ્રેસામાંથી ગુજરાતી ભાગ કાઢી નાખવા અને અંગ્રેજીની કેળવણી સરકારી ચોથાથી તે સાતમા ધોરણ સુધી આપવી; તથા જરથોસ્તી ધર્મનું જ્ઞાન આપવાને મદ્રેસાના ફંડની આવકમાંથી દર વર્ષે રૂ. ૫૦૦) ખરચવા, અને મદ્રેસામાં આવનારા દરેક છોકરાઓ પાસેથી ફી દાખલ રૂ. ૦ાા દરમહિને લેવો. આ શરતો એ મદ્રેસામાં નાણાં ભરનારાઓની તા. ૧૧ જુન ૧૮૭૭ ને દીને મળેલી સભામાં બહાલ રહ્યાથી તે મુજબનો ફેરફાર એ મદ્રેસાના બંધારણમાં થયો, અને તેજ સાલથી નામદાર ગાયકવાડ સરકાર તરફથી એ ખાતાને રૂ. ૨૬૦૦)ની વાર્ષિક મદદ મળતી થઇ, જે સાલ ૧૮૯૭ માં વધીને રૂ. ૩૫૦૦)ની થઇ હતી.

ઈ. સ. ૧૮૬૪ માં દેસાઈ શ્રી બરજોરજી નવરોજીએ પોતાના મિત્ર સર કાવશજી ઉપર આ ગરીબ કસ્બો હોવાથી છોકરાઓની ફી નહીં લેવા એક કાગળ લખ્યો. તુર્તજ સર કાવશજીએ ફી બંધ કર્યાનો જવાબ વાળ્યો; અને રૂ. ૧૦૦૦૦ ની બીજી રકમ એ ફંડમાં આપી છોકરાઓ પાસેથી ફી લેવાનું બંધ કરાવ્યું હતું. એ પ્રમાણે છુટક છુટક બીજી રકમો આપી રૂ. ૨૯૦૦૦ એઓએ એ ફંડમાં આપ્યા હતા. ત્યારબાદ જૂદા જૂદા આસામીઓએ સ્કૉલરશીપો સ્થાપી. તા. ૧૧ નવેમ્બર ૧૮૬૧ ને દીને બાઈ ધનબાઇજી તે મરહુમ શેઠ ધનજીભાઈ નશરવાનજી કામાના વિધવાએ એ સ્કુલનું મકાન ભાડે રાખવા તથા નવું બાંધવા વિગેરેની શરતોએ રૂ. ૧૦૦૦૦ ની રકમ આપી. જેમાંથી ઇ. સ. ૧૮૬૩માં નવસારી મધે એક મકાન તથા જગાનો કકડો " પટેલની પોલ " નામે રૂ. ૫૬૬૨ ની કિંમતે વેચાતો લઇ ત્યાં સ્કુલ લાવવામાં આવી. તે અગાઉ ખાનગી ઘરોમાં છુટા છુટા કલાસો હતા. એ સ્કુલમાં પિટીટ ખાન્દાને પણ મદદ કરવાનું જારી રાખ્યું હતું.

એ મદ્રેસા સ્થપાઈ ત્યારથી ઇ. સ. ૧૮૮૧ ની આખરી સુધીમાં ૨૫ વર્ષમાં તેની પાછળ રૂ. ૧૧૫૪૧૦-૩-૭ નો ખર્ચ થયો હતો, અને પુંજી રૂ. ૫૯૬૫૩-૩-૫ રહી હતી. તે ૧૮૯૭ માં વધીને આશરે રૂ. ૭૧૦૦૦ નું ફંડ થયું હતું.

એ નિશાળ માટે સરકારની રૂ. ૨૦૦૦ ની મોટી મદદ તથા તેમાં સ્કુલ

તરફથી રૂ. ૮૦૦૦ ની અને મી. બેરામજી નશરવાનજી શીરવૈની રૂ. ૧૨૦૦૦ ની મદદથી ૪૦ હજારનું એક સુશોભિત મકાન દબદબા સાથે નવસારીમાં ખડું થયું છે.

એ નિશાળના શિખેલા પૈકી ઘણા ઘણા મૅટ્રીક્યુલેટો, ઍફ. ઇ. એ.-પી. ઈ. થયલા-બી. એ.-ઍમ.એ.-ઍલ.ઍલ.બી.-તથા ડાક્ટરો, સોલીશીટરો, વકીલો, જડજો, કમીશનરો, કલેક્ટરો, મામલતદારો, મુનશફો, લખનારાઓ, વક્તાઓ, ગ્રંથકારો, કવિઓ, ઍનજીનીઅરો, વગેરે હોદ્દેદારો આજે દુન્યામાં મશહુર થઇ આ નગરીનું નામ રાખે છે. મરહુમ શેઠ ખરશેદજી નશરવાનજી શીરવૈ ( મુંબાઈના પહેલવેહેલા પારસી ઇનકમટૅક્ષ કલેક્ટર, તે પણ નોશાકનાજ હતા. ) શેઠ રતનજી કાંગા ( ભરૂચના ડે. કલેક્ટર ) શેઠ કેરશાસ્પજી રૂ. દાદાચાંદજી ( વડોદરાના સર્વે સેટલમેંટ કમીશનર ) લશકરના સરજન મેજરો ડામલા, અને કાંગા; તથા કાંગા સોલીશીટરો-ટહેમુલજી નરીમાન ડાક્ટર વગેરે ડાક્ટરો, નવસારીને શું ઓછી દિપાવે છે !

એ સ્કુલ સ્થપાયા પછી થોડાં વરસ વ્હીને તો ધર્માંધ લોકલાગણી તેની સામે થઇ અને શિખતાં છોકરાંઓ ઉડી જવા લાગ્યાં. તે વખતે પાંચમો સ્ટાન્ડર્ડ તેજ ફર્સ્ટ કલાસ ગણાતો. અને પહેલા કલાસમાં ૩ થી વધીને પાંચ સુધી વિદ્યાર્થીઓ વધતામાં વધતા શીખતા. આજે ( ૧૮૯૭ માં ) દશ ઘણા એટલે ૫૦ છોકરાઓ પહેલાજ કલાસમાં છે, કે જેટલી સંખ્યાં પ્રથમ તો આખી સ્કુલની હતી. મૅટ્રીક્યુલેશન ઉપરાંત સ્કુલ ફાઇનલનો પણ કલાસ ચાલે છે. સ્કુલમાં અકેક બબે છોકરાંના બાપો પ્રથમ તો શિખવા આવતા. એટલુંજ નહીં પણ સ્કુલના ઓનરેરી સેક્રેટરી વકીલ શિખવા આવતા ! તે વખતે એક બે છોકરાઓ મૅટ્રીકયુલેટ થાય, કે ઘણું થઈ ગયું કહેવાય, અને આખા કસ્બામાં હોહા થઇ રહેતી, અને નોશાકરી દુન્યાની તે Topic of the day થઇ પડતી. પહેલવેહેલા મૅટ્રીકયુલેશન માટે ૩ ઉમેદવારો મેસર્સ રતનજી એદલજી કાંગા, ભીખાજી કાવશજી કાંગા, અને કાવસજી મનચેરજી પાવડી ગયલા. તેમાંથી કાંગાઓ પસાર થયા હતા. જેમાંના મી. રતનજી ( ૧૮૯૭ માં ) ભરૂચના ડે. કલેક્ટર, અને મી. ભીખાજી (૧૮૯૭ માં) ગાયકવાડીમાં ફોજદારનો હોદ્દો ધરાવે છે. આ સ્કુલમાં જેટલા માસ્તરો આવી ગયા છે, તેટલા ઘણે ભાગે બધા બ્રીટીશ કે ગાયકવાડીમાં મોટા સરકારી હોદ્દાઓ ઉપર છે. બધા શિક્ષકોમાં પહેલા હેડમાસ્તર શેઠ સોરાબજી વજીફદારે પોતાની હિંમતથી, શેઠ કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાંદજીએ પોતાની કુનેહથી અને શેઠ ફરામજી નવરોજી દાદીબરજોરે અણહદ ખંતથી નવસારીના ઘણા આશિર્વાદ લીધા છે. તેમાં છેલ્લા ગ્રહસ્થે તો ક્રિકેટની પહેલ કાઢી, કસરતશાગાને ઉત્તેજન આપી, નવસારીના છોકરાઓમાં નાહનપણથી જુગાર રમવાની ચાલતી આવેલી બદીને જડમુળથી ઉખેડી નાખી, વિગેરે ઘણાં ઘણાં સંગીન કામો કરી નવસારી ઉપર હેશાંન કરેલુ છે.

હેડ માસ્તર સોરાબજી વજીફદાર તો બચારા તે વખતે મોહલ્લે મોહલ્લે રાતે ફરતા, અને તપાસ રાખતા કે કયા છોકરાઓ રાતે લેસન કરેછે. એમ જણાવાથી વિદ્યાર્થીઓ રાતે લેસન કરતા. એ બચારા પહેલવહેલા માસ્તર થઇ આવ્યા ત્યારે તો એક સુબા જેટલું માન તેઓને અત્રે મળતું હતું, પણ પાછળથી બચારા ઉપર કેળવણી આપ-

તાના પ્રતાપ અને સ્વતંત્ર વિચારોને લીધે ફોજદારીઓ વટીક મંડાઇ હતી. દંડ વટીક કરવામાં આવ્યો હતો ! તોપણ છેવટ સુધી હિંમત ન હારતાં કેળવણી આપવા પાછળ ઉમંગીજ રહ્યા, અને દુઃખો ખમી ખંત રાખી રહ્યા હતા.

**સર કાવસજી જહાંગીર નવસારી જરથોસ્તી મદ્રેસાનો** તા. ૧લી જાનેવારી ૧૯૩૪થી તે તા. ૩૧ મી જુલાઇ ૧૯૩૭ સુધી, વરસ બે, અને માસ સાતનો કારોબાર મંડળીનો અહેવાલ તથા આવક જાવકનો હિસાબ તથા જમશેદજી નસરવાનજી તાતા હુન્નરશાળાનો એજ મુદતનો અહેવાલ બહાર પાડયો છે તે જોતાં માલમ પડેછે કે મજકુર ફંડોના કારોબારીઓ, ડા. સર તેમુલજી ભીખાજી નરીમાન નાઇટ, શેઠ ફરદુનજી માણેકજી કાંગા, ડા. મેરવાનજી એરચજી પાવરી, ડા. પેસ્તનજી ભીખાજી નરીમાન, ખા. સા. રાણા કેખસરૂ દસ્તુર મેહેરજીરાણા, શેઠ દોરાબજી તેમુલજી પાવરી, ખા. બા. એદલજી જમશેદજી ઉનવાલા, દસ્તુરજી કેખસરૂ માહીયાર કુતાર, શેઠ જમશેદજી મનચેરજી દેસાઇ અને શેઠ બમનજી નસરવાનજી ધાબર છે. રિપોર્ટવાલા સાનમાં શેઠ ફરદુનજી માણેકજી કાંગા હક થયાછે, જેથી સર્વે કેળવણીખાતાંઓને મોટી ખોટ ગઇછે. મજકુર મદ્રેસામાં સાલ ૧૯૩૪ થી ૧૯૩૬ સુધી નીચે મુજબ છોકરાઓની સંખ્યા હતીઃ--

| સાલ | પારસી | હીંદુ | મુસલમાન | ક્રીશ્રીઅન | કુલ્લે | સરાસરી હાજરી |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૪ | ૧૨૦ | ૨૯૧ | ૮ | ૩ | ૪૨૨ | ૩૮૬.૩ |
| ૧૯૩૫ | ૧૨૯ | ૨૨૧ | ૧૫ | ૨ | ૪૬૭ | ૪૩૧.૯ |
| ૧૯૩૬ | ૧૪૫ | ૩૬૪ | ૧૭ | ૬ | ૫૩૨ | ૪૮૫.૬ |

મુંબઇ યુનીવરસીટીની મૅટ્રીકયુલેશન ઍકઝામીનેશનનું પરિણામ સને ૧૯૩૪-૩૫ ૧૯૩૬ની સાલ નીચે મુજબ હતુંઃ—

| | બેઠેલી સંખ્યા | | પસાર થએલી સંખ્યા | |
|---|---|---|---|---|
| સાલ | સ્કુલનાં | ઍક્ષ્સ્ટુડન્ટસ | સ્કુલનાં | ઍક્ષ્સ્ટુડન્ટસ |
| ૧૯૩૪ | ૬૮ | ૧૮ | ૮૯ | ૯ |
| ૧૯૩૫ | ૬૬ | ૭ | ૩૩ | ૧ |
| ૧૯૩૬ | ૮૩ | ૨૫ | ૩૪ | ૧૦ |

મજકુર ખાતાની પુંજી તા. ૩૧મી જુલાઇ ૧૯૩૬ને દીને રૂા. ૬,૫૨,૬૩૮-૧-૧૦ હતી. એ રકમમાં મદ્રેસા હુન્નરશાળા, કસરતશાળા, તથા સાયન્સ લેબોરેટરીના મકાનો-ની લાગત તથા તેને લગતી જમીનની કિમ્મતનો સમાવેશ થાયછે.

**તાતા સ્કુલ**—૧૮૯૭માં આજની આગળ વધેલી કેળવણીના પ્રતાપે અને હાલના વિદ્વાન શિક્ષકોની ખંતથી દરજનબંધ છોકરાઓ મેટ્રીક થવા લાગ્યાછે, અને હવે તે સાધારણ બનાવ ગણાવા લાગ્યોછે. એ સ્કુલમાંથી ઈ. સ. ૧૮૭૦ના અરસામાં મેસર્સ પાલનજી રૂસ્તમજી આંટીઆ તથા ખરશેદજી માણેકજી વજીફદારે પ્રથમ છુટા

પડી ડાણુવાળા ઘરમા નવી સ્કુલ ખાનગી સાહસથી કાઢી હતી. બાદ જ્યારે ઇ. સ. ૧૮૭૮ મા એ હાઇસ્કુલમા ચાર અગ્રેજી કલાસો રાખી ગૂજરાતી ખાતું કાઢી નાખવામા આવ્યું, ત્યારે ક-ખ-ગ થી શિખવાનું ખાતું રખડી જવા લાગ્યું.

તેથી ગુજરાતી શિક્ષકોએ પોતેજ એ ખાતુ નિભાવવા માડયું, અને હાઇસ્કુલના તે વખતના લોકપ્રિય માસ્તરો મેસર્સ નરભેરામ મણીશંકર, મચેરજી નવરોજી અગ્જાણી, અને જામાસ્પજી રતનજી મીસ્ત્રી જેવા "માબાપ" સમાન શિક્ષકોએ ગુજરાતી ખાતુ ચલાવવાનો સાહસ કર્યો. પણ તેમ ન ચાલી શકવાથી હાઇસ્કુલના સેક્રેટરી શેઠ કાવશજી નશરવાનજી કાગા તથા શેઠ ફરદુનજી માણેકજી કાગાએ ખાનગી ગોઠવણથી સ્વાધીન કર્યુ છે. એ સાહેબોએ ખાનગી કમીટી, ખાનગી ફડ, અને ખાનગી વહીવટથી રૂા. ૩૦૦ના નિર્જિવ ફંડમા ઈ. સ. ૧૮૮૦થી એ ખાતુ પોતે ચલાવવા માડયુ. એટલામા શેઠ શોરાબજી કાવસજી તાતાએ પોતાના મરહુમ ભાઈ શેઠ દાદાભાઇ કાવસજી તાતાની મિલ્કતમાથી એ સ્કુલના ખરચ માટે ૫૦૦૦ની રકમ આપી, અને ૧૮૮૧મા એ ખાતું "ધી દાદાભાઇ કાવસજી તાતા સ્કુલ" ને નામે શેઠ ખ રૂ. કામા જેવા અજમ જેવી શકિતના મહાન નરની રાહબરી હેઠળ ધમધોકાર ચાલવા લાગ્યુ. પછી તો નામદાર ગાયકવાડ સરકારે ૧૮૮૨થી દર માસે રૂ ૨૫ની ગ્રાટ ઈન એઇડ એ સ્કુલને આપતી કરી. ઇ. સ. ૧૮૮૪થી એ મદદ બેવડી કરી નાખવામા આવી પછી તો વધીને રૂ. ૧૦૦ માસીક મદદ ઇ. સ. ૧૮૯૫ મા સરકારે આપવા માંડી, અને ઈસ્વીસન ૧૮૯૭થી તો રૂ. ૧૮૦૦ની ગ્રાડ ઇન એઇડ આપતી રહીછે. ત્યારબાદ એ સ્કુલને એક મજબુત ટેકો શેઠ રતનજી દાદાભાઈ તાતા તરફથી મળી આવ્યો તે ટેકા અને સેક્રેટરી શેઠ ફ. મા. કાંગાના સગીન બળથી આજે નામદાર સરકારે રૂા. ૩૦૦૦૦ આપી તેમા શેઠ રતનજી તાતાએ રૂા. ૧૭૦૦૦ ને આશરે બીજા ઉમેરી રૂા. ૪૭૦૦૦ ની એક ગંજાવર બિલ્ડીંગ ખરશેદવાડી આગળ બાધીછે. જેમ નવસારીમા પેસતા એ શહેરની આંખ લેખે સર કા. જે. મદ્રેસાનું મી. બેનામજી નશરવાનજી શીરવઇ બિલ્ડીંગવાળુ મકાન શોભી રહ્યુછે, તેમ આ કસ્બાના નાક લેખે આ તાતા બિલ્ડીંગ ઉભી રહીછે. એ સ્કુલોમાં અચ્છા કેળવાયના માસ્તરો, સગીન પુસ્તકો સાથની લાઇબ્રેરીઓ, ઍપેરેટસો વિગેરેના પ્રદર્શનો, કસરતશાળાઓ, હજારો રૂપિયાની ઝુડાબધ સ્કૉલરશીપો, સંખ્યાબધ વિદ્યાર્થીઓ, ક્રિકેટ કલબો, પુષ્કળ ઈનામો, જાતજાતની રમતગમતો, કીન્ડર ગાર્ટન સીસ્ટમ, ધર્મની કેળવણી, વગેરે મગરર બા જેવા સુધારા અને સુધરેલા દેશ જેવા સગીન વધારા થઇ ચુકયા છે. એ તાતા સ્કુલનુ ૧૮૯૭માં લગભગ ૪૫૦૦૦નું ફંડ હતું.

એ ખાતાનો કારોબાર હવે પછી સરળ રીતે ચાલે એવા હેતુથી દરેક રીતનો યોગ્ય બંદોબસ્ત કરીને આ ખાતાને સને ૧૯૩૧ ના ઑગસ્ટ માસમા સર કાવસજી જેહાગીર જરથોસ્તી મદરેસાના ટ્રસ્ટીઓની કમીટી હસ્તક સોપ્યું છે

છોકરાઓની સંખ્યા—સન ૧૯૩૩ ૩૪ મા એગ્લો વર્નાકયુલર ખાતામા વિદ્યાર્થીઓની સખ્યા ૩૫૯ અને વર્નાકયુલર ખાતામા ૧૧૯ મળી ૪૭૮ ની હતી જેમા

૧૩૩ પારસી, ૩૧૪ હીંદુ અને ૪૧ મુમનમાન હતા આ સખ્યામા ૧૭ છોકરીઓ હતી. સાન ૧૯૩૪-૩૫ મા એગ્લો વર્નાકયુલર ખાતામા ૩૭૧ અને વર્નાકયુલર ખાતામા ૧૦૯ મળી ૪૮૦ ની સખ્યા હતી, જેમા ૧૩૦ પારસી, ૩૧૩ હીંદુ અને ૩૭ મુસલમાનો હતા એમા ૩૪ છોકરીઓ હતી સાન ૧૯૩૫-૩૬ મા એગ્લો વર્નાકયુલર ખાતામા ૩૦૫ અને વર્નાકયુલર ખાતામા ૧૨૫ મળી, ૪૩૦ ની સખ્યા હતી. જેમા ૧૩૬ પારસી ૨૪૭ હીંદુ ૪૫ મુમલમાન અને ૪ ખ્રીસ્તી હતા આ સખ્યામા ૭૪ છોકરીઓ હતી પણ હાલ છોકરીઓને માટે સરકારી કેળવણીખાતાએ જુદી સ્કુલનો બદોબસ્ત કીધેલો હોવાથી ચાલુ સાલથી છોકરીઓને દાખલ કરવાનુ બધ થયુ છે

સને ૧૯૨૦ના સાલમા મરહુમ શેઠ ફરદુનજી માણેકજી કાગા સોલીસીટરની સ્કુલના ઓ. સેક્રેટરી તરીકેની ૪૨) વરસની લાબી ઉત્તમ સેવાની કદર સનાસીમા રૂા ૧૧૦૦૦)ના ખર્ચે હાલની દરેક સામગ્રી સાથની કસરતશાળાનુ મકાન સ્કુલની પાછળના કપાઉન્ડમા મરહુમ શેઠ રતનજી દાદાભાઈ તાતાએ બધાવી આપી તેને શેઠ "ફરદુનજી માણેકજી કાગા જીમનેશીઅમ" નામ આપવામા આવ્યુ છે આવી રીતે જે ખાતાનો એકવાર કોઈ ધણી ધોરી નહી, જે ખાતુ એક વખત ઘણી નબળી હાલતમા આવેલું તે ખાતુ પોતાનુ જથુકનુ ફડ, એક શોભાયમાન કુશાદે મકાન અને એક સુંદર જીમનેશીઅમ તથા રૂા ૩૦૦)ની માસીક સરકારી મદદ મેળવી નવસારીની દરેક કોમ માટે પગભર અને ઉપયોગી થયુ છે

એ તાતા સ્કુલ મન્જળ રીતે ચાલેછે, એવામા બીજો એક ફાંટો તેમાથી પડયો

**દેશાઇ સ્કુલ**—એજ સ્કુલના એક માસ્તર મી ખરશેદજી માણેકજી વજીફદારે તા. ૩ જી માર્ચ ૧૮૮૭ના રોજે પારસીવાડને બીજે છેડે, યાને બજાવાડને નાકે નદિને કિનારે, જે લત્તા ઉપર પણ એક એવા ખાતાની જરૂર હતી ત્યા, તે લત્તાના કેટલાક લોકોની તથા મનેસર ફ઼ીની સ્કુલમા રી વધવાથી ત્યાના કેટલાક વિદ્યાર્થીઓની ખાહેશ ઉપરથી ઉઘાડી, અને તેને નવસારીના મહાપ્રતાપિ દેશાઇ શ્રી ખરશેદજી ટેહમુલજીના નામ ઉપરથી "ધી. ખુ ટે. દેશાઇ, ઍંગ્લો વ. સ્કુલ" એવુ નામ આપ્યુ એક મોભાદાર કમિટિ પણ ઠરી હતી આ સ્કુલ ખાનગી સાહસથી અજબ જેવી રીતે ૯ વર્ષ સુધી ચાલી, પણ જણાવવાને દિલગીરી ઉપજે છે કે, તે સ્કુલ, એ ખાનગી ગૃહસ્થો ચલાવવાને કેવળ અશકત થઈ પડયાથી પાછી ઇ સ ૧૮૯૬ મા દાદાભાઈ તાતા સ્કુલ સાથે જોડી નાખવામા આવી છે પ્રથમ એ સ્કુલના સેક્રેટરી તેએ મી નાના બાઇ બરજોરજી દેશાઈ કેટલાક વર્ષ સુધી રહ્યા, અને પાછળથી મી રૂસ્તમજી જમાસ્પજી ગારડા સેક્રેટરી થયા હતા.

---

## ૩૬ મદ્રેસા

"The stronghold of the Mobeds is our town of Navsari, and it has been so for some centuries because the Parsis early migrated to it from Sanjan and have thrived and flourished there ever since "

એ પ્રમાણે વડોદ ાની વસ્તીની ગણુતિ ાા પોથામા નોધાયતુ છે અહિનો વડો દસ્તુર તે આખા હિદમા પારસીઓનો પોપ કહેનાચછે ત્યારે આના એક ધર્મના વડા ( Ecclesiastical Sert )મા ઝદ અવસ્તાની મદ્રેસા ા હોય એ કેમ બને? પ્રથમથીજ અત્રેની હાઈસ્કુલમા ધર્મની કેળવણી ખાસ અપાતી હતી જેથી અસલથી આજસુધી "જરથોસ્તી મદ્રેસા 'ને નામે તે ઓળખાય છે પ્રથમ કામેન દસ્તુર કાન શજી દારાબજી, એ મદ્રેસામા શિક્ષણો અને વાયજો આપતા હતા તોપણુ એક ખાસ એંનાહેદી ઝદ મદ્રેસાની જરૂર જણાતાથી આ કસ્બાના ઘણાક દીનચુસ્ત વતનીઓએ શેઠ નશરવાનજી રતનજી તાતાને અરજી કરવા ઉપરથી તે શેઠે તે અરજી બાહાલ રાખી પોતાના નામથી એક ઝદ મદ્રેસા તા ૪ ફેબ્રુઆરી ૧૮૮૪ને દિને સ્થાપિ અને તે પછી તા ૧૪ જુન ૧૮૮૬ને દિને તેનો કારોબાર એક લાયક કમિટિને હસ્તક સોપ્યો એજ શેઠે મદ્રેસાને લાયકતુ એક કુશાદે મકાન બધાવી તેના નિભાવનુ ફડ એંનાહેદુ કાઢી મુકયુ. શરૂઆતમા તો, નવસારીમા જેમ હમેશ બને છે તેમ એ ખાતાની સામે પણ ટનાકો થયા, અને પ્રારભમા તો ફક્ત ૧૫ વિદ્યાર્થીઓ દાખલ થયા પણ પાછળથી મોબેદોના ૭૩ અને બેહેદીનોના ૭ મળી ૮૦ થયા એ મદ્રેસામા શુદ્ધ ઉચ્ચારે ભણાવાનુ, ક્રિયામાર્ગનુ, નાવરમરાતબનુ કામ, અને અવસ્તા પહેલવીનો તરજુમો શિખવવા ઉપરાત ફારસી પણ શીખવવાનુ ઠરાવેલુ છે મુબઈની મુ ના ફીરોજ મદ્રેસાના ધો ણ ઉપર એ ખાતુ ચલાવવાની મર્હુમ શેઠની જીજ્ઞાસા હતી, પણ ગાળે ગાળે એ મદ્રસાનુ મરણુ નજદીક દેખાવા છતા, આજે ત્યા અપાતી સ્કૉલરશીપો, સેકડો રૂપીયાના ઈનામોની વાનચો વગેરે થવાથી, શેઠ ખ રૂ કામા જેવા તેના સબળ સુકાનીએ તેનુ સુકા ા ફેરવી નાખી પાછી સજીવન કરીછે અસલનો એક મોબેદ નાવર મરાતબ થાય, ત્યારે તેની એક બે વરસની કમાઈ રૂા ૧૦૦ થી ૧૫૦ સુધી ભણાવનાર શેઠને આપવી પડતી હતી, તે સૌ નીકળી જવાથી અત્રેના ગરીબ લોકોને ઘણો ફાયદો થયોછે

**સ્ત્રી કેળવણી**—નવસારીના કસબામા સ્ત્રી કેળવણી આજે ઘણી આગળ વધી ગઈછે આગળ તો આખા એક મોહલ્લામા જો એક સ્ત્રી પોતાનુ નામ માન લખી જાણે તે ઘણી બાહોશ ગણાતી વળી ખુદ નવસારીની સ્ત્રી પેદાયશનાતો લખના વાચના જેવુ બસન કાઇ ર નહોતુ પણ જો કોઈ શખસ, સુરતની સ્ત્રી પરણી આવે, તો તે કદાપિ લખતી વાચતી નિવડતી, અને તેની મોટી ઉકમાઈ ગણાતી અસલ સ્ત્રી કેળવણીમા ઘર સસારની કેળવણી માટે વગર ાામે સ્થપાયનુ ઘરનુ કેળવણી ખાતુ હતુ વાસણ ઉજારતા આવડયા અને કુવામાથી કળશ્યે કળસ્યે પાણી કાઢતા એક બાળકીને આવડયુ, એટલે તેણી સસાર કેળવણીનો કક્કો ખખ્ખો સૌ શિખી ગહેલી કહેવાત વળી અથોર ાાન વર્ગમા તો છોડી ચાત્રી કાતતી થઈ, કે જાણે કેટલો બધો અભ્યાસ આગળ વધી ગયેલો ગણાય નાની છોડીઓ ૬ ૭ વ મની ઉમ્મરથી જરા જ ા ધર્નો કચરા પુજે વાળી કાત્તા લાગતી, અને ૯-૧૦ વરસની તો બધતા ઓ 'માડકુન"થી પા ા વાસતા શિખા જતી હિદુ લોકામા પણ એ ા ર ઘર કેળવણી હતી જેમ પા શી બાળ ાઓ માટે 'ગોરની ચાર' હતી, તેમ પારસી છોકરીઓ માટે "શેઠાણી ની સા " તી નતી ના ( હિવાગો અપ રતા સિસાર, અો સિાગ્નો સાર થયોછ )

અસલ ઘણી હતી. સાલ ૧૮૯૭ સુધી "માણુકબાઇ શેઠાંણીની સાર" વગેરે કેટલીક સારો રહેલી હતી, અને જે છોડીઓ માણુકબાઈ શેઠાંણીની આગળ શિખેલીઓ, તેણીઓ મભઈ બપઇ થઇને મરી પણ ગઇઓ છે, તોપણ તેજ માણુકબાઈ શેઠાંણી ૧૦૦ ઉપર કુદાવી ગયાં છતાં, જેવાંને તેવાં આજે(૧૮૯૭માં)હૈયાત હતાં. એ "સારો"માં છોડીઓને ચાત્રી કાંતવાથી તે કુસ્તી વણવા સુધીનું તેમજ રાંધવા સાંધવા વગેરે ઘર સંસારી તમામ કામ શીખવવામાં આવતું અને જે શેઠાંણીઓને બચ્ચાં ન હોય, તેઓ તો નિશાળ્યણનેજ છોકરી દીકરીની માફક રાખતાં, પણ દસ્તાનવાલી હાલતમાં છોડી આવવા લાગે, અને તેણીની કુસ્તી વેચાવા લાગે ત્યારપછી તેણીઓ નીશાળેથી ઉઠી જતી. તોપણ, કુસ્તી વણતાં આવડયા પછી કેટલેક વખત વેર શેઠાણીને કુસ્તીની કમાઇ કરી આપ્યા શિવાય તેણીઓ ઉઠતી ન હતી.

**મલેસરની છોકરીઓની નિશાળ**— જે પ્રમાણે સર્વથી પહેલું ગૂજરાતી શિખવાતું ખાતું મલેસરખાતે સર જમશેદજીએ ઇ. સ. ૧૮૪૮માં સ્થાપ્યું, તેજ પ્રમાણે સ્ત્રી કેળવણીની પહેલ પણ મલેસરમાંજ થયલી છે. મોટા ફલ્યા કરતાં મલેસર ફલ્યાંએજ બન્ને કેળવણીનું મંડાણ કરવાનું માન લીધું છે. ઇ. સ. ૧૮૫૩માં છોકરાઓને માટે જ્યારે મલેસરમાં સર જમશેદજીએ નિશાળનું મકાન બાંધ્યું, ત્યારે તેજ વરસમાં છોડીઓની નિશાળ પણ કાઢી હતી. પહેલાં તો માબાપોએ એ સુધારા તરફ અચરજી અને અણગમો બતાવી, છોડીઓને નિશાળમાં મોકલવાના કામને છકેલપણું ગણી છોડીઓના છકેલપણા માટે શંકા રાખવા લાગ્યાં હતાં. તે એટલે સુધી કે એક વાર એક છોડી લખવા વાંચવાની કેળવણી લઇ પરવારી ઘર બેઠી. થોડેક દહાડે તેના ઘરમાં કોઈ જુવાન મરી ગયું, ત્યારે વહેમી ડોકી ધુઇઓ રડવા લાગી કે, દુકતીએ લખવા વાંચવાનો બાજંદીના જેવો ( ! ) ધંધો માંડયો અને માટીડાએ શિખવાનું તે બૈરી શિખી, તેથી એ મરણ થયું ! એટલે લગી તે વેળાએ કેળવણીનો વહેમ અને સુગ હતી.

રતનબાઈ ખરશેદજી આંટીઆ તે હાલના અન્જુમનના અકાબર વડા દેશાઇ મનચેરજી એદલજીના ધણીઆણી માબાપથી છુપી રીતે લખતાં વાંચતાં શિખ્યાં. એ વાત જે અરસામાં જાહેર થઈ તેજ અરસામાં તેઓના બાવા ખરશેદજી ગુજરી ગયા. બચારાં રતનબાઇને ઠુપી નાખવામાં આવ્યાં કે છુપી રીતે શિખી મુઈ તેથી બાપ મરી ગયા ! એવી એવી કેળવણી સામે વહેમી સુગ હતી, પણ આજે ત્યાં સારા મહેતાજીના હાથ હેઠળ સંખ્યાબંધ બાળકીઓ કેળવણી લેછે.

*** તાતા કન્યાશાળા**—જે અરસામાં "સત્તાવનના બળવા"ની ધમચકરી આખા હિંદને ધ્રુજાવી રહી હતી તે વેળામાં યાને ઇ. સ. ૧૮૫૭માં, એક સખી ગ્રહસ્થે પોતાનું નામ છુપું રાખીને શેઠ સોરાબજી શાપુરજી બંગાલી માર્ફતે મોટા ફલ્યામાં સ્ત્રી કેળવણીની સ્થાપના કરી. એ સખી શેઠે ઇ. સ. ૧૮૬૬ સુધી પોતાને ખરચે એ સ્કુલ ચાલુ રાખી. તે સખી નર, પાછળથી જણાયા તેમ સ્ત્રી કેળવણીના પુંજારી શેઠ ડોસાભાઈ ફરામજી કામાજી હતા. ત્યાર બાદ ઈ. સ. ૧૮૬૭ થી શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ પોતાના ખરચે એ નિશાળ ચલાવી હતી. તે છેક ઇ. સ. ૧૮૭૨ ના

* જુની તારીખે નવસારીમાંનું એ લખાણ છે. હાલનો રિપોર્ટ આગળ આવી ગયો છે.

ડીમેમ્બર માસથી નવસારીના Self-made men મધેના એક નોશાક । વતની શેઠ નેશેરવાનજી રતનજી તાતાએ પોતાના સ્વાધિનમા એ ખાતુ લઈ, પોતાના બેહેનના નામથી એ નિશાળનુ નામ "બાઈ નવાજબાઈ તાતા નવસારી જરથોસ્તી છોકરીઓની નિશાળ" એવુ નાખી પોતાના ખરચથી વહિવટ ચલાવ્યો, અને તા ૧૪ જુન ૧૮૮૬ થી એક કમીટી નિમી, નિશાળને લાયકનુ એક મકાન બાધી, તેને સ્વાધિન તેનો કારોબાર સોપ્યો આજે એ નિશાળમા ૬ વર્ષથી ૫ વર્ષ સુધીની છોડીઓ ભણે છે લખવા, વાચવા, ભરવા, ગુથવા, ગધવા, ગાવા, સીવવા વગેરે દરેક તાલીમ કીંડરગાર્ટન સીસટમ પ્રમાણે ત્યા અપાય છે, અને ૭ વરસ ઉપર એક અગ્રેજ બાઇએ અંગ્રેજી કેળવણીનો કલાસ ઉઘાડયો હતો, તેજ પ્રમાણે આજે પણ એજ સ્કુલના એક ઉમગી માસ્તરે આ અગ્રેજી કેળવણીનો કલાસ ઉઘાડયો છે એ સ્કુલમા કેટલીક સ્ત્રી શિક્ષકો પણ કેટલાક વર્ષોથી દાખલ થઈ ચુકી છે, અને આજે સ્ત્રી-સુધારો એવો સરસ થઈ ચુકયો છે, કે જે ખાન્દાનવાળાઓ અતિશય અસલી વિચારના હતા, તેમનીજ બેટીઓ હારમોનીમો ઉપર સુસરોદ કાઢે છે, છત્રીઓ ઓઢે છે, બુટ ઈસ્તાકીન પહેરે છે, અને શેઠ દારાશા રતનજી ચીનગર જેવા સ્ત્રી કેળવણીના હૈયાત પિતાના ભાણેજોના મેળાવડામા વગર હરકતે ઘરડાખોખા મમાઈજી, માયજી કે માસીજીને લઈ જઈ સામેલગીરી આપે છે, અને જાહેર ભાષણો વાચીક કરે છે વળી ઈ સ ૧૮૯૬મા અત્રેની હિંદુ તથા પારસી સ્ત્રીઓએ "સ્ત્રી સમાજ" નામની મડળી સ્થાપિ છે, જ્યા સ્ત્રીજ ભાષણ કર્તી-સ્ત્રીજ પ્રમુખ અને સ્ત્રીજ મેનેજરો હોયછે એ પ્રમાણે નવસારીમા તો પાણીનો ગોટ ગળવાની વાર લાગે, તેના કરતા પણ અતિ ઝડપે સ્ત્રી છુટાપણુ અને સ્ત્રી કેળવણી દાખલ થઈ, ઉછરી જઈ અને વરડી થવા લાગી છે

આજથી ૧૭ વરસ ઉપર તે વેળાના વડોદરાના રેસીડન્ટ સાહેબ પોતાના બાનુ સાથે એ સ્કુલના ઇનામના મેળાવડામા બિરાજ્યા હતા તેઓ છોડીઓની કેળવણીની હલચલથી એટલા તો મગન થઇ ગયા, કે ઉભરાની ઉતાવળમા તેઓએ દર વરસે એ મેળાવડામા હાજર થવા કબુલાત આપી હતી વળી ઈ સ ૧૮૯૬મા જ્યારે વાઇસરૉય લૉર્ડ એલ્ગીન વડોદરે આવ્યા ત્યારે આ સ્કુલની છોડીઓને ખાસ મહારાજા સાહેબે વડોદરે બોલાવી તેઓના કીંડરગાર્ટનના બાગો ભજવ્યાથી લૉર્ડ એલ્ગીને, પરમાનદ પામી, આ નવસારીની સ્ત્રી કેળવણીના ભજવાયલા બાગથી પોતાનો હરખ જણાવ્યો હતો

---

## ખાન્દાને આશા ફરેદુન.

૧ આશાજી — નવસારીમા દસ્તુર જામાસ્પ આશાના ખાન્દાનનો પાયો નાખનાર દસ્તુર જામાસ્પજી આશાજીના બાવા આશાજી ફરેદુનજી, નવસારીમા મોમેદી ધધો કરવા સાથે વણકરનો પણ ધધો કરતા હતા તે ધધામાથી પાચ પૈસા મેળવી કેટલાક ઘરો બાધી મિલકત કરી હતી. એઓ ઉદાર ખવાસના હતા, જેથી ગવાહી એઓએ નવસારી ખાતે બધાવેલા ૭ કુવાઓ જિનથી મળે છે, જેમાના ચાર આજે મોજુદ છે. પોતાના ધણાક ફરજદો નચપણમા ગુજરી જવાથી લીધે આશાજી ઘણા નાસીપાસ

થયના, પણ નામાંકીત દીકરા જામાસ્પજીના જન્મવાથી એઓને વધુ ખુશી પેદા થઇ, અને તે બનાવની યાદમા એઓએ નવસારીમા સાતમો કુવો બંધાવી લોકના વપરાશ માટે ખુલ્લો મુકયો હતો. એઓની ટુંક હકીકત આગળ આવી ગઇ છે, તોપણ તે શિવાયની બીજી બીના જણાવીશું.

૨. **જામાસ્પઆશાઃ**—દસ્તુર જામાસ્પજીનો જન્મ ઇ. સ. ૧૬૯૩મા થયો હતો. એઓએ નવસારીના કાજી મુનશી નજમુદ્દીન આગળ પોતાનો ફારસી અભ્યાસ કર્યો હતો. એઓને જ્યોતિષ અને સંસ્કૃત ભાષાની સંગીન તાલીમ આપનાર રાઘુરામ નામનો એક પંડીત હતો. એઓના હાથની લખેલી "સારસ્વત" અને "રત્નમાલા" નામની બે સંસ્કૃત ચોપડીઓ આજે પણ મોજુદ છે, જે એઓએ, સંવત ૧૭૬૫ના રોજ ૨૫ માહ ૮ ને દીને પોતે ઍર્વદ થયા, તેની અગાઉની લખેલી છે. ઝંદ અને પહેલવી શીખવા પોતે ઈ. સ. ૧૭૧૨મા ભરૂચ ગયા. ત્યાના વડા દસ્તુર જમશેદજી કામદીનજીના ઝંદ અને પહેલવીના શાગેર્દ થયા, અને ફારસીનુ જ્ઞાન વધારવા માટે ભરૂચની સરકારી મદ્રેસા, જ્યાં દસ્તુર જમશેદજી, ઝંદ પહેલવીના વડા શિક્ષાગુરૂ હતા, ત્યા દાખલ થયા, અને તે ખાતાના મુનશી મૌલવી મઆસુમશાહની ઉસ્તાદગીરી હેઠળ હકીમું, નજુમ, રમલ, અને મરફેતહુને લગતો અભ્યાસ આગળ વધાર્યો. પોતાના બાવાની મરજી વિરૂદ્ધ ભરૂચ જવાથી ઘણી મુશીબતો વેઠવી પડી હતી. તે હા સુધી કે ભરૂચના વેપારી, મહાજન રામદાસ ગોકળદાસે એઓની તંગદસ્ત હાલત ઉપર દયા લાવી, રાતે જેટલો વખત પોતાની દુકાન ખુલ્લી રહેતી તેટલો વખત ત્યા બેસી એઓનો વિદ્યાભ્યાસ કરવા દેવાની ગોઠવણ કરી આપી હતી. ભરૂચના સરકારી અમલદાર અબદુલ્લા એમ્ને હાજેબની સાગેર્દી કરી, અરબી ઝબાનનુ પુખ્ત જ્ઞાન મેળવ્યુ હતું. જ્યારે ભરૂચ હતા, ત્યારે એઓને ઇ. સ. ૧૩૨૩ યઝદઝર્દી સને ૬૯૨મા ખંબાતવાલા એરવદ મેહેરબાન કેખુશરૂની કલમથી લખાયલી પહેલવી તરજુમા સાથની યજશનેની મોતેબર કેતાબ હાથ લાગી હતી, જે આજે ઑક્ષફર્ડની બૉડલીઅન લાઇબ્રેરીમા મોજુદ છે.*

કહે છે કે, એક દિવસે ભરૂચની જુમા મસજીદની બહાર, કેટલાક મુસલમાન ઑલમાઓ સાએર ફીરદોસી તુસીની બદગોઈ કરતા સંભળાયાથી એઓ બુલંદ અવાજે બોલ્યા હતા કે—

ચે ખુશ ગોફ્ત ફેરદોસીએ પાકજાદ, કે રેહમત બરા તોરબતે પાક બાદ
મઆજાર મુરીકે દાને કશસ્ત, કે જાનદારદો જાને શીરીન ખુશસ્ત.

---

*આ કેતાબ દસ્તુર જામાસ્પજીના મરણ પછી એઓના ત્રીજા દીકરા દસ્તુર બેહરામજીને હાથ ગઇ હતી, અને તેઓના મરણ પછી તેઓના વારસો દસ્તુરો મીનોચેહરજી અને તેહમુરજીને વારસામા મળી હતી આ મોતેબર કેતાબને દસ્તુર તેહમુરજીના મરણ પછી કચરાની ટોપલીને હવાલે કરવામા આવી હતી, પણ મુબઇવાલા દસ્તુર દાકતર જામાસ્પજી મીનોચેહરજી એક વખતે નવસારી પધાર્યા તે વખતે એ કેતાબ પોતાની સાથે મુબઇ લઇ ગયા, જે તેઓએ ઇ. સ ૧૮૮૮મા ઑક્ષફર્ડની બૉડલીઅન લાઇબ્રેરીને ભેટ આપી હતી આ કેતાબને દાકતર મીલ્સે ઇ સ. ૧૮૯૩મા ફોટોગ્રાફની મદદથી અસલ આકારમા તેની ફૅકસીમીલી પહેલવી તરજુમા સાથ છાપી બહાર પાડી હતી

આ ઉપરથી તે ઑલ્માઓએ દસ્તુરજીને પોતાની નજદીક બોલાવી ઘણીક તરેહની તકરારો, ફીરદોસી અને તેના શાહનામા ઉપર ચલાવી અને તેમના તકરારના શેતરંજ ઉપર ઝબાનના ઘોડાથી દસ્તુરજીએ મહાત આપી. ૭ વરસ સુધી મુસીબતો વચ્ચે દીનદારી એલમ હાંસલ કરી, ઇ. સ. ૧૭૧૯ માં નવસારી ખાતે પાછા ફર્યા હતા. નવસારીના વખણાયલા અથોરનાન વેપારી આ. રતનજી માણેકજી આંત્યા ( દેસાઇ ખુરશેદજી તેહમુરજીના મામા+ )ને પાંચ ગેહે અને કેટલીક યશ્તોનો ગુજરાતીમાં તરજુમો કરાવવાની ઘણીજ ખાહેશ હોવાથી, તેઓએ કરી આપ્યો હતો. જે દસ્તુર દારાબ પાહલણની તપાસ ઉપરથી ખરો ઠર્યો હતો. આ. રતનજી આંત્યાની ખાહેશ પાર પાડવાથી એઓને નવસારીના બીજા અસલી વિચારનાઓની ખફગીમાં આવવું પડ્યું હતું, કેમકે તેઓ કૅથલીક વિચારના હોવાથી પ્રૉટેસ્ટંટ વિચારને ધિક્કારનારા હતા, એઓએ દિલ્લીના શહેનશાહ મહમુદશાહ ઉપર, ફારસી ઝબાનમાં એક અરજી કરી તેની દરબારમાં દાખલ થવાની ઉમેદવારી કરી હતી. આ અરજી વાંચી, પાદશાહ અને તેના દરબારીઓએ અરજદાર ફિલસુફને પારખી લીધો. મહમુદશાહે સુરતના નવાબ તેગબેગખાન ઉપર પાદશાહી ફરમાન મોકલી એઓને દીલ્હી દરબારના મીર મૂનશીના ઓહ્દા ઉપર મોકલી આપવા ફરમાવ્યું. આ વખતે એઓ સુરત હતા. નવાબ તેગબેગખાનનો હુકમ મળતાંને વાર પોતાના બાવાની જાણ વગર દીલ્હી તરફ રવાના થયા. આશાજીને નવસારીમાં આની ખબર થતાંજ, તેઓ એકદમ એઓની પુઠે ભરૂચ જઈ એઓને.ધમકી આપી અત્રે પાછા લઈ આવ્યા. ઈ. સ. ૧૭૧૯માં ભરૂચથી પાછા ફરવા પછી તુરત એઓએ જરથોસ્તી મજહબ વિષે જૂદી જૂદી બાબદો ઉપર કેટલાક સવાલો ઇરાનના દસ્તુરો ઉપર લખી મોકલી તેઓની પાસેથી ખુલાસો માંગ્યો હતો, જેમાં રૂવાંનને પદાન બાંધવાનો સવાલ મુખ્ય હતો. આ સવાલો તથા જવાબો "રેવાયતે દસ્તુર જામાસ્પ આશા"ના નામથી આજે મશહુર છે. યુરોપમાં પ્રોફેસરો બોપ અને બરનુફ જેવા નામાંકીત વિદ્વાનોએ જબાનશનાસી (Comparative Philology ) નો કાયદો અવસ્તાને છેક પછવાડેથી લાગુ કર્યો, પણ ખુદ હિન્દમાં ઘણા વરસ અગાઉ દસ્તુર જામાસ્પજીને પોતાને એ કાયદાની માહીતી હતી, તેની સાબેતીમાં એઓના સવાલોમાંથી નીચલો ફકરો મલી આવેછેઃ—"વ બુજોરગાંને ઇન જાનેબ મઆનીએ આંન દર સંસ્કૃત કે એલમેબરેહમન અસ્ત વ અકસર અલફાઝ વ એબાદત વ ફવાનીને ઊ તઆલુક બ જંદ અવસ્તા દારદ."

અર્થઃ—"અને આંના બુજોરગોએ તેનો ( પાહેલવીનો ) સંસ્કૃત ઝબાન, જે

+એઓના માતાજી નામે "બાઇ"ને પેટે સંવત ૧૭૫૫ ઇ. સ. ૧૬૯૯માં ખુરશેદજી દેસાઇ જનમ્યા. એ દેસાઇજીના ઘણીઆણી રતનબાઇ નામે દોરડી ખાન્દાનના હતાં. એ દેસાઇજીની પેઢી જુની છે. તે બતાવતાં આ અહ્રના લેખકનીજ પેઢી પુરતો ખ્યાલ આપશે. સોરાબજી, મનચેરજી, બરજોરજી, નવરોજી, મનચેરજી, ખરશેદજી, તેહમુલજી, રૂસ્તમજી, હોમજી, ફરેદુન, રાણા, હોમા, માહીઆર, ચાંદના, વાછા, આશા, ફરેદુન, હોમ, બહેમનીઆર, ખોરશેદ, બેહમનીઆર, ખુશમસ્તા, ખુજસ્તા, સોબેદ; નેરીઓસંગ, ધવલ, શાદપુર, શેહેરીઆર, એ પ્રમાણે ૨૮ પેઢી મળેછે.

બ્રાહ્મણની વિદ્યા છે, તેમાં તરજુમો કર્યો છે, જે ઝબાન તેના શબ્દો, રૂઢી, તથા વ્યાકરણમાં ઝંદ અવસ્તા સાથ તાલુકો રાખે છે." ઇરાન ખાતે મોકલેલા સવાલોના જવાબો આવી પુગે તેટલાં તો સુરતના જરથોસ્તીઓમાં રૂવાનને પદાન બાંધવાની બાબદમાં મોટી તકરાર જાગી. તેઓએ નવસારીના દસ્તુરો ઉપર કાગજ લખી રૂવાનને પદાન બાંધવું યા નહીં તે વિષેનો ખુલાસો માંગ્યો હતો, જેના જવાબમાં દસ્તુર જામાસ્પજી તથા બીજા દસ્તુરોએ તા. ૩જી સપ્ટેમ્બર ૧૭૨૧ના પોતાના કાગજમાં લખી જણાવ્યું કે, રૂવાનને પદાન બાંધવું રવા છે.* ત્યારબાદ થોડા દિવસમાં ઇરાન ખાતેથી જવાબો આવ્યા પછી એઓને એ વિચાર ફેરવવો પડયો હતો, જેને માટે એઓને ઘણું ખમવું પડયું હતું. એઓ ઘણી મોતેબર વાયજીઓ કરતા હતા. એઓનો પહેલો ફતવો એ હતો કે, રૂવાનના પગ લાંબા રાખવા, તથાપિ રૂવાનને પદાન બાંધવું નહીં.

૨ જો ફતવો:—ઘાહંબારના દિવસો વરસના ચોક્કસ મહીનાઓ સાથ સંબંધ ધરાવે છે. તેમ ગાથાના દિવસો અસ્પંદાદ મહીના સાથ તાલુકો રાખે છે, એવો ફતવો એઓએ ઘાહંબારની આફ્રીનને આધારે જાહેર કર્યો હતો.

૩ જો ફતવો:—મુકતાદના દિવસો ઉપર અશોફરોહરની આરાધના ૧૮)ને બદલે ૧૦) દિવસ કરવી સજાવાર છે. આ વિચાર એઓએ "યાવીસાદ"ના આફ્રીનગાન મધેના કરદા ઉપરથી જાહેર કર્યો હતો.

છેલા બે ફતવાઓ પારસીઓમાં જાહેર કરનાર પહેલવહેલા દસ્તુર જામાસ્પજી હતા.

કેરમાન શહેરવાળા જાણીતા ઈરાની દસ્તુર જામાસ્પ વિલાયતિની પધરામણી ઈ. સ. ૧૭૨૧માં થઇ હતી. તે કેરમાની જામાસ્પ, આપણા નોશાકરા જામાસ્પના સવાલોના જવાબો પણ ઇરાનથી નવસારી ખાતે લઈ આવ્યો હતો. તેમજ હોમસલી, પહેલવી ફરવશી, નીરંગસ્તાન, અને બીજી કેટલીક નજુમને લગતી કેતાબો હિંદમાં પહેલવહેલી લાવ્યો હતો. હજીતો સુરતમાં રૂવાનને પદાન બાંધવાની તકરાર નરમ પડી નહીં તેટલાં, આ ઇરાની દસ્તુરે એક બીજી નવી તકરારને જન્મ આપ્યો. તેણે હિંદ તથા ઇરાનના જરથોસ્તીઓની મહિનાની ગણત્રિમાં એક મહિનાનો ફરક જણાવ્યો. આ વખતે જરથોસ્તીઓ જુની ચાલતી આવેલી ચીજને વળગી રહેલા હોવાથી નવી તકરાર ઉભી થાય તો ઘણાજ ઉશકેરાઈ જતા, અને તેથી સુરતના જરથોસ્તીઓમાં બે તડાં પડયાં, જેમાંનું એક તડું ઇરાની દસ્તુરની પક્ષમાં રહ્યું. ઉસ્તાદ જામાસ્પ વિલાયતી અને ચેલા જામાસ્પ આશા વચ્ચે તકરારો થયા બાદ, નીચે મુજબ સમાધાન કર્યું. રૂવાનના પગ લાંબા રાખવાનો અને તેને પદાન નહીં બાંધવાનો ફતવો જામાસ્પ આશાએ કબુલ રાખ્યો. જ્યારે જામાસ્પ વિલાયતીએ નીચે જણાવેલી બાબદો મંજુર રાખી તે ઉપર અમલ કરવા માંડયો હતો:—

૧. જામાસ્પ વિલાયતીનું એવું મત હતું કે દસ્તુર તથા મોબેદે કાનો વીંધેલા રાખવા જોઇએ, પણ દસ્તુર જામાસ્પજીએ તેને યજશનેના જપ્પામા હાનો પહેલો ફકરો સમજાવ્યાથી તેણે તુરતજ પોતાના કાનમાંથી સુનાની કડી કાઢી નાખી હતી.

---

* પારસી પ્રકાશ પાન ૨૩ મું.

૨. જામાસ્પ વિલાયતી અર્દીબેહેસ્તયસ્તમાં "હાઝિયમે બાઝિએ" પદ હમેશાં પઢતો હતો, પણ દસ્તુર જામાસ્પજીએ "હાઝિયમ બઝેએ" પદ કીધું, જે ઇરાની દસ્તુરે કબુલ રાખી ભણવા માંડ્યું હતું. ત્યારબાદ દસ્તુર જામાસ્પજીએ સુરતના જરથોસ્તીઓમાં વાયજ કરી રૂવાનને પદાન નહીં બાંધવાની મજબુત સીફારસ કરી, અને એ વાયજની અસર તેઓ ઉપર એ થઇ કે કેટલાક જરથોસ્તીઓ અને ખસુસ કરી રૂશતમ માણેક શેઠની ઓલાદે એ તરીકા ઉપર ચાલવાનો જાહેર એકરાર કર્યો. આથી એઓને ઘણું ખમવું પડ્યું હતું. જ્યારે એઓ સાહેબે રૂવાનને પદાન નહીં બાંધવા વિષે મારૂં ખરૂં છે એવી જાહેર વાયજ કરી, ત્યારે નવસારીની અન્જુમન એઓ ઉપર અતિશય કોપાયમાન થઇ, અને જ્યારે એઓ સુરતથી નવસારી પાછા આવ્યા, ત્યારે અત્રેના તમામ પારસી લોકો ઉશકેરાઇને એઓના મકાન ઉપર હલ્લો લઈ જઇ એઓ ઉપર છુટાં ખડુ અને ઢેફાંનો મારો ચલાવી કહેવા લાગ્યા કે, "જામાસ્પ! લે તારૂં ખરૂં જામાસ! લે તારૂં ખરૂં.*" આથી પોતાના ઘરની બહાર આવી એઓએ ખુલાસો કર્યો કે "પહેલાં મારોબી વિચાર પદાનની તરફેણમાં હતો; પણ ઇરાનથી આવેલા ખુલાસાથી હવે માહરી ખાતરી થઇ કે ગુજરેલાંને પદાન બાંધવું રવા નથી, એમ દીનનું ફરમાન હોવાથી મેં માહરો આગલો વિચાર ફેરવ્યો છે." આ ખુલાસાથી પારસીઓ કાંઇ સંતોષ પામ્યા નહીં, અને એઓ ઉપર એટલો તો ધુન્જારો થયો કે, ટકાયું નહી; ત્યારે એઓએ પોતાનું કિમતી કેતાબખાનું તથા બીજો સરસામાન ગાડામાં ભરી નવસારીથી ભરૂચ ચાલવા માંડ્યું. આ ખબર જ્યારે નવસારીમાં ફેલાઈ ત્યારે તેઓના તલબગારો, ભાઇઓ ફરામજી રતનજી, તથા કેરસાસ્પજી માણેકજી આંત્યા તથા બીજા કેટલાક જરથોસ્તીઓએ રાયનની નદી સુધી દોડી જઈ એઓને પાછા ફેરવવાની ઘણી વ્યર્થ કોશિષ કરી. ફરામજી આંત્યા રસ્તામાં આડા પડ્યા, અને કેરસાસ્પજી આંત્યા ગાડીના બેલ છોડી નાખી એઓને બે હાથે મજબુત પકડી બેઠા, જ્યારે રતનજી આંત્યા પોતાના ભાણેજ દેસાઈ ખરશેદજી તેહમુરજીને સમજાવા ગયા કે, "હવે સઘળું ભુલી જઇ જામાસ્પજીને પાછા લાવ્યે, નહીંતો ગામમાં સારૂં થશે નહીં." આ ઉપરથી દેસાઇજીએ બીજા આગેવાનો સાથ મસલહત કરી, અને ઘણાકો રાયનની નદીપાર જઇ એઓને સમજાવી ઠાઠમાઠથી પાછા લાવ્યા, અને ત્યારપછી નવસારીની અન્જુમન એઓની હૈયાતી સુધી એઓ તરફ જાનફેસાની બતાવવા લાગી.

દસ્તુર જામાસ્પ વિલાયતીના સમજાવ્યાથી સુરતના એકજ પારસી શેઠ માણેકજી એદલજી અરમાનીના દલાલે કદીમ રોજ માહ પઢવાની અને આફ્રીન્ગાન અને બીજી ક્રિયાઓમાં દીકરાનું નામ બાપ સાથે લેવડાવવાની પહેલ કહાડી હતી.

દસ્તુર જામાસ્પ વિલાયતી તા. ૨૩ અકટોબર ૧૭૨૧ ને દીને ઇરાન જવા પાછો ફર્યો તે વખતે પોતાના ચેલા દસ્તુર જામાસ્પજીને પહેલવી ફ્રવશી, અને નીરંગસ્તાનની કેતાબો ભેટ આપી ગયો હતો. આ કેતાબો હિંદમાં પહેલવહેલી દાખલ થયેલી હોવાને લીધે તેઓની નકલો કરી કરાવી તેઓને જૂદા જૂદા ભાગોમાં એમણે ફેલાવી હતી.

*ખરૂં=એટલે વાન્ઝી એવો અર્થ થાયછે, તેમજ ખડું=એટલે માટીનો ગાંગડો, જે મોબેદો તથા મુસલમીનો પિશાબની પાકેઝી વખતે વાપરે છે તે.

ય સ ૧૭૩૮ ના દસ્તુર જામાસપજીને પોલીઆ દેસાઇ જીવણજી માણેકજી સાથે રપીથ્વનની મીઅજદ માગવાનો અને વાજદાની રપીથ્વન ઈજવાને લગતો વાંધો પડ્યો હતો, અને તેનો ફેંસલો ખુદ મહારાજા ગાયકવાડે પોતે કરી આપ્યો હતો. મંગાજીરાવે ખેરીઆતને દેહેરે ખીના ડોકાની વડીઆતની ચીવી ટગાવી ફરવર્દીન મહિનાના અહિમેહસ્ત રાજે મપોરના ૧૨) કલાકથી તે અનેરાન રોજની ઉશેનગેહ સુધીના ચાર દહાડા દસ્તુર જામાસપજીને ખરા કરી આપ્યા, જેથી રપીથ્વન ઈજવાનો અને તેની મીઅજદ માગવાનો હક એ દસ્તુરજીથી ઉતરતી ઓલાદો આજ સુધી ભોગવેછે.

જ્યાર ભગવીંઓ પોતાના આગલા વખાપલની રૂએ બેહેદીનોને ત્યાના આસી-ર્વાદ સારવા ઉભા રહે ત્યારે, બેહેદીનો વધુરકને લીધે ચોખાને બદલે મરોડ, અને નાળીયરને બદલે ઈટરડી મૂળી આસીર્વાદ સાજનારાઓને આપવા સુધીની હદે જતા, ત્યારે દેસાઈ ખરશેદજી તેઓને આસીર્વાદ સારવાનો હક નાખી તે મરોડ ને ઇતરના પણ ઘરમા લાવવા ભગવીંઓને સમજવતા, અને જામાસપજી દસ્તુર તેને દેઠ આપનારી વાયજને કરતા. આમ થવાથી બેહેદીનો ફરજના માથાં ચોખા અને નાળીયર લાવી મુકતા

મરહુમ દસ્તુર રૂસ્તમજી માણેકજી મેહેરજીરાણાના વારસો દસ્તુરો જમશેદજી અને સોહરાબજીએ પોતાની ગાદીની મિલકતો વહેંચી લેવા માટે પોતાના ઉસ્તાદ દસ્તુર જામાસપજીને એકલા લવાદ ઠરાવ્યા હતા, અને એઓના લવાદી ચુકાદા ઉપર ગજી રહી, બન્ને ભાઇઓએ મિલકતો વહેંચી લીધી હતી. તેઓએ દસ્તુર જામાસપજીને ઉસ્તાદી અને લવાદી હક દાખલ પેનખરી મધેના વાડાનો એક ભાગ નજર કર્યો હતો. પહેલવી ફરવીની કેતાબ આ દસ્તુરજીને દસ્તુર જમાસપ તરફથી ભેટ મળવા અગાઉ રોજગારના આફ્રીનગાનમા "યાવીમાઇ" પઢનાર સાહેબો "અમનામનેમથે" સુધી આવી ૩) અશેમ વોહુ પઢી કામ લેતા હતા, પણ મજકુર કેતાબને આધારે એઓએ જાહેર કર્યું કે, "અસનાસનેમથે' સાથ "અનાઉ ાસ ફરવાનામ" નોખી કરદાપડે તો વાજબી છે. એઓનો એ વિચાર બીજાઓને પણ પસંદ પડવાથી તેઓએ તે મુજબ અમલ કરવા માંડ્યો તેમજ "યાવીસાઇ" અને "તાઓમીનમાને" પઢવાની તકરારમાં એઓનુ એ મત હતુ કે, "ફરવર્દેગાનના ૧૮ દહાડા રોજગારની ખશનુમન સાથ ા આફ્રીનગાનમા "યાવીસાઇ" પઢવા ફરમાવેલુ છે, અને ઉપલા ૧૦ દિવસ સીવાય રોજગારની ખશનુમનનુ આફ્રીનગાન નહીં, પણ "દો કરદેહ હમ' પઢવુ સજાવાર છે પણ "દો કરદેહ હમ" નહીં, ને અદીફરવતની ખશનુમન સાથ "તાઓમીનમાને" પઢેતો વાજબી છે. એ મત તે વખતે નવસારીમા વસતા સઘળા મોબેદોએ કબુલ રાખી તે ઉપર અમલ કરવા માંડ્યો, અને તેઓની ઓલાદો જે હાલ ઉદવાડામાં વસે છે તેઓ પણ હજુ સુધી એજ તરીકા ઉપર ચાલે છે. ગાયકવાડ સરકારમા પણ એઓને માન મળતુ હતુ કહે છે કે મહારાજા ગાયકવાડ એઓને દરબારના બ્રાહ્મણો અને શાસ્ત્રિઓ સાથ તકરાર કરવા બોલાવતા ત્યારે એઓને પોતાના જમણા હાથ ઉપર અને દિવાનને ડાબા હાથ ઉપર બેસાડતા હતા એઓની કાબેલીયત ઉપર પ્રસન્ન થઇ મહારાજાએ એઓને પાલખી અને ખિલઅત વખશાનો અખત્યાર આપ્યો હતો, તેમજ મોહોર દાગવાની ગોદરાનાની મોહોર "જામાસ દસ્તુર જામાસ્પ આશા"ની તિના।

સાથની કરી આપી હતી. જ્યારે ગંગાજીરાવે પોતાના ગાદીવારસ કેદારજીરાવના લગ્ન ભુણ ગામમાં કીધાં, ત્યારે તેનું મુહુર્ત જોવા માટે બ્રાહ્મણોની મિજલસમાં એઓને પણ સામેલ કરી લગ્નનો દિવસ મુકરર કર્યો હતો.

એઓ એક ખબરદાર દસ્તુર, મોટા ફિલ્સુફ, નામીચા શાએર અને અન્જુમનના એક આગેવાન હતા. એઓના પોતાના દીકરાઓ ઉપરાંત બીજા ઘણાક શાગેર્દો હતા, જેમાં ઉદવાડેવાલા મરહુમ દસ્તુર ખરશેદજી મહેરનોશજી સંજાણા, દસ્તુર નવરોજી શાપુરજી સંજાણા અને દસ્તુર બરજોરજી રૂસ્તમજી સંજાણા મુખ્ય હતા. તેમજ મરહુમ દસ્તુરો જમશેદજી અને સોહરાબજી રૂસ્તમજી મહેરજીરાણાના, એઓ આગળ દીનદારી એલમ શિખ્યા હતા. ઘણાક મુસલમાનો અને બ્રાહ્મણોએ એઓની શાગેર્દી કબુલ કરી, અરબી, ફારસી, સંસ્કૃત અને જ્યોતિષ વિદ્યાની તાલીમ લીધી હતી.

એમણે "દિવાને જામાસ્પ" નામની એક કેતાબ લખી છે; જે "કવિતાઇ ખુબીમાં ફારસી મુસલમાન શાયરોની બરાબરી કરનારી અને એશ્કે હકીકીના તલબગારોની જીજ્ઞાસા તૃપ્ત કરે તેવી છે."* એ શિવાય એઓ પુષ્કળ ગઝલો, મુખમ્મસો અને મોનાજાતો જોડીને, એક "તબએજાદ શાએર" તરીકેની ગવાહીઓ પોતાની પાછળ મેલી ગયા છે. એ ઉપરાંત એઓનો કેટલીક પસ્તોનો પહેલવી અને ફારસીમાં કીધેલો તરજુમો અને સંસ્કૃતમાં જોડેલા શ્લોકો આજે પણ મોજુદ છે. મરણ વખતે એક ગંજાવર કેતાબખાનું પોતાની પછવાડે મુકી ગયા હતા, જેની હિંદ અને યુરોપમાં એક અવાજે તારીફ ગાવામાં આવેછે. ડા. હાઉગે તેની બહુ તારીફ કરી છે.

આ કેતાબખાનામાં પહેલવી પંદ નામે જરથોસ્ત, દસાતીર, પહેલવી યજશને અને વંદીદાદ, તથા નજુમ અને રમલને લગતી ઘણીક નાયાબ કેતાબો હતી.

આ વિદ્વાન દસ્તુરજી રોજ ૧૪ માહ ૧૦ શને ૧૧૨૨ યઝદેઝર્દી તા. ૧૯ જુલાઇ ૧૭૫૩ ઇસવી ને દીને ૬૦) વરસની ઉમરે+ નવસારીમાં ખોખરી મહોલ્લામાં આવેલા પોતાના મકાનમાં બહેસ્તનશીન થયા હતા.

૩. **એરવદ નોશેરવાન**—દસ્તુર જામાસ્પ આશાને ચાર દીકરાઓ હતા. એર્વદ નોશેરવાન, દસ્તુર જમશેદ, દસ્તુર બેહરામ, અને દસ્તુર રૂસ્તમ. વડા દીકરા એર્વદ નોશેરવાન પોતાના બાવાજીની હૈયાતીમાં ગુજર્યા હતા. એઓની ફારસીમાં પુષ્કળ ગઝલો જોડેલી છે. બીજા બેટા જમશેદજીની નજુમની કેતાબો ઉપરાંત, ઇ. સ. ૧૭૮૧ માં નવસારીથી મુંબઈ સુધી કીધેલી પગ રસ્તેની મુસાફરીનો રસીલો અહેવાલ મુખ્ય છે. એઓ વિષે આપણે પાન ૨૨૫ ઉપર કહી ગયા છીએ. ત્રીજા દીકરા **દસ્તુર બહેરામ** પણ પોતાના ભાઇ દસ્તુર જમશેદની બરાબરનો એલમ શીખેલા હતા. એઓ નવસારીમાં હકીમનો ધંધો કરતા હતા. ચોથા દીકરા **દસ્તુર રૂસ્તમે** નવસારીની અન્જુમનમાં અરધી સદી સુધી દસ્તુરી બેઠક ભોગવી હતી. ×

---

* સત્યમિત્ર તા. ૨૫-૯-૧૮૮૩.

+ આગળ આપણે પાન ૨૧૫ ઉપર જણાવી ગયા તેમ ઘણાઓ એઓની મરણ વખતની ઉમર ૫૬ વર્ષની ધારે છે તે બરાબર જણાતી નથી.

× આ હેવાલ લખવામાં મારા કાબેલ મિત્ર મી. અરદેશર ખરશેદજી દસ્તુર જામાસ્પ આશાનાની મુખ્ય મદદ મળી છે, જે ઉપકારને પાત્ર છે.

**નાવર મરાતબની કજી લડાઈ**—નવસારીની વડી દરેહમેહેર શિવાય, બગર પંથના અથોરનાનોથી બીજીગમ નાવર મરાતમ નહીં થઇ શકતા હોવાથી, તે ચાલ મુંબઇમાં દાખલ કરવાની વારંવારની યોજના ભાગી પડયા પછી, મુંબઇવાળા વડા દસ્તુરજી પેશોતનજી બેરામજી સંજાણાએ પોતાના તાગાનાં વાડીઆજીવાળાં આતશ-બેરામે સાહેબમાં, અથોરનાનોના બચ્ચાને નાવર મરાતબ કરવાનું સાહસિક કામ માથે ઉઠાવ્યું. એ આતશબેરામ મધેના ભગર્યા મોબેદો તેથી પોતાના બાપદાદાના હક ઉપર કાપ પડતી ગણીને ઉશ્કેરાયા. વાહાડયાજીના આતશબેરામ થયા પછી ઘણે વરસે ભગર્યો-એઓએ ત્યાંના મુતવલીઓને અરજ કરી હતી કે, નવસારીના આતશબેરાંમની આવકની માફક આ આતશબેરામની આવક પણ હમોને વહેંચી આપો. મુતવલીઓએ કહ્યું કે, નવસારીની માફક અમારા આતશબેરામમાં પણ બગર્યા મોબેદોના દીકરાઓને નાવર મરાતબ કરો, જેઓ સાથ નવસારીના મોબેદો પાવ મેહેલનું કામ કરો, તો પછી તમારી માંગણી ઉપર ધ્યાન આપે." તે પછી બેવાર લડાઇઓ ચાલી, તેનું બ્યાન આગળ કરેલું છેજ. પછી ઇ. સ. ૧૮૮૨માં મુંબઇના ભગર્યાઓએ એ આતશબેરામના બોયનાં એકઠાં થયલાં નાણાં મેળવવાની મુંબઇની હાઇકોર્ટમાં ફરિયાદ માંડી. હાઇકોર્ટે ઠરાવ જો કે લગભગ ભગર્યાની તરફેણ જેવો કર્યો, પણ ઠરાવમાં તે નાણાં મેળવવાની ગુંચવણ નાખી, અને આજતગી અને જમાનાઓ સુધી તે ખોરંબે પડયાં. એ બાદ મુતવલીઓએ એ આતશબેરાંમની ૫૪ મા વરસની શાલગરેહ ઉપર પાછી ઉપલી માંગણી રજુ કરી, અને તે ભગર્યા મોબેદોએ ન સ્વિકારતાં ઇ. સ. ૧૮૮૭ માં ત્યાંથી નિકળી ગયા જ્યારે તેઓએ વાહાડયાજી આતશબેરામની પાસેજ એક નવી અગીઆરી અને આતશબેરામ બનાવા માંડયા (જે ઈ. સ. ૧૮૯૭ની તા. ૧૭ ઓકટોમ્બર પરઠાયા +) ત્યારે વહા-ડયાજીવાળા સાહેબોએ નવસારીમાં એક નવી અગીઆરી ઈ. સ. ૧૮૮૮ માં બનાવી, ત્યાંના નાયબ દસ્તુર રતનજી રૂસ્તમજી કાંગાને ઠરાવ્યા. નવસારીની ભગર્યા અન્જુમને તે સામે ગાયકવાડી અદાલતમાં ફરીયાદ માંડી, જેનો ત્રણ કોર્ટે કેસ ચાલી આખરે જીત મેળવી હતી. એ કેસ ચાલતા દરમ્યાન બીજા અણુમનાવો બન્યા હતા. દેસાઇ ખરશેદજીના આતશબેરામ,* તેઓના એકલાના બનાવેના નથી પણ અન્જુમનના છે, એવો બુટો કેટલીક ગમથી બાહાર પડયો, અને આતસબેરામના તાળાં તોડી પાતરં લઇ જવામાં આવ્યું. આ લખનારે નવી અગીઆરીના કેસમાં કેટલાક સાક્ષીદારોની સાક્ષી સામે

+તા૦ ૧૫-૧૦-૯૭ના ટાઇમ્સ ઑફ ઇન્ડીયા તથા બોમ્બે ગેઝિટ, તથા તા. ૧૦-૧૦-૯૭ ના કયસરેહીંદ, તથા તા. ૧૭-૧૦-૯૭ના સત્યમિત્ર, તથા મુંબઇ સમાચાર અને જામે જમશેદ વગેરે તમામ પત્રોમાં તથા એ અન્જુમનની કમીટી તરફથી દસ્તુર જામાસ્પજી મી જામાસ્પ આશા વગેરે તરફથી જાહેર ખબરો માર્ફતે એવી ખુશાલીભરી ખબર આપવામાં આવી, કે લગભગ "૧૨૦૦ વરસની મુદ્દત બાદ એરા અન્જુમનના આતશબેરામની સ્થાપના થઇછે. યાને ૧૨૦૦ વરસ પછી મુંબઇના એ એકવા આતશબેહરામજ અન્જુમનને પૈસે થયા છે.

*એ બાંજગડ પછી પણ શેઠ બ ત્રે પરેલે ૧૮ મી સદીના પારસી ન્યાગાનો વિષેના બાપણુમીં, તથા દસ્તુર દારાબ પેશોતન સંજાણાએ "ચેરાગે દાનેશ" માં તથા "દીનાએ મ્યુન્યુએ બેરત" માં વગેરે વગેર ઠેકાણે દેસાઇ ખરશેદના આતશબેરામ તેઓને એકલાને પૈસે પરઠયા વિષે પોતાની ખાત્રી થયની જાહેર કરેલી છે

એક હેન્ડબીલ કાઢયું અને તેની સામે ઠપકાનો ઠરાવ કરવા અન્જુમનની મીટીંગ થઈ, ત્યાં આતશબેરામ દેસાઇ ખરશેદજીના એકલાના નથી, અન્જુમનના છે એવી મતલબનાં ચોપાન્યાં વેંહેંચાયાં. તે સામે આ લખનારે "આતશબેહેરામે દેસાઈ ખોરશેદ" કાઢયું, અને એવી રીતે આમણુ સામણુ ચોપાન્યાં અને હેન્ડબીલો નીકળ્યાં હતાં. તેજ પ્રમાણે એ નવી અગીઆરીના કેસ સંબંધના કેટલાક સાક્ષીઓ સામે મીનોચેર હોમજી સાથની અન્જુમને પોતાની સભાઓ ભરી અને ઠરાવો કરી, તેના તકરારી નોંધોના ચોપાન્યાંઓ મી. પી. એ. દાદાચાંદજીએ કાઢયાં એ વગેરે તકરારો અને ઝુંબેશો આ ત્રીજી લડાઇ દરમ્યાન ચાલી હતી, અને એજ સંબંધે હવે કદાપિ ૪ થી અને છેવટની નાવર ભગત-બની લડાઇનો ધુમાડો નીકળી, ભડકો સળગી, એ જુનો કજ્યો દુર થવાનો સંભવ છે, અને વાહાડયાજીના આતશબેરામમાં કદાચ નાવર મરાતબ થાય એ બનવા જોગ છે.

---

## પ્રકરણ ૮૦ મું. મીનોચેર હોમજી.

નવસારીના ભગરસાથના ચાંદા ફરેદુનની પોળમાંના માનકા વીકાનાં કુટુંબના બજાં ખાન્દાનના એઓ એક સ્વતંત્ર વિચારના હિંમતવાન મોબેદ હતા. એર્વદ પીરોજજી એદલજી દાદાચાંદજીએ બહાર પાડેલાં ચોપાન્યાંઓ ઉપરથી જણાય છે કે, એઓ પોતે ભગર સાથના એક મોબેદ હતા. નવસારીની ભગરીઆઓની વડી દરેહમેહરમાં તેઓ નાવર મરાતેબ થયા હતા. એં૦ મીનોચેરહોમજીએ વડી દરેહમેહેરમાં ઘણા નાવરો સારેલાની નોંધ છે. પોતાના દીકરા આદરજીનો નાવર પોતેજ સારેલો છે, એટલુંજ નહીં પણ છુટા પડવાની દોઢ વરસ અગાઉ સંવત ૧૭૪૦ માં રોજ ૨૯મો માહ ૭ ને રોજે એં૦ માણેક એં૦ સોરાબ રાણુજીનો નાવર પોતે સારેલો છે. એટલે છેક વેર વડી દરેમેહેરમાં કામ કરેલું છે, અને ત્યાં પાવમેહેલના નાનાં મોટાં કામો તેઓએ કર્યાં હતાં. જેમ આપણે આગળ જણાવી આવ્યા તેમ, સંવત ૧૭૪૨ના રોજ ૧૮ માહ ૧૧, તા. ૭મી સપ્ટેમ્બર ૧૬૮૬ ઇસવીને દીને, એટલે આજથી ૨૧૦ વરસની વાત ઉપર નવસારી ખાતે મોબેદો અને બેહેદીનો વચ્ચે મોટી મારામારી થઇ હતી. એ ઝગડાથી મીનોચેરહોમજી પ્રખ્યાતિમાં આવ્યા, અને તેઓનો ટોળો જન્મયો. કેમકે બેહેદીનોએ મીનોચેરહોમજીમાંજ એક હિંમતવાન સ્વતંત્ર, અને કદિ હટે નહિ એવો સાહસિક નર જોઈ લીધો, અને તેથી તેને પોતાની પક્ષમાં લઇ પોતાની બાજુ મજબુત કરી લીધી. તેઓએ ભગર્યાઓથી એલાહેદી અગ્યારી સ્થાપિ, અને તેને વળગી રહેવાને સંવત ૧૭૫૦ના રોજ ૧૧ માહ ૨ જાને દિવસે તે વખતનાં જાણીતાં બેહેદીન કુટુંબોના લગભગ ૯૬ બેહેદીન સાહેબો, જેમાં નામદાર સર જમશેદજી જીજીભાઇના વડીલો પણ હતા, તેઓએ સહી કરી એક લખત કર્યું. એ નર કયારે જન્મ્યા, અને કયારે ગુજર્યા તેનો ચોક્કસ દહાડો વાર જો કે મળતો નથી, તોપણ તેઓનો બે૦ મેહેરજીભાઈ સુરત્યાની નૈયતે નાવર થયાનો રોજ ૧૪ માહ ૭ સંવત ૧૬૯૮નો છે. તે વખતમાં ૧૫ વરસની ઉમ્મરે નાવર થવાનો સાધારણ નિયમ હતો. એટલે એઓ સંવત ૧૬૮૩માં જન્મેલા હોય. તે પ્રમાણે ગણતાં તેઓ ભગરસાથથી, જયારે પોતાના ૩ બેટાઓ, જેઓ

મોબેદીનું કામ કરતી ઉમ્મરના હતા, તેમને લઈને છુટા પડયા, ત્યારે તેઓની ઉમ્મર ૫૯ વરસની હોવી જોઈએ, અને આજે તેઓને થઈ ગયાને ૨૭૦ વરસ થયાં કહેવાય.

**મેહેરજી ચાંદજી**—તે મેહેરજી રાનજી ચાંદજી, કકલ્યા ખાન્દાનના મુળ પુરૂષ, અને મલેસરના મુળ પંથકી, તોખમે ભગરીઆ મોબેદ હતા. એઓ કાકા પાહનણની પોળમાં આવેછે. એટલે એઓની પેઢી ગણ્યે તો ઍ૦ મેહેરજી, ઍ૦ રાનજી, ઍ૦ ચાંદ, ઍ૦ પાહલણ, ઍ૦ બેહમન, ઍ૦ ચાંદના, ઍ૦ આના, ઍ૦ રાણા, ઍ૦ કામદીન, ઍ૦ મોબદ, ઍ૦ જરથોસ્ત, ઍ૦ (મોબદ) હોરમજદીઆર, ઍ૦ ગમીઆર, એ પ્રમાણે છે. મીનોચેર-હોમજી, ભગરીઆસાયથી છુટા પડયા તે પહેલાં પાંચ વરસ અગાઉ એટલે રોજ ૨૫ મા. ૯ સંવત ૭૬૭માં એઓ ગુજર્યા હતા. એ મોબેદ ઘણા દીનદાર અને પરહેજગાર હતા. આગળ આપણે કહ્યું છે તેમ, એઓના બેટાઓ બધાજ કંઈ મીનોચેર હોમજી સાથે જોડાયા નહોતા, પણ તેઓના બેટાઓ બહમન અને પાહલણતો બાપની પેઠેજ મીનોચેરહોમજીના છુટા પડવા આગમચના ગુજરી ગયલા હતા. આજે પણ તમામ મલેસર એઓના વંશજોનુંજ પંથક છે, તોપણ જીંદરેવાનનું ૩ દહાડાનું કામ, તથા નવજોત કરવાનું અને લગનના આશિર્વાદ સારવાનું કામ આજે પણ ભગરીયાઓ કરતા હતા પણ હાલ હવે એઉ પંથના અથોરનાનો એ ક્રિયા કરેછે.* જાણીતા તવારીખ નવેશ મી. રૂ. પે. કરકરીયાના એઓ વડવા થાયછે.

### પ્રખ્યાત મલેસરાઓ.

**જીવણજી કડુજી**—ઉપરના જેવીજ એક વ્યક્તિ(કૅરેક્ટર) મલેસરમાં થઇ ગઇછે. તવારીઆની અટકના ફીરકચ (ગામ)ના બેહેદીન **જીવણજી કડુજી**, બીન માણેકજી ફેરદારૂપ, બીન ચાંદજી દારાબ, ગાયકવાડ સરકારનું નાકું સંભાળનાર એક લડવૈયા થઇ ગયાછે. વાંસદા અને ગાયકવાડ સરકારો વચ્ચે ચાલતી ભાગબારીમાં ભીલોને ઉશ્કેરીને વારંવાર ગાયકવાડના ગરગણાઓ વાંસદાવાળાઓ લુટાવતા, તે ભીલોની સામે એ જીવણજી હંમેશાં લડતા અને નાકું સાચવતા. એક વાર તે ભીલોનો ભારે થઈ પડેલો ઉપદ્રવ ટાળવા, 'ગાયકવાડે મહુવાના દેસાઇને જીવણજીની સાથે ધાડ ઉપર જવા ફરમાવ્યું'. બહાદુર જીવણજી ભીલોને પકડવા ભીલોના રહેઠાણવાળા ડાંગ જીલ્લાના તારપાગ ગામ ઉપર ચઢયા, ત્યાં કમભાગ્યે વરસાદને લીધે તેમનો દારૂગોળો ઠંડો પડી ગયાથી, તેઓનું કાંઈ ચાલ્યું નહીં. છેવટે રોજ ૨૫ માહ ૧૦ સંવત ૧૮૬૮ને દીને એક ભીલે છાપરામાં સંતાઇને દગાથી એઓને તીર મારી ઠાર કર્યાં. મહુવાના દેસાઈનું લશકર પોતાના સરદારના મોતથી હારીખાઇને પાછું નાઠું, અને ભીલોએ તુટી પડી જીવણજીનું શીર છુદું પાડી, શીકાંમાં મુકી એક ઝાડ ઉપર લટકાવ્યું. પાછળથી જીવણજીના મામા કુંવરજી રૂસ્તમજી પરાગ ત્યાં ગયા, અને પોતાની કુનેહ સમજાવટથી કેટલુંક નાણું ભીલોને આપી તે ધડ અને શીર નવસારી આણી દૉખ્મે ચઢાવ્યું. ઉપલી બહા-

*આ અને બીજી ઘણીક હકીકતો ઍરવદ મેહેરવાનજી હોરમજી કકલ્યા, જેઓ મેહેરજી ચાંદજીની ઓલાદના છે, અને પોતાના ટાળાની તવારીખના એક અભ્યાસી અને એક બાહોશ ગ્રહસ્થ છે, તેઓએ પુરી પાડીછે.

ફુરીને સારૂ જીવણજીના દીકરાઓ ભીખાજી અને શાપુરજીને ગાયકવાડ સરકારે સંવત ૧૮૬૮માં એક સનદ આપી.

તે પ્રમાણે દારૂની ભઠી એક મુફત ગાળવાનો હક, તથાં ૪ હોલ* જમીન એ બહાદુર પારસીને ઈનામમાં મળી છે.

**ભાઇજી સાગર**—મલેસરના આગેવાને અકાબરો પૈકી ભાઇજી સાગર એક મુખી હતા. એઓ એક દિનદાર બેહેદીન હતા. કકલ્યાઓને મલેસરનું પંથક આપવામાં એઓ આગેવાન હતા. મોગલ સરકાર તરફથી એઓને આસામી મળતી હતી, અને સુરતના દફતરમાં તેઓનું નામ આજે પણ મોજુદ છે. રોજ ૨૧ માહ ૭ સંવત ૧૭૮૦ને દિને એઓ ગુજર્યા હતા. મરહુમ માણેકજી મુનશીના બેટાઓ હાલના મેસર્સ મેરવાનજી, પેશતનજી, અને મનાજી મુનશીના ભાઇજીસાગર બપાવાના બપાવાના બપાવા થાયછે.

**રામજી સાગર**—એ ભાઈજીસાગરના ભાઈ હતા. એઓ પણ મલેસરની અન્જુમનમાં વડા હતા. સુરતની નવાબીમાં એઓ મોટા અમલદારી હુદ્દો ધરાવતા હતા. સુરતના નવાબોના ઘરમાં એઓને ઘણું માન હતું. મલેસરના પારસીઓના સંસારી કામો એવણુની મુનશશી અને લવાદીથી ચુકાતાં હતાં. જે પ્રમાણે ચાંગાશાહે હિંદુ જેવી હાલતમાથી પુષ્કળ પારસીઓને મુક્ત કર્યાં તે પ્રમાણે, પોણીત્રણસેં વરસ રહીને સંવત ૧૭૯૦ માં રામજી સાગરની ખાસ માંગણી અને મદદ ઉપરથી દેસાઈ ખુરશેદજી ટેહમુલજીએ, પાછી હિંદુ જેવી હાલતે ગામડાંઓમાં અને રાનવાડાઓમાં વરતા ઘણાક બેહેદીનોને બાઈજ્જતથી બોલાવીને નવસારીમાં જેમને સુદરેહ આપવાના તેમને અપાવ્યા, અને કુસ્તી વીગેરે જેમની પાસે ન હતું તે આપી પારસીપણામાં લાવ્યા હતા. એ ભાઇજી અને રામજીનું નામ પ્રખ્યાત થઇ ગયું છે. તેઓની નસલ નીચે મુજબ છેઃ- રામજી, સાગર, બેહેરાંમ, હાંચા, કામા, કડવા, પોમા, હાપા, વેજલ, થુંબા, કેલા, અને કામદીન એટલે સુધી તેઓની સેંકડો વરસ સુધીની પેઢી મળે છે. એ ખાન્દાનની અસલ અટક તલાટી હતી, તે પછી મેહેતા થઇ છે. હાલના નવસારીના ઑનરરી મેજીસ્ટ્રેટ મી. પેશતનજી બરજોરજી મેહેતાના બપાવાના બપાવાના બપાવા એ રામજી સાગર થાય છે, તથા મી. એદલજી નવરોજી મેહેતા (ચીનાઇ)ના બપાવાના બપાવાના બપાવા થાયછે. તેજ પ્રમાણે સર જમશેદજીની પેઢી નીચે મુજબ છેઃ જમશેદજી, જીજીભાઇ, ચાનજીભાઇ, વાછાજી અને રામજી. વાછાજી સુધી સરની પેઢીવાળા વાછાની અટકના હતા, પણ તે અગાઉ તેઓ તતની અટકના હતા. એ રામજી સંવત ૧૭૯૨ માં ગુજર્યાં હતા.

**જીવા આશા**—બેહેદીન છતાં ધર્મ ધ્યાન ઉપર મજબુત આસ્થામાં વખણાઈ ગયેલા નર એ જીવાજી આશાજી હતા. એઓ રાતાદન અવસ્તા ભણવામાં ગુજારતા હતા. એમણે સરકારી ઑફીસોની સામેનો હાલ "જીવા આશાની વાડી "ને નામે ઓળખાતો મોટો વજીફો ધર્મ ખાતે કાઢેલો છે, અને ત્યાં મોટો કુવો બંધાવી ઢોરોને પાણી પીવાનો અભાડો બંધાવી તેની ઉત્પન્નના અમુક ભાગમાંથી તે ભરાવવા માટે ધર્મખાતું કાઢી ગયા છે. અને તેજ જગા ઉપર હિંદુ લોકોને માટે પાણી પીવાનું પરબ પણ મંડાવી ગયાછે. કેમકે ગણદેવીની ચોકીને નામે ઓળખાતી જગાએ થઇને

---

* ૧૫ વિંઘાંનો એક હોલ કહેવાયછે, અને એ જમીન ૬૦ વિંઘાં ગણાયછે.

પરદેશી મુસાફરો તે રસ્તેથી જ આવ કરતા હતા. એઓ ૩ જા ગાથા રપે'તેમદ અને સંવત ૧૮૮૭ માં ગુજર્યા છે.*

**નવરોજી દોરાબજી સકલાતવાલા**—નવસારીના નામવર બેટાઓમાં શેઠ નવરોજી દોરાબજી સકલાતવાળાનું નામ બાકીમાં રહ્યુંછે. અત્રે રોજ ૨૪ માહ ૯. ૧૧૭૪ યઝદેઝર્દીમાં એઓ જન્મ્યા હતા. મુંબઈમાં એઓનો સકલાતનો વેપાર ચાલતો હતો. ત્યાં એક મુખ્ય શેઠીયા લેખે એઓની આબરૂ વિશેષ હતી. નવસારીથી મુંબઇ ગયલા તમામ નોશાકરાઓના જાહેર કામોમાં એઓનો કારસાજ હાથ હતો. પોતે બહુ ધાર્મિક હોવાથી ધર્મના અનેક ફંડોની આગેવાની એઓએ લીધીછે. બાહોશી અને બુદ્ધિએ એઓનામાં સારૂં ઘર કર્યું હતું. રોજ ૧૫ માહ ૯. ૧૨૪૦ યઝદેઝર્દી (કે જે સાલમાં એઓના મિત્ર શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ પણ ગુજર્યા હતા તે) માં એઓ ગુજર્યા હતા.

**નશરવાનજી તાતા**—નવસારીના જાત મહેનતથી વધેલા (Self-made men) પુષ્કળ નરોમાં એઓ આપણું મુખ્ય ધ્યાન ખેંચે છે. તાતા ખાન્દાનનાઓ પ્રથમ તો નવસારીના દેસાઈના કારભારી ઈત્યાદિ બીજી સેવાઓ પ્રમાન ઈતબારથી બજાવવામાં વખણાયલા હતા. એજ, તેઓની ધણી તરફની નિમકહલાલીનો જાગતી જોત જેવો એક દાખલો આજે પણ નવસારીમાં યાદગાર રહ્યોછે. ગાયકવાડ સરકારની રંગ પંચમીની કચેરીની દરબારમાં કોઇ કારણથી મોટા દેસાઇવાલા કોઇથી પણ જવાય શકાયું નહીં, જેથી જેમ બનવું જોઇએ તેમ બીજી બેઠકના ધણીની પહેલી બેસવાની પાળી આવી. દાદાભાઈ તાતા નામના ખાસા ત્યાં હાજર હશે. તેમનાથી ધણી–દેસાઇની જગા આમ પુરાયલી જોઈ દેખી શકાયું નહીં, અને આંખમાં ખુન ચઢવાથી ધણી–દેસાઇની જગાએ પોતે જઇ બેઠા. મીશકની હોજાતોજીમાં ખુનપર રસ ચઢયો અને કહેછે ગાયકવાડની ગાદી ઉપરજ તે તાતાનું ખુન રેડાયું, અને ત્યાંજ મરણ પામ્યા. ખુનીને સોનગઢના કિલ્લા ઉપર કેદ કર્યો. એવી નિમકહલાલી એ ખાન્દાને બતાવી નોકરી બજાવી હતી, પણ મી. લાણુશેર કહે છે કે We are all the creatures of circumstances યાને આપણુ સર્વ પ્રાણી સંજોગને વશ છીએ, તેમજ એ ખાન્દાનના આ નબીરા પણ જો કે પ્રથમ તો બાપદાદાઓની માફક અત્રે સેવા બજાવતા હતા, તોપણ એબીસીન્યાની ખુન્ખાર લડાઈમાં એઓના હાથમાં કૉમીસરીએટ ખાતું આવ્યું, અને તેમાંથી જાતા અક્કલ, કામ કરવાની કુનેહ, અને જોરાવર નમીબને સંજોગે એવાતો ફાવી નીકળ્યા કે આજને કાલ નોશારીના સ્વતઃ બનેલા પુરૂષોમાં દોલતની બાબદમાંતો સર જમશેદજીથી ઉતરતા એજ નોશાકરા ગણી શકાય. નવસારીના જનરલ ફંડમાં તથા બીજા અનેક કામમાં એઓનો અગત્યનો હિસ્સો હતો. તેના કરતાં પણ નવસારીના પારસીઓને બહેસ્તમાં જવાને પ્રથમ જે ચોકીમાં રહેવું પડે તે સુંદરચોકી, યાને દોખ્મું બંધાવાનું

* મજકુર વડ્ઝાનો મોટો ભાગ હાલ વેચાઇ ગયો છે, અને તેની ઉપર શ્રીમંતોના બંગલાઓ બંધાઇ ગયા છે. મુંગાં જાનવરોનાં હક અને મજાહ લુંટાઇ ગયાંછે. મારા વડીલોથી હું સાંભળતો કે મહુમ જીવાજી આશાજીએ ભવિષ્યના લોકોને તાકીદ કરેલી કે જે વેચશે અને જે લેશે તે એક ખોદાતાલાના ગુનેહગાર થશે. એવી રીતની તકતી પણ એવલે કુવા પર જડલી છે. પણ આજે તેની કોણને પરવાહ છે ? ; ના. પૃ. દેસુ

પુન્ય હાંસલ કર્યું. ઘરડાંબોખાં પ્રથમ " ભાભાવાલાંમાં જઇએ ત્યારે સુખી " એમ બોલતાં હતાં, તે હવે " તાતા વાલામાં પડએ ત્યારે સુખી " એમ બોલવા લાગ્યાં છે. અખુટ પુંજી મુકી, અમુલ્ય નામ રાખી ૬૪ વરસની ઉમ્મરે તા. ૨૬ જાનેવારી ૧૮૮૬ને દિને એઓ ગુજર્યા હતા. અત્રેની ઝંદ મદ્રેસા એઓએ સ્થાપેલી છે. એના અસલ મૂળમાંથી ભણેના કાબેલ એરવદો તરીકે દસ્તુર હોરમજી ફરદુનજી રાણા, એં૦ ખુ. એ. પાવડી, અને નાગપોરવાલા દસ્તુર એદલજી કાવશજી કાંગા વિગેરે બહાર પડયાછે.

**બાવાજી દેસાઇ**—દેસાઈ ખાન્દાનમાં સ્વતંત્ર વિચારના અને ફારસી આલેમ શેઠ બરજોરજી પાલણજી દેસાઈ ઉર્ફે " બાવાજી દેસાઈ " નવસારીમાં જાણીતા થઈ ગયા છે. ફારસી ભાષાના જ્ઞાનમાં પ્રવિણ હતા. ફારસીખતપત્રો લખવા વાંચવામાં પોતાના બનેવી દેસાઈ જમશેદજી ટેહમુલજી ઉર્ફે "બજરંગ સાહેબ" ના જેવાજ કાબેલ હતા. લક્ષ્મણ હૉલ, લાયબ્રેરી, જનરલ ફંડ, હાઇસ્કુલ વગેરેમાં, કોઇમાં સેક્રેટરી, તો કોઇના ખજાનચી લેખે એઓનું પગલું હતુંજ હતુ. નવસારીના જાહેર કામોમાં એઓ એક આગેવાન હતા. સ્વભાવે ભોળા અને સ્વરૂપે સુંદર હતા. ૭૪ વરસની ઉમરે રોજ ૨૮ માહ ૨ સંવત ૧૯૪૬ની છેક આખરીએ ગુજર્યાં હતા. અન્જુમનની ફેહરેસ્તમાં પોતાનું નામ યાદગાર રાખવા જેવાં કામો કરેલાં હોવાથી, હજુ પણ જો તેમ થાય તો નામુનાસબ ગણાશે નહિ. એઓના પોતાના બેટા મી. પાલણજી જેઓ પણ એક નોશાફરાજ છે, અને રાસ્તગોફ્તારના સબઍડીટર તથા નૂરેએલમના અધિપતિનો માન ભર્યો હુદ્દો ધરાવે છે, તેઓ સાથે મળીને " તવારીખે સાસાન્યાન " નામનું અગત્યનું પુસ્તક બહાર પાડ્યું હતું. તેમજ "તવારીખે હખામન્યાન" માં એઓનો દરાઝદસ્ત લંબાયલો હતો. એઓ પોતા પાછળ ૪ કાબેલ બેટાઓ મુકી ગયા છે, જેઓમાંના વડા મી. હોરમજીને પોતાનો એલ્મનો તમામ વારસો આપી ગયા છે.

**ડોસાભાઇ દેસાઈ**—નવસારીના દેસાઈ ખાન્દાનના હુશ્યાર નર લેખે મર્હુમ ડોસાભાઈ બમનજી દેસાઈ જાણીતા હતા. રોજ ૨૬ માહ ૭ ૧૧૮૮ યઝદેઝરદીમાં જન્મી, તા. ૨૯ એપ્રીલ ૧૮૯૨માં ૭૫ વરસની વયે ગુજર્યાં. દેસાઇઓનું કેટલુંક વતન ૧૯૦૬ના સાલમાં ફરી જપ્ત થયેલું તેનો એઓ ૧૯૧૭ ના સાલમાં દેસાઈ જામાસપજી ખરશેદજી ( જેમના નામે છત્રી મશાલની આસામી ગાયકવાડ સરકારે કરી આપી છે તેમ ) ની સાથે ખુલાસો કરાવી લાવ્યા હતા. અને તેજ વખતે નવસારીની મામલત પણ દેસાઈ ઘરાણાને ફરીથી મળી હતી, અને નવસારી કસ્બાની વસુલાતનું તથા મામલતનું એઓએ પણ કેટલોક વખત સુધી કામ કર્યું હતું. દેસાઈની ગાદીએ આવવા પામ્યા નહતા તોપણ અન્જુમનની ફેહરેસ્તમાં એઓનું પણ નામ લેવાય છે.

**ગારડાજીઓ**—શેઠ રૂસ્તમજી નવરોજી ગાર્ડા, જેઓ નવસારીના જાત મહેનતથી વધેલા એક શેઠ હતા, તેઓના બેટાઓ જામાસપજી તથા બરજોરજી પણ બાપના જેવાજ પ્રખ્યાત શેઠો અત્રે થઈ ગયાછે. જામાસપજી ગાર્ડાએ નવસારીમાં કેળવણીના કામમાં તથા અન્જુમનને લગતાં ફંડોના કામમાં ઘણી આગેવાની લીધી હતી. તેજ પ્રમાણે શેઠ બરજોરજીએ અત્રેના દરેક જાહેર કામોમાં પોતાનો હિસ્સો આપ્યો હતો. જામાસપજી ૧૮૩૮ના સાલમાં અને શેઠ બરજોરજી ૫૯ વરસની વયે ઈ.સ. ૧૯૦૭માં

ગુજર્યાં હતા. બન્ને ભાઇઓએ લોકપ્રિયતા મેળવી નવસારીને પકાવી ગયાછે. દેશપ્રદેશથી આવતા પારસી પરોણાઓ માટે એઓનું ઘર એક મેજ્વાનખાનું જેવું હતું;

**વરિયાવા બેહેદીનોનાનું પર્વ.** જે પ્રમાણે ભરૂચના પારસીઓ "હોમાજીની બાજ" કરે છે, તથા નવસારાના મોટે ફલ્યેના પારસીઓ સંકટમાંથી બચવાથી મેહેરજી રાણાની તથા ખરશેદજી દેસાઈની બાજ કરેછે, તથા પુન્યભાવથી નવસારીમાં ખોદાતા ઘણા કુવાઓ ખોદતાં, ખરશેદજી દેસાઈ કે મહેરજીરાણાના નામથી કોદાળી મારે છે, તેજ પ્રમાણે નવસારાના મલેસર ફલ્યેના તમામ બહેદીનોમાં જુના વખતથી "વરિયાવા બહેદીનોના પર્વ"ને નામે એક તેહેવાર પારસી રોજ ૨૫મો માહ ૧લાને દીને ઘણા માન સાથે પાળવામાં આવેછે. તેઓ વરિયાવ બહેદીનોની બાજ, જશન વિગેરે ક્રિયાઓ કરતા આવેલાછે. ઘણા મલેસરાઓ પોતાને ઘેર છુટી છુટી બાજ કરેછે, અને જેમનાથી બનતું નથી, તેઓ અન્જુમનમાં સામેલ થઇ ભાગ લેછે, લુનસીકુઇના પૂર્વ ભાગમાં "દશેરા ટેકડી"ને નામે ઓળખાતી જગા આગળ. "ધંબાર્યો વડ"ને નામે મલેસરના બહેદીનોની એક જગા આવેલીછે. જે જગા, અગાઉ તો મલેસર ફલ્યેની મેહેફીલો મળવાનું અને ભેગા મળવાનું એક મુખ્ય મથક હતું. આગળ નવા વરસની હમાન્નેર લેવા માટે ત્યાં તેઓ ભેગા મળતા હતા. કાંઈપણ ઠરાવ કરવાના હોય, તો ત્યાં જઇને ભેગા મળતા. ત્યાંજ આજે પણ ઉપલું પર્વ ધામધુમથી તેઓ પાળે છે. એ જગા મલેસરની અન્જુમનની તાસની છે, અને વાસ ઉગવાની તે જગા છે. ત્યાં એક ગંજાવર વડનુ ઝાડ છે. જેની નીચે મલેસરવાળા સાહેબો પોતાના જાહેર ધંબારના જશનો અને ખાણી પીણી કરતા હોવાથી તે વડને "ધંબાર્યો વડ" કહેછે. એ જગા આશરે ૧૨ વીંઘાં જેટલી વિશાળ છે, અને તેના ઉપર અત્રેના મુસલમાનભાઇઓએ એક વાર દાવો ઉઠાવ્યો હતો, કે મોગલાઇ વખતથી એ જગા તેઓની છે. પરંતુ મલેસરવાળાઓએ બાથ ભીડીને તે પોતાની કદીમથી ચાલતી આવેલી સિદ્ધ કરી હતી. તેજ પ્રમાણે ગાયકવાડ સરકારે પણ તેના ઉપર ધારાની લાગત લેવાંનો ઠરાવ કર્યો હતો, તેમાં પણ મલેસરવાળાઓ ફાવ્યા હતા, અને ધર્માદાય જગા લેખે સરકારના ધારામાંથી તેને બચાવી હતી. આ પર્વને દહાડે નાહના મોટાં તમામ મલેસર ફલ્યેના આશરે ૫૦૦ માણસો ત્યાં ભેગાં મળેછે. ત્યાં પ્રથમ તો આફ્રંગાન જશન વિગેરે ક્રિયાઓ કરી દરૂન અને રાંધેલા સ્વાદિષ્ટ વાનની ચાશની કરી દારૂ પીને ખરા અંતઃકરણથી મર્હુમ વરિયાવા બહેદીનોના યાદ કરવામાં આવતી હતી, પણ હાલ દારૂ પીવાનો ચાલ બંધ પાડી માત્ર ચાશની કરવામાં આવેછે. આગળ તો મલેસરમાં ઉઘરાણું કરી એ ધામધુમ કરવામાં આવતી હતી, પણ હવે તો મલેસરના અન્જુમનના ફંડમાંથી તેની ક્રિયા વિગેરે થાય છે. એ પર્વ પાળવા માટે એવી તવારીખ જણાવવામાં આવેછે કે, જ્યારે પ્રથમ કહી ગયા તેમ ઇરાનથી પારસીઓ હિંદુસ્થાનમાં નાશી આવ્યા પછી, તેઓનો મોટો જથ્થો નવસારી અને તેની આસપાસ આવી વસ્યો હતો, ત્યારે તેનાં કામરેજ તાલુકાના વરિયાવ નામે એક કસ્બામાં પણ તે પારસીઓનો એક જથ્થો જઈ વસ્યો હતો. કામરેજ તાલુકામાં બીજા લોકોની મુખ્ય વસ્તી હોવાથી વારંવાર વરિયાવના આ ખેડુત થઈ પડેલા પારસીઓને તેઓ લુંટતા હતા અને હેરાન કરતા. વારંવાર તે બહાદુર પારસીઓ તેઓ

સાથે લડીને તેઓને મહાત આપતા. એકવાર તહેવારને દિને કહે છે કે, એ વરિયાવા એહેદીનો વાડીવંતરે જઈ ખાણી પીણામાં મશગુલ થઇ મસ્ત પડેલા હતા, તે તકનો લાભ લઇ ભીલ લોકો ગામમાં પેઠા. બહાદુર પારસીઓ ગામથી દુર વાડીઓમાં ગયલા હોવાથી લાચારીથી તેમની બહાદુર ઓરતો મુખ ઉપર મુખવટા મુકી અને બુરખા બાંધી, બીલોની સામે ઓરતવારીથી લડી, બીલો પ્રથમ તો હટી ગયા, પણ એક સ્ત્રીનો બુરખો નીકળી પડવાથી બિનમુછાળા મરદો જોઈ એક ભીલ બોલ્યો "રાંડના માર્યા ફોક ગયા" તે ઉપરથી તેઓને હિંમત આવી અને પાછા લડયા, તથા જેટલા મરાયા તેટલાને માર્યાં, અને અસબાબ લુટી લઈ ગયા. એટલુંજ નહીં પણ ખેતરોમાં મસ્ત પડેલા પારસીઓમાં પણ કતલ ચલાવી. જેટલા બચ્યા એટલા નાસીને નવસારીમાં આવીને બચાયા, અને તેમના વંશો પૈકીના ઘણાં કુટુંબો અત્રે મલેસરમાં વસતાં કહેવાય છે. તેઓ આ પર્વ સામાન્ય તહેવાર લેખે પાળે છે, કેમકે કોણ કયારે કતલ થયા તેની ચોક્કસાઈ ન થવાથી એકજ તહેવારમાં બધાંનાજ બાજ દરૂન કરે છે. એ પ્રમાણેની જે પ્રકારની વાત, સન્જાણમાં મહમદ બેગડા સાથે પારસીઓની લડાઈની સાંભળ્યે છીએ, તેજ તરેહની આ કથા વળી વરિયાવ તરફની કહેવાય છે. પણ એ તહેવારના દિવસના ચોકકસપણા માટે લગાર શક હોવાથી તે ચોકકસ દહાડો શોધી કાઢવાની તથા બીજી હકીકતો શોધવાની કોશિષ જારી છે,

**તાતાનું દોખ્મું, અન્જુમનની અરજી**—અત્રે શેઠ ભાભાનું દોખ્મું થયા બાદ ૫૩ વરસ રહીને, પારસી વસ્તી વધતી જતી જણાવાથી એક દોખ્માની જરૂર જણાઈ તે ઉપરથી અત્રેની અન્જુમને રોજ ૪ મા. ૧ યઝદેઝર્દી ૧૨૪૬ સંવત ૧૯૩૪ને દિને એક મેહેજર નવસારીના વતની શેઠ નશરવાનજી રતનજી તાતા ઉપર કર્યો કે, "હાલ શેઠ ભાભાવાલાં દોખ્માનાં જેવાંજ એક બીજા નવા દોખ્માની ઘણી જરૂર છે. તે કરવાને માટે તમો સાહેબે આગેવાન થવું જોઇએછે. કારણ કે આજ કેટલાંક વરસ થયાં શેઠખાન્દાનવાળું દોખ્મું ઘણીજ બિસ્માર હાલતમાં આવી જવાથી ભાભાવાલું એકજ દોખ્મું અત્રેની વસ્તીને બસ નહીં થવાથી મીનોચેરશાહવાળું છેક જુનું દોખ્મું, કે જેમાં બહાર ગામનાં જરથોસ્તીઓનાં રવાંનો મુકવામાં આવતાં હતાં, તેને ઘટતી મરામત કરીને નાચારીથી વાપરવામાં આવેછે, અને એ પણ વધારે વખત સુધી જવાબ દઈ શકે એમ નથી. માટે હમારાં દિલ ફિકરમંદ થઇને કેટલાં દુઃખી થયાંછે તેનો હેવાલ અમો અત્રે લખી શકતા નથી. એ અને એવીજ બીજી બાબતો ધ્યાનમાં લઇને તમો સાહેબ આપના વતનમાં આ છેલ્લી આરાએશની જગો તમારા સકમાઈના પૈસાથી બંધાવી આપો એવી હમો આશા રાખીએ છીએ. કારણ કે તમો પોતે આપનાં પોતાનાં વતની છો.................બીજું જે હમારી ઉપલી માંગણી કબુલ રાખશો તો એ નવું દોખ્મું બાંધવાને તમો પોતે આગેવાની કરીને એક લીસ્ટ ઉભું કરીને તેમાં નોચારીને લગતા જરથોસ્તીઓ પાસેથી નાણું ભરાવશો." વિગેરે.

**તાતાનો જવાબ**—એનો જવાબ જ્યારે તા. ૭ માર્ચ ૧૮૭૮ રોજ ૨૦ મા. ૬ યઝદેઝર્દી ૧૨૪૭ સંવત ૧૯૩૪ના ફાગણ સુદ ૪ને શુક્રવારે એ દોખ્મું બન્યું તે દહાડે શેઠ તાતાના અન્જુમન જોગ પત્ર ઉપરથી જણાય છેઃ—" તમારા નરીબ સેવકે

અન્જુમનના સાહેબોની ખાહેશ પુરી પાડવાનો ઠરાવ કીધો હતો. આએ નવું દૉખ્મું જેના તાણાની ક્રિયા રોજ ૨૦ મા. ૬ ૧૨૪૬ ને દિને થઇ તે શેઠ નશરવાનજી ચાંદાભાઈ તથા શેઠ બેજનજી મનચેરજી ઇન્જિનેરોના પ્લાન ઉપરથી હમારાં માતાજી કુંવરબાઈની નેયતે બંધાયું છે. એ દૉખ્મું આપણી માજ્દયસ્નાની દીનના ફરમાન મુજબ ઇજ્નવી આજના મુબારક રોજે જશન કરી, રૂઆંનોને અવલમંજલ પહોંચાડવા સારૂં એ તમો અન્જુમનના સાહેબોને હમારો તથા હમારા વારેસ વકીલોનો કશોથી અખતયાર રાખ્યા વગર સ્વાધીન કરવાની રજા લઉછું. અન્જુમનના સાહેબો આપની નેંક દીનનાં હોકમ તથાં ફરમાન મુજબ હંમેશાં એ દૉખ્માની સંભાળ તથા દેખરેખ રાખવી. એ દૉખ્માના કંપાઉન્ડને લગતી દિવાલની બહાર ઉત્તર દિશાએ જમીન વીંઘાં ૫ શ્રીમંત સરકાર મલ્હારરાવ ગાયકવાડે હમોને ઇનામમાં આપેલીછે તે હમારા કબજામાં છે, તે આજદિને અન્જુમનને સ્વાધીન કર્યે છીએ. મજકુર જમીનનો પરવાનો સરકારી મોહોર સાથનો હમોને કરી આપેલોછે. તે પણ રાખવા સારૂ અન્જુમનને હવાલે કરવાની રજા લેઉં છું."

**તાતાને માનપત્રઃ**—આ ઉપરથી તેજ દિને અન્જુમન તરફનું માનપત્ર દસ્તુર દારાબજી માહીયારજીએ વાંચી સંભળાવ્યું હતું. એ માનપત્રમાં શેઠ તાતાનો બબ્બા પ્રેમપૂર્વક આભાર માનવામાં આવેલોછે, અને તે ઉપર દસ્તુર દારાબજી માહીઆરજી, દેસાઈ બરજોરજી નવરોજી, તથા પૉલ્યા દેસાઈ બમનજી દારાબજી વગેરે ૫૦૦ જણાની સહીઓ છે. એ માનપત્ર રૂપાંના સુશોભિત કાસ્કેટમાં મુંકીને તે ઉપર એક લેખ કોતરીને આપવામાં આવ્યુંછે. એ દૉખ્માના પાયામાં તેમજ તેની ભીત ઉપર પહેલવી ભાષાની તખ્તીઓ ત્રાંબાના પત્રાંની તેમજ અંગેમરમરની, શેઠ તાતાએ પોતાના માતાજી કુંવરબાઈના પુન્યને માટે બંધાવેલાં એ દૉખ્માની અંદર નાખેલી છે.

**પીટીટની સગડી અને માનપત્રઃ**--એજ અરસામાં શેઠ (હાલ સર) દીનશાજી માણેકજી પીટીટ સદર દૉખ્માની આગળજ એક ગંજાવર સગડી અશોફ્રોહરોની ખુશનીદીને કાજે બંધાવી આપી, અને ત્યાં જાયુક દાદગાહ સ્થાપ્યા તેથી તા. ૫ માર્ચ ૧૮૭૮ને દિને દસ્તુર દારાબજી માહીઆરજી, દેસાઇ બરજોરજી નવરોજી, તથા પૉલ્યા દેસાઇ બમનજી દારાબજી વગેરે ૬૦૦ જણાની સહીઓ સાથનું એક માનપત્ર સર દીનશાજીને આપ્યું હતું. તેમાં જણાવ્યું કે, "માનવંતા સાહેબ ! અત્રે જે સગડીઓ હાલ છે, તે ચેરાગ મુકવાના કામ શિવાય બીજા કોઇ ઉપયોગમાં નહીં આવવાને લીધે મર્હુમ નામદાર સર જમશેદજી જીજીભાઇ પહેલા બારોનેટ સાહેબે એક બીજી મોટી સગડી બંધાવી આપી હતી, કે જેમાં અશોફ્રોહરોની ખુશનુદી કાજે ક્રિયાઓ કરવામાં આવતી હતી. પણ તે સગડી બિસ્માર હાલતમાં આવી જવાથી વાપરવેશના કામમાં નહીં આવવાને લીધે, એક બીજી સગડી બાંધી આપવાને, તમો સાહેબ ગયે સાલ દૉખ્માના તાણાની વખતે અત્રે પધારેલા હતા ત્યારે, હમોએ અરજ કરવાથી, હમારી માંગણી તરતજ કબુલ રાખી, સગડી બાંધવી, તેમાં જાયુક દાદગાહ રાખવાને ગોઠવણ કીધીછે. તેથી આ ગરીબ અન્જુમન તમો સાહેબનો મોટો ઉપકાર માનેછે." વિગેરે,

**નવસારીના નોરોજ અને પરમાર્થ**—નોશાકરાઓના બધા ગુણોમાં પરમાર્થનો ગુણ પણ છે. હિંદના લોકને સખાવત કરતાં શીખવનાર પણ નોશાકરાજ સર જમ-

શેઠજી થઈ ગયાછે નવસારીમા કોઈ મહોલ્લે ૩૪ તો કોઇ મહોલ્લે ૫૦ સુધી જંગલી કુતરાઓનો ત્રાસ આજેપણ છે, અને તે સઘળા પળાયા જાયછે. તેમા પારસી પોર્યાઓ તો બહમનમહિનાના પર્વને દિને મહોલ્લે મહોલ્લે 'ધી ખીચડીનો પૈસો" વાળુ ગીત ગાતા ગાતા એક પરમાર્થી ભીખ માગી લાવી તેની ખીચડી જાતે રાધીને મહોલ્લે મહોલ્લેના કુતરાને આજેગી ખવાડે છે અગાઉ તો ચકલે ચકલે કુતરાને માટે દેગો ચઢતી હતી, કેમકે નવસારીમા ઠેકઠેકાણે તે વેળાએ ચકના• હતા. અહીંના પારસી પોર્યાઓ પરમાર્થી તેમજ અટકચાલીવાળા પણ ખરા નવસારીના પારસી નોરોજ એક પરમાર્થી હિગામ છે. અહીં જો પારસી ન હોય, તો નવસારીની આવી સ્થિતિ પણ ન હોય એમ દરેક કોમવાળા અને દરેક ધધાદારી કબુલ કરેછે બીજે કોઇ પણ ઠેકાણે કરતા નવસારીમા નવરોજની ૧૮ દહાડાની ધામધુમ, પાકીજગી, અને ધર્મ ઉપરની ગભીર આસ્થા અજબ ધ્યાન ખેંચે એવી છે આગળની તો વાત પુછવા જેવી નથી સો ઘરે ૨૫ ને ત્યા તો " ડોસના "ની ધામધુમ હોયજ હોય. સસ્તા સુકાળમા તો ભારી નહોતુ પડતુ, પણ આજે ૫૦-૧૦૦ રૂપીઆનો ગરીબોને ત્યા એ ટાણે ખર્ચ ચાલેછે પાછલી રાતે બે કલાકથી ઉઠીને ગોરાણીઓ પોતાના ન્યાગાનોના કામ ઉપર તન મનથી હોશે હોશે મડેછે, અને રાતે ૧૦-૧૧ કલાક સુધી તેણીઓને બિલકુલ ફુરસદ મળતી નથી જ્યા જુઓ ત્યા ધાર્મિક નોશાકનાઓના ભણભણ કરવાના રાગડા સભળાય છે. કોઈ મોબેદનો દીકરો ૧૫ થી ૫૦ પતેત રોજ વસડેછે. વળી આફ્રીન્ગાનો અને સતુમો ઘરેવર ભણે તેતો જૂદા ! પતેતીનો તહેવાર બહુ અજબ જેવી રીતે પળાતો આસપાસના ૨૫ ૩૦ ગામડાના કોળી દુબળા વગેરેને મોટા દેસાઈવાળા બોલાવતા, અને દેસાઈ દરવાજામા તેઓને પૈસાનુ વહેંચાણ થાતુ વળી બ્રાહ્મણો, જોશીઓ વગેરેને તો વર્ષાસન જેવું બાધી આપેલુ તે તેઓ હાજરબધ બેસી લેતા. પાછલી રાતથી વાજા અને ઢોલ તાસા સાથે, બેસતા વરસના સગન વેચનારા, " દેવેચરાગ પાવે મોરાદ " પોકારનારા સેંકડો ફકીરો ઉતરી પડતા. દેસાઈ દરવાજામા દેસાઈ દસ્તુરો, નાના બાળકથી વડા સર્વે મળી હમાજોર અને બગલગીરી કરતા, અને ગમે એવો વેરભાવ ભુલી જઇ ત્યાં પ્રિતભરી મુબારકબાદીઓ ચાલતી. વળી નોરોજની રાતે દરુન ઇજવાનો મુખ્ય મહિમા હોવાથી તેને " દરાનની રાત " અત્રે કહેવામા આવે છે, તે રાત્રે વડી દરેહમેહેરમાં થતી ગભીર ક્રિયા જો એક સ્પીગલ કે બૉપ, હાઉસ કે મીલ્સને બતાવી હોત તો તેઓ

• અસલ દરેક પારસી હત્તા ઉપર ચકલાઓ હતા, જ્યા સારી રાત રાણુ બત્તી રહેતી, અને રાત અત્યારે અણીને વખતે ચકલા ઉપરથી મોટી મદદ મલતી હતી કોઇ ઘરમાં એકદ દોકરા ડોસીની દીકરીને પ્રસવ થાય, કોઇ એકાએક મરવા પડે, તે વેળાએ આ વૉલન્ટરી મદદ અવશ્યની હતી દરસુદવાલા મરદોને માટે જેમ ચકના હતા, તેમ વળી સ્ત્રીઓના નહલાન પ્રનાત્રે દસ્તાન નાલીઓને એક ઠેકાણે બેસી વાત વાત વોરે કરવાને ચારે દિશાના ખુણાઓ એ દેસાઇ ખરશેદજીએ અકેકો વડ રોપાવી તેના ઓથામા બેસવાનુ કરી આપેલુ હતુ તેને હાટકો અથવા ફકરો કહેવામા આવતો દસ્તાનવાળી ઓરતોથી બહાર ઓટલે બેસાતુ નહતુ તેથી બેસવુ બાજ હાપણુ ગણાતુ અને નાર નારવાના આવતો પાછલી રાતથી નાહિક વાલત વાળી ઓરતો પોતપોતાના હત્તા ઉપરના હાટક્યા ઉપર ભુરુભુર જતી અને સઢી ગીતીઓ સાથ સુખદુખની વાતો કરી જીવ વેરતી

તેજ વેળા ક્રૉસને ઠેકાણે કુસ્તી બાંધી પાદયાબ કુસ્તી કરી, અવસ્તા ભણવા શિવાય બીજું કાંઇ કરેજ નહીં, એવી દિલ બેહેલાવનારી ક્રિયા છે. જૂદા જૂદા ચકલાઓ ઉપર અંગબળના અખાડા થતા, અને બહાદુરી તથા જોર અજમાવવા સારૂ કુસ્તીબાજ પારસીઓ કુસ્તી ખેલતા, તથા ખ્યાલના ખેલાડીઓ ખ્યાલના અખાડામાં પોતાની કલગીર કે તોરાની પક્ષની સરસાઇ બતાવતા. સ્ત્રીઓ પોતાના સુસ્વર કાઢી ગરબાની હરીફાઇમાં ઉતરતી, અને દીનચાશીદારો પુષ્કળ અવસ્તા ભણી લેવાની સરસાઈ કરતા. એ પ્રમાણે માર્ક ટવેનો પોતાની રમુજની, ઍપીકયુરસો પોતાની ખાનપાનની, હરકયુલીસો પોતાના જોર બળની, મેડમ પૅટીઓ અને લૅંગટ્રીઓ પોતાના કંઠ બળની અને ઑગસ્ટાઇનો, બીરીનશો, તથા ઍરવેલ્દો પોતાની શ્રદ્ધાની સ્પર્ધા કરતા. વળી ખોરદાદસાલની આગમચની વળાવાની રાતે તેવોજ ક્રમ ચાલતો. નોરોજની અને વળાવાની રાતે સૌ સૌને આખી રાત જાગવાનું હોવાથી, આપણા ઉધરતા પારસી છોકરાઓ ચાહ કાફીની અને મુખવાસની દુકાનો માંડેછે, અને ખોરદાદસાલે પતેતીના જેવી રચના મહાલે છે. ટુંકમાં તે અસલ્યાત ભુસાવા લાગી છે, અને નકલ્યાત ચળકવા લાગીછે. ગોરાંણીઓ કાછડા મારી કામ કરવાને બદલે શેઠાણીઓ થઇ દુબળાંઓને હવે તે બધી મઝાઓ સોંપી દેવા લાગી છે, અને તે ઘણે ભાગે ચલકત જૂદીજ વધી પડી, સુધારાને નામે કેટલેક કુધારો પોતાનો ઓજો છેડો પખેડવા લાગ્યો છે.

**પારસી ધર્મના મકાનોઃ**—આતશબેહેરામ એક છે. આદરાંન બેછે, મલેસરનું સર જમશેદજીવાળું અને વાહાડયાજીવાળું નવું કાંગા વાડમધેનું હાલ બંધાતું. ઇ. સ. ૧૮૯૮માં મીનોચેર હોમજીની, આતશબેરામ આગળની અગ્યારીમાં નવું આદરાન તૈયાર થશે તે જૂદું. દુન્યાની નવમી અજાયબી જેવું એ છે કે, એ મીનોચેર હોમજીના આદરાંનના ફંડમાં આગેવાન ભગર્યાંઓએ, અકાબરોએ, અને વડા દસ્તુર દેસાઇઓએ નાણાંની રકમ ભરી આપીછે ! વખત તારો શું ચમત્કાર છે ! દાદગાહ પાંચ છે, વડી દરેહમેહેર આતશબેરાંમ સામે મીનોચેર હોમજીનું—મલેસરમાં સર જમશેદજીના આદરાંનમાં—દૉખ્મા આગળ—અને વાહાડયાજીની નવી અગ્યારીમાં. એ શિવાય દાદગાહ વગર માત્ર બાજ ધરવાની અગ્યારી ત્રણછે, અસપારવાડમાંની કામાની, મલેસર નેકુ ફ્લ્યામાં મલેસરની અન્જુમનની, (એમાં બે ભાગ છે. પહેલા ભાગમાં અન્જુમને સંવત ૧૮૫૪માં જીજીભાઈ દારબજી રામજીસાગર મારફત બંધાવેલી અને પાછળથી સર જમશેદજીએ વધારો કરેલો તે, અને બીજો ભાગ રૂશતમજી કુંવરજી પેશીજીની બેટી જીવણબાઇએ સંવત ૧૮૭૮માં બંધાવી છે) અને દીગી મોહલ્લામાં રબાડીની એક છે.

**જાહેર ફંડો**—નવસારીના જાહેર ફંડોમાં મોહલ્લે મોહલ્લેના ધંબારના ફંડો બાદ કરતાં, રવાનોને અવલ મંજલ પહોંચાડવાનું, નાવારેસ જરથોસ્તીઓને પગાર આપવાનું, આંધળાં લુલાંને વરપાસન આપવાનું, વડી દરેહમેહેરના તથા મીનોચેર હોમજીની દરેહમેહેરના મુકતાદનું, મીનોચેર હોમજીની દરેહમેહેરમા ઇજશને બાજ વગેરે કરવાનું, મલેસરની તમામ અન્જુમનના ધંબારનું, મલેસરની અન્જુમનનું, જનરલ ફંડ, બઢમેરોજે અહુરમજદનું, નવસારી જ્ઞાન પ્રસારક મંડળીનું, મહેરજીરાણા લાયબ્રેરીનું, હાઇસ્કુલ તથા તાતા સ્કૂલનું, તથા સામાન્ય મરણ વખતના લાભોનું, વડી

દરેરમેહેરના ભગર્યાં મોબેદોનું, મુસલમાનોની અન્જુમને ઈસ્લામ નામની જે સભા ખાસ મુસલમાન ભાઇઓના ભલાં માટે ઈ. સ. ૧૮૯૭માં સ્થાપવામાં આવીછે તેનું, એવાં ફંડો છે. વળી તમામ જરથોસ્તીઓના દર ઘંબાર ઉપર ન્યાતના ખાણાં થાયછે તે તો સર જમશેદજી જીજીભાઇના સખાવતને આભારી છે.

**સેંકડો વાઘ મારનાર નોસાકરો**—મી. હોરમજી એદલજી કોટવાલ નામના સુપ્રસિદ્ધ નોશાકરો, જેઓ વાંસદા સ્ટેટના કૉન્ઝર્વેટર ઑફ ફૉરેસ્ટની જગાએ હતા, તેઓએ ૧૦૦ ઉપર વિક્રાળ અને પ્રાણુઘાતક વાઘો જંગલોમાં મારી એવી નામદારી મેળવી હતી, કે રાસ્તગોફ્તારના પરમાર્થિ અધિપતિ શેઠ કે. ન. કાબ્રાજીએ એક ફંડ ભેગું કરી મુંબઇના ઑન. જસ્ટીસ બર્ડવુડના પ્રમુખપણા હેઠળ એક વગવાળો ગંજાવર મેલાવડો ૧૪ અકટોબર ૧૮૮૫ને રોજ ફરામજી કાવશજી ઇન્સ્ટીટયુટમાં એકઠો કરી એક નામીચી રાઇફલ તથા બીજી ભેટો આપી હતી. એ મેલાવડામાં સર વિલ્યમ વેડરબર્ન, દાદાભાઇ નવરોજી વગેરે હાજર થયા હતા. હજારો માણસના જીવ બચાવનાર એ નોશાકરાની પુષ્કળ સ્તુતિ કરી હતી. ફંડમાં રૂા. ૪૫૦ ભગાયા હતા. ઑન. બડવુડ, મેલ્વીન, સર વિલ્યમ વેડરબર્ન, મી. લીર્યોરનર વગેરેએ એ નોશાકરાના સન્માન ફંડમાં રકમો ભરી હતી. ત્યાંજ પુનાના શેઠ દોરાબજી પદમજીએ એમને એક રીવોલ્વર આપી હતી. મી. એદલજી પેશતનજીએ એક રૂપાંનો ચાંદ ભેટ આપ્યો હતો. વાંસદાના રાજાએ પણ જરીનો પોશાક તે મેલાવડામાં ભેટ અપાવ્યો હતો. એ વાઘમારને તેના પરાક્રમ માટે રૂા ૧૫૦૦નું ઇનામ રાજ તરફથી મળ્યું હતું. એમનો જન્મ ત્રીજે ગાથે નવસારીમાં થયો હતો, અને છેલ્લો વાઘ મારતાં ૫૭ વરસની ઉમ્મરે વાંસદા જંગલમાં તા. ૪ મે ૧૮૮૭ને રોજ વાઘના પંજાના ભોગ થઈ મુંબઇમાં મરણ પામ્યા, અને મરતાં મરતાં પણ **વાઘને** મારતાજ ગયા. એઓની ચિત્રીલી એક લાઇફસાઇઝ ગંજાવર સબી અત્રેની હાઇસ્કુલમાં તેમજ આતશબહેરામમાં મૂકી છે.

**ગાયન વિદ્યા.** ગાયન વિદ્યાનો ખરી તાલીમ સાથનો પ્રસાર બીજે ઠેકાણે કરતાં નવસારીમાં અતિ ઘણો વધી પડયોછે. તેને માટે એક ખાસ સ્કુલ ચાલેછે, અને ઘરે ઘર ઘોબી ઘાંચી જેવા પણ તાલ સુરથી ગાનતાન ચલાવેછે. વળી અજબ જેવુંછે કે આંખે અપંગ એવા ગાનારા ગૃહસ્થો મેસસ ર. એ. દેસાઇ, પે. પા. મુલ્લાં, અને શંકરરાવ બાંબુરકર વખણાય છે. પ્રથમ ફૃ. ગો. દેશમુખ જડજે "પ્રાર્થના સમાજ" સ્થાપિ હતી. ત્યાં ગાયનમાં બદગી થતી હતી. તે બાદ હ હ. ધ્રુવ જડજે "આર્ય સમાજ" સ્થાપિ હતી. તેનું મરણ તે જડજની સાથેજ થયુંછે.

**નવસારી પારસી સંકટ નિવારણ ફંડઃ**—સને ૧૯૦૦માં છપનીયો દુકાળ પડવાથી ગરીબ પારસીઓમાં ઘણું સંકટ ફેલાયું હતું. વળી એ આરસામાં પ્લેગના પણ શરૂઆત જણાયાથી ખા. સા. કાવસજી, હો. દાદાચાનજી, શેઠો રતનજી ફ. દાણુ, નવરોજી ફરામજી તંબોલી, પેસ્તનજી મો. દાદાચાનજી, અને પેસ્તનજી રતનજી મહેતા, તથા શેઠ **કેરસાસ્પ કા. બજાએ** આગેવાની લઈ ઉપલા નામનું ફંડ ઉભું કર્યું હતું તેમાં શરૂઆતમાં દાણુ શેઠના સાહેબજાદાઓએ રૂ. ૧૫૦૧ તથા મુલ્લાં એહેતરી ફંડમાંથી રૂ. ૧૦૦૦ ભરાયા હતા. પછી ઉપર જણાવેલા સાહેબોએ મુંબાઇ જઇ ત્યાં સારી

રકમો ભરાવી હતી, તેમજ કલકત્તા, ચીન વિગેરે ઠાગળો લખી સારી રકમો ભરાવી અત્રે પારસી પ્લેગ હૉસ્પીટલ ચલાવી હતી તથા ગરીબ પારસીઓને તેમજ મધ્ય વર્ગને જુવાર, દાળ, ઘઉં ચોખા વિગેરે દરમણે રૂ. ૨ ઓછા લઈ આપવાનું શરૂ કર્યું હતું. ત્યારપછી દિવસે દિવસે પારસીઓની હાલત વધુ બતંગ થતી જણાયાથી એ ફંડ ચાલું રાખ્યું હતું. હાલ તેમાં સુમારે રૂ. ૪૭૦૦૦ જમા થયલા છે. તે શેઠ **સોરાબજી નવરોજી તંબોલી** જેઓ તેના ઑ. સેક્રેટરી છે તેમણે બૅન્કની સેફ ડીપોઝીટમાં રાખ્યાછે.

**નવસારી ઝૉરૉએસ્ટ્રીઅન ફિઝીકલ કલ્ચર લીગ**—પારસી કોમના જુવાનિયાઓના શરીરનો બાંધો દિન પર દિન નબળો થતો જતો જણાયાથી મુંબઇમાં જેમશેઠ રતનશા કે. દાદાચાનજીએ ફિઝીકલ કલ્ચર અને હૅલ્થલીગ કાઢી હાલની શાસ્ત્રીય ઢબે પારસી જુવાનિયાઓને શિક્ષણ અપાતું કર્યું, તે જોઇ ડૉ. **ફીરોજશાહ મનચેરજી મહેતા** અને તેમના કેટલાક મિત્રોએ તેની એક શાખા અત્રે ખોલી શિક્ષણ આપવા એક કમિટી નીમી. **શેઠ ડોસાભાઇ પાલણજી બાડને** પોતાનું મકાન કસરત શાળા તરીકે વાપરવા આપ્યું અને ઉદાર દીલે પૈસાની પણ મદદ કરી. મુંબઇથી લીગના કેટલાક છોકરાઓને પ્રયોગો બતાવવા બોલાવ્યા એટલુંજ નહીં પણ અત્રેના છોકરાઓને ચાલુ તાલીમ આપવા ઇન્સ્ટ્રકટરને પણ થોડો વખત બોલાવ્યા અને કામ શરૂ કર્યું. પછી લીગને તાલીમ લેવા માટે શેઠ ફરદુનજી કાંગાએ ટાટા સ્કુલનું જીમ્નેશીઅમ આપ્યું ત્યારથી ( ૧૯૨૨થી ) લીગના છોકરાઓ ત્યાં તાલીમ લે છે.

પ્રથમ ઇન્સ્ટ્રકટર મી. વૈદ સાથે અત્રેના ઉસ્તાદ બિરાદરો કામ કરતા હતા. પણ ૧૯૨૩થી બાદ **જમશેદજી નવરોજી કાંગાની** નિમણુક થઇ છે અને તેઓજ હજીસુધી ઘણી બાહોશીથી છોકરાઓને તાલીમ આપે છે.

પહેલો મેળાવડો શેઠ ફરદુનજીમાં કાંગાની ચેરમેનશીપ નીચે થયો હતો તેથી ખુશી થઈ તેમણે ટાટા સ્કુલ તરફથી રૂા. ૩૦ ની માસીક મદદ આપવી શરૂ કરી.

બીજો મેળાવડો ડૉ. સર ટેમુલજી નરીમાનના પ્રમુખપણા નીચે થવાયો તેમણે છોકરાઓનું સારૂં કામ જોઈ રૂા. ૨૦૦૦ મેળવી આપ્યા હતા.

ત્રીજો મેળાવડો ઑ. સર દિનશાહ ફ. મુલ્લાંના પ્રમુખપણા નીચે **૧૯૨૫માં** થયો, તેમણે પણ આનંદ પામી રૂા. ૫૦૦ ભેટ આપ્યા હતા.

હાલ લીગનું ફકત સુમારે **રૂ. ૫૦૦૦ નુંજ ફંડ છે તેમાં વધારો થવાની ઘણીજ અગત્ય છે.** સર અવસરે ખુશાલીની તેમજ ઉઠમણાની મિજલસમાં થોડા થોડા રૂપીઆ ભરાય છે પણ તે પૂરતા નથી.

છોકરાઓને દર વર્ષે મુંબઇના લીગના મેળાવડામાં સરસાઇ કરવા મોકલવામાં આવે છે. સાલ ૧૯૩૯માં બૉક્ષીંગ, કુસ્તી વિગેરેમાં અત્રેના છોકરાઓ પહેલા આવી ઇનામો લઇ આવ્યા છે અને એ પ્રમાણે વધતાં ઓછા ઇનામો કેટલાંક વર્ષથી લાવે છે તે માટે ડૉ. ફીરોજશાહને તેમજ મી. જમશેદ કાંગાને બહુ શાબાશી ઘટે છે.

# હિંદુ વિભાગ

## પ્રકરણ ૮૧ મું. આશાપુરી.

આશાપુરી એ શુદ્ધ સંસ્કૃત **આશાપુરયિત્રી** ઉપરથી થએલું છે, અને તેનો અર્થ આશા અથવા ઇચ્છા ને પુરી કરનારી દેવી એવો થાયછે. વળી ચાગા આશા તો નવસારીમાં થઈ ગયાછે, પણ એ નામની દેવી તો ઘણી જગ્યાએ છે તો ત્યાં આશા ચાંગા સાથે શું સંબંધ હોય ? આશાપુરીની ઉત્પત્તિ સંબંધની પોઢીએક ઇતિહાસિક લોકવાયકા એવી છે કેઃ—

આજથી આસરે સો વરસની વાત ઉપર દમણીઆ જ્ઞાતિના એક હરગોવિંદ હરિવલ્લભદાસ નામના અત્રેના એક સોનીને એક માતાએ સ્વપ્ન આપ્યું કે વિજલપોર ગામ આગળ જોડીઆવડની તળે હું રહી છું તેમાંથી મને કાઢ અને મારી પુંજા કર. હું તારી મનની આશા પુરી કરીશ." આ સોની ધર્મમાં ઘણો શ્રદ્ધાળુ હતો તેથી પોતાને થયતાં સ્વપ્નની વાત પોતાના એક મિત્રને કહી. આ સ્વપ્ન એને દેવ ઉઠી અગીઆરસની રાત્રીએ થયું હતું. બે દિવસ વચ્ચે જતા રહ્યા, તો પણ તેણે કાંઈ કર્યું નહિ. હવે ત્રીજે દિવસ કારતેક સુદ ૧૪ નો હતો. એ દિવસે ઘણા જુના વખતથી નવસારીના લોકો નવસારીની પડોશમાં આવેલા પૂર્ણેશ્વર મહાદેવે શ્રાદ્ધ કરવા જતા આવેલા છે. તે દિવસે આ હરગોવિંદદાસ પણ પૂર્ણેશ્વર ગયેલા. જે મિત્રને પોતાને આવેલાં સ્વપ્નની વાત કહી હતી, તે મિત્ર પણ આ વખતે તેની સાથે હતો. પૂર્ણેશ્વર જવાના બે રસ્તા છે, એક જલાલપોરથી જવાય છે, અને બીજો વિજલપોર નામના ગામ આગળથી પણ જવાય છે. આવતી વખત તેઓ વિજલપોરથી આવ્યા. આમ આવવાનું કારણ ખાસ જોડીઆવડ આગળ પોતાને થયલા સ્વપ્ન સંબંધી તજવીજ કરવાની હતી. જોડીઆવડ આગળ આવતાં હરગોવિંદદાસને એક સરળ જગાએ ઠોકર લાગી. આ ઉપર તેણે ઝાઝો વિચાર ન કરી, કાંઈ ન જણાવાથી પોતાના મિત્ર સાથે ઘેર આવતો રહ્યો. પણ તેજ રાત્રે તેને ફરીથી સ્વપ્ન થયું કે જે જગ્યાએ તને ઠોકર વાગી છે તેજ જગ્યાએ હું છું, માટે કાલને કાલ મને કાઢ. બીજે દિવસે પોતાના મિત્ર સાથે ત્યાં જઈ ખોદતાં એક દેવીની મૂર્તિ નિકળી આવી. આ મૂર્તિ લઈ તેઓ થોડેક આવી હાલ જ્યાં આશાપુરીનું દેવળ છે ત્યાં એક જબરો વડ હતો, જેની આગળ વડનાજ ઝાડો અદ્યાપિ છે, ત્યાં તે મૂતિને રાખી કે પોતાને પૂજા દર્શન કરવા આવવા પાસે પડે.

આ હાલતમાં, વગર દેવળે, વડના મૂળ પાસે થોડોક સમય સુધી આ મૂર્તિ પડી રહી. જો કે તેની પૂજા વગેરેની વ્યવસ્થા તે સોનીએ પોતાના ગોર દાજીભટને સોંપી હતી. આ માતાપર હળવે હળવે લોકોનો ભાવ વધ્યો, માનતા ચાલવા લાગી, અને પોતાની ધારેલી વાત સફળ થવાથી લોકોએ તેને આશાપુરી માતાનું નામ આપ્યું. રોજ રોજ ઘણા લોક દર્શનને માટે પણ જવા લાગ્યા.

આ વખતે નવસારી મહાલ અને ગાયકવાડ સરકારના બીજા મહાલો ઇજારે અપાતા હતા. ઇજારદાર પાસેથી ઠરાવેલી રકમ માત્ર ગાયકવાડ સરકાર લેતા. તે શિવાય સર્વ હકુમત મહાલ ઉપર ઇજારદાર ચલાવતા. ફોજદારી કે દિવાની ગુન્હાની તજવીજ ઇજારદારજ કરતા અને પોતાની ઇચ્છા પ્રમાણે ઇન્સાફ આપતા. પોતાના વિચાર એજ કાયદો હતો. એઓ જૂદી જૂદી જગ્યાએ પોતાના તરફથી સુબા તથા બીજા કારભારીઓ રાખતા. થોડા વખત ઉપર નવસારી મહાલ ગોપાળરાવ મૈરાલના હાથમાં હતો અને તેમના તરફથી સુબા તરીકે માધવરાવ બાબા કરીને ભલા હાકમ હતા. ગોપાળરાવ કહે છે કે, પોતાના મહાલમાં ફરવા નિકળેલા તે વખતે કઠોર મુકામે તાપી નદીમાં રેલ આવવાથી ભય ભરેલી રીતે ઘેરાઇ ગયા. આ સંકટ કાંઇ જેવું તેવું નહતું. પ્રાણની પણ શંકા કરાવનારૂં હતું. પોતાની સહીસલામતીને માટે અનેક દેવની બાધા અને માનતા શરૂ થઈ, અને તેમાં નવસારીના સુબા માધવરાવની પ્રશંસાથી આશાપુરી માતાની પણ માનતા રખાઈ. ઇશ્વરી કારણથી માનતા રાખતાંજ ભય કમી થવા લાગ્યું અને થોડા વખતમાં રેલ તદન ઉતરી જતાં કેવળ નિર્ભય થયા. આથી આશાપુરીના દર્શન કરવાની તેમની ઇચ્છા વધી. દર્શને આવતાં, આવી મહા પ્રતાપી માતાજી, વગર દેવળે કેવળ આકાશ નીચે પડેલાં હોવાથી તેમને માટે દેવળ બંધાવવાની ઇચ્છા થઇ. દેવળ તથા ધર્મશાળાને માટે થોડીક રકમ મંજુર થઇ અને કામનો આરંભ થયો. કામ ઘણે મોટે પાયે ઉઠાવ્યું એટલે વચ્ચે દેવળ બાંધી ધર્મશાળા બહુ મોટી બાંધવા માંડી એટલે મંજુર થએલી રકમ તો પુરી થઈ ગઈ અને ધર્મશાળા ઘણી અધુરી રહી ગઇ, પણ પાછળથી મોટા મનના સુબાની ભલામણથી વળી વધારે રકમની મંજુરી મળી, તથા પુજારીને મોટું સારૂં વર્ષાસન પણ બાંધી આપ્યું. જેમાંથી હજુ પણ ત્રણસેં રૂપીઆ દર વરસે તેમને મળ્યા કરેછે. એ પ્રમાણે આશાપુરી વિષે મતભેદની વાતોછે. તેમાંથી કયી માનવી તે તેની હકીકત ઉપરથી વાંચનારને જણાઇ આવશે.

**નવસારીનું હિંદુ રાજકુટુંબ**—આગળ જણાવ્યા પ્રમાણે નવસારી ઉર્ફે પારસીપૂરીનું પહેલવેહેલું પારસી રાજ તુટયું તે આગમચતો ઘણા વરસ અગાઉનું નવસારીનું કેવળજ સ્વતંત્ર હિંદુરાજ ચાલુક્યવંશના રાજાઓનું હતું. સરકારી હૉસ્પીટલ તરફ જ્યાં મુસલમાનભાઇઓનો કોટછે, ત્યાં આશરે ૫૪-૫૫ વર્ષની વાત ઉપર, હું ભુલતો નહીં હોઉતો, ઘણું કરીને શેઠ બાપુજી મેરવાનજી દેસાઇને હાથ બે તામ્રપત્રો (Copper plates) આવ્યાં હતાં, અને તે મારા માનવંત ઉસ્તાદ, વિદ્વાન દસ્તુર શેહેરીયારજી દાદાભાઇ ભરૂચાએ ઉકલાવ્યાં હતાં, અને તેનો અંગ્રેજી તરજુમો, સરેશ ખુલાસા સાથે પ્રાચીન જ્ઞાન ( Archæology )ના મશહુર મર્હુમ સુર્શદ પંડીત ભગવાનલાલ ઇંદ્રજીએ રૉયલ-એશીઆટીક સોસાયટીની મુંબઇની શાખા તરફથી બહાર પાડી નવસારીની તવારીખ ઉપર ઘણું અજવાળું નાખ્યુંછે. તે તામ્રપત્રમાં સંસ્કૃત ભાષામાં જે વર્ણન છે, તે ઉપરથી જણાયછે કે, ૯૭૫ વરસની વાત ઉપર ચાલુકય વંશનું નવસારીમાં પણ રાજ્ય હતું. તે ત્રાંબાના પત્રાં ઉપરના લેખનો મેત્રકે ગુજરાતીમાં નિચે મુજબ તરજુમો કર્યોછેઃ—

"ૐઃ ને નમસ્કાર! વિષ્ણુનું ભુંડરૂપ વિજયી છે, જેણે સમુદ્રને હંફાવ્યો,

અને ઉપસી આવેલા મોટા જમણા દાંતની અણી ઉપર તેણે પૃથ્વીને ટેકવી રાખી. **માનવ્યસ** ગોત્ર ( યાને વંશ ) પૈકીના પ્રસિદ્ધ ચાલુકયનું પાદશાહી ખાન્દાન, જે કે આખી પૃથ્વીમાં સ્તુતિને પામ્યું છે, તે ખાન્દાનમાં **હારીતી**ના વંશજો, જેઓને સાત માતાઓએ ઉછેર્યાં હતા, કે જે સાત માતાઓ સાત દુન્યાની માયો હતી, તે હારીતીના વંશજો **કાર્તિકય**ના આશ્રા હેઠલ એક પછી એક આબાદી પામીને સુખ ભોગવતા હતા, અને જેઓ નારાયણની કૃપાથી ભુંડ રૂપ ( વિષ્ણુ રૂપ ) જોતાંની સાથેજ તુર્તજ શત્રુઓને તાબે કર્યાછે, તે ચાલુકય વંશમાંનો **પુલકેશીવલ્લભ** હતો. તે પોતાના શસ્ત્રબળે સઘળા શત્રુ રાજાઓને યુધિષ્ઠિરના જેટલીજ ખરી કિર્તિથી હરાવીને લડાઇને અંત લાવતો હતો. તેનો પુત્ર **જયસિંહવર્મા** હતો, જેની મોટાઇનો વધારો તેના જગત પ્રસિદ્ધ વડાભાઈ **વિક્રમાદિત્યસત્યાશ્રયપૃથ્વિવલ્લભાથી** થયો હતો. એ વિક્રમાદિત્ય શીવનો મોટો ભક્ત હતો. તે ભતારક મહારાજ જયસિંહવર્મા પોતાના માતાપિતાને અને પોતાના ગૂરૂશ્રી **નાગવર્દ્ધન**ને પગે પડયો, કે જે મોટા રાજાઓનો વડો હતો. પછી અનીવાર્ય બળથી તેણે પલ્લવ રાજકુળને તાબે કર્યું. તેનો પુત્ર પ્રખ્યાત **શ્રીયાશ્રય સલાદિત્ય યુવરાજ** ( ગાદી વારસ ) હતો તે પોતાના પ્રકાશ પાથરનારા મદદગારો વડે, સૂર્ય પેઠે પ્રકાશતો, કે જે મદદગારો સરદ રૂતુમાં પ્રકાશતા ચંદ્રના કિરણોની હારના ચંદરવાની માફક તેજદાર હતા, અને તેથી કરીને તે પુત્ર સર્વ ઠેકાણે પ્રકાશ પાથરતો હતો. ચંદ્રના જેવી અતિ ઉત્તમ ખુબસુરતી અને પેશાની તે ધરાવતો હતો. પ્યારના દેવતાના પ્રત્યેક હુન્નરોમાં તે નિપુણ હતો. વિદ્યાધર ( જીમુતવાહાન )ના સર્વ વ્યાપી રાજાના જેટલી કાબેલ્યત ધરાવતો હતો, અને તે **નવસારી**માં રહેતો હતો. તેણે **સ્વામંતસ્વામી**ના પુત્ર **ભાગીકસ્વામી**, જે કે એક અધવર્યુ ( અધ્યારૂ ) અથવા બ્રહ્મચારી હતો, તેને **ધાહરીક** પ્રાંત પૈકીના **કંદવલા** વિભાગમાં આવેલું **આસત્તિ** ગામ ઉદકતર્પણ ( પિત્રીનું તર્પણ–Libation of water) ઉદ્રંગસહ સર્વ હક સંબંધ સહ બક્ષિંદા આપ્યું છે. એ ભાગીક સ્વામીના પિતા **સ્વામંતસ્વામી** કાશ્યપગોત્ર ( stook ) યાને વંશના **અગામીસ્વામી**ના પુત્ર હતા. એ અગામીસ્વામીના વડાભાઈ **કીકસ્વામી** અને નાહના ભાઇ માત્રીસ્થવીર હતા. આવંદે થનારા સર્વ રાજાઓએ દોલતને પવનથી ઉડી જતા બતીના કરંજના જેવી નાપાયદાર સમજીને આ પુન્યની બક્ષીશ ચાલુ રાખવી જોઇએ. **સગર** અને બીજા ઘણા રાજા પૃથ્વિના માલેક થયા છે. જે જે વખતે જે જે રાજા થશે તેના વખતમાં આ બક્ષીશનું માન તેનેજ છે. આ બક્ષીશપત્ર માઘસર સુદ ૧૩ (સંવત્સરના) ચારસો એકવીશ **૪૨૧**માં સુબ્રેહ અને લડાઇના પ્રધાન પ્રખ્યાત **ધનનજયે** લખ્યું છે. **ઑં:** ”

એનો સાર એ છે કે, નવસારીમાં રહેતા ચાલુક્ય વંશના રાજા શ્રયાશ્રય સલાદીત્યે, બાગીકસ્વામી નામના એક બ્રાહ્મણને પોતાના તાબાનું આસત્તિ નામે ગામ બક્ષીસ આપેલું તેનું આ બક્ષીસ પત્ર છે. એ ઉપરથી નવસારીમાં ચાલુકય વંશના કયા રાજાઓ રાજ ચલાવી ગયા છે તેનું વંશચરિત્ર નિચે મુજબ છે:—

રાજા પુલકેશીવલ્લભ.

| સત્યાશ્રય વિક્રમાદિત્ય | ધારાશ્રય જયસિંહવર્મા |
|---|---|
| | શ્રયાશ્રય સલાદિત્ય યુવરાજ (ગાદીવારસ) |

આવીજ રીતની નવસારીના રાજાઓની બીજી તખ્તિ વલસાડ ખાતે દાકતર ભાઉદાજીને એક પારસીએ આપી હતી, અને દક્ષિણ દેશમાં મલી આવેલી એજ પ્રકારની એક પ્લેટ ઉપરથી મી. ફ્લીટ નામના વિદ્વાને એક સંસ્કૃત તામ્રપત્રનું ભાષાંતર કરેલું છે, તેને વિષે લંબાણ ન કરતાં, તે ઉપરથી સામટો સાર ભેગો કરતાં અંદરથી તરેહવાર નવી નવી બાબતો નીકલી છે, તે હાલ પડતી નાખી ઉપલી પ્લેટ ઉપરથી મળેલી મતલબ જણાવીશું.

૧. નવસારીની પાસેના **ધારગરી**માં જે રાજા રાજ ચલાવતો આપણે કહી ગયા છીએ, તે ગુજરાતનો ચાલુક્ય વંશનો રાજા **ધારાશ્રય** હતો, અને તેના નામ ઉપરથી **ધારગરી** નામ પડેલું છે.

૨. આપણે આગળ કહી ગયા કે, ઇ. સ. ૧૧૪૨માં પારસીઓ જથ્થાબંધ આવ્યા તે આગમચ, એટલે સન્જાણ જવા પહેલાં પારસીઓ અહીંઆં ઉતરેલા હોવા જોઇએ; તે વાત ઉપર લગાર ભાર મુકયા વિના ચાલતું નથી. કેમકે નાગમંડળનું નામ **નવસારી** પડ્યાને તો, લેખ ઉપરથી ૯૭૫ વરસ ઉપર થવાં જોઇએ. યાને ઇ. સ. ૯૬૩ ની અગાઉ પારસીઓ અહિં આવ્યા હશે. ઉપલી તખ્તિમાં નવસારી નામ બે વાર આવ્યું છે.

"**पौरुपवान्विद्याधर चक्रवर्त्तीव श्रयाश्रय श्री शिलादित्य युवराज नवसारी-काम धि वसत् नवसारी काश्रास्तव्य;**" વિગેરે જણાવેલું છે, ત્યારે જો નવસારી નામ પારસીઓ અત્રે આવ્યા પછીજ પડેલું સિદ્ધ થયું, તો પછી એટલું પણ આપોઆપ નક્કી થવું જોઇએ, કે ૯૭૫ વરસ ઉપરજ પારસીઓ નવસારીમાં છુટા છવાયા પણ આવેલા હોવા જોઇએ.

૩. એ ચાલુક્યવંશના ગુરૂ જેઓને એક પછી એક **નાગવર્ધન**ના ઉપનામથી ઓળખવામાં આવેલ છે, તેમનું મથક નવસારીમાં હતું. એ નાગવર્ધન ગુરૂઓને ધારગરીના રાજાઓ મોટાં માનપાન આપતા હતા, અને મોટી જાગીરો કાઢી આપી હતી. એ નાગવર્ધનોના મથકને નાગવર્ધન નામ અપાયલું જણાય છે.

૪. વળી નવસારીમાં ૧૦૦૦ વરસ ઉપર ચાલુક્યવંશના રાજાઓનુ રાજ હોવાનું સિદ્ધ થાય છે. પણ પાછળથી બનેલા એક બનાવ વિષે અંગ્રેજ તવારીખનવેશ મી. એફ. એ. એચ. એલ્યટ એક કથા કહે છે. તે કથા નવસારીમાં એવાં તો મજબુત યકીનથી ચાલે છે કે, તેને **કથા** કરીને ઓળતાં જો મુસલમાનભાઇઓ આપણને

સાભળે, તો તેઓ નાખુરા શાન છે એ નાગવર્ધન ગુરુ માટે નવસારીમા એક કથા છે તે હવે પછી મુસલમાન સૈયદ નુરૂદીન અને હિંદુ ગુરનાથજીનની પરિક્ષા એ મથાળા નીચે આપીશુ

**ગંગાધર શાસ્ત્રીની ધર્મશાળા અને સદાવ્રતાં**—આ ધર્મશાળા કુભારવાડા તરફ દુધીઆ તળાવના ઉપર આવેલી છે એ "ગગાધર શાસ્ત્રિવાળી ધર્મશાળા" એ નામથી પ્રસિદ્ધ છે, કેમકે જે ગગાધર શાસ્ત્રિ આપણા ગાયકવાડ સરકારના એકવાર દિવાન હતા, અને જેમને પંઢરપુરના દેવળમા સન ૧૮૧૫ મા પેશ્વા સરકારના પ્રધાન ત્રંબકજીએ ઠાર કર્યાનુ પ્રસિદ્ધ છે, તેજ ગગાધર શાસ્ત્રિએ સવત ૧૮૬૮ અને શાકે ૧૭૩૩ના ફાગણ શુદ બારેસને ગુરૂવારના દિવસે બધાવ્યાનો લેખ છે આ ધર્મશાળા બધાવ્યા પછી એમા એક સદાવ્રત પણ ચાલતુ હતુ એ સદાવ્રતને માટે દરમાહે ત્રણસો રૂપીઆ એટલે વાર્ષિક ખર્ચ છત્રીસસે રૂપીઆનો શ્રીમત ગાયકવાડ સરકાર તરફથી મળતો હતો સદાવ્રતમા દક્ષિણી બ્રાહ્મણોને તૈયાર ભોજન મળતુ, અને બીજાઓને તેમની લાયકાતના પ્રમાણમા દાળ, ચોખા, અને લોટથી તે ઘી સાકર સુધીના સીધા મળતા હતા એમ છતા ગમે તેવો સાધુ આવ્યો હોય તોપણ તેને દાળ, ચોખા, લોટ અને તે રાધવાને બીજો જોઇતો સામાન મળ્યા વગર રહેતો નહિ આ પ્રમાણે સવત ૧૯૦૮ના સાલ સુધી એટલે લગભગ ચાળીસ વર્ષ સુધી ઉપનુ સદાવ્રત ચાલ્યાનુ જણાય છે પણ ત્યાર પછી કેટલાક કારણથી તે બધ થયુ એવુજ એક સદાવ્રતખાતુ દેસાઈ શ્રી મનચેરજી ખુરશેદજીનુ ચાલતુ હતુ ત્યાથી ગરીબ લોકોને, સાધુ, ભિક્ષુક વગેરેને, ચોખા દાળ વગેરે આપવામા આવતા હતા તે સદાવ્રતખાતુ છે ના ૭૮ વરસ થયા બધ પડ્યુ છે

એ ધર્મશાળાના બધાવનાર શાસ્ત્રિ ગગાધર કૃષ્ણ પટવર્ધન તરફથી પ્રથમ એક વ્યવસ્થાપક ધર્મશાળાને માટે રાખેલો હતો તેના પછી એના કારભાર અને વ્યવસ્થા હાલના એના વ્યવસ્થાપક ન આપ્ટે વકીલના પીતાજી નારાયણરાવ સદાશીવ આપ્ટે ઉર્ફે નાના પતુજીના હાથમા સવત ૧૯૧૩ની સાલમા આવ્યા તેમણે કેટલોક શ્રમ અને ખટપટ કરી સદાવ્રત સરકારમાથી ચાલુ કરાવ્યુ આ વખતે અગાઉના જેટલો એટલે છત્રીસસે રૂપીઆનો વાર્ષિક ખરચ તો મળતો નહિ, તોપણ બારસે રૂપીઆ દર વરસે, એટલે સો રૂપીઆ માસિક ખર્ચ મળતા થયા આની સ્થિતિમા ૧૯૫૩ની સાલ સુધી ધર્મશાળાનુ સદાવ્રત ચાલું રહ્યું. ત્યાર બાદ આજે તો તે છેક બધ થયુ છે

આજે પણ એ ધર્મશાળામા સાધુસતો પોતાનો ઉતારો લેછે

**આત્મારામ ભુતાર**—આત્મારામ ભૂતાર એ નામે અર્ધી સદી ઉપર નવસારીમા એક પ્રખ્યાત વૈદ થઈ ગયોછે એ જાતનો બ્રાહ્મણ હતો, અને બજાર મા આવેલા મહુચરા માતાના મદિર પાસેના ઘરમા રહેતો હતો એ વૈદાની વિદ્યામા કુશળતા ધરાવતો હતો એટલુ જ નહિ, પણ ભૂત ડાકણ વગેરે કાઢવામા નિપૂણ ગણાતો તેથીજ એનુ નામ ભૂતાર પડ્યુ કહેવાયછે ભૂતાર એટલે ભૂતનો ઉતાર[illegible] અથવા કાઢ[illegible] એ ઈલાજ અ[illegible] તે વખતના લોકો [illegible] તેથી તેમને [illegible] કહેવાતા, અને તે નીચે જણાવેલી એક કથા પરથી માલમ પડશે —

ઉપર દર્શાવેલા સુબા નાગયણરાવ એકવાર બહારગામ ફરવા ગયા હતા, ત્યાંથી તાવ લઇને ઘેર આવ્યા. તાવ રોજ રોજ સખત અને સખત ચઢવા લાગ્યો અને તેથી ખાવાનું સુદ્ધાં છોડ્યું. ઉપાયો કર્યા, વૈદોને બોલાવ્યા, ઔષધો લીધાં, પણ ગુણ કશાનો લાગ્યો નહિ. અંતે કોઈની ભલામણથી આ વૈદરાજને આમંત્રણ કર્યું. વૈદરાજ પધાર્યા. નાડી જોઇ, અને ડોકું ધુણાવ્યું; અને બોલ્યા " તાવ કાંઇ અંગરોગનો નથી. કાંઇ બહારની ઝપટ લાગી છે. " આ સાંભળી સુબા સાહેબના બાઇ આંખમાં આંસું આણી બોલ્યાં:—

**" घाटल तसे असेल वैद्य बुवा, पण आतां याणां लवकर बरें करा. आठ आठ दिवसाचे उपोषण झाले आहेत, यांचा बरोबर मी पण अन्न सोडले आहे, याज करीतां आतां कृपा करा मी तुमचे उपकार कधी ही विसरणार नाहीं. माझा विश्वास आता मात्र तुमच्या वरच आहे. "**

વૈદ બોલ્યાઃ—" રડીશ નહીં બાઇ. ધીરજ રાખ, હું એમને હમણાં ઉઠાડું છું. સારા કરૂં છું, અને દહીં અને ભાખર ખવાડું છું, ત્યારેજ હું આતમારામ ખરો." બાઇ બોલી કેઃ—

**" मी तुमची जन्म पर्यंत रीण फरीण होईन. "**

વૈદરાજે થોડું લુબાન મંગાવ્યું ધુપ કર્યો. મંત્ર ભણ્યા. એટલે સુબા સાહેબ જે તદ્દન સુસ્ત અને બેભાન સ્થિતિમાં તાવની ધુનમાં પડેલા હતા, તેણે પાસું ફેરવ્યું. પાસે બેઠેલી મંડળી એટલામાંજ વૈદરાજને શાબાશી આપવા લાગી. ધુપ જારીજ હતો, હુહુ શબ્દ થયાજ કરતો હતો. મંત્રોચ્ચારના ન સમજાય એવા ભણકારા પડયાજ કરતા હતા, એટલામાં સુબા સાહેબ આંખ ઉઘાડી હળવે રહીને બેઠા થયા. આથી તો સર્વના હર્ષની સીમા રહી નહિ. શાબાશ વૈદરાજ, ધન્યછે તમારી વિદ્યાને, એમ જે તે ધીમેથી કહેવા લાગ્યા. વૈદરાજે પોતાનો પ્રયોગ ચાલુ રાખ્યો. પછી તેમણે પ્રશ્ન કર્યો. " બોલ તું કોણછે, કયાંથી આવ્યોછે, શા માટે આવ્યોછે ? " સુબા સાહેબના મોંમાંથી શબ્દ નિકળ્યા, " હું જીન છું, સચીણથી થોડેક છેટે મારી કબર છે, મારી કબર આગળ એ પિશાબ કરવા બેઠો તેથી એના શરીરમાં મેં પ્રવેશ કર્યોછે. " વૈદે પુછયું " હવે જાયછે કે નહિ. " અગ્નિમાં ધુપની જોસ્તી ભભણી થઇ, મંત્ર ભણાવા લાગ્યો, અને હુહુ હુહુ એ શબ્દ વિશેષ નિશ્ચયપૂર્વક થવા લાગ્યા. એટલામાં તો " ઓ જાઉંરે, ઓ જાઉંરે, મને ગભરાવ ના, " એમ સુબા સાહેબ બુમ પાડવા લાગ્યા. વૈદે કહ્યું " તું જાયછે ખરો, પણ આ બધાં માણસો શી રીતે જાણશે ? માટે આ શીશામાં ઉતર ! " ( એક શીશો બતાવીને કહ્યું. ) જીન બોલ્યો. " ના. શીશામાં તો નહિ. તું મને ગોંધી રાખશે. " વૈદે કહ્યું " લે હું સોગન ખાઇને કહું છું કે એક કલાકમાં નદીને પેલે પાર હું તને છોડી દેઇશ. પરંતુ હવે ફરી આવીશ નહિ, અને શીશામાં ભગતી વખતે જેમ પાણી ભરાતું હોય તેવો અવાજ કરીને જજે, એટલે આ બધી મંડળીને ખાતરી થશે. "

ટુંકમાં ત્યાં બેઠેલા સર્વ જણાએ તેજ પ્રમાણે સાભળ્યું અને જોયું. વૈદે તરતજ તેજ શીશો બુચથી બંધ કર્યો, અને પોતાના એક ચાકર ખુશાલ નામે ત્યાં

હાજર હતો, તેને આપી નદીપાર મુકી આવવા કહ્યુ.

સુબા સાહેબ હવે લાત પ્રકૃતિએ બેઠા હતા, તે બોલ્યા, "મને ભુખ બહુ લાગીછે," વૈદે તત્તજ બાજરીનો ભાખર અને શેર દહિં લાવવા ફરમાવ્યુ, અને તે તેઓ એક ભૂખ્યા માણુસની ઝડપથી અને રૂચિથી ખાઇ ગયા.

તાાના ઉપર દહિ ખવાડ્યું, એ વૈદશાસ્ત્રના નિયમ પ્રમાણે જોખમભર્યું છે, પણ વૈદે પોતાની કુશળતા બતાવવાને ખાતર સુદ્દામ તે આપ્યુ હતુ.

નારાયણરાવ સુબાએ સારા થવા પછી એ વૈદને શિરપાવ આપ્યો. વૈદની માગણીથી બહુચરા માતાને અગે વર્ષાસન કરી આપ્યુ, તથા રોજનુ સિધું ચાલુ કર્યું. ત્યારથી તે તેમના ઘરના વૈદ થયા, એટલુજ નહિ પણ મિત્ર અને સલાહકાર વટીક થઈ પડયા

આધુનિક સમયના વાચક વર્ગને આ વાતમા સત્યતાની ઘણીક શકાઓ ઉઠશે, તોપણુ આ વાત અદ્યાપિ વૃદ્ધો બહુ આનદથી કહેછે. એ વૈદની બહુ તારીફ કરેછે, અને ઘણા જાદુગરો તથા ભૂત વિદ્યા જાણનારા ભૂવાઓને તેણે મહાત કર્યાનું તેઓ જણાવેછે. મોઢેથી ચાલી આવેલી વાતોમા કેટલીક અતિશયોક્તિઓતો હોયછે, પણ બીજ વિના વૃક્ષ નહિ, જળ વિના પરપોટા નહિ, અગ્નિ વિના ધુમ્ર નહિ, એ ન્યાયસુત્રોને આધારે એમા સત્યતાનો થોડો તો ભાસ હોય ખરો.

આત્મારામના બાળસ્નેહિ એક ભગવાન કરૂણાશંકર જોશી કરીને હતા જે હાલ સાવન વર્ષ ઉપર નેવુ વર્ષની ઉમ્મરે ગુજરી ગયાછે. તેમને મોઢેથી આ વૈદને વિષે એક વાત એવીછે કે —

અમે એકવાર દુધીઆ તળાવ ઉપર બેઠા હતા તેવામા કેટલાક સાઈ ત્યાની મજીદમાથી આવી અમારી સામે ઉભા, અને થોડીક વાર પછી બોલ્યા,

"વૈદ મહારાજ આત્મારામ, હમ આપકી તારીફ સુનકે ઢુઢતે ઢુંઢતે યહાતક આયે હુવે હયે. ખુદાને આપકી મુલાકાત ફોરન કરા દી હય અબ હમારી ઉમેદ ઐસી હેકે અપન થોડી દેર બેઠે. ઓર હરેકકે કીસ્સે ઓર હીકમત દેખે. ઓર હમબી ઉસ્તાદકી મહેરબાનીમે થોડા બોહોત ઐસેબી ઇલ્મ જાનતે હે. ઓર હમને સુના હે કે આપતો ઉસમે યેહ નવસારીમે તો કયા, લેકીન આખે ગુજરાતમેં યકતા હો."

આત્મારામ—મિયા સાહેબ, તમારી ઈચ્છાથી હું બહુ ખુશી છુ. લોકો કહેતા હશે, પણ મને તો કાંઈ આવડતુ નથી, હુ તો માત્ર ઔષધના પડીકા બાધી જાણુ છું. જોઇએ તો તમને એકાદ પડીકુ આપીશ.

ફકીર—જી હા, અગર દો તો બહુત ખુબ. આપકી તરફસે કુચ નઇ બીના શીખ જાયેગે તો હમ આપકા અહેસાન માનેગે. ઓર હર જાગે હમ આપકી તારીફ કરેગે.

આત્મારામ—તમે તો વળી જૂદી વાત કરો છો હું તો એક હકીમ છું અને આજારી માણસને દવા કરી જાણુ છું. બીજુ કાઇ આવડતુ નથી પણ તમારા જેવા દેશ ફરનારા સાઈ લોકોની મુલાકાત લેવા ખુશી છું.

ફકીર—હા હકીમકે પાસજ હમ હકીમાત લેનેકી ઉમેદ રખતે હેં. કવરાજ હમકો જનાઈ ઇલ્મ શીએ આજકી અપન બેઠક જમાવે તો અચ્છી બાત હે.

આત્મારામઃ—ઠીક ત્યારે, આજેજ, અને હમણાંજ, આજ ચોગાનમાં (મસીદ આગળનું ચોગાન બતાવીને) આપણે બેસીશું.

ફકીરઃ—મગર, એ જગ્યા ઉમદા નહીં હૈ. આપકી મરજી હોવે તો અપન......

આત્મારામઃ—(એક ખાંધે સાવરણો મૂકી આવતા ભંગીને દેખાડી,) પેલો ભંગી તે સાફ કરી જશે.

પેલા ભંગીને જાણે કહી રાખેલું હોય તેમ વગર બોલવે ચાલવે તે જગા વાળી ગયો. એટલે ચાર મજુરો સાગની સાગડી લઈ આવ્યા. તેમણે પોતાની સાથે આણેલી નરાજવડે ખાડા ખોદી તે દાટી દીધી. એટલે બે માણસ એક કનાત લઈને આવ્યા. તેમણે તે બાંધી દીધી. પછી એક હજામ આવ્યો, તેણે ત્યાં સમ્મઈ ગોઠવી દીવા સળગાવી દીધા. તેઓ પોત પોતાનું કામ વગર બોલાવવે કરીને તેજ પ્રમાણે ચાલ્યા ગયા. પંદર મીનીટમાં માંડવો તૈયાર થઈને અંદર દીવાની જ્યોતથી ઝળકી રહ્યો. આ જોઈ ફકીર તો દીંગ થઈ ગયો. હવે સર્વે ઉઠી માંડવામાં ગયા.

ફકીરઃ—હકીમ સાહેબ, બસ! જો કુચ્છ દેખનેકા થા, સો દેખ લીયા. પુડીકે બાંધનેવાલે હકીમકી ઉસ્તાદી દેખ લી.

આત્મારામઃ—હવે તમારા કાંઈ કીસ્સા બતાવો.

ફકીરઃ—નહીંજી મહારાજ, હમ આપકો કયા બતાવેં.? હમકો આપકે આગે કબુલ કરના પડતા હૈ કે હમ ફકત એક મૂઠડી મારના જાનતે હૈં. (એમ કહી ઉપર ઉડતાં વાગળાંમાંથી એક, બે, ત્રણ, ચાર, એમ પાંચ વાગળાં એક પછી એક નીચે તરફડતાં પડ્યાં.)

વૈદઃ—અંહ! એ બિચારા પંખીને શા માટે દુઃખી કરો છો. ઉડી જવા દો બિચારાંને ઝાડપર.

ફકીરઃ—નહી જી અબ એતો મરજાયંગે. હમકો મૂઠડી મારના યાદ હૈ, મગર ઉસકા ઉતારા નહીં માલુમ.

વૈદઃ—મરી શું જાય. એતો ઉડી જશે. (એટલે એક પછી એક સર્વે પાંખ ફફડાવતાં ઉડી ગયાં.)

ફકીરઃ—(કાલાવાલા કરીને) હકીમ સાહેબ. હમકો બસ ઈતનાહી ચાહીયે. ઇસ લીએ આપ મેહેરબાની કરકે હમકો યેહ શીખા દો. ઇસ લીયેહી આપકી હમ તાલાસ કરતે આયે હૈં હમારે યે ઇલ્મસે તમામકે જી જાતે હૈં. મગર કોઈ સાબેત હો શકતા નહીં. હમ ખુદાવંદ કરીમકા બ્હોત બડા ગુનાહ કરતે હૈં. ઇસલીયે આપ હમકો ઇસમેંસે બચાઓ!

વૈદઃ—આ કોરસો તમારો સાચવી લ્યો. કાલે તમને એનું વાળણું શિખવીશ. પણ પછી બીજું કાંઈ બોલશો નહીં.

ફકીરઃ—નહીંજી, હમ ખુદાકી કસમ ખાકે બોલતે હૈ કે ઇસકે શિવા દુસરા હમકો નહીં ચાહીએ.

એક બાજુએ આ વાત અને પ્રયોગ ચાલતાં હતાં. ત્યારે બીજી બાજુએ સામે એક બાઈ ગુણિકાને વેશે ગાયન કરતી બેઠી હતી. હવે તેણે પોતાનું ગાયન બંધ કર્યું,

એટલે બાઇની સામે એક માણસ આવી બરફીના ટાટ મૂકી ચાલ્યો ગયો. પણ પછી તરતજ બીજા માણસે લાવી પેલા ફકીરોને થોડી થોડી આપી, તથા અમને સર્વને બબે ચાકાં આપ્યાં. મને તે અત્યારે નહીં ખાવાને મારા મિત્રે આંખ મારી એટલે મેં મારા ધોતરને છેડે બાંધી દીધી. વૈદે ફકીર તરફ જોઇને કહ્યું. હવે ઉઠીશું. એટલે સર્વ ઉભા થયા. ગાનારી જતી રહી.

પાછા તેજ માણસો આવી માંડવો છોડી ગયા અને સૌ સૌને ઘેર ગયા. મારા ધોતરને છેડે બાંધેલી બરફી ખાવા શા માટે ઇસારતથી ના કહી તે પુછવાની મને સરત રહી નહિ. તેથી વાત કરતા કરતા ઘેર આવ્યા, અને ધોતર અને પાઘડી ખુંટીએ મુકયાં. સવારે ઉઠીને ધોતરને છેડેથી છોડીને જોઉં છું તો બરફીને બદલે પડીકામાં નર્ક માલમ પડ્યું. મેં તે ફેંકી દીધું. શા માટે તે રહેવા દેવા ઇસારત કરી હતી. તેનું કારણ હવે હું સમજ્યો.

બીજે દહાડે જુતારનું ઘર પુછતાં પેલા સાંઇ આવ્યા અને કહેવા લાગ્યા, આજે તમારા ફરમાન મુજબ આવ્યા છીએ. વૈદે કહ્યું, પેલી કાબરપર તમારો પ્રયોગ અજમાવો, હું તમને તેને સારી કરતાં શિખવું છું. ફકીરે ઘણુંએ કર્યું, પણ આગલા દિવસની પેઠે તેનો પ્રયોગ ચાલ્યો નહિ; તેથી તે બોલ્યો, હકીમજી ! તમે હમારો પ્રયોગ ચાલવા દેતા નથી.

વૈદે કહ્યું; હું ઇમાનથી કહું છું કે હું કાંઈ કરતો નથી. પણ ઠીક થયું. ખુદાનો ગુન્હો કરતાં તમે તમારી મેળેજ બચ્યા.

કહેવાની જરૂર નથી કે આગલે દહાડેની બરફીએજ તેની વિદ્યા ફોક કરી નાખી હતી. આથી ફકીર બિચારા ભ્હીલે મ્હોંડે ચાલતા થયા. “ લેને ગઈ પુત ઓર ખો આઇ ખસમ ” જેવો હાલ થયો.

આ વૈદ જુત વિદ્યા શિવાય ઔષધમાં પણ બહુ કુશળ હતા. પાકીને આપેલું તેનું ઔષધ કદી નિષ્ફળ જતું નહિ. નાડી જોઇને રોગની ઝટ પરિક્ષા કરતા. વળી એમનામાં એક ખુબી એવી હતી કે, પૈસાદારને એક રોગપર સો રૂપીઆનું ઔષધ મંગાવી ત્યાંજ તેની આગળ તે બનાવી આપતા; ત્યારે એક ગરીબને તેજ રોગને માટે એક પાઈનું અનુપાન બતાવી તેમાં ઔષધ આપતા. અને આજ પ્રમાણે એક ગરીબ અને તવંગરનું દૈદર મટાડ્યાની વાત મશહુર છે. એ આજથી ૯૨ વર્ષની અગાઉ મરી ગયા કહેવાય છે. આ ઠેકાણે જણાવું અગત્યનું થઈ પડશે કે, આગળ નવસારીમાં જુતનો વહેમ અતિશય હતો. હાલ જ્યાં ડાકટર પાલનજીનું મકાન છે, ત્યાં તો તેનો વાસોજ કહેવામાં આવે છે. હિંદુઓ માને છે કે મુએલાં માણસની ધર્મ ક્રિયા કે વિધિ કરવાની રહી ગયાથી, ચુકી જવાથી, અથવા આપઘાત કીધાથી, તે મરનાર જુત થઇને ગામમાં ફરતો ફરે છે. તેના પગની પાટલી ઉંધી જણાવવામાં આવે છે. રૂમાલ થઇને રસ્તે પડતો, જેના ઉપર કુરબાંન હોય તેની કપડાં વણવાની શાળા ભરી જતો, કે દુઃખી થયો હોય તો તોડી જતો, રાહદારીઓના રસ્તા ચુકાવતો, કે વાડકાંટામાં અથડાવતો, એવો તેને ચિતારવામાં આવે છે. ઘણા લોકોએ જુતના વહેમને લીધે જુત ઉતારનારા જુતારોને પોતાના ઘરબાર પાળીને મુળે અથવા મુફત આપી દીધેલાંના દાખલા નવ-

સારીમાં ઘણા બનેલા છે. ઘણાંક શોના જેવાં ઘરો એ વહેમને લીધે બંધ પડયાં છે, અને ઘણાંક તો ભાગીને ભસ્તાં પણ થઈ ગયાં છે. એ કારણથી હિંદુઓમાં આત્મારામ વૈદ અને હકીમ પાલનજી આમજીની " જુતારો " લેખે ઘણી નવાઈ જેવી વાતો અત્રે ચાલે છે.

---

પ્રકરણ ૮૨ મું. આપાસાહેબ પાગેદાર.

---

श्री गजानन प्रसन्तोस्तु

## નવસારીના પાગેદાર ઘરાણાનો ઇતિહાસ

### મુળ પુરૂષ શ્રીધર વિનાયક પાગેદાર ૧૭૯૮–૧૮૬૮.

શ્રીધર વિનાયક ભાંણુરકર જાતે દક્ષણી બ્રાહ્મણ. એ પોતાના વતન ભાંણુર ગામે સને ૧૭૯૮માં જન્મ્યા હતા. દક્ષીણ મહારાષ્ટ્રના અહમદનગર જીલ્લાનું એ ગામ છે ત્યાંના તે મુળ વતની હતા. શ્રીધર વિનાયકની પોતાના વતનમાં ઘણી ગરીબ સ્થિતિ હતી. તેમના માબાપ નાનપણમાંજ ગુજરી ગયેલા હોવાથી તે પોતે પોતાની ફોઇને ત્યાંજ નાનાથી મોટા થયા. તેમની ફોઇ તે રા. ગોપાળરાવ મૈરાળની મા થતી હતી, તેથી ગોપાળરાવ મૈરાળ અને શ્રીધર વિનાયક એ બેઊ સગપણમાં મામાફોઇના થતા હતા. શ્રીધર વિનાયક પોતાની ફોઇ સાથે વડોદરે આવ્યા ત્યારે તેમની ઉમર વર્ષ ૧૨ની હતી. શ્રીમંત ગોપાળરાવ મૈરાળ એ શ્રીમંત ગાયકવાડ સરકારના એક મોટા સરદાર હતા. તેમની ૩૦૦ ઘોડેસ્વારોની પાગા હતી. તે પાગામાં રા. મૈરાળે શ્રીધર વિનાયકને પ્રથમ બારગીરની નોકરી આપી. શ્રીધર વિનાયક જ્યારે નોકરીમાં દાખલ થયા ત્યારે તેમની ઉમર ૨૦ વર્ષની હતી. શ્રીધર વિનાયક પોતે ઘણા કર્તવ્યનિષ્ઠ, ચાલાક, પ્રમાણીક અને બુદ્ધીવાન હોવાથી થોડાક દિવસમાં પોતાના ભાઈ મૈરાળની મરજી સંપાદન કરી જવાબદારીના કામો કરવા લાગ્યા. એવી તેની કર્તવ્યનિષ્ઠા જોઇ રા. મૈરાળે શ્રીધર વિનાયકને સીલેદારી આપી ૧૦૦ ઘોડેસ્વારની પાગાના ઉપરી અમલદાર નીમી સરકાર હુકમથી નવસારી પ્રાંતનો બંદોબસ્ત રાખવા સારૂ નવસારી મોકલવામાં આવ્યા હતા. જ્યારે તે નવસારી આવ્યા ત્યારે શ્રીધર વિનાયકની ઉમ્મર ૨૫ વર્ષની હતી. સને ૧૮૨૩માં શ્રીધર વિનાયક નવસારી આવી પોતાનું વસ્તીસ્થાન કર્યું અને પાગેદારીનું કામ કર્યું તે પરથી શ્રીધર વિનાયકને પાગેદાર કહેતા, ને એ નામ અધ્યાપ તેમના વંશજો ધરાવે છે. એ પુરૂષ પાગેદાર ઘરાણાનો મુળ પુરૂષ હતો.

નવસારી પ્રાંતમાં આવ્યા પછી શ્રીધર વિનાયક ઉર્ફે આપાસાહેબ પાગેદાર પોતાના ધણી ગોપાળરાવ મૈરાળ તરફ એકનિષ્ઠ રહી ધણીની તથા શ્રીમંત ગાયકવાડ સરકારની સેવા ઉત્તમ પ્રકારે બજાવતા હતા. પ્રાંતનો બંદોબસ્ત ઠેકઠેકાણે પોતાના ઘોડેસ્વારો રાખી ઉત્તમ પ્રકાર કરતા હતા જેથી લોકોને સુખ મળતું ને નિર્ભય રહેતાં. કોઈ જાતનું ભય રહેતું નહી ને કદાચ પ્રસંગોપાત સંકટ ઉત્પન્ન થાય તો તે નાબુદ કરી લોકોને સંકટમાંથી મુકત કરતા. પોતાની પાગાની વ્યવસ્થા બરાબર સારી રીતે

રાખતા જેથી કરીને તે જ્યાં જાય ત્યાં વિજય સંપાદન કરતા હતા. એક વખત એવું બન્યું કે જ્યારે સને ૧૮૫૭ માં આખાં હિંદુસ્તાનમાં બંડનો દાવાનળ સળગ્યો હતો ત્યારે તેજ અરસામાં કાઠિયાવાડમાં પણ વાઘેર લોકોએ બંડ ઉઠાવ્યું હતું. તેનો બંદોબસ્ત કરવા માટે શ્રીમંત સરકાર ખંડેરાવ મહારાજે પોતાની ફોજ મોકલી તેમાં રા. મૈરાળની પાગા પણ ગઇ હતી. તે પાગાના અધિકારી તરીકે રા. મૈરાળના નાના ભાઇ ગજાનનરાવ આબાસાહેબ ગયા હતા. તેમણે રા. શ્રીધર વિનાયકને નવસારીથી બોલાવી પોતાની સાથે પોતાના વિશ્વાસુ અને અંગરક્ષક તરીકે લઇ ગયા હતા. કાઠીઆવાડમાં પહોંચ્યા પછી બંડવાલા વાઘેર લોકો સાથે ગાયકવાડ સરકારની ફોજની જે લઢાઇ થઈ તેમાં શ્રીધર વિનાયકે પોતાના ધણી ગજાનન આબા સાથે રહી અપૂર્વ સાહસ, શૌર્ય, અને પરાક્રમ બતાવ્યો અને કેટલાક આણીબાણીના પ્રસંગે ગજાનન આબાના પ્રાણ પણ બચાવ્યા હતા. શ્રીધર વિનાયકની એવી પોતાના ઉપરની અપૂર્વ નિષ્ઠા અને બંધુપ્રેમ જોઇને તે ઘણા ખુશી થયા. એ પ્રમાણે શ્રીમંત ગાયકવાડ સરકારની ફોજે બંડવાલા વાઘેર લોકોનો સંપૂર્ણ પરાજય કરી વિજય મેળવ્યો. બંડવાલાનો પુરતો બંદોબસ્ત કરી ગાયકવાડ સરકારની ફોજ જ્યારે વડોદરે પાછી આવી ત્યારે શ્રીમંત સરકાર ખંડેરાવ મહારાજે વિજયી થયેલા ફોજને દેણગીઓ, બક્ષિસો વિગેરે, જેણે જેણે જેવી કામગીરી અને શૌર્ય બતાવ્યું તેઓને આપી. તેમાં રા. ગજાનનરાવ આબા સાહેબ તથા શ્રીધર વિનાયક પાગેદારને પણ સન્માનપૂર્વક બક્ષિસો આપી. તેમની કામગીરી અને શૌર્યની કદર કરી રા. ગજાનન આબાએ પોતાના ભાઇ ગોપાલરાવ મૈરાળને લઢાઇની સંપુર્ણ હકીકત જણાવી તેમાં શ્રીધર વિનાયકે શું શું કામગીરી કરી તે પણ જણાવી હતી. તે પરથી સરદાર મૈરાળે ખુશ થઇ શ્રીધર વીનાયકને તેના કામગીરીની કદર કરી બક્ષિસો આપી. થોડા દિવસ વડોદરે રહી પાછા નવસારી પોતાની નોકરી પર હાજર થયા. નવસારીમાંજ ઘણા વર્ષ સુધી તેમને રહેવું પડવાથી નવસારીમાં શ્રીધર વિનાયક ઉર્ફે આપાસાહેબ પાગેદારે પોતાનું વતન કર્યું. શ્રીધર વિનાયક પાગેદારે નવસારી પ્રાંતમાં ઠેક ઠેકાણે જમીનો ખરીદ કરી તથા નવસારીમાં પણ કેટલીક ઇસ્ટેટ કરીછે. એ પ્રમાણે પોતાની ગરીબાઈમાંથી ઉચ્ચ દરજ્જે ચઢી શ્રીધર વિનાયક પાગેદાર પોતાની ઉમ્મરના ૭૦ સીતેરમા વર્ષે સને ૧૮૬૮ માં નવસારીમાં ગુજરી ગયા હતા. તેમને સંતતીમાં બે ફરજંદો હતા. છોકરો નામે વિઠ્ઠલરાવ ઉર્ફે ભાઉસાહેબ પાગેદાર અને છોકરી નામે ગંગુબાઇ જે પુણાના સુપ્રસિદ્ધ સાવકાર નારાયણ ગજાનન દેવ સાથે પરણ્યા હતાં. એમણે ૪૫ વર્ષ સુધી પાગેદારીનું કામ કર્યું હતું.

## વિઠ્ઠલરાવ શ્રીધર ઉર્ફે ભાઉસાહેબ પાગેદાર ૧૮૩૦–૧૮૭૨.

વિઠ્ઠલરાવ શ્રીધર ઉર્ફે ભાઉસાહેબ પાગેદાર એ સને ૧૮૩૦ માં નવસારી મુકામે જનમ્યા હતા. એ શરીરે મજબુત, કદાવર અને બળકદ હતા. એ ઘોડા પર બેસનારા ઉત્તમ સ્વાર હતા. એમણે લઢાઇને લગતું ઉત્તમ શિક્ષણ લીધેલું હતું તેથી પાગાના ઘોડેસ્વારોને શિક્ષણ આપી પાગાને જબ્બર તૈયારીમાં રાખતા. એમણે પોતાના પિતા સાથે રહી પાગાના કારભારનો અનુભવ સારી રીતે મેળવ્યો હતો. શ્રીધર વિનાયક

ઊર્ફે આપાસાહેબ પાગેદાર સને ૮૬૮માં ગુજરી ગયા પછી વિઠ્ઠલ ઊર્ફે ભાઉસાહેબ પાગેદારના નામે શીલેદારી થઈ તેઓ પાગાનું કામ કરવા લાગ્યા. તેઓ પોતાના પિતાની માફક પોતાના કાર્યમાં કુશળ અને ચાલાક હતા ને સરકારની સેવા સારી રીતે બજાવતા હતા. એ પોતાના પીતા પાછળ ૩ વરસ પાગાનો કારભાર કરી પોતાની ૪૧ મી વર્ષે સને ૧૮૭૧માં ગુજરી ગયા. એમને સંતતીમાં એક નાનો છોકરો નામે ધોંડોપંત કરીને હતો.

### ધોંડોપંત વિઠ્ઠલ ઊર્ફે તાત્યાસાહેબ પાગેદાર ૧૮૬૨–૧૮૮૭.

ધોંડોપંત ઊર્ફે તાત્યાસાહેબ પાગેદાર એ સને ૧૮૬૨માં જન્મ્યા હતા એમના પીતા વિઠ્ઠલ શ્રીધર ગુજરી ગયા ત્યારે ધોંડોપંતની ઉમ્મર વર્ષ ૯ ની હતી.

વિઠ્ઠલ શ્રીધર ઊર્ફે ભાઉસાહેબ પાગેદાર પછી તેમના છોકરા ધોંડોપંતના નામે સીલેદારી થઈ તે પાગાના મુખ્ય અમલદાર થયા. પરંતુ તેમની ઉમર નાની હોવાથી પાગાનો કારભાર તેમના પીત્રાઈ કાકા નાનાજી બળવંત તેમના વતી સારી રીતે કરતા હતા. એમના વખતમાં નવસારીમાં રાણી લક્ષ્મીબાઇનું લગ્ન શ્રીમંત સરકાર મલ્હારાવ મહારાજ સાથે થયું તે ઘણી દોડધામથી થયું. શ્રીમંત સરકાર મલ્હારાવ મહારાજે પોતાના લગનની ખુશાલીમાં નવસારીવાસી પ્રજાને ઘણું અન્નદાન કર્યું. પૈસાની પણ ઘણી ખેરાત કરી. તેમજ પાગાના સ્વારોને તથા અમલદાર લોકોને ઘણી બક્ષિસો આપી હતી. સને ૧૮૭૪માં શ્રીમંત મલ્હારાવ મહારાજ મદ્રાસ ગયા અને શ્રીમંત સયાજીરાવ મહારાજ રાજ્યારૂઢ થયા પછી સને ૧૮૭૮માં શ્રીમંત સરકારે પાગાની બદલી સાદરા કેમ્પમાં કરવાથી પાગા સાદરે ગઈ ત્યારે પોતાની નોકરીનું રાજીનામું આપી પોતાનું વતન નવસારીમાં હોવાથી પોતાની વડીલોપાર્જિત મિલકતની વ્યવસ્થા કરતા નવસારીમાં રહ્યા. રા. ધોંડોપંત ઊર્ફે તાત્યાસાહેબ પાગેદારે ૧૬ વર્ષ સુધી પાગેદારીનું કામ કર્યું હતું. પાગા ગયા પછી નવસારી પ્રાંત સુબા ઑફીસમાં સારા હોદ્દા પર નોકરી હતી. ધોંડોપંત ઊર્ફે તાત્યાસાહેબ પોતાની જુવાન ઉમ્મરે ૨૫ મે વર્ષે ૧૮૮૭માં ગુજરી ગયા હતા એમને સંતાનમાં કાંઇ ન હોવાથી પોતાના દેહઅવસાન વખતે પોતાની પત્ની સૌ. યમુનાબાઈ તથા પોતાના પીત્રાઈ ભાઈ યાદવરાવ નારાયણને પાસે બોલાવી યાદવરાવને પોતાના દત્તક પુત્ર તરીકે લઈ પોતાના ઘરાણાનું નામ ચાલુ રાખવું એમ પોતાની પત્ની યમુનાબાઇને કહ્યું તે પ્રમાણે પોતાની પતીની આજ્ઞાનુસાર યમુનાબાઇએ રા. યાદવરાવને દત્તક લઈ પોતાના ઘરાણાનું નામ ચાલુ રાખ્યું.

### યાદવરાવ ધોંડદેવ પાગેદાર. સને ૧૮૬૨–૧૯૩૦.

યાદવરાવ ધોંડદેવ પાગેદાર એ સને ૧૮૬૨ માં જન્મ્યા હતા. એ પોતાના ૨૮ માં વર્ષે ધોંડો વિઠ્ઠલ પાગેદારના દત્તક પુત્ર થઈ તેમના ઘરાણાનો કારભાર કરવા લાગ્યા. એમને પહેલાં ધોંડો વિઠ્ઠલ પાગેદારની પાગામાં નોકરી હતી. પાગા નવસારીથી ગયા પછી તે સરકારી નોકરીમાં દાખલ થયા ને પોલીસ ખાતામાં ફોજદાર હતા. તેમણે સરકારી નોકરી ઘણા વરસ કરી પોતાની ૪૫ વર્ષની ઉમ્મરે સરકારી નોકરી છોડી દીધી, ને સાર્વજનિક કામોમાં ભાગ લેવા લાગ્યા. એમને સરકારમાંથી ઑનરેરી મૅજીસ્ટ્રેટ તથા મધ્યસ્થ પંચનો અધિકાર મળ્યો હતો. યાદવરાવે નવસારીના નગરવાસીઓની

મદદથી નવસારીમાં આવેલા શ્રી રણછોડજીના મંદીરનો જીર્ણોદ્ધારનું કામ કર્યું હતું. એ પ્રમાણે તે સાર્વજનીક કામમાં પણ ભાગ લેતા હતા.

યાદવરાવ પાગેદાર બચપણથીજ ઇશ્વર ભક્ત હતા. ભગવદ્દભક્ત હોવાથી ભજન કરતા તે મોટા ભજની હતા. તે ગણેશભક્ત હોવાથી તેણે પોતાના હયાતીમાં શ્રી ગણપતીનું મંદીર બાંધ્યું અને શ્રીધર વિઠ્ઠલ પાગેદારે તેમના હયાતીમાં એક મહાદેવનું મંદીર બાંધ્યું હતું એવા બે મંદીરો પાગેદારના માલકીનાં છે, તેમનો ખર્ચ તેમની ઍસ્ટેટમાંથી થાયછે. સરકાર દરબારમાં પાગેદારનું વજન શ્રીધર આપા પાગેદારથી ચાલતું આવ્યુ તેજ પ્રમાણે રા. યાદવરાવ ધોંડદેવ પાગેદારે પણ ચાલુ રાખ્યું હતું ને તેના વંશ પણ તેજ પ્રમાણે અનુકરણ કરેછે. પાગેદારનુ ઘરાણુ એ નવસારીમાં એક મોટુ ઘરાણુ કહેવાય છે, ને સારી સ્થિતિમાં છે. એ પ્રમાણે યાદવરાવ પાગેદારે, પાગેદાર ઘરાણાનું નામ જાળવી રાખી સને ૧૯૩૦ માં પોતાની પાછળ સંતતીમાં બે છોકરા મૂકી પોતે પોતાના ૬૮મા વર્ષે ગુજરી ગયા. સંતતિમાં છોકરો નામે ગજાનનરાવ છે અને છોકરી નામે સૌ. દ્વારકાબાઇ કે જે સુરતના સુપ્રસિદ્ધ ગૃહસ્થ ખંડેરાવ ભાઉબેદરકરના ભાઇ યાદવરાવ પાંડુરંગ બેદરકર સાથે પરણી છે. રા. ગજાનનરાવ એ પોતાના પીતાની માફક ઘરાણાનું માન જાળવી રાખી તેમને પગલે ચાલેછે. તેમને સંતતીમાં બે છોકરા તથા બે છોકરી છે. છોકરા નામે યશવંત તથા કૃષ્ણરાવ, છોકરી નામે કમળાબાઇ તથા વિજયા છે.

પાગેદાર ઘરાણાનો વંશવૃક્ષ.



સવા પહોરની પાદશાહી.

**પાગેદારની સત્તા—**પાગેદારની સત્તા પણ અમર્યાદ હતી. સુબાના જેટલી અગર તેથી પણ પ્રસંગે તેની સત્તા વિશેષ ગણાતી. જલાલપુર, અગાઉ પેશ્વાના તાબામાં હતું. કહે છે કે એકવાર એ તાલુકાનો ઈજારો, એક ઈજારદારને નામે લખાયલો, તેનો પરવાનો અથવા સનદ એક મીઆંભાઈ ઉઠાવી લાવી, જુના ઈજારદારોને પેશ્વા સરકારની સહી શીક્કાવાળી સનદ બનાવી પોતાના જાતભાઈઓને બતાવી, એક ટોળી ઉભા કરી તેની મદદ વડે ઉઠાડી હાંકી કાઢયો. આ ઈજારદાર સહાય વિનાનો નિરાધાર પડવાથી અત્રેના પાગેદાર પાસે આવ્યો, અને ખરી વાત વિદિત કરી. પાગેદારને તેની વાત રાસ્ત લાગવાથી કેટલાક ઘોડેસ્વારોની એક ટુકડી તેની મદદ સારૂ મોકલી, જેથી તેને પોતાની હકુમત ફરી પ્રાપ્ત થઈ શકી. આ પ્રમાણે પાગેદાર ધાડ તથા લુટારૂઓની ટોળીઓને પણ વિખેરી નાખતા, તથા ધાડપાડુઓને પકડી લાવતા. કોઈ ઉપર ઈતરાજી થાય તો તેને શાસને પહોંચાડવામાં પણ કાંઇ સરકાર તરફથી પરવાનગી કે હુકમ જોઈતો નહિ. કારણ કે એવાની સામે દાદ મેળવવી, એ તે કાળે બહુ મુશ્કેલ હતું. દીંગમારનું રાજ એટલે સુધી હતું, કે બહાદરજંગ નામે એક બટકતો મુસલમાન નવસારીની સુબાગીરી ઉપર પોતાની કુનેહથી આવી શક્યો હતો. તે વેળાએ "ચાંદરાતના ચૌદ હાકમ" એવીજ કહેવત ચાલતી; કેમકે એક વરસમાં ૫-૭ બી સુબા બદલાઈ રહેતા. તેથી કહે છે કે એક સુબા તો હાથીની અંબારી ઉપર પુંછડા તરફ મોં કરીને સ્વારીમાં નિકળ્યો હતો. તેને કારણ પુછવામાં આવ્યું ત્યારે તે બોલ્યો, "દેખતા હું કે પીછે કોન આતા હે." એટલે એક સુબો હજુ તો આવ્યો નહીં એટલામાં તેની પછાડી બીજો જણ સુબાગીરીનું કાગળ લઇને વડોદરેથી આવેલોજ છે એમ બનતુ. નવસારીમાં અચ્છીબુ તથા છપ્પુ દોશી નામે બે બેહેનો લુનશીકુઈ જવાના ચાર રસ્તા ઉપર ઝુપડાં જેવાં ઘરમાં રહેતી હતી. કહે છે કે એક દહાડે એકાએક તેના ઘર આગળ સીપાઇસપરાઓની ઠઠ મળી રહી, બોકો અજમ થવા લાગ્યાં; કેમકે એઉ એનના બાપ બહાદરજંગ વડોદરેથી સુબાગીરી લાવ્યા છે એવી નવસારીમાં હોહા થઈ રહી. બહાદરજંગે હજુરનો રૂક્કો બતાવ્યો, કે તુર્તજ સુબાએ સુબાગીરી બહાદરજંગને સપુરદ કરી દીધી. પણ બીજેજ દહાડે બહાદરજંગની દગાઇ અને બનાવટ પકડાઇ આવી, અને માજી સુબાએ તેના પાસેથી સવા પોહોર દહાડામાંજ અખત્યાર લઈ લીધો, અને કેદ કર્યો. તોપણ બહાદરજંગે બડાઇ લીધી કે સવાપોહોર દહાડોબીતો પાદશાહી કીધી? તે ઉપરથી આજેપણ એક દુહો અત્રે બોલાય છે કેઃ—

"બહાધરજંગકી સ્વારી જેસા છોકરોંકા ખેલ;
ન્યાલચંદ મોદીકી ખીચરી, ઔર એની ઘાંચણકા તેલ."

---

હરબાજી ખંડેરાવ.

(સંવત્ ૧૮૫૭ થી ૧૮૮૭ સુધી ત્રીસ વરસ સુબાગીરીની હકુમત કરી.)

હરબાજી ખંડેરાવ ઉર્ફે બાપુસાહેબ, એ મોજે દારેગાંવ જીલ્લે અહમદનગરના

વતની હતા. એમની અટક કુલકર્ણી હતી. એઓ શ્રીમંત મયરાળ નારાયણ ઉર્ફે બાઉસાહેબ ગંગેકરના સંબંધી હતા, તેથી વડોદરામાં તેમના અમલ વખતે તેઓ ત્યાં આવેલા. થોડાક સમય પછી એમને મરોલીના વહીવટદાર બનાવી મોકલ્યા હતા. તે કામમાં સંતોષ મળવાથી, ત્યારપછી એમને નવસારીની સુબાગીરી સંવત ૧૮૫૭ ના સુમારે આપવામાં આવી. આ વેળા એમનું વય સુમારે બત્રીસ વરસનું હતું. એમણે નવસારીમાં ત્રીસ વરસ સુધી ગાળેગાળે સુબાગીરી કરેલી છે. એ ઘણા દયાળુ હતા. ધર્મપર એમની શ્રદ્ધા ઘણી હતી. નવસારીમાં એમણે ઉંચ વર્ણની વસ્તીની વૃદ્ધિ કરવાને ઘણો પ્રયત્ન કર્યો. આ વખતે નવસારીમાં થોડીક ગુજરાતી બ્રાહ્મણોની વસ્તી હતી. પરંતુ દક્ષિણી બ્રાહ્મણો બિલકુલ ન હતા, એમ કહીએ તો ચાલે. એમણે ઘણા દક્ષિણી બ્રાહ્મણોને વડોદરેથી, દક્ષિણમાંથી, અને બીજે આસપાસથી બોલાવી નવસારીમાં વસાવ્યા. નવા વસનારામાંથી ઘણાને પોતાના ખર્ચથી ઘર બંધાવી આપ્યાં. આજીવકાને માટે વર્ષાસન બાંધી આપ્યાં, અને ઘણાકને જમીન વગેરે આપી, પોતાની આ કરેલી બક્ષિસ ઉપર શ્રીમંત સરકાર મોટા સયાજીરાવની મંજુરી મેળવી. તેથી હરબાજી ખંડેરાવ તરફથી થયલા વર્ષાસન અદ્યાપી ચાલુ છે. આ પ્રમાણે એમના ઉત્તેજનથી નવસારીમાં ઘણા દક્ષિણી બ્રાહ્મણો સ્થાયિ રહેનારા થયા. આવા સ્થાયિ રહેનારના, નવસારીમાં આજે આ જ્ઞાતિ પૈકી, એકંદર ઘર પચાશેક છે, અને તેઓ સંવત્ ૧૮૫૬ પછીના, એટલે આ સુબાના અમલના દરમ્યાનમાં અત્રે આવેલા છે.

આ સુબા સમદ્રષ્ટિ રાખનાર હતા, એટલે એમણે એકલા દક્ષિણી બ્રાહ્મણોનેજ ઉત્તેજન આપ્યું નથી. અત્રેના રેહનાર ગુજરાતી બ્રાહ્મણોમાંથી ઘણાકને એમણે કાંઇને કાંઇ નિમિત્તે વર્ષાસન બાંધી આપ્યાં છે. તથા દેવાળયોની પૂજા સોંપી, તે બદલ ધર્માદા જમીન કહાડી આપી છે, અને તેનો લાભ તે બ્રાહ્મણોના વંશજો હજુ પણ લે છે. આથી ગુજરાતી બ્રાહ્મણોની વસ્તીમાં પણ વૃદ્ધિ થવાને ઉત્તેજન મળ્યું. પર્વણીને દહાડે તેઓ પોતાને ત્યાં બ્રાહ્મણોને હરહમેશ બોલાવતા, અને તેમની વિદ્વાના પ્રમાણમાં યથાયોગ્ય દક્ષિણા વગેરે આપી તેમનો સત્કાર કરતા. જે વર્ષાસન, ધર્માદા, જમીન વગેરે તેમણે રાજ્યમાં કરી આપ્યાં છે, તે બદલ જેમને તેમને તેઓએ શ્રીમંત ગાયકવાડ સરકારના સહી શિક્કા સાથે પરવાના કરી આપ્યા છે, તે ઉપરથી જણાય છે કે, આ કામ તેમણે સંવત ૧૮૮૧ પછીના વર્ષમાં કરેલાં છે.

એમણે નવસારીમાં ચાર પાંચ દેવળો બંધાવેલાં છે. તેમાં એ પોતાની રહેવાના હવેલીની સન્મૂખ આવેલાં છે એક જે વિઠ્ઠલ મંદીરને નામે ઓળખાય છે, તે સંવત ૧૮૭૯ અથવા શાકે ૧૭૪૫ના જેઠ વદ ૧૦ વાર ગુરૂએ બંધાયાનો લેખ જડેલોછે. બીજું પોતાના મકાનની સામેજ એક શિવાલય છે, તેનું નામ પોતાના નામને મળતું હરિહરેશ્વર રાખેલુંછે. તે સંવત ૧૮૮૬ એટલે શાકે ૧૭૫૧ના ચૈત્ર શુદ ૧૩ વાર શુક્રે એમના તરફથી બંધાયુંછે. ત્રિજું મોટા બજારના પડોશમાં આવેલું નિલકંઠેશ્વર મહાદેવનું દેવળ સંવત ૧૮૮૨ શાકે ૧૭૪૭ના અષાડ શુદ ૩ વાર રવિએ બંધાયલુંછે. બહાર એક વળી નવસારીની પડોશમાં આવેલાં કાલીઆવાડી ગામમાં પેંઠ નામે ઓળખાતાં ફળીઆને મોખરે આવેલું ગણપતિનું મંદીર પણ એમણેજ બંધાવેલું કહેવાયછે.

આ સ્થળે જણાવવું યોગ્ય છે કે, જોકે આશાપુરીનું દેવળ જે પાછળથી એમના પુત્રના અમલમાં બંધાયલુંછે તે, અને કાલીઆવાડીનું ગણપતિ મંદિર જે હાલ બ્રીટીશ હદમાં લેખાય છે, તેની હદ તે વખતે ગાયકવાડ સરકારની હદમાં ગણાતી હતી. એટલે તેનો ગાયકવાડ સરકાર દાવો કરતા હતા એમ કહેછે. પાછળથી માપણી વગેરેથી ચોકસ કરી તે બ્રીટીશ હદ ઠરી છે, અને તેથી હાલ તે બ્રીટીશ હદમાં ગણાયછે.

હરબાજી ખંડેરાવ ઉર્ફે બાપુસાહેબને સરકાર તરફથી પારખીની નિમણુક મળી હતી, અને તેથી તે બદલ તેમને સાતસેં રૂપીઆ પ્રતિવર્ષ સરકાર તરફથી આપવામાં આવતા હતા. આ નિમણુકના રૂપીઆ તેમના ચિરંજીવ નારાયણરાવ હરિની હયાતી સુધી ચાલુ હતા, અને અદ્યાપિ તેમાં કાંઈક કમી કરીને નારાયણરાવના ચિરંજીવ ચિંતામણરાવને પણ આપવામાં આવેછે.

હરબાજી ખંડેરાવે એક હરીપુરા નામનું ગામ વસાવેલું છે. આ ગામ મોજે બલેશ્વર તાલુકે પલસાણાની પડોશમાં ચાર ગાઉ ઉપર આવેલુંછે. આ ગામની જમીન સુરતના એક વાણીઆ પાસે સંવત ૧૮૮૧માં જર ખરીદ વેચાણ લીધેલી કહેવાયછે. એ ગામમાં વસનારાના તમામ ઘરો પોતે બંધાવી આપેલાંછે. વળી ખેડુત વર્ગને પોતે ભેંસ તથા બળદની જોડ વેચાતી લઇ આપેલી હતી. આ ગામ અદ્યાપિ તેમના પૌત્ર ચિંતામણરાવના હાથમાં બચેલુંછે. એ ગામની ઉપજ હાલ આઠ હજાર રૂપિયા ગણાયછે. એ ગામ ઉપર હાલ સરકાર તરફથી સલામી વગેરે કાંઇપણ જાતનો સેંટલમેન્ટનો હક લેવાતો નથી, કેમકે શ્રી મોટા સિયાજીરાવ મહારાજે તે માફ કરી વંશપરંપરા નિરંતર સનદ કરી આપેલી કહેવાયછે.

હરબાજી ખંડેરાવના વખતમાં આખા નવસારી મહાલની ઉપજ નવ લાખની ગણાતી હતી. આ સુબા વળી કાંઇક વ્યાપારમાં પણ હાથ રાખતા હતા. કહેછે કે એમની નવસારીમાં, ગણદેવીમાં, અને સુરતમાં, પેઢીઓ ચાલતી હતી. એમની શરાફી પેઢી લાલદાસ મલ્હારને નામે પ્રસિદ્ધ હતી.

આ સુબા સંવત ૧૮૮૭માં દેવલોક થયા હતા. એમના મરણથી નવસારીના તમામ જાતના લોકો, તેમાં વિશેષે કરી બ્રાહ્મણો, બહુ દિલગીર થયા હતા. મરણ વખતે એમનું વય સુમારે બાસઠ વરસનું ધારવામાં આવેછે. એઓ સાહસિક, બહુ વિચારવંત, તથા ઠરેલ હતા, એમ તેમના કામો ઉપરથી માલમ પડેછે. આગળ જતાં રાજ્ય પ્રકરણનું ધોરણ અમુક પ્રકારનું બદલાઇ જશે, તેનો પણ એમણે પૂર્વ તર્ક કરી મૂકયો હોય, એ પ્રમાણે જે તે કામની વ્યવસ્થા એવી સુદૃઢ કરી ગયા કે તેમાં અદ્યાપિ કાંઈ પણ અંતર કરી શકાયો નથી. એમનો પરિવાર અદ્યાપિ ચાલુ છે. બાપુસાહેબની હવેલીને નામે ઓળખાતો એમનો વાડો, નવસારીમાં મોટું મકાન છે. એમને ત્રણ છોકરા હતા. નારાયણરાવ, ખંડેરાવ, અને મલ્હારાવ. નારાયણરાવના છોકરા ચિન્તામણરાવ ઉર્ફે બાપુસાહેબ હવેલીવાળા હતા.

પારસીઓમાં એ હરબાજી ખંડેરાવ ઉર્ફે બાપુસાહેબને માટે એક એવી વાત ચાલે છે, એમને છોકરાં થતાં નહોતાં. તેથી અનેક ફકીર ફુકરાના મંત્ર યંત્ર એઓ કરાવતા હતા. એકવાર એક ફકીરે એવો વહેમ ઘાલ્યો, કે માણસના માથાની ખોપરી

જો મળી આવે તો તેની મદદથી તારી દવા કરું, અને જરૂર ફરજંદ થાય. એ સબબથી તેણે પારસીઓના દોખ્મા તરફ બાપુસાહેબને આંગળી બતાવી. બાપુસાહેબે એક ખાસાને સણગાર્યો, અને તે જોખમ અને હિંમત ખેડી દોખ્માવાળા કમ્પાઉંડમાં કાળીચૌદસને દિને ઉતર્યો. આ ખબર દોખ્મા આગળ રહેતા હિંદુ રખેવાલે આવી પારસીવાડામાં પોકારી. એટલે પારસી ઉસ્કેરાટનું પુછવુંજ શું. ઘરેઘરથી ડાંગડંગોરા લઈ પારસીઓ દોખ્મા તરફ દોડી પહોંચ્યા. ઉસ્કેરણી એટલી થયલી કહેછે કે, શહીઆરવાડમાં તુર્તની બંધાવેલી ધધિણુની ચીરીઓનો ઢગ પડેલો હતો, તે બોલ બોલતાં ખલાસ થઇ ગયો, કેમકે જે પારસી જાય, તે એકેકી ચીરી ઉંચકતોજ જાય! પણ આ દોડાદોડ પહેલાંજ બાપુસાહેબનો ખાસો કંઈપણ પગલાં ભર્યાં વિના પોબારા ગણી ગયેલો હોવાથી, લોહી રેડાવાનો સંભવ દુર થયો હતો તોપણ તે દહાડેથી આજ સુધી દિવાળીના તહેવારની પાંચ દિવસ આગમચથી તે દિવાળી વિતતાં સુધી પારસીઓમાં ઘરેઘરથી દાળચોખા વિગેરે ઉઘરાવી દોખ્મા આગળ નશેશાલારોની-ફોજ બંદુકોના બાર કરતી હથિયારો સાથે ત્યાંજ રાત દહાડો પડી રહેછે. કેટલાક વર્ષ થયાં ઘરેઘરથી દાળભાત ઉઘરાવવાનું બંધ પાડી ફંડમાંથીજ ખર્ચ કરવામાં આવેછે.

---

## નારાયણરાવ.

દરબારજી ખંડેરાવને ત્રણ પુત્ર હતા. તેમાંથી વડાનું નામ નારાયણરાવ હતું. નારાયણરાવને પોતાના પિતાના ગત થવા પછી નવસારીની સુબાગીરી મળી. એમના વખતમાં વડોદરાવાળા શ્રીમંત ગોપાળરાવ મયરાળ આ મહાલમાં આવ્યા હતા, ત્યારે કામરેજ મુકામે તાપી નદીમાં રેલથી ભય ભરેલી સ્થિતિમાં ઘેરાઇ ગયા, તે વખતે નારાયણરાવની સુચનાથી ભય મુક્ત થવા અત્રેની આશાપુરી માતાની માનતા રાખી, અને ભય માથેથી ઉતરી જતાં તેમણે આ સુબાને એ માતાનું એક દેવળ બંધાવવા હુકમ કર્યો હતો. તેથી તેમણે સંવત્ ૧૮૯૧ શાકે ૧૭૫૭ ના વૈસાખ સુદ ૫ ને વાર રવીએ આશાપુરીના દેવળનું ખાતમુહૂર્ત કર્યું હતું. આ બાબત આગળ આશાપુરીના બાગમાં આવી ગઇ છે, એટલે તેનો વિસ્તાર કરવાની જરૂર નથી. પાન ૪૯૦ ઉપર આપણે માધવરાવ બાબા સાથે બનેલો બનાવ વિગે જે જણાવેલું છે, તે બનાવ નારાયણરાવ જોડે બનેલો કહેવાય છે, તેથી આશાપુરીના દેવળનો સંબંધ પણ નારાયણરાવની સાથેજ જોડાયલો આપણને વાજબી લાગે છે,

નારાયણરાવ સુબાનો અમલ ઝાઝોવાર નવસારીમાં રહ્યો નહિ, કેમકે થોડા વખત પછી અમીન જમાદાર નામે એક મુસલમાન ગૃહસ્થ નવસારીની સુબાગીરીની સનદ વડોદરેથી લેઇને અત્રે આવ્યા, તેથી અહીંની સુબાગીરી તેમના હાથમાં ગઈ. પરંતુ તેમના વખતમાં ખેડુતો મહેસુલ બરોબર ભરી શકયા નહિ, તેથી અથવા બીજા કોઈ કારણથી નવસારીના સુબા તરીકે નારાયણરાવ પાછા આવ્યા.

કહે છે કે ઉગતા સુર્યને સૌકોઈ માને, પણ આથમ્યા પછી કોઈ ગણે નહિ, તેમ આ સુબા નારાયણરાવના હાથમાંથી પહેલીવાર અમલ જતાંજ એમના એક ગણોતીઆએ એક વજીફાનું ગણોત ભરવાની આનાકાની કરી, અને વધારે દબાણ કરતાં તે

બોલ્યો કે " હવે તો રાઇના પહાડ ગતે વહી ગયા હવે જ્યારે તમારાં નગારાં ફરી વાગશે ત્યારે જોઇ લઈશ. " આ શબ્દો નારાયણરાવ સુબાને માટે ઘણા સખત હતા. તેમનાથી એ સાંખી શકાયા નહિ. તેથી વખત આવવે તેના સખુનને મળતીજ કાંઇ કડવી શિક્ષા તેને આપવાનો ઠરાવ કરી તે પ્રસંગ વહી જવા દીધો.

પણ હવે પ્રસંગ આવ્યો હતો. નારાયણરાવને સુબાનો અધિકાર મળતાંજ તેની ખબર લેવાનો તેણે પ્રયત્ન કરવો શરૂ કર્યો. પણ તે બોલનાર એક ભાડેલા જ્ઞાતિનો પક્કો ખેડુત હતો. તે આપણી પડોશમાં આવેલા પડઘા ગામમાં રહેતો હતો, તેનું નામ મોહનો જુરો કરીને હતું. તે પોતાને માથે આવી પડેલું મોટું ભય ચેતી ગયો હતો. પોતેજ વકરાવેલા વાઘની મોનમાં રહ્યો છે. એ તેના સંપૂર્ણ લક્ષમાં હતું, અને હવે કાંઇ દુર છટકી જવામાં તેણે બેહેતર ધાર્યું, તેથી તે સુરત નાસી ગયો.

પણ પોતાની આંખ હાથ વડે છુપાવવાથી કાંઈ જગત આંધળું થઇ જતું નથી, માત્ર પોતાની જ દ્રષ્ટિ બંધ થઇ જાય છે. તેના નાસી જવાની ખબર એ સુબાને પડી, અને તેને પકડી લાવવાને પોતાનો એક માનીતો વજુદ સયાજી નાયક કરીને હતો, તેને મોકલ્યો. તેમજ આ કામમાં જોઇતી મદદ આપવા સુરતવાળા નામાંકિત ધનજીશાહના ભાઈ પીલુશા (પીરોજશાને માટે પીલુશા લખાયલું છે)ને શિફારસ પત્ર મોકલાવ્યાં. હવે તો પેલો ભાડેલો ઘરમાંથી પણ બહાર નીકળતો નહિ, તેથી તેની પાસેના જ એક ઘરમાં જાસુદે ધામો નાખ્યો. જાસુદને બે ચાર દિવસ રાત દહાડો સાવચેત રહેવું પડ્યું. એમ કરતાં મધરાતે મોહન પિશાબ કરવા નિકળતાં રાત્રે તે પકડવા આવનારો કહે છે કે, પડોશના માળની બારી ઉપરથી મોહનની પીઠ ઉપર જ કુદી પડી તેને પકડ્યો. એમ પકડવાનું કારણ એમ, કે ઘર પ્રવેશ કરીને પકડેલો કહેવાય નહીં !

પકડી લાવવા માટે તે જાસુદને મોટી બક્ષિસ મળી, અને કહે છે કે પીરોજશાએ તેમાં સહાય કરી, માટે મરોલી ગામની પડોસમાં લંકા નામની જગા તેઓને ઇનામમાં લખી આપી.

હવે નારાયણરાવ સુબાએ પેલા મોહનભાઇનો વરઘોડો નવસારીના બજારથી થાણા સુધી જાહેર રીતે કાઢ્યો. તેના બોલવા પ્રમાણે તેની પીઠપર એક મોટું નગારૂં બાંધ્યું, અને મોટી વજનદાર ગુણ પીઠપર નાખી ચાલતા એક હેલકરીની માફક ચલાવી તે નગારૂં જ્યાં ત્યાં વગાડવામાં આવતું હતું; અને મોહનભાઇને કહેવામાં આવતું કે, " આ નારાયણરાવના અધિકારનું નગારૂં વાગે છે. હવે તેમના ગણોતના રૂપીઆ ઝટ પતાવી દે. " કહેવાની જરૂર રહેતી નથી કે હવે પેલા મોહનભાઇને રૂપીઆ ભર્યા વિના ચાલ્યું નહિ.

આગળ આપણે કહી આવ્યા તેમ નારાયણરાવને એકવાર મહાન જ્વર લાગુ પડ્યો હતો. તેમને આત્મારામ જુતારે સારૂં કર્યું, તેથી બજારમાં આવેલાં બહુચરા માતાના અંગે રૂ. ૫૦ નું વર્ષાસન તથા રોજનું સીધું સરકારમાંથી એમણે તેને કરી અપાવ્યાં હતાં.

નારાયણરાવ સંવત ૧૯૧૯ ના અષાડ સુદ ૧૨ ને દિવસે ગુજરી ગયા. એમને એક પુત્ર ચિંતામણરાવ કરીને અદ્યાપિ હયાત છે. તેઓના વંશજો " હવેલીવાળા " એ નામથી હાલ ઓળખાય છે.

---

## બાબા સાહેબ સુબા અને દાદા ટટ્ટુ.

આપણે આગળ કહ્યું છે તેમ, પૂર્વે ગાયકવાડ સરકારના આખા રાજ્યના સઘળા પ્રાંત ઈજારે આપવાનો રિવાજ હતો. ગોપાળરાવ મયરાળ ભાઉ મોટા સાહુકાર, એ એક વખત ગાયકવાડ સરકારના મોટા માનીતા દિવાન, અને આખા રાજ્યના ઇજારદાર હતા. એમને ત્યાં " છપ્પનપોર ભુંગળ વાગતી " એવી કહેવત છે. એ કહેવતનું મૂળ શોધતાં લોકવાયકા એમ કહે છે કે, જે છપ્પન કરોડ રૂપીઆનો માલીક હોય તેને ત્યાં ખજાનામાં ભૂંગળના જેવો એક પ્રકારનો અવાજ સ્વભાવિક રીતે થયા કરે છે, અને આ પ્રમાણે ગોપાળ મયરાળને ત્યાં પણ થતું એમ સામાન્ય દંત કથા કહે છે. ગમે તેમ હોય પણ એટલું તો ખરૂં કે તેમના પાસે એટલી બધી પુંજીતો નહીં હશે, તો પણ એ સાહુકાર મોટા ધનાઢ્ય હતા, અને દ્રવ્ય સબંધી જ્યારે જ્યારે સરકારને જરૂર પડતી ત્યારે એઓ જોઇએ તેટલાં નાણાં સરકારને એકલા પોતેજ પુરા પાડતા. નાણાંના બદલામાં તેઓ ગાયકવાડ સરકારનું આખું રાજ્ય, અગર તેનો મોટો ભાગ ઇજારે રાખતા, અને તેમાંથી તેમને મોટો નફો થતો.

તેઓ આ પ્રમાણે ગાયકવાડ સરકારનો રાખેલો મુલક, પ્રાચીન ઈંગ્લાંડના નૉર્મન પીરીઅડમાં ચાલતા ફયુડલ સીસ્ટમમાં નોબલમેન, રાજ્યની જમીન જેમ પોતે રાખી અર્લને થોડી થોડી વહેંચી આપતા, તેમ બીજા કારભારીઓને મહાલો વહેંચી આપતા.

ગોપાળ મયરાળ તરફથી નવસારીમાં પોતાના સુબાઓ મોકલવામાં આવતા. એવા સુબાઓમાંથી છેલ્લા એક માધવરાવ બાબા કરીને ઘણા દયાળુ અને પુણ્યવંત સુબા થઈ ગયલા છે. જો કે સુબાના મ્હોંમાંથી નિકળેલો બોલ, એજ તે વખતનો કાયદો હતો, તો પણ આ સુબા તરફથી ગરીબોને બિલકુલ પીડા થતી ન હતી. જો કે કઠોર મનના કોઈ કારભારી તરફથી કદાચ રાંક પ્રજાને પીડા અને જુલમ થતાં હશે, તો પણ એવો ત્રાસ જો પ્રજાપર વર્તાતો એ કોમળ મનના સુબાના કાને પડે, તો તે પણ એવા કારભારીને દયાથી પ્રજાપર વર્તન કરવાને સુચના કરતા, અગર અટકાવતા અથવા તેમાં નિષ્ફળ થાય તો તેમની પાસેથી કારભાર પણ લઈ લીધાનાં ઉદાહરણો બનેલાં છે. આ નવસારી પ્રાંતના ચૌદ મહાલમાં વિભાગ થયાનું આપણે આગળ જણાવ્યું છે, અને એ મહાલો, અહીંના સુબા, કારભારીઓને જૂદા જૂદા અગર સામટા અમુક રકમ મહેસુલને પેટે લેવા ઠરાવી આપતા હતા. આ પ્રમાણે નવસારી પ્રાંતના ચૌદ મહાલો, ઉપર કહેલા માધવરાવ બાબાએ, હાલમાં કહેવાતા હવેલીવાળા ચિંતામણરાવના વડીલ નારાયણરાવ બાઉસહેબને કારભારી ઠરાવી આપ્યા હતા. આ નારાયણરાવના પત્નીના ભાઈનું નામ દાદાસાહેબ હતું.

દાદાસાહેબના બાપનું નામ ગંગાધર હતું, અને તેની અટક ટટ્ટુ હતી. તેથી તે દાદાજી ગંગાધર ટટ્ટુ કહેવાતા, અને અદ્યાપિ તે નામથી ઓળખાય છે. માધવરાવ બાબાના મોટા કારભારીના આ ટટ્ટુ સાળા હતા, તેથી એ પણ ધીમે ધીમે સુબાસાહેબના માનીતા થઈ પડયા.

એ દાદાટટ્ટુ નવસારીમાં એક અજબ જેવી મુર્તિ (Wonderful Character)

થઈ ગઈ છે. દાદાજી ગંગાધર ટટ્ટુને પોતાના બનેવીના યોગથી સુબા સાથે સાને ઓળખ અને પ્રીતિ થઈ એટલુંજ નહિ, પરંતુ પાછળથી તે પણ ચૌદ મહાલના કારભારીનું માન પ્રાપ્ત કરવા શક્તિવાન થયા હતા, કેમકે એ મહાલોનો કારભાર કેમ ચલાવવો તેની માહિતી અને અનુભવ પોતાના બનેવીના હાથ તળે રહીને તેણે પ્રાપ્ત કર્યાં હતાં. એનો કારભાર કાંઈક સખત હતો એમ કહેવાય છે.

દાદાજી ગંગાધર ટટ્ટુએ ચૌદ મહાલના કારભારમાં સારા પૈસા જોડેલા કહેવાય છે. તે પૈસાના લોભથી, કે એના સખત અમલથી વેર લેવાનાજ ઇરાદાથી, ગમે તેમ હો, પણ એના ઘર પર એક વખતે કેટલાક કોળી અને ભીલ લોકો દરોડો પાડવા આવ્યા હતા. પણ જેનો દિવસ પાધરો તેનો વેરી આંધળો, તેમ ધાડપાડુઓને એનું ઘર જડયું નહિ, અને બીજા એક મોટા ઘરને દાદા ટટ્ટુનું ઘર ધારીને ઘેરી લીધું; અને લુટીને ચાલ્યા ગયાની એક અજબ જેવી લંબાણ વાત ચાલે છે, તે આ ઠેકાણે જણાવવાની જરૂર નથી.

એ બાબા સાહેબની સુબાગીરીને "દાદા ટટ્ટુના વખત"ને નામે હજુ પણ લોકો યાદ કરેછે. સુબા પણ તેજ, અને કારભારી પણ તેજ હતો. તેનો બોલ તેજ તે વેળાએ કાયદો હતો. પાતળો અને મુરદાલ જેવો છતાં, તેનો કડપ અને કાબુ અજબ જેવાં હતાં. એકવાર મુસલમાન લોકો જુના થાણામાં કાંઈ કજીઆને લીધે હલ્લો કરવાની નેમથી એકઠા થઈ પડયા. દાદા સાહેબ પાસે તે વેળાએ ૨-૩ બાસુદ માત્ર હતા. મુસલમાનો શુરપર ચડેલા હતા, છતાં તે મુરદાલ દાદા ટટ્ટુએ દૃઢ નિશ્ચય અને હિમ્મત રાખી નવશાજી કાશીબા નામે જમાદારને કહ્યું, કે એમાંથી જે મુખી છે તેટલાને પકડી લાવી અહિં બેસાડ! તેણે જેવો તરાડો મારી કડાકો કીધો કે ટોળું ઝટપટ વીખરાઈ ગયું. એ ખરો પોલીટીકલ પુરૂષ હતો. બના બલાની ઈજ્જત લેવાનું તો પાનને ચુનો લગાડતાં પણ વાર લાગે તેટલામાં લઈ લેતો. નવસારીજ ગોયા દાદાટટ્ટુનું બોલાતું. ઇન્સાફ તો તેને ત્યાં જાણે વેચવાજ મુકેલો હતો. કહે છે કે, બેજણ મારામારી કરી આવે, તો ફરીયાદીને પણ સવા રૂપીયો દંડ કરતો, ને આરોપીને પણ તેટલોજ દંડ કરતો! તે વખતે નવસાજી કાશીબા જેવો એક જમાદાર, તે પણ મેજીસ્ટ્રેટી વાપરતો! ફરિયાદી અને આરોપીનો નીકાલ, બને તો પોતાની "જમાદારની દેવડી"માંજ કરી નાખતો! પણ નસીબ હંમેશ કાંઈ એકજ ગતિથી ફરતું નથી. જે દાદાસાહેબ પોતાની સાથે ૫૦ માણસને લઈ રોજ પંગતે જમતો, જેણે હાથી હોદ્દે કે ગાડી ઘોડેજ બધી મોજ કરેલી, ચોતરફ જેનો હુકમ ઉઠાવવાને સીપાઇઓના ટોળાં ચાલતાં, આગળ પાછળ મસાલો સળગતી, તેજ દાદાસાહેબનો જ્યારે કારભાર જતો રહ્યો ત્યારે, ઉંગાડે પગે બચારો બજારે બજાર નવસારીમાંજ ભટકતો ફર્યો! પૈસો ખોયો. સંપત્તિ ગઇ, મિત્રો તજી ગયા, ઘરબાર ગયાં, અને એવી તો કંગાળ સ્થિતિમાં છેલ્લા દહાડામાં જોવામાં આવ્યો હતો, કે પોતાદની છાતી પણ તે જોઇ પીગળી જતી. મોટી માર્કીટ હાલ જ્યાં છે તે જગાએ, એક કોળણ દાદાના માણુસના જુલમથી તેને ફેંકટમાં શાકભાજી આપી, રોજરોજ કકલ્યા કરતી હતી, તેનીજ પાસે દાદા પોતાની પડતીમાં રોજ બજાર લાવતા. એક દહાડે દાદાએ નરમાસથી

કોળણને કહ્યું કે, "ભાજીનો ભાવ મારી કને બીજા કરતાં એવડો કાં લીએ છે!" કોળણે ગાળ દઇ કહ્યું, "ફાટી મુઆ જેટલી ભાજી મફત લઇ ગયલો છે, તેટલીના પૈસા હવે વાળી લેવાછે!" તેવોજ એક તાણો લાકડાંનો ભારો વેચનારીએ પણ પડતીમાં મારો હતો. હે દૈવ! ચઢતી પડતી દુન્યાનો ચિતાર જો જાણવો હોય તો નવસારીના દાદા ટટ્ટની કારકિર્દિના લાંબા દયાજનક પ્રકરણો પુષ્કળ છે. એ દાદા-સાહેબના નામ ઉપરથી પડેલો દાદાટટ્ટનો મહોલ્લો અથવા ટટ્ટુ મોહલ્લો, એઓના ભાઇઓ આપા અને બાબાના વંશજોથી, તથા પોતાના સારી સ્થિતિમાં આવતા જતા બેટાના પરિવારથી વસાયલો છે.

---

## માર્તંડરાવમામા અને રાવજીમામા

નવસારીના પ્રતિષ્ઠિત ગૃહસ્થોમાં ભામ્બુરકરનું કુટુંબ પણ પાગેદાર હરબાજી ખંડેરાવ વિગેરેની માફક પ્રસીદ્ધ હતુ. તે કુટુંબમાં માર્તંડરાવમામા અને રાવજીમામા નામના બે ભાઇઓ ઘણાજ ચાલાક અને બાહોશ હતા. તેઓ આસરે સંવત ૧૯૩૩ અને ૧૯૪૦ના અરસામાં અનુક્રમે મરણ પામ્યા હતા. તેમની નવસારીમાં "રામરાવ લક્ષ્મણ"ના નામની શરાફી પેઢી હતી. જેમાં 'મોરાર માતા' નામનો બાહોશ મુનીમ હતો. એ માર્તંડરાવનું ઘર હરબાજી ખંડેરાવની હવેલી નજીક હજી પણ છે. સદર માર્તંડરાવના દીકરા **રામરાવ ભામ્બુરકર** ઘણા વરસ ખાનગી તથા હિસાબી ખાતાં-ઓમાં નોકરી કરી નિવૃત્ત થયાછે તેઓ સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવે છે અને મરાઠી ભાષાના સારા લેખક હોઇ ઘણા ગ્રન્થો લખ્યાછે. તેમની વિદ્વત્તા અને કવિત્વ શક્તિથી પ્રસન્ન થઇ આપણા સદ્‌ગત રાજ્યપિતા શ્રીમંત સયાજીરાવ મહારાજે વખતો વખત જાહેર દરબારમાં તેમને ઇનામો અને બક્ષીસો આપ્યાંછે એટલુંજ નહિ પણ ચારેક વરસ પર જાહેર દરબારનાં તેમને કોઇને નહિ અપાયલો એવો "જ્ઞાનરત્ન"નો ઇલ્કાબ યાને પદક એનાયત કરી દરબાર કવિ તરીકે તેમની નિમણુક કરી છે.

---

## પ્રકરણ ૮૩ મું. વૈદ વંશ.

---

**રૂખી વૈદ**—નવસારીમાં હરી ભટ નામે એક વૈદ સત્તરમી સદીમાં થઇ ગયા છે. તેઓ પ્રથમ ભટ હતા, પણ પાછળથી વૈદાંનો ધંધો કરવા લાગ્યા. તેઓને પ્રખ્યાત ત્રણ પુત્રો હતા. રૂખી, રૂઘનાથ અને નાકના. તેમાં રૂખીની પ્રસિદ્ધતા વિશેષ હતી. એ રૂખી વૈદ સંવત ૧૭૫૨ના અરસામાં થયાછે. નાનપણમાં વિદ્યાભ્યાસ શરૂ કરી આયુ-ર્વેદ શાસ્ત્ર યાને વૈદક શાસ્ત્ર તથા મંત્ર શાસ્ત્ર, વેદીક શાસ્ત્ર ( વેદ ભણવાનું ) એ ત્રણે શાસ્ત્રોમાં નિપુણ થઇ રૂખી વૈદ વિદ્વાન કહેવાયા. રૂખીને ઘણા વરસની ઉમ્મર સુધી સંતાન નહોતું થયું. બન્ને ભાઇઓ એકસંપથી રહેતા હતા, પણ સ્ત્રીઓમાં કજ્યો એ સંસારનો સળો હોયછે તેમજ બન્યું. ઘણોક વખત એકસંપ ચાલ્યા બાદ રૂઘનાથના ખટલામાંથી એવો ઉદ્‌ગાર નિકળ્યો કે જે દહાડે તે દહાડે બધું છે કોણનું!

તે બધાના માલેક તો હમેંજ છીયે ! એ વાતથી રૂખીની ધણીઆણીને ખોટું લાગ્યું, અને રૂખીએ જ્યારે તે બીના સાંભળી ત્યારે દુઃખી થયા. તેથી મનમાં માઠું લાવી નવસારીથી નીકળી સાત કોશ ઉપર આવેલાં ભાસા ગામની નજીકના મહાકાળીના સ્થાન આગળ ગયા, અને દેવીનું અનુષ્ટાન માંડયું. તે અનુષ્ઠાનનો પ્રયોગ સાત દિવસ સુધી ભુખે પ્યાસે કરતાં દેવી પ્રસન્ન થયાં અને રૂબરૂ પ્રગટ થઇ પુછયું કે, वरंब्रुही યાને કે શું ઇચ્છા છે ? માંગવું હોય તે માંગ ! રૂખી સંસ્કૃતમાં પૂર્ણ હતા, એટલે પાછો જવાબ આપ્યો કે, મને સંતાનની પ્રાપ્તિ થાય એવું કરો ! દેવીએ પ્રસન્ન થઈ એક શ્રીફળ યાને નાલીયેર આપ્યું, અને કહ્યુ કે, જા, એની સેવા પુંજા હમેંશા કર! તેથકી સંતાન પ્રાપ્તિ થશે. તેજ પ્રમાણે ત્યાંથી તે નાલીયેર લઇ રૂખી ઘરે આવ્યા અને ઘર આવી પોતે તેની સેવા પુંજા કરવા માંડી, અને ભાઇથી જુદા રહ્યા, તથા ભાગલાગ છુટું પાડયું. કેટલેક વખતે સપુતની પ્રાપ્તિ પણ થઈ ખરી. તેનું નામ તે પરમેશ્વરનો આપેલો હોવાથી ભગવાન કરીનેજ રાખ્યું. ત્યારબાદ પોતે વૈદક વિદ્યાના બળથકી કેટલાક રાજવાડાઓમાં ફરી, બહુ દરદીઓને સારા કરી પોતે મોટી નામદારી મેળવી. તે સાથે પોતે પોતાના કુટુંબના નિર્વાહ માટે થાય એટલું મોટું વતન પણ કર્યું. આ નાલ્યર હજુપણ ૨૦૦ વરસ થયાનું જેવું ને તેવું રૂખીના હાલના વારસ વૈદરાજ ગોવિંદભાઇ ફકીરભાઈના ઘરમાં મોજુદ છે, અને તેમાં વાટી હજુ હાલે છે. જેના ઘરમાં તે નાલીયેર છે તેના ઘરવાના તો આજેપણ તેની પુંજા દરરોજ કરેછે. એ રૂખી વૈદને સુરત અઠ્ઠાવીશીના ઘણા લોકોએ એક સર્ટીફીકેટ આપેલું છે, તે જોવાથી આપણને અસલી કાળમાં કેવા પ્રકારની સંગીન સર્ટીફીકેટ અપાતી હતી તેનો ખ્યાલ પણ થશે.

**સર્ટીફીકેટઃ**—" संवत १७८२ वरखे शन ११०३ फसली भादरवा सुद ५.........जोग ली. सरकार सुरतनां प्रगणां कशबे नोशारी वगेरे तपशीले लखा प्रमाणन देशाइ तथा पटेल जत नवसारी मध्ये मा रुखी हरी ब्राह्मण जोग्य जन दस आयुर्वेद प्रवीण छे ते जाणी अमो सर्वे प भट रखीने वरखासन श्री इश्वरी प्रीत तले तफसीले लखा माफक चालतां पेढी दर पेढी जहालगी अमारो वंश तथा पहोनो वंश रहे तांहा लगी करी आपू छे जे प वरखासन लेइ पोतानुं उदर पूरतो करे ने जे को प्राणी कष्ट पांमे तेहने 'नोसपही यइ परमारथ अउसध करे जे ते श्री इश्वरी कीपायी आरोग्य थाप."

એ સર્ટીફીકેટ ઉપર પ્રા. વલસાડના હરી મધુ રા. ર, રઘનાથજી મકંદજી કશબે નોશારીનાના ગા. રા, સરભોણ, તલાડી, પારચોળ, કામરેજ, ચીકલી, મહુવા, બલેશર, ચોરાશી, ટીંબા, મરોલી, વ્યારા વગેરેના દેસાઇઓએ સર્ટીફીકેટ ઉપર શહી કરી, રૂખી વૈદને વર્ષાસન આપવાનો દરેકે આંકડો ભરેલો છે. તે ઉપર પારસીઓ તેહમુલ સુહરાબ અને રૂસ્તમ ખરશેદજી એ બે જણના મતાં છે.

**ભગવાન વૈદઃ**—એ વૈદ સંવત ૧૭૭૯ના અરસામાં થઇ ગયાછે. પ્રખ્યાત

રૂપી વૈદના એઓ પુત્ર હતા. આયુર્વેદમાં પ્રવિણ થયા હતા, અને પોતાના વખતમાં નવસારીમાં વૈદાંનો ધંધો કરનારા એકના પ્રખ્યાત વૈદ એઓ હતા.

બાળમુકુંદ વૈદઃ—એ વૈદ સંવત ૧૮૦૧માં થયાછે. રૂપીના કરતાં પણ એ વૈદના પરાક્રમો વધારે છે. નવસારીથી એઓએ કાશી બનારસ જઈ કેટલાક વિદ્યાભ્યાસની વૃદ્ધિ કરી પોતે ઘણી કીર્તિ મેળવી હતી. એના હાથથી હજારો દર્દીઓ સાજા થવા લાગ્યાથી તથા ભોંયપર મુડદાં લેખે નાખેલાં વટીક એઓએ ઉઠાડયાની પ્રખ્યાતિથી, તથા ચાલતાં હાલતાં સાજાસમા તન્દોરસ્ત માણસના મોત આગમચથી પારખ્યાથી, દેશપ્રદેશ નવસારીને એઓએ પ્રખ્યાત કરી દીધી હતી. આસપાસના ગામડાંઓ અને ૧૦૦ કોસ સુધીના શહેરોના લોકો એઓની પાસે દવા કરાવવા આવતાં, અને વરસો સુધીનાં ચાલુ હઠીલાં દુઃખ દરદ સાફ કરાવી હસી ખુશીથી પોતાને ઘર જતાં હતાં. તેઓએ વૈદાંના ધંધામાંથી હજારો રૂપીઆ મેળવી હજારો રૂપીઆ ધર્મ કર્મ અને વીધિ નિયમ ઉપર ખર્ચ કર્યો. રોજના સંખ્યાબંધ પરોણા તથા દર્દી લોકો એઓના ઘરમાં ધામો નાખતા, અને પુષ્કળ બ્રાહ્મણો રોજ એમને ત્યાં જમતા. એઓએ ઔષધોની તેમજ દર્દોની નવીન શોધો વટીક કરેલી કહેવાય છે. દર્દોના નવા ગુણ ગુણ ઉપરથી નવાં દર્દો શોધક ધારવામાં આવેછે. એઓએ ઘણા રાજવાડાઓમાંથી ઈનામો મેળવ્યાં હતાં. એઓને ગાયકવાડ સરકાર તરફથી રૂા. ૬૭ વર્ષાસન મળતું હતું, તે આજે પણ તેમના વંશજોને મળેછે. વાંસદા સંસ્થાનમાંથી તેમજ સુરત ખાતે મોગલાઈમાંથી એઓને મોટાં ઇનામો મળ્યાં હતાં. સુરતના નવાબોના વૈદ લેખે ઘણો વખત ત્યાં રેહવું પડતું હોવાથી સુરતમાં પોતાનો એક મુકામ રાખી પીંઢારાઓની ધાકથી ઘણી ઉત્તમ કિમતી દવાઓ ત્યાં સંતાડતા. કહેછે કે સુરતથી માફામાં બેસીને એકવાર નવસારી આવતા હતા, તે વેળાએ ખેતરમાંથી જુવારના માળા મધેના ચલ્યાંને મારેલો ગોફણનો એક ગોળો ગાડીના પૈડાંને એવો તો જોરથી લાગ્યો, કે પોતે અંદર બેઠેલા છતાં એઓને પણ ચકરી આવી ગઇ. ગાડી ઉભી રાખી તે ગોફણ ફેંકનારના બાપને બોલાવી કહ્યું, કે એ છોકરો ત્રણ દહાડામાં મરી જશે. ખેડુએ રડી પડી તેનો ઉપાય કરવા કહ્યું. એટલે પોતે કહ્યુ, કે એ દર્દીના પેટમાં એવો એક કીડો છે, કે એને હવે પાણીની બહુજ શોશ લાગશે, અને તે પીધાથી તે મરી જશે, માટે તુર્ત જઇને એને એક શેર મીઠું તેલ પાઈ દે, એટલે તે જીવડો મરી જઈ કાલે બહાર નીકળી પડશે. તેજ પ્રમાણે થયું, અને ખેડુત પાછળથી નવસારી આવી પોતાની ઉત્તમ બેલની એક જોડી એક નવીન માફા સહ ઈનામ દાખલ આપી ગયો. એવી એવી અજબ જેવી એઓની વાતો ઘણી છે. તદબીરે જેમ મોટા હતા, તેમ તકદીરે પણ બળવાન હતા. વાંસદાના રાજાને કાંઈ ગરમીનો વ્યાધિ થયો. માણસો બોલાવવા આવ્યાં. પોતાનો તેહેવારનો દહાડો હોવાથી એક દવા તેઓ સાથે મોકલી આપી કહ્યું, કે કાલી મીરચી.( કાલાં મરી )માં એ દવા પાઈ દો ! પેલા માણસો મરીને બદલે મરચાં સમજ્યાથી તેમાં દવા આપી ! તકદીર જોરાવર એટલે રાજા સારો થયો, અને ઇનામ મોકલ્યું ! એ વૈદને ત્રણ છોકરા ભવાનીશંકર, ગાંડા, અને પ્રેમાનંદ હતા. પ્રેમાનંદ બીજી બાયડીના પેટનો હતો. વૃદ્ધકાળ થયો ત્યારે તેઓએ આતુરસન્યસ્ત લીધું. યાને કે

તાત્કાળિક વિચાર થતાંની સાથેજ દેહ છુટતી વખતે જે સન્યરત લેવામાં આવે છે તે લીધું. તેઓને "નારાયણ" કરીને, ગંગાધરશાસ્ત્રિની ધર્મશાળા નજીકમાં ભૂમિદા કરી, ત્યાં તેમના છોકરાઓએ રૂા. ૨૦૦૦ ખર્ચી એક દેવળ બંધાવેલું હજુ છે. ત્યાં મહાદેવની પ્રતિષ્ઠા કરેલી છે, અને દેવાલયનું નામ "નારાયણેશ્વર" આપેલુંછે. આજે પણ તેની પુંજા, થાળ, દીવા બતી વિગેરે વિધિ સાથે થાયછે એ વૈદ સ્નાન સંધ્યાધિક સદ્‌કર્મમાં પુર્વિણ હોવાથી અસ્વથ્થામા* એઓને ત્યાં આવેલા કહેવાય છે. "બાળમુકુંદને તો અસ્વથ્થામાએ દર્શન દીધેલું" એવી નવસારીમાં કહેવત પડી ગઇછે. એ વૈદના છોકરાઓ ભવાનીશંકર–ગાંડા–અને પ્રેમાનંદ જે થયા તે પણ વૈદાંમાં કુશળ હતા, અને અત્રે પ્રખ્યાત થઈ ગયાછે. તે બધાનો દરરોજ પુંજા સારૂ પુરણેશ્વર જવાનો રિવાજ હતો. ભવાનીશંકરને વિનાયક, અને ગાંડાને કેશવરામ કરીને છોકરા હતા.

**ફકીર વૈદ**— એ ફકીર વૈદ પ્રેમાનંદના છોકરા હતા. એમના બાપ તથા બપાવા નાહની ઉમ્મરમાંજ ગુજર્યા હતા. ફકીર વૈદે આયુર્વેદનો (વૈદાંનો) અભ્યાસ ઘણો વખાણવા જેવો કર્યો હતો. બાળમુકુંદના વખતનો કેળવાયલો એક નોકર નામે રામા કરીને હતો, તે ઘુંટારા ઘુંટતાં એવો હુશીયાર થઈ ગયો હતો, કે બાળમુકુંદની દવાની બધી ક્રિયા વિગેરે સર્વે ઉત્તમ માહીતી ધરાવવા લાગ્યો. ફકીર વૈદ ન્હાના હોવાથી કેટલોક વખતવેર તેણે અને ફકીરભાઇના મા **સામબાઈએ** પોતે જુના વખતનું એ વૈદાંનું કારખાનું મન માનતી રીતે ચલાવ્યું હતું. એ સામબાઇ વૈદરાંણી વૈદાંમાં બહુ કુશળ હતાં. તેઓએ ફકીરભાઇના અભ્યાસમાં બહુ મદદ કરી. ફકીરભાઇ કેળવાઇને પરિપકવ થયા પછી પોતેજ ધંધો ચલાવ્યો. તે વખતે દેસાઇને ઘેરના વૈદનું માન મોટું કહેવાતુ અને તે મુખી વૈદ કહેવાતા. રૂખી વૈદથીજ દેસાઇને ઘરના તે વૈદ ગણાતા, પણ ફકીરભાઇએ વિશેષ પ્રિયતા મેળવી. દવા અને દર્દની ચિકિત્સામાં તથા દર્દી સાજો થશે કે નહીં તે પારખવામાં સામબાઇની જેવી તારીફ હતી, તેવીજ ફકીરભાઈની હતી. કાઠ્યાવાડીના દેસાઇ ધરાણાના પણ પોતેજ વૈદ હોવાથી ત્યાં પણ મહત્વ હતું. ફરતાં હરતાં આદમીના મરણ પીછાણેલાં, અને કંઇકને મોંયે નાખેલાં એઓએ ઉઠાડયાં હતાં. તેવણની તેવી પરિક્ષા કરેલા માણસો હજી હૈયાત છે. એઓ સવંત ૧૯૨૬માં ૬૦ વરસની વયે ગુજર્યા. એઓ પછી એઓના છોકરા નરોતમભાઇ થયા તે પણ બાહોશ હતા, પણ ટુંકમાંજ તેઓનો અંત આવ્યો.

**બીજા ભગવાન વૈદ**—ફકીરભાઇને ૪ બેટાઓ નરોતમ, ભગવાન, દયાશંકર અને ગોવીંદભાઈ થયા. બીજા ભગવાન વૈદ વૈદકમાં કુશળ હોવા સાથે ધર્મ નિયમમાં મજબુત યકીનના હતા. પાછળથી પોતાનો રોજગાર વડીક દેહ સાધન કરવા માટે પોતાના ચાલાક ભાઈ ગોવીંદભાઇને સોંપી, ધર્મ ધ્યાન ઉપર લક્ષ આપવા લાગ્યા. દેહકષ્ટ —ઉપાશન—વ્રતવ્રતાદિ—પુજાઅરચા એઓએ અહોરાત્રિ નબળી દેહ છતાં છેવટ લગી

---

*જે પ્રમાણે પારસીઓના કેખુશરો પાદશાહ, અને પેશોતન દસ્તુર હજારો વરસ થયાં ગુફાનશીન રહી જીવતા રહેવાનું મત છે, અને તદોરસ્તીમાં તેઓના નામો જીવતાં માણસની માફક લેવાયછે, તેજ પ્રમાણે હિંદુઓમાં–અશ્વથ્થામા, બળી, વ્યાસ, હનુમાન, વિભિષણ, કૃપાચાર્ય, અને પરશુરામ એવા સપ્ત રૂષિ પૈકીનો એ અશ્વથ્થામાં જાણવો.

કર્યો. સંવત્ ૧૯૪૬માં ગુજર્યા. ગુજરતી વખત સુધી ધર્મ ઉપરની આસ્થા અજબ જેવી રાખી હતી.

તેઓ પછી તેઓના ભાઇ વૈદરાજ ગોવીન્દભાઈ પણ સુપ્રસીદ્ધ વૈદ હતા અને જુના વંશનો ટેક ટકાવી રાખી કુળને દીપાવ્યું છે. તેઓ સંવત ૧૯૭૨ના અરસામાં મરણ પામ્યા. એ ભગવાન વૈદના દત્તુભાઇ અને છોટુભાઇ નામના બે પુત્રો હાલ હૈયાત છે. દત્તુભાઈના પુત્ર **ઝીણાભાઈ** પાટણ આયુર્વેદીક પાઠશાળામાં ઉત્તીર્ણ થઇ કડી પ્રાન્તના ઉઝા દવાખાનામાં આયુર્વેદી વૈદ્ય તરીકે સરકારી નોકરી કરેછે. એ ભગવાન વૈદના મા **કુંવરબાઇ વૈદરાણી** બાળરોગ અને આંખના દર્દ પારખી સાજા કરવામાં નવસારીમાં વખણાઈ ગયાંછે. એઓએ પોતાના બેટાને વૈદકનો ઘણો અભ્યાસ પોતે કરાવ્યો હતો.

**રૂઘનાથ વૈદ**—હરી વૈદના બીજા દીકરા રૂઘનાથ પણ ઘણા કુશળ વૈદ હતા. તેઓ ૧૭૫૨ના આરસામાં થઈ ગયા. તેમના વંશમાં તેમના પૌત્ર **આનંદરામે** પણ ઘણી સારી નામના મેળવી હતી. કહેવાય છે કે નવસારીના એક સુબા સાથે જરા વાંકુ થતાં બોલબોલતામાં તેઓ પોતાનો આત્મા શરીરમાંથી કઢાવી શકયા હતા. તેમના પુત્ર વજેરામ તથા પૌત્રો **તુળજારામ** અને **જદુભાઇ** પણ વૈદક વિદ્યા તથા મંત્રશાસ્ત્ર વિગેરેમાં ઘણા જ પ્રવીણ હતા. તેઓની કિર્તી ઘણી હતી. વૈદ તુળજારામ સંવત્ ૧૯૫૪ના અરસામાં દેવલોક થયા. **જદુભાઇ**ની વૈદ કળા આગળ ભલભલા વિદ્વાન ડાક્ટરો હેરત પામતા. એક દરદી, બધા વૈદ ડાકટરોથી હાથ ધોઈ છેવટે તેમની નજર પાડવામાં મોટી રાહત સમજતો. એઓ સંવત્ ૧૯૫૭માં સ્વર્ગસ્થ થયા. એમના સૌથી મોટા પુત્ર **પ્રાણભાઈ** પણ આયુર્વેદમાં એટલાજ કુશળ હતા. પરંતુ પાંત્રીસ વર્ષની નાની વયે સંવત્ ૧૯૩૫માં તેઓ સ્વર્ગસ્થ થયા. એ પ્રાણભાઇના મોટા પુત્ર **ધીરજરામ** તો દેશી વૈદક સાથે મુંબાઈ વિશ્વ વિદ્યાલયની એલ. એમ. એન્ડ એસ.ની પદવી પ્રાપ્ત કરી આપણા રાજ્યમાં સરકારી ડાકટર હતા. ઇ. સ. ૧૯૧૭ થી ૧૯૨૧ સુધી તો તેઓ અહિંની સરકારી હૉસ્પીટલમાં સીવીલ સરજનની જગ્યા પર હતા. હાલમાં તેઓ નિવૃત્ત થયા હોઇ શાન્ત જીંદગી ગુજારી રહ્યા છે. જદુભાઇના બીજા પુત્ર **સુરજરામ** પણ આયુર્વેદમાં કુશળ હતા અને નવસારીમાં સારી ખ્યાતી પામેલા હતા તેઓ સંવત્ ૧૯૬૫ના અરસામાં મરણ પામ્યા. જદુભાઈના સૌથી નાના પુત્ર **જેશંકર** પણ વૈદકમાં કુશળ હોઈ વડોદરા કૅમીકલ લૅબોરેટરીમાં લાંબો વખત નોકરી કરી સંવત્ ૧૯૬૮ના અરસામાં સ્વર્ગસ્થ થયા.

રૂઘનાથ વૈદના વંશમાં જૂદી જૂદી વખતે નીચેના ઇસમોએ **ચતુર્થાશ્રમ** (સન્યસ્ત) ધારણ કર્યો હતો. ૧. વૈદ નરભેરામ સંવત્ ૧૯૦૫ના અરસામાં, ૨. વૈદ વજેરામ સંવત્ ૧૯૧૨ના અરસામાં, અને ૩. વૈદ ઇચ્છારામ સંવત્ ૧૯૧૮ના અરસામાં. વળી તેમના પિતા આનન્દરામ સંવત્ ૧૮૮૧ના અરસામાં સ્વેચ્છા મૃત્યુ વર્યા હતા. એ એમના કુટુંબના મનોબળ યાને આત્મબળની ઉત્કૃષ્ટતા બતાવે છે.

ઉપર પૈકીના વૈદ ઇચ્છારામના પુત્ર વૈદ **ભીખાભાઈ** તથા **રામાભાઇ** અને **ઘેલાભાઈ** પણ વૈદકમાં કુશળ હતા, અને વૈદ નરભેરામના પૌત્ર **ઉત્તમરામ માસ્તર** તરીકે નવસારીમાં પ્રખ્યાત હતા. તેઓ સંવત્ ૧૯૭૪ના અરસામાં દેવલોક થયા હતા.

એ શિવાય એ વૈદ વંશમાં બીજા ઘણા કુશળ વૈદો થઈ ગયાછે અને હજુ પણ સારી પ્રતિષ્ઠા મેળવતા જાયછે. નવસારીમાં એ વૈદ વંશ ઘણું જુનું અને માન પામેલું છે.

તેજ પ્રમાણે જોશી કુટુંબ નવસારીમાં સુપ્રસિદ્ધ છે. જોશીઓમાં **ભગવાન જોશી** નામના મંત્ર તેમજ જ્યોતિષ શાસ્ત્રમાં પ્રવીણ જોશી સંવત્ ૧૯૪૨ના અરસામાં થઈ ગયા. એમના ભત્રીજા **બાલચંદ્ર રવીશંકર જોશી** માસ્તર તરીકે પ્રખ્યાત હતા. તેઓ સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવતા હતા અને સંવત્ ૧૯૮૮ના અરસામાં સ્વર્ગસ્થ થયા. તેમના પુત્ર કિશોરચંદ્ર મુંબાઈ વિશ્વવિદ્યાલયની બી. એ. ની પદવી મેળવી હાલ મદ્રેસા હાઇસ્કુલમાં માસ્તર છે. વળી **ચીન્તામણી જોશી** નામના સરકારી જોશી પણ વિદ્વાન અને જ્યોતિષ શાસ્ત્રમાં નિપુણ હતા. તેઓ સંવત્ ૧૯૬૩ ના અરસામાં દેવલોક પામ્યા.

---

## ટેહેલદાસ તપેશ્રિ.

નવસારીમાં દુધિયા તળાવના માથા ઉપર દક્ષિણ દિશાએ " નરસિંહ ટેકરી "ને નામે એક સુપ્રસિદ્ધ ટેકરીવાળી જગા છે. આ જગાએ પ્રથમમાં બાવળનાં મોટાં વૃક્ષ હતાં, અને સર્પ, નાગનો વિશેષ ઉપદ્રવ હોવાથી તે રસ્તે લોકો જતાં આવતાં બહુ બીહતાં હતાં. એ તરફના તળાવને માથેના વડ નીચે પ્રથમમાં પ્રલ્હાદદાસ બુવા નામના એક મહંતે પોતાનો મુકામ કર્યો હતો, અને અહિંની હવા બહુ પસંદ પડવાથી હાલની ટેકરી ઉપર પાછળથી જઇ રહ્યા. તે પછી સંવત ૧૯૦૬ની સાલમાં ૩૫ વર્ષની ઉમ્મરના એક બુવાએ આવી ત્યાં મુકામ નાખ્યો. તે ટેહેલદાસ* બાવા હતા. પ્રલ્હાદદાસના અનુયાયિઓ ત્રણ હતા. ગુરૂ, ઈશ્વર તપ કરતો, અને ચેલાઓ નવસારી અને તેની આસપાસ ઉદર પોષણ માટે કાવડ લઇ ભિક્ષા માંગી લાવી ગુરૂ શિષ્યો પેટ ભરતા. ટેહેલ મારવાની સેવા ઉપરથી ટેહેલદાસના ગુરૂ માખણદાસે તેનું નામ " ટેહેલદાસ " રાખ્યુ. એ ટેહેલદાસનો જન્મ ઈ.સ. ૧૮૧૨માં થયો હતો. એમનો પુર્વાશ્રમ ગૂજરાતી કરંછઆ બ્રાહ્મણ જાતનો હતો. એમણે ૧૨ વર્ષની ઉમ્મરે સંસારત્યાગ કરી હિંદના ઉત્તર પ્રાંતમાં પ્રવાસ કર્યો. ત્યાંથી આશરે ૧૨ વરસ ભટકતી હાલતમાં રખડી બીજાં લગભગ બાર વરસ દેશ પ્રદેશ અંગ કષ્ટ વેઠી વૈરાગી વેષે સદરહુ ટેકરી ઉપર વડ વૃક્ષ તળે આવી મુકામ કર્યો. ગુરૂ શિષ્યે મળી કેટલેક વખતે એ ટેકરી ઉપર નરસિંહ મહારાજની સ્થાપના કરી, અને આ પવિત્ર સ્થાપના થતાંની સાથેજ સર્પોનો સંહાર થયો. પ્રથમના ગુરૂબંધુ સાળીગ્રામજી અને હરીદાસજી મહારાજ નામે બે બુવા સાથે તેઓ રહેવા લાગ્યા, અને ગામમાંથી ભિક્ષા માંગી લાવી તે ઠેકાણે જે સાધુસંત રહેવા આવે તેમને ખાવા પીવાનું આપતા. આવી રીતે ત્યાં દિનપ્રતિદિન વસ્તી વધવા લાગી, અને આસપાસ ગામના બાહેલા, કણબી, કોળી, વિગેરે લોકો તેમના ભજનમાં ભાગ લેવા લાગ્યા કેટલાક ગામકરીએ, શ્રી. નરસિંહજી મહારાજના ખર્ચ માટે વાર્ષિક ભેટ તરીકે દાણા વિગેરેની

---

*ટેહેલ=ટેહેલવું. યાને યાચક દ્રષ્ટિથી બાંગી પુકાર કરતાં ભિક્ષા સારૂ ભટકવું, તથા ફેરી ફરવી; અથવા ટેહેલ ટકોરા કરવા, તે ઉપરથી ટેહેલદાસ થયોછે,

નિમણુક શરૂ કરી, અને જંગલ જેવી ટેકરી તે મંગળ જેવી મુર્તિ થઈ પડી, અને શોભા રચના વધવા લાગી. કુવા, બાગ, વસ્તી, વગેરે થોડા વખતમાં થઈ ગયાં, અને ટેકરીની મેરમાં પડી રહેતા ટેહેલદાસ હવે તેની મધ્યમાં ગયા. સંવત ૧૯૨૧માં શ્રી નરસીંહજીનું મંદીર સારા પાયા ઉપર બાંધી ટેહેલદાસની સ્વારી પૃથ્વિ પર્યટન કરવા ગઈ, અને પંચાગ્નિનું વ્રત ધારણ કરી ફક્ત લીંબડાના પાંદડાંનો રસ પીને ૧૨ વરસ સુધી દેશેદેશ ને મુલકે મુલક ફર્યા. સંવત ૧૯૨૧ પછી ગુરૂ પ્રલ્હાદદાસ અને ગુરૂબંધુ શાળીગ્રામ બન્નેનો સ્વર્ગવાસ થયો, એ પ્રમાણે પહેલા મહંત પ્રલ્હાદદાસ, તેમના પછી શાળીગ્રામ તથા હરીદાસ, મહંત લેખે જાએનશીન થયા, અને તે પછી જમનાદાસ, અને પછી મહંત ટેહેલદાસજી થયાછે. ટુંક મુદતમા શ્રી. નરસિંહજી મહારાજની એટલી બધી પ્રસિદ્ધિ થઈ, કે રોજ હજારો માણસો આ ટેકરી ઉપર દર્શન કરવા જવા લાગ્યા, અને આખા શેહેરમાં વધુ પ્રખ્યાતિ તથા આજુબાજુના ગામડાંઓમાં એની ઘણીજ વિખ્યાતિ થઈ. પૃથ્વિ પર્યટન કરી ટેહેલદાસ બાવા સંવત ૧૯૨૭માં પાછા અત્રે આવ્યા. તે વખતે તેમની મઢીમાં ૫૦ સાધુ અને હરીદાસ બાવા હતા. ટેહેલદાસને નવસારીનીજ ભુમી પવિત્ર અને આરોગ્યતાવાળી જણાઇ, અને શ્રીની પુંજા ઠાઠથી ચાલતી જોઈ તેમને પરમ આનંદ થયો. તેઓએ ૧૨ વર્ષ સુધી યોગાભ્યાસ કર્યો. પછી તપ કરવા માંડ્યુ. દસ વર્ષ સુધી પંચધુણિ તાવી આઠ આઠ માસ સુધી જપતપમાં રહેવા લાગ્યા. તે વખતે ફક્ત લીમપાન કરતા. ઉઠતાંને વાર સોળુવોળુ કીધા બાદ તેઓ સહવારથી સુર્યનારાયણના તપમાં ભર તડકામાં સુર્ય તરફ એકાગ્રહ ચિત્તે ઉભા રહી નજર નાખી ટગર ટગર કલાકો સુધી તપ કરતા, અને ભર ઉન્હાળામાં પણ આગળ ધુણિ સળગાવતા. એ પ્રમાણે દેહકષ્ટ લીધા બાદ બીજાં દસ વર્ષ દુધપાન ઉપર કાઢ્યાં. લીમપાન વખતે લીમડાના રસ શિવાય કાંઇએ ખાતા નહોતા, તેમ દુધપાન વખતે દુધ શિવાય બીજું કાંઈ લેતા નહોતા. તળાવના પાણીનાં ભર ઠંડીમાં કલાકો સુધી સામટા ઉભા રહી તપ કરવામાં કેટલાંક વર્ષ કાઢ્યા પછી, અતીત અભ્યાગતને અન્નદાન આપવાનો ક્રમ શરૂ કર્યો. સંવત ૧૯૨૮માં ગુરૂબંધુ હરિદાસબાવા સ્વર્ગસ્થ થયા, અને એજસાલમાં આ તળાવમાં ઘાટ અને શિવજીનું મંદીર બાંધી જેષ્ટ માસમાં પહેલો વિષ્ણુયાગ કીધો તે વખતે આશરે ૮૦૦૦ લોક એકઠા થયા હતા. સંવત ૧૯૩૨માં બીજો લઘુરૂદ્રનો યજ્ઞ કર્યો તે વખતે ૧૦૦૦૦ લોક ભેગા મળ્યા. સંવત ૧૯૩૭માં ત્રીજો કોટી યજ્ઞ અથવા શિવાગ્નિ કર્યો. સંવત ૧૯૪૨માં ચોથો અતિરૂદ્ર નામનો યજ્ઞ કર્યો. સંવત ૧૯૪૬માં પાંચમો મહારૂદ્ર યજ્ઞ કર્યો. સંવત ૧૯૪૯માં છઠ્ઠો સંહીતાનો સ્વાહારપુર્વક કર્યો. આ વખતે ૩૫૦૦૦ માણસ જમવા ભેગું મળ્યું હતું, અને સંવત ૧૯૫૨માં મહાવિષ્ણુયાગ નામનો સાતમો યજ્ઞ કર્યો, અને પછી તુર્તજ સંવત ૧૯૫૩માં રામ યજ્ઞ કર્યો. એ રીતે યજ્ઞો કર્યાં. તે પૈકી ઘણાકમાં પોણેસોથી દોઢસો મણ સુધી ઘી અગ્નિદેવને બળીદાન આપ્યુ, અને ગામે ગામના ૨૫ થી ૫૦ હજાર આદમીને એ બાવાએ જમાડ્યાં હતાં. સાતમા યજ્ઞ વખતે તો દેશદેશના મોટા રાજાઓ જેવા તપેશ્રીઓ ઘોડા, ઉંટ, હાથી, વિગેરે સાજ સાથે ચેલાઓના લશ્કરો લઇ સખ્યાબંધ અત્રે આવ્યા હતા. પચાસહજાર આદમીને જમાડવામાં અત્રેના બ્રાહ્મણોએ મેનીજ કરી હતી. વળી હરહંમેશ ઉન્હાળો વિત્યા બાદ ધૂણી શાંત કરતી વખતે

૧૫૦ સુધી બ્રાહ્મણો તો હંમેશાં એઓ જમાડતા હતા, અને ત્રણ મણ ઘી આતસમાં બાળતા. સેંકડો મણ ઘી બાળવા ઉપરાંત જમાડવામાં સેંકડો મણ ઘી વાપરતા હતા તેતો જુદું. એમણે આખું હિંદ પગે ફરી વળીને જોયું છે, અને સર્વ જગાના હિંદુ દેવળોની યાત્રા કરી છે. જન્માષ્ટમીના દિવસે મોટો અન્નકોટ અહીં થતો હતો. આ મહારાજે આવી રીતે સત કર્મો અને યજ્ઞાદિથી વડોદરા રાજ્યમાંના આ નવસારી પ્રાંતને મોટી શોભા આપી હતી.* પોતે તો ભભુત લગાવી ફક્ત લંગોટભેર તપમાં બેસી રહેતાહતા. અહીં ભુત પ્રેતનો અસલ ઉપદ્રવ હોવાનું વહેમીઓ માને છે, અને તે એ બાવાના આવાગમનથી નાબુદ થયાં છે. એ ટેકડી ઉપર સાધુ ફકીર સર્વે મુસાફરને સદાવ્રત અપાતું હતું. ત્રણ બાજુએ તળાવના પાણીથી એ ટેકડી ઘેરાયલી છે. અહીંના કુવાઓના પાણીની એવી તારીફ છે, કે ગમે એવો ખાધેલો ખોરાક હજમ થઈ જાય છે. આખા ઇલાકામાં બલ્કે આખા હિંદમાં ઈ. સ. ૧૮૯૬ સાલથી બ્યુબૉનીક મરકી ફાટી નીકળી હજારો માણસો મરી ગયાં, પણ નવસારીના એકને પણ એ રોગ લાગુ ન પડવાથી જેમ પારસીઓ માને છે કે દેસાઈ ખુરશેદજીવાળા જુના આતશબહેરામ અત્રે હોવાના પ્રતાપ છે, તેમ ધાર્મિક હિંદુઓ માને છે કે તે આ મહંતના પગલાંના પુન પ્રતાપના પરિણામ છે, અને રામયજ્ઞ કરવાનો હેતું પણ મરકીના અટકાવ માટેજ હતો. અહિની હવા સારી રહી લોકો સુખી હોવાનું કારણ આ પવિત્ર માણસાઇ મુર્તિનું રહેવું લોકો માનતા હતા. આપણે તપેશ્રીઓની જે વાતો સાંભળતા હતા, તે પ્રત્યક્ષ જોવાનો લાભ નોશાકરાઓને મળ્યો હતો, અને કહે છે કે, હિંદુસ્તાનના આ ભાગમાં સેંકડો મૈલના ચકરાવામાં આજને કાલ એજ તપેશ્રી મુખ્ય કહી શકાય. એ તપેશ્રીએ અગ્નિને મુખ્ય અને પુજ્ય દેવતા ગણી તેની પરસતેશ પુષ્કળ કરી બહુમાન આપ્યુ હતું, અને અગ્નિમાં ઘી બાળવું વિગેરે હદીયા ચઢાવવાની તેની મુખ્ય નેમ પાર પાડી હતી.

**નવ નેવુંના તડ**—આશરે ૪૦ વરસ ઉપર નવસારીના ગુજરાતી બ્રાહ્મણોમાં હવે એટલે વાણ્યાના ગૉરની એવી તકરાર થઇ કે, એમને આપણામાં ગણવા કે કેમ, તે ઉપરથી તકરાર થતાં ઠરાવ થયો કે તેઓને આપણામાં લેવા, પણ અંદરથી નવ ઘરવાળાએ ના પાડી, અને નેવું ઘરવાળાએ હા પાડી. તે ઉપરથી એક બાજુએ ૯ અને બીજુએ ૯૦ અથવા કહેતો બધા એકત્ર થયા, અને તેઓને ન્યાતમાં લઇ તેમની સાથે જમ્યાં. તેમાંથી ૯ માણસો નહીં જમતાં તકરાર લઈ બેઠા. તે ઉપરથી ન્યાતમાં મોટો ટંટો ચાલ્યો! તેથી કાલ્યાણવાડીના દેસાઇઓને પેલા નવ જણ મળ્યા, અને બીજા કેટલાક હતિદારોને ( જજમાનોને ) દેસાઇઓએ અટકાવી ઠરાવ્યું કે તમારે એ લોકો સાથે જમવું નહીં. એ ઉપરથી કેટલાક લોકોએ તે જજમાનોને છોડી ન્યાતમાં ભળતા રહેવાનો નિશ્ચય કર્યો. ત્યારબાદ એ તકરાર ઘણો વખત ચાલ્યા પછી ૩૦ વરસ ઉપર જ્યારે ટેહેલદાસજી ચારે ધામ+ અને સપ્તપુરી તથા ચોરાશી હરડાંમાં તિર્થ કરી

---

* નવસારીના ટેહેલદાસ મહારાજનું સંક્ષિપ્ત ચરિત્ર જુઓ.

+ હિંદુ બાવાઓ જે ચાર ધામોના તિર્થ કરે છે, તે હિંદની ચારે દિશાએ આવેલાં નિચે પ્રમાણે છેઃ—

રામેશ્વર—જગન્નાથ બદ્રિનાથ—અને દ્વારકાં. વળી તેઓ સપ્તપુરીની પ્રદક્ષિણા કરી આવેછે તે ૭ પૂરી નિચે મુજબ છેઃ—કાશી—ઉજ્જન—હરદ્વાર—મથુરા—અજોધ્યા—દ્વારકા—અને

આવ્યા તે વખતે, ગામમા પ્રસાદ આપવાને નિકળ્યા. એ વખતે પ્રસાદ આપતા આપતા વૈદ ફળીયામાં આવી પ્રસાદ આપવા માંડયો. તે પ્રસંગે બેત્રણ ગ્રહસ્થોએ કહ્યુ કે આ પતાસાનો પ્રસાદ તો નવસારીનો છે, માટે તમારાં કરેલાં તિર્થોનો પ્રસાદ આપો. તે ઉપરથી તેઓએ ચેતીને કહ્યુ, કે તમે લોકો તે જાતનો પ્રસાદ લેવાને પાત્ર નથી. કેમકે તમે હમારા કહેવા પ્રમાણે ચાલો તો તે પ્રસાદને પાત્ર થાવ. બધાઓએ કબુલાત આપી કે તમારો બોલ માથે, તેને ઉથાપ્યે નહીં; પણ પ્રસાદ તો જોઇએ. ત્યારે નવ નેવુંના તડનો ટંટો તોડવા જણાવ્યું. બધાઓએ કહ્યું કે એ ટંટો ભારે છે તેમાં હાથ નાખવામાં સાર નથી, કેમકે રોટી બેટીનો પણ વહેવાર એ તડોમાં ઘણે ભાગે બંધ કરેલો છે. તોપણ બધાને સમજાવીને તથા કાલ્યાવાડીના દેસાઇઓ કુંવરજી શંકરજી તથા મોહનભાઇ જગદાસ તથા ઇદરજી લાલભાઈ તથા નથુભાઈ લલ્લુ, લલ્લુ પેરાગજી, ભીમભાઇ જીવણજી તથા દાજી વસનજી, વિગેરેને સમજાવી નરસીંહ ટેકરી ઉપર દર્શન તથા પ્રસાદ લેવા બૈરાં છોકરાં સહ બોલાવી, તે દહાડે નવસારીના બ્રાહ્મણોને એકઠા કરી ન્યાતનું જમણ કર્યું અને ત્યાં તડને સાંધવા વિનંતી કરતાં સહવારના બેઠેલા સાંજ સુધી લડયા; પણ જ્યારે કંઇ નહીં વળ્યું ત્યારે, ટેહેલદાસે સાંજે બધાઓને જણાવ્યું કે, તમારાં આ કામની ભાંજગડમાં ત્રણ દિવસ થયાં નરસીંહજીને અપવાસ છે, અને આજે જો તમારૂં તડનું સમાધાન ન થાવ અને સાંજે અપવાસ કરવો પડયો તો હમે હવે નરસીંહજીને ઉઠાવી ચાલ્યા જઇશું. ત્યારે જે બ્રાહ્મણો નહીં આવેલા તેઓને પણ બોલાવ્યા તેમાં તુલજારામ વૈદ તથા મયારામ કમળાકર શાસ્ત્રી નહી આવ્યા, તો ટેહેલદાસજીએ કહ્યું કે તેઓની વતી હુંજ છું, અને તેઓનો દોષ હું માથે લઉં છું. ત્યારે છેક રાત્રે સમાધાન થયું. પાંદડાં ઉપર લેખ થયો.* અને બીજે દહાડે પ્રસાદ લેવા બધાંને બોલાવ્યાં, કુંવરજી શંકરજી, નથુ લલ્લુભાઇ, વૈદ ફકીરભાઈ, ભાણા વૈદ, રાત્રે ત્યાંજ રહ્યા અને બાવાની પાસે પ્રસાદ આપવા જેટલી જોગવાઈ પુછી. કેમકે મુખ્ય પ્રસાદ "ગંગાજળ" હતો. બાવાએ કહ્યું કે નરસીંહજીનું સત હશે, તો સવારે તેઓજ પેદા કરશે. તે પ્રમાણે બીજે દહાડે નરસીંહજીના પ્રતાપે ગંગાજળનો પ્રસાદ તૈયાર થઈ રહેલો, અને એ રીતે એ નવ નેવુંનું તડ તોડી નાખવાને ટેહેલદાસ બાવા શકિતવાન થયા હતા.

**ટેહેલદાસનું મરણ**—તા. ૩૦ જાનેવારી ગુરૂવાર ૧૯૦૨ અત્રેના દુધીયાતળાવની ટેકરી પરના બાવા ટહેલદાસ પોતાની ૮૬ વર્ષની ઉમ્મરે પાછલી રાતે ૪ વાગે સ્વર્ગવાસ પામ્યા હતા. મરનારનું મરણ સંવત ૧૯૫૮ના ઉત્તરાણમાં થશે એમ મરનારે પોતાના શિષ્યોને સુધ્યારો આપ્યો હતો. મરનારને મોટા ઠાઠમાઠથી સિંહાસનમાં બેસાડીને પુર્ણા નદીમે કાંઠે અગ્નીદાહ કરવા લઈ જવામાં આવ્યા હતા. એ વખતે તેઓને માનનાર આશરે ૩૦૦૦ માણસો તેઓના શબની પાછળ દલગીર ચહેરે ભજન ગાતા ચાલતાં હતાં, તેમજ ગામના પાદર સુધી સ્ત્રીઓ તેમના શબને વિદાય કરવાને બહાર

---

શીવકાશી (વિષ્ણુકાશી). વળી એ ઉપરાંત તેઓ ચોરાશી હારદાં નામે ૮૪ જગાએ તીર્થ કરી આવેલે, તે લંબાણ થાય માટે આ ઠેકાણે જણાવ્યાં નથી

* આગળ તો ગાંધીઓ વિગેરેમાં કાગલને બદલે વડના પાંદડાં ઉપર હિસાબ ચોઠી અને વખતે કામ ચલાઉ લેખ પણ લખી લેવાનો રિવાજ નવસારીમાં હતો.

નીકળી હતી. તેમના શબની આગળ સરકારી પાયગા ચાલતી અને શબની બન્ને બાજુએ એકેક ઘીની મસાલ બળતી રાખી હતી. શબને પોતાની સ્થાનકમાંથી સવારે ૧૧ કલાકે સુમારે અગ્નીદાહ કરવાને બહાર કાઢવામાં આવ્યું હતુ, અને તેને લુનસી કુઇના લત્તા તરફ લાવી રાણી મહાલસાબાઇ સાહેબના બંગલા આગળ થોભાવ્યું હતું. જેથી રાણી સાહેબે બહાર આવી દર્શન કરી ફુલહાર પહેરાવી સવામણ ગુલાલ તથા રૂપા નાણાની ભેટ કરી હતી. અહીયાંથી શબને જુના થાણાને રસ્તેથી હાટડી બજારમાં થઇ મોટા બજારમાં લાવ્યા હતા, અને ત્યાંથી નદી ઉપર અગ્નીદાહ કરવા લઇ ગયા હતા. મરનારનાં શબને પાંચ મણ સુખડ, અગર અને પીપળનાં લાકડાથી અગ્નીદાહ કરવામાં આવ્યું હતું જેમા એક મણ ઘી પણ હોમવામાં આવ્યું હતુ.

એ ટહેલદાસ બાવા સંવત ૧૯૦૬ માં પોતાના ગુરૂની સાથે કોઈ ગામેથી નવસારી પધાર્યો હતા. એ વખતે ગોપાળરાવ મયરાળના ભાઇ બાવા સાહેબ સુબાગીરી કરતા હતા. તેમણે એ તળાવની ટેકરીપર જગા આપી એક મંદીર બંધાવી આપ્યું હતું.

તપસ્વી ટેહેલદાસ સંવત ૧૯૬૪ ના અરસામાં સ્વર્ગસ્થ થયા હતા. તેમના પછી તેમના શિષ્ય રામચરણદાસ ટેકરીના મહંત થયા. જેમના પછી તેમના ગુરૂભાઈ એટલે ટેહેલદાસના શિષ્ય **જાનકીદાસ** સંવત ૧૯૬૬ મા સદર ટેકરીના મહંત તરીકે નિમાયા હતા. તેઓ સંવત ૧૯૭૨ ના અરસામાં સ્વર્ગસ્થ થયા. જાનકીદાસ પછી તેમના ગુરૂભાઈ **રામદાસ**ને મહંત તરીકે નિમવામાં આવ્યા. જેઓ હાલ પણ એ નૃસિંહ ટેકરીના મંદીરનું મહંતપણું ધરાવી ટેકરીની વ્યવસ્થા ચલાવેછે.

### પ્રખ્યાત પારેખો.

જેમની પેઢી નવસારીમાં **પરીખ પાનાચંદ દુલભદાસના** નામથી ચાલતી હતી, અને હાલ પણ ચાલે છે. તેના સ્થાપક દીપચંદ પાનાચંદ નામના હતા અને એમનો શરાફી ધંધો બહોળા પ્રમાણમાં ચાલતો હતો અને ચોક્કસ મહાલોનું સરકારી ભરણું એમને ત્યાં ભરાતું હતું, અને તેના બદલામાં વડોદરાની હુંડી તેઓ આપતા હતા અને હુંડીની હાડત તરીકે વડોદરા, અમદાવાદ, સુરત, મુંબઇ વિગેરેમા એમની હાડતો હતી. તેમજ લોકોમા પણ ધીરધારનો ધંધો કરતા હતા. સરકારી મહાલ ઇજાનાની સીસ્ટમ બંધ થવાથી ફક્ત શરાફી અને ધીરધારનો ધંધો કરતા હતા. તેઓ ગુજરવા બાદ તેમના દીકરા ડાહ્યાભાઇ દીપચંદ ધંધો કરતા હતા. તેઓ ગુજરવા બાદ તેમના દીકરા રૂપચંદ ડાહ્યાભાઈ કરતા હતા. તેઓ ગુજરવા બાદ મુખ્ય ધંધો કમી કરી તેમના વિધવા કુલકોર તરફથી તેમના કાયમના મુનીમ **આદરજી માણેકજી ભાટ** માલાવણુ કામકાજ ચલાવે છે. એઓ સુમારે ૫૫) વરસ થયા નાનપણથી નોકર રહેતા તે હજુ સુધી કાયમ છે. સદર રૂપચંદ ડાહ્યાભાઇને પુત્રનું ફરજંદ નથી. એ પેઢીના બધા વ્યવસ્થાપકો સુશીલ અને આબરૂદાર આદમીઓ હતા

દીપચંદના નાના દીકરા નેહાલચંદ કરી હતા, તેમણે ઇંગ્રેજી કેળવણી લીધી હતી, અને સારૂ કામકાજ ચલાવવાની આશા રખાતી હતી પણ તેઓ પણ નાની વયે ગુજરી જવાથી એનવારની એ બહુ નામાંકિત પેઢીનું કામકાજ બહુ મંદ પડી ગયું છે.

દિવાળીને દિવસે વહીપુંજન વખતે નવસારીના બધા અમલદારો, શેઠ શાહુકારો

અને બીજા સભ્ય ગૃહસ્થે એ પેઢીના આમંત્રણને માન આપી ત્યાં જતા હતા અને પતાસાં વિગેરે લઇ પાછા ફરતા હતા, તેમાંનું કાંઇ હાલ વર્ષો થયાં જોવામાં આવતું નથી.

**નગરશેઠ શ્રીજભુખણદાસ ઘેલાભાઇ પારેખઃ**- નવસારીના એક અગ્રણી શહેરી હતા. ઘેલાભાઇ ગોકળદાસની પેઢીના નામથી શરાફી ધંધો કરતા હતા. લાખો રૂપીયાની લેવડદેવડ કરતા હતા. અનેક પારસી, મુસલમાન, હિંદુ આસામીઓના સંબંધમાં આવ્યા હતા. અને તેમનું વજન ઘણું સારું હતું. નવસારીના નગરશેઠ કહેવાતા, અને શહેરી પ્રજાની મીટીંગ બોલાવવાના પ્રસંગે હિંદુ આગેવાન તરીકે એકલી સહી કરવાનું માન તેમને હતું અને છે. વડોદરામાં રાજમીત્ર હરીભક્તી શેઠનું જે માન અને વજન છે તેવુંજ માન અને વજન તેમનું નવસારીમાં છે અને હતું, અને નવસારી હિંદુ મહાજનના પ્રમુખ તરીકે તેમણે સારી સેવા હિંદુ જનસમાજને અર્પી છે.

## પ્રખ્યાત વકીલો.

**શેઠજી કુટુંબ**—નવસારીની હિંદુ વસ્તીમાં શેઠજી કુટુંબ ઘણી પેઢીથી જાણીતું છે. એઓ મુળ દક્ષીણમાં ચેવલા, જીલ્લે અહમદનગરના રહીસ હતા, જ્યાંથી આજ સો વર્ષ ઉપરાંતથી નવસારી આવી વસ્યાછે.

સ્વર્ગસ્થ **બાલાજી શેઠજી** નવસારીમાં વ્યાજુકો ધંધો કરતા હતા તે વિશેષ કરી જરથોસ્તીઓ સાથે કરતા. નવસારીના પારસી દેસાઇ કુટુંબ સાથેનો આ કુટુંબનો સંબંધ સ્વર્ગસ્થ બાલાજી શેઠજીના વખતથી છે. એમના બીજા પુત્ર **રંગનાથ બાલાજી શેઠજી** એક પ્રખ્યાત વકીલ હતા. એમણે સુરતના જાણીતા વકીલ ગુલાબદાસ ભાઇદાસ, વડોદરાના જાણીતા વકીલ રા. ઘોટીકર તથા નવસારી હાયસ્કુલના માજી હેડ માસ્તર શેઠ ધનજીશા પટેલ સાથે ભાગીદારીમાં પોતાની ત્રીસ વર્ષની ઉમ્મરથી વકીલાતનો ધંધો શરૂ કર્યો અને એમના પુત્ર દ્વારકાનાથ રંગનાથ શેઠજી વકીલાતના ધંધામાં જોડાયા પછી ૧૯૭૦માં પોતાની સાઠ વર્ષની ઉમ્મરે એઓ એ ધધામાંથી નિવૃત થયા. એઓ પોતાની નીડરતા તથા જાહેર હિમ્મત માટે આદર્શરૂપ હતા. ઇંગ્રેજી નહી જાણતા છતા તેમની બાહોશ ઉલટ તપાસ માટે વકીલોમાં પ્રથમ પંક્તીનો દરજ્જો ભોગવતા હતા. એઓ નવસારી હિંદુ મહાજનના પ્રમુખ હતા અને નવસારીની હિંદુ મુસલમાન જનતા વચ્ચે સુલેહસંપ જાળવવામાં એમણે મુખ્ય ભાગ લીધો હતો. એમણે શ્રી રણછોડજી મંદીર, આશાપુરી માતાના મંદીર, ધર્મશાળાઓ બંધાવી હિંદુ જનતાની અડચણ દુર કરીછે તેમજ હવાડાઓ અને બીજા જાહેર સખાવતમાં સારો ફાળો આપ્યોછે એ રીતે જાહેર હિતમાં પોતાનો ફાળો આપ્યોછે. સાવલી તાલુકાના સેરપગના બીડની જમીન તેમજ માંગરોળ તાલુકાના અણોજ 'ઝીણોરાની જમીન સરકાર હરાજીમાં રાખી બેઉ ઠેકાણે બે પરાં વસાવ્યાં છે. એમને સંગીતનો ભારે શોખ હતો અને તેને લીધે દેશ પરદેશના ઘણા ગવૈયાઓને પોષણ અને મદદ મળતી હતી. એઓ નિવૃત થયા પછી હિંદુસ્તાનમાં સર્વે ધામોની જાત્રા કરી આવ્યા. બદ્રીનારાયણની ઘણી અઘરી જાત્રા પણ કરી હતી. ૧૯૯૦ના વૈસાખ માસમાં પોતાની એંસી વર્ષની પુર્ણ તંદુરસ્ત જીંદગી ભોગવી પોતે પાંછળ ચાર પુત્રો સાથેનું બહોળું કુટુંબ મૂકી એઓ સ્વર્ગવાસી થયા. એમના પુત્રોમાં **રા. રા. દ્વારકાનાથ રંગનાથ શેઠજી** વકીલ છે અને બીજા બે પુત્રો રા. નારાયણરાવ તથા રા. ગણપતરાવ એલ. એલ. બી

હોઈ રા. **નારાયણરાવ** સુરતમાં અને **રા. ગણુપતરાવ** વડોદરામાં વકીલાત કરેછે. બન્ને બાહોશ વકીલો છે.

**રા. દ્વારકાનાથ રંગનાથ** પોતાની યુવાન ઉમ્મરથીજ જાહેર સેવામાં પોતાનો ફાળો આપી રહ્યાછે. નવસારી શહેર સુધરાઇના પંદર વર્ષ સભાસદ હતા અને ચેરમેન અને પ્રમુખના હોદાનું માન પણ મેળવી ચુકયા છે, નવસારી શહેર સુધરાઇને **લોકશ પ્રમુખ** શ્રીમંત સરકાર તરફથી આપવામાં આવ્યા પછી એઓ **હિંદુમાં પહેલાજ પ્રમુખ** થયા હતા. નવસારી કો ઑપરેટીવ બેંન્કમાં, નવસારી સયાજી વૈભવ લાયબ્રેરીમાં, શ્રી ચીમનાબાઇ સૅનીટરી ઍસોસીએશનમાં, હિંદુ મહાજનમાં, એઓ ઉપપ્રમુખ છે. વડોદરા રાજ્યની ધારાસભાના એઓ પ્રથમ ત્રણ વર્ષ તેમજ હાલમાં ત્રણ વર્ષથી સભાસદ છે. નવસારી પ્રાંતપંચાયતના સભાસદ હોઇ હાલ નવસારી પ્રાંતપંચાયતના લોકનો પ્રમુખ છે.

મર્હુમ સોરાબજી દેસાઇ સાથેનો એમનો સબંધ ઘણો માનનીય હતો. શ્રીમંત મહારાજા સાહેબે એમને રાજરત્નના સુવર્ણપદકનું બહુમાન હમણા રાજ્યાભીષેક વખતે આપ્યુંછે.

**જમનાદાસ ઘેલાભાઇ મજમુદારઃ**—જાણીતા મજમુદાર કુટુંબના નબીરા હતા. પોતાના આપ બળથી આગળ વધ્યા હતા, અને મોટું કુટુંબ ધરાવતા હતા. આગેવાન હિંદુ હતા. સરકારી વકીલ તરીકે જાણીતા હતા, અને સ્પષ્ટ વક્તા હતા. તેમની સ્મરણ શક્તી ઘણી ઉમદા પ્રકારની હતી. આજે જે મોટો ખર્ચ વકીલો ફીઝ પાછળ અસીલો પાસથી કરાવે છે તેવી ફીઝની તેઓ જરૂર માનતા નહિ. એક વખત કાગળો જોયા પછી તેમને નકલોની જરૂર પડતી નહિ અને ફક્ત યાદશક્તી ઉપરથી ફતેહમંદ રીતે સારી વકીલાત કરતા. તેમના વકીલ દીકરા **રા. કનૈયાલાલ** પણ તેટલાજ લોકપ્રીય અને આગેવાન ધારાશાસ્ત્રી તરીકે જાણીતાછે. સુધરાઇના પ્રમુખ તથા સભ્ય હતા. પંચાયતમાં વર્ષો સુધી ઉપપ્રમુખ તરીકે કામ કરી સારી નામના મેળવીછે. તેમની અનેક વિવિધ સેવાઓથી આકર્ષાઈ શ્રીમંત સરકારે રાજરત્નનો સોનાનો પદક આપી તેમની સેવાની કદર કરીછે, પ્રજામંડળના સભ્ય છે. સરદાર વલ્લભભાઇ પટેલના આગમન વખતે થયેલા હુલ્લડ તપાસમાં પ્રજામંડળ તરફે ધારાશાસ્ત્રી તરીકે સેવા અર્પી હતી.

રા. જમનાદાસના બીજા બે દીકરાઓ (૧) ડૉકટર **રવિન્દ્રપ્રસાદ** વડોદરામાં હૅલ્થ ઑફીસર અને (૨) રા. **રાજેન્દ્રપ્રસાદ** હાઇકોર્ટ વકીલ છે.

**ઘેલાભાઇ ભીમભાઈ વકીલઃ**—નવસારીના જુના અનાવલા શહેરી તરીકે તેમજ વકીલ તરીકે જાણીતા હતા. ઘણાજ મસ્કરા અને ખુશમિજાજ સ્વભાવના હતા. સુધરાઈમાં ઘણા વર્ષો સુધી સભ્ય તરીકે રહીને નવસારીની સેવા કરી છે. સરકાર દરબારમાં સારું માન અને દરજ્જો હતો. ગરીબ અસીલોની દાઝ હૈડે ધરીને મોટા અધિકારીઓને પીગળાવવાની શક્તી એમનામાં અજબ હતી. એઓ ખોલીદરાજ હતા અને નીડર હતા. ૬૧ વર્ષની વયે તા. ૧૬ ફેબ્રુઆરીને રોજ ગુજરી હતા.

**તેમના પુત્ર બ્રિરજલાલ વકીલ** નવસારીમાં આજ વિસ વરસ ઉપરાંતથી બાહોશીથી વકીલાત કરે છે. સેવા પ્રેમી છે. સ્ત્રી ઉપયોગી વિષયોમાં સારો રસ લે છે. નવસારીનું હાલનું મહીલા વીશ્રામ તેમની શરૂની કારકીર્દીને આભારી છે. સને ૧૯૧૭–૧૮ માં એક નાની " સ્ત્રી ઉદ્યોગાલય " નામની સંસ્થાના તેઓ સૅક્રેટરી હતા. તે

વખતના ભલા સુબા મે. બાબુરાવ ચવાણ સાહેબ અને ભલા વહીવટદાર સાહેબ રા. રાજારામ પાટકર સાહેબના શુભ પ્રયાસથી સારૂં ફંડ ભેગું કરવામાં આવેલું અને તે ફંડમાંથી તેમજ બીજી રીતે સ્ત્રી ઉદ્યોગાલયની સંસ્થાનો નિભાવ કરવામાં આવતો. એ પ્રમાણે દશ વર્ષ સુધી તે સંસ્થા ચાલ્યાબાદ ફંડ તેમજ મદદના અભાવે મજકુર સંસ્થા બંધ કરવાનો વખત આવ્યો. ત્યારે નવસારીમાં મે. મણીલાલ નાણાવટી સાહેબ સુબા હતા. તેઓએ સંસ્થાની મુલાકાત લઈ આવી સ્ત્રી ઉપયોગી સંસ્થા પૈસા તેમજ મદદના અભાવે બંધ થાય તે તેમને ઠીક લાગ્યું નહિ અને થોડા વખતમાં સારી મદદ મેળવી આપવા વચન આપ્યું, અને કેળવણી ખાતેથી કાંઈક મદદ મેળવવાની તજવીજમાં હતા. એટલામાં નવસારીમાં શ્રીમતી સરોજની નાયડુ અને પ્રોફેસર ધોંડોકેશવ કર્વે અને મી. સકલાતવાલાનું આગમન થયું અને તે આગમનના હેતુની ખબર રા. ધીરજલાલે સુબા મે. નાણાવટીના ધ્યાન પર લાવી જણાવ્યું કે નવસારીમાંથી રૂ ૨૫૦૦૦ની રકમ ચાલી જાય છે. બાઈસાહેબ રતનબાઈ બામજીએ રૂા. ૨૫૦૦૦ થી ૩૦૦૦૦ની દેણગી આપવાની જાહેરાત કરી છે, અને આપ સાહેબ જરા દરમ્યાનગીરી કરો તો આપણી સંસ્થાને જીવત દાન મળે. તેઓ સાહેબ એક બોલે બાઇસાહેબને ત્યાં ગયા. શ્રીમતી નાયડુ, પ્રોફેસર કર્વે તેમને મળે તે પહેલાં મુલાકાત લઇ એ દેણગી નવસારીની બહાર ન આપવા સમજાવ્યાં બાઈસાહેબ કંઇક પીગળ્યાં પણ બાઇસાહેબનો સ્વભાવ ભોળો હોવાથી કદાચ કોઈ ફાવી જાય એમ તેમને લાગવાથી બીજા દીવસ સુધી દેણગી વિષેનો નિર્ણય ન કરવા વિનંતી કરી. વડોદરાથી નાયબ દિવાન મે. ગોવીંદભાઇ સાહેબને બોલાવ્યા અને તેમની દલીલોને વશ થઇ રૂ. ૨૫૦૦૦ ની દેણગી નવસારી મેળવવા ભાગ્યશાળી થઇ. તેટલીજ રકમ શ્રીમંત સરકાર તરફથી મળી એ રીતે રૂા. ૫૦,૦૦૦ રૂપીયા સંસ્થાને મળ્યા. તે ઉપરથી જુની સંસ્થા " સ્ત્રી ઉદ્યોગાલય "ને મુર્તરૂપ આપી નવીન ટ્રસ્ટ કરી, જમીન અલાહેદી ખરીદી, ત્યાં શ્રી. મહારાણી ચીમનાબાઈ મહીલા આશ્રમ એવું નામ આપી ચાલુ કરવામાં આવી, તે હજુ ચાલેછે. એ રીતે રા. ધિરજલાલની દુરઅંદેશીથી નવસારીની સ્ત્રીઓ બાઈસાહેબ પાસેથી સુમારે રૂ. ૫૦,૦૦૦ અને શ્રીમંત સરકાર પાસેથી રૂા. ૨૫,૦૦૦ મળી રૂ. ૭૫,૦૦૦ મેળવવા ભાગ્યશાળી થઇછે. આ તેમની દુરઅંદેશી માટે તેમજ તેમની સેવાથી આકર્ષાઈ શ્રીમંત સરકારના અધીકારીઓએ રા. ધીરજલાલની ટ્રસ્ટ બોર્ડ ઉપર નિમણુક કરી, સંસ્થાના ટ્રસ્ટી બનાવ્યા છે. ત્યારથી આગળની માફક સંસ્થાને પોતાની સેવા અર્પતા આવ્યા છે.

રા. ધીરજલાલ તેમના પીતાના જેવા મસ્કરા સ્વભાવના અને ખુશમિજાજી છે. સુધરાઇમાં સભ્ય છે. નવસારીમાં હાઉસીંગ સોસાયટી લી. ના પ્રમુખ છે, અને નવસારીમાં સારાં અને સસ્તા મકાનો બાંધવા માટે બ્રિટિશ ઇંડીયાના ધોરણે સોસાયટી કાઢી તે સરકારમાં નોંધાવી નવસારી સ્ટેશન રોડ ઉપર સુંદર મકાનો બાંધવામાં આવ્યા છે. તે પ્રવૃત્તિના રા. ધીરજલાલ મુખ્ય સંચાલક છે.

**મીસીસ તારાબેન ધીરજલાલ,** ઉત્સાહી તથા ઘણીજ ઉમંગી પત્ની છે. સ્ત્રી ઉપયોગી પ્રવૃતીઓમાં આગેવાની ભર્યો ભાગ લે છે. મહીલા વીશ્રામના વાઇસ પ્રેસીડન્ટ છે. સુધરાઇમાં ત્રણ વરસ સુધી સભ્ય હતાં. સ્વતંત્ર વિચારનાં છે. નીડર અને હિમ્મતવાન છે, અને સ્ત્રી પુરૂષોના સમાન હક્ક અને દરજ્જાના હિમાયતી છે.

# મુસલમાન વિભાગ

**પ્રકરણુ ૮૪ મું.** મુસલમાન સૈયદ નુરૂદ્દીન નુરમહમદ અને હિંદુ ગુરૂના યકીનની પરિક્ષા.

સૈયદ નુરૂદ્દીન નુરમહમદ નામે એક આરબ વલી હતા. તેઓ સુલતાન હસન અફગાનની પુત્રી જીવન બીબીના પુત્ર હતા. એઓના જન્મ વખતે અને પછીથી ઘણા મોજેજા થયા હતા. તેઓ ૭ દિવસના થયા ત્યારે પીરઇમામશાહ બાવાએ તેમના દર્શન માટે સઘળી જમાતને બોલાવી હતી. એમના લગ્ન અમદાવાદના સુલતાન મહમદ બેગડાની પુત્રી બુઝરૂખ બેગમ જોડે થયાં હતાં. તેમને બે પુત્ર સૈયદ મુરતઝા અને સૈયદ શાહબુદ્દિન થયા હતા. એ બે સાહેબજાદાઓથી ચાલેલા વંશ "ઇમામશાહી સૈયદો સાદાતો"ના નામે જાણીતા છે. પીરઇમામસુદીન સાહેબ હિજરીસન ૮૭૮માં ધર્મ પ્રચાર અર્થે કાઠિયાવાડ ગયા હતા ત્યાં જાણીતા રાજપુત પુજાસીંગને ધર્મ આપ્યો હતો. તેમણે પોતાના કાકાની પુત્રી સાથે સૈયદ મહમદશાનુરના બીજી વાર લગ્ન કરી આપ્યા તેમનાથી શાહજાદા સૈયદખાનનો જન્મ થયો અને તેમના વંશ "સૈયદ સાદાતને નામે ઓળખાય છે અને તેઓની નવસારી, અમદવાદ, અને બરહાનપુર ખાતે મોટી દરગાહો છે. સૈયદ નુરમહમદની વફાત તા. ૨૧ માહે રજબ્બ હિજરી ૯૪૦ માં પિરાણા, જીલ્લા અમદાવાદ ખાતે થઇ હતી. તેમણે પોતાની તરવારના બળે પોતાનો ધર્મ બોલાવરપત્તન જરાપત્તન અને બીજા મુલકોમાં ફેલાવ્યો હતો. છેવટે નાગમંડળ યાને નવસારીની નજીકની ધારગરી નામે જગા ઉપર તેઓ આવ્યા. એ ધારગરીમાં એક હિંદુ જોગી નામે નાગવર્ધન ઘણો બળવાન રહેતો હતો. એ હિંદુ ગુરૂએ પેલા સૈયદની મકદુર પુછી ચેલેન્જ કરી કે, તારી અંતબુદ્ધિ અને યકીન જો સરસ હોય તો ચાલ આપણે અત્રેના શરબતયાં તલાવમાં ૪૦ દિવસ સુધી પડી રહીએ, જે જીવતો નીકળે તેની પાકીજગી અને બુજરગી વધારે કહેવાય. ૪૦ દિવસ રહીને સૈયદ તો તલાવમાંથી જીવતો બહાર નીકળ્યો પણ હિંદુ ગુરૂતો ડુબી મુઓ. આ મહાકર્મ જોવા ગામે ગામના રાજાઓ અને રૈયતો આવ્યાં હતાં. આ ચમત્કારથી ધારગરીનો શ્રયાશ્રય પછોનો એક રાજા સૈયદ ઉપર પ્રસન્ન થયો, અને જે ઇનામી જાગીરો ગુરૂની ગાદીને અંગે આપેલી તે હવે તેમણે સૈયદને આપી. એ સૈયદે આગાહી કરી હતી કે, એક દહાડો કફનમાં તરતું તરતું મારું મુડદું દરિયાને કિનારે આવી અટકશે. તેજ પ્રમાણે એક દિવસે જલાલપોરના નદિના કિનારા ઉપર કફન અને તેનું મુડદું મલી આવ્યું હતું, અને ત્યારબાદ તેને માટે દરગાહ બનાવી કબર કરવામાં આવી હતી, જે આજે પણ "સૈયદ સાદાત"ની દરગાહને નામે ૮૦૦ વરસની જુની નવસારીમાં "સોનાના કળસ"ને નામે ઓળખાયછે, મુસલમીનોજ નહીં પણ કુણબી વિગેરે હિંદુઓ અને ધાર્મીક વેહેમી પારસણો પણ આ દરગાહને માને છે, અને તેને અનેક વસ્તુઓ માનતા લેખે ચડાવે છે. તેની દર વરસે આશરે ૮૦૦૦ રૂપિયાની આગળ તો ઉપજ થતી હતી, જે હાલ ઘણી ઘટી ગઇ છે. એ કબરગાહનું મહત્વ રૈયતમાંજ છે

એમ નથી, પણ નામદાર ગાયકવાડ સરકાર તરફથી પણ દર વરસે એ દરગાહ માટે રૂપિયા ૬૦ની નિમણુક કરેલી છે, જે દર સાલેસાલ આપવામાં આવે છે. વળી બીજી ગમથી એ સૈયદ વિષે એમ પણ કહેવામાં આવે છે કે, ઘર સંસાર સંબંધી કાંઈ કન્યા કંકાસને લીધે, મક્કાની હજ કરવા નીકળી જવું પડયું ત્યારે તેણે આગાહી કરી હતી, કે તેનું મુડદું જે તે દહાડે નવસારીના લોકોને હાથ આવશે. એ સૈયદ કોઇ એક રજપુતાણીની સાથે લાંબો વખતનો પરણેલો હતો, અને તેણીની સાથે કાંઈ કજ્યો થતાં તે સૈયદે તેણીને ૯ મૈલ સુધી દરિયાની અધવચમાં લઇ જઇ ડુબાડી દીધી. અને તે રાણીના સતને માટે નવસારીથી ૭-૮ મૈલ ઉપર આવેલાં બીખીઅરજાની નામનાં ગામમાં એક મેળો ભરવામાં આવતો હતો.

એ દરગાહના હાલના મુતવલી સૈયદ **મિર પ્યારે સાહેબ** અને તેમના ભાઈ **સૈયદ સદરૂદીન** છે, એ બન્ને ભાઇઓ મ્યુનિસિપાલીના ઘણા વર્ષો સુધી મેમ્બર હોઇ ચૅરમેન પણ થયા હતા.

એ સૈયદ સાદાતના વાર્ષિક મેળામાં આસપાસના ગામોથી ઘણા લોક આવે છે. એ વિષેની બીજી કથા નિચે મુજબછે:—

## સૈયદસાદાત.

**સરબતયું અને દુધ્યું તળાવઃ**—કહેછે કે જે જગ્યાએ હાલ સૈયદસાદાતનું મોટું દહેરૂં છે, ત્યાં આજથી નવસો વરસ ઉપર કોઈ સાધુનો મઠ હતો. આ મહંત યોગાભ્યાસી હતો. તેની પાસે ઘણા ચેલાઓ હતા. યોગ વિદ્યામાં નિપુણ હોવાથી તેના ઉપર શ્રદ્ધા રાખનાર ઘણા ભક્તજન તેની પાસે રોજ રોજ આવતા. હાલ એ જગ્યાએ જે તળાવ છે તે પણ અસલ છે એમ કહેછે. આ તળાવપર ઉંચી ટેકરીપર રમણિક જગ્યાએ તે એકાંતમાં એટલે વસ્તીથી દુર પડેલો હોવાથી એ જગ્યા એને બહુ ગમતી હતી. પણ એ જગ્યા એને આખર સુધી ધારી નહિ. એજ સમયમાં એટલે હીજરી પાંચમાં સૈકામાં કોઈ એક મુસલમાની સાલેક સૈયદ નુરૂદ્દિન નામે ત્યાં આવી કહેવા લાગ્યો કે, આ જગ્યા મને બહુ પસંદ છે, અને તે મારે જોઇએ છે, હું એ જગ્યાને મારી કબર કરવા ધારૂંછું. અને એજ પ્રમાણેનો મને અલ્લા તરફથી હુકમછે.

**સાધુ**—તમારૂં કહેવું હું શી રીતે માની શકું? તમારી શક્તિ કાંઇ મને બતાવો તો હું તમારા શબ્દપર જરા પણ યકીન રાખું.

**સૈયદ**—ભાઈ, હું કહું છું તે ખરૂંછે. તમે રોજ આ તળાવનું પાણી પીતા હશો, પણ આજે હમણા એ પી જુવો, અલ્લાએ મારે માટે જુવો તે શરબત જેવું ગળ્યું બનાવી દીધુંછે. તે મહંતના એક ચેલાએ તેનો બદલાઇ ગયલો રંગ જોઇને તે પાણી પી જોયું તો તે ખરેજ ગળ્યું લાગ્યું.

**સાધુ**—આ ઉપરથી અલ્લાના તમે એક વહાલા છો એતો નકકી થાય છે. પણ એમાં કંઇ નવાઈ નથી.

**સૈયદ**—જો નવાઇ ન હોય તો પેલા મોટા તળાવ ઉપર તમે કાંઇ તમારો ચમતકાર બતાવો. આ પાણીનું મેં શરબત કર્યું, હવે એના પાણીને તમે દુધ કરી નાખો.

**સાધુ**-ચમતકાર બતાવવો એમાં કાંઈ અર્થ નથી. એમ કરવાથી અમાને સત્ય કમાઇ કમી થઈ જાય છે, એમ અમારૂં માનવું છે.

**સૈયદ**— ત્યારે તમારી કાંઈ તાકિદજ નથી, અને તેથી તમારે આ જગ્યા હમને તરત સ્વાધીન કરી દેવી પડે છે.

**સાધુ**—જે જગ્યા જે કામને માટે હું વાપરૂં છું, તે જગ્યા તેજ કામને (ઈશ્વર ભજનને) માટે તમો વાપરવા માંગોછો તો તે હું આપવા રાજી છું. પણ તેની હજુ મને વધારે ખાતરી થવી જોઇએ. માટે આજ તળાવનાં પાણીમાં રહી, તમારે તમારી નિમાજ ત્રણ દિવસ સુધી પઢવી. જો એમ કરશો તો એ જગ્યા આજથીજ તમારી છે.

**સૈયદ**—કબુલ. પણ કાલે જુમ્માના રોજથી તમારી માંગણી પ્રમાણે હું કરીશ એમ કહી નિમાજ પઢવાનો વખત થવાથી, હજુ એ તળાવ તથા એ જગા ઉપર આપણો હક નથી, એમ માની મોટા તળાવ ( દુધ્યુ તળાવ ) ઉપર હાથ પગ ધોવા ગયો, તો તેમાં ખરેજ પાણીને બદલે દુધથી તે ભરાયલું દીઠું, અને સાધુની શક્તિથી ચકિત થઇ ગયો. દુધીઆ તળાવની પાળ ઉપર નિમાજ બંદગી કરી ત્યાંજ એક મોટા લીમડાના ઝાડ તળે પડી રહ્યો. બીજે દહાડે સવારના સાધુ પાસે પાછો ગયો અને કહ્યું કે આપ પણ ખોદાના મોટા દોસ્ત છો એમ લાગેછે. પણ આ જગ્યા તરફ મારી ખાહેશ ઘણી હોવાથી એતો મને આપવી જોઈએ આપના કહેવા મુજબ હું ત્રણ દિવસ પાણીમાં રહી આપની ખાતરી કરીશ કે એ જગ્યા હું ખરા પાક કામ માંજ વાપરીશ.

**સાધુ**—ઠીક ત્યારે પેલા તળાવપર હું મારો મુકામ કરીશ

તેજ દિવસના સવારથી સૈયદે આ શરબતીઆ તળાવમાં ડુબકી મારી અને ત્રણ દિવસ સુધી પાણીમાંજ રહ્યા. માત્ર એક દિવસમાં પાંચ વખતે સવાર, બપોર, પાછલેપોર, સાંજ, અને રાત્રે નિમાજ કરવાનો અવાજ થવાથી તેના શબ્દો પાણીમાંથી સંભળાતા એમ કહેવામાં આવે છે' તે દિવસથી સાધુએ મોટા તળાવમાં જ્યાં હાલ ટેકેશ્વર મહારાજની ટેકડી છે, ત્યાં આવી પોતાનો મુકામ નાખ્યો. કહે છેકે એ સાધુ પણ ત્રણ દિવસ સુધી એ તળાવના પાણીમાં સમાધિ ચઢાવી બેસી રહ્યા હતા, અને સવારે, બપોરે, તથા સાંજના, તેના ચેલા શંખ ફુંકી તેની હસ્તી પેલા સૈયદને બતાવતા હતા. ત્રણ દિવસ પછી સૈયદે પોતાનો મુકામ સાધુએ છોડી દીધેલા મઠમાં કર્યો. પેલા સાધુને પછી દુધીઆ તળાવની ટેકરી અનુકુળ ન આવવાથી તે જગ્યા છોડી ક્યાંક જતા રહ્યા, અને તેના ચેલાઓ ગુરૂના એકદમ જતા રહેવાથી એકલા પડતાં આ ટેકડી હસ્તગત કરી ત્યાંજ રહ્યા. આ વાતના બનાવપરથી વાંચક વર્ગ સૈયદસાદાત પાસે આવેલાં તળાવનું નામ શરબતીઉં કેમ પડ્યું તથા મોટા તળાવનુ નામ દુધીઉં તળાવ કેમ પડયું, તેનું કારણ જાણી લેશે.

ઉપર કહેલા મહંતના ચેલાઓ ઘણાક ગામડાના ખેડૂતો હતા. તેઓ દર અગીઆરસે મહારાજના દર્શન કરવા આવતા. તેમ સૈયદ નુરૂદીનની તે જગાએ પધરામણી થવા પછી પણ આવ્યા. પોતાના ગુરૂને ન જોતાં તથા આમ જગ્યાનો મોટો ફેરફાર થઈ જતાં તેઓ ચકિત થઇ તજવિજ કરવા લાગ્યા; ત્યારે સૈયદ સાહેબે પુછ્યું તમારે તે મહંતનું શું કામ છે? કણબીઓ કહે, અમને તેઓ ઉપદેશ કરેછે તેથી તેઓ અમારા ગુરૂ થાયછે.

**સૈયદ**—હગે હવે તમને ઉપદેશ કરીશું, તથા તમારા ગુરૂ થઈશું.

**કણબી**—એમ અમે ઉપદેશ લેતા નથી, તથા તમને હમે ગુરૂ કરવાના નથી.

**સૈયદ**-આજ તમે તેમને શું પુછવાના હતા.?

**કણબીઓ**—આજતો હમે દ્વારિકાંની જાત્રા જવાના છીએ, તેથી માત્ર તેમને પગે લાગીને તેમની રજા લઇને જઇએ એજ.

**સૈયદ**—દ્વારિકાંની જાત્રા શા માટે જાઓ છો? હમે તમને તે જાત્રા અહિંથીજ કરાવીએ તો પછી કેમ?

**કણબી**—ત્યારે હમે તમને ગુરૂ કરીએ ખરા.

**સૈયદ**—તમારામાં કોઇએ દ્વારિકાંની જાત્રા કરી હોય એવાને સાથે લાવો, અને તે જે પુરાવો આપે કે હા એજ દ્વારિકાં તો તમે માનશો કે? એટલે એક કણબી બોલી ઉઠયો, હા, મેં એ જાત્રા એક વાર કરી છે, એટલે હું જાણીશ કે તમે બતાવો તે દ્વારિકાં એજ કે બીજી?

આ ઉપરથી સૈયદે પોતાના જામાની બાંહે ઉંચી કરી અંદર જોવા તેઓને કહ્યું, તો તેઓએ એક મંદિર તથા તેમાં કૃષ્ણની મૂર્તિના દર્શન કર્યાં. તે દિવસથી પેલા કણબીઓએ આ સૈયદનો ઉપદેશ લીધો. મતલબ કે તેઓ મુસલમીન ધરમને પણ માનવા લાગ્યા. જેઓ હાલ મતીઆ કણબીને નામે ઓળખાય છે. આ કણબીઓ આજ પણ મુસલમાની ધર્મને પણ માને છે, તથા સૈયદસાદાતપર ઘણું યકીન રાખે છે. તેઓ મુસલમાની ધર્મ માનવા છતાં, હજુ ઘણા રીત રિવાજ તો હિંદુનાજ પકડી રહ્યાછે. તેથી તેઓ અરધા હિંદુ અને અરધા મુસલમાન ગણાય છે. હમણા સાંભળ્યા પ્રમાણે તેમાંથી ઘણાકો પાછા અહીંના ટેહેલદાસજી મહારાજ પાસે કંઠી બંધાવી વૈષ્ણવ ધર્મમાં દાખલ થયા છે.

આ સૈયદ નુરૂદ્દીન સાહેબ થોડા વખત પછી અહિંથી એકાએક જતા રહ્યા. કોઇ કહે છે કે મકકે હજ કરવા તેઓ ગયા, કોઈ કહે છે કે અમદાવાદ જીલ્લામાં પીરાણા કરીને સ્થળ છે (જ્યાંના તેઓ વતની હતા) ત્યાં ગયા, અને કોઇ કહે છે કે જે મહંત આ પ્રમાણે તેમની માંગણીથી વગર ઢીલે પોતાનું મકાન આપી ચાલતા થયા, તેની મોટાઇ, ઉદારતા અને પોતાનામાં ઘણું હોવા છતાં થોડું બતાવવાની પ્રકૃતિથી પીગળી તેમનો શોધ કરી લાવવા નિકળી પડયા. ગમે તેમ હો, પણ આ વાતતો સા કોઇ એક મતે કબુલ કરેછે કે, આ રીતે બહાર નીકળવા પછી ત્યાંજ તેનો દેહ પડયો, પણ પોતાની ઇચ્છા મરતી વખત તેઓ નવસારીમાં દફનાવાની જણાવી ગયાથી તેમને હાલ સૈયદસાદાતાને નામે ઓળખાતી જગાએ લાયમૂત કર્યાંછે. કહેછે કે, તેમની દેહને પેટીમાં રાખી તે પેટી દરિઆમાં એમ ને એમ છોડી દેવાને તેમણે ઇચ્છા જણાવ્યાથી તેમ કરવામાં આવ્યું હતું. તે પેટી તરતી તરતી જલાલપોર આગળ નદીમાં આવી હતી. એ બાબતનું સ્વપ્ન અહિં તેમની ઓલાદમાંના કોઇને થવાથી, પાંચ દશ માણસને લેઇને તે પેટી લેવા ગયો હતો. જલાલપોરમાં પણ કેટલાક મુસલમીનોને આ વાતની ખબર પડવાથી તેઓ પણ તે પેટી લેવા ગયા. આથી પેટી લેવા માટે બેઉ તૈયાર થયા. તેથી એક મોટી તકરાર વચ્ચે ઉભી થઇ. આખરે તેઓ એવા ઠરાવપર આવ્યા

કે પેટી પાછી નદીમાં મુકી દેવી, અને પેટીને જેના તરફ જવાની ઇચ્છા હશે તેણે તે પેટી રાખવી. આથી પેટી પાછી પાણીમાં મુકી દીધી એટલે પ્રાણીનો પ્રવાહ જુદી દિશાએ હોવા છતાં, પેટી નવસારીવાળા તરફ જોસથી તણાતી આવી. જે તેમણે પાણી-માંથી કહાડી લેઇ નવસારી-આણી. નવસારીમાં આણ્યા પછી તેમને સૈયદ સાદાતની દરગાહમાં લાયમૂત એટલે **અમર** કર્યાં. કયા સાલમાં અમર થયા યાનેકે ગુજર્યા તે સાલ ઝટ યાદ રહેવા મારેજ અરબ્બીક શબ્દ લાયમૂત વાપર્યો છે કે, જેમાં આવેલા અક્ષરોની સંખ્યા અબજદના ફારસી કાયદા પ્રમાણે એકઠી કરતાં હિઝરી સને ૪૮૭ આવી રહેછે, તે નીચે મુજબ:—

લાયમૂત શબ્દમાં નીચેના અક્ષરો આવેછે:—

| **અક્ષરો.** | | **સંખ્યા.** |
|---|---|---|
| **લામ** | = | ૩૦ |
| **અલેફ** | = | ૧ |
| **યે** | = | ૧૦ |
| **મીમ** | = | ૪૦ |
| **વાવ** | = | ૬ |
| **તે** | = | ૪૦૦ |
| ——— | | ——— |
| **લાયમૂત** | = | ૪૮૭ |

સૈયદ સાબ હીઝરી સને ૪૮૭માં લાયમૂત થયા અને હાલ હીજરી સને ૧૩૫૮ ચાલેછે, તો તેમનો સ્વર્ગવાસ થવાને આજ ૮૭૧ વર્ષ થયાં છે.

આ દરગાહના માલીક સૈયદ બાપુમીઆંના છોકરાઓ હાલછે, તેઓ આ સૈયદ સાહેબનીજ ઓલાદના છે એમ કહેવામાં આવેછે. આ દરગાહનો ઘણા જુના વખતથા ઘણોજ ચમત્કાર તથા માનતા માનવામાં આવે છે. ઘણા દુર ગામના હિંદુઓ તથા મુસલમીન ભાઇઓ એની બાધા રાખેછે, તથા ફુલની ચાદર ઓરાડવાને લાવે છે. તેમાં પણ દરીઆઈ કામ કરનારા દરીઆમાં ફરનારા કાંઠેના લોકો વધારે માનેછે.

આ દરગાહના ઉપર જે દેહરૂં બાંધવામાં આવેલું છે, તે સવા આઠસે વર્ષ જેટલું જુનું જણાતું નથી. ઘણું કરીને પાછળથી એટલે હાલ થોડાં વરસ ઉપર બંધાયલું હશે, એ દહેરૂં સોનાના કળસવાળાં દહેરાંને નામે પણ ઓળખાય છે, કેમકે એના ઘૂમટની ઉપલી ટોચે સોનાના કળસો ચળકે છે. એ દરગાહ ઉપર બરાનપૂરવાળા સૈયદે થોડાંક વરસની વાત ઉપર નવસારી આવી દાવો ઉઠાવ્યો હતો. ઘણા ઠાઠમાઠથી ઉંટો, ઘોડા વિગેરે લઇને દાવો લડવા મોટી જમશેદવાડીમાં ઉતર્યો હતો, તેની પટાવટ કરવામાં આવ્યાથી પાછો ગયો હતો.

દુધ્યાં તળાવની કથા, ઉપર આવી ગઇ તે શિવાય એ તલાવ વીશે બીજી કથા એવી છે કે, એક લાખી વંજારાની વંજાર ભુલી પડી, અને એક વનમાં ભુખી તરસી પાણી પીવાની અધીરાઇમાં રાતોરાત કોઈ દુર દેશાવર તરફ નીકળી ગયલી જણાવાથી તેણે માનતા લીધી કે લાખો રૂપીઆની મારી વંજાર જે જગાએ હાથ આવે તે જગાએ જાનવરોને પાણી પીવાનું એક તળાવ ખોદાવું. કહે છેકે, આ વણજાર હાલ જ્યાં દુધ્યું તલાવ છે, ત્યાંથી મળી આવ્યાથી એ જગાએ તેણે તળાવ ખોદાવ્યું, અને તે તળાવ ખોદાવતાં નીકળેલું મરોડું એટલું એકઠું થયું કે તેનો એક કોટ બની ગયો. જે કોટ હાલની હૅાસ્પીટલવાળી જગાના કોટને મારે કહેવામાં આવેછે. એ તળાવ ખોદાઈ રહ્યું ત્યારે લાખી વણજારાએ પહેલવહેલાં મુહુર્તમાં પાણી પીવા આવનારાં જાનવરો માટે

હજારો મણ દુધ અંદર રેડાવી પીનાડ્યાથી એનું નામ દુધ્યું તળાવ પાડવામાં આવેલું છે, એમ પરડાઓની વાત છે.

---

## નવસારીના નૂર સતાગરૠ.

સૈયદ સાદાત વીગે આપણે આગળ કહી આવ્યા, પરંતુ સચેદીના નાનજીઆણી સાહેબના ખોજાઓના વૃતાંતના ૪ ભાગો ઉપરથી તથા આગના(સને ૧૮૯૭માં)ગાદીનશીન પીર હાશમશાહે અમોને રૂબરૂ હકીકતો બતાવ્યા ઉપરથી જે હકીકત અમે નિચે જણાવીછે, તે ઉપ થી આખા હિંદુસ્તાનમા જેટલા પીરોની દરગાહ છે, તેમાં સર્વોત્તમ અને શ્રેષ્ટ નવસારીના નૂર સતાગરની દરગાહ છે. નૂર સતાગરનું બીજું નામ સૈયદ સાદાત છે.

માતાપંથીઓના "ઘેનમી આરાધ"[1] નામના ભજનમાં "અમીની પાવર લઇ નુરસતાગર પાટ પધારશે" ઇત્યાદિ ભવિષ્ય વાણી વર્ણવેલી છે. તે પ્રમાણે તેમની આ તરફ (હિંદમાં) પધરામણી થઇ હતી. નૂર=જ્યોત; અને સતા=શક્તિ અથવા સત: અને ગર=ગુરૂ થાયછે. શક્તિપંથી, આ સદગુરને બહુ માન આપેછે. નૂરસતાગરને ઉપદેશ અર્થે હિંદના દેશો તરફ અલમુતના[2] વાલી, અલી ઝીકરતલ સલામે મોકલ્યો હતો, અને હિંદુસ્થાનમાં ઇમામતનું કામ એ નોશાકરા પીરથી જારી થયું હતું. હિંદુ ઘેનમીઓની ખાસ નેમ પ્રમાણે, માતા પંથીઓને પ્રીય થવા પોતે મુસલમાન છતાં માતા પથીઓને પસંદ પડે એવું હિંદુનું "નૂરસતાગર" નામ રાખ્યું હતું. મુસલમાનોની આગળ "સૈયદ સાદાત"[3] એવું મુસલમાની નામ બતાવ્યું હતું. પણ હાલમી તે બે નામથી ઓળખાયછે. ઘેનમી ઉપદેશકોની રીતિ, ફારશી શાયર શેખસાદીની શિખામણને મળતી આવતી હતી કે:—

> સાદીયા ગર વસ્લ ખાહી, સુલેહ કુન બા ખાસો આમ;
> બા મુસલમાં અલા અલા, બા હિંદુ રામ રામ.

યાને સૌની પ્રિતિ મેળવવી હોય તો સૌ સાથે સભ્યતાથી વર્તવું, મુસલમાનની આગળ અલ્લાનું અને હિંદુની આગળ રામનું નામ લેવું.

---

*જોકે આગાખાનની અને પીરોની પેઢીના જમાનાનો મુકાબલો મળતો નથી, તોપણ દાદુએ બતાવેલા નવસારીના મુખ્ય પીરની પેઢી નીચે પ્રમાણે છે:—

નબી મહમદ મુસ્તફા, ઇમામ હસન, કાશમશાહ, અહમદઅલી, સતગર નુર, ઇમામદીન મહમદ મનસુર, ગાલબદીન, અબદુલ અઝીજ, મુનતનગર બિલ્લા, અહમદ હાદી, કાશમશાહ, મહમદ, મહમુદ, મહોબદીન, ખાલકદીન, અબદુલ મુરાદ, ઇસલામદીન, ગદલાઉદીન, શમશદીન, નાસીરદીન, સાહેબદીન, ગફરદીન, હસનકબીરદીન, તાજદીન, પંદીઆદ જાંતાં મરદી હૈદર, ગદલાઉદીન, સાનામશાહ, નશીરમહમુદ, દાદુ, આગા હશનશાહ, મહમદ, આગાઅઝીજ, મેરાજેન, આગાઅલી અકબર, આગાઅલી અસ્કર, હસનઅલી, અબુલ કાસમઅલી, અબુલ હસનઅલી બીબી ફાતમત, આગા અલીશાહ, આગા મહમદ સુલતાન.

૧ ઘેલમદેશના તે ઘેનમી કહેવાયછે

૨ અલમુત=એ ઇમામોની મુખ્ય ગાદીની જગા છે.

૩ નૂરસતાગરનો "સહાજી" શબ્દ ખોજાપંથના જ્ઞાનોમાં પણ આવેછે.

નવસારીના એ નૂરમતાગરનું વર્ણન ખોજા પંથના ઘણાં જ્ઞાનોમાં છે. તેમાં "રમત" નામનું જ્ઞાન મુખ્ય છે, તેનો સાર ટુંકામાં લખુંછું.

આ જ્ઞાનના પ્રારંભમાં એમ કહ્યું છે કે, "શિષ્ય પુછતે હો સ્વામીજી આજ કળજુગ મધ્યે પરિબ્રહ્મ કયાંથી આવ્યા, તે ભેદ કથો સરજનહાર જન સતગુરૂ સો દેવ વાચા સુણો હો મુનીવરો." આ શબ્દનો સાર એવો છે કે, નવસારીના નૂરસતાગરના શિષ્યોએ તેમને ઈશ્વરના અવતારનું માન આપ્યુંછે. એ વાર્તામાં લખેછે કે, નૂરસતાગર સંતરદ્વીપ ઘેમલદેશ તરફથી ગૂજરાતના પાટણ નામના ગામમાં આવ્યો, તેણે ત્યાંના એક મંદિરમાં શિવની પિંડી ઉપર પગ મૂકયો. પુંજારીએ તેને વાર્યો, અને જણાવ્યું કે, આ દેવ ઉપર રાજા સિદ્ધરાજ ફુલ ચઢાવેછે તેના ઉપર તું પગ મૂકેછે? પીરે કહ્યું, કે તારો એ દેવ હોય તો તેને બોલાવ! પુંજારીએ કહ્યું, પત્થરની મૂર્તિ બોલે નહીં. પીરે હુકમ કરવાથી મંદિરની સર્વ પ્રતિમા જાગૃત થઇ ગઇ, તે નૃત્ય અને ગાયન કરવા લાગી, અને ભીંતો ઉપરનાં વાજીંત્રના ચિત્રોમાંથી મધુર સ્વર નિકળ્યા! પુંજારી અચરતીમાં પડયો, અને તેણે આ ખબર તરત રાજાને પહોંચાડી તે રાજા, "જાનીપા" નામના જોગી જોડે મંદિર આગળ આવી પહોંચ્યો, અને પીરનો પ્રત્યક્ષ ચમત્કાર જોઈ પગે પડયો. આ પછી જાનીપા અને પીર વચ્ચે કેટલીક પરિક્ષા ચાલી. જાનીપાએ એક દંડ આકાશ ભણી મોકલ્યો. પીરની મોજડી તે દંડને પાછી લઇ આવી! આવા ઘણા ખેલ આ વાર્તામાં લખ્યાછે, તે બધા અહિં લખવાની અગત્ય નથી. અંતે જાનીપા અને તેના સાથીઓ પણ પીરને નમ્યા, અને ધર્મ માંગ્યો. પીરે તેઓને બ્રહ્મજ્ઞાનનો બોધ કર્યો. એ પ્રસંગે એ પીરના ઘણા શિષ્ય થયા. તે પછી એ પીર પાછો પોતાને ઘેમલદેશ ભણી ગયો.[૪] એ પીરના બીજા ભાઈનું નામ ઈમામ હશેન હતું. ઉપલી વાર્તામાં લખેછે કે, જંબુદ્વીપના નવસારીના ગામમાં રાજા સુરચંદને ઘેર કુંવરીનો જન્મ થયો, તેનું નામ તેણે "પાળણદે" રાખ્યું. બ્રાહ્મણોએ ભવિષ્ય કહ્યું કે, એ કન્યા તમારૂં તારણ કરશે. કુંવરી મોટી થઈ. રાજાએ તેના સગપણનો વિચાર કર્યો. પણ કુંવરીએ જણાવ્યું કે, મારો વર ઘેલમદેશમાં છે, તે મને વરવા અહિં આવશે. રાજાએ કન્યાને એક જૂદી મેડીમાં રાખી; ત્યાં તે પીર નૂરસતાગરનો જપ કરતી હતી. રાજાની કુંવરીએ એક પારધીને રોજ હરણનું સવાશેર માંસ લાવી આપવા હુકમ કર્યો હતો. તે પકાવી તેમાંથી એક આંગળી બોળીને હોઠને લગાડતી ઘણાં વર્ષો વીતયાં પછી નૂરસતાગર નવસારીના જંગલમાં આવ્યો. ત્યાં તેના સતથી પશુ પક્ષીનો મોટો મેળાવડો થયો. બધાં ગશુઓ મેળાવડામાં ગયલાં હોવાથી તે દહાડે પારધીને હરણ ન મળતાં તે મેળાવડામાં ગયો. તેને પીરે હરણો પાસેથી માંસ અપાવ્યું. જે હોઠને લગાડતાં કુંવરીને પીરના આવવાની ખબર પડી. કુંવરીએ આ વાત રાજાને જણાવી. રાજા પીર પાસે આવી પગે પડયો. પીરે તેમને બ્રહ્મજ્ઞાનનો બોધ કર્યો.

---

૪ "રોઝાતસફા" નામની તવારીખમાં અલમુતગઢના હાકેમોનો ઇતિહાસ આવેલોછે, તેમાં હજરત અલીએ નૂરસતાગરને ઉપદેશ અર્થે હિંદમાં મોકલ્યાનુ લખ્યુંછે. તે અલી બીન અબુતાલેબ નહીં, પણ અલીહસનઝી કરતલસલાંમ, જે તે વખતે અલમુતગઢનો હાકેમ હતો તેણે મોકલ્યા હતા. એ ઉપરથી નવસારીમાં એ પીર કેમ આવ્યા તેનું મૂળ મગાજય છે.

**પીરના લગ્ન**:—પછી પીરને પાલખીમાં બેસાડી રાજા દરબારમાં લઈ આવ્યો, અને તેની જોડે કુંવરીનાં લગ્ન કીધાં.

આ લગ્નની ધામધુમને માટે કહેછે કે, "બારા કોશકા માંડવ"ની કહેવત એ લગ્નથી પડી. નવસારીથી ગણદેવી સુધી સાત કોશનો લગ્નનો મંડપ નાખવામાં આવ્યો હતો, અને ત્યાં સુધી લાઇટ કરવામાં આવી હતી ! અને એક તળાવ દુધનું ભરાવ્યું, તથા બીજું શરબતનું ભરાવ્યું, અને જે લોકો લગ્નમાં આવ્યાં હતાં, તેમને તે બેમાંથી ગમે તે, ગમે તેટલું પીવાની છુટ હતી. એ લગ્નથી નિચલા નામોની ઉત્પત્તિ થયલી કહેછે. "નવસારી" નામના અર્થ આગળ જણાવ્યા તે થોડા હોય, તેમ વળી એ નામ એ લગ્ન સાથે તાલુકો રાખતું જણાવામાં આવેછે. નૂરસતાગર **નઓસા** (ફારશીમાં નઓસા એટલે વરરાજા) યાને વરરાજા ભેખે અત્રે આવી આરારતે થયા. તે ઉપરથી નઓસા=વરરાજા; આરાઇ=આરાયશતન ઉપરથી તેનો નવસારી થયો કહેવાયછે. વળી લગ્નમાં લોકો લાઈટનો છેડો જોવા જે જગાએ જતાં તેઓ બોલતાં કે ગણદેવી ('ચંદુઈ=રોશની ) જોવા યાને લાઈટ જોવા જઇએ, તે ઉપરથી તે જગાનું નામ ગણદેવી પડયું કહેછે. જે તળાવમાં દુધ ભરાયું તેનું નામ "દુધ્યું," અને જેમાં શરબત ભરાયું તેનું નામ "શરબત્યું" તળાવ એમ નામો પડયાં કહેછે. શરબત્યું તળાવ આ દરગાહની દક્ષિણે નજીકમાં, અને દુધ્યું તળાવ દરગાહની પશ્ચિમે આવેલું, આજે પણ એજ નામોથી ઓળખાય છે. એ દરગાહ આગળનાજ ફળીયાંમાં હજરત સૈયદ સાદાતનું એક લંગર ( સદાવ્રતું ) ચાલતું હતું. જ્યાંથી ફકીર ફુકરાઓ અને ગરીબ ગુરબાઓને રોજ દાળભાતનું સદાવ્રત મળતું હતું. તે ઉપરથી તે ફળીયાંનું નામ "લંગર પરૂં" આજે પણ બોલાય છે.

**ચચ ચાકરની ચતુરાઇ**:— લગ્નની રીતમાં ઘણા સરંજામની સાથે સુરચંદ રાજાએ ગંગા નામની ચાકરડી, અને 'ચચ" નામનો ચાકર આપ્યો. નવસારીમાં પીર નૂરસતાગરના ઘણા મુરીદ થયા, તેમાંથી થતી મોટી પેદાયશ જોઈ, ચચનું મન બગડયું. તેણે પીરને ઠેકાણે પાડી પોતે પીરની જગ્યા ઉપર આવવા વિચાર કર્યો. પીર સમાધિમાં હતા ત્યારે ચચે પાળણદે બીબીને સમજાવ્યું કે, પીર સમાધમાંથી જાગૃત ન થાય તો આપણી શી ગતી થાય ! માટે એ વિષે આપણે પીરને પૂછી માહિત થવું જોઇએ. બીબીએ તેમ કર્યું. પીરે કહ્યું કે, મારા શરીર ઉપર માંખ બેસે, ત્યારે સમજવું કે, મારા શરીરમાં જીવ નથી. આ વાત બીબીએ ચચને કહી. ચચે સમાધિની હાલતમાં પીરના બદન ઉપર ખાંડ છાંટી. તે ઉપર માંખ બેસવાથી તેણે પીર મરણ પામ્યાની વાત જાહેર કરી, અને દફન કરાવ્યો.* સોમનાથના દેહરાંમાં શેખસાદીને મળેલા ધુતારા હિંદુની માફક, પીરની કબરની બાજુમાં ચચે ખાડો ખોદી, પોતાના એક ચેલકાને કંઈ ભેદ ભણાવી સંતાડયો, અને પોતે પીરની ગાદીનો વારસ છે એમ શિષ્યોને જાહેર કર્યું. તેની સામે "ચોટ" નામના પીરના બીજા ચેલાએ દાવો ઉઠાવ્યો. અંતે આ વાતનો ખુલાસો મેળવવા તેઓ શિષ્યો સમેત પીરની કબર પાસે ગયા, અને

* ધારગરીથી ભોંયરા વાટે આવવાનો એક રસ્તો જેમ અત્રેથી જુમા મસ્જીદમાં હમે નજરે નજર જોયોછે, તેમ એ પીરની દરગાહમાં બીજો તેવોજ હોવાનું કહેછે.

સવાલ કરતાં કબરમાંથી એમ અવાજ થયો કે, "ચોટ ત્યાં ખોટ અને ચચ ત્યાં સચ". આ બોલવું પીરનું નહીં, પણ ચચના ચેલાનું હતું. આવી તરેહનો દગો પીરથી ખમી શકાયો નહીં. પીર પોપટ રૂપ થઈ કબરમાંથી નીકળી આવ્યો.* ચચ નાઠો અને ધર્મના પુસ્તકો સમેત મેઘવાળોના પાડામાં ગયો, અને તે વડે મેઘવાળોને બોધ્યા.× એ પીર ૪૮૭ હીજરીમાં ગુજર્યા હતા. આ કથામાં સિદ્ધરાજ જોડે તેનો સંબંધ બતાવ્યો છે. રાસમાળમાં સિદ્ધરાજનું વૃત્તાંત છે, તેમાં સિદ્ધરાજે ઈ. સ. ૧૦૯૪ થી ૧૧૪૩ સુધી રાજ્ય કર્યાનું લખ્યું છે. એ બીનાને અલીઝિકરતલસલામની હકીકત ઉપરથી ટેકો મળે છે. તે એવી રીતે કે, એના વખતમાં નૂરસતાગર અલમુતમાં હતો, એવી વાત "માતંગના કવીત" માં છે. અલીઝિકરતલસલામના વૃત્તાંતમાં તેની વફાતનો સન ૪૮૭ નહીં પણ ૫૬૧ હીજરી બતાવેલો છે. આ પીરની દરગાહ આપણા નવસારી શહેરમાં છે. એ પીરના શિષ્યોને ઘણાખરા પીર ઇમામદીને, નવસારીનો નૂરસતાગર અમારો દાદો થાય એમ સમજાવી વાળી લીધા હતા, અને તેની દરગાહ પણ તે પછી તેમના વંશવાળાઓના કબજામાં આવી હતી. એ દરગાહ ઉપર શિષ્યો પૈકી સુમારે ૨૫૦ પાઘડી દશોંદ÷ આપે છે, તેમાંથી નવસારીના પુજારી અને દરગાહનો ખર્ચ ચાલે છે. એ પીરના શિષ્યો કણબી ખારવા, કોળી ઇત્યાદિ છે. અસલ એક ઓટલા ઉપર એ પીરની કબર હતી. મી. નાનજીઆણી કહે છે કે તે ઉપર ખોજાઓએ ઉઘરાણું કરી દરગાહ બનાવી હતી, તેને

* પીર કબીરદીનનું જ્ઞાન જેમાં ઇશ્વરને વૈરાટ સ્વરૂપ યાને જગતનું ઇશ્વરને રૂપ આપીને દર્શાવેલો છે, તે જ્ઞાનમાં "હેજંદા" શબ્દ વિષે લખ્યું છે કે તે કહેવાથી હાથીદાન જેટલું પુણ્ય થાય, અને "કાયમ પાયા" કહેતાં ઘોડાદાન જેટલું પુણ્ય થાય. ખોજા લોકો ઘટપાટની સ્થાપન અને ઉત્થાપન વખત આ શબ્દો બોલે છે. તેની ઉત્પતિ વિષે કેટલાક કહે છે કે, પીર સદરદીને કેકશહેરમાં જંદા રૂપે તપશ્ચર્યા કરી ત્યાં તેને ઇમામે કૃપાવંત થઇ "હેજંદા" (હીજડા શબ્દ એનું અપભ્રંશ જણાય છે) કહી બોલાવ્યો, ત્યારે તેણે કહ્યું, "કાયમ પાયા" એટલે ઇમામ જે અમર છે તેને હું પામ્યો. વળી બીજું મત એ જે કે નવસારીના સૈયદ સાદાત જ્યારે કબરમાંથી પોપટ રૂપે નિકળ્યા, ત્યારે "ચોટે" શિષ્યોને કહ્યું કે "હેજંદા." એટલે પીર સજીવન છે, તેની સામે તેઓએ "કાયમ પાયા" કહ્યું, એમ કહે છે.

"હેજંદા" અને "કાયમ પાયા" એ સતપંથીઓના, ફ્રીમેશન પંથની માફક, ગુપ્ત શબ્દો છે. કોઇ માણસ કોઇ સતપંથીને એમ કહે કે, "હું સતપંથી છું, મને ક્રિયામાં સામેલ કરો." તેની ખાત્રી કરવા સારૂ તેને "હેજંદા" કરીને કહે છે. તેના જવાબમાં જો તે "કાયમ પાયા" કહે તો તેને દાખલ કરે છે. હાથ મેળવવામાં પણ તેવો ગુપ્ત ઇશારો છે. તે એવો કે, અંગુઠાને પકડી પાછી રીતસર હાથ આપવો. અંગુઠાને પકડવો, એ અદ્વૈત મતની નિશાની છે. એટલે એક ખોદા—સત્ય, અને બીજું સર્વ મિથ્યા.

× મેઘવાળ—તે ઢેડા લોકોનો ગરડો. એ પ્રમાણે જોતાં ઢેડાઓના ગરડા ગુરૂ (બ્રાહ્મણ) ની ઉત્પત્તિ પણ નવસારી સાથેજ સંબંધ ધરાવે છે.

÷ દશોંદજકાત એટલે કમાઇમાંથી અઢી ટકા કાઢવા તે. એ જકાત નાખવાનો હક પેગંબરનો છે. તેમના જાએનશીનો માટે નથી. કહે છે કે ખોજા લોકો બાબરી ઉતરાવવા હજુબી જ્યારે એ પીર આગળ આવે છે ત્યારે રા રૂપીયાની જકાત આપે છે. તેમાં ૧૧ રૂપીયો આ ગાદીનશીન અને ૧૧ રૂપીયો આગાખાન લીએ છે. બીજી નજર ભેટનાં પણ એજ પ્રમાણે નિમો નિમનો હિસ્સો છે.

સુમારે ૧૪૦ વર્ષ થયાં હશે. તે પછી તેને વધારવાના ખર્ચમાં ખોજા શેઠ કાસમભાઇ નાથાભાઇ અને બીજાઓએ મોટી રકમો ભરી હતી એ પીરનો ઓરસ દર વર્ષ રમજાનની ૧૭ મી તારીખે ભરાય છે. ત્યાં એના મુરીદ અને ખોજા લોકો તથા બીજી જ્ઞાતિના માણસો પણ એકઠાં થાય છે.

વળી હાલના ગાદીનશીનનું એવું કહેવું છે કે, એ શોનાના કળશના ગાદીનશીન પીરો અલી કબીર અને હાશનશાના વખતમાં એ દરગાહ સમારવાને બહાને કેટલાકો, ભોંયમાં સુરંગ પાડી નૂરસતાગરના પ્રેતવાલી પેટી લઇ જવાની ગોઠવણ કરતા હતા. પણ તેના સતને લીધે તે પેટી જેમ જેમ ભોંયરૂં ખણાતું ગયું તેમ તેમ, નીચે જમીનમાં ઉતરતી ચાલી, અને પાછળથી રોજો નમી ગયો, અને તેના ગુંબજમાં ફાટ પડી. ગાદીનશીન બહાર ગામ ગયના, તે આની ખબર થતાંજ આવ્યા. અને તેમને નૂર સતાગરે આગાહી કરાવી તે પ્રમાણે પથ્થરો પુરતાં ભોંયરૂં બંધ થયું. તોપણ રોજા ઉપરની ફાટતો હજુ સુધી રહી ગઈ છે, જે આજેપણ બતાવવામાં આવે છે. પછી, કહે છે કે, મહારાજા ખંડેરાવ, જેઓ મુસલમાન ધર્મને બહુ માન આપતા, તેઓએ ખાસ ઠરાવ કર્યો, કે આવું કામ કરનારા પૈકીના કોઇએ હવેથી આવવું નહીં, આવે તો ૨૫૦ રૂપીઆ દંડ લેવો. અને તે પ્રમાણે એકવાર અમલ પણ કીધેલો કહેવામાં આવે છે.

હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગો ઉપર જે પીરોની દરગાહો છે, તે ઘણે ભાગે નવસારીના આ પીરના મૂળ્યાં છે. "બગનપુરવાળા" અને "આઠીઆ" પંથીઓ, એ પીરની ખાસ ઓલાદના નથી, પરંતુ દત્તક કહેવામાં આવે છે. એના સંબંધમાં નવસારીની ખાસ ગાદીવાળાની ઓલાદ વચ્ચે અને તેમના વચ્ચે મારામારીઓ વટીક ચાલી હતી. જેમાં સરકાર પણ વચ્ચે પડી હતી, અને તેમની મારામારીનો નિવેડો આણવા પહેલાં કાજીપુર તે હાલ કાદીપોર ગામે દિલ્હીથી ખાસ વજીરે આવી ઠરાવો કરેલા છે. બરાનપુરના પીરની ગાદીના જાએનશીન ગુલામ રસુલ ઉર્ફે બાવા સાહેબે નવસારીની દરગાહ માટે દાવો ઉઠાવ્યો હતો, પરંતુ હીજરી ૧૧૮૭ માં બનાનપુરવાળાનો ઠરાવ એવો થયલો જણાવવામાં આવે છે, કે એ ગાદીવાળા જો પૂર્ણા નહિ ઓળંગીને નવસારીમાં દાખલ થાયતો રૂ. ૧૦૦૦૦ આપે, અને નવસારીની દરગાહના સૈયદ સગીર તથા તેના બેટા સૈયદ કબીરના વખતમાં હીજરી ૧૧૯૯ માં આઠીઆ પંથી પૈકી રીંધી કોમના સાજી સવાઇએ એ દરગાહ માટે વાંધો ઉઠાવ્યો હતો. તેથી જો તેઓ ફરી વાંધો ઉઠાવે તો રૂ. ૨૫૦૦૦ લેવાનો ઠરાવ ગાયકવાડ સરકારે કરેલો જણાવવામાં આવે છે.

ખોજાપંથના જ્ઞાનોમાં એમ કહ્યું છે કે, એ પીરની એકવાર ભેટ લીધા વિના ચોરાસી લાખ ફેરાની મુક્તિ થતી નથી. એ જગ્યા નવસારીના ઈમામશાહી સૈયદોએ આગાખાનને કબજે ન આપવાથી, મી. નાનજીઆણી કહે છેકે, સંવત ૧૯૧૨ ની સાલમાં તેની સત્તા ખેંચી લેવામાં આવી હતી એમ કહેવાય છે.×

ઈસમાયલી સુઝનની ચોપડામાં નૂરસતાગરનું બીજું નામ "નૂરમહમદ" એવું બતાવ્યું છે, તથા નૂર સતાગરને ગુજરવાને ૭૫૦ નહીં પણ ૮૨૮ વર્ષ થયાં છે, તેમજ

×કહે છેકે તેથી આગા હસનઅલી સાહેબ નવસારી આવેલા, પણ તેઓ કંઇપણ વિરોધ કર્યા વિના પાછા સિધાર્યા હતા

એ પીરની ઉમ્મર ૩૫૦ વર્ષની કહેવામાં આવે છે! અને કહે છેકે વર્ષમાં ૭ મહિના તેઓ સમાધિમાં રહેતા,' અને ૬ મહિના દુન્યાદારીમાં રહેતા, તેથી તેમની ઉમ્મર ગણવામાં કેટલીક ચુક થયલી જણાય છે.

નૂરસતાગર યાને નવસારીના સૈયદ સાદાત પોતે જ્ઞાની હતા. શિષ્યોને પણ અંતનો બોધ તે તેવોજ કરતા હતા. એના શિષ્યો એને ઇશ્વરનો અવતાર ગણતા હતા, અને બ્રહ્માનો અવતાર લેખતા. એ વાત માતાપંથીઓ પાસેથી મળેલા દશ અવતારના ભજનમાં છે, અને તે નીચે પ્રમાણે નવસારીમાં ગવાય છે;—

"સત જુગમાં પ્રભુજી ચાર અવતાર લીધા, પ્રથમ કોરભ અવતાર લીધો, કોરભરી માતા પદ્માવતી તેને પેટે અવતર્યાં, પીતા પૂર્વરેખ કહીજે; માન સરોવરમાં યુદ્ધ કીધો છે, ત્યાં મદ ફીટક દૈતને માર્યો છે. દૈતની માતા તો સંપ્રાદેવી, પિતા તો નારાકંશ, તેનો દીકરો તે રાક્ષસ અવતર્યો, તેને ધરતીનો મધ ચાખ્યો, તેનું નામ મદફિટક. તે માર્યો ત્યારે બીજે અવતાર મચ્છનો લીધો,' તેની મા સંખાવતી, પિતા અતીતરખ, ગુરૂ સોઝનંદ, તે સંખા દાવણ કાજે અવતર્યો. સંખવો બ્રહ્માજીના વેદ હરી ગયો, તેની માતા જારજાદેવી, પિતા સામેરીરખ, તે હંસના ખેત્રમાં માર્યો છે; ત્રીજે રૂપ વરાહીનો લીધો, તમ્મર દાવણ દેવ યુદ્ધ કીધો, વારાહીરી માતા તો પદ્માવતી પિતા દેલરેખ, ગુરૂ દેરચંદ, તમ્મર દાણવરી માતા જાંબુવતી, પિતા સિદ્ધબળ તે ઢોર સમુદ્ર ખેત્રમાં માર્યો છે. ચોથો અવતાર નારસિંહરો લીધો છે, પેરાજ કારણ યુદ્ધ કીધો છે, માતા લીલાવતી, પિતા તો કંસવરગણ, તેને પેટે અવતાર લીધો છે. દૈત હરણાકંસ માર્યો છે, હરણાકંસની માતા તો મછગંધા, પિતા આદક તે કાસ્મીરીમાં નારસિંહરૂપ હોય માર્યો છે. એવા અવતાર પ્રભુજી સતજુગમાં લીધા; તા પછી ત્રેતાજુગમાં અવતાર હરી લીધા; પ્રથમતો વામનરૂપ છે; તેની માતા લીલાવતી પિતા હરીકસ, ગુરૂ વિપચંદ, વામનરૂપ લઈ બળને માર્યો; ત્યાંથી ફરસરામ અવતર્યો, ખેત્ર ઇસાણુદમાં અવતર્યો છે, માતા રાણુકદેવી, પિતા જમદારખી, ગુરૂ અંગરખ દૈત સસા અરજણ માર્યો, સસા અરજણરી માતા વ્રજતારકી, પિતા જાલુધન તે ફરસરામ માર્યો. સાતમો અવતાર શ્રીરામચંદ્રનો લીધો, તેની માતા કૌશલ્યા, પિતા દશરથ, ગુરૂ વશિષ્ટમુની, અજોધામાં અવતર્યા છે, ત્યારે જણુંખ ઘરે સીતા અવતર્યા છે, તે ત્યાં રામ લક્ષ્મણ વનવાસ થઇ આવ્યા છે, નવતાડી પાડી છે, રામચંદ્ર સીતા પરણ્યા છે, ત્યાંથી રાવણનો વેર લાગ્યો છે, રાવણરી માતા ત્રજટા, પિતા દેલારખ, રાવણ અસુર થયો છે, તે સીતા હરી ગયો છે, તે રાવણ માર્યો છે, લંકા વિભિખણને સોંપી છે. સીતાજી વારી આવ્યા છે, ત્રેતાજુગ આવી રહ્યા છે. ત્યારે દ્વાપર આવ્યો છે. પ્રભુજી અવતાર લીધા, પ્રથમ અવતાર કરસનજીનો માતા જસોદાજી પાર્યો છે, કંસ મારવા કાજે અવતાર લીધો છે, કળજુગમાં બુદ્ધરૂપ લીધો છે; તેની માતા કરણાવતી, પિતા તો વછરાજ. તે અંતજોતમાં બેઠો છે. તેની માતા ગંધારી, પિતા અંધરાજ, તે વાઘપર માર્યો, **નુરસતાગરજી વેદ સુણાયો મુસલમાન હોઈ વેદ સુણાયો,** કળજુગ બેઠો તે કોણદને, ભાદરવા વદ તેરસ વાર શુક્રાગ્રને દિવસે કળજુગ બેઠોછે."

આપણા નોશાકરા નૂરસતાગરના ભજનો જણાયાં નથી, પણ તે પછીના પીરોએ

પોતાના જ્ઞાનોમાં જે બતાવ્યાંછે, તેમાંથી " સતગુર નૂરના શ્લોક " ને નામના જ્ઞાનમાંથી થોડાક શ્લોક આપણા સૈયદ સાદાતની તારીફના જણાવીશું. " સતગુર કહેરે દિલમાં દેવળ પુછીએ, અને દિલમાં દેવ દુવાર; દિલમેં સાંઇ આ આપ વસે તો દિલમાં આપ દિદાર. સતગુર કહેરે આપે દરીઆ લેર હુયે અને આપે વરસે નુર; આપે સબ ઘટ દીસતા સો અંધા કે મન દુર. " ફિરસ્તાની તવારીખમાં સૈયદ મહમદ નુરબક્ષ વિષે હકીકત નીકલેછે, તે નવસારીના આ મહા પુરૂષની હકીકત સાથે મળતી આવેછે. પીર શમસના વૃતાંતમાં બતાવ્યા પ્રમાણે બદખશાનમાં તેના મુરીદ હતા, ત્યારે બીજે ઠેકાણે પણ હશે. મીર હૈદરે અમીર સૈયદ મહમદ નુરબક્ષનો રશાલો વાંચ્યો હતો તેથી જણાય છે કે, તેમણે કેટલીક કેતાબો બનાવી હશે, પણ તે હાથ લાગતી નથી. વળી ફિરિસ્તાની કેતાબ પ્રમાણે શાહકાસમ અનવ્વર જેને મુરીદો " જમાનાનો ઇમામ " ગણતા તેનો આ નોશાકરો નૂરસતાગર બાપ થતો હતો, અને પીર શમસ શાહ કાશમના મુરીદોમાંથી હતો એમ પણ જણાયછે. માતાપંથ ને " જોત પંથ " પણ કહેછે. એ મતને અનુકુળ આવે એવો નુરબક્ષ એટલે જોતનો આપનાર લકબ એ સૈયદ સાદાતે રાખ્યો હતો. એણે પોતાને ઇશ્વરનો અવતાર અથવા ઇમામ મનાવ્યો છે.*

---

## પ્રકરણ ૮૫ મું.

**ચચ અથવા માતંગ.**

---

નવસારીના આ નૂરસતાગરનો શિષ્ય ચચ જેને નૂરસતાગરે પોપટ રૂપ થઈ નસાડ્યો, તે મેઘવાળોના વાડામાં સંતાયો એવી વાત પાછળ આવી છે. મી. નાનજી- આણી કહેછે કે, ખોજા લોકો આ ચચને " ચચ મુખી " નામથી ઓળખે છે, અને મેઘવાળો તેને " માતંગ "નું નામ આપેછે. તે કહેછે કે હજરતઅલીએ અલમુતગઢમાં નૂરસતાગરને જે મંત્ર આપ્યો હતો, તે તેણે પોપટ રૂપ થઇ " માતંગ "ને આપ્યો, ને તે મંત્ર વડે માતંગે મેઘવાળોને બોધ્યા. મેઘવાળો માતંગને ઇશ્વરનો અવતાર ગણેછે.+ એણે નવસારી અને ગુજરાતના ઢેડાઓને તથા મેઘવાળોને શી રીતે બોધ્યા,

---

*ખોજાપંથના જ્ઞાનોમાં સતગુર નુર પછી " માલેદીન "નું નામ આવેછે, અને પીરોની ટીપમાં " ઇમામદીન "નું છે. એ બેઉ નામો નૂરસતાગરના ચેલા " ચાટ "ના હશે એમ " અનંતના પાઠ " ઉપરથી માનવામાં આવેછે. ( ખોજા વૃતાંત )

+ ખોજાના વૃતાંતોમાં કહેછે કે, માર્ગી એટલે માતા પંથના મત પ્રમાણે નવ અવતાર સુધી હિંદુ અવતાર મળતા થઇ, પીર શદરદીને મુસલમાન છતાં દશમો અવતાર હજરત અલીનો બતાવ્યો, અને તેનો અવતાર ઇમામ ઇસલામશાહને બતાવ્યો. આ યોજના નિચે પ્રમાણે હતીઃ— બ્રિઅનાદ (૧) આદ (૨) અવિગત (૩) આદ (૪) હવ (૫) કવ (૬) ધમ (૭) કવર (૮) તર (૯) નાદ (૧૦) ઉત્રા (૧૧) હરીનક (૧૨) અંત (૧૩) અતીત (૧૪) **વાંસે શ્રી મછ (૧)** મનાયક (૧૫) અજમેલ (૧૬) ઉગ્રસેન (૧૭) ઇચ્છવર્ષપત (૧૮) એસુજાવ (૧૯) વણુવીર (૨૦) **વાંસે શ્રી કોરભ (૨)** બર્કીત (૨૧) બેદાઆત (૨૨) પ્રજાપત (૨૩) ઉગ્રસેન (૨૪) કદીમ (૨૫) હોએલ (૨૬) **વાંસે શ્રી વારાહ (૩)** કેશવ (૨૭) બળીઆ (૨૮) વમઅનુ (૨૯) તાહુતરા (૩૦) ગોતમ (૩૧) પુરીતક (૩૨) **વાંસે શ્રી નરસંગ (૪)** નનાયેક (૩૩) કુસુપરખ (૩૪) કિસ નંદલુ (૩૫) **વાંસે શ્રી વામન (૫)** માનધાતા (૩૬) પૃથ્વી જય (૩૭) એશ્રીત (૩૮) જન લગન

કહો કે હિંદુ ઉપરથી મુસલમાન કીધા, તે સમજવા માતંગનું એક કવિત આપીએઃ—

**માતંગનું કવિત**—" અલમુતગઢ આલી બણે, કોકો મુંજ ભાખત્ર પાળશે. પચવીશ ગામ સોસત્રપન, એતરમેં સદ સભળાવે. તબ ઉઠ્યો **નુરરૂતાગર તેજુવાય** દેવ તારા ભાખત્ર પાળશું. જેમ હજરતઅલી કહે તેમ કરશું. ઉગમણુ જીઉ ગમત કરશું. આગળ સીમ નહીં સુજંત, દો નેણુ ભેર રોદન કીઆ. આગળ છે **પાલણદે** મથા. એ બેનડીનો વેર હતો તે મેળાપત કરશું. અમનુગર, અહનગુર, વદનગુર, બ્યાસગુર, કળજુગ કધ સાખ પુરો, કરમ તો કરે કોયડા. અમો એ આલી, અમો એ ઇશ્વર,

---

(૩૯) **વાંસે શ્રી પરસુરામ** (૬) રૂધ (૪૦) જજીઆત (૪૧) કુંભ હરી (૪૨) અજેપાળ (૪૩) દશરથ (૪૪) **વાંસે શ્રી રામ** (૭) પદમ (૪૫) જસવદણુ (૪૬) વીરપાળ (૪૭) વાસુદેવ (૪૮) **વાંસે શ્રી કાન** (૮) પ્રીબત (૪૮) જનમેજય (૫૦) શિવાનંદ (૫૧) વિણુવછરાજ (૫૨) **વાંસે શ્રી બુધ** (૯) શીરા (૫૩) સામ (૫૪) મલેક (૫૫) ઇસવામ (૫૬) હારામ (૫૭) સામાન (૫૮) આદાન (૫૯) નિઝાર (૬૦) મિંઝાર (૬૧) ઇલીઆસ (૬૨) મલેક (૬૩) ખમીમ (૬૪) કિતાન (૬૫) મસરૂત (૬૬) દુઇઆલ (૬૭) ગાલબ (૬૮) લવે (૬૯) કાબ (૭૦) મુરાદ (૭૧) કઝીમ (૭૨) મુતંહર (૭૩) અબદુલ મુનાફ (૭૪) હાસમ (૭૫) મુતલબ (૭૬) તાલબ (૭૭) **વાંસે શ્રી મોલા મુતલા અલી** (૧૦).

એ પ્રમાણે હિંદુઓના ઇશ્વરી અવતારોની પેઢીઓ લખી નવમા બુદ્ધાવતાર પછી દાદા આદમની પેઢીઓ લગાડી દશમો અવતાર હજરતઅલીનો બતાવ્યો છે. શક્તિના ત્રણ પુત્ર બ્રહ્મા, વિષ્ણુ અને શિવ વિષે આમ ગોઠવણુ કરી નબી મહમદને બ્રહ્મા ઠરાવ્યા, હજરતઅલીને વિષ્ણુ, અને બાવા આદમને શિવ ઠરાવ્યા.

જ્ઞાનનો પાઠ.

જીરે ભાઇરે આજ કલયુગમાં, ઇશ્વર આદમ નામ ભણાયાં,
ગુરૂ બ્રહ્મા તે નબી મહમદ કહાવ્યા, હો જીરે ભાઇ—૧
જીરે ભાઇરે પુરૂષ ઉત્તમ વિષ્ણુજી, અલી રૂપે નામ ભણાયાં,
તેતો નામ રખી સરે ધાર્યાં, હો જીરે ભાઇ—૨

પીર સદરદીનના વખતમાં બાવા આદમ, પેગંબર મહમદ, અને હજરતઅલી કોઇ હતા નહીં, પણ સદરદીને તે નામોનો સંબંધ લગાડી એમ યોજના કીધી કે, પીર સદરદીન એ ગુરૂ બ્રહ્મા, નવસારીના નૂરસતાગર અથવા નબી મહમદ અને ઇમામ ઇસલામશાહ વિષ્ણુ, અથવા અલી એમ જાહેર કર્યું. હિંદુ ધર્મને માનનારી હલકી જ્ઞાતીઓને એમ ગડ્યું ગડ્યું સમજાવી મુસલમાન ધર્મ ઉપર યકીન બેસડાવેલું છે. અને પછી પંથીઓ ગાય છેકે,

" આસાજી સંતરદીપ ઇરાકખંડે, ધણુસર વધાઇયુ અલી અવતર્યાં; અલી નામ નિરંતર જપીયે, શ્રી ઇસલામશા જુગ પરવર્યાં " વિગેરે શિષ્યો વધારવામાં પીર સદરદીનની ઝડપ નવસારીના પીર કરતાં પણ વધારે હતી " છત્રીશ કોડી " નામના જ્ઞાનમાં કહે છે તેમ, તે શિષ્યોની વસ્તિ ૩૬ કરોડની હતી તેના ૩ ભાગ મુખ્ય હતા. ૧૨ કોડીનો મુખી તુલશીઓ કાશ્મીર તરફ હતો, લાહોરની ૧૨ કોડીનો મુખી રામદાસ હતો, અને સિંધ તરફની ૧૨ કોડીનો મુખી ત્રીકમ હતો. આ ૩ મુખી અને ૩૬ કોડી શિષ્યોને લઇ પીર સદરદીન પરમેશ્વરના અવતાર આગા ઇસલામશાહની ભેટ લેવા નીકળ્યા. તેની હકીકત મજાની, પણ લંબાણુ હોવાથી પડતી મુકી છે તોપણુ આ જ્ઞાનનાં એવો બોધ છેકે એ પીરે ૩૬ કોડીને કશી જોતાં ૧૨ કોડી કાયમ રહી, તે સ્વર્ગમાં પહોંચી, અને ૨૪ પાછી ફરી તે નર્કમાં પડી, તેની વાર્તાઓ ઘણી મોહક છે, પણ લંબાણ થાય માટે પડતી મુકી છે,

અમોએ રૂપ આગળ ધરંતે; મહદ્દીપ, જંબુખંડ, ડંમર માતંગ નામ ઉચરંતે, થાન બેઠો દાન દેશે, રાય રંક દોય સીજવશે, દેખ સુનારા સુનતાનજન, સુનતાન અયે સુરેધું ડામ. સુણે ન સુભમ દશ અવતાર. નવ અવતાર આગે રમ્યો. દશમો મેઘવારે જે ધરે, મહેસરી માતંગ આયો દેવ. ”

સાર:—અલમુતમાં અલીએ ભાષણ કર્યું હતું. તેણે કહ્યુ કે, મારાં વચન કોઇ પાળશે? આ વખત નવસારીના નૂરસતાગરે આંખોમાં આંસુ લાવી કહ્યુ, કે હે દેવ! તારાં વચન અમે પાળશું, અને જેમ તમે કહેશો તેમ કરશું. નૂરસતાગર યાને સૈયદ સાદાત નવસારીનાના વખતમાં હજરતઅલી અસમુતગઢમાં ન હતા. હજરતઅલીને તો એ વખતે પાંચશો વર્ષ થઇ ગયાં હતાં એમ કહેછે. આ વખત અલમુતમાં હસનઅલી ઝીકરતસલામ બાદશાહ હતો, તેને હજરતઅલીનો અવતાર ગણી તેના વિષે બોલવામાં આવ્યું હશે, એમ મી. નાનજીઆનીનું મત છે. અલમુતગઢમાં ભાષણ પણ તેણેજ કીધું હતું. ઉપલાં કવેતમાં વળી કહેછે કે:—હું અલી છું, હું ઇશ્વર છું, અને આગળ જે ઇશ્વિરનાં રૂપ થયાંછે તે બધાં ગેંજ લીધાં હતાં. નવ અવતારમાં મેં આગળ રમત કરી હતી, અને હમણાં દશમો અવતાર લીધોછે. એ પ્રમાણે હિંદુના ગીતામાં અને પારસીના હોરમજ્દયસ્ત જેવા અવરતામાં વણુવેલી ખુદાઇ શક્તિના જેવી જોડણી કરેલી જણાય છે, જે નવસારીમાં ગવાય છે. મેઘવાળો કહે છે કે તેઓ પ્રવિત્ર રૂપી હતા, પણ ગાયનો વધ કરવાથી અપવિત્ર થયા. એટલે ઢેડા થયા તે અગાઉ તો ઢેડાના બાપદાદા રૂપિ હતા. ! ! રૂપિઓએ મહુડાંના ફળનો રસ ( દારૂ ) પીધો તેથી ઘેલા બની ગયા, અને ઘેલાપણામાં ગૌહત્યા કીધી. એ નવસારીથી નાઠેલા ચેલા માતંગની જગ્યા સીંધના “ રાએમા બજાર ” નામે ગામના ઇશાન ખુણે છે. નવસારીમાં તે કેમ આવ્યો હતો તે જાણ્યું. હવે નિચલી હકીકતથી નવું જણાશે:—

એક વિદ્વાન બ્રાહ્મણ રૂમશામ તરફનો રહીશ હતો. તે પોતાના પિતાના પુસ્તકો લઇ નાઠો. તેના ભાઇઓ પાછળ થયા ત્યારે તે સિંધના “મઠડા” ગામે એક મેઘવાળ યાને ઢેડાઓના ગરૂડાના ઘરમાં ભરાયો. મેઘવાળે તેને પોતાની કુંવારી દીકરી જે એક ખાટલા ઉપર સુતેલી હતી, તેની જોડે સુઈ રહેવા કહ્યું. તેના ભાઇઓએ ત્યાં આવી પુછ્યું, ત્યારે મેઘવાળે કહ્યું કે મારા ઘરમાં તો મારી દીકરી ને જમાઈ સુતાં છે, તે શિવાય બીજું કોઈ નથી. એ સાંભળી તે પાછા વળી ગયા. હવે તે બ્રાહ્મણને મેઘવાળે કહ્યું કે, મારી દીકરીને તેં આળ ચઢાવી, માટે તેને તું પરણ ! બ્રાહ્મણે તેમ કીધું. થોડે દિવસે તે બાઇને ગર્ભ રહ્યો. પ્રસવ વખતે તેણે જોતિષ્યના નિયમ પ્રમાણે જોયું તો બે ઘડી પછી પુત્ર જન્મે તો પ્રતાપિ નિકળે, એમ તેને જણાયું, માટે તેણે પોતાની સ્ત્રીના પગ તંગ બંધાવ્યા, અને વખત થયો ત્યારે તંગ છોડતાં પુત્રનો પ્રસવ થયો, તેનું નામ તેની માને તંગ બાંધ્યો હતો, તે ઉપરથી “ માતંગ ” નામ પડ્યું. મી. નાનજીઆની કહે છે તેમ, ચચ અને માતંગનો ઇતિહાસ એટલો બધો મળતો આવે છે કે, જેથી તે બે નામ એકજ સખ્સનાં હતાં એમ માનવાને સંશય રહેતો નથી. નવસારીના પીર નૂરસતાગરનો આ ગ્નોશાકરો ચેલો ચચ અથવા માતંગ ઘણો પ્રતાપિ પુરૂષ થઈ ગયો છે. એ માતગના વંશનાઓ, આજેપણ કચ્છના રાવ અને નવાનગરના

જામના કપાળ ઉપર બેસતી વખત ટીળું કરે છે. તે સામે બ્રાહ્મણ જેવા પણ તેની છીટ ગણતા નથી.

### પીર શમ્શ.

ખોજાના વૃત્તાંતો ઉપરથી જણાય છે કે નવસારીના નૂરશતાગરના બે ચેલા હતા. એક ચચ અને બીજો ચોટ. ચચ મેઘવાળાનો ગુરૂ થયો, અને ચોટ તે પીરનો વારસ ઠર્યો. ચોટ વીશે કંઈ વધારે જાણવા લાયક નથી, પણ ચોટનો વંશજ અથવા પંથી પીર શમ્શ હતો. તેને " શમ્શચોટ " કરીને કહે છે. પીરોની ટીપમાં નવસારીના નૂરસતાગર પછી ઇમામદીનનું નામ આવે છે, તેને " ઈદ્ર ઇમામ કબરાશી " કહે છે. ( નવસારીના સૈયદસાદાતના ૧૮મી પેઢીના વંશજ તથા પીરશમસના ૩જી પેઢીના વંશજ પીર સદરદીનના જ્ઞાન ખોજા લોકો પ્રીતથી પઢે છે એ પીર સદરદીને પોતાના શિષ્યોને ખોજાનો બકલ આપ્યો. એના કેટનાક શિષ્યો જે હિંદુની આકૃતિમાં રહી ગયા છે, તેઓને ખોજાઓ " ગુપ્તિ " કહે છે. તેઓ પંજાબ ને સીંધમાં છે. ખોજા=ખ્વાજા એટલે સરદાર તે ઉપરથી. એ પ્રથમ રામની સીતાના લવ ઉપરથી થયલા હવાણા હિંદુઓ ઉપરથી ખોજા થયા છે. ઠક્કર, ઠાકર, વગેરેને મળતો પોતાનો અસલ અર્થક અને નસલસુચક શબ્દ એ મુસલમાન થયલા હિંદુઓએ લીધો છે. એ ખોજાઓના પીરના મુળ પુરૂષ નવસારીનાજ છે, એટલે ખોજા પંથ પણ નવસારીનેજ આભારી છે. ) તે ચોટ પણ કદાપિ હોય. નવસારીના મુખ્ય પીરના વારસની ઓલાદમાં એના ચમતકાર વિશેષ છે. એ શમ્શ વિષે " ચંદ્રભાણ " નામના જ્ઞાનમાં લખ્યું છે કે, તેણે શિષ્યો પાસેથી માણસનું માંસ માંગ્યું હતું, અને તેને માટે ૭ લાંઘા કહાડયા હતા, યાને લાંઘણ રાખી ભૂખ્યો રહ્યો હતો. અંતે ચંદ્રભાણ નામના ભકતે પોતાનું માથું કાપી આપી, તેનું ખાણું બનાવ્યું. પણ પીરે તે ખાણું ચંદ્રભાણ વિના ખાવા ના પાડી; અને અંતે ચંદ્રભાણને પાછો સજીવન કરી સાથે જમાડયો ' આ વાર્તા માતાપંથના " સગાળશા " અને "ચેલીઆ" ને મળતી છે. વળી ચંદ્રભાણને મળતું " સરભાણ '' નામનું જ્ઞાન છે. સુરભાણ ભકતે આ પીરને માથાપરના બાળ પકડી પોતાની ચામડી ઉતારી આપી હતી, તેની તેણે મોજડી બનાવી હતી એમ તે જ્ઞાનમાં લખ્યું છે. ચંદ્રભાણ અને સુરભાણના વખતમાં એક "હરજી" નામના મોચીએ પીરશમ્શની ઉત્તમ સેવા બજાવી હતી. તેથી ચંદ્રભાણ એક, સુરભાણ એક, અને હરજી મોચી અડધો, એમ ખોજા લોકો પોતાના પંથના અઢી મોમન ગણેછે. તેઓ જ્યારે પ્રાર્થના પઢેછે ત્યારે આ અઢી મોમનની હિમાયત માંગેછે. "(અઢી મોમન જે પ્રસાદે)" "મોમન ચિંતામણી" નામના જ્ઞાનમાં પીરશમ્શની તરેહવાર મઝાહ પડે એવી વાર્તા આવેલી છે.

### પીરઇમામુદ્દીન.

નૂરસતાગરને યાને નવસારીના સૈયદસાદાત માટે કહે છે કે, એના નામનું સત વધારે હોવાથી, સતા=સત, ગર=ગુરૂ નામ પડેલું છે. તેના એક વંશજ પીરઇમામુદ્દીનને નરસતાગર કેવી મદદ કરતા હતા, તે વિષે ઘણું કથારૂપી પણ ગમ્મત સાથે જ્ઞાન મળે એમ કહેલું છે, અને જે વાતો નવસારીમાં ખરા ઈમાનથી મુસલમાનો કરે છે, તે મી. નાનજીઆણી ઉપરથી આપીએ. સંવત ૧૫૦૮ના ભાદરવા શુદ ૧૧ ને રોજે પીરઇમામુદ્દીન ગુજરાતના આદુણા નામે ગામે ગયા, એક મસ્જીદમાં ઉતારો લીધો,

જે મુસલમાનો ત્યાં નિમાજ પઢવા આવતા તેઓએ એ પીરને કહ્યું " તમે મુસલમાન છતાં નિમાજ કેમ નથી પઢતા?" પીરે કહ્યું, " મારી વતી મસ્જીદનો મિનારો નિમાજ પડશે. " એમ કહી તેણે આપણા નવસારીના પીર નૂરસતાગરની પ્રાથના કરી એટલે તુર્ત મીનારો સેજદા માટે નમ્યો તે જોઈ લોકો નાહા ! એ વાતની ખબર અમદાવાદ બાદશાહ મહમદ બેગડા ( કેટલાક વળી એમ કહે છે કે બગડયો શબ્દ ઉપરથી કર્યું બેગડા ? "=યાને કાં બગડયો? તેથી મહમદ બેગડા કહેવાયલો ) ને પડી. તેણે પીરને પોતાની હજુર બોલાવ્યા, અને મિજબાની કીધી. રકાબીમાં બિલાડીની તરકારી હતી. પીરે રકાબીને લાકડી ઠોકી કહ્યું, " ઉઠ રંડી લ્યાં તેરા કયા કામ હયે ? " બિલાડી સજીવન થઇ રકાબીમાંથી કુદકો મારી નીકળી. બાદશાહ ને દરબારીઓ આ જોઇ દીંગ થઈ ગયા. બાદશાહે ઇનામ આપવા માગ્યું, પણ પીરે એક વહેલ યાને ગાડી શિવાય બીજું કંઇ માગ્યું નહીં. નવસારીના મુસલમાનોને જો તેમની તવારીખ પુછીએ તો તે એવીને એવીજ હોય છે. આ પછી એ પીર ઇમામદીન "ગુરમત" નામના ગામડામાં આવ્યા. રસ્તામાં નાંધએ કોલી નામે લુટારાઓનો સરદાર મળ્યો, તેણે ગાડીને પકડી. પીરે કહ્યું કે તારાં અપકૃત્યની કમાઇ તારા કુટુંબ સાથે તું ખાય છે; પણ તેના પાપમાં ભાગ લેવા તારૂં કુટુંબ કબુલ કરે છે કે ? તે તેઓને તારે પુછવું જોઇએ. નાંધઆએ તેમ કીધું. તેની સ્ત્રી કેશર, દીકરી ધીરજ, બાપ પસુરપગી, અને બહેન ગઘુર એ બધાંઓએ પાપમાં ભાગ લેવા ના પાડી. તેથી નાંધઆને જ્ઞાન આવ્યું, અને વાટપાડુનો ધંધો તે દહાડેથી છોડયો, અને પીરનો તે શિષ્ય થયો. ત્યાંથી પીર સાહેબ " લાથારે " નામના ગામે આવ્યા. ત્યાં પાંચ મણ જનોઈ અને સવામણ કુંડળ ઉતર્યાં, એટલે હિંદુ ધર્મ તજી લોકો મુસલમાન થયા. એ પ્રમાણે નવસારીના પીરની ગાદીના સેવકો અને વારસો કે ચેલાઓ, ચો મુલકમાં પ્રખ્યાત થઇ, મુસલમાન ધર્મ ફેલાવતા ગયા.

એજ પ્રમાણે કવિ દલપતરામ ડાહ્યાભાઇએ બુદ્ધિ પ્રકાશમાં જે કથા આ પીરોની લખી છે તે અત્રેના સંબંધની છે. સૈયદ ઇમામશાહ* વિષે કહે છે કે, સંવત ૧૫૦૫ માં તેઓ ગુજરાતના જરમથા ગામે ગયા, ત્યાં ચાલુ ત્રણ વરસથી વરસાદ ન વરસેલો હોવાથી લોકોએ તેમને અરજ કરી. ઇમામશાહે કહ્યું કે " અભી બરસાદ આયગા. " પછી તુર્ત વરસાદ વરસ્યો, તેથી ત્યાંના પાટીદારોએ તેમને ગુરૂ કર્યા ! પછી ઇમામશાહે પાટીદારોને કહ્યું કે, આ ગામથી પશ્ચિમે હું તીર ફેંકું તે જ્યાં જઈ પડે ત્યાં મારૂં થાણુક બંધાવો. તે ઠેકાણે ઝુંપડી બંધાવી આપી. એવામાં અમદાવાદના બાદશાહ મહમંદ બેગડાએ શિકાર કરવા ત્યાં આવી મુકામ કર્યો. તેણે ઇમામશાહની પરિક્ષા લેવા સારૂ દુધમાં ઝેર નાખીને પાયું, તો પણ ઇમામશાહને કાંઇ પણ ઇજા થઇ નહી. વળી બાદશાહે બિલાડીનું માંસ રંધાવીને તેની આગળ મૂકયું ત્યારે ઇમામશાહે [illegible] "આઓ બચ્ચા કાયકો મરી પડી હયે !" એટલે બિલ[illegible] જીવતી થઇને તેમની [illegible] વળી બાદશાહે માંસની રકાબી મોકલીને કહ્યું કે, [illegible] માટે ગુલાબના [illegible] ઉપર એમ કહી રકાબી મેલી. ઇમામશાહે રૂમ[illegible] એટલે તેમાં ખરે[illegible] ગયાં, તે સૌને વ્હેંચી દીધાં. જ્યારે ઇમામશાહ [illegible] ારે તેમણે પોતા[illegible] સ્તે પીરા-

* એ સૈયદ ઇમામશાહ તેજ નવ[illegible] [illegible] જાદાતના વં[illegible] હોય એમ મળતા આવતા સાલવાર બનાવો ઉ[illegible]

ધુામાં રોઝો બંધાવવા માંડ્યો. તે ઉપર આશરે દોઢલાખ રૂપીઆ ખર્ચ્યાં. તે રોઝાથી દક્ષિણ તરફ ૪૦ કદમ ઉપર " નગીના ગોમટી " નામની પોતાની બેઠક છે. ત્યાં કહેછે કે, ગાદી ઉપર બેશીને રોજ સાંજે ગાદી નીચેથી નાણું કાઢી કાઢી મજુરોને મજુરી ચુકવી આપતા હતા. મજુર કોળીએ જાણ્યું કે, આ ગાદી હેઠે ખજાનો છે, તેથી તેમણે રાત્રીએ આવીને ને ઠેકાણે ચોરી કરવા સારૂ ખોદ્યું; પણ કંઇ મળ્યું નહીં: બીજે દહાડે સાંજે મજુરી ચુકવી આપ્યા બાદ, ફરીથી બીજીવાર મજુરી આપી. કોળીએએ કારણ પુછ્યું, ત્યારે ઇમામશાહે તેઓને કહ્યું કે, તમે રાતે આ ગાદી હેઠે ખોદવાની મજુરી કરી તેની મજુરીના એ પૈસા છે ! એમ કહી પૈસા આપ્યા. આવી કથાઓ મુસલમાનોમાં યકીનથી તવારીખ જેવી સત્તાધારીજ લેખાયછે, અને તેઓની તવારીખો એવાજ એતેકાદથી લખાયછે ! એ રોઝો તૈયાર થયો ત્યારે તેમની સેવામાં મુખ્ય સેવકો પાંચ હતા. હાજરબેગ મુસલમાન, બાબારામ ગાડીવાન, લઉવા કણબી, નાંઈઆ કાકા કોળી, સાણા કાકા લઉઆ કણબી, અને ચીચીબાઈ (બાબારામની બેહેન). તે પાંચે જણે ઇમામશાહને કહ્યું કે, આપ સ્વર્ગે જવાની તૈયારીમાં છો, માટે સેવાનો કંઇ બદલો આપી જાઓ. ઇમામશાહે હાજરબેગને કહ્યું કે, હું જ્યારે મરીશ, ત્યારે તું પણ મરશે, ને તારી લાશને મારા રોઝાથી ૨૦ કદમ દુર દફનાવવામાં આવશે, અને ઉનાળામા ગમે એવો તડકો પડશે તોપણ તારી કબર, અગાશીએ છતા, તેને તાપ લાગશે નહીં. તે ઠંડી રહેશે, અને મારા સેવકો તારી કબરને ફુલ ચડાવ્યા પછીજ મારી કબર ઉપર ફુલ ચડાવશે, તેમજ આજ પણ થાય છે. બાકીનાઓના જૂદા જૂદા રોઝા જૂદી જૂદી જગાએ તરેહવાર ભક્તિભાવથી પુંજાયછે, તેનું વર્ણન આપવાની જગા કે જરૂર નથી. પીરાણામાં એ પ્રમાણે પાંચ ગાદીઓ છે, અને તેઓના જૂદા જૂદા સેવકો પૈકી કેટલાકો-એ નવસારીના સોનાના કળશવાળી ગાદી ઉપર નવસારીના નૂરસતાગરના વારસ લેખે દાવો પણ કર્યો હતો. તે બીના જણાવતા પહેલાં તેમની ટુંકમા થોડી હકીકત સમજાવવી જરૂરની છે.

ઇમામશાહની ગાદીને માનનારા " ઇમામશાહી ", સુરભાઇની ગાદીને માનનારા " પાંચીવા " ( કાકાભાઇ કારભારીઓ થઇને માલેક થયા તેમાં પાંચ કારભારીઓએ કામ ઉઠાવી લીધું તે " પાંચીઆ " થયા ) અને નીચે જણાવ્યા પ્રમાણે " આઠ " જણે ઉપાડી લીધું તે " આઠીઆ " કહેવાયા. બાવા મહમદશાહની ગાદીને માનનાર " સાતીઆ શેખ ", બાકર અલીની ગાદીને માનેછે તેઓ " આઠીઆ ", અને નુરશાહનો રોઝો છે તેને " નુરશાહી મુમનો " માનેછે.

એ ઇમામશાહના ઘણા ચમત્કારો પૈકી એક એવો પણ છે કે, એઓ હજ્જ ગયા પછી આકળમીઆં નામે મુસલમાને આવી તેમની જગો દબાવી. ઇમામના દીકરાના દીકરા અશરફશાહે દિલ્લી દરબારમાં ફરિયાદ કરી. પાદશાહે પીરના સતનો ચમત્કાર જાણવા માગ્યો, કે લોઢાનો તવો તપાવીએ તે ઉપર રહીને નિમાજ પઢો તો તે જગ્યાની સનદ થાય. જુમારાતને દહાડે પાદશાહ સાથે અશરફ પણ નિમાજ પઢવા ગયા. પોતે જ્યારે નિમાજ પઢતાં નમ્યાં, કે મસજીદના બે ટોડા નમ્યા, અને પોતે ઉભા એટલે ટોડા પણ પાછા ટટાર થયા ! પાદશાહે અગરત થઇ ૪૫ ગિંવાનો પરવાનો કરી આપ્યો. હાલ પણ ઇમામશાહની માનતા ચાલેછે. લોઢાની બેડી તુટેછે, મતલબ કે કોઇને માથે

તોહમત આવ્યું હોય, તે ધણી લોઢાના વાળાની બેડીઓ પહેરી કબર આગળ જાય, એટલે જો તે સાચો હોય તો બેડી એકદમ તુટી પડેછે, અને લોકો તેને નિરપરાધી ઠરાવેછે. એ પ્રમાણે આપણે મનથી કથા જેવું, તે મુસલમાનોને મનથી ખરેખરીજ તવારીખ ગણાયછે, અને તેઓ આવા ચમત્કારોમાં એલ્મેએલાહીના ભેદો સમાયલા તથા ખુદાઇ બસારતો થયલી જણાવેછે. વળી તેના પછીના એક પીર તાજદીન, જે પણ નવસારીના પીરની ઓલાદનો (પછી અસલ કે દત્તક) ગણાયછે, તેની હકીકતો પણ જાણવા જેમ છે. તેમનું હિંદુસાહી નામ પ્રહલાદ હતું, તેથી તેના વંશજો પેરાજ પૌત્રા (પ્રહ્લાદ પૌત્રનું અપભ્રંશ) કહેવાયછે. તેઓ સોઢા લોકો સાથે વસેછે. તેઓ કહેછે કે પીર તાજદીન સોઢી પરણ્યા હતા તેના વંશમાંથી તે લોકો છે. પણ ખોજા કહેછે કે, સોઢી પીરના રૂપ ઉપર મોહીત થઇ હતી, તેને પીરે પહેરણ આપ્યું તે પહેરવાથી તેને હમેલ રહ્યો! આ પેરાજપૌત્રા પીર તાજદીનની ગાદીએ બેસતા અને ચાંઠની પેદાયશ ખાતા. વળી ખોજા કહેછે કે પીર તાજદીનની વફાત તો પંજાબના ઉંચ શહેરમાં થઇ હતી, તોપણ સિંધમાં તેની લાસ ખાટ ઉપર આકાશ માર્ગે આવી. એ ખાટના ચાર પાયાને ૪ ગુલામડી વળગેલી હતી, તેમાંથી ત્રણનાં ઇમાન કાયમ ન રહ્યાથી રસ્તામાં પડી ગઇ. બાકીની એક જણી ખાટની સાથે "જુણુ" ગામમાં પહોંચી, તેને દરગાહની આથમણી બાજુએ દાટી છે, તેને "દાઈ દાદલી" કહેછે.

એ પ્રમાણે હિંદુસ્થાનના તમામ પીરમાં મુખ્ય પીર નવસારીના સૈયદ સાદાત છે, અને તેના વંશજોએ દેશ પ્રદેશ આવા ચમત્કારોથી નામના મેળવી, એ નવસારીને માટે મોટી મગરૂર થવા જોગ ખીનાછે. પછી એકને મનથી તે કથા હોય, અને બીજાને મનથી તવારીખ હોય. પરંતુ મુસલમાન લોકોની નવસારીની તવારીખ પુછીએ, તો તે તવારીખ એજ છે, અને ઇનસાફને ખાતર તેને અમે આવકાર આપીએછે. આ નવસારીની મોટાઈમાં એ મોટી વાત હોવાથી લંબાવવી ભાગ પડીછે.

નૂરસતાગરના* શિષ્યો ખોરાસાન અને ઇરાનમાં હતા, અને હિંદમાં પણ તેમના શિષ્યો એ રીતે જગે જગ થયા, તેઓ તેમને "જમાનાનો સાહેબ" એટલે ઇમામ તથા ઇશ્વરી અવતાર ગણાતા.

### મગદુમસાહ પીર.

હજરત પીર મગદુમ નશીરૂદ્દીન વલ્દે જમાલુલ્લા સાહેબ સીદીકીની નવસારી ખાતેની દરગાહ વિષે ઘણીક જાણવા લાયક હકીકત છે. સેખ ફકીરૂલ્લા ઉર્ફે દિવાન સાહેબ, જે

* નૂરસતાગરની હાલની ઓલાદ જે નવસારીમાં છે તેનો છેડા, છેક હજરતઅલી સાથે નિચે પ્રમાણે જોડાયલો છે. અને તે સર્વ પીરો કહેવાયછે:—(હૈયાત) પ્યારેસાહેબ હાશમશાહ, બાપુમીઆં, પેરાસાહેબ, હાશમશાહ, અલીકબીર, અલીસગીર, હાશમશાહ, બાકરશાહ, દુલામહંમદશાહ (બહરાનપુરી) હાનામશાહ, શાલેજી, શેદખાંન, નરઅલીમહંમદશાહ, (પીરાંણા) ઈમામુદ્દીન, પીરકબીરદ્દીન, મહંમદ શફરોદ્દીન, સૈયદશાહબુદ્દીન, હજરત નશીરોદ્દીન, શમશેરદ્દીન એરાકી, સલાઉદ્દીન, સાલેહ ઇસલામોદ્દીન, મુનનશા, ખાલીકશા, મોહબેદ્દીન, મહમુદશા, મોહનદશા, હાશનશાહ, અહમદહાદી, મુનતશીરલા, અબદુલઅજીદ, ગાલેબોદ્દીન, મોમદમનશુર, ઇશમાયલશાની, હજરત સૈયદ જુઉદ્દીન (સદગુરૂ), એશમાઇન, ઇમામનફરસાદીક, ઇમામમોહંમદબાકેર, ઇમામજેનુલઆબેદીન, હજરત ઇમામહુશેન, (કરબલા), યશફુલવાહીલા ગાલીબ મજહરીલ અ લબ હજરતઅલી એબને તાલીબ (ખલીફ) એ પીરોની મુખ્ય ગાદી નવસારીમાં આજેગાબુ ચાલેછે.

ખરેખરો આલેમ હતો, તેણે "રાફત"ના તખલ્લુસ સાથે એ પીરની અસર વિગેરેની એક જાણવા લાયક કેતાબ હીજરી ૧૨૦૧માં લખેલી હજુપણ મગદુમશાહના હૈયાત વારસ મી. નજલેમીયાં પાસે જળવાઇ રહેલી મોજુદ છે. તે ઉપરથી અહિંઆ લખવા બેસીએ તો બીજી તવારીખ ભગાવ એટલી જાણવા જોગ બીનાઓછે એ "રાફત," નસીરૂદ્દીનનો વંશજ હતો. તેના વખતમાં એ પીર માટે ગાયકવાડે જમીનનું કોલનામું આપેલુંછે. હજરત પેગંબર સાહેબ મહમદના શાહવી યાને દોસ્ત, તથા એક મિજલસના બેસનાર, અબુબકર-ઉમર-ઉસ્માન-અને અલી એ ચાર ખલીફા પૈકી વડા ખલીફા અબુબકરની ઓલાદથી ઉતરેલા એ મગદુમ પીર નસીરૂદ્દીન હતા. એમના પેદર જમાલુલ્લા મદિનાથી દિલ્લી આવ્યા હતા, અને દિલ્લી દરબારમં એક વઝીરનો હુદ્દો ધરાવતા હતા. તેમની હૈયાતીમાંજ તેમના પેસર નસીરૂદ્દીનને એ હુદ્દો મળ્યો હતો. એક ગમથી એ મગદુમ સાહેબ વઝારતની કારકિર્દિ ચલાવતા, અને બીજી ગમથી ફકીરીની કોશિષ ચલાવતા હતા. પિતા પુત્ર બન્ને અમદાવાદમાં આવ્યા, અને એક મોટા સાલેકને ગુરૂ કરી ત્યાં એલ્મેએલાહી ઉપર પુખ્ત નજર કરવા લાગ્યા, અને ગુરૂની સાથે રહ્યા. એમનો ગુરૂ શાહેઆલેમ નામે આલેમ હતો. બીજી ગમ ગુરૂનું નામ શરફુલહક કહેલું છે. એલ્મમાં પ્રવિણ થવા બાદ એક એતેફાક એવો બન્યો, કે એક બાઇ વાંઝણી હોવાથી અતિશય નાસીપાસીમાં ગુરૂના થાનકે આવી કરગરી કહેવા લાગી, કે પીર મેહેરબાંન થાય અને મને પુત્ર પ્રાપ્તિ થાય એવું કરે તો હંશાનમદ રહીશ, નહીતો અહિંથી જો નાસીપાસ થાઉં તો અહિંજ આત્મઘાત કરીશ. મગદુમ સાહેબે પોતાના ગુરૂ આગળ તેણીને જવા કહ્યું. ગુરૂએ જણાવ્યું કે તને સંતાન થશે નહીં. માટે જા અલ્લાની બંદગી કર્યા કર! પેલી રડતી રડતી પાછી ફરેછે, એટલે ચેલા મગદુમ શાહે તેણીને પુછ્યું કે ગુરૂએ શું કહ્યું? તેણીએ રડી પડી હેવાલ કહ્યો. મગદુમશાહે ખુદા દરયાફ્તીમાં અરજ પહોંચાડી તેણીને વચન આપ્યું, અને કહ્યું કે જા! તને પુત્ર થશે. તેજ પ્રમાણે કેટલેક વખતે તેણીને પુત્ર થયો.* અને જ્યારે તે પુત્રને ફકીરના થાનકે નજર કરવાને લાવી, ત્યારે ગુરૂએ અચરતીથી પુછ્યું, બાઇએ હેવાલ કહ્યો, અને ચેલા મગદુમ સાહેબ ઉપર, ગુરૂ ખફા થયા, અને ફરમાવ્યું, કે ગુજરાત અને કોકણની હદમાં બરાબર અધવચ્ચે જઇ તારે રહેવું. અફશોશ અને નાઉમેદીમાં મગદુશાહ અમદાવાદથી નવસારીમાં આવ્યા. કહેછે કે તે વખતે કોકણની હદ નવસારીના લુનશીકુઇ ઉપરના શરબતીયાં તળાવની પેલે પાર યાને દક્ષિણ દિશા સુધીની હતી, અને ગુજરાતની હદ એ તળાવની આણી પાર યાને ઉત્તર દિશા સુધી હતી. તેથી એ બેની વચ્ચે હાલ જે જગાએ મગદુમ સાહેબની દરગાહ છે, ત્યાં આવી એ ચેલાએ ખુંટ મારી મુકામ કર્યો× તે પણ એ તળાવ કોકણની હદમાં ગણાતું હતું, અને હાલ

---

* સિદ્ધપુર આગળ ઉંઝા ગામથી થોડેક દુર ઉનાવા નામની પીરની દરગાહનો આજનો ચમત્કાર પ્રત્યક્ષ પુરાવો આપેછે.

× લુનશીકુઇના એ લત્તાની હવા અસલથીજ સારી હોવાનું નામ પડે છે. કેમકે સૈયદસાદાતની સાથે જે ગુરૂને તકરાર પડ્યાની બીના આગળ આપણે વાંચી આવ્યા છીએ, તે હિંદુ યોગી પણ એજ ઠેકાણે રેહેતો હતો, અને કથા પ્રમાણે તેનું આસન જમીનથી અદ્ધર રહેતું. તે જમીન ઉપર પગ મુંકતોજ નહોતો! વળી મગદુમશાહની ૩૦૪ વરસ અગાઉ સૈયદસાદાત અત્રે આવ્યા હતા, તે પણ એજ જગાએ રહ્યા હતા. તેજ પ્રમાણે મગદુમ ઝઇરૂદ્દીન

કબરની આસપાસ જે દિવાલ છે તે ગૂજરાતની હદમાં ગણાતી. અહીં કેટલીક વખત રહી મગદુમશાહ મક્કાની હજ કરવા ગયા. ત્યાંથી પાછા આવ્યા ત્યારે ઝેતુન નામના મક્કાના નામીચાં ઝાડનું મીસ્વાક * સાથે લઇ આવ્યા, અને પાંચે વખતની બંદગી કરવા વજુ કરીને તે મીસ્વાક ત્યાં ખોસી મેલ્યા કરતા. એ મીસ્વાક એઓએ પોતાની હૈયાતી સુધી વાપર્યું, અને પછી જે જગાએ દાટી મુકેલું તે જગાએથી તે ઉગી નીકળ્યું ! અને આ કથા પ્રમાણે આજે ઝેતુનના જે ગંજાવર દરખ્તો એ મગદુમશાની દરગાહમાં ઉગેલાં છે, તે પેલાં દાતણના મુળિયાંનાં થડ થયાં છે ! અને કહે છે કે, ગૂજરાત પ્રાંતમાં તો નહીંજ, પણ હિંદુસ્થાનમાં કંઇપણ નવસારી શિવાય ઝેતુનના એ ૫-૬ ઝાડો ઉપરાંત બીજા ઉગેલાં નથી. એ ઝેતુન ઝાડનો રસ ઘણો પૌષ્ટિક ગણાયછે. એ મગદુમ સાહેબની દરગાહની બહારની દિવાલોમાં શંગેમુસા પથ્થરના કકડાઓથી મઢી લીધેલો એક ફારશી લેખ છે, તે ઉપરથી એ પીરનો સને નિકળે છે. " સાખ્ત દર રાહે ખોદા ઇનિ મસ્જીદે પૂર ફૈઝરા—કઝ સફા ચું સીને પાકે એતેકાદાં ખુદ ફૈઝાસ્ત " યાનેકે જે પ્રમાણે પાક સીનાની અંદરથી સ્વચ્છ યકીન જાહેર થાયછે, તે પ્રમાણે પુરા ફૈઝવાળી આ મસ્જીદ ખોદાના રાહ ઉપર બનાવેલીછે, એમાં ફૈઝ=ફે-ઝવાદ-અલેફના ૮૦-૮૦૦-૧ એમ અનુક્રમે આંકડા કાઢતાં ૮૮૧ નું સાલ આવેછે. એટલે એ મગદુમશાહ આજથી ૪૭૭ વર્ષ ઉપર થઇ ગયાછે, અને એનો ઓરસ દરસાલ સાહબાન મહિનાની ૯મી તારીખે ભરાયછે. એઓની પેઢી નીચે મુજબ છે:—મગદુમ સાહેબ-જમાલુલ્લા-શેખઝયરૂદ્દીન-અહમદ-હસન-જમાલ ઉર્ફે શાહાઅહમદ-શાહબુદ્દિન મહમદ અબદુલ્ના શેખસૈયદ હસન-કાસમ-નશીરૂદ્દિન-મહમદ-અબ્દુલ્લા અબ્દુર રહેમાન-મહમદ-અને અમીરૂલ મોમીનની અબુબક્કર સીદીક બીન કાહાફ. છેલ્લા મહમદ સુધીના સાહેબો શેખ ગણાયછે. એ મગદુમશાહની દરઘાહ આગળ એક મસીદ અને એક મુસાફરખાનુ પણ છે. એ દરગાહ માટે મોગલ સરકારે નશીરપોર ગામ ખરચમાં આપેલુંછે. હીજરી સને ૧૧૩૧ તથા ૧૧૩૯માં તેના ફરમાન થયલાં છે. તે પ્રમાણે રોઝા મજકુરના સજ્જાદાનશીન શેખ જમીલુલ્લાના નામે ખરચ મજકુરના પેટામાં ૨૪૫ વીઘાં, અને સેખ એજમતુલ્લાના ફરજંદોના ખાધ ખોરાક માટે વીંઘા ૨૬૫ મળી વીઘા ૫૧૦ બક્ષિશ આપેલાં છે. તેમાં મોજે નશીલપોર પરગણે સુપામાં ૪૫૭ વીંઘાં ૧૦ વસા, અને પરગણે નવસારીની સીમમાં વીંઘાં ૫૨ અને વસા ૧૦ છે. જે આજ સુધી એ વંશમાં પજે છે.

### મગદુમ ઝઇરૂદ્દીન.

**બોલતી ઘોર**—કથા પ્રમાણે કહેવાય છે કે, મગદુમશાહ પીર અમદાવાદ વિગેરે પીરો અને સૈયદો અત્રે આવ્યા તે પણ એ લત્તા તરફજ રહ્યા હતા. જેમકે નૂરસતાગરની ઉત્તરે ફકીર સાહેબેદરની કબર; દક્ષિણે અચ્ચામીઆંવાલા વાડામાંના સૈયદ મુંનકતેની કબર; પશ્ચિમે મગદુમ ઝઇરૂદ્દીનની કબર; અને પુર્વે મગદુમ નશીરૂદ્દીનની કબર છે.

* મીસ્વાક=એટલે દાતણ. મુસલમાનોમાં એવો રીવાજ છે કે, સહવારે દાંત સાફ કરવાનું એક વેંટનું દાતણ રાખવામાં આવે છે, જેને મિસ્વાક કરીને કહે છે. પોતાની આખી જીંદગી સુધી એકજ દાતણ વાપરવાનો ધર્મ છે, અને તે ઘસાઇને છેક હાથના આંગળાંના એક કાપ જેટલુંબી રહે ત્યાં સુધી, તેઓ વાપરે છે, અને પછી તેને ચોક્કસ ક્રિયાથી એકાદ ગુપ્ત જગાએ દાટી મુકે છે. કેટલાક જણા તો પોતાના વારસામાં તે ચીજ મૂકી જાય છે, અને તેના વારસો તબરરૂક તરીકે તે જાળવી રાખે છે.

છોડી ગયા બાદ, બીજા પીરોને પણ અમદાવાદમાં રહેવા ગમ્યું નહીં, તેથી જ્યારે ચેલાઓએ અમદાવાદમાં રહેતા બીજા પીર મગદુમ ઝયરૂદ્દીનને મગદુમશાહની નવસાર ગયાની વાત કહી ત્યારે પીરે કહ્યું, કે હવે આપણે પણ અહિં રહેવામાં સાર નથી; તેથી તેઓએ ત્યાંની એક દરગાહની પાસેની એક દિવાલ ઉપર ઘોડેસ્વાર થઇ ફરમાવ્યુ કે, "ઘોડા ચલ નવસારીકુ." આમ કહેતાંની સાથેજ આંખ ઉઘડે નહીં એટલામાં તેઓ અમદાવાદથી નવસારીમાં ઉડી આવ્યા ! ! અને હાલ જ્યાં તેઓની કબર બોલતી ઘોરને નામે ઓળખાય છે, ત્યાં તે દિવાલ હજુ પણ હૈયાત કહેવામાં આવે છે ! ! ! એઓની કબરનું નામ બોલતીઘોર શા ઉપરથી પડ્યું, તેની કથા એવી કહેવામાં આવે છે કે, એક નવજવાન ઘોડેસ્વાર જરીનો પોશાક પહેરીને રસ્તેથી જતો હતો, તેનો કસબી દુપટ્ટો પડી ગયો તો પણ તે તો આગળ દોડયા કર્યો ત્યારે કબરમાંથી અવાજ આવ્યો કે, "અરે જવાન તેરા દુપટ્ટા ગીર પડા ! દેખ લે !" એ અવાજ ત્રણવાર નીકળ્યા ત્યારે સ્વારે પાછો ફરી જોયું તો તે ઉજ્જડ જગામાં કબરમાંથી અવાજ નીકળતો તેણે સાંભળ્યો, અને પાછો ફરી દુપટ્ટો લીધો. ત્યારથી એ કબરને બોલતી ઘોર કહે છે ! એ ઝયરૂદ્દીન જે મોહલ્લામાં આવી રહ્યા તેને ઝયપુરાનું નામ મળ્યું છે. વળી બીજા બે પીરોની કથા એવી છે કે, જ્યારે તેમાંના એક અમદાવાદમાં ઉંઘાયલા હતા, તેવામાં જઇને કોઈ ચેલાએ મગદુમશાહની નવસારી ગયાની હકીકત કહી. પીર નાખુશ થયા, અને દિલ્હીની દિશાએ કોર દીધેલી હતી તે તરફથી નવસારીની દિશાએ કોર મરડી બોલ્યા, કે "ચલએ નવસારી તરફ !" એટલે પેલી ગમની કોર દેતાંની સાથેજ નવસારી આવી પહોંચ્યા !"

વળી ત્રીજા પીરને તેજ પ્રમાણે ખબર પડી, એટલે અમદાવાદની મસ્જીદમાં નિમાજ કરવા નમેલા હતા; ત્યાંથી આપોઆપ નવસારીની મસ્જીદમાં નમ જ કરતા થઇ ગયા !!

મી. અચ્છામીયાં ગુલામમીયાંવાળા વાડામાં એક, અને કાગદીવાડમાં એક, એમ બે પીરોની કબર હજુ અત્રે હૈયાતછે. મગદુમ નસીરૂદ્દીન, ખલીફા અબુબકરની ઓલાદના, અને મગદુમ ઝયરૂદીન ખલીફા ઉમરની ઓલાદના કહેવાયછે. નવસારીવાળા ગુલામમીયાં બડામીયાં, તથા તેમના પુત્ર અચ્છામીયાં, નજુમીયાં ફાલુમીયાં, વિગેરે ઉમ્મર ખલીફાનો ઓલાદના કહેવાય છે. મશુમીયાં નસીરમીયાં, સેખુમીયાં બદુમીયાં, ફક્રુદીન ખયરૂદીન, કે જેઓના વડીલ શેખ દોશન સાહેબની દરગાહ જુના થાણાની પાછલી બાજુએ વાગલ્સમાં છે, તેઓ ઉસ્માન ખલીફાની ઓલાદના કહેવાયછે. સૈયદમીયાં દાદામીયાં(બાંગી). સાજીમીયાં બડામીયા, વિગેરે અલી ખલીફાની ઓલાદના કહેવાય છે.

એ પ્રમાણે પેગંબર સાહેબ મહમદના ચારે ખલીફાની ઓલાદના વંશજો ધરાવવાનું નવસારીને માન છે.

## યુસુફ સહીદ *

કાલ્યાવાડી અને નવસારીની વચમાં એ સહીદની કબર છે. કથા છે કે, દરરોજ સવારે ગોવાળ્યો આવીને પોકારતો, કે ત્યાંથી એજગેબી એક ગાય નીકળતી, અને સાંજે તે ગોવાળાંમાંથી છુટી પડી તેજ જગાએ ગેબ થઇ જતી હતી ! બધી કથા

* પેગંબર મહમદના બેટાઓ કાસમ, ઇબ્રાહીમ તૈયબ, અને તાહેર એ ચારેવ બેટા પોતાના બાપની હૈયાતિમાં ગુજર્યાં હતા. તેથી આજે જે ઓલાદ પેગંબરની બેટીથી ઉતરેલી તેના વંશજોને સૈયદ કહે છે, અને સહીદ તેને કહે છે, કે જેઓ મુસલમીન ધર્મની લડાઇ કે છકરમાં માર્યા ગયા હોય.

ગમે એવી હશે, પણ આ બનાવતો બનેલો છે કે, નવસારીની મોટી નવી જેલ, સુબા લક્ષ્મણરાવે, એ કબર આગળ બંધાવા માંડી, ત્યારે ઘણા પરહેજગારોએ ના પાડી; પણ સુબા સાહેબે તેજ જગાએ પાયા ખોદાવા માંડયા. પરંતુ પાયો ખોદતાંની સાથે અડેકો ભમરો ત્યાંથી નીકળતો, અને પાયો ખોદનારને ડંખ મારતો કે તુર્ત ત્યાંજ મરણ પામતો ! એવા ૫-૬ ઇસમો મરી ગયાથી તે પાયા ખોદેલા રહેવા દઇને ત્યાં જેલ ન બાંધતાં હાલની જગાએ બંધાવવી પડીછે. વળી કહેછે કે, તે વખતે તેજ જગાએથી એક ગેબી સફેદ બિલાડી પણ નીકળતી હતી ! આ સહીદની કબર સુબા આન્તાજી ગંગાધરે પાછળથી દુરસ્ત કરાવી હતી.

## કાઝી ખાનદાન

. નવસારીના શહેર કાઝી સાહેબ હાલ કાઝી ફખરૂદીન ફઝલુદીન સાહેબ છે. એઓ સાહેબ જાતે કુશળ, ઉમંગી, દરેક કામ પ્રત્યે હમદર્દી રાખનારા, જાહેર કામમાં સમાન દૃષ્ટિથી કામ કરનારા અને વિદ્યાશીલ છે, તથા શહેરના અકાબરોમાના એકછે.

એઓ સાહેબ ઇસ્લામના મહાન પેગમ્બર હઝરત મહમદ પેગમ્બર સાહેબના જમાઇ અને ત્રીજા ખલીફા સૈયદના હઝરત ઉસ્માનની ઓલાદમાંથી ઉતરી આવેલાછે, તેથી એઓ સાહેબ ઉસ્માની કેહવડાવે છે. એમના વડીલ બુઝરૂગ શેખ આદમ ચીસ્તી ઉસ્માની અરબસ્તાનથી હિન્દુસ્તાન આવી જોધપુરમાં મુકામ કરી રહ્યા, એમના એક મુસા નામના ફરઝંદ હતા તે પરેઝગાર તથા આલીમ હતા. મુસાના ફરઝંદ સૈયદના શેખ પીર મવલાનાના ફઝલુલ્લાહ ઉસ્માની ચીસ્તી જોધપુરી, નવસારી આવી રહ્યા. એઓ સાહેબ મોટા બુઝુર્ગ અને વળી કામીલ હતા. હંમેશા ખુદાની ઇબાદતમાં મશગુલ રહેતા. એમની દરગાહ જુના થાણાની પાસે બાગલીયા તલાવ ઉપર આવેલીછે, અને એમનો ઉરસ દર સાલ માહે જમાદી ઉલઅવ્વલની સાતમી તારીખે થાયછે. ( ગુજરાતનો ફારસી ઇતીહાસ, મીરાતે એહમદી ભાગ ૨ પા. ૮૫ ). હઝરત પીર ફઝલુલ્લાહ ઉસ્માની ચીસ્તીના ફરઝન્દ મીયાં શેખ કાઝી હતા. બાદશાહે એમને " કાઝી ઉલ કઝાત " ( વડા જજ )ના હુદ્દા ઉપર મુકરર કર્યાં કેમકે એઓ સાહેબ શરીઆતના મોટા આલીમ હતા. એઓ સાહેબ પહેલા કાઝી હતા. તેથી લોકો એમને મીયાં શેખ કાઝી કહેતા એ ઉપરથી એમનુ નામ મીયાં શેખ કાઝી પડી ગયું. કાઝી એટલે કઝીયાઓના ફેસલાઓ કરનાર જેને આજે " જજ " કહેછે. કાઝી, દિવાની ફોજદારી તથા ધાર્મીક ઝઘડાઓના નીકાલ કરતા હતા. તે સમય કાઝીની સત્તા ઘણી બહોળી હતી. અને કાઝીની સત્તાની અસર બાદશાહો ઉપર પણ પડતી હતી કારણ કે કાઝી ધાર્મીક વડા ગણાતા હતા.

મીયાં શેખ કાઝીની ઓલાદ ન હતી તેથી તેમના ગુજરવા બાદ તેમના ભાઇ મવલાના મેહમુદ જેઓ મોટા અલ્લામા અને બાહોશ પુરૂષ હતા તેમને એ હુદ્દો સપુર્દ થયો. એ રીતે પહેડી દર પહેડીએ હુદ્દો ચાલ્યો આવે છે.

. દર વરસે આલમગીર બાદશાહ તરફથી બન્ને ઈદ ઉપર કાઝીના માનાર્થે વીસ રૂપીઆનો સલામી મળતી હતી. જ્યારથી નામદાર બ્રીટીશ સરકારની હકુમત હિન્દુસ્તાનમાં થઇ તે સમયથી દિવાની ફોજદારી સત્તા કાઝીના હાથમાંથી જતી રહી. હવે ફકત નીકાહ ( લગ્ન ) સંબંધી કામો કરવાના કાજી હસ્તક રહ્યાં છે.

---

# નવસારી સર્વસંગ્રહ

## પ્રકરણ ૮૬ મું. નવસારીનાં ભુષણ શું ?

નવસારીની આગલી પાછલી તવારીખમાં આગળ વધવા પહેલાં નવસારીનો જે બહાર પડતો ગુણ અથવા તેનું વિશેષ લક્ષણ, તેની ખુબીઓ સાથે આપણે પ્રથમ જાણવું જોઇએ. કોઇપણ એક શહેર શાને માટે પ્રખ્યાત છે, તથા તેનું ભુષણ શું છે તે પહેલાંથી જાણવું જોઇએ; અથવા આખી દુન્યામાં શા થકી પોતાનું શહેર વડાઇ લેઈ શકે તે પ્રથમ જાણવું જોઇએ. અલબત્ત, નવસારી તો મારી જન્મભૂમી અને મારૂં વહાલું વતન, એટલે હું તો કવિ ગોલ્ડસ્મીથના શબ્દોમાં બોલું છું કેઃ—

Where 'er I roam, whatever realms to see,
My heart untravelled fondly turns to thee;
Still to my brother turns with ceaseless pain,
And drags at each remove a lengthening chain.

એટલા માટે મને તો આખી દુનિયાના શહેરો કરતાં કાંઇ વધારે ગુણવાળું શહેર નવસારીજ લાગે, કેમકે મારાં માનીતા વતનનો હું તો મતલબી તેથી મગરૂબી લાગે, પરંતુ એ નામચીન નગરીની નવાઇ જેવી નોંધ કાંઇ ઓછી નથી. વડાઇ લઇ બડાઈ મારવા જેવી ખુબી પણ ધરાવનારી આ ભૂમિ છે ખરી. જેમકેઃ--

૧. આખી દુન્યામાં—આખી સુધરેલી દુન્યામાં કોઇ પણ શહેર કરતાં પોતાના પ્રમાણમાં નવસારીજ એકલું શહેર છે, કે જ્યાં કેળવણી સૌથી આગળ વધેલી છે। કોઈપણ દેશમાં એકબી શહેર એવું નથી કે જે પ્રમાણમાં નવસારીના બાળકો કેળવણી લે છે, તેની બરાબરી કરી શકે! આ સિદ્ધાંત છે, અને તેને દ્રષ્ટાંત લેખે ઘડીભરતો હસીજ કાઢવામાં આવશે, પણ સિદ્ધાંત મારૂંજ નથી; એ સિદ્ધાંત તો નામદાર ગાયકવાડ સરકારે શોધી કાઢયું છે. નામદાર ગાયકવાડ સયાજી મહારાજની આજ્ઞાનુંસાર ગાયકવાડના રાજ્યમાં અપાતી કેળવણી વિષે તપાસ કરવાને કેળવણી કમીશન બેઠું હતું. તેના પ્રમુખ ખા. બા. જમશેદજી અરદેશર દલાલ ઍમ એ; ઍલ. ઍલ. બી; વિદ્યાધિકારી સાહેબ વરસો સુધીની ગણત્રી અને તપાસ કરીને એવાં છેવટ ઉપર આવ્યા છે કે, જર્મની—ઇગ્લંડ—અને બીજા જેવી દેશના જેવી શહેરમાં કેળવણી આપવાનું પ્રમાણ ઘણું આગળ વધેલું છે, તેના કરતાંબી નવસારીનું પ્રમાણ ઘણું આગળ વધેલું છે. તે ગણત્રી એ પ્રમાણે છે, કે નવસારી શહેરની વસ્તી ૧૬૨૭૬ માણુસની છે અને કેળવણી લેનારાંઓની સંખ્યા ૨૮૦૦ વિદ્યાર્થીઓની છે. એટલે સુધરેલી પ્રજાએ એવી ગણત્રી કરેલી છે કે, ૧૦૦ માણુસની વસ્તીએ જો ૧૭ માણસ કેળવણી લે તો તે ઘણુંજ થઇ ગયનું કહેવાય. ત્યારે નવસારીમાં તો ૧૦૦ માણુસે ૧૭ માણુસ કેળવણી લેછે, અને તે ઉપરથી શોધ કરતાં બીજું એક પણ શહેર એવું નથી, કે જ્યાં સેંકડે

૧૭ ટકા કેળવણી લેતાં હોય. કેળવણી જેવી સર્વથી શ્રેષ્ટ બાબદમાંજ જ્યારે બીજાં શહેરો કરતાં નવસારી સર્વથી ચઢતું છે, ત્યારે શા માટે આપણે કહી નહીં શકીયે, કે દુન્યામાં નવસારી પણ એક નવી નવાઈનું શહેર છે ? એ પહેલું જુપણુ છે.*

૨. બીજું જુપણુ એ છે કે, આખા ગાયકવાડી રાજ્યના સ્થાપકનું પહેલવેહેલું મથક બીજા કોઈજ પ્રાંતમાં નહીં, પણ આ નવસારી પ્રાંતમાં થયું હતું. ગાયકવાડે પહેલું પગલુંજ આ પ્રાંતમાં મૂક્યું, અને તેના સારા શુકનથી આખું રાજ્ય પ્રાપ્ત થયું. ટુંકમાં ગાયકવાડી રાજ્ય નવસારીમાંથી પહેલવહેલું શરૂ થયું છે.

૩. નવસારીની ઉત્તમ પ્રકારની આરોગ્યતારક્ષક તાડી, એ તેનું ત્રીજું જુપણુ છે.

૪. આખા હિંદુસ્થાનના પારસી લોકોનું ધર્મનું મુખ્ય મથક નવસારી છે. એ ચોથું જુપણુ છે.

૫. પહેલા પીલાજીરાવ ગાયકવાડને આ રાજ્યમાં લાવનારા આ નવસારીનાજ જરથોસ્તી રહીશ બાપ બેટાઓ દેસાઈ શ્રી તેહમુરજી રૂસ્તમજી તથા દેસાઇશ્રી ખુરશેદજી તેહમુરજી હતા. એ પાંચમું જુપણુ છે.

૬. મહત્વનું જુપણુ છઠ્ઠું છે. પારસી ટોળાના સર્વથી જાણીતામાં જાણીતા નરો સર-જમશેદજી જીજીભાઇ અને પ્રોફેસર દાદાભાઈ નવરોજી ઍમ. પી.નું બાપેદાદેનું વતન નવસારીજ છે. અહિંયાં જાણવું અગત્યનું થઈ પડશે, કે નવસારીના જે દોરડી-ખાન્દાને દાદાભાઇ જેવા હીરાને જન્મ આપી નવસારીનું નામ રાખ્યું છે, તેજ દોરડી-ખાન્દાને મહા પ્રતાપિ દેસાઇશ્રી મનોચેરજી ખુરશેદજીને પણ જન્મ આપ્યો છે. ફરક માત્ર એટલોજ છે કે શેઠ દાદાભાઈ નવરોજી, દોરડીના દીકરાના દીકરા અને દેસાઇ મનોચેરજી ખુરશેદજી, દોરડીની દીકરીના દીકરાછે. ત્યારે ખરૂં પુછાવો તો હિંદુસ્થાનનો પહેલવહેલો ઇગ્લંડની પાર્લામેંટમાં બિરાજેલો નર આપણો નોશાકરોજ છે.

૭. નવસારીના લોકોની મમત-જીદ-ઍંટ+અને બોહોંશ એ સાતમું જુપણુ છે. નોશાકરાઓ ઍંટાલ કહેવાય છે. મમતનું એક કામ પકડે તેને છેવટ લગી છોડે નહી.

૮. પણ વળી નવસારીના જુપણુને માટે એક પોવાડો બોલવામાં આવેછે, જે ઉપરથી નવસારીનું લક્ષણ ( Definition ) નીકળી આવે છે. નવસારીમાં દાઢી ચાડી–ઇટ અદુસો ને અન્નારી, ને ચૌટા વચ્ચે ખાડી. અર્થાત નવસારીમાં દાઢીવાલા લોકો ઘણા; ભાવાર્થ કે દસ્તુર મોબેદો ઘણા; તેમજ ચાડીચુગલી પણ ઘણી. વળી નવ-સારીની જમીન ખોદતાં જ્યાં ત્યાં ઇટ ઘણી નિકળવાનો રિવાજ છે, તેને માટે આપણે આગળ સમજાવેલુંજ છે, કે આ ભૂમી અસલ એક મોટું નગર હોવું જોઇએ, અને ની બાંગી ગયલી મોટી ઇમારતોના દાખલા જમીન ખોદતાં નીકળેછે, અને તે ઉપરથી એવી પણ શંકા ઘણાક લે છે, કે એ નગરમાં પણ કામરેજ તાલુકાની માફક એક મોટો ધર્તીકંપ થયલો હશે, તેથી એ જુનું મોટું નગર ઉલટાઈ જઇને દટાઇ ગયું હશે.

---

* આ અભીપ્રાય સાલ ૧૮૯૭ નો છે, અને તે જુની તવારીખે નવસારીમાં લખાયલો તેજ અત્રે જણાવેલો છે. હાલ કેળવણીનું પ્રમાણ કંઇક બીજાં શહેરો કરતાં ઓછું હોય એ બનવા જોગ છે.

ના. પ. વેણુ

વળી નવસારીમાં જ્યાં જુઓ ત્યાં અદુસાના ઝાડો ઘણાજ મળી આવતાં, તથા નવસારીમાં અન્નાડીઓ ઘણા વસતા હતા એમ પોવાડો કહે છે, અને ચૌટા વચ્ચે ખાડી, તે મધોમધીની આજે પણ હૈયાતિ ધરાવતી ખાડીને માટે કહેલું છે.

૯. આખા હિંદુસ્થાનમાં પહેલવહેલા નાઈટ બૅરોનેટ થનાર શેઠ જમશેદજી જીજીભાઈ આપણા નોશાકરાજ છે.

---

## નવસારીની કારિગીરી.

નવસારીમાં ખત્રીઓ અને તાઇ લોકોજ હાલમાંતો વણવાનું કામ કરેછે. ખેડુતો વગેરે હલકી સ્થિતિના લોકોને બરના સુતરાઉ કાપડ ખત્રીઓ બનાવે છે. તાઈ લોકો હલકી જાતની દોટી અને ખાદીનું કામ કરેછે. આગળ તો પારસી વણકરોએ વણાટના કામમાં નવસારીને પ્રસિદ્ધિની ટોંચ ઉપર ચઢાવી દીધું હતું. તે વિષે મી. ઍલ્પટ એક નવીજ વાત જણાવેછે; કે જ્યારે અંગ્રેજ, ડચ, અને પોર્ચુગીસોએ સુરતમાં કારખાનાં સ્થાપ્યાં, તે વેળાએ સાડી–ધોતી–બાસ્તા અને ગાજ નવસારી અને ગણદેવીમાં એવીતો ઉત્તમ બનાવવામાં આવતી કે સુરતની ફૅકટરી (કારખાના)ના એજન્ટો અને આડસાઓ, તે યુરોપવેર મોકલી આપતા હતા. તે એટલે સુધી કે ઈ. સ. ૧૭૮૭–૮૮માં ડાકટર હોવ નામે યુરોપ્યન મુસાફર નવસારીમાં અને ગણદેવીમાં એ નામાંકિત હુન્નર શીખવા ખાસ આવ્યો હતો! એ પ્રમાણે નવસારીમાં એ હુન્નર જુના વખતથી વખણાયલો હતો. પારસીઓને ઘેરેઘેર વણવાની શાલો ( Looms ) હતી. તે હુન્નરની પડતી છેલ્લા ૬૫ વરસથી થતાં હમણા લગભગ સમુળો તે નાશ પામ્યો છે, એ ખેદયુકતછે. તે વેળાના પારસીઓ ખરા કારિગરોજ હતા. તેનો કાંઇક ભાસ થવાને આજે આખા હિંદુસ્થાનમાં હાલ નવસારીની ગોરાંણીઓની વણેલી કુસ્તી વખણાયલી છે, તે ઉપરથી ખ્યાલ આવેછે. ત્યારે જે હુન્નરમાં આપણા નોશાકરાઓના બાપદાદાઓએ નામ કાઢેલું તે હુન્નરજ, અફસોસ! આજે સદાબરો ગુમ થયોછે.

નવસારીના તે વેળાના હુન્નર અને કારિગીરીમાં માહેર ને જાહેર થયલા હુન્નરમંદ પારસીઓ માટે કૅપ્ટન ઍલૅકઝાન્ડર હૅમીલ્ટન્સ જર્નીઝ વાલમ ૧લાને પાન ૧૫૭ ઉપર લંબાણુ હેવાલ આવેલો. તેનો માત્ર સાર કહીએ:—

" ઇરાનથી નાઠેલાં ૪૦૦–૫૦૦ પારસી કુટુંબ વગર કંપાસ અને વગર સુકાને દરીયા માર્ગે હિંદ તરફ આવ્યાં અને ૨૦ દહાડે રાતને વખતે હિંદુસ્થાનના એક કિનારા ઉપર પહોંચ્યાં. તેઓને એક નદિને કિનારે આતશનો શોળો જણાયો, અને તેઓ જેવા દરિયામાથી જમીન ઉપર ઉતર્યાં કે મરઘો વાસ્યો, અને ગોયા તેણે તેઓને આવકાર આપ્યો; વાને મરઘો તેઓની સલામતીને માટે વાસ્યો. જે ઉપરથી મરઘાને પારસીઓ કદિપણ કપાવી ખાતા નથી, તથા તેને પારસી ટોળાનોજ એક ઘણી ગણી માન આપે છે. તેઓ પોતાના કામ ધંધામાં ઉદ્યોગી અને ઉમંગી છે. તેઓ વેપાર કરવાની અને જમીન ખેડવાની તાલીમ લે છે. તેઓ અચ્છા સુથાર અને વહાણ બનાવનારા છે. વણવાના કામમાં અને ગુંથણ કામમા નવસારી સાહી બારતા બહુ વખણાય છે. તે તેમના કારખાનાંઓમાં બનેછે. હાથીદાંત અને અકીક ઉપર તેઓ અચ્છી કારીગરી કરેછે. તેઓ

સર્વોત્તમ કૅબીનેટમેકર ગણાયછે. તેઓ દારૂ ગાળેછે, અને તેનાથી તેઓ પોતાનું ગુજરાન ઘણું મનપસંદ કરેછે. ૧૮મી સદીની શરૂઆતમાં તો સુતરાઉ કાપડનું કારખાનું નવસારીમાં હતું, અને ત્યાં જાડું ઝીણું બન્ને પ્રકારનું કાપડ વણાતું હતું." ઇત્યાદિ.

નવસારીના તે વખતના પારસીઓ અજ્ઞાનપણામાં પરધર્મના કામો કરતા. તે લોકોના કરારમાં તરેહવાર માનતસુનત આવતી. કોઈ કાંઈ કરારથી ફરે, તો તેને મુસલમાન કે હિંદુ ધર્મને લગતી માનતાના સોગંદ આપવામાં આવતા. મસીદમાં દીવેલ ચઢાવવાનો અને બીજો એવો બુતપરસ્તી રિવાજ કસમ ખાવામાં ચાલુ હતો. દસ્તુર કૈકોબાદ મેહેરજીએ ઇ. સ. ૧૬૦૮માં લખાવી લીધેલાં એક કરારનામામાં લખ્યુંછે કેઃ—" જે કોઈ ફીકા વામાને હવેથી મલે તેને માતા રેવા તથા માતા તાપી હોરખે, ને તે તેના બાપનો જણેલો નહિ." તે વખતના મોટામાં મોટા સપત એ હતા. " પોતાના બાપનો જણેલો નહિં " એ સોગંદ ઘણાજ ભારે હતા. આજે તો બાપને બાપ નહીં કહેનાર બેટાઓ છે. આજે તો બાપના કરેલાં ઉપર પાણી ફેરવનારા વસેછે. આજે એવા જુઠા સોગંદો તો ભર કોર્ટમાં વટીક મનસ્ની-ગવસ્ની-અને કુનસ્ની જેવા પાક કલામો ઓચરીને સવાયાના સો ખાનારા પોષાય છે !

---

### મારે તેની તલવારનું રાજ્ય.

**શીવાજીની પધરામણી**—જે વખતે પોર્ચુગીસોના હાથમાંથી ઇ.સ. ૧૬૬૨માં મુંબઈની હાકમી અંગ્રેજના હાથમાં ગઇ, અને તેની ધામધુમનો ભિંગામ મુંબઈમાં ચાલી રહ્યો હતો, તથા જે વખતે ઇંગ્લાંડમાં Non-Conformistsની ટોળીઓમાં દાખલ થનારા લોકો ઉપર Conventicle આકટની રૂએ દંડ નાખવાથી ત્યાં ઇ. સ ૧૬૬૪ માં ધમસ્ચકરી મચી રહી હતી, તેજ વખતે ઇ. સ. ૧૬૬૨થી ૧૬૬૪ સુધીમાં ઉપલા બન્ને પ્રકારો જેવાજ આપણી નવસારીમાં પણ બન્યા હતા. મોગલના હાથમાંથી મરાઠાના હાથમાં નવસારીની હાકમી જવાની તૈયારી ચાલવા લાગી. મરાઠાઓ અનેક તરેહનો ધુબારો નવસારી ઉપર કરવા લાગ્યા. મરાઠાની ગોયા નૉન કૉન્ફૉર્મીસ્ટ ટોળીમાં દાખલ થનારાઓ ઉપર મોગલોનો મોગલાઇ ધારો, ગોયા કૉનવેન્ટીકલ ઍકટની માફક નોશાકરાઓને દંડવા, સુરત લઈ જઇને કેદ કરવા, માર મારવા, વિગેરેની ધરપચ ધામધુમની ધમસ્ચકરીમાં લાગુ થઈ ચુકયો હતો, અને જે વખતમાં ફ્રેન્ચ લોકો પૉન્ડીચૅરીમાં પોતાની સત્તા બેસાડતા હતા, તે વખતમાં યાને ઇ. સ, ૧૬૬૪ માં શુરવીર શીવાજી નવસારીમાં પોતાનો કાબુ વધારવા લાગ્યો, અને અહિંની રૈયતને તેણે વારંવાર ખંડણીના દબાણમાં દાબી. પણ ફરી જ્યારે ઇ. સ. ૧૬૬૯માં નવસારી થઇને તેમની સ્વારી સુરત ગઈ ત્યારે, અહિંની પોચી પ્રજા અને રાંક રૈયતને બિલકુલ નુકશાન ન કરતાં, આગળ ચાલ્યો. સુરતના લોકો એ ઉપરથી પોતાના દરદાગીના નવસારીમાં સંતાડી જવા લાગ્યા. પણ જ્યારે મરાઠાઓની અને ધાડપાડુઓની નજર વારંવાર નવસારી ઉપર જવા લાગી, અને મરાઠાઓને એમ જણાયું કે, નવસારી સધન અને શ્રીમંત છે, અને સુરત નિર્ધન થયુંછે, ત્યારે સુરતને બદલે નવસારી ઉપર પીડા ઉતરી. વળી તે સાથે દરસાલ મરાસીઆઓનો પગદંડો અત્રે થવા લાગ્યાથી ઉજડાં હવે નવ-

તરેહવાર છુપી જગાએ ભરાઈ બેસતા એકવાર એનાજ પીંઢારાઓ નવસારીમા લુટવા ચઢી આવ્યા ત્યારે, કેરશાસ્પજી ગોટલા નામે એક ડોસા નાસી ન જવાનાથી જણસ ભાવ લઇને પોતાની પાસેના પડોશી અને જાની દોસ્ત નવરોજદારૂ નામે મોબેદની સાથે નવસારીમા નહ્લા બન્ને જણા વાતે બેઠેના હતા, એનામા તેમના મોહલ્લામાં પીંઢારાઓ પેઠા. નવરોજદારૂતો ઘરના કાતરીયા ઉપર જઇ અડાયાના ઢગનામા ભનાઇ બેઠા, ને કેરશાસ્પજી પોતાના ઘરના કાતર્યા ઉપર મૂકેલી કોઠીમા જણસભાર લઇને ભરાઈ બેઠા. અને પોતાની ઉપર થોડાક ઓઢવાના ગોદડા વગેરે દાબી દીધા પીંઢારાઓએ આવીને અસનના વખતની નેશાકની પેટીઓ, તે આપણા કેઆશજી કાકાની કોઠીઓ ખોનના માડી, તો પેની કોઠીઓમાથી તો ગોદડાજ ગોદડા નીકલ્યા કીધા, ત્યારે ચીચવાઇને તેઓ બોલ્યા કે "ઇસમે તો સબ ગોદરીઆજ ગોદરીઆ," એમ બોલી ચાલી ગયા તેઓના જવા પછી બન્ને દોસ્તો પોતપોતાના ઘરમાથી બહાર આવ્યા, ત્યારે નવરોજદારૂ જેઓએ પાસેથી પીંઢારાઓને બોનતા સાભળ્યા હતા, તેઓએ હસીને દોસ્તની ટકોર કીધી કે "કેમ છેઓ ગોદરીઆ!" તે ઉપરથી કેરસાસ્પજીના ખાન્દાનની ગોટલા અટક બદલાઇને ગોદરીઆની અટક પડી. એવી એવી રમુજી વાતો ઘણીછે.

---

## ચોધરી સીસ્ટમ.

આવી રીતે મગદાઓનો દોર દિન પર દિન વધી જવાથી ઈ. સ ૧૭૧૮મા મરાઠા લુટારૂઓને ઠેકાણે પાડવા ચોતરફથી ઘેરનાર "ચોધરી" એવો એ‘કામ આપી નવમાગોના સુધારા પાછળ મહેનત લેવા મોગલ સરકારે દેસાઇ ટેહમુલજી રૂસ્તમજીને નિમ્યા પણ પારસીને ચોધરી નિમેલો જોઈ, અત્રેના મોગલ મલેકોને પરવડ્યુ નહીં, કેમકે તેમનો જુલમ અતિશય હતો, તેમની અનીતિ અનંત હતી. તેમનો ‘ જે હુકમ " તોડનાર કોઇ નહોતો એ કારણથી જે કામ ટેમુલજી દેસાઈ કરતા તેની વિરૂદ્ધ તે મલેકો વતતા. ધસાધસી ઘણી ચાલી હાથીની લડાઈમા ઝાડનો ખો, તેમ મોટા મોગલની અદેખાઇના ઝેરના ભોગ અહીંના લોક થવા લાગ્યા તે વખતે દેસાઇ-કુવો ન હોવાથી સતાપીર આગળના મરીઅમ પુરાની પછાડી ચુરગરોના ઘર આગળ મીઠા કુવાનુ પાણી પારસણો પણ ભરતી હાનના મલેસર આગળની

‘ The term Gras appears, as has been already mentionned, to have originally been applied to gift made to religious persons, such as were afterwards more particularly denominated 'usav " તોપણ બાટવારણોની તવારિખમાં મુખિ ગરાસીઆના નિભાવને માટે કાઢી આપવામાં આવેલી જમીનોને એ શબ્દ લાગુ કરવામાં આવેલો જણાય છે વળી ગામડાંઓની આસપાસ રહેનારા ગરીબ લોકો પોતાનો બચાવ કરવા માટે અમુક રકમ ગરાસ લેખે ( Black mail ) આસ પાસના લુટારૂઓને બાંધી આપતા હતા તે ગરાસ કહેવાતુ હતુ એ પ્રમાણે ગરાસિઆનો ખેતાબ પેહેરે તો માન ભરેલો હતો, અને તે ખેતાબ ધરાવનારને સન્દાર જેવો ગણવામાં આવતો હતો પણ પાછળથી તો એ શબ્દ, ઘણોજ ખરાબ રતનો લુટારૂ ( A s ller of the night ) એવી સગ્નાથી ઓળખાય છે નાન્કોરાના રૂપોજીને મલીકુર જેવા જબરા ગરાશીઆઓ થઇ ગયા છે, જેઓએ નવસારીને પાયમાલ કરી નાખ્યુ હતુ.

મલેક સરાહનો મલેક તથા સતાપીર આગળની સરાહનો મલેક બન્ને ભાઇ ભાઇ હતા. એ સતાપીર આગલવાલો મલેક નાહનો પણ સ્વછંદી અને સ્ત્રી વિષયી હતો. તે તરફ પાણી ભરવા જતી પારસણોની કમકમાટ ભરેલી રીતે તે લાજ લુટતો, અને પારસી ચોધરી ઉપરનું વેર પારસી ઓરતો ઉપર કાઢતો. આ અનીતિનો અંત લાવવા માટે એક લઈ ખુબસુરત પારસી બચ્ચાને પારસણનો વેશ આપી રાતો રાત તે મુંજી મલેકનો અંત આણવાની તદબીર પાર પડી. એવી રીતે, એક ગમથી જે શાહનશાત તરફથી ચોધરાઇ આપવામાં આવેલી તેનાજ હુદ્દેદારો તરફથી આફત, અને બીજું તો જે લોકોને ઠેકાણે લાવવા તે આપેલી, તેમના તરફથી વિપત્ત. છીંકતા દંડ એવો એમનો એ વખત હતો. વળી સુરતનો નવાબ રૂસ્તમ અલીખાન નવસારીના મલેકની અનીતિને ઉત્તેજનરૂપ થઈ અખાડા કરતો. એવી રીતે બચારી રાંક રૈયતનો ચોતરફથી મરો થવા લાગ્યો. મરાઠા કરતાં મુગલોનો માર પુષ્કળ હતો. મુગલાઈ કરતાં મરાઠી રાજ્ય સર્વ કોઇને આવકારદાયક થઈ પડ્યું. અસલી અમેરીકનોએ જેમ અંગ્રેજોના ઘણા જુલમોથી કંટાળીને આખરે જ્યોર્જ વૉશીંગટનને બહાર પડવા અરજ ગુજારી હતી, અને અમેરીકાને જેમ સ્વતંત્રતા અપાવી, તેમ લોકોએ તે વેળાના નોશાકરા વૉશીંગટન–ચોધરી તેહમુરજી રૂસ્તમજી દેસાઇ–ને અરજ કરી, કે આ મુસલમાન જુલમમાંથી છોડાવવાનો કાંઈ પ્રયત્ન કરો. છોડવે કોણ ? અને છોડવે કેમ ? જ્યારે દુ:ખની પણ હદ આવેછે, ત્યારે નાસીપાસી ને હિમ્મત ઘણું બજાવેછે.

પેલી ગમ નજર કરતાં, પૂર્વ દિશાએથી કાંઇ ઘાટ ઘડાય એવું દેસાઈ ટેહમુલજીને અને તેમના નેકનામ બેટા ખુરશેદજીને લાગ્યુ. તેઓને એક મસલતથી ફત્તેહની બાજુ પૂર્વ દિશાએજ જણાઈ. ૧૮મી સદીની શરૂવાતથી, બલ્કે તે પહેલાંથીજ મરાઠાઓની ચઢાઈ નવસારી ઉપર થતી હતી, અને પીલાજી ગાયકવાડ નામના મરાઠા જો કે સોનગઢ ખાતે ઈ. સ. ૧૮૧૯સ્થીજ હરીદામ થયલા હતા, તોપણ મોગલાઈ રાજ નવસારીમાંથી નાબુદ થતાં, ઇ. સ. ૧૮૫૩માં જ્યારથી ગુજરાતની રાજધાની ગઇ ત્યારથી જ ખરી રીતે તો મરાઠા રાજ નવસારીમાં થયલું ગણાય. નવસારીમાં પીંઢારા અને ધાડપાડુઓના ટોળાં આવતાં તેનો સેનાપતિ દાભાડે નામનો સરદાર હતો. તે પીંઢારાઓને નવસારીની રૈયત પાસેથી ખંડણી ઉઘરાવવાનો હક મુગલ રાજ તરફથી મલ્યો હતો. ડાભાડેના જમણા હાથ જેવા આસીસ્ટંટ તરીકે ગાયકવાડ નામના એક મરાઠા સુખી જોડાયા. તે સઘળાનો ઉપરી રાજા સતારાનો રાજા હતો, અને એ ડાભાડે તથા ગાયકવાડ સરદારો વધવાથી પેશ્વા સરકારને મોટી મુશ્કેલી નડી. મોગલાઈ સરકાર પેશ્વાની પક્ષ પકડવા લાગી, અને તેથી મોગલાઇ સરકારને ગાયકવાડ સાથે ઘસાવા લાગ્યું. આ બધો મંજોગ સાધીને અને મારેલો ફટકો આબાદ લાગશે એવું ધારીને, જે પ્રમાણે અંગ્રેજો અને ફ્રેન્ચોને અમેરીકામાં ઘસાતું ચાલવાનો લાભ લઇને, જનરલ જ્યોર્જ વૉશીંગ્ટને ફ્રેન્ચોને મળી જઈ અગ્રેજી અમલનો અમેરીકામાંથી પગ કાઢયો, અને જુલમ તોડી સ્વતંત્રતા અપાવી રૈયતને ઉગારી, તેજ પ્રમાણે એઉ બાપ બેટા દેશાઇજીઓએ, તેજ ધોરણ ઉપર ઘાટ ઘડીને ગાયકવાડને મળી જવાનું દુરસ્ત વિચાર્યું. નોશાકરી રૈયત મોગલાઇ જુલમોથી ત્રાહે ત્રાહે પોકારી રહેલી, મોગલોને નવસારીમાંથી

હાંકી કાઢી ગાયકવાડને હાથ નવસારી જાગ તો સહાયભુત રહેવાના એકરાર કર્યો. તેનો હેવાલ હું પોતે આપું તેના કરતાં મી. ઍલ્બરના તથા મી. દોસાભાઇ ફ. કરાકાનાજ શબ્દોમાં જ ઉતારી લઉં છું:—

" In 1700 Temoolji Rustamji went to Delhi and obtained the post of Desai, and in 1720 when Navsari was groaning under the tyranny of Rustam Alikhan, Nawab of Surat, he induced Pilaji Gaikwar to come from Songad to Navsari. For this act he was imprisoned by the Nawab of Surat, but was subsequently released by Pilaji. "

એ પ્રમાણે ઇ. સ. ૧૭૦૦ માં તેહમુરજી રૂસ્તમજી, જેઓ તે વેળાએ શીરવઇ ખાન્દાનના હોવાથી શીરવઇની અટકના કહેવાતા, તેઓ દોલ્લી ગયા, અને દેસાઇગીરી પામ્યા ત્યારથી તેઓ " દેસાઇ " કહેવાયા. ઇ. સ. ૧૭૨૦માં સુરતના નવાબ રૂસ્તમ અલીખાનના જુલમથી નવસારીના લોકો ત્રાસી ગયાં હતાં, તે વેળાએ તે તેહમુલજી દેસાઇ, પીલાજી ગાયકવાડને સોનગઢના કીલ્લા ઉપરથી નવસારી લાવ્યા. મુગલાઇ સામે રાજદ્રોહી ખટપટ ગણીને રૂસ્તમઅલીખાંને તેઓને કેદમાં નાખ્યા હતા, પણ પાછળથી પીલાજીએ તેમને છોડાવ્યા હતા. ત્યારે પીલાજીરાવ, જે પહેલો ગાયકવાડ રાજા, તેને નવસારીમાં લાવનાર એક નોશાકરો પારસી દેસાઇ હતો. ત્યારે ગોયો વડોદરા રાજની લગામ પહેલ વહેલી ગાયકવાડ ધરાણાના હાથમાં આપનાર આપણો નવસારીનોજ એક વતની હતો, અને આમ થવાથી અણહિલવાડનું હિંદુરાજ જે મોગલ રાજાઓએ ખુંચવી લીધું હતું, તે એક પારસીના પ્રયત્નથી પાછું હિંદુરાજ થવા પામ્યું છે. દેસાઇજી મોસુફની પોતાની રૈયત તરફની આવી નેકનામી માટે મી. ઍલ્બટ વળી કહેછે કે:—

" તેમુલજીના બેટા ખરશેદજીને પીલાજીએ દેસાઇગીરી આપી હતી, અને હજુ તેમનું ખાન્દાન ગાયકવાડની ઘણી નિમણુકો ધરાવે છે. ઇ. સ. ૧૮૦૦માં ગોવીંદરાવ ગાયકવાડ સાથના તહનામાંમાં ખરશેદજીના બેટા મનચેરજીએ મુંબઇના ગવર્નર મી. ડંકનને મદદ કરવાથી અંગ્રેજ સરકારે તેમને પોતાની બાંહેધરી* આપી. વળી ૧૮૦૨માં

*બાંહેધરી, એ સંસ્કૃત શબ્દ છે. બાહો = હાથ: અને ધરકે = એટલે ધરવું—પકડવું. યાને જે પ્રમાણે એક માણસ મરતી વખતે પોતાનો બચ્ચાંનો હાથ, પોતાના કોઇ મહેરબાનના હાથમાં આપી જાય છે, અને હાથમાં હાથ લીધા પછી તે બચ્ચાંને જેમ પાલવામાં આવે છે તેમજ ગોયા અંગ્રેજ મુરબ્બીએ પોતાના બચ્ચાં લેખે દેસાઇઓનો હાથ હાથમાં લીધો છે વળી મગરૂર થવા જેવી એક વાત એવી છેકે ૨૫—૩૦ અંગ્રેજ બાંહેધરી પ્રથમ હતી તે બધી રદ કરીને આજે અંગ્રેજ સરકારે માત્ર ૩ બાંહેધરી કાયમ રાખી છે, તેમાંથી બે તો નવસારી પ્રાંતનાજ વતનદારો અને જાગીરદારોની છે, અને વળી તેમાં પણ કર્નલ વૉલેસ પ્રમાણે પહેલો દરજ્જો નવસારીના પારસી દેસાઇની બાંહેધરીનો છે. નવસારી પ્રાંતમાં નવસારી કસ્બાના મોટા દેસાઇ ખાન્દાનની, અને પરગણા તાલુકામાં આવેલાં બલેશરના હિંદુ દેસાઇની મલી બે બાંહેધરી છે. વળી આપણા નવસારી પ્રાંતમાં ચાર પાલ્કી પદસ્ત દેસાઇઓ છે, ૧—નવસારીના દેસાઇ; ૨—બલેસરના દેસાઇ; ૩—મહુવાના દેસાઇ; અને ૪—ગણદેવીના દેસાઇ.

તહેનામાની બજાવણી વખતે અંગ્રેજ સરકારને એ દેસાઇએ મદદ કરવાથી છેક ૧૮૧૭ માં દર માસે રૂા. ૨૦૦નું પોલીટીકલ પેનશન તેમને અંગ્રેજ સરકારે આપવું કર્યું હતું. તેમના એટલે દેસાઈ મનચેરજીના બેટા જમશેદજી, વળી બીજા સયાજીરાવ મહારાજના બહુ માનીતા હોવાથી, સયાજીરાવ તેમને પોતાના નાલાભાઇ કહેતા હતા. આ દેસાઇ કુટુંબને કોલાસણાનું ઇનામી ગામ ગાયકવાડ સરકારે બક્ષિસ આપ્યું છે." એ પ્રમાણે નવસારીમાં ગાયકવાડ રાજનો અમલ કેમ અને શાથકી થયો, તથા ગાયકવાડનું રાજ કેવા સંજોગો વચ્ચે સ્થાપિત થયું તે સઘળું તપાસતાં નવસારીની ભૂમીને તે સર્વનો જશ વગર શકે આપી શકાય.

એ પ્રમાણે ઇ. સ. ૧૮૧૯ સુધી ગાયકવાડની તવારીખ જૂદીજ તરેહની છે, અને ત્યારપછીની નિરાળીજ છે. વૉટસન્સ હિસ્ટરી ઑફ ગુજરાત ઉપરથી જણાય છે કે ઇ. સ. ૧૭૦૫માં મરાઠાઓએ ગુજરાત ઉપરની ચઢાઈમાં પહેલાં પગલાંજ નવસારીમાં મુકર્યાં, અને રતનપુર તથા બાબાપ્યારા આગળ જીતો મેળવી, પણ ઇ. સ. ૧૭૦૧માં જે વેળાએ મરાઠાઓ નવસારીમાં આવ્યા છે એવી ખબર સુરતના નવાબ સાહામતખાનને થઇ ત્યારે તેણે તૈયારીઓ કરી મરાઠાઓને આગળ વધવા ન દેતાં મારી હઠાવ્યા. બાલાપુરની લડાઈમાં ઇ, સ. ૧૭૨૦–૨૧માં દામાજી ગાયકવાડ પોતાના ખેશીઓ સહ ઘણી બહાદુરીથી લડયો. સબબ શાહુ છત્રપતિએ તે દામાજીને "શમશેર બહાદુર" ( Illustrious Swordman )નો ખેતાબ આપ્યો. દામાજીનું મરણ ૧૭૨૧માં થતાં તેનો ભત્રીજો પીલાજી, જે સેનાપતિનો આસીસ્ટંટ હતો, તે સોનગડની ગાદીએ આવ્યો. ટુંકમાં ગાયકવાડનું વંશ એક ગામની પટલાઈ ધરાવનારૂં હતું, તે હવે મોટા મુલકનું રાજ ધરાવનારૂં થયું. નવસારીમાં પહેલા ઉતરનારા મરાઠા ત્રણ હતા. ઉદાજી પવાર, કાન્તાજી કદમબાન્ડે અને પીલાજી ગાયકવાડ. પ્રથમ આપણું ગાયકવાડી મથક નવાપુરામાં હતું, પણ બાન્ડેના વંશવાળાઓએ તે પોતાની હદનું છે એમ જણાવ્યાથી, ગાયકવાડ સરકારને સોનગઢમાં ગાદી સ્થાપવી પડી. ગાયકવાડ સરકારની પહેલી રાજધાની નવસારી પ્રાંતના સોનગઢ કસ્બામાં હતી. ગાદી પણ ત્યાંજ હતી. સોનગઢમાં તેણે મોટા કિલ્લો બંધાવ્યો, અને પછી જેમ જીત થતી ગઇ તેમ તેમ કોન્દ, વાજપુર, સકળખેડા અને રૂપગઢમાં કિલ્લાઓ બાંધ્યા. ઇ. સ. ૧૭૧૯માં સુરતના મુતસદ્દી શેખ ઉલ હીસલામે પીલાજી સામે લડાઇ જગાવી, તે વખતે નવસારીની તમામ પ્રજા ગાયકવાડ તરફથી મુસલમાનોની સામે લડી અને મુસલમાનોને માર મારનારા નવસારીના કોળીઓ હતા. છેક ઇ. સ. ૧૭૬૬માં દામાજીએ પાટણ ઉપર ચઢાઇ કરી ત્યાં સુધી તો આપણા નવસારી પ્રાંતમાંજ ગાયકવાડની ગાદી હતી, પણ ત્યારપછી સર જમીનની અધવચમાં ગાદી સ્થાન કરી વડોદરામાં રાજગાદી સ્થાપી, વડોદરાની ભૂમીને રાજધાની બનાવવામાં આવી. તે વખતમાં આપણો નવસારી કરબો "સુરત અઠાવીસી" માં ગણાતો હતો. સુરત જીલ્લાના તે વખતમાં ૨૮ વિભાગો કરેલા હોવાથી ( પાછળથી ૧૪ મહાલ ગાયકવાડમાં અને ૧૪ મહાલ અંગ્રેજ સરકારમાં ગણાયલા છે. ) "સુરત અઠાવીશી" નામ તેને આપવામાં આવ્યુ હતું. ઇ. સ. ૧૭૨૪માં પાછો સુરતનો નવાબ રૂસ્તમઅલીખાન પીલાજીને દંઝાવવા લાગ્યો, અને નવસારીના ચોકો ઉપર લુંટ ચલાવી.

એ વખતમાં પીલાજીને સોનગડના ભીલો, કોલીઓ, વિગેરે રૈયતે, તેમજ નવસારીના પારસી દેસાઇઓ, અને બધા મહાલના પટેલો વિગેરે મુખીઓએ મુગલરાજથી કંટાળેલા હોવાથી એક ખટપટ અને એક મસલતથી એકામતે એકાજતે મરાઠાઓ જોડે જોડાઈ ગયા. એ ૨૮ મહાલ (તે વખતે નવસારીના આઠને બદલે ૨૮ મહાલ કહેવાતા) ના સર્વ લોકોના ખીલાં ઉપાડ કરવાના કસદથી સુરતના નવાબ સરબુલંદખાને પુનાના બાજીરાવ પેશ્વા સાથે મલી જઈ એવી સલાહ કરી, કે પેશ્વાને તે નવાબ નવસારીના મહાલો પૈકી ચૌથ અને સરદેશમુખી આપે, અને તેના બદલામાં મરાઠા ગાયકવાડને મારી હઠાવવામાં ૨૫૦૦ ઘોડેસ્વારની પેશ્વાએ મદદ આપવી.

ઇ. સ. ૧૭૩૧માં પેશ્વા અને ગાયકવાડ વચ્ચે વડોદરા આગળના ભીલુપુર ગામ આગળ લડાઈ થઇ, તેમાં પીલાજી ઘાયલ થયો. લડાઇનો અંત કેમે કરી આવ્યો નહીં. છેવટે સલાહ થઈ, તેમાં દાભાડેના મરણથી જુવાન યશવંતરાવ દાભાડેને સેનાપતી બનાવી તેના મુતાલીક લેખે બાજીરાવે પીલાજીને ઠગવ્યો. અને 'સેનાખાસખેલ*"નો ખેતાબ આપ્યો. એ પ્રમાણે આપણા ગાયકવાડ સરકારને બે તબક્કે મલી જૂદા જૂદા બે ખેતાબો, બહાદુરી કરી શમશેર મારવા માટેજ મલ્યાછે. અને આજે તે બેઉ ખેતાબો સાથે જોડાઇને "સેનાખાસખેલ શમશેર બહાદુર"નો ખેતાબ થયો છે. વળી આજના આપણા પ્રજાપ્રિય નામદાર મહારાજા શ્રીમંત સરકાર સયાજીરાવને, તેમની ભારે કુશળતા માટે અંગ્રેજ સરકાર તરફથી G. C. S. I. નો પ્રૌઢ ઈલ્કાબ મલ્યોછે, તે સાથે ગાયકવાડ સરકારના મોટા ત્રણ ખેતાબો છે. એ વખત પછી નવસારીમાંથી મોગલાઇ રાજ છેકજ જતું રહ્યું, અને મરાઠી રાજ મંડાયું. એ ગાયકવાડના પહેલા ચાર રાજા એકજ મળતાં નામોને અનુક્રમે ગાદીએ આવેલા હોવાથી તવારીખમાં ઘણાઓ ગુંચવાયછે. ૧લા ગાયકવાડનું નામ **પીલાજી**. ૨ જાનું નામ **દામાજી**. ૩જાનું નામ **પીલાજી**. ૪થાનું નામ **દામાજી**, એમ તેના તેજ નામો આવેછે, તો જો કે તે રાજાઓ તો જૂદા જૂદા છે. ઉપર જણાવેલો સોનગડનો કિલ્લો એવા હેતુથી બાંધવામાં આવ્યો હતો, કે માલવા અને દાંગના મુલકો તરફ નવસારી પ્રાંતનું વખણાયલું સાગનું લાકડું અને બીજો વેપાર, બીજી તરફ ઘસડાઈ જાય નહીં. તેજ પ્રમાણે સાલેટનો કિલ્લો એવા હેતુથી બાંધેલો, કે નજદીકના કોતરડાંઓમાં ભરાઈ રહેતા ભીલ લોકોને શીકસ્ત આપવી, અને તેમને નિરતેજ કરવા. મી. ઑગીલ્વીના જણાવવા પ્રમાણે એ સોનગડનો કિલ્લો, ગામની સપાટીથી સવા મૈલ ઉંચોછે.

---

* સેનાખાસખેલનો અંગ્રેજીમાં ગ્રાંટ ડફે એવો અર્થ કર્યો છેકે;

"Commandor of the Spo ial Band." અથવા Leader of the Sovereign Band." યાને ખાસ ટોળીનો વડો. એમ જણાય છેકે, એ ઇલ્કાબ પ્રથમતો સેનાપતિ દાભાડેનો હતો, પણ મુસલમીનો ઉપર જીત મેળવ્યા પછી ગાયકવાડને આપવામાં આવ્યો હતો, અને ગાયકવાડનો તે ખાસ ખેતાબ થઇ પડયો છે. વળી પહેલાંતો એટલે સુધી હતુ કે કોઇ નવો ગાયકવાડ ગાદી ઉપર આવે, ત્યારે તેને માટે એ ખેતાબના અધિકારનો પોષાક પુના દરબાર તરફથી આવતો હતો.

## દેસાઇઓની વેઠ સિસ્ટમ.

નવસારીમાં ગાયકવાડી સ્થપાઈ, તેમાં મુખ્ય હાથ ત્યાંના દેસાઇઓનો હોવાથી નવસારીની મામલત કરવાનું કામ, અને વસુલ ઉઘરાવવાનું કામ, ગાયકવાડે દેસાઇઓનેજ સોંપ્યું હતું. તે દેસાઇઓ નવસારીની રૈયત પાસેથી "વેઠ"ને નામે જૂદા જૂદા આકારમાં કર લેતા હતા. ઈંગ્લંડમાં પણ મોટા લૉર્ડ લોકોના વેઠ લેવાના જેવા ધારા સરકારે પાળ્યાછે, જેને Petty Rights કહેછે. એ વેઠ દેસાઇઓ તમામ રૈયત પાસેથી લેતા હતા, અને તેના બદલામાં તેમનું રક્ષણ થતું. તેમના તરફથી દેસાઇઓજ સરકાર દરબારમાં તેમના પ્રતિનિધિ, અગ્રેસર, વકીલ કે બૅરીસ્ટર થઈ બચાવ કરતા. વેઠ, યાનેકે વગર મહેનતાણુ કે વગર અવેજ લેવે મજુરી કરવી, કિંવા માન આપવો તે. જેવું જેવું કામ, જેવો જેનો ધંધો, તેવી તેની પાસે વેઠ લેવાતી. વેઠવું શબ્દ વેઠ ઉપરથી નીકળેલોછે. એટલે ગોયા નવસારીની રૈયત પોતાનો બધી વાતે બચાવ કરનારની બધી ચીજ વેઠતા હતા, અને તેમાં તેઓ રાજી હતા. કારણકે કોહરૂં કાકડી આપીને દેસાઈની આગળ શુર્ખરૂ રહેવાનું હતું. આજની માફક વકીલોને સાં કે દિવાની અને ફોજદારી કૉર્ટોમાં તેઓને ખરાબ થવાતું નહોતું. મોટી ફી આપવી પડતી નહોતી. અડચણ પડે તે દેસાઈ ટાળી દે, અને બદલામાં વેઠ લે. એ વેઠ સીસ્ટમ કેવી રીતે ચાલતી હતી, તે આપણે જણાવીશું. એ સિસ્ટમને "વેઠ બીગાર"ની સંજ્ઞાથી ઓળખવામાં આવેછે. તેમાં કેટલાક હક, દસ્તુર, લવાજમ વિગેરે રોકડમાં, માલમાં, કિંવા જાતમહેનતમાં, વસુલ કરવામાં આવતા હતા. એ ઠરાવ પણ દેસાઇઓએજ નક્કી કરેલા. કેમકે નવસારીના તે વેળા હાકમજ તેઓ હતા. કજીયાટંટા ચુકવનાર, અને ગુન્હાની સજા કરનારા વડીક તેઓ હતા. ચાંગાશાના ખાન્દાનમાં જેવી હાકમી હતી, તેવી એ દેસાઈ ખાન્દાનમાં તે વેળાએ આવી હતી. માર મારવાથી તે જીવથી મારી નાખવાનો પણ તેમની પાસે અણલેખીત અધિકાર હતો! આજે જેવા અધિકારો નવસારીના સુબાને કે દિવાનને નથી, તેવા અધિકારો તે વેળાના દેસાઇઓ પોતાના ઘરના કાયદાથી વાપરતા. નવસારીના કણીઆ સમસ્ત-કલાભઠ્ઠીના પીઠાંવાળા-ઈંટ પંજાવાવાળા પરતાણીઆ લોકો-ભરવાડ લોકો ખારૂઆઓ-તરવાડાઓ-ખેડુતો-કુંભારો-ખાટકીઓ-માંછીઓ ઘાંચી લોકો સુખડીઆઓ-વણકર-કંસારા-સુતરવાના-માલી-તંબોલી-સુથાર-મોચી-દરજી તાઇલોકો-કાગદી-ગોલા-વિગેરે તમામ ધંધાદારીઓ મહેનત મજુરી કરીને અથવા માલ આપીને દેસાઇને વેઠ ભરી આપતા. તે વિષે લંબાણ હકીકત, સમજણ સાથે અમારા માનવંત મુરબી પિતાજી દેસાઈ મનચેરજી બરજોરજી તરફથી બહાર પડનારી દેસાઇ ખાન્દાનની સંપુર્ણ તવારીખમાં આપવામાં આવશે.

એ વિગેરે વેઠબીગાર, હક દસ્તુરી, ની સિસ્ટમ નવસારીમાં દેસાઇઓની હકુમત વખતે હતી. જે બીના હમે આપી છે તે કાંઇ માત્ર દંતકથા નથી, પણ હજુ સુધી દેસાઈ ખાન્દાનના દફતરમાં મોજુદ છે, એવા દસ્તાવેજી પુરાવા ઉપરથી આપીછે. અલબત્ત, એમાંની જુજ સિવાય કાંઇ પણ વેઠ આજના રાજ્ય અમલમાં રહી નથી. તેમજ આ વેઠ આજે આપણને જુલમ જેવી કદાપિ લાગે, પરંતુ તે વખતના લોકો આવી નિર્જીવ વેઠમાં સરકાર દરબારના ધક્કા ધક્કીથી મોકળા હોવાને લીધે, તથા કૉર્ટના

કરાઆથી મુક્ત હોવા। લીધે, એ વેઠ ઘણા આ।દથી આવતા એટલુ ર હીં પણ આ વેઠો આજે આપણને હસવા સરખી લાગતી હોય તો જાણવુ અગત્યનુ થઇ પડશે કે ઈંગ્લડમા લોર્ડ લોગના એવા Petty rights હજુ છે, અને એવા નાના ફીરકોળ હક્ક આજે પણ નામદાર ગાયકવાડ સરકારેજ નહીં, પણ ખુદ નામદાર અંગ્રેજ સરકારે પાળ્યા છે તે એવી રીતે કે, સુધરેલુ ગવ્ર અમન સ્થાપન થવાથી અને દેસાઇઓની હકુમત ઉતરી મામલત ગયા પછી જેટના વખતથી આજ સુધી વેઠ બધ થતી, તેની નુકસાની બદલ હમાના પિતાજી દેસાઈ મનચેરજી બરજોરજીએ નામદાર ગાયકવાડ સરકારમા વર્ષો ગણત્રિથી કામ ચલાવી એ વેઠ બીગાર બદલના કૉમ્પેન્સેશન મળવા મથન કર્યાથી, આજે કૃપાવત અને માયાળુ એવી નામદાર ગાયકવાડ સરકારે કૉમ્પૅન્સેશન આપવાનુ સ્વિકાર્યુ છે, અને તેમા અંગ્રેજ સરકારે પણ ખુશી માની છે દસ્તાવેજ નોધવાનુ રેજીસ્ટ્રેશનખાતુ પણ દેસાઇનેજ ત્યા હતુ, અને તેની નોધણીની ફી સૌ વેઠમાજ સમજી લેવાની હતી। ત્યારે એવી વેઠ કોણ નહીં પસદ કરે?

આબકારીખાતુ પણ દેસાઇનેજ ઘેર હતુ, અને જેને જેમ ગમે તેમ પીઠા માંડી દારૂ ગાળે, વેચે, અને તાડી ખપાવે તેનો દરદામ સૌ વેઠમાજ આવી રહેતો।

એ પ્રમાણે નવસારીમા બીજો કોઇ કર નહોતો, પણ વેઠ સિસ્ટમ ચાલતી હતી આજની મ્યુનિસિપાલીટી પણ દેસાઇઓનાજ ઘરમા હતી લોકોને ઘર બાધવાની, કે બારી બારણા મુકવાની પરવાનગી લેવી અથવા તેની ફી આપવી પડતી નહોતી, પણ તે બધુ વેઠમાજ આવી રહેતુ હતુ। ત્યારે એવી વેઠ કોને નહીં ગમે? જકાતખાતુ પણ દેસાઇઓનેજ ત્યા, એટલે બદર ઉપરથી આવતા માલની જકાત કઈ પણ લેવામા આવતી નહોતી, તે સૌ વેઠમાજ પેસી ગયેલુ. ટુકમા કહીએ તો તે વખતના લોકોને આજના જેવુ ધક્કા મુક્કીનુ કે પૈસા ટકાના ઘસારાનુ દુખજ નહોતુ ત્યારે આજના વકીલ ખર્ચ, મ્યુનીસીપાલીટીના ખર્ચ, જકાત, આબકારી દસ્તાવેજ નોધણીના ખર્ચાનુપણા કરતા દેસાઇઓની વેઠ સિસ્ટમ હજાર દરજ્જે સારી હતી, એમ કોણ ડાહ્યો માણસ કહી શકશે નહીં?

---

## નવસારી સાથે સુરતની સગાઇ

નવસારી સાથે જો કોઇપણ શહેરને બહેનબહેનના જેવી સગાઈ અસલવારેથી થયલી હોય તો તે સુરત શહેર સાથેનીછે તે વિશે "સુરતની તવારીખ"ના બનાવનાર મી અ બ પટેલે ઘણી સારી નોધો કરેલીછે, અને તે તવારીખ આ સગાઇ વિષેના ટેકામા આપણે હવે જોવી જોઇએ ગોયા સુરતની તવારીખ તે નવસારીની તવારીખછે કહો કે સુરતમા જેબી કઈ બનતુ, તે બહુધા દરેક નાતની સાથે નવસારીનો સબધ એટલે દરજ્જે હતો, કે નવસારી ગોયા સુરતનુ એક પરૂ હોય, અને સુરતમા બનતા બનાવની અસર જેવી ગોપીપરામા કે સગરામપરામા થાય, તેવીજ "નવસારી પરા"મા થાય. ત્યારે સુરતમા જે આફત તે નવસારીમા થતી સુરતમા સુખ અને આબાદી તે નવસારીમા ઉતરતી સુરતમા રેલ કે દુકાળ આવે તે નવસારીમા પણ આવે સુરતના નવાબો અને મુત્સદ્દિઓ તે નવસારીના પણ નવાબો હતા ફક્ત તેમના પ્રતિનિધિ

મલેકો અત્રે વસતા હતા, ત્યારે જે વિચારો હશે આ ઠેકાણે જણાવ્યે તે "સુરતની તવારીખ"ની સાથે ભેળી દઇનેજ જણાવીશું, "સુરતની તવારીખ"ના વિદ્વાન બનાવનારે નવસારી વિષે જે કંઇ લખ્યું છે તે અને નવસારીને પણ લાગું પડતું જે તેણે લખ્યું છે, તે ભેળીને આપણે જણાવ્યે.

સુરત શહેર ૯૦૦ વરસ ઉપર એક મેદાન હતું, અને રાંદેર ગંજાવર શહેર હતું. રાંદેર લુટીને સુરત જ્યારે "બાબ ઉલ મકકા" યાને મકકે હજ કરવા જવાનો દરવાજો એવું પ્રૌઢ નામ લઇને મંડાયું તે વેળાએ પણ સુરત કાંઈ ચડતી અવસ્થામાં નહોતું, ત્યારે પણ તે મેદાન હતું. "તેરમી સદીમાં સુરત જ્યારે એવી અવસ્થામાં હતું ત્યારે ભરુચ, ખંભાત તથા **નવસારી** આબાદ હાલતમાં હતા. અમદાવાદ તે વખતે હતુ નહી." ત્યારે કહો કે જે વેળાએ સુરત અને અમદાવાદ જેવાં શહેરો નહીં હતા, તે વેળાએ આપણું નવસારી તો શહેર જેવી આબાદીમાં હતું. "પારસીઓ એ વખતે સુરતથી દક્ષિણે બાર કોસ પર તરતના વસેલાં શહેર **નવસારી**માં સુરતની નજદીકજ, પણ છેક સને ૧૧૪૨ના સાલના આવીને વસેલા હતા......પારસીઓની વસ્તી પંદરમી સદીમાં નવસારી ખાતે ભારે હતી..........એ સદીમાં સુરતમાં પારસી થોડા થોડા વસવા માંડયા હતા, અને નવસારી પારસીઓના ધર્મનું વડું મથક હતું."

**"માલેતોજાર" નવસારીની ઉત્પત્તિ**—"મહમદ તગલખ નામનો એક ગાંડો પાદશાહ હિંદુસ્થાનમાં ઈ. સ. ૧૩૨૫ થી ૧૩૫૧ લગી રાજ કરી ગયો. તેના વખતમાં ગુજરાતમાં એક મોટો બળવો જાગ્યો. તે બળવામાં ગુજરાતમાં (નવસારીમાં અને ચોમેર) અંધેર રાજ ચાલી રહ્યું. એ બળવા વખતે તગલખ પાદશાહે સુરત શહેર લુટી લેવાની રજા આપી." સુરત લુટીને નવસારીમાં તે આવ્યો. ત્યાં પણ લોકોને લુંટયાં અને ખરાબ કીધાં. નવસારી થઈ તે દેવગઢ ઉપર ચઢાઇ લઈ ગયો. "તેણે અહમદલાઝ (નામે એક અમીર) ને ગુજરાતની સુબાગીરી આપી, મલેક મુકબીલને તેનો વજીર ઠરાવ્યો. આ વેળાએ બીજા કેટલાક સરદારોને ગુજરાતમાં જાગીરો મળી, તેમાં એક સરદાર નામે "મલેક ઉતુઝાર" એટલે **મોટો સોદાગર** એ નામે સરદાર હતો, તેને **નવસારી અને તેના તાબાના મુલકો જાગીરમાં આપ્યાં.**" એ મલેક મોટો શ્રીમંત હતો. આ ભાગમાં દ્રવ્યવાન માણસને "માલેતોઝાર" કહેવામાં આવેછે, તે એ "મલેક ઉતુઝાર"ના નામ ઉપરથી અપભ્રંશ થઇને બોલાતો શબ્દ છે.

**નવસારીના નવ સૈયદો સુરતમાં**—આગળ આપણે નવસારીના નવ સૈયદોની હકીકત વાંચી છે. તે નવે સૈયદ ભાઈ ભાઈ હતા ગોપી તળાવને વાયવ્ય ખુણે નવસારીના "નવસૈયદપીરની દરગાહ છે. એ સૈયદની યાદગીરીમાં ૩૦૦ વરસ થયાં દર વરસે મેળો ભરાયછે. અને મુસલમાનો ઉપરાંત નીચ વર્ગના હિંદુઓ એની માનતા લેછે."

**નવસારી ભાગળ**—સુરતમાં ઇ. સ. ૧૬૦૮માં પહેલે વહેલા અંગ્રેજ લોકો વેપાર કરવા આવ્યા, તે વખતે સુરત શહેરની આસપાસ ફક્ત એક કિલ્લો હતો. ને "શહેર પનાહ" યાને શહેરને બચાવનારો એવા નામથી ઓળખાતો હતો. તેમાં ત્રણજ ભાગળ હતી. વરીઆવી, બરાહનપુરી અને નવસારી ભાગળ. પેલી નવસૈયદવાલી દરગાહ તે વખતથીજ નવસારી ભાગળની દક્ષિણે ઉભી હતી. સુરતનો વહેવાર નવસારી સાથે એ

ભાગળ મારફતે ચાલતો હતો એજ પ્રમાણે સુરતમા નવસારી બજાર પણ છે

**શીવાજી અને પીંઢારાઓ નવસારીમાં**—મરાઠાઓની જે ધાડ અને લુટ સુરતમા ચાલતી તેજ નવસારીમા ચાલતી ક કે પહેલા નવસારીમા ધાડ પડતી અને પછી સુરત લુટાતુ ધાડપાડુ અને પીંઢારાનુ નવસારીતો ગોયા "બાગ ઉન ગુજરાત" હતુ ગુજરાત લુટવાની શરૂઆત નવસારીમાથી થતી પીંઢારાઓ કેમ આવતા અને કેમ લુટતા તે "સુરતની તવારીખ" આપણુને બનાગર શીખવેછે શીવાજીએ ગુજરાત તરફ નજર કરી, તે વેળાએ તેણે બહિરજી નામના એક વિશ્વાસુ જાસુદને આ તરફ ચારોમારો જોઇ આવવા મોકલ્યો આ તરફની આબાદી જોઇને તે પાછો ગયો એટલે શીવાજીએ નાશકની જાત્રાએ જવાને બહાને ૪૦૦૦ લુટારા ભેગા કર્યા, અને આપણે આગળ કહી ગયા, તેમ ઈ સ ૧૬૬૪મા આ તરફ તેણે લુટો ચલાવી, અને ૪૦૦૦ ઘોડેસ્વાર લઈ આ ભાગમા પેઠો ગભરાયલા લોકો પોતાની જીણસભાવ ભોયરાઓમા દાટવા લાગ્યા વારવાર લુટો થવાથી લોકો પણ જાણી રહેલા તે રાધવાના ચુલાની નિચે, અથવા દિવાલોની ફાટમા, અને સડાશની નીચે જીવનગાળો હોય તે સાતતા કોઇતો ઘરમા બારણાને બહારથી તાળુ મારીને અથવા અદરથી ખીલી દઇને ભરાઈ બેસતા. કોઇ સુરત તરફ નાશી જતા. શીવાજી અને તેના માણસો ઠડે કલેજે લુટ ચલાવતા બહાદુર લોકો સામે થતા, હિચકાન લોકો શરણ થતા, અને ચાલાક લોકો પીંઢારાને છેતરવા યુક્તિ પ્રયુક્તિઓ ચલાવતા નવસારીની એક બહાદુર રજપુતાણીની વાત ચાલે છે કે, તેને ત્યા બે પીંઢારા ભરાયા રજપુત બહાર ગયલો એટલે એક જણને તેણે ભોંયતળીઆની ઓરડી તરફ આગળી બતાવી, કે જે છે તે એમા છે અને બીજાને માળીના ઉપરનો મસ મોટો ઉડો પેટારો બતાવ્યો એક પીંઢારો માળ ઉપર ગયો, તેની પુઠે જઇ પેટારો ખોલી આપ્યો પેટારો ઉડો હોવાથી અદરનો માલ લેવા પીંઢારો વાકો વળી ટીંગાયો કે ટાગીયા પકડી બહાદુર રજપુતાણીએ પેટારામા તેને ઉઠલાવી દઇ ઢાકણુ ઢાકી દઈ સાકળ દઈ દીધી અને નીચે ઉતરી પડી ઓરડીમા ભરાયલાને અદર મોલખખેડ કરતો રહેવા દઈ હિમ્મત અને સમયસુચકતાથી બારણુ બધ કરી દીધુ રજપુત આવી લાગ્યો અને રજપુતાણીની હિમ્મત ઉપર આફ્રીન કરી પેલા બન્નેને મરણતોલ હાલતમા બીજે દહાડે બહાર કાઢ્યા એજ પ્રમાણેનો એક મોબેદનો દાખલો કહે છે, કે એક પીંઢારો તેના ઘરમા આવ્યો તેને પોતાનો પેટારો ઉઘાડી આપી અદરથી માલજીણસ લેવા કહ્યુ પીંઢારાએ જેવુ ડોકુ પેટારામા ઘાલ્યુ, કે મોબેદ સાહેબે પેટારાનુ બારણુ પાડી નાખ્યુ, અને પીંઢારાની ડોકી કચડી નાખી ખોખરો કરી નાખ્યો એક હિચકારી વાણીયણે બાળહત્યાનુ પાપ થાય કરીને પીંઢારાના દેખત એક કોમળ બાળકને કુવામા નાખી દીધુ પીંઢારાએ બાળહત્યામાથી ઉગરવાને તેણીનુ ઘર છોડી દીધુ પાછળથી વાણીયણ પોક મૂકી માથુ અફાળવા લાગી કેમકે જાન કરતા જીણસને તેણીએ વહાલી ગણવામા પાપ કર્યું હતુ પીંઢારા નવસારીમા આવતા તે દોડાદોડમા જેટલુ લુટાય તેટલુ એક બે દહાડામાજ નાસભાગમા લટતા કઇ શાત જીવેજ ગધીવાર લુટાતુ નહોતુ એક મહો નામાથી બીજામા અને બીજામાથી ત્રીજામા દોડાદોડ ચાલી રહે કેમકે તે લોકોને પણ નવાબ અને મલેકના માણસોનો તથા બોજી બહાદુર રૈયતનો ડર હતો ધાડ પડી ત્યારે એકાદ

એક ડોશીએ એવી તાલ લગાવી, કે ઘરમાંથી અનાજનાં થોડાંએક હાલ્લાં લાવી ઘરના બારણાં આગળ ફોડી નાખ્યાં, અને ઓટલા ઉપર બેસી રડવા લાગી. પીંઢારાઓ જેવા તેણીના ઘર આગળ આવ્યા તેવાજ તેઓએ આ દેખાવ જોઈ એવું વિચાર્યું કે, તેમના કોઈ ભાઈબંધ પીંઢારાઓ આ મહોલ્લો લુટી ગયા છે, અને જીણસભાવ લઈને અનાજના હાલ્લાં બાહાર ફોડી ગયલા છે. આવા ખોટા ખ્યાલથી તેઓ પેલી ડોશીના ઘરમાં તો નહીંજ પેઠા પણ આખા મહોલ્લામાં પણ નહીં પેઠા !

એકવાર પીંઢારાઓએ નવસારીમાંથી લુંટેલું તમામ દ્રવ્ય અને જીણસભાવ નવસારીનાજ એક ધોબીનો બળદ લુટીલઇ તે ઉપર તે લાદી લઇ ગયા. અધવચ્ચે ગયા ને મોગલ સરકારના લોકો ઉપરથી તેમના ઉપર હુમલો ચાલતાં નાસભાગ ચાલી. બીધેલો બળદ ત્યાંથી છુટયો તે આબાદ પોતાના ધોબી ધણીને ત્યાં આવી ઉભો. એ રીતે તે ધોબી નેહાલ થઇ ગયો. પીંઢારા આવ્યા ત્યારે એક ઓરતે પોતાના ધણીને જીણસભાવ સંતાડવા તાકીદ કરી આંગણામાં વટાણાં રેડી દીધા. વટાણા ઉપરથી ચાલતા માણસના પગ લપસી પડે છે, એ વાત જાણીતી હોવાથી તેણીએ આ સમયસુચકતા વાપરી. તે ઉપરથી દોડતાં પીંઢારાઓ સરી પડવા લાગ્યા. ઘરમાં દાખલ થવાને એમ કરતાં થોડીક વાર લાગી અને જણસભાવ ઉંચું નીચું કરવામાં ઘરધણી ફાવ્યો.

**" બતાવ ધન કયાં છે ? "**—એમ છતાં તે પીંઢારાઓ દાટેલું, સંતાડેલું, કે બચાવેલું છુપાવેલું ધન બતાવવા માટે ઘરધણીઓ ઉપર ઘણી ઘણી સખતાઇ કરતા. ઘોડાની માફક માણસોનાં મોઢાંમાં મરચાંના તોબડા બાંધતા ! ગરમ તાતવેલા સળીયા પકડાવતા ! ઉની ઉની તવા ઉપર ઉભા રખાવતા ! આંખમાં તપકીર દાબતા ! સંડાસમાં ચુંડી ચાંપતા ! વિગેરે વિગેરે અનેક ઉપાયોથી આપણા નોશાકરા બાપદાદાઓને હિણુતા અને પુછતાને પુછતા એજ કે, " બતાવ ધન કાંહ છે ? " બે ભાઇઓના પાસે પાસે બે ઘર હતાં. એક ઘરમાં ભોંયરું હતું અને બીજામાં નહોતું. તેમના મહોલ્લામાં પીંઢારાઓ પેઠા; કે જે ઘરમાં ભોંયરું નહોતું તે ઘરવાલા ભાઇએ પાસેના ઘરમાં પોતાના માળીયા ઉપરથી સામાન નાખવા માંડયો. સામાનની ગાંસડીઓ પૂરી થઈ ત્યારે પીંઢારો બોલ્યો, " બસ એટલીજ ! " એમ કહેતાંની સાથેજ મોબેદના હાંજા ગગડી ગયા, અને સામાન લઇ દઇને પણ આ છેતરપીંડી કરવા માટે તે મોબેદને માળીયા ઉપરજ જકડીને સજ્જડ માર માર્યો. જમાસપઆસા ખાન્દાનના એક ભોળા મોબેદ પોતાના ઓટલા ઉપર વંદીદાદનો પોથો લખતા હતા. પીંઢારાઓ તેઓના મહોલ્લામાં જેવા પેઠા, કે તેમણે વંદીદાદનો પોથો અને અવરતાની બીજી કેતાબોનું પોટલું બાધી નાસવા માંડયું પીંઢારો સમજ્યો કે ધન દોલત લઇને તે નાસે છે. મોબેદ સાહેબ કરગરી કહેવા લાગ્યા "જો ભાઈ આએ મારી કિમતી દોલત છે, એને તું ના અડક !" પીંઢારો તે ઉપરથી લલચાયો, અને પૂછયું કે એમાં શું છે ! મોબેદ કહે, " જે છે તે બધું એમાંજ છે તો. તત્ત્વતો બધું એમાંજ છે. એ વડે મુઆનું બી થાય ને જીવતાંનું બી થાય. " આ ઉપરથી પીંઢારાએ જોરદાન ઝુંટવી લીધું, અને પોથો ઉથલાવવા લાગો, તો તેમાં કંઈ દીઠું નહીં. એટલે અકેકું પાનું ફાડતો જાય ને મોબેદ બચારા રડીને કકલી પડતા જાય; તેમ તેમ પેલો કહેતો જાય, કે ધન દોલત બતાવ. મોબેદ બચારા આંખ પાણી કરી

ભોળાઈથી કહે, કે ધન દોલત સૌ તો એજ છે. આખરે ગોથો ફાડી પીંઢારો* ચાલ્યો ગયો.

નિર્ધન નવસારી—એ પીંઢારાઓ સામે બળાતવારીથી અંગ્રેજ લોકો અને વલંદા લોકો લડતા, પણ તે જમાનામાં તેઓની સંખ્યા ઘણી નાહની હોવાથી તેઓ પોતાના જાત ભાઇઓનુંજ રક્ષણ કરી શકતા. પાછળથી અંગ્રેજી કંપનીના અમલદારોએ સુરતની પ્રજાનો તો બચાવ કરવા માંડ્યો, અને તે ઉપરથી સુરતના નવાબે તો તેના ઈનામમાં એ કંપની ઉપર ૩॥ ટકા જકાત હતું તેને બદલે ૧ ટકો કર્યું. શીવાજીની આ ભાગમાં ઈ.સ. ૧૬૬૪ની ધાડ વેળા નવસારી સુરત વિગેરે ઠેકાણેથી કરોડ રૂપીઆ સુધી શીવાજી પુને લઈ ગયો કહેવાય છે. એ લુંટ પછી પાંચ વરસ રહી પાછો આપણા આ ગરીબ ભાગો ઉપર લુટ ચલાવવા આવ્યો. ઈ. સ. ૧૬૭૦-૧૬૭૧-૧૬૭૪-૧૬૭૫ માં તેની લુંટ ભારે હતી. નવસારી તો નિર્ધન થઈનેજ રહ્યું, પણ સુરતને લુંટયું તો લુંટયુ પણ આખરે સળગાવી દઈ ગયો. લોકો પાયમાલ થયા. વેપાર ધંધો ભાગી પડયો. નાસભાગ કરી લોકો પરદેશ જતા રહ્યા; તેમાંથી કોઇ કુટુંબો તો પાછાં ફર્યાંજ નહીં. નવસારીના જે કુટુંબો નાઠાં તે તો મુંબઈમાં મંડાઈ ગયાં. તે વખત અગાઉની નવસારીની સુરતથી ઉતરતી સગાઈ મુંબાઇ સાથે અતલગની ગણાતી હતી. શીવાજી પોતે કેમ લુંટ ચલાવતો તેને માટે સુરતની તવારીખમાં કહેલું છે કે, શીવાજી અગાઉથી ફકીરને વેશે એકલો મહોલ્લે મહોલ્લે ફરી જતો, અને તાલેવંત લોકો કયાં કયાં વસે છે, તે નગરીઓ અને પરાંઓ નજરમાં રાખતો. ઇ. સ. ૧૬૮૦માં શીવાજી મરણ પામ્યો ત્યારે સુરત અઠ્ઠાવીશીમાં એટલે નવસારીમાં પણ સઘળે લોકોમાં ખુશાલી ફેલાઈ. આપણું નવસારી શહેર તે વેળા ઔરંગઝેબને તાબે હતું. સુરત અને આસપાસના લોકોની ખરાબી શીવાજીએ કરેલી જાણી તે ક્રોધાયમાન થયો. શીવાજીના રાજ્ય ઉપર તે ચઢાઈ લઈ ગયો. તેના દીકરા શંભાજીને પકડી કેદ કીધો. શંભાજીએ પેગંબર હઝરત મહમદને ગાળ દીધી છે એવું તોહમત મુંકી તેની જીવતાં જીવત જીભ કાપી નંખાવી, અને તેની આંખોમાં લોઢાંનો ધગધગતો સળીઓ ઘોંચાવી તેનો શીરચ્છેદ કર્યો. આ સજાથી પણ કંઇ પીંઢારાઓ ધરાયા નહોતા. શીવાજીના લશ્કરના જંગલી મરાઠાઓ લુંટતા ! લુંટ નહીં મળતી તે ઘરમાં મારફાડ કરતા ! ઉંધા લટકાવતા ! ભારવટે ટાંગી નીચે બળતું કરતા ! અને તેના કરતાં માબાપના રૂબરૂ, ભાઈબહેનના સમક્ષ, સ્ત્રીઓને નગ્ન કરી ફજેત કરતા, અને લાજ લુટતા ! અને ફાવે તો સાથે ઉચકી જતા ! શીવાજીનું નામ સાંભળી નવસારીના કહો કે સુરતના સર્વ લોકો થરથર કાંપતા અને તેનાથી હેબકી જતાં. એ પ્રમાણે દખ્ખણના દેશીઓએ ગુજરાતના દેશીઓને હેરાન વેરાન કરી પાયમાલ કર્યા છે. ગરીબ નોશાકરાઓની અને નરમ સુરતીઓની લુટ લઇ જઈ પોતાના દેશી જાતભાઇઓને તે આપી દેતો. ખપ જોગું રાખી બ્રાહ્મણોને દાન કરતો. એક ગમથી લોકો એવી રીતે લુટાતાં ત્યારે બીજી ગમથી ઔરંગઝેબ હિંદુઓ પાસેથી પૈસા કઢાવી મુસલમાનોને આપતો,

*પીંઢારા શબ્દનો સાધારણ લોક એવો અર્થ સમજાવે છે કે, પશુ+ધાડા; યાને ધાડ પાડવાનું પણ યાને રૂત લેનારા. પણ વળી સત્તાદાર રીતે તે શબ્દ સંસ્કૃત પિંડદાર ઉપરથી પિંડારા અથવા નોસાલ્યા કરીને સમજવામાં આવે છે. અને તે ગોવાળ્યાઓ પાછળથી લુંટનું કામ ચલાવતા હોવાથી તેજ નામે ઓળખાતા રહેલા છે.

**તે વખતની સરકાર**—તે વખતે પારસીઓની સાથે મુસલમાનો ઘણા સારી રીતે વર્તતા. તે વખતે નવસારી તાકેદ સુરત અઠ્ઠાવીશીમાં હતું, અને તે તમામ ૨૮ મહાલો મળી વાર્ષિક આવક ૧૩ લાખની હતી, જ્યારે આજે માત્ર નવસારી પ્રાંતની જ આવક તેથી બેવડીછે. તે વેળાએ "નવસારી'ની પેદાશ માત્ર ૬૦૩૨૦૦ દામની હતી (૪૦ દામનો એક રૂપ્યો થાયછે.) સુરતમાં જે પ્રમાણે તે વખતે રાજવહિવટ ચાલતો તે પ્રમાણેજ નવસારીમાં નાદના પાયા ઉપર ચાલતો. તે એવી રીતે કે, નવસારીનો વડો હાકેમ સુરતમાં "મુત્સદ્દી"ના ઓહદાથી રાજ ચલાવતો. તેના હાથ નીચે ઇન્સાફ કરનાર જે જડજ તે "કાઝી" કહેવાતો. તેથી ઉતરતો અમલદાર "વાંકા નવીશ"ના નામે ઓળખાતો હતો, તેના તાબામાં દફતરખાનું રહેતું. જકાતખાતાના ઉપરીને "શાહે બંદર"ને નામે ઓળખતા. શહેરોના બંદોબસ્ત માટે ઉપરીઓ હતા. નવસારીના ઉપરીને મલેક કહેતા, અને તેના હાથ હેઠળના મેજીસ્ત્રેટને "કોટવાલ" કહેતા. તેના હાથ હેઠળ એક ફોજદાર રહેતો. એ કોટવાલ તથા ફોજદાર પોતે પણ રાતે ૯ કલાકથી પાછલી રાતે ૩ વાગ્યા સુધી શહેરમાં "રોન" (Round) ફરતા, અને શહેરની પાસબાની કરતા, કેમકે એક રાતે કેહેપણ ખાતર નહિ પડે એમ બનવું નવાઈ જેવું ગણાતું. વળી નવસારીમાં તે વેળાએ લોકોને સજાગર રાખવાને અને સાવધ રહેવાને આખી રાત ઢોલ અફાળતા "હાંડીઆ" ફરતા રહેતા. ગંજ્યરંગ વિગે લંબાણ કરવા એમીએ તો ઘણુંછે, પરંતુ જે ગાયકવાડોએ ગાયકવાડી રાજ ઉપર હકુમત ચલાવી હતી તેઓએજ નવસારી ઉપર ચલાવી, તેમજ જે મુગલ પાદશાહો અને સુરતના નવાબો, મુત્સદ્દીઓએ ગુજરાતમાં હાકમી કરી તેઓએજ નવસારી ઉપર પણ ચલાવી, માટે તેઓનું બ્યાન લંબાવાની જરૂર જોઇ નથી.

**ફરજીઆત સાદાપણું**—એવી રીતે લોકોમાં ચોર લુટારાનો અને પીંઢારા તથા ગરાસીયાઓનો ભારે ડર હતો. થોડાક શિવાય બીજાઓથી મોટી હવેલી બંધાતી નહિ. ગાંડી ઘોડે બેસી ફરાતું નહિ. સારાં કપડાં પહેરી બહાર નીકળાતું નહતું. આજના પહેરવેશના રિવાજથી ઉલટુંજ હતું, કે ઘરમાં સારૂં સારૂં પહેરવું, પણ બહાર જવાનો વખત થાય ત્યારે દોટીની ડગલી, ને ફાટેલો જોડો પહેરવો પડતો! ખોલતા જોડા પહેરનારની કમબખ્તી થતી. ઓરતો જવલેજ એકલી બહાર નીકળતી. તેમાં જવાન ખુબસુરત ઓરતથી તો બહાર નીકળી શકાતુંજ નહતું. ખુબસુરતી એતો ગોયા તેહુીને કેદખાનાની બેડી હતી. જાણે ઓરતે ખુબસુરત પેદા પડવું, એતો તે દહાડા ઉપર ગુન્હાનું કામ હતું. ઓરતોને જો ન છુટકે પાણીછાણીએ બહાર જવું હોય, તો પાંચ સાતનું ટોળું થઇ નીકળી શકાતું.

**લોકોની દાનત**—તે વખતના આપણા લોકોના પ્રમાણિકપણા માટે લખે છે કે, વેપારીઓમાં પ્રમાણિકપણું મોટું હતું. રૂપીઆની બાધીને મીલ કરેલી થેલીઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે વગર ગણવે અને વગર પરખવે વરસના વરસ આપ લે કરવામાં આવતી, એવી તે વખતે સાફ દાનત હતી. તેની તેજ થેલીઓ એક બીજાને ત્યાં આપ લે થતી. તે વખતે દસ્તાવેજ ઉપર શાખ વડીક સુરજ અને ચંદ્રને સાખે થતી. વેપારમાં પણ બરકત હતી. નવસારીમાં તો સુમતા, વાંસ, ચોખા, નાળિયેર

ગોળનો વેપાર તે વખતે બહુ ટીપેથો હતો. પારસીઓ વટીક માછલાં વેચતા. ઘણેભાગે નવસારી અને સુરતનો લગભગ બધી જાતનો (લોહાર, સોની, જેવા આતશ ઉપર જવાલ ગુજરનાર ધંધા અને હલકી જાતના નીચ પેશા શિવાયના) વેપાર રોજગાર પારસીઓના હાથમાં હતો. સુથાર, માછી, પન્તાકીઆ, વણકર, ખેડુત, સીપાઈ, વ્યાજખોરો, ગાંધી વિગેરે તમામ પારસીઓ હતા. વેપારમા તે વખતે થોડામાં ઘણો નફો હતો, અને થોડામાં ઘણી બરકત તેઓ સમજતા. તે વખતના પારસીઓનો લાગવગ જેવો તેવો નહોતો. નવસારીમાં મોબેદ બેહેદીનોમાં થયેલી ખુનામરકીના ગુન્હામાં ફાંસીને લાકડે ચઢે એવા ૧૨ તોહમતદારોને સુરતના શેઠ કુંવરજી નાહનાભાઈએ પોતાના લાગવગથી ફાંસીએ જતા અટકાવ્યા હતા. એટલુંજ નહિ પણ કહે છે કે, સુરતના એક પ્રખ્યાત ખાન્દાનનો પારસી નબીરો ઇંગ્રેજોની કોઠીમાં ચોરી કરવા જતાં દારૂખાના અને હથિયારખાનામાં ઉતરી પડગો, અને ત્યા દીવા સળગાવતાં દારૂખાનું સળગી ઉઠી એક માણસનો ભોગ લીધો. તે છોકરા ઉપર રાજદ્રોહ માટે પ્રપંચ કરવાનો અને ખુન કરવાનો વાંક મેલી નૌરોઝને દહાડે ફાસી દેવાનો ઠરાવ થયેલો, તેને ફાંસીને લાકડેથી નવસારીના દેસાઇ મનોચેરજી ખરશેદજીએ પોતાના લાગવગથી છોડવ્યો હતો, અને તેને માટે " ઉન્ને તો ઉન્ની બજાઇ "વાળો ખ્યાલ આજે પણ સુરતમાં ગવાય છે.

**નવસારીએ પારસી-સુરતને વસાવ્યુ** - અઢારમી સદીની શરૂવાતમાં પારસીઓ કેમ અને કયારે વધ્યા તે વિશે " સુરતની તવારીખ "માં લખેછે કે, " નવસારી પેશ્વાના હાથમાં ગયું. ત્યાં કામદારોના જુલમ અને મરાઠાઓની વારંવાર લુટથી પારસીઓ કંટાળી ગયા. તેથી એકી વખતે આસરે ૧૦૦૦-૨૦૦૦ પારસીઓ પોતાના કુટુંબ કબીલા સહીત સુરત આવ્યા. તેઓએ " રૂસ્તમપુરા " નામનું આખું પરૂં નવસારી વાળાઓનુંજ વસાવ્યું, અને રવાનોને કેટલાંક વરસ લગી નવસારીનેજ દોખ્મે ચઢાવા લાવતા. આડે દહાડે તેમને એ કામમાં મુસ્કેલી લાગતી નહીં હશે, પણ ચોમાસામાં કાદવ કીચડમાં તથા નદીઓ રેલપાણીથી ભરપૂર હોય, તેવા વખતમાં તેમને હેરાનગતી અતિશય પડતી, તેથી રૂસ્તમપુરાની (નોશાકરી) પારસી અન્જુમનના તે વખતના પટેલ અસપંદીઆરજી સોરાબજીએ નવાબ મીર મોમીનખાન ( જે ઇ. સ. ૧૭૭૪માં સુરતના નવાબની ગાદીએ આવ્યો હતો ) પાસે પીપલોદ તથા ભરથાણાના સીમાડાપરજ જમીન લઇ ઉધરાણું કરી પીળા પથ્થરનું એક દોખમું બંધાવ્યુ. એ જમીન રૂસ્તમપુરાના સઘળા પારસીઓને માટે વકફ તરીકે માશીનાં વંશપરંપરા આપ્યા બાબતનું નવાબ સાહેબે મોહોર સાથનુ ફરમાન આપ્યું છે. પારસીઓમાં બે પ્રકારના દોખ્મા બોલાય છે પદાનીઆઓનું, અને વગર પદાનીઆઓનું, યાને નવસારીના લોકો મુડદાના મોંઢાં ઉપર પદાન નામનો લુગડાંનો કકડો બાંધેછે, અને સુરત તરફનાઓમાં તેવો રિવાજ નથી. તેથી પદાનીઆઓને આગલા જમાનામાં દોખ્મે ચઢાવવામાં હરકત પડતી. નવસારીનાં લોકો પદાનીઆ હોવાથી, સુરત ગયાં ત્યાંથી પણ મુડદું ચઢાવવા નવસારી લાવતાં. વરસાદ પાણીમાં, નદી નાળામાં જ્યારે રેલના કે પૂરના પાણી ચઢતાં, ત્યારે કહેછે કે દહાડાઓ લગી પાણી ઓસરતાં સુધી મુડદાંને ઝાડ ઉપર બાંધી રાખવાનાં દાખલા બન્યા છે. જાણે બજાર હાટ કરવા જવાનુ હોય, તેમ સુરત ગયેલા નવસારીના પારસી-

એ ચાલતા નવસારી આવતા. તે એટલે સુધી કે મહિનાના જેટલા હમકારા, તેટલાં દહાડા સુરત જઇ વસેલા ઘણા નોશાકરા ગોબેદો માત્ર કરશલી દોરી સાથે લઇને ચાલતા આતશબેહેરામ સાહેબને શેજદો કરવા નવસારી આવતા, અને બપોરે અત્રે ખાઇ લઇને પાછા સુરતમાં સાંજે તો દાખલ થઇ જતા.

**રૂસ્તમઅલીખાન**—નવસારીમાં જે વેળાએ લુંટનો સમય સમી ગયો હતો, ત્યારે ઈ. સ. ૧૭૨૩ પછી સુરતના નવાબનો મોગલાઈ જુલમ, અને નવાબી દોર વધી પડયો. તેમાં ઈ. સ. ૧૭૨૩ માં રૂસ્તમઅલી નામના એક બહાદુર સિપાઇને નવાબ બનાવી સુરત અને નવસારીની હાકમી તેને મોગલ સારકારે સોંપી. તે જો કે મરાઠાઓને પૂરો પડયો ખરો, તો પણ લોકો તો ઉલમાંથી ચુલમાં પડયાં. મરાઠા લુટારૂઓથી છુટીને હવે મોગલાઇ મારમાં ધુ દાવા લાગ્યા. રૂસ્તમઅલીખાન પોતાના ભાઈનું વેર લેવા મરાઠા સામે લડવા અમદાવાદ ગયો, ત્યાં તે માર્યો ગયો, અને જે પ્રમાણે ઇરાની બહાદુર પહેલવાન રૂસ્તમને પેટે બહાદુર બેટો શોહરાબ પેદા થયો હતો, તેજ પ્રમાણે રૂસ્તમ-અલીખાનને પેટે બહાદુર બેટો સોહરાબખાન અવતર્યો હતો. તેણે પણ નવસારી ઉપર બાપના જેવોજ જુલમ જારી રાખ્યો. સુરતનો હાકમ મુત્સદી ગણાતો હતો ત્યાં સુધી તો ઠીકજ હતું, પણ ઈ. સ. ૧૭૩૩માં સુરત અઠાવીસીનો હાકમ "નવાબ"ના પ્રૌઢ નામથી યાને વાઇસરાય જેવો ગણાવા લાગ્યો ત્યારથી, યાને નવાબ તેગબખ્તખાનના વખતથી નવાબી દોર ઘણો વધી પડયો હતો. તેના વખતમાં સુરતમાં "નવાબની સ્વારી" બહુ ઠાઠમાઠથી નીકળતી હતી, અને આજે જેમ વડોદરે દશેરાની સ્વારી જોવા લોકો જાયછે, તેમ નવસારીથી એ સ્વારી નીકળવાને દિવસે પુષ્કળ લોક સુરત જતું હતું.

**નવસારીમાં મોટી રેલ**—ઇ. સ. ૧૭૨૯માં એકાએક તાપી, મીંઢોલા, અને પૂર્ણા નદીઓમાં રેલ ચઢી આવી. નવસારીમાં તો તમામ પાકનો નાશ થયો હતો. પૂર્ણા નદીને કાંઠેના પારસીઓના તમામ મહોલ્લાઓ રેલમાં ડુબી રહ્યા હતા. ઘણાં ઘરોમાં તો માળપર વેર રેલના પાણીનો લોહ ચાલતો હતો. લોકોમાં ગભરાટ બહુ ફેલાયો. કેમકે સુરતમાં એ રેલથી ભારે ખરાબી હતી. ત્યાં તો લોકો ઝાડ ઉપર અને ઘરના છાપરાંઓ ઉપર બબે દહાડા ભુખ્યાં બેસી રહ્યાં હતાં!

**પારસીઓનો પોષાક**—સુરતના હિંદુ તથા પારસીઓનો જે પોષાક ૧૮મી સદી અને ૧૯મી સદીની શરૂઆતમાં હતો, તેજ નવસારીના હિંદુ અને પારસીઓનો હતો. તે એટલે સુધી કે પહેરવાના જોડા વતીક સુરતથી નવસારીમાં મંગાવવામાં આવતા હતા. સુરતની તવારીખમાં તે વિષે અચ્છું બ્યાન કરેલું છે. તે વખતના લોકોનો પોષાક સાદો હતો. સઘળા લોકો હાથે વણેલાં તલબદુ જાડાં લુગડાં પહેરતા હતાં. હિંદુઓ હલકી પાગડીઓ અને દોઢી તથા ખાદીના અંગરખા અને ધોતીઆં પહેરતા હતા. હિંદુ ઓઓ ઘરેણાં ચાલતી તે પોકળ અને લાખથી ભરેલાં હતાં. મોટો ભાગ રૂપાનાં ઘરેણાં ઘાલતાં હતાં, અને તવંગરોજ સોનાના પહેરતા. પારસી લોકોમાં ૧૮મી સદીમાં અને ૧૯મી સદીની શરૂઆતમાં મોટો ભાગ છીંટની સુતરાઉ, હાથે બાંધેલી પાગડી પહેરવાનો નવસારીમાં રિવાજ હતો. વળી દરેક રૂતુની પાગડીઓ જુદી

હતી તારાદારની જૂદી, ટાદના ફાડાની જૂદી, અને ચોમાસામા પાગાની પાગડી જૂદી હતી. ઘણાઓ તો એ સદીઓમા પણ નાન કાસગાની પાગડી પહેરતા અંગ ખાને બદલે દોટીના જામા અથવા નીમા પહેરતા તેની ઉપર પીછોડીની "કમ્મર" બાધવાનો રિવાજ હતો કમ્મરે પીછોડી બાધ્યા વિના બાહાર જવુ અવિવેકી ગણાતુ ! આજે પણ દેસાઇ ખાન્દાનમા તે રિવાજ કેટલાક સાહેબો રાખી રહેલા જણાશે સુન્તમા વગર ચાયના, પણ નવસારીમા ચાયના જોડા પહેરતા જોડા પણ ભારી ધરખમ, અને નાધરી બાધનાના હતા. ચોમાસામા તો લાકડાના જોડા અને ખડાઉ કે પાવડી પહેરવામા આવતી. મરદોમા પણ ઘણાએ નાક કાન વીંધાવી વાળી પહેરતા પારસીઓ પણ રાતે પોતીઆ પહેરીને સુતા હતા પારસણો સુતરાઉ સાડી, સુતરાઉ ઈજાર, અને સાવ તથા ચણીઆ પહેરતી ચાદરા અને માથાબાના પણ જાડા દોરીના પહેરાતા, તો જોકે એ તવારીખમા કહેછ તેમ નવસારીમા ઉચા પ્રકારની મલમલ પણ બનતી હતી "ઝીણી મલમલ નવસારી અને ભરૂચમા બનતી, તેવી કોઈ ઠેકાણે નહોતી " કાચની પહેરવાનો, કપાળે ચાદલો ચોઢવાનો અથવા ટીલા કરવાનો ચાલ હતો. સુરતમા તો ઘણીક પારસણો આખ આડીને બહાર નીકળતી હાથે હિંદુ માફક પહોળા પટાના કાળા લાકડા, ધાતુ, કે કાળા કાચના ચુડા પહેરતી હતી !

**ખાધાનો ખોરાક**—નવસારીમા ૧૯મા સદીની અધવચ સુધી તો ઘણી સાવચાની હતી. દરેક વસ્તુ સોંઘી અને સસ્તી મળતી પૈસો પેદા કરવો ઘણો મોઘો હતો આ જમાનાની માફક આવક થોડી ને ખર્ચ ઘણો નહોતો, પણ ખર્ચ થોડો ને આનંદ ઘણી હતી "હિંદુ લોકો ઘરમાં તેમજ લગ્ન મરણના વરામા શુ ખાતા ? તેઓ વપુ કરીને જાડા ચોખાનો ભાત, દાળ, કઢી તથા શાક ખાતા. ઉતરેલા લોકો વાલ તથા રોટલા ખાતા જે શખ્સ ગોળ તથા ઘઉના લોટની ગોળપાપડી ખવાડતો તે તવંગર ગણાતો ઘી, માખણ, દુધ સસ્તુ છતા, તે વપુ ઓછુ વાપરવામા આવતુ. વરામા ખાંડ ભાગ્યેજ વાપરવામા આવતી. પારસી લોકોનો ખોરાક પણ સાદો હતો. તેઓ ઘરમા ઘણું સાદુ ખાતા, ( આજના જેવી ખાધાની રંગીલાગી નહોતી ) તેમજ લગ્ન તથા મરણના વરામા પણ તેવુંજ હતુ. જાડા ચોખા, અને મગની કે વાલની દાળ એ દાળને મોઘી ગણી હોઇ તો દાળને ઠેકાણે કોળુ કે વેગણાની ભુરીઆનીથી કામ લેતા. માસનો ખોરાક તે વખતે ઘણો વપરાતો નહોતો દારૂતાડી વગમા પાવામા આવતી નહોતી "

**ખેતીવાડી**—નવસારી, એ ગુજરાતનો મુખ્ય બાગ, અને ગુજરાત એ તો "હિંદુસ્તાનનો બાગ" ગણાતો ઉત્તમ ખેતીવાડીનો રસ્તો ઠરેલો છે એટલે પછી નવસારીની જમીનની ફળદ્રુપતા વિષે વિચાર કરવાનો હોયજ શાનો ! "નવસારી ગણદેવીની જમીનમા પથ્થર નાખે તો તેનેમી ફળ આવે" એની અતિશયોક્તિની કહેતી છે એ બાગ મધ્યી કેરી જેવી ઉત્તમ ગણાયછે તેવી બીજે કોઈની ગણાઈ નથી સુરત અઠાવીશીના એ તમામ ભાગ વિષે ફ્રેંચ નાગરિક મુસાફર કહેતુ છ કે "૧૮ગી સદીના મધ્યમા ઉદ્યોગી ખડુત હતા ખેડાણ લાગની જમીન કદાચિતજ ખરે પડતી

સુરતની આસપાસની ખેતી ઘણી ઉત્તમ હતી. ખેતરોની વાડ કરતા, અને વાડીવાડ આંબા આંબલીના શોભાયમાન ઝાડો આવી રહેતાં હતાં. તેમાં જાર, ઘઉં, બાજરી અને બીજો દાણો થતો હતો. કપાસ, સણ, તંબાકુ સારો થતો હતો." સુરત સાથે, એશીયા, યુરોપ અને આફ્રિકા દેશના બધાં મળી ૮૪ બંદરાને વહેવાર હોવાથી "ચોર્યાશી બંદરનો વાવટો" કહેવાતો, તે બંદરોમાં સર્વથી પહેલું બંદર- આપણા નવસારીને મુકેલું છે. પ્રથમ તો પારસીઓ પણ ખેડુતો હતા, અને સર રીચર્ડ ટેમ્પલે (મુંબઈના ગવર્નર) તાતા શેઠવાળા દીક્ષા વખતે દેસાઇ બરજોરજી નવરોજીને કહી સમજાવ્યું હતું કેઃ—

"તમો ખેડુત ઉપરથી દેસાઇ થયા છો."

---

## પ્રકરણ ૮૭ મું. સુરત જીત્યું ત્યારે નવસારીનો હુલ્લડો.

સુરતના નવાબના હાથમાંથી જ્યારે ઈ. સ. ૧૮૦૦ માં અંગ્રેજ સરકારે સુરત લઇ લીધું, ત્યારે મુંબાઇના ગવર્નર જૉનેથન ડંકન ઉપર નવસારીના દેસાઇજીને ત્યાંથી મુબારકબાદીનો પેગામ તથા ભેટ સોગાદનો સામાન ગયો હતો, અને તે નવસારી સાથેનો સુરતનો સંબંધ જારી રાખવાનું ગોયા ઇજ્જિન હતું. એ બદલ મી. જૉનેથન ડંકને લખેલી નોંધમાં પણ લખેલું છે કે "પેશ્વાના (ગાયકવાડના) દેસાઈ નવરોજીને ત્યાંથી મેવો તથા ફુલ આવ્યાં."

**નાણાનું ચલણ**—સુરતમાં જે નાણું ચાલતુ, તેજ નવસારીમા ચાલતુ હતું. માત્ર "અકબરશાહી" અને "દામ"નું ચલણ વપરાતું નહતું. બાકી **ચાંગાશાહી** રૂપિયા તો નવસારીમાં પણ સુરત પેઠેજ આગળ વપરાયલા નોંધાયલા છે. પાછળથી "સુરતી" અને "ભરૂચી" રૂપિયા નવસારીમાં ચાલેલા જણાયાછે. તે ભરૂચીમાં પણ વળી ૧૫ આનાવાળાથી તે ઠેઠ ૧૨ આના સુધીના, રસાઇ ગેલા રૂપિયા, વટાવ સાથે વપરાતા. તેમાં વળી સક્કઈ-સીસો-બાજેશો-ટાંણેશો-નાંકેન અંતરીઓ સીસેન ત્રાંબાનો એ સૌ સુરતની માફકજ નવસારીમાં ઓળખાતા હતા સુરતની તારીખ ઉપરથી તેના ભાવો પણ જણાયા છે.

| સિક્કાનું નામ— | કિમ્મત આના. |
|---|---|
| નાંકેલ | ૧૫ |
| ટાંણેશો | ૧૪ા। |
| અન્તરીઓ | ૧૪ા। |
| બાજેશો | ૧૪ા। |
| સીસેલ | ૭ |
| ત્રાંબાનો | ૧ |

એ ઉપરાંત સોનાશી, એડીદાર વિગેરે ખામીભર્યાં રૂપિયા જે સુરતમા નહિ ચાલતા તે નવસારીમાં ચાલી જતા. "સુરતી" સિવાય કોઇ પણ રૂપિયાની કિમ્મત પુરા ૧૬ આના ઉપજતી નહોતી. આજે વડોદરામાં જુના બાબાશાહી રૂપિયાની ઢબના અર્ધા-પાવલાં બેઆના વિગેરે રૂપાનાં નાણાં આવતાં હતાં. પૈસા પણ તે ઢબના આવતા હતા. કહેછે કે ત્રાંબાનો એક આનો પણ આવતો હતો. વળી બદામ અને કોડીનું પણ નવસારીમાં ચલણ આજથી ૬૫ વરસ ઉપર હતું. એક

પૈગાની ૧૦૦ કે તેથી ઓછી બદામ ( આપણે ખાઈએ છે તે નહીં જાણવી ), અને એક બદાગની ૨ કોડી મલતી. નાહના ચલણે કોડીનો મોટો ફાયદો હતો. ૧ પાઈ અને ઉપર ૪ બદામ આપેતો તે આજનો "સવાયો" ગણાતો. ૧૨ બદામની નાહાસરી કહેવાતી, અને ૭ બદામની "દમડી" કહેવાતી. નવસારીમાં ઘણે ભાગે તો એવી આપ લે ચાલતી, કે સુથારને મોચી જોડા શીવી આપે, અને સુથાર મોચીને વિંધણા વિગેરેના હાથા ઘડી આપે. વૈદોને ત્યાં વટીક ખેડુતો જુવાર આપતા, એટલુંજ નહિ પણ છેલ્લા છેલ્લા નવસારીમાં જ્યારે માત્ર એજ વકીલો હતા ત્યારે તેઓને બશેર પાંચશેર જુવાર આપી કામ કરાવવામાં આવતું.

**મજુરી અને ભાવતાલ**—છેક ૧૯મી સદીની અધવચ્ચ સુધીમાં મજુરીના દર ઘણાજ ઓછા હતા. તેમજ અનાજની ઘણી સોંઘવારી હતી. જેમ દર ઓછા તેમ થોડા સુખી હતાં. સંવત ૧૮૨૧–૨૨ ૨૩–૨૪ સાલોના પુજ્ય દેસાઈ શ્રી ખુરશેદજી તેહમુલજીના રોજમેળોને આધારે તેમજ બીજી હાથની લખેલી વહી વિગેરેથી તે વખતના અનાજના ભાવો તથા મજુરીનો અડસટો નીકળેછે, જે ઘણે ભાગે સુરતના ભાવોને મળતોજ આવેછે. આ ભાવ ૧૮મી સદીનો સુરતની તવારીખ પ્રમાણે આપ્યોછેઃ –

| ધંધાદારી. | નવસારીનો મજૂરીનો રોજ, આના. | સુરતનો દર, આના |
|---|---|---|
| સુથાર | ૬ | ૪ |
| લુહાર | ૮ | ૮ |
| દરજી | ૩ | ૪ |
| મોચી | ૨ | ૨ |
| મજુર | ૨ | ૩ |
| કડિયા | ૫ | ૪ |
| બાઈ મજુર | ૧।। | ૧।। |
| ખેતીના મજુર | ૨ | ૨ |
| ગોલા | ૭ | ૬ |
| ખાધા બદલના મજુર | ૨।। પૈસા | ૦ |
| કલાઈગર | ૫૦ વાસણ નાનામોટાં રૂ. ૧ | ૦ |
| સોની | ૧૨ આના | ૦ |
| કંસારો | ૭ આના | ૬ આના |

દગમ = મોટા મરદનો ૧।। પૈસો અને નાનાનો સવાયો. નવસારી પ્રમાણે

| અનાજ વિગેરે | નવસારીના ભાવ રૂા. | | સુરતનો દર રૂા. | |
|---|---|---|---|---|
| ભાત બંગાલીયું | ૪।।। | હારો | ૪ | હાગ |
| ,, સાળિયું | ૨।। | ,, | ૨ | ,, |
| ,, કડા | ૨। | ,, | ૨ | ,, |
| ઘઉંનો લોટ | ૦।।।–।।। | મણ | ૦। | મણ |
| જુવાર બાજરી | ૦ | ,, | ૦।=। | ,, |

| | નવસારીના ભાવ રૂ. | | સુરતનો દર રૂ. | |
|---|---|---|---|---|
| દાળ તુવરની | ૧ | „ | ૦। | „ |
| દાળ ચણાની | ૦॥ૅ | „ | ૦ | „ |
| કપાસ | ૧॥ | „ | ૧॥ | „ |
| ઘી | ૬॥ | „ | ૪ | „ |
| દારૂ | ૨।૦। | „ | ૨ | „ |
| દીવેલ | ૨।ૅ॥૨ | „ | ૧॥ | „ |
| તેલ | ૨॥ | „ | ૨ | „ |
| દળામણ | ૦ৃ | „ | ૦ | „ |
| મસાલો | ૮ | „ | ૦ | „ |
| ગોળ | ૧॥ૅ૧ | „ | ૧। | „ |
| મટન | ૧ | „ | ૧ | „ |
| હલવાન | ૦॥ | „ | ૦ | „ |
| તાડી | ૦। વાસણ ૧ | | ૦ৃ | „ |
| ઇંડા | ૧ પૈનું ૧ | | ૧ પૈનું ૧ | |
| મરઘાં | ૧ આનાનું ૧ | | ૧ આનાના ૨ | |
| મીઠું | ૦ৃ। | મણ | ૦ৃ | મણ |
| દુધ | ૦।ૅ॥ | „ | ૦।ૅ | „ |
| મરી | ૪॥ૅ | „ | ૪ | „ |
| મરચાં | ૦।ૅ | „ | ૦।ૅ | „ |
| ખાંડ | ૨॥ | „ | ૨ | „ |
| કેરી | ૦ৃ | „ | ૦ৃ | „ |
| દુધી, કોળું | ૦ৃ॥ | „ | ૦ৃ | „ |
| કાપડ ઝીણું | ૦॥ૅ | ગજ | ૦॥ | ગજ |
| કાપડ જાડું | ૦। | „ | ૦ৃ | , |
| ઇમારતી લાકડાં | ૪ | „ | ૩ | „ |
| બાળવાના „ | ૧ૅ હેલ* એકના | | ૦ৃ | મણ |
| ચુનો | ૧॥ | મણ | ૦ | |
| છો | ૩ | સો મણ | ૦ | |
| ત્રાંબુ | ૨૫ | મણ | ૦ | |
| પીત્તળ | ૩૫ | „ | ૦ | |
| બબરચી | ૧ | રોજ ૧ના | ૦॥ | રોજ ૧ના |
| પાણીભર | ૦॥ૅ | „ | ૦ | |
| લાકડાં ફાડનારની મજુરી | ૨।ૅ | હેલ ૧ના | ૦ | |

* બેહેલ=એટલે બેલગાડી; તેનો અપભ્રંશ હેલ થયોછે. જે જગાએ જે જણસના ભાવમા શુન્ય મુક્યુ હોય, તે ભાવના આધાર ન મળવાથી મીંડાં મુકયાછે

એ પ્રમાણે સસ્તો સુકાળ તે વેળાએ હતો, તો લોકો સુખી કાં ન હોય ? તે વેળાએ જો પીંઢારા ને ગરાસીઆઓનો જુલમ ન હોત, તો લોકો દુઃખ જેવો તો શબ્દજ જાણત નહિ.

**મૉર્ગેજ મજુરી (Mortgage Labour)**—નવસારીમાંજ નહિ, પણ આખા નવસારી પ્રાંતમાં " મૉર્ગેજ મજુરી " યાને ધરેણે મુકેલી મજુરી ચાલતી. જેને મી. ઍલ્યટે Mortgage Labour કહેલી છે. દેસાઇઓ કોળીના છોકરાઓને પરણાવતા, અને તે છોકરાઓ ન્હાનપણથીજ દેસાઇને ત્યાં મફતમાં મજુરી કરતા, અને ભથ્થુ લેતા. તેઓને " કોલીના પોરાઓ "–" ગોલામો " વિગેરે સંજ્ઞાથી ઓળખવામાં આવતા. તેઓ મૉર્ગેજ મજુરી કરતા. તેવા ૨૦૦–૩૦૦ કોળીઓ, તે " દેસાઈનું લસ્કર "ને નામે ઓળખાતા, અને કામ પડયે પીંઢારાઓની સામે તેઓ લડી શકતા. તેઓ ખાઇને મસ્ત થઈ રહેલા, દેસાઇની તાબેદારી અને નોકરી હરખથી ઉપાડવાને નિમકહલાલીથી જીવ આપવા વટીક તત્પર રહેતા. એકજ દાખલો બસ થશે, કે સચીનના નવાબનો એક ખાસ નામીચી કેરીનો આંબો સચીનમાં હતો. તેની 'કેરી ચોરાય નહીં કરીને નવાબ, આરબ સીપાઇઓનો 'પહેરો રાખતો. નવાબ અબદુલકરીમ યાકુતખાન (બાલુમીઆં) દેસાઈ મનચેરજી ખરશેદજીના મિત્ર હતા. તેઓ નવસારીમાં દેસાઇના પરોણા લેખે અત્રે આવ્યા હતા. બન્ને વચ્ચે ખુશ ટૉળટપ્પા થતાં એકેકના લસ્કરની સરફરાઝી ઉપર આવતાં, તે આંબાની કેરી લાવવા નવાબે દેસાઇજીને કહ્યું. દેસાઈજીએ કોલીના પોરાઓનુ " લસ્કર " બોલાવ્યુ, અને દારૂ તથા વાલ રોટલાથી તૃપ્ત કરી આંબા ઉપરથી એકપણ કેરી લાવવા ફરમાવ્યું. રાતોરાત આપણી "રીજમેંટ" દંડુકા વિગેરે લઇને સચીન ઉપર ગુપચુપ ચઢાઇ લઈ ગઇ. આરબોને મારી હઠાવી આંબાનું એકેએક ફળ પાંદડાં સુધાં સહવારના પહોરમાં લાવી હાજર કીધું. બાલુમીઆંએ અચરત થઇ આ લસ્કરની તારીફ કરી. આજે પણ અત્રેના કોલીઓ નવસારીના ગરબાઓમાં " લસ્કર કોનું તે કેહવાયરે–લસ્કર દેછાઇનું કહેવાય." એવો ગરબો ઓઠાસ લઇ લઇને હોંશથી ગાતા ગાતા દેસાઇ દરવાજામાં દાખલ થાયછે. બીજો દાખલો એ છે કે, વડોદરેથી દેસાઈના કિમતી દસ્તાવેજ લઇ આવતો એક કોલીનો પોરીયો રસ્તામાં માંદો મરણતોલ પડયો. ભરૂચ આગળ આવતાં તેને કૉલેરા લાગુ પડયો, અને ગદેરમાંજ મરણતોલ માંદો પડયો. તેણે પોતાનું મરણ નજીક આવેલું પિછાની, પોતના જીવજાનની દરકાર ન રાખતાં પોતાના ધણીના કિમતી કાગળોનું પોટકું બચાવવાનો વિચાર કરી, જેમ તેમ રડતો આખડતો નજીકના એક ઝાડ આગળ ગયો, અને જેમ તેમ ચકમક પાડવાના લોઢાંવતી તે ઝાડ નીચે જરા જેટલો ખાડો પાડી તેમાં તે પોટકું સંતાડી ઉપર આસપાસના કચરાનો ઢગલો કરી મુકયો. તેણે વિચાર્યું કે, આ ઝાડ નીચે મરી જઇશ, તો આ પોટકું કોઇને પણ સંશયભુત થઇ પડશે, તેથી ઘસડાતો ફસડાતો પાછો પેલી ગદેર ઉપર જઇને પડયો, અને ત્યાંજ મરણ પામ્યો. ઘણે દિવસે પુછપાછ થતાં જણાયું કે વડોદરેથી કાગળો લઇ નીકળેલા પોરીયાનો પત્તો મળતો નથી, ત્યારે વડેમી કોલીઓએ, કહેછે કે, તેનું " માણુતું " મંડાવ્યું, અને તેમાં તે મરનારે આવી સર્વ હકીકત કહી; જે ઉપરથી પેલાં પોટલાંની તપાસ

કરાવતાં આબાદ મળી આવ્યું હતું. એ પોટલું મળી આવ્યાના કદાપિ બીજા સંજોગો પણ હશે, અને પાછલી "માણના"ની વાત પણ કથા જેવી હશે, તોપણ એટલીજ વાત આપણા મુદ્દાને ટેકો આપવા બસછે કે, તે મારગેજ મજુરીવાલા કોનીઓ પોતાના ધણીનું નિમક હલાલ કરવાને પોતાના જીવનજનની પણ દરકાર રાખતા નહોતા. વ્યારા, સોનગઢ, વિગેરે ઠેકાણે ચોધરા, દુબળા,* કોળી, ધોડયા, ગામટ, ભીલ અને વસાવા એ લોકોને ગામના સધન લોકો પાળતા, પરણાવતા, અને બચ્ચાંની માફક રાખતા, અને તેઓ ગુલામ જેવા જ થઈ રહેતા. ગોયા તે ગુલામી વેપાર આજે પણ તે તરફ મરી ગયો નથી, પણ ઘણે ભાગે હૈયાત છે. એ ગરીબ લોકો પોતાના મુઆંના ખરચ માટે પોતે સાહુકારોને ત્યાં વેચાય છે. ૧૦ રૂપીઆ ખાતર તેઓ ૮-૧૦ વરસ સુધી પોતાને વેચેછે. રાની મહાલોમાં તો રૂ. ૨૫ માટે ૪-૫ વર્ષ બિચારો ગરીબ ગામટ ગુલામી કરતો. તે પણ માંત્ર એકવાર ખાવાનું મેળવે, અને બીજી વારને માટે તેના બચ્ચાં છોકરાં રળી લાવે તેમાંથી ખાય. વળી કેટલાક એડવૈયા, સાહુકારના ગુલામ જેવા થઈ રહેતા. લુચ્ચા સાહુકારો સાલ આખરે તે બચારા દુબળાઓ સાથે હિસાબ કરવા બેસે. ચાલીશે અઢીએ દશ (!) અને દશે પા સાડાબાર (!) એવા હિસાબ કરી બિચારાઓને નીચવીને ખાલી કરી નાખે. જ્યારે તે બિચારાના હાથમાં જુજ પૈસા બચે, ત્યારે મનસે બોલે, "ઓણનું વરછ કંઈ છારું નીંહ. મેઘ તો છારો પઈરો પણ પાક નહદો રાછ ઉતરેશે નીંહ." એમ બિચારા નહીં મોંઘવારીની મોંઘવારી સમજતા. જેથી હવે તેમના બચ્ચાં-ઓને સરકારે બણાવા માંડયાથી કંઇક પણ ફાયદો થયોછે. તો જો કે દુબળાઓને લખતાં વાંચતાં નહીં આવડયાનો લાભ એ થતો કે દસ્તાવેજો તપાસતાં કૉર્ટ તેની તરફેણમાં જતી-કેમકે તેઓ નહીં લખતાં આવડયાથી સહી બીજા પાસે કરાવતા પણ હવે માત્ર સહી કરતાં શીખ્યાથી કદાપિ તે ગેરલાભ કેળવણીને બદનામ કરનારો પણ નીવડે ખરો.

જે લોકો સાહુકારના ગુલામ કે બચ્ચાં જેવા થઈ રહેતા, તેને વળી શેઠ દયાળુ થઈ વરસ દહાડે ૧ ધોતર, ૧ બંડી, અને ૧ ટોપી આપતો. ઘણેભાગે તો તે ગુલામ તેના શેઠને ઘરનોજ માણસ થઇ પડતો, અને વંશપરંપરા તેના કુટુંબમાં નોકરી બજાવતો. બશેર અનાજ અને તાડીના બરડાં ઉપર રાજી રહી નિમકહલાલીથી વર્તતો.

**અવ્યવસ્થિત રાજ**— "અસલી* વખતમાંર સુરત જીલ્લામાં, અને તેમ કરીને આપણા નવસારીમાં કેવું અવ્યવસ્થિત રાજ ચાલતું હતું તે વિષે "રાસમાળા"મધેના એક ફકરાનો તરજુમો સુરતની તવારીખે પુરો પાડેલોછે, તે ઉપરથી ટુંકમાં સમજાઇ જશે.

"ગાયકવાડ અને પેશ્વાની વારા ફરતી ચઢતી પડતી ગુજરાતમાં થતી, તેમ તેમ તેઓ ગુજરાતને પોતાના વારામાં ચુસતા. ગુજરાત એક અને તેને ચુસનાર જમ જેવા બે, એટલે ગુજરાતની દુર્દશામાં શી બાકી? સન ૧૮૧૮ સુધી ગુજરાતવાસીથી નિર્મળ મનની તો આશાજ શી? કોઇને ઉન્નો દીઠો તો ચાડીઆ તૈયાર હતા. તેઓ ચાડી ખાય અને તે પ્રમાણે મુર્ખ રાજાના મુર્ખ સરદારો તેને લુટે. ધન નામ ધરાવનાર સર્વ પદાર્થોને પૃથ્વીમાં દટાઇ રહેવું પડતું. જ્યાં ત્યાં બળાત્કાર, અન્યાય, અનીતિ,

* જ્યાં જ્યાં "અસલી" વખત એમ લખેલું છે ત્યાં જાણવું કે ૧૯મી સદીની અધવચ અગાઉના જમાનાઓમાં.

વ્યભિચાર, આદી દુર્ગુણનો પરીવાર મહાલી રહેશે. અરે ! ઇતિહાસમાં વાંચતા અને કોઈ ઘરડા માણસનાથી સાંભળતા આજ પણ કમકમી આવે છે, એની અવસ્થામાં ગુજરાત પચી રહ્યું હતું. એવા અંધકારમાં ઈ. સ. ૧૮૦૦ની સાલથી કહીં કહીં કિરણ પડવા માંડયાં. "

અવ્યવસ્થિત રાજ તે વખતે એટલું હતું, કે એક ચાડીયા દુશ્મને જુલમી રક્ષાપુત્ર કાનોજી રાજા આગળ ચાડી ખાધાથી નવસારીના આખા દેસાઇ કુટુંબને, ધાવતાં બચ્ચાંઓ સહ કેદ કરાવી વડોદરે પકડાવી મંગાવ્યું હતું. તે તેવું નારાજ રાજ ૧૦૦ વરસ થયાં બંધ પડવા માંડવું હોય એમ માનનારાઓ ઠગાશે. છેક ઈ. સ. ૧૮૭૦ના અરસામાં પણ વડોદરામાં તેવું તેવું ઘણું ચાલ્યું હતું. આજે દિવાન તે કાલે કેદી થતો. નામદાર મહારાજા ખંડેરાવના પ્રિય દિવાન ભાઉ સિંધ્યાને વાંક પુરવાર થયા વગર, કૈલાસવાસી મલ્હારરાવ મહારાજની રાજનીતિમાં રાજ્યના બદ સલાહકારોએ કેદ કરાવ્યો હતો, અને બે પગમાં મણ લોખંડની બેડી, અને હાથમાં ઝાડું કાઢવાનો બુતારો આપી મૈલ દોઢ મૈલ સુધી રાજવાડા સુધી ચલાવી લઇ જઈ, જે રાજવાડા આગળ તે હાકમી ચલાવતો, અને જે દરવાજા આગળ હજારો અરજદારો તેના દર્શનના અભિલાષી રહેતા, તે આગળની ગટર સાફ કરાવવામાં આવી હતી, અને છેવટે તેની છાતી ઉપર ચઢી બેસી જબરદસ્તીથી તેને ઝેરનો પ્યાલો ભચડીકચડીને પાઈ મારી નાખવામાં આવ્યો ! આ નોંધ પાર્લામેંટની બ્લુ બુકમાં નોંધાયલી છે. વળી ગોવીંદ નાયક નામના કેદીને તો ખાવાને માટે પાશેર મરચાંના ભુકામાં શેર બાજરીનો લોટ અને પાશેર મીઠું અને પાશેર લસણ ભેળી બનાવેલો રોટલો ફરજ પાડીને ખવડાવવામાં આવતો, અને તે ઉપર પાણી પીવા માંગે તો એક નાહની ૨ ગોટની ફરશલીમાં પાણી આપવામાં આવતું ! વધારે પાણી અપાતું નહોતું. આજની ઈનસાફી ગાયકવાડ સરકારમાં તેવાં અંધેર હવે રહ્યાં નથી, અને કેળવણીની દોલત કેળવાયલા મહારાજાના આબાદ અને ન્યાયી રાજમાં આપણે કેવા સુખી છીયે તેનો ખ્યાલ ઉપલા અન્યાયોથી આવી શકશે. આગળ તો રજપુત ગરાસીયાઓ ગરીબ ખેડુતોના પાકથી ભરપુર ખેતરો સળગાવતા, લુંટ ચલાવતા, અને ખુનો કરતા, હથીયાર બંધ માણસો રાખી આગલા રાજાના વખતમાં જેમ મળતું તેમ મેળવવાને કોશિષ કરતા. તેઓ એક ગામપર રીલટ સાથે તીરકામઠાંવાળા માણસો મોકલતા. તેઓ ગામના દેસાઈ પાસે ગરાસ માંગતા. દેસાઇઓ તે ઉઘરાવીને આપતા. કોઈવાર લોકો તેથી વધારે ગરાસ લોકો પાસે ઉઘરાવી વધારાનું નાણું દેસાઇ તથા ગરાસીઆઓના માણસો વહેંચી લેતાં. આવી રીતે જુલમથી ખેડુતો પાસેથી લેતા, તેથી વારંવાર લઢાઈ થતી, અને ખુનો થતાં. નવસારીના દેસાઇએ તો ગરાસીઆને તોડવાને બહુ પ્રયત્નો કર્યાં હતા. દેસાઈ ખરશેદજીએ ગરાસીઆઓને ઠેકાણે લાવવાની બિના સ્વચરિત્રમાં લંબાણથી લખી છે. ગામડીઆ ગરાસ આપવાની ના પાડતા, તો ગરાસીઆ તેઓના ઘાસના કુંડાં સળગાવી મુકતા, અથવા એકાદ ગામડીઆને પકડી ચીરી નાખતા. તેમ છતાં જો ગરાસ ન આપતા તો આખું ગામ સળગાવી દેતા, અને બિચારાઓનાં વહાલાં છોકરાં બચ્ચાંને કેદ કરી પકડી લઇ જતા. સુરતની તવારીખમાં તેના દાખલા આપ્યાછે. ગરાસીઆઓ નજીવે બહાને

પોતાનું ગરાસ લાગુ પાડી દેતા, તેના ઘણા દાખલા દફતરે વટીક નોંધાયલા છે. મી. મોરીસન લખે છે કે, લુવા ગામમાં એક કુવા ઉપર બાયડીઓ પાણી ભરતી હતી, ત્યાં એક ગરાસીયો જઈ ચડયો. તેણે થોડોક થોડોક વાર કુવામાં જોયા કર્યું, તેથી એક બાયડીએ પુછયું "ઠાકોર શુ જુઓ છો?" ઠાકોરે જવાબ દીધો કે તેનો બાપ તે કુવામાં પડેલો છે, તેની સાથે તે વાતો કરેછે આ ઉપરથી એક તીખલી સ્ત્રી બોલી કે "તમારા બાપા લુગડાં માંગેછે; કેમકે કુવાની ટાઢ ખમાતી નથી." ઠાકોરે પોતાના દીલપરથી વસ્ત્ર કાઢી કુવામાં નાખ્યાં અને ચાલતો થયો. આ ગરાસીઓ થોડા દીવસ પછી તે ગામે પાછો ગયો, અને કેટલાંક ઘર સળગાવી દઇને બોલ્યો કે, તેના બાપને લુગડાં જોઇએછે, તે લુગડાં માટે નાણું આપો. તે વખતથી લુવા ગામમાં દર વરસ રૂા. ૩૦નું ગરાસ દાખલ થયું. બીજી કહાણી એવી નોંધાય છેકે, ડુંગરી ગામમાં એક ગરાસીઆની ઠકરાણીને પ્રસવ થયો, અને છોકરો આવ્યો. તેણીનું કોઈ સગું વહાલું નહીં, તેથી ગામના પટેલે દયા ખાઈ ગોળ અને સુંઠ તેણીને માટે મોકલાવ્યું. જ્યારે તે છોકરો મોટો થયો ત્યારે તેણે દર વરસ સુહાંણાની રકમનો દાવો કર્યો, અને દયાની માને ડાકણ ખાય તે લડાઈ ટંટો થયા છતાં, અંતે દર વરસ રૂા. ૧।। નું ગરાસ તે ગામને માથે પડયું. એમ ધરમ કરતાં કરમ નડે, અને ભેંશને પાડું તેમાં પાડાને ડહામવા જેવું થતું. એ બધું અધેરરાજવાળાઓ મુંગે મોઢે જોયા કરતા, અને અંધેર ચાલવા દેતા. ગરાસીઆ ઉપરાંત લુટારાના વળી ટોળે ટોળાં ઉતરી પડતાં. મારામારીઓ થતી. ખુનો થતાં. ગામડયાઓને ઝેર દેતા, છાકટ પડી રહેતા. તે એટલે સુધી કે ઇ. સ. ૧૮૫૫માં એક સીનીયર જડજે પોતાની સરકીટ વખતે એવું મત નોંધ્યું હતું કે, "નાતજાતના પટેલોનો અધીકાર નબળો પડી ગયાથી, તથા ઉતરતા લોકો ચડતાને માન આપવાને બંધાયલા છે એમ જે સમજવામાં આવતું હતું તે સમજવું બંધ પડયાથી, એ અનીતિનો વધારો થયોછે, અને એજ કારણથી અસંખ્ય દુરાચરણો અને નીચ દુર્ગુણો તથા વધતું જતું છાકટપણું ઉભરી નીકળ્યુંછે." લુટ અને ચાંચ્યા ચોરી વધી પડી હતી. નદિ દરીયામાં વહાણના વહાણ ડુબાડી દેવામાં આવતાં. પણ બ્રીટીશ સરકારે સુરત છતી લીધું ત્યારથી એવાં કામો તરફ આંખમિચામણા થઇ શકયાં નહીં. અંધેર રાજે વટીક જરા ચોંપ રાખવા લાગ્યાં. ઇ. સ. ૧૮૧૨માં નામદાર સરકારે એવી ગોઠવણ કરી કે દરેક ગરાસીઆએ પોતાના જે જે ગામો ઉપર ગરાસ હોય તેનો આંકડો કલેક્ટર પાસેથી લખાવી લઈ જઇને ગામના દેસાઇને દેખાડવો. બીજે વરસે આગેવાન ગરાસીઆની સાથે મળીને એવી ગોઠવણ કરીકે કલેક્ટર ગરાસના આંકડા એકઠા કરે, અને તે ગરાસીઆઓના આડતીઆને આપે. ગાયકવાડ અને દેશી રાજ્યોમાં પણ આગળ આપણે કહી આવ્યા તેમ ગરાસના આંકડા મુકરર થઈ, રૈયત પાસે નહીં, પણ સરકાર પાસે ગરાસ લેવાનું શરૂ કરવામાં આવ્યાથી ઈ. સ. ૧૮૧૬થી એ તેલખું નરમ પડયું. અધેરરાજમાં આપણા બાપદાદાઓએ શીશી વિપત્તીઓ ખમી છે! છેક ઇ. સ. ૧૮૮૩ સુધી તેવાં અંધેર ગજર ચાલ્યાંછે. ધોળે દિવસે એક મહારાજ રૈયતની પોતાને ગમે તે આબરૂદાર સ્ત્રીને પકડાવી મંગાવી બળાત્કાર ગુજારતો હતો. તેવી ૫૦૦ સ્ત્રીઓને તે મહારાજાએ બગાડી હતી. તેના કમકમાટ ઉપજે એવા હેવાલો

પાર્લામેંટની બ્લુબુકમાં નોંધેલા છે, તે આ ઠેકાણે ઉતારી લેતાં પણ શરમ લાગેછે.

## નવસારીમાં રેલ્વે અને વિજળીનો કાસદ

નવસારીમાં જ્યારે રેલ્વે જેવું સાધન ન હતું ત્યારે મુંબઇ તરફ જવાને માટે બેલગાડાં વપરાતાં હતાં. વહેલવાનની ગાડીઓ રેલ્વેનું કામ બજાવતી. ૮ થી ૧૦ દહાડે મુંબઇ પહોંચી શકાતુ. સુરત જવાને ઘણા લોકો પગે ચાલીને જતા, તેમ કેટલાકો ગાડાંમાં જતા શ્રીમંત લોકોને ત્યાં માફાની ગાડીઓ હતી. તે વખતે મુંબઇ જવું, તે ગોયા હિંદુસ્તાનથી આફ્રીકા જવા જેવુ ભાર હતુ. કેમકે રસ્તામાં ચોર લુટારૂં અને ફાડી ખાનારાં જાનવરોની બહુ દેહશત રહેતી. લુન્શી કુઇ તરફની "ગણદેવીની ગદેર"ને રસ્તે મુંબઇ જવાતું. તેથી મુબઇ કમાવા રળવા ગયલાઓ ૮-૧૦ વરસે પાછા અત્રે આવી શકતા. એક ધણી મુંબઈ રળવા કમાવા જાય, તે જાણે પાછો આવવાનોજ નહીં હોય, એવી રડારોળ તેના ઘરમાં ચાલતી, અને તેની ગાડી મહોલામાંથી પસાર થાય તે જાણે એક મરનારને લઇને ખાંધીઆઓ ગેહાંન ઉંચકી જતા હોય એવું ભયાનક લાગતું. પાછલી રાતે ગાડું આવી ઘર આગળ છુટે ત્યારથી રડારોળ ચાલતી. ઘણીવાર એવી રડારોળથી અજાણ્યાઓ કોઈ મરી ગયું હશે એવોજ ખ્યાલ કરતા. બૈરાંઓ મહોલ્લાને નાકે સુધી આંસુપાણી કરતાં કરતાં મુકવા જતાં. મુંબઇ જનાર ધણી પણ ઘણો આંખપાણી કરતો. વળી મરદ લોકો પૈકી કેટલાકો બજાર સુધી, તો કેટલાકો "ગણદેવીની ચોકી"ને નામે ઓળખાતી લુન્શીકુઈની પછવાડેની ટેકરી સુધી જતા, અને ઘણા અતરંગના દોસ્તો વળી ગણદેવી સુધી વળાવવા જતા. તેજ પ્રમાણે જ્યારે મુંબઈથી કોઇ આવે ત્યારે તેને લેવા જવાનું સ્ટેશન ગણદેવીની ચોકી જ હતું, અને ઘણા આગરૂદારોને લેવા ગણદેવી સુધી જતા. વળી કેટલાક લોકો તો સંવત ૧૯૦૦ના અરસા સુધી સુરતને બંદરેથી મુંબઈ આવજાવ કરતા. મુંબઇથી માલ આવતો તે તો સુરત બંદરેથી વહાણમાં આવતો. એ ગાડીઓ ભાડે ફેરવનારા વહેલવાન પારસીઓ હતા નવસારીમાં લંગડાવાડમાં જન્મેલા આપણા પારસી કવિ મી. મનચેરજી કાવસજી લંગડા ઉર્ફે "મનસુખ"* ના બાપદાદાઓ સુધ, લંગડાવાળાઓ વહેલવાનનું×કામ કરતા હતા.

આ પ્રમાણે સફરની આપદા હોવાથી તે વેળાએ "દિલ્લીને ઝાંપે" જવું એ ઘણું મોટુ પગઢમ અને સાહસ કહેવાતું. દરિયાની સફર કરવી તે વેળાએ ઘણી ભય

---

* એ મી. મનસુખ નવસારીના લંગડાવાડમાં નદિને કાંઠે આવેલા બીસમાર હાલતમાં હાલ મોજુદ છે તે ઘરમાં શાપુરજી નનશેરજી સુઇને પેટે જન્મ્યા હતા. એઓના એક વડીલ પુરૂષ પગે લંગડાતા હોવાથી એઓના ખાન્દાનની અટક "લંગડાના" ની 'પડેલી' છે, અને તે ખાન્દાન જે મહોલ્લામાં વસતું હતું તેનું નામ "લંગડાવાડ" પડેલું છે. ટુંકમાં આપણો પારસી કવિ મી મનસુખ પણ એક નોશાકરોજ છે, એ આ ઠેકાણે નોંધી રાખેલું વ્યર્થ જશે નહીં. વળી બીજા પારસી કવિઓ મી. ફીરોજ. રૂ બાટલીવાલા અને મી. ખ બ. ફરામરોજ (બીરબલ) પણ નોશાકરાઓજ છે,

×વ્હેલ = ગાડી (પાછળથી વ્હેલનો અપભ્રંશ હેલ = ગાડી થયો છે.) વાન,રાખનાર. વહેલવાન એટલે ગાડી રાખનાર, અથવા ગાડી ભાડે ફેરવનાર.

ભરેલી ગણાતી. દિલ્હી જઈ આવે એટલે તે વેળાએ ગોયા બીજી દુનિયામાંજ જઈ આવેલા જેવું ગણાતું. તેમાંથી પણ નવસારીના દેસાઈ દસ્તુરો દિલ્હી જઈ આવતા. કેટલાક નોશાકરાઓ તે વેળાયાંજ ચીન, સીંગાપોર, વિગેરે દુર દગાજ ઠેકાણે જતા પણ ઘણે ભાગે પાછા ફરતા નહોતા. એ બધી આપદા મટી જવાનું છેક ઈ. સ. ૧૮૫૭થી શરૂ થયું. એક તરફ હિંદુસ્થાનમાં સત્તાવનનો બળવો ચાલી રહ્યો હતો, ત્યારે બીજી તરફ આપણા નવસારીમાં રેલ્વે લાઈન નાખવાનું શરૂ થયું હતું. મુંબઈ અને નવસારી વચ્ચે રેલ્વેનો વહેવાર ચલાવવાનું પહેલવહેલું ઈ. સ. ૧૮૬૪માં શરૂ થયું. લોકો અજબ અજબ થઈ બોલતાં કે "આંખ વીંચીને પાછી ઉંઘાડયે તેટલાં તો સુરત જવાયચ !" પવન પાવડીની કથા તો સાંભળેલી અને આ તો નજરે જોઈ ઘરડાંઓમાં તો અચરતીનો પાર ન રહ્યો. એ રેલ્વે શરૂ થઈ ત્યારથીજ મોંઘવારી શરૂ થઈ. એક પલ્લામાં સુખ થયું, અને બીજામાં દુઃખ થયું. રેલ્વેથી લોકોનો ધંધો રોજગાર ચાલવા લાગ્યો. નીમાજગરા ટેકરાનો એક ભાગ તોડીને ત્યાં રેલ્વે સ્ટેશન સ્થાપ્યું. તે જુનું સ્ટેશન ૧૨ વરસ થયાં તોડી નાખીને સવા લાખનું નવું સ્ટેશન હાલ બંધાયુછે. બી. બી. ઍન્ડ સી. આઈ. રેલ્વેમાં એ સ્ટેશન આવેલું છે, અને આપણું એ સ્ટેશન બીજા નંબરના સ્ટેશનમાં મુકાયલું છે.

રેલ્વે સાથેજ વિજળીક કાસદ નવસારીમાં આવ્યો. યાને ઈ. સ. ૧૮૫૭થીજ તારના દોરડાં નાખવાનું કામ પણ શરૂ થયું. તારનાં દોરડાં ન હતાં તે વખતે ખેપિયાઓ અને કાસદો ટપાલ લઇને તારની ખબર વટીક લઇ જતા. ઓછામાં ઓછા ૩-૪ દહાડા કાસદને મુંબઇ જતાં લાગતા. આજે તો સ્ટેશન ઉપર તેમજ શહેરમાં પોસ્ટ-આફીસમાં, એમ બે ઠેકાણે તારના દોરડાં નંખાયલા હોવાથી લોકોને બેવડું સુખ થયુંછે. તો જો કે આજે કંઇ તાર આવેછે, કે લોકો ગભરાઇને હાંજા મુકી દેછે. કેમકે તાર તો કોઈ મરી ગયાનોજ આવે, એવો તે જરૂરનો લોકો સમજે છે !

**ટપાલ સિસ્ટમ** હાલનું ટપાલખાતું (પોસ્ટ ઑફીસ) જેવું આગળ કશું નહોતું. હાલનું પોસ્ટખાતું પણ રેલ્વે થયા પછીજ થયુંછે. પ્રથમ તો સારી આંટવાળા શાહુકારોની પેઢી ઉપર આખા કસ્બાની ટપાલ એકઠી થયા કરતી ! અને આઠ દહાડા સુધી તે કાગળો પેઢી ઉપર એકઠા થયા કરતા ! વળી ઘણું જરૂરનું, યાને હાલ તાર માર્ફતે ખબર આપીએ છીએ તેવી ખબર આપવા જેવું હોય, તો સ્પેશીઅલ કાસદ તે પેઢીવાળા કાઢતો, અને તેનો દર પણ વધારે હતો. ટપાલ ઉપર ટીકીટ ચોઢવાની નહોતી. પણ દતકાં ભારી પાકીટ પ્રમાણે બે આનાથી એક રૂપિયા સુધી પેઢીવાળો લેતો, અને આઠ દહાડે એક ખેપીઓ મુંબઈ મોકલવામાં આવતો. વળી ગણદેવી વલસાડ-તારાપોર વિગેરે મથકેથી ખેપીઆ બદલાતા. વડોદરે પણ તેજ પ્રમાણે કાગળો જતા. આઠ દહાડામાં ઘણામાં ઘણા ૫૦ કાગળો ભેગા થતા. જોખમના કાગળો શ્રીમંતો પોતપોતાના કાસદો પાસેજ મોકલતા. જબરા કાસદોએ દોઢ દહાડામાં વડોદરે અને ૩ દહાડામાં મુંબઇ જરૂરી કાગળો પહોંચાડેલાંના દાખલા બનેલા છે. એક પોરવા દેશાઇના મા મરવા પડયાં, તેના દીકરાને મોં જોવાને મુંબઇથી તેડાવ્યો. કાસદ ત્રીજે દહાડે મુંબઈ પહોંચ્યો ! અને ૩ દહાડામાં તેજી બળદોની ખારતી ગાડીથી તે દીકરો

મુંબઇથી નવસારી આવી લાગી મન્તી માનું મેં જોયું એવી પહેલાની વાતો ચાલે છે. કાસદોને લુટતા; તેથી બીલામું નાંખેલી શાહીવાળી પોતાની પીઠ ઉપર સંદેશો લખાવી નાઈ ફકીરને વેશે તાતા ખાન્દાનના બેપીઆઓ વડોદરા ખાતે દેસાઇના સરકાર દરબારી ખટપટના કાગળો લઇ ગયલાના દાખના નોંધાયના છે. લુટારૂને લીધે તો ઘણા કાસદો તો જોડાના માઝમમાં ડકકો ખોસી લઈ જઇ પહોંચાડતા. મુંબઇથી આવેલા કાગળો એક વહીમાં સહી કરાવી લઈ જેના તેના આપવામાં આવતાં, અને તે પણ પેઢીવાલાને ત્યાં જઇને લઇ આવવા પડતાં. મુબઈમાં પણ એવીજ ખાનગી પેઢીઓ ટપાલનું કામ કરતી, અને હાલની સિસ્ટમનાં પોસ્ટખાતાં નીકળ્યાં ત્યારથી તે વહીવટ બંધ પડયો. સરકારે ફરજીઆત તે રૂઢી બંધ પડાવી તો પણ અત્રે નોશાકરાઓને મગરૂર થવા જોગ એક બીના નોંધવા જેવીછે કે, પોસ્ટ ખાતાના કાગળો ગમે ત્યાં પોતાની છાપ મારી, પોસ્ટ ઑફીસની માર્ફત વગર, મેલમાં બહારો બહાર મોકલવાનો હકક, અંગ્રેજ સરકારે બધેથી બંધ પડાવ્યા છતાં, એકના એકજ નોશાકરા નામે * આ. દાદાભાઈ બમનજી કકલ્યાને આજે પણ આપેલો છે. જે હક આજે પણ (૧૮૯૭માં) તેવણના વારસો મુંબઇ-બાહાર-કોટ ખારા કુવાની સામે ચલાવતા કહેવાય છે.

આગળ જયારે ૮ દહાડે ૫૦ કાગળો પેઢી ઉપર ભેગા થતા, ત્યારે (૧૮૯૭માં) નવસારીમાં ૫ ટપાલવાળા રોજ કાગળ વહેંચવા ફરતા હતા, તોપણુ તે જલદી વહેંચાઇ શકાતા નહિ. કેમકે સરાસરી ૧૦૦૦ કાગળોની આવજા નવસારી પોસ્ટ ઑફીસમાં-થી થતા હતા. હાલ તો એથી બી વધારે હશે

**શેરના સટ્ટાની નવસારી ઉપર અસર—**" સને ૧૮૬૦ માં અમેરિકામાં લડાઇ જાગ્યાથી ઇગ્લાંડમાં અમેરિકાનો રૂ આવી શકયો નહીં, કેમકે લડાઇ ટંટાને લીધે ત્યાં રૂ પાકયો જ નહી. તેથી હિંદુસ્થાનના રૂ નો ભાવ વધી ગયો. જે રૂ એકસો રૂપીયે ખાંડી મળતો તેના રૂા. ૭૦૦ થી ૮૦૦ ઉપજયા. આવા મોંઘા ભાવને લીધે કરોડો રૂપિયાની નહિ ધારેલી દોલત આ દેશમાં ઇગ્લાંડથી ધસડાઈ આવી. ખેડુતો, વેપારીઓ વિગેરે એકાએક તવંગર બની ગયા. આવી રીતે એકદમ પૈસો વધી પડયાથી મુંબઇમાં એક નવી જાતની ઘેલછા ઉભી થઈ. ઇગ્લાંડમાં જેવી રીતે અગાઉથી પાયમાની થઈ હતી તેવી પાયમાલી થઈ. દરિયો પુરી જમીન બનાવવા, પારકા દેશો સાથે વેપાર કરવા, વિગેરે, ગાંડા ગાંડા વિચારો ઉભા થયા. મોટી મોટી કંપનીઓ થઈ, શેરના સટ્ટા ચાલ્યા. વગર નફે, વગર વેપારે તે શેરના કાગળીયાંના ભાવ એકના દશ થઈ પડયા, તેથી તે વેચીને તેમાંથી નીકળી નાંઠા તેઓ તાલેવાન થઈ પડયા. જેઓ એથી પણ વધારે નફો ખાવાની આશાએ તે ચીંદડાં ગખી રહ્યા તેઓ પાયમાલ થયા. એવી રીતે અમીર લોકો ફકીર થયા અને ફકીર લોકો અમીર થયા.

શેર સટ્ટાની ગાંડાઈમાં મોટી મોટી ઉઠલપાઠલો થઈ. ગરીબ લાચાર મજુર, દળનારીએ, રેંટીયો કાંતનારીઓ, પાણી ભરનારાં, (મોબેદો) સરખાં સર્વે લોભાઈ ગયા. જણમ ભાવ વેચી વેચીને શેર લીધા. તે સઘળાં પાયમાલ થયાં. એ ગાંડાઈ ન નીકળી હોત તો (નવસારીમાં) જે કેટલાંએક ધર્મને નામે કામો થયાછે, તે કામો થાત નહીં."

* આ અહેવાલ સને ૧૮૯૭નો છે.

" તે વખતે મુંબઈના ઘણાએક તવંગર પારસીઓ ( નવસારી ) તરફ ઉપરાછાપરી ફરવા આવ્યા હતા. તેઓ રૂના વેપારમાં લાખો રૂપિયા કમાયા હતા. મરહુમ શેઠો રૂસ્તમજી તથા સોરાબજી જમશેદજી જીજીભાઈ તથા શેઠ ખરશેદજી ફરદુનજી પારેખ તથા શેઠ બેરામજી જીજીભાઈ વિગેરેએ પોતાની મુસાફરીમાં ગરીબ ગુરબાંઓને ભારે સખાવતો કરી હતી. પાણીના પરબ, હવાડા, કુવા, ધર્મશાળા, નિશાળો તથા દવાખાનાં વિગેરે (નવસારીમાં થયાં તે શેર સટ્ટાને પણ આભારી છે.) કોણ જાણે કાળ કેવી છે, એ વિચારથી શેઠ રૂસ્તમજી તથા સોરાબજીએ એક બે વરસમાં લાખો રૂપીઆ આપ્યા. તેઓએ નાતજાતનો તફાવત રાખ્યા વિના હિંદુ, મુસલમાન, કે પારસી, એ સઘળાંના દુઃખ ટાળવાને લાખો રૂપિયાની દોલત આપી દીધી. (નવસારીના પારસીઓને વહેંચાણને નામે મૂંઠે મૂંઠે. રૂપિયા આપ્યા હતા, જતા આવતાં ગરીબ મુસલમાન કે હિંદુઓના દિલ ઉપર પાવલી બેઆનીના ખોબા નાખવામાં આવતા) નવસારીમાં સગાંવહાલાંને સોનાની જણસો, લુગડાં, ઘરબાર વગેરે બંધાવી આપ્યાં હતા. મૂંઠે મૂઠે મળતું જોઈ, જેણે કે જેના બાપદાદાએ હાથ ઓરેલો નહીં. તેના કેટલાક હાથ ઓરતા થઇ ગયા મોબેદોમાં વેહેંચાણ પુષ્કળ થતું. વળી એ શેઠો નવસારીથી સુરત કે ઉદવાડે આતશબેહેરાંમને સેજદો કરવા જતા, તો મોબેદો તથા ભીક્ષુકો તેઓની પુઠે સુરત પણ જતા. ઘણા ગોબેદો તે વખતથી તવંગર થઇ ગયાછે. નવસારીમાં મોંઘવારી વખતે ચોખાની ગુણોની ગુણો તેઓ ઘેર બેઠાં પહોંચાડતા. તવડી ગામમાં દોખમાની ક્રિયા થઈ ત્યારે ચુરમા, મલીદા, અને મીઠાઇની તો ન્યાતો શેઠ સોરાબજી બાતલીવાલાએ ખવાડી હતી !"

શેઠ રૂસ્તમજીએ પોતાના ત્રણ મિત્રો દસ્તુર કેકોબાદજી રૂસ્તમજીને તથા દેસાઈ બરજોરજી નવરોજીને અને બમનજી દાનજી પોલ્યા દેસાઇને મોટી મોટી રકમોના શેરો ભેટ આપ્યા હતા. દેસાઇ બરજોરજીએ તો ડહાપણ વાપરી તુરત વટાવી લીધા, પણ બીજા બે સાહેબોએ વધારે મળવાની લાલચમાં ગુમાવી દીધા રૂસ્તમજી શેઠે એકેક ગાડું ભરીને તો કપડાંના તાકા, જનસો, વાસણ કુસણો વિગેરે મોકલ્યાં હતાં ! મલેસરના ગરીબ લોકો શેરના સટ્ટાની સખાવતથી સોના રૂપાંના બાંગડી સાકળાં પહેરવા પામ્યાં ! એવી એવી ઘણી અસરો મુંબઇના શેર સટ્ટાની નવસારીમાં લાભકારક થઈ હતી.

**નવસારીનો ન્યાય:**—નવસારીમાં મુગલાઇ રાજવહિવટમાં નવસારીનો મલેક ન્યાયાધિશ હતો. તેના હાથમાં ખુનના મુકદ્દમા વગેરે ચુકવવાનો અધિકાર હતો. જ્યારે ગાયકવાડી રાજ્ય સ્થાપન થયું ત્યારે ન્યાયનું કામ પ્રારંભમાં દેસાઇને ત્યાં હતું. ગમે એવા ગુન્હાનો નિકાલ તેઓ કરતા. ક્રમે ક્રમે ગાયકવાડીમાં ન્યાયનું લગભગ તમામ કામ એક ફોજદાર જેવો અધિકારી પણ ભોગવવા લાગ્યો હતો. નવસારીનો સુબો તે વેળાએ મુખ્ય ન્યાયાધિશ હતો. ખુનની સજાનો બદલો ફાંસીથી નહીં હતો, પણ તરેહ-

---

*આ ઠેકાણે જણવું અગત્યનું થઇ પડશે કે, મર જમશેદજી નવસારી આવેલા, તે વેળાએ ત્રણ ગજ પહોળાં ઝુંપડાં જેવાં મલેસર વાગા મોહલા મધેના જે ઘરના ચોપાંમાં પોતાનો જન્મ થયો હતો, તેને પગે પડવા આવ્યા હતા, અને તેજ ચોરીયું સમરાવી અસલ સ્થિતિમાં રાખી વાપરવા પોતાના એક ખેશીને સોંપી ગયા અને ગરીબી હાલતમાં જ્યારે પહેલવેહેલા મુંબઇ ધંધાને માટે ગયા તે વેળાએ જે પરોશણે તેઓને નાસ્તો તૈયાર કરી આપેલું તેને તેહાવી નેહાલ કીધી હતી.

ગ કમકમાટ ભરેલી રીતે ખુનીના જીવ લેવાતા કેટલાક ગુન્હેગારોને તો ઝેર પાયની સોટીઓના ફટકા વકીલ ભરબજારમા ઉભા રાખી લેકોની દર વચ્ચે મારવામા આવતા હતા, અને મારી રહીને મીઠાનુ પાણી પેલા સોટીના સળો ઉપર છાટવામા આવતુ, તેથી ચચરાટ તથા અગન ગણુ થતી એકવાર ચારપુર આગળના મુસલમાનવાડમા રહેતો એક મુસલમાન પરદેશ ગયો તેના ૪ દોસ્તોએ તેની ગેરહાજરીનો લાભ લઈ તેની ખુબસુરત ઓરત ઉપર નાખીને વખતે બળાત્કાર ગુજાર્યો, અને તે કરપીણ કામથી ન ધરાતા તેણીને કાપી નાખી મહા કૃત્રિમ પાપ કર્યું તે બાઈની ૭ ૮ વર્ષની નાહની બાળકી બ્હેબકી જઇને કોઠીના એકાદ ખુણામા ભરાઈ રહી સહવારમા મોડે સુધી મોહલ્લાના લોકોએ તેણીના બારણા બધ જોઈ, બારણા ઉતારી આ કમકમાટભર્યો દેખાવ દીઠો ગડમડ થતા પેલી છોકરી સતાઇ રહેલી બહાર આવી રડી પડી, અને અહેવાલ કહ્યો કે, મારા કાકાઓએ ( અર્થાત બાપના મિત્રો ) આવી તેણીની માને કાપી નાખીછે. તપાસ કરતા તે સર્વ મુછીઓ પકડાયા. નવસારીના સુબાએ તે દરેકને અકેકા બેલગાડા ઉપર બધાવ્યા, અને મેશના ગીના કરાવી, ખાસડાના હારો પહેરાવી ૪ ગાડાઓ મોહલ્લે મોહલ્લે ફેરવ્યા મોહલ્લાને દરેક નાકે ગાડા ઉભા રાખી, મારાઓ છો બરકટે તેમ ખુનીઓના માથા અને બરડા ઉપર મોટા ભારી દાગો મારતા, અને લોહીલુહાણ કરી તે ઉપર મીઠાનુ પાણી રેડતા. તરાઉતાના ચકલા ઉપર લાવતા બે તો મરીજ રહ્યા, અને તોપણ તેઓના ઉપર માર પડવોતો ચાલુજ હતો એમ કરી તે ૪ પાપીઓના પ્રાણ લીધા એ દેખાવ નજરે જોનારા આજે પણ હૈયાત છે, અને આ વાતતો જાણીતીજે, કે જે પોચા હૈડાનાઓએ આ દેખાવ આસાદ જોયલો હતો, તેમને આખુ એક વર્ષ સુધી તાપ આવવી ચાલુ રહી હતી. કહે છે કે દર વર્ષે જે દહાડા ઉપર તે દેખાવ લોકોએ જોયલો તેજ દહાડા ઉપર ઘણા વર્ષો સુધી તેઓને તાપ ચઢી આવતી હતી !

એવો તે વેળાએ સુબાને અધિકાર હતો. ઈન્સાફનુ કામ ઢગધડા વગરનું તો હતુજ. કોઇ ચોક્કસ ન્યાયાધિશ ન હતો ફોજદારના હાથમા આવે તો ફોજદાર ઈન્સાફ અને મજા કરે, અને દેસાઇના હાથમા આવે તો દેસાઇ ઇન્સાફ કરે. જે દેસાઇના હાથમા મામલત હોય તેના દરવાજામા નાકડાનુ ખાતુ તો પડીજ રહેતુ. ગુનેહગારને તે ઓનામા પગ ઘલાવી બેસાડી રાખવામા આવતા. મલેકના વખતમા તો વળી મોટા લોકોને ગેરઈન્સાફ થાય તે સુરત ખાતેની " કરાઇ હજુરી અદાલત "મા અપીલ પણ જઇ શકતા ગરીબોને માટે ન્યાય જેવુ નહોતુ ' Justice was sold to the Rich and refused to the Poor " એ કહેવત તે વેળાએ ખરેખર અમલમા હતી. તે વખતે ન્યાયની અદાલતો, ચોકી દેવડી-ચબુતરા કોટ ગી અમીની, વિગેરે નામોથી ઓળખાતી. તે વખતે ઈન્સાફની અદાલત તે ગોયા સરકારી મહેસુલખાતું હતુ. ન્યાયને બહાને નાણ્ં ભેગુ કરવામા આવતુ. સુરતમા જ્યારે ઇ. સ ૧૭૯૬મા અગ્રેજ સરકારે દાડી પીટાવી કે " અગ્રેજ સરકાર કોઇ પણ વખતે કોઇ પણ દુ ખીની ફરીઆદ સાભળવા તૈયાર છ. સરકારના દરવાજા ગમે ત્યારે દાદ માગનાર માટે ખુલ્લા છે " ત્યારે નવસારીની રૈયતને પણ જીવ આવ્યો હતો, સુરતના અગ્રેજ ચીફના

બંગલાની બહાર એક ઘંટ ટાંગેલો હતો, તે ફરીયાદ કરનાર નીચેથી વગાડે, અને પછી તેનો ન્યાય થતો.

મુસલમાન કોમનો સંસારી અને ધર્મ સંબંધી ઈન્સાફ કોટ ઉપરના કાઝીઓ કરતા. હિંદુઓના તે પ્રકારના ન્યાય નગરશેઠ કરતા, અને પારસીઓના ન્યાય દેસાઇને બારણે દરબાર ભરાઇને ચુકવાતા. હાલમાં ગાયકવાડ રાજ્યના બીજા પ્રાંતોમાં જેટલા ગુન્હા થાયછે, તેનો સોમો હિસ્સો પણ નવસારી પ્રાંતમાં બનતો નથી, અને નવસારી પ્રાંતમાં જેટલા ગુન્હા બનેછે, તેનો સોમો હિસ્સો પણ નવસારી શહેરમાં બનતો નથી. નવસારી પ્રાંતમાં વર્ષે સરાસરી ૩થી ૪ ખુનની રાસ આવેછે, જ્યારે ખુદ નવસારી શહેરમાં તો ૧૭ વરસે એક ખુનની રાસ આવેછે! અને તે પણ ઘણી મોટી લાગેછે. હાલ નવસારી પ્રાંતમાં ચોરીના ગુન્હા પણ ઘણા થોડા થાયછે.

હાલ આખા પ્રાંત માટે એક ડીસ્ટ્રીક્ટ જડજ ( જે નવસારીમાંજ રહેછે ) અને ૩ મુનસફો રહેછે. જડજને સેશન્સના મુકદ્દમા ચુકવવાનો, અને ખુનીને ફાંસીની સજા ફરમાવવાનો અધિકાર છે. દર વરસે નવસારીની જડજ કૉર્ટમાં દિવાની મુકદ્દમા ૪૦૦ અને સ્મૉલકૉઝના ૬૦૦ તથા અપીલના ૬૦ થી ૧૦૦ મુકદ્દમાની રાસ આવેછે દર વરસે નવસારીના આખા પ્રાંતના સરાસરી ખુનોના મુકદ્દમાની સંખ્યા ૪ની આવેછે. છેલ્લાં ૪૦ વરસમાં તલ નવસારીમાં માત્ર ૩ ખુનીને ફાંસી દેવામાં આવ્યાછે. નવસારી પ્રાંતમાં ફર્સ્ટ ક્લાસના અધિકારવાળા ૬ મેજીસ્ટ્રેટો છે. **ગાયકવાડી ધરમરાજ હોવાથી આગળ તો ખુનનો બદલો ફાંસીથી લેવાની સિસ્ટમ નહોતી.**

**પોલીસનો બંદોબસ્ત**—પ્રથમ નવસારીમાં હાલની સુધરેલી ઢબની પોલીસ જેવું કશું નહોતું, પણ શહેરના બચાવને ખાતર જૂદી જૂદી તરેહની નવાઇ જેવી પોલીસ હતી. ૧—મહોલ્લાના ખાનગી પગાર ખાનારાં ગણત્રિના માણસો નવસારીનું રક્ષણ કરતાં. ૨—પારસી રાજા અથવા પારસી દેસાઇને ત્યાં રહેનારી પારસી પોલીસ, જેને " લાકડ્યા પોલીસ "ના નામે ઓળખવામાં આવતી, તે વૉલંટિયર પોલીસના જેવી હતી. તેઓના હાથમાં તરવાર બંદુક જેવું કશું હથિયાર રહેતું નહોતું, પણ ખાઇને દીંગા થઈ રહેલા પારસી સીપાઇઓ હાથમાં હથિયાર લેખે માત્ર એકાદ લાંબી લાકડી રાખતા. તેઓના કદ, કદ્પ, અને ધાક એજ તેમના હથિયાર હતાં. ૩—પાછલી ગાયકવાડી જ્યારે નવસારીમાં સ્થાપન થઇ, ત્યારે ભરેલાં પેટપર પણ ન ચાલે એવું એકાદ તરવારનું કોયતું રાખી ફરનારી સુબાના માણસોની બનેલી પોલીસ શહેરનું રક્ષણ કરતી. ૪—અને જ્યારે દુકાળ જેવે સમયે ચોર લુટારાઓનો ઘણો પગપેસારો થાય, ત્યારે ઘેર ઘેર રૈયત પોતેજ પોતાને પોલીસ બનાવતી. હથિઆરની તો બંધી હતીજ નહીં, એટલે તેવા તેવાઓને ત્યાં, કોઇને ત્યાં તરવાર તો કોઇને ત્યાં બંદુક રહેતી. ટાઢના દહાડા તો " ચોરીના દહાડા "ને નામે ઓળખાતા, અને જુસ્સે જુસ્સેના પારસી વિગેરે, ટોળાઓ થઈ રાતે રોન ફરતા. તેવા બહાદુર નોશાકરાઓમાં એક મરહુમ કાવસજી હોરમજી શહીઆરનોજ દાખલો બસ થશે. તેઓ બંદુકો વિગેરે હથિયારો રાખતા, અને " ચોરીના દહાડા "માં રાત્રે પોતાના લત્તાના મહોલ્લાઓમાં હિમ્મતથી ફરતા, અને લોકોને હિમ્મત આપતા. સુરત તો પગરસ્તેજ ચાલીને જવાનું હોવાથી, રસ્તે ભેદવારની

ખાડી આગળ લુંટારૂઓની બહુ ધાસ્તી રહેતી. ત્યાંજ લોકો લુટાતા. ત્યાંના કોતરડાંમાં ઝાડો ઉપર ભરાઈ રહેનારા દુષ્ટો મુસાફરોના જાન વટીક લેતા. તે સબબથી સુરત કે ગણદેવી જવું હોય તો વળાવા કે વરતણયા સાથે લેવા પડતા. સુરત જતા રાહદારીઓ માટે દેસાઈ ખરશેદજી ટેહમુરજીએ ખાડી ઉપર પુલ બંધાવી રસ્તો સુધાર્યો હતો (રોજ મેલ સાલ ૧૮૨૧). નવસારીથી સુરત જવાનું તે જાણે કે લુંટાઇનેજ જવાનું હોય એવી રીતે મુસાફરી કરવાની હતી. કોઈ લુટારૂ ફકીરને કે ભીખારીને વેશે રસ્તા ઉપર પડી રહેતા, અને મુસાફરો કેટલા છે, એકલ ડોકલ છે કે પાંચ પચીશ છે, તેના ખબર કોતરમાં ભરાયલાઓને પહોંચાડતા. જ્યારે તેઓ જોતાં કે એક બે છે, ત્યારે તેઓ જાણે ભીખ માગવાને કાલાવાલાના બોલો બોલતા હોય તેમ બોલતા, અને વચ્ચે "એકલ ડોકલકા અલ્લા બેલી" એવું બોલી છુપાઇ બેઠેલાઓને ચેતાવતા હતા. જો મુસાફરો ઘણા હોય અને લુટી શકાય નહીં એમ હોય તો બોલતા કે, "સાત પાંચકા ભલા." લુટારૂઓની આ નિશાનીએ લોકોને જાણીતી થઈ ગયલી હતી. તે શિવાય તેઓ સેંકડો તદબીરોથી પોતાનો ધંધો ચલાવતા." એ લુટારૂઓને માટે આપણું "ઇરરેગ્યુલર ટ્રુપ" પુરતું તો નહોતું, પણ થોડીઘણી હિમ્મત હતી. આખા નવસારી પ્રાંતને બચાવવાને તો પોલીસ હતીજ નહીં. નવસારીની રૈયત પોચી, અને બોકડાં જેવી અસલથી ગણાતી આવીછે. એટલે સુધી કહેવત પડી કે, બકરાં મેંઢાંનાં ગોવાલાને માથે વધારે ગોવાલ્યા હશે, પણ નવસારીના લોકોને તાબે રાખવાને તો તેટલા પણ ભરવાડાની જરૂર નથી. નવસારી અને સુરતનેજ લુટારા પીંઢારા કાં લુટવા આવતા ? એ સવાલનો જવાબ એટલોજ છે કે, આ ભાગ ઘણો તવંગર ગણાતો, અને આ ભાગ જે ગુજરાત પ્રાંત કહેવાયછે, તેને માટે યુરોપીયનોએ એવું મત આપ્યું છે કે, "**Guzerat which has often been called the Garden of India on account of its rich soil and careful cultivation**" એટલે હિંદુસ્થાનના બાગ લેખે આ ભાગને ગણવામાં આવતો હતો.

આ ગરીબ નવસારી પ્રાંત અને નવસારી કસ્બાના રક્ષણ અને બંદોબસ્ત માટે આજે સુધરેલા રાજ્ય અમલમાં પણ પોલીસનું પ્રમાણ બીજા પ્રાંતો કરતાં નામદાર ગાયકવાડ સરકારે થોડું જ રાખેલુંછે. આખા પ્રાંતની ૩૧૯૪૪૩ માણસની વસ્તી માટે એક પોલીસ નાયબસુબા ( સુપ્રીન્ટેન્ડન્ટ ) રહેછે, બે સર ફોજદાર રહેછે, ૧૦ ફોજદાર છે, ૩૨ નાયબ ફોજદાર છે, ૩૮ જમાદાર, ૧૦૨ હવાલદાર, ૬૬૭ શીપાઇઓ છે. (એમાં ૩ વર્ગ છે. ૧લા, ૨જા અને ૩જા કલાસના સીપાઇઓ છે). ૨ દફેદાર, ૪૩ રેગ્યુલર સ્વાર છે. અને ઇરરેગ્યુલર યાને બ્યવસ્થા વગરના સ્વારો ટપાલ લઈ જવામાં રહેછે તે લગભગ ૧૦૦ ને આશરેછે. એ બધા નવસારીના ૬૮૮ ગામડાંઓમાં વહેંચાયલા છે; ત્યારે ખુદ નવસારી શહેરમાં કેટલી પોલીસ ફોજ હશે તેનો વિચાર કરી લેવાનોછે. વળી આરબના માણસો નવસારીમાં રહેછે તે જેલના કેદિઓ વિગેરેને સંભાળવા રહેછે તે જુદા. ખુદ નવસારીમાં ૪ પોલીસ ગ્યારોછે. કાહારવાડામાં, મોચીવાડામાં, ગોલવાડમાં, અને બજારમાં મળી ૪ ગ્યારોછે. ટુંકમાં પોલીસની જરૂર નવસારી શહેર માટે તો લગભગ નહીં જેવીછે. કેમકે સાધારણ રીતે બીરીશમાં કેટલીક ગમ દર ૬૦

માણુસની વસ્તીએ ૧ પોલીસ સીપાઇ, તો કેટલીક ગમ ૧૦૦ માણુસે ૧ સીપાઇ રાખવાનો નિયમછે, તો જો કે કેટલીક નરમ પ્રજાનાં પ્રમાણમાં એ નિયમ ત્યાં પણ જળવાતો નથી, તથાપિ તે ધોરણે ગણતાં નવસારી પ્રાંતની વસ્તી માટે જ્યાં ૫૩૨૪ પોલીસ સિપાઇઓ જોઇએ તેને બદલે માત્ર ૬૫૭ સીપાઇઓથી કામ સંતોષકારક રીતે ચાલેછે. ખુદ નવસારી શહેરને માટે ૧ ફોજદાર, ૧ નાયબ ફોજદાર, ૧ જમાદાર, ૧૦ હવાલદાર, ૨ સ્વાર ( તેહનાતી ), ૩ કારખાનાના સીપાઈ, અને ૫૭ પોલીસ સીપાઈ ઠરેલા છે, તેમાં પણ ગેરહાજર ઘણા હોય છે. તે સાથે ગણતાં ૪૦ માણુસો ૧૬૨૭૧ માણુસને સંભાળી શકે છે ! એ ઉપરાંત ફડફોજદારના તાબામાં " પોલીસ ફડ " માં નાયબફોજદાર જમાદારો, હવાલદારો, અને સીપાઇઓ છે તે જુદા.*

**હાથીનું મરણઃ**—નવસારીમાં હાથીના મરણનું માન અને મહત્વ જૂદુંજ છે. નવસારીમાં અસલથી એક હાથી રાખવામાં આવેછે, અને તે મરી જાય એવી સ્થિતિમાં જણાય ત્યારે તેને શહેર બહાર રાખી ત્યાંજ તેની કબર કરવામાં આવેછે. પરંતુ ૮ વરસની વાત ઉપર મલ્લારપ્રસાદ નામનો હાથી પોતાના સ્થાનમાંજ મરણ પામ્યો ત્યારે તેનું મુડદું ઉચકી લઇ જવાને તરેહવાર જાતની ગેહાંન અને ખાટલી બનાવા છતાં તે ઘસડાયો નહીં, અને એ દહાડે તેના ટુકડા પાડી ગાડાંઓમાં ભરી લઈ જઇ દશેરા ટેકડી તરફ દાટવામાં આવ્યો હતો. હિંદુઓ હાથીને ગણેશના પ્રતિનિધિ જેટલું બહુ માન આપતા હોવાથી આ કાપ વાહાડથી મુડદાંને માન મળવાને બદલે અપમાન અને અપશુકન થયલાં માનતા હતા. ત્યારબાદ ઘણે વરસે બીજો હાથી માહે ૧૯૦૬ની સાલમાં ગુજર્યો હતો. તેને એક માચડા પર નાખી લૉરીથી મહામહેનતે ઘસડીને દશેરા ટેકરી આગળ દાટવામાં આવ્યો હતો. ત્યારપછી નવસારીખાતે હાથી રાખવામાં આવતો નથી.

---

## પ્રકરણ ૮૮ મું. — અસલી કેળવણી.

આગળના વખતમાં નવસારીમાં કેળવણી જેવું કશું નહોતું એમ કહેવાશે નહીં. આજે કેળવણીમાં પારસી અને હિંદુ ઘણા આગળ વધેલા અને મુસલમાનભાઇઓ પાછળ પડેલા જેમ ગણાયછે, તેથી ઉલટુંજ આગલા જમાનામાં હતું. નવસારીમાંતો મુસલમાન લોકો, ધર્મની કેળવણીમાં કુરાન ભણતા, અને સામાન્ય કેળવણી ફારસી ભાષાની હતી. કેમકે મુસલમાનો માટે કેળવણીના તે વખતે સાધનો હતાં. તે વખતે દરબારી ભાષાજ ( *Court language* ) ફારસી હતી. સરકારી બધું કામ ફારસીમાં ચાલતું. તેથી તે વખતનો બી. એ, કે ઍમ, એ, તેજ ધણી ગણાતો કે જે ફારસી સારી જાણતો. જેમ આજે નોશાકરાઓ અંગ્રેજી ભણવા મંડયા છે તેમ તે વેળાએ ફારસી ભણવામાં આવતી. તે પણ થોડાજ છોકરાઓ શિખતા. " બાકીના તો બાપેદાદે ચાલતો આવેલો હુન્નર તથા ધંધો બચપણથી શિખતા, તેથી મોટપણે તેમાં પ્રવિણ થતા. વાણિયાનો દીકરો વેપાર તથા દુકાનદારી કરતો. ખેડુત ખેતી, અને મજુર મજુરી કરે. એજ તે વખતની કેળવણી હતી. કોસબીનો દીકરો કોસબ કરતો." દરેક નોશા-

---

* આ લખાણ જુની તારીખમાંનું છે. હાલ પોલીસખાતા તેમજ પોલીસની સંખ્યામાં ઘણી વધઘટ થઇ તેમાં સુધારો થયેલો જણાયછે.

ખાડી આગળ લુંટારૂઓની બહુ ધારતી રહેતી. ત્યાંજ લોકો લુટાતા. ત્યાંના કોતરડાંમાં ઝાડો ઉપર ભરાઈ રહેનારા દુષ્ટો મુસાફરોના જાન વટીક લેતા. તે સબબથી સુરત કે ગણદેવી જવું હોય તો **વળાવા** કે **વરતણીઆ** સાથે લેવા પડતા. સુરત જતા રાહદારીઓ માટે દેસાઈ ખરશેદજી ટેહમુરજીએ ખાડી ઉપર પુલ બંધાવી રસ્તો સુધાર્યો હતો (રાજ મેલ સાલ ૧૮૨૧). નવસારીથી સુરત જવાનું તે જાણે કે લુંટાઈનેજ જવાનું હોય એવી રીતે મુસાફરી કરવાની હતી. કોઈ લુટારૂ ફકીરને કે ભીખારીને વેશે રસ્તા ઉપર પડી રહેતા, અને મુસાફરો કેટલા છે, એકલ ડોકલ છે કે પાંચ પચીશ છે, તેના ખબર કોતરમાં ભરાયલાઓને પહોંચાડતા. જ્યારે તેઓ જોતા કે એક બે છે, ત્યારે તેઓ જાણે ભીખ માગવાને કાલાવાલાના બોલો બોલતા હોય તેમ બોલતા, અને વચ્ચે "એકલ ડોકલકા અલ્લા બેલી" એવું બોલી છુપાઇ બેઠેલાઓને ચેતાવતા હતા. જો મુસાફરો ઘણા હોય અને લુટી શકાય નહીં એમ હોય તો બોલતા કે, "સાત પાંચકા ભલા." લુટારૂઓની આ નિશાનીઓ લોકોને જાણીતી થઈ ગયલી હતી. તે શિવાય તેઓ સેંકડો તદબીરોથી પોતાનો ધંધો ચલાવતા." એ લુટારૂઓને માટે આપણું "ઈરરેગ્યુલર ટ્રુપ" પુરતું તો નહોતું, પણ થોડીઘણી હિમ્મત હતી. આખા નવસારી પ્રાંતને બચાવવાને તો પોલીસ હતીજ નહીં. નવસારીની રૈયત પોચી, અને બોકડાં જેવી અસલથી ગણાતી આવીછે. એટલે સુધી કહેવત પડી કે, બકરાં મેંઢાંનાં ગોવાલાને માથે વધારે ગોવાલ્યા હશે, પણ નવસારીના લોકોને તાબે રાખવાને તો તેટલા પણ ભરવાડાની જરૂર નથી. નવસારી અને સુરતનેજ લુટારા પીંઢારા કાં લુટવા આવતા ? એ સવાલનો જવાબ એટલોજ છે કે, આ ભાગ ઘણો તવંગર ગણાતો, અને આ ભાગ જે ગુજરાત પ્રાંત કહેવાયછે, તેને માટે યુરોપીયનોએ એવું મત આપ્યું છે કે, **"Guzerat which has often been called the Garden of India on account of its rich soil and careful cultivation"** એટલે હિંદુસ્થાનના બાગ લેખે આ ભાગને ગણવામાં આવતો હતો.

આ ગરીબ નવસારી પ્રાંત અને નવસારી કસ્બાના રક્ષણ અને બંદોબસ્ત માટે આજે સુધરેલા રાજ અમલમાં પણ પોલીસનું પ્રમાણ બીજા પ્રાંતો કરતાં નામદાર ગાયકવાડ સરકારે થોડું જ રાખેલુંછે. આખા પ્રાંતની ૩૧૯૪૪૩ માણસની વસ્તી માટે એક પોલીસ નાયબસુબા ( સુપ્રીન્ટેન્ડન્ટ ) રહેછે, બે સર ફોજદાર રહેછે, ૧૦ ફોજદાર છે, ૩૨ નાયબ ફોજદાર છે, ૩૮ જમાદાર, ૧૦૨ હવાલદાર, ૬૬૭ શીપાઇઓ છે. (એમાં ૩ વર્ગ છે. ૧લા, ૨જા અને ૩જા કલાસના સીપાઇઓ છે). ૨ દફેદાર, ૪૩ રેગ્યુલર સ્વાર છે. અને ઇરરેગ્યુલર યાને વ્યવસ્થા વગરના સ્વારો ટપાલ લઈ જવામાં રહેછે તે લગભગ ૧૦૦ ને આશરેછે. એ બધા નવસારીના ૬૮૮ ગામડાંઓમાં વહેંચાયલા છે; ત્યારે ખુદ નવસારી શહેરમાં કેટલી પોલીસ ફોજ હશે તેનો વિચાર કરી લેવાનોછે. વળી આરબના માણસો નવસારીમાં રહેછે તે જેલના કેદિઓ વિગેરેને સંભાળવા રહેછે તે જૂદા. ખુદ નવસારીમાં ૪ પોલીસ ચ્યાટોછે. કાહારવાડામાં, મોચીવાડામાં, ગોલવાડમાં, અને બજારમાં મળી ૪ ચ્યાટોછે. ટુંકમાં પોલીસની જરૂર નવસારી શહેર માટે તો લગભગ નહીં જેવીછે. કેમકે સાધારણ રીતે બ્રીટીશમાં કેટલીક ગમ દર ૬૦

માણુસની વસ્તીએ ૧ પોલીસ સીપાઇ, તો કેટલીક ગમ ૧૦૦ માણુસે ૧ સીપાઈ રાખવાનો નિયમછે, તો જો કે કેટલીક નરમ પ્રજાનાં પ્રમાણુમાં એ નિયમ ત્યાં પણુ જળવાતો નથી, તથાપિ તે ધોરણે ગણુતાં નવસારી પ્રાંતની વસ્તી માટે જ્યાં ૫૩૨૪ પોલીસ સિપાઇઓ જોઇએ તેને બદલે માત્ર ૬૫૭ સીપાઇઓથી કામ સંતોષકારક રીતે ચાલેછે. ખુદ નવસારી શહેરને માટે ૧ ફોજદાર, ૧ નાયબ ફોજદાર, ૧ જમાદાર, ૧૦ હવાલદાર, ૨ સ્વાર ( તેહનાતી ), ૩ કારખાનાના સીપાઈ, અને ૫૭ પોલીસ સીપાઈ ઠરેલા છે, તેમાં પણુ ગેરહાજર ઘણા હોય છે. તે સાથે ગણુતાં ૪૦ માણુસો ૧૬૨૭૬ માણુસને સંભાળી શકે છે ! એ ઉપરાંત ફડફોજદારના તાબામાં " પોલીસ ફડ " માં નાયબફોજદાર જમાદારો, હવાલદારો, અને સીપાઇઓ છે તે જુદા.*

**હાથીનું મરણુઃ**—નવસારીમાં હાથીના મરણુનું માન અને મહત્વ જૂદુંજ છે. નવસારીમાં અસલથી એક હાથી રાખવામાં આવેછે, અને તે મરી જાય એવી સ્થિતિમાં જણુાય ત્યારે તેને શહેર બહાર રાખી ત્યાંજ તેની કબર કરવામાં આવેછે. પરંતુ ૮ વરસની વાત ઉપર મલ્લારપ્રસાદ નામનો હાથી પોતાના સ્થાનમાંજ મરણુ પામ્યો ત્યારે તેનું મુડદું ઉંચકી લઇ જવાને તરેહવાર જાતની ગેહાંન અને ખાટલી બનાવા છતાં તે ખસડાયો નહીં, અને બે દહાડે તેના ટુકડા પાડી ગાડાંઓમાં ભરી લઈ જઇ દશેરા ટેકડી તરફ દાટવામાં આવ્યો હતો. હિંદુઓ હાથીને ગણેશના પ્રતિનિધિ જેટલું બહુ માન આપતા હોવાથી આ કાપ વાઢાડથી મુડદાંને માન મળવાને બદલે અપમાન અને અપશુકન થયલાં માનતા હતા. ત્યારબાદ ઘણે વરસે બીજો હાથી માહે ૧૯૦૬ની સાલમાં ગુજર્યો હતો. તેને એક માચડા પર નાખી ડોરીથી મહામહેનતે ઘસડીને દશેરા ટેકરી આગળ દાટવામાં આવ્યો હતો. ત્યારપછી નવસારીખાતે હાથી રાખવામાં આવતો નથી.

---

## પ્રકરણુ ૮૮ મું. અસલી કેળવણી.

આગળના વખતમાં નવસારીમાં કેળવણી જેવું કશું નહોતું એમ કહેવાશે નહીં. આજે કેળવણીમાં પારસી અને હિંદુ ઘણા આગળ વધેલા અને મુસલમાનભાઇઓ પાછળ પડેલા જેમ ગણાયછે, તેથી ઉલટુંજ આગલા જમાનામાં હતું. નવસારીમાંતો મુસલમાન થોડા, ધર્મની કેળવણીમાં કુરાન ભણુતા, અને સામાન્ય કેળવણી ફારસી ભાષાની હતી. કેમકે મુસલમાનો માટે કેળવણીના તે વખતે સાધનો હતાં. તે વખતે દરબારી ભાષાજ ( Court language ) ફારસી હતી. સરકારી બધું કામ ફારસીમાં ચાલતું. તેથી તે વખતનો બી. એ, કે એમ, એ, તેજ ઘણો ગણાતો કે જે ફારસી સારી જાણુતો. જેમ આજે નોશાકરાઓ અંગ્રેજી ભણુવા મંડ્યા છે તેમ તે વેળાએ ફારસી ભણુવામાં આવતી. તે પણુ થોડાજ છોકરાઓ શિખતા. " બાપના તો બાપે-દાદે ચાલતો આવેલો હુન્નર તથા ધંધો બચપણુથી શિખતા, તેથી મોટપણે તેમાં પ્રવિણ થતા. વાણિયાનો દીકરો વેપાર તથા દુકાનદારી કરતો. ખેડુત ખેતી, અને મજુર મજુરી કરે. એજ તે વખતની કેળવણી હતી. કાસબીનો દીકરો કાસબ કરતો." દરેક નોકા-

---

* આ તખમણુ જુની તવારીખમાંનું છે. હાલ પોલીસ થાણાં તેમજ પોલીસની સંખ્યા-માં ઘટન વસ્તીની ઘટ થઇ તેમ વધારો થયલો જણુાયછે.

સ્થાનકે બેસતો. વિદ્યાર્થીઓ અનુક્રમે પોતાના આગલા દિવસના પાઠ એક પાછી એક આપી જતા, અને તે દિવસનો નવો પાઠ લઈ પાછા બારણે ગોખવાને જઈ બેસતા. આ પ્રમાણે ગુરૂ તથા મોબેદ, સર્વના પાઠ થઈ રહેતાં સુધી બાર વાગતા સુધી બેસી રહેતો. મોબેદોના ઓટલા, તે વેળાની બારસ્ટી અને ડેસ્ક હતી. તે ઓટલા એજ કલાસબી અને સ્કુલબી. નિશાળોના ઘડીઆળ તેતો તડકાથી પડતી છાપરાની જર (self-made sundial) હતી, અને રાતનું ઘડીઆળ તે સેતારા હતા. પાછલી રાતનું ઘડીઆલ "બાંગી" મરઘો હતો, અને તે પાળવામાં આવતો.

વિદ્યાર્થીઓ જોકે ગુરૂને કાંઇ શિખવણી આપતા નહિ તોપણ તેમની વખતો વખત એક દિલથી સેવા બજાવતા. ગુરૂના ધોતર ધોતા. ગુરૂના અને ગોરાણીના ઘરમાં કચરો વાળતા. ગુરૂના અને ગોરના વાસણ માંજતા. ગુરૂના અને મોબેદ શેઠના હાથ પગ ચાંપતા, અને ગુરૂના ઘરનું ગમે તેવું કામ કરવામાં તેઓ લજવાતા નહિ. તેઓના મનમાં ધર્મની કાંઇ એવી લાગણી રહેતી કે આપણે ગુરૂનું કામ કરીએ તેથી ગુરૂ આપણાપર પ્રસન્ન થાય અને આપણને અંત:કરણથી આશિર્વાદ આપે, તો આપણને વિદ્યા જલદી આવડી જાય. મોબેદની નિશાળમાં તો શેઠ જેમ કામ કરાવે તેમ વિદ્યાર્થીઓને રમવા ગમતું. કામતો મોબેદ શેઠો એવું એવું કરાવતા કે ન પૂછે વાત. ખાજ્યો વટીક કઢાવેલો અનુભવસિદ્ધ વાતછે. અડાયાં કે લાકડાં ભરાવવાં, બજાર હાટથી સામાન (વળી તેબી શેઠ ખુશ થાય તેમ કીફાયતમાં) મંગાવવો એ કામો તો તે વેળાએ સાધારણ હતાં. એ વખતની મોબેદની કે ગુરૂની નિશાળ એવી હતી, કે જ્યાં મનની સાથે તનની, ધર્મની, અને ઘર સંસારની બધી કેળવણી અપાતી. રાંધવાનું વટીક છોકરાઓ શેઠાણીની આગળ શિખતા. વળી બજાર હાટ લાવવાની નાહના છોકરાઓને ઘણી સરસ તરબ્યત મળી જતી. શેઠનું કામ કરવામાં નામોશી જેવું તો નહીંજ, પણ કોઈ છોકરા પાસે દયા ખાઇને શેઠ કે શેઠાણી "અડીઆં લાકડાં" નહીં ભરાવે, તેના બાબાપ શેઠ શેઠાણી ઉપર ગુસ્સો કરતાં, અને ફરિયાદ કરતાં, કે બીજાંના છોકરા પાસે કામ કરાવોછો ને મારા છોકરા પાસે કેમ નથી કામ કરાવતા! તે વખતે નિશાળમાં બહેરામરોજની છુટી હતી. મહિનામાં એક દહાડો રજા હોય, એટલે છોકરાઓને અતિશય ખુશી થતી. તેઓનું મે વૅકેશન તે નૌરોજના રજા હતી. અને નૌરોજની એ મહિના આગમચ તેઓને લોહીપાણી આવવા માંડતું. ગોયા ટૉનીક પીતા હોય તેવું તેમનું શરીર આનંદી અને તંદુરસ્ત થતું. પારસીઓ વણવાનું કામ પણ બહેરામરોજે બિલકુલ કરતા નહોતા. આજના જેટલી તે વેળાએ શિખનારાઓને રજાઓ નહોતી. છુટીના દિવસે બસ રમતું રમતું ને રમતું એજ તે વેળાએ હતું. છોકરાઓને કાંઈ સબબને લીધે એકાએક જો એક દહાડો છુટી આપી હોય, તો જાણે સાહરાના રણમાં ઠંડાં પાણીની પખાલ મળી હોય એટલો આનંદ થતો. બધું આનંદમાં અપાતું. છોકરાઓને બજાર હાટનું ગુરૂ કામ સોંપે, ત્યારે છોકરો જાણે રમત મળી, ને ગુરૂ જાણે કે કામ થાયછે, પણ અંદરખાનેથી તો દુનિયાદારીની તરબ્યત નાનપણથીજ થતી. તે જમાનાના શેઠ (શિક્ષક) તથા ગુરૂ (માસ્તર)ની કેળવણી આપવાની રીત ઘણી સારી હતી. બેશક કંઇ પર આગળ કરવાનું નહોતું. પણ નિશાળમાંજ "પાટી"

( પથ્થર પાટી ઉપર લખતાં શિખવાની રૂઢી ઉપરથી નવું લેશન લેવું, તેને " નવી પાટી લેવી " કહેવામાં આવતુ ) લેવાની, ત્યાંજ ' પાટી " ઓરવવાની, અને ત્યાંજ " પાટી " ( લેશન ) આપવાની હતી. આજે મૅકૉલેનું એક ચૅપ્ટર મોંઢે કરતાં, કે શેક્સપીઅરની ૫-૮ લીટિ મોંઢે ચઢાવતાં આપણે કંટાળીયે છીએ, પણ તે વખતના મૉબેદના છોકરાઓ વંદીદાદનો ૨૨ પરગરદનો (પ્રકરણનો) આખો પોથો, ૭૨ ઇજશનેના હા ( ચૅપ્ટર્સ ), અને વિસ્પરદ, ખૉરદેહ અવસ્તા, યસ્નો, ન્યાએશો વગેરે પોથાના પોથા મોંઢે તડતડ વગર ભુલે બોલી જતા ! ! હિંદુ વિદ્યાર્થીઓ વેદીક ભણતરો પરંપરા મોંઢે જાણતા ! એ પ્રમાણે નવસારીના ચેલાંની મનશકિત સરસ હોવા સાથે ખરી ખુબી કેળવણી આપવાની હતી. તેઓ ખાનગી ટયુશન ઉપર વિદ્યાર્થીઓના પાસ થવા-ઉપર મદાર રાખી છોકરાઓ ઉપર ઓછી કાળજી રાખવા જેવું ન કરતા હતા. નોશાકરાઓની મનશક્તિ વિષે શેઠ ખ. રૂ. કામાજીએ વ્યાજબી મગરૂરી લઇ જણાવ્યું છે કે, " જ્યારે પણ કોઈ જરથોસ્તી મોટી પરિક્ષા પસાર કરેછે, અથવા કાંઈ મોટી નામદારી કરેછે, ત્યારે પહેલાં તો હું એમજ અનુમાન કરું છું, કે એ ધણી નવસારીનો વતની હશે, અને બીજું તો તે અથોરનાન વર્ગનો હશે, અને પાછળથી ખબર કાઢતાં અનુમાન તે ખાત્રીનાજ રૂપમાં આવેછે, અને ખરૂ જ ઠરેછે. " અસલી વખતમાં નીતિની કેળવણી કેવી સરસ હતી ! "વ્હેના સકાર ઉઠવુંજી, માબાપને પાએ પડવુંજી." વિગેરે નીતિના ધડા નિશાળેથી છુટતાંજ "શિખામણની ધાત"ને નામે તમામ છોકરાઓ પાસે ભણાવામાં આવતા. તેની થોડીક લીટી નમુનાને માટે આપીશું:—

" રવી ઉગમતાં દેવ ગુરૂ સંભારવા !
સહવારના પોહોરે નાહવુંજી; પહેલી પુંજા દેવની કરવીજી !
માબાપને પગે લાગવુંજી; મહેતાજીને સલામ કરવીજી.
બેસ કહે તાંહાં બેસવુંજી; ઉઠ કહે તો ઉઠવુંજી.
શીખ માગી નિશાળે આવવુંજી; ખડીયો પાટી લાવવાંજી.
ઉંઘાડે પગે ચાલીએ નહીં; વાટે એકલા આવીએ નહીં.
વાટે કાંઈ ખાઇએ નહીં; વાટે ચાલતા દોડયે નહીં.
મોંહમાંથી ભુંડું બોલ્યે નહીં; તમાશો જોવા રહે નહીં. *
જુઠું કાંઇએ કહીએ નહીં; કોઇનું કાંઈ ચોરીએ નહીં.
જુઠી શાહેદી પુરવી નહીં; જામીન કોના થાવું નહીં.
બોલાવે કોઇતો બોલ્યે જી; આવોજી, બેસોજી, જનપ્રસાદ લેશોજી.
કોઇને કાંઇ મારવું નહીં; ઘણું તરડાઈ બોલવું નહીં.
ઘણું કોઇને હસવું નહીં; પારકી લડાઇ લેવી નહીં.
અંજાણ્યુ કાંઈ ખાવું નહીં; અંજાણી વાત કરવી નહીં.
અંજાણ્યુ ફળ ખાવું નહીં; અંજાણે મારગે જવું નહીં.
ગ્રેહેણું દેવું જોઇને કરવું; વાટે જોખમ થોડું લેવું. "

---

* આજનું " Don't " અથવા " Stop " અથવા " એમ નાં કરતાંજી " જેવી અંગ્રેજી ઢબની એ અસલી " શિખામણની ધાત " હતી.

વિગેરે, વિગેરે. મહેતાજીનું એક સોંપેલું કામ કરવા સઘળાઓ પોતે કરવાને દોડી જાય, અને વખતે બીજાને ન કરવા દેતાં પોતે કરવાને, ન ચુકવાય એવો કજીઓ પોતાના પોતાના મિત્રોની સાથે કરી દેતા, અથવા વખતે એક નાનું કામ પણ સઘળા મળીને કરવામાં હસવા જેવો ફારસ કરતા. આવા ફારસનો ખરો ખ્યાલ નવસારીમાં બનેલી એક નીચેની વાત ઉપરથી વાંચક વર્ગના લક્ષમાં આવશેઃ—

એક પ્રસંગે ઘણા વિદ્યાર્થીઓને રાખનાર એક ભટ્ટને કાંઈક કામ સારૂ સોયનો ખપ પડયો. સોય પોતાના ઘરમાં મળી ન આવી, અને કામ જરૂરનું અને ઉતાવળનું હતું, તેથી બારણે ભણતા વિદ્યાર્થીઓ તરફ એક પાઇ ફેંકી એકને સોય લાવવા હુકમ કર્યો. હુકમ સાંભળતાં દરેક જણ ભોંયપર પડેલી પઇ લેવા દોડયા. પાસે બેઠેલા એક નાના વિદ્યાર્થીએ તે પાઇ તરત ઉપાડી લીધી. મોટાઓ રકઝક કરવા લાગ્યા કે સોય લાવવા હમને કહ્યુંછે. પણ ગુરૂના સાંભળવામાં તેઓની ગડબડ આવે તેથી ત્યાં તેની તકરાર કર્યા વગર સર્વ ચૌટા તરફ દોડયા. પણ સોય કોણે લઇ જવી તેનો નિકાલ તેઓ કરી શકયા નહીં, તેથી તકરાર વધી. એક બુદ્ધિવાન વિદ્યાર્થીએ તેનો તોડ ઝટ કહાડયો. પોતાની પાસે એક ડાંગોરી જે તે હાથમાં ઝાલી લાવ્યો હતો, તેની સાથે વચ્ચોવચ્ચ તે સોય લટકાવવી, અને તે લાકડી સર્વેએ મળી ઉંચકવી, જેથી સર્વ કોઇએ ગુરૂનું કામ કર્યું ગણાય, એવી તેણે દરખાસ્ત મુકી. સર્વ આ મતને અનુકુળ થયા, અને સર્વેએ ભર બજારમાંથી ઠેઠ ગુરૂના ઘર સુધી તે લાકડી ઉંચકી લીધી. રસ્તે ચાલનારને આ બનાવથી હસવું આવતું, અને અજાયબીથી તેઓ પુછતા કે છોકરાઓ આ શું લઇ જાઓ છો? ત્યારે તેઓ બેધડક જવાબ આપતા કે હમારા ભટ્ટની સોય! હમારા ગુરૂનું કામ એકને હમે કેમ કરવા દઇએ? માટે સર્વ મળી આ સોય ઉંચકી જઇએ છીએ. ગુરૂને પણ આ બનાવથી બહુ આશ્ચર્ય લાગ્યું, અને તેમની અક્કલની તારીફ કરવા લાગ્યા. પણ પોતાના ગુરૂનું કામ કરવા તરફ દરેકની સ્પર્ધા અને ઇચ્છા જોઇ તેમનો ગુન્હો તેણે માફ કરી માત્ર હવેથી એવું હસવા જેવું કામ ન કરવા સમજુત આપી.

જ્યારે વિદ્યાર્થીઓ ગુરૂ તરફ આવું માન રાખતા, ત્યારે ગુરૂ પણ તેમના તરફ બહુ મમતાની નજરથી જોતા. પોતાના શિષ્યને પોતાના પુત્ર પ્રમાણે ગણી તેમના પર બહુ ભાવ રાખતા. જે ગુરૂ કે મોબેદને પેટે બચ્ચાં ન હોય તે તો તે શિષ્યોનેજ બચ્ચાં માફક ગણતા. એટલુંજ નહીં, પણ ચોક્કસ નસંતાના મોબેદ શેઠોએ તો પોતાના નિશાળિયાને પોતાનો પાલક (દત્તક) તરીક કરી લીધેલાના દાખલા હજુ નવસારીમાં મોજુદ છે. પરગામના વિદ્યાર્થીઓમાંથી કોઇ માંદા પડે તો પોતાના છોકરાના જેવી તેની સારવાર કરતા. મોબેદોની ધર્મીક નિશાળો અને ગુરૂઓની શાળાઓ તો બૉર્ડીંગ અને લૉજીંગ જેવી હતી. બહારગામના ભણવા આવનારા ત્યાંજ ખાતા પીતા, રહેતા અને ભણતા, તથા કામકાજ કરતા. પરગામના વિદ્યાર્થીઓને માટે અસલના વખતથીજ રોજ ફેરવેલાં પાંચ સાત ધનવાન બ્રાહ્મણને ઘેરથી રાંધેલાં અન્નની ભીક્ષા માગી લાવી ખાવાનો નિભાવ પડેલો છે. તે પ્રમાણેની ગોઠવણ પણ કરી આપવામાં ગુરૂ પોતાની લાગવગ લગાવતા, અને કોઇ દહાડો ભૂખ્યા તરસ્યા વિદ્યાર્થીને પોતાને ઘેર પણ ખવાડતા,

સારાંશ કે વિદ્યાર્થીને પારકો ન ગણતાં ગુરુ પોતાના એક કુટુંબનો માણસ તરીકે ગણી લેતા. મહેતાજીની સાતઆઠને દહાડે ૨–૫ પતાશા લઈ જવા તથા રોજ મુઠી ચોખા કે જુવાર લઇ જવાનો ચાલ પાછલા વખતમાં પડયો.

ઉપર પ્રમાણે પૂર્વના વખતમાં આપણી નવસારીમાં બ્રાહ્મણ જાતિઓ અને પારસીઓમાં કેળવણી આપવાની પદ્ધત હતી, પરંતુ બીજી કોમમાં શી રીતે ભણાવવાનો રિવાજ હતો તેની ટુંક નોંધ લેવી જરૂરની છે. સર્વ કોઈ જાણેછે કે અસલ કેળવણીનો પ્રચાર સર્વ સ્થળે થોડો હતો. બ્રાહ્મણો અને દસ્તુર મોબેદોજ ભણતા. બીજાઓ પોતપોતાનો ધંધો રોજગાર માત્ર કરવામાં કુશળતા મેળવતા. કુશળ કારિગરોમાંથી પણ થોડાજ લખી વાંચી જાણતા. વેપારી વર્ગમાંથી ઘણાકો મોઢે હિસાબ ગણતા. આ શિખવવાને માટે આપણા નવસારીમાં કેટલાક પંડયાઓ ગામઠી નિશાળ માંડતા. આવી નિશાળોમાંની અદ્યાપિ ખત્રીવાડને નાકે મંડાતી એક ગામઠી નિશાળ હજુસુધી કાયમ હતી, જો કે સરકારે તેમને ગ્રાન્ટ આપી હાલની ચાલતી કેળવણી પ્રમાણે અભ્યાસ ચલાવવા ફરજ પાડી હતી, તો પણ આજથી દશ વર્ષ ઉપર જ્યારે ગ્રાન્ટ ઇન એઈડના ધારા એ નિશાળમાં લાગુ ન હતા, ત્યારે ત્યાં અસલની રીત પ્રમાણેજ આંક શિખવી માત્ર નામ લખતાં અને સહી કરતાં શિખવવાનો રિવાજ ચાલતો હતો. એમ છતાં એવી નિશાળોમાં મોઢે હિસાબ ગણતાં તો એવી સારી રીતે શિખવવામાં આવતા કે તેવા હિસાબો હાલ સરકારી નીશાળોમાં છઠ્ઠા ધોરણમાં પસાર થયલા છોકરાઓ પણ ન ગણી શકે. આંટીઘુંટીના, કોયડાના, અને નજર તથા તર્ક વધે એવા હિસાબો આ પંડયાઓ વારંવાર પુછવાનો રિવાજ રાખતા, કે જેથી શિખનારાઓમાં વિચાર કરવાની શક્તિ વધે. આવા પંડયાઓની બુદ્ધિના કહાડેલા હિસાબોમાંથી ઘણાખરા એકઠા કરી કોયડા સંગ્રહ નામની એક ચોપડીમાં કોઇએ છપાવેલા છે, તે જોતાં અગાઉના હિસાબ શિખવવાની રીતિનો ખ્યાલ સહજ આવશે.

વળી વ્યાજ જેવા હિસાબો એ લોકો મોંઢે કરતાં શિખવાની ટેવ પાડતા. દેશીહિસાબ નામની ચોપડીમાં મોંઢે કરવાના હિસાબની જે કુંચીઓ આપેલીછે તે સઘળી અસલની એવી જૂદે જૂદે સ્થળેની ગામઠી નિશાળમાં ચાલતી રીતિઓ એકઠી કરી છપાવવામાં આવેલીછે, અને તેથી હિસાબો મોંઢેથી થોડા વારમાં અને વગર ભૂલથી થઈ જાયછે. જે હિસાબો કરવામાં આજની સરકારી નિશાળના છોકરાઓ પોતાની મોટી પાટીના બેઉ પડ ભરી વાળે, ચાર વાર ફરી ફરીને ગણે ભૂંસે, અને વારંવાર સરવાળા બાદબાકી ગુણાકાર કે ભાગાકારમાં ભૂલો કરે, વહી ખોટી ગણે, કે એકાદ આંક મૂકવાનો ભુલી જાય, જેથી તેનો વખત ઘણો જવા છતાં હિસાબ અંતે ખોટા આવે, તેવા હિસાબોતો આ નિશાળમાં મોંઢે ગણતાં શિખવતા.

આવી મોટી નિશાળો આપણી નવસારીમાં ઘણા જુના વખતથી ત્રણચાર જગાએ જૂદા જૂદા પંડયાઓ માંડતા હતા. સૌથી જુનામાં જુની એવી એક નિશાળ લક્ષ્મણ હૉલની પાસેના ધોબીવાડની સામેના મહોલ્લામાં મંડાતી હતી, અને તે ઉપરથી અત્યાર સુધી તે મહોલ્લો "નિશાળ મહોલ્લા"ને નામે નવસારીમાં મોજુદ છે. ત્યારપછી આસરે સો વરસ ઉપર એક ગોલવાડમાં, એક અપાસરા નામે બજારની

પડોસમા આવેલા જેવા ચોકોના નત્તામા, અને એક હાન જ્યાં ખત્રીવાડ છે ત્યા, એવી ત્રણ નિશાળો સ્થપાઈ હતી, અને હાલના બુઢ્ઢામા બુઢ્ઢા માણુસો ત્રણ અગરતો ભવા મહેતાજીના, કે ગોનવાડવાની નિશાળના મહેતાજી હરિનારાયણ પંડયાના, કે અપાસરા વાની નિશાળના વિશ્વનાથ મહેતાજીના, કે ખત્રીવાડવાની નિશાળના ભાણા મહેતાજીના, નિશાળીઆ હોવાનુ માન ધરાવેછે. ત્યારપછી જૂદા જૂદા કારણોથી ગોનવાડ તથા અપાસરાવાની નિશાળો આજ ત્રીસ ચાળીસ વરસ થયા બંધ થઇ, પરંતુ ભાણા મહેતાજીવાની ખત્રીવાડની નિશાળ તો હજુસુધી કાયમ હતી ભાણા મહેતાજી પછી તેના પુત્ર નારણ મહેતાજી ઉર્ફે "નાન મેતાજી" થયા, અને આજના બજારના ઘણા ખરા દુકાનદારો તેમના નિશાળીઆ છે. નિશાળની ફીમા, દરેક છોકરા પાસે તેઓ કોઇપણ જાતના અનાજની રોજ મુઠ્ઠી મગાવતા, તથા દરેક અગીઆરસે કે તહેવારને દિવસે એકેક પૈસો મગાવતા. તેમજ નવો છોકરો ભણવા આવે ત્યારે અડધો રૂપીઓ ઍન્ટ્રન્સ-ફી તરીકે લેતા, તથા શ્રીમાન પાસે એક રૂપીઓ લઇ છોકરાઓને છુટી અપાવતા, અને તે દહાડો તહેવારના જેવો ગણાતો। અડધા રૂપીઆને બદલે એક રૂપીઓ આપવા ઘણા રાજી થતા, કેમકે તે આપવાથી મહેતાજી નિશાળમા છુટી પાડે, એટલે બધા છોકરા પોતાના માબાપને કહે કે, આજ ફલાણાનો છોકરો નિશાળમા નવો આવ્યો તેથી તેના બાપે અમને છુટી અપાવી આથી તેની પ્રખ્યાતિ આખા ગામમા થઇ જાય। તેથી એક રૂપીઓ ઘણા જણ હોસે હોસે આપતા. વળી જ્યારે એકાદ છોકરો બધા આક ભણી રહે ત્યારે, તેણે "ઉભો પાટલો કર્યો" કહેવાય, કેમકે આજ સુધી જે પાટલો આક લખવામા વાપરવામા આવતો, તે હવે ભણી રહેવાથી નિશાળની દિવાલે ઉભો કરી બંધ કરવામા આવ્યો, તેથી મહેતાજી આખી નિશાળના છોકરાને પેલા છોકરાને ઘેર લઇ જતો, અને ત્યા આક બોલાવતો, તથા "મહેતાજીને પાઘડી પહેરાવો, છોકરાઓને છુટી અપાવો" એવા કેટલાક કવિતારૂપિ જયનાદ બોલાવતા. કેમકે ઉભો પાટલો કર્યો એટલે એક પાઘડી તથા એક રૂપીઓ લેવાનુ મહેતાજીનુ દાપુ હતું તથા છોકરાઓને પતાસા, સાકરીઆ ચણા, અને ગરીબને ત્યાથી ધાણી કે પહુવા ખાવા મળતા। તે વખતે તેટલાથી સૌ ખુશ ખુશ થઈ જતા.

**સરકારી કેળવણી ખાતાઓ**—હિંદુઓના છોકરાઓને વારંવાર અડચણ પડયા કીધાથી નામદાર ગાયકવાડ સરકારનુ લક્ષ તે તરફ ખેંચાયુ, અને ઈ. સ. ૧૮૭૬ મા એક મરાઠી નિશાળ, અને થોડા વખત પછી તુર્તજ ગુજરાતી શાળાઓ અત્રે ઉઘાડવામા આવી. તે પછી તો તે નામદારે મોટી ઉમ્મરની હિંદુ વગેરે સ્ત્રિઓને માટે "જનાના સ્કુલ" કાઢી. નાને ભણવાની "નાત્રિ શાળા" કાઢી પછી ઉર્દુ સ્કુલ—ગાયનશાળા—કન્યાશાળા ઢેડાઓને માટે અંત્યજ શાળા ઢેડાઓને માટે અંત્યજ બૉર્ડીંગ અને ટ્રેનીંગ શાળાઓ, વિગેરે જૂદી જૂદી ૭ નિશાળો સ્થાપી, અને બધા સ્કુલોમા કીન્ડર ગાર્ટન સિસ્ટમ દાખલ કરી દીધી નવસારીમા ઢેડા વટીક જ્યારે ભણવા લાગ્યા, અને આગળ નવસારીમા જ્યા જુઓ ત્યા ધુળ ધુળ નજર પડતુ, ત્યા હવે જ્યા જુઓ ત્યા કેળવણી, કેળવણી, અને કેળવણીનાજ રંગ ઉડી રહ્યા ત્યારે હવે ઢેડા શિખે અને ભંગીયા રહી જાય। તેથી વળી ભંગીયાઓએ સરકારને અરજી કરી, કે તેમના બચ્ચાને

માટે પણ બૉર્ડીંગ લૉજીંગ સાથની શાળા કાઢવી ! એ અરજી ઉપર પણ અમલ થવાની તૈયારી હતી. પણ એમ કરતાં તે લોકો બાપીકા ધંધા છોડતા ગયાથી સરકારને વિચાર ફેરવવો પડયો. આખા નવસારી પ્રાંતમાં ધોડિયા, કોરચા, દુબળા, બધાજ કેળવણી લઇ લખવા વાંચવા, તે સુધરેલી ઢબે વ્યવહાર ચલાવવા લાગ્યા. નવસારીના સરકારી કેળવણી ખાતાઓ ઉપર દેખરેખ રાખવા એક ખાસ ઇન્સપેક્ટર રહેછે, અને અચ્છા મહેતાજીઓ દરેક સ્કુલમાં ચુંટી કાઢેલા હોવાથી ઉત્તમ પ્રકારની કેળવણી ત્યાં અપાયછે.

### આસુદગી અને આરોગ્યતા.

અસલના નવસારીના લોક, કહો કે ૭૫ વરસની વાત ઉપર તો કેવળ આસુદાં અને નિરોગી હતાં. કાંઇપણ રોગ હોય તેનો ઉપચાર ઘરગતુ દવાઓથી કરવામાં આવતો. ઘણું થાય તો વૈદની સલાહ લેવાતી. વૈદને પણ તે વેળાએ બે પૈસાથી એક આના સુધી ફી આપવામાં આવતી. વળી શ્રીમંત લોકો ઘણું મોટું દર્દ હોય, તો સુરતથી અસ્પંદીઆરજી અથવા પાછલા દહાડા ઉપર પેશોતન, નામના પારસી હકીમોને તેડાવતાં. તે વખતે રિમીટંટ ફીવર કે ટાઇફૉઇડ–ફીવર જેવી બેમારીઓની તો જાણે હૈયાતીજ નહોતી. ઘરગતુ નુસખા અને છાલોપાલો મુખ્ય હતો. આંખમાં ફુલું પડે તો દસ્તુર શાપુરજી સોરાબજીનો "ફુલાંનો દોરો" બાંધતા. આંતરીયો તાવ આવે તો દેસાઇ હોમજીભાઇ એદલજીના "મોરા આંબાના પાંદડાં" બાંધવામાં આવતાં. એરીસીપેલાસ જેવા રક્તવા (રતવા)ને ઉંજનારા ડેડાઓ હતાજ. ચોઠીયા તાવને માટે અમુક કુવાનું પાણી ગુણકારી હતુંજ. વિગેરે વિગેરે ગરગતુ દવા અને પીંછી દોરા બહુ ચાલતા. મોટામાં મોટી તાપ, તે સનેપાત કહેવાતો. ખરું પુછાવો તો ન્યુમોન્યા કે એ જાતના દર્દો ગોયા નવસારીમાં નોહતાં. પારસીઓમાં સાર્સાપેરીલાને બદલે ગરમ ગરમ તાડી અને હોલોવેની પીલ્સને ઠેકાણે વાળની પાપડી હતી. જુવાન મોત કોઇ કદાચજ થતું. તેથી તેનો શોક ઘણા મહિનાઓ બલ્કે વરસ સુધી પળાતો. ૭૫–૧૦૦ની ઉમ્મર વગર તો જાણે મરવાનુંજ નહોતું. છેક ૫૦ વર્ષની વાત ઉપર લસકરી મહોલામાં ૬ ડોશીઓ ૧૦૦ વરસના વસ્તી હતી. આજે(૧૮૯૭)પણ તેમાંની એકાદતો દહાડા કાઢેછે. જે પ્રમાણે દાર્જીલીંગ અને સીમલા Lungs of India ગણાય છે, તે પ્રમાણે તે વખતે નવસારી અને સુરત Lungs of Guzrat યાને ગુજરાતના ફેફસાં ગણાતાં. કોઇ ઘણી ૫૦ વરસની ઉમ્મરે ચશ્મો પહેરે, એટલે જુવાન જોતની આંખ ગઈ હોય તેટલો તેની આઈ બાઇઓ બળાપો કરતી. કૉલેરા શું ને રિમીટંટફીવર શું? ન્યુમોન્યા શું કે હાર્ટ-દાઝીઝ શું? એ બધું તે લોકોને અજાણ્યુ હતું. ઘણું થાયતો "સનેપાત" શબ્દ ભારીમાં ભારી તેઓ સમજતાં. ખચિત્ત જુવાન મોત તે વેળાએ નવસારીમાં જુજજ હતું. ઑરતો મજબુત બાંધાની હતી. આજે લગનમાં વર્ણીની શેશ વટીક ઉંચકતાં ભાર લાગે છે, અને તે દુબળાઓ પાસે ઉંચકાવે છે ! જ્યારે આગળ તો વર્ણીની ગમે એવી ભારી શેશ ઉંચકવાને તળપાં પડતાં, અને પોતાના હકને માટે લડવઢ કરીને પણ ઘરડી ખોખા માતા તે ભારી બોજો ઉઠાવતી, અને તે ઉપરથી કોઇને સકનભરી ગાળ દેવી હોય તો "તારી માયને વર્ણી આપે" એવી રીતે બોલાતું. આજથી ૬૭ વરસની વાત ઉપર ઈ, સ. ૧૮૭૨ માં એક રોગ નવસારીમાં લાગુ પડયો હતો. એ

મરજ સુરતમા પણ ચાલ્યો હતો. " એ મરજ એપ્રીલ મહીનાથી શરૂ થયો હતો અને તે ત્રણ મહીના લગી ચાલ્યો હતો. તે એક દિવસના બચ્ચાંથી ૬૦ વરસની ઉમ્મરના ડોસાને લાગુ પડયો હતો. તેમા બાકી કોઇ નહોતું સાજુસમું માણસ ફરતુ હરતું હોય, કામ કરતું હોય, કે સુતું હોય તેને એ વા લાગ્યો, કે તેનું શરીર તરત લાલ રંગનું થઈ જાય, તેને ટાઢ વાગી આવે, તેના હાથ પગ ઢીલા થઇ જાય અને તે લોથપોથ થઇને પડે. એ મરજ ત્રણ દહાડે પોતાની મેળે સારો થાય. પણ ભોગજોગે કોઇએ ભુલથી અથવા જાણી જોઇને ઓસડ કીધુ તો તેનો હાથ યા પગ ઝ્હી જાય, અને તે લાંબા દહાડા દુઃખી થાય. એ મરજની ખુબી એ હતી કે જેમ તે એકે એક માણસને લાગુ પડયો હતો તેમ તે મરજમાં એકે એક માણુસ સાજું થયું હતું કોઇના જાનને આળ આવી નહોતી. તે મરજને " ઊટીયાં ટુટીયાં 'ને નામે ઓળખતા હતા, અને તેને માટે માનતા લેતા હતા. પણ એ ઘણે વરસે એક જાતનો તાવ હતો, જેને અંગ્રેજીમા ડેંગ્યુ ફીવર ( Dengue fever ) કહેછે. તે સાઠ વરસ અગાઉ જેને લાગુ પડયો હતો તેને આ વખત લાગુ પડયો નહોતો. એવા તાવ હવે અમેરીકામાં કેટલીકવાર ફેલાયલા નોંધાયલા છે. "

માણુસને તાણ થાય અને હાથ પગ એ મરજથી ખેચાય અને અમળાય, તે ઉપરથી લોકોએ તેનું નામ " ઊટયું ટુટયુ " આપ્યુ હતું. અમેરીકામાં હાલ ઇ. સ. ૧૮૯૭ના અકટોબરમાં ન્યુઑર્લીયન્સમાં "yellow fever' નામની તેવા પ્રકારની તાપ ઉભરી હતી. એ ઊતીયું ટુંટીયું નવસારીમાં ચાલ્યું ત્યારે લોકોને ઘણુંજ લાગ્યુ, કે નવસારી હવે રોગિષ્ઠ થયું છે. અસલના લોકો ખાઈપીને આના દોઢ આનામાં તો ત્યાફતો કરતા હતા. એક અતિશયોક્તિની વાત અત્રે બોલાય છે કે ૪ મોબેદો એક દહાડે ખજુરામાં તાડી પીવા બપોર બે કલાકથી બેઠા, તે તાડીના ચાર વાસણ પી ગયા ! આખો એક બકરો ખાઈ ગયા ! અને પાપડી તો એટલી બધી ખાધી, કે તેના છોળાંનો ઢગલો તે ચારે જનની વચ્ચે એટલો તો ઉંચો થયો, કે અંધારૂં થતાં તો ઢગલાની આસપાસ બેઠેલા સામે સામેના મોબેદો. એકમેકને જોઈ પણ શકયા નહીં ! ! વળી એક હિંદુ જોશી ૧૧ શેર પોચી ખાંડ બેઠાં બેઠાં શરત નાખી ખાઇ ગયો હતો.

**તનબળઃ**—નવસારીના લોકો તનની કેળવણીમાં ઘણા જબરા હતા. ખંડેરાવ મહારાજના લઠ મબોની સાથે પારસી કુમના કાકા જેવા પસ્તાકીઆઓ કુસ્તી રમીને તેમને હરાવતા. મારામારીમાં પોણોસો માણુસની સામે માત્ર ત્રણ પારસીઓએ જીત મેળવીછે. મુંબઈમાં "રસ્તાઇ એક દસ્ત" નામે નોશાકરાએ પ્રખ્યાત તાલીમ બાજોને કુસ્તીમાં હરાવેલા છે. ગોંડળના રાજાના કારભારી મી. કાવશજી એ. દેસાઇને તનબળને લીધેજ રાજકોટમાં રાજકુમાર કૉલેજમાં ઉસ્તાદની નોકરી મળી હતી. તેજ પ્રમાણે અમદાવાદ સુધી નવસારીથીજ એક ઉસ્તાદ મી. સોરાબજી. મ. પાવડીને તાલીમ શીખવવા બોલાવામાં આવેલા હતા. આજે મુંબઈની પારસી ક્રિકેટના કેપ્ટન ડા૦ મેંહેરવાનજી એ. પાવડી તે પણ નોશાકરાજછે. એ પાછલા ઉસ્તાદોના ઉસ્તાદ મી. પેસ્તનજી ફ. બાડીયાની તનબળની તો અણહદ તારીફ છે. આંખે લગભગ અપંગ હોવા છતાં સંખ્યાબંધ માણુસની સામે કાસ્વાવાડી ગામે લડી જીત મેળવેલાના તેઓના દાખલા નોંધાયલા છે. ઓરતો પણ તેટલીજ

બહાદુર હતી. એકવાર ૬૫ વરસ ઉપર બાઇ નવાજબાઈ તાતા સ્કુલમાં સંસ્થાથી કુસ્તી વણવાની રૂઢીનો અખતરો ચલાવવામાં આવતાંજ બહાદુર ગોરાણીઓ સ્કુલમાં જઇ માસ્તરોને હટાવી દઈ, સાંચાને અને જંતરોને સૌ ભાંગી ફોડી, તોડી નાખી, લડાઈ લડી આવેલીનો જાણવા લાયક દાખલો નોંધાયલો છે. છેક ઇ. સ. ૧૮૮૪-૮૫ ના અરસામાં પણ બેહેદીન લોકો, ગોરાણીઓનો કુસ્તી વણવાનો એકલો હક અને એકલું પેટંટ છીણવી લેતાં જણાયાં ત્યારે ગોરાણીઓએ જંગ મચાવી દીધું હતું. વારંવાર સ્ત્રીઓ મરદાની ગરજ સારતી. છેક ૨૩ વરસ ઉપર જ્યારે નવસારીમાં ચોરોનો ઉપદ્રવ વધી પડયો ત્યારે સ્ત્રીઓએ બબે ચોરોની સાથે હોઅનતોછથી લડી તેઓને છટકી જવા દીધા, નહોતા! એવા પ્રકારના જોર અને બળના ઘણા દાખલાઓ છે.

**મનબળઃ** _ મનશક્તિમાં નોશાકરાઓ બહુ ચઢીઆતા છે. સર્વથી બિકટ પરીક્ષા જે સીવીલસર્વીસની ઇંગ્લાંડ જઇને પસાર કરવાની, તેમાં આજ સુધી પસાર થયલા ૭ પારસી સીવીલ્યનોમાં ૨, તો બાપેદાદે નોશાકરા છે. મી. કાવસજી જમાશજી પાદશાહ, અને મી. પીરોશા કેરશાસ્પજી દાદાચાંદજી નોશાકરા સીવીલ્યનો કહી શકાય. કહેછે કે એકવાર જમાસ્પઆશાના ખાન્દાનના પદેલા દસ્તુરને વંચાવવા સારૂ જરથોસ્તી ધર્મને લગતી એક જુની કેતાબ એક યુરોપિયન મુસાફર લાવ્યો હતો. આગળથી ગોઠવણ કરી રાખ્યા મુજબ માળિયા ઉપર કાગળ ખડયો ને કલમ લઈ તેઓનો બેટો બેઠો હતો. બાપે મોટે સાદે તરાડા મારી રાગરો કાઢી પેલી કેતાબ વાંચવા માંડી. સામટા ૪ કલાક સુધી તે વાંચીને પુરી કીધી. બીજે દહાડે તે મુસાફરને દસ્તુરજીએ કહ્યું, કે એ કેતાબતો હમારે ત્યાં પણ છે. એમ કહી આગલે દહાડે બાવાનો રાગડો સાંભળી દીકરાએ બોલે બોલ ઉતારી રાખેલી કેતાબ બતાવી! એના કરતાં પણ અજાયબ જેવી મનશક્તિના એક મુનશી હતા. જેઓને "બજરીગ સાહેબ"ના નામે નવસારીમાં ઓળખવામાં આવતા હતા. તેઓ તો સરકાર દરબારમાં જે અગત્યના કે છુપા દસ્તાવેજો વાંચી આવે, તે તાગલા બોલે બોલ રાતની વખતે લખી મૂકે! તે લખેલી નકલોનો કેટલોક સંગ્રહ સેવકે ખરીદી રાખેલો મોજુદ છે. એવી એવી નોશાકરાઓના મનબળની ઘણી વાતો છે,

*ધનબળઃ*—નવસારીમાં જાહેર થયલા સાહુકારો પૈકી હિંદુઓમાં વાણીઆ અને શ્રાવક તથા પારસીઓ છે. અહિંના સાહુકારો પાસે રોકડ રૂ. ૯૦ લાખથી વધારેની દોલત અંકાતી હતી.

લગભગ ૨૦,૦૦૦૦ રૂપીઆ સુધી બના સાહુકારો મગી ધીરધાર ચલાવતા હતા. બીજા નાદના માહુકારો ઘણા હતા. મુસલમાનોમાં કોઈ બ્યાજખાઉ સાહુકાર નથી, કેમકે તેઓ બ્યાજ ખાવું, એ પોતાના ધર્મના ફરમાનથી ઉલટું, ગણેછે. આખુ નોશાકરાઓના અસલ બાપદાદા નિર્ધન અવસ્થામાં હતા. તે એટલે સુધી કે મરકારનો ખંડણી ભરવાને પણ ગરીબ લોકો અશક્ત હતા. તેઓ તરફથી શ્રીમંતો કર ભરતા. નવસારીના મહાજન લોકો ઉપરની ખંડણી હતી તે વડોદરાવાળા પરીખ હરીભક્તિએ સરકારમાં રૂ. ૨૫૦૦૦ની મોટી રકમ ભરી માફ કરાવી હતી. નવસારીના મલેસર તથા મોટા ફળિયાના પારસીઓ, બેહેદીન લોકો, ઉપર ખંડણી હતી, તે શેઠ ફરામજી નશરવાનજી

બાટલીવાળાએ રૂ. ૨૦૦૦ ગદલે દેસાઇ મનોચેરજી ખુરસેદજીના વારસો તથા દેસાઈ મેહેરવાનજી રૂસ્તમજી જેઓને સરકાર તરફથી મોગલાઇ હકના રૂ. ૭૫૦ મળતા હતા, તેટલું વ્યાજ ઉપજે એટલી રૂ. ૨૦૦૦૦ની રકમ દેસાઇજી મોસુફેને આપી તેઓ પાસેથી મોગલાઇ રૂ. ૭૫૦ની વેચાણુ લઇ સરકારને આપી માફ કરાવી હતી. તે વડોદરાની રેસીડન્સી માર્ફત સંવત ૧૮૮૧–૮૨ના સાલમાં થયું. બાદ નવસારીના ગોલા, ઘાંચા, દરજી, સુથાર, કડીઆ, મોચી, વિગેરે તમામ ગરીબ લોકો ઉપર ખંડણી હતી, તે લોકોએ જ્યારે સર જમશેદજી સંવત ૧૯૦૬માં નવસારી આવ્યા ત્યારે તેમને અરજી કરી, તેથી સંવત ૧૯૦૬–૭માં શ્રીમંત ગણુપતરાવ મહારાજે સર જમશેદજી માર્ફતે વડોદરાના મોતીબાગ માટે જે ફરનીચર મંગાવેલું તેના આશરે રૂ. ૨૦૦૦૦ સરકાર તરફ લેણા હતા તેનો જમાખરચ કરાવી, તે ગરીબ લોકો ઉપરની ખંડણી માફ કરાવી હતી. એ પ્રમાણે આગલા વખતમાં થોક નિર્ધન હતું. વળી નવસારીના એક જુના એહવાલમાં નિચલી હકીકત આપેલીછે:—" ભાઉ તથા રાઘવજી નામના પેશ્વાના અમલદારોએ નારણુરાવ નામના એક ગાયકવાડ ઘરાણાના નબીરાને મારી નાખવાથી નારણુરાવની મા ગોપીબાઇએ પેલા રાઘવને પકડી લાવવાનું હુકમનામું કાઢયું હતું. એટલુંજ નહીં પણ જૂદી જૂદી જગાએ સીપાઇઓ મોકલી લડાઈ ચાલી હતી. એવો મામલો જોઈ રાઘવ નાસીને સુરતમાં જઈ ભરાયો. તે ઉપરથી નવસારીની રૈયત ઉપર ગોપીબાઈ ગુસ્સે થઈ, કે તેને નવસારીની રૈયતે જવા કેમ દીધો ? તેથી નવસારીની રૈયત ઉપર ૩૫૦૦૦નો કર નાખ્યો, તે દેસાઈ ખુરશેદજીએ પોતાની તરફથી તમામ આપ્યો હતો. "

---

## પ્રકરણ ૮૯ મુ. સ્થાનિક સ્વરાજ્ય.

સ્થાનિક સ્વરાજ્યના ( Local Self Government ) સંબંધમાં આ એક નોંધી રાખવા જોગ બીના છે, કે ઇ. સ. ૧૮૮૩માં હિંદુસ્થાનના પ્રતાપિ અને પ્રજાપ્રિય વાઇસરાય લૉર્ડ રીપને, આ દેશના લોકોનું હિત હૈડે ધરી સ્થાનિક સ્વરાજ્યની યોજના ઘડી, યાને કે દરેક શહેરના મ્યુનિસિપલ ખાતાનો કારોબાર શહેરના લોકોના ચુંટી કાઢેલા મેમ્બરોની માર્ફત ચલાવવો. તે લૉર્ડ રીપનની યોજનાની તો વિસ વરસ પહેલાંથીજ ગાયકવાડ સરકારે નવસારીને સ્થાનિક સ્વરાજનો હકક બક્ષેલો છે. છેક સંવત ૧૯૧૯ ( ઈ. સ. ૧૮૬૩ )માં મહારાજા ખંડેરાવના દિવાન સાહેબ ભાઉ સિંધ્યાએ કરેલાં નિચલાં લખાણુ ઉપરથી સમજાશે:—

હજુર હુકમ અંક ૧૧ સ્વારી કડી પટ્ટણુ વિગેરે

હુ. ફો. કા. અંક ૮૬

યાદી સરકાર હુજુર ફોજદારી કામદારની વિજ્ઞાપના હેવી જે નવસારી કસ્બા મધેના મારગોની ગંદકી દુર થઇને રાત્રે માર્ગ ઉપરના અંધારાંના નિરાકરણુને માટે ફાણુસની રોશની કરીને સુધારો કરવા વિષે પેશજી સરકારમાં યાદી રૂજુ કર્યા લગત એ બાબે રૈયત લોકને પુછીને ખુલાસો લખવા વિષે પ્રાંત અઠાવીશીના સરસુબા ઉપર

શેરો હુકમ મલ્યાથી તે કાગળ આ તરફના દક્ષિણ પ્રાંતના સર ફોજદારી કામદાર માર્ફતે સરસુબા માર્ફતે મોકલતાં તેઓએ સર ફોજદારી કામદારની સમક્ષ મહાલ કચેરીમાં તમામ પ્રજાજન એકત્ર કરીને તેઓને ઉપલી બાબદનો પ્રશ્ન કર્યાથી તેઓએ એ સુધારાના કામ કરવા સ્વસંતોષ કબુલ કરીને તેના ખરચને માટે નવીન કેટલીએક જીણસો ઉપર હક લેવાનો મુકરર કરીને તે અવેજ રૈયત—પંચ મધેના લોકોની એક કંપની માફક મેમ્બર ઠરાવીને તેઓના અનુમતે જમાખર્ચ કરી તે કામમાં સરકાર તરફે મુલચંદ મકનદાસ ( તે સર ફોજદારી કામદાર ) એઓને અધ્યક્ષ નેમી તેઓ તરફથી હમોને લાગે તે મદદ અપાવામાં આવીને એ અવેજ ઉપર સરકારનો અથવા સરસુબા વિગેરે કામદાર લોકોનો અખત્યાર ન રહેવા વિષે અભય પત્ર મળવા વિષે તે લોકોએ આપેલી કબુલતની નકલ સર ફોજદારી કામદાર માર્ફત આ તરફ મોકલ્યાથી તે નકલ હજુર રૂજુ કરીને વિનંતિ કરવાની કે આ બાબે સરકાર મારજીન રૂપ આજ્ઞાનો શેરો થઇને મળવો જોઇએ. મીતી કારતક સુદ ૧૫ સંવત ૧૯૧૯.

( સહી ) ભાઉસીંદે

એ ભાઉસીંદે પ્રથમ હજુર ફોજદારીના મુખ્ય અધિકારી યાને Police Commissioner હતા, તે વેળાએ તેઓએ સરકાર હજુરમાં એ યાદી લખેલી. એ ભાઉસીંદે પાછળથી દિવાન થયા હતા. આ ઉપરથી ખંડેરાવ મહારાજે નીચે મુજબ ઠરાવ કર્યો:-

નામદાર ખંડેરાવ મહારાજ, જેઓ એપીક્યુરયસના કટ્ટા શત્રુ અને હર્ક્યુલીસના સુરત મિત્ર હતા, તેઓએ તો આસુદગી અને તનબળનેજ પોતાનો મુદ્રાલેખ કરી રાખ્યો હતો. એટલે પોતે તંદોરસ્ત રહે, તો પોતાની રૈયતની તંદોરસ્તી માટે પણ તેમણે કાળજીજ હતી. તેથી તેમણે ફરમાન કાઢ્યું કે, પ્રાંત અઠાવીશીના સરસુબાને હુકમ કે સદરહુ બાબતનું ઉત્પન્ન થાય તે રસ્તા દુરસ્તી વગેરે નિમેલા ખરચમાં જશે. સરકારમાં જમા થવાનું નથી. ઉત્પન્ન પ્રમાણે બરાબર ખર્ચ કરીને કામ દુરસ્ત ચલાવવાની નજર રાખવા માટે સરકાર તરફથી મેમ્બર નિમવાનું થશે. તેઓના વીદ્યમાને તથા તમે જે મેમ્બર મુકરર કરો તેઓના વિચારથી કામકાજ ચાલીને સાલાબાદ જમા ખરચનો હિસાબ હજુર મોકલતા જવું. કદાપિ ઠરાવેલાં ઉત્પન્નમાં વસુલ આવવામાં કોઇ તરફથી હરકત થશે તો તે મયહુર સરકારમાં જાહેર કરવો. એટલે વાજબી પ્રમાણે મદદ આપીને ઉઘરાણીની તજવીજ થશે. એ પ્રમાણે સદરહુ લોકોને સમજુત આપીને આ શેરાની નકલ તમારી સહી સાથે તેઓને આપવી, અને ઉપર લખ્યા પ્રમાણે કોઇ સારો પ્રમાણીક માણસ સરકાર તરફે મેમ્બર તેઓને મુકરર કરી અપાવવો. તથા ઉઘરાણી વિષેની તમે નજર રાખવી. મીતી કારતક વદ ૨ સંવત ૧૯૧૯ મુકામ આનંદ તાલુકે નાપાડ. દરતુર વામનરાવ લક્ષ્મણ ની. ફડનીશ.

આમ થવાથી નવસારીમાં સુધરાઈ ખાતું સ્થાપન થયું, અને કેટલાક મેમ્બરોને પ્રજા તરફથી લીધા હતા. પારસી મ્યુનિસિપલ મેમ્બર લેખે તે વેળાએ દેસાઇ બરજોરજી નવરોજી નિમાયા હતા. ત્યારબાદ એ સ્થાનિક સ્વરાજ્ય અંધાધુંધિમાં દહાડા કાઢવા લાગ્યું. તે છેક ઇ. સ. ૧૮૮૧ સુધી તેવું ચાલ્યા કીધું. બાદ નામદાર સરકાર સયાજીરાવ મહારાજ નવસારીમાં આવ્યા, અને તેમણે નવસારીને ઘણું આગળ વધતું એક

નવરંગ શહેર જોઇ લઈ, શહેરની રચના રોનકમાં સુધારો વધારો કરવાના હેતુથી ખુદ પોતાને હાથે નિચે પ્રમાણે ઠરાવ લખ્યો, જેમાં તે નામદારના કેવા અમુલ્ય વિચારો તે વેળાથીજ હતા તે જણાઈ આવશે.

સયાજીરાવ મહારાજના અમુલ્ય વિચારો.

મે. રા. બા. નવસારી પ્રાંતના સુબા સા. તરફથી ફોજદારી હજુર જા. નંબર ૨૪૩ તા. ૩૦ મે ૧૮૮૬ની યાદી ઉપર શ્રીમંત સરકાર મહારાજ સાહેબ (સયાજીરાવે) એઓએ પોતાને હાથે નિચલો ઠરાવ કર્યો.

"સર માધવરાવ એઓનો બિન તારીખનો મૅમો જોયો છે. તેમાં કનસલ્ટેટીવ કમિટિ નિમવી એમ છે, તે પ્રમાણે કરવાને આ તરફથી હુકમ લેવાની વિશેષ જરૂર નથી. ખેર, તથાપિ કમિટિ નિમેલી અરતાં હમોને ખુશી છે. માજી દિવાનના હુકમાનુવયે સુબા લક્ષ્મણ જગન્નાથે કમિટિ કેટલોક વખત ભરેલી હતી, અને ભર્યા પછી તેમાં શું શું કામ તથા તે કેમ થયું તેના હમે પોતે (સયાજીરાવે) એક બે પત્રો જોયાં. નાયબસુબાએ કમિટિઓ ભરવી એ યશસ્વી થાયછે કે કેમ અને ન યશસ્વી થવાના કારણો સહુજ પોતાના પત્રામાં દર્શાવેલાં છે. પરંતુ તે બીજે કેકાણેના નિયમોથી નવસારી અપવાદ સમજે છે. એ તેઓનું બોલવું અનુભવ સિદ્ધ કરી દેખાડવાને લોકો ઉપર તથા સ્થાનિક અમલદારો ઉપર અવલંબી રહેલું છે. કેટલોએક વખત કમિટિ ભરવાનો પ્રઘાટ અહીં ચાલુ હતો, એ ઉપર દર્શાવ્યું છેજ. પરંતુ દુર્દૈવે તે સારો રિવાજ થોડીજ મુદત સુધી જીવતો રહેવાનો હતો, તે પ્રમાણે થોડા દિવસમાં મરણ પામ્યો; અને હતો કિંવા નહીં તેની સુદ્ધાં અમલદારોને યાદ રહી નથી એ બિલકુલ ઠીક નથી. જો યોગ્ય અમલદારના મનમાં હતું કે કમિટિ નિમવી પ્રસસ્ત હતી તો તે શરૂ થયલો રિવાજ આગળ જીવતો રહેવા ઉત્તેજનરૂપી પાણી પાઇને દરખત જીવતું રાખવાનું હતું, તેમ થયું નહીં એ સોચનીય છે. આ એક મને લાગેછે કે હમારા નેટીવ લોકોમાં મોટી સોચનીય વાત છે કે, તેઓમાં સતત (એક સરખો) પ્રયત્ન રહી શકતો નથી. જોઇએ તે વાત મળી તથા હસ્તગત થઇ એમ સમજાયું કે તેનું ફરી તેનું નામે લેવું નહીં. એ સ્વભાવના ચિન્હો ઉપરથી કમિટિ સિદ્ધિએ જાયછે કે નહીં તેનો મને ખરેખર અંદેશો છે. ખેર. અનુભવ ઉપરથી કહેવામાં આવે તે ખરૂં, હું એક બારગી સર માધવરાવ કરતાં પણ વધારે આગળ જવા તથા સારા મહત્વના સ્વરૂપ આપવા તૈયાર છું. પરંતુ એ સિદ્ધિએ ગયા વગર આગળ જવું મુનાસબ ન સમજીને તુર્ત છે તેજ કરવું. તેથી ફરમાવાની જરૂર નરતાં, ફરમાઉં છું કે consultative body ને યોગ્ય પ્રસિદ્ધતા વગેરે આપવાથી લોકો જાતી લક્ષ કદાચિત આપશે. એવા પ્રકારની મોંઢેથી કહેલી સુચનાઓ કેવળ માહીતી માટે હું સરસુબાને દ્વારે સુદ્ધાં જણાવી ચુકયો છું. આ સુચના સમજવાની છે. આ મ્યુનીસીપાલીટી ઘણીજ જુની સંવત ૧૯૧૯ની છે. ઉપરીના (consultative) હાથ નીચેના અમલદારે પ્રમાણીકપણે અમલમાં લાવવી પણ સ્તુત્ય છે. એવા ધણુાજ અમલદાર હોય તો રાજરીત બરબરાટે પહોંચે છે. તા. ૫ જુન ૧૮૮૬.

(સહી) શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવની સહી છે.

મા. સરસુબા નોશારી જા. નંબર ૨૮૫૯

યાદી મે. રા. બા. નવસારી પ્રાંતના સુબાસાહેબ તરફ મહાલાનીહાય સરસુબા તરફથી લખવાની કે,

આપની યાદી ફોજદારી હજુર જા. નંબર ૭૪૩ તા. ૩૦ મે ૧૮૮૬ની પ્રાઇવેટ સેક્રેટરી સાહેબની શ્રીમંત સરકારને નામે આવેલી શ્રીમંત સરકાર મહારાજ સાહેબની આમળ મુકવામાં આવી અને તે સંબંધી તેઓએ જે ઠરાવ લખ્યો તેનો ઉતારો આ સાથે મોકલ્યો છે, તે ઉપરથી તેઓના વિચાર આપના લક્ષમાં સહેજ આવશે.

નવસારીમાં મ્યુનિસિપલ કમીટી સ્થાપન થવા સંબંધી જે આપની સુચના છે તે યોગ્ય છે, પરંતુ આપની ઑફીસના રૅકૉર્ડ ઉપરથી આપણને જણાઈ આવશે કે, માજી દિવાન નામદાર સર. ટી. માધવરાવ સાહેબના હુકમથી તે વખતે મ્યુનિસિપલ કમીટીની સ્થાપના થઈ હતી. અને તેના કામ કેટલાએક દિવસ ચાલ્યાં. પછી તે કયારે, ને શા માટે બંધ પડયાં તેની માહીતી પડતી નથી. એટલા માટે હવે જે કમીટી સ્થાપન કરવાની છે તે કાંઈ નવીન સ્થાપન કરવાની નથી, પરંતુ આગળ થયલા હુકમ પ્રમાણે જે વ્યવસ્થા ચાલી અને દરમ્યાન બંધ પડી તેજ પાછી ચલાવવાની છે. એટલા માટે આપની કચેરી મધેની ફાઇલો જોઇને જે ધોરણે કમીટી કરવાના કામ આરંભ્યાં હતાં તેજ ધોરણે આગળ ચલાવવાં જોઇએ

હમોને લાગે છે કે, બની શકે તેટલી તાકીદે કમીટી ભરીને મ્યુનિસિપાલિટિના કામ તેઓની સલાહથી ચલાવવાં. જો કે માજી દિવાન સાહેબના હુકમમાં **સલાહકાર કમીટી** એમ લખેલુ છે તોપણ અમોને લાગેછે કે, બહુમતે જ્યાંસુધી કામ ચાલી શકે, ત્યાંસુધી ચલાવવાં જોઇએ. એમ થવાથી રૈયત એક મ્યુનિસિપાલિટિના કામ ઉપર વિશેષ ઉત્સુકતાથી લક્ષ આપશે.

આવતા સાલના બજેટ, કમીટી આગળ આપણુ જલદી લાવીને જરૂરી મદદ આપને સરકારમાંથી જોઇતી હશે તો આપના તરફથી લખાઈ આવવાની કૃપા થવી, એટલે સરકારને વિદીત કરવા ઠીક પડશે. તેજ પ્રમાણે મ્યુનિસિપલ કમીટીના નિયમ કેવા કરવા જોઇએ તે આપણુ કમીટીની સલાહથી ઠરાવીને મ્યુનિસિપલ ખાતા તરફ મંજુરી સારૂ મોકલશો.

પેટામાંની શ્રીમંત સરકાર મહારાજા સાહેબની મીનીટ ઉપરથી જણાઈ આવશે કે સરકારની ઇચ્છા મ્યુનિસિપાલિટિ સારા પાયા ઉપર લાવવાની છે, અને જે વખતે તે સારી અવસ્થામાં આવશે તે વખતે શહેરની સુધારણા વિશેષ થશે એટલુંજ નહીં પણ, લોકોને કેટલાક અધીકાર હાલ નથી તે પ્રાપ્ત થવાનો સંભવ પણ છે. એટલા માટે આપણુ તથા કમીટીની મેમ્બર આ કામ લક્ષ લગાડીને ચલાવશો એવી આશા છે.

તા. ૫ જુન ૧૮૮૬.

(સહી) લક્ષ્મણ જગન્નાથ મહાલાનીહાય સરસુબા.

**નવસારી મ્યુનિસિપાલિટિ**—ઈ. સ. ૧૮૬૩ પહેલાં મ્યુનિસિપાલિટિ જેવું અત્રે કશું નહોતું. જ્યાં જુઓ ત્યાં સડકને બદલે ગઢેરા હતી. મેટલ્ડ રોડને બદલે ધુળના ઢગલામાંથી ચાલવું પડતું. જ્યાં તાતાબાગ હાલ છે ત્યાંથી તો કોઇથી એકલા જવાતું

નહોતુ ઉંચા ટેકડાઓની વચ્ચે ખાણોમા થઇને રસ્તો કાપવાનો હતો તે ખાણોમા ચાર લુટારાની પણ વાસ્તી રહતી મ્યુનિસિપાલિટિની લાઈટ કે પાણી છટકાવ જેવુ કશુ નહોતુ સવત ૧૯૧૯મા મ્યુનિસિપાલિટિ સ્થપાઈ, અને આજે સુધરેલી સરકારના પ્રતાપે નવસારીમા આશરે ૧૦ માઈલ જેટલી પાકી સડકો થયલી છે. અધારી રાતે દીવા બત્તીના ૩૦૦ ઉપર ફાનસો સળગે છે નામદાર મહારાજાએ વડોદરા અને નવસારી એ બેજ શહેરોને મ્યુનિસિપાલિટિના એકસરખા નિયમો લાગુ કર્યાછે મ્યુનિસિપાલિટિના પાચ વૉર્ડ કરવામા આવ્યા છે ૧-થાણા જીલ્લો ૨ મનેસર જીલ્લો ૩-મોટા બજાર જીલ્લો ૪ મોટા પારસીવાડા જીલ્લો અને ૫ ગોલવાડ જીલ્લો શહેર સ્વચ્છતા માટે ૪૦ થી ૫૦ ભગીઓ, ૫ સીપાઇઓ, ૧ મુકાદમ, ૧ ઈન્સ્પૅકટર, ૧ સેક્રેટરી છે તેઓને માથે " સુધરાઈ કામદાર " નામે એક અમલદાર છે જે પર્સનલ નાયબ સુબા છે, તેમનાજ હાથમા એ ખાતુ છે શહેરમા પાણી છટકાવ મુખ્ય ૨૫ રસ્તાઓ ઉપર થાયછે પાણી છટકાવ માટે મુખ્ય ૩ કુવા છે રામબાઇ માતા આગળનો, સ્ટેશન તરફ ઢેડવાડા પાસેનો, અને કાલ્યાવાડી આગળ જુના થાણાના પાછના બાર આગળનો એ ત્રણ કુવા બસ નથી. એક અજબ જેવી બીના નોધવા જોગ છે, કે મ્યુનિસિપાલિટિ બદલ **એક પાઇનો પણ કર લીધા વગર સરકાર પોતે પોતાની પાકીટમાંથી એ બધો તમામ ખર્ચ કરે** છે. કર જેવુ કશુ નથી તો જો કે ટોલ ટૅક્ષ લેવામા આવે છે તે મ્યુનિસિપાલિટિમાજ વપરાયછે મ્યુનિસિપાલિટિની આવક નીચે પ્રમાણે છે—સરકાર તરફથી ગ્રાન્ટના રૂા ૩૬૯૧, જકાતનુ ઉત્પન્ન ૧૦૦૦૦, રખડતા જાનવરો ડબામા દાખલ કરવાના દડના રૂા ૨૨૦, ભાજીમાર્કેટના રૂા ૧૨૪૦, મચ્છી માર્કેટ ( Fish Market )ના રૂા ૧૫૦, માસ માર્કેટ ( Mutton Market )ના રૂા ૯૨, મ્યુનિસિપાલિટિની જમીનનું ભાડુ રૂા ૧૬૦, ઘરોમા નવી બારી બારસાક મુકવામા આવે તેનુ ઉત્પન્ન રૂા ૫૦, તથા બીજી પરચુરણ ઉપજ રૂા ૫૦ એ પ્રમાણે આવક છે, અને ગ્રાટ શિવાય કૃપાવત સરકાર, મ્યુનિસિપાલ ઍસ્ટેબ્લીશમેટ પાછળ લગભગ રૂા. ૭૮૫૦ નો ખર્ચ કરે છે તે તો જૂદો. વળી પબ્લીક વર્કસના કામો પાછળ નવસારી પ્રાત માટે દર વરસે સરકાર દોઢ લાખ રૂપીયા ખરચેછે, અને કોઇ વરસે તો તેથી પણ વધીને બે લાખ સુધી ખરચ કરેછે વડોદરાની બરાબર શહેર લેખે મ્યુનિસિપલ બાબતમા નવસારીને સરકારે શહેર ગણેલુ છે, અને જેમ વસ્તી વધે તેમ ગ્રાન્ટ વધારવા ઠરાવ કરેલોછે પ્રથમ સર ટી માધવરાવે ઇ સ ૧૮૭૭મા દર માણસે ૦ા રૂા ગ્રાન્ટ આપવા ઠરાવેલુ, પણ કૃપાવત મહારાજાએ તા ૧ ૩-૧૮૯૨ ને દીને ૭૦ ૦થી વધારે માણસ થાય તો દર માસે રૂા ૦ાની ગ્રાન્ટ આપવા ઠરાવેલુ છે, છતા અત્રેની મ્યુનિસિપાલિટિ તે પ્રમાણે ગ્રાન્ટ મેળવતી નથી ' ત્યારે આપણી સરકાર આપણા સુખ માટે શુ ઓછુ કરેછે ? કુલ ખરચ ૧૦૯૫૦ સુધીનો સરકાર કરેછે વળી સરકાર ખર્ચ કરેછે, અને સુધરેલા દેશોની માફક તેનો કારોબાર રૈયતના હાથમા સોપ્યોછે. ખત્રી, ગોલા, ઘાચી, કુભાર, ગાડી ભાડે ફેરવનાર વગીકને તો ચુટણીનો હકક આપ્યોછે ' અને કુભાર, ખત્રી, વિગેરે શહેર સમાજ થય શહેર સુધરાઈ વિશે વિચાર ચલાવી તેનો બદોબસ્ત કરેછે હાલ ૨૨ મેમ્બરો છે સુધરાઇ કામદાર, પોલીસ નાયબસુબા, ઍકઝીક્યુટીવ

એન્જીનીયર, સીવીલ સરજન, નવસારી તાલુકાના વહીવટદાર, અને સરકારી નિશાળના વડા શિક્ષક મી. નરભેરામ મણીશંકર જોશી એમ છ મેમ્બરો સરકાર તરફના ચુંટેલાછે, અને મેસર્સ રૂદરજી મોહનભાઇ વકીલ, દેસાઈ મનચેરજી બરજોરજી, મણીશંકર અંબારામ શાસ્ત્રી, મુલ્લાં રહીમમુલ્લાં હામેદભાઈ, નગીનદાસ જીવણજી મારવાડી, ખરશેદજી માણેકજી વછીઆર, કાવસજી હોરમજી દાદાચાંદજી, નનુમીઆં હાજીમીઆં, ઘેલાભાઇ ગોકળદાસ પારખ, કહાન વનમાળી ખત્રી, નવરોજી ફરામજી તંબોલી, બહમનજી શાપુરજી ડેબુ, ફકીરમીઆં અનાયતમીઆં, નવરોજી ચાંદજીભાઇ, રતનજી દુલભભાઇ અને બીબા ભગવાન કુંભાર એ ૧૬ મેમ્બરો રૈયત તરફથી ચુંટી કઢાયલા છે. દર ત્રણ વરસે નવીન ચુંટણી કરવાનો ઠરાવછે. દર વરસે સરાસરી ૨૬ વખત કમિટિને બોલાવામાં આવેછે, ત્યારે સરાસરી ૧૨ વખત કોરમ મળેછે હાલ જાજરૂ વેરો દાખલ થવાથી ભંગી લોકની સંખ્યા બેવડી કરી છે.

સ્લૉટર હાઉસ યાને બકરાં કાપવાનો અલાહીદો વાડો કરવાનું, બજારના રસ્તા પહોળા કરવાનું, મ્યુનિસિપાલ સ્ટોર હાઉસ, બંબાખાનું, મ્યુનિસિપાલ હૉલ વગેરે બાંધવાના તથા ફાયરબંબ રાખવા માટેના કામો ચાલતાં હતાં, તેમાં કેટલીક બાબત હાલના સુબા સાહેબ ખાસેરાવના અમલમાં, અમલમાં આવવા લાગીછે. વરિષ્ટ કોર્ટના જડજ રા. બા. જનાર્દન સખારામ ગાડગીલે નવસારીની સુધરાઇ વિષે કહ્યું છે કેઃ—" **In Navsari the intelligent Parsi Community builds houses and lays out gardens in a style borrowed from Bombay re. claims land from the sea, and turns the course of rivers to irrigate the fields.**

એક શહેરના આવર્દા ૭૫૦ વરસના ગણાયલાછે. પાદર જેવી સ્થિતિ ઉપરથી લગાર કસ્બા જેવી હાલતમાં આવતાં ૨૫૦ વરસ લાગેછે. અને તે પહેલો તબકકો છે. ૨૫૦ વરસ તેને એક શહેર થતાં લાગેછે, તે બીજો તબકકો, અને તેને છેક પડતીમાં આવતાં ૨૫૦ વરસ લાગેછે, તે ત્રીજો તબકો છે. નવસારી હાલ બીજા તબકકાની અધવચમાં આવતી જાયછે. એકસો વરસમાં તો એક મોટું શહેર થઇ પડે એવાં ચિન્હો જણાયછે. લુનસીકુઇના લત્તા તરફ પાછી વસતી વધવાનો સંભવછે. હાલજ ઉત્તરે વેરાવળ, દક્ષિણે "દેસાઇ કૅસ્ટલ" નામનો બંગલો, પૂર્વે કાલ્યાવાડીનું નાકું, અને પશ્ચિમે રેલ્વે સ્ટેશન સુધીનો ૬ મૈલનો ચકરાવો શહેરનો ભાગ ગણાયલોછે. બધા મળીને મુખ્ય મહોલ્લા ૧૧૨ છે. તેમાં મોટા બજારને એક મહોલ્લો ગણતાં તેમાં ૯૦૦ ઘર આવેલાંછે, અને કાજી મહોલ્લો તેથી ઉતરતો ૧૨૫ ઘરનો છે. તેથી ઉતરનો થાણા મહોલ્લો ૧૦૦ ઘરનો છે. એમ ઉતરતા ઉતરતા મહોલ્લા છે. કોઇજ એવુ શહેર હશે, કે જ્યાં એકજ જથ્થે એકજ જ્ઞાતિના અને એકજ ધંધાના કે એકજ કુટુંબના મહોલ્લાઓ નવસારી જેવા હશે. નવસારીમાં તો તમામ પારસીઓ એ ભાગમાં એક જથ્થે વસેછે. ખત્રીવાડમાં ખત્રીઓજ, ગોલવાડમાં ગોલાઓજ, એમ વસે છે; એટલુંજ નહીં પણ એક કુટુંબના ઘણ એકજ મોહલ્લામાં વસે છે, જેમ કે દેસાઇવાડમાં દેસાઇ કુટુંબજ વસે છે.

**દરિયાઇ આયાત અને નિકાસઃ**—છેક પંદર વરસ ઉપર નવસારીમાં દરિયા માર્ગે નીચે પ્રમાણે આયાત નિકાશ થતી હતી. ફક્ત દરીયા માર્ગેજ નિકાશ થતી ચીજોમાં રૂ. ૩૭૯૪નો ઍાલ, રૂ. ૮૬૭૬નો ગૉળ, રૂ. ૮૮૨ના તલ, કેરી, સુરણ, અને આદુ, વિગેરે દરિયાઇ વાર્ષીક ઉપજ રૂ. ૧૩૩૫૩ની થતી. રેલ્વે માર્ગે, અને પગ રસ્તે નિકાશ થાયછે તે તો જૂદીછે. નવસારીમાં દરિયામાર્ગે આયાતમાં રૂ. ૨૮૭૪ના નાલિયેર, રૂ. ૬૯૦નો ખજુર, રૂ. ૧૦૯૯૮ના બાંધકામના સાગલી લાકડાં, રૂ. ૫૭૫ના સાટકા, રૂ. ૫૭૫ના વાંસ, રૂ. ૨૩૦૫નું સુખડ, રૂ. ૭૭૫નો ચુનો, રૂ. ૨૦૭૬ના ઘર બાંધવાના પથ્થર, રૂ. ૨૫૮૨ના ખુમલા, અને રૂ. ૩૦૦૩ને આશરે બીજી ચીજો મળી રૂ. ૩૦૧૮૪ની વાર્ષીક આયાત થતી. રેલ્વે માર્ગે તો જુદી.

### કુદરતી બનાવો.

**આગઃ**—નવસારીમાં આગ લાગવાનો ચાલ જવલેજ છે. સંવત ૧૯૪૦માં સયાજીરાવ મહારાજાની સ્વારી નવસારી પધારી ત્યારે લુનશીકુઇ આગળનો મંડપ સળગી ગયો તે, અને બીજી મોટામાં મોટી આગ કોઇપણ વાર લાગી હોય, તો તે ઇ. સ. ૧૮૯૭માં મોટા બજારમાં લાગી, અને ૧૦ દુકાનો બળી ગઇ, રૂ. ૧૫૦૦૦ સુધીનું નુકશાન થયું. આગ ઓલવવાના સાધન લેખે અત્રેના પારસી લોકો, ચાલતા બુંબાના જેવાછે. અસલતો જુજવીજ આગ લાગી હતી, અને તે નહીં જેવીજ હતી. નવસારીને તેની પોતાની આગે તો કોઇ દિન ખરાબી કીધી નથી, પણ સુરતની આગે નવસારીનું ઘણું સત્યાનાશ વાળ્યું છે. પીંઢારા લુટારાના ડરથી સુરતમાંજ નવસારીના લોકો પોતાના ખત પત્રો, અને જીણસભાવ રાખતા હતા. ઈ. સ. ૧૮૨૨માં તથા ઇ. સ. ૧૮૩૭ ( સંવત ૧૮૯૩ )માં સુરતમાં જે મોટો અગ્નિકોપ થયો, તેમાં નોશાકરાઓનું બહુ બળી ગયું. આજેપણ નવસારીના પુષ્કળ ઘરોના અસલ ખત પત્રો મોજુદ નથી. સરકારમાં વટીક ખત પત્રો માંગતા, "તે તો સુરતની આગમાં બળી ગયાં," એમ જવાબ આપવાનો અહિંઆં શિરેસ્તોજ પડી ગયોછે. મોટા દેસાઈવાળાઓની તમામ જાગીરોના ખત પત્રોની પેટી એ આગમાં બળી ગઇ હશે, એમ કેટલાક વખત વેર માનવામાં આવ્યું, પણ તે ખત પત્રો વગર તેઓની જાગીરો જતી રહેવાનો જ્યારે કટાકટીનો વખત આવ્યો ત્યારે કુદરતે યારી આપી હતી, અને તેનો તવારીખમાં નોંધાયશે એક બનાવ એવો બન્યો છેકે, એક રાતે દેસાઈ એદલજીભાઇના સ્વપ્નામાં તેઓના પુજ્ય પિતા દેસાઇ નવરોજીભાઇ કહી ગયા, કે દસ્તાવેજો વિષે ફીકર કરવી નહીં, તે સઘળા સુરતના નજરઅલી વલીભાઇને ત્યાં અનામત બચેલા છે. એ પ્રમાણે ત્રણ વાર એકજ રાતે એકજ પ્રકારનો સ્વપ્નો આવ્યો, અને વાત પણ ખરી પડી. તે મીઆં સાહેબે દેસાઇને બચાવવા તે પેટી કાઢી લઇ પોતાને ત્યાં બચાવી હતી. તોપણ બીજા પુષ્કળ દસ્તાવેજો એ આગોમાં દેસાઇઓના બળી ગયા હતા.

**રેલઃ**—જ્યારે આગનું નામ નવસારીમાં બિલકુલ જેવું નથી, ત્યારે રેલ દર વરસે આવેછે. સાલ્હેર મુલ્હેરના પાણીથી પૂર્ણા નદિ ઓલ ઓલતાં જળમય થઈ જાયછે. ઈ. સ. ૧૭૮૧-૮૨માં મોટી રેલ આવી હતી ત્યારે મહોલ્લાઓમાં હોડીઓ ફરતી થઈ હતી. તેવીજ મોટી રેલ ઇ. સ. ૧૮૮૧ તથા ૧૮૮૩માં આવી હતી. તે વેળાએ

પણ પારસીવાડાઓમાં હોડીઓ ફરી હતી. મેહેરજીરાણા લાયબ્રેરીના નાક આગળ, અને દેસાઈવાડની અધવચમાં, સાંગાવાડમાં પૂર, અને તરાઉતામાં છેકવેર, તથા બજારમાં ભાજી મારકીટ સુધી, અને થાણા સુધી રેલના પાણી આવ્યા હતાં. તે રેલને લીધે આખો સાંગાવાડ પડયો, અને નવેસર બંધાઇ ગયોછે. છેક છેલ્લાં ચાર વરસ ઉપર તેવીજ મોટી રેલ અત્રે આવી હતી. પણ પૂર્ણા નદિએ ઉતર તરફ પોતાનો બીજો રસ્તો પણ હાલ શોધેલો હોવાથી જોર જણાયું નહોતું.

**પુછડિયો તારો**—નવસારીમાં ઈ. સ. ૧૮૫૭માં અને પછી ઈ. સ. ૧૮૮૧-૮૨ માં આકાશ ઉપર મોટી સાવરણી જેવાં પુછડાં સાથનો પુછડિયો તારો જણાયો હતો. અને ઈ. સ. ૧૮૬૩માં મોટું સુર્યગ્રહણ થયું હતું. ઈ. સ. ૧૮૭૯માં મોટો ધરતીકંપ અત્રે થયો હતો, પલંગપર પોઢેલા પડી ગયા હતા. રસ્તે ચાલતાં લોકો ચકરી આવી પડી ગયાં હતાં. ઘણાં ઘરો તેથી જોખમાયાં હતાં.

**માતાનો કોપ**—ઇ. સ. ૧૮૯૬થી મુંબઇમાં બ્યુબૉનીક ફીવરની મરકી શરૂ થઇ તે વેળાએ માત્ર નવસારીજ એવું શહેર નિવડયું, કે જ્યાં એકપણ સ્થાનિક કેસ મરકીનો બન્યો ન હતો. ખુદાનું ધારેલું તેજ થાય, પણ તેમાં માનવીના પ્રયત્નની જરૂર પણ ના પાડી શકાય નહીં. અત્રેના રાજ-પ્રજાહિતવર્ધક સુબાસાહેબ ખાસેરાવના ચાંપતા ઉપાય મરકી અટકાવવાને માટે ચાલ્યા. તે ઉપરથી માતાનો કોપ, જે ૨૫ વરસ પહેલાં અત્રેના ગોલવાડમાં પુર જોશમાં ચાલ્યો હતો, તેજ અત્રે ઉભરી નીકળ્યો. ગોલવાડમાં ઘેરઘેર ધુણનારીઓ નીકળી. લગભગ ૬૪ જણીઓ તેમાં ઘાંચણ, ધોબણ, મોચણ, ગોલણ, વિગેરે ન્યાતિઓ પૈકીની સ્ત્રીઓને માતા આવી, અને કંઇ કલ્પના નહીં થઇ શકે એવી અજબ જેવી રીતે તેણીઓ કલાકો અને દહાડાઓની ગણત્રી સુધી પોતાની ડોકીને ધડ ઉપર ફેરવ્યા કરતી હતી. અંગ્રેજ લોકોમાં **સેંટ વીટસીસ ડાન્સને** મળતી આ ધર્માંધ ઝનુનની અસર છે. કેમકે તેમાંની કેટલીકોને સત્તાવાળાઓએ ઢોંગ માની આતશ ઉપર વટીક ચલાવી જોઇ હતી. એ માતા હલકી વર્ણોના લોકમાં આવવાનું કહેછે. ૨૫ વરસ ઉપર પણ એજ કોપ ચાલ્યો હતો. ગોલવાડના વડ આગળના માતાઓના થાનક આગળ હંમેશાં, એ ધુણવાનો વા લાગેલી સ્ત્રીઓ ધુણેછે. ગામેગામથી વહેમી લોકોનાં એ ટોળાં એ માતાનો કોપ જોવા અત્રે આવ્યાં હતાં. તે માતાઓ ભવિષ્ય વાણીઓ ધુણતાં ધુણતાં કહેતી હતી. સાલ આબાદ થશે કે નિષ્ફળ જશે, તે તેણીઓ જણાવતી. વરસાદ કેવો થશે, ધાન્ય કેવું પાકશે વિગેરે સુખ દુઃખોના ભવિષ્ય પુછે તેટલાં કહેતી હતી. કેટલીકો હાથમાં આતશના કકડા લઇ ચોળી નાખતી. એ વિગેરે પુષ્કળ ચેટક ચાલ્યું હતું. પાછળથી પોલીસે એ માતાઓને ધમકી આપી ઉઠાડી મેલી હતી. તેમ ન થયું હોત તો લાંબો વખત સુધી તેમજ ચાલત. કેમકે લોકો ધંધાધાપો છોડી તે ઉપરજ પડયાં હતાં.

**દુકાળનો કાળ**—ગુજરાતમાં અને તેથી કરીને આપણા નવસારીમાં મુખ્ય ત્રણ દુકાળો પડયા હતા. સડતાળો, સાહડો, અને અગણોતરો, એવા ત્રણ દુષ્ટ કાળો નવસારીએ દીઠા છે. સંવત ૧૮૪૭ (ઈ. સ. ૧૭૯૦)માં પડેલા દુકાળને સડતાળો, સંવત ૧૮૬૦ (ઇ. સ. ૧૮૦૪)માં પડેલા દુકાળને સાહડો, અને સંવત ૧૮૬૯ (ઇ. સ.

કે ગણે બજેરાં વરના થાજના જેવા હોય એવાં ઝાડના થડ દેખાવા લાગ્યાં. મારવાડ પુરૂં કરીને એ તીડ ગુજરાતમાં દાખલ થયા, તે નર્મદા લગી આવ્યા, અને ૧૮૧૨ ના ચોમાસા અગાઉ નાબુદ થઇ ગયા. મારવાડમાં વરસાદ પડયો નહીં તેથી મારવાડના બહુ લોકો ગુજરાત આવ્યા. તેમના પગનાં આવતાંજ ૧૮૧૨ માં ગુજરાતમાં વરસાદ પડયો નહીં, તેથી ગુજરાતને, ગુજરાતી અને મારવાડી બેતું પોષણ માથે પડયું. ભાવ વધતા ગયા. પૈસાદાર લોકો ઘરમાં દાણો ભરતા ગયા, પણ મારવાડીઓ બહુજ સંતોષી કે ટુકડો મળે તે પરજ સંતોષ માન્યો. તેમની પાસે પૈસા મળે નહીં તેથી મજુરી જાગે એવાં બાંધકામ ઉભાં કર્યાં; પણ કોણ જાણે હરામખોરીથી કે પછી હમેશ સખાવતનો દાણો મળવાને ભરોસે કોઇ મજુરીએ લાગ્યા નહીં. હવે દાણો છેક મોંઘો થયો. મારવાડમાં ભુખમરો પડવાથી લોકો અહીં નાસી આવવા લાગ્યા, અને દરેક મોટા જાહેર રસ્તાપર ઝાડ નીચે ટોળે ટોળાં પડવા લાગ્યાં. રોગ અને મરકી વધી પડી. તે વખતે મારવાડીઓ પડતા ત્યાં મરતા, અને કોહીને ગંધ ઉડતી તોપણ તેને કોઈ ઠેકાણે પાડતા નહીં. આ ગંધથી મરકી વધતી. વડોદરામાં સરકારે મુડદાં ઠેકાણે પડાવ્યા છતાં ઘણાં મોત થયાં તો બીજી ગાયકવાડીમાં જ્યાં ઘણું અંધેર ત્યાં કેટલાં થયાં હશે ! અમદાવાદમાં આ કાળથી ૧૦૦,૦૦ માણસ મરણ પામેલાંનો અડસટ્ટો નીકળ્યો હતો. વસ્તી અડધી થઇ ગઇ હતી. કેટલાંક ઘરે તાળાં દેવાયાં. કેટલાંક ખાલી થઈ ગયાં. નાસવાનો પણ ઈલાજ ન હોતો. મરણ એટલાં ઉપરા સાપરી થયાં, કે શેહેરમાં બળતણ ખુટયું ત્યારે ઘરના દાંડા બાળી મુડદાં બાળ્યાં; તે પણ પુરતાં મળ્યાં નહીં. અડધાં બળેલાં મુડદાં સાબરમતીને કાંઠે રખડતાં. તે બતાવતું કે પોતાના વહાલાને ઠેકાણે પાડવાની પણ તક ન મળી તો હાદેશો કેવો મોટો હશે. એ શહેરમાં રોગે જે ખરાબી કરી તે એક ગજબ જેવી હતી રોગ વિના એકે ઘર ખાલી નહીં. કુટુંબને કુટુંબ ઘસડાઈ ગયાં. બાળીને આવે તે પહેલાં ડાઘુઓના કામ તૈયારજ. અંતે એટલાં મોત વધ્યાં કે, મરદોના આશરા લાગ્યા નહીં. બાળવા ગયનાનેજ બાળવાનો વખત આવ્યો. તેથી મરદોને ઠેકાણે ઓરતો ડાઘુ તરીકે મુડદાંઓ લઈ જતી, અને અગ્નીદાહથી સંતોષ માની આવતી. જે ધર્મ ક્રિયા મરદ વિના થાય નહીં, તે ઓરત કરે; અને આખરે ઓરત પણ કરનાર ન મળે, એના જેવો ગજબ, હે ઇશ્વર ! હવે પછી ન પડશો." સુરતની તવારીખના કર્તા મી. એદલજી પટેલે એ વિગેરે ઘણા બ્યાન આપ્યાં છે.

એ પછી ઇ. સ. ૧૮૩૩ માં આ જીલ્લામાં દુકાળ નહીં પણ મોઘવારી થઈ હતી. આજે રેલ્વેની દોલત એવા કરડા દુકાળનો ડુઇ કાળ વહી ગયો છે. ઇ. સ. ૧૮૯૭ માં ભારે દુકાળ પડયો, ત્યારે નવસારીમાં તેની ઝાઝી અસર જણાઇ નહીં, તોપણ "શ્રી નવસારી મોઘવારી ફંડ" સ્થપાયું. અને તા. ૧ જુલાઇ ૧૮૯૭ થી તા. ૧૦ અકટોબર ૧૮૯૭ સુધી ગરીબોને સસ્તા અનાજ આપવાની દુકાન નીકળી હતી. ખાન સા. કાવસજી. ડૉ. દાદાચાંદજી, મેસર્સ ન. ફ. તંબોલી, માણેકલાલ. શી. વકીલ, રૂદરજી. મો. વકીલ એઓ સાથે મળીને રા. બા. ખામેરાવજીના આશ્રાથી ફંડ રૂ. ૭૦૩૩ સુધી ભેગું કર્યું. એ અરસામાં ૯૭૮૪ મણ અનાજ ખપ્યો, તેમાં મોંઘો અનાજ

લાવી ગરીબોને સરતે ભાવે વેચતાં નુકશાન રૂા. ૪૨૦૦ ગયું, અને તોપણ ફંડ વધ્યું છે. વળી પારસીઓ માટે એલાહીદું ફંડ થતાં ૩૬૫૨ રૂા. ભરાયા તેમાંથી ત્રણ વાર ગરીબ પારસીઓને ઘર બેઠાં અનાજ પુરૂં પાડવામાં આવ્યું હતું.

તેમાં નવસારીના પારસીઓએ રૂા. ૩૦૪૦, મુંબઇના તા. ચીનના પારસીઓએ રૂા. ૧૭૭૮, હિંદુઓએ રૂા. ૧૮૩૫, અને મુસલમાનોએ રૂા. ૩૮૦ ભર્યા હતા.

## નવરંગ નવસારી.

નવરંગ એક સુરંગ અને સુંદર શબ્દ છે. પણ નવસારી માટે તે આબાદ લાગુ પડતો છે. નવરંગનો અર્થ નવો રંગ કરવા સાથે નવ રંગવાલો, અહિં વધારે બંધબેસતો છે. નવસારીમાં ઘણી ચીજો નવ ના આંકડા ઉપર છે. નવસરેહ અને નવસૈયદો વિષે તો આપણે કહી આવ્યા છીયે. નવસારીના આપણે જે અર્થો કરી આવ્યા તે હજુ જાણે ઓછા હોય તેમ, સંસ્કૃત **नव सर** ઉપરથી નવસારી નામ પડયાતું પણ જણાવામાં આવે છે. સંસ્કૃત **नव**=૯, અને **सर**=તળાવ. તે ઉપરથી ૯ તળાવવાળું શહેર તે ઉપરથી **नवसरी** કહેવાય છે, એમ કહે છે,* આ શહેરમાં પ્રથમથી ૯ તળાવો છે. ૧–દુધ્યું, ૨–શરબત્યું, ૩–ગાંગડયું અથવા વાગળ્યું, ( જે જુના થાણાના બાગની પુર્વે આવેલું છે. ) ૪–નાગતલાવડી, ૫ કાલ્યાવાડીવાળું, ( ચોકીની પાછળનું, ) ૬–તરાઉતાવાળું, ૭–બેસાત ખાડાવાળું; ૮–વેરાવળવાળું, (વેરાવળની પુર્વે) અને ૯ માલી વાડીવાળું, (વેરાવળ જતાં પશ્ચિમે.) એ પ્રમાણે ૯ તળાવ છે. એ પૈકી કેટલાંક સુકાઇને પુરાઈ જવા આવ્યાં છે.

વળી નવસારીથી બહાર ગામ જવાના નવ નાકાં યાને નવ રસ્તા છે. ૧–જલાલપોર જવાનું નાકું, ૨–ગણદેવીની ચોકી (યાને ગણદેવી જવાનો " દશેરા ટેકડી "ને નામે ઓળખાતો ભ.ગ ( લુનશીકુઇની પાછળનો ), ૩–ગણદેવી જવાનો બીજો ફાંટો લુનશીકુઇની આગળનો કાગદીવાડના નાકાંને નામે ઓળખાતો રસ્તો, ૪–સુરત જવાનું બેસાતખાડાવાળું નાકું, ૫ કાલ્યાવાડીનું, ૬–વીરાવળવાળું, ૭–આશાપુરી તરફનું, ૮–સુરત જવાનું દાંડીવળવાળું, અને ૯–કાછીઆવાડીવાળું, એ પ્રમાણે નવસારીના નવ નાકાં યાને નવ ભાગળ ગણાયલાં છે.

વળી નવસારીના નવ બજાર ગણાય છે. જેમાંના ઘણુંકતો હાલ ઉડી ગયલાં છે. ૧–હાલના કુંભારવાડમાં પટવાવાડને નામે ઓળખાતું અમલમાં બજાર હતું, જે તે વેળાએ મોટું બજાર ગણાતું ( ઉડી ગયું છે. ) ૨–હાલનું મોટું બજાર અથવા

---

*ઇમ્પીરીઅલ ગેઝેટીઅર ઉપરથી તારીખે સાહાને ઇરાનમાં નવસારીનું નામ ઇ. સ. ૧૫૦ માં "નરસીપા" હતું, એમ પ્રખ્યાત ભુગોળ શાસ્ત્રી ટોલેમીના નકશાને આધારે જણાવવામાં આવ્યું છે. આપણે કદાપિ કબુલે કયે, કે નરસીપા તેજ નવસારી હશે, કેમકે નવસારીના અક્ષાંશ રેખાંશ નરસીપાને મળતાં આવે છે, તો લેકે તે વખતે નવસારીની હદ ઘણીજ મોટી લંબાયલી હોવી જોઇએ; પણ તે ઉપરથી એમ નથી ઠરતું કે નવસારી નામ નરસીપા ઉપરથી પરેલું છે. નવસારીના આગળ જુદાં જુદાં ૬–૭ નામો હતાં, તેમ વળી તેની આગમચ એ ભુમીનું " નરસીપા " નામ હોય, પણ તે શબ્દ ઉપરથી નવસારી થયું નથી. બીગ્સ સીટીઝ ઑફ ગુજરાતથી વધારે ખુલાસો થાય છે.

જાદવરાવે જાદે કરેલું "જાદવ બજાર" (હાલ છે.) ૩-પાંચ હાટડીનું બજાર (હાલ છે) ૪-થાણાવાડના મોચીવાડ આગળનું જુત્યાવાડવાળું બજાર. (જેનો કંઈક ભાગ હજુ છે.) ૫-તરાવતાંનું બજાર (હાલ છે.) ૬-કાહારવાડાનું બજાર (હાલ છે.) ૭-ગોલવાડનું બજાર (અગાઉતો મોટું બજાર હતું, હાલ ત્યાં અનાજ શિવાય બીજું વેચાતું નથી.) ૮-ફતેહખાનના કુવા આગળનું સતાપીરનું બજાર (હાલ થોડુંક રહેલું છે.) અને ૯-ખત્રીવાડનું બજાર (હાલ કંઈક નિશાન છે.) એ પ્રમાણે નવસારીના "નવ બજાર" ગણાયલાં છે. વળી કોઈ તો નવસારીના અસલ ૧૪ બજાર હોવાનું જણાવે છે..

વળી "નવ ડાળી વડ"ને લીધે નવસારી વખણાયલી છે. આશાપુરાંના મંદીરમાં એક ગજાંવર વડનું ઝાડ છે, જેના ઉપરથી જૂદા જૂદા અને છુટા છુટા બીજા નવ વડ એકજ થડ ઉપરથી ઉગેલા છે, જેની માનતા વટીક લેવાય છે. એ વડ-મંડળ જોવા લાયક છે.

## આબકારી સીસ્ટમ.

આબકારી શબ્દ અજબ જેવી ખુદરતી બનાવટથી બનેલો છે. આગળતો નવસારીમાં એ શબ્દની હસ્તી પણ નહોતી. એ શબ્દ ફારસી ભાષાનો ગણો, કે સંસ્કૃત ભાષાનો ગણો, તો તે બેઉના છુટા છુટા તેમજ સામટા અર્થો એકજ તરાહના અને એકજ શબ્દના છે. ફારસી આબ=યાને પાણી; અને કારી=કરદન કરવું તે ઉપરથી કાર શબ્દ થયો, અને તેનો કારી થયો, યાને કે પાણીને ગરમી લગાડી જંતરથી ગાળવાનું કામ કરવાની રીત. સંસ્કૃત પ્રમાણે અપ્=પાણી; અને કૃ=કરવું તે ઉપરથી પાણીને જંતરથી ખેંચવાનું કામ. સબબ આબકારી, આપકારી, કે અપકારી એ બધા શબ્દ એકના એક છે.

આગળતો લત્તે લત્તે દારૂ ગાળવાની ભઠ્ઠીઓ હતી, અને જેને જેમ ગમે તેમ પોતપોતાને માટે મણના મણ દારૂ, વગર ફી ભર્યે ઘર આગળ ગાળી જેમ ગમે તેમ અને જેવો સોજો ગમે એવો મન માનતો દારૂ પીવાનો મળતો. તે ઘરગતુ ભઠ્ઠીઓમાં દારૂ ગળાતો, ખોકડા કપાતા, અને ત્યાંજ ગોલા, ઘાંચી વગેરેની ઉજાણીઓ ચાલતી હતી. ત્રણ રૂપીયામાં સોજો મસાલાનો મણ દારૂ પીવા મળતો. કેરી વસાણાં જેવાકે દારૂ, તાડી, ભાંગ, ગાંજો, એ વસ્તુઓ ઉપર કાંઈ કર કે જાપતો કે જકાત જેવું અસલ નહોતું. નવસારીમાં અફીણ તો જુજ આવતું હતું, અને તેના ઉપર કર પણ જુજ હતો. લોકો સસતાં સોજાં મહુડાં મળે તે ચોખા દાળની માફક ભરી રાખતાં, અને પોતપોતાના લત્તા ઉપર તે ગળાવી લાવતા. વરસોનો જુનો દારૂ ભરી રાખવાનો ચાલ હતો. ઘણા મહોલ્લાઓમાં તો મહુડાંના પાણીની ગલીચીઓ જારીજ રહેતી. તાડીતો જાણે કુવામાંથી પાણી કાઢી લાવવાનું હોય, તેમ સૌ સૌ પોતપોતાની જગાઓમાંથી તાડી કાઢી લાવી પીતા. વળી ઘણાકો તો પોતાના ઘરના ખપજોગી તાડી નીકળે એવી ખજુરી પોતાને પાછલે બાર રોપતા. તાડી અને કોદરા કે વાળની ઉજાણીઓ હલકી વર્ણના હિંદુઓમાં વિશેષ હતી. દારૂના પીઠાંઓ પણ હતાં, અને દુબળા, નરડા, કોળી, વિગેરે વર્ણોનો તે વેળાનો રાજા તે પીઠાંદારજ હતો. તે પીઠાંદાર ગામમાં ડાહ્યો માણસ ગણાતો. ગોલા ઘાંચીઓ સૌ ઘરસંસાર કે ન્યાતીના કજ્યા માટે પીઠાંદારની સલાહ અને

બીલીમોરામાં ૧ મળી આખા પ્રાંતમાં વિલાયતી દારૂની ૫ દુકાનો છે. આબકારીના ગુન્હા દર સાલ ૧૩૧ સુધી થાયછે. ૨૫ પ્રુફ અંદરનો દારૂ જાદેમાં જાદે ૪ આને શેર વેચાયછે, અને તાડી કમીમાં કમી ૪ પૈએ શેર તથા જાદેમાં જાદે ૫ પૈએ શેર વેચવા ઠરાવેલુંછે. દેશીદારૂની દુકાનો નવસારીમાં ૩૫ છે, અને તે મળી આખા પ્રાંતમાં ૩૨૬ ચાલુછે, તો જો કે ૪૫૫ દુકાનો ઉઘાડવા ઠરીછે. ખજુરાંનાં તાલુકાના રૂ. ૧૬૭૫૧ અને આખા પ્રાંતના રૂ. ૪૬૦૦૦ સુધી આજે ઉપજેછે. અફીણની દુકાનો આખા પ્રાંતમાં ૩૨ છે. અફીણ ખાતું ઈ. સ. ૧૮૮૧ થી શરૂ થયુછે. *

એ સઘળાં ઉપરથી નવસારી પ્રાંતમાં કેફીપણું કેટલું છે, તેનો સામટો ખ્યાલ થશે, પ્રથમ દારૂ તાડીનો ઇજારો સુરતવાલા આગળ નવસારીમાં ચારપુલ આગળ દારૂ ગાળવાની મોટી ભઠ્ઠી શેઠ રતનજી નાનાભાઈ દેસુની હતી. તેઓને સરકારે બોલાવીને દારૂનો ઇજારો લેવા કહ્યું, પણ તેઓએ સાફ ના પાડી કે દારૂ મોંઘો વેચવો પડે અને લોકોની ગાળો ખાવી પડે. જેથી તેઓએ તથા નવસારીના બીજા પારસીઓએ ઇજારો લેવા ના પાડવાથી શેઠ બેજનજી ખરશેદજી દુમસ્યાએ દર વર્ષે રૂ. ૧૦,૦૦૦ થી રાખેલો, તે ૧૫ વરસમાં તો વધીને પાંચ ઘણો થઇ ગયેલોછે. તે ઉપરથીજ કેફીપણાં વિશે વિચાર કરવાનોછે. તોપણ આપણું ગાયકવાડી રાજ "ધરમ રાજ" અથવા સર. ટી. માધવરાવના બોલોમાં Dominion of Charity માં ધરમ એટલે દાન અને ધરમ એટલે દીનઇમાન ઉપર કેટલું લક્ષ્ય ધ્યાન અપાયછે, તેનો એટલો જ દાખલો બસ થશે, કે નવસારીના પારસીઓની અરજ ઉપરથી તેઓને માટે જ સરકારે એક ખાસ કાયદો કરેલોછે, કે પારસીઓને પોતાના ધર્મ ક્રિયામાં વાપરવા સારૂ ચોખ્ખો દારૂ પોતાને હાથે ગાળી લઈ જવાની છુટ છે. આ હકનું રક્ષણ, હિંમતનું હથિઆર અને ખંતનું પૂતળું એવો મરહુમ નર બેહેદીન હોરમજી આશાજી હવાલદાર, મરતી ઘડી સુધી કરતો હતો. તેના રૂહ ઉપર હજાર દરૂદ હોજો. તેના મરણ સાથે તેની જાહેર હિંમતનો વારસો પોતે સાથે લઈ ગયેલોછે.

---

## પ્રકરણ ૯૦ મું. સુબાઓ અને તેમના કામો

---

ખાલસા ( British )માં જે રેવન્યુ કલેકટર કહેવાયછે, તે ગાયકવાડીમાં સુબો, અને રેવન્યુ કમીશ્નર તે સરસુબો કહેવાયછે. સુબો એ શબ્દ ઍરેબ્બીક ભાષાનો છે, અને તેનો અર્થ પ્રાંત અથવા જીલ્લો થાયછે. તેમજ પ્રાંત તથા જીલ્લાના ઉપરીને પણ સુબો કહેછે. નવસારીમાં મોગલાઇ અમલ ચાલ્યો ત્યારે મહેલો પછી ગાળે ગાળે સુબેદાર

* ઉપલી હકીકત સાલ ૧૮૯૭ નીછે. હવે તો સરકારી આવક વધી ગઇ છે અને દારૂ તાડીના ભાવો પણ વધી ગયાછે. દીનપર દીન લોકોમાંથી દારૂ તાડીનું પીણું કમતી કરવાના ઇરાદાથી યા તો મહેસુલ વધારવાની મતલબથી સરકારે એનો ભાવ મોંઘો કરવા માંડયો અને આજે ૨૫ પ્રુફનો દારૂ ૧॥ॾ બાટલી અને ૬૦ પ્રુફનો ૦॥ॡ બાટલી વેચાય છે. તાડી પણ ૨॥ થી ૩ રૂપિયે મણ વેચાય છે.

થઈ ગયાછે. સુબેદાર એટલે પણ સુબાજ. ગાયકવાડી અમલ જ્યારથી શરૂ થયો ત્યારથી નવસારી પ્રાંતને માટે એક સુબો નિમાવા લાગ્યો, અને તેનું સદર સ્ટેશન ( Subayat અથવા Collectorate ) તે વખતથીજ નવસારી શહેર ઠરેલું, તે આજ સુધી છે. જ્યારે નવસારી મહાલ ઇજારે અપાતો હતો, ત્યારે પણ સુબો તો હ તોજ હતો. પ્રજા હિતવર્ધક સુબાઓને લોકો દેવતા માફક પુંજતા માધવરાવ બાબા ઉર્ફે **બાબા સાહેબ** સુબાની દર અઠવાડિયે એકવાર આશાપુરીના દર્શન માટે સ્વારી નીકળતી, તે વેળાએ તે સુબાના દર્શન કરવાના અભિલાષી સૌ લોકો તૈયાર થઇ, બજારમાં ઉભા રહેતા, અને પુન્ય ભક્તિભાવથી દર્શન કરી નમન કરતા. દશેરાની સ્વારીમાં સુબાનું દર્શન તો જરૂરજ કરવાની લોકો ધાર્મિક ફરજ સમજતા. એજ પ્રમાણે તેઓના બાહોશ બેટા પ્રજાપ્રિય સુબા **બાલાસાહેબ**ની સુબાગીરી પણ લોકોથી પુજાતી હતી. બાબાસાહેબ સુબા અત્રેજ મરણ પામ્યા હતા, તેમની પાયદરતે પારસીઓ વટીક ગયા હતા. એજ સુબા અત્રે મરણ પામ્યા. **હરબાજી ખંડેરાવ** બીજા મરણ પામનાર સુબા હતા. ઇ. સ. ૧૮૭૬થી આ રાજ્યની નવી કારકિર્દિ શરૂ થઈ તે પહેલાં, નારાયણ વાસુદેવ ખારકર–નારાયણ રઘુનાથ–શીવાજીરાવ ખાનવેલકર ( એ સુબા ઠરેલા છતાં તેણે સુબાગીરી પોતે ન ચલાવતાં, કૃષ્ણાજી ભીખાજી, ભીંવરાવ રામચંદ્ર, બંદુસાહેબ, નારાયણ રઘુનાથ, એઓના હાથથી સુબાગીરીનું કામ લીધું હતું. ) બાલાસાહેબ, માધવરાવ બાબા, ગોપાળરાવ મૈરાળ, ગુલામકાદર, બળવંતરાવ યશવંત, નારાયણરાવ રઘુનાથ, મૈરાળ નારાયણ, હરબાજી ખંડેરાવ (સંવત ૧૮૮૬થી ૯૧ને આશરે), જીવાભાઈ (સંવત ૧૮૯૧થી ૮૬ને આસરે), હરબાજી ખંડેરાવ (સંવત ૧૮૭૬થી ૮૧ને આસરે), અમીન સાહેબ (સંવત ૧૮૭૧થી ૭૬ને આસરે ), હરબાજી ખંડેરાવ કુમાવિસદાર ( સંવત ૧૮૬૬થી ૭૧ને આસરે ), કચો આત્મારામ તાત્યા ( સુબ વતી કામ કરનાર, સંવત ૧૮૬૩થી ૬૬ને આસરે ). એ પ્રમાણે સુબાઓ થઇ ગયાછે. તેમાં કેટલાક તો બબે ત્રણ ત્રણ વાર ફરી ફરી સુબા થયાછે. **લક્ષ્મણ જગન્નાથ**–વડોદરા રાજ્યની જુની કારકિર્દિના મરણ વખતે, દિવાન દાદાભાઈ નવરોજી, મરહુમ લક્ષ્મણ જગન્નાથને લાવ્યા હતા, અને રાજા સર. ટી. માધવરાવે નવીન કારકિર્દીનું બી રોપ્યું ત્યારે નવસારીને લાયક સુબા લેખે, તેમણે લક્ષ્મણરાવને શોધી કાઢી અત્રે મોકલ્યા હતા. એમની કારકિર્દિ સંવત ૧૯૩૧થી ૩૫ સુધી રહી. નવસારી પહેલાંથીજ નવીસારી તો હતીજ, પણ એ સુબાએ નવી નવસારી બનાવી. સુધરેલી ઢબ ઉપર પાકી સડકો બંધાવી. મ્યુનિસિપાલિટિનો દમામ વધાર્યો. દવાખાનું, હૉસ્પીટલ, (૧૮૮૦) ૧૮૮૨માં થયેલી પબ્લીક ઑફીસો, ૧૮૮૦ માં જેલ, ઇ. સ. ૧૮૭૮માં તૈયાર થયેલી મારકીટ વિગેરે કામો આરંભી નવસારીમાં સુધરાઇનું પૈડું ચાલુ કરી, જતી વેળા એટલુંજ કહી ગયા, કે એ પૈડાંમાં કોઇ અચ્છો તેલ પૂરનાર આવશે તો ગાડું ઝડપથી ચાલી આ નગરી સુંદર શહેર થશે. એઓએ ઘરવેરો કરવાની કોશિષ કરી હતી, તે પાછળથી માંડી વાળવી પડી હતી. લોકોનો એમના તરફ અતિ ચાહ હોવાથી લોકે એમની અને એમના પત્નિની યાદગારીમાં **લક્ષ્મણલાલ** તથા **સીતાબાઇ ટાવર** પોતાને પૈસે બાંધ્યાં છે. વળી દુધિયા તળાવ ઉપર એક સરકારી બાગ પણ તેઓની યાદગારીમાં " **લક્ષ્મણ બાગ** "ને નામે યાદગાર છે.

લક્ષ્મણરાવ પછી **ત્રીંબકરાય વૃજરાય** પહેલી વાર સુબા થઇ અત્રે આવ્યા હતા. (સંવત ૧૯૩૫ થી ૩૬) તે પછી **ગણેશ શીતારામ શાસ્ત્રી** પહેલી વાર સુબા થયા. (સંવત ૧૯૩૬ થી ૩૯ સુધી). એઓના વખતમાં આબકારી સિસ્ટમ થવાથી લોકોના અતિ અણગમામાં એઓ આવ્યા હતા. એઓના વખતમાં સ્ટેશન ઉપરની ધર્મશાળાનું નક્કી થયું. તે પછી **રામચંદ્ર ગોપાળ દેશમુખ** પહેલી વાર સુબા થયા. (સંવત ૧૯૩૯ થી ૪૦ સુધી.) એઓની કારકિર્દિમાં સંવત ૧૯૪૦માં નામદાર સયાજીરાવ મહારાજની સ્વારી અત્રે આવી, અને લુનશીકુઇના મેદાનમાં રૈયત તરફથી આવકાર દેવા શુશોભિત મંડપ નાખેલો હતો, ત્યાં માનપાન થઇ રહેવા બાદ આતશબાજી સળગતાં માંડવામાં આગ લાગી તે બળી ભસ્મ થયો હતો, અને ફરનીચર વિગેરેની ખરાબી થઇ હતી, જેની કિમ્મત દયાળુ મહારાજાએ પોતે બધાઓને આપી હતી. તે પછી **લલ્લુ કશનદાસ** સુબા થયા. (સંવત ૧૯૪૦ માં દશ માસ) ત્યાર પછી **રાવજી વિઠ્ઠલ** સુબા થયા. (સંવત ૧૯૪૨ માં દસ માસ.) અત્રેની સરકારી અમલદારોની "નવસારી કલબ" એઓએ સ્થાપિ હતી. તે પછી **પીતાંબર જેઠા** સંવત ૧૯૪૨માં ૪ માસ રહ્યા. તે પછી સંવત ૧૯૪૩ માં પાંચ માસ સુધી **અંતાજી ગંગાધર** પહેલી વાર થયા. તે બાદ પાછા **ગણેશ શાસ્ત્રી** સંવત ૧૯૪૩-૪૪ માં બીજી વાર થયા. તે પછી સંવત ૧૯૪૪ માં **પીતાંબર જેઠા** પાછા થયા. તે પછી **રામચંદ્ર વિઠોબા ધામણાસ્કર** સંવત ૧૯૪૪ થી ૪૬ સુધી સુબા રહ્યા. તે બાદ **બળવંતરાવ સખારામ કિર્તને** સંવત ૧૯૪૮ માં સુબા થઇ ગયા. પછી **કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાંદજી** સંવત ૧૯૪૭ થી ૪૮ સુધી થયા. નવસારીનાજ જન્મેલા, નવસારીનીજ રૈયત પૈકી નવસારીમાંજ ઉધરેલા શિખેલા, નવસારીનીજ સ્કુલના શિક્ષક, અને પહેલ વહેલા પારસી એવા જો કોઇ પણ નોશાકરા અત્રે સુબા થયા હોય, તો તે એઓજ થયા છે. હાલનું નવું લુનશીકુઇ, તથા હાલના નવા બંગલાઓનો જે લત્તો નવા ફેરફારોથી મહાલી રહ્યો છે, તે એઓની ફત્તેહમંદ કારકિર્દિનું પરિણામ છે. ઢેડવાડો ખસેડીને નવી બલિહારી લુનશીકુઇ ઉપર એઓથી થઈ છે. કેટલાકોએ તો તેને "કેરસાસ્પ ફળીયાં"નું પણ નામ આપ્યું હતું. અત્રેનો લક્ષ્મણ હોલ ઉઘાડવાનો સમારંભ એમને હાથે થયો હતો અત્રેની ફીશ મારકેટ એઓના વખતમાં બંધાઇ હતી. સડકો નવેસર ખણાવી, લેવલમાં લાવવાનું કામ એઓની કારકીર્દીમાં બજાવ્યાથી બજારની દુકાનોમાં વરસાદ દહાડા ભરાઇ જતાં પાણીનો અટકાવ થયો. બધા કરતાં રૈયતના લાભનું એઓનું એક કામ યાદગાર રહી ગયું છે તે એકે, આ પ્રાંત પૈકી નવસારી-ગણદેવી-પલસાણા-કામરેજ-અને વેલાછા એ પાંચ તાલુકાઓની નવીન જમાબંદી સેટલમેંટ જે સંવત ૧૯૪૯ થી શરૂ થઈ, તેનો રિપોર્ટ એમની સલાહથી થયો હતો, અને તેથી રૈયતને આથે દર વિંઘે વધારેમાં વધારે રૂા. ૨૫ નો દર હતો, તે રૂા. ૧૬ સુધી લાવી નાખ્યો, અને કમીમાં કમી ૪ આના સુધી દર લાવી નાખવામાં આવ્યો, તે એઓના પ્રતાપનું પરિણામ છે. એ સિવાય બીજાં ફીરકોળ ઘણાં કામો એઓની સુબાગીરીમાં થયાં છે.

### અંતાજી ગંગાધર અને તાબુતનો રસ્તો.

એઓ બીજીવાર સુબા થઇ આવ્યા (સંવત ૧૯૪૮થી ૩૯). એઓએ અગાઉ

પારસી અને મુસલમાનો વચ્ચે તાબુતના હિંગામમાં જાગેના ભારે ઝગડામાં ઘણી બહાદુરી વાપરી શાંતિ કરી આપી હતી. નવસારીના તાબુતો પારસીવાડાઓમાં થઇને લઇ જતાં, આદરાન અને આતશબેહરામ નજીક આવતાં હોવાથી ટંટો ઉભો ન થાય, તેને માટે સંભાળ રાખવા છતાં, સોનાના કળશવાલાં તાબુતના મુખી હાશમશાહ સાથે પારસીઓને વાંધો પડયા કરતો, અને કૉર્ટ દરબારે, તેમજ ખુદ વડોદરા હજુરમાં તે વિષે ફરિયાદ થયા બાદ સમાધાનીનો ઠરાવ થયો હતો. સંવત ૧૯૧૭માં ખંડેરાવ મહારાજે એજ રસ્તો કાયમ રાખ્યો હતો, પણ સર જમશેદજીને એક પરવાનો કરી આપ્યો હતો કે, આદરાનને કાંઇપણ નુકશાન થશે તેની જોખમદારી સરકારને શીર છે. વળી સંવત ૧૯૨૧–૨૨માં શેઠ શેરાબજી જમશેદજી તરફથી બાતલીવાલાનું નામ કાયમ રહે ત્યાં સુધી દરસાલ રૂા. ૨૦૮૦ સૈયદ સાદાતની દરગાહમાં ચેરાગબત્તી માટે આપવા કરી, એ રસ્તો બદલવા માંગણી થઇ હતી. તે પણ ખંડેરાવ મહારાજે તેમ કરવાની બાપુમીયાંને મના કરી હતી. ઈ સ. ૧૮૮૧માં એ રસ્તાની મારામારી પાછી સળગી, અને છેવટના ઠરાવો નીચે મુજબ સરકારે કર્યાછેઃ—

શ્રી.

ફ. ખુસી.

૪૫–૫–૩૬ ન. દી. જ. મુ. નં. ૩ સન ૧૮૮૧ ૮૨ નંગ ૧

યાદી મુસલમાન તથા પારસી કીસો તાબુત બાબત ચાલે છે તે વિષે. હરદો તરફથી સરકાર સ્વારી નવસારી મુકામે આવી ત્યારે અરજ કરવાથી તપાસ થઈ હજુર કચેરીમાંથી ઠરાવ થયો તે નીચે મુજબ.

૧ સરીઆમ રસ્તે હમે તાબુત લઇ જઇએ તેમાં પારસી લોકો હરકત કરે નહિ, એવું મુસલમાન લોકોનું બોલવું.

૧ પારસી લોકોનું બોલવું કે, સરીઆમ રસ્તે લઈ જવા લાવવામાં હમારી હરકત નથી. પરંતુ રસ્તામાં હમારી અગીઆરીનું મકાન છે તે દરવાજાના સામે મુસલમાન લોક નોબત મૂકી ખેલ વગેરે ખેલે નહિ.

૧ સદરહુ બન્ને કલમ ધ્યાનમાં લઇ હુકમ કરવામાં આવ્યો કે સરીઆમ રસ્તે તાબુત જવા વાસ્તે હરકત પારસી લોકો કરે નહિ, ને પારસી લોકોના અગીઆરીના દેવલ સાના તાબુત વિગેરે ઉતારી ખેલે નહિ, ને એ વાત મુસલમાન લોકોએ કબુલ કરી માટે એ ઠરાવ પ્રમાણે બન્ને તરફથી ચાલવું ને ટંટો ફીસાદ તથા મારામારી કરવી નહિ.

સદરહુ ઠરાવ બન્નેના રજુવાતથી તથા રાજીખુશીથી થયો છે. મીતી મહા વદ ૧૨ સન ૧૯૧૭.

૧ સૈયદ બાપુમીયાં વલદે પ્યારે સા. સહી ( ઉરદુ અક્ષરે સહી )
૨ રૂસ્તમજી રતનજી સ. દ. પોતે.
૩ દસ્તુર કેકોબાદજી રૂસ્તમજી સહી દા. આદરજીના.
૪ દેસાઈ મનચેરજી ખુરશેદજી સ. દ. એજનજીના.

શ્રી.

સન ૧૮૮૧-૮૨ કૉર્ટ ફી સ્ટાંપ આંક ૨૪૮૧૬

ચાર આણા.

દાસમમીયાં વલદે બાપુમીયાં નવસારીના.

નકલ લેવા તા. ૩-૭ ૮૨ વીનાએક

| સિક્કો | હજુર આસિસ્ટંટ પોલીસ ડીપાર્ટમેંટમાના જા. બુકનો ચાલતો નંબર ૧૨૯૩ તેને આવક નંબર ૧૨૧૦ શેરા જા. નં. ૧૨૯૩ નો ઉતારો.

| સિક્કો | નવસારી પ્રાંતના સુબા સાહેબ હાજર થએલા બેઉ પક્ષોના આગેવાન લોકોને હજુર રાખી.

આ કામના તમામ કાગળો સહિત બધી હકીકત નામદાર રાજે દિવાન સાહેબ બહાદુર એમણે શ્રીમંત કૈલાસવાસી ખંડેરાવ મહારાજ એમણે મીતી મહા વદી ૧૨ સ. ૧૯૧૭ નાં રોજ નવસારી મુકામે કરેલો ઠરાવ કાયમ રાખવો તે ઠરાવ શા કારણથી કાયમ રાખવામાં આવ્યો તે સર્વે કારણો અત્રે હાજર થએલા આગેવાન બેઉ પક્ષો તરફનાને નામદાર સાહેબે રૂબરૂ કહેલા છે. માટે આપણુ તથા આપના તાબાના અમલદાર એમણે સદરહુ ઠરાવ મુજબ વહીવટ રહે એવું બંદોબસ્ત રાખવાનું કરવું. શ્રીમંત કૈલાસવાસી ખંડેરાવ મહારાજના ઠરાવની નકલો ઓછામાં ઓછી બાર પણ કરાવી તે પૈકી ૭ ૭ પ્રતો બેઉ પક્ષોના ૭ ૭ આગેવાનોને આપી તેમના તરફથી આપ આપના પક્ષના લોકોને પૂર્ણપણે સમજુત આપવા સારૂં કહેવું વ મજકુર ઠરાવની એક પ્રત રાવસાહેબ પોલીસ નાયબસુબા તરફ આપી તે ઠરાવને તથા પોતીસના લોક સારી રીતી વાકેફ થઈ ઠરાવ મુજબ વહીવટ રહેવાનો બંદોબસ્ત રાખે એવી તજવીજ રાખવી. આવેલા તમામ કાગળો આ સાથે પરત મોકલ્યા છે. તા. ૬ માહે ડીસેંબર સને ૧૮૭૯. રવાના મે. ખા. બા. ચીફ જસ્ટીસ મા. મારફત. તા. મજકુર.

**મરેઠી સહી**

| | |
|---|---|
| બારનીશી ઉપરથી નકલ મુકાબલ જગન્નાથ ગોપાળ માલેકર. ની. ક. આ. તા. ૪-૮-૮૨ | (સહી) ટી. માધવરાવ ૧૧ ૧૨ ૭૯ દુ. અ. |

પછી એ દરગાહના મુતવલીઓમાં વાંધો ઉઠયો, જેથી એ દરગાહ જપ્તિમાં રહી અને આજસુધી સઘળી ઉપજ સરકારની દેખરેખ હેઠળ ભેગી થાય છે. એ દરગાહના માન ખાતર એ જપ્તિ હવે સરકાર બંધ કરે તો ખુશી થવા જોગ વાત થાય. એ દરગાહનું તાબુત બપોરે એક વાગેથી ઠંડુ થવા નીકળી સાંજે નદિમાં પડે ત્યાં સુધી બાપુમીઆંની ધણીઆણી "પાદશાહ બેગમ" એક પગે ઉભાં રહેતાં, અને આજે તેજ પ્રમાણે હાશમશાહના ઓરત ફાતમાબેગમ કરતાં કહેવાય છે. એ દરગાહમાં જે અગ્નિ છે તે ૮ ૮ વરસ થયા વગર બુજાવે બળતો જારી રહ્યોછે. આતશને એ દરગાહમાં પણ માન આપવામાં આવેછે. તેની પરસ્તેશ વટીક થાયછે. એ મહોરમના ૧૦ દહાડા એ આતશની સેવા કરી તાબુતમાં એજ આતશનું કુંડ આગળ ચલાવેછે. મહોરમની ૯ મી તારીખે એ આતશથી લોકોને નદવડાવવામાં આવેછે, અને એ એટલો બળવંત

કહેવાય છે કે, કોઈપણ તેથી દાઝતું નથી. એમના પછી **ત્રીંબકરાય વ્રજરાય** બીજી વાર સુબા થઇ આવ્યા. ( સંવત ૧૯૪૯ થી ૫૦ ). નવસારીમાં ઢોરોની વસ્તીના પ્રમાણમાં ચરવાની જમીન નહોતી, તે મુંગા જાનવરોની દયા ખાઈ એઓએ ગૌચરણ જગાએ હરાજ કરવાની બંધ કરાવી, અને ઢોરો માટે ખુલ્લી મુકાવી. પૂર્ણા નદિ ઉપર તવડીને ઓવારે બંદરનો ડક્કો નવીન બાંધી ત્યાંની સડક વગેરેનું કામ એઓના વખતમાં થયું. તાતા સ્કુલના મકાન માટે જમીન મળવા જે ભાંજગડ ચાલી હતી, તે કામ એઓના નધાકી પગલાંથી એકદમ છેવટ ઉપર આવી ગયું હતું. કૉલેરાની ઉત્પત્તિનું કારણ શહેરમાં કાંટાની વાડો આવેલી હોવાનું જણાવી એઓએ તે વાડો કાઢવા માંડી હતી. જેથી શહેરમાં બડબડાટ ચાલ્યો હતો. આ વાડ કાઢવાનું કામ મી. દી. દા. મુલ્લાં વકીલને હસ્તક આવતાં તેની છાપાછાપી "ઍડવોકેટ ઑફ ઇન્ડિયા" નામના અંગ્રેજી પેપરમાં ચાલ્યાથી અતરેની હાઇસ્કુલના આસીસ્ટંટ માસ્તર મી. હીરજીભાઈ દીનશા ઍનજીન્યર ઉપર, મી. મુલ્લાંએ લાઇબલનો મુકદ્દમો ચલાવ્યો હતો, જે કેટલેક વખત ચાલવા બાદ મી. મુલ્લાંએ પાછો ખેંચી લીધો હતો. એમના પછી **વાસુદેવ માધવ સમર્થ** સુબાગીરી ઉપર આવ્યા ( સંવત ૧૯૫૦–૫૧ ). બહાર ગામથી આવતા મુસાફરોના સરસામાન ઉપર મ્યુનિસિપલ જકાત લેવાની સખતાઇ વિશેષ ચાલતી હતી, તેનો એઓએ અટકાવ કરી પર્સનલ કીટ ઉપર જકાત લેવાનું બંધ કરાવ્યું, જેથી મુસાફરોને સુખ થયું છે. અત્રેના સીતાબાઈ ટાવર ઉપર મોટું વાગતું ઘડીયાલ મુકવાનું કામ એઓની આગેવાનીથી થયું હતું. તેના કરતાં વિશેષ દ્રઢતા, એઓએ એકવાર અજબ જેવી રીતે બતાવી હતી. બીજા સુબાઓની માફક પ્રજાને નામે માનપાનનો મેળાવડો, એઓને માટે કરવામાં આવ્યો હતો, જેના ઇજન વટીક થયાં હતાં; પણ એઓની જાણમાં આવતાં એઓએ તે પાનસોપારી લેવાની સાફ ના પાડી, દાખલો બેસાડવાનું નિશ્ચયપણું દ્રઢતાથી બતાવી આપ્યું હતું. એમના પછી **વિનાયકરાવ યાદવ વણીકર** સુબા થયા હતા. (સંવત ૧૯૫૧–૫૨) આબકારી ખાતા તરફથી રૈયતને કાંઇ પણ દગો ન થાય તે ઉપર એઓએ અચ્છું લક્ષ આપ્યું હતું સોજી અને સ્વચ્છ તથા ઠરાવેલા ભાવે તાડી વેચવાની, દુકાનદારોને સખત ફરજ પાડી, લોકોના આશિષ લીધા હતા. વળી નદિમાં હોડી ઉતારના દર મુકરર કરી, લાઇસન્સથી હોડી ફેરવવાનું કૉન્ટ્રૅક્ટ આપવાની તજવીજ કરી રૈયતને સુખ કર્યું. દારૂના ઇજારદારને તાડીનો ઇજારો ન આપતાં, તાડીના છુટા ઇજારા બીજાજ લોકોને આપવાની સિસ્ટમ, તથા માંડવામાં તાડી વેચવાના સુખની રૂઢી એમણે દાખલ કરાવી હતી. એઓ પછી **ખાસેરાવ ભગવંતરાવ જાદવ** ઈ. સ. ૧૮૯૬માં સુબા નિમાયા. લક્ષ્મણ જગનાથે ભવિષ્ય વર્તેલું તેજ પ્રમાણે નવસારી શહેરના સુધારાનાં ગાડાંના પૈડાંને તેલ પુરનાર, તથા તેઓના રોપેલાં શુદ્ધ બીજને પાણી પાનાર સુબા, અત્રેની રૈયતને એઓજ જણાઈ આવ્યા. એમના વખતમાં નવીન સડકો ૩૭ થી ૪૦ સુધી નીકળીછે. તેમાં સુરતના વેપારની મોટી સડક ૧૦૦ વરસ ઉપરની બેમાલુમ થયલી, તે પાછી નવેસર બનાવીછે. મહાભારત કામ તો અતરેનું હોરવઈ જેવું બજાર, ફરાખ બનાવવાનું એમની ચાલુ ખંતનું પરિણામ હતું. નામદાર મહારાજા સયાજીરાવને માટે

કહેવામાં આવેછે કે, બજારમાંની એક દુકાનના છજા ઉપર, પોતાની ઘોડેસ્વારી દરમ્યાન, લાકડી ઠોકીને, બજાર સુધારવા બદલ ઈશારો કર્યો હતો. વરસો વહી ગયાં, અને સુબાઓ પર સુબાઓ બદલાઇ ગયા, પણ લોકોની બદનામી લેવી કોને ગમે ? પણ આ સુબા સાહેબને તો રાજા પ્રજા બન્નેનું નિષ્પ્રહીપણે કામ કરવાનું હોવાથી, કાંઇપણ દરકાર વિના બજારની દુકાનોની જગાનું કૉમ્પેનસેશન આપી, સાંકડો ભાગ પહોળો કરાવ્યો. વળી આ કામમાં કુદરત પણ તેમના ઉપર પ્રસન્ન થવાથી, સાંકડા ભાગમાં દૈવયોગે આગ લાગી અને વરસો પછી થનારો સુધારો થોડીક પળમાં થઈ ગયો. યાને જાદવ સુબાના નામને છાજતું "જાદે બજાર" અથવા ખાસું પહોળું ચોકોળું ખાસેરાવના નામને છાજતું "ખાસા બજાર" થઇ ગયું. પ્રથમ તો લોકોમાં બબડાટ અને ફરિયાદ ઉભી થઇ, પણ પાછળથી બજારનો બાહાર જોઇ સર્વને આનંદ વ્યાપિ રહ્યો છે. નવી દુકાનોની ચેહેલ મેહેલ માહાલી રહી છે. વળી "દશેરા ટેકડી" ને નામે ઓળખાતીજ જગાએ કંઇ કંઇ દાહેકાઓથી દશેરાની સ્વારીનો મેળો ભરાતો હતો તે તરફ, એઓનીજ કારકીર્દીમાં નવીન પોલીસલાઈન બંધાઇ ગયાથી, તે મેળાની જગા બદલીને લુનશીકુઇના મેદાનમાં મેળો ભરવાનું શરૂ કર્યું, તેમજ ગણપતિને ઠંડા કરવા છેક પૂર્ણા નદી સુધી લઇ જવાનો કદિમ ચાલ તજાવી દઇ અત્રેના દુધિયાં તળાવમાં ઠંડા કરવાનો સુધારો દાખલ કર્યો. લક્ષ્મણહૉલમાં સયાજીવૈભવ લાઇબ્રેરી સ્થાપિ. ઈ. સ. ૧૮૯૭ માં દુકાળ પડયો ત્યારે સસ્તુ અનાજ ગરીબોને પુરૂં પાડવાની યોજના ઘડી કાઢી. એઓની મહેનતથી ફંડ ભેગું થઈ ગરીબોને આશ્રો મળ્યો હતો, એટલું જ નહીં, પણ બજારમાં આગ લાગવાથી જે નુકસાન થયું હતું, તે માટે પણ પોતે ગીરોથી ફંડ ઉભું કર્યું હતું. એ ઉપરાંત જાહેર બાગો બનાવવાની યોજના, મીઠાં પાણીના નળ નવસારીમાં દાખલ કરવા, તથા જે ઘરોમાં સંડાસ લેવા જવા આવવાની ભંગીની ગલીઓ નહીં હતી તે તેમને કાઢી આપવા, તળાવ ઉંડું કરવા, મોજે કસ્બાની નદિ ઉપર પુલ નાખવા, વિગેરે સુધારાઓ કરવાની યોજના શરૂછે. હાટડી બજારમાં એક મોટી મારકેટ બાંધવાનું કામ ચાલેછે, અને જો એઓ સાહેબના વખતમાં નવસારીમાં બંદર બાંધવાની હીલચાલ થાય તો પાર પડે એવુંછે. વળી કાહારવાડ નજીક એક નવી મટન માર્કેટ બંધાવાનું નક્કી કર્યું છે, અને સ્ટેશન ઉપરથી લુનશીકુઇ સુધી નવો "ગુલાબદાસ ભાઇદાસ વકીલ રોડ" બંધાવાની તજવીજ ચાલી રહીછે. વધારામાં આગ બુજાવવાના સાધન લેખે મોહલ્લાઓમાં પાણીની ટાંકીઓ બાંધવાની ગોઠવણ થઇછે. આગલા વખતમાં ઘરવેરો અત્રેની રૈયત ઉપર હોવાથી, લોકો બહુ પીડાતાં રહેવાથી, તેઓને શ્રીમંતોએ પોતા તરફથી ખંડણી ભરી મુક્ત કરેલાં, તે ઘરવેરો નહીં, તોપણ જાજરૂવેરો નાખવા માટે દર સંડાસ દીઠ ૩ રૂપીઆની વાર્ષિક ફી લેવાની ગોઠવણ કરીછે, જે જો કાઢી નાખવામાં આવે, અથવા જરા નરમ કરવામાં આવશે, તો એ સુબા સાહેબની કારકીર્દિ જેવી ઝળકતી બીજી જણાવાની નથી. કેમકે ઇ. સ. ૧૮૯૬-૯૭ ના અપસુકન ભર્યાં વર્ષમાં આખા ઇલાકાના મોટાં નાહનાં શહેરો, કહો કે આખું હિંદ, મરકીની મોહકાણની મુસ્કેલીમાં ગીરફતાર થઈ પડી, હેબતીને હેબકી ગયું હતું, તે ભયાનક વખતમાં, અલબત્ત કરિમેકારસાજની કારસાજીનીજ, તોપણ પ્રયત્નમાંતો

આ સુબા સાહેબની સાહસિક જેહમત અને પોતાનો ભોગ આપવાની હેરતભરી હિમ્મતથી આ એક નવસારી શહેરજ એક દુષ્ટ મરકીથી બચી ગયું હતુ. વળી મ્યુનિસિપાલિટિ પૈકી સુધરાઇનો બંદોબસ્ત કંટ્રાકટથી આપવાની પદ્ધતિની પહેલ એઓએ પાડી અને અત્રેનાજ વતની મી. મંચેરજી ફકીરજી નગ્સંગને પહેલવહેલા સુધરાઇ કંટ્રાકટર બનાવ્યા, અને તેમનેજ હલાલખોરપટીનો ઇજારો એવી શરતે આપ્યો છે કે, શહેરના બધા મળી નિકાલી જાજરૂ ૯૮૯ તથા કાચા ખાડાઓ ૨૪૮ તથા સાર્વજનીક જાજરૂ ૮૫ મળી કુલે ૧૩૨૨ જાજરૂ સાફ કરવા ૩૬ ભંગી, દરેકને રૂ. ૮ પ્રમાણે રૂ. ૨૮૮ તથા ગાડાં ૪ ના બળદ ૪ ના રૂ. ૧૫ પ્રમાણે રૂ. ૬૦ મળી ૩૪૮ રૂ. દરમાસે કંટ્રાકટરને આપવા, અને દર ભંગી પાસે ૪૦ જાજરૂ લેખે સવારે ૫ થી ૯ કલાકમાં તમામ સફાઈ કરાવવી. મેલું નાખવા સારૂ પૂર્ણા નદિ આગળ ખાડાઓ કર્યાછે. એ ઉપરથી જણાશે કે એ ભંગી સિસ્ટમમાં સરકારને ઉત્પન્ન કરતાં ખરચ વિશેષછે. એ પ્રમાણે આજની ખાસેરાવકૃત નવસારી મોખરે આવી છે. એઓના આ કામોની યાદગીરીમાં એમના નામ ઉપરથી " ધી ખાસેરાવ જાદવ કૉટન પ્રેસ ઍન્ડ કોટન ટ્રેડીંગ કુંપની " સ્થપાઇ છે. ખાસેરાવજી મારા ઉપરી હોવાથી તેઓની ખોટી ખુશામત કે તકલીદી તારીફ કરવાના ઇરાદાથી નહીં, પણ ગાયકવાડી રૈયત ઉપર કર નાખવાની સંભાળ બદ્દલ દિવાન વતી માધવરાવ રામચંદ્ર ફડનીશના સરકયુલર નાં. ૧૪ વૈશાખ વદ ૫ સંવત ૧૯૩૧ તા. ૨૫ મે ૧૮૭૫ ને અનુસરીનેજ હજુર પરવાનગીથી હલાલ-ખોરપટી શરૂ કરવાથી પણ ગાયકવાડના આ પ્રતિનિધિ પ્રજાથી પુંજાવા લાયકજ છે. મુંબઇની મરકીને નામરકી બનાવનાર જનરલ ગૅટેકરના જેવું એઓનું પરાક્રમ હતું, તેમજ હોપ સાહેબે સુરતની બદસુરત દુર કરી સુરતબનાવી, તેમજ જુની નવસારીને પાછી એઓએ નવી નવસારી બનાવી. હાલ સુધીના એ પરાક્રમો પાછળથી પુંજાવાના છેજ. ઈ. સ. ૧૮૭૫-૭૬ના વડોદરા સ્ટેટ રિપોર્ટમાં રાજા સર. ટી. માધવરાવે નવસારીમાં સુધારાના કામો કરવાની ફતેહમંદી માટે ભવિષ્ય કહેલું છે કેઃ—" **As the town of Navsari contains a considerable Parsee population, I have no doubt that some assistance under appropriate conditions will be fruitful of good** " એઓ સાહેબ નળના પાણીની યોજનાની સુપહેલ દાખલ કરવાના છે, તે વખતે એટલીજ અરજ થઇ શકશે, કે તે પાણી જમીનમાં પેસી નવસારીની હવાને ભેજ અને બીનારાવાળી નહીં બનાવે, તેની આગમચથી સંભાળ રાખી, તે પાણીનો નિકાલ થાય એવી ગોઠવણ કરશેજ. હવે તો બીજા લક્ષ્મણરાવ અથવા બીજા ખાસેરાવ આપણને મળશે ત્યારેજ વધુ ચઢતીની આશા રાખવાની રહીછે. વળી હાલના લોકપ્રિય અને લાયકીવાળા સુધરાઈ કામદાર મે. ખા. બા. કાઝી અબદુલ રહીમાન ૫. ના. સુબાસાહેબનો ખાસેરાવજીને મજબુત ટેકો અને યોગ્ય સલાહનો જોગ મળી જવાથી, શહેર સુધરાઇનો વધારો વિજળીવેગે થઈ ગયોછે. કેટલાક લોકોએ પ્રારંભમાં બડબડાટ કર્યો ખરો, પણ તેના ગુણની અસરનું ફળ મીઠુંજ હોયછે. આ સુબા લોક પ્રિયતાની દરકાર વગર પોતાના મુદ્રાલેખને વળગી રહ્યા કે " પ્રત્યેક મનુષ્યે હુકમ ઉઠાવતાં શિખવું જોઇએ. "

## કયા સુબા સાહેબ કઇ તારીખ, માસ, સનથી કયાં સુધી નવસારી પ્રાંતમાં હતા તે બાબત

| નંબર | નામ. | મુદત. |
|---|---|---|
| ૧ | મે. ખાસેરાવ બગવંતરાવ જાદવ | તા. ૧-૮-૧૯૦૫ થી તા. ૧૫-૬-૧૯૦૬ |
| ૨ | મે. માણેકલાલ સાકરલાલ દેસાઈ | તા. ૧૬-૬-૧૯૦૬ થી તા. ૧૮-૩-૧૯૦૭ |
| ૩ | મે. કેશવ ગણેશ દેશપાંડે | તા. ૧૯-૩-૧૯૦૭ થી તા. ૩૧-૭-૧૯૦૭ |
| ૪ | મે. માણેકલાલ સાકરલાલ દેસાઇ | તા. ૧-૮-૧૯૦૮ થી તા. ૫-૨-૧૯૦૮ |
| ૫ | મે. યુસુફઅલી યાકુબઅલી જમાદાર | તા. ૬-૨-૧૯૦૮ થી તા. ૭-૧-૧૯૧૦ |
| ૬ | મે. ગોવીંદભાઇ હાથીભાઇ દેસાઈ | તા. ૮-૧-૧૯૧૦ થી તા. ૩૦-૪-૧૯૧૦ |
| ૭ | મે. રૂસ્તમજી રતનજી કોઠાવાળા | તા. ૧-૫-૧૯૧૦ થી તા. ૩૧-૮-૧૯૧૦ |
| ૮ | મે. કેશવ ગણેશ દેશપાન્ડે | તા. ૧-૯-૧૯૧૦ થી તા. ૨૧-૮-૧૯૧૧ |
| ૯ | મે. ગણેશ સદાશીવ ભાટે | તા. ૨૨-૮-૧૯૧૧ થી તા. ૩-૯-૧૯૧૧(ઈ.ચા.) |
| ૧૦ | મે. માણેકલાલ સાકરલાલ દેસાઈ | તા. ૪-૯-૧૯૧૧ થી તા. ૧૪-૮-૧૯૧૪ |
| ૧૧ | મે. રાવજીભાઈ ભાઇલાલ પટેલ | તા. ૧૫-૮-૧૯૧૪થી તા.૨૩-૮-૧૯૧૪(ઈ.ચા.) |
| ૧૨ | મે. દોરાબ ટી. પાવરી | તા. ૨૩-૮-૧૯૧૪ થી તા. ૬-૨-૧૯૧૫ |
| ૧૩ | મે. ભીમભાઈ મોરારજી | તા. ૮ ફેબ્રુઆરીના રોજ ઈ.ચા. તથા મે. રાવજીભાઈ ભાઇલાલ પટેલ તા.૮-૨-૧૫થી ૧૫-૨-૧૫ |
| ૧૪ | મે. નારાયણ કેશવ અલોની | તા. ૧૫-૨-૧૯૧૫ થી તા. ૯-૮-૧૯૧૫ |
| ૧૫ | મે. ચુનીલાલ લક્ષ્મીલાલ | તા. ૯-૮-૧૯૧૫થી તા. ૧૩-૮-૧૯૧૫(ઇ.ચા.) |
| ૧૬ | મે. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ | તા. ૧૩-૮-૧૯૧૫ થી એપ્રિલ ૧૯૧૬ |
| ૧૭ | મે. રામલાલ હીરાલાલ | મે ૧૯૧૬ થી ફેબ્રુઆરી ૧૯૧૯ |
| ૧૮ | મે. છોટાલાલ બાગરભાઇ | માર્ચ ૧૯૧૯ થી મે ૧૯૧૯ |
| ૧૯ | મે. બાબુરાવ રાવજી ચવ્હાણ | જુન ૧૯૧૯ થી સપ્ટેમ્બર ૧૯૧૯ |
| ૨૦ | મે. વાઘજીભાઈ દેસાઈભાઈ | અકટોબર ૧૯૧૯ થી ડિસેમ્બર ૧૯૧૯ |
| ૨૧ | મે. નરોતમ ભેગાભાઈ શાહ | જાનેવારી ૧૯૨૦ થી જુલાઇ ૧૯૨૦ |
| ૨૨ | મે. બાબુરાવ રાવજી ચવ્હાણ | ઓગષ્ટ ૧૯૨૦ થી અકટોબર ૧૯૨૦ |

| | | |
|---|---|---|
| ૨૩ | મે. જીજનબા બજાજી મોહીતે | નવેમ્બર ૧૯૨૦ થી ડિસેમ્બર ૧૯૨૦ |
| ૨૪ | મે. નારાયણ કેશવ અધોની | જાનેવારી ૧૯૨૧ થી મે ૧૯૨૨ |
| ૨૫ | મે. સત્યવ્રત મુકરજી | જુન ૧૯૨૨ થી જાનેવારી ૧૯૨૪ |
| ૨૬ | મે. મણીલાલ બાળાભાઈ નાણાવટી | જાનેવારી ૧૯૨૪ થી તા. ૯-૧૧-૧૯૨૫ |
| ૨૭ | મે. રામચંદ્ર રાવજી પવાર | તા. ૯-૧૧-૧૯૨૫ થી તા. ૨૧-૧૧-૧૯૨૬ |
| ૨૮ | મે. માધવરાવ મુરારરાવ શીતોલે | તા. ૨૨-૧૧-૧૯૨૬ થી ૧૦-૧૧-૨૮ |
| ૨૯ | મે. મંગેશ કમળાજી નાડકરણી | તા. ૬-૧૨-૨૮ થી ૩૦-૫-૩૨ |
| ૩૦ | મે. ભદ્રસીંહરાવ આનંદરાવ ગાયકવાડ | તા. ૧-૬-૩૨ થી ૧૩-૪-૩૩ |
| ૩ | મે ડા. શંકરરાવ માધવરાવ પવાર | તા. ૧-૫-૧૯૩૩ થી તા. ૨૧-૪-૧૯૩૬ |
| ૩૨ | મે. રા. રા. બાળારામ વીનાયક દેસાઇ | તા. ૨૫-૪-૧૯૩૬ થી તા. ૩૦-૩-૧૯૩૯ |
| ૩૩ | મે. રા. રા. વ. યા. કશાલકર | તા. ૨૫-૪-૧૯૩૯ થી તા. ૧૪-૯-૧૯૩૯ |
| ૩૪ | શ્રીમંત પીલાજીરાવ વી. ગાયકવાડ | તા. ૨-૧-૧૯૩૯ આવ્યા. |

## પ્રકરણ ૯૧ મું. નવસારીનો બાહાર.

**જ્ઞાનપ્રચારક મંડળી**—જ્ઞાનનો વધુ ફેલાવો કરવા આ મંડળી સ્થાપી છે. બ્રીટીશમાં પણ નવસારીના જેટલી કેળવણી અપાતી નથી. કીન્ડરગાર્ટનનું શિક્ષણ નવસારી જેવું બ્રીટીશમાંએ નથી. સરકારી સ્કુલોના છેલ્લા મેળાવડામાં નવસારીમાં આખું હિંદુસ્થાન બનાવવામાં આવ્યું હતું, જેની ગજબજ તારીફ થઈ હતી. નવસારીમાં આ મંડળી તા. ૨૨ એપ્રિલ ૧૮૯૧ ના રોજ સ્થાપવામાં આવેલીછે. તેમાં જ્ઞાનને લગતાં વરસ દહાડે સરાસરી ૧૦ ભાષણ સુધી અપાય છે. ગાયકવાડ સરકારના મોટા દરજ્જાના અધિકારીઓ વિગેરે મળી ૧૨૫ ઉપર મેમ્બરો સામેલ છે. તેનું ફંડ રૂા. ૧૨૧૭-૬-૨નું છે, અને સેક્રેટરીઓ તરીકે મેસર્સ સો. મ. દેસાઈ અને રૂ. જ. દેસાઇ કામ કરેછે. એ મંડળીની નેમ નવસારીમાં જ્ઞાનનો ફેલાવો કરવાનીછે. નવસારીમાં એકાદ પ્રજાહિતવર્ધક સભાની ખુટ છે. તે પૂરી પાડવાની જરૂર છે. પ્રજાને લગતાં કામો કરવાને કાયદેસર એકે મંડળી નથી, તો જો કે આગળ વધવાની નોશાકરાઓની ટેવ પ્રમાણે પ્રજાહિતના કામો માટે મદ્રાસની નેશનલ કોંગ્રેસમાં વકીલ દેસાઈ મંચેરજી બરજોરજી અને વકીલ દીનશા દાદાભાઈને એકવાર અત્રેની પ્રજાએ મોકલ્યા હતા. ત્યારે એવાં કામો માટે એવી એક સભાની જરૂર છે. શેઠ દાદાભાઈ નવરાજીને નવસારી પ્રજા તરફથી

આપેલાં માનપત્ર ઉપરાંત, આ મંડળીએ દબદબા સાથે એક માનપત્ર આપ્યું હતું. એ મંડળીના પેટ્રન સર. દી. મા. પીટીટ છે. રૂા. ૫૦ લાઇફ મેમ્બરના, અને વાર્ષિક ફીનો તો માત્ર ૧ રૂ. છે,

**જ્ઞાનોદય સભા**—નવસારીના એક દેવળના ચોગાંનમાં એક દિવસે "ડાહીના ઘોડા"ની રમત કેટલાક છોકરાઓ રમતા હતા. તેમાંથી એકે કહ્યું કે, આપણે આમ રમ્યે છીયે તે કરતાં બધા એક જગ્યાએ સાથે બેસી કાંઈ જ્ઞાનની બાબતો ઉપર વાદ-વિવાદ કર્યે તો કેવું સારૂં ? આ શીખામણ બધાઓને પસંદ પડી, અને તા. ૨૦ અક્ટોબર ૧૮૯૫ ના રોજે માત્ર ૧૫ વરસની વયના એક નોશાકરા હિંદુ, મી. રંગીલદાસ લ. સુતર્યાએ જ્ઞાનોદય સભા અને લાયબ્રેરી કાઢી ! ત્યાં નાહના બુલકાં-ભાષણ-કર્તાઓ દર અઠવાડિયે નીતિના વિષયો ઉપર ભાષણો કરી ભવિષ્યના વક્તા નિવડવાના સુલક્ષણો બતાવા લાગ્યા છે. એ સભા અને લાયબ્રેરીમાં જાદી જાદી બધી સ્કુલોના મળી ૬૦ વિદ્યાર્થીઓ સામેલ થઈ, વિદ્યાર્થીઓના જ્ઞાનમાં વધારો કરવાની, તથા સલાહ સંપસહ સ્નેહભાવથી રહેવાની નેમ પાર પાડે છે. એમ છતાં એ મંડળીમાંથી એક બીજી શાખા "જ્ઞાનોદય સભા ના. ૧" એવી જૂદી નીકળી છે. જે પાછા જોડાઈ એકત્ર થાય એવું આપણે ઇચ્છશું. મજકુર જ્ઞાનોદય સભાએ લાયબ્રેરી ખોલેલી તેની સર્વે ચોપડીઓ સયાજી વૈભવ લાયબ્રેરીને અર્પણ કરેલી છે અને એ મંડળી હાલ બંધ થએલી જણાય છે.

**બઝમે રોજે અહુરમજ્દ**—યાનેકે હોરમજ્દ રોજે મળનારી મંડળી. પરસ્પર ભાઈબંધી, મોહોબત અને એખલાસ, તથા બાપીકા ધર્મ તરફ જાનફેશાન રહેવાના એક અમુલ્ય સાધન તરીકે આ બઝમ દસ્તુરજી સાહેબ જામાસપજી મીનોચેરજી જામાસપ આશાના પેટ્રાનેજ હેઠળ સ્થાપવાની નેમ જણાવવામાં આવેછે. તેમાં લગભગ ૧૨૫ ઉપર મેમ્બરો છે. રૂા. ૫૧ લઇને ત્યાં લાઇફ મેમ્બરો કરવામાં આવે છે. એરવદ ખુ. એ. પાવડી તેના મુનશીનું કામ કરેછે. દસ્તુર મોબેદો, મુસલમાનોએ પોતાના કુરાનનો ફાતીયો પઢી પોતાનું બીસ્મીલ્લાનું સતુમ ભણી જબે કરેલું ગોરપંદ કે મરઘું ખાવાને આચકી કરતા નથી, તોપણ ભગર્યા અને મીનોચેર હોમજીવાલા એકબીજાનું સતુમ ભણેલું ભોજન ખાવામાં પાપ સમજેછે, વટાળ સમજે છે, તે દુષ્ટ રસમ કાઢી નાખવા, તથા અન્જુમનના જાહેર ફંડોની સંભાળ રાખવા, તથા અન્જુમનના ક્રિયા કામો વિગેરે બીજાં કામો ઉપર દેખરેખ રાખવાનું કામ એ બઝમ બજાવશે એવી આશા રખાયછે. એ બઝમની સ્થાપના યઝદેઝર્દી ૧૨૬૬ માં થઇછે, અને ફંડ આશરે રૂા. ૩૫૦૦ સુધીનું છે.

**મેળા અને સ્વારીઓ**—નવસારીમાં મુખ્ય મેળા, દશેરાનો, તાણુતનો, મગદુમશાહપીરના ઓરસનો, સોનાના કળશના ઓરસનો, ગણપતિનો, દીવાળીનો, અને બકરીઈદનો મળી ૭ મુખ્ય છે. દીવાળી શીવાય દરેક મેળામાં સરકારી સ્વારી નીકળેછે, અને દશેરાની ૨ દહાડા અગાઉ આઠમની સ્વારી નીકળે છે. બળેવની સ્વારી નીકળતી હતી, તેનો ખર્ચ કમી કર્યાથી તે સ્વારી બંધ પડીછે. તે સ્વારીમાં સરકારને રૂા. ૦

સુધીનો ખર્ચ હતો હાન નગી મે નર્દ થવા પુના અને મુંબઇની માફક ગણપતિનો મેળો હિંદુઓ જાદો કાઢેછે, પણ ભવિષ્ય માટે તે ાા સુચિન્હ જણાતા નથી કેમકે અગના હિંદુ મુસલમાનો અતિ ભાઇચારાથી વર્તે છે, તેમા એ નવા મેળાથી, તેમજ લુનસીકુઇ આગળ બરાબર મગદુમશાહ પીર અને સોનાના કળશની નજીક સામે પધરાવેના વકીલ ગુનાબદાસભાઇનો દેવળથી કોઇ દિવસ અંતર પડવાનો સંભવ છે એકના શુખ પુકાર્ય ાગાર વાગશે, અને બીજાની બાગ પોકારતા અદડી પડવાનો કોઇદિ સભવ છે ચદરૂી પડવાના અને કનકવા ચકાવાના મેળા હાન નવા થાયછે

**શિક્ષકસમાજ**—સુધરેલી હુપનુ જેબી કાઇ દુન્યામા થાય તે, બધુ કરવાનુ નહીં બને તોપણ, તેની નકલ કરવાને તો નવસારી કદિ પછાત પડી ાથી, કે પડતી નથી તેના એજ દાખલા આપણે રજુ કર્યો ટ્રેનીગ કૉલેજ જેવુ કઇ નથી, ત્યારે આખા પ્રાતના સ્કુલોના લગભગ ૧૩૦ શિક્ષકો ભેગા મળી, શિક્ષણ કેમ આપવુ તે વિષે વાદવિવાદ કરવા, તથા બીજા ભાષણો કરવા સારૂ ઇ સ ૧૮ ૫ થી " શિક્ષક સમાજ " નામની સભા નીકળી છે જેની પહેલી બેઠક ઈ સ ૧૮-૫મા અત્રે થઇ હતી, અને બીજો મેળાવડો ૬૮૮ ગામના જે શિક્ષકો હોય તેઓનો ગજાવર મેળાવડો ઈ સ ૧૮૯૭ મા અત્રે થયો હતો, અને બીજી સભાઓ ભેગી એ સભા પણ ચાલેછે.

ાકરનો બીજો દાખલો આ કમતરીનનોજ પર્જદે ૧૨૬૦ના " ઝોરાસ્ત્રીઅન કૅલેન્ડર " ઉપરથી ઉતારી લઉંછુ —

**જીના અક્ષરનો કાર્ડ**—એક અમેરીકન કારિગરે અમેરીકાના પોસ્ટ કાર્ડ ( જે અહીંઆના પોસ્ટકાર્ડ કરતા દોઢો છે તે ) ઉપર ૨૫૦૦૦ શબ્દ લખેલાની બીના વાચી સરસાઇ કરવાના ઇરાદાથી નવસારીના રહેનાર દેસાઇ સોરાબજી મચેરજીએ હિંદુસ્થાનના છ પોસ્ટકાર્ડો લઇ એકેકથી ચઢતા નખાણો કર્યા હતા પહેલા કાર્ડમા ૫૦૦૦ શબ્દો, બીજામા ૧૧૦૦૦, ત્રીજામા ૨૩૦૦૦, ચોથામા ૨૭૫૦ , પાચમામા ૨૭૧૦૦ અને છઠ્ઠો કાર્ડ કે જે ાડન ાા બ્રીટીશ મ્યુઝિયમમા મુકવામા આ યો છે, તેમા સુમારે ૪૧ ૦૦ શબ્દ, અને ૧૨૮૦૦૦ હરફ સમાવલા છે, અને એ છેલા કાર્ડમા ગાયકવાડ સરકાર સાથનો બ્રીટીશ સરકારનો સબધ, તથા બ્રીટીશ અને ગાયકવાડ સરકાર સાથે નવસારીના દેસાઇનો સબધ એ બેજ બાબત છે. પહેલા બે કાર્ડ મુબાઇના વીકટોરીઆ મ્યુઝયમમા મૂકેલા છે, જે વિષે મી રીન દીક્ષનની સહીથી પહેલા વર્ગની સરટીફીકેટ મળી છે પાચમો કાર્ડ ગાયકવાડ મહારાજ સયાજીરાવને નજર કરવામા આ યો છે એ પાચમો કાર્ડ ઇ સ ૧૮૮૮ના પારીસના પ્રૌઢ પ્રદર્શનમા મુકવામા આ યો હતો જે માટે ત્યાની કમીટી તરફથી ઘણી સરસ સરટીફીકેટ સાથે દેસાઈ મજકુર ઉપર પાછો પહોચાડવામા આવ્યોછે તેમા છેલા શબ્દો એવા છે કે " કારિગીરીમા હિંદુસ્થાનના લોકો પણ પછાત નહીં પડવાનો દાવો કરવાનો હક ધરાવે તો તેનો આ એક અચ્છો પુરાવો છે " સઘળા કાર્ડો ચાલ્થી પાચ કલાકમા કાઈ પણ ઓજારની મદદ વિના લખેલાછે પારીસવાલો કાર્ડ અરધો તો નાન નખાવેલો હતો તેમા ૬૯ ાા ૧૬, ૮૦૦૦૦ હરફ અને ૨૧૯ લીટીઇ ( મહારાજાને એ કા ૧૮૭ ા થના, મેકેરછરાપા નારિયેરીમા મૂકયો છે )

## સોનાના ચાંદો મેળવનારાં નવસારીનાં કારખાનાંઓ.

નવસારીવાળા મી. કુંવરજી કાવસજી મીઠાઇવાળાએ કલકત્તા, પુના, ઍડીનબરો, ( સ્કૉટલંડમાં ) તથા વિલાયત મધ્યે રોયલ મીલીટરી ઍકઝીબીશનમાં પોતાના ઉમદા બનાવટનાં શરબતો તથા અજાયબ તરેહના મુરબ્બાઓ વિગેરે માલ મોકલ્યો હતો. તે સઘળાં પ્રદર્શનોમાંથી તેઓને સોનાના રૂપાંના તથા બ્રૉન્ઝના ચાંદો મળ્યાછે, તથા પહેલાં વર્ગની સર્ટીફીકેટ મળી છે. તેમજ યુરોપના સર્જન મેજરોએ ઈ. સ. ૧૮૯૦ માં સર્ટીફીકેટો આપીછે. નામદાર ગાયકવાડ મહારાજે પણ પોતાના અધ્યરીશ ડાકટર મી. એસ્તુ પાસે એ બધી નવસારી ઉમદા વસ્તુઓની તપાસ કરાવી ઉત્તમ સર્ટીફીકેટ આપી છે આ કારખાનાનો માલ દેશ પ્રદેશ નવસારીથી જાયછે અને વખણાયછે.

**બાનાનું પ્રસિદ્ધ કારખાનું** નામદાર મહારાજા સયાજીરાવની ખાસ પેટ્રનેજ હેઠળ આર. એચ. બાનાની કંપનીનું બહુ પ્રખ્યાત કારખાનું નવસારીમાં ચાલેછે. અહિં જાત જાતના સુગંધીદાર પદાર્થો, સુંદર કોલનવૉટર, લવંડરવૉટર, બાલને ચોપડવાના ખુશબોવાળાં તેલો, ઉંચી જાતના શરકા, ઈન્ડયન સૉસ, ટુથ પાઉડર વગેરે વગેરે અત્તરો, તેલો, તથા ઉંચી જાતના તરેહવાર સાબુઓ બનાવવામાં આવેછે. વળી "બાના બોકે" તથા "નવસારી નૉવેલ્ટી પરફ્યુમ," ની ખાસ બનાવટો એ કારખાનાના ફળ છે, અને *હિંદુસ્થાન, યુનાઇટેડ કીંગડમ, અને અમેરીકાના યુનાઇટેડસ્ટેટસના ઉપલી જાતની* શોધોના એકલા માલેક એ કુંપની છે. નામદાર મહારાજા સાહેબે આ બધી બનાવટ એ કારખાનામાંજ થાયછે કે કેમ તેની જાતે તપાસ પોતાના મહેલમાં કરાવી, મી. રૂ. હો. બાનાને રૂા. ૨૦ નું ઈનામ આપી પેટ્રનેજ આપી હતી. વળી રાજા સર. ટી. માધવરાવે એ કારખાના માટે, સરકારી જગા, વગર હરાજીએ એ કુંપનીને ઉત્તેજન આપવા આપીછે. ૧૮૮૩–૮૪ના કલકત્તા ઇન્ટરનૅશનલ ઍકઝીબીશનમાં સોનાનો એક ચાંદ, તથા બીજા ૨ ઇનામી ચાંદો મળ્યાછે. ૧૮૮૧માં વડોદરાના પ્રદર્શનમાંથી ૨ રૂપાંના ચાંદો તથા ઇનામ મળ્યુંછે. ૧૮૭૭માં રાજકોટના સ ગ્રહસ્થાનમાં એક રૂપાંના ચાંદ સાથે ઇનામ મળ્યું હતું. ૧૮૮૬માં લ ડનના કોલોન્યલ અને ઈન્ડીઅન ઍકઝીબીશનમાં એક ચાંદ મળ્યોછે. ૧૮૮૮માં પુના પ્રદર્શનમાં એક રૂપાંનો મેડલ મળ્યોછે, અને નવસારીની સર્વથી શ્રેષ્ટ સુગંધીદાર ખુશબો માટે ૧૮૮૫માં ઍન્ટવર્પના ઇન્ટર નૅશનલ ઍકઝીબીશનમાં બહુમાન સનદ પત્ર (Diploma of Honor) મળીછે. આ કારખાનું પણ નવસારીને દેશ પ્રદેશ પ્રસિદ્ધ આપવાને સાધનભુત થઇ પડ્યું છે.

એ શિવાય હાલ ગોવન મોરાર મિસ્ત્રીની કુંપની, તથા બીજી સંગાડયા લોકોની તથા પારસી કરાઇઓની કુંપનીના કારખાનાઓમાં સસતો અને સંગીન ફર્નીચર સામાન વગેરે સુધરેલી ઢબ ઉપર બનાવવામાં આવેછે. વળી એક સંધાડીયાને ત્યાંતો હારમોન્યમ બનાવવા લગીની હદ થઈ છે.

**પરચુરણ કારખાનાંઓ અને હુન્નરો**—ખુદ ગાયકવાડી હદમાંજ ગણીએ તો રૂના જીન ૪ છે. મરોલી ૧–વેસમા ૨–અને નવસારી ૧. પરંતુ નવસારી પ્રાંતને લગતાં કપાસમાંથી રૂ છુટો પાડવાના "જીન" નામનાં કારખાંના ૨૩ છે. નવસારી રેલ્વે સ્ટેશન આગળ ૪ જીનો પૈકી હાલ ૩ ચાલુ સ્થિતિમાં છે; મેસર્સ ધરી, હેપતુલ્લા શેખ આદમ

નાતાના જીનો તથા આમદભાઈ હબીબભાઇનો ૨ દાબવાનો પ્રેસ છે. રાણી સાહેબ મહાલસાબાઇનું જીન હાલ બંધ છે. તેલ પીલવાનું જીન પણ સ્થપાયલું છે. સંચામાં આટો દળવાનું કારખાનું મી. જાંગીરજી બરજોરજી દેસાઇએ કાઢેલું છે. હાલે નવસારીમાં બે ટેક્ષટાઇલ મીલો સ્ટેશન તરફ ચાલે છે. એક મફતલાલ મીલ અને બીજી સર એચ. એમ. મહેતાવાળી સીલ્ક મીલ બેઉ મીલોમાં કામ કરનારાઓની સંખ્યા સારી છે. અને તેથી નવસારીની વસ્તી વધી છે. હાલના સુબા રા. બા. ખાસેરાવજીના નામ ઉપરથી "ધી ખાસેરાવ જાદવ કોટન પ્રેસ એન્ડ કોટન ટ્રેનીગ કુંપની" ૨૦૦૦૦૦ રૂપીયાના ભંડોળ સહ સ્થપાઈ છે. વળી તાતા બાગમાં તથા નવસારીની આસપાસ ઘણી જગાઓમાં ઇજીપશીઅન કૉટન ઉગાડવામાં આવ્યો છે, અને એ અખતરો બીજે ઠેથે કરતાં નવસારીમાં ફત્તેહમંદ જણાયો છે. ફોટોગ્રાફરો બે છે. યુરોપ શૉપોનો ટોટો નથી. ફોનોગ્રાફ (શૉર્ટહેંડ) શિખવવાનો કલાસ શરૂ છે. શીવવાના સાંચા આજથી ૨૦ વરસના અરસામાં દાખલ થયા છે. પહેલ વહેલો એક સાંચો અત્રે આવ્યો ત્યારે નોશાકરાઓની અજાયબીનો પાર રહ્યો નહોતો. વળી લુહારના કારખાનાઓમાં **રતનજી લુહારનું** કારખાનું ઘણું સુધરેલી ઢબ ઉપર ચાલેછે. ત્યાં લોખંડ કામ તેમજ બીજુ વિલાયતી કામના જેવું ઘણું કામ બને છે. તે એટલે સુધી કે બાઇસીકલ બનાવવાની પણ કારસાજી થઈ છે. વળી **દામોદર લુહાર** નામે એક અજબ જેવી મનશક્તિનો એક કારીગર અત્રે વસેછે. તે ખરા ચબના જેવાં તાળાં વટીક બનાવે છે. નવસારીની ૫૦ લાખ રૂપીયા સમાય એવી નવી જાતની સરકારી તીજોરી બનાવવામાં તેણે પોતાની કારીગીરીનો ઉત્તમ નમુનો બતાવ્યોછે. તેણે એકવાર નમુનાની એક બંદુક બનાવી હતી, જે બંદુકનો વગર અવાજ થયે બાર થતો હતો. તે શિવાય તેની કારીગીરી દેશ પ્રદેશના પ્રદર્શનમાં વખણાયલી છે. વળી નવસારીની વખણાયલી ચીજોમાં અત્રેના દેશી ઢોલીઓની તારીફ ચોતરફ છે. એટલે સુધી કે મુંબઈ વટીક અહિંના ઢોલીને અવાર નવાર બોલાવવામાં આવેછે. એ ઉપરાંત બધીજ નકલમાં વળી મુંબઈની એક બીજી નકલ "ચોખ્ખાં દુધની ડેરી"ની છે. નવસારીમાં ઘરે ઘર સીલબંધ ચોખ્ખું દુધ પહોંચાડવા માટે મીડવાઈફ બાઈ આવાંબાઇ કુંવરજી તારાપોરવાલાએ એક કારખાનું કાઢવાની ખુશ વધાઈ મળી છે. વળી વકીલ ગુલાબદાસ ભાઇદાસ તરફથી પેપરમીલ નીકળનાર કહેવાય છે. તે ઉપરાંત ડાકટર જમશેદજી બેરામજીના સાહાસ્થી ચામડાં કેળવી દેશેદેશ મોકલવાનું કારખાનું અત્રે કાઢવામાં આવ્યું છે. ચામડાં રંગવાનું પણ અત્રે શરૂ થયું છે. એ ઉપરાંત વળી નવસારી પ્રાંતના જંગલમાં લાખ બનાવવાનું અનુકુળ જણાયાથી બજાં બેરાદરોની કુંપનીએ મહુવા તાલુકામાં લાખ બનાવવાનું પણ શરૂ કર્યું છે. ભાઠા ગામે મીઠું ઉત્પન્ન થાયછે. નવસારી પ્રાંતમાં વ્યારા કસ્બામાં જબરદસ્ત વેપાર ચાલે છે, અને આપણા પ્રાંત માટે સુરત નંદરબારનો વેપાર ખીલવવા "ટાપટીવેલી રેલ્વે" તૈયાર થઇછે; જે ઇ. સ. ૧૮૯૮થી વહેવાર ચલાવશે. અને નવસારી પ્રાંતનો સાલ્હેરનો કિલ્લો કે જે ૫૦૦ ફીટની ઉંચાઇએ કહેછે, અને હિંદુસ્થાનમાં એવી ઉંચાઇનો એજ કિલ્લો માનવામાં આવેછે, તેની ભેટ સહેલથી થશે,

## દેવકી ઉનાઇ.

"The sick come forth for the healing breeze,
The young are gathering flowers;
And life is a tale of poetry
That is told in golden hours—Willis.

**ઉનાઇનું સ્થળઃ**—વડોદરાના ગાયકવાડ સરકારના રાજ્ય પૈકી નવસારી પ્રાંતના વ્યારા તાલુકાના મોજે ખંભાળિયા નામના ગામમાં ઉનાઇના કુંડ આવેલાછે. ગાયકવાડ સરકારની "બીલીમોરા-કાળાઆંબા" રેલ્વેમાં ત્યાં જઈ શકાયછે. બીલીમોરા સ્ટેશનેથી ઉનાઈ સ્ટેશને ઉતરવાનું છે. જ્યાંથી કુંડ ઉપર ૭-૧૦ મિનિટમાં ચાલીને જઇ શકાય છે. અંબિકા નદીને દક્ષિણ તીરે જંગલના પ્રદેશમાં આ ઉના પાણીના કુંડ છે. આજે ત્યાં જંગલ નથી પણ વસ્તી થએલી છે. કુંડ ૨૦×૨૫ ચોરસ ફીટનો પત્થરથી બાંધી લીધેલો છે. એના પાણી એટલાં બધાં ગરમ છે, કે લોકો અસલથી બોલતા આવ્યા પ્રમાણે તેમાં ખીચડી પણ સપાટામાં ચડી શકેછે. ૧૨૪° ડીગ્રી ( ફૅરનહાઈટ ) સુધી એમાં ઉષ્ણતા રહેછે. એ કુંડના તળિયામાંથી ( જમીનમાંથી ) ખળખળતાં પાણીના કકરા પરપોટાના રૂપમાં નીચેથી ઉપર આવેછે. તે કકડેલાં ધગધગતાં ઉનાં પાણી એટલાં બધાં ખળખળતાં હોયછે, કે તેમાં આડે દહાડે કોઇપણ માણસ ન્હાવાની કદી હિમ્મત 'કરતું' નથી. થોડાક દિવસો ઉપર કોઈ સાધુએ આ કુંડમાં ન્હાવાની હિમ્મત કરેલી જણાવવામાં આવેછે તે જેવો કુંડમાં પડયો તેવો બળી મરવા લાગ્યો, અને બધી ચામડી પણ ઉખડી ગઇ. તેને તુર્ત બહાર ખેંચી કાઢવામાં આવ્યો હતો. ૩૬૪ દહડા સુધી એ પાણી ઉનાં રહે છે, પરંતુ ચૈત્ર શુદી પુનેમને દિવસે ( એપ્રીલ-મે માં ) આ પાણી સ્નાન કરવા લાયક જણાયછે.

**જાત્રાનો મેળોઃ**—દર વર્ષે ચૈત્રી પુનેમે ત્યાં મ્હોટી જાત્રા ભરાય છે. ઠેઠ મુંબઈથી તે અમદાવાદ સુધીમાં, તેમજ નાસિક જીલ્લાના અને ડુંગરો તથા જંગલોના લોકો ત્યાં હજારોની સંખ્યામાં ભેગા થાયછે. કહેછે કે, એ જાત્રાના મેળામાં એક લાખ માણસોની ૮ દિવસ સુધી આવ જા થાયછે. મ્હોટો ભાગ ધાર્મિક માન્યતાને લઇને ત્યાં જાયછે, અને કેટલોક ભાગ વેપાર અર્થે ભેગો થાયછે. ખાનદેશ, ડાંગ, વાંસદા, ધરમપોર વિગેરે મથકોથી પુષ્કળ લોકો ત્યાં જાયછે. લગભગ ૩૦૦ દુકાનો મંડાય છે, જેમાં દારૂ તાડીની દુકાનો ૬૦ સુધી હોયછે. પહાડી લોકો સાપ, વિંછુ, વિગેરે ઝેરી જાનવરોના ઝેરના ઉતારની જડીબુટીઓ ત્યાં વેચવા લાવે છે. હજારો ગલીચ રહેણી કરણીવાળા લોકોની મેદની થતી હોવાથી ત્યાં વારંવાર કૉલેરા ફાટી નિકળે છે; તોપણ આ કુંડમાં ન્હાવાના પુન્યની શ્રદ્ધા હોવાથી લોકો ત્યાં મરવાનું પણ પસંદ કરેછે. શ્રદ્ધાળુ ચિવટપણે માને છે કે, શ્રી રામચંદ્રજીના પ્રતાપે ચૈત્રી પુનેમે પાણી આપોઆપ ચમત્કારિક રીતે સ્નાન કરવા જેવા ઠંડાં પડી જાયછે, અને આ પાણીમાં ન્હાવાથી શરીર તેમજ મનના વ્યાધિ સારા થાય છે. આ અસલ કુંડની પાસે બીજો કુંડ કરવામાં આવ્યોછે, જેમાં ઉભરાયેલું પાણી રહી શકેછે. ગાયકવાડ સરકારે પડોસમાંજ એક કુવો બંધાવ્યો છે, જેના પાણી કોકરવરણાં એટલે છેકજ ઠંડા નહીં તેમ વધુ

ગન્મ પણ નહીં એવાં મહોબ્બ્યુ જે આજુબાજુમાં બીજો નવો કુંડ કરતાં ભય રહેછે, કે ગેબેને મુળ અસલ ઝરો પણ તણાઈ જાય. નનાને દિવસે લોકો " જય અંબે—જય અબે "ના પોકારો કરીને કુંડમાના પાણી એક બીજા ઉપર છાંટે છે. કુંડના પાણી ૩ દિવસ સુધી ઠંડાં રહેછે. દર માસે પુનેમને દહાડે પણ બહુ લોકો ત્યાં ન્હાવા જાયછે. એ કુંડ આગળ ત્રણ સરકારોની સરહદ લાગેલી છે. વડોદરા રાજ્ય, વાંસદા સંસ્થાન, અને ડાંગના મુલકની હદ ત્યા સાથે વળગેલી છે. આ માતાનું એક દેવળ વાંસદાની હદનું છે તે કુંડને લગોલગ લાગેલું છે. છેક નજીકમા અંબિકા નદી આવેલીછે.

**પાણીનું પ્રથકકરણ.**—ધર્માંધ લોકો શ્રદ્ધાથી માને છે, કે નૈસર્ગિક ચમત્કારને લઇનેજ ચૈત્રી પુનેમે પાણી ઠંડા પડેછે. ૧૯મી સદીની અધવચ્ચ સુધી આ માન્યતામાં કોઇએ શકા ધાલી નહોતી, પરન્તુ આજથી ૪૦ વરસ ઉપર સુધરેલા રાજ અમલમાં આ પાણીનું પ્રથકકરણ કરાવતાં ચોક્કસ પ્રમાણમાં ચુનો, ગંધક, કલોરાઈડ, તથા નવસાગરને મેળ જણાયછે. એક ગ્યાલન પાણીમાં ૨૦ ગ્રેન જેટલો ભેગ જણાયો છે. પાણીમાં ગંધકનો વાસ ચોકખી રીતે આવે છે.

**રોગ ઉપર થતી રામબાણ અસરઃ**—હમણા હમણા એ કુંડના પાણીથી ઘણાક અસાધ્ય રોગો દુર કરી શકાયા છે એવી લોકોમાં પૂરી જાણ થતાં મુંબઈના સુધરેલા લોકો પણ ત્યાં આવીને અઠવાડિયાં અને મહિનાઓ સુધી રહેવા લાગ્યા છે. વડોદરા રાજ્યના મેડીકલ ઓફીસર ડૉ. ચોબલ ( ઍલ. આર. સી. પી. ટી. ઍસ-એડીનબરા ) એમણે પ્રસિદ્ધ કર્યુંછે, કે હું સાત મહિનાથી સધીવાના ધણા સખત દર્દથી પીડાતો હતો. તે દરમ્યાન ચાર વખત એ દર્દ ઉથલો માર્યો હતો. બની શકે તેટલા બધા ચાલુ ઇલાજો અજમાવ્યા પણ તેથી કાંઈ ફાયદો જણાયો નહીં...યુરોપમાં જળોપચારનાં સ્થળોએ જે પદ્ધતિથી પ્રયોગ કરવામાં આવેછે તે મુજબ મેં ૨૧ દિવસ સુધી પાણીથી ન્હાવાનો પ્રયોગ કર્યો. તેથી એકદમ ફાયદો જણાતાં વધુ બે વાર ત્રણ ત્રણ મહિને એ પ્રયોગ અજમાવ્યો. આ પ્રયોગથી મને હવે ઘણોજ આરામ જણાયછે. આ પાણીથી સધીવા ( રૂમેટીઝમ અને ગાઉટ )નું દરદ મટેછે, એટલુંજ નહીં પણ Obesity મેદવૃદ્ધિનો (શરીરનું જાડાપણું) પણ એ પાણી અકસીર ઇલાજ છે. સધીવાથી પીડાતા તમામ દરદીઓને એ પાણીના ઉપચાર માટે વૈદકીય ખાતાના માણસ તરીકે હું મજબુત ભલામણ કરૂંછું. આ પ્રમાણે ડૉ. ચોબલ જાતિ અનુભવ ઉપરથી જણાવે છે, અને આ લખનારે પણ એવા ઘણી જાતના રોગોવાળા દરદીઓ સાન થયાની હકીકતોની ખાત્રી કરી છે. ઘણા અસાધ્ય રોગથી પીડાતા દુઃખીઓને હિમ્મતથી ભલામણ કરૂંછું, કે હઠીના દર્દો માટે આ છેવટનો ઉપાય જરૂર અજમાવી જોવો. સુરતથી માત્ર ૬૦ માઈલ ઉપરજ આ કુંડ આવેલો છે.

**૬૫૦ વર્ષ ઉપર લોકો પાણી પીવા જતા**—આજે તો આ કુંડમાં ન્હાવા સારૂજ લોકો જાયછે, પરન્તુ હમારા વડીલ દેસાઇજી ખુરશેદજી ટેમુરજીની નોંધો ઉપરથી જણાયછે કે, તેમના વખતમાં આ કુંડનું પાણી પીવા સારૂં લોકો જતા હતા. અંગ્રેજ લોકો પણ પાણી પીવા જતા હતા. હમણા તો લોકો "ઉનાઈમાં ન્હાવા જઇએ" એવી વાતો કરેછે, પરંતુ દોઢસો વર્ષ ઉપર તો "ઉનાઈ પાણી પીવા" જવાની વાતો લખાયલીછે,

**ઉનાઈની ઉત્પત્તિ તથા એ નામ કેમ પડ્યું**— આ ઉના ઝરાઓ છેક શ્રી રામચંદ્રજીના વખતના જણાવવામાં આવેછે, અને તેની સાથે અનાવલ કોમનો સંબંધ બતાવનારો ઇતિહાસ પણ જોડાયેલો છે. આ ઇતિહાસ વડોદરા હાઇ કોર્ટના આગલા જડજ મી. જનાર્દન જી. ગાડગીલે, તેમજ હાલના ચીફ જસ્ટીસ રા. બા. ગોવીંદભાઈ હાથીભાઈ દેસાઈ, તેમજ વડોદરા કૉલેજના પ્રિન્સીપલ મી. એ. બી. કલાર્કે, અને સર્વે સેટલમેન્ટ કમિસ્નર મી. એફ. એ. એચ. ઍલીયટે વખતો વખત બહાર પાડેલો છે. "સ્કન્દ પુરાણ"માં નીચે મુજબ હકીકત આવેલી છે:-રાવણ સાથે થએલા યુદ્ધમાંથી પાછાં ફરતી વેળાએ પોતાનાં સ્ત્રી સીતાને લઇને શ્રી. રામચંદ્રજી "પુષ્પક વિમાન નામના" બલુનમાં બેસીને લંકાથી જ્યારે આવતા હતા ત્યારે સંત શ્રી. અગસ્ત્યમુનિનું આશ્રમ તેમની દ્રષ્ટિએ પડ્યું. આ આશ્રમ વિંધ્યાચળ પહાડોના દક્ષિણ ઢળાણ ઉપર આવેલું હતું. રામચંદ્રજીએ પોતાનું વિમાન ત્યાં ઉતારી રૂષિજીની મુલાકાત લીધી, અને તેમની ઇચ્છાનુસાર રાવણના વધને અંગે "અનાદિસિદ્ધ" આગળ મ્હોટો યજ્ઞ કરવાનું ઠરાવ્યું. આ અનાદિસિદ્ધની જગો તે અનાવલનું આજનું સ્થળ હતું. યજ્ઞયાગ કરવા માટે આ સ્થળે કોઈ પણ બ્રાહ્મણ જણાયો નહીં; ત્યાં તો માત્ર જંગલમાં વસતો "મરુક" નામનો એક ભીલ માલુમ પડયો. આથી કરીને હોમ હવન આદિ ક્રિયા કરવા સારૂ હિમાલય પર્વતો ઉપરથી ગંગાકુળગિરીના બ્રાહ્મણોને બોલાવી મંગાવ્યા. આ બ્રાહ્મણોને ગરમ પાણી સ્નાન કરવા માટે જોઇએ, તે થકી શ્રી. રામે બાણ મારીને જમીનમાંથી ગરમ પાણી કાઢી તેમને અંગોળાવ્યા હતા, તે પાણીનો આ કુંડ હજી સુધી ચાલુ છે. આ મહાન યજ્ઞ અંબિકા નદીને કિનારે સંકલેશ્વર મહાદેવના દેહરાં આગળ કરવામા આવ્યો હતો. જે હવન વખતે ભેગી થએલી રાખોડી આજે પણ દીઠામાં આવેછે. આ નદીના તીરે જે ધોળા અને કાબરચિત્રા રંગનો ઢગ માલુમ પડેછે તે ચકમક, લોઢું, અને ચુનાના ભેળથી બનેલી રાખોડીનો જણાયછે, જૂદા જૂદાં ૧૨ ગોત્રના ૧૨૦૦૦ બાર હજાર બ્રાહ્મણો ગંગાકુળગીરીથી આ શુભ પ્રસંગે બોલાવવામાં આવ્યા હતા; જેઓ શેષની ૧૨૦૦૦ પુત્રિઓ જોડે પરણ્યા હતા. શ્રી રામચંદ્રજી તરફથી તે બ્રાહ્મણોને દક્ષણા આપવા માંડતા તેઓએ તે નહિ સ્વીકારવાથી શ્રી રામે એવો ઠરાવ પસાર કર્યો, કે તેઓ ભ્રષ્ટ થયા માટે ઉતરતી દશાને પામતા જશે, તેમજ દક્ષણા લેવાનો તેમનો હક્ક પણ નષ્ટ થાયછે, અને વળી વેદ ભણાવવાનો તથા યજ્ઞ હોમ કરવાનો પણ તેમને આયંદે અધિકાર રહેશે નહીં; તેમજ વૈસ્યોની પેઠે તેમણે હવેથી જમીન ખેડવાનો ઉદ્યોગ કરવો. આ ઠરાવ ઉપરથી આજની અનાવળા કોમની ઉત્પત્તિ થઇછે, ઉનાઈ=ઉન+ઈ. ઉન=ઉનું; ઈ પ્રત્ય લાગવાથી ઉનાઈ થયો કહેછે, પરંતુ આ ઉનાઈ શબ્દ ઉન+નાહીનો બનેલો છે. ઉન=ઉંનું, ગરમ; અને નાહવા ઉપરથી નાહી શબ્દ છે. આ શબ્દનું અપ-ભ્રંશ ઉનાઈ થયોછે. હવે અનાવળા શબ્દની ઉત્પત્તિ નીચે પ્રમાણે જણાવી છે:—

**અનાવળા**—કવિ દલપતરામભાઇએ ઈ. સ. ૧૮૫૨ માં પ્રસિદ્ધ કરેલા જ્ઞાતિ નિબંધમાં કહ્યુંછે કે, ઉનું પાણી માંગવાવાળા તે ઉનાવાળા. આ ઉપરથી સમજી શકાશે, કે આપણે પ્રથમ કહી આવ્યા તે ગંગાકુળગિરીથી આવેલા બ્રાહ્મણોએ શ્રી રામચંદ્રજી પાસે ન્હાવાને સારૂ ઉનું પાણી માંગેલું હોવાથી તેઓને ઉનાવાળા કરીને ઓળખવામા

આવ્યા. પાછળથી ઉનાવાળાનું અપભ્રંશ થઈ અનાવળા નામ પડ્યું, અને તે જગાનું નામ પણ ઉનાવળ અને પાછળથી અનાવળ નામ પડ્યું, ને ગામ આજે પણ એજ નામે ઓળખાયછે. એ લોકો ખેતીનો ધંધો કરેછે. મહુવા, પતસાણા અને ગણદેવીના દેસાઈઓ એ કોમમાં પ્રખ્યાત છે. એ લોકો પૈકી ઘણાઓ જાગીરદારો ને વતનદારો થયાછે. અનાવળાઓને ભાઠેલા અથવા માષ્ટાન પણ કહેવામાં આવેછે. વિલ્સનના કહેવા પ્રમાણે ભાતની ખેતી તેઓ કરતા હોવાથી ભાત+ઠેલા નામ પડ્યું. ઠેનાવું ઉપરથી ઠેલા શબ્દ જોડાયો છે. બ્રાહ્મણ ખેતીકારોને માષ્ટાનના નામથી ઓળખવામાં આવેછે. મહા+સ્તાન=એટલે મોટે ઠેકાણે રહેનારા. મહાસ્તાન=( Great Country ) મોટું મથક! જેમ કે મહારાષ્ટ્ર ઉપરથી મરાઠા નામ પડ્યું. અનાવળા લોકો બહુજ ચાલાક, ચંચળ, અને અત્યંત ટેકી હોય છે. એ જાત હઠીલી છતાં બેહદ સ્વમાનવાળી ચિવટ જાત છે. પોતાના સ્વમાન સિવાય એને વિશેષ કાંઇ પણ વહાલું નથી. એ અનાવળો કદી નમતું નહીં આપે, ભલે માથું જાય તેની ચિંતા નહિ. ઇઝ્ઝત જેવી વહાલી વસ્તુ એમને એકે નથી. નાક ને નોંક કદી જવા નહીં દે. તેથીજ તો ભલા રામચંદ્રજી આગળ પણ પોતાનો ટેક રાખીને ભિક્ષા નહિ લીધી. ગમે એવો ભુખે મરતો અનાવળો પણ કદી હાથ ઓળશે કે ભીખ માંગશે નહીં. એમનામાં દેસાઇ, વસી, અને નાયક એવા ત્રણ પ્રકાર છે. એ કોમનો પ્રાચિન ઇતિહાસ "અનાવિલ પુરાણમ" નામના પુસ્તકમાં સમજાવેલો છે. જે ભાગને "અનાવલ ટપ્પો" એ નામે ઓળખવામાં આવેછે ત્યાં ૧૯મી સદીમાં પારસી પટેલો જાહોજલાલી ભોગવતા હતા હાલ પણ ત્યાં પારસી પટેલો છે. હાલના પટેલ મી. જાંગીરજી માણેકજી સાગરના બપાવા શાપુરજી સાગરનું ત્યાં એટલું બધું ચલણ હતું કે; લોકોમાં કહેવત પડીછેઃ "મહુવાસે અનાવલ બાકે; જહાં દેખો વ્હાં શાપુરજી કાકે."

ઉનાઈકુંડમાં ચૈત્રી પુનમે ઉનાં પાણી ઠંડા પડે છે એ શીખેલા લોકો ઇશ્વરની લીલા અને ચમત્કાર માનતા નથી, પણ કહે છે કે, જાત્રાએ આવેલા લોકો તેમાં ન્હાવાથી પાણી દોહવાઇ દોહવાઇને ઠંડું પડેછે; તેમજ તેમાં ગંધક વગેરેનો ભેળ હોવાથી રોગ કે દર્દ મટે છે, કાંઈ ચમત્કારથી દર્દીઓ સાજા થતા નથી. ટુંકમાં એટલો તો સાર નીકળે છે, કે આ પાણીમાં ન્હાવાથી સંધીવા, નજલો વિગેરે રોગો મટેછે; જે રોગો પારસીઓમાં વિશેષ પ્રમાણમાં છે, તેના ઉપર તે રામબાણ અસર કરેછે. સુરા ગૃહસ્થોને વસવા માટે હાલ ત્યાં કુંડ આગળ સુંદર રેસ્ટ-હાઉસ બાંધવામાં આવ્યુંછે, પરંતુ હાટ બજાર જેવું ત્યાં કાંઈ ન હોવાથી ત્યાં જનારે સર્વ સામાન સાથે લઈ જવો પડેછે, અથવા પારસલો મંગાવવા પડેછે. હું આશા રાખું છું કે પારસી દર્દીઓ આ પાણીનો જરૂર લાભ લેશે.

વળી વાંકળ તાલુકે વેલાછાના છુપાછા ગામે બાતાવીરનો માગશર શુદ સાતમે, માંગરોલ ગામે મોટા મીઆંનો માગસર વદ અગીઆરસે, ઢોળાવ ગામે ગાય પગલાંનો ચૈત્ર સુદ પુનમે મેળા ભરાય છે, અને એજ તીથિએ લાદ ગામે નદિઓમાંથી ઉનું પાણી નીકળે છે, તેથી ત્યાં મેળો થાય છે. નવસારીની આસપાસ વળી પૂર્ણેશ્વરની અને એરૂની એમ બે મોટી જાત્રા ભરાયછે.

**પારસીઓના દૉખ્મા**—આજ સુધીમાં નવસારીમાં પાંચ દૉખ્મા થયાં છે. ૧ લું-બાઈ માલણબાઈવાલું-ઇટનું, જે હાલના દૉખ્માઓની છેક પછાડી તદન ખંડયેર થઈ ગેયલું છે. ૨ જું-માણેકશા ચાંગાશાવાલું લાલ પથ્થરનું. પહેલાંની આગળ બાંધેલું હજુ છે. ૩ જું-માણેકજી નવરોજી શેઠનું લાલ પથ્થરનું, બીજાંની આગળ બાંધેલું હજુ છે. ૪ થું હોરમજી મંચેરજી ભાભાનું કાળા પથ્થરનું, દરવાજામાં પેસતાંજ છે. ૫ મું-નશરવાનજી રતનજી તાતાનું દરવાજાની સામે નવું છે. છેલ્લાં બે ચાલુ વપરાસમાં છે. અનિવાર્ય કારણો વખતે ત્રીજા નંબરવાળું પણ વપરાય છે. બધાં મળી નવસારી પ્રાંતમાં ૧૫ દૉખ્માં છે, અને મી. ઍલ્પાયરે ૧૯ જણાવેલાં છે.

**દૉખ્માની સગડી**—જુની સગડી ૧ લી-ખરશેદજી કાંહાંનજીની છે. ૨ જી-હોરમજી મનચેરજી ભાભાની છે. ૩ જી સર જમશેદજી જીજીભાઈવાલી છે. ૪ થી-સર દીનશાજી માણેકજી પીટીટની છે.

**જાહેર જમનશાળા**—પહેલી-ખુરશેદવાડીના જુના ૩ બંગલા હતા, તે જમીનદોસ્ત થવાથી આ સાલ એક નવો થયોછે. બીજી ખુરશેદવાડીમાંની સર જમશેદજીની. ત્રીજી જમશેદબાગ મધ્યે સર જમશેદજીની. ચોથી-શેરાબાગ. પાંચમી નશરવાનબાગ. છઠ્ઠી-કાહારવાડમાં નવાજબાઈ ભાભાની. સાતમી-કાવશજી તાતાની જમનશાળા ખુરશેદવાડીમાં છે તે. આઠમી-કાછીનીવાડી મધ્યે દેસાઈઓની. ૩ જી-૪ થી ૫ મી-અને ૭મી એટલી પારસી ઉતારૂઓ માટે ધર્મશાળા પણ ધરાવેછે. એ શિવાય કાગ્વાડ આગળ કાપડયાનો બંગલો અને જમવા બેસવાનો ઓટલો છે.

**દૉખ્માના રસ્તા**—પારસીઓને રૂવાંન લઇ જવા મોટે ફલ્યેવાનાઓ માટે શેઠ હોરમજી બરજોરજી કપ્તાને પાકો રસ્તો બંધાવેલો છે, અને મલેસર ફલ્યેના લોકો માટે બાઈ દીનબાઈ નશરવાંનજી પીટીટે બંધાવેલો છે.

**સાહુકારો**— નવસારીમાં ૧૭ સાહુકારો ધીરધારનો ધંધો ચલાવે છે. મેમર્સ બીજુભાઇ મકનદાસ, રામદાસ શીવદાસ, ડાહ્યાભાઇ દીપચંદ, ઘેલાભાઈ ગોકલદાસ, ડાહ્યાભાઈ ગોકળદાસ, ગાંડાભાઇ ગોકલદાસ, અમથાભાઇ સુખલદાસ, છોટુલાલ ખુશાલ, ભુરીયા ગોરધન, બીજભુખણ દામોદર. એટલા વાણીઆ પારખો શરાફી કરેછે. સોનીઓમાં નરશંઇ દયારામ છે, મારવાડીઓમાં વકતા ભવાજી, મોતી વીરચંદ, જીવણ પરાગ, ગલાલ જોગાજી, ફકીર ગોવંદજી એટલા છે. શ્રીમાલી વાણીયામાં બાલાજી ડોંગાજી, અને પારસીઓમાં, મનચેરજી ખરશેદજી પાવડી, રતનજી પાંદરીવાલાના છોકરાઓ, બાપુજી મેહેરવાનજી દેસાઇ છે. બીજા કેટલાક પારસીઓ તથા વાણીયા અને મારવાડીઓ છે, જેઓમાં કેટલાક નાના સાહુકારો છે, અને કેટલાકો તો સાહુકાર લેખે પોતાને છુપાવવા માંગે છે ! મુસલમાનોમાં તો વ્યાજ ખાવું હરામ હોવાથી તેઓમાં કોઈ સાહુકાર નથી. હાલ કેટલાક વખતથી નામદાર મહારાજા સાહેબનાં ટેકાથી આપણા રાજ્યમાં વડોદરા બેંક સ્થાપીત થએલ છે. તેની એક શાખા નવસારીમાં છે. તે પણ સારૂં કામ બજાવતી હોવાથી હવે ખાનગી સાહુકારોનો ધંધો મોટે ભાગે તુટી ગયેછે.

**નોંધણી ખાતુ** – અગાઉ લેણદેણ વિગેરેના દસ્તાવેજો દેસાઇને ત્યાં ૧ રૂપીઓ લઇ નોંધી આપવામાં આવતા. દેસાઇ શાખ કરે અને દસ્તાવેજની નકલ પોતાને ત્યાં રાખે એટલે દસ્તાવેજ નોંધાયલો નક્કી થાય. પણ તા. ૧ ઓગષ્ટ ઇ. સ. ૧૮૮૫ થી દસ્તાવેજ નોંધણી ખાતું, દસ્તાવેજોને રીતસર રજીષ્ટર કરવા સારૂ સ્થાપન થયું ત્યારથી, દર વર્ષે સરાસરી ૮૦૦ દસ્તાવેજ નોંધાય છે. જ્યારે નવીન સ્ટાંપ સિસ્ટમ નીકળી ત્યારે વડોદરામાં ભારે હડતાળ પડી, અને તેનું જોઇને નવસારીમાં પણ એક દહાડો હડતાળ * પાડવામાં આવી હતી. હાલનું રજીષ્ટર ખાતું સ્થાપન થવા પહેલાં કૈલાસવાસી ખંડેરાવ મહારાજે સંવત ૧૯ ૫ ના જેષ્ટ શુદ ૧૫ ને દિને રજીષ્ટરના કાયદા બનાવી રજીષ્ટર ખાતુ સ્થાપ્યું હતું. તે સબબથી તે પહેલાંના દસ્તાવેજને આજે પણ નોંધાવાની જરૂર રહી નથી.

**વકીલો**– સીન્યર વકીલોમાં મેસર્સ સખારામ બાપુજી, દામોદરદાસ સુરજરામ, દેવચંદ હરીવલ્લભ, દીનશાજી દાદાભાઈ મુલ્લાં ( એટલાઓએ વકીલની પરિક્ષા આપ્યા વિનાના છતાં વકીલાતની સનદો મેળવી છે. એ પૈકી મી. મુલ્લાંને વરીષ્ટ કોર્ટમાં ઉભું રહેવાનો પણ હકછે. ) રૂદરજી મોહનભાઇ, રંગનાથ બાલાજી, જમનાદાસ ઘેલાભાઇ ( એટલાએ વકીલની પરિક્ષા પસાર કરેલી છે, અને તે પૈકી છેલ્લા બેને વરિષ્ટ કૉર્ટમાં પણ ઉભા રહેવાનો હકછે. ) એટલા ૭ વકીલો સીન્યર ગણાય છે, અને અપીલ કૉર્ટમાં પણ તેઓ ઉભા રહી શકેછે. નિચે જણાવેલા વકીલો મુનસફ કૉર્ટના છે, અને તેઓને અપીલ કૉર્ટમાં એકલા ઉભા રહેવાનો હક નથી, પણ સાથે સીન્યર વકીલો પૈકી એકને જોડીદાર લેવો પડેછે. તેઓ મેસર્સ માણેકલાલ શીવલાલ, ગુલાબભાઈ વસનજી, પાંડુરંગ બળવંત ફડકે, મેરવાનજી આદરજી દેસાઈ, મગનલાલ લુખણદાસ, ઇશ્વિરલાલ દામોદરદાસ, ઘેલાભાઇ ભીમભાઈ, અને દયાલજી નીછાભાઇ છે. અને વકીલની માત્ર સનદ મેળવેલા મી. ગણેશ નારાયણ આપટે મુખ્યાર લેખે એકજ છે. વળી મી. આણુરાવ વિશ્વનાથ મુખ્યાર છે. શિવાય અંગ્રેજી રાજ્યના પાસ થયલા પૈકી મેસર્સ ગુલાબદાસ ભાઇદાસ; ધનજીશા એદલજી પટેલ ( ડીસ્ત્રીકટ પ્લીડરો ) મોતીભાઈ રતીલાલ દેસાઇ ( હાઇકૉર્ટ પ્લીડર ) એટલા કામ ચલાવેછે. વકીલોની પેઢી એક જ, જેઓ ભાગમાં કામ કરેછે, તે " મેસર્સ ગુલાબદાસ, રંગનાથ, અને ધનજીશા "ની પેઢીછે. ઉપલા વકીલોમાં ઘણાખરા ગુજરી ગયાછે. હવે તો પરિક્ષા પાસ કરેલા વકીલો સરકારી અદાલતો શોભાવે છે.

**સયાજી વૈભવ લાઇબ્રેરી**—મોટા બજારમાં એક ગુજરાતી લાઇબ્રેરી કેટલાંક વર્ષથી વાણ્યા વેપારી વગેરેમાં વાંચનનો શોખ પૂરો પાડવા અર્થે ચાલતી હતી, તે લાઇબ્રેરીનું નામ નામદાર સયાજીરાવ મહારાજ સાથે જોડી હાલ લક્ષ્મણ હૉલમાં ઈ. સ. ૧૮૯૭માં લાવવામા આવીછે. એમાં મુખ્ય હાથ હિંદુ ભાઇઓનો છે. હાલ એ લાયબ્રેરી પોતાનું મકાન ધરાવે છે, અને જ્ઞાનોદય લાયબ્રેરીનાં સર્વે પુસ્તકો સાથે જોડાઇ ગઈ છે.

* હડતાલ=એ હાટતાલનો અપભ્રંશ છે. હાટ=બજાર; તાલ—તાળું. યાને બજારને તાળું મારવું તે.

**ડાકટરો**—ગાયકવાડ સરકારની હોસ્પીટલના ડાકટર સાલ ૧૮૯૭માં એદલજી રુસ્તમજી દાદાચાંદજી હતા, અને અંગ્રેજ સરકારની કાવ્યાવાડીની હોસ્પીટલના ડાકટર હરીકૃષ્ણ રાયકર નામના હતા. નવસારીમાં ખાનગી ધંધો કરનારા ડાકટરો ૪ હતા. તેમાં ડાકટર જમશેદજી એરાચજી જુના હતા. તેઓ જી. જી. ઍમ. સી. હતા. બીજા ડાકટરો એરાંચજી દાદાભાઈ રાણા તથા શેરાબજી આંદરજી પાંતરાંવાળા છે, એ બેઉ ઍલ. ઍમ. ઍન્ડ ઍસ. છે. ડાકટર ફરદુનજી શેરાબજી કાપડયા ઍમ. ડી. (બ્રસ) અને ઍલ. આર. સી. પી. (લંડન) છે. મોગલાઇ હકીમોમાં ડાકટર સોરાબજી પાલનજી બાંમજી તથા વોહરા મહમ્મદઅલી અલીભાઇ વગેરે કેટલાક હતા. અને દેશી વૈદોમાં જદુરામ વિજયરામ તથા ગોવીંદભાઇ ફકીરભાઇ, રામા તુળજારામ વૈદ, વગેરે પુષ્કળ છે. હાલ હીંદુ, પારસી ડાકટરોની સંખ્યા નવસારીમાં ગણી થઇ ગઇછે. મહોલ્લે મહોલ્લે ડાકટરો જણાયછે. ખાનગી હોસ્પીટલો પણ જોવામાં આવેછે, તેમજ હકીમો અને વૈદો પણ જોવામાં આવેછે. એવતરોગે પારસીઓ અને હીંદુઓએ સુવાવડખાના પોતાના જૂદાં ખોલ્યાંછે.

**બંગલાઓ**—નવસારીમાં લુનશીકુઇનો રસ્તો સારી હવાવાળી જગાનો છે. ત્યાં અને બીજી જગાઓ ઉપર મળીને કુલે ૫૦ બંગલાઓ છે. તેમાંનો મોટો ભાગ ભાડે આપવામાં આવે છે તેમાંના ૨૬ તો ફક્ત લુનશીકુઇના રસ્તા ઉપર છે.

**નવસારી મ્યુઝીયમઃ**—નવસારીમાં ફરવા હરવાના જાહેર બાગની માફક તાતા બાગ મુખ્યછે. એ બાગ મોટો વિશાળ છે. તમામ લોકોને ફરવા હરવાની ત્યાં છુટ છે. જો કે શેઠ જમશેદજી તાતાની માલકીનો તે બાગ છે, તોપણ જાણે પબ્લીક પાર્ક હોય તેમ વપરાય છે. તેમાંજ એક સુંદર પ્રદર્શન હતું. આંબાના ઝાડો દેશ પ્રદેશના જૂદા જૂદા ખંડોનાં મોટા ખર્ચ અત્રે ઉધાડવામાં આવેલાં છે. આખા હિંદુસ્થાનમાં કદાચ એજ બાગ એવો કહી શકાશે, કે જેમાં દરેક પ્રકારના શહેરે શહેરના આંબા ભેગા કરેલાછે. આંબાનું તો એ પ્રદર્શન આખા હિન્દમાં સર્વોત્તમ છે. અહીંના વળી પ્રખ્યાત આંબાઓમાં ગધેમાર નામનો એક છે. તેની તારીફની કથા એવીછે કે, તે આંબાનું અસલ ઝાડ જ્યાં ઉગ્યું હતું, તેની નિચે એક દિ એક ગધેડું બેઠેલું હતું, તેના દિલ ઉપર એક કેરી પડતાંની સાથેજ તે મરી ગયાથી તે કેરીનું નામ ગધેમાર પડયુંછે. વળી જંગલી જાનવરો વાઘો, સિંહો, રીંછ, વગેરે દેશેદેશના અત્રે પાળવામાં આવતાં હતાં. તરહેવાર જાતજાતના પક્ષીઓ, અને જાનવરોનું એક ઉમદા સંગ્રહસ્થાન કરેલું હતું. વાર્ષિક ખર્ચ એ બાગ પછાડી રૂા. ૮૦૦૦નો થતો હતો. અને એક જાતની નવસારી ઉપર તાતા ખાન્દાનની એ પણ એક આખિશ ભરી સખાવત છે. એમાંથી ૪૦૦૦ બાગ પછવાડે, ૪૦૦૦ મ્યુઝયમ પછવાડે ખર્ચ થતો હતો. આ બાગને ઝુલૅાજીકલ ગાર્ડન કહેવું બનાવર થઇ પડશે. આ ઠેકાણે યાદ આપી શકાશે કે, નવસારીમાંજ નહીં પણ નવસારી પ્રાંતમાં આંબાના ઝાડો નવાઇ જેવાંજ છે. તેમાં ઉમરા ગામનો બારમાગી આંબો વખણાયલો છે, જે ઉપર ૩૬૫ દહાડા કેરી આવેછે! તે શીવાય ફ્રાપયો આંબો–પારપરવાળો–મહારાજાનો–દાડમ્યો, ગોપ્ટો–આદિ આંબાઓ વિષે યુરોપ્યન મુસાફરોએ પણ વખાણ ગાયાં છે. જંગલી જાનવરો મુંબઇની વીકટોરીયા ગારડનમાં ભેટ આપી એ સમુહ હાલે કમી કર્યો છે-છતાં પબ્લીકને માટે બાગ ખુલ્લો છે. બંગલો

ટાટા સ્પૉર્ટ્સ કલબને ચોક્કસ શરતે વાપરવા આપેલો છે.

**જાણીતા કુવાઓ:**—નવસારીમાં જાણીતા કુવાઓમાં મીઠાં પાણીના કુવાઓ, દુધ્યાં તળાવ ઉપર "દેસાઇ કુવો"—"ઘીઆરાનો કુવો" તથા લુનશીકુઈ ઉપર "લુનશીકુઇ"—તથા કાલ્યાવાડી આગળ વાવ નજીકનો કુવો, એ મીઠાં અને હજમ્યત પાણી માટે વખણાયલા છે. અસલના બેગમોના બાંધેલા કુવાઓમાં કળાવાડી (નવીવાડી) મધેનો તથા ભવાનીવાડી મધેના ૪ કોશ સામટા ફરે, એવા ૨ કુવા અને બીજા મોગલાઇ વખતના ઘણા કુવાઓ પ્રખ્યાત છે. બેગમોના બાંધેલા ઉપલા ૨ કુવાઓમાં તો તાપના દહાડામાં તેમાં ઉતરીને બેગમોને સોગટાં વગેરે રમવાની સોઇ કરેલી છે. વળી ઇ. સ. ૧૮૪૩માં શેઠ કુંવરજી હોરમજી ભાભાના ધણીઆંણી નવાજબાઇનો બાંધેલો "બામજીવાડનો કુવો" તથા જમશેદ બાગ મધેનો, કાહારવાડામાં પીરોજબાઇ દા. વાછાનો તથા કુતારની ખડકી બાહેર મા. ન. પીટીટનો તથા દૉખ્માની સામે સર જમશેદજીનો તથા મરીઅમપરાંનો ખરશેદબાઇ જમશેદજી દમણીઆનો વગેરે કુવાઓ મોટા ઉપયોગના અને વપરાસના છે. તાતા બાગમાં ૧૫ વરસની વાત ઉપર પાતાળ કુવો "આર્ટીઝન વેલ" ખોદાયો હતો. પણ હજારોનો ખર્ચ વ્યર્થ જઈ નવસારીના બેનશીબે તે કુવો સફળ થયો નથી. બાકી તેથી મીલ ઉદ્યોગ ખીલવાનો અને ખેતીને આસરો મળવાનો મોટો સંભવ હતો. મગદુમશાના ઓરસ આગળના મીઠા કુવાઓ પણ વખણાયલા છે. સોદાવાટરના બે કારખાના અત્રે ચાલે છે, તેમાં એ બધા કુવાનું પાણી વપરાય છે. હવે મહારાજા સાહેબની ઉદારતાથી પાણીનાં નળ નીકળવાથી મોટે ભાગે આ કુવાઓ પડતલ થઈ ગયાછે.

**લક્ષ્મણ હૉલ:**—નવસારીની નવાજબાઇ તાતા કન્યાશાળાનો ઇનામનો મેળાવડો ખુરશેદ વાડીમાં તા. ૧૩ માર્ચ ૧૮૭૭ને દિને* થયો હતો. જ્યાં મુંબઇવાળા શેઠો દીનશાજી માણેકજી પીટીટ, બેરાંમજી જીજીભાઈ, નશરવાંનજી રતનજી તાતા, વિગેરે બીરાજેલા હતા, ત્યાં તે વેળાના લોકપ્રિય સુબા રા. બા. લક્ષ્મણ જગન્નાથની યાદગીરી જાળવવાનો ઠરાવ થયો, કે "નવસારી પ્રાંતની રૈયતનું ભલું કરવા સારૂ જે બેહદ મહેનત, કાળજી, તથા દીલસોજી રા. બા. લક્ષ્મણરાવે વાપરીછે. અને તેમાં વિશેષ કરી આ નવસારી કસબાને એક શેહેરનો દેખાવ ઉપર લાવવાને માટે જે સ્તુતિપાત્ર કામો કર્યાં છે, તે સર્વે કામોની કદર બુજવાની નીશાની દાખલ એ ભલા ધુંધી સુબા સાહેબની યાદગારી આ નવસારી કસ્બામાં કાયમ

---

*નામદાર-મહારાંણી વિકટોરીયાએ "કયસરેહિન્દ"નો પ્રૌઢ અધિકાર ધારણ કર્યો, યાને એજ વરસમાં ઇ સ. ૧૮૭૭ની ૧ લી જાનેવારીએ Empress-of India નો ઍલ્કાબ ધારણ કર્યો તે વેળાએ, આખા હિન્દમાં તેમજ નવસારીમાં પણ મોટો ઉત્સવ પાળવામાં આવ્યો હતો. અત્રેની હાઇસ્કુલના જુના મકાનમાં સઘળી સ્કુલોના બાળકોને ભેગા કરી, અમલદારો, શેઠ શાહુકારો, દેસાઇ દસ્તુરો ભેગા મળ્યા હતા. અને એ દિવસ ધામધુમ અને ગાનતાનમાં ગુજાર્યો હતો. દેસાઇ જમશેદજી ટેહમુરજીએ ખાસ ફારસી ભાષામાં વિકટોરીયાની તારીફમાં જોડેલી ગઝલો વગેરે ગવાઇ હતી, અને તેની બાંધણી વીશે દેશ પ્રદેશ બહુ તારીફ થઇ હતી. અને નવસારીએ એ તહેવાર ઉત્તમ પ્રકારે પાળ્યો, એવા અભિપ્રાય ચોતરફ વર્તમાન પત્રોમાં છપાયા હતા.

રાખવાને સારૂ કાંઈ યોગ્ય ગોઠવણ કરવાની જરૂર છે." એમ ઠરાવ થવાથી લીસ્ટ ફેરવ્યુ થતા રૂ. ૬૦૦૦ તુર્ત ભરાયા હતા પણ તેમાંથી ૩૦૦૦ માત્ર વસુલ આવ્યા હતા. ખજાનચી તેમે શેઠ બરજોરજી મા દેસાઈ, અને બરજોરજી ૩ ગારાજીએ કામ બજાવ્યુ હતુ હાલ જ્યા એ હૉલ છે તે જગા તે વખતે મુસાફર ટેકડીને નામે ઓળખાતી હતી, કેમકે અગાઉ નવસારીમા આવનારા મુસાફરોને ઉતરવાની તે ટેકડી જેવી ઉંચી જગા હતી વાણીયા લોકોએ સરકારને સમજાવી એ મુસાફર ટેકડી કઢાવી નખા વ્યાથી ખંડેરાવ મહારાજે દરગાહવાળા બાપુમીઆને ૮૦ વિઘા જમીન સરગતમાં તળાવની પાળ ઉપરની આપીને એ ટેકડી લઈ લીધી ત્યાર "લક્ષ્મણ લાઇબ્રેરી" સ્થાપવા સારૂ નામદાર મહારાજાએ ત્રિકોણ આકારનો જમીનનો એક કડકો બક્ષિસ આપ્યો હતો પણ તા. ૪ મે ૧૮૮૬ ને દિને માજી જડજ માહેબ ના બા વીરૂલ બાઉરાવ અને દેસાઈ મનચેરજી બરજોરજી ( જેઓએ લક્ષ્મણ હૉલના સેક્રેટરી દાખલ છેવટ સુધી કામ બજાવ્યું છે )એ એક સભા બોલાવી, જ્યા એવો ઠરાવ થયો, કે પુસ્તકખાનાને બદલે, આ કસ્બાના તમામ લોકોની જાહેર મિજલશો ભેગી થવાને માટે એક લાયક મકાન બનાવવું, અને તેનુ નામ "લક્ષ્મણ હૉલ" આપવાનો તથા ત્યાજ એક મીનારો ઉભો કરી એક મોટુ ઘડીયાળ મુકવાનો ઠરાવ થયો તે પ્રમાણે એ હૉલનો પાયો નાખવાની ક્રિયા દશેરાને શુભ દિવસે એટલે આસો સુદ ૧૦ રવીવાર સવત ૧૯૪૨ પારસી રોજ ૨૦ મા ૧ ૧૨૫૬ તા ૭ અકટોમ્બર ૧૮૮૬ ને દિને થઈ હતી. એ હૉલ બધાતા બહુ વિઘ્નો પડયા છે, અને પાયો નખાયા પછી એ હૉલ પુરો થઇ રહેતા ફડ પુરતુ ન હોવાથી વારવાર કામ બધ રહેતુ હતુ આ હૉલના કટ્રાકટરનુ કામ મરહુમ મેરવાનજી માણેકજી ખોરીએ બજાવ્યુ હતુ કામ ખોરબે પડતા રહતુ હોવાથી રા ગ. જોતીરાવ ભાસ્કરરાવ વિઠ્ઠલે ( વડોદરાના માજી દિવાન ભાસ્કરરાવ વિઠ્ઠલના ચિરંજીવી ) રૂ ૧૦૦૦ની રકમ આપી, અને રૂપીયા વધુ ભરાયા છતા વસુલ આશરે ૧૦૫૦૦ આવ્યાથી તેટલો ખર્ચ કરી, પાયો નખાયા પછી ૭ વર્ષે એટલે તા ૨૫ ફેબ્રુઆરી ૧૮૯૨ ને દિવસે એ હૉલ તથા સીતાબાઇ ટાવર ખુલ્લો મેલવાની ક્રિયા સુબા સાહેબ ખા૦ બા કેરશાસ્પજી ૩ દાદાચાનજીએ કરી હતી, અને એજ હૉલમા ફેબ્રુઆરી ૧૮૯૩ મા, લક્ષ્મણરાવે પોતાની મોકલેની છબી રા બા ગજાનન બાપુજી કોઠારેને હાથે ખુલ્લી મેલવાનો સમારભ થયો હતો **સીતાબાઇ કલોક ટાવર**—લક્ષ્મણરાવની યાદગારી રાખવાની ગોઠવણ દરમ્યાન તેઓના પત્નિ સૌભાગ્યવતી સીતાબાઈ ગુજરી જવાથી તેઓની યાદગારી રાખવાને મહેરબાન સર જમશેદજીની સરકારમા સભા થઈ હતી, અને તેનુ સ્મારક ફડ જુદુજ ભેગુ કરવામા આવ્યુ, અને લક્ષ્મણહૉલ સાથના ટાવરને "સીતાબાઇ ટાવર"નુ નામ આપવામા આવ્યુ બાદ કેટલાક વર્ષો સુધી એ ટાવર ઉપર ઘડિયાળ મૂકવાનુ બાકી રહેતુ હતુ, તે ૪ મે ૧૮૮૪ મા સુબા સાહેબ રા. બા વાસુદેવ માધવ સમર્થની કારસાજીથી નામદાર મહારાજાએ રૂ. ૧૦૦૦ સુધી આપ્યા, અને બીજુ ફડ ભેગુ કરી આશરે રૂ ૨૫૦૦ના ખર્ચે ટાવર ઉપર મોટુ વાગતુ ઘડીઆળ મૂકવામા આવ્યુ.

**હિંદુ દેવળો**—નવસારીમા લગભગ ૪૦ હિંદુ દેવળ દેહરા છે બાપુસાહેબની

હવેલીની આગળ, વિઠ્ઠલ મંદીર, ભદ્રેશ્વર મહાદેવ, અને હનુમાનનું દેવળ છે. સરકારી જુના થાણામાં અને તેની આસપાસ નારાયણ રઘુનાથનું બાંધેલું રામ મંદીર–ગોપાળરાવ મૈરાળના બહેન બાળાબાઇનું બાંધેલું બળાલેશ્વર મહાદેવ–હરિહરેશ્વરનું બાંધેલું જુનું દેહરૂં–હનમાનનું દેહરૂં–જળ માતાનું દેહરૂં–રામચંદ્રપંત કોઠારીનું બાંધેલું કાલ્યાવાડી જતાં રામકુંડ ઉપર રામ મંદીર–લુનશીકુઈ ઉપર વકીલ ગુલાબદાસના બાંધેલાં ૫ દેવળ જે પૈકી મોટાંમાં મહાદેવનું સ્થાન થનાર છે, અને બાકીના ૪ માં બીજા દેવોની મુરતી પધરાવાની રહેલી છે, પરંતુ દેવળો તૈયાર છે. દુધ્યાં તળાવ ઉપર ધર્મશાળા નજીક દેવેશ્વર મહાદેવનું તથા નારાયણેશ્વરનું દેહરૂં છે. રામબાઇ માતાના કુવા આગળ દેવીનું મંદીર છે. દુધ્યાં તળાવ ઉપર બાવાની ટેકડીમાં નરસીંહનું મંદીર અને મહાદેવનું દેહરૂં છે. દાદાટટુના મહોલ્લામાં છીપા લોકોનું રાધાકૃષ્ણનુ મંદીર છે. કાકુબાના મહોલ્લામાં રણછોડજીનું મંદીર, વાણીયાવાડમાં વૈષ્ણવ લોકોનું મંદીર, બજારને પેલે નાકે ગુરૂજીના ઘર પાસે બેચરા માતાનું મંદીર, પાગેદારની હવેલી પાસે પાગેદારનું ગણપતિ મંદીર તથા મહાદેવનું દેહરૂં છે. મલેસર જતાં દરજીઓનુ માતાનું મંદીર, કંસારા લોકોનું કાળીકા માતાનું મંદીર, તથા ગોળવાડ લીમડા ચોક આગળ કાળીકા માતાનું થાનક, વાણીયાવાડમાં નિલકંઠ મહાદેવનું મોટું દેવળ તથા તેની પાસે જુનું નિળકંઠેશ્વર, લુહારની કોર ઉપર ગોડીયા બાવાનું મંદીર, જમનાદાસ ઘેલાભાઇ મહેતાનું ગોપીનાથનું મોટુ મંદીર, બજારમાંનું હનુમાનનું દેહરૂં, ગોલવાડ ગેટ આગળ હનુમાનનુ દહેરૂં અને ત્યાંજ સુથાર લોકોના પંચનું દેવળ, આશાપુરી જતાં તળાવને માથે સમરાવાળા જાગીરદારનુ નારાયણેશ્વર મહાદેવનું દેહરૂં અને તેની જોડે મંગલ મૂર્તિ તૈલંગનું રામેશ્વરનું માહાદેવનું દહેરૂં, આશાપુરી માતાનું મોટું દેવળ, પૂર્ણા નદી ઉપર કેદારેશ્વર મહાદેવ, નવસારી મધેના અંગ્રેજ સરકારના કસ્ટમ હાઉસ આગળ મહાલક્ષ્મી માતાનું દેહરૂં, રામબાઈ માતાની પછવાડે શ્રાવક લોકનું પારસનાથનું દેવાલય છે. તેમાં ૨૪ મુરતીઓ જૂદાં જૂદાં નામવાલીછે, અને પુંજારીઓએ પોતાની એકેકી ખાસ કરી રાખેલી છે, અને તેને દુધ કે પાણીથી અંગોળાવે છે, તથા પર્યુશનના તહેવાર ઉપર ભાદરવા મહિનામાં તેના તરફ ખાસ ભકિતભાવ બતાવવામાં આવેછે. એ ઉપરાંત વળી કલ્યાણવાડીની ધર્મશાળા અને તે આગળનું ગણપતિ મંદિર ગોપાળરાવ મૈરાળનું બનાવેલુંછે, એ દેવળો. પૈકી નદિ ઉપરના કેદારેશ્વર દેવળ વિષે ઇ. સ. ૧૮૭૭માં સત્યમિત્રમાં પ્રગટ થયલા એક એહવાલમાં નીચે મુજબ વર્ણન છેઃ-- " એક વખત કેદાજીરાવે પોતાના ધરમને લગતું એક દેહરૂં નવસારીમાં બાંધવાની સલાહ ખરશેદજી દેસાઇને પુછી તે ઉપરથી દેસાઇજીએ નવસારી મધેની પૂર્ણા નામની નદીના કિનારા ઉપર બાંધવાની સલાહ આપી. એ દેહરાંના બાંધકામની નિશાન આજસુધી નવસારી મધે કાયમ રહેલી દીસેછે, અને એ જગા ઉપર દેહરૂં બાંધવાની મસલહત એ હતી કે એ લત્તા ... ગડાવાડ નામનો

* નવસારીમાં, ગાયકવાડી શહેર ... પડની સામે ... ઉપર અંગ્રેજના જલાલપોરના બંદરના વહિવટ માટે ... હાકમ ) ... એજ પ્રમાણે મીઠા કુવા આગળના લત્તા ઉપર બાંધેલ ... બાણાયું ... ડકાં ફોડકાં અંગ્રેજ રાજના આ શહેરમાં વિચિત્ર રીતે ...

મોહલ્લો એ નદીના કીનારા તરફ ખ્રેણીજ એકાંત આવેલો હતો અને ચોર અથવા પીંઢારાઓની લુંટફાટની વખતે તેમજ નદીની ઉભરતી મોટી રેલની વખતે એ મોહલ્લાનું બચાવ કરવાનું કામ લગાર મુસ્કેલ હતું તેથી જો સરકારી ધરમ ખાતાની ઇમારત અને તેને લગતાં બીજાં બાંધકામો એ લત્તા તરફ સરકારને ખરચે ઉભાં થાય તો તે તરફની નીગેહદારતી સરકારને રાખવીજ પડે એવી રૂડી ધારણાથી એ દહેરાંનું બાંધકામ તે લત્તા તરફ એ મરહુમ દેસાઇજીએ કરાવ્યું હતું."

## નવસારીમાં આવેલી મસ્જીદો

**જામે મસ્જીદઃ**—મુસલમાનોની નવસારીમાં એક ડઝન મસ્જીદો છે. તેમાં બજારમાં જામે મસ્જીદ છે, જે ૭૦૦ વરસ ઉપરની જુની ગણાયછે. મહમદ પેગંબર સાહેબના કાકા હજરત અબ્બાસની ઓલાદના નનુમીઆં હાજીમીઆં અને તેમના વડા મલેક નશીરૂદ્દીન, એઓ એ જામે મસ્જીદના મુતવલ્લી છે, અને એ મલેકના સજ્જાદાનશીન નનુમીઆં છે. એ મસ્જીદના ખરચમાં મોગલ સરકારથી મોધાર નામે ૬૦૦ વિંઘાનું ગામ બાદશાહી ફરમાનથી મળેલું તે હજુ પળેછે. એ મસ્જીદની આસપાસ જે જગા છે તે પણ પાદશાહી છે. દરગાહ માટે વિંઘા ૨૦૦ તથા જામે મસ્જીદ માટે ૬૦૦ અને મસીદના મુતવલીઓના વંશવારસો માટે ૯૦ વીંઘા જમીન શાહાનશાત તરફથી મળેલી છે. તેમાંથી ૯૦૦ વીંઘાં એ વારસોએ વેચી ખાધેલીછે. એ મસ્જીદના સજ્જાદાનશીન મલેક હમીદીદુનને માટે કહેછે કે, તેઓ એક પુરેપુરા સાલેક હતા, અને પોતાના આખા ભવના ખોરાક માટે તેઓએ નાની નાની ઘંઉના લોટની ટીકડી (રોટી) માત્ર ૧૬ શેરની બનાવી રાખી હતી, અને તે ચુસી ચુસીને આખો ભવ પેટ ભર્યું હતું. તોપણ તેઓ ગુજરવા બાદ એએક ટીકડી થોડાક વર્ષ સુધી તેઓના હુજરા ( યાને તેવણુને રહેવાનું ભોંયરૂં, જે હજુ મસ્જીદ આગળ છે તે ) માં મોજુદ હતી. મસ્જીદની પશ્ચિમે એઓની હાલ કબર છે તે આગળ એક હોજછે, અને હોજની પૂર્વે એ સાલેકનું બંદગી કરવાનું એક છુપું ભોંયરૂં હમારા જોવામાં આવ્યુંછે, જે જેમની તેમ હાલતમાં છે, તેમાં તેઓ ખોદાઇ માર્ગમાં બેસતા હતા. તેઓના બે ટેકણ્યાં પણ હમે નજરે ત્યાં દીઠાંછે. એઓની એટલી બધી તાકાત ગણાયછે કે, જો એ હોજમાં ખસખસ ભરો તો તેના દાણાં પણ કહી દેવાને શકિતવાન પોતાને કહેતા હતા ! એઓની વફાતનો સને હીજરી ૧૦૭૮ છે. જામેમસ્જીદનો પાયો હીજરી સન ૮૦૭માં નંખાયો હતો એવું એ મસ્જીદ સંબંધેના બાદશાહી ફરમાનો જોવાથી જણાઇ આવેછે. તે સમય ગુજરાતમાં સુલ્તાન નાસેરૂદીન મહમદશાહ બાદશાહનો અમલ હતો. ( મીરાતે-સીકંદરી ફારસી પા. ૧૬ ) એટલે એ હિસાબે મજકુર મસ્જીદને આજે ૫૪૪ વરસ થયાછે, અને એ મસ્જીદના વહીવટ કરનાર મુતવલ્લીઓ પણ હઝરત પીર નસીરૂદ્દીન અબ્બાસી સાહેબના વંશમાંજ હોવાનું એ મસ્જીદના બાદશાહી સમયના ફારસી ફરમાનો તથા પરવાનાઓ જોવાથી જણાય છે.

મજકુર મસ્જીદ ઘણી જીર્ણ થઇ ગએલી હતી તેથી અત્રેના રહેવાસી ( મુળ સુરતના વતની ) અને પ્રતિષ્ઠીત કાપડના વેપારી મેમણ શેઠ હાજી અબદુરરહેમાન હાજી જાનમહંમદ સાહેબે મજકુર મસ્જીદનું જમાતખાનુ નકીદ કરાવી નવીન જમાત-

ખાનું અને સડેન રૂા. ૨૫૦૦૦) પચીસ હજાર ખરચી સુંદર બંધાવી આપ્યાછે.

**ખાટકીવાડ મોહલ્લાની મસ્જીદ**—મસ્જીદ સારીછે. ઇલેકટ્રીક લાઈટ મુકાવવાથી વધુ સુશોભીત લાગેછે. એ મસ્જીદની બીના બદલ એવું કહેવાયછે કે પ્રથમ એક બુઝરગ હઝરત દારાશાહ નામના વલી એ જગ્યા ઉપર રહેતા હતા અને એ જગ્યા તેમની માલકીની હતી, પછી તેમની આખર ઉમરે એ જગ્યા મસ્જીદ બાંધવા માટે વકફ કરી એ બાદ ખાટકી જમાતે ત્યાં મસ્જીદ બંધાવી અને તે બુઝરગની કબર પણ મજકુર મસ્જીદમાં હાલ છે.

**કોટ મોહલ્લાની મસ્જીદ**—એ મસ્જીદ કાજી ઈમાદુદ્દીન નવસારીના શહેર કાજી સાહેબે બંધાવી હતી. મસ્જીદ પુરાતન સમયની હોવાથી ઘણી જીર્ણ થઈ ગએલી હતી, તેથી સને ૧૯૩૨માં રૂા. ૨૦૦૦) ખર્ચી મરામત કરાવી સુંદર બનાવવામાં આવીછે, અને ઇલેકટ્રીક લાઈટ તથા પંખાથી વધુ સુશોભીત દેખાય છે.

**કાજીવાડ મોહલ્લાની મસ્જીદ**-એ મસ્જીદ પણ પુરાતન સમયની હોવાથી ઘણી જીર્ણ થઈ ગએલી હતી તેથી એજ મોહલ્લાના રહેવાસી અને રંગુનના વેપારી મરહુમ હાજી કુતબુદ્દીન શેખામીયાં ઉસ્માની સાહેબે સને ૧૯૦૬માં રૂા. ૬૦૦૦) છ હજાર ખર્ચી સુંદર બંધાવી છે.

**મોઠવાડ મોહલ્લાની મસ્જીદ**—એ મોહલ્લાને અસલના વખતમાં કાજીવાડ કહેતા હતા, પરંતુ પાછળથી એ મોહલ્લાનુ નામ મોઠવાડ પડયું, તે આજસુધી મોઠવાડના નામથી એ મોહલ્લો ઓળખાય છે. એ મોહલ્લાની મસ્જીદ પણ ઘણી જીર્ણ થઇ ગઇ હતી, તેથી એ મોહલ્લાની સુન્ની જમાતે સને ૧૮૯૩માં સુંદર મસ્જીદ બંધાવી અને હાલમાં ઇલેકટ્રીક લાઈટ અને પંખા મુકાવવાથી વધુ સુશોભીત લાગેછે.

**સુન્ની વોહરા જમાતની મસ્જીદ**—એ મસ્જીદ હાટડી બજારમાં આવેલી છે. પ્રથમ ઘણી જીર્ણ થઇ ગઇ હતી તેથી મજકુર વોહરા જમાતે સને ૧૯૨૭ માં પુરાતન મસ્જીદને શહીદ કરી આસરે રૂા. ૮૦૦૦) આઠ હજાર ખરચ કરી સુંદર નવીન મસ્જીદ બંધાવી છે, અને ઇલેકટ્રીક લાઈટથી વધુ સુંદર દેખાયછે.

**ટાપરવાડ મોહલ્લાની મસ્જીદ**—એ મસ્જીદ પણ ઘણી જીર્ણ થઇ ગઇ હતી તેથી એ મોહલ્લાની સુન્ની જમાતે ફંડ ભેગુ કરી જુની મસ્જીદને શહીદ કરી સને ૧૯૩૦માં આસરે રૂા. ૩૫૦૦) સાડાત્રણ હજાર ખર્ચી સુંદર નવી મસ્જીદ બંધાવી છે.

**ઓરાવાડ મોહલ્લાની મસ્જીદ**—ધુળધોયા યાને ઝાહગવાડાઓની મસ્જીદ, મુલ્લાં ખેરૂલ્લાની બંધાવેલી છે, તે મુલ્લાં ખેરૂલ્લાની મસ્જીદને નામે ઓળખાયછે. એ મસ્જીદની સ્થિતિ ઘણી જીર્ણ થઇ ગઇ હતી, અને હાલ દુરસ્ત કરાવી છે.

**પીર મખદુમ નસીરૂદ્દીન સીદ્દીકી સાહેબની ખાનકાહની મસ્જીદ**—હઝરત પીર મખદુમ સાહેબના મુરીદો અને બીજા માનનારા મુસલમાનો એમની મુલાકાત અર્થે આવવા લાગ્યા તો તેઓ હઝરત પીર સાહેબ સાથે એ જગ્યાએ નમાઝ પઢતા, અને પછી એ જગ્યાએ તેમણે મસ્જીદ બંધાવી ત્યારથી એ મસ્જીદ એમની ખાનકાહની મસ્જીદ કહેવાયછે. એ મસ્જીદ ઘણી પુરાતન સમયની થઇ ગએલી હોવાથી ઘણી જીર્ણ થઇ ગઈ હતી તેથી એ દરગાહના મરહુમ સજ્જાદા નશીન ગુલામ મહંમદ સીદ્દીકી

સાહેબે પોતાના વડીલ બુઝરગ મજસેમાં ફાંરકી સાહેબની મદદથી જીર્ણ થઈ ગએલી મસ્જીદને શહીદ કરાવી સને ૧૯૨૧-૨૨માં રૂ. ૧૦૦૦૦) દસ હજારના ખરચે સુંદર નવીન મસ્જીદ બંધાવી મસ્જીદ અને દરગાહ બન્ને એકબીજાની પાસે હોવાથી બન્નેની શોભામાં વધારો થઇ ગયોછે.

**દુધીયા તલાવવાળી મસ્જીદ**—( મીરજા મેહમુદ નામે નવસારીનો એક મુસલમાન જાગીરદાર હતો, તેણે પોતાની ઓરતને મેહેર યાને પરણ્યાંન અદા કીધું, તે નેકા થતી વખતની મળેલી મેહેરના અંદરથી તે બાઇએ દુધીયા તળાવ ઉપર, પારસીઓમાં માલણબાઇએ જેમ દોખ્મુ બંધાવ્યું, તેમ તેનીએ મસ્જીદ બધાવી, અને તેના ખરચ માટ ઝવેરીવાડી વેચાતી લઈ વકફમાં કાઢી આપી હતી. ) એ મસ્જીદ પણ ઘણી પુરાતન સમયની કહેવાયછે, અને તે ઘણી જીર્ણ થઈ ગઈ હતી તેથી મુંબઇના સખી વજુદ ખોજાશેઠ દાઉમનજી પદમસી સુરમાવાલાની વિધવા બાઈ રતનબાઈ સાહેબે સને ૧૯૧૬માં દુરસ્ત કરાવી આપી.

**શીયા દાઉદી વોહરા કોમની મસ્જીદ**—એ મસ્જીદ ટાવર પાસેથી જતા નિશાળ ફળીયાની સામે સડકના નાખરા ઉપર આવેલી છે. શીયા દાઉદી વોહરા કોમના નામદાર વડા મુલ્લાંજી સૈયદના નજમુદ્દીન સાહેબે આસરે વરસ સાઠ ઉપર એટલે સને ૧૮૭૩ માં બંધાવી આપી મસ્જીદ સુંદર છે, અને હાલ ઇલેકટ્રીક લાઇટથી વધુ શોભાયમાન બની છે.

**ખાદમમીઆંની મસ્જીદ** મર્યમપૂરાની દક્ષિણે હજામ લોકોની ગોલવાડમાં છે. દાગી ફળ્યામાં કરાઈવાડમાં એક છે. રંગરેજની પછવાડેની નાદની મસ્જીદ, તેમાં પીર મહમદ મુલ્લાં રહેછે. અત્રે જાણવા જોગ એ છે કે, કેટલીકગમ તો હિંદુના દહેરાંની દરાજ કદમ દુર મસ્જીદ આવેલીછે, તેમજ સર જમશેદજીના મશેસરના આદર્ગાન તો બર મુસલમાન વસ્તીના અંદર બંધાયના છે, અને તે પણ એક નજીકની મસ્જીદની પાસે હોવાથી એ આદરાન ઈ. સ. ૧૮૪૯માં બંધાયા તે વખતેજ આતશબેગંમની આગળ દેસાઈજી બરજોરજી નવરોજજીનું કુશાદે મકાન બંધાતું હતું. સબબ મુંબઇ ચાબુકમાં હલકારૂએ ટીકા કર્યો હતા કે, " બરજોરજી દેસાઇએ હજારો રૂપિયા ખરચી આતશબેરાંમની બોય સાંભળવા રોનકદાર મકાન બાંધ્યું છે, ત્યારે સર જમશેદજીએ મસીદની બાંગ સાંભળવા આદરાન બંધાવ્યું છે. " તોપણ શુકરાંના પરવરદેગારના, કે હિંદુ, મુસલમાન અને પારસીઓના ધર્મના મકાનો અકેકની પાસે આવેલાંછે, એટલુંજ નહિં પણ હિંદુઓનું મુડદાં બાળવાનું સ્મશાન, પારસીઓના દોખ્મા અને મુસલમાનોનું એક કબ્રસ્તાન નજીક નજીકમાં આવેલાં છતાં તે સર્વે સલાહ સંપથી રહ્યાછે, અને ઇશ્વરેચ્છાએ હંમેશ તેઓ તેમજ રહે ! નામદાર ગાયકવાડ સરકાર પણ મુસલમાનોને માન આપેછે, તેઓને મદદ કરેછે. ખંડેરાવ મહારાજતો તાબુતના તહેવાર ઉપર બહુ ખેરાત વિગેરે કરતા હતા. તેઓએ દુધ્યાં તળાવ ઉપરની મસ્જીદ વટીક સમરાવી આપીછે. જુમા મસ્જીદને મોટી મદદ કરીછે. આજે પણ સરકાર તરફથી દર (મુસલમીન) અગ્યારમી તારીખે " અગ્યારમી ખર્ચ " ને નામે મુસલમાન ફકીરોને જમાડે છે.

**સ્મશાન**—હિંદુઓનું મુડદાં બાળવાનું સ્મશાન એકજ છે.

**કબ્રસ્તાન** નવસારીમા મુસલમાનોના કબ્રસ્તાનો ૧૩ છે મગદુમ સાહેબનુ મલેક નશીરુદી । મલેકનુ–મગદુમ ઝરૂદી । સાહે નુ–પીર મચુ તાપ ફ ચેનુ બોર્ડીંગ શાળા પાસે કાટ કબ્યાનાનાનુ જકાત નાકાની સ્ટેશન ।। રસ્તાની ચોકી આગળ હજામ લોકોનુ–દા મે જવાના રસ્તા ઉપર ખાટકી લોકોનુ દશેરા ટેકડીવાળુ શીલોટ લોકોનુ ઓનતીપોર આગળનુ–સ્ટેશ । તરફ નીમા રંગગ ટેકડા આગળનુ ગોનવાડ ગેટ સામે ટેકડી ઉપ નુ–શતાપી નુ સૈયદ નુરૂદી વાળુ સોનાના કળશનુ

**જુના કુટુબો** –પારસીઓના ધર્મગુરૂવર્ગના કુટુ બો આગળ જણાવી ગયા છે તે ઉપરાત બેહેદીન પા સીઓમા વાદરીવાળા, મહેતા, મુનશી બોટ, દીગરીસા, સુતરીયા, પાતરાવાળા, રાણા, રાગી, ગેનુ, પટેલ, તનામી, બારીસા, સુઇ, લગડા, ગાધી વછદ, વાછા, નેકુ, તબોલી, અવારી, ગોટલા, વિગેરે છે ચીન, કલકત્તા, દખ્ખણ, મુબઇ, સુરત, અરબસ્તાન વગેરે ઠેકાણા ઉપર જે પ્રખ્યાત વેપારીઓ અને આગેવાનો છે, તે નવસારીનાજ મુળવતનીઓ છે મુસલમાનોમા, શેખ શીદીકીનુ ખાન્દા । સાદાત ખાન્દાન, કાઝી લોકોનુ ઉમ્માની ખાન્દાન, ફારૂકી ખાન્દાન અને અન્ સારી ખાન્દા । મુખ્યછે હિંદુ લોકોમા વૈદ, જોશી, વિગેરે વ શો છે

**પાણીના મુખ્ય પરબો**—તરાઉતા મધેનુ, કાછારવાડા મધેનુ, મોટા બજાર મધેનુ, અને મલેસરમા બેહદીન રૂસ્તમજી ડેબુની જગા ઉપરનુ બેહરામજી બમનજી મહેતાએ સવત ૧૯૨૦મા બધાવેલુ, અને પાચ ડાટડીવાળુ મળી ૪ પારસીના હતા હિંદુ લોકોનુ મુખ્ય પરબ મોટા બજારમા હતુ હાલ તેની કઇ જરૂર નહિ હોવાથી અને તે દરેક જગાએ નવી બીલ્ડીગો બધાઇ ગઇ જેથી એ પરબો હી ગધ થઈ ગયા છે

**માનતાના કુવાઓ**—નવસારીમા સાઢકુવો અને રામબાઇ માતાનો કુવો એ બે વડેમી લોકોની માનતાને માટે પ્રખ્યાત છે દાનની સુતર્યાની વાડીમા સાઢ કુવો આવ્યો છ એ કુવામા એક મસ્તાન સાઢ પડી ગયો હતો, અને જેને બહાર કાઢતા કેટલાક દિવસ લાગ્યા હતા, અને કહે છે કે ત્યાર પછી તે રસ્તે ફરના ઓને ભયાનક દેખાવો દેખાતા હતા, તથા નવસારીમા મરકી ચાલી હતી । વળી આજે પણ વાણીયા લોકો એની માનતાઓ કરવા જાય છે કહે છે કે, અગાઉ તો એક હિંદુને ત્યા ન્યાતિનુ જમણ થવાનુ હોય, તે એક દહાડો આગળથી માનતા લઇને ત્યા જઇ સો બસો કે જેટલી બાજ થવાની હોય, તેટલીનુ ખાણુ પકાવા માટે વાસણ મળવા અરજ કરતો, અને બીજે દહાડે તેટના વાસણ ત્યા થઇ રહેતા । પણ પાછળથી કહેછેકે કોઇ એકે એ વાસણ ચોર્યા ત્યા થી આ સત જતુ રહ્યુ તેમ જ કહે છે કે રામબાઇ માતાના કુવામા કોઈ કોઇ દહાડો એકાએક અદર પાણીમા, બળતા દીવાનુ કોડયુ જણાય છે, તથા કોરો ડુબા ને ઘરનો માટીનો ઘડો પાણી ઉપર તરતો જણાયા કરે છે, અને પાછો જોતજોતા ડુબી જાય છ । વિગેરે અનેક કથાઓ છે પણ પુષ્કળ માનતા એ બેઉ કુવાની આજે પણ લેવાય છે સાઢ કુવામા સાઢના રૂપે દેવરથા । હોવાનુ મા વામા આવે છે, અને તેની પાસે "ઓખવી માતા" નામે દેવીનુ સ્થાન છ, ત્યા જે વડેમી વર્ગને દાદ, ઓખની, ખસ, એવા પ્રકારના વ્યાધિઓ હોય છે, તેઓ તેની બાધા રાખવાથી સારા થતા જણાવવામા આવે છે

**નવસારીની બીલ્ડીગો**— નવસારીમા નવા થાપાનુ મકાન અને રેલ્વે સ્ટેશન

સવા લાખને ખર્ચે બંધાયલાં છે, તે સિવાય શ્રીમંત પારસીઓની ઘણીક સુશોભિત બીલ્ડીંગો અને ગંજાવર બંગલા છે. મુંબઇની ૮૨૧૦૦૦ ની વસ્તીમાં ૩૫૦૦૦ ઘર છે, જ્યારે આખા નવસારી પ્રાંતની ૩ ૬૪૪૩ માણસની વસ્તીમાં ૭૭૨૩૫ છે, તેમાં વળી ખાલી ઘર ૧૩૭૫૯ છે. આખા પ્રાંતમાં પુરૂષ ૧૬૦૯૧૩ અને સ્ત્રી ૧૫૮૫૩૦ છે. યાને મુંબઇની વસ્તીના પ્રમાણમાં નવસારી પ્રાંતમાં ઘર પુષ્કળ છે. તળ નવસારીની ૧૬૨૭૬ ની વસ્તીમાં ઘરની સંખ્યા ૫૦૧૧ છે. તેમાં વળી ૧૫૪૯ ખાલી છે, અને ખુદ નવસારીમાં પુરૂષની વસ્તી ૭૭૬૦ ની અને સ્ત્રીની ૮૫૧૬ ની છે. અસલ તો શહેરની વસ્તી દશેરા ટેકડી અને લુનશીકુઈ તરફની બાજુએ હતી, તે વધી વધીને હાલ ઉત્તર પશ્ચિમે લંબાયલી છે. હાલ બંધાયલી સર કાવસજી જેહાંગીરની સ્કુલ, તાતા સ્કુલ સરકારી " છોકરાની સ્કુલ, " સરકારી " છોકરીઓની સ્કુલ " વિગેરે નવીન બીલ્ડીંગો જોવા લાયક છે. વળી સંવત ૧૯૫૧ માં જૈનો માટે કાઠ્યાવાડીના શા. ફકીરચંદ મોતાજી, તથા શા. દુલ્લભ મોતાજીએ બંધાવેલી ધર્મશાળા જોવા લાયકછે. ( આ લખાણ જુની તવારીખે નવસારીનું છે. હાલ નવસારીની વસ્તી વધી ગઇછે, જેથી ખાલી ઘરો નજરે આવતાં નથી.

**પબ્લીક ઑફીસો:**—નવસારીનું જુનું થાણું "સરકારી મહેલ" લેખે ગણાય છે. એ અંદરના ભાગમાંથી ઘણી ગંજાવર બીલ્ડીંગ છે, જેનો એટલાથીજ ખ્યાલ આવશે, કે ઈ. સ. ૧૮૭૬ માં જ્યારે નવીન ઍડમીનીસ્ટ્રેશન સ્થપાયું તે પહેલાં પોલીસ ખાતું, જેલ, ન્યાય ખાતું, મુલકી ખાતું, રીકાર્ડ, અફીણ, જકાત ખાતું, ત્રીજોરી ખાતું, વિગેરે વિગેરે તમામ સરકારી ખાતાં, એ એકજ બીલ્ડીંગમાં સમાતાં હતાં, એટલુંજ નહીં, પણ તેમાંજ વળી પોલીસ લાઈન, ઘોડાઓના તબેલા તથા તેઓના સ્વારોના રહેઠાણ, તથા કારકુનથી સુબા સુધીના અમલદારો પોતાના કુટુંબ સહ તેમાંજ રહેતાં હતા ! સંવત ૧૯૩૦ માં શ્રીમંત કૈલાસવાસી મલ્હારાવ મહારાજાના નવસારીમાં લક્ષ્મીબાઈ સાથે લગ્ન થયાં તે વેળાએજ એ જુનાં થાણાના મહેલની રોનકમાં ફેરફાર કરવામાં આવ્યો હતો. આજે ઘણે ભાગે સર્વે કચેરીઓ, નવાં થાણાવાળી ગંજાવર બીલ્ડીંગ ઈ. સ. ૧૮૮૨ માં તૈયાર થઈ ત્યારથી ત્યાં ભરાય છે. એ મલ્હારાવ મહારાજાના રાણી મહાલ્સાબાઈ સાહેબ નવસારીમાંજ જાથુકના રહેતાં હતાં, અને સરકારમાંથી તેઓને દરમાસે હાથ ખર્ચના રૂા. ૨૦૦૦ મળતા હતા.

*જેલ*—નવસારીની જેલ ઈ. સ. ૧૮૮૦ માં ઘણી મોટી બાંધવામાં આવી છે. જેમાં દરમાસે ૧૬ નવા કેદીની રાસ આવે છે. અને દર વર્ષે ૨૩૦ કેદીની સરાસરી આવે છે. જેલમાં મરદો માટે પાંચ, ઓરતો માટે ૧ અને ગાંડાં માણસ તથા ખુનના કેદી અને કાચા કામના કેદીઓ માટે છુટા છુટા વાડો છે. એ જેલમાં ૫૦૦ થી ૬૦૦ કેદી સમાય એટલી એ મોટી છે. માત્ર ૬ મહિનાની સજાનાજ કેદીઓ એ જેલમાં રાખવામાં આવે છે. ૭ મહિના ઉપરાંતની સજાના કેદીઓને વડોદરાની મોટી જેલમાં મોકલી આપવામાં આવેછે. ખુનીને ખુનની સજા કરવાનો ઠરાવ કરવાનો જો કે અત્રેના જડજને અધિકારછે. પરંતુ ફાંસી દેવાની પરવાનગી વડોદરા હજુરથી મંગાવવામાં આવે છે ફાંસીની અગાઉ જ્યારે સુરતને તાબે નવસારી હતું, ત્યારે સુરત સુળીએ ચઢાવવા અત્રેના ખુનીને નવાબ તરફ મલેક મોકલી આપતા, અને જ્યારે ગાયકવાડી સ્થાપન થઈ ત્યારે ખુનીને વડોદરે મોકલી આપવામાં આવતો. ત્યાં પ્રથમ ફાંસીની સિસ્ટમ

ગાદીએ આવ્યા પછી પોતાના રાજ્યનાં સર્વ ભાગમાં અને પ્રજાનાં સર્વ વર્ગોમાં કેળવણીને ફેલાવો કરી અનેક સુધારા દાખલ કરી દેશી રાજ્યોમાં પહેલી પંક્તી ભોગવેછે.

આ પ્રસંગે નવસારી શહેર સુધરાઇએ બાગના ખરચમાં પાંચ હજાર જેટલો મોટી રકમ આપી શહેર શોભામાં વૃદ્ધિ કરવામાં મદદ કરી છે. આ બાગને બે બાજુ દિવાલ પાડી સુશોભીત કરી લેવામાં આવી છે.

નેક નામદાર સખી વજુદ સર જમશેદજી જીજીભાઇ જેઓ નવસારીવાસી હોવાથી એમણે પોતાના અનેક રોકાણ છતાં આપણી વિનંતીને માન આપી શ્રીમંતનું બાવલું ખુલ્લું મુકવા અત્રે પધારવા જે તસ્દી લીધીછે તે માટે તેમનો ઉપકાર માનવામાં આવેછે.

વૉટર વર્કસ

શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડની પધરામણી તથા નવસારી વૉટર વર્કસ ખુલ્લું મુકવાની ક્રિયા તા. ૨૭મી ડીસેમ્બર ૧૯૨૮ થઈ હતી. નવસારી પ્રજાને પડતી પીવાના પાણીની હાડમારી દુર કરવા શ્રીમંતે કૃપાવંત થઇ નવસારીને વૉટરવર્કસ પુરું પાડવાની યોજના ઘડાવી તેના કુલ ખર્ચ રૂ. ૪,૭૮૩૩૭ની રકમમાંથી રૂ. ૩,૧૮૮૯૨, બક્ષીસ આપી આ નગરીને ઉપકૃત કરીછે, ને પીવાના પાણી સાથે પાણીના નીકાલની યોજના પણ તૈયાર કરાવી તેના કુલ ખર્ચ રૂ. ૪,૬૦,૦૦૦ પૈકી રૂ. ૩,૦૬,૬૫૦ બક્ષીસ આપવા ઠરાવી પાણી તથા તેના નીકાલની સંપુર્ણ યોજના નવસારીના શહેરીઓના લાભાર્થે તૈયાર કરાવીછે. તે મહદ્ ઉપકારો માટે શ્રીમંતના સદા રૂણી રહીશું.

શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ ખાસ સ્પેશીઅલ ટ્રેનમાં નવસારી વૉટર વર્કસ ખુલ્લું મુકવા પધાર્યા હતા. તે વખતે ઑફીસરો તેમજ ગામના સદ્‌ગૃહસ્થો તરફથી ફુલહાર થયા બાદ એઓ સાહેબ પોતાના ઉતારા તરફ પધાર્યા હતા. જે વખતે રસ્તામાં ઠેક ઠેકાણે ફુલહાર આપવામાં આવ્યા હતા. એઓ સાહેબ સાથે દિવાન સાહેબ મી. ( હાલ સર ) કૃષ્ણમાચાર્ય, નાયબ દિવાન સાહેબ સર અબાસ અલીબેગ, રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, શ્રીમંત સંપતરાવ ગાયકવાડ વિગેરે પધાર્યા હતા. એઓશ્રીને ગામમાં પણ ઠેકઠેકાણે ફુલહાર થયા હતા.

વૉટરવર્કસ ખુલ્લું મુકવાની ક્રિયા શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડના મુબારક હાથે કરવાની ક્રિયાનો મેલાવડો ૯-૨૦ સ્ટા. ટાઇમે કરવામાં આવ્યો હતો. તે માટે સુવર્ણ મહોત્સવ બાગમાં ઘણોજ સુંદર શામીઆનો ઉભો કરવામાં આવી તેને ફુલહાર વિગેરેથી શણગારવામાં આવ્યો હતો. એ બાગમાં શેઠ એદલજી રૂસ્તમજી રૂનીવાલાની સખાવતથી ઉભા કરવામાં આવેલા શ્રીમંત મહારાજા સાહેબના બાવલાને સુંદર ફુલનો હાર પહેરાવવામાં આવ્યો હતો. તેની ડાબી સાઇડે બરોબર સામે એક સ્ટેજ ઉભો કરવામાં આવ્યો હતો, તે ઉપર કસબી ગાલીચો પાથરી તે ઉપર મહારાજા સાહેબની બેઠક રાખવામાં આવી હતી.

મહારાજા સાહેબ પધાર્યા બાદ ગુજરાતી કન્યાશાળાની બાળકીઓ તરફથી આવકારનું ગાયન ગાવામાં આવ્યું હતું.

**માનપત્ર**—આપશ્રીને નવસારી નગરીની વતી ... તરફથી હમો નવસારી સુધરાઈના અધ્યક્ષ વિગેરે સૌ યુરોપની ... મુસાફરી ... રેલા જોઇ હમારી

નગરીમાં હર્ષથી વધાવી લઇએ છીએ. આપના મુબારક હસ્તે જે યોજનાનો પાયો નંખાયેલો તે યોજનાની સફળતા જોવા ને તેની આપ શ્રીમંતના શુભ હસ્તે શરૂઆત કરવા રાજ્યમાં પગ મુકતાંજ આપશ્રી અત્રે પધાર્યા તેથી અમો અતિ ઉપકૃત થયા છીએ.

માનપત્રને ચાંદીના કારકેટમાં મુકી શ્રીમંતને તાલીઓ વચ્ચે અર્પણ કર્યું હતું. આ કારકેટ એક પેટીના આકારનું છે. જેને માથે ખરા સોનાનો હાથી બનાવી મુકવામાં આવ્યો હતો. જ્યારે બાજુએ સોનાના મીનાકામથી મઢેલો અત્રેના લક્ષ્મણહૉલ તથા વૉટરવર્કસનાં બાંધકામનો મોલ્ડ ચીતરેલો છે. જે ઉપર નીચલો લેખ લખેલો છેઃ—

" શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ નવસારી વૉટર વર્કસ ખુલ્લું મુકતી વખતે નવસારી સુધરાઈ તરફથી અર્પણ તા. ૨૯–૧૨–૧૯૨૯."

તે પછી ચીફ ઇન્જીનીયર મી. ગુર્તુએ વૉટર વર્કસનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો. પ્રમુખ વકીલ મે કનૈયાલાલ જમનાદાસ મજમુદારે શ્રીમંત મહારાજા સાહેબને નવસારીની પ્રજાને જોઇતા પાણી માટે નળ ખોલી આપવા પ્રજા તરફથી અરજ કરતાં મહારાજા સાહેબે સુંદર સુનાના કામથી મઢેલી ચાવીથી નળ ખુલ્લાં મુકતાં સામે બાંધવામાં આવેલા ફુવારામાં પાણી ઉડવા માંડયુ હતું. તે વખતે શ્રીમંતનો ફોટો લેવામાં આવ્યો હતો. આ ચાવી ઉપર નીચલો લેખ કોતરેલો છે.

" નવસારી વૉટર વર્કસ "

જે પછી શ્રીમંત મહારાજા સાહેબે પોતાની બેઠક આસન ઉપર લેવા બાદ મહારાજા સાહેબે અંગ્રેજીમાં ભાષણ કીધું હતું.

છેવટે મી. કનૈયાલાલે જણાવ્યું કે શ્રીમંત મહારાજા સાહેબની આજની પધરામણીની યાદીમાં મી. ડાહ્યાભાઈ વસનજી ખરોસ્યાએ ( આશરે રૂપિયા દશહજારને ખર્ચે ) ચાર પાણીની ટાંકી, જેમાંથી ઢોરો પાણી પી શકે તેવી અવાડીઓ સાથની તથા સુવર્ણ મહોત્સવ આગને કરતી જે હિવાબ કરવાની બાકી રહીછે તે કરાવી આપવા કબુલ કીધુંછે.

આપશ્રી રાજકુટુંબસહ દીર્ઘાયુષ્ય ભોગવી આપશ્રીની ચાલુ આવેલી ઉદાર રાજ્યનીતી અનુસાર હમોને સ્થાનીક સ્વરાજ્યના માર્ગે વધુ અને વધુ ચઢાવતા રહો એવી પ્રભુ પાસે પ્રાર્થના કરીશું. બાદ મેળાવડો વિસર્જન થયો હતો.

નવસારીની કલબો.

**બુઝોર્ગ દેસાઇઓની કલબ** -નવસારીના મોટા દેસાઇ ખાન્દાનના બુઝોર્ગ સાહેબોની પ્રથમ કલબ હતી. જે ૯૦ વર્ષ ઉપર હતી. તે વેળાએ કલબ શબ્દ વપરાતો નહોતો, પણ "કંપની" શબ્દ વપરાતો હતો. એઓની નેમ પાના, દશાવતારી ગંજીફા, સોકટાં ( ચોપાટ=સોગટાં=The cloth or board on which games of draughts etc. are played) વિગેરે, ખેલવાની હતી. તેમજ મેજબાની ( જીઆફત=a dinner-party ) વારાફરતી દરેક મેમ્બર કરતા. જમશેદજી વાડી ઉર્ફે મોટી વાડીમાં મુગલાઇ વખતમાં બંધાયલ બંગલામાં તેઓ ભેગા મળતા. જે નવો મેમ્બર થઇ દશાવતારી ( ગંજીફા=A play of round cards in which the ten incarnations of Vishnu i e. मत्स्य, कूर्म, वराह,

નૃસિંહ, વામન પરશુરામ. રામ કૃષ્ણ, બુદ્ધ, and કલ્કિ are symbolized ) રમત રમવામાં આવતી. તે રમત શિખવા માંગે તેણે મરઘી સાથની મેજબાની આપવી પડતી. આ કલબમાં યુવકોને દાખલ કરવામાં આવતા નો'તા, બધા ડોસાઓ હતા. એના કાંઇ લેખીત કાયદા ઘડેલા નહતા.

**મેના બાપાની કંપની**—પછી જુવાનિયાઓએ " મેના બાપાની કંપની " નામની કલબ આશરે ૭૦ વર્ષ ઉપર સ્થાપેલી જે ૨૮ વર્ષથી બંધ પડીછે. એનો હેતુ પણ પહેલી ઉપર જણાવેલી કલબના જેવો જ હતો. વિશેષમાં આ કલબમાં જુગાર પણ રમાતો. લેખી કાયદા કાનુન નહતા.

**ખુરશેદ મહેર કલબ**—નંબર ૨ માં જણાવેલા અઘોર વયના દેસાઇઓથી પણ જુવાન એવા દેસાઇજાદાઓએ ઉપરનાજ હેતુની એક કલબ ૫૦ વર્ષ ઉપર સ્થાપેલી. પાછળથી દસ્તુરજી મેહેરજી રાણા અને દેસાઇજી ખુરશેદજી ટેમુરજી એ બન્ને પુન્ય પુરૂષોના નામના સ્મરણાર્થ, આ કલબનું નામ " ખોરશેદ મેહેર " કલબ રાખવામાં આવ્યું. એમાં " મેહેરજી રાણા દસ્તુર "ના અને " દેસાઇ " ખાન્દાનોનાજ કુટુંબીઓને દાખલ થવાનો હક્કછે. સ્ટેશન રોડ ઉપર એનું ઇલાયદું મકાન પણ બાંધેલુંછે. કાયદા અને બદોબસ્તથી આ કલબ તા ૨૩ જાનેવારી ૧૯૦૮ના દિવસે સ્થાપવામાં આવી. એની નેમ ઉપરની બે કલબોના જેવીજ રાખીછે, પરંતુ ગંજીફાની અને જુગારની રમત ત્યાં રમી શકાતી નથી. ૧૫ મેમ્બરો છે દર સાલ રૂ. ૧૫)ફી લેવામાં આવેછે.

**ફ્રેન્ડલી યુનિયન કલબ**—આજથી ૪૪ વર્ષ ઉપર કેટલાક સુશિક્ષિત પારસી ગૃહસ્થો લુનસીકુઇના મેદાનની સામા બેસી નગર ચર્ચા કરતા અને જૂદી જૂદી વાડીઓમાં પ્રસંગે મેજબાનીઓ કરી ચોપાટ, પાના વિગેરે રમતગમતો કરતા, એ વેળાએ તેમણે " બાલાબાગ કલબ " એવું નામ આપ્યું હતું. કારણ કે ગોપાળરાવ મૈરાલના ગાદી વારસ સ., બાળા સાહેબ (યશવંતરાવ ગોપાળ)ના નામથી ઓળખાતી " બાળા બાગ " નામની વાડીમાં તેઓ બેઠક કરતા. તેઓમાં માનન્ય વડા ડૉ. રાણા હોવાથી પાછળથી એને " રાણા કલબ "નું નામ મળ્યું. છેવટે તેજ બાળા બાગના બંગલામાં તેઓએ તા. ૪ ઓકટોબર ૧૮૯૬ના દિવસે " ધી નવસારી ફ્રેન્ડલી યુનિયન " નામ આપી પાના, ચોપાટ, શેતરંજ, બ્રીજ આદી રમતો કરી પ્રસંગે ફીના ખાના કરવા માંડી સાંજને છેડે વિશ્રાંતી લેવાની નેમ હતી. એમાં પુષ્કળ મેમ્બરો જોડાયા. છેક ઓકટોબર ૧૯૩૪ સુધી આ કલબ ચાલી. એ દરમ્યાન એ કલબના ઘણાક મેમ્બરોએ તા. ૧૩-૫-૨૯ના રોજે સ્થાપેલી "સર રતન તાતા નવસારી પારસી સ્પોર્ટસ કલબ" સ્થાપેલી તેમાં " ફ્રેન્ડલી યુનિયન " પણ ૧૯૩૪ના અકટોબર માસથી જોડાઇ ગઇછે.

**સર રતન ટાટા નવસારી પારસી સ્પોર્ટસ કલબ**—તા. ૧૩ મે ૧૯૨૯ ના રોજ " ટાટા બાગ " માં પારસીઓ માટે " સર રતન તાતા નવસારી પારસી સ્પોર્ટસ કલબ " સ્થાપવામાં આવીછે. પુષ્કળ મેમ્બરો તેમાં સામેલ છે. બિલ્યર્ડ, ટેનીસ, બેડમિન્ટન અને પીંગપોંગ આદિ રમતો ત્યાં રમવામાં આવેછે. બાઇ હીરાંબાઈ ટાટાના ટ્રસ્ટીઓ તરફથી રૂા. ૬૦)ની મદદ આ કલબને આપવામાં આવેછે. મેમ્બરોને રહેવા માટે ચાર બિછાનાવાળું " ગેસ્ટ હાઉસ " એલાહીદુ રાખવામાં આવ્યુંછે. જેવી

રીતે મોટાં શહેરોમા નાના બાળકોને રમત ગમત કરવા માટે એલાહિદી જગો રાખી ત્યાં રમત ગમતના સાધનો રાખવામાં આવેછે, તેવી રીતે નવસારીનાં પારસી બાળકો માટે એલાહિદા "પ્લે ગ્રાઉન્ડ"એ ટાટા બાગમાં બનાવીછે અને રમત ગમતનાં સાધનો ખરીદ કરવા સર રતન ટાટાના ટ્રસ્ટીઓએ રૂા. ૧૦૦૦) આપી તેનો વહિવટ પણ આ " સ્પોર્ટસ કલબ "ને સોંપ્યોછે, આ જગ્યાને "સર રતન તાતા પારસી ચિલ્ડ્રન્સ પ્લે ગ્રાઉન્ડ " નામ આપવામાં આવ્યુંછે. આ કલબ સાથે ઉપર જણાવેલું તેમ " ધી ફ્રેન્ડલી યુનિયન "નું જોડાણ અકટોબર ૧૮૩૪માં થવાથી પુષ્કળ મેમ્બરો થવા પામ્યાછે. ફંડ પણ મોટું થયુંછે.

**તરકલબ**—આજથી ૫૫ વર્ષ ઉપર. ૧ અત્રેની હાઇસ્કુલના હેડમાસ્તર ફેરશારપજી.રૂ. દાદાચાનજી, ૨ બીજા માસ્તરો, ૩ હોરમસજી હોડીવાળા સ્ટેશન માસ્તર, ૪ કેળવણી ખાતાના ઇન્સ્પેકટર, ૫ રતનજી કાંગા ડેપ્યુટી કલેકટર, ૬ જમશેદજી વીમા દલાલ ડૉકટર, ૭ પોષ્ટ માસ્તર, ઇત્યાદિ જાણીતા અને પૈસાદારોની એક કલબ ખાણી પીણી, રમત ગમત આદિ વિશ્રાંતી માટે સ્થાપેલી, તેમાં જે ધંધાદારીઓની સંજ્ઞા પાછળ "તર" શબ્દ આવ્યો એવા ઘણા જોડાયેલા હોવાથી તેમજ પૈસાદારોને "તર" કહેવામાં આવતા હોવાથી તે કલબના મેમ્બરોએ નહીં, પણ લોકોએ વિનોદમાં આ કલબને " તર " કલબ એવું નામ આપ્યું હતું.

**કુટાર કલબ**—કેટલાક નવસારીના પારસીઓ ઇ. સ. ૧૮૮૯ માં ઉત્તર હિંદુસ્થાનની મુસાફરીએ ગએલા તેઓ સફર સફળ કરી આવ્યા. એટલે તેમણે પરસ્પર ભાઇબંધી ચાલુ રાખવા સારૂ એક કલબ ઇ. સ. ૧૮૮૯ માં સ્થાપી. જેનું નામ " કુટાર કલબ " રાખવામાં આવ્યુ. કારણ કે એ કલબમાં કુટાર ખાનદાનના સભ્યો વિશેષ હતા. પાછળથી તેમણે રેલ્વે સ્ટેશન નજીક પોતાની કલબનો ખાસ માલકીનું મકાન બાંધ્યું છે. એ કલબમાં એક સુંદર કાયદો એ છે કે આ કલબના કોઈ સભાસદનું મરણ નીપજે ત્યારે તેના વારસોને કલબના ફંડમાથી મોટી રકમ આપવામાં આવેછે. ત્યાં પાનાની રમતો અને છુઆંફતો થાય છે. કેટલાક નિવૃત્ત થએલા મેમ્બરો જાયુક ત્યાંજ રહેછે.

**રામાયણ કલબ**—કેટલાક પારસી પુરૂષો જેમાં બે તો આંખે અપંગ હતા તેઓએ હિંદુ ધર્મનો અભ્યાસ કરી જ્ઞાન સાથે ગમ્મત મેળવવાના ઇરાદાથી આજથી ૪૫ વર્ષ ઉપર દરરોજ " યોગ વાશિષ્ટ ", ગીતા, રામાયણ ભાગવત આદિ ધર્મગ્રંથો વાંચી વિશ્રાંતિ લેવા માટે અને અભ્યાસ માટે આશાયરા તથ મનરંજન કરવા થકી ભેગા મળતા. લોકોએ ટકામાં એને " રામાયણ કલબ "નું નામ આપ્યું હતું. કલબ બહુ વર્ષથી બંધ પડીછે અને હાલ તેના બેજ સભ્યો હયાત છે.

**મહેતા કલબ**—નવસારીના "મહેતા ખાન્દાન"ના તથા એમના જોડે મિત્રતા રાખનારા કેટલાક પારસી ગૃહસ્થો સાંજે વિશ્રાંતિ લેવા, ફરવા હરવા તથા તાડીની નિર્દોષ મઝાહ મેળવવા ચોકસ ઠરાવેલી જગોએ દરરોજ ભેગા મળતા. ઇ. સ. ૧૮૯૬થી મુંબઇમાં મરકી ફાટી નીકળવાથી ખાન્દાનના બહુ કુટુંબીઓ નવસારીમાં નાસી આવેલા. આ વખતે પ્લેગની શાંતી અર્થે નવસારીમાં ઠેકઠેકાણે ઇશ્વરની પ્રાર્થના અને ધાર્મિક ક્રિયા-

ઓ થવા લાગી. ઉપલા મિત્રોએ પણ એકઠા મળી " જશન "ની ક્રિયાઓ કરી. જશનમાં ૩૦ ગૃહસ્થો સામેલ થયાથી તેમણે " મહેતા કલબ " નામથી પારસી ધાર્મિક તેમજ રમત ગમતની મંડળી તા. ૨૧ માર્ચ ૧૮૯૮ના દિવસે સ્થાપી. ઉત્તમ તાડી પીવાની આ કલબમાં મળતી હોવાથી તાડીના શોખીનો ત્યાં ઘણા જોડાયા છે. ધાર્મિક ક્રિયાઓ વારંવાર થાયછે. લુનસીકુઇ રોડને છેક નાકે એ કલબના પેટ્રન અને સ્થાપક કલકત્તાવાળા સાહસિક વેપારી શેઠ મહેરવાનજી નાનાભાઇ મહેતાની પૈસા સંબંધી મોટી મદદ મળવા થી આ કલબે પોતાની માલકીનું મકાન બાંધેલું છે.

**ઝોરાસ્ટ્રીઅન કલબ**--આજથી ૩૫ વર્ષ ઉપર કેટલાક મોટા ફળીઆના અંધ્યારૂ વર્ગના સભ્યોએ સ્ટેશન રોડ ઉપર " ઝોરાસ્ટ્રીઅન કલબ " સ્થાપી હતી. તેમાં ધાર્મિક ક્રિયા કર્મ સાથે રમત ગમત કરી આરામયશ લેવાની મતલબ રાખી હતી. પ્રથમ " લીમજીભાઈ હોટલ "માં અને પાછળથી બાનાના બંગલા પાસે એ કલબ ભાડેના મકાનમાં મળતી. ત્યાંથી આજ ૨૦ વરસ થયાં વગર ભાડે એ કલબ સ્ટેશનરોડ ઉપર આવેલા " મોદી બાગ "ના મકાનમાં રમત કરેછે.

**મીનોચેહેર કલબ**--મોટા દેસાઈ કુટુંબના યુવકોએ આજથી ૪૬ વર્ષ ઉપર " મીનોચેહેર કલબ " પોતાના વડીલ દેસાઈજી મીનોચેરજી ખુરશેદજીના નામથી સ્થાપી તેમાં શીનાં ખાણાં કરતા ડીબેટીંગ સોસાયટીની માફક વાદવિવાદો કરતા, રમત ગમત કરી વિશ્રાંતી લેતા. તેમણે પોતાની કલબની એક લાયબ્રેરી પણ સ્થાપી હતી. સુકાનીઓ મરણ પામવાથી કલબ બંધ પડીછે.

**નવી ઝોરાસ્ટ્રીઅન કલબ**--કેટલાક પારસી યુવકોએ નવી " ઝોરાસ્ટ્રીયન કલબ " ઈ. સ. ૧૯૩૧માં સ્થાપી છે. નેમભાઇબંધી વધારી મિત્રાચારી એકસંપ રાખવા અને રમત ગમત સાથે તાડીની મોજ મેળવવાની છે. પાના ચોપાટ ખેલેછે. દુધિયા તળાવની પાળ ઉપર " ઓલતી ઘોર "ના વગામાં આવેલાં મકાનમાં તે કલબ ભેગી મળેછે.

**દેસાઇઓની કંપની**--આજથી ૬૦ વર્ષ ઉપર મર્હુમ શેઠ જમશેદજી ટાટાના પિતાજી નશરવાનજી રતનજી ટાટા તથા ડોસાભાઈ બમનજી દેશાઇ અને પેશતનજી ખુરશેદજી દેશાઇ વિગેરેએ મળી રમતગમત કરી આરામયશ લેવા તથા મેમ્બરોએ વારાફરતી જીઆફતો કરવા સારૂ " દેસાઇઓની કંપની "એ નામથીઅનાયાસે એક કલબ સ્થાપી હતી. ડોસાઓના મરણ પછી આ કલબ બંધ પડીછે

**કકલીઆ કલબ**—કકલીઆ કુટુંબીઓએ પોતાના યજમાન વૃત્તિના ધંધામાંથી ફારગ થઇ સાંજે વિશ્રાંતી લેવાના હેતુથી "કકલીઆ કલબ" ઈ. સ. ૧૯૧૬ માં સ્થાપી હતી. બધા મેમ્બરો અંધ્યારૂ હોઈ કકલીઆ ખાનદાનના છે. પ્રથમ સાંઢ કુવા વાળી વાડીના એક એલાહિદા ભાડાના મકાનમાં મળતી. પાના, ચોપાટ આદિ રમત ગમત રમી મોજ કરવાની, ધાર્મિક ક્રિયાઓ અને મેજબાનીઓ કરવાની, તથા એ કુટુંબીઓમાં ભાઇબંધી વધારી એકસંપ રાખવાની તેની નેમછે. ઇ. સ. ૧૯૩૦ માં કલબનું પોતાનું મકાન તેમણે સાંઢ કુવા રોડ ઉપર બંધાવ્યુંછે.

**મહિલા વિશ્રામ લેડીઝ કલબ**—આજ ત્રણ વર્ષથી મહિલા વિશ્રામમાં

મહિલાઓએ ટેનીસ વિગેરે રમત રમી વિશ્રાંતિ લેવા સ્ત્રીઓની એક કલબ સ્થાપીછે. ઘણી સન્નારીઓ તેમાં ભાગ લેછે. મહેરબાન સુબા સાહેબ શંકરરાવ માધવરાવ પગારે તથા તેમના પત્નીએ આ કલબને પોતાનું પેટ્રનેજ આપેલું છે. આનું નામ " શ્રી મહારાણી ચીમનાબાઇ મહિલા વિશ્રામ લેડીઝ કલબ " છે. બાઇ સાહેબ સ્નેહલત્તા બાઇ શંકરરાવ પગાર એમ. એ. પ્રેસીડન્ડ હોઈ મેનેજીંગ કમીટી ૧૮ સભાસદોની બનેલીછે. જે સર્વ સન્નારીઓનીજ છે.

**વિહાર કુન્જ**—આજ દશેક વર્ષથી વકીલ ગુલાબદાસ ભાઈદાસના દહેરાના કમ્પાઉન્ડમાં " વિહાર કુન્જ " નામની કૉસ્મોપૉલીટન કલબ સ્થાપવામાં આવી છે. ત્યાં ટેનીસ વિગેરે રમતો રમવામાં આવેછે. " બાના કલબ "ની સ્પર્ધા સાથે આ કલબ ઈ. સ. ૧૯૨૯ માં સ્થપાઇછે. એના મેમ્બરોમાં સ્ત્રીઓ પણ સામેલ છે. ડૉ. ખંડુભાઇ બી. દેસાઇ એના પ્રેસીડંટ છે. કલબનું પોતાનું મકાન હાલજ બનાવવામાં આવ્યું છે નિખાલસપણું, સાફદીલી, ઉંચતા નીચતાનો ભેદભાવ કાઢી નાખવા વિગેરે શુભ નેમછે.

**બાના કલબ ( ઑફીસર્સ કલબ )**—ઇ. સ. ૧૮૮૫ માં " ધી નવસારી કલબ " સ્થાપવામાં આવી તેના કાયદા અંગ્રેજીમાં છપાયા. એની નેમ સોશિયલ ગેધરીંગ ઍમ્યુઝમેન્ટ અને રેક્રિએશન રાખવામાં આવી હતી. એના સ્થાપક અને પ્રેસીડન્ટ તે વેળાના સુબા રા. બા. રાવજી વિઠ્ઠલ અને વાઇસ પ્રેસિડન્ટ તે વેળાના જડજ રા, બા. વિઠ્ઠલ ભાઉદાજી (તે સમયમાં સુબા અને જડજ "રાવબહાદુર" લખાતા.) સેક્રેટરી ડૉ. રૂસ્તમજી હોરમસજી નાણાવટી, જોઇન્ટ સેક્રેટરી રતનશા કુંવરજી પટેલ ટ્રેઝરર રા. સા. રામચંદ્ર બળવંત ડાભોલકર (ના. સુબા), ઓડિટર હાઇસ્કુલના હેડમાસ્તર ગોવિંદ શ્રીધર આપ્ટે હતા. મેનેજીંગ કમીટી નીચલા ગૃહસ્થોની બનેલી હતી.

૧ બરજોરજી રૂસ્તમજી ગારડાજી, ૨ નારાયણ પાંડુરંગ ભંડારકર, ૩ માર્તંડરાવ બાપુજી ગુપ્તા, ૪ દીનશાહ દાદાભાઈ મુલ્લાં વકીલ, અને ૫ મનચેરજી બરજોરજી દેસાઇ.

તે વેળાએ બીજા ઓરીજીનલ મેમ્બરો ૫ હતા. અને નવા મેમ્બરો ૧૪ હતા. સેક્રેટરી વિગેરે અધિકારીઓ પાછળથી વારંવાર બદલાયા કર્યા. આ કલબને પાછળથી " ઑફીસર્સ કલબ "નું નામ મળ્યું. પરંતુ જ્યારથી મી રૂસ્તમજી હો. બાના સેક્રેટરી થયા ત્યારથી એ કલબ " બાના કલબ "ના નામે ઓળખાવા લાગી. શેઠ મહેરવાનજી નાનાભાઇ મહેતા વિગેરે પારસી ગૃહસ્થોની નાણાંની મદદથી આ કલબનું પોતાનું મકાન સરકારી કચેરીઓ પાસે બાંધવામાં આવ્યું. સરકારી જમીન ચોકસ સરતોએ સરકારે આપીછે. હાલ બહુ મેમ્બરો થયાછે.

**નોંધ**—કલબ ( club ) શબ્દનો અર્થ ડંગોરો, સોટો, લાકડી, ગદા મુદગર, ( a weapon ) પણ થાયછે. બીજો અર્થ મંડળી, ટોળી, સભા અથવા સમાજ પણ થાય છે. ત્રીજો અર્થ ફાળો પણ થાય છે, જેને વરાડ કહેછે. ગંજીફાની રમતમાં જેને " કાળી બદામ " કહેછે તેમાં પાનાની ૪ જાતિમાં એકત્ર કરનારી એક ટીપકી પણ ચોથો અર્થ છે. અનેક શાખા શાખા જોડાઇને બનેલો ડંગોરી એકત્ર હોવાથી જેમ તેનું બળ સૂચવે છે, ફાળો એકત્ર કરવાથી જેમ ફંડ ભેગું થાયછે અને " કાળી બદામ " જેમ એકત્રપણાની સંજ્ઞા છે, તેમ માણસોનો સમૂહ એકત્ર થઇ સાથે ( An asso-

એ થવા લાગી. ઉપના મિત્રોએ પણ એકઠા મળી " જશન "ની ક્રિયાઓ કરી. જશનમાં ૩૦ ગૃહસ્થો સામેલ થયાથી તેમણે " મહેતા કલબ " નામથી પારસી ધાર્મિક તેમજ રમત ગમતની મંડળી તા. ૨૧ માર્ચ ૧૮૯૮ના દિવસે સ્થાપી. ઉત્તમ તાડી પીવાની આ કલબમાં મળતી હોવાથી તાડીના શોખીનો ત્યાં ઘણા જોડાયા છે. ધાર્મિક ક્રિયાઓ વારંવાર થાયછે. લુનસીકુઇ રોડને છેક નાકે એ કલબના પેટ્રન અને સ્થાપક કલકત્તાવાળા સાહસિક વેપારી શેઠ મહેરવાનજી નાનાભાઇ મહેતાની પૈસા સંબંધી મોટી મદદ મળવા થી આ કલબે પોતાની માલકીનું મકાન બાંધેલું છે.

**ઝોરાસ્ટ્રીઅન કલબ**--આજથી ૩૫ વર્ષ ઉપર કેટલાક મોટા ફળીઆના અંધ્યારૂ વર્ગના સભ્યોએ સ્ટેશન રોડ ઉપર " ઝોરાસ્ટ્રીઅન કલબ " સ્થાપી હતી. તેમાં ધાર્મિક ક્રિયા કર્મ સાથે રમત ગમત કરી આશાયશ લેવાની મતલબ રાખી હતી. પ્રથમ " લીમજીભાઇ હોટલ "માં અને પાછળથી બાનાના બંગલા પાસે એ કલબ ભાડેના મકાનમાં મળતી. ત્યાંથી આજ ૨૦ વરસ થયાં વગર ભાડે એ કલબ સ્ટેશનરોડ ઉપર આવેલા " મોદી બાગ "ના મકાનમાં રમત કરેછે.

**મીનોચેહેર કલબ**--મોટા દેસાઈ કુટુંબના યુવકોએ આજથી ૪૬ વર્ષ ઉપર " મીનોચેહેર કલબ " પોતાના વડીલ દેસાઈજી મીનોચેરજી ખુરશેદજીના નામથી સ્થાપી તેમાં ફીનાં ખાણું કરતા ડીબેટીંગ સોસાયટીની માફક વાદવિવાદો કરતા, રમત ગમત કરી વિશ્રાંતી લેતા. તેમણે પોતાની કલબની એક લાયબ્રેરી પણ સ્થાપી હતી. સુકાનીઓ મરણ પામવાથી કલબ બંધ પડીછે.

**નવી ઝોરાસ્ટ્રીઅન કલબ**--કેટલાક પારસી યુવકોએ નવી " ઝોરાસ્ટ્રીયન કલબ " ઈ. સ. ૧૯૩૧માં સ્થાપી છે. તેમભાઇબંધી વધારી મિત્રાચારી એકસંપ રાખવા અને રમત ગમત સાથે તાડીની મોજ મેળવવાની છે. પાના ચોપાટ ખેલેછે. દુધિયા તળાવની પાળ ઉપર " ખોલતી ઘોર "ના વગામાં આવેલાં મકાનમાં તે કલબ ભેગી મળેછે.

સાહેબ ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઈ અને નવસારીના માજી સુબાસાહેબ મણીલાલ નાણાવટી ઉપરાંત કેટલાક અમલદારો ખાસ પધાર્યા હતા. તેમાં કેળવણી ખાતાના વડા મે. દીક્ષીત ખાનગી કારભારી મી. ભાટે વિગેરે હતા.

મેળાવડામાં પ્રમુખ માતૃશ્રી મહારાણીજી ચીમનાબાઈ સાહેબે બેઠક લીધી હતી. ત્યારબાદ કારોબારી કમીટીના એક આગેવાન મેમ્બર મી. બમનજી હોરમજી દેસાઇએ જાણવાજોગ રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો.

સને ૧૯૨૪ માં ડીસેમ્બર માસમાં આ કામનો આરંભ કરવાનું બીડું તે વખતના અત્રેના સુબા સાહેબ મે. રા. રા. મણીલાલ બાલાભાઈ નાણાવટીએ ઝડપ્યું. આ જાગ્રતિમાં આપ સર્વ જાણોછો તેમ આપણા શ્રી માતૃશ્રી મહારાણી સાહેબે આગળ પડતો ભાગ લીધોછે, અને પુસ્તકો લખ્યાછે. પરિષદોમાં વ્યાખ્યાન માર્ગે ચર્ચાઓ શરૂ કરી છે. સ્ત્રી અને બાળકોનું શરીર સુધરે તેમના મનનો વિકાસ થાય, તેમને વાંચવા યોગ્ય સાહિત્ય મળે આનંદથી વખત ગાળવાનાં સાધનો પુરાં પડાય, જૂદી જૂદી જાતની બહેનોને એક બીજાના સમાગમમાં આવવા પ્રસંગ મળે, બાળકોને માટે પણ રમત ગમત તથા આનંદનાં સાધનો પુરાં પડાય, એવી એવી સ્ત્રી અને બાલજીવનને સંબંધ કરતી તમામ પ્રવૃત્તિઓ યોજવી અને તેમને ઉત્તેજન આપવું, એ આ સંસ્થાએ પોતાનું કર્તવ્ય માન્યું છે. આ તમામ પ્રવૃત્તિઓ એકી વખતે શરૂ થશે નહિ પણ જેમ જેમ સાધનો વધતાં જશે તેમ તેમ તેમાં વધારો કરવાની ઇચ્છા છે. નવસારી કસ્બાતી સ્ત્રીઓ અને મોટી ઉમ્મરની કન્યાઓ માટે તેમનો સંસાર વધારે ફળદાયી થાય એવા શિક્ષણ માટે વર્ગ ખોલવામાં આવશે. તે ઉપરાંત વખતો વખત સ્ત્રી ઉપયોગી વ્યાખ્યાનો ગોઠવવામાં આવશે

આ સંસ્થાની સામાન્ય વ્યવસ્થા જેમ બને તેમ સ્ત્રીઓને હાથે ચલાવવાનો હેતુ છે, અને એવા વ્યવસ્થાપકોની ચુંટણી કરવા સારૂ સંસ્થાને વાર્ષિક રૂપીઓ એકની ફી ભરે એવી સ્રીઓનું એક મતદાર મંડળ ઊભું કરવામાં આવ્યુંછે. આજ સુધીમાં ૫૪ સ્ત્રી સભાસદો જોડાયાં છે, અને આ સંખ્યામાં હજુ પણ વધારો થશે એવું માનવામાં આવેછે. સંસ્થાની એકંદર પ્રવૃત્તિ ઉપર તથા દેખરેખ તથા પૈસા ટકાની વ્યવસ્થા માટે બાઇજી રતનબાઇની ઇચ્છાનુસાર અને નામદાર સરકાર સંમતીથી ટ્રસ્ટીઓની એક બૉર્ડ નિમવામાં આવેલીછે.

ઉપર કહ્યું તે પ્રમાણે મળેલા રૂા. ૨૫૦૦ ) ઉપરાંત એ બાઇસાહેબે મકાનના બીજા વધારા માટે રૂા. ૩૦ ૦) તથા ફર્નીચર, ઇલેકટ્રીક ફીટીંગ વિગેરે માટે રૂા. ૪૩ ૦) મળી કુલ્લે રૂા. ૩૨૩૦૦) આપવાની મહેરબાની કરીછે, અને શ્રીમંત નામદાર સરકાર તરફથી પ્રાથમીક ખર્ચમાં રૂા. ૭૦૦૦) મળ્યા છે. સંસ્થાને મકાનને લગતું ઘણુંક બાંધકામ બાકી હોવાથી તેને માટે બાઇસાહેબે પોતાની મુળની બક્ષિસમાં વધારો કરી રૂા. ૩૨૩૦૦) આપ્યા છે તેથી બીજા વધારે રૂા. ૫૦૦૦) બક્ષિસ આપવાની કૃપા કરવા શ્રીમંત સરકારને ટ્રસ્ટીઓએ વિનંતી કરીછે, અને આ સંસ્થાના ઉપયોગીપણા તરફ નીધાહ કરી સ્ત્રી કેળવણીની મોટી હીમાયત કરનાર આ સરકાર આ દેણુગી મંજુર કરશે એવી આશા રાખવામાં આવેછે.

આ સંસ્થાના નિભાવ માટે શ્રીમંત સરકારે દર વર્ષે રૂા. ૯૦૦) આપવાની કૃપા

ciation of Persons ) મળેછે ત્યારે તેને બળ મળેછે. ડંગોરાની છુટી છુટી શાખાથી કાંઇ બળ ભેગું થતું નથી પણ એકત્ર થવાથીજ બળવાન થાયછે તેમ છુટા છુટા માણુસોથી એકત્ર બળ ( Union is strength ) ન વધતાં, સાથે જોડાવાથી કાવત પામેછે. અને જૂદા પડવાથી ગળડી પડેછે એટલા માટે કહેવ એ કહેવતને ખરી પાડેછે કે United we stand, divided we fall.

માતુશ્રી મહારાણીજી ચીમનાબાઇ સ હેબ ગાયકવાડ (સી આઇ.) એઓ સાહેબના ( મુબારક ) શુભ હસ્તે ખુલ્લું મુકાયલું " બાઈ હમાબાઇ આશ્રમ "

તા. ૧૨ મી એપ્રીલ ૧૯૨૮, નવસારીનાં જાણીતાં શહેરી બાઇજી રતનબાઇ ( તાતા. ) એદલજી બામજીએ સારી સખાવત કરીછે. નવસારીમાં હુનર શાળા તથા પારસી સેનેટોરીયમ તેમણે સ્થાપ્યાં છે. એમના મરનાર દીકરી બાઇજી હમાબાઇની યાદગીરીમાં નવસારીનાં સ્ત્રીવર્ગ માટે એક સાર્વજનિક સંસ્થા ઉભી થાય તો સારી રકમ આપવાની ઇચ્છા જણાવી અને મદદ તરીકે રૂ. ૨૫ ૦૦૦) આપવા ખુશી દેખાડી.

આ સંસ્થાના કામ માટે અને કાયમ નિભાવ માટે યોજના ઘડી બાઇજી સાહેબ રતનબાઇ બામજીની ઇચ્છાનુસાર અને નામદાર સરકાર સંમતીથી કાયદેસર ટ્રસ્ટફંડ કરવામાં આવ્યું છે. આ સંસ્થાને શ્રી. માતુશ્રી મહારાણી સાહેબની મહેરબાની ભરી પરવાનગીથી શ્રી. મહારાણી ચીમનાબાઈ ' મહીલા વિશ્રામ " નામ આપવામાં આવ્યું છે. આ સંસ્થા માટે શહેરના મધ્ય ભાગમાં જ્યાં ખાસ અડચણ વિના સર્વે કોમની સ્ત્રીઓ આવી શકે એવી જગ્યાએ એક સુંદર મકાન આશરે રૂ. ૨૮૦૦૦)ના ખર્ચે બાંધવામાં આવ્યું છે, અને તે મકાનનું નામ બાઇજી સાહેબ રતનબાઇ બામજીની ખાહેશ મુજબ તેનાં ધર્મનાં દીકરી, મર્હુમ હમાબાઈ ફ્રેંતુરની યાદમાં હમાબાઈ આશ્રમ આપવામાં આવ્યુ છે. આ મકાનમાં તેની જમીન ખરીદવા પાછળ રૂ. ૮૮૩૨ થયોછે. એટલે કુલ્લે મકાન તથા તેને લગતી જમીન પાછળ લગભગ રૂ. ૩૬૮૩૨ ખર્ચ થયોછે. હમાબાઈ આશ્રમ તા. ૧૨ મી એપ્રીલ ૧૯૨૮ મીની સાંજે ૬-૧૫ કલાકે શ્રીમંત અખંડ સૌભાગ્યવતી માતુશ્રી મહારાણી ચિમનાબાઇ ગાયકવાડ સાહેબ, સી. આઇ. એઓશ્રીના મુબારક હાથે ખુલ્લું મુકાયુંછે. આપણા મહારાણી સાહેબ ઘણા ભણેલાંછે. અને પરિષદ કે પ્રદર્શન વિગેરેમાં પ્રમુખપદે ઘણીજ કાબેલ્યતથી ભાષણો આપેલાંછે. આ આશ્રમ ખુલ્લું મુકવાની ક્રિયા વખતે ત્યાંના કારોબારીઓ, અમલદારો, ગામ આગેવાનો વિગેરે સૌ હાજર હતા. કારોબારીઓમાં સ્ત્રીઓ તરફથી મીસ તેહમીના હોરમસજી નરીમાન બી. એ., મીસીસ નંદસુખગવરી કનૈયાલાલ મજમુદાર, મીસીસ સુનાબાઈ બમનજી દેસાઇ, મીસીસ બચુબાઇ બમનશાહ મહેતા, મીસીસ કુંવરબાઇ ફરામરોજ બરડી, મીસ સીતોળે ( સુબા સાહેબની દીકરી ) તેમજ મીસીસ ગજરાબેન ધીરજલાલ દેસાઇ વિગેરે હાજર હતાં. ધારા પ્રમાણે મે. વહીવટદાર તરફથી છાબડી આપવામાં આવી હતી. તે પછી મહિલા વિશ્રામ તરફથી બાનુઓએ ગજરા તુરા આપ્યા હતા.

બહેન ગજરાગવરી ધીરજલાલ દેસાઇ વકીલ તરફથી સુંદર રીબનનો એક ભરેલો ગજરો અને તુરો ભેટ આપ્યો હતો. આ મેળાવડામાં ભાગ લવા માટે નાયબ દિવાન

સાહેબ ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઈ અને નવસારીના માજી સુબાસાહેબ મણીલાલ નાણાવટી ઉપરાંત કેટલાક અમલદારો ખાસ પધાર્યા હતા. તેમાં કેળવણી ખાતાના વડા મે. દીક્ષીત ખાનગી કારભારી મી. ભારે વિગેરે હતા.

મેળાવડામાં પ્રમુખ માતૃશ્રી મહારાણીજી ચીમનાબાઈ સાહેબે બેઠક લીધી હતી. ત્યારબાદ કારોબારી કમીટીના એક આગેવાન મેમ્બર મી. ખમનજી હોરમજી દેસાઇએ જાણવાજોગ રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો.

સને ૧૯૨૪ માં ડીસેમ્બર માસમાં આ કામનો આરંભ કરવાનું બીડું તે વખતના અત્રેના સુબા સાહેબ મે. રા. રા. મણીલાલ બાળાભાઈ નાણાવટીએ ઝડપ્યું. આ જાગ્રતિમાં આપ સર્વ જાણોછો તેમ આપણા શ્રી માતૃશ્રી મહારાણી સાહેબે આગળ પડતો ભાગ લીધોછે, અને પુસ્તકો લખ્યાછે. પરિષદોમાં વ્યાખ્યાન માર્ગે ચર્ચાઓ શરૂ કરી છે. સ્ત્રી અને બાળકોનું શરીર સુધરે તેમના મનનો વિકાસ થાય, તેમને વાંચવા યોગ્ય સાહિત્ય મળે આનંદથી વખત ગાળવાનાં સાધનો પુરાં પડાય, જૂદી જૂદી જાતની બહેનોને એક બીજાના સમાગમમાં આવવા પ્રસંગ મળે, બાળકોને માટે પણ રમત ગમત તથા આનંદનાં સાધનો પુરાં પડાય, એવી એવી સ્ત્રી અને બાલજીવનને સંબંધ કરતી તમામ પ્રવૃત્તિઓ યોજવી અને તેમને ઉત્તેજન આપવું, એ આ સંસ્થાએ પોતાનું કર્તવ્ય માન્યું છે. આ તમામ પ્રવૃત્તિઓ એકી વખતે શરૂ થશે નહિ પણ જેમ જેમ સાધનો વધતાં જશે તેમ તેમ તેમાં વધારો કરવાની ઇચ્છા છે. નવસારી કસ્બાની સ્ત્રીઓ અને મોટી ઉમ્મરની કન્યાઓ માટે તેમનો સંસાર વધારે ફળદાયી થાય એવા શિક્ષણ માટે વર્ગ ખોલવામાં આવશે. તે ઉપરાંત વખતો વખત સ્ત્રી ઉપયોગી વ્યાખ્યાનો ગોઠવવામાં આવશે

આ સંસ્થાની સામાન્ય વ્યવસ્થા જેમ બને તેમ સ્ત્રીઓને હાથે ચલાવવાનો હેતુ છે, અને એવા વ્યવસ્થાપકોની ચુંટણી કરવા સારૂ સંસ્થાને વાર્ષિક રૂપીઓ એકની ફી ભરે એવી સ્ત્રીઓનું એક મતદાર મંડળ ઊભું કરવામાં આવ્યુંછે. આજ સુધીમાં ૫૪ સ્ત્રી સભાસદો જોડાયાં છે, અને આ સંખ્યામાં હજુ પણ વધારો થશે એવું માનવામાં આવેછે. સંસ્થાની એકંદર પ્રવૃત્તિ ઉપર તથા દેખરેખ તથા પૈસા ટકાની વ્યવસ્થા માટે બાઇજી રતનબાઇની ઇચ્છાનુસાર અને નામદાર સરકાર સંમતીથી ટ્રસ્ટીઓની એક બૉર્ડ નિમવામાં આવેલીછે.

ઉપર કહ્યું તે પ્રમાણે મળેલા રૂ. ૨૫૦૦ ) ઉપરાંત એ બાઇસાહેબે મકાનના બીજા વધારા માટે રૂ. ૩' ૦) તથા ફર્નીચર, ઇલેકટ્રીક ફીટીંગ વિગેરે માટે રૂ. ૪૩ ૦) મળી કુલ્લે રૂ. ૩૨૩૦૦) આપવાની મહેરબાની કરીછે, અને શ્રીમંત નામદાર સરકાર તરફથી પ્રાથમીક ખર્ચમાં રૂ. ૭૦૦૦) મળ્યા છે. સંસ્થાને મકાનને લગતું ઘણુંક બાંધકામ બાકી હોવાથી તેને માટે બાઈસાહેબે પોતાની મુળની બક્ષિસમાં વધારો કરી રૂ. ૩૨૩૦૦) આપ્યા છે તેથી બીજા વધારે રૂ. ૫૦૦૦) બક્ષિસ આપવાની કૃપા કરવા શ્રીમંત સરકારને ટ્રસ્ટીઓએ વિનંતી કરીછે, અને આ સંસ્થાના ઉપયોગીપણા તરફ નીઘાહ કરી સ્ત્રી કેળવણીની મોટી હીમાયત કરનાર આ સરકાર આ દેણગી મંજુર કરશે એવી આશા રાખવામાં આવેછે.

આ સંસ્થાના નિભાવ માટે શ્રીમંત સરકારે દર વર્ષે રૂ. ૯૦૦) આપવાની કૃપા

કરીછે તથા શ્રીમત માતુશ્રી મહારાણી સાહેબ તરફથી દર મા. રૂા. ૨૦૦ મળ્યા જાયછે, અને નવસારી સુધરાઇ તરફથી દાન પાંચ વર્ષ માટે દર વર્ષે રૂા. ૫૦૦) આપવા ઠરાવ્યું છે, એટલે દાનમા રૂા. ૮૭ સાલ ૧૯૦૦) મળશે તે ઉપરાંત આ સંસ્થાને કલમ ૧૭ મુજબ શ્રી સભાસદો તરફથી દર વર્ષે આશરે રૂા. ૨૦૦) મળવાની આશાછે. આ રીતે દાનમા વાર્ષીક આવક રૂા. ૧૮૦૦) ના અંદાજે થશે. તે સંસ્થાના હેતુઓ પાડવા માટે પુરતી નથી એ વાત ખુલ્લીછે. તેથી આશા રાખવામા આવેછે કે નવસારીની ઉદાર પ્રજા આ ઉપયોગી સંસ્થાને હમેશા સારી મદદ આપતી રહેશે. શ્રીમત માતુશ્રી ચીમનાબાઈ સાહેબે આ સંસ્થા જોડે પોતાનું શુભ નામ જોડવાની પરવાનગી આપી તેમજ રૂા. ૨૦૦) વાર્ષીક દેણગી આપવા કૃપા કરી તે માટે આ સંસ્થા તેઓશ્રીની આભારીછે. અને આશા રાખેછે કે માતુશ્રી મહારાણી સાહેબ, બાઇજી સાહેબ રતનમાઇ બાબજી તથા શ્રીમત સરકાર તથા સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો આ સંસ્થાને વખતો વખત ઉપયોગી ચીજો અગર નાણાની દેણગી તેમજ યોગ્ય સલાહ આપી આભારી કરશે.

શરૂઆતમા આ યોજના નવસારી પ્રાંતના માજી સુબાસાહેબ મે. રા. રા. મણીલાલ નાણાવટીએ બહુજ મહેનત લઈ રડી કાઢી હતી અને તે કામમા નવસારીના માજી. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ દામોદરલાલ મોહનભાઈ દેસાઇએ ઘણી મદદ કરી હતી. તે માટે આ બન્ને સાહેબોનો આ સંસ્થાના ટ્રસ્ટીઓ મોટો આભાર માનેછે તેમજ નવસારી પ્રાંતના માજી સુબાસાહેબ મે. રા. રા. રામચંદ્ર રાવજી પવારે પોતાની સુબાગીરીની મુદત દરમ્યાન આ સંસ્થાને પોતાની કિમતી મદદનો લાભ આપ્યો હતો તે માટે તેમનો તથા આ સંસ્થા માટેના મકાનના પ્લાન ઍસ્ટીમેટ કરવામા તથા મકાન બાંધવાના કામમા ઘણી ખંતથી દેખરેખ રાખી કામ કરવા માટે એકઝીકયુટીવ ઇન્જીનીયર મી. જી. ડી. પારેખનો આ સંસ્થાના ટ્રસ્ટીઓ મોટો ઉપકાર માનેછે. તેમજ શરૂઆતમા આ સંસ્થા માટેની જમીન તથા મકાનના પ્લાન ઍસ્ટીમેટ કરવા માટે મી. ધ્રુવે લીધેલી તકલીફ માટે તેમનો આભાર માનવામા આવેછે હાલના સુબાસાહેબ મે. રા. રા. માધવરાવ મુરાન્નાવ સીતોળે એ વખતો વખત કિમતી સલાહ અને સુચના આપી સંસ્થાને આભારી કરીછે તે માટે તેઓ સાહેબનો પણ આ સંસ્થા ઉપકાર માનેછે.

સંસ્થાની મુખ્ય પ્રવૃત્તિ ગૃહઉદ્યોગ હુન્નરની તાલીમ આપવાની જ છે સીવવું, વેતરવું, ભરવું, ગુંથવું, સંગીત, માંદાની માવજત તથા અકસ્માત વેળાના તાત્કાલીક ઉપાય એ વિષયો શરૂઆતથી જ ચાલુ કરવામા આવ્યા છે. આ ખાતું હુન્નર ઉદ્યોગો શીખવાડીનેજ બેસી રહેતું નથી, પણ સ્ત્રી વર્ગ બહેનોને પોતાના મકાનરૂપી સ્વરાજ્યનું સુકાન એક સ્ત્રીને છાજતા બદલા. અદાલતી તેની નીતીને સદ્‌માર્ગે દોરવી શકવા સામર્થ્યવાન થવા જેવા ઉચ્ચ આચાર વિચારો ધરાવતા થાય એ હેતુથી નૈતિક, ધાર્મીક, સામાજીક, ઐતિહાસીક, અને શારીરિક તદુરસ્તીના નાના પાઠ કરાવનાર ખાસ સ્ત્રી ઉપયોગી વિષયો ઉપર વિદ્વાન ગૃહસ્થ વક્તાઓ પાસે વારંવાર ભાષણો અપાવી મનના વિચારોને નેક રાહે દોરાવવા રાખવાના પ્રસંગો થાય છે વળી એ વર્ગથી અમુક સારા વિષય પસંદ કરી તે ઉપર ઈનામી નિબંધ લખાવવામા આવેછે જેની નેમ પણ જવાન બહેનોના મન મનનમા સુવિચારો ઉત્પન્ન કરી સજ્જનતામા વધારો કર-

વવાનીજ છે. રમત ગમત તથા મોજમજાહનાં સાધન માટે આ સંસ્થામાં એક કલબ પણ શરૂઆતથી જ ચાલેછે.

આ ખાતું જૂદા જૂદા વર્ગો માટેનાં કામનાં અનુભવી શિક્ષિકાઓ ધરાવેછે, અને અનુકુળ આવતી રીતે વર્ગોનાં વિભાગો કરી, તેજ પ્રમાણે દરરોજ બપોરે બે વાગ્યાથી પાંચ વાગ્યા સુધી કામ શીખવાય છે દરેક વર્ષે દરેક વર્ગોની પરીક્ષા લઈ ઉત્તેજન અર્થે ફતેહચંદ નીવડેલાં બહેનોને ઈનામો આપવામાં આવેછે. શીખતાં બહેનોને શહેરનાં હુન્નર ઉદ્યોગનાં ધામોમાંથી કંઈક નવીનુ જાણવાનું મળે, જ્ઞાન સાથે આનંદ મળે એવા હેતુથી શહેરની જોવાલાયક જૂદી જૂદી જગ્યાઓએ લઇ જવામાં આવેછે. આ પ્રકારનાં ઉદ્યોગી ખાતાં જોવાથી અવલોકન શક્તિ ખીલેછે અને ઉમદા કારીગીરીનો ભાસ મેળવી શકાય છે.

સંસ્થામાં શીખતાં બહેનો પોતાની મરજી મુજબ આ કલબનો લાભ લઈ શકે છે. બૅડમીન્ટન રમવા માટે વાર્ષિક રૂા. ૨ ફી આપવાની છે જ્યારે પીંગપૉંગ, કેરમ, દામ, તથા કાર્ડઝની અને બીજી ઇન્ડૉર ગેમ્સ માટે કશી પણ ફી નથી. રોજ સાંજે પાંચ વાગ્યા પછી કલબ ચાલુ થાયછે તથા દર બુધ અને શનિવારે વાર્ષિક રૂા. ૫) ફી ભરનારાં જનરલ મેમ્બર હોય એવાંજ બહેનો પણ ઇન્ડૉર ગેમ્સ માટે વાર્ષિક રૂા. ૨, અને બૅડમીન્ટન માટે રૂા. ૬) ફી આપી કલબના મેમ્બર થઇ ઉપરની રમત ગમતો રમી શકેછે. શીખેલાં બહેનો માટે સાંજનો ફુરસદનો વખત ઘરની બહાર મનને આનંદ આપવા રમત ગમતોમાં તથા અરસપરસની વાતચીતોમાં ગુજારવા માટે આ કલબ સારૂ સ્થળ અને શોખનું સાધન પુરૂં પાડેછે. કોઈ પણ જાતનાં ભેદભાવ વગર સર્વે બહેનોને સરખી મજાહ અને ગમ્મત લેવાની છે. પારસી, હિંદુ, સર્વે કોમનાં બહેનોને આ કલબની મજાહનો લાભ સરખી રીતે લેવાનો છે.

છેવટે તે મહાન દયાળુ દાદાર સનમુખ શુક્ર ગુજારી કરતાં પુન્યાત્મા બાઈજી રતનબાઇ તથા હમાબાઇનાં રૂહને મિનોઈની અમર શાંતિ ઇચ્છીએ છીએ.

## ગાયકવાડી ગામોની ઉત્પત્તિ.

દરેક નામ પોતાનો કાંઇને કાંઇ ઇતિહાસ ધરાવેછે. દરેક સ્થળનું નામ-આદમે ઠરાવ્યું હતું, એમ કાર્લાઇલ કહી ગયા છે. ઘણીકવાર કથા ઉપરથી સ્થળના નામોની ઉત્પત્તિ થાયછે. કથા એ તવારીખનું પહેલું પગથીયું છે. તો પણ કથાનાંથી ઇતિહાસીક બાબતો ઉપર અજવાળું પડી શકેછે. ગાયકવાડ સરકારના ગામોના અને ખાસ કરી નવસારી પ્રાંતના કસ્બાઓના નામો કાંઇક ઇતિહાસ ધરાવતાં હોવાથી તેની હકીકત કે કથા જે ચાલતી આવેલીછે તે માત્ર ગમત સાથે જ્ઞાન થાય એવા ઇરાદાથી નીચે મુજબ થોડીક બ્યાન કરૂં છું.

**ગણદેવી**—ગણદેવી એ નામ મી. જોશીના જણાવ્યા પ્રમાણે સંસ્કૃત ગુણદીપીકા હતું, પણ પાછળથી અપભ્રંશ થયુ છે. કથા ઉપરથી તો મુસલમાનો આ જગાનું નામ સૈયદ સાદાત ઉર્ફે તુરસતાગરના લગન, જંબુદ્વીપના નવસારી ગામમાં સુરચંદ રાજાની પાલણદે નામની છોકરી સાથે થયાં, ત્યારે નવસારીથી ગણદેવી સુધી મંડપ નાખવામાં આવ્યો હતો અને ત્યાં લાઇટ થઇ હતી. તેથી લાઇટનો છેડો જોવા જે જગાએ

લોકો જતાં, તેઓ બોલતાં કે ગંદેવી ( ગંદુઈ અથવા ચંદુઈ એટલે રોશની ) જોવા જઇએ, તે ઉપરથી ગણદેવી નામ પડયું છે પણ એ ધામ નવસારી જેટલુંજ જુનુંછે. (જુઓ "ખોજા વૃત્તાંત"). ઘણાકો એ સ્થળને ગુણદેવીના પવિત્ર સ્થળ લેખે માનેછે, અને ગુણદેવીનું અપભ્રંશ ગણદેવી થયલું ગણેછે. પુરૂષ દેવ ગુણદેવોનું સ્થાન ગુણદેવીની નજીકમાં આવેલુંછે, તેનું અપભ્રંશ ગણદેવા થયલું છે.

**બીલીમોરા**—એ કસ્બો કોઇ બીલ્યા જોગીનો ૪૦૦ વરસ ઉપર વસાવેલો કહેવાયછે. અહીંઆ મહાદેવની મૂર્તિ તે સ્થાનકે હતી. તે જોગીએ મહાદેવને ચઢાવવા બીલીના ઝાડો રોપ્યા હતા, અને બીલીના પાત્રાં આ ઠેકાણે મળતાં હતાં. પ્રથમ એ સ્થળનું નામ એકલું બીલી હતું. પાછળથી એની પાસે આવેલો મોરો યાને ટેકડો વસવાટનું ધામ થયું અને મોટું ગામ વસ્યુ. તેથી બન્ને પાસે પાસે આવેલાં ગામનું નામ બીલીમોરા થયું. એવાં જોડકાં ગામવાળાં જોડયાં નામ ધરાવનારાં ગામો ગુજરાતમાં સંખ્યાબંધ છે. જેમકે; સાતમતોડી, સીયોદપુની, પરતાપોર મોગાર, વાંસી બોરસી, વાંસી ઉમરાટ, કસ્બાપાર. બીલીમોરા હાલ જે સ્થિતિમાં છે, તે મોરાગામ છે, બીલી તો આજે ઘણું નહાનું ગામડુંછે

**પલસાણા અને બલેસર**—આ કસ્બાઓમાં પહેનાં બલેસર મોટો હતો. બળી ઇશ્વરનું ત્યાં પ્રથમ મંદિર હતું, અને તે મંદિરનું નામ આજે બદલાયુંછે પણ મૂર્તિ અને મંદિર હજુ ત્યાં છે. તેના ઉપરથી બળેશ્વર નામ હતું તે પણ અપભ્રંશ થઇ બલેસર થયલું કહેવાયછે. એને સાત ચીરંજીવી પૈકી અશ્વત્થામા નવસારી આવી ગયલા અને પરશુરામ જે ભૂમિ ઉપર આવી ગયલા તેને પરશરામા કહેવામાં આવતી હતી એમ કથા છે. તેનું અપભ્રંશ પલસામા થયલું અને પાછળથી તે પલસાણા થયું. નવસારીથી ૧૦॥ માઇલ ઉપર બલેશર આવેલું છે. પલસાણા નવસારીથી ૯ માઇલ ઉપર છે. પલસાણાના લક્ષ્મીનારાયણ અને મંછાદેવીનાં બે દેવળો છે, તે પૈકી એક પરશરામના આવાગમનથી બંધાવેલું એમ લોકકથા છે. ગૅઝેટીયરના કર્તા જણાવેછે કે અસલ નામ પારાહ નાકા હતું.

**કામરેજ**—કેટલાકો તેને કામરાજ કહે છે. પરંતુ કથા પ્રમાણે કામેશ્વરનું ત્યાં મંદિર હતું. અસલ નામ કામદેહેજ એટલે કામદેવનું આમ એવું હતું. શ્રી નારદ, બ્રહ્મા, શ્રી કોટેશ્વર, શ્રી મોક્ષનાથ મહાદેવ વિગેરેના ધાર્મિક સ્થળો આ જગાએ પ્રાચીન કાળથી છે. તાપી પુરાણમાં એવી કથા કહીછે કે, મોક્ષ એટલે મુક્તિ આપનાર, મોક્ષ-નાથ મહાદેવના મંદિર સામે પીંપળાનું એક ઝાડ હતું. તેના પાના સોનેરી હતાં. ગમે તેમ હોય પણ એ મંદિર બહુ રમણીય હતું, અને નારાયણ નાગબળ તથા પ્રીપીંડીની ક્રિયા કરવાને દુરનાં સ્થળોએથી લોકો મંદિરના દર્શને આવતા હતા. કામ-રેજથી અર્ધ માઇલ દુર આવેનાં ભેરવ ગામે શ્રી કાલભેરવનું મંદિર છે, જે પ્રાચીન કાળનું છે છતાં બહુ સારી સ્થિતિમાં છે. જે દેવતાના નામથી મંદર બાંધેલું તેમાં પ્રાચીન કાળે મનુષ્ય સુરતની સુરત ત્યાં હતી. પરંતુ એક ગાંડા માણસે તેને ભાંગીને કડકા કર્યા હતા. તેનો શીષ રહેલો એક ટુકડો ૧૫૨ વર્ષ ઉપર એક ગાયકવાડી અમ-લદાર નામે રૂદરજી ગીરમાજીએ મેળવ્યો હતો, અને તેની ક્રિયા કરી પાછો મંદિરમાં સ્થાપન કર્યો હતો. કામેશ્વર ઉપરથી કામરેજ પડયું, કે કામરાજ ઉપરથી નામ પડયું,

કિવા કામદેહેજ ઉપરથી પ યુ એ તકરારી પ્રશ્ન છે કથાઓ ઘણી છે કેટનાકો કામરેજને કામાવતી પણ કહેછે

**વરીઆવ**—વરીઆવનુ અસલ નામ મળતું નથી પન્તુ હાલ જે નામ છે તે પારસીઓથી પડેતુ છે એમ પારસીઓનું કહેવુ છે એ જગોએ પુષ્કળ પારસી લોકો રહેતા હતા, રજપુત લોકો સાથે અણબનાવ ચાલ્યા કરતો હતો પણ પારસીઓ મહાદુરીથી તેઓ સામે હરહમેશ થતા હતા પારસીઓના મુક્તાત્માના તહેવારો વર્ષ આખરે આવેછે, જેમા મુએલા વડીલોની ક્રીયા થાયછે, તે પૈકી એક વળાવા અથવા વરાવાનો તેહવાર છે, તે દિવસની રાતને, વળાવાનો દિવસ, એટલે આત્માઓ જે આ પૃથ્વી ઉપર આવેલા તેઓને ૧૮ દહાડા પછી પોતપોતા ઘ્રુવનો ઉપર જવા સારૂ વળાવવામા આવેછે, તેથી વળાવવાનો તે નિયમ છે ૧૮ દિવસ નોરોજના પસાર થયા પછી પારસી મહેરો મોજ ઉભેલા દુરબાડીઓના મેદાનીઓમા જાયછે એવી રીતે પારસીઓને પોતાના મધ્ય ઠાકોર થી દુર ગયલા જોઈ ભીલોએ કતલ ચલાવી તમામ મરાઈ ઠાકરોને કાપી નાખ્યા, અને ખાઈ પીને મસ્ત થયલા પારસીઓનો શીરચ્છેદ કર્યો એ બનાવ કયે દિવસે બન્યો તે પારસીઓને માલુમ નહી હોવાથી નવસારીમા કયે દહાડે તેઓના શ્રાદ્ધ કરવા તે જણાયતુ ન હોવાથી અમુક દહાડો ઠરાવી 'વરીઆવા એહેદીન" તેનુ જશન અને શ્રાદ્ધ વગૈરે કરેછે વળાવા ઉપર કપાઈ ગયલા બેહદીન પારસીઓના નામ ઉપર થી વરીઆવા અપભ્રંશ થઇ વરીઆવ નામ પડેતુ, પારસીઓ કહે છે. અર્થાત વળાવ્યા ઉપરથી પારસી ભાષામા વરાવીના થયા છે " વરીઆવા એહેદીનનુ પરભ "ના નામે પારસી રોજ ૨૫ માહ ૧ ને દિવસે નવસારીના એહદીનો નવારીઆ વડ આગળ જશન વિગેરે કરે છે તાપી પુરાણમા કહે છે કે અસલ નામ વારીતાપન હતુ, તેમજ નાગીપુર હતુ પાછળથી વરીઆવ નામ થયુ હતુ "અનાવન પુરાણ " ગ્રંથમા એનુ નામ " વારી તાપ્ય ' કહેલુ છે

**કઠોર**—ઘણાઓ સસ્કૃત કુષ્ટરોગ ઉપરથી તેનુ મુળ કાઢેછે જ્યારે બીજા લોકો એવી કથા કહેછે કે, કાષ્ટોધાર ઉપરથી તેનુ મુળ છે, વળી એવી પણ કથા કહેવામા આવેછે, કે કામરેજ જે વેળા એ તાપી નદીને પેલે કડિ હતુ, ત્યારે તમામ જાતનો કોઠાર સામે તીરે ભરી રાખવામા આવતો હોવાથી તેને કોઠાર કહેવામા આવતુ અને ત્યા જુના વખતમા ઘણુ પપ હતુ કુષ્ટરોગ કોહોડને કહેછે અને કઠોર ના તાપી કીનારે નાહવાથી એ રોગ જતો હેછે એમ હોવાથી આજે પણ એના રોગીઓ કઠોર કે બોદાણને તીરે નહાવા જાયછે તે ઉપર થી કુષ્ટરોગને આરોગ્ય કરનારી જગા ઉપરથી એ નામની ઉત્પતિ કહેછે પણ એના ઉત્પતિ સ્થાનની બધી કથાજ છે સત્તાવાર દાખલો મળતો નથી કેટલાકો કઠોરને કૃષ્ણપુરીના નામથી પણ ઓળખે છે

**મહુવા**—જૈન લોકોએ એ નામ આપેલું કહેવાય છે મોહામુર્તીનુ એ ગામ હતું અને તે ઉપરથી મોહા ગામ બોલાતુ મોહાનુ અપભ્રંશ મહુવા થયનુ જણાયછે

**વેલાછા**—અસલ ગામ વલાસાહ હતુ એ વડાનુ અશુદ્ધ થયનુ નામછે ખરૂ શુદ્ધ નામ " વલાશાહની બેઠક કહેવાય છે, અને તે વડાશાહનો ભાઈ રાજપીપળામા રહેતો હતો નગર દુબળાલોકો રાજપી ભાનાળા સાઇને માનતા હતા, પણ જ્યારે તે સાઈના હાથે દુખ દર્દ દૂર નહીં થતા ત્યારે તે પોતાના ગુરૂભાઈ વડ સાઇની બેઠકે લોકોને

જવા કહેતો; એવી રીતની કથાછે. તે વડા રાંધને વરાશાક કહેવા ઉપરથી વરાશા નામ એ જગાનું અસલ હતું, પરંતુ હલકી વર્ણના લોકો શ ને બદલે છ વાપરતાં હોવાથી વરાશાને બદલે વલાછા થઇ આજે તે નામ રહેવા પામેલું કહેવાય છે. લોકો એમ પણ બોલેછે, કે દહાડામાં ૬ છ વેલા, વિપત્તિ આ ઠેકાણે ભોગવવી પડેછેઃ– ૧ પાણીની, ૨ ઝાડે ફરવાની, ૩ ખાધાની, ૪ રહેઠાણની, ૫ મજુરીની, ૬ સર સામાનની, એ પ્રમાણે ૬ વેલા પડતી હોવાથી " વેલા છ " ઉપરથી વેલાછા નામ પડેલું કહેછે.

**સાવલી**—શાહવલીની આ સ્થળે કબર છે. આ વલી આ ઠેકાણે ઘણો પુજ્ય ગણાઇ ગયોછે, અને તેના સ્થાનક તરીકે લોકોએ શાહવલીનું અપભ્રંશ સાવલી નામ રાખેલુંછે.

**વ્યારા**—આ ઠેકાણે અસલ ભીલ રાજાનો અમલ હતો અને ખાનદેશમાંથી તથા દાંગના રાજ્યોમાંથી જે માલ આવતો તે સર્વ માલ વ્યારે થઇને ગુજરાતમાં જતો. અનાજની પોઠીઓ અને ગાડાંઓ આ ઠેકાણે આવતાં તે ઉપર ભીલ રાજાનો વેરો લેવાતો હોવાથી એને વેરાગામ કહેવામાં આવતું હતું એમ લોકવાયકા છે, અને વેરાગામ બદલાઇને વ્યારા થયલું જણાવવામાં આવેછે. વળી એમ પણ કહેછે કે, ત્યાંની હવા નઠારી હોવથી ઘણા લોકો તેને વેડા કહેતા હોવાથી એ નામ પડેલું કહેવાય છે.

**ઉનાઇ** વ્યારા મહાલની દક્ષિણ-પશ્ચિમે ઉનાઈ ગામ છે, ત્યાં ગરમ પાણીના કુંડો હોવાથી ઉનાઇ નામ પડેલું છે. વરીષ્ટ કોર્ટના જડજ મરહુમ જે. ઍસ. ગાડગીલ સાહેબે આપેલાં ભાષણમાં ઉના પાણીના કુંડો ઉપરથી એ જગાનું નામ ઉનાઈ પડ્યું છે એમ કહે છે અને તે બરાબર લાગે છે. ગેઝેટીયરમાં પણ એવુંજ વર્ણન છે. એ કુંડો રામના વખતના કહેવાય છે. અને અનાવલા બ્રાહ્મણોની ઉત્પતી સાથે તેનો સંબંધ છે. સ્કંધ પુરાણમાં એવું વર્ણન છે, કે રામ વિજય કરીને જ્યારે સીતાને લઇને લંકાથી પુષ્પક વિમાનમાં બેસી પાછા ફર્યા ત્યારે વિંદ્યા પર્વતના દક્ષીણ ઉતરાણમાં ગમે રૂપી અગસ્ત્ય મુનીનો આશ્રમ દીઠો. ત્યાં રામે પોતાનું વિમાન ઉતાર્યું અને રૂપીના આશ્રમમાં રહ્યા. ત્યાંથી જતી વેળાએ રાવણનો સંહાર કર્યો તે બદલ અનાદી સિદ્ધ આગળ યજ્ઞ કર્યો. તે જગા આજતું અનાવલ કહેવાય છે. ત્યાં રામનો યજ્ઞ કરવા માટે બ્રાહ્મણો મળી શકયા નહીં, પરંતુ ત્યાં જંગલમાં તેને મારૂખ નામનો એક ભીલ રહેતો માલમ પડયો. આ ઉપરથી ગંગાકુલગીરી જે હીમાલય પર્વત ઉપર આવેલું મથક હતું ત્યાંથી બ્રાહ્મણોને બોલાવામાં આવ્યા તે બ્રાહ્મણોને ગરમ પાણી પુરૂં પાડવા સારૂ રામે ત્યાં આગળ બાણ મારી ગંગાના ગરમ પ્રવાહ ઉત્પન્ન કર્યો. અંબીકાને તીરે સંકલેશ્વર મહાદેવ આગળ મોટું બળીદાન આપવામાં આવ્યું હતુ. આજે પણ તેની રાખોડી બતાવામાં આવે છે. નદીના કીનારા ઉપર સફેદ અગર ભુરા રંગની સંગ્રી રાખવામાં આવેલી છે; ગૅઝેટયરમાં તે રાખોડીનું પૃથકકરણ એવું બતાવવામાં આવ્યુંછે કે, સફેદ પથ્થર, લોઢુ, અને ચુનાનો ભાગ એ રાખોડીમાં જણાયછે. જૂદા જૂદા ૧૨ ગોત્રના ૧૨૦૦૦ બ્રાહ્મણો હતા, જેઓના શેષની ૧૨૦૦૦ છોડીઓ સાથે લગ્ન થયાં હતા. તેઓએ ઈશ્વર તરફની દક્ષીણા મેળવવાને વખતે તે દક્ષીણા લેવાની ના પાડવાથી, તેઓ કનીષ્ટ થતા જાય એવો શ્રાપ દેવામાં આવ્યો હતો, તેમજ વેદ ભણવાનો અને ક્રીયા કર્મ કરવાનો પણ તેઓનો હક જતો રહ્યો હતો. માત્ર વૈસ્યોની માફક [illegible] ખેતી કરી જમીન કૃપીકાર લેખે ચાલવું એવો ઠરાવ [illegible] હતો. એ [illegible] દેસા અથવા અનાવલા

જાતીની ઉત્પત્તિ થઈ હતી, અને તેઓના સ્થળને અનાવીલ નામ અ.પવામાં આવ્યુ. એ જગાનું અસલ નામ "અનાદીપુર" હતું. તેને "અનાદી ક્ષેત્ર" પણ કહેવામાં આવેછે. "અનાવલ પુરાણ" નામના સંસ્કૃત ગ્રંથમાં એનું વર્ણનછે.

**સોનગઢ**—એ ગઢ અસલ ભીલોનો હતો. ત્યાં આગલા વખતના મોગલોએ મહેલ જેવાં રહેવાના મકાનો બંધાવ્યા હતાં, જેના ખંડીયરો હજુ હસ્તિ ધરાવેછે. જ્યારે ગાયકવાડે આ મથક જીતી લીધું ત્યારે તેની ઉત્તમ પ્રકારની આવક ઉપરથી અને ઘણુકોની કથા પ્રમાણે કીલ્લામાંથી સોનાના ચરુ નીકળવાથી એ જગાનું નામ સોનગઢ આપ્યું હતું, તેમજ,

**રૂપગઢ**—રૂપાના ચરુ રૂપગઢની હાલની જગાએથી નીકળ્યા ઉપરથી તેને રૂપગઢનું નામ ગાયકવાડે આપેલું છે. પ્રથમ તે ગઢ પણ ભીલોના તાબામાં હતો. પરંતુ આ બન્ને ગઢો સોના રૂપાંના જેવા ઘણા કિમતી થઈ પડવાથીજ પીલાજીરાવ ગાયકવાડે એ નામો આપેલાં છે.

**સાહલ્યર**—સાહલ્યરનો કીલ્લો ઘણા જુના કાલનો છે. પ્રથમ ત્યાંના ભીલ મુખી ગવાલ રાજાના નામ ઉપરથી એ જગાનું નામ ગવાલગઢ હતું. કથા પ્રમાણે તેણે આ કીલ્લો બાંધ્યો હતો. મુસલમાનોની આ ગઢ વિષે ઘણીવાર ચઢાઇઓ થયેલી જણાય છે, પણ તે પ્રાચીન કાળની વાત છે. અર્વાચીન કાળે ઇતિહાસિક હકીકતો એવી છે, કે ઈ. સ. ૧૬૭૦ માં સુરત લુટીને જ્યારે શીવાજી મહારાષ્ટ્ર તરફ પાછો ફર્યો ત્યારે સાલ્હેરને રસ્તે ગયો હતો; અને ઈ. સ. ૧૬૭૧ માં મોરો પંથે એ કીલ્લો સર કર્યો હતો. ઈ. સ. ૧૬૭૨ માં મોગલ સૈન્ય ચઢી આવ્યું અને એ કીલ્લો લેવાની કોશિષ કરી ત્યારે મોરોપંત અને પ્રતાપરાવ ગુજર તેમના ઉપર તુટી પડયા અને મોગલ સૈન્યનો સંહાર કર્યો હતો. ઇ. સ. ૧૬૮૪ માં શાહજાદા સુલતાને મોટું લશ્કર લાવી મરાઠાઓના મોટાં બળ છતાં હલ્લો કર્યો. જ્યારે મુસલમાનોનું કાંઇ વળ્યું નહીં ત્યારે મુલ્હેર કીલાના કીલેદાર નેકુમખાંને સાલ્હેરના મરાઠા હવાલદાર સાથે સાજેશ અને પ્રપંચ કરી, જેવો સુલતાન અઝીમ આવી પહોંચ્યો તેવોજ કીલ્લો દગાથી સર કર્યો. પછી તેનું નામ સુલતાનગઢ આપ્યુ, અને પાછળથી શાહકલેહેર એટલે સુલતાન માટે લહેર કરવાની જગા (સેનીટેરીયમ) એવું લાડકું નામ એ જગાને આપ્યું. જેનું અપભ્રંશ સાહલ્યર થયું છે. સુલતાનના એક ખાસ સલાહકાર સીલોટ સરદારના નામ ઉપરથી સાલોટનો કીલ્લો સાલ્હેરની પાસેની ટેકરી ઉપર વસાવવામાં આવ્યો છે. ચીરંજીવી પરશુરામ ભગવાને સાલ્હેર ઉપરથી એક ફલંગ મારીને દરીયો હઠાવ્યો તેના પગલાં હજુ બાણ મારતી વેળા માણસ કેવી રીતે ધસી શકે છે તે બતાવનારાં પરશુરામના પગલાં ત્યાં અદ્યાપી છે. આ કથાનો ભાગછે પરંતુ પરશુરામને લગતાં ચિન્હો, દેવાલય, વિગેરે ત્યાં ઘણુંછે. (તા. ૧-૮-૯૫ ના મી. રામચંદ્ર હરીસીંહનો "સાલીયેર સંબંધી રીપોર્ટ" જોતાં, તથા બરોડા ગેઝેટીયર જોતાં લંબાણ હકીકત સાલ્હેર અને સાલોટ વિષે મળે છે.)

**વડોદરા**—આ શહેરનાં અસલ નામો ચંપાવતી તથા વીરક્ષેત્ર હતાં. પાછળથી એમાં પુષ્કળ વડનાં ઝાડો હોવાથી વટ×ઉદર એવા સંસ્કૃત શબ્દો ઉપરથી વડનું પેટ કહેવામાં આવતાં વટોદ્રા નામ પડ્યું અને પાછળથી વડોદરા નામ પડ્યું.

## નવસારી પ્રાંત પંચાયત હસ્તક ચાલતાં સાર્વજનિક ફંડો સંબંધી હકીકતનું પત્રક.

| અનુક્રમ નંબર. | ફંડનું નામ. | ફંડ સ્થાપવાનો હેતુ. | ફંડ કેટલું છે. | વ્યવસ્થા કોણ કરે છે. | એકજ કોમને વાસ્તે કે બધાને વાસ્તે. | શેરા. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | કૅટલ ફંડ | ઢોરોની ઓલાદ સુધારવા અને ઢોરોનું પોષણ કરવા | ૮૮૬૩–૧૪–૦ | નવસારી પ્રાંત પંચાયત | સાર્વજનિક | સુબા પ્રમુખ અને સેક્રેટરી મી. સો. મં. દેસાઇ |
| ૨ | ગણપતી ફંડ | દર વર્સે ગણપતી ઓત્સવ ઉજવવા માટે | ૪૪૫–૧૦–૩ | ” | ” | ” |
| ૩ | વાઢદિવસ ફંડ | દર વરસે શ્રીમંતનો વાઢદિવસ ઉજવવા માટે | ૧૬૬૨– ૮–૨ | ” | ” | ” |
| ૪ | હવાડા ફંડ | મુંગાં ઢોરોને પાણી પાવા માટે | ૧૨૬૪– ૧–૦ | ” | ” | ” |
| ૫ | સંકટનિવારણ ફંડ | પ્લેગના વખતમાં ગરીબ લોકોને વૈદ્યકીય મદદ આપવા માટે | ૪૪૭૪–૧૩–૪ | ” | ” | ” |
| ૬ | સેનીટરી અને નર્સીંગ ફંડ | સેનીટરી અને નરસીગને લગતું શિક્ષણ આપવા માટે | ૪૨૧૨– ૨–૯ | ” | ” | ” |
| ૭ | મીડવાઇફ અને નર્સીંગ ફંડ | મીડવાઇફ રાખવા માટે | ૬૩૦૩–૧૧–૬ | ” | ” | ” |
| ૮ | જુબીલી ફંડ | આ ફંડ બંધ થઇ ગયું છે | | | | |
| ૯ | પ્રદર્શન ફંડ | વિશેષ સીલક ન હોવાથી આ ફંડ પણ બંધ થયા જેવુંજ છે | | | | |

## " ચોર્યાસી બંદરનો વાવટો. "

આખા હિંદુસ્તાનમાં સુરત મોટું બંદર હતું. પરદેશ જવાનો માલ સઘળો એ શહેરની મારફતે જતો અને હિંદુસ્તાનના દરેક ભાગનો માલ અહિંઆં આવતો તેથી આખા દેશનાં સઘળાં શહેરો સાથે વહીવટ હતો સુરતને તરીને રસ્તે ૮૪ બંદરો સાથે વહેવાર હતો એવી લોકવાણી છે. એશિયા, યુરોપ, આફ્રિકા અને મહાસાગરમાં આવા બેટો માંહેલાં ૮૨ બંદરેથી વેપારને માટે વેપારીઓ આવતા હતા. તાપી નદી જુદા જુદા દેશોનાં જુદી જુદી ઢબછબના વહાણોથી ભરપૂર રહેતી. તેથી " ચોરાસી બંદર " એ એક નામ હતું. પણ બંદરો જો ગણવા બેસીએ તો ઓછાં વધતાં થાય. સુરતને કયા કયા બંદરો સાથે વહીવટ હતો તે બંદરોના નામ નીચે આપ્યાં છે.

| | | | |
|---|---|---|---|
| નવસારી | ગણદેવી | બીલીમોરા | વલસાડ |
| દમણ | માહીમ | વસાઇ | મુંબઈ |
| રત્નાગીરી | ગોવા | માંગરોલ | કેલીકટ |
| કોચીન | અલપાઈ | માહી | તાલીચરી |
| કોલંબો | ટીનવલી | તંજોર | પોંડીચેરી |
| મદ્રાસ | મછલીપટ્ટમ | બાલાસકર | કલકત્તા |
| રંગુન | બંતામ | બટેવીઆ | સચીન |
| મોલ્પુક્કાસ | બંદાસ | જેપાન | ચીન |
| સુંદાલી | ભાગવા | ભરૂચ | ભરૂચ |
| ઘોઘા | ભાવનગર | દીવ | માંગરોલ |
| વેરાવળ | પોરબંદર | દ્વારકાં | માંડવી |
| કરાંચી | મસ્કત | ગોમબરૂન | હૉરમઝ |
| ઇરાન | સોકોત્રા | જદ્દા | મક્કા |
| મદીના | મોખ્ખા | સુંદરન | અલેપ્પો |
| બસ્રા | ફેરમેનિઆ | અધુધા | મોરીસ |
| મોહીલા | માયોતા | જોઆના | મોઝાંબીક |
| મૅડૅગૅસ્કર | સોમાલી | ઍબીસીનીઆ | જંગબાર |
| વેનિસ | ઇસ્ટમ્બુલ | આર્મીનીઆ | નેટલ |
| કેપ | ઇગ્લાંડ | ફ્રાંસ | સ્પેન |
| પોર્તુગલ | હોલાંડ | જર્મની | ડેનમાર્ક |
| સ્વિડન | ઑસ્ટ્રિયા | રોમ | ગ્રીસ |
| શ્લેન્ઝહૉન | જ્યૉર્જીઆ | ગિની | મિસર |

## સુરત અઠ્ઠાવીસીના ૨૮ મહાલો અને તેની ઉપજ

| નામ | દામ ઉત્પન્ન |
|---|---|
| ૧ સુરત | ૧૫૦૦૦૦૦૦ |
| ૨ ચોરાસી | ૪૧૬૭૫૫૯ |
| ૩ ગદેર | ૨૬૫૦૦૦ |
| ૪ અમરોની | ૧૫૪૦૯૦૦ |
| ૫ વનસાડ | ૩૫૭૭૦૦૯ |
| ૬ ચીખની | ૧૬૦૦૦૦૦ |
| ૭ માનસર | ૬૭૦૦૦૦ |
| ૮ મારનોની તથા મોમના (મારદોની તથા મોતા) | ૫૦૦૦૦૦ |
| ૯ ગણદેવી | ૨૩૦૦૦૦૦ |
| ૧૦ હાંસોટ | ૧૦૦૦૦૦ |
| ૧૧ માલુર (વાલોડ) | ૩૯૪૮૯૩ |
| ૧૨ ધડકા | ૧૪૦૯૧૭ |
| ૧૩ સાહારત | ૧૬ ૦૦૦ |
| ૧૪ મનનાડા (વનનાડા | ૧૯૮૨૮૮ |
| ૧૫ અનાવન | ૫૦૨૦૦ |
| ૧૬ લુહારી (બુહારી) | ૧૦૦૦૦૦ |
| ૧૭ બનીઆ | ૧૫૪૪૦૦૦ |
| ૧૮ સગ્મોન | ૧૨૨૫૦૦૦ |
| ૧૯ ખેરોદ (કડોદ) | ૬૯૨૦૦૦ |
| ૨૦ સોસા (સુપા) | ૧૬૪૦૦૦૦ |
| ૨૧ મોવા (મહુવા) | ૭૫૦૩૨૦ |
| ૨૨ બીઆદ્રા (બ્યારા) | ૮૩૬૩૨૫ |
| ૨૩ કોસ | ૧૨૦૩૨૦ |
| ૨૪ બારન્જોલ | ૫૩૭૭૩૭૧ |
| ૨૫ તનારી (તેનારી) | ૪૯૬૦૦૮ |
| ૨૬ કામરેન | ૧૯૩૫૦૦૦ |
| ૨૭ નઉમારી (નવસારી | ૬૦૩૨૦૦ |
| ૨૮ તલેરવર (તડકેશ્વર) | ૩૪૮૦૨૭૮ |
| | કુલે દામ ૪૯૪૬૩૬૬૨ |

નવસારીમા ૧૯૦૦ થી ૧૯૩૭ સુધી કેટલો વરસાદ થયો તે દર્શાવનારૂં પત્રકઃ—

| મહીનાઓ | ૧૯૦૦ | ૧૯૦૧ | ૧૯૦૨ | ૧૯૦૩ | ૧૯૦૪ | ૧૯૦૫ | ૧૯૦૬ | ૧૯૦૭ | ૧૯૦૮ | ૧૯૦૯ | ૧૯૧૦ | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ | ૧૯૧૪ | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જુન | ૦.૪૩ | ૩.૩૮ | ૧.૭૭ | ૭.૪૧ | ૩.૮૭ | ૨.૧૦ | ૭.૫૮ | ૫.૩૮ | ૬.૪૦ | ૧૮.૩૦ | ૧૩.૪૯ | ૭.૪૯ | ૮.૮૫ | ૨૮.૯૯ | ૧૭.૫૨ | ૯.૦ | ૧૧.૮૭ |
| જુલાઈ | ૨૪.૮૯ | ૧૧.૧૬ | ૨૦.૫૨ | ૨૯.૭૧ | ૮.૦૬ | ૨૦.૬૫ | -૧.૯૫ | ૨૭.૫૦ | ૩૮.૫૪ | ૨૮.૫૦ | ૧૯.૩૧ | ૭.૩૯ | ૩૯.૯૧ | ૧૮.૪૦ | ૨૫.૫૨ | ૮.૧૧ | ૨૧.૮૧ |
| ઑગસ્ટ | ૧૮.૯૮ | ૭.૪૪ | ૧૮.૭૦ | ૧૧.૫૫ | ૫.૨૮ | ૧.૭૧ | ૭.૨૩ | ૨૨.૭૩ | ૧૦.૭૦ | ૮.૩૧ | ૧૬.૬૬ | ૯.૪૮ | ૧૬.૨૬ | ૬.૨ | ૩.૬૨ | ૧૦.૫ | ૧૯.૨૯ |
| સપ્ટેમ્બર | ૦.૪૮ | ૧.૩૭ | ૧૩.૩૦ | ૧૪.૮૭ | ,, | ૫.૩૯ | ૨.૩૮ | ૦.૫૦ | ૦.૨૨ | ૧૦.૫૦ | ૪.૪ | ૧.૩૯ | ૩.૦ | ૯.૩ | ૧૭.૭૫ | ૬.૯ | ૧૫.૪૧ |
| ઑક્ટોબર | ,, | ,, | ૦.૧૧ | ૦.૧૦ | ,, | ,, | ,, | ,, | ,, | ૦.૯૮ | ૦.૬૪ | ,, | ૨.૧૧ | ,, | ,, | ૬.૫ | ૫.૫૬ |
| નવેમ્બર | ,, | ,, | ૦.૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | , | ,, | ૪.૪૫ | ,, | ,, | ,, | ,, |
| ડીસેમ્બર | ,, | ,, | ૦.૭૫ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૦.૨૩ | ,, | ,, |
| -ન | ૪૩.૭૮ | ૨૩.૩૦ | ૫૫.૧૫ | ૬૩.૬૪ | ૧૭.૪૧ | ૨૯.૮૫ | ૩૯.૧૪ | ૫૬.૧૧ | ૫૫.૮૬ | ૬૬.૨૪ | ૫૪.૧૪ | ૨૫.૭૫ | ૭૪.૫૮ | ૬૨.૪૪ | ૬૪.૬૪ | ૩૯.૩૦ | ૭૩.૬૪ |

નવસારીમાં ૧૯૦૦ થી ૧૯૩૩ સુધી કેટલો વરસાદ પડ્યો તે દર્શાવનારૂં પત્રક. ( પાન ૬૫૧થી ચાલુ )

| મહીનાઓ. | ૧૯૧૭ | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૪ | ૧૯૨૫ | ૧૯૨૬ | ૧૯૨૭ | ૧૯૨૮ | ૧૯૨૯ | ૧૯૩૦ | ૧૯૩૧ | ૧૯૩૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જુન | ૧૬·૨૭ | ૨·૯૧ | ૧૫·૭૪ | ૧૦·૫૧ | ૩·૩૩ | ૧૧·૬૭ | ૦·૧૯ | ૭·૭૮ | મે ૧·૩૮<br>૧૮·૭૫ | ૦·૮૧ | ૭·૬ | ૧·૯૧ | ૩·૪૨ | ૩૧·૧૦ | ૩·૪ | ૦·૮૯ |
| જુલાઇ | ૧૪·૧૭ | ૩·૪ | ૧૨·૯૪ | ૧૫·૧૦ | ૪૨·૫૬ | ૨૨·૩૮ | ૨૯·૬૫ | ૨૩·૨૮ | ૪·૨૧ | ૩૬·૮૫ | ૧૫·૧૨ | ૨૪·૪૬ | ૪૭·૩૨ | ૧૬·૪૦ | ૨૬·૬ | ૪૪·૪૬ |
| ઑગસ્ટ | ૧૨·૧૦ | ૮·૭૬ | ૧૦·૯૬ | ૮·૮૭ | ૧૨·૯૭ | ૩·૪૩ | ૮·૫૪ | ૧૫·૮૨ | ૨·૩૮ | ૨૮·૭૪ | ૬·૭ | ૮·૬૯ | ૪.૫૬ | ૬·૫૨ | ૨૯·૭૬ | ૪·૪૭ |
| સપ્ટેમ્બર | ૧૯·૪૩ | ,, | ૬·૨૪ | ૨·૫૬ | ૧૪·૯૩ | ૧૯·૧૪ | ૬·૨૦ | ૮·૭૬ | ૩·૯૩ | ૧૨·૧૬ | ૪·૩૮ | ૭·૭૧ | ૩·૭૬ | ૫·૩૦ | ૪·૨૩ | ૪·૫૪ |
| ઑક્ટોબર | ૧૪·૩ | ,, | ૨·૮૬ | ,, | ,, | ,, | ,, | ૦·૧૨ | ,, | ,, | ,, | ૧·૭૧ | ૧·૭૬ | ૧·૩૦ | ૭·૫૪ | ,, |
| નવેમ્બર | ,, | ,, | ૦·૨૬ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૦·૧૦ | ,, |
| ડીસેમ્બર | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | — | ,, |
| કુલ | ૭૬·૦ | ૧૪·૭૧ | ૪૯·૦ | ૩૭·૪ | ૭૨·૭૯ | ૫૬·૬૨ | ૪૪·૫૮ | ૫૫·૭૬ | ૩૨·૬૫ | ૭૮·૫૫ | ૩૨·૬૩ | ૪૩·૭૧ | ૬૦·૬ | ૬૦·૩૨ | ૭૦·૭૩ | ૫૮·૩૬ |

નવસારીમાં જાણીતા ઐતિહાસિક સભ્ય પુરૂષો અને તેને લગતી જુની જગ્યાઓનું પત્રકઃ--

| નંબર | જગ્યાનું નામ | લત્તો | વર્ણન | વર્ષ |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | હનુમાનજીનું મંદીર | મોટા બજાર | મારૂતીની મુર્તી હમણાની જુમામસીદની જગ્યાએ જુના હિંદુ શૈવ મંદીરને લાગીને હતી આ મંદીરની મુલાકાત વારંવાર ધારગરીના ચાલુક્ય કુમાર રાજા પાનકેરી વલ્લભ અને તેની પછીના ગાદીએ આવનારાઓથી લેવાઇ હતી ( લેવામાં આવતી હતી ). | ઈ. સ. ૯૬૪ ને આશરે. |
| ૨ | સૈયદ સાદાતની દરગાહ | લુનસીકુઈ | આ જગ્યા ગુજરાતમાં મુસલમીન સતપથની સ્થાપના કરનાર નુરૂદીન સૈયદ સાદાતની-સૈયદની કબર અને રહેવાની જગ્યા છે. ( જુની કબર અત્યારે મોજુદ છે ). | ૧૦૬૯ |
| ૩ | મગદુમશા પીરની દરગાહ | ,, | અમદાવાદના મગદુમશા પીરે આ જગ્યા પોતાના ગુરૂના હુકમને માન્ય રાખી ગુજરાત અને દક્ષીણની હદ ઉપરજ આવેલા થોડા ઝાડતુનના ઝાડની ઘટા નીચે પોતાના મુકામની જગ્યા પસંદ કરી હતી. ( જુની કબર હજુ મોજુદ છે ). | ૧૪૬૩ |
| ૪ | કરકરીઆનું ઘર | પારસીવાડ મોટા ફળીયા | આ ઘરની અંદર જુના પારસી રાજા ચાંગાશા માંગાશાની ગાદી હતી. જ્યાં તેમની પછીના ત્રણ ગાદી વારસોનું મુસલમાનોએ ખુન કર્યું હતું. | ૧૪૯૮ |
| ૫ | દસ્તુરજીનું ઘર | દસ્તુરવાડ મોટા ફળીયા | પહેલા પારસી મોબેદ મહેરજીરાણા દસ્તુરની રહેવાની જગ્યા. | ૧૫૮૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૬ | દેસાઇ બીલ્ડીંગ | સીરવાઇવાડ મોટા ફળીયા | આ જગ્યા પહેના દેસાઈ ટેમુલજી રૂસ્તમજી ( ૧૬૩૭–૧૭૦૮ ) અને તેમના દીકરા ખુરશેદજી ટેમુલજી ( ૧૬૮૯– ૭૭૮ )નુ રહેવાનુ સ્થળ કે જેમણે મહારાજા શ્રી પીલાજી ગાયકવાડને સોનગઢના કીલ્લા માથી ગુજરાતની આ બાજુ આવવાનુ આમત્રણ આપ્યુ અને બને બાપદીકરાઓએ પોતાના નોકરાનુ લશ્કર મદદમા આપી નવસારીમા ગાયકવા નુ પહેલુ થાણુ સ્થાપત કર્યું | ૧૬૩૭ |
| ૭ | મહેતા મોતીરામ દયાલદાસ વાડા અને હવેલી | દુધીઆતળાવ આશાપુરી રાડ | બરોડાના પ્રખ્યાત ગુજરાતી કવી પ્રમાનદે મહીનાઓ સુધી અહીંઆ મુકામ કર્યો હતો અને સર્વજ્ઞ " ન જનીની કથા "ની કવીતા લખી હતી ઇ ૧૮૬૫મા | ૧૬૮૫ |
| | જુના થાણા–કિલ્લો | થાણા કચેરી | મહારાજા પીલાજીરાવ ગાયકવાડ અને તે ી મછી ા ગાદાએ આવ નારાઓનુ સ્થાનીક રહેવાનુ સ્થળ | ૧૭૨૦ |
| ૯ | બ્રીટીશ જકાત ચોકી | વૈદ મહોલ્લા | ઈસ્ટ ઇન્ડીઆ કપની (સદર સ્ટેશન)ના વખતે તેની પાસેથી જુનુ ઘર બ્રીટીશ લોકોએ નવસારીની જકાત ચોકીને માટે મેળવ્યુ હતુ | ૧૭૫૦ |
| ૧૦ | દશેરા ટેકરી અને તુલસીકુઇ નુ મેદાન | તુલસીકુઇ | બ્રીટીશ અને હિંદી લશ્કર બૉમ્બે અને ગુજરાત વચ્ચે જતા રસ્તામા મુકામનુ સ્થળ | |
| ૧૧ | જમશેદવાડી | સ્ટેશનરસ્તે દેસાઇ તળાવ પાસે | અહીંઆ ફ્રેંચ મુસાફર ઍંકવેટીન દુ પૅરાં ઝોરાસ્ટ્રીઅન (જરથુસ્તી) ધર્મની શોધ માટે પોતાની સુરતની મુલાકાત દરમ્યાન મુકામ કર્યો હતો | |
| | સર જમશેદજી જીજીભાઇનુ ઘર | મલેસર વાડા ફળીયા | પહેલા પારસી બેરોનેટ સર જમશેદજી જીજીભાઈની જન્મ ભૂમી ( ૧૭૮૩–૧૮૫૯ ), | ૧૭૮૩ |
| | શાસ્ત્રીની ધર્મશાળા | દુધીયાતળાવ | આ ધર્મશાળા પેશ્વાના વકીલ ગગાધરશાસ્ત્રી પટવર્ધને બધાવી હતી જ્યારે મહારાજા ગાયકવાડ પુના આ માર્ગે થઈ જતા (જુની ધર્મશાળા) | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪ | દાદાભાઈ નવરોજીનું ઘર | કાત્રકવાડ મોટા ફળીયા | હાઉસ ઑફ પાર્લામેન્ટના પહેલા હીંદી મેમ્બર અને હિંદુસ્તાનના રાજ્યદ્વારી બાબતમાં બહાદુર દાદાભાઈ નવરોજી સા.ની જન્મભૂમિ ૧૮૨૫-૧૯૧૭ | ૧૮૨૫ |
| ૧૫ | રતનવાડી કાછીઆવાડી | કાછીઆવાડી | અહીંઆ ડબ્લ્યુ સી. સેન્ડ્રીયુઝ સુરતના ચીફ દેસાઈઓની જમીન વતન માટે બ્રીટીશ ગવર્નમેન્ટ તરફથી પૂછપરછ માટે નવસારી આવ્યા ત્યારે મુકામ કર્યો હતો. ( ઉતર્યા હતા ). | |
| ૧૬ | શેઠ જમશેદ એન. ટાટાનું ઘર | દસ્તુરવાડ મોટા ફળીયા | હિંદના ઉદ્યોગોના મુખ્ય સ્થાપક જમશેદજી નસરવાનજી ટાટાની જન્મભૂમી ૧૮૪૦-૧૯૦૪. | ૧૮૪૦ |
| ૧૭ | નરસીંહજી ટેકરી | દુધીઆતલાવ | નવસારીના હિંદુ સાધુ મહારાજ ટેહેલદાસનો આશ્રમ. | ૧૮૫૦ |
| ૧૮ | રંગમહેલ | જુના થાણા કચેરી | મહારાજા મલ્હારાવ ગાયકવાડ સા. નો ઉનાળા માટે રહેવાનુ સ્થળ. તેની પાસે જુના કિલ્લાનું મકાન છે, કે જ્યાં મહારાજા ગણપતરાવ ગાયકવાડ સા. ના રાણી રાધાબાઇ સા. અને મહારાજા ખંડેરાવ ગાયકવાડ સા. ના રાણી જમનાબાઈ સા. અને હાલના મહારાજા સર સયાજીરાવ મહારાજા ગાયકવાડ પોતાની બાલ્યાવસ્થામાં ઉનાળામાં રહેતા હતા. | ૧૮૭૦ |
| ૧૯ | દસ્તુર વાડી બંગલો | લુનસીકુઇ | આ બંગલામાં યુરોપીયન વીઝીટર ( મુલાકાત લેનાર ) સર રીચર્ડ ટેમ્પલ બૉમ્બેના ગવર્નર ઇ. સ. ૧૮૭૮માં નવસારીની મુલાકાતે પધાર્યા હતા, ત્યારે ઉતર્યા હતા. અને અત્યારે નવસારી પ્રાંતના સુબા સાહેબોને રહેવાના મકાન તરીકે ઉપયોગમાં લેવામાં આવેછે. | |
| | | | આ બંગલો મહારાજા મલ્હારરાવ ગાયકવાડ સા. ના રાણી સા. મહાલ્સાબાઇ સા. ની રહેવાની જગ્યા હતી, અને હમણા શ્રીમંત મહારાજા સાહેબનું ઉતરવાનું સ્થળછે. | |

# માનચાંદ વિગેરે મેળવનારા નવસારીનાં બાનુઓ તથા ગૃહસ્થોનું લીસ્ટ

| | |
|---|---|
| સર જમશેદજી જીજીભાઈ | નાઈટ; બૅરોનેટ ૧૮૫૭. |
| ડા. સર ટેમુલજી ભીખાજી નરીમાન | નાઈટ ૧૯૧૪, કયસરે હિન્દ મેડલ ૧૯૦૯ |
| ડા. સર જીવણજી જમશેદજી મોદી | સી આઇ ઇ. ૧૯૧૭, શમ્સ ઉલ ઓલમા ૧૮૯૩, શીવાલીએ ડ લીજીઑં ડ ઑનર ૧૯૨૫, ઑફીશીએર ડ ક્રૉઈ ડ મેરીટ (હંગેરી)૧૯૨૫ |
| રાઈટ ઑનરેબલ સર દીનશા ફ મુલ્લા | પ્રીવીકાઉન્સીલર. સી આઈ ઇ, કે સી. આઈ. ઇ |
| સર બેજનજી દાદાભાઈ મહેતા | નાઈટ. |
| સર સોરાબજી બેજનજી મહેતા | સી આઈ ઈ. ૧૯૨૦, નાઈટ. |
| સર દોરાબ જમશેદજી તાતા | નાઈટ. |
| સર રતન જમશેદજી તાતા | નાઈટ. |
| સર જમશેદજી બેરામજી કાગા | નાઈટ. ૧૯૨૮ |
| સર નવરોજી બાપુજી સકલાતવાલા | નાઈટ ૧૯૩૮, સી આઈ ઈ. ૧૯૨૩. |
| ડા. ધનજીભાઇ હૉરમસજી મહેતા | નજરરત્ન (રૂપાનો) ૧૯૧૬, ડોનેટ ઑફ સેટજોન (રૂપાનો) ૧૯૧૭, કયસરે હિન્દ (સોનાનો) ૧૯૨૦; ઍસોશીએટ સર્વીંગ બ્રધર ૧૯૩૧, સી. આઈ. ઈ ૧૯૩૨, ઍસોશીએટ ઑફીસર ઑફ સેટજોન ૧૯૩૪, ઍસોશીએટ કમાન્ડર ઑફ સેટજોન ૧૯૩૭, મહારાજા ડાયમંડ જ્યુબીલી મેડલ રૂપાનો ૧૯૦૬ |
| માણેકજી ખરશેદજી નરીમાન | ખાનબહાદુર ૧૮૯૮, કયસરે હિન્દ રૂપેરી મેડલ ૧૯૦૨. |
| માણેકજી પાલણજી પોહો | ખાનબહાદુર ૧૯૧૨, ખાનસાહેબ ૧૯૧૦ |
| તેહમુરસ્પ કાવસજી બજા | ખાનબહાદુર ૧૯૨૬ |
| રાણા કેખશરૂ દસ્તુર | ખાનસાહેબ ૧૯૨૧ |
| મેરવાનજી નવરોજી તાતરા | ખાનસાહેબ ૧૯૧૫. |
| દસ્તુર ખુરશેદજી એરચજી પાવરી | ઑર્ડર ઑફ મેરીટ (ઈરાનનો) ૧૯૨૯. |
| અરદેશર રૂસ્તમજી સુઈ | ખાનસાહેબ ૧૯૦૧. |
| એદલજી જમશેદજી મુલ્લા | ખાનસાહેબ ૧૯૩૬, |
| મનચેરજી હૉરમસજી દસ્તુર | ખાનસાહેબ |

| | |
|---|---|
| ડા. એરચ રતનજી દાણુ | મીલીટરી ક્રૉસ-છેલ્લી મોટી લડાઈમાં ૧૯૧૬-૧૭. |
| રતનજી દાદાભાઈ તાતા | જૅપનીસ ઑર્ડર ઑફ મેરીટ. |
| ઓનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ | નાઈટ ઑફ ઑર્ડર ઑફ ટારીસાનો સોનાનો ચાંદ-પોર્ચુગીઝ. |
| ડા૦ મેહેરવાનજી એરચજી પાવરી | ઍસોશીએટ સર્વીંગ બ્રધર ઑફ સેન્ટર્જોન ૧૯૩૭ જે. પી. ઑનરરી મેજીસ્ટ્રેટ. |
| દેસાઈ મનચેરજી ખુરશેદજી | ગાડી મસાલ ૧૭૯૭. |
| દસ્તુર ફરામજી માહીઆરજી | છત્રી મસાલ ૨૧-૧૦-૧૯૦૩. |
| બાઈસાહેબ રતનબાઈ એદલજી બામજી | દાનમુર્તી (દાતાર મંડળનો સોનાનો ચાંદ) ૧૯૧૦ |
| શેઠ બહેરામજી નસરવાનજી સીરવઈ | દાનમુર્તી ( „ „ ) ૧૯૧૪ |
| શેઠ પેશોતન રતનજી દાણુ | દાનમુર્તી ( „ „ ) ૧૯૧૫ |
| શેઠ મહેરવાનજી નાનાભાઈ મહેતા | દાનમુર્તી ( „ „ ) ૧૯૧૬ |
| શેઠ હોરમસજી કાવસજી ગોટલા | દાનવીર (દાતાર મંડળનો રૂપાનો ચાંદ) ૧૯૩૬ |
| સર હોમી માણેકજી મહેતા | રાજમિત્ર (મોતી જડીત સોનાનો ચાંદ) ૧૯૩૮. |
| શેઠ દીનશા રતનજી દાણુ | રાજરત્ન (રૂપાનો ચાંદ)૧૯૨૭; રાજરત્ન (સોનાનો ચાંદ) ૧૯૩૬; ડાયમન્ડ જ્યુબીલી (સોનાનો ચાંદ) ૧૯૩૬. |
| શેઠ ફરામરોજ રતનજી દાણુ | રાજરત્ન ( સોનાનો ચાંદ ) ૧૯૩૮. |
| શેઠ જમશેદજી મહેરવાનજી પાવરી | રાજરત્ન ( સોનાનો ચાંદ ) ૧૯૩૯. |
| રા. રા. દ્વારકાનાથ રંગનાથ શેઠજી | રાજરત્ન ( સોનાનો ચાંદ ) ૧૯૩૯. |
| રા. રા. કનૈયાલાલ જમનાદાસ મંજમુદાર | રાજરત્ન ( સોનાનો ચાંદ ) ૧૯૩૯. |
| બાઈ બાઈમાય રતનજી દાણુ | રાજરત્ન ( રૂપાનો ચાંદ ) ૧૯૩૬. |
| રા. રા. ડાહ્યાભાઇ વસનજી મરોલીઆ | દાનવીર (દાતાર મંડળનો રૂપાનો ચાંદ) ૧૯૩૯. |
| એ. ખુરશેદજી બહેરામજી સહીયાર | બહુમાનનો પોષાક. |
| સાક્ષરશ્રી સોરાબજી મનચેરજી દેસાઇ | બહુમાનનો પોષાક ૧૯૩૬. |
| બાઈ સુનામાય બમનજી દેસાઈ | શ્રીમંત મહારાજા પીલાજીરાવ ગાયકવાડનો રૂપાનો પ્લૅકેટ. |
| શેઠ ફરામરોજ બરજોરજી ગારડા | ગુજરાતના સરદાર ૧૯૨૧, કૉરોનેશન મેડલ ૧૯૧૧ શાહેનશાહ પંચમજ્યોર્જ જ્યુબીલી મેડલ ૧૯૩૫ મહારાજા ડાયમંડ જ્યુબીલી રૂપાનો મેડલ ૧૯૩૬ |
| શેઠ પેસ્તનજી બરજોરજી મહેતા | ઑનરરી મેજીસ્ટ્રેટ નવસારી |
| શેઠ નાનાભાઇ પેસ્તનજી મહેતા | ઑનરરી મેજીસ્ટ્રેટ નવસારી |
| શેઠ બમનજી હોરમસજી દેસાઇ | ઑનરરી મેજીસ્ટ્રેટ નવસારી |

| | |
|---|---|
| પ્રોફેસર દાદાભાઈ નવરોજી | મેમ્બર ઑફ પાર્લામેન્ટ ૧૮૯૨ થી ૧૮૯૫ |
| શેઠ શાપુરજી દાદાભાઇ સકલાતવાળા | " " ૧૯૨૧ |
| સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટ ( પાંચમા ) | કે. સી. ઍસ. આઇ. ૧૯૨૨ જે. પી. |
| સર કાવસજી જેહાંગીર બૅરોનેટ ( પહેલા ) | નાઇટ ૧૮૯૫ બૅરોનેટ ૧૯૦૮ જે. પી. |
| સર કાવસજી જેહાંગીર બૅરોનેટ ( બીજા ) | કે. સી. આઇ. ઈ; ૧૯૨૭ ઓ. બી. ઇ. ૧૯૧૮ સી. આ. ઈ. ૧૯૨૦ |
| સર બેજનજી દાદાભાઇ મહેતા | ખાનબહાદુર ૧૮૯૮ નાઇટ ૧૯૧૨ |
| સર હૉરમઝદીયાર ફીરોઝ દસ્તુર | નાઇટ ૧૯૩૨ |
| દસ્તુર હોશંગ જામાસ્પ | ખાનબહાદુર ૧૮૭૮, શમ્સઉલ ઑલ્મા ૧૮૯૦, સી. આઈ. ઈ. ૧૯૦૬. |
| શેઠ કાવસજી દીનશાહ એડનવાલા | સી. આ. ઈ. ૧૮૯૪ |
| શેઠ અરદેશર એદલજી સીરવઈ | સી. આઇ. ઍસ. ઓ. ૧૯૨૮ જે. પી. |
| શેઠ જમશેદજી ફરામજી માડન | ઓ. બી. ઈ. ૧૯૧૮ સી. બી. ઇ. ૧૯૨૩ |
| શેઠ પેસ્તનજી સોરાબજી કોટવાલ | સી. બી. ઇ. ૧૯૨૮ |
| શેઠ ફરામરોજ હોરમસજી એડનવાલા | ઓ. બી. ઈ. |
| શેઠ કાવસજી હોરમજી કાતરક | ખાનબહાદુર, ઓ. બી. ઇ. |
| લેડી હીલ્લા કાવસજી જહાંગીર | ઍમ. બી. ઈ. ૧૯૨૦ કૈસરેહિંદ સોનાનો ચાંદ ૧૯૨૪ |
| શેઠ જમશેદજી દીનશાહ આંતીઆ | ઍમ. બી. ઈ. ૧૯૧૮ |
| બાઇ સુનાબાઈ કેકોબાદ દસ્તુર | ઍમ. બી. ઇ. ૧૯૧૯ |
| દસ્તુર કેકોબાદ આદરબાદ | " શમ્સુલ્લ ઑલમા " ૧૯૧૧, સરદાર ૧૯૦૮ |
| શેઠ જમશેદજી માણેકજી આંતીઆ | કૈસરેહિંદ રૂપાનો ચાંદ ૧૯૧૬ |
| શેઠ રૂસ્તમજી હૉરમસજી માડન | કૈસરેહિંદ રૂપાનો ચાંદ ૧૯૧૩ |
| શેઠ રૂસ્તમજી પેસ્તનજી મસાંણી | કૈસરેહિંદ રૂપાનો ચાંદ જે. પી. ૧૯૧૬ |
| શેઠ દોરાબજી બરજોરજી કરાડયા | ઇન્ડિયન જનરલ સરવીસ મૅડલ વીથ કલાસ્પ ૧૯૧૯ |
| શેઠ જમશેદજી નસરવાનજી તાતા | સૅક્રેટૅઝ ચોથા વર્ગનો તથા ક્રીનક્રોસોનો ખેતાબ ( જૅપૅનીસ ) ૧૮૯૭ |
| શેઠ રતનજી દાદાભાઇ તાતા | ક્રીનક્રોસોનો ખેતાબ (થર્ડ ઑર્ડર ઑફ ધી રાઇઝીંગ સન ( જૅપૅનીસ ) ૧૮૯૭ દાનવીર ૧૯૦૭ |
| દસ્તુર નૉશીરવાન કૅકોબાદ | ખાનસાહેબ, ૧૯૨૭ ખાનબહાદુર, ૧૯૩૧ સરદાર, ૧૯૨૭ |
| દસ્તુર ફીરોઝ હોશંગ | સરદાર ૧૯૧૩ |
| ડા. પેસ્તનજી ભીખાજી નરીમાન | ઑર્ડર ઑફ ધી બ્રીલ્યન્ટ સ્ટાર ઑફ ઝાંઝીબાર ( હામોડયા ૧૮૯૨ ) ( સઅઇદીયા ૧૯૦૫) |

| | |
|---|---|
| શેઠ એદલજી જમશેદજી ઉનવાલા | ખાનબહાદુર |
| શેઠ ધનજીશા નસરવાનજી અવાશીયા | ખાનબહાદુર, જે. પી. |
| શેઠ હોરમસજી શાપુરજી કાતરક | ખાનબહાદુર, જે. પી. |
| ડા. પાલણજી હૉરમસજી દાદાચાનજી | ખાનબહાદુર ૧૮૯૮. વાઈસરૉયના ઑન૦ ઍસી. સર્જન ૧૯૦૮. |
| ડા. કુવરજી રૂસ્તમજી અવારી | ખાનબહાદુર. |
| શેઠ દીનશા એદલજી અવારી | ખાનબહાદુર. |
| લૅફટેનન્ટ કર્નલ જમશેદજી ખરશેદજી કાંગા | બે રૂપાના મેડલ ( સુડાનની લડાઇ ), એક રૂપાનો મેડલ (ચીનમાં બૉક્ષરો સાથની લડાઇ) ૧૯૦૦ |
| દસ્તુર મહેર હોશંગ | ખાનબહાદુર, ૧૮૯૯ |
| શેઠ નવરોજી દોરાબજી ખંડાલાવાલા | ખાનબહાદુર |
| શેઠ હોરમસજી જમશેદજી આંટીયા | ખાનબહાદુર |
| શેઠ માણેકશા પેસ્તનજી મહેતા | ખાનસાહેબ |
| શેઠ કાવસજી હૉરમસજી દાદાચાનજી | ખાનસાહેબ ૧૮૮૮. |
| શેઠ એદલજી રૂસ્તમજી કાંગા | ખાનસાહેબ |
| શેઠ જાહેન્જર દોરાબજી કાંગા | ખાનસાહેબ |
| શેઠ માણેક હોરમસજી દાદાચાનજી | ખાનસાહેબ |
| શેઠ આદરજી મૅહેરનોશજી મસાણી | રાજરત્ન સોનાનો ચાંદ ૧૯૧૯ |
| દેસાઈ જામાસપજી ખરશેદજી | છત્રીમસાલ |
| શેઠ કેરસાસ્પજી રૂસ્તમજી દાદાચાનજી | જસ્ટીસ ઑફ ધી પીસ. |
| ડા. જમશેદજી બેરામજી વિમાદલાલ | ઑનરરી મેજીસ્ટ્રેટ. |
| ડા. કાવસજી એદલજી દાદાચાનજી | જે. પી. |
| ઍ૦ મૅહેરજીભાઈ પાલનજી માદન | જે. પી. ઑનરરી મેજીસ્ટ્રેટ |
| શેઠ કેખશરૂ, મા. મીનોચેરહોમજી | જે. પી. |
| શેઠ રતનશા કે. દાદાચાનજી | જે. પી. |
| શેઠ રતનશા તેમુલજી નરીમાન | જે. પી. |
| લેડી નવાજબાઇ તાતા | જે. પી. |
| શેઠ મેરવાનજી માણેકજી મુનશી | ઑનરરી મેજીસ્ટ્રેટ |
| બાઈ દીનબાઇ પેસ્તનજી કાગા | જે. પી. |
| લેડી ધનબાઇ કાવસજી જેહાંગીર | જે. પી. |
| મીસ. ધન દેસાઈ | જે. પી. |
| શેઠ કેકોબાદ કાવસજી દીનશા | જે. પી. |
| શેઠ જામાસ્પ, ફીરોઝ હૉશંગ દસ્તુર | જે. પી. |
| ડા. નાનાભાઈ નવરોજી કાતરક | જે. પી. |
| શેઠ હૉરમસજી માણેકજી મહેતા | જે. પી. |

## બીજા નામાંકિત પારસી નરો.

**શેઠ એદલજી નવરોજી મહેતા (ચીનાઇ):**—જન્મ રોજ ૧૨ માહ ૧ સાલ ૧૧૯૫. મરણ રોજ ૯ માહ ૯ સાલ ૧૨૫૮. પ્રથમ પહેલા સર જમશેદજીને ત્યાં નોકરી કરી. પંદર વર્ષની ઉમ્મરે ચીન ગયા. છ મહીનાની મુસાફરી કરી ચીન પહોંચ્યા. ત્યાં પ્રથમ ગોડાઉનકીપર રહી ટુંક ધંધો કરવા માંડયો. તેથી બે પૈસા મળવાથી પંદર વર્ષે નવસારી આવ્યા. શેઠ નસરવાનજી તનાટી સાથે ભાગમાં ચીનનો ધંધો ચાલુ રાખવાથી વધુ કમાણી થઇ. નસરવાનજી ગુજરવા પછી તેમના દીકરા સોરાબજી તનાટી સાથે કાપડ, બંગડી, રેશમ, હિંગળોક, મોતી, રહા, તજ, અફીણ, સુતર રૂ વિગેરેનો ધંધો કીધો. પ્રથમ પેઢી કન્તાનમાં હતી તેની શાખાઓ મુંબાઇ, હૉંગકૉંગ, ઍમોઇ, ફુચાઉ, તાએવાન ફુ વિગેરેમાં કાઢી. તેમાં પોતાના ભત્રીજાઓ, ભાણેજોને કામે લગાડયા પોતે બહુ મોટા દિલના હોવાથી તેમને સર્વેને તેમજ પોતાના મહેતાજી-ઓને વેપારમાં ભાગ આપ્યો. ભાઇઓ, પીત્રાઇઓને ઘરો બાંધી આપ્યાં. ઘણાને પરણાવી આપ્યા. એમની સખાવત જાહેર તથા ખાનગી ઘણી હતી. ૧૮૮૪ ૮૫માં બારડોલીમાં અગીઆરી બંધાવી આપી ડામકા મહોલ્લાના લોકોના ઉપયોગ માટે જશનો ગાહમબાર કરવા માણેક બાગ નામનું મકાન ભેટ આપ્યું એટલુંજ નહીં પણ એવા ધર્મના ખર્ચ માટે બે વાડીઓ ખરીદી આપ્યા. એઓજ મહેતા ખાન્દાનના પહેલા મુખ્ય વડા અને ખાન્દાનને દિપાવનાર હતા.

**શેઠ પેસ્તનજી એદલજી મહેતા (પેલાભાઇ મહેતા):**—જન્મ રોજ ૧૦-૧૨-૧૨૧૭ મરણ રોજ ૧૩-૧૧-૧૨૭૮. એઓ ઘણાજ ઉમદા ખવાસના, સાલેસ, અને ઉંચ મનશક્તિવાળા હોવાથી જેમના સમાગમમાં આવતા તેમનુ મન જીતી લેતા હતા. એઓ ગરીબાઇમાં તવંગરી ભોગવી ગયા હતા. હાકરસી મુલજીની કંપનીમાં હેડકલાર્ક હોઇ, ખાન્દાનના કે મલેસરના કોઇપણ આસામીનું કામ ખાલેસ દીલે કરી આપતા હતા, અને ખાન્દાનના ખેરખાહ હતા. તેથી એઓના મરણબાદ શેઠ મેહેરવાનજી ના. મહેતાની બાંહેધરી હેઠળ એમને નામે મલેસરના ગરીબ પારસીઓને આશરો આપવાનું ફંડ સ્થાપન કરવામાં આવ્યું હતું, તેમાંથી વખતો વખત ગરીબોને અનાજ, રોકડ મદદ, સ્કુલ ફી વિગેરે આપવામાં આવેછે. હાલ એ ફંડ સુમારે રૂા. ૨૨૦૦૦નું થયુંછે.

**શેઠ પેસ્તનજી બરજોરજી મહેતા (મામલતદાર).**—જન્મ ૨૬-૫-૧૨૦૬ મરણ ૨૬-૧-૧૨૮૬. એમના બાવાના કાકા શાપુરજી પેસ્તનજી, ગનાસના મજમુનદારનું કામ કરતા હતા તે બદલ સરકારથી વતન મળતું હતું. તેમણે (શાપુરજીએ) ચીખલીમાં મામલતદારનું કામ કરેલું. તેમની નશીલપોર, ઇટાળવા, હંતેજ તથા અડદા ગામે જમીન હતી અને મોગાર ગામે રોકડ હક મળતો હતો. મરકારે વતન ખાલસા કરવાથી પેસ્તનજીને પહેલાં તલાટીની જગ્યા આપવામાં આવી. તેમાંથી વધી કારકુન, શીરસ્તેદાર, અવલ કારકુન, સદર ફડ દરોના થઇ છેવટે સચીનમાં મામલતદાર તથા મૅજીસ્ટ્રેટ થયા. એકંદરે ઇગ્રેજી રાજ્યમાં ૩૭ વર્ષ નોકરી કરી. ઈ. સ. ૧૮૯૨માં રિટાયર થયા કલે-કટર ટી. સી. હોપ જેઓ પાછળથી સર ટી. સી. હોપ તરીકે અને ગુજરાતી પાઠ્ય

પુસ્તકો રચનાર તરીકે પ્રખ્યાત થઇ ગયાછે તેમનો પેસ્તનજીની નિમકહલાલ અને પ્રમાણિક નોકરી જોઇ તેમને પાયરી દર પાયરી ચઢાવવામાં મુખ્ય હાથ હતો. તેમણે જ્યાં જ્યાં નોકરી કરી ત્યાં ત્યાં સારૂં માન મેળવ્યું હતું. રીટાયર થયા ત્યારે સચીનના નવાબ સાહેબ અબદુલ કાદરે દરબાર ભરી શેઠ પેસ્તનજીને એક કસબી સાલ તથા કિંમતી નંગ જડેલી વીંટી ભેટ આપી હતી, તથા લોકોએ પણ સાલો ઓઢાડી હતી. રીટાયર થયા પછી નવસારીના લોકોએ લક્ષ્મણ હૉલમાં જાહેર મીટીંગ ભરી સુબા સાહેબ અંતાજી ગંગાધરને અરજી કરવાથી શેઠ પેસ્તનજીને નવસારીના ઑનરરી મૅજીસ્ટ્રેટ નિમ્યા હતા, અને તે કામ એમણે પંદર વર્ષ સુધી કર્યું હતુ. વળી તેઓ સર જમશેદજીના ધરમખાતાઓના મેનેજર હતા. કાલીયાવાડીની વિકટોરીઆ ડીસ્પેન્સરી-ના વિઝીટર હતા તેમજ સર જમશેદજીની છોકરા છોકરીઓની નિશાળની કમિટિના પ્રમુખ તથા મલેસર અન્જુમનની જનરલફંડની કમિટિના મેમ્બર હતા, તથા બઝમે જશને રૂઝે હૉરમઝદના પ્રેસીડન્ટ હતા.

**શેઠ રૂસ્તમ પેસ્તનજી મસાણી:**—એમના બાપદાદા અસલ નવસારીના હોઇ, એમનો જન્મ ૧૮૭૬માં મુંબઇમાં થયલો છે. એઓ બહુ ચંચળ મનના હોવાથી ન્યુ હાઇસ્કુલ તથા ઍલ્ફીસ્ટન કૉલેજમાં ઇનામો જીતી ગયા હતા. બી. એ અને એમ. એની પરિક્ષામાં ઇંગ્રેજી અને ફારસી ભાષાઓની પસંદગી કરી તેનું સારૂં જ્ઞાન મેળવી પહેલે નંબરે પસાર થયા હતા. પચાસ વર્ષની ઉમ્મરે વિલાયતમાં "ઍડવાન્સ્ડ ઇકૉનૉમીકસ"માં લંડન યુનિવર્સીટી તરફથી "માનસહિત સર્ટીફીકેટ ઑફ મેરીટ" મેળવી હતી. હાલ ઇન્સ્ટીટયુટ ઑફ બૅન્કર્સના ફેલો છે તેમજ મુંબાઇની યુનિવર્સીટીના વાઇસ ચૅન્સેલરનો ગાનવંત હોદ્દો ભોગવે છે. ઍન્થ્રોપોલૉજીકલ સોસા-યટીના ૭ વર્ષ સુધી પ્રેસીડન્ટ હતા. પ્રથમ મુંબાઇની મ્યુનિસીપાપલીટીમાં હેડકલાર્કની નોકરીએ રહી ૧૯૧૯ માં ડેપ્યુટી કમિશ્નર અને છેવટે ૧૯૨૨માં પહેલવહેલા હિંદી મ્યુનિસીપલ કમિશ્નર નિમાયા; એઓ એક અચ્છા વકતા અને વિદ્વાન લેખક છે. જામે જમશેદ, ગપસપમાં લખાણો શરૂ કરી ઇન્ડીયન સ્પેકટેટર, કયસરે હિન્દ વિગેરેમાં એડીટર તરીકે કામ બજાવ્યું છે. એમણે ગુજરાતીમાં ઓધલું, ચંદ્રચાલ-વિગેરે પાંચ નવલકથા તથા તનસુખમાળા વિગેરે કેળવણી સંબંધી પુસ્તકો. અને આઠેક ઇંગ્રેજી પુસ્તકો બહાર પાડયાં છે. તેમાં સૌથી છેલ્લું દાદાભાઇ નવરોજીનું જન્મ વૃત્તાંત છે. જૂદી જૂદી મહત્વની બાબતો પર અસંખ્ય રસાલાઓ જૂદા જૂદા ચોપાનિયામાં લખ્યા છે. તેમાં યુરોપની ઇન્ટરનૅશનલ કૉંગ્રેસ ઑફ ઓરીએન્ટેલીસ્ટ આગળ વાંચ્યા છે. મુંબઇની જાણીતી સેન્ટ્રલબૅન્કના ડીરેકટર નિમાયા હતા અને તે હોદ્દો લેતાં પહેલાં બે વર્ષ ઇંગ્લંડની મીડલેન્ડ બૅન્કમાં એ બાબતનું શિક્ષણ લીધું હતું. મુંબઇની ઘણી મોટી સંસ્થાઓની બોર્ડ ઑફ ડીરેકટરોના મેમ્બર છે. કેળવણીની અને બીજી બાબતોમાં એમની જાહેર સેવાઓ જાણીતી છે. ખરસેદજી રૂસ્તમજી કામા ઓરીએન્ટલ ઇન્સ્ટીટયુટના, બોમ્બે પ્રેસીડન્સી એડલ્ટ ઍજ્યુકેશન ઍસોશીએસન તથા સોસાઇટી ફૉર પ્રોટેકશન ઑફ ચિલ્ડ્રનના તથા ચિલ્ડ્રન્સ એઇડ સોસાઇટીના એક સ્થાપક છે. તથા ચિલ્ડ્રન્સ ઍકટના પિતા સમાન છે. વળી જાત જાતની લોકસેવાની કમિટિઓમાં સેક્રેટરી

તરીકે કામ કરે છે. મરહુમ નવરોજી માણેકજી વાડીયાના ચૅરીટી ફંડના એક ટ્રસ્ટી તરીકે આખા હિન્દને બહુ ઉપયોગી મદદ આપ્યા જાય છે. આ સર્વે કાર્યોથી તેમણે નવસારીની નામનામાં ઘણો વધારો કર્યો છે.

**ડા. મહેરવાનજી એરચજી પાવરીઃ**—એમનો જન્મ નવસારીમાં ૧૮૬૬માં થયો હતો. સર કાવસજી જેહાંગીર મદ્રેસામાં કેળવણી લઈ મેટ્રીક થઈ ગ્રાંટ મેડીકલ કોલેજમાં ડૉક્ટરની પરિક્ષા પસાર પરી વધુ અભ્યાસ માટે વિલાયત જઇ ત્યાં બે પરિક્ષાઓ પસાર કરી છે. એઓ પારસી ક્રિકેટ ટીમના ૧૮૮૯થી ૧૯૧૩ સુધી કેપ્ટન હતા. મુંબઈમાં જૂદા જૂદા તન્દુરસ્તી તથા કસરતને લગતાં ઍસોશીએસના સેક્રેટરી અગર પ્રમુખ છે અને જૂદી જૂદી મરદાનગી ભરેલી રમતો ક્રિકેક, સ્કેટીંગ, સ્કાઉટીંગમાં બહુ માહેર છે. મુંબઈની પારસી ઍમ્બ્યુલન્સ ડીવીઝનના સર્જન છે.

સને ૧૮૯૫માં પહેલવહેલા પારસી તથા હિંદી તરીકે વિલાયતની મિડલસેક્ષ કાઉન્ટી ઇલેવનમાં ક્રિકેટ રમ્યા હતા. સને ૧૯૧૬માં એઓની સ્પોર્ટીંગ સીલ્વર જ્યુબીલી ઉજવવામાં આવી હતી. તે વખતે સારી રકમ ભરાઈ હતી અને તેમાંથી એમનો એક ઑઇલ પેઈન્ટ સબી પારસી જીમખાનામાં મૂકવામાં આવી તથા તેની યાદગીરી રાખવા માટે બે સોનાના ચાંદો સ્થાપવામાં આવ્યા હતા. એમણે પારસી ક્રિકેટ નામની ચોપડી બહાર પાડીછે. એઓ મુંબઈના જસ્ટીસ ઑફ ધ પીસ, અને ઑનરરી મેજીસ્ટ્રેટ છે અને પારસી બેકારી ફંડ તથા એવાંજ બીજા લોક સેવાના પારસી એસોશીશનમાં ચેરમેનછે. ઍમ્બ્યુલન્સના કામ બદલ એમને સર્વીંગ બ્રધરનો બેજ(ચાંદ) મળ્યોછે.

**ડા. કાવસજી એદલજી દાદાચાનજીઃ**—એમનો ૧૮૫૫માં નવસારીમાં જન્મ થયો હતો અને અહીં તેમજ મુંબઇમાં કેળવણી લીધી હતી. ૧૮૮૦માં દાક્તર થયા. સાલ ૧૮૯૫થી ૧૯૩૩ સુધી મુંબઇની કૉર્પોરેશનના મેમ્બર તરીકે ચુંટાયા હતા. ૧૯૦૮માં સ્ટેન્ડીંગ કમિટિના, ચેરમેન અને ૧૯૧૧માં કૉર્પોરેશનનાં પ્રમુખ નિમાયા હતા. ૧૯૨૭માં પોર્ટ ટ્રસ્ટના ચેરમેન ૧૯૧૧માં બોમ્બે મેડીકલ યુનીયનના પ્રેસીડન્ટ, ૧૮૯૮માં યુનીવર્સીટીના ફેલો નિમાઇ પાછળથી સીનડીક થયા હતા. કૉર્પોરેશન તરફથી ઘણી રીવર કમીટીમાં કામ કરી ૧૯૨૦માં ઇન્ટર એનાઇડ હાઉસીંગ અને ટાઉન પ્લાનીંગ કૉન્સફરન્સમાં ભાગ લેવા વિલાયત ગયા હતા. પારસી ઍમ્બ્યુલન્સ ડીવીઝનના એક સ્થાપક હોઇ તેના ઑનરરી મેમ્બર હતા. પારસી ઇમરજન્સી કોરના બોયરકાઉટ ઍસોશીએસનના ચેરમેન હતા. ૧૯૧૮માં વૉર લોન ભરાવવામાં સારી મદદ આપવા માટે સરકારે સર્ટીફીકેટ ઑફ મેરીટ એનાયત કીધી હતી. લેજીસ્લેટીવ કાઉન્સીલના ૧૯૨૧-૨૯ સુધી મેમ્બર, ખેતવાડી શહેનશાહી અન્જુમનના ટ્રસ્ટી તથા પારસીઓના મરણના અરસપરસના લાભના ફંડના સ્થાપક તથા પ્રેસીડન્ટ હતા. ૧૯૧૩માં ગુજર્યા.

**શેઠ મેરવાનજી એદલજી દાદાચાનજી** અસલ નવસારીના વતની હોઇ વડોદરા રાજ્યમાં ન્યાયખાતામાં નોકર થઇ વર્ષો સુધી ઘી કાંટા મેજીસ્ટ્રેટ તરીકે ઘણી પ્રમાણિક અને નિમકહલાલ નોકરી કરી હતી. પાદરા વિગેરે કેકાણે સુનસફ હતા. એમણે વડોદરાના કાયદાઓનો સંગ્રહ બહાર પાડ્યો હતો. ઘણાં વર્ષ પેન્શન લઇ સુમારે ૮૨ વર્ષની ઉમ્મરે વડોદરામાંજ સને ૧૯૩૪માં ગુજર્યા.

**એ૦ પેસ્તનજી દાદાભાઈ દારૂખાનાવાલા**—એઓ નવસારીના કણ્બીયા કુટુમ્બમા સને ૧૮૪૨મા જન્મ્યા હતા અને ૧૮૭૧મા યુરોપથી પાછા આવી ખત અને મહેનતથી અને પ્રમાણીકપણાથી સારી વધારી દીધી હતી શેરડીનો સન્કો નવસારીમા બનાવનાર એઓ પહેલવહેલા હતા પોતાના ભાઇ સાથે વાજપુરના જંગલમાથી લાકડા કાપી લાવવાનુ કોન્ટ્રેક્ટ લીધુ હતુ એઓ શરાફી ધંધો પણ કરતા હતા અને પૅાસ્ટ ખાતામાથી ટીકીટ વેચનાર તરીકે લાઇસન્સ મેળવ્યુ હતુ છેલ્લી મોટી લડાઈમા કરોસીન તેલ બહુ મોંઘુ થઇ ગયુ તે વખતે નામદાર સુબા સાહેબની સલાહથી તે ઘણી ઓછી કિમ્મતે વેચી ગરીબોના આશીર મેળવ્યા હતા એઓ ૧૯૨૪મા ગુજર્યા

**એ૦ પરવેજજી દાદાભાઇ વજીફદાર** એઓ મેહેરજીરાણા કુટુમ્બના હોઈ સને ૧૮૪૫મા નવસારીમા જન્મ્યા હતા એઓ એક અચ્છા ફોટોગ્રાફર હતા અને મુબઇમા ઇઓસ કપનીના સ્થાપક હતા હજુર મેહેરજીરાણાને શહેનશાહ અકબરે આપેલા વજીફામા એમને હિસ્સો હતો તથી વજીફદાર કહેવાતા હતા એમણે ફોટો ગ્રાફીનો હુન્નર બચપણમા હતો ત્યારે ૧૮૬૭ મા કાલબાદેવી ઉપર નાની દુકાન કાઢી જુની પદ્ધતી પ્રમાણે કોલોડીયનની મદદથી છબી પાડવાનુ શરૂ કર્યુ હતુ સને ૧૮૮૩મા મી કાર્લ કાર્નીગ નામના જર્મન સાથે ભાગીદાર થઇ કોર્નીગ અને પરવેજજીની કપનીને નામે નવો સ્ટુડીઓ બાધી તેને 'ઇઑસ" (સવારનુ પહોર) સ્ટુડીયો નામ આપ્યુ ત્યારથી કામ ઘણુ વધી ગયુ અને મોટા મોટા શેઠીઆઓ તથા હિંદી રાજાઓ ત્યા છબી પડાવવા આવવા લાગ્યા ૧૮૮૬મા મી કૉર્નીગ જર્મની ગયો. ત્યારથ પોતે એકલા માલેક બન્યા તેમના હાથ નીચે ઘણા યુરોપીયનો કામ શીખી ફોટોગ્રાફર તરીકે વખણાયા સને ૧૮૮૭મા એમની સાથે એમનો એક પુરા હેસાત દીકરો **પેસ્તનજી** જોડાયો પરવેજજી ૧૯૦૯મા ગુજર્યા અને પેસ્તનજી ૧૯૧૯મા બહેસ્ત નશીન થયા ત્યારપછી તેમનો વડો દીકરો **ફીરોજશા** જેણે વિલાયતની સીટી અને ગીલ્ડઝની પરિક્ષા ફોટોગ્રાફીમા પસાર કરી છે તેઓ એ ધંધો ફતેહમદીથી ચલાવે છે

**એ૦ મેહેરવાનજી ખરશેદજી દોરડી**—નવસારીમા ૧૮૩૦ મા જન્મ્યા પ્રથમ મોબેદીનુ કામ કરતા હતા પછી કોન્ટ્રેક્ટરનુ કામ હાથમા લઈ સુરતની બેના મીલ બાધી પોતાની જીદગીના છેલ્લા પાત્રીસ વર્ષ પેસ્તનજી ધનજીભાઇની કપનીમા ભાગમા હતા અને બી બી ઍન્ડ સી આઇ રેલ્વેમા માલ ઉતારવાનુ કોન્ટ્રેક્ટ લીધુ હતુ. પારસીને લગતી બાબતોમા ઘણો રસ લેતા હતા અને તે વિષયો ઉપર પણ પુસ્તકો લખ્યા હતા એમના વડીલને શહેનશાહ જહાંગીરે જાગીર આપી હતી પ્રોફેસર દાદાભાઇ નવરોજી એમ પી એમનાજ કુટુબી હતા એઓએ ભગરસાથ અન્જુમનની સારી સેવા બજાવેલી હોવાથી નવા આતશબેહેરામમા એમની છબી મૂકવામા આવીછે. એઓ ૧૮૯૧મા ગુજર્યાં હતા

**એ૦ પેસ્તનજી રૂસ્તમજી કાકા**—નવસારીમા જન્મ્યા તા ૧૨-૬-૧૮૧૮ બાવા ગુજરાતીથી મુબઇ જવુ પડ્યુ ત્યા પ્રથમ મોબેદી કરી પછી જી આઇ પી રેલ્વેમા કોન્ટ્રેકટર થયા અને એક મોટી પેઢીમા જોડાઇ કલ્યાણથી થાના સુધીની રેલ્વે ૧૯૫૫ મા બાધવામા મદદ આપી પછી બીજા રેલ્વે અને બીજા કોન્ટ્રેકટોમા

જોડાયા. હજારો મજુરો એકઠા કરવામાં, કામ પર દેખરેખ રાખવામાં અને હિસાબો ઑડીટ કરવામાં ઘણી બાહોશી, ચાલાકી અને હિમ્મતનો ઉપયોગ કર્યો. મુંબાઇમાં અન્જુમનનું આતશ બેહેરામ સ્થાપવામાં આગેવાની લઈ તેમાં ઘણા પૈસા ભર્યા. માણેકજી શેઠની અગીઆરીના મોબેદોએ એક શાલ ઓરાડી અને ભગરીયાઓના મુંબઇના નવા આતશ બેહેરામની કમિટિએ એક માનપત્ર અને ચાંદીનો ટીમેટ આપ્યો. તા. ૨૨-૧૨-૧૯૦૧ ના રોજ ગુજર્યા.

**દસ્તુર ખુરશેદજી બેરામજી પાવરી**:—નવસારીમાં જન્મ્યા, ૯ એપ્રીલ ૧૮૫૯. ૧૮૭૧ માં નાવર થયા. નવસારીની ઝંદ પહેલવી મદ્રેસાના પહેલા પ્રિન્સીપલ ૧૮૮૯માં નિમાયા. લાનોલીમાં ૧૯૧૨માં દસ્તુર નિમાયા. બઝમે જશને રૂઝે હોરમઝદના સ્થાપક અને મુલ્લા અન્જુમન બેહેરામ ફંડના ટ્રસ્ટી નિમાયા. મુંબાઈના ફસલી ટોળાના વડા દસ્તુર ૧૯૦૦ માં નિમાયા. ઇરાનના શાહે ૧૯૨૯ માં ઑર્ડર ઑફ મેરીટ એનાયત કર્યો. હંગેરીની ઓરીએન્ટલ સોસાયટીએ ૧૯૩૦માં ઑનરરી મેમ્બર બનાવ્યા. અને ૧૯૩૧-૩૩ માં સોસાયટી ડ એથ્નોગ્રાફીક ડ પારી નામની પેરીસની અને બીજી પાંચ સોસાયટીએ મુબારકબાદી સાથે માનપત્રો આપ્યા. ૧૯૩૪માં દુનિયાના જૂદા જૂદા સત્તર મુલકોના જૂદા જૂદા સીત્તેર વિદ્વાનોએ પૂર્વની ભાષાઓની શોધખોળ, ઇતિહાસ, ફીલસુફી અને કળા ઉપર રસાલાઓ લખી એમની યાદગીરીનું એક પુસ્તક બનાવી ભેટ કર્યું. એમણે રાહે ઝરથોસ્તી, તરિકતે ઝરથોસ્તી, વાઅજે ખુરશેદ, રેસાલ્હાએ ખુરશેદ, ઝરથોસ્તી સાહિત્ય અભ્યાસ, ઇરાનીઅન સ્ટડીઝ વગેરે પુસ્તકો બહાર પાડયાં છે અને ઘણા વર્તમાન પત્રોમાં ઝરથોસ્તી બાબતોમાં વારંવાર લખાણો કર્યાં છે.

**દસ્તુર કૅપ્ટન જમશેદજી ખોરશેદ**:—નવસારીમાં ૧૮૮૭માં જન્મ્યા, ફારસી, અવસ્તા અને પહેલવી ભાષા લઇ ૧૯૦૪માં મેટ્રીક થયા. ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં શીખી વિલાયત જઈ સને ૧૯૧૫ માં ઍબર્ડીનના ઍમ. બી; સી. ઍચ. બી. થયા. છેલ્લી મોટી લડાઈમાં ઇજીપ્ત અને મેસોપોટેમીઆમાં કામ કરવાથી કેપ્ટન બન્યા પછી હાઇદ્રાબાદ (દખ્ખણ)માં સીવીલ સર્જન નિમાયા. ૧૪ સપ્ટેમ્બર ૧૯૨૭ માં હાઇદ્રાબાદ તથા સીકંદરબાદના પારસીઓએ નાયબ દસ્તુર નિમ્યા.

**દસ્તુર ફરદુનજી હોરમસજી**:- નવસારીમાં ૧૮૮૧માં જન્મ્યા. સર કાવસજી જેહાંગીર મદ્રેસામાં તથા વિલ્સન કૉલેજમાં શિક્ષણ લઇ બી એ. ઍલ. ઍલ બી. થયા. મહેરજી રાણા કુટુંબના હોઇ પ્રથમ મુંબઇની ન્યુ હાઇસ્કુલમાં માસ્તર હતા. પછી દેવલાલીની જરથોસ્તી બોર્ડીંગ સ્કુલમાં ૧૯૧૪-૨૨ સુધી ઍસીસ્ટન્ટ પ્રીન્સીપલ હતા. પછી ૧૯૨૩ નાશીક બોર્ડીંગ સ્કુલ કાઢી તેના પ્રિન્સીપલ થઈ તે હજી ચલાવેછે. આઠ વર્ષ સુધી મુંબઈની યુનીવર્સીટીમાં હિસ્ટરીના વિષયમાં પરિક્ષક નિમાયા હતા. પોતે થીઓસોફીસ્ટ છે.

**દસ્તુર તેહમુરસ્પ નવરોજી**: ઍમ. એ. નવસારીમાં તા. ૧૦-૫-૧૮૯૫માં જન્મ. સર કાવસજી જેહાંગીર મદ્રેસામાં તથા વિલ્સન કૉલેજમાં કેળવણી લીધી. ૧૯૧૮માં એમ. એ. થયા. દેવલાલીની ઝૉરોઍસ્ટ્રીઅન, બોર્ડીંગ સ્કુલમાં હેડમાસ્તર ૧૯૨૨થી નિમાયા છે. યુનિવર્સીટી તરફથી અવસ્તા પહેલીમાં સોનાનો ચાંદ મેળવ્યો છે.

**ઍડવોકેટ નસરવાનજી પીરોજશાહ ઍન્જીનીઅર.**—એઓ મહેસરના જાણીતા દેશુ ખાન્દાનનાં એક નબીરા છે. એઓ મરહુમ શેઠ માણેકજી ખરશેદજી દેશુના બેટા પીરોજશાહના બેટા થાય છે. એઓ પ્રવિણ ધારા શાસ્ત્રી હોવાથી નામદાર બ્રીટીશ સરકારે એઓને સાલ ૧૯૩૬માં મુંબઇની હાઇકોર્ટનાં જસ્ટીસ નીમ્યા હતા. હાલે પારસી કોમની ઉન્નતિમાં ભાગ લે છે.

**સર જમશેદજી બેરામજી કાંગા:**—ઍમ. એ. ઍલ. ઍલ. બી. ઍડવોકેટ. જન્મ ૧૮૭૫. ૧૯૦૩-૨૧ ઍડવોકેટ તરીકે પ્રૅક્ટીસ કરી મુંબઇ હાઇકોર્ટના જડજ નિમાયા. સને ૧૯૨૨થી મુંબઇના ઍડવોકેટ જનરલ તરીકે ૧૯૩૫ સુધી કામ કર્યું. બહુ બાહોશ ધારાશાસ્ત્રી છે.

સને ૧૯૩૮માં **ડા૦ ધનજીભાઇ મહેતાએ** હવાઈ હુમલા સામે બચાવનું શિક્ષણ લીધું અને સેંકડે ૭૫ ટકા માર્ક મેળવી ઇન્સ્ટ્રકટર થયા. સને ૧૯૩૯માં નામદાર સર કાવસજી જેહાંગીરની બાંહેધરી હેઠળ નિમાયલી પારસી એ. આર. પી. કમિટિ તરફથી પારસીઓના બે વર્ગોને શિક્ષણ આપ્યું, તથા એજ નામનું એક પુસ્તક રચી શ્રીમંત મહારાજા પ્રતાપસિંહરાવને અર્પણ કર્યું, તેની ૨૨૫૦ નકલો શિક્ષણ માટે પારસી એ. આર. પી. કમિટિને તથા સેન્ટજૉન ઍમ્બ્યુલન્સ બ્રીગેડ વિગેરેને ભેટ આપી.

**સરદાર ફ્રામરોજ બરજોરજી ગારડા**—નવસારીમાં ૧૮૭૮માં જન્મ્યા. સર કા. જે. મદ્રેસા તથા ઝેવીઅર કૉલેજમાં કેળવણી લીધી. સુરત જીલ્લામાં અને વડોદરા રાજ્યના એક જાગીરદાર છે. ૧૮૯૬માં પ્લેગ ડયુટીનું તથા ૧૯૦૦ ૦૨માં ફૅમીન ડયુટીનું કામ કર્યું. ૧૯૦૭માં મામલતદાર; ૧૯૦૯માં ડૅપ્યુટી પોલીટીકલ એજંટ, ૧૯૧૨માં બાલાસીનોરમાં ઍડમીનીસ્ટ્રેટર નિમાયા. ૧૯૧૬-૨૧ ધરમપુરના દિવાન, અને ૧૯૨૫-૨૮ માં પાલણપુરના ઍસીસ્ટંટ પોલીટીકલ એજંટ તથા સેસન્સ જડજ થયા. ૧૯૨૪માં બ્રિટિશ સરકારની નોકરીમાંથી નિવૃત્ત થયા ૧૯૨૧માં ગુજરાતના એક સરદાર નિમાયા. ૧૯૨૮-૨૯માં રાધનપુરમાં ઍડવાઈઝર અને ૧૯૨૯-૩૦માં લુણાવાડાના ઍડમીનીસ્ટ્રેટર થયા. સુરતની ડીસ્ટ્રીકટ લોકલબૉર્ડમાં ૧૯૨૫-૨૮ કામ કર્યું અને દશ વર્ષ સુધી સુરત જીલ્લાના ઑનરરી ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ હતા. ૧૯૩૪માં ઝાબુઆ રાજ્યના દિવાન અને ૧૯૩૪-૩૬ બાલાસીનોરના દિવાન નિમાયા. ૧૯૧૧માં કૉરોનેશન મેડલ અને ૧૯૩૫ શહેનશાહ જ્યૉર્જની જ્યુબિલીનો મેડલ તથા મહારાજા ગાયકવાડની ડાયમંડ જ્યુબીલી મેડલ ૧૯૩૬માં મળ્યો. ૧૯૨૯માં અને ૧૯૩૦-૩૧માં ગુજરાતમાં નૉન કો-ઑપરેશન ચાલ્યું તે વેળા સરકારને મદદ કરી. બારડોલીમાં ૧૯૨૮માં પુષ્કળ જમીન ખરીદ કરી પણ તે વગર નફાએ પાછી આપી દીધી. જો કે તેમને લોકો તરફથી પુષ્કળ નડતર અને પીડા વેઠવી પડી હતી.

## સુચીપત્ર

ય



ર



લ



વ

શ.

# મરહુમ સો. મ. દેસાઇએ છપાવેલાં પુસ્તકોની ટીપ.

| | | ઈ. સ. |
|---|---|---|
| ૧ | પારસી અટકો અને નામો | ૧૮૯૧ |
| ૨ | આતશ બેહેરામે દેસાઈ ખોરશેદ | ૧૮૯૩ |
| ૩ | એર્યામે નૌસાલેહિંગામે નૌરોઝ | ૧૮૯૬ |
| ૪ | સીહાસંસાર ( નાટક ) | ૧૮૯૭ |
| ૫ | તવારીખે નવસારી | ૧૮૯૭ |
| ૬ | હિંદુસ્તાનના આતશ બેહેરામો | ૧૮૯૯ |
| ૭ | નવસારીની પારસી પ્રજાને અપીલ | ૧૮૯૯ |
| ૮ | ગાયકવાડ અને બ્રિટાનિયા ( ભાગ ૧ લો ) | ૧૮૯૯ |
| ૯ | ગંજે શાયરાન ( કાવ્યરસ ) | ૧૯૦૧ |
| ૧૦ | પારસીઓમાં લગ્નનું જોડું | ૧૯૦૧ |
| ૧૧ | મહારાણી વિકટોરીઆનું જીવનચરિત્ર | ૧૯૦૨ |
| ૧૨ | બંદગી અને માથવાણીની મોતેબરી | ૧૯૦૨ |
| ૧૩ | પારસી સુતકો ( વંદીદાદની ૧૨મી પરગર્દનો ખુલાસો ) | ૧૯૦૪ |
| ૧૪ | Hindu Sutaks in the zoroastrian scripture ( Vandidad Pargard 12th ) | ૧૯૦૪ |
| ૧૫ | જમશેદની ઇતિહાસીક નિંદા | ૧૯૦૫ |
| ૧૬ | નૂરજેહાન | ૧૯૦૬ |
| ૧૭ | પ્રાણીમંડળ | ૧૯૦૭ |
| ૧૮ | સરસ્વતી વિલાસ | ૧૯૦૮ |
| ૧૯ | એડવર્ડ નામું | ૧૯૧૦ |
| ૨૦ | દાદારજીની દરબાર ( નવી સુંદર આવૃત્તિ ) | ૧૯૧૧ |
| ૨૧ | પારસી વિષયો | ૧૯૧૪ |
| ૨૨ | બેટી તું સાસરે કેમ સમારી ( ત્રીજી આવૃત્તિ ) | ૧૯ ૯ |
| ૨૩ | માહરા દીકરાને | ૧૯૧૯ |
| ૨૪ | Omens for Auspicious and Inauspicious Horses | ૧૯૧૯ |

**દસ્તુર દેમુલજી મીનોચેહરજી હોઝદાર:**—નવસારીમાં યઝદેઝર્દી સાલ ૧૧૭૨ માં જન્મ્યા હતા. ગરીબ મોબેદોના છોકરાઓને પોતાને ખર્ચે શીખવતા હતા તેથી તેમના ચેલાઓએ તેમને રૂપાનું કાસકેટ ભેટ આપ્યું હતું. એઓ પુનાની સર જમશેદજીની અગીઆરીના દસ્તુર નિમાયા હતા, અને લોકોનો તેમના તરફ ઘણો ચાહ હતો. એઓ લગભગ ત્રાણું વર્ષની ઉમ્મરે યઝદેઝર્દી સાલ ૧૨૬૫માં ગુજર્યા હતા.

**શેઠ શાપુરજી ફરામજી મહેતા:**—એઓ મહેતા કમ્પનીની કન્તાનની પેઢી ચલાવતા હતા. એઓએ પાણીનું જુનુ પરબ જે શેઠ એદલજી નવરોજી મહેતા ચીનાઇએ મોટા બજારમાં બંધાવી પારસી પંચાએતને સ્વાધીન કીધું હતું તે સમરાવી આપ્યું હતું. એમણે દામકા મહોલ્લામાં કુવો તથા દામકા મોહોલ્લાથી ખત્રીવાડ થઇને જુના થાણા તરફ જવાનો પગથીવાળો પાકા પથ્થરનો રસ્તો પોતાનાં ખર્ચે બાંધી આપ્યોછે.

એમણે શેઠ રૂસ્તમજી જમશેદજી એંગ્લો વર્નાક્યુલર સ્કુલના છોકરાંઓના ઇનામ માટે રૂા. ૫૦૦) આપ્યાછે, તેમજ સર જમશેદજી જીજીભાઇની છોકરા છોકરીઓની ગુજરાતી સ્કુલ તથા રૂસ્તમજી જમશેદજી જીજીભાઇની સ્કુલનાં છોકરા માટે મીઠાઈ ખવડાવવા રૂા. ૫૦૦)નો પોર્ટ ટ્રસ્ટ બૉન્ડ આપ્યો છે. એમનાં બહેન બાઇ મહેરબાઇએ વાવ આગળ એક કુવો બંધાવી આપ્યોછે. એમનું મરણ રોજ ૨૯ માહ ૧૧ સાલ ૧૨૬૯ યઝદેઝર્દીના રોજે નવસારીમાં નિપજ્યું હતું,

**શેઠ રૂસ્તમજી ડોસાભાઇ દેશ:**—મરણ રોજ ૧૧ માહ ૧૧, ૧૨૭૧ યઝદેઝર્દી. ઉમ્મર વર્ષ ૫૭. એઓ સ્વભાવે ઘણાજ નરમ હતા. શરૂઆતમાં પોતાનાં બાવા મર્હુમ ડોસાભાઇ હોમજી દેશની ચોવીસી, કબીલપોર તરફ દારૂતાડીની દુકાનમાં સાથે રહેતા. પાછળથી સંવત ૧૯૨૧માં જ્યારે શેઠ રતનજી નાનાભાઇ દેશ ઉગત, અંબાડા, ન્યાલી વિગેરે ખાતે દારૂની ભઠ્ઠી ગાળતા ત્યાંથી નવસારી ખાતે આવ્યા ત્યારે એ સર્વે ધંધો શેઠ રૂસ્તમજીને સોંપ્યો હતો. એમણે પોતાના જુના ધંધા ઉપરાંત જમીનદારી પર વધારે લક્ષ આપ્યું, અને જ્યારે એઓએ ગુજર્યા ત્યારે ઉગત, અંબાડા, ન્યાલી વિગેરે ગામોમાં જથ્થાબંધ જમીન મુકી ગયા હતા. તેનું ભરણું ગાયકવાડ સરકારમાં તેમજ બ્રીટીશ સરકારમાં હજારોથી ભરાય છે. એઓને છોકરાં હતાં નહી જેથી એઓના ભાઈ **શેઠ કાવસજી ડોસાભાઈ દેશને** પોતાનાં પાલક બનાવ્યા છે, અને પોતાની સર્વે મીલકતો એઓને જ વારસામાં આપી ગયા છે. મરનારે ચોક્કસ જમીન ધર્માદા-એલાહેદી કહાડેલી છે તેની ઉપજમાંથી દર વરસ એઓની બાજને દીને મલેસર ફળીઆનું શહેરીનું જમણ થાય છે. મર્હુમ ઘણીક વખતે પોતાનાં સગાંવ્હાલાંઓને મદદ કરતા હતા. એઓનું નામ કાલી પરજનાં લોકોમાં હજુ પણ યાદ થાય છે એઓ નવસારી ખાતે ગુજર્યા હતા, ત્યારે તે વખતનાં નવસારી પ્રકાશમાં મર્હુમ એ૦ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુરે એઓને માટે એક ઘણોજ સારો લેખ લખ્યો હતો.

**શેઠ દોરાબજી કાવસજી બજાં:**—નવસારીમાં સને ૧૮૫૪માં જન્મ્યા હતા. તે વખતના બરની સાધારણ કેળવણી લઇ નાની ઉમ્મરે મુંબાઈ ગયા અને "જે. ન્યુબર્ગ" નામની જર્મન પેઢીમાં સેલ્સમેન તરીકે જોડાયા. તે વખતે થોડાક આબરૂદાર ગૃહસ્થોની માફક પોતાના ધંધામાં રોકાયલા રહી, શોખને ખાતર શેઠ કેખશરૂ નવરોજી

કાબ્રાજીએ સ્થાપેલી નાટક ઉત્તેજક મંડળીમાં જોડાઇ, "સીતાહરણના નાટકમાં" "રામ" અને "ફરેદુન ઝોહાક" નામના નાટકમાં ફરેદુનનો ભાગ ભજવ્યો હતો. પોતે રૂઆબદાર અને ખુબસુરત દેખાવથી તથા પોતાના મધુર ગાયનોથી નાટક જોનાર લોકોને ઘણું આકર્ષણ કરતા હતા, તેથી શેઠ ખરશેદજી બાલીવાળાની જાણીતી કંપનીમાં જોડાઇ હિંદુસ્તાનનાં મોટાં મોટાં શહેરોમાં તેમજ સીંગાપોર, રંગુન, પીનાંગ અને માંડલે વિગેરે શહેરોમાં, નાટક ભજવા ગયા હતા, તે વેળા બરમાના રાજા થીબોએ આગેવાન ઍક્ટરો જેમાં મરહુમ દોરાબજી પણ હતા તેમને પોતાના મહેલમાં બોલાવી સોના રૂપાના નાના લોટા તેમજ હીરા માણેકની વિંટીઓ ભેટ આપી હતી. ત્યારબાદ અપ્પુ બિરાદરો સાથે ભાગમાં જોડાઇ જાણીતી પારસી નાટક મંડળી સ્થાપી તેમાં હામાન, ચતરા બકાવલી, આઝમશાહ, દોરંગી દુનિયા વિગેરે ઘણા નીતીવાન અને બોધદાયક ખેલો, ઉંચા પ્રકારની રાગ રાગણીઓ સાથે ભજવી, મુંબાઇના પારસીઓમાં ગાયનનો શોખ ઘણો વધારી દીધો હતો. તા. ૯ જાનેવારી ૧૯૦૩ રોજ ૨૭ માહ ૪ સાલ ૧૨૭૨ ય. ઝ. માં નવસારીમાં હક થયા ત્યારથી પારસી નાટક મંડળી બંધ પડી હતી.

**એર્વદ મનચેરજી રતનજી દાદાયાનજી:**—એમનો જન્મ નવસારીમાં થયો હતો. નાવર મરાતબ થઇ મોબેદીપેશો શરૂ કર્યો હતો. નાનપણથી જ એઓની વલણુ ધર્મ તરફ ઘણી જ હતી. મોજ શોક તજી દઈ પવિત્ર જીંદગી ગુજારતા. માંસ મચ્છી ઇડાંનો ખોરાકનો પણ એમણે ત્યાગ કીધો હતો. એઓ ઉઠતાં બેસતાં યઝદાનને મોટે હલકે યાદ કરતા, જેથી એઓને મનચેરદારૂ-યઝદાંન તરીકે સર્વ ઓળખતા હતા. એમનાં સદગુણોને લીધે બાટલીવાલા, પીટીટ, કામા, બાટલીબોઈ વિગેરે ખાન્દાનોમાં માનીતા હતા, અને એ લોક તરફથી એમને ઘણાં ધાર્મીક ક્રિયા કામો સોંપવામાં આવતા. એમણે ઘણાં વર્ષો ઉદવાડામાં પાક ઇરાનશાહની સેવામાં ગુજાર્યાં હતાં. ત્યાં પણ એમનાં સદગુણોને લીધે જાણીતા અને અતી માનીતા થયા હતા. નવસારીમાં એઓ આતશબહેરામની પાસે જ રહેતા હતા. જાનવરો પર પણ એમનો ચાહ ઘણો હતો. એમણે કુતરાંઓને ખીચડી ખવડાવવાને માટે એક ફંડ ઉભું કર્યું હતું. તે હાલ મોજુદ છે, અને તેમાંથી હજુ પણ ગરીબોને અનાજ તથા વસ્ત્રો અને કુતરાંને ખીચડી ખવાડવામાં આવે છે. એમની જીંદગી ઘણી નિયમિત હતી, જેને પ્રતાપે એમણે ૯૦ વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવ્યું હતું અને જીંદગીના અંત સુધી સારી અને તંદુરસ્ત કાઠી જાળવી શકયા હતા. એમનું મરણ ગાથા રજ્જે સને ૧૨૭૨ ય. ઝ. ને દીને નિપજ્યું હતું.

**શેઠ બહેરામજી શાપુરજી મહેતા:**—મરણ રોજ ૨૨-૨-૧૨૭૩ યઝદેઝર્દી. શેઠ એદલજી નવરોજી મેહેતા (ચીનાઇ)નાં મરણ બાદ એમના પાલક બેટા કાવસજી સાથે બહેરામજીએ ચીન ખાતેની મહેતા કુપની ચલાવી હતી. એમની ચંચળાઇ અને બાહોશીને લીધે કંપનીનો એક્ષ્પોર્ટ તથા ખુચાઉનો વેપાર ધીકતો ચાલ્યો હતો. એઓનું નામ તે વખતનાં વેપારીઓમાં ઘણુંજ પંકાઇ ગયું હતું. એઓ ખુશમીજાજી અને મળતાવડા સ્વભાવનાં હોવાથી અત્રે નવસારીમાં મિત્રમંડળમાં પંકાઇ ગયા હતા.

**એર્વદ બહેરામજી ભીખાજી કાંગા:**—એઓનો જન્મ રોજ ૨૦ મો. માહ ૮ મો સને ૧૨૦૭ યઝદેઝર્દી, તારીખ ૧૭ મી મે ૧૮૩૮ દિને ને થયો હતો,

એઓએ તે વખતની એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમાં કેળવણી લઈ ઇ. સ. ૧૮૫૭ માં "ફેલોર સ્કૅાલર"ની પદવી મેળવી હતી. એઓએ પોતાની કારકીર્દી એક શિક્ષક તરીકે શરૂ કરી હતી, અને ત્યારબાદ શેર અને હુંડી દલાલનો ધંધો કરવા માંડયો હતો. એઓ ઇરાની અને યુનાની તવારીખનાં અભ્યાસી હતા, અને તા. ૧૩ અકટોબર ૧૮૬૨ને દિને ઇરાનની તવારીખ છપાવી બાહાર પાડી હતી. તા. ૧૩ મી ફેબ્રુઆરી ૧૮૬૫ને દિને જરથોસ્તી સને અને જરથોસ્તી ધર્મ ઉપર એક અગત્યનું ભાષણ કર્યું હતું. સાલ ૧૮૭૫માં શેર અને સ્ટૉક બ્રોકર્સ ઍસોશીએશન સ્થાપવામાં આવી તેનાં એઓ શરૂઆતથી ૧૮૭૭ સુધી સેક્રેટરી હતા. એઓ ફ્રીમેશનોની લૉડજ "રાઇઝીંગસન"માં જોડાયા હતા. સફેદ પાગડી હોવાને લીધે લૉડજમાં જોડાયા જેથી બધા નવાઇ જેવું સમજતા. એઓ મુંબાઇમાં કેટલીક મીલોનાં ડાયરેકટર હતા, અને પુનાવાલા મર્હુમ દસ્તુર, દસ્તુર બહેરામજી જામાસ્પ આશાના જમાઇ થતા હતા. એઓ રોજ ૧૦ માહ ૪ સને ૧૨૭૩ યઝદેઝર્દી તા. ૨૩ મી ડીસેમ્બર ૧૯૦૩ને દીને ૬૬ વર્ષની વયે મુંબાઇમાં ગુજર્યા હતા.

**શેઠ ખરશેદજી એદલજી દાદાચાનજીઃ**—એમનો જન્મ ય. ઝ. ૧૨૨૮માં થયો હતો. ફક્ત ચોથા ધોરણ સુધી અભ્યાસ કરી વડોદરા રેલ્વેની વર્કશાપમાં ફીટરનું કામ શીખ્યા. થોડા વખતમાં એક બાહોશ ફીટર તરીકે જાણીતા થયા. પ્રથમ ઍલ્કૉક ઍસ્ડાઉન કંપનીના મોટા કારખાનામાં ફીટર ખાતાના વડા નિમાયા પછી રીચર્ડસન કૃડાસના જંગી કારખાનામાં વડા ફોરમેન થયા અને તે હોદ્દાની રૂએ તેમણે હિંદુસ્તાનના ઘણા ભાગોમાં કામ કરી બહોળો અનુભવ મેળવ્યો. એમણે બૉયલર્સ ઍકટની મુંબાઇની બીજા વર્ગની પરિક્ષા પસાર કરી હતી અને હાથ્રસ, કોસી, અલીગઢ, કામટી વિગેરે શહેરોમાં કોન્ટ્રેકટથી એકાણું જીનો તથા પ્રેસો બાંધી આપ્યાં હતાં. હાથ્રસમાં જરથોસ્તીઓ માટે આરામગાહની જગ્યા એલાહેદી નહી હોવાથી અલીગઢ જઈ કલેકટરને મળી પોતાની ગીરોથી જમીન વેચાતી લઇ હાથ્રસમાં આરામગાહ માટે સ્વાધીન કરી હતી. એઓ રોજ ૨૬ માહ ૭ ૧૨૭૮ ય. ઝ. ને દિને ૫૮ વર્ષની ઉમ્મરે હક થયા હતા.

**એર્વદ રતનજી રૂસ્તમજી કાંગાઃ**—એમનો જન્મ રોજ ૨૨ મો માહ ૧૦ મો સને ૧૨૦૦ ય. ઝ. તા. ૨૦-૭-૧૮૩૧ ઇસવીને દિને નવસારી ખાતે થયો હતો. એઓ ઘણાજ ખંતીલા, અથોરનાન જાદા હતા. એઓએ મુંબઈ જઈ મોબેદીપેશો અખત્યાર કીધો હતો. એમને ધર્મ સંબંધી ચોપડી ચોપાન્યાં વાંચવાનો ઘણો શોખ હતો. પરીણામમાં એમણે ૧૮૬૬માં "જરથોસ્તીઓને સુચના" નામનું કવિતારૂપી ચોપાન્યું બહાર પાડયું હતું.

૧૮૭૧માં જરથોસ્તી અકાબરોને સુચના નામનું ચોપાન્યું બહાર પાડયું હતું. ૧૮૭૨ માં એજ મતલબનું બીજું ચોપાન્યું બહાર પાડયું હતું. એમણે ૪૦૦ જરથોસ્તીઓની સાથે એક અરજી અકાબરોને કરી ધર્મ સંબંધી ગતકેનને માટે અન્જુમન બોલાવી તેનો નિકાલ કરવાની અરજ કરી હતી.

**એર્વદ બમનજી પાલનજી દાદાચાનજીઃ**—નવસારીમાં સને ૧૨૧૧ ય. ઝ. માં જન્મ્યા. પોતાના કાકા રૂસ્તમજીની ગુજરાતી નિશાળમાં અભ્યાસ શરૂ કરી પછી સરકારી ઇંગ્રેજી નિશાળમાં ગયા હતા. ત્યારબાદ એલ્ફીસ્ટન કૉલેજમાં થોડાંક વર્ષ શિક્ષણ લીધું હતું પછી ગોકલદાસ તેજપાલ એ. વી. સ્કુલમાં શિક્ષક બન્યા. ત્યારબાદ શેઠ ગાંધીની પેઢી ઉપર કામ કરી ઇ. સ. ૧૮૬૪માં કામા કમ્પની તરફથી કલાર્ક તરીકે વિલાયતમાં ચાર વર્ષ કામ કર્યું. ત્યાંથી પાછા ફરી મુંબાઇની ગ્રેહામ કમ્પનીમાં સેલ્સમેન તરીકે જોડાયા અને છેવટ સુધી ત્યાંજ માન સહીત કામ કીધું. પોતાની વેપારી બુદ્ધિ, કુશળતા અને શાંત સ્વભાવને લીધે ઘણા પંકાયા હતા. એઓ સર જમશેદજી જીજીભાઇને નામે નાવર મરાતબ થયા હતા અને મીનોચહેર હોમજી ટોળાની દરેમહેર અને ફંડોના લાંબો વખત સુધી ટ્રસ્ટી હતા. મુંબાઇમાં સને ૧૨૮૩ ય. ઝ. માં ૭૨ વર્ષની લાંબી ઉમ્મરે ગુજર્યા હતા.

**એર્વદ ફરામજી હોરમજી માડનઃ**—મોઢની શેઠ નવરોજી કાવસજી નાળીએરવાળાની દરેમેહેરનાં માજી પંથકી. એઓ નવસારીની ભગરસાથના એક જાણીતા અને શાયસ્ત મોબેદ હતા. એઓ વિષ્ણુબાવા બ્રહ્મચારી નામના એક યોગીનાં ચેલા હતા, અને " ભગવદગીતા " ઉપર ટીકા લખવાને શક્તિવાન થયા હતા. એઓ એકાંતવાસ હંમેશ પસંદ કરતા હતા. પણ જ્યારે એઓ આતશ કદેહોનો આશરો લેતા ત્યારે બેખબર મોબેદોથી એઓને ઘણું ખમવું પડતું હતું. કહે છે કે, ઉપલા બાવાનાં સમાગમમાં આવવાથી એઓએ રૂહાની દુનિયા સાથનો અનુભવ મેળવ્યો હતો. આથી તેઓ મરહુમ દસ્તુરજી જામાસપજી મીનોચેહેરજી જામાસ્પ આશાના એકવાર મુખ્ય સલાહકાર થઇ પડયા હતા. થીઑસૉફીનાં શિક્ષણનો એઓને બહોળો લાભ મળ્યો હતો. એઓ ચુસ્ત વેજીટેરીઅન હતા અને જશનો વગેરે મેળાવડામાં એઓ ટુંકાં ભાષણો કરતા હતા. મોઢની અગીઆરી બંધ પડવા પછી દાદરની નાળીએરવાળાની અગીઆરીનું પંથક તેમને મળ્યું હતું. અહીં તેઓ એકાંતવાસ જેવી જીંદગી ગુજારતા હતા, અને એક " અગ્નિહોત્રી " માફક પોતાની બેઠક આગળ હરદમ આતશ રોશન રાખી તેની સેવા કરતા.

એમનું મૃત્યુ તા. ૨૧ મે ૧૯૧૫ ને દિવસે દાદરની અગીઆરીમાં ૭૭ વર્ષની વૃદ્ધ વયે નિપજ્યું હતું.

**શેઠ રતનજી જમશેદજી ભુતઃ**—નવસારીમાં ૧૮૬૮ માં ગરીબ માબાપને પેટે જન્મ્યા. પહેલવહેલા ટુંકા પગારની નોકરીએ પીનાંગ ગયા. ત્યાંથી પાછા આવી મુંબાઇની રીનીક્ષ કલબના મેનેજર થયા. ત્યાં પોતાના ધંધાનું સારૂં જ્ઞાન મેળવ્યું. પછી નવજોત, લગન વિગેરેના ખાણાનાં કૉન્ટ્રેક્ટ લેવા માંડયા અને પોતાની સારી તકેદારી તથા માયાળુ સ્વભાવથી બધાંને રાજી રાખવા માંડયાં. ૧૯૦૭ માં સુરતમાં ભરાયલી કૉન્ગ્રેસ વખતે પરોણાઓની બરદાસ્ત કરવાનું કામ ઘણું અચ્છી રીતે પાર પાડવાથી સર ફીરોઝશાહ મહેતા અને સર દીનશા વાચ્છા તરફથી સર્ટીફીકેટો તથા ઇનામો મેળવ્યાં. ૧૯૦૬ માં વલસાડના દોખમાનો તાણો નાખવાની ક્રિયા વખ્તે તથા ૧૯૦૮ માં દોખ્મું ઇન્નિયું તે વખતે સર્વેની સારી મદારત કરી વાખવાખી મેળવી. ૧૯૧૬ માં ગુજર્યા.

**એર્વદ ફરામજી હોરમસજી અરજાણી:**—એઓનો જન્મ રોજ ૨૫ મો માહ ૭ મો ૧૨૧૩ યઝદેઝર્દી તા. ૨૦ મી એપ્રીલ ૧૮૪૪ પ્રસંગીને દિને નવસારી ખાતે થયો હતો.

ઈ. સ. ૧૮૬૩માં સર જમશેદજી જીજીભાઈના નામે વહાડયાજીનાં આતસબેહેરામમાં સ્થાપવામાં આવેલી મદ્રેસામાં પહેલવહેલા દાખલ થયલા ૧૩ એર્વદો પૈકીના એઓ પહેલવહેલા ધર્મ અભ્યાસી હતા અને એજ મદ્રેસામાંથી એઓને જ્યુબીલી મેડલ મળ્યો હતો. ત્યારબાદ એઓ કલકત્તા ખાતે શેઠ બરજોરજી ફરામજીની કમ્પનીમાં મેનેજર તરીકે ગયા હતા, અને એજ પેઢીની ચીનની શાખામાં ૨૭ વર્ષ સુધી ચીનમાં જ વસવાટ કરી હૉન્ગકૉન્ગ, કન્તાન વિગેરે સ્થળોએ શાહ વેપારી તરીકે નામના મેળવી હતી. એઓ ચીનમાં જરથોસ્તી અન્જુમનનાં ફંડોનાં ઑનરરી સેક્રેટરી અને ટ્રસ્ટી તરીકે ઉત્તમ સેવા બજાવી ઘણું માન અને ચાહ મેળવી મુંબઇ આવી એજ પેઢીમા જીંદગી સુધી વહીવટ ચલાવ્યો હતો. એઓ મુંબઇની પારસી અન્જુમનની "સો"ની કમિટિના એક સભાસદ હતા. એઓનું મરણ રોજ ૩૦ માહ ૧૦ સાલ ૧૨૮૭ યઝદેઝર્દી. તા. ૭ જુલાઇ ૧૯૧૭ના દિને થયું હતું.

**દસ્તુર ફરામજી રૂસ્તમજી કોટવાલ**—એમનો જન્મ નવસારીમાં રોજ ૩૦મો માહ ૩જો સાલ ૧૨૧૭ યઝદેઝર્દીને દિને થયો હતો. એઓએ સર જમશેદજી જીજીભાઇ મદ્રેસામાં અભ્યાસ કરી ધર્મનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું. ઇ. સ. ૧૮૭૮ની તા. ૧લી ડીસેમ્બરે એઓ દસ્તુરજી જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પ આશાની માર્ફત એડન આવ્યા હતા, અને ત્યાં શેઠ કાવસજી દીનશાની નવી દરેમહેર પગડવામાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. તે દરેમહેર ખુલ્લી મુકતી વખતે દસ્તુરજી જામાસ્પજીની સુચનાથી એડનની સમસ્ત અન્જુમન તરફથી મરહુમ શેઠ કાવસજી દીનશાએ એમને દસ્તુરપદ આપ્યું હતું. એઓ એડનની અન્જુમનના એક ટ્રસ્ટી હોઇ સભાઓમાં આગેવાન ભાગ લેતા હતા. એઓ ઘણા પરહેજગાર તથા સારા યોજદાથ્રેગર હોઈ વારંવાર ધર્મ સંબંધી વિષયો ઉપર વાયજીઓ આપતા હતા.

ઇ. સ. ૧૮૦૮ના મેની ૨૪મી તારીખે મરહુમ શહેનશાહ બાનુ વિકટોરીયાની ૮૧મા વર્ષની સાલગ્રેહને દીને એડનની દરેમહેરમાં જશનની પવિત્ર ક્રિયા કરી ઇંગ્રેજી રાજના અદલ ઇન્સાફ ઉપર એક સુંદર વાયજ કરી હતી અને મહારાણી તથા રાજકુટુંબને સારી દુવા ચાહી હતી. નવસારી આવ્યા પછી ફ્રેન્ડલી યુનિયન કલબમાં નિયમિત આવતા હતા. એઓ રોજ ૬ઠ્ઠો માહ ૪થો સાલ ૧૨૮૭ યઝદેઝર્દીને દીને નવસારીમાં ગુજર્યા હતા. એમના ઉઠમણાંની ક્રિયા એડનમાં પણ કરવામાં આવી હતી અને ત્યાં અશોફરોહરની ટીપમાં એમનુ નામ ઉમેરવાનો ઠરાવ અન્જુમને કર્યો હતો. એમના મરણ માટે એડનની અન્જુમને એમના વિધવા બાઈ હીરાંબાઈ ઉપર દિલાસાપત્ર મોકલી આપ્યો હતો. મરહુમ દસ્તુર ફરામજી એક વાર જંગબાર ગયા હતા ત્યારે ત્યાંના નામદાર સુલતાન બર્ગશે એઓને દરબારમાં બોલાવી ઘણું માન આપી એક કિમતી સાલ ભેટ આપી હતી.

**એર્વદ ઉસાભાઇ ભીખાજી કાંગા:**—એઓ નવસારીની કાકા ધનપાનની

પોલથી ઉતરી આવેલા કુટુંબના એક નબીરા હતા. એમણે ઇ. સ. ૧૮૫૫ માં એક ઍન્ગ્લો વર્નાકયુલર સ્કુલ મુંબાઇ કોટમાં ઉઘાડી હતી. સાલ ૧૮૬૬માં જ્યારે બંગાલમાં દુષ્કાળ પડયો હતો ત્યારે એઓની સ્કુલના છોકરાઓએ ઉઘરાણું કરી કેટલુક નાણુ ત્યાં મોકલ્યું હતું. ત્યારબાદ ૧૮૬૬માં શેઠ ધનજીભાઇ શાપુરજી બાટલીવાળાની સાથે ફ્રૉર્ટ ઇંગ્લીશ અને ગુજરાતી સ્કુલ, મૅટ્રીક સુધીની કેળવણી આપવા ઉઘાડી હતી. એ સ્કુલમાં શેઠ ધનજીભાઇએ ફક્ત નવ વર્ષ સુધી પોતાનો સંબંધ રાખ્યો હતો, છતાં ૧૮૮૫ સુધી એઓએ સ્કુલ ચલાવી હતી. ત્યારબાદ મોબેદી ધંધામાં પડયા હતા અને તા. ૧૨-૩-૧૯૧૮ને દિને હક થયા હતા.

**એર્વદ માણેકજી રૂસ્તમજી ઉનવાલાઃ**—મરણ રોજ ૨૩ મે માહા ૧ લો સને ૧૨૮૯ યઝદેઝર્દીને દીને નવસારી ખાતે નિપજ્યું હતુ. એઓ મુબઇમાં કોટે કોટની અગીઆરીનાં પંથકી હતા. એઓ અવસ્તા પહેલવી, પાઝંદ, અરબી, ફારસી, સંસ્કૃત, પ્રાકૃત, જુની ગુજરાતી, અને બીજી ભાષામાં હાથે લખાએલી ચોપડીઓનું દળદાર દફતરખાતું ધરાવતા હતા એવણની પાસની ચોપડીઓ ધર્મનાં ઉકેલને માટે ઘણી ઉપયોગી થઇ પડી હતી. એ સંગ્રહ માટે એઓએ ઘણી જેહમત ઉઠાવી હતી. હાથનાં લખેલાં "મૅન્યુસ્ક્રીપ્ટ" પુસ્તકોનો મોટો જથો એઓની પાસે હતો. મર્હુમ પહેલવી ફારસી વિગેરે ઠીક જાણતા હતા. એઓએ પોતાનાં મમાવાને હાથે તાલીમ લીધી હતી અને તેઓ તરફથી એઓને ઘણી કેતાબો વારસામાં મલી હતી, અને તેમાં એઓએ ઘણો વધારો કર્યો હતો. ઘણી પુરાણી બાબદો એઓને યાદ હતી અને તે સાંભળવામાં મોંજ મળતી હતી.

સુરતમાં જ્યારે કૉન્ગ્રેસ ભરાઇ હતી. ત્યારે પુરાણા લેખો અને દસ્તાવેજો જે મરનાર પાસે હતા તે સર્વે લોકોને દેખાડવાને માટે ઍકઝીબીશનમાં એક સ્ટોલ રાખી સર્વેને દેખાડયાં હતા. મરનાર પોતા પાછળ બે બેટાઓ મુકી ગયા છે. તેઓ ઉંચી યુનીવર્સીટીની ડીગ્રીઓ ધરાવે છે.

**શેઠ રતનજી એદલજી કાંગાઃ**—બ્રીટીશ સરકારની ત્રીસથી વધારે વર્ષની મુદત સુધી વફાદારીથી નોકરી બજાવી પેન્શન ઉપર ગયલા અમલદાર મી. રતનજી એદલજી કાંગા તા. ૨૫ મી અકટોબર ૧૯૧૯ અને રોજ ૧૫ માહ અર્દીબેહસ્તના દિને ૭૧ વર્ષની વયે નવસારીમાં ગુજર્યા હતા. નવસારીના પારસી શાસ્ત્રી મરહુમ એર્વદ ખરશેદજી માણેકજી જમશેદજી નરીમાનનાં બેટી મરહુમ બાઈ નવાજબાઈના તેઓ બીજા બેટા હતા. મરહુમ રતનજીની નાની વયમાં તેઓના બાવા ગુજરવાથી તેઓને તેઓના મરહુમ વડા ભાઈ બેજનજી જેઓ એક કંટ્રાક્ટર હતા, તેઓએ કેળવણી આપી હતી. નવસારીમાં સર કાવસજી જેહાંગીર મદ્રેસામાં મરહુમ રતનજી એ કેળવણી લઈ ૧૮૬૫ માં મૅટ્રીકની પરીક્ષા પાસ કરી હતી. તેઓ સાથ તેઓના કાકાના દીકરા મરહુમ મી. બીખાજી કાવસજી કાંગા પણ એ પરીક્ષામાં પાસ થયા હતા. મી. રતનજી તે પછી મુંબઈમાં ઍલ્ફીન્સ્ટન કૉલેજમાં ગયા હતા, જ્યાં તેઓનાં કૉલેજ બિરાદરોમાં સર મનચેરજી મેહેરવાનજી ભાવનગરી, ચીનમાં વેપાર કરતી મેસર્સ શેઠનાની કંપનીવાળા મી. હોરમજજી કુંવરજી શેઠના, મુંબાઈના 'ઇન્ડિઅર્ડક્ષ

કલેકટર મરહુમ મી. ખરશેદજી નસરવાનજી રીરવઇ, એ ફ્રીન્ટ I. હાઇસ્કુલના માસ્ટર મરહુમ મી. નસરવાનજી જમશેદજી રતનાગર વિગેરે હતા કૉલેજમા નજીક દોઢ વર્ષ સુધી અભ્યાસ કરી મી રતનજી સતા I જુનાના કલેકટરની ઑફીસમા કનાર્કની નોકરીએ રહ્યા હતા. જ્યા તેઓના વડાઓએ તેઓની ચાલાકી અને કામ કરવાની ખંત જોઈ સલાહ આપી કે મરાઠી ભાષા અને ફોજદારી કાયદાનો અભ્યાસ કરી મૅજીસ્ટ્રેટની પરીક્ષા આપવાથી તેઓ આગળ વધવાને યોગ્ય બનશે મરહુમ રતનજીએ તે પ્રમાણે અભ્યાસ કરી પરીક્ષા આપી, અને તેઓને મામલતદારની જગા મળી, જે ઓહ્દા ઉપરથી વધી તેઓ ડેપ્યુટી કલેકટર થયા હતા, અને ૧૮૮૯ મા મધ્ય વિભાગના રેવન્યુ કમીશનરના નેટીવ પરસનલ એસીસ્ટંટનો ઓહ્દો ભોગવ્યો હતો. પુના, ખાનદેશ, ધુલીયા, અહમદનગર, ધારવાર, કોલાબા (અલીબાગ) વિગેરે ઠેકાણે નોકરી બજાવી ૧૮૯૭ મા તેઓ ભરૂચના ચીફ ડૅપ્યુટી કલેકટર નિમાયા હતા ધારવાડથી તેઓની બદલી થઈ હતી ત્યારે ત્યાની પારસી અન્જુમને એમને માનપત્ર એનાયત કર્યું હતુ

મહેસુલ ખાતાના કામ સાથ અમલદારોને ફોજદારી ગુનાહોની તપાસ પણ કરવાનુ કામ હોય છે. તે પ્રમાણે મરહુમ મી રતનજી તે કામ કરતા હતા. એ અમલદારોના કામના કાગજો કાનુન પ્રમાણે મુબઇની હાઇકોર્ટ મા જાય છે, તે પ્રમાણે મી. રતનજીના કામના કાગજો પણ જતા, જે નામદાર જડજોએ તપાસી તેઓના ચૂકાદાઓમા કોઇપણ વખત કઈ પણ ફેરફાર કર્યો નથી

મરહુમ રતનજી કાગા જ્યારે ભરૂચમા ઓહ્દા ઉપર હતા ત્યારે તેઓ સુરતની પારસી મૅટ્રીમોનીયલ કોર્ટના ડૅલીગેટ હતા તેઓ ભરૂચમા હતા ત્યારે ત્યાની પારસી કોમના એક સારા સલાહકાર થઇ પડવાથી કોમનો સારો ચાહ અને માન મેળવ્યુ હતુ. તેઓએ પેન્શન લીધુ ત્યારપછી પાચેક વર્ષ ભરૂચમા રહ્યા હતા તે પછી પોતાના વતન નવસારી જઈ રહ્યા હતા. મહેતા ફડંડના મેમ્બર થઇ બીજા મેમ્બરોમા ઘણુ લોકપ્રીય થઇ પડયા હતા

**ડા. રતનશા ખરશેદજી દાદાચાનજી** —સને ૧૨૪૭ ય. ઝ. મા જન્મ્યા હતા ઇ. સ. ૧૮૯૫ મા મૅટ્રીક થઈ સને ૧૯૦૧ મા ઍલ ઍમ ઍન્ડ ઍસની પરિક્ષા માન સાથે પહેલા વર્ગમા પસાર કરી હતી અને લીગ્બોઆ ગોલ્ડ મેડલ મેળવ્યો હતો

પ્રથમ થોડો વખત વાસદાના રાજ્યમા ચીફ મેડીકલ ઑફીસર તરીકે રહી સને ૧૯૦૨ના ડીસેમ્બરમા સરકારી નોકરીમા જોડાયા સને ૧૯૦૪ સુધી થાણાની દિવાન-ખાના ડાકટર તરીકે કામ કરી, કારવાડના સિવિલ સર્જન નિમાના પછી પ્લેગ ડ્યુટી ઉપર મુબાઇના ખાતામા કામ કરી ૧૯૦૫ મા અમદાવાદની બેરામજી જીજીભાઇ મેડીકલ સ્કુલના શિક્ષક તથા ઍસીસ્ટંટ સર્જન તરીકે નિમાઇ ત્યા સારી રીતે વહાડ કાપના કામોમા તથા આખના ડાકટર તરીકે નામના મેળવી હતી એમનુ મરણ સને ૧૨૮૯ ય. ઝ. મા પરેલના સ્ટેશન આગળ ગુજરાત મેલમાથી પડી જવાથી ૪૨ વર્ષની નાની ઉમ્મરે નિપજ્યુ હતુ.

**શેઠ રૂસ્તમજી પેસ્તનજી કરકરીઆ** —એઓ અસલ નવસારીના વતની

હોઇ ૧૮૬૯ માં જન્મ્યા હતા. ૧૮૮૮ માં બી. એ થયા અને સેન્ટ ઝેવીઅર કૉલેજમાં ઇંગ્રેજી અને ઇતિહાસના ઍસીસ્ટંટ પ્રોફેસર નિમાયા. એઓ વિલાયતના રૉયલ હીસ્ટોરીકલ સોસાયટીના એક ફેલો અને મુંબાઇની તથા વિલાયતની રૉયલ એશીએટીક સોસાયટીના મેમ્બર નિમાયા હતા. એઓ હિંદુસ્તાનને લગતી બાબતો પર યુરોપના અને આ દેશના જર્નલોમાં વારંવાર લખાણો કરતા હતા. યુરોપિયન લીટરેચર બાબતમાં કાર્લાઇલના લખાણો શોધી કાઢી તે છપાવવાથી સુધરેલી દુનિયામાં વખણા પંકાઇ ગયા હતા. એમણે આ દેશના ઇતિહાસ તથા રાજનિતી બાબત, શિવાજી તથા અકબર વિગેરે પુસ્તકો લખ્યાં છે અને "ચાર્મ્સ ઑફ ઑમ્બે" નામના એના પુસ્તકનો દિબાચો નામદાર લૉર્ડ વિલીંગ્ડને લખ્યો હતો. એમની ખાનગી લાઇબ્રેરી આ દેશના વિષયો બાબત અતિ કિંમતી અને કવચિત જ મળે એવા પુસ્તકો ધરાવતી હતી. એઓ સને ૧૯૧૯માં ગુજર્યા હતા.

**ખાનસાહેબ કાવસજી હોરમસજી દાદાચાનજી:** -એમનો જન્મ નવસારીમાં રોજ ૧૫ મે માહ ૨જે સાલ ૧૨૦૯ યઝદેઝર્દીના દિને થયો હતો. ૧૭ વર્ષની ઉમ્મરે મુંબાઇ જઇ મોબેદી ધંધો શરૂ કીધો. એઓ એક ઉત્તમ યોજદાથ્રેગર હતા. ઇ. સ. ૧૮૬૩માં ફક્ત ૨૩ વર્ષની ઉમ્મરે એડનની અગીયારીમાં તે વખતના પંથકી એર્વદ એરચજી કાવસજી ગારાના હાથ નીચે મોબેદીનું કામ કીધું, અને જાતી ચંચળાઇ, નમ્ર સ્વભાવ અને બાહોશીથી તેઓનો ચાહ જીતી લીધો અને તેમની સાથે સને ૧૮૬૬ માં અન્જુમનના નવા દોખ્માનો તાણો પૂરવાની ક્રિયામાં તેમજ દોખ્મું બધાઇ રહ્યા પછી તેને ઇજવામાં ભાગ લીધો. જ્યારે એર્વદ ગારા એડન છોડી ગયા ત્યારે એઓને પંથકી નિમવામાં આવ્યા અને દશ વર્ષ સુધી પંથક ચલાવ્યું.

ઇજનેરી કેળવણી નહીં લીધેલી છતાં નાની વયથી તેમનું ધ્યાન બાંધકામ ઉપર દોડવા લાગ્યું અને મોબેદી પેશો ચલાવતી વખતે પણ દોખ્મું બંધાવવામાં એઓએ આગેવાન હિસ્સો આપ્યો હતો. પણ ચંચળ મગજમાં ઇજનેરી વળાણ રમી રહેલી તેથી મોબેદી ધંધો છોડી એડનના સરકારી બાંધકામ ખાતામાં ઘરો વિગેરે બાંધવાના કૉન્ટ્રેક્ટ લેવા માંડયા અને જાતી બાહોશી અને પ્રમાણીકપણાથી મોટા ઍન્જીનીઅરોની એટલી બધી પ્રસંશા જીતી કે મોટાં કૉન્ટ્રેકટો એમના સિવાય બીજા કોઇને આપવામાં આવતાં નહી. એડનમાં સરકારી તાર ઑફીસ, ટ્રેઝરી ઑફીસ, કૉર્ટ વિગેરે એમણે બાંધ્યાં હતાં એટલું જ નહીં પણ એડનના બચાવના કિલ્લાઓનું બાંધકામ પણ એવણે જ કીધું હતું. તેથી નામદાર સરકારે સને ૧૮૮૮ માં ખાનસાહેબનો ખેતાબ બક્ષ્યો હતો.

૧૮૯૪ માં નવસારી આવી રહ્યા અને સર કા. જ. મદ્રેસાની શેઠ બેરામજી સીરવઇ બિલ્ડીંગ, ધી તાતા ઍંગ્લો વર્નાક્યુલર સ્કુલ, જ. ન. તાતા હુન્નરશાળા, શેઠ કેખુશરો બામજી બિલ્ડીંગ વિગેરે મકાનો બાંધ્યાં.

નવસારીમાં પહેલવહેલી મરકી ફાટી નિકળી ત્યારે બીજા સાહેબો સાથે મળી પારસી સંકટ નિવારણ ફંડ ઉવગવી પારસીઓ માટે પ્લેગ હૉસ્પાટલ તથા સૅગ્રેગેશન કૅમ્પ સ્થાપી.

મરહુમ શેઠ બેજનજી મીનોચેર હોમજી સાથે મળી એક મોટું ફંડ ઉભુ કરી

મીનોચહેર હોમજીની દરેમહેર મધાલી એમો એ સાથનાળાએ॥ ૬૩॥ એક મૉબીગ ટ્રસ્ટી હતા. નવસારીમા જ ૭૩ વર્ષની ઉમ્મરે રોજ ૨ માહ ૮ માન ૧૨૮૨ના દિને ગુજર્યા

**શેઠ કૈકોબાદ ખરશેદજી મોદી** ઈ સ ૧૮૫૦ મા નવસારીમા જન્મ્યા હતા તે વખતને ગમ્ની કેળવણી નઈ જાતે ઉત્માડી અને ચાનાક હોવાથી તેમજ ઇજનેરી લાઇન તરફ વળાણ હોવાથી, કૉન્ટ્રેક્ટરનો ધધો શરુ કર્યો, અને પોતાના ભાગીદારો સાથે મળી સુમારે એક ક્રોડ રૂપીઆના કૉન્ટ્રેકટો પાર પાડ્યા એમને મુસાફરીનો વણો શોખ હતો અને સામાન્ય લોકોપયોગી હિલચાલોમા બહુ રસ લેતા હતા પોતાના રોગા મારે આના પ્રકારની સેવા બજાવવાને માટે વધુ કેટલાણાની પારસી અન્જુમનોએ એમને શાન તથા રોકડ નાણાની ભેટ કરી હતી એઓ ઇ સ ૧૯૧૮મા ગુજર્યા હતા

**શેઠ જમશેદજી ફરામજી માદન**—એમના બાવા ફરામજી દોરાબજી માદન કાકા ધનવાનની પોળથી ઉતરેલા હતા તેઓ એક પક્કા મોબેદ, અરઠા ત્યાંથી અને મુબાઇની ઈજીનાનાતી અગીઆરીના પથમી હતા શેઠ જમશેદજીનો જન્મ રોજ ૫ માહ ૮ માહ ૧૨૨૫ યઝદેઝર્દી તા ૭ ૪ ૧૮૫૬ના દીને થયો હતો એલ્ફીન્સ્ટન કૉલેજમા કેળવણી લેનારા શેઠ કુંવરજી નાઝર, ડૉક્ટર નમગાનજી પારેખ, શેઠ દ ાભજીન્જ મકનાત વિગેરેએ હેમ્લેટનો એક પહેલવહેલો ઍમેચ્યુઅર્ તરીકે ભજવી બતાવ્યો તે લોકોને બહુ પસદ પડયો તે ઉપરથી શેઠ નાઝરે એલ્ફીન્સ્ટન નાટક મડળી સ્થાપી તેમા મી માદને પ્રથમ રૂ ૪)ને પગારે પડદો ખેચનાર તરીકે નોકરી મેળવી પછી તેમને નાટકમા "રામેશ્વર"નો પાઠ આપ્યો તે એઓએ સારી રીતે ભજવ્યો અને પોતાના ગુણોના ગગવી તેઓ વખણાઈ ગયા એ કપની ઘધા અર્થે કલકત્તે ગઈ ત્યારે મી માદને બીજા કેટલાક માણસો સાથે મડળી ખરીદી લઈ તેના માલેક બન્યા, અને તે મડળીને ખુબ જાણીતી કીધી. નાટક કરવાની સાથ સાથે નાનો નાનો વેપાર કરવા લાગ્યા અને વધતા વધતા સરકારી કૉન્ટ્રેક્ટો લઈ તે સારી રીતે પાર ઉતાર્યા ૧૯૦૫ ૦૬મા ટીબેટ મીશન મોકલવાયા આવ્યુ તેને માટે ખોરાક, પોષાક, દારૂગોળો, ટ્રાન્સપૉર્ટ એ સર્વેનુ કૉન્ટ્રેક્ટ માથે લીધી પાર પડયુ ૧૯૧૯મા કાબુલની લડાઈ વખતે બ્રિટિશ લશ્કરને માટે સર્વે જરૂરી ચીજો પુરી પાડવાનુ કૉન્ટ્રેક્ટ પણ સરકારે ટેન્ડરો લીધા સિવાય એમને જ સોપ્યુ તે પણ એમણે સન્તોષ ઉતાર્યુ

એમની સખાવત છુપી તેમ જ જાહેર હતી તે દર મહીને રૂ ૫૦૦૦) જેટલી થતી હતી

ઈ સ. ૧૯૦૮મા કલકત્તામા ટૉમ્બુ સ્થાપવાની હિલચાલ માટે પોતે રૂ ૫૦૦૦) ભરી ઘેર ઘેર ફરી રૂ એક લાખ એકઠા કીધા હતા એટલુ જ નહી પણ તે માટે જમીન ખરીદવા મ્યુનીસીપાલિટિ તરફ રૂ. ૨૭૦૦૦)ની ગ્રાંટ મેળવી હતી ટૉમ્બુ બધાઈ તૈયાર થયુ ત્યારે અન્જુમને, એમની તન મન ધનની સેવા માટે શાન ઓઢાડી હતી

વળી કલકત્તાની શેઠ ધનજીભાઇ મેહેરજી મહેતાવાળી દરેમહેર ઉભરાવથી બધાવવામા એમણે કરેલી દીલોજાની ભરેલી મદદ માટે એમને અન્જુમને શાન ઓઢાડી દરેમહેરના એક ટ્રસ્ટી નિમ્યા હતા શેઠ જમશેદજીએ પોતાના તથા કુટુબ ત રફથી

મોબેદને રહેવાનું મકાન તથા હૉલમાં ઝુમ્મરો, ખુરસી ટેબલો ગાલીચાઓ વિગેરે ભેટ આપ્યા હતા. તે માટે પણ તેમને શાલ ઓરાઢવામાં આવી હતી.

રંગુનનો બેલા કેસ પ્રીવી કાઉન્સીલમાં લઇ જવા છુપે નામે રૂ. ૫૦૦) આપ્યા હતા.

૧૯૧૮ માં એઓને ઓ. બી. ઈ. નો ચાંદ એનાયત થયો હતો અને તે બદલ કલકત્તાના શહેરીઓ તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું.

પોતાની દીકરી ખોરશેદબાનુના ઉઠમણામાં પોતાની તેમ જ કુટુંબ તરફથી રૂ. ૧૦૮૦૦૦ની રકમ સખાવતમાં આપી તેમાંથી પારસીઓ માટે સસ્તાં ભાડાનાં મકાન બંધાવવા માટે ઠરાવ્યું હતું અને તેમાં પાછળથી વધારો કરી તે રકમ રૂ. ૨૭૦૦૦૦ જેટલી કરી હતી.

એઓએ સીનેમા કંપની લીમીટેડ કાઢી આખા દેશમાં એકસો સીનેમા થીએટરો ઉભાં કર્યાં હતાં.

એમની દાર્જીલીંગમાં ચાર દુકાનો અને હૉટેલ હતું અને દાર્જીલીંગમાં પારસી આરામગાહ માટે જગ્યા પણ એમની જ કારસાજીથી મળી હતી તથા તેના નિભાવ માટે કલકત્તાની અન્જુમનને રૂ. ૩૦૦૦) આપ્યા હતા.

ટીબેટનો વડો ધર્મગુરૂ ડલાઈ લામા કલકત્તે આવ્યો ત્યારે દાર્જીલીંગમાં તેને પોતાના મહેમાન તરીકે રાખ્યો હતો. એ પ્રમાણે એમણે ઘણા જરથોસ્તીઓ તથા યુરોપીઅનોની ચાલુ મહેમાનદારી કરી હતી. દાર્જીલીંગમાં વસતા ઘણા ભુતીઆ, નેપાલી, ટીબેટીઅન, વિગેરેને ડલાઈ લામાના દર્શન કરવા માટે એમણે પૈસાની મદદ કરી હતી. પોતાની કરેલી મહેમાનદારી માટે ડલાઇ લામાએ એઓને ઘણો ઉમદા કિંમતી રેશમી પોષાક ભેટ આપી દુવા ગુજારી હતી.

એમનો અથોરનાનો ઉપર અખુટ ચાહ હતો અને તેમની તેઓ દરેક રીતે મદારત કરતા હતા.

એમણે જુદાં જુદાં ઘણાં ધર્મખાતાઓ માટે મફત ખેપો કરી ઘણા પૈસા તે ખાતાંઓ માટે મેળવી આપ્યા હતા. એમને માટે વાઇસરૉય લૉર્ડ રેડીંગ અને તેમના બાનુને ઘણું માન હતું તેથી એઓ ૧૯૨૩માં જ્યારે બહુ બિમાર હતા ત્યારે તેમણે ખાસ સદેશા તથા ફુલોની ટ્રે મોકલી તેમને માટે સારી દુવા ચાહી હતી.

નામદાર પ્રીન્સ ઑફ વેલ્સની પધરામણી વખતે કલકત્તામાં મંડપ વિગેરેની બીજી ગોઠવણો એમણે પોતે જ કરી હતી અને તેમાં હજારો રૂા. પોતાની ગીરોથી ખર્ચ્યાં હતા.

તેઓને જુન ૧૯૨૩ માં સી. બી. ઇ. નો ખેતાબ એનાયત થયો હતો અને તા. ૨૮ જુન ૧૯૨૩ ને રોજ ગુજર્યા હતા. તેમની પાયદસ્ત વખતે પારસીઓ તેમ જ બીજી કોમોના સંખ્યાબંધ લોકોએ હાજર રહી માન આપ્યું હતું. તેમના ઉઠમણામાં રૂ. ૪૧૮૩૨ ની રકમ ભરાયની જાહેર થઇ હતી. અને તેમાંથી રૂ. ૨૫૦૦૦) પારસીઓ માટે સસ્તાં ભાડાનાં મકાન ફંડમાં આપવામાં આવ્યા હતા.

**શેઠ નાનાભાઇ રતનજી મહેતાઃ**—એઓ નવસારી મલેસરના મહેતા ખાનદાનના એક નબીરા હતા અને રોજ ૩ જે માહ ૧૦ મો સાલ ૧૨૩૯ યઝદેઝર્દીના

દિને જન્મ્યા હતા. નવસારીમાં જ કેળવણી લઇ એડન નોકરીએ શેઠ બીખાજી કાવસજી મોતીવાળાને ત્યાં રહ્યા હતા અને તેમની જ દીકરી સાથે પરણ્યા હતા. શેઠ બીખાજીના મરણ પછી તેમની પેઢી શેઠ પેસ્તનજી પદરની સાથે ધીકતી હાલતમાં ચલાવી હતી. એઓ નમાના તથા મળતાવડા સ્વભાવના હતા અને એડનમાં જ તા. ૨૮ જુલાઇ ૧૯૨૩ રોજ ૨૨ માહ ૧૨ સાલ ૧૨૯૨ યઝદેઝર્દીના રોજે ગુજર્યા હતા.

● **એર્વદ જામાસ્પજી હોરમજી અરજાણીઃ**—મરણ રોજ ૧૫-૯-૧૨૯૩ તા. ૧-૨-૧૯૨૪. એઓ મુંબઈ ખાતે મોબેદીનો ધંધો કરતા હતા ત્યારબાદ મુંબાઇ ખાતે જ નવાં આતશ બહેરામની સામે સુખડ, લોબાન, જરમન સીલ્વરનાં વાસણો વિગેરેની પરચુરણ સામાનની દુકાન ખોલી હતી. એઓને વાંચનનો શોખ ઘણોજ હતો. આગલી જુની જમાનાની પારસીઓને લગતી, તેમજ પાદશાહ પહેલવાનોને લગતી વાતો એવી તો ઝમકથી અને મીઠાસથી બોલતા કે બીજાઓ કદીબી તે સાંભળતાં કંટાળતા હતા નહી, પણ એકવાર જે વાત કરી ગયલા તે પાછી સાંભળતાં ઘણોજ રસ લેતા. એઓએ ખોરદેહ અવસ્તા પણ છપાવી હતી. એઓ કદાવર બાંધાનાં પાકા અથોરનાનજાદા હતા. પાછળથી મોબેદીનો ધંધો છોડી દીધેલો હોવા છતાં સફેદ પાગડીને ઘણુંજ માન આપતા. મહેતા કલબના માનીતા મેમ્બર હતા.

**એ૦ નવરોજી કૅરસાસ્પજી આંટીઆઃ**—એઓ નવસારી ખાતે કેળવણી લઇ મુંબઇમાં સ્કુલ ટીચર તરીકે થોડો વખત રહી, પાછળથી તાતા કંપનીમાં નોકરીએ રહ્યા. એમની ચાલાકીથી મરહુમ શેઠ જમશેદજી તાતા રાજી થયા અને પોતાની હૉન્ગકૉન્ગની પેઢીમાં મૅનેજર તરીકે મોકલી આપ્યા, અને ત્યાં ઘણા વખત સુધી વફાદારી ભરેલી નોકરી બજાવી રીટાયર્ડ થઈ નવસારી આવ્યા હતા અને જીંદગીનાં છેડા સુધી પેન્શન મંજુર તાતા કુ. તરફથી મળતું રહ્યું હતું. મરહુમ સ્વભાવે ઘણા જ રમુજી હતા. એઓ રોજ ૨૧ માહ ૫ સાલ ૧૨૯૫ ય. ઝ. ના રોજે નવસારીમાં ગુજર્યા હતા.

**ડા. દીનશા ફકીરજી બીલ્પુડીવાળાઃ**—એમનો જન્મ તા. ૨૫ નવેમ્બર ૧૮૭૬, રોજ ૮ માહ ૩ સાલ ૧૨૪૬ના દિને નવસારીમાં થયો હતો. મુંબાઇની ભરડા ન્યુ હાઇસ્કુલમાં તથા ગ્રાંટ મેડીકલ કૉલેજમાં કેળવણી લઇ ૧૮૯૯ માં દાકતર થયા. એમની યાદદાસ્ત શકિત બહુ તેજ હતી. પ્રથમ થોડાક વખત મુંબાઇમાં દવાખાનું ચલાવી પછી પુણે ૧૯૦૨ થી ૧૯૧૧ ડા. સોરાબજી હો. મોદીના મદદનીશ તબીબ તરીકે કામ કીધું અને પોતાના મળતાવડા સ્વભાવથી તથા દર્દીઓ તરફની દીલસોજીથી સર્વેનો ચાહ મેળવ્યો હતો. પછી ૧૯૧૨ માં એડન જઇ બાઇ જરબાઇ કાવસજી દીનશાની ચૅરીટેબલ ડીસ્પેન્સરીમાં જોડાયા અને ૧૯ ૨ માં કીંગ એડવર્ડ ચૅરીટેબલ ડીસ્પેનસરીના મેડીકલ ઑફીસર બન્યા. ત્યાં પંદર વર્ષ કામ કરી ઘણા લોકપ્રીય થયા. તા. ૧૬ જુલાઇ ૧૯૨૬, રોજ ૧૪ માહ ૧૧ સાલ ૧૨૯૫ ય. ઝ. ને દિવસે ફકત ચોવીસ કલાકની માંદગી થઈ ગુજર્યા. એડન, પુણા તથા નવસારીમાં એમના ઉઠમણાની ક્રિયા કરવામાં આવી હતી, અને એડનની અન્જુમને દિલગીરીનો ઠરાવ પસાર કર્યો હતો.

**શેઠ દાદાભાઇ કાવસજી મહેતાઃ**—મરણ રોજ, ૨૮-૨-૧૨૯૬ ય. ઝ. તા. ૫-૧૧-૧૯૨૬ ઇ. સ. ઉમ્મર વર્ષ ૮૦. જન્મ રોજ ૪ થો માહ ૧૨ મો સાલ ૧૨૧૬.

એમને, મામા શેઠ એદલજી નવરોજી મેહેતા (ચીનાઇ) એ શેઠ પેસ્તનજી સુખારા સાથે દુકાનના કામમાં કનકત્તા રાખ્યા હતા. ત્યારબાદ ચીનમાં સને ૧૮૭૪ માં મેસર્સ ડી. ડી. ઑલીઆની કમ્પનીમાં રાખ્યા હતા, કે જે કમ્પની ૧૮૮૨ માં મહેતા કો. માં ફેરવાઈ ગઇ ત્યારે 'તાઈવાન કુ'ની પહેડી, એમણે એ કો. બંધ થઈ ત્યાં સુધી ચલાવી હતી. એઓ નવસારીમાં રીટાર્યડ થઇ, મહેતા ખાનદાનના ગરીબોને આસરો આપવાના ફંડના તેમજ મહેતા કલબની કારોબારી મંડળીના એક સભાસદ હતા. ધર્મ તરફ એમનું ધ્યાન હોવાથી સવાર સાંજનો મોટો વખત એક ચિતે અને મધુર અવાજે ખુદાતાનાની બંદગી કરવામા પસાર કરતા હતા. એમનો સ્વાભાવ બહુજ થંડો અને ખુશમીજાજી હતો જેથી સર્વે નાના મોટાં સાથે મીલનસારીથી રહેતા હતા.

**સરદાર દસ્તુર કૅકોબાદ આદરબાદઃ**—દસ્તુર જામાસ્પ આશાનાં દખ્ખણનાં માનવંત વડા દસ્તુર. જન્મ પુણા મધે રોજ ૧૧ મો માહ ૨ જો યઝદેઝર્દી સને ૧૨૩૧ તા. ૩જી નવેમબર ૧૮૬૧ને દિને થયો હતો. મરણ દીની રોજ આદર માહ બેહમન સને ૧૨૯૫ યઝદેઝર્દી, રેવાજી રોજ શરેશ, માહ તીર તા. ૨૭ મી જાનેવારી ૧૯૨૭ ને દિને નીપજ્યું હતું.

શરૂઆતથી જ પુણાની સરકારી હાઇસ્કુલમાં કેળવણી લીધી હતી. ત્યાં ઇગ્રેજી ઉપરાંત ફારસી તથા મરાઠી શીખ્યા અને સંસ્કૃતનો અભ્યાસ કરી પોતાના માનવંત કાકા મર્હુમ સરદાર દસ્તુર હોશંગ જામાસ્પનાં હાથ હેઠળ જંદ પેહલવી શીખ્યા હતા. મર્હુમે પોતાના મામા મળીવાલા દસ્તુર ખુરશેદજી જમશેદજીનાં હાથ હેઠળ નાવર મરાતબની તાલીમ લઇ ૧૮૭૪નાં એપ્રિલ માસમાં નવસારીમાં એર્વદની પદવી પામ્યા હતા. રોજ ૧૯ માહ ૮ યઝદેઝર્દી ૧૨૫૩ને દીને ઇગતપુરાના દૉખ્માનો તાણો પુરવાની ક્રિયા કીધી હતી. પાછળથી રોજ ૧૬ માહ ૯ યઝદેઝર્દી ૧૨૫૪ને દીને એ દૉખ્મુ પરઠવાની ક્રિયા કીધી હતી જે વેળા તેમને ઇગતપુરાની અન્જુમન તરફથી એક શાલ ઓરાડવામાં આવી હતી. મર્હુમના વડા કાકા સરદાર દસ્તુર નોશેરવાનનુ મરણ રોજ ૧૦ માહ ૨ યઝદેઝર્દી ૧૨૫૪ને દીને નિપજ્યું હતું, તેઓનાં ઊઠમણાના દીને મર્હુમને નાયબ દસ્તુર નિમવામાં આવ્યા હતા. તા. ૧૯ મી અકટોબર ૧૮૮૮ને દીને જ. ન. પીટીટ પારસી ઑર્ફનેજ ખુલ્લું મૂકાયું હતું તે વેળા આવા અગતયના ખાતાની જરૂર બાબે દસ્તુર કેકોબાદે પોતાનાં વિચારો જાહેર કીધા હતા. એજ માફક તા. ૨૧ મી ડીસેમ્બર ૧૮૯૧ ને દિને પુના મધ્યેનાં મર્હુમ શેઠ ન. મા. પીટીટનો બંગલો જરથોસ્તીઓને સર અવસરે વપરાસ માટે ખુલ્લો મૂકવાની ક્રીયા થઇ હતી તે પ્રસંગે દસ્તુરજી હોશંગ જામાસ્પ જોડે દસ્તુર કેકોબાદે આવી સખાવતની અગત્સતા બાબતે વાયજીઓ કીધી હતી. મર્હુમની ઈ. સ. ૧૮૯૫ માં પુનાની મ્યુનીસીપલ કોર્પોરેશન મધ્યે સરકાર તરફથી નિમણુક થઇ હતી અને તે વખતોવખત ચાલુ રહી, છેવટે તેવણ એ મંડળનાં ઉપપ્રમુખ નિમાયા હતા.

મર્હુમ સરદાર દસ્તુર કેકોબાદે તા. ૧૩ મી જુન ૧૮૯૬ ને દીવસે "કારનામાએ અરદેશર બાબેકાન" અસલ પહેલવી ટેક્ષ્ટ, ઇગ્રેજી તથા ગુજરાતી તરજુમા સાથે અને એ સંબધી શાહનામાનો ફારસી ભાગ છપાવી બહાર પાડયો હતો.

૧૮૯૯ નાં ડીસેમ્બર માસમાં મરહુમ દસ્તુર કેકોબાદે "જંદે બેહમન યસ્ત" નો પહેલવી ટેક્ષ્ટ ( ફેટોઝીંકો પ્રોસેસથી ) ગુજરાતી તરજુમા સાથે છપાવી પ્રગટ કીધો હતો.

૧૯૦૧ નાં ખ. રૂ. કામા મેમોરિયલ વૉલ્યુમમાં "અવસ્તા શબ્દનો મુળ" એ વિષય ઉપર લખાણ કીધું હતું.

૧૮૫૯ માં "શાહનામા મધ્યેથી શાહ ગુસ્તાસ્પ અને દીન દુશ્મન અરજાસ્પની લડાઇનું દાસ્તાન" પુના મધે કીધું હતું અને ત્યારબાદ બુલંદ અવાજે આડેક એવાં દાસ્તાનો તેમણે આપ્યાં હતા.

તા. ૧૭ મી અકટોબર ૧૮૯૭ ( રોજ ૭ માહ ૨ ય. ઝ. ૧૨૬૭ ) મુંબાઈ મધે જરથોસ્તી અન્જુમનનાં ઉપરાટથી બંધાયલાં આતશ બહેરામ સાહેબનાં કેબ્લાને તખ્તનશીન કરવામાં આવ્યા ત્યારે જશનની ક્રિયા મધે દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી સામે આતવક્ષી તરીકે દસ્તુર કેકોબાદ બેઠા હતા.

૧૯૦૩ નાં જુલાઇ મધે મરહુમને પુણાનાં ઑનરરી મેજીસ્ટ્રેટ નિમ્યા હતા.

૧૯૦૭ નાં ડીસેમ્બરમાં દેવલાલીનું દૉખ્મું પરહવાની ક્રિયા કરાવી હતી તે વેળા પણ તેમને શાલ ઓરાડવામાં આવી હતી. ત્યાંથી ફરતાં તેઓ પોતાનાં તાબેનાં પંથકો તપાસવા ગયા હતા ત્યારે ભુસાવળ, આકોલા, બાદનેરા, નાગપુર અને ઇગિતપુરાની અન્જુમનોએ તેમને માન સાથ આવકાર આપ્યો હતો.

તા. ૨૫ મી એપ્રિલ ૧૯૦૮ ને દીને મરહુમ સરદાર દસ્તુરજી હોશંગ જામાસ્પનાં ગુજરવાથી પુણાની શેઠ સોરાબજી રતનજી પટેલની દરેમેહરનાં ટ્રસ્ટીઓએ દસ્તુર કેકોબાદને દખ્ખણનાં દસ્તુરની ગાદી આપી હતી અને તેમના વડા બેટા એર્વદ નૌશેરવાનજી જેઓ તે વેળા કેળવણી લેતા હતા તેમને એ કેળવણી ખતમ થતાં નાયબ દસ્તુર નિમવાનો ઠરાવ કર્યો હતો. આ વેળા દસ્તુર કેકોબાદને લગભગ પોણોસો શાલો જુદી જુદી અન્જુમનો તરફથી એનાયત થઇ હતી. ત્યાર પછી ત્રણ માસમાં જુલાઇ ૧૯૦૮ માં મરહુમને નામદાર સરકારે દખ્ખણના પહેલા વર્ગના સરદારની માનવંત પદવી એનાયત કરી "લેવી" માં ખાનગી આન્ટ્રીનો હક આપ્યો હતો. ઉપલી પદવી એ રીતે ત્રણ પહેડીઓ સુધી મળતી રહી હતી. આ પદવીને લગતો ખીલાત મરહુમને તા. ૨૨ મી જુલાઇ ૧૯૧૦ ને દીને નામદાર શહેનશાહની સાલગ્રેહની દરબારમાં એનાયત થયો હતો. એ બાબત લખતાં અત્રેનાં એક અંગ્રેજી પત્રે મરહુમને "Lion in Theology" તરીકે લેખી તેમની વાકચાતુરી તથા સાદી સમજની તારીફ કીધી હતી. મદ્રાસની દરેમેહરને પરહવાની ક્રિયા તા. ૭ મી ઑગસ્ટ ૧૯૧૦ ને દીને મરહુમ દસ્તુરજીનાં ઉપરીપણા હેઠળ થઇ હતી, તે વેળા તેમને માનપત્ર આપી શાલ ઓરાડવામાં આવી હતી. ૧૯૧ નાં સાલમાં મરહુમને ડીસ્ટ્રીક્ટ મૅટ્રીમોનિયલ કોર્ટના ડેલીગેટ નિમ્યા હતા.

૧૯૧૨નાં માર્ચમાં મરહુમને કલકતા ખાતે અન્જુમનને ખરચે બાંધેલાં દૉખ્માની ક્રિયા કરવાને બોલાવ્યા હતા, ત્યાં તેમણે અન્જુમન સન્મુખ દૉખ્માની જરૂરિયાત વિષે ભાષણ કર્યું હતું, અને અન્જુમન તરફથી શાલ એનાયત કરવામાં આવી

હતી. બીજે વર્ષે કલકત્તાની, મહેતાની અન્જુમનની દરેહમેહર મરહુમની દેખરેખ હેઠળ પગડાઈ હતી, ત્યાં પણ તેમને શાલ એનાયત થઇ હતી. એજ મીસાલ દેવલાલી ખાતે બાઇ રતનબાઈ જ. ચીનાઇએ આદગનની દરેમેહર પરઢાવી તેની ક્રિયા મરહુમ દસ્તુરની હાજરીમાં થઈ હતી. તા. ૧૨ મી ડીસેમ્બર ૧૯૧૧ ને દીને દીલ્હીમાં નામદાર શહેનશાહનાં બખ્તાપર હાથે દસ્તુર કેકોબાદને સમ્શઉલઓલ્યાનો ખેતાબ સાલ્યાણા સાથે એનાયત કરવામાં આવ્યો હતો. પોતાના કુટુંબનાં બીજા ભણેલા શખસો માફક મરહુમ દસ્તુર પણ ફારસીમાં બેતો જોડતા હતા, તેથી કૉરોનેશન પ્રસંગે એવી બેત જોડી બહાર પાડી હતી. છેલ્લી ખુન્ખાર મહાન લડાઈ વેળા દસ્તુરજીએ સરકારને મોટી મદદ કરવા વિષેની નોંધ લેવાઈ હતી. મરહુમે જરથોસ્તી મજહબ વિષે એક કિમતી રેસાલો અમેરીકાની કૉન્ગ્રેસ જોગ મોકલ્યો હતો. તેમજ એમનો એક રેસાલો લંડનમા પણ વંચાયો હતો. મરહુમ જેટલા વિદ્વાન તેટલા જ ભલા ખવાસના હતા તેમનો દમામદાર દેખાવ જોવા જોગ હતો. તેમનું સરોવર જેવું ઊંચું કદ તેમના ગુલાબી ચહેરાને દરેક રીતે છાજતું હતું અને તેઓ જામા પીછોડી સાથે કશ્મી શાલ ખાંધે નાખી આશીર્વાદની ક્રિયા પાજંદ તેમજ સંસ્કૃતમાં શુદ્ધ ઉચ્ચારે કરવા ઊભા રહેતા જ્યારે તેઓનો પહોળી પેશાની સાથનો રૂઆબદાર દેખાવ બિરાજી રહેતો હતો અને તે ક્રિયાને ગંભીરાઈ સાથે ઊંચો દબદબો આપતો હતો. તેવણ ઘણો મીલનસાર હસમુખો સ્વભાવ ધરાવતા અને કોઈપણ જાતનો અહંકાર તેમનામાં જણાતો હતો નહી, બલ્કે નિર્દોષ બચ્ચાં સમાન ભોળાપણું તેમનામાં પ્રગટી નીકળતું. મોટા તેમજ નાના સાથે મરહુમ એકજ ભલમનસાઈ તથા નમનતાઇથી વર્તતા હતા, અને તેથી કોઈપણ તેમની સન્મુખ જવાને અચકાતું હતું નહીં. તેવણ ભણેલા વડા દસ્તુરનો દરજ્જો ધરાવતા છતાં તે માટે બડાઇ મારતા નહી અને સઘળા ભલા કામોમાં સામેલ થતા. સરકારમાં તેમજ પુણાની દરેક કોમમાં તેપણ પોતાનો દરજ્જો સારી રીતે જાળવતા હતા. તેઓ હૈયાનાં સાફ હતા તેથી જ કુટુંબમાં જ નહી પણ કોમ પરકોમમાં ઘણા પ્રીય થઈ પડયા હતા.

**શેઠ બેજનજી શાપુરજી માડનઃ**—ઉ. વ. ૮૧. મરણ રોજ ૭ મો માહ ૬ ઠો (શે.) ૧૨૯૮ યઝદેઝર્દી તા. ૧૧-૨-૧૯૨૯ ઇસવી. એઓએ નવસારીમાં મૅટ્રીકયુલેશન સુધી અભ્યાસ કરી ૧૮૭૩માં મુંબઇ શેખ મેમન સ્ટ્રીટમાં મેસર્સ એમ. બી. માડનનાં નામથી પહેલવહેલી પારસી ગાંધીઓ, ત્યાને કેમીસ્ટ અને દગીસ્ટોની દુકાન ઉઘાડી તેને પોતાનાં ઉદ્યોગ અને બાહોશીથી વધારી હતી. આ વેળા એમની સાથ એ પહેડીમાં એર્વદ મનચેરજી શાપુરજી વાછા નામનાં એમનાં એક એશી ભાગ્યા હતા. એર્વદ વાછાએ થોડીજ મુદ્દતમાં ઉપલી દુકાન સાથનો પોતાનો સંબંધ છુટો કીધો. તે પછી એઓ પોતાનો માનીતો દવાદારૂનો વિષય જાતી અક્કલથી અજમાવી આગળ વધ્યા હતા, અને તે માટે યુરોપ જઇને દવાનો અને રસાયણનો અભ્યાસ વધારી પોતાના ધંધાને ખીલવ્યો. નવી નવી દવાઓ બનાવી તેનો ફેલાવો કરતા. તથા 'Popular Remedies ને નામે દવાઓ બનાવી બહાર પાડતા. તેમાંની એક દવા Squibb's Ague Specificનો ખપ આખા દેશમાં બહુ બહોળો થયો

હતો. આ ધંધાનો ફેલાવો પગભર કરવા માટે એઓએ કોટમાં મી. કુપરની ચોપડીઓ વેચવાની દુકાન સાથ પોતાની દુકાન જોડી હતી. પણ આ જોડાણ ઝાઝી મુદત ચાલુ રહ્યું ન હતું. વળી એઓ એક લેખક હતા. એઓ ફુરસદ નામના માસીક ચોપાન્યાના સ્થાપક તથા અધિપતિ હતા, અને તેમાંની નવલકથા પણ લખતાં. ૧૮૭૪માં "માઝન દરાનનું તલેસ્માતી પુતળું" એવે નામથી વાર્તાના એક પુસ્તકના મોટા ભાગનો ગુજરાતી તરજુમો એઓએ કીધો હતો.

**શેઠ મનચેજી દોરાબજી મહેતાઃ**—જન્મ રોજ ૧૨ માહ ૭ જો ૧૨૫૫ ય. ઝ. તા. ૨૮-૧૧-૧૮૮૫ ઇ. સ. શરૂઆતનો અભ્યાસ નવસારી ખાતે અને ત્યારબાદ કલકત્તા સેન્ટઝેવીયર્સ કૉલેજમાં જઇ એન્જીનીઅરીંગ લાઇનમાં દાખલ થયા. મેસર્સ જે. રાય ઍન્ડ કો. માં થોડો વખત કામ કીધા બાદ નાગપુરની "એમ્પ્રેસ મીલ્સ" માં શીખવાને મુકવામાં આવ્યા પણ એ લાઇનમાં એઓને ઠીક નહી લાગવાથી એમના કાકા શેઠ મહેરવાનજી નાનાભાઈ મહેતાએ પોતાની પેઢીમાં જ જોડી દીધા. પોતાના બાવાના ગુજરવા પછી એઓ પણ પોતાના વડાભાઈની જોડે પોતાના કાકાજીની પેઢીમાં ભાગ્યા થયા હતા, અને ૧૯૧૦ નાં સાલમાં એમણે પહેલી મુસાફરી ચીન તરફ કીધી હતી, અને ત્યાં કમ્પનીની પેઢીનો પહેલવહેલો ચાર્જ લઇ પોતાના ભાઈ ધનજીશાહને રીલીવ કીધા હતા. કમ્પનીએ કોબેમાં જાપાન ખાતે નવી પેઢી ખોલી ત્યારે એમના હવાલામાં પેઢીનું કામ સોંપવામાં આપ્યું હતું. એમણે ધંધા સર યુરોપની મુસાફરી પણ કરી હતી. એઓ કલકત્તાની પારસી લૉજ "દરાયસ"નાં એક સ્થાપક હતા. એઓ બહુ કસરત બાજ હતા. એમનું મરણ ૪૩ વર્ષની નાની વયે હાર્ટફેલ્યોરથી રોજ ૯ મો માહ ૧૨ સાલ ૧૨૯૭ ય. ઝ. ના દિને થયું હતું.

**શેઠ ધનજીશાહ દોરાબજી મહેતા**—ઉ. વ. ૫૨. મરણ રોજ ૭ મો માહ ૪ થો ૧૨૯૮ યઝદેઝર્દી તા. ૧૩-૧૨-૧૯૨૯. એઓ મરહુમ શેઠ દોરાબજી નાનાભાઇ મહેતાના વડા દીકરા તથા કલકત્તાના જાણીતા મરહુમ શેઠ મહેરવાનજી નાનાભાઈ મહેતાના ભત્રીજા હતા. એઓએ નવસારીમાં અભ્યાસ કરવા બાદ જ્યારે ૧૧ વર્ષનાં હતા ત્યારે શેઠ મહેરવાનજી મહેતાએ એમને કલકત્તા બોલાવી ઇંગ્રેજી કેળવણી આપી હતી, અને ૧૮૯૭થી ૧૩ વર્ષ સુધી પેઢીમાં મદદનીશ તરીકે રાખ્યા હતા, જે દરમ્યાન એઓએ ૧૯૦૦થી ૧૯૦૬માં ચીનની પેઢીનો ચાર્જ લીધો હતો. એમની પેઢી બાંગડીનો વેપાર મોટા પાયા પર કરતી હતી. ૧૯૦૦નાં સાલ પછી એમના પીતાના મરણ બાદ તેમની જગ્યાએ એમના કાકા શેઠ મહેરવાનજીએ પોતાની ઍમ. ઍન. મહેતા નામની પેઢીમાં ભાગ્યા તરીકે દાખલ કરી હેડ ઑફીસનો ચાર્જ સોંપ્યો હતો. એઓ જેપાનની બ્રાંચ ખોલી ત્યારે કોબેમાં કામ કરતા હતા અને ત્યાં પારસીઓની એક કલબ સ્થાપી હતી જે હજી ચાલે છે. તે કલબમાં, એવો કોબેથી રીટાયર થયા ત્યારે મેમ્બરોએ તેમની એક છબી ખુલ્લી મૂકી હતી. એઓ સોલીસીટરની ઑફીસમાં ગયા હતા, ત્યાં એકાએક હૃદય બંધ થવાથી તાતકાળીક પોતાનો પ્રાણ છોડ્યો હતો.

**એર્વદ હોરમસજી તેહમુલજી દાદાચાનજીઃ**— ય. ઝ. ૧૨૨૭માં નવસારીમાં જન્મ્યા. સર કા. જે. મદ્રેસામાં કેળવણી લઇ ૧૮૮૦માં ૨૩ વર્ષની ઉમ્મરે મૅટ્રીક થયા.

મદ્રેસામાં એમને ફારસી સ્કૉલરશીપ મળી હતી. ત્યારબાદ વિલ્સન કૉલેજમાં એક વપ અભ્યાસ કર્યો હતો. સર જમશેદજી જીજીભાઇની મદ્રેસામાં પાંચ વર્ષ સુધી ઝંદ તથા પહેલ્વીનો અભ્યાસ કરી ડીપ્લોમાં મેળવ્યો હતો, તથા મુલ્લાં ફીરોઝ મદ્રેસામાં બે વર્ષ અભ્યાસ કરી સર્ટીફીકેટ મેળવી હતી. એમને અસલથી ફારસી ભાષાનો શોખ હોવાથી તેનો અભ્યાસ ઘણો વધાર્યો હતો. નવસારી મદ્રેસામાં હતા ત્યારે પણ ટાટા બાગમાં એક ઇરાની બાગબાન હતો તેની પાસે રોજ જઈ તેની સાથે ફારસીમાં જ વાત કરતા હતા. એમણે જૂદી જૂદી સ્કુલોમાં ફારસીના શિક્ષક તરીકે કામ કરી છેવટે વિલ્સન હાઇસ્કુલમાં શિક્ષક તરીકે પાત્રીસ વર્ષ સુધી નોકરી બજાવી હતી. એમણે મોટી ઉમ્મરે ઇરાનની મુસાફરી કરી તેના રસીલા અહેવાલ છાપામાં આપ્યા હતા.

ફારસી શીખનારાઓની સવળતા માટે એમણે દશેક ટેક્ષ્ટ બુક રચી તેની સંખ્યાબંધ આવૃત્તિઓ બહાર પાડી હતી. એમણે ઘણા નિબંધો પણ લખ્યા હતા, જેમાંનો એક "પારસીઓમાં ગુજરેલાંઓને ઠેકાણે પાડવાની રસમની ખુબી" નામના રેસાલા માટે રૂ. ૪૦નું ઇનામ મેળવ્યું હતું. એઓ રોજ ૯ માહ ૧૨ સાલ ૧૨૯૯ ય. ઝ. તા. ૧૨ ઑગસ્ટ ૧૯૩૦ના રોજે ૭૨ વર્ષની ઉમ્મરે ગુજર્યા.

**સર જમશેદજી જીજીભાઇ પાંચમા બૅરોનેટઃ**—જન્મ તા. ૬ માર્ચ ૧૮૭૮. મરણ તા ૫ ફેબ્રુઆરી ૧૯૩૧. એમનું પોતાનું નામ રૂસ્તમજી કાવસજી હતું, અને જગમશહુર પહેલા સર જમશેદજી જેમને એક હિંદુ પત્રે "પારસી કૉમના કોહીનુર" તરીકે ઓળખાવ્યા હતા તેમના બેટા ખરશેદજીના બેટા કાવસજીના એક પુરા બેટા હતા. એમણે ઍલ્ફીન્સ્ટન મીડલ સ્કુલ તથા ઝેવીઅર્સ સ્કુલમાં કેળવણી લીધી હતી. ૧૮૯૬ માં મૅટ્રીક થઇ પછી ખાનગી શિક્ષણ લીધું હતું. ત્રીસ વર્ષની ઉમ્મરે ગાદી ઉપર આવ્યા હતા. પછી થોડાજ વખતમાં પારસી અન્જુમનની એક સભાએ પારસી કૉમના અને પંચાયતના વડા ઠરાવ્યા હતા. પરંતુ એઓ ફક્ત કૉમનાજ વડા નહીં પણ આખા મુંબાઇ શહેરના વડા મનાતા હતા.

બંગાલના ભાગલાના સંબંધમાં પારસીઓએ ભરેલી સભાના સરનશીન નિમાયા હતા. સાલ ૧૯૦૦ માં મ્યુનિસિપલ કૉર્પોરેટર નિમાઇ વર્ષો સુધી નિમાયા કરતા હતા.

૧૯૦૨–૦૩ ના સાલમાં એઓ ટાઇફૉઇડ તાવથી ઘણા બિમાર થયા ત્યારે એમના ખેરખાહ શેઠ નવરોજી માણેકજી વાડયાએ પોતાને ત્યાં લઇ જઇ સારવાર કરી હતી અને શેઠ નવરોજી ગુજરવા પછી તેમના એક કરોડ રૂપીયાના ટ્રસ્ટની બૉર્ડના ૧૯૦૯ માં પ્રમુખ નિમાયા અને નૅશનલ કૉન્ગ્રેસે સ્થાપેલી હૉસ્પીટલને ટ્રસ્ટમાંથી દશ હજારની રકમ અપાવી હતી. પોતાના વડીલોએ સ્થાપેલાં ધર્મખાતાઓ, જરથોસ્તી કૉમના લાભ સાચવનારી મંડળી, પારસી સેન્ટ્રલ ઍસોશીએશન વિગેરે ઘણી સંસ્થાના પ્રમુખ હતા.

૧૯૧૩ માં મુંબાઇની ધારાસભાનાં મેમ્બર નિમાયા હતા. એમના રાજદ્વારી વિચારો બહુ વિશાળ હોઇ સ્વરાજની હિમાયત કરનારા હતા. દક્ષિણ આફ્રીકામાં હિંદીવાનો તરફ સુગ બતાવી ધિક્કાર બતાવવામાં આવતો હતો તેની સામે પણ ડહાપણથી પોતે સખત વિરોધ જાહેર કર્યો હતો. દેશી હુન્નરોની ઉન્નતી કરવા તથા કામદાર વર્ગનું હિત સાધવા પ્રયાસો કરતા હતા.

દિલ્લીની વડી ધારાસભાના મેમ્બર નિમાઇ પાછળથી ઍસેમબ્લીના ડૅપ્યુટી ચૅરમેન નિમાયા હતા. ૧૯૧૫ માં મુંબાઈના શેરીફ નિમાયા અને ૧૯૨૨ માં કે. સી. ઍસ. આઇનો માનવંત ખેતાબ મેળવ્યો હતો. વળી એઓ સુલેહના અમલદાર પણ હતા.

સર ફીરોઝશા મહેતા ગુજર્યાં ત્યારે તેમને જાહેર કોમી માન આપવાની હિલચાલ બાબે જબરી મતફેરી કૉમમાં ઊભી થઇ હતી છતાં એમણે મક્કમ રહી તેમને એ માન અપાવવા સભા ભરી હતી.

એઓ સેન્ટ્રલ માઇનીંગ કંપની, મુંબાઇ બૅન્ક વિગેરે સંસ્થાઓના ડીરેકટર હતા અને ઓરીએન્ટલ લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીના પ્રમુખ તથા ડીરેકટર હતા. પારસી મૅટ્રીમોનીયલ કોર્ટના ડેલીગેટ હતા અને બીજા ડેલીગેટો તેમને પ્રમુખપદનું માન આપતા હતા.

એઓ રીપન કલબના ઉત્સાહી મેમ્બર હતા તથા પારસી જીમખાનાના પ્રમુખ ઘણાં વર્ષો સુધી હતા.

નવસારીનું દો. ન. મહેતા પારસી સલાતડખાનુ ખુલ્લું મુકવા એઓ અત્રે પધાર્યા હતા તે વખતે એમને કકલીયા મોબેદોએ માનપત્ર આપ્યું હતું તથા શ્રીમંત મહારાજા સાહેબનું બાવલું ખુલ્લું મુકવા પધાર્યા ત્યારે મ્યુનીસીપાલીટી તરફથી ઘણું માન આપવામાં આવ્યું હતું. વળી બાઈ રતનબાઈ બામજીએ બંધાવેલા સૅનીટેરીયમનો પાયો નાખવા પણ એઓ અત્રે પધાર્યા હતા તે બધું આપણે આગળ વાંચી ગયા છીએ.

એઓ ફકત ૫૨ વર્ષની ઉમ્મરે ગુજર્યાં ત્યારે બહુ મોટી મિજલસ પાયદસ્ત વખતે ભરાઇ હતી, તેમાં પુના તથા મુંબાઇના સર્વે દસ્તુરજીઓ ઉપરાંત યુરોપીયન અમલદારો તથા વેપારીઓ તથા હિંદુ મુસલમીન, યાહુદી અને ખ્રીસ્તી કૉમોના અગ્રેસરો હાજર રહી એમને છેવટનું માન આપ્યું હતું. એમના માનમાં ઘણી મીલો, ઑફીસો, સ્કૂલો વિગેરે બંધ રાખવામાં આવી હતી.

**બાઇ રતનબાઈ એદલજી બામજી (તાતા)** નો જન્મ ઇ. સ. ૧૮૪૮ માં થયો હતો. મરહુમ શેઠ નોશેરવાનજી રતનજી તાતાનાં વડાં બેટી અને શેઠ જમશેદજી તાતાનાં વડાં બ્હેન થતાં હતાં. નાની ઉમ્મરે મરહુમનાં લગ્ન શેઠ એદલજી હોરમસજી બામજી સાથે થયાં હતાં, અને બે બેટાઓનાં જન્મ થયા પછી નાની ઉમ્મરે મરહુમ ઈ. સ. ૧૮૭૬ માં વિધવા થયાં હતાં, પોતાની આખી જીંદગી ગરીબોનાં ભલા માટે ગુજારી હતી. મરહુમનાં બેટા કયખુશરૂ સોલીસીટર થયા પછી નાની ઉમ્મરે મરણ પામ્યા હતા. મરહુમે ઇ. સ. ૧૯૦૮ થી પોતાની જીંદગીનાં છેલ્લાં બાવીસ વર્ષો નવસારીમાં ગુજાર્યાં હતાં, અને ઘણી જ સાદી સંતોષી જીંદગી ગુજારી પોતાની દોલતની જાળવણી કરી હતી અને લોકોપયોગી ખાતાંઓ સ્થાપી પોતા પાછળ રૂ. ૮ લાખની દોલત સખાવતમાં આપી ગયાં હતાં. નવસારીમાં લુનસીકુઇ ૫ર આવેલો પોતાનો બંગલો મોટા કમ્પાઉન્ડ સાથે પારસી સેનીટેરીયમ માટે રૂા. ૧૫૦૦૦૦ ની રકમ સાથે સેનીટેરીયમનાં બ્લૉકો બાંધવા માટે આપ્યા હતા, અને તેનો વહીવટ મુંબઇની પારસી પંચાયતનાં માનવંત ટ્રસ્ટીઓને સોંપી ગયાં હતાં; તેજ પ્રમાણે પોતાનાં પાલક બેટી હમાબાઈ દારાબજી દસ્તુરની યાદમાં નવસારીમાં મહિલા વિશ્રામની સંસ્થા બરપા કરી તેનું ભવ્ય મકાન " હમાબાઈ આશ્રમ "ને નામે બંધાવી આપ્યું હતું અને તેને અંગે પોતાનાં

મરહુમ બેટા કયખુશરૂની યાદમાં ' કયખુશરૂ બામજી સ્ત્રી પુસ્તકાલય" શરૂ કરી આપ્યું હતું.

મહિલા વિશ્રામનું મકાન ખુલ્લું મુકવા મહારાણી શ્રી ચીમનાબાઇ ગાયકવાડ ખાસ નવસારી પધાર્યાં હતાં ત્યારે મહારાણી સાહેબે બાઇ રતનબાઇની ખાસ મુલાકાતે એઓનાં " તાતા હાઉસ "માં પધારી માન આપ્યું હતું. મરહુમનાં છેલ્લાં વર્ષોમાં શારીરિક અશકતીને લીધે મરહુમ ફરફર કરી શકતાં હતાં નહિ પણ તેમની મનશક્તિ છેક છેલ્લી ઘડી સુધી સાબુત હતી અને તરેહવાર લોકોપયોગી કામોમાં મરહુમ ભાગ લેતાં હતાં. ઇરાન વતન વિષે મરહુમને હંમેશાં ચાહ હતો અને ઘણી એક યોજનાઓ પર વિચાર ચલાવી અંતે તહેરાનમાં જરથોસ્તી છોકરીઓની સ્કુલ માટે પોતાનાં વિશ્વાસુ તબીબ ડૉ. જેહાંગીર બહેરામજી દોરડીની સલાહ મુજબ રૂા. ૧૦૦૦૦૦ તે સ્કુલનાં મકાન માટે આપ્યા હતા. તેમાંથી એક ભવ્ય ઇમારત એ સ્કુલ માટે તહેરાનમાં બંધાઇ છે અને ત્યાં ઇરાનના નામદાર શાહ રીઝાશાહ પહેલવીની બેટીઓ તેમજ ત્યાંના અમીર ઉમરાવોની બેટીઓ શિક્ષણ લેવા આવે છે. એ સ્કુલ જરથોસ્તીઓ ઉપરાંત, મુસ્લીમ, યાહુદી, ખ્રીસ્તી, આર્મીનિયન વિગેરે સર્વ લોકો માટે ખુલ્લી છે, અને તેઓ મોટી સંખ્યામાં તેનો લાભ લે છે. મરહુમે સંખ્યાબંધ ખાતાંઓ માટે સખાવત કરી છે, મરહુમને નામદાર મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ તરફથી " દાતાર મંડળ "નો સોનાનો ચાંદ ઇ. સ. ૧૯૧૦ માં આપવામાં આવ્યો હતો.

મરહુમ પોતાનાં વીલ મુજબ રૂા. ૮ લાખ સખાવતમાં આપી ગયાં હતાં, તે સામે મરહુમનાં હયાત બેટા શેઠ હોરમસજીએ મુંબઇની હાઇકોર્ટમાં દાવો માંડયો હતો. તે વીલનો પ્રોબેટ સને ૧૯૩૨ માં મરહુમનાં એકલા હયાત ઍકઝીકયુટર ડૉ. જેહાંગીર બહેરામજી દોરડીને મુંબઇની નામદાર હાઇકોર્ટે આપ્યો હતો. ત્યાર પછી શેઠ હોરમસજી બામજીએ વીલ રદ કરવા કાયદાના મુદ્દાઓ ઉપર બીજો દાવો ડૉ. દોરડી સામે માંડયો હતો. તે દાવાનું સંમતીનું હુકમનામું મેલવવામાં આવ્યું હતું, જેની રૂએ મરહુમની માલમિલ્કતમાંથી રૂા. ૨૫૦૦૦૦ શેઠ હોરમસજીનાં માંગનારાઓ, તે સર દોરાબજી તાતા ટ્રસ્ટ, પેટે આપીને બાકીની રકમ મર્હુમ બાઇએ પોતાના વીલમાં ફરમાવેલી સંસ્થાઓ માટે જ વાપરવા ઠરાવવામાં આવ્યું હતું. ઉપલું સંતોષકારક પરિણામ સખાવત માટે લાવવા માટે નામદાર ઍડવોકેટ જનરલ તેમજ મી. જસ્ટીસ બમનજી જ. વાડીઆએ મરહુમનાં ઍકઝીકયુટર ડૉ. દોરડીનો ઉપકાર માન્યો હતો. મરહુમનાં વીલમાં નવસારીનાં ગરીબ પારસીઓ માટે એક છ ગાળાની ચાલી બાંધવા મરહુમે ફરમાવ્યા મુજબ મોટા ફળિયામાં હોડી મોહલ્લામાં મી. દોરાબજી ગનજીનું ઘર તથા જમીનની કિમતી ઍસ્ટેટ રૂા. ૩૫૦૦ ની નજીવી કિમ્મતમાં ખરીદી લઇ ત્યાં ચાલીઓ બાંધવાનું નક્કી થયું છે.

મરહુમની સખાવતોમાં નીચલી મુખ્ય છેઃ—મરહુમનાં વીલની રૂએ લગભગ રૂા. ૮ લાખ. તે ઉપરાંત રૂા. ૧૫૦૦૦૦ લુનસીકુઇ ખાતે સેનીટેરીયમ બાંધવા માટે, તેની આસપાસની જગા અને " અદલ લોજ " બંગલો વિગેરે મુંબાઇની પારસી પંચાયતને સોંપ્યો તેની કિમ્મત સાથે.

રૂા. ૧૦૦૦૦૦ ઇરાન ખાતેની છોકરીઓની સ્કુલ માટે.

રૂા. ૩૫૦૦૦ મર્હુમ બેટા કયખુશરૂના નામે જ. ન. તાતા હુન્નરશાળાનું મકાન બંધાવી આપવા.

રૂા. ૩૦૦૦૦ પોતાનાં પીતા અને ધણીને નામનો નૅાશીરવાન અદલ વર્ક કલાસ, મુંબઇનાં કોટનાં લત્તા ઉપર સ્થાપવા પારસી ઍસોશીએશનને આપ્યા હતા.

રૂા. ૬૦૦૦૦ ઉપર જણાવેલા નવસારી મહિલા વિશ્રામ માટે.

રૂા. ૨૦૦૦૦ મુંબઈની પારસી પંચાયતને હસ્તક સોંપી તેમાંથી રૂા. ૧૦૦૦૦) મુંબઇમાં વસ્તી ગરીબ પારસી વિધવાઓને પગાર આપવા, તેમજ રૂા. ૧૦૦૦૦ પુનામાં વસ્તી ગરીબ પારસી વિધવાઓ માટે.

રૂા. ૧૫૦૦૦ વિલાયતમાં ઓરીઍસ્નોઅન હાઉસમાં.

રૂા. ૧૨૦૦૦ મરહુમ બેટા કયખુશરૂને નામે પુનામાં દસ્તુર નોશીરવાન સ્કુલમાં બ્લૉક બાંધવા માટે.

રૂા. ૧૦૦૦૦ બાઇ આવાંબાઇ પીટીટ છોકરીઓની ઑર્ફનેજમાં, ઉડતા રોગ માટે બ્લૉક બાંધવા.

રૂા. ૧૦૦૦૦ નવસારીનાં હાલના વડા દસ્તુરજી કૈકોબાદ દસ્તુર દારાબજીને નાવર મરાતબ કરવા માટે તથા તેમની નવજોત કરવા અને દેવલાલી પારસી બૉર્ડીંગ સ્કુલમાં રાખી કેળવણી આપવા માટે.

રૂા. ૧૦૦૦૦ તેમનાં પાલક બેટી હમાબાઇનાં ઉઠમણામાં તેમનાં પુણ્યાર્થે જૂદા જૂદા ધરમ ખાતામાં ભરેલા.

રૂા. ૧૦૦૦૦ નોશીરવાન અદલ ફંડ સ્થાપ્યું તેનાં વ્યાજમાંથી નવસારી અને આસપાસનાં ગામડાઓમાં રહેતા ગરીબ જરથોસ્તીઓને અનાજ, કપડાં વગેરેની વહેંચણી માટેનાં.

રૂા. ૮૦૦૦ ધરમપોરનાં ખહીનાં બિમારો માટેનાં સેનેટોરીયમમાં ગેસ્ટ હાઉસ બાંધવા માટે.

રૂા. ૮૦૦૦ મરહુમ બેટા કયખુશરૂની નઇયતે દેવલાલીમાં ડૉખ્મુ બાંધવા તથા ઇજ્વાનાં ફંડમાં.

રૂા. ૫૦૦૦ નવસારીની ગરીબ પારસી વિધવાઓ માટે.

રૂા. ૫૦૦૦ મરહુમ બેટા કયખુશરૂને નામે ધોબીતલાવ ઉપર ગરીબ પારસી છોકરીઓ માટે ઉદ્યોગશાળા ખોલવા તથા તેનાં નિભાવ માટે દર મહીને રૂ. ૧૫૦ આપવા.

રૂા. ૫૦૦૦ મરહુમ બેટા કયખુશરૂની સાલગ્રેહને દીવસે ક્રીકેટ મેચ રમાડવા માટે છોકરાઓની જ. ન. પીટીટ પારસી ઑર્ફનેજમાં.

રૂા. ૫૦૦૦ મરહુમ બેટા કયખુશરૂને નામનું એક બિછાનું નિભાવવા પારસી જનરલ હૉસ્પીટલને.

રૂા ૫૦૦૦ મુંબઇની પારસી પંચાયતને તેનાં વ્યાજમાંથી ઈરાન માટેનાં યજદ શહેરનાં જરથોસ્તી છોકરાંઓની નવજોત કરી આપવા માટે.

રૂા. ૪૦૦૦ નવસારી સૅનીટરી ઍસોશીએશન તરફથી એક નાનું માસીક ચોપાન્યુ પ્રગટ કરાવવા, કે જેથી સફાઈ સુઘડાઇનાં નિયમો જાળવવાનું શિક્ષણ લોકોને મળી શકે.

રૂા. ૩૦૦૦ નવસારીમાં નવજોત લગન ટાંકણે ટેબલ ખુરશીની સગવડભરી રીતે ખાણું લેવા માટે ઘટતું ફર્નીચર ખરીદવા.

રૂા. ૩૦૦૬ તાતા કન્યાશાળામાં કૉરોનેશન કલાસ અને સેંટ જૉન ઍમ્બ્યુલન્સ ઍસોશીએશનનાં વર્ગ ચલાવવા માટે.

રૂા. ૨૫૦૦ સયાજી લાયબ્રેરીનો એક બ્લૉક બાંધી આપવા અને ત્યાં કમ્પાઉન્ડમાં દરવાજાને મથાળે "જ્ઞાનદીપક" શબ્દ મુકી સાથે એક બત્તી ચાલુ મુકવા માટે.

રૂા. ૨૦૦૦ નવસારીનાં દૉખ્મા આગળની જમીન સુધારી "ગરોથમાન બાગ" બનાવવા તથા બેસવા માટે બાંક મુકાવવા તથા નિભાવ ખરચ માટે.

રૂા. ૨૦૦૦ બાઈ રતનબાઈના ફુઇ નવાજબાઇને નામની તાતા કન્યાશાળાની છોકરીઓને જવાઆવવા માટે ટુંકો અને સારો રસ્તો બનાવી આપવા તથા શાળા પાસેનુ એક મકાન વેચાતું લઈ રસ્તો પહોળો કરી આપવા.

રૂા. ૧૦૦૦ ડા. માસીના હૉસ્પીટલ જનરલ ફંડમાં.

રૂા. ૧૦૦૦ નવસારીની દાબુ હૉસ્પીટલનાં ફંડમાં.

એ પ્રમાણે બીજી ખાનગી સખાવતો ગરીબો માટે મુંગે મોંઢે આપી હતી. મરહુમની કુલે સખાવતોનો આંકડો રૂ. પંદરથી વીસ લાખ સુધીનો થવા જાય છે.

એઓનું મરણ રોજ ખોરદાદ માહ તીર સને ૧૩૦૦ યઝદેઝર્દી તા. ૧૩ ડીસેમ્બર ૧૯૩૦ ના રોજે થયું હતું.

**એર્વદ મહેરજીભાઇ પાલનજી માડનઃ**—મરણ રોજ ૨૭, માહ ૯, સાલ ૧૩૦૦ યઝદેઝર્દી, તા. ૧ લી જુન ૧૯૩૧. એર્વદ પાલનજી કાવસજી માડનના બેટા. ઉમ્મર વર્ષ ૭૦. એઓ નવસારીની વડી દરેમેહેરમાં નાવર થયા પછી મુંબાઈની સર જમશેદજી જીજીભાઇ સ્કુલમાં કેળવણી લઈ પાછળથી સર જમશેદજી જીજીભાઈ અને મુલ્લાં ફીરોઝ મદ્રેસાઓમાં અવસ્તાની ભાષાઓ શીખ્યા હતા. ૧૮૭૧માં જ્યારે એઓ માત્ર ૧૧ વર્ષના હતા ત્યારે તે વેળાના રોજીંદા ન્યુસપેપર 'મુંબઇ સમાચાર'માં માત્ર રૂા. ૧૨ના માસીક પગારે પ્રુફ રીડર તરીકે નોકરીએ રહ્યા હતા. એઓ ૧૮૭૭માં એ પત્રના રીપોર્ટર તથા સબ-એડીટર નિમાયા અને ૧૮૯૮માં એ પત્રના અધિપતિ થયા હતા, જે હોદ્દો એઓએ ૧૯૧૫ સુધી ભોગવ્યો હતો. એજ સાલમાં એઓ તાતા પબ્લીસીટી કૉર્પોરેશનની માલેકીના "પ્રજામીત્ર અને પારસી" ન્યુસપેપરના અધિપતિ તરીકે જોડાયા હતા, અને તે પત્ર સાથેનો સંબંધ ૧૯૨૩ની આખેરીએ છોડી ૧૯૨૫માં એઓએ 'સત્યમીત્ર' નામનું અઠવાડીક ન્યુસપેપર કાઢયું હતું.

૧૯૨૧માં મી. મોહનદાસ કરમચંદ ગાંધીએ અસહકારની હિલચાલ શરૂ કીધી ત્યારે એઓએ તેની સામે સખત વિરોધ ચલાવ્યો. જેથી જે ગુજરાતી હીંદુઓ એઓનો છાપો વાંચતા હતા તેઓમાં એઓ અપ્રીય થયા હતા. સ્વરાજ્યનો સવાલ ઉભો થતાં એઓએ બીજી લઘુમતી કોમોને જો ખાસ હક આપવામાં આવે તો પારસી કોમ માટે પણ ચોક્કસ સંખ્યામાં બેઠક, પ્રાંતીક તેમજ વડી ધારાસભાઓમાં ઍલાહેદી રાખવાની હીમાયત કીધી હતી.

એઓએ પોતાના બેટા મી. ધનજીશાહને સાથે લઈ ૧૯૧૦માં જરથોસ્તી

કૉન્ફરન્સ મેળવી હતી. તેની વિરૂદ્ધ કોમના મોટા ભાગે મજબુત રીતે પોતાનું મત જાહેર કરવાથી ચાર વર્ષ બાદ એ કૉન્ફરન્સ બંધ પડી હતી. સાલ ૧૯૨૬માં અમદાવાદમાં મળેલી 'પત્રકાર પરિષદ'નું પ્રમુખપદ એમને આપવામાં આવ્યું હતું.

લુઝરોડ તરફની પારસી પંચાએતની માલકીની કિમતી જમીનનો જરથોસ્તીઓ સ્વતંત્ર ઉપયોગ કરી નહી શકે એવી એક કલમ અત્રેના શહેર સુધારા ટ્રસ્ટ તરફથી દાખલ કરવામાં આવતાં એઓએ એ સવાલ ઉપાડી લઇ મર્હુમ સર ફીરોજશાહ મહેરવાનજી મેહેતાની લડતથી અન્જુમનની એક સભા મેળવી હતી, જેનાં બળવાન અવાજથી ઉપલી કલમ દાખલ ન થતાં ચાલીઓ બાંધવામાં આવી છે, અને તેનો લાભ આપણી કોમ લે છે.

૧૯૨૨માં એઓને સુલેહના અમલદાર, અને ત્યાર પછી તુરતજ એક ઑનરરી મૅજીસ્ટ્રેટ નિમવામાં આવ્યા હતા. આ વેળા એઓને મુંબઇની રૅફીએશન કલબના ખોજા ભાઇઓ તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું. એઓ જુદદીન લગનની તરફેણમાં આગળ પડતો ભાગ લેતા હતા, અને પોતાના મત ઉપર હંમેશ ચીવટાઇથી વળગી રહેતા હતા. અને કોઇક વેળા ઘણી આકરી ભાષામાં લખાણો ચલાવતા. એઓએ વંદીદાદનું પુસ્તક શરેહ સાથ રચ્યું હતું. વળી એઓએ ખોરદેહ અવસ્તાનો તરજુમો કર્યો હતો. અને પોતાના અવસ્તા અને પહેલવી સાહિત્યનાં ઉંડા અભ્યાસથી જરથોસ્તી દીનની ખોળ કરનારી મંડળી સન્મુખ અનેક વિષયો તકરાર માટે રજુ કીધા હતા. રાજદ્વારી બાબતોનું એમનું જ્ઞાન વખાણવાજોગ હતું. એઓ ફસલી સાલના મોટા હીમાયતી હતા, અને એઓએ એક ફસલી પંચાંગ પણ રચ્યું હતું. જાહેર સવાલો ઉપર અને ખાસ કરીને રાજ્યદ્વારી બાબતો અને પારસી સંસારી અને ધાર્મીક સુધારા બાબે ઘણા નિડરપણે એઓ પોતાના વિચાર જણાવતા. એઓ ત્રણ દીકરા, ધનજીશાહ, પાલનજી અને કેકાઉસના પિતા હતા.

**લેડી મહેરબાઇ દોરાબજી તાતા**:—ઉ. વ. પર, મરણ તા. ૧૮ જુન ૧૯૩૧; રોજ ૧૪ માહ ૧૦, સાલ ૧૩૦૦ ય. ઝ.

એમનું મરણ વેલ્સમાં થયું હતું. એઓ માઇસોરનાં કેળવણી ખાતાંના માજી ઇન્સ્પેકટર-જનરલ ડા. હોરમસજી જાહાંગીર ભાભાનાં બેટી થતાં હતાં. એમણે શરૂઆતની કેળવણી માઇસોરમાં લીધી હતી, અને મૅટ્રીકયુલેટ થઇ ત્યાંની મહારાજા કૉલેજમાં જોડાયાં હતાં, પણ ટુંક મુદતમાં કૉલેજ છોડી દઈ ઘરમાં જ પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો. એમના લગ્ન ૧૮૮૯ માં સર ( તે વેળા મી. ) દોરાબ જમશેદજી તાતા સાથે થયાં હતાં, અને ત્યાર પછી મુંબઇ આવી એમણે વાસો કર્યો હતો. એમણે પ્રીન્સેસ મેરી વિક્ટોરીયા જીમખાના અને જીમનેશીયમ બરપા કરવામાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. ત્યારબાદ થોડાં વર્ષે એમણે પુનામાં લેડીઝ કલબ સ્થાપી હતી.

એમણે સ્ત્રી કેળવણી અને સ્ત્રીઓનાં હીતનાં સવાલોમાં આગેવાન ભાગ લીધો હતો. હિંદુસ્તાનની સેવા કરવામાં એઓ તત્પર હતાં, અને હિન્દુસ્તાનની સ્ત્રીઓની સુધારણા કેવી રીતે થાય તે એઓ લોકોને સારી રીતે સમજાવતાં હતાં. એઓ મુંબઇની ભગીની સમાજના કાર્યમાં આગેવાન ભાગ લેતાં હતાં. વળી એ સમાજે ૧૯૧૯

ના સાલમાં દુકાળ વખતે એક ફંડ ઉભું કરી એક ડેપ્યુટેશન કાઠિયાવાડ મોકલ્યું હતું તે કામને એમણે મોટો ટેકો આપ્યો હતો. " નેશનલ કાઉન્સીલ ઑફ વીમેન ઇન ઇન્ડિયા "ની સ્થાપનામાં એમનો મુખ્ય હાથ હતો. એઓ એ કાઉન્સીલનાં પેટ્રન અને તેની ગવર્નીંગ બૉડીનાં વાઇસ પ્રેસીડન્ટ હતાં. એમણે એ કાઉન્સીલના " રેસક્યુ હોમ "ને પોતે નાણાંની મદદ કીધી હતી, એટલું જ નહી પણ તેને માટે એક ધરખમ ઍન્ડાઉમેન્ટ ફંડ ભેગું કર્યું હતું. એઓ બૉમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલની કમીટીના મેમ્બર અને છેલ્લા છ વર્ષ થયાં તેના પ્રમુખ હતાં. ફીજીના ટાપુમાં હીંદીઓ પર જે અત્યાચાર થયો હતો તેની સામે લડત ચલાવવામાં એઓ પણ સામેલ હતા.

ઇન્ડિયન રેડક્રૉસ સોસાયટીનાં એઓ મેમ્બર હતાં. મજકુર સોસાયટીને એમણે એક ઍમ્બ્યુલન્સની તેમજ સારાં ડોનેશનોની ભેટ કરી હતી. છેલ્લી લડાઇ ખતમ થયા પછી સ્ત્રીઓની બહેતરી માટે થયલી ચળવળોમાં એમણે આગેવાન ભાગ લીધો હતો. હીંદની સ્ત્રીઓની એમણે કરેલી સેવાની પીછાનમાં ૧૯૨૯ ની સાલમાં મે મહીનામાં ઇન્ટરનૅશનલ કાઉન્સીલ ઑફ વીમેનની કારોબાર કમીટીની જીનીવા ખાતે મળેલી કૉન્ફરન્સમાં હાજર રહેવા માટે એઓને આમંત્રણ કરવામાં આવ્યું હતું. તે કૉન્ફરન્સમાં એમણે કરેલાં કામના વખાણ દુનિયાનાં બીજાં દેશોમાંથી આવેલા ડેલી-ગેટોએ કર્યાં હતાં. ૧૯૩૦ માં ગોખલે જયંતીના મેળાવડામાં એમણે ભાગ લીધો હતો, અને એ વખતે એમણે એ પ્રસંગ માટે રૂ. ૧૦૦૦)નો ચેક મોકલ્યો હતો. એઓ શ્રીમંત હતાં છતાં ગરીબોની સેવા કરતાં હતાં. એઓ એક જાણીતાં ટેનીસ પ્લેયર હતાં અને હીંદુસ્તાન તેમજ યુરોપમાં એ રમતમાં નામના મેળવી હતી. એમણે ૩૦) પાઉન્ડની વાર્ષિક સ્કૉલરશીપ સોસ્યલ સર્વિસ વર્ક માટે આપવાને પોતાના વીલમાં ફરમાસ કીધી હતી.

**શેઠ જમશેદજી માણેકજી આંટીઆ**:—ઉ. વ. ૭૫. મરણ તા. ૯-૨-૧૯૩૨ રોજ ૫ મો માહ ૬ સાલ ૧૩૦૧ યઝદેઝર્દી.

એઓ નવસારીવાલા મોબેદ મહેરવાનજી હોરમજી આંટીઆના વડા બેટા હતા. એઓ ૧૮૮૨માં મુંબઇ યુનીવર્સીટીમાં ઍમ. એ. થયા હતા. એ પરીક્ષામાં એઓની પસંદગીની બાબતો ઇંગ્રેજી અને ફારસી ભાષાઓ હતી, અને તેથી એઓ વારંવાર યુનીવર્સીટીની આર્ટસની પરીક્ષાઓમાં ફારસીના એક પરીક્ષક નિમાતા હતા. ઍમ. એ. થયા બાદ એઓ મુંબઈ સરકારનાં સેક્રેટરીએટ ખાતામાં નોકરીએ રહ્યા હતા, અને ત્યાં વધી ૧૮૯૬માં કામ'લાઉ ઍસીસ્ટન્ટ સેક્રેટરી નિમાયા હતા. ૧૯૧૪નાં સાલમાં નોકરીમાંથી રીટાયર્ડ થતાં તુરતજ એમને અત્રેની કૉલેજ ઑફ ફીઝીશીયન્સ ઍન્ડ સરજ્યન્સના સેક્રેટરીનો હોદ્દો આપવામાં આવ્યો હતો. છેલ્લી લડાઇ દરમ્યાન એઓ મુંબઈ ઇલાકાની વૉર રીલીફ ફંડની હૉસ્પીટલની સબ કમીટીનાં ઑનરરી સેક્રેટરી નિમાયા હતા. ૧૮૯૮માં એઓ મુંબઇ યુનીવર્સીટીનાં એક ફેલો નિમાયા હતા. એઓ ૧૯૦૨થી ધોબીતળાવનાં અન્જુમનનાં આતશબહેરામનાં એક કારોબારી હતા. એઓ મુંબઇની જ. ન. પીટીટ ઇન્સ્ટીટયુટની કારોબારી મંડળીના એક અધિકારી હતા. ૧૯૧૬ના જુન માસમાં એમને કયસરે હીંદનો રૂપાંનો ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો,

**એર્વદ જમશેદજી રૂસ્તમજી સકલાતવાળાઃ**—એમનો જન્મ રોજ ૨૮ માહ ૫ સાલ ૧૨૨૪ ય. ઝ. ના દિને થયો હતો. એમના વડવાઓ નવસારી ખાતે કાંકા ધનપાળની પોળમાં બેસવાળાની અટકથી ઓળખાતા હતા. પ્રાથમિક કેળવણી મુંબાઇમાં લઈ હોરમસજી બપુને ત્યાંજ તાલીમ લઈ તેર વર્ષની ઉમ્મરે નાવર મરાતબ થયા હતા. એલ્ફીન્સ્ટન સ્કુલમાંથી મેટ્રીક થઇ સેન્ટ ઝેવીઅર કૉલેજમાં બે વર્ષ શીખી. ૧૮૭૮ માં કલકત્તાના શેઠ કાવસજી એદલજી ખંભાતાને ત્યાં મદદનીશ તરીકે નોકરી રહ્યા. પણ નોકરી કરવી દુરસ્ત ન લાગવાથી ૧૮૮૦ માં અભ્યાસ વધારી વિલાયત જઈ બૅરીસ્ટર થવાની તૈયારી કરી પરંતુ મુંબાઈના એક કરોડપતીએ દિવાળું કાઢવાથી, મરહુમને મદદ કરનારાઓની હાલત બતંગ થવાથી મરહુમને નાણાની મદદ મળી નહીં. તેથી ૧૮૮૨ માં કલકત્તાની સીંગર કંપનીની પહેલી જ શાખામાં વડા મૅનેજર થયા, અને કંપનીનું કામ સારૂં ધીકાવ્યું. ૧૮૮૬ માં ચૌરંગીમાં સકલાત અને બાડન કંપની નામની દુકાન કાઢી. ૧૮૮૭ માં પોતે એકલાએ વેપાર શરૂ કીધો. પોતે સ્વતંત્ર ખવાસના હોવાથી પોતાના અંતઃકરણને જે વાજબી લાગે તે મત કોઈની પણ દરકાર કે રાખ રખાવત કર્યા વિના, દર્શાવતા. જરથોસ્તીઓને લગતાં કલકત્તાના દરેક કામમાં તન મન ધનથી સહાયતા આપતા. ૧૯૧૨ માં નવું દોખ્મું બંધાયું તે માટે જમીન મેળવવામાં બહુ આગેવાની કરી હતી તથા જરથોસ્તી બાળકોની ધર્મ કેળવણી માટે પણ ઘણી મદદ આપી છે. એક વેળા, વેપારમાં મેળવેલી સઘળી દોલત શેર સટ્ટામાં ગુમાવી દીધી તેથી શેઠ જમશેદજી બાડનની સલાહથી મનમાં મક્કમ ઠરાવ કીધો કે પાક પરવરદીગાર જો ફરી નવાજેશ કરે તો કદી સટ્ટો કરવો નહીં અને દોલતનો ચોક્કસ ભાગ જરથોસ્તીઓની જરૂરીયાતો પૂરી પાડવા માટે એલાહદો રાખવો. એવા ઠરાવથી ફરી વેપારમાં પગભર થયા ત્યારે એક લાખ રૂપીયા એક સદ્દર પેઢીમાં જરથોસ્તીઓના ઉપયોગ માટે અનામત મૂકયા. એઓનો કલકત્તાની દરેમેહેર સ્થાપવામાં આગેવાન હિસ્સો હતો અને તેના ફંડમાં તથા દોખ્મા ફંડમાં સારી રકમ આપી ટ્રસ્ટી થયા હતા. એમનું મરણ રોજ ૩ માહ ૨ સને ૧૩૦૩ તા. ૧૨ અકટોબર ૧૯૧૨ ના રોજ કલકત્તામાં નિપજ્યું હતું.

**એર્વદ જમશેદજી ફરામજી રબાડીઃ**—એઓ રોજ ૨૦ માહ ૧ સાલ ૧૨૩૧ યઝદેજર્દી તા. ૧૩ અકટોબર ૧૮૬૧ને દિને નવસારીમાં જન્મ્યા હતા. એઓ દસ્તુર નૈર્યોસંગ ધવલની પેઢીથી અને નવસારીમાં યઝદેજર્દી ૧૧૮૬ માં થયલા યાદગાર ઝગડા વખતે મીનોચહેર હોમજી સાથે સામેલ થયલા માણેક પેશોતન રબાડીથી ઉતરી આવેલા હતા. સુરત રૂસ્તમપુરાની સર જમશેદજીની નિશાળમાં કેળવણી લઈ તથા પોતાના બપાવા બચાભાઇ પાસેથી ધર્મ સંબંધી કેળવણી લઇ ૧૩ વર્ષની ઉમ્મરે નાવર મરાતબ થયા હતા અને તુર્તજ નિરંગદીનની તથા વરસ્યાજી ઈજવાની ક્રિયા કીધી હતી. ઇ. સ. ૧૮૮૨માં રૂસ્તમપુરની સર જમશેદજીની નિશાળના ધર્મ શિક્ષક નિમાયા અને ૩૩ વર્ષ એ કામ કીધા પછી ૧૯૧૫માં એમને ઝંદ અવસ્તાની નિશાળોના ઉપરી નિમ્યા હતા. ઈ. સ. ૧૮૯૭ માં સર સાહેબની દરેમેહેરના પંથકી નિમાયા.

એમણે ૧૮૮૭ માં " દિનબેહે માઝદયસ્ની ", ૧૮૮૮ માં ' રૂવાનની ક્રિયા ',

૧૮૯૬ માં " હેકાયતે માઝદયસ્નાન ", ૧૯૦૦ માં " વંદીદાદનો ગુજરાતી વાંચન સાથનો તરજુમો ", ૧૯૦૩ માં " અપ અને દ્રવન્દ " અને " માઝદીયસ્નોની બામદાદની ફરજ " નામના પુસ્તકો તથા ઈ. સ. ૧૯૦૬માં " મનસ્ની ગવસ્ની કુનસ્તી " અને " આતશ ન્યાયશ ઉપર વાયજ " એ નામના ચોપાન્યાં પ્રગટ કર્યાં હતાં. એ ઉપરાંત ઘણા વર્તમાનપત્રોમાં ધર્મ સંબંધી અવારનવર લખાણો કરતા હતા.

એઓ " સવાબ ખાતાના ફંડ "ના, " ગુજરાતના જરથોસ્તીઓના મરણ વખતના અરસપરસના લાભના ફંડ "ના મેનેજર, " રૂસ્તમપુરાના દોખ્મા આગળ બાગ વિગેરે માટે બે જુદા જુદા ફંડો " ઉભા કરી તેના ટ્રસ્ટી, " રૂસ્તમપુરાના ગરીબ જરથોસ્તી વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવાના ફંડ "ના ટ્રસ્ટી " પ્લેગ ફંડ "ના ટ્રસ્ટી તથા ગાહમ્બર ફંડના ટ્રસ્ટી હતા. મુંબાઇના રાજાબાઈ ટાવર ઉપરથી બે બાઇઓ પડી જવાથી તેમનું અકાળ મોત નિપજ્યું તે માટે ઉભા કરેલાં ફંડમાં તેમજ મુંબાઇમાં બાનુમાઈ જીજીભાઇ શરાફ નામની બાઇ પોતે બળી જઇ સતી થઇ તેના ફંડમાં રૂસ્તમપુરામાંથી સારી રકમો ભરાવી આપી હતી અને જુદે જુદે વખતે નવ જાહેર જશનો પોતાના ઉપરીપણા નીચે કરાવ્યા હતાં, એમનું મરણ રોજ ૨૦મો માહ ૧૦મો સાલ ૧૩૦૩ યઝદેઝર્દીના દિને થયું હતું.

**સર કાવસજી જેહાંગીર પહેલા બેરોનેટઃ**—એઓ ઈ. સ. ૧૮૫૩ માં જન્મ્યા હતા. પહેલા સર કાવસજી જેહાંગીર રેડીમની નાઇટ, જેઓએ અત્રેની મેદ્રેસા સ્થાપી તેમના એઓ પાલક થયા હતા. પ્રોપાયટરી હાઇસ્કુલ અને ઍલ્ફીન્સ્ટન કૉલેજમાં શિક્ષણ મેળવી ધંધામાં પડયા હતા. એમણે લંડનના ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટની એક પાંખ બાંધવા રૂા. બે લાખ, મુંબાઇના સર કાવસજી જેહાંગીર હૉલ માટે ચાર લાખ અને હૉસ્પીટલો, સ્કુલો અને બીજાં ધર્માદા મકાનો માટે મોટી રકમોની સખાવત કરવાથી એમને ૧૮૯૫માં નાઇટ અને ૧૯૦૮માં બૅરોનેટ બનાવવામાં આવ્યા હતા. એમને નાઇટહુડ મરહુમ શહેનશાહબાનુ કવીન વિકટોરિયાએ જાતે એનાયત કર્યું હતું. એઓ ઘણા મળતાવડા અને આનંદી સ્વભાવના હોવાથી મુંબઈમાં બધી કોમોમાં 'બાવા'ના એલકાબથી ઓળખાતા હતા. એઓ ૧૯૩૪માં ૬ ઠ્ઠી જુલાઇએ ગુજર્યા હતા.

**શેઠ ધનજીશાહ મહેરજીભાઈ માદનઃ**—ઉ. વ. ૬૦, મરણ તા. ૧૩ મી જુલાઈ ૧૯૩૨, રોજ ૧૦ માહ ૧૧, ૧૩૦૧ ય. ઝ.

એઓ એર્વદ મહેરજીભાઇ પાલનજી માદનના વડા દીકરા થતા હતા. એઓ મુંબઈની સેન્ટ ઝેવીયર કૉલેજમાં કેળવણી લઇ, ૧૯૦૪માં ઍમ. એ. ૧૯૦૭માં ઍલ. ઍલ.બી. અને ૧૯૧૦ માં મુંબાઇની હાઇકોર્ટની ઓરીજીનલ સાઇડના ઍડવોકેટ થયા હતા. ત્યારબાદ એઓ કેટલોક વખત સુધી મુંબાઇની હાઇકોર્ટમાં ઍડવોકેટનો ધંધો ચલાવ્યો હતો. આ પછી એઓ મેસર્સ તાતા સન્સની આર્યન એન્ડ સ્ટીલ કંપનીમાં નોકરીએ જોડાયા, અને થોડાક વખતમાં જ એમને જમશેદપુર ખાતે એકાઉન્ટન્ટનો ઓદ્દો આપવામાં આવ્યો હતો. ૧૯૨૧ માં એમને બીહાર અને ઓરીસાની ધારાસભાના સભાસદ તરીકે સરકારે નિમ્યા હતા. ૧૯૧૦ના સાલમાં મુંબઇમાં જરથોસ્તી કૉન્ફરન્સની પહેલી બેઠક મળી હતી તેના એક ઑનરરી સેક્રેટરી તરીકે એમણે કામ બજાવ્યું હતું. એમણે

જરથોસ્તી ધર્મનો અભ્યાસ કરી પવિત્ર ગાથાનો તરજુમો સરેહ સાથે પ્રગટ કીધો હતો. એઓ ઘણા ઉદ્યોગી, ખંતીલા અને ચીવટ વિચારના હતા, અને અંતીમ સુધારા તરફ ઢળવાથી કેટલોક વખત કોમમાં અપ્રીય થઈ પડયા હતા. એઓ મુંબઇમાં મળેલી મેસર્સ તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીનાં ભાગીદારોની સભામાં હાજરી આપવા જમશેદપુરથી આવી બીજે દીવસ પાછા ફરતા હતા ત્યારે અર્ધે રસ્તે વર્ધાના સ્ટેશન આગળ એમનું હાર્ટ એકાએક બંધ પડવાથી મરણ નીપજ્યું હતું.

**એર્વદ દોરાબજી બરજોરજી કાંગાઃ**—એઓ અસલ નવસારીના વતની હોઇ સને ૧૮૬૦માં જન્મ્યા હતા. એક સારા કેળવણીકાર હોઇ મઝગામમાં છોકરા અને છોકરીઓની નિશાળ સને ૧૮૭૯માં કાઢી હતી અને તે ૫૩ વર્ષ સુધી ચલાવી હતી. એમના હાથ નીચે કેળવણી લઈ બહાર પડેલા ઘણા છોકરાઓ અને છોકરીઓ આજે સારા સારા હોદ્દાઓ ભોગવે છે. એમને "દાદાભાઈ માસ્તર"ના પ્યારા નામથી ઓળખવામાં આવતા હતા. એઓ પોતાની નિશાળ ફતેહમંદીથી પાર ઉતારવા માટે પોતાનો સઘળો પૈસા ખર્ચી નાખતા હતા તેથી ગરીબ સ્થિતિમાં ગુજર્યા, પરંતુ પોતાની જીંદગીની નેમ સફળ કરી જવાનો સંતોષ મેળવ્યો હતો. એઓ સને ૧૯૩૨માં ગુજર્યા. પછી એમના દીકરા **ખાનસાહેબ જાલેજર** તેમની મઝગામની સ્કુલ ફતેહમંદીથી ચલાવે છે.

***શેઠ કાવસજી દાદાભાઇ કાંગાઃ***—ખરેખર રેલ્વેના માજી બાહોશ ઍસીસ્ટંટ ઍન્જીનીયર શેઠ કાવસજી દાદાભાઈ કાંગા ગઇ તા. ૧૦ મી એપ્રીલ ૧૯૩૫ (રોજ ખોરદાદ માહ આવાં ૧૩૦૪ યઝદેઝર્દી)ને દીને ૮૦ વરસની ઉમ્મરે ગુજર્યા હતા.

એઓ નવસારીના ભગરસાથ અન્જુમનના પ્રખ્યાત કાંગા ખાન્દાનના હતા.

શેઠ કાવસજીનો જન્મ (રોજ સહરેવર માહ અસ્પંદાદ) નવસારીમાં થયો હતો, અને ત્યાંની સર કાવસજી જેહાંગીર મદ્રેસામાં શીખી મુંબાઇની સરકારી એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાં વધુ કેળવણી લઈ ૧૮૭૭માં મૅટ્રીક થયા હતા અને ત્યારબાદ પુનાની ઇન્જિનેરી કૉલેજમાં અભ્યાસ કરી ૧૮૮૨માં ઍલ. સી. ઇ થયા હતા. એ રીતે એમનો ઇન્જનેરી તથા આર્કીટેકટ તરીકેનો અનુભવ ૫૮ વરસનો હતો. ઇન્જિનેરી પરીક્ષા આપવા બાદ એઓ માર્માગોવાની રેલ્વે સર્વેમાં હતા અને થોડાક સમયમાં જ નવસારીની મજકુર સ્કુલમાં એક શિક્ષક તરીકે જોડાયા હતા. ત્યારબાદ એઓ ખંભાતના રાજ્યમાં નોકરીએ લાગ્યા હતા, અને તે સાથે ખંભાતના નવાબની વફાદાર નોકરી માટે એમને નવાબ સાહેબે શાન સાથે એક આરબ ઘોડાની ભેટ આપી હતી અને ખંભાતની નોકરી છોડી જતી વેળા એમને પાલખીમાં બેસાડી મસાલ સાથ શહેરમાંથી લઇ જવામાં આવ્યા હતા.

એઓ ત્યારબાદ ૧૮૮૪ માં બી. બી. રેલ્વેમાં સીવીલ ઇજનેરી ખાતામાં નોકરીએ રહ્યા હતા, અને ત્યાં વધી ઍસીસ્ટન્ટ ઍન્જીનીઅર થયા હતા. ૩૪ વરસ સુધી નોકરી કરી ૧૯૧૮ માં ઉમ્મરની બાધને લીધે હોદ્દો છોડયો હતો. એમણે જીંદગીનો મોટો ભાગ બી. બી. ઍન્ડ સી. આઈ. રેલ્વેના એક ઍન્જીનીઅર તરીકે પસાર કર્યો હતો. તેમાં શરૂઆતમાં અમદાવાદમાં થોડાંક સાલ સબ ઍસીસ્ટન્ટ ઍન્જીનીઅર તરીકે

કાન કર્યું હતું, અને ત્યારબાદ ભરૂચ શહેરની નર્મદા નદી ઉપરના નર્મદા બ્રીજ તરીકે ઓળખાતા પુલની મરામત વખતે એમની બદલી ત્યાં થઇ હતી, ત્યારથી અનેક સાલો ભરૂચ શહેરમાં પહેલાં સબ ઍસીસ્ટંટ ઍન્જીનીઅર તરીકે અને ત્યારબાદ ઍસીસ્ટંટ ઍન્જીનીઅર તરીકેનો જે ઓહ્દો શરૂઆતમાં ફક્ત યુરોપીઅનો માટે જ અલાહેદો હતો તે લાંબો વખત સુધી ભોગવ્યો હતો, અને જહેમત ભરી લાંબી નોકરી બજાવી પોતાનાં યુરોપીઅન ઉપરીઓ યાને ચીફ ઍન્જીનીઅરોનો સારો ચાહ મેળવ્યો હતો. એમને પોતાના ઓહ્દાથી ફારેગ થતાં વિલાયતની રેલ્વે બૉર્ડે આખી રેલ્વે ઉપર જીંદગી સુધી મુસાફરી કરવા ફર્સ્ટ કલાસની રૂપાની પાસ આપી હતી, આથી એમણે દેશી ઍસીસ્ટંટ ઍન્જીનીઅરો માટે જીંદગી પર્યંતની ફ્રી પાસ મેળવવાના દરવાજા ખુલ્લા કર્યા હતા, જે હક પ્રથમમાં ફક્ત યુરોપીઅન ઑફીસરોજ ભોગવતા હતા. મરહુમે અમદાવાદ વલસાડ, ભરૂચ વગેરે શહેરોના અનેક પારસી ધર્મના મકાનોના પ્લાનો કરી તેના બાંધકામો પર દેખરેખ રાખી હતી, જેની ખાસ કદરસનાસીમાં ભરૂચ અન્જુમન તરફથી એમને એક માનપત્ર સુંદર કાસ્કેટમાં ઍનાયત કરવામાં આવ્યું હતું.

મી. કાવસજી કાંગાએ પોતાની બિન સ્વાર્થી સેવાઓ અનેક જાહેર ખાતાંઓને આપી છે. એઓ અમદાવાદમાં હતા ત્યારે ત્યાંની પારસી પંચાયતને માટે ત્યાંના દોખ્મા ઉપર જવાનો રસ્તો બાંધવા ઉપર વગર ફીએ પોતાની સેવા આપી હતી. વળી એમણે વડોદરાના દોખ્મા તરફ જવા માટે વિશ્વામીત્રી નદી ઉપરનો પુલ બાંધવા માટે અને ભરૂચની જ. ન. પીટીટ છોકરા છોકરીઓની નિશાળ, તથા ત્યાંના શાપુરજી ભરૂચા ટાઉન હૉલ બાંધવા માટે વીન લવાજમે ઇજનેરી સેવા આપી હતી, તથા ભરૂચનું બાઈ સુનાબાઈ મ. દલાલના નામનું સુવાવડખાતુ બાંધવા તથા ત્યાંના દોખ્માનો કૉમ્પાઉન્ડ અને મી. દીનશાજી બમનજી વકીલ પેવીલીયન, સર સાપુરજી ભરૂચા અગીઆરી તથા ભરૂચની પંચાયતની બીજી અનેક ઇમારતો બાંધવા માટે એમણે પોતાની ઇજનેરી સેવાઓ બીન હાંસલે આપી હતી. એ ઉપરાંત એઓ ભરૂચના મીશન ખાતાનાં સુવાવડ ખાતાનુ ઑપરેશન થીએટર બાંધવા પાછળ, તથા ત્યાંની કલબ બિલ્ડીંગ અને ઇમ્પીરીયલ બૅંકનો ટ્રેઝરી રૂમ બાંધવા માટે પોતાની સેવાઓ અર્પણ કરી હતી. ભરૂચના બંદર ઉપર તેમજ રેલ્વે સ્ટેશન આગળ મરહુમ સરદાર ખા. બા. આદરજી દલાલની બાંધવામાં આવેલી મોટી હવેલીઓ તેમજ આમોદ અને કેરવાડાના ઠાકોર સાહેબોના બાંધવામાં આવેલા ભવ્ય બંગલાઓ મરહુમની ઇજનેરી કળાની ઉમદા કારીગીરીના નમુનાઓ સદા જળવાઈ રહેશે. એવી રીતે મરહુમે પોતાની જ કોમનીજ નહિ પણ સાર્વજનીક સેવાઓ બીન હાંસલે લોકોના ભલા માટે આપી પુન મેળવ્યું હતું.

મરહુમ પોતાની પાછળ વિધવા બચુબાઇ, ત્રણ બેટાઓ અને ૭ બેટીઓ તથા તેમના ફરઝંદો મેલી ગુજર પામ્યા છે. એમના એક બેટા ડા. ફેખશરૂ બી. બી. રેલ્વેના મુંબઇ ખાતામાં મેડીકલ ઑફીસરનો ઉંચો હોદ્દો ભોગવે છે. બીજા બેટા ડા. હોમી બરૂચની રેલ્વે હૉસ્પીટલના ડૉકટર છે, અને ત્રીજા મી. નરીમાન ઇરાનની પોતાના સાહુની વેપારી પેઢી ઉપર કામ કરે છે. એમના વડા જમાઈ મી. સોરાબજી દોરાબજી ઇરાનમાં એક શાહ સોદાગર તરીકે જગે જગે વેપારી પેઢીઓ ધરાવેછે. એઓના એક

જંભાઇ શેઠ ફરદુનજી માણેકજી પાવરી મુંબઈની પારસી પંચાયતની ઑફીસમાં સેક્રેટરીનો ઓદ્દો ભોગવેછે.

**ખાનબહાદુર મહેર હોશંગ દસ્તુરઃ**—જન્મ સને ૧૮૫૮માં થયો હતો. ૧૮૭૮માં મૅટ્રીક થઇ ૧૮૮૦માં પુનાની દખ્ખણ કૉલેજમાંથી બી. એ. થયા. ૧૮૭૭માં મર્હુમ ખા. બા. દસ્તુર નોશેરવાને "બઝમે રૂએ બહેરામ" નામની મંડળી સ્થાપી તેની કારોબાર કમિટિના એઓ એક મેમ્બર હતા. એ મંડળીમાં પોતાના ધણિઆણિ આલીબાઇના પુન્ય માટે રૂ. ૧૦૦૦) આપી તેનું બ્યાજ ગરીબ હમદીનોને મદદ તરીકે આપવા ઠરાવ્યું હતું, બી. એ. થયા પછી કાયદાનો અભ્યાસ શરૂ કીધો પરંતુ તેટલામાં મુંબાઈ સરકારે સૅક્રેટેરીયટમાં રાખ્યા. પછી પુનામાં સ્પેશ્યલ મૅજીસ્ટ્રેટ, તાલુકા બૉર્ડના સભાસદ અને મ્યુનિસિપલ કાઉન્સીલર નિમાયા, અને પુના કૅન્ટોમેન્ટમાં વહીવટી અમલદાર નિમાયા. એ બધી સેવાઓની પિછાનમાં ૧૮૯૯માં ખાનબહાદુરના ખેતાબની નવાજેશ થઇ.

૧૮૯૯ માં પુનામાં મરકી ફાટી નીકળી ત્યારે મરહુમે ખાસ હૉસ્પીટલ ઉભી કરી તથા સાજા માણસો માટે હેલ્થકૅમ્પની ગોઠવણ કરી ગભરાયલા હમદીનોને શાંતી સાથે રાહત આપી હતી. ૧૯૧૪–૧૮ ની ભયંકર લડાઇ વખતે કિમતી સેવા આપી હતી તેથી નામદાર લેડી વિલીંગડને પ્રસંશાનો પત્ર લખી આભાર માન્યો હતો. અને કૅન્ટોન્મેન્ટમાં ઇમારત બાંધવા જમીન ભેટ આપી ત્યાંના એક રસ્તાને "દસ્તુર મહેર રોડ" એવું નામ આપ્યું હતું.

એમની સરકારી નોકરી ૩૮ વર્ષ જેટલી હતી. પુના પીટીટ પારસી છબખાના અને સ્વીમીંગ બાથ એમની કારસાજીના પરિણામ હતાં.

છોકરા છોકરીઓની સ્કુલો સ્થાપવામાં મુખ્ય જેહેમત એમની જ હતી. એ બન્ને ખાતાઓ દસ્તુર કુટુંબની સખાવતથી જ હસ્તીમાં આવ્યાં અને મરહુમે ભારે કાળજીથી છેવટ સુધી તેમનો વહીવટ ચલાવ્યો હતો. ૧૮૮૪માં સરદાર દસ્તુર નોશેરવાન ગુજર્યા તેમની યાદગીરી માટે પારસીઓએ એક ફંડ ઉભું કીધું હતું અને ૧૮૯૪ માં બાઈ એહમનબાઈ તે મરહુમ દસ્તુર જામાસ્પના બેટી ગુજર્યાં તેમની યાદમાં ભાઇઓએ રૂા. ૧૫૦૦૦)નું એક મકાન ભેટ આપ્યું. એ બેમાંથી દસ્તુર નોશેરવાન હાઇસ્કુલ હસ્તીમાં આવી.

દસ્તુર મહેરના એક પુત્ર દીકરા મીનોચહેર ગુજર્યાં તેમની યાદમાં મરહુમે હૉસ્ટેલને લગતો એક હૉલ બંધાવી આપ્યો. છોકરીઓની સ્કુલ માટે ઇગ્લાંડથી એક બાનુને સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે રાખી છે. બન્નો સ્કુલોનો વહીવટ ઉત્તમ રીતે ચાલે છે.

મરહુમ અનેક પારસી ખાતા તથા ધર્મસ્થળોના કારોબારમાં સામેલ રહેતા હતા.

મરહુમની બે બેટીઓ પૈકી વડાં નાજામાંય સરદાર દસ્તુર નોશીરવાન કેકોબાદનાં મોહોરદાર છે અને બીજાં બાઇ મનીજેહ સીકંદ્રાબાદના સરકારી અમલદાર શેઠ સોરાબજી પેસ્તનજી કાંગા સાથે પરણ્યાં છે. મરહુમ રોજ ૪ માહ ૧૦ સાલ ૧૩૦૪ તા. ૬ જુન ૧૯૩૫ ના રોજ ગુજર પામ્યા છે.

મરહુમની યાદગીરી જાળવવા એક ફંડ ઉભું કરી તેમાથી એક મોટી ઑઇલ પેઇન્ટ સબી તૈયાર કરાવી પુનાની કૅન્ટોમેન્ટ ઑફીસમાં જનરલ સર આઇવો વીગ્રીએ

તથા બીજી એક ઑઇલ પેઈન્ટ સબી દસ્તુર હોશંગ હાઇસ્કુલમાં સર ફીરોઝ શેઠનાએ ખુલ્લી મુકી હતી.

મરહુમ અતિશય હસમુખા, ટહુકાખોર રમુજી સ્વભાવના હતા અને પુના લેડીઝ જીમખાનાના તો એક વાગતા ઘુઘરા સમાન હતા.

**મર્હુમ ડા. કેખશરૂ કાવસજી કાંગા:**—મરણ તા. ૨૨ મી નવેમ્બર ૧૯૩૬ ને દીને ૫૭ વરસની વયે (રોજ ૨ સને માહા મોરદાદ સાલ ૧૩૦૫ યઝદેઝર્દી )ને દિને નિપજ્યું હતું, તથા તેમનો જન્મ ૮ મી જુનાઇ ૧૮૭૯ (રોજ ગુવાદ માહ બહમન)ને દિને થયો હતો.

મર્હુમ ડૉ. કાંગા નવસારીમાં મૅટ્રીક થઇ મુંબઇમાં પ્રિવીયસ અને ઇન્ટરની પરીક્ષાઓ પસાર કર્યા પછીથી ગ્રાંન્ટ મેડીકલ કૉલેજમાં જોડાયા હતા, ત્યાં એઓને ઝનકતી ફતેહ મળી હતી. ૧૯૦૩ માં ડૉકટર થયા બાદ એમણે ડૉ. તેહમુલજી નરીમાનની તથા ડૉ. હોરમસજી માસીનાની જાણીતી હૉસ્પીટલોમાં ઘણો સારો અનુભવ મેળવ્યો હતો. તે બાદ વરસો સુધી બી. બી. રેલ્વે કંપનીમાં મેડીકલ ઑફીસર તરીકે એઓ રેવારી અને પ્રુલેરા ગયા હતા. ત્યાંથી એઓની બદલી સીરસે કરવામાં આવી કે જ્યાં રેલ્વેના સ્ટાફમાં એઓ ઘણા લોકપ્રીય થઈ પડયા હતા અને ઘણું માન મેળવ્યું હતું. ૧૯૧૨ માં એમની ગંગાપુર ખાતે બદલી થઈ અને ત્યાં બે વરસ રહી ૧૯૧૪ માં એમની રતલામ બદલી થઇ ત્યાં મર્હુમે સાત વરસ સુધી મેડીકલ ઑફીસર તરીકે નામના મેળવી હતી, અને ત્યાંની પારસી અન્જુમન તથા રેલ્વે સ્ટાફ તરફથી ઘણું માન મલ્યું હતું. એઓની બાહોશીનાં ઘણાં વખાણ થયાં હતાં. ૧૯૨૧ માં રતલામથી વલસાડમાં મેડીકલ ઑફીસર તરીકે એઓ આવ્યા અને ત્યાં લગભગ ૧૧ વરસ સુધી સંગીનપણે પોતાની બીનસ્વાર્થી સેવાઓ દીન અને રાત અર્પણ કરી હતી, વલસાડની પારસી અન્જુમન તરફથી એમની લાયકીનાં ભારે વખાણ થયા હતાં અને વલસાડના લોકોએ એમને છોડવા માગ્યા નહિ, પણ બી. બી. સી. આઇ રેલ્વેના ઑફીસરોએ એમની લાયકાત અને બાહોશીની કદર કરી હતી. ૧૯૩૨ની સાલમાં મુંબાઇ મધ્યે બી. બી. ઍન્ડ સી. આઈ રેલ્વેમાં ચીફ મેડીકલ ઑફીસર તરીકે નામના પામી જુલાઈ ૧૯૩૫ ના સાલમાં છ મહીનાની ફર્લો ઉપર રીટાયર થયા હતા. રીટાયર થયા પછી પણ મુંબઈ અને તેનાં પરગણાઓમાં એક સરખી રીતે કાંઈ પણ દામ લીધા વિના ચાલુ પોતાની સેવાઓ આપતા રહ્યા હતા.

મરહુમના એક પુરા બેટાએ ( મુંબાઈની સીડનહૅમ કૉલેજમાં બી. કૉમની પરીક્ષા આપી છે ) તેઓ પણ સારી આશા આપનારા જવાનછે. મરહુમના બે બેટીઓ પણછે.

**શેઠ મહેરવાનજી કાવસજી દાદાચાનજી:**—એમનો જન્મ નવસારીમાં સાલ ૧૨૩૨ યઝદેઝર્દીમાં થયો હતો. ખાનસાહેબ કાવસજી દાદાચાનજીના એઓ વડા બેટા હતા તેથી તેઓ એમને એડન પોતાના કૉન્ટ્રેકટના કામો ઉપર દેખરેખ રાખવા લઈ ગયા હતા. ખાનસાહેબ નવસારી જઇ રહ્યા પછી એઓ " શેઠ કાવસજી દીનશા અને ભાઇઓ "ની પેઢી પર રહ્યા અને તે પેઢીને લગતી ઇમારતો ઉપર દેખરેખ રાખતા હતા. પોતે ઈટાલીયન ભાષા છટાથી બોલી જાણતા હતા તેથી ઉપલી પેઢી તરફથી

ઈટલીયન કમ્પનીઓની આગબોટો તથા મનવારો કામ ઉપર એઓને મોકલવામાં આવતા હતા. પછી એઓ હાંફણના રોગથી બહુ પીડાતા હોવાને લીધે નવસારી આવી રહ્યા હતા. એઓ બહુ હસમુખા, રમુજી, બોલીદરાજ હતા અને તેથી મહેતા કલબના મેમ્બરોને અતિશય મોજ પમાડતા હતા. એઓ રોજ ૯ માહ ૭ સાલ ૧૨૯૫ યઝદેઝર્દીને દીને નવસારીમાં ગુજર્યાં હતા.

**બાઇ જરબાઇ કેરશાસ્પ દાદાચાનજી:**—એક મોટાં કેળવાયલાં કુટુંબનાં બખતાવર માતુશ્રી. મરહુમ ખા. બા. કેરશાસ્પ રૂ. દાદાચાનજીના આ વીધવા બાઇ ગઇ તા. ૧૬ મી મે ૧૯૩૭ રોજ ૧૧ માહ ૯ સાલ ૧૩૦૭ને દીને અત્રે મુંબઇમાં ૮૪ વરસની બુઝોર્ગ વયે ગુજર્યાં છે. બાઇ જરબાઇ પોતે એર્વદ નવરોજી રબાડીનાં બેટી હતાં. એમણે સાધારણ કેળવણી લીધી હતી છતાં બહુ બાહોશ હતાં, અને પોતાના ખાવીંદ ગાયકવાડીમાં ઓહદાઓ ઉપર હતા ત્યારે સોસાયટીના વડાં બાનું તરીકે પોતાનો મોભ્ભો અચ્છી રીતે ટેક સાથે જાળવ્યો હતો. એમના ખાવીંદ કેરસાસ્પજી દાદાચાનજીએ ગાયકવાડી રાજ્યમાં ઉંચા ઓહદાઓ ભોગવ્યા હતા. સને ૧૯૦૪ માં દિવાનનો સઉથી ચડતો ઓધો પામ્યા હતા. મરહુમે વડોદરામાં બાનુઓની કલબ સ્થાપવામાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો અને વડોદરે હતાં ત્યાં સુધી કલબના હીતમાં મશગુલ રહ્યા હતાં. શ્રીમંત મહારાજા સાહેબની એક નેમ એવી હતી કે જૂદી જૂદી ન્યાત તથા કોમના માણસો સાથે ખાય પીએ. તે હેતુ બર લાવવા એઓ વારંવાર પોતાને બંગલે એવી મિશ્ર પાર્ટીઓ આપતાં હતાં. કેરસાસ્પજી શેઠ ગુજર્યાં પછી શ્રીમંત મહારાજા સાહેબે મરહુમ બાઈ જરબાઇને રૂા. ૨૦૦) નું ખાસ પેન્શન આપ્યું હતું તે એઓ ગુજર્યાં ત્યાં સુધી ચાલુ રહ્યું હતું.

બાઈ જરબાઈ પોતા પાછળ દીકરાઓ રતનશા, જેહાંગીર, બેજન ફરેદુન કેખ-સરૂ તથા રૂસ્તમ તથા બેટી બાઈ શારીન મીનોચેટર દાદાચાનજીને વિલાપ કરતાં મેલી ગયાં છે.

**એર્વદ ફેરદુનજી રતનજી નરીમાન:**–એઓ નવસારીમાં તા. ૨ અકટોબર ૧૮૫૦, રોજ પાંચમો માહ પહેલો સાલ ૧૨૨૦ ય. ઝ. ને દિને જન્મ્યા હતા. નવસારીમાં જ કેળવણી લઈ, નાવર મરાતબ થઈ તા. ૧-૧૨-૧૮૭૮ રોજે એ. ફરામજી રૂસ્તમજી કોટવાલ સાથે એડન ગયા હતા. ત્યાં નવો આતાશ તૈયાર કરવામાં તથા નવાં આતશ આદરાન પરઠવામાં મોબેદ મનચેરજી માણેકજી કુટાર તથા સોરાબજી બેજનજી રાનજી સાથે વડા પંથકી દસ્તુર ફરામજી કોટવાલને મોટી મદદ આપી હતી. એડનમાં ૩૯ વર્ષ સેવા બજાવી ઇ. સ. ૧૯૧૭ માં રીટાયર થઇ પાછા નવસારી આવ્યા હતા. અત્રેની ફ્રેન્ડલી યુનિયન કલબમાં તેમજ પાછળથી સર રતન ટાટા પારસી સ્પૉર્ટસ કલબમાં નિયમિત હાજરી આપનારા મેમ્બર હતા. એઓ બહુ બોલકણા, ટહુકામાજ અને ભડભડયા હતા તેથી પોતાના અંતઃકરણના અવાજ મુજબ પોતાનો વાજબી વિચાર જણાવી દેતા હતા. એડનમાં હતા ત્યારે શાહનામાં વિગેરે તવારીખી પુસ્તકોમાંથી કાંઇક બોધદાયક વિષયો ઉપર આદગનની સાલગ્રેહના દિવસોએ અન્જુમન સમક્ષ વિવેચન કરતા હતા.

એઓ રોજ અનેરાન માહ ખોરદાદ સાલ ૧૩૦૮ ય. ઝ, ના રોજે નવસારીમાં

ગુજર્યા હતા. ટાટા સ્પૉર્ટસ કલબના મેમ્બરોએ એઓની વરસીની બાજતું ખાણું કરી મર્હુમ તરફનો પોતાનો ચાહ અને માન દર્શાવ્યું હતું.

**સર સોરાબજી બેજનજી મહેતા:**—સર બેજનજી દાદાભાઈ મહેતાના સૌથી નાના ( ચોથા ) દીકરા, ૩૧ ઑગસ્ટ ૧૮૭૧ ના રોજ મુંબાઈમાં જન્મ્યા હતા. ૧૮૯૫ માં બાઈ ધનબાઈ રૂસ્તમજી હીરજીભાઈ મહેતા સાથે પરણ્યા હતા. અલ્હાબાદ યુનીવર્સીટીમાં મૅટ્રીક થઈ ૧૮૯૧ માં નાગપુરમાં ઍગ્રીકલ્ચરનો ડીપ્લોમા મેળવ્યો અને સરકારી ખેતીવાડી ખાતામાં નોકર રહ્યા. એક બે વર્ષ નોકરી કરી એઓના બાવાએ ઍમ્પ્રેસ મીલ્સમાં નોકરીએ રાખ્યા. થોડા વખતમાં કામકાજ શીખી લઈ જ્યારે એમના બાવા ફેરીટાપર થયા ત્યારે આસીસ્ટંટ મેનેજર નિમાયા. પોતાના હાથ નીચે કામ કરતા મજુરોના ભલા માટે ઘણી કાળજી ધરાવતા હતા અને તેમનાં રહેવાના મકાનોમાં ઘણા સુધારા વધારા કરવા ઉપરાંત બાઈ મજુરો માટે મીલને અંગે એક ક્રેશ સ્થાપી તેમાં તેમના બાળકોને દાઈઓની સંભાળમાં રાખવાનું શરૂ કર્યું કે તેથી બાઈઓ વખતો વખત બાળકોને ધવરાવી નિરાંતે પોતાનું કામ કરી શકે. નાગપુરની પારસી અન્જુમનના ઘણા વર્ષો સુધી વાઈસપ્રેસીડન્ટ હોઈ કોમની સારી સેવા બજાવી હતી. એમના બહોળા અનુભવને લીધે સરકારે "કોટન કમિટિ" ઉપર તેમજ જી. આઈ. પી. રેલ્વેની સલાહકાર બૉર્ડ ઉપર નિમ્યા હતા. નાગપુરની ક્રિકેટ બૉર્ડના પ્રમુખ હતા તેમજ ત્યાંની મ્યુનિસિપાલીટીના મેમ્બર હતા. વળી નાગપુરની ધારાસભામાં એક બે વાર સરકારે મેમ્બર નિમ્યા હતા. નાગપુર ઇલેક્ટ્રીક સપ્લાઈ કંપનીમાં શરૂઆતથી, પોતાની હૈયાતી સુધી ડીરેકટર હતા. ૧૯૨૦માં સી. આઈ. ઈ. થયા અને ૧૯૨૭માં નાઈટ થયા. એઓ નવસારીના મહેતા ખાન્દાનમાં એમના બાવા પછી બીજા નાઈટ થયા હતા. તા. ૧૨ ડીસેમ્બર ૧૮૩૮ રોજે નાગપુરમાં હૃદય ચાલતું એકાએક બંધ પડવાથી ગુજર્યા.

**શેઠ જેહાંગીર કેરસાસ્પજી દાદાચાનજી:**—વડોદરામાં સને ૧૨૪૫ યઝદેઝર્દીમાં જન્મ્યા હતા. વડોદરામાં તેમજ સર કા. જે. નવસારી જ મદ્રેસામાં શિક્ષણ લઈ ૧૮૯૧માં મૅટ્રીક થયા, સેંટ ઝેવીયર કૉલેજમાંથી ૧૮૯૨માં પ્રીવીઅસ પસાર કરી હુર્લીગ્સ પ્રાઇઝ મેળવ્યું હતું. ૧૮૯૫માં બી. એ. ઉપલે નંબરે પસાર થઈ ઍલીસ સ્કૉલરશીપ, કૉબ્ડન મેડલ, નારાયણ વાસુદેવ સ્કૉલરશીપ, જેમ્સ ટેલર પ્રાઇઝ તથા વર્ડઝવર્થ પ્રાઇઝ જીતી ગયા હતા. ૧૮૯૮માં ઍલ. ઍલ. બી. થઈ ક્રેગી લીન્ચ ઍન્ડ ઓવન સોલીસીટરની પેઢીમાં આર્ટીકલ્ડ કલાર્ક તરીકે જોડાયા હતા, ૧૯૦૧માં સોલીસીટર થયા પછી ઍન્ડ્રો, ગુલાબચંદ અને વાડીયાની પેઢીમાં જોડાયા. આખરે તે પેઢીના વડા બન્યા. એમને અભ્યાસનો બહુ શોખ હતો. તા. ૧૭મી માર્ચ ૧૯૩૮, રોજ તીર માહ મેહેર સાન ૧૩૦૮ને રોજ મુંબાઈમાં ગુજર્યા.

તા. ૨૭ ડીસેમ્બર ૧૯૩૯.

આન્રોજ **મર્હુમ સાક્ષર સોરાબજી મ. દેસાઈની** પહેલા વર્ષની બાજને દીને સવારે આતશ બહેરામના પાક મકાનમાં મે. વડા દસ્તુરજી, વડા દેસાઈજી વિગેરેની હાજરીમાં જશનની પવિત્ર ક્રિયા કરાવી શેઠ જેહાંગીર અરદેશર લાલકાકા પાસે ચિત્રાવેલી **ઑઇલ પેઇન્ટ સબી** શ્રીમંત પીલાજીરાવ વિ. ગાયકવાડના શુભ હસ્તે અત્રેના

લક્ષ્મણ હૉલમાં ખુલ્લી મૂકવામાં આવી હતી. શરૂઆતમાં ડા. ધનજીભાઈ મહેતાએ ઉપપ્રમુખ તરીકે ટુંક વિવેચન કરી રા. બ. ગોવીંદભાઇ હાથીભાઈ દેસાઇ, શેઠ દોરાબજી તેમુલજી પાવરી, મે. રા. રા. સત્યવ્રત મુકરજી, રા. સા. મગનલાલ ખખ્ખર તથા રાજરત્ન દ્વારકાનાથ શેઠજી તરફથી આવેલા સંદેશા વાંચી સંભળાવ્યા હતા. વડા દેસાઇજી મેરવાનજીએ તથા મર્હુમના ભાઈ જમશેદજીએ સ્મારક કમીટીનો ઉપકાર માન્યા બાદ રા. રા. વિજયલાલ ક. ધ્રુવે મર્હુમના યોગ્ય વખાણ ગાઈ શ્રીમંત સુબાસાહેબને સભી ખુલ્લી મૂકવા વિનંતી કરી. તેને સૈયદ અસ્ગરઅલીએ ટેકો આપ્યા બાદ શ્રીમંતે, હાજર રહેલા બાનુઓ અને ગૃહસ્થોની તાલીઓના ગડગડાટ વચ્ચે સભી ખુલ્લી મૂકી અને તેમ કરતાં મર્હુમ તેમને પોતાને પણ કેટલા ઉપયોગી થઇ પડયા હતા તે વિષે વિવેચન કર્યું.

છેવટે શેઠ કેખશરૂ કાવસજી પાવરીએ શ્રીમંત સુબાસાહેબ માટે ઉપકારની દરખાસ્ત ઘણા માયાકુલ શબ્દોમાં મૂકી તેને ટેકો અપાયા બાદ તે તાલીઓથી પસાર કરવામાં આવીને મેળાવડો વિસરજન થયો.

**શેઠ નસરવાનજી કેકાસજી મહેતા**—શેઠ કેકાસજી અરદેશીયારજી મહેતા (તલાટી)ના દિકરા, નવસારીમાં જન્મ્યા હતા. નવસારીની મદ્રેસામાંથી મૅટ્રીકની પરિક્ષા પસાર કરી વીવિંગ માસ્તર થઇ ભરૂચ મીલ, ખટાઉમકનજી મીલ, ઈન્ડીયન મીલ, હિંદુસ્તાન મીલ, કોલાબા લૅન્ડ મીલ તથા ન્યુગ્રેટ ઈસ્ટર્ન મીલમાં એકંદરે ૫૦ વર્ષ સુધી નોકરી કરી તે દરમ્યાન પોતાના દિકરાઓ, ભત્રીજાઓ અને બીજા સગાઓને એજ લાઈનનું શિક્ષણ આપી વીવિંગ માસ્તરો તરીકે ઠેકાણે પાડયા હતા. એમનું એ બાબતનું જ્ઞાન ઘણા ઉત્તમ પ્રકારનું હતું. પછી નોકરી છોડી આઠ વર્ષ સુધી અનેક મીલોના એજન્ટ તરીકે કાપડ વેચવાનો ધંધો કીધો. એમના વડા દિકરા **બમનજી** વિક્ટોરીયા જ્યુબીલી ઇન્સ્ટીટયુટમાંથી L. T. M. ની પરિક્ષા પસાર કરી વીવિંગ માસ્તર થયા હતા, પછી બાવાની સાથે વેપારમાં પડયા હતા પણ બિમાર થઇ સુમારે ૧૯૩૪ માં ગુજર્યા હતા. **બીજા દિકરા શેઠ પીરોજશા** પણ મુંબાઇમાં L. T. M. થઇ મૅન્ચેસ્ટરની મ્યુનિસિપલ સ્કુલના A. M. S. T. થઈ ઘણી સારી સર્ટીફીકેટો તથા મૅડલો વિલાયતમાં આજ બાબતમાં મેળવ્યા છે. હાલમાં મુંબાઇમાં જાણીતા વેપારી હોઇ બર્હાનપુરમાં એક મીલ ચલાવેછે, અને મુંબાઇની શ્રીરામ મીલમાં એક ભાગીદાર છે.

શેઠ નસરવાનજી રોજ ૧૯મો માહ ૧૨મો સાલ ૧૨૮૨ના રોજ ગુજર્યા હતા.

**શેઠ દોરાબજી ફરામજી તંબોલી**—જન્મ તા. ૧૦ ઑગસ્ટ ૧૮૫૭. મરણ તા. ૫ ઑગસ્ટ ૧૯૩૩. શેઠ રતનજી એદલજી બાટલીવાલાનાં દીકરી બીખાઈજીના દીકરા. નવસારીમાં કેળવણી લઇ ૨૧ વર્ષની ઉમ્મરે શેઠ એદલજી મહેતાની ચીનની પેઢીમાં જોડાયા. સાત વરસ ફુચાઉમાં એમણે ત્યાં નોકરી કર્યા બાદ ભાગ્યા બન્યા હતા. ત્યાર બાદ હૉંગકૉંગમાં ૧૪ વરસ પોતાની ખાનગી પેઢી ચલાવી હતી. ૧૯૦૪ નાં સાલમાં પેઢી બંધ કરી નવસારી રીટાયર્ડ લાઇફ ગુજારતા હતા. શેઠ દોરાબજી મહેતા સુવાવડ ખાતાની કમિટિનાં મેમ્બર અને કેટલોક સમય પ્રમુખ હતા. મલેસરની ડાવેજર પેઢી

આવાંબાઈ જમશેદજીની દરેમહેરનાં વડા કારોબારી હતા. ૮૦ વરસની ઉમ્મરે નવસારીમાં ગુજર પામ્યા હતા.

**એર્વદ બમનજી હોરમસજી મીનાચહેર હોમજીઃ—**એમનો જન્મ ગરીબ માબાપને ત્યાં નવસારીમાં રોજ ૨૪ મે માહ ૧ લો સાલ ૧૨૩૭ ય. ઝ. તા. ૨૬ અક્ટોબર ૧૮૬૭ ના દિને થયો હતો. એઓ ૯½ વર્ષની ઉમ્મરે બોતેર હા શીખી નાવર થયા અને ૧૦½ ની ઉમ્મરે મરાતબ થયા હતા અને મોબેદી પેશો કરવાનો ઇરાદો રાખ્યો હતો. એતેફાક દિવાળીની લાઇટ જોવા મુંબઈ ગયા ત્યાં સુધી સ્કુલની કાંઈ કેળવણી લીધી હતી, પરંતુ મુંબાઇ ગયા ત્યાં એમના ભાઇએ સર જમશેદજી જીજીભાઇ સ્કુલમાં શીખવા મૂકયા. ત્યાં દર વર્ષે બબે કલાસ ચઢયા. બીજાં ગુજરાતી ધોરણથી શરૂ કરી મૅટ્રીક કલાસમાં જતા એમને ફક્ત સાડાપાંચ વર્ષ લાગ્યાં, એટલી ઝડપથી એઓ શીખ્યા હતા, પણ પછી પરિક્ષા પાસ કરવાની વાટ ન જોતાં, હાથે જાતે કમાઈ કરવાના ઇરાદાથી શેઠ જેહાંગીર સબાવાલીની કમ્પનીમાં ૧૮૮૯ માં રાવલપીંડી નોકરીએ રહ્યા. બીજેજ દહાડે એમને તેઓની મરીહીલ ઉપરની દુકાનમાં મોકલ્યા. ત્યારપછી હઝારા, ઇશીઝાઈ, મિરાન્ઝાઈ, અને ટૉચીવૅલીમાં બ્રિટીશ લશ્કરની સાથની એ કમ્પનીની દુકાનમાં કામ કર્યું. ત્યારબાદ મેસર્સ ખરશેદજી અને જામાસપજીની કમ્પનીમાં નોકરીએ રહ્યા. એ પ્રમાણે દશ વર્ષ કામ કર્યું. ૧૮૯૯ માં પોતે સ્વતંત્ર વેપાર કરવાના હેતુથી મેસર્સ શેલ ટાન્સપોર્ટ ઍન્ડ ટ્રેડીંગ કમ્પનીની પેશાવર ડીસ્ટ્રીકટમાં કૅરોસીન તેલ વેચવાની એજન્સી લીધી. આથી તેમનો દહાડો ફર્યો. જો કે પહેલેજ દહાડે તો એમને કૅરોસીન તેલના બે ડબ્બા જાતે ઉંચકીને ગામમાં તેલ વેચવું પડયું હતું, પરંતુ મક્કમ નિશ્ચય રાખી ખડતલ કામ કરવાથી તેમને ધંધામાં સારી ફતેહ મળી. સને ૧૯૦૧ માં પ્રોફેસર જૅકસન પેશાવર આવ્યા તેમની સાથે મુલાકાત કરી, વાતચિત કરી, તે ઉપરથી પારસીઓના ઇતિહાસની વધુ શોધખોળ કરવા એક ટુકડી ઇરાન મોકલવાનો ઇરાદો એમને સુઝ પડયો અને તે માટે એમણે એક ફંડ ઉભું કરવાની તજવીજ કરી પરંતુ મુંબાઇની પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબો તરફથી જોઇતું ઉત્તેજન ન મળવાથી વિચાર પડતો મૂકવો પડયો. એમ છતાં પણ એમણે કોમના હિતની બાબતો જેવી કે "કોમમાંથી ગરીબાઇ નાબુદ કરવાના ઇલાજો", "કરેલી સખાવતો ઉપર કેમ અંકુશ રાખવો" વિગેરે ઉપર રસાલા લખાવી તેમાં સૌથી સરસ માલમ પડે તેને ઇનામો પોતાની ગીરોથી આપી તે છપાવી પારસીઓમાં છુટથી મુફત વહેંચતા હતા. ૧૯૦૯ માં પેશાવરની આરામગાહના કમ્પાઉન્ડમાં મરણ તેમજ ખુશાલીના પ્રસંગે તથા બંદગી કરવા માટે એક જાહેર હૉલ બાંધ્યો હતો, તે હજી સુધી પેશાવરમાં આવતા પારસીઓને ઉતરવા માટે નજીવું દામ લઇ ધર્મશાળા તરીકે વાપરવામાં આવે છે. એમને દમનો મરજ હોવાથી દાકતરની સલાહ મુજબ ૧૯ ૯ ના અકટોબરમાં એકદમ કરાંચી જવું પડયું. ત્યાં પણ "યન્ગ મેન્સ ઝોરોઍસ્ટ્રીઅન ઍસોસીએશન "ની દેખરેખ નીચે કોમી સવાલો ઉપર રસાલા લખાવવા માટે ઇનામો આપવાનું શરૂ કર્યું. કરાંચીમાં છુટક છુટક સુમારે ૨૫૦૦૦) રૂ. ની સખાવતો કરી અને ત્યાંની " હિરજી કાકાની દરેમહેર "ના વહિવટમાં ઘણો ઉત્સાહ

દેખાડવાથી એમને તે દરમહેરના એક ટ્રસ્ટી નિમવામાં આવ્યા, અને પોતાની જીંદગી સુધી તે કાર્યમાં મચ્યા રહ્યા. ૧૯૩૧ માં એમને કરાંચીની અન્જુમનના પણ એક ટ્રસ્ટી નિમવામાં આવ્યા અને તે હોદ્દો પણ એમણે છેવટ સુધી ભોગવ્યો હતો. ૧૯૩૪ માં એમણે કરાંચીમાં કાંઈ સખાવત માટે મોટી રકમ આપવાના ઇરાદાથી તે રકમ શામાં ખર્ચવી તે માટે એક મીટીંગ બોલાવી આગેવાન પારસીઓનું મત માંગ્યું. સામાન્ય અભિપ્રાય પારસીઓ માટે એક હૉસ્પીટલ બાંધવાનો થયો તે ઉપરથી એમણે સવાલાખ રૂપીયાની રકમ પંચાયતના ટ્રસ્ટીઓને હવાલે કરી. પરિણામે ૧૯૩૫ માં ઓરદાદ સાલને દિને "જમનશા મીનોચહેર હોમજી હૉસ્પીટલ" ગરીબ પારસીઓ માટે ખોલવામાં આવી. તેમાં બહુજ નજીવ દામે દવા આપવામાં આવે છે. એટલુંજ નહીં પણ ત્યાં દર્દીઓને રાખી સારવાર કરવા માટે ચાર બિછાના રાખવામાં આવ્યાં છે. એઓ તબિયતના કારણે વિલાયત ગયા હતા ત્યાંથી પરત આવતાં કરાંચીની નજદીક સ્ટીમરમાંજ રોજ ૩ જે માહ ૨ જે સાલ ૧૩૦૫, તા. ૯ અકટોમ્બર ૧૯૩૫ ના દિને ૬૮ વર્ષની ઉમ્મરે ગુજર્યા હતા.

**શેઠ કેરસાસ્પજી ધનજીભાઈ વાંદરીવાલા**—જન્મ તા. ૯ ઑગસ્ટ સને ૧૮૫૫. મરહુમ શેઠ પેસ્તનજી રતનજી વાંદરીવાલાનાં ત્રણ છોકરાઓમાં સર્વેથી નાના દીકરા હતા. એમનાં પીતાજી ગુજર્યો ત્યારે એમની ઉમર ૧૧ માસની હતી, તેથી એમનાં કાકા મરહુમ ધનજીભાઇને છોકરા નહીં હોવાથી પોતાના પાલક તરીકે એમને ઉછેરી મોટા કર્યા હતા. અને પોતાની સર્વે મીલકત એમને જ વારસામાં આપી ગયા હતા.

શેઠ કેરસાસ્પજીએ સર જમશેદજીની સ્કુલમાં વહેવારૂ કેળવણી લઇ વેપારી કેળવણી, નામું વિગેરે શીખી પોતાનાં બાપીકા ધંધામાં પડ્યા હતા. એઓ પાકા ધર્મચુસ્ત હતા. શરૂઆતથી તે જીંદગીની સાંજ સુધી એઓ રોજ આતસબહેરામ સેજદો કરવા જતા હતા. શરૂઆતમાં એઓએ દારૂ તાડીનાં આબકારી કૉન્ટ્રાક્ટો લેવા માંડયાં હતાં, અને દારૂ ગાળવાની ભઠ્ઠીઓ પણ રાખી હતી. પાછળથી જ્યારે ફડ સીસ્ટમ થઈ ત્યારે બીલીમોરાવાલા શેઠો ટાટા તથા ગ્યારાની કું. સાથે જોડાયા હતા. પાછળથી જમીનદારી અને ચરાડી ધંધો ચાલુ રાખ્યો હતો. એઓ માટે એવું કહેવાય છે કે પોતાની જમીન જેઓ ખેડતા તેઓને હંમેશ નિભાવી લેતા અને કોર્ટની ઉપર પણ ફરીયાદ માંડી હતી નહી.

મરહુમ મહેસરની અન્જુમનનાં એક ટ્રસ્ટી તરીકે લાંબો વખત રહ્યા હતા. અને પારસીઓમાં કંઈ પણ અતફેરી જણાતી કે તુરત એઓ વચમાં પડી ધરમેજે નીવેડો લાવતા. મરહુમે જશને રૂઝે બહેરામનાં શરૂઆતથી તે જીવ્યા ત્યાં સુધી ખજાનચી તરીકે વહીવટ કર્યો હતો. એમનાં પ્રમાણીકપણાને લઇ નવસારીનાં સર્વે કોમમાં એમનો દરજ્જો સચવાઈ રહ્યો હતો. એઓ રોજ ૭ મો માહ ૪ સને ૧૩૦૪ યઝદેઝર્દી તા. ૧૨ ડીસેમ્બર ૧૯૩૫ ને દીને નવસારી ખાતે ૮૦ વરસની ઉમ્મરે હક થયાં હતા.

**વડા દેસાઈજી મહેરવાનજી આદરજી**—એઓ પુન્ય દેસાઇજી ખુરશેદજી બાપાના ૧૮ મા જાનશીન હતા.

એમના બાવા આદરજીએ બત્રીશ વર્ષ સુધી તારાપોર, વસઇ, વિરમગામ વગેરે ઠેકાણે રેલ્વેને ખડી પૂરી પાડવાનું કામ કર્યું હતું. તેમણે મરહુમને એવી નસીયત કરી

હતી કે નસાસાલારો તથા કોઇ પણ કોમની વિધવા બાઇના કેસ વગર ફીએ ચલાવવા.

જન્મ તા. ૨૦મી માર્ચ ૧૮૬૪ (રોજ ૨૯, માહ ૬ શે. ૧૨૩૩)ને દીને થયો હતો.

એઓ ૧૮૮૭ માં વડોદરા રાજ્યના મુખત્યાર તથા રેજીસ્ટ્રેશનની બન્ને જૂદી જૂદી પરીક્ષામાં, એક જ વર્ષમાં ફતેહમંદ થયા હતા. તા. ૭ મી જુન ૧૮૮૯ ને દીને એઓ ગાયકવાડી વકીલોની પરીક્ષામાં ડીસ્ટ્રીક્ટ વકીલ તરીકે પસાર થયા હતા.

આ પછી એઓએ વડોદરા રાજ્યમાં વકીલાત કરવાની સનદ મેળવી હતી. એઓ પોતાના ધંધામાં બહુ ખંતીલા હતા, અને બનતાં સુધી પક્ષકાર વચ્ચે સમજુતી કરાવતા-ખાસ કરીને છુટાછેડાના કેસમાં-ધણીધણીઆણી વચ્ચે ફારગતીનું લખત કરાવી તેમને છુટાં કરતા, અને એવી રીતે એઓએ ઘણી મોટી સંખ્યામાં ફારગતીઓ કરાવી હતી, ૧૯૧૦ માં મુંબઈની પારસી મૅત્રીમોન્યલ કૉર્ટમાં મરહુમ જસ્ટીસ દીનશાહ દાવર સન્મુખ એવી ફારગતીનો કેસ ગાયકવાડી રાજ્યના રહીશો વચ્ચેનો આવ્યો હતો, તેમાં મરનાર મહેરવાનજીની જુબાની ફારગતીની બાબતમાં કમીશનથી લેવામાં આવી હતી.

નવસારીની વડી દરેમહેર તથા તેમાં થતાં ક્રિયાકામોની મોતેબરી જાળવવાનું એકત્ર ફંડ તા. ૨૨ મી જુલાઈ ૧૯૦૭ ને દીને અન્જુમને મળી ઉભું કીધું હતું તે સંબંધે નિમાયેલી કમીટીમાં બીજાઓ જોડે મરહુમ મહેરવાનજી દેસાઈની પણ નિમણુક થઇ હતી.

નવસારી ખાતે બગરસાથ મોબેદોને બરશનુમ લેવાનો બરસીંગો અને તેને લગતી જમીન ઉપર ફરતા તારના કઠેરા તથા દરવાજો શેઠ મહેરવાનજી દેસાઇએ પોતાને ખર્ચે કરાવી તેને લગતું જશન તા. ૧૬ મી મે ૧૯૩૭ ને દિને કીધું હતું.

૧૯૦૮માં નવસારીના સમસ્ત જરથોસ્તીઓના જનરલ ફંડની લૉન રૂ. ૧૪,૦૦૦ ની ઘણા ટ્રસ્ટીઓનાં નામ પર હતી તે બાકીના ટ્રસ્ટીઓ ગુજરી જવાથી ફકત એકનાજ નામ પર રહી હતી. એ બાબત દેસાઈજી મહેરવાનજીએ હાથ ધરી એ લોનને લગતો ઘટતો કાયદાસર બદોબસ્ત કરાવ્યો હતો.

૧૯૧૧ માં એમના ભત્રિજાઓ બરજોરજી તથા એદલજીના નાવર પ્રસંગે એમની બીનસ્વાર્થી સેવાની કદરસનાશીમાં નવસારીની વડી દરેમહેરમાં કામ કરતા મોબેદોએ એમને માનપત્ર અને શાલ અર્પણ કર્યાં હતાં.

૧૯૧૧ માં એઓ ઉપર એવો આરોપ લાવવામાં આવ્યો હતો કે મરહુમ બાઇ રતનબાઈ એદલજી બામજીએ નવસારીનાં આતશબહેરામમાં મુકવા માટે એક લેમ્પ એઓને આપ્યો હતો. તે એઓએ ત્યાં નહિ મુકતાં સામેની દેસાઈજીની હવેલીમાં મુકયો હતો, આ બાબતના મુકદમામાં અપીલમાં મી. મહેરવાનજીની તરફેણમાં ચુકાદો આવ્યો હતો.

૧૯૧૬ માં એઓએ બબે કૉર્ટોએ લડી મોબેદીપક્ષ પરનો ઇન્કમટૅક્ષ રદ કરાવ્યો હતો.

એમણે પોતાના લાગવગ અને અત્યંત કુનેહ કારસાજીથી કેળવણી માટે હજારો રૂપીયા ભેગા કરી " ખુરશેદજી બાપા ગરીબ વિદ્યાર્થી કેળવણી ફંડ " સ્થાપી અતી પુણ્યનું કામ પાર પાડયું હતું. આ ફંડ એઓએ દુરઅંદેશી વાપરી મુંબઇની પારસી પંચાયતને ૧૯૩૦ ના ઑગસ્ટ માસમાં સ્વાધીન કર્યું હતું. આ ફંડ વધી હાલ અરધો લાખ ઉપર ગયું છે.

વડોદરા રાજ્યના પારસીઓના વારસા, હિસ્સા અને લગ્ન, તલાકના કાયદાનો એક ખરડો, જે શેઠ દીનશાહ રતનજી દાજીએ ધારાસભામાં રજુ કર્યો હતો. તે માટે અન્જુમને નિમેલી કમીટીમાં એમની નિમણૂક કરવામાં આવી હતી.

એમની સાર્વજનિક સખાવત—તા. ૧૮ મી જાન્યુઆરી ૧૯૨૮ ને દીને ખુરશેદજીબાપાની ૧૫૦ મી જયંતી આ દેશના જૂદા જૂદા ભાગોમાં, ચીન, બર્લીન, પૅરીસ જાપાનમાં પારસીઓએ ઉજવી હતી, તેજ માફક નવસારીમાં એક જંગી મેળાવડો થયો હતો, જેનું પ્રમુખસ્થાન લેવા વડોદરાના રાજકુમાર ખાસ હાજર થયા હતા. આ પ્રસંગે મરનાર મી. મહેરવાનજી દેસાઇએ પોતે રૂ. ૫,૦૦૦ ની સખાવત કરી હતી, જેમાંથી રૂ. ૨,૦૦૦ પારસી વિદ્યાર્થીઓ માટે અને બાકીની રકમ હીંદુ તથા મોહમેડન વિદ્યાર્થીઓની સ્કુલ ફી આપવામાં વાપરવામાં આવે છે.

મરહુમ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની ડાયમંડ જ્યુબીલીતી ખુશાલીમાં એમને "સાર્વજનીક કામોમાં પ્રવૃત્તી કરનાર ગૃહસ્થ" તરીકે ઓળખાવી એક રૂપાનો ચાંદ ઍનાયત કરવામાં આવ્યો હતો.

નવસારીના દેશાઇ મીનોચહેરજી પાહલનજી તા. ૬ ઠી ઓગસ્ટ ૧૯૩૭ ને દીને ગુજરવાથી મોટા દેસાઇજીનાં ખાન્દાનમાં અસલથી ચાલતા આવેલા રિવાજ મુજબ મહાન દેસાઇજી સાહેબ ખુરશેદજી બાપાની પુરાણી ગાદી તથા અકાબરી ઉપર શેઠ મહેરવાનજી દેસાઈ ૭૪ વરસની ઉમ્મરે બિરાજમાન થયા હતા.

આ નિમણૂક માટે નવસારીમાં તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૩૭ ને દીને પરકોમની એક જંગી સભાએ એમને મુબારકબાદી આપવા માટે એક ભવ્ય મેળાવડો પ્રાંતના સુબા રા. રા. બાળારામ વી દેસાઇનાં પ્રમુખપણા હેઠળ થયો હતો. આ પ્રસંગે એમને સંખ્યાબંધ શાલો અને પર્સ ઍનાયત થઇ હતી.

એમની આ નિમણૂક પછી એઓ પહેલવહેલા વડા દેસાઇજી તરીકે મરહુમ દસ્તુર ડૉ. જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પ આશાનીની નીરંગદીનની ક્રિયામાં હાજર થવાને મુંબઈ પધાર્યા હતા ત્યારે એમને તા. ૧૭ મી અકટોબર ૧૯૩૭ ને દીને મુંબઇમાં કામાબાગમાં એમના વખાણનારાઓએ એક માનપત્ર આપ્યું હતું.

*૧૮૯૭ થી એમની નિમણૂક એમનાં કુટુંબનાં જૂદાં જૂદાં ત્રણ ફંડોના સૅક્રેટરી* તરીકે થઈ હતી. તેની રૂએ એઓએ એ ફંડોની આવકમાં મોટો વધારો કર્યો હતો. એજ માફક એઓએ દેસાઇ કુટુંબના વજીફાઓને સાચવવા માટે ભારે મહેનત લઇ ટ્રસ્ટડીડ કરાવ્યું હતું.

એમનું મરણ રોજ ૧૫ મો માહ ૬ ઠ્ઠો સાલ ૧૩૦૯ યઝદેઝર્દી, તા. ૧૭ ફેબ્રુઆરી ૧૯૪૦ ના રોજ થયું હતું.

તા. ૧૯ ફેબ્રુઆરી ૧૯૪૦.

આજરોજ દેસાઈ મહેરવાનજીના ઉઠમણામાં વડા દસ્તુરજીની તબીયત નાદુરસ્ત હોવાથી તેમની ફરમાસથી માનવંત ભગર અન્જુમન તરફથી **દેસાઇ રૂસ્તમજી જમશેદજીની** વડા દેસાઇ તરીકે નિમણૂક જાહેર કરી નાયબ દસ્તુર દીનશાજીએ તેમને શાન ઓઢાડી હતી, અને પોતાના વડીલો માફક બીજા અકાબર તરીકે અન્જુમનના પક્ષમાં

[illegible] પ્રમ કરવાની ઉમેદ બતાવી હતી. દેસાઇજી રૂસ્તમજી જેઓ દાદાભાઇ તાતા એંગ્લો ગાર્ડ્‌ઝુસર સ્કુલના રિટાયર્ડ હેડમાસ્તર છે તેમણે તે પ્રમાણે વર્તવાનો પોતાનો વિચાર દર્શાવ્યો હતો અને પોતાની નાદુરસ્ત તબિયતને લીધે જાહેર મિજલસોમાં ભાઇ જેહાંગીરજી બરજોરજી દેસાઇ પોતાની વતી કામ કરશે એવું જાહેર કીધું હતું. મર્હુમ મહેરવાનજીનું નામ જાહેર જશનોમાં લેવા માટે નાયબ દસ્તુરજીએ અન્જુમનને ફરમાસ કરી હતી.

તા. ૨૦ ફેબ્રુઆરી ૧૯૪૦.

આજરોજે **શેઠ કેકોબાદ રતનજી દાણુએ** પોતાના મર્હુમ બાવાજીની બાજને દહાડે બ્યારાની હાઇસ્કુલમાં સાયન્સ હૉલ બાંધવા માટે રૂા. ૫૦૦૦), લાઇબ્રેરી માટે ૨૦૦૦) તથા કલૉક ટાવર બાંધવા માટે ૧૦૦૦)ની રકમો આપી તે હૉલનો પાયો **શ્રીમંત પીલાજીરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડ** તે નવસારી પ્રાંતના સુબા સાહેબને હાથે નાખવાની ક્રિયા કરાવી હતી, અને તે હૉલને શેઠ રતનજી ફરામજી દાણુનું નામ આપવાનું ઠરાવ્યું હતું. વળી અત્રેની દાણુ જનરલ હૉસ્પીટલમાં એક ઍસીસ્ટંટ દાક્તર તથા એક વધારાની નર્સ રાખવા માટે જરૂર હોય ત્યાં સુધી દર વર્ષે રૂા. ૨૦૦૦) આપવા અને ખોટ આવે તે ભરી આપવા જાહેર કર્યું. એ શિવાય એજ હૉસ્પીટલના વપરાશ માટે સુમારે રૂ. ૧૫૦૦)નું "વાયોલેટ રે મશીન" પણ અપાવ્યું.

**શેઠ હોરમસજી ફરેદુનજી મુલ્લાં**:—એઓ રાઇટ ઑનરેબલ સર દીનશા મુલ્લાના ભાઇ હતા. એમણે શરૂઆતમાં સર જમશેદજી જીજીભાઈ બીનેવૉલેન્ટ ઈન્સ્ટીટયુશનમાં પોતાના બાવાના હાથ નીચે કેળવણી લઈ મૅટ્રીક થઇ ઍલ્ફીન્સ્ટન કૉલેજમાં જોડાયા. ત્યાં એક સારા વિકેટ કીપર તથા સ્લૉગર તરીકે ફાસ્ટ બૅટીંગ કરી ક્રિકેટમાં સારી નામના મેળવી હતી. ત્યારબાદ સોલીસીટરની પરિક્ષા પસાર કરી મુલ્લાં ઍન્ડ મુલ્લાંની કંપનીમાં જોડાઇ ઘણું સારું કામ કરતા હતા. પોતાના ભાઇ દાદી મુલ્લાંની સાસાનિયન કલબમાંથી, સ્પેન્સર કપની મૅચોમાં વારંવાર ઉતરતા હતા અને તે વખતની ટ્રાએન્ગ્યુલર મૅચમાં પારસીઓ તરફથી રમતા હતા. સને ૧૯૧૧માં ઇગ્લંડ મૅચ રમવા ગયલા ટીમમાં એમને ચુંટી કાઢવામાં આવ્યા હતા. ત્યાં સારા વિકેટ કીપર તરીકે ઉપયોગી થવા ઉપરાંત ત્યાંની કેટલીક સારી કાઉન્ટી ટીમો સામે ફાસ્ટ સ્કોરીંગ કરવાથી તેઓ "પારસી જેસપ"ના નામથી ઓળખાવા માંડયા હતા. તેઓ [illegible] આઠમે નંબરે દાવ લેવા આવી "હરીકેન બૅટીંગ"કરી [illegible]ર બાઉન્ડરીઓ [illegible] રીઓ ઠોકી કાઢતા તે જોવામાં તમાસબીનોને ખ[illegible] મળતી હતી.

આ પ્રમાણે ફર્સ્ટ કલાસ ક્રિકેટમાંથી નીકળી જવા છતાં બહારગામની અનેક ટીમોમાં ભાગ લેતા હતા અને દેવલાલી, પુના, ભાવનગર, રાંદેર વિગેરે ઠેકાણે રમવા જઇ પોતાના મળતાવડા અને હસમુખા સ્વભાવથી બધાનું માન તથા પ્યાર જીતી લેતા હતા.

સને ૧૯૨૯માં શેઠ ફેરોઝશાહ કાવસજી દીનશાની બેટી સાથે એમના લગ્ન થયાં હતાં, સને ૧૯૩૮માં હિંદની મધ્યસ્થ સરકારે મુંબાઇમાં પોતાના સોલીસીટર નિમ્યા હતા.

એઓને આંતરડા ઉપર કાંઇ ઑપરેશન કરવામાં આવ્યું હતું પરંતુ સ્થિતિ વધારે ગંભીર થતી જઇ તા. ૮ જાનેવારી ૧૯૪૦, રોજ પાંચમો માહ પાંચમા સાલ ૧૩૦૯ના દિને ગુજર્યા હતા. પાયદસ્ત વખતે લોકોની જબર ઠઠ ભેગી થઇ હતી અને એમના માનમાં મુલ્લાં એન્ડ મુલ્લાંની ઑફીસ, એલ્ફીન્સ્ટન કલબનો બીલીઅર્ડ રૂમ અને મેદાનની નેટ પ્રેકટીસ બંધ રાખવામાં આવી હતી.

**શેઠ બેજનજી નસરવાનજી ભોટ**—જન્મ રોજ ૨૪, માહ ૧, ૧૨૪૫, ય. ઝ. મરણ રોજ ૭ માહ ૫, ૧૩૦૯, ય. ઝ. તા. ૧૦ મી જાનેવારી ૧૯૪૦.

એઓ આસરે ૫૦ વર્ષ ઉપર, નાની ઉમ્મરે એડન શેઠ દીનશાહ કાવશજી સોપારીવાલાની પેઢી પર ગયા હતા. ત્યાં સાત વરસ રેહી, જંગબાર શેઠો કાવસજી દીનશાહ અને ભાઇઓની પઢી પર રહ્યા હતા. ત્યાં ચાર વરસ રહી નવસારી આવી મલાયા સ્ટેટના ધપોહ પેરીક વગેરે જગ્યાની મુસાફરી કરી હતી. ત્યાંથી ડર્બન, નાતાલ તરફ ગયા હતા. તેજ અરસામાં એઓના ભાઈ હોરમજીએ એડન ખાતે ઍચ બોટની કું. ને નામે વેપાર ખોલ્યો હતો, અને તેમાં એમની જરૂર જણાવાથી ડર્બનથી બોલાવી લઇ પોતાની કુ. માં ભાગીદાર બનાવ્યા હતા, અને ત્યાંથી સાલ ૧૯૩૦ માં રીટાયર્ડ થઇ નવસારી ખાતે આવ્યા હતા. છેલ્લી લડાઇ વખતે ટર્કી લશ્કર લહાજમાં આવતું હતું તેમાં એઓ સપડાઇ ગયલા અને જેમ તેમ તેઓની સાથે જ જોડાઇ એડનમાં સહીસલામત આવ્યા હતા.

એઓ ખુશમીજાજી હોઇ કલગી તોરાનાં ખ્યાલો બુલંદ અવાજે ગાતા હતા, અને સામા ગાનારાઓને તુરત જ તેજ મુજબનો ખ્યાલ ગાઇ જવાબ આપી ચુપ કરી નાખતા હતા. એડન ખાતે જ્યારે પણ શેઠીયાએ મીજબાની કરવા સેખ ઉસમાન ઉતરી પડતા ત્યાં એઓની હાજરી તો ખરી જ. તરેહવાર ટહુકા ટુચકાથી એવું બોલતા કે જમે એવો ગમગીન થએલો માણસ પણ જરાવાર ગમ છોડી એઓની ગમત સાંભળી ખુશી થતો. નવસારી ખાતે એઓ હંમેશ મહેતા કલબમાં જ મજાહ ભોગવતા અને પોતાનાં દોસ્તોને દરરોજ કંઇને કંઇ બોલી ગમ્મત આપતા હતા. એઓના ગુજરવાથી એઓનાં સગાંવ્હાલા અને મીત્રમંડળમાં ઘણી જ ગમખ્વારી પેદા થઇ છે. એઓમાં ઘણો જ સરસ ગુણ એ હતો કે કોઇ પણ ગરીબ માણુસની ગરીબાઈ જાણમાં આવતાં પોતાથી બને એટલી મદદ કરતા એટલું જ નહી પણ પોતાના દોસ્ત આસનાવો પાસે પણ પૈસા માંગી લઇ તે ગરીબને ઘર જઇ આપી આવતા. એઓ છુપી રીતે પોતાનાં સગાંવ્હાલાંઓ તેમજ કોઇ પણ ગરીબને દર માસે જમણા હાથે આપતા તે ડાબા હાથને ખબર પડવા દેતા હતા નહી. ખરે જ મબેસર ફળિયાએ એક દીલસોજ શહેરી ગુમાવ્યો છે. એમની પાએદસ્ત અને ઉઠમણાની મીજલસ મોટી ભરાઇ હતી,

રહી કામ કરવાની ઉમેદ બતાવી હતી. દેસાઇજી રૂસ્તમજી જેઓ દાદાભાઇ તાતા એંગ્લો વર્નાક્યુલર સ્કુલના રિટાયર્ડ હેડમાસ્તર છે તેમણે તે પ્રમાણે વર્તવાનો પોતાનો વિચાર દર્શાવ્યો હતો અને પોતાની નાદુરસ્ત તબિયતને લીધે જાહેર મિજલસોમાં ભાઇ જેહાંગીરજી બરજોરજી દેસાઇ પોતાની વતી કામ કરશે એવું જાહેર કીધું હતું. મર્હુમ મહેરવાનજીનું નામ જાહેર જશનોમાં લેવા માટે નાયબ દસ્તુરજીએ અન્જુમનને ફરમામ કરી હતી.

તા. ૨૦ ફેબ્રુઆરી ૧૯૪૦.

આજરોજ **શેઠ કેકોબાદ રતનજી દાબુએ** પોતાના મર્હુમ બાવાજીની બાજને દહાડે વ્યારાની હાઇસ્કુલમાં સાયન્સ હૉલ બાંધવા માટે રૂા. ૫૦૦૦), લાઇબ્રેરી માટે ૨૦૦૧) તથા ક્લૉક ટાવર બાંધવા માટે ૧૦૦૦)ની રકમો આપી તે હૉલનો પાયો **શ્રીમંત પીલાજીરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડ** તે નવસારી પ્રાંતના સુબા સાહેબને હાથે નાખવાની ક્રિયા કરાવી હતી, અને તે હૉલને શેઠ રતનજી ફરામજી દાબુનું નામ આપવાનું ઠરાવ્યું હતું. વળી અત્રેની દાબુ જનરલ હૅાસ્પીટલમાં એક ઍસીસ્ટંટ દાક્તર તથા એક વધારાની નર્સ રાખવા માટે જરૂર હોય ત્યાં સુધી દર વર્ષે રૂા. ૨૦૦૦) આપવા અને ખોટ આવે તે ભરી આપવા જાહેર કર્યું. એ શિવાય એજ હૉસપીટલના વપરાશ માટે સુમારે રૂ. ૧૫૦૦)નું " વાયોલેટ રે મશીન " પણ અપાવ્યું.

**શેઠ હોરમસજી ફરદુનજી મુલ્લાં:**—એઓ રાઇટ ઑનરેબલ સર દીનશા મુલ્લાના ભાઇ હતા. એમણે શરૂઆતમાં સર જમશેદજી જીજીભાઈ બીનેવૉલેન્ટ ઈન્સ્ટીટ્યુશનમાં પોતાના બાવાના હાથ નીચે કેળવણી લઈ મૅટ્રીક થઇ ઍલ્ફીન્સ્ટન કૉલેજમાં જોડાયા. ત્યાં એક સારા વિકેટ કીપર તથા સ્લૉગર તરીકે ફાસ્ટ બૅટીંગ કરી ક્રિકેટમાં સારી નામના મેળવી હતી. ત્યારબાદ સોલીસીટરની પરિક્ષા પસાર કરી મુલ્લાં ઍન્ડ મુલ્લાંની કંપનીમાં જોડાઇ ઘણું સારૂં કામ કરતા હતા. પોતાના ભાઇ દાદી મુલ્લાંની સાસાનિયન ક્લબમાંથી, સ્પેન્સર કપની મૅચોમાં વારંવાર ઉતરતા હતા અને તે વખતની ટ્રાએન્ગ્યુલર મૅચમાં પારસીઓ તરફથી રમતા હતા. સને ૧૯૧૧માં ઇગ્લંડ મૅચ રમવા ગયલા ટીમમાં એમને ચુંટી કાઢવામાં આવ્યા હતા. ત્યાં સારા વિકેટ કીપર તરીકે ઉપયોગી થવા ઉપરાંત ત્યાંની કેટલીક સારી કાઉન્ટી ટીમો સામે ફાસ્ટ સ્કોરીંગ કરવાથી તેઓ " પારસી જેસપ "ના નામથી ઓળખાવા માંડ્યા હતા. તેઓ સાતમે આઠમે નંબરે દાવ લેવા આવી " હરીકેન બૅટીંગ "કરી ઑવર બાઉન્ડરીઓ અને બાઉન્ડરીઓ ઠોકી કાઢતા તે જોવામાં તમાસબીનોને ખરેખરી મોજ મળતી હતી.

એકવાર પોતાના કૅપ્ટન ડા. મહેલ્લાશાહ પાવરી માટે સને ૧૯૧૩ની સાલમાં તેમની સીલ્વર જ્યુબીલી વખતે જે " કૅાકસ " બનાવવામાં આવ્યો હતો તે વખતે એમણે ડા. પાવરીને થતા ગેરઇન્સાફ માટે મજબુત પ્રોટેસ્ટ ઉઠાવ્યો હતો અને જો ડા. પાવરીને કૅપ્ટન નહીં નિમવામાં આવે તો પોતે પણ મેચમાં ભાગ નહીં લેશે એમ સીલેકશન કમિટિને સાફસાફ જણાવ્યું હતું, પછી ડા. પાવરીની ઘણી સમજાવટ છતાં મર્હુમે પોતાના બોલને વળગી રહી ટ્રાએન્ગ્યુલર ટુર્નૅમેન્ટમાં ત્યારપછી બિલકુલ ઉતર્યા ન હતા તેથી પારસી ટીમને મજબુત ખોટ માલમ પડી હતી.

આ પ્રમાણે ફસ્ટ કલાસ ક્રિકેટમાંથી નીકળી જવા છતાં બહારગામની અનેક ટીમોમાં ભાગ લેતા હતા અને દેવલાલી, પુના, ભાવનગર, રાંદેર વિગેરે ઠેકાણે રમવા જઇ પોતાના મળતાવડા અને હસમુખા સ્વભાવથી બધાનું માન તથા પ્યાર જીતી લેતા હતા.

સને ૧૯૨૯માં શેઠ ડેકોબાદ કાવસજી દીનશાની બેટી સાથે એમના લગન થયાં હતાં, સને ૧૯૩૮માં હિંદની મધ્યસ્થ સરકારે મુંબાઈમાં પોતાના સોલીસીટર નિમ્યા હતા.

એઓને આંતરડા ઉપર કાંઇ ઑપરેશન કરવામાં આવ્યું હતું પરંતુ સ્થિતિ વધારે ગંભીર થતી જઇ તા. ૮ જાનેવારી ૧૯૪૦, રોજ પાંચમો માહ પાંચમા સાલ ૧૩૦૯ના દિને ગુજર્યા હતા. પાયદસ્ત વખતે લોકોની જબર ઠઠ ભેગી થઇ હતી અને એમના માનમાં મુલ્લાં એન્ડ મુલ્લાંની ઑફીસ, ઍલ્ફીન્સ્ટન કલબનો બીલીઅર્ડ રૂમ અને મેદાનની નેટ પ્રેક્ટીસ બંધ રાખવામાં આવી હતી.

**શેઠ બેજનજી નસરવાનજી ભોટ**—જન્મ રોજ ૨૪, માહ ૧, ૧૨૪૫, ય. ઝ. મરણ રોજ ૭ માહ ૫, ૧૩૦૯, ય. ઝ. તા. ૧૦ મી જાનેવારી ૧૯૪૦.

એઓ આસરે ૫૦ વર્ષ ઉપર, નાની ઉમ્મરે એડન શેઠ દીનશાહ કાવસજી સોપારીવાલાની પેઢી પર ગયા હતા. ત્યાં સાત વરસ રહી, જંગબાર શેઠ કાવસજી દીનશાહ અને ભાઇઓની પઢી પર રહ્યા હતા. ત્યાં ચાર વરસ રહી નવસારી આવી મલાયા સ્ટેટના ઇપોહ પેરીક વગેરે જગ્યાની મુસાફરી કરી હતી. ત્યાંથી ડર્બન, નાતાલ તરફ ગયા હતા. તેજ અરસામાં એઓના ભાઈ હોરમજીએ એડન ખાતે ઍચ બોટની કુા. ને નામે વેપાર ખોલ્યો હતો, અને તેમાં એમની જરૂર જણાવાથી ડર્બનથી બોલાવી લઇ પોતાની કુા. માં ભાગીદાર બનાવ્યા હતા, અને ત્યાંથી સાલ ૧૯૩૦ માં રીટાયર્ડ થઇ નવસારી ખાતે આવ્યા હતા. છેલ્લી લડાઇ વખતે ટર્કી લશ્કર લહાજમાં આવતું હતું તેમાં એઓ સપડાઇ ગયલા અને જેમ તેમ તેઓની સાથે જ જોડાઇ એડનમાં સહીસલામત આવ્યા હતા.

એઓ ખુશખાજજી હોઇ કલગી તોરાનાં ખ્યાલો બુલંદ અવાજે ગાતા હતા, અને સામા ગાનારાઓને તુરત જ તેજ મુજબનો ખ્યાલ ગાઇ જવાબ આપી ચુપ કરી નાખતા હતા. એડન ખાતે જ્યારે પણ શેઠીયાઓ મીજ્બાની કરવા સેખ ઉસ્માન ઉતરી પડતા ત્યાં એઓની હાજરી તો ખરી જ. તરેહવાર ટહુકા ટુચકાથી એવું બોલતા કે ગમે એવો ગમગીન થએલો માણસ પણ જરાવાર ગમ છોડી એઓની ગમત સાંભળી ખુશી થતો. નવસારી ખાતે એઓ હમેશ મહેતા કલબમાં જ મજાહ ભોગવતા અને પોતાનાં દોસ્તોને દરરોજ કંઇને કંઇ બોલી ગમ્મત આપતા હતા. એઓના ગુજરવાથી એઓનાં સગાંવ્હાલા અને મીત્રમંડળમાં ઘણી જ ગમખ્વારી પેદા થઇ છે. એઓમાં ઘણો જ સરસ ગુણ એ હતો કે કોઇ પણ ગરીબ માણસની ગરીબાઈ જાણમાં આવતાં પોતાથી બને એટલી મદદ કરતા એટલું જ નહી પણ પોતાના દોસ્ત આસનાવો પાસે પણ પૈસા માંગી લઇ તે ગરીબને ઘર જઇ આપી આવતા. એઓ છુપી રીતે પોતાનાં સગાંવ્હાલાંઓ તેમજ કોઇ પણ ગરીબને દર માસે જમણા હાથે આપતા તે ડાબા હાથને ખબર પડવા દેતા હતા નહી. ખરે જ મહેસર કુળિયાએ એક દીલસોજ શહેરી ગુમાવ્યો છે. એમની પાએદસ્ત અને ઉઠમણાની મીજલસ મોટી ભરાઇ હતી,

અને પાએદસ્ત વખતે મોટે ભાગે ઘણા જણુની આંખો ભીંજાએલી જણાઇ હતી. એમના ઉઠમણા વખતે એમની પુંજીમાંથી બેહજાર રૂપીયાની સખાવત જાહેર થઇ હતી.

**ડૉ. કુવરજી રૂસ્તમજી અવારી.**—આ એકમાર્ગી સાદા, ભલા અને તડ ને ફડ કહી દેનારા સ્વભાવના ભાઇનો જન્મ તારીખ ૧૬મી ફેબ્રુઆરી ૧૮૭૨ ને દિને થયો હતો.

ઘણીજ નાની વયે પિતાનું મરણ થવાથી તેમજ બીજા કુટુંબી સંજોગોને આધિન થઇ ગરીબ અવસ્થાને લીધે પારડીમા પોતાના મામાને ત્યાં એમણે આશરો લીધો હતો. બાળપણ ત્યાંજ ગાળ્યું હતું. ફક્ત નવજોતને માટે થોડો વખત નવસારી આવી સર જમશેદજીની સ્કુલમાં નવસારીમા ધાર્મિક શિક્ષણ લીધું હતુ. ગુજરાતીનું સાત ચોપડી સુધીનું મામાને ત્યાંજ લીધું હતું. એમનું ગુજરાતીનું જ્ઞાન આપણને અદેખાઈ લાગે તેવું છે. પારડીમાં તેજ વખતે ૧૮૮૫માં પહેલી ઇંગ્રેજી સ્કુલ સ્થાપન થઈ. ઇંગ્રેજી ચોથાં ધોરણનો અભ્યાસ પણ ત્યાંજ પુરો કીધો હતો. બપાઇ હૈયાત હોવાથી તેમજ ખાવા માટે બંદોબસ્ત થવાથી હવે એઓ પાછા નવસારી આવ્યા અને સર કાવસજી જેહાંગીર જરથોસ્તી મદ્રેસામાં વધુ અભ્યાસ માટે દાખલ થયા. મેંટ્રીક સુધીનો અભ્યાસ પુરો કર્યો. ગુંજાશ ન હોવાથી આગળ વધી શકયા નહીં કે જેથી મોટાં શહેરમાં જઈ વધુ અભ્યાસ કરે. કોઇપિણ પાસે માગવું નહીં એ નિયમ માતાએ એમનાં મગજમાં ઠસાવેલો હોવાથી અમદાવાદની મેડીકલ સ્કુલમાં દાખલ થવાનો એકજ રસ્તો ખુલ્લો હતો. પોતાની વહાલી માતાનાં ઉત્તેજન, એક ભલા હિંદુ ડાકટરે આપેલી ખાત્રીથી તેમજ સરકાર તરફની સ્કૉલરશીપ કબુલ કરી તે સ્કુલમાં પોતે દાખલ થયા. આ સરકારી મદદ સ્કુલની દાખલ થવાની પરિક્ષામાં પહેલેજ નંબરે પાસ થવાથી મળી હતી. વળી પહેલાં વર્ષના અભ્યાસની પરિક્ષામાં પહેલે નંબરે આવવાથી બીજી સ્કૉલર શીપ જે વિદ્યાર્થિઓને ઉત્તેજન આપવા માટે ખાનગી ગૃહસ્થો તરફથી દર વરસે આપવામાં આવતી હતી તે પણ જીતી ગયા હતા. ગુજરાતી તથા ઇંગ્રેજી સ્કુલમાં પણ ઇનામો તો જાણે બીજા માટે હતાં જ નહી. પારડીની ગુજરાતી તથા ઇંગ્રેજી સ્કુલમા પણ એમની ગરીબીને લીધે સ્કુલ ફી માફ હતી. તેમ લાયક થવા માટે પહેલે અથવા બીજે નંબરે પાસ થવું જોઇએ એવો કાયદો હતો. બધો અભ્યાસ ઘણીજ સતોષકારક રીતે પુરો કરી પરિક્ષામાં પહેલે નંબરે પાસ થયા અને સરકારી દવાખાનાની નોકરીનો હક્ક એમનો પોતાનો હતો તો પણ કંઇક ન ઇચ્છિવા જોગ સંજોગોને લીધે એમને તગતજ નોકરી મળી નહીં. એ વખતે ચુપ ન બેસતાં, પોતાના અભ્યાસ દરમ્યાન એક પ્રખ્યાત ફોટોગ્રાફરના સ્ટુડીયોમા જ્યાં કામ શિખવા જતા હતા ત્યાં પાછા ખાવા બદલ કામે લાગી ગયા. છ મહીના પછી સરકારી નોકરીનું તેડું આવ્યું ત્યારે એમણે એ હુન્નરનું ઘણું ઉમદા જ્ઞાન સંપાદન કીધું હતું. આ જ્ઞાન, એમને પાછળથી ઘણુંજ ઉત્તેજન મળ્યું તેનું મુખ્ય કારણ હતું. સરકારી નોકરીનું તેડું કબુલ કરી સુરતની સીવીન હૉસ્પીટલમાં નિમાયા. સુરતથી થોડાજ દહાડામાં સતારા જવાનો હુકમ આવ્યો. કૉલેરા ડયુટી કરવાની હતી. જ્યારે સંસ્કારો મળે છે ત્યારે નસીબ શું કરે છે તેનો અહીં સચોટ પુરાવો મળ્યો. સતારે આવવાને હજુ તો એક કલાક થયો નહોતો તેટલામા એક ભલા જરથોસ્તી બાઇ ( પાછળથી

વકીલ સાહેબ ) ડોશાભાઈ માણેકજી બરડી જેઓ પોતાની કલબ તરફ જતા હતા તેમણે ગાડી ઉભી રાખી અને એમની સાથે વાત કરી એમને ઘણોજ આગ્રહ કરી પોતાને બંગલે પરોણા તરીકે આવવાને કહ્યું અને સતારા ચાલીસેક દહાડા રહ્યા ત્યાં સુધી તેમનાજ પરોણા તરીકે રહ્યા હતા. કામ પુરૂં થવાથી પાછો હુકમ આવ્યો કે પુના સાસુન હૉસ્પીટલમાં જાઓ. પુને જઈ કામ ઉપર હાજર થાય તેટલાં તો ખબર પડી કે આજે બે દિવસથી એમને માટે નવી બદલીનો હુકમ થયલો છે. એ હુકમમાં લખ્યું હતું કે તરતજ કર્જત જઈ ત્યાંથી ખાલાપુર જવું અને કૉલેરા ડયુટી કરવી. સ્ટેશનનો રસ્તો લીધો અને પહેલીજ ગાડીમાં કર્જત ગયા. ત્યાં પુછતાં ખબર પડી કે ખાલાપુર તો બાર માઇલ દુર છે. હમણાં પાંચ વાગ્યા છે તેથી આજે ફક્ત અહીંથી ૭ માઇલ દુર ચોકી છે ત્યાં રાતવાસો કરી સવારે ખાલાપુર ચાલી જજો. વરસાદ ધોધમાર હતો પણ સવારે ખાલાપુર પુગી ગયા. મહાલકરીને મળ્યા તો કહે સાહેબ તમારૂં નામ સાંભળીને કૉલેરા તો પલાયન થઈ ગયો છે. તાર કરતાં ત્રીજે દહાડે જવાબ આવ્યો કે પાછા પુના સિધારો. પુને હૉસ્પીટલમાં ગયા તો ખબર પડી કે બીજો હુકમ પણ તૈયાર છે. દશ દહાડા પછી બારસી રોડ જઈ પંઢરપુર જનારાં જાત્રાળુઓનું કૉલેરીથી રક્ષણ કરો. અહી આવતાં સ્ટેશન ઉપર એકબીજા ભલાં જરથોસ્તી જીગરની મુલાકાત થઈ અને તેમનાજ મહેમાન થઈ ગયા. પંદરેક દિવસ પછી પાછા પુના આવ્યા ત્યાં સુધી તો તેમનાજ પરોણા હતા. બારસીથી આવી પુના હૉસ્પીટલમાં કામ કરવા મંડી ગયા. તે વખતે ઘણાંજ ગંભીર ગણાતાં બે ઑપરેશનમાં આપેલી મદદ જોઈ વડા દાકતર કર્નલ બર્ક સાહેબ હયરત થયા, કેમકે એમણે પોતાના જ્ઞાનનું પાણી બતાવી આપ્યું હતું અને સાહેબના ઘણાજ માનીતા થઈ ગયા હતા. મહીનાએક પછી વળી પાછો હુકમ આવ્યો કે ધારવાડ જઈ જનરલ ડયુટી કરવી. ધારવાડ જતા ટ્રેનમાં રાતના જ્યારે ઉંઘી ગયા હતા ત્યારે બાજુએ મુકેલો કોટ, પૈસા તથા ટીકીટ સાથનો કોઈ ચોરી ગયું હતું જે સવારે ઉઠયા ત્યારેજ જાણ્યું. બપોરે ત્રણેક વાગે ધારવાડનાં સ્ટેશન ઉપર ઉતર્યા અને સ્ટેશન માસ્તરને હકીકત કહી એટલે તેમની ખાત્રી થઈ અને સ્ટેશનમાંથી બહાર નિકળી સીધા ગયા સીવીલ હૉસ્પીટલમાં. જરૂરી કામ પડયે દોઢેક માઈલ દુર દિવાનાની ઇસ્પીતાલ હતી ત્યાં તેમજ પાસેજ જેલ એ બેમાંથી જ્યાં વધુ કામ હોય ત્યાં જવું પડતું હતું. ધારવાડમાં એ પ્રમાણે બે વરસ કામ કીધું. મુંબઈમાં નહેરત મરકી જાહેર થઇ અને એમને મળ્યો મુંબઇ જવાનો હુકમ. હુકમ લખવામાં ભુલ થઇ હતી તેથી તેમાં લખ્યા મુજબ એ તો ગયા હેલ્થ ઑફીસર પાસે એટલે કહ્યું તમને મુંબઇનાં "ડી" વૉર્ડમાં કામ કરવાનું છે. "ડી" વૉર્ડમાં બેએક મહીના સુધી કામ કરવા પછી ગ્રાંટરોડ સ્ટેશન ઉપર ડયુટી કીધી. ગ્રાંટરોડથી દશેક દિવસમાં બદલી થઈ પાલઘર સ્ટેશન ઉપર પૅસેન્જરોની તપાસ માટે. પાલઘરથી પાછી બદલી થઇ લાનોલી. એ દિવસોએ ભારી વરસાદને લીધે ઘાટ ઉપર ભંગાણ પડેલું હોવાથી ત્રીજે દહાડે રાત્રે લાનોલીની ટ્રેનમાં જગા લઇ સવારે લાનોલી આવ્યા. લાનોલીમાં પ્લેગ હૉસ્પીટલ, સૅગ્રેગેશન કૅમ્પ તેમજ ખંડાળા અને આજુબાજુનાં ગામડાંઓમાં જઇ તપાસ કરવાની હતી.

એક સાંજે લાનોની પાસે ડુંગારલી ગામમાં તપાસ કરતાં ગામડીઆ તોફાને ચઢયા તેથી સમયસુચકતા વાપરી લાનોલી તરફ પાછા હઠી જવું પડયું.

એડનવાળાની લાનોલીની અગીઆરી એઓ ત્યાં હતા ત્યારે પરદાઈ હતી અને તે કાર્યમાં પોતે કંઇ અદના ફાળો આપ્યો હતો. અહીંથી પુના, ધોંડ, બેલગામ, હુબલી અને ગદગથી બદલી પાછી મુંબઇ ગોકળદાસ ઇસ્પીતાલમાં થઇ હતી. ઉપરા છાપરી બદલી થવાથી સહેજ નિરાશ પણ થઇ ગયા હતા પણ હવે નોકરી કરવા સિવાય બીજો છુટકોજ નહતો. કર્નલ બર્ક રાતની વિઝીટે આવ્યા ને બોલ્યા કે મેં તારે માટે આજે બીજી ગોઠવણ કીધી છે અને ઘણું નવું શિખવાનું મળશે. આજે મેજર બૅનરમૅન તેમજ કૅપ્ટન લીસ્ટનની મુલાકાત થઇ હતી. હવે અહીંનું કામ પુરૂં થાય એટલે રોજ ત્યાંજ જજે. હૅાસ્પીટલનું કામ પુરૂં કરી ખાઇ લઇ પરેલ જતા હતા અને ત્યાં જવાને પણ લાલબાગની ટ્રામમાંથી ઉતર્યા પછી ચાલીને પરેલ જવું પડતું હતું. કોઇક જ દિવસે તો બે વખત પણ જવું પડતું હતું. આ પ્રમાણે ભલા કર્નલની માયા તેમજ મહેરબાનીથી થતું હતું ત્યારે છ સાત મહીના પછી એક દહાડો કર્નલ, સજ્જન જનરલની જેનીંગ્સ ઑફીસમાં જઇ ચઢયા અને એમની નોકરીની માગણી કીધી. કહે કે જો તે નહીં મળશે તો ધોંડ સ્ટેશન ખોલી શકાશે નહીં. આખરે સમજુતી થઈ કે ધોંડનું કામ પુરૂં થતાં એમને પાછા ગોકળદાસમાંજ મોકલવા. કામ પુરૂં થવે પાછા ગોકળદાસમાં હાજર થઈ ગયા અને રોજ પરેલ જઈ શિખવાનું કામ પણ ચાલુ કીધું. બધા સાહેબો આથી ખુશી થયા. હવે આવ્યું પેલું પ્લેગ રીસર્ચ કમીશન. પરેલના સાહેબોની ભલામણથી કમીશનના વડા તે લીસ્ટર ઇનસ્ટીટયુટ લંડનના ડાયરેકટર ડૅા. માર્ટીન અને કૅપ્ટન લીસ્ટન, કર્નલ બર્ક પાસે આવ્યા અને એમની નોકરીની માગણી કીધી કે એમને કમીશનના એક મેમ્બર તરીકે લેવાના છે અને ઘણોજ સારો પગાર આપશું. બર્ક સાહેબ કહે, હું પણ અહીંથી પુના સીવીલ સર્જન તરીકે નિમણુક થવાથી જનાર છું અને એને ત્યાં લઇ જનાર તેમજ એનાં ભવિષ્યની સારી ગોઠવણ કરનાર હતો. પણ તમે આટલું કહો છો ત્યારે હું પોતે ઘણો ખુશી છું અને મારો હક જતો કરૂં છું. ડૅા. માર્ટીને સિફારસ કરતાં લખ્યું હતું કે જો એ માણસની નોકરી તેમને ન મળશે તો લંડનથી રૂપિયા સાડી આઠસોના પગારે બીજો અમલદાર બોલાવવો પડશે, કેમકે એ માણસનું જંતુવિદ્યાનું જ્ઞાન ઘણુંજ સારૂં છે. એઓ આ કમીશનના પહેલા તેમજ છેલ્લા પારસી સભાસદ હતા. પ્લેગની બાબતનું જ્ઞાન એવું સુંદર છે કે ચીનના ડાકટર વુ. લીન ટેહ જે પ્લેગની બાબતમાં ત્યાં સત્તા સમાન છે, તે પોતાનાં પુસ્તકમાં એમના કામનો બસોએક વખત ઇસારો કરે છે. જાવાથી તેમજ હૅાલંડ અને અમેરીકાના ડૅાકટરો હજી પણ એમની સાથે પત્ર વહેવાર કરે છે અને ઘણી બાબતના ખુલાસા મેળવે છે. પ્લેગ વિગેરેની દરેક તપાસ ચાંચડ વગેરેની શોધો તેમજ સીરમ તેમજ બૅકટીરીઓફાજ અને બીજી ઘણી ઘણી જાતની દવાઓની પ્લેગની મગાઇ હૅાસ્પીટલમાં વરસો સુધી તપાસ કીધી છે. એ તપાસ અર્થે નિઝામ હૈદ્રાબાદ અને આગ્રા પણ મોકલવામાં આવ્યા હતા. ઉંદર ઉપર અખતરા કરતાં બે વખતે પ્લેગનાં જંતુઓ પોતાને જ હાથે અકસ્માતિક રીતે ટોચાઇ

